આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા : હાલ દિવાન સાહેબ : લુણાવાડા સ્ટેટ

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ



તંત્રી:
શ્રી. જયવતી દેસાઇ



વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી : બાળવિભાગ
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ. ઠક્કર



૧૨ ::: અંક ૧
...બર : ૧૯૪૭





**ડચેસ ઑફ ગ્લુસ્ટર**
બ્રિટનની હૉસ્પિટલોને સરસામાન
પુરો પાડનાર સમિતિની પ્રમુખ



**બ્રિટનની હૉસ્પિટલોમાં સ્વચ્છતાનું સુંદર કાર્ય**
હૉસ્પિટલોને સરસામાન પુરો પાડનાર મધ્યસ્થ સમિતિનાં પ્રમુખ
ડચેસ ઑફ ગ્લુસ્ટરે હૉસ્પિટલના કપડાં વિભાગની મુલાકાત લીધી
તે વખતનું દૃશ્ય.



સૌ. અવંતિકાબ્હેન આચાર્ય
જેઓ શ્રી ચીમનાબાઇ
સ્ત્રી સમાજના પ્રમુખ
ચૂંટાયા છે



પુસ્તક ૪૫મું સપ્ટેમ્બર : ૧૯૪૦ અંક ૧ લો

# દિવ્ય બંસીનાદ

રાગ બરવા તાલ ખેમટો

[ લય—સ્નેહે સંપી જંપી ભારતનાં સંતા...ન ]

કાલિંદી તીરે ઘેરી ઘેરીકુંજ માં........ય,
દિવ્ય બંસીનાદ મધુર જોને સંભળાય. (૨)

સુર સુરે જગ ઊર ચેતના જગાવતી;
જ્ઞાન સુધા પ્રેમ ભરી દીલડું ડોલાવતી.

ગજાવ્યો સખી કાનુડે અખીલ વિશ્વ માં........ય,
દિવ્ય બંસીનાદ મધુર જોને સંભળાય. (૨)

અજ્ઞાન તિમિર ઘોર ભર્યાં અંતર ઉજાળતી;
પુનિત અમર આત્મનનાં ભાન કરાવતી.

નિહાળ્યો સત્ય પંથે જીવનનો ઉદ્ધા........ર,
દિવ્ય બંસીનાદ મધુર જોને સંભળાય. (૨)

કાલિંદી તીરે ઘેરી ઘેરી કુંજ માં.......ય,
દિવ્ય બંસીનાદ મધુર જોને સંભળાય. (૨)

સૌ. કુસુમતિ ધીરજલાલ દેસાઈ

# નિમંત્રણ

[ રાસ ]

ધીરે ધીરે આવજે સખી !
ભારતના બાગમાં.
ખેલીશું રાસ હો સખી !
ભારતના બાગમાં.

ખીલંતા પુષ્પ સમ યુવાનો આવતા
માતા આઝાદીએ મસ્તક સૌ આપતા
સૌરભને સિંચતી આવજે સખી !
ભારતના બાગમાં....ધીરે ધીરે.

સત્ય અહિંસા તણા નાદો સૌ ગાજતા
સૂણીને હાકલીર હૈડાં હરખાતાં
ગાતી સ્વાધીનતા આવજે સખી !
ભારતના બાગમાં....ધીરે ધીરે.

ફરકતો ધ્વજ આજ ઉંચા આકાશમાં
ભાવિ ભારત કેરી ભવ્ય અભિલાષમાં
આશાની દિવડી જગાવજે સખી !
ભારતના બાગમાં....ધીરે ધીરે.

બંધન ગુલામી દેખી રડતી આ માવડી
આશાની જ્યોત નહિ રાતી છે આંખડી
આંસુડાં લુછતી આવજે સખી !
ભારતના બાગમાં....ધીરે ધીરે.

વીરાની હાકથી હૈડાં સૌ નાચતાં
માતા આઝાદીએ બલિઓ સૌ આપતા
મીઠાં વધામણાં લાવજે સખી !
ભારતના બાગમાં....ધીરે ધીરે.



# સ્ત્રીઓ શા માટે પરણતી હશે?

એક અંગ્રેજી લેખ ઉપરથી અનુવાદક :
શ્રી. ભાઈલાલ કિરપારામ દેસાઈ

[ પોતાના વ્યક્તિત્વ અને અંગત સ્વાતંત્ર્યનો પણ ભોગ આપી સ્ત્રીઓ લગ્ન કરી પુરુષોની તાબેદારી ઉઠાવવાનું કેમ પસંદ કરતી હશે તેનાં કારણોનું પૃથક્કરણ મનુષ્ય સ્વભાવ અને માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસી એક વિદુષી વિદેશી સન્નારીએ બહુ સુંદર રીતે કરેલું છે. એ સન્નારીના લેખમાંથી આપણી હિંદુ સમાજને બીલકુલ લાગુ ના પાડી શકે એવા ભાગોને કાઢી નાખી તથા કોઈ કોઈ ઠેકાણે આપણી હિન્દુ સમાજને બંધ બેસે એવા શબ્દો વાપરી એ લેખનો અગત્યનો ભાગ નીચે આપવામાં આવ્યો છે ]

(૧) લગભગ ૫૦ ટકા સ્ત્રીઓ લગ્ન જીવન સંબંધી બીલકુલ વિચાર કર્યા વગર માત્ર એક પ્રચલિત રૂઢીને આધીન થઈ લગ્ન કરે છે. તેઓ એમ માને છે કે સ્ત્રીના જીવનમાં લગ્ન એ તો એક ફરજીઆત કાર્યક્રમ છે. દરેક સ્ત્રીએ લગ્ન તો કરવું જ જોઈએ. આપણે લગ્ન ના કરીએ તો દુનીઆ તો એમ જ માની લે કે એને વર નહિ મળતો હોય. સ્ત્રીથી કાંઈ લગ્ન કર્યા વગર રહેવાય! કોઈ કુંવારો મરે પણ કોઈ કદી કુંવારી મરે? લગ્ન ના કરીએ તો આપણી નામોશી થાય લોકો આપણે માટે ખરી ખોટી ગમે તેવી વાતો કરે માટે આપણે લગ્ન તો કરવાં જ જોઈએ. એવી માન્યતાથી પ્રેરાઈ આ સ્ત્રીઓ વહેલામાં વહેલી તકે પરણી લે છે. અને ગમે તેવો વર મળે તેને એકદમ ઝડપી લે છે. સુભાગ્યે આવી સ્ત્રીઓ લગ્ન સુખની કાંઈ મોટી મોટી આશાઓ રાખતી નથી, લગ્ન સુખના સંબંધમાં તેઓ કાંઈ કાલ્પનિક ઘોડાઓ દોડાવતી નથી, એટલે સામાન્ય રીતે આવી સ્ત્રીઓનાં લગ્ન-જીવનો ખાસ કરીને દુઃખી નીવડતાં નથી.

(૨) કેટલીક સ્ત્રીઓ લગ્નને મનુષ્ય જીવનનો અને તેમાં ખાસ કરીને સ્ત્રી જીવનનો એક અદ્ભુત બનાવ ( Romance ) લેખે છે; લગ્ન સુખને એક દિવ્ય વસ્તુ માની લે છે, પરણવું એ તો પ્રભુતામાં પગલાં માંડવા જેવું. એવી કાવ્યમય કલ્પનાઓ તેમના હૃદયમાં વાસ કરીને રહેલી હોય છે. લગ્ન સુખની અનેક ઊર્મિઓ તેમના હૃદયમાં નિરંતર ઉભરાઈ જતી હોય છે, પતિના પ્રેમ સંબંધી તેઓ અનેક જાતની સુંદર કલ્પનાઓ કરે જાય છે અને અનેક જાતનાં સુંદર સ્વપ્નાંઓ રચે જાય છે તેમ હવાઈ કિલ્લાઓ પણ બાંધે જાય છે. આવી જાતની સ્ત્રીઓ પુરુષોના ભોળા શબ્દોથી સહેલાઈથી ભોળવાઈ જાય છે અને લગ્નની જાળમાં એકદમ ફસાઈ પડે છે. પણ લગ્ન પછી માત્ર એક બે વર્ષમાં લગ્ન જીવનના આનંદો અને સુખો સંબંધી તેમણે જે અનેરી આશાઓ રાખેલી હોય છે તે

એકદમ ભાગી પડે છે અને તેના ભુકેભુકા થઇ જાય છે. તેમના સ્વપ્નના કિલ્લાઓ એકદમ તુટી પડે છે. કારણ કે લગ્ન પછી એક બે વર્ષમાં દરેક સ્ત્રીના જીવનમાં મહાન પરિવર્તન થાય છે. એ પરિવર્તન બીજા પુરૂષોની દૃષ્ટિએ પડતું નથી પણ તેના પતિની આંખે તો તે તરત જ પડે છે. લગ્ન પહેલા જે સ્ત્રીનું સૌંદર્ય અદ્વિતીય હતું, જેની રસિકતા અજોડ હતી, જેનો સ્વભાવ આનંદી હતો, જેનો ચ્હેરો હંમેશા હસમુખો રહેતો, જેની વાણીમાં માધુર્ય હતું, જેનું સંગીત ને નૃત્ય અપ્સરાઓનું પણ અભિમાન ઉતારે એવું હતું, જેનું અભિનય હોલીવુડની નટીઓને પણ શરમાવે એવું હતું, જેનું આકર્ષણ અનિવાર્ય હતું. ટુંકામાં જે સર્વ રીતે સંપૂર્ણ હતી તેવી સ્ત્રીનું લગ્ન પછી એક બે વર્ષે એટલું બધું પરિવર્તન થયેલું એના પતિના જોવામાં આવે છે કે પહેલાના એના બધા ગુણો, એની બધી આવડતો, એનું સૌંદર્ય, એની રસિકતા બધુંએ એના પતિની દૃષ્ટિમાંથી એકદમ અલોપ થઇ જાય છે અને એક બે વર્ષ ઉપર જે સ્ત્રી અનુપમ દેખાતી હતી તે સ્ત્રી હવે માત્ર એક સામાન્ય સ્ત્રી જેવી જ તેને માલમ પડે છે. તેનો પતિ પહેલાં તેને હંમેશા દેવી, મહાદેવી, સુંદરી, મધુરી, હૃદયેશ્વરી, પ્રિયતમા, રસીલી વગેરે લાડકવાયાં ઉપનામોથી સંબોધન કરતો હતો તે હવે તો તેને માત્ર કુમુદ, કુસુમ, મંજુલા, વિજયા, મણી, તારા, એવા શુષ્ક નામથી જ બોલાવે છે અને એ નામ પહેલાં હવે તો વહાલી શબ્દ વાપરવાનું પણ તે ઘણીવાર ભૂલી જાય છે. આથી કરીને પતિપ્રેમ અને લગ્ન સુખનાં મનોરંજક સ્વપ્નાં સેવતી સ્ત્રીના હૃદય ઉપર સખત આઘાત થાય છે. અને તેનું ભવિષ્યનું લગ્નજીવન દુઃખી નીવડે છે. પતિપ્રેમ અને લગ્નસુખનાં સ્વપ્ના સેવતી આવી સ્ત્રીઓને મારી તો એવી સલાહ છે કે તેમણે કદીપણ લગ્ન કરવાં જ નહિ. સ્વપ્ન સૃષ્ટિમાં જે સુખ અને આનંદ છે તેવો પ્રત્યક્ષ સૃષ્ટિમાં નથી માટે કલ્પનાના પ્રદેશમાં વિહાર કરનાર સ્ત્રીઓએ કદી એ પ્રદેશની બહાર આવવું જ નહિ, તેમણે તો પોતાના કલ્પનાના જ પ્રેમાળ પતિ સાથે લગ્ન કરી તેની સાથે કાલ્પનિક લગ્ન સુખનો લ્હાવો નિરંતર લેયા જ કરવો.

(૩) કેટલીક સ્ત્રીઓ માત્ર રતિસુખ ભોગવવા અને પોતાની કામવાસના તૃપ્ત કરવા જ લગ્ન કરે છે. એવી સ્ત્રીઓને જો કોઇ સશક્ત અને પૌરુષેય તાકાતવાળો ફાંકડો અને લહેરી મરદ પતિ તરીકે મળે, એ કોડીલો પતિ એ સ્ત્રીને નિરંતર લાડ લડાવી તેને આનંદ આપતો રહે, અને તેની કામવાસનાને તૃપ્ત કરતો રહે, તો જ એવી સ્ત્રીઓનું લગ્નજીવન સુખી નીવડે છે. પણ એનો પતિ જો સંપૂર્ણ પુરૂષાતનવાળો લહેરી અને ફાંકડો ડોન જ્યુએન ના હોય અથવા પોતાની પત્નીને નિરંતર લાડ લડાવ્યાં કરતાં તે પુરૂષ જીવનની બીજી પ્રવૃત્તિઓને વધારે મહત્વની ગણતો હોય અને તે ઉપર વધારે ધ્યાન આપતો હોય તથા પોતાની પત્ની પ્રત્યે કાંઇક બેદરકાર રહેતો હોય, તો એવી સ્ત્રીઓને પોતાના લગ્ન જીવનમાં અસંતોષ રહે છે અને તેઓ થોડા સમયમાં અનીતિને પંથે ચડી જાય છે અને ગમે તે બીજા પુરૂષનો શારીરિક સહચાર શોધે છે અને તેની પાસેથી રતિસુખ પ્રાપ્ત કરવાનાં ફાંફાં મારે છે. નિરંતર રતિસુખ અને કામવાસનાની તૃપ્તિની ઇચ્છા રાખનાર સ્ત્રીઓથી તેમના પતિઓ પણ ઘણા થોડા વખતમાં કંટાળી જાય છે. તેમને એવી સ્ત્રીઓ ઉપર અણગમો ઉત્પન્ન થાય છે અને ધીમે ધીમે એ અણગમો તિરસ્કારનું રૂપ લે છે. આવી જાતની સ્ત્રીઓ તેમના શારીરિક હાવભાવ

ઉપરથી, તેમના કૃત્રિમ હાસ્ય ઉપરથી, તેમના લટકા-મટકા અને ચાળા-ચસકા ઉપરથી સહેલાઈથી ઓળખી શકાય છે. આવી સ્ત્રીઓ ઘણી ભયંકર હોય છે અને જો તેઓ સુંદર અને બુદ્ધિશાળી હોય તો તેઓ વધારે ભયંકર બને છે. માટે બીજી સ્ત્રીઓએ અને ખાસ કરીને પુરૂષોએ તો આવી સ્ત્રીઓથી જેમ બને તેમ દુર ભાગતા રહેવું. આવી સ્ત્રીઓને પોતાની તેમ પોતાના પતિની આબરૂ કે પ્રતિષ્ઠાની બીલકુલ દરકાર હોતી નથી. પોતાના પતિ સિવાય બીજા પુરૂષોને વશ કરી લેવાની આવી સ્ત્રીઓમાં અજબ શક્તિ હોય છે. પુરૂષો આવી સ્ત્રીઓને પોતાની પત્ની કરતાં રખાત તરીકે વધારે પસંદ કરે છે અને આવી સ્ત્રીઓને પણ પુરૂષોની રખાત સ્ત્રીઓ બનીને રહેતાં બીલકુલ નાનમ લાગતી નથી. ઇતિહાસમાં આવી સ્ત્રીઓએ અગત્યનો ભાગ ભજવ્યો છે. તેમણે મોટા મોટા સમ્રાટોને વશ કરી પુષ્કળ સત્તા ભોગવી છે અને ઘણી વખતે તો મોટાં મોટાં સામ્રાજ્યો ઉપર પણ અમલ ચલાવ્યો છે. એસ્પેશીઆ, કલીઓપેટ્રા, રૂશીઆની મહાન રાણી કૅથેરાઇન, મૅડમ ડયુબારી, મૅડમ પેંપર ડો. વગેરે આવી જાતની સ્ત્રીઓ હતી.

(૪) કેટલીક સ્ત્રીઓને ગૃહિણી થવાની-ઘરની રાણી બનવાની હોંસ હોય છે માટે જ તેઓ પરણે છે. આપણે પરણીએ તો આપણે ઘરના માલીક બનીએ અને આપણે ઘરની રાણી કહેવાઇએ. આપણને બાળબચ્ચાં થાય, આપણે તેમને પરણાવવાનો લહાવો લઇએ, નાતો જમાડીએ, વરા અવસરો કરીએ, પાર્ટીઓ આપીએ, સંગીતના જલસાઓ કરીએ, ગરબા ગવરાવીએ, નાતમાં લહાણી કરીએ, આપણી બહેનપણીઓને તેમ પતિના મિત્રોને આપણે ઘેર બોલાવી તેમનો આદર સત્કાર કરીએ. તેમ બીજાં સગાંવહાલાંઓને વાર તહેવારે જમવા બોલાવીએ વગેરે જાતના સંસારના લ્હાવા લેવામાં આવી સ્ત્રીઓ આનંદ માને છે અને તેટલા માટે જ એ સ્ત્રીઓ લગ્ન કરે છે. જો તેમનો પતિ સાધારણ રીતે પૈસાવાળો હોય અને પોતાની પત્નીને પૈસા વાપરવાની તે છુટ આપતો હોય અને તે ખાસ દુરાચારી કે દારૂડીઓ ના હોય અને પોતાની પત્નીને મારઝુડ કરતો ના હોય તો સામાન્ય રીતે આવી સ્ત્રીઓનાં લગ્ન જીવનો સુખી નીવડે છે.

(૫) કેટલીક સ્ત્રીઓ અને તેમાં ખાસ કરીને ગરીબ માબાપોની છોકરીઓ આર્થિક વિટંબણામાંથી દૂર રહેવાની ઇચ્છાથી લગ્ન કરે છે. પરણ્યાં એટલે રહેરા માટે ઘરની ચિંતા નહિ, ખાવા પીવાની ચિંતા નહિ, પહેરવાને માટે લુગડાંની ચિંતા નહિ. એ બધી જીંદગીની જરૂરીઆતો પુરી પાડવાની જવાબદારીઓ તો વરને માથે, એટલે આપણે પરણીશું એટલે એ ચિંતામાંથી તો મુક્ત થવાશે એવી માન્યતાથી આવી સ્ત્રીઓ લગ્ન કરે છે. પિતાને ઘેર ગરીબાઇનાં દુઃખો તેમણે વેઠેલાં હોય છે એટલે માત્ર સામાન્ય સ્થિતિના પતિથી પણ તેમને સંતોષ થાય છે. જો આવી સ્ત્રીઓના પતિઓ દારૂડીઆ ના હોય અને પોતાની સ્ત્રીઓને તેઓ મારઝુડ કરતા ના હોય તો આવી સ્ત્રીઓના લગ્ન જીવનો સાધારણ રીતે સુખી નીવડે છે.

(૬) કેટલીક સ્ત્રીઓને સમાજમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા હોય છે તેથી તેઓ લગ્ન કરે છે. આપણે રાજા સાથે લગ્ન કરીશું તો રાણી થવાશે, નવાબ સાથે લગ્ન કરીશું તો બેગમ બનીશું, ઠાકોર સાથે લગ્ન કરીશું તો ઠકરાણી બનીશું. લૉર્ડ, બૅરોનેટ કે જેને નાઈટનો ખિતાબ મળ્યો હશે તેવા પતિ સાથે પરણીશું તો આપણા નામની પહેલાં લેડી શબ્દ મુકાશે, આવી ખિતાબોમાં

આનંદ માનનારી સ્ત્રીઓ રાજાઓ સાથે, નવાબો સાથે, ઠાકોરો સાથે કે લોર્ડો, બેરોનેટો કે નાઇટો સાથે એમના પતિઓ શ્રીમંત છે કે ગરીબ છે, સદ્‌ગુણી છે કે દુરાચારી છે, અક્કલવાળા છે કે મૂર્ખ છે તેનો પણ વિચાર કર્યા વગર માત્ર ખિતાબોની લાલસાથી પોતાના નામ પહેલાં **મહારાણી કે બેગમ સાહેબા** કે લેડી શબ્દ લખાય માટે જ લગ્ન કરે છે. આવી સ્ત્રીઓ તેમના પતિ કરતાં પતિના ખિતાબો કે તેના સામાજિક દરજ્જાને વધારે મહત્વ આપે છે. તેથી માત્ર લેડી, કે મહારાણી કે બેગમ સાહેબા બનવામાં જ તેમને સુખ અને આનંદ મળે છે. આવી સ્ત્રીઓના પતિઓ જો જાહેરમાં તેમનું અપમાન કે તેમનો તિરસ્કાર કરતા ના હોય કે તેમને ઘરમાંથી બહાર કાઢી મુકતા ના હોય તો તેમનાં લગ્ન જીવનો સુખી છે એવું તેઓ માને છે. લાખો અને કરોડો રૂપીઆની વારસદાર તેમ સ્વરૂપવાન અમેરીકન સ્ત્રીઓ મૂર્ખ અને દેવાદાર અંગ્રેજ કે ઇટાલીઅન ખિતાબધારીઓ સાથે લગ્ન કરે છે તે આવીજ લાલસાથી.

(૭) કેટલીક સ્ત્રીઓ પુરૂષોની અમુક આવડત કે હોંશિયારીથી તેમના ઉપર એકદમ મોહી પડે છે અને તેમની સાથે ઉતાવળથી વગરવિચારે લગ્ન કરી દે છે. કોઇ સ્ત્રી કોઇ પુરૂષની શેતરંજ રમવાની હોંશિયારી ઉપર મોહી પડે છે તો કોઇ સ્ત્રી એકાદ પુરૂષની મોટર હાંકવાની નિપુણતા ઉપર મોહી પડે છે તો કોઇ સ્ત્રી એકાદ સુંદર ઘોડેસ્વાર ઉપર તેનો ઘોડો દોડાવવાની કળા ઉપર મોહી પડે છે; તો કોઈ એકાદ કુશળ એરોપ્લેન હાંકનાર પાયલટ ઉપર મોહી પડે છે, તો કોઇ સ્ત્રી ક્રીકેટના ઉત્તમ ખેલાડી ઉપર મોહી પડે છે તો કોઈ સ્ત્રી સુંદર ટેનીસ રમનાર ઉપર મોહી પડે છે, કોઇ સ્ત્રી બાહોશ વકતાના વકતૃત્વ ઉપર મોહી પડે છે, કોઈ સ્ત્રી પુરૂષના સંગીત ઉપર કે તેની નૃત્ય કરવાની કળા ઉપર કે તેના સુંદર અભિનય ઉપર મોહી પડે છે. કોઇ સ્ત્રી સુંદર ચિત્રકાર ઉપર મોહી પડે છે, કોઇ સ્ત્રી ઉત્તમ કવિ કે નવલકથાના લેખક ઉપર મોહી પડે છે. શાળાઓ અને કોલેજોમાં અભ્યાસ કરતી બીનઅનુભવી છોકરીઓ પોતાના પુરૂષ શિક્ષકો કે પ્રોફેસરોની શીખવવાની ઢબ ઉપર કે પ્રેમ અને જીવનના આદર્શો ઉપરની તેમની સુંદર વાતો ઉપરથી તેમના ઉપર મોહી પડે છે. પુરૂષની એકાદ વિષય કે એકાદ લલિતકળાની નિપુણતા ઉપર મોહી પડી તેની સાથે ઉતાવળથી લગ્ન કરી નાખનાર સ્ત્રીનું લગ્ન-જીવન દુઃખી નીવડે છે. આવી સ્ત્રી પોતે દુઃખી થાય છે અને પોતાના પતિને પણ દુઃખી કરે છે. આવી જાતની સ્ત્રીઓનો પુરૂષો ઉપરનો મોહ માત્ર ક્ષણિક હોય છે. રેસકોર્સ ઉપર ઘોડો દોડાવનાર, કે મોટર હાંકનાર, કે એરોપ્લેન હાંકનાર પાયલોટ, કે ક્રીકેટના મેદાન ઉપર સુંદર ફટકા મારનાર કે ટેનીસ કોર્ટ ઉપર સુંદર પ્લેસીંગ કરનાર કે પ્લેટફોર્મ ઉપર છટાદાર ભાષણ કરનાર વકતા કે શાળાઓમાં કે કોલેજોમાં પ્રેમ અને આદર્શોની ડાહી ડાહી વાતો કરનાર શિક્ષક કે પ્રોફેસર કે પ્રદર્શનમાં પોતાના ચિત્રો માટે ચાંદ અને ઇનામો મેળવનાર ચિત્રકાર કે જાહેર થીએટરમાં નૃત્ય કરનાર નટરાજન કે ચતુરાઇથી શેતરંજના પ્યાદા ચલાવનાર ખેલાડી કે જાહેર કોન્સર્ટોમાં ગાનાર સંગીતાચાર્ય કે નાટકના સ્ટેજ ઉપર સુંદર અભિનય કરનાર નટને ઘરમાં તેની પત્ની પતિ તરીકે તદ્દન જુદા જ સ્વરૂપમાં જુવે છે. એટલે ટુંક સમયમાં એ પુરૂષ ઉપરનો તેનો મોહ ઉતરી જાય છે. માટે આવી રીતે પુરૂષની એકાદ કળામાં પ્રવીણતા ઉપર મોહી પડી તેની સાથે એકદમ લગ્ન ના કરી દેવા એવી મારી દરેક સ્ત્રીને સલાહ છે. લગ્ન

કરનાર સ્ત્રીએ પુરૂષમાં જોવાનો ગુણું તો બીજો જ છે અને તે એકે એક મનુષ્ય તરીકે, એક સદ્‌ગૃહસ્થ તરીકે, એક સગા તરીકે, એક મિત્ર તરીકે તે હલકા મનનો છે કે ઉદાર છે; પ્રેમાળ છે કે લાગણી વગરનો છે, સ્વાર્થી છે કે પરગજુ છે. પુરૂષોને પણ મારી સલાહ છે કે જે સ્ત્રી તમોને એમ કહે કે હું તમારા કપડાંલત્તા પહેરવાની કળા ઉપર મોહી પડી છું કે તમારી વક્તૃત્વશકિત ઉપર મોહી પડી છું, કે તમારી કવિતા ઉપર મોહી પડી છું, કે તમારી સંગીત કળા ઉપર મોહી પડી છું કે તમારી અભિનય કળા ઉપર મોહી પડી છું કે તમારી સુંદર વાતચીત કરવાની ઢબ ઉપર મોહી પડી છું કે તમારી સુંદર ક્રિકેટ કે ટેનીસની રમત જોઈ હું તમારા ઉપર મોહી પડી છું અને તેથી તમારી સાથે હું લગ્ન કરવા માંગુ છું, તો પુરૂષોએ આવી રીતે એકદમ મોહી પડનાર સ્ત્રીઓ સાથે સારું ના પાડી દેવી. નહિ તો એ ક્ષણિક મોહ ઉતરી ગયા પછી એ સ્ત્રીઓ તમારા ઉપર ભારરૂપ નીવડશે અને તમને દુઃખી કરશે.

(૮) કેટલાક સ્ત્રીઓના વડીલો તેમનો પોતાનો અર્થ સાધવા તેમને ગમે ત્યાં પરણાવે છે અને તેમના વડીલોની ઇચ્છા અને આજ્ઞાને આધીન થઈ એ સ્ત્રીઓ વડીલોની ઇચ્છા મુજબ લગ્ન કરે છે. આવી જાતનાં લગ્નોને અનુકૂળતાનાં કે સગવડીઆ લગ્નો કહેવામાં આવે છે. દાખલા તરીકે કોઈ બે રાજાને એકબીજા સાથે મૈત્રી કરવી હોય તો એ મૈત્રીને મજબુત કરવા એક રાજા પોતાની કુંવરીને બીજા રાજા સાથે કે તે રાજાના પુત્ર સાથે પરણાવે છે, એવી રીતે એક અધિકારી કે શેઠને ખુશ કરવા તેના તાબાનો નોકર પોતાની પુત્રીને એ અધિકારી કે શેઠના પુત્રની સાથે પરણાવે છે કે એ અધિકારી કે શેઠની પુત્રી સાથે પોતાના ભણેલા ગણેલા વિદ્વાન પુત્રને પરણાવે છે. એક પૈસાદાર માણસને પુત્ર કે પુત્રી ના હોય અને તેથી તે પોતાની ભત્રીજી કે ભાણજી પોતાના મિત્રના પુત્ર સાથે કે પોતાના સાળા કે સાળીના પુત્ર સાથે પરણાવે છે અથવા પોતાના ભાણેજ કે ભત્રીજાને પોતાની નાની સાળી કે સાળા કે સાળીની પુત્રી સાથે પરણાવી તે જોડાને પોતાની મીલકત લખી આપે છે. આવી રીતે બીજાની સવડ ખાતર કે વારસો મેળવવાની ઇચ્છાથી લગ્ન કરનાર સ્ત્રીનું લગ્ન જીવન સુખી થતું નથી. માટે કોઈ પણ સમજુ સ્ત્રીએ આવી જાતના સવડીઆ લગ્ન કરી પોતાના જીવન સુખનો ભોગ આપી વડીલોની રમતના પ્યાદા બનવું નહિ.

(૯) કેટલીક સ્ત્રીઓ પોતાના પતિ સાથે એક જાતની માનસિક મૈત્રી કે માનસિક સહચાર Intellectual companionship સાધવાના હેતુથી લગ્ન કરે છે. આવી સ્ત્રીઓને સાહિત્ય સંબંધી કે કવિતા સંબંધી કે રાજદ્વારી સામાજિક કે બીજા એવા જાહેર પ્રશ્નો સંબંધી પુરૂષો સાથે ચર્ચા કરવાનું બહુ ગમે છે. તેઓને લખવાનો, ઉત્તમ સાહિત્ય વાંચવાનો, ભાષણો કરવાનો, ભાષણો સાંભળવાનો વગેરેનો ઘણો શોખ હોય છે અને તેટલા માટે આવી બાબતોમાં પોતાના જેવાજ રસિયા પુરૂષને પસંદ કરી તેની સાથે તે લગ્ન કરે છે, પણ લગ્ન કર્યા પછી થોડાજ સમયમાં આવી સ્ત્રીઓનો ભ્રમ ભાગે છે. પુરૂષોને કુંવારી સ્ત્રીઓ કે વિધવાઓ કે પારકાની સ્ત્રીઓ સાથે કવિતા, સાહિત્ય કે જાહેર પ્રશ્નો સંબંધી વાતચીત કે ચર્ચા કરવી ગમે છે. બીજાની સ્ત્રીઓ જાહેર કાર્યોમાં ભાગ લે, સભાઓમાં જઈ ભાગ લે, સભાઓમાં જઈ ભાષણો કરે કે ચર્ચાઓ કરે કે ભાષણો સાંભળે, કે મહીલા મંડળો કે સ્ત્રીઓની કલબોના પ્રમુખો કે મંત્રીઓ બને તેની સામે તેમને વાંધો હોતો

નથી. પણ પોતાની પત્ની ઘરનું કામકાજ છોડી, પતિને સુખ સવડો આપવાનું કાર્ય પડતું મુકી સભાઓમાં ભાષણો કરવા કે ભાષણો સાંભળવા જાય કે કલબોના મેળાવડામાં જાય તે તેમને પસંદ પડતું નથી. પુરૂષ બીચારો વૈતરૂ કરી થાકયો પાકયો ઘેર આવ્યો હોય ત્યારે તેને શાંતિ અને આનંદ જોઈએ છીએ. તે વખતે તેને સુખ અને આપવા તેની સ્ત્રી ઘરમાં ના હોય પણ સભાઓમાં ભાષણો આપવા કે સાંભળવા ગયેલી હોય કે કલબોમાં અને મેળાવડામાં પોતે આનંદ મેળવાવા ગઇ હોય તે પુરૂષને પસંદ પડતું નથી. તેમ તે વખતે તેને આનંદ આપવાને બદલે તેની પત્ની તેને જાહેર પ્રશ્નો સબંધી કે વર્તમાન પત્રોમાં આવેલા લેખો સંબંધી કે કવિતા અને સાહિત્ય સંબંધી તેને પ્રશ્નો પુછીને કે તેની સાથે ચર્ચા કરીને તેનું માથુ પકવી નાખે એવી પત્ની પુરૂષને ગમતી નથી. પોતાની પત્ની પાસેથી તો પુરૂષ સેવા અને સુશ્રૂષાની આશા રાખે છે. તેની સાથે મીઠી મીઠી વાતો કરી કે એક મધુરૂં ગીત ગાઈ તેને આનંદ આપે એવી સ્ત્રી તેને જોઇએ છીએ, તેને માટે સારૂં સારૂં અને સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરી આનંદથી તેને જમાડે એવી સ્ત્રીને તે ખાસ પસંદ કરે છે. તેના જમવાના ટેબલ ઉપર સુંદર પુલો ગોઠવી તેને આકર્ષક બનાવે, પોતાનું ઘર સ્વચ્છ, સુંદર અને સુવ્યવસ્થિત રાખે, પોતાના મિત્રો તથા અતિથિઓની સારી રીતે પરોણાચાકરી કરે એવી સ્ત્રીને જ તે પસંદ કરે છે. એટલા માટે પુરુષો, વિદ્વાનો અને જાહેર જીવનમાં ભાગ લેનારા પુરૂષો પણ-બહુ ભણેલી કે જાહેર જીવનમાં ભાગ લેનારી સ્ત્રી સાથે લગ્ન કરવાનું પસંદ કરતા નથી. માટે જે સ્ત્રીઓ પોતાના પતિ સાથે માનસિક સહચાર કે માનસિક મૈત્રી સાધવાના ઉદ્દેશથી કે તેની સાથે કવિતા, સાહિત્ય કે બીજા જાહેર પ્રશ્નો સંબંધી ચર્ચા કરી આનંદમય જીવન ગાળવાના હેતુથી લગ્ન કરવાની ઇચ્છા રાખતી હોય તેમને મારી સ્પષ્ટ શિખામણ છે કે એ હેતુથી તેમણે કોઇ પુરૂષ સાથે લગ્ન કરવાં નહિ. જો એ હેતુથી તમે લગ્ન કરશો તો તમારૂં લગ્ન જીવન દુઃખી થશે અને તમારા પતિ ટુંક સમયમાં તમારાથી કંટાળી જશે અને તમે પણ તમારા પતિથી થોડા વખતમાં કંટાળી જશો. તમારા બન્નેનો સ્વભાવ ચીડીઓ થઇ જશે, તમે રહેજસાજમાં એક બીજા ઉપર નારાજ અને ગુસ્સે થઇ જશો અને તમારૂં ઘર સુખ અને શાંતિ આપનાર ઘરને બદલે તે કજિયાખોરોનું સ્થાન બની જશે. અને તમે-પતિ પત્ની બંને-તમે ગમે તેવા વિદ્વાનો હશો, જાહેર જીવનમાં તમે બંને ગમે તેટલો આગળ પડતો ભાગ લેતાં હશો છતાં એક બીજાના ભયંકર શત્રુઓ બની જશો અને તમને એક બીજાનું મ્હોં જોવું પણ ગમશે નહિ.

ઉપર જણાવેલાં જુદાં જુદાં કારણોને લીધે સ્ત્રીઓએ કરેલાં લગ્નોમાં કોઇ પણ ઠેકાણે પતિ પ્રત્યેના શુદ્ધ અને પવિત્ર પ્રેમનું તો નામ નિશાન પણ હોતું નથી. અત્યારના જમાનાની નવીન સ્ત્રીઓને શુદ્ધ અને પવિત્ર પ્રેમ શું ચીજ છે તેનો ખ્યાલ સરખોએ હોતો નથી. હાલના જમાનાની નવીન સ્ત્રીઓ તદ્દન સ્વાર્થી હોય છે. તેઓ પોતાના પતિ પાસેથી અનેક વસ્તુઓ લેવાની આશા રાખે છે પણ તેને બદલામાં કાંઇ પણ આપવાની તેમને કદી પણ ઇચ્છા થતી નથી. શુદ્ધ અને પવિત્ર પ્રેમ તો તદ્દન નિઃસ્વાર્થી હોય છે, તે પોતાના પતિના ચરણે પોતાનું સર્વસ્વ ધરી દેવામાં જ આનંદ માને છે અને બદલામાં તેની પાસેથી કશાની-પ્રેમની પણ નહિ-આશા રાખતી નથી, જે સ્ત્રીને પોતાના પતિ પ્રત્યે આવો

પવિત્ર, શુદ્ધ અને નિઃસ્વાર્થી પ્રેમ હોય છે તે સ્ત્રી પોતાના પતિના જ સુખમાં પોતાનું સુખ માની લે છે. મારા પતિને હું સુખી કેવી રીતે કરૂં, તેને ચિંતામાંથી મુક્ત કરી આનંદ કેવી રીતે આપું, તેની નિઃસ્વાર્થી સેવા કેવી રીતે કરૂં એ વિષે જ તે નિરંતર ચિંતન કર્યા કરે છે. પતિના સુખમાં પોતાનું સુખ માનનારી સ્ત્રી પોતાના સુખનો ભોગ આપી પતિનું સુખ ચાહે છે. જો પોતાના પતિને બીજી સ્ત્રીના પ્રેમમાં, બીજી સ્ત્રીના સહચારમાં સુખ અને આનંદ મળતાં હોય તો તેની પ્રેમાળ પત્ની એ બીજી સ્ત્રી ઉપર બીલકુલ ઈર્ષા રાખતી નથી પણ ઉલટો તેના ઉપર તે પ્રેમ રાખે છે કારણ કે તે સ્ત્રી પોતાના પતિનું પ્રેમપાત્ર છે. તેને ખાસ આમંત્રણ આપી પોતાને ઘેર બોલાવે છે જેથી પોતાના પતિનું અને તેનું મીલન થાય અને પોતાનો પતિ સુખી થાય. જો એક સ્ત્રી એક પુરૂષને આવી જાતના શુદ્ધ પવિત્ર અને નિઃસ્વાર્થી પ્રેમથી ચહાતી હોય અને તે પુરૂષ પણ એ સ્ત્રીને આવીજ જાતના શુદ્ધ પવિત્ર અને નિઃસ્વાર્થી પ્રેમથી ચાહતો હોય અને દૈવયોગે એ સ્ત્રી પુરૂષ એક બીજા સાથે લગ્નગાંઠથી જોડાય તો તે યુગલ લગ્નનું દિવ્ય સુખ ભોગવી શકે. પણ આવી રીતે એક બીજા પ્રત્યે શુદ્ધ અને પવિત્ર પ્રેમ ધરાવતું યુગલ હજારે એક પણ ભાગ્યેજ હોય છે. જ્યાં સુધી સ્ત્રીને પુરૂષ ઉપર આવો શુદ્ધ અને પવિત્ર પ્રેમ થાય નહિ ત્યાં સુધી સ્ત્રીએ કદી પણ લગ્ન ના કરવું એવી મારી દરેક સ્ત્રીને સલાહ છે. એક બીજા પ્રત્યે આવો શુદ્ધ અને પવિત્ર પ્રેમ રાખે એવા યુગલો દરેકને માટે પ્રભુએ તો આ દુનિયામાં સરજી રાખેલાં જ છે પણ એવા સ્ત્રી પુરૂષનું એક બીજા સાથેનું મીલનજ દુર્લભ છે. જ્યાં સુધી ખાસ પોતાને માટે સરજેલો પતિ સ્ત્રીને મળી ના આવે ત્યાં સુધી સ્ત્રીએ કુવારા રહી તેની વાટ જોયાજ કરવી એવી મારી દરેક સ્ત્રીને સલાહ છે જ.

*════════*

## કહ્યું માનો !

કહ્યું માનો રે......
કહ્યું માનોરે-સાહ્યબા કહ્યું માનો રે—
ન્હાની નણદલ કેરા વીર હાંરે મ્હારૂં કહ્યું માનો રે
જારોના વેગળાં-મૂકીને એકલાં દૂર દૂર દરિયાને દેશે રે—
હાં રે મ્હારૂં કહ્યું માનોરે...

વૈશાખે વિંઝાશે ઉન્હા ઉન્હા વાયરા
રહેવાશે કેમ મ્હારા સુંવાળા સાહ્યબા
પરસેવે ભીંજાશે કેશરે...હાંરે મ્હારૂં કહ્યું માનોરે...

શ્રાવણના સરવરીયે
ભાદરવે ભર દરિયે—
કેમ કરી રહેશો પરદેશ...હાંરે મ્હારૂં કહ્યું માનોરે...

શિયાળે સિતળ વા વાશે સાહ્યબા
રહેવાશે કેમ મ્હારા સુંવાળા સાહ્યબા
આ વરણાગી રહેશે શું વેશરે ? હાંરે મ્હારૂં કહ્યું માનો રે,

શ્રી. અવિનાશ વ્યાસ

# મારો સ્વાર્થત્યાગ ?

વર્ષા ઘેલી તે ઋતુ વર્ષની રે લોલ,
આવી કરંતી રેલમછેલ. વર્ષા.

આંખો મીંચીને વરસી રહી રે લોલ,
ના જોતી ઝૂંપડી કે મ્હેલ. વર્ષા.

ના જોતી હાટ કે એ ઘાટને રે લોલ,
ના જોતી વાડી કે એ વાટ. વર્ષા.

ના જોતી લોક વહેવારમાં રે લોલ,
લાજ લોપીને કેમ વરસાય ? વર્ષા.

નીકળું કહી હું દેવદર્શને રે લોલ,
મારાં નવલખ ચીર ભીંજી જાય. વર્ષા.

મેંદી મૂકેલ મારી પાનીથી રે લોલ,
ધોવાઇ રંગ રૂડા જાય. વર્ષા.

કુંકુમ પૂરેલ મારા કેશની રે લોલ,
નાજુક લટ વીંખઇ જાય. વર્ષા.

હોંચો ગૂંથ્યો જે મેં અંબોડો રે લોલ,
તેની વેણીનાં ફૂલ ગરી જાય. વર્ષા.

વર્ષા ! તો યે તું વ્હાલી લાગતી રે લોલ,
તેથી તોફાન તારાં સહ્યાં જાય. વર્ષા.

ખેડૂતોની તું તો અલી માવડી રે લોલ,
ખેડૂતો જુએ છે તારી વાટ. વર્ષા.

તું ના આવે તો બધાં ટળવળે રે લોલ,
તારે આવ્યે લીલાલ્હેર થાય. વર્ષા.

અદકાં મારાં આ મોજશોખ કે રે લોલ,
અદકી લોકોની જરુરિયાત ? વર્ષા.

સર્વના સુખાર્થ પછી આટલો રે લોલ,
કેમ ના કરું સ્વાર્થત્યાગ ? વર્ષા.

શ્રી અંબાશંકર આર. જોષી



# કઠિયારો



## [ મુડીવાદ ઉપર દૃષ્ટિપાત રજુ કરતી એક ટુંકી વાર્તા ]

લેખક: શ્રી. કૃષ્ણરાવ મોહિલે,
બી. એ. ( ઓનર્સ )

ગ્રીષ્મ ઋતુ હતી. સૂર્ય ભગવાન મધ્યાહ્નમાં આવી પ્રચંડ ઉષ્મા વરસાવતા હતા. આખીયે વનસ્થળી સખત તડકાથી તપી હતી. ઉની ઉની વરાળો આકાશ માર્ગે ઉડતી હતી, જાણે આખોય ડુંગર સળગતો ન હોય એમ લાગતું. ડુંગરની તળેટીમાં એક નાનું ગામડું આવ્યું હતું. ગરમીના દિવસોમાં કોઇ બહાર આવતું ન હતું અને તેથી એ નિર્જન હોય એમ દેખાતું. રસ્તા ઉપર એક બાજુએ ઝાડોની ઘટા આવી હતી. વડ, આંબો, લીંબડો વગેરે ઝાડોથી મુસાફરોને વિશ્રાંતિ મળતી. પાસે એક કુવો હતો. વડના ઝાડ તળે પરબ માંડી હતી. પાસે સાદડી ઉપર એક અઢારેક વર્ષની બાળા પગ પર પગ મૂકી નિરાંતથી બેઠી હતી. એ ગોરી ન હતી છતાં સુંદર હતી; પાતળી પણ છટાદાર કાયા હતી; આંખની કીકીઓમાં કામણ ભર્યું હતું. પાસે એક ઝૂંપડી અર્ધી તૂટેલી પણ સ્વચ્છ હતી.

બપોરનો સમય હતો. એક ઘરડો ડોસો હાથમાં મોટી ડાંગ લઇ, ધીમે ધીમે એ રસ્તે આવતો હતો. માથા ઉપર સફેદ સાફો ગામડિયા ઢબમાં વિંટાળ્યો હતો. શરીર ઉપર અંગરખો પહેર્યો હતો અને પગમાં જોડા હતા. ખાંધ ઉપર નાખેલા ધોતીયાના છેડાવતી એ પરશેવો લૂંછતો હતો. એના સ્નાયુઓ કસાયલા કિન્તુ લબડી પડયા હતા. ઝૂંપડી આગળ આવી એ ઉભો રહ્યો ઝૂંપડી તરફ એક દૃષ્ટિ ફેંકી એ વડના ઝાડ તરફ વળ્યો. " બ્હેન, જરા પાણી પાશો ? " હાથમાંની ડાંગ નીચે મૂકી એ વડના ઝાડ તળે બેઠો.

" બાપુ ! પાણી પાવા જ તો હું બેઠી છું. " એ બાળાએ હાથમાં લોટો લીધો અને પાણી ભરી લઈ આવી. ડોસાએ હાથ-મ્હોં ધોયા અને નિરાંતથી બેઠો. એની દૃષ્ટિ ઝૂંપડી તરફ વળી અને ઠરી ગઇ. એ એક નજરે ઝૂંપડી તરફ જોઇ રહ્યો. એની આંખ માંથી બે આંસુ સરી પડયાં. પેલી બાળા આ ડોસા તરફ નિહાળી રહી હતી. આ અપરિચિત ડોસાને ઝૂંપડી તરફ બારીકાઇથી નિહાળતાં જોઇ એને નવાઇ લાગી; એની આંખમાં આંસુ જોઇ એને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયું.

" બાપુ ! આ જગ્યા તમને પરિચિત હોય એમ જણાય છે. " એ બાળા ધીમેથી બોલી.

" હા. બ્હેન, આ ઝૂંપડીને હું બરાબર જાણું છું. એમાં રહેનારાં માણસોને હું બરાબર ઓળખતો હતો. આજ એમાંનું કોઇ રહ્યું નથી. બહેન ! મૃત્યુ તેડી જાય તે પહેલાં આ ઝૂંપડીને જોવાની ઇચ્છાએ

હું અહીં આવ્યો છું." ડોસાએ આંખમાંનાં આંસુ લૂછતાં કહ્યું.

"બાપુ, આ ઝૂંપડી સાથે તમને કંઇ સંબંધ છે ખરો ?"

"હા."

"મને કહેશો ?" આતુરતાથી એ ડોસા તરફ જોઇ રહી.

"મારી દુઃખ ભરી કથની તારે સાંભળવી છે ?"

"જો તમને કહ્યું દુઃખ થતું ન હોય તો હું જરૂર સાંભળીશ."

"તો સાંભળ." કહી ડોસાએ પોતાની વાર્તા ચલાવી.

"બ્હેન, સાંભળ. આ ઝૂંપડીમાં એક કઠિયારો રહેતો હતો. એની પાસે જમીન પણ સારી હતી. પચ્ચીસેક ગાયો અને પાંચેક જોડ બળદની હતી. સાતેક ભેંસો પણ હતી. કઠિયારાને કઠિયારાનો ધંધો કરવો પડતો ન હતો. ઇશ્વરે એને સૌ પ્રકારનું સુખ આપ્યું હતું; ન હતું એક માત્ર એને સંતાન; અનેક બાધાઓ રાખી; અનેક દેવોને આરાધ્યા. પરિણામે એને એક દીકરો થયો. એના આનંદનો પાર ન રહ્યો. એ દીકરો પાંચેક વરસનો થયો હશે એટલે એની માતા ગુજરી ગઇ. બિચારો કઠિયારો બાળકનું મુખ જોઇ પત્નીના દુઃખને વિસારતો. એમ કરતાં એ બાળક મોટો થયો. એ પંદરેક વરસનો થયો અને સારાં સારાં ઘરની છોકરીઓ એના માટે આવવા લાગી. એક સારી, સુંદર, દેખાવડી અને ગુણિયલ છોકરી સાથે એ છોકરાનાં લગ્ન કઠિયારાએ કરી આપ્યાં. એકના એક દીકરાના લગ્ન પ્રસંગે, એણે પાણી સમાન પૈસા વાપર્યા. લગભગ ત્રણસો રૂપીઆ લગ્નમાં ખર્ચ્યા. આ ઝૂંપડીમાં ત્રણે જણ આનંદથી રહેવા લાગ્યાં. પરંતુ થોડા વર્ષમાં જ એના ભાગ્યનું પાનું ફર્યું.

એક વરસે મોટો દુકાળ પડયો. ખોરાક પાણી વિના ગાયો મરી, ભેંસો મરી અને બળદ પણ મર્યા. કઠિયારો થયો નિરાધાર. ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. એક સાહુકાર કને ગયો અને રૂપીઆ ત્રણસોનું કરજ કાઢયું; અને જેમ તેમ વરસ વિતાડયું. બીજું વરસ સાધારણ સારૂં ગયું. કઠિયારાએ કરજ પેટે રૂપીઆ દોઢસો ભર્યા પણ વ્યાજ સાથે ફરી કરજ હતું તેટલું જ લગભગ થઇ રહ્યું. ચાર પાંચ વરસ સુધી એણે કરજ ભર્યું પણ એનો નિકાલ ન આવ્યો. હવે કરજ શી રીતે પતાવવું એ વિચાર એને આવી પડયો. છેવટ સાહુકાર સાથે એને તકરાર કરવી પડી. સાહુકારે ફરિયાદ કરી એની જમીન લઇ લીધી; ગાયો લઇ લીધી; ભેંસો લઇ લીધી; કઠિયારા પાસે રહી માત્ર આ એક ઝૂંપડી. નાના જીવને મારી મોટો જીવ આજીવિકા ચલાવે છે, એવો કંઇક સૃષ્ટિનો નિયમ જણાય છે ખરો. પરંતુ આ તો માણસ જાતને જ મારી મનુષ્ય પોતે સુખનું સાધન મેળવે છે. ગરીબ બિચારો કઠિયારો રખડતો રઝળતો થયો. દુઃખ પણ આવે છે, ત્યારે સામટું જ આવે છે. ધૈર્ય અને સંતોષવૃત્તિના બળે કઠિયારો બધાં દુઃખો સ્હામે હિંમતથી ઝઝુમતો અંતે પોતાનો બાપિકો ધંધો એણે સ્વીકાર્યો. કઠિયારો અને એનો દીકરો, બંને જણ લાકડાના ભારા શહેરમાં લઇ જતા અને એ વેચી જે પૈસા આવે તેમાં પોતાનું ગુજરાન ચલાવતા. તે છતાં સંતોષી જીવ સદાય આનંદમાં રહેતા. કઠિયારાના દીકરાની વહુને બાળક અવતર્યું અને એના આનંદની સીમા ન રહી.

કઠિયારો લાકડાં વેચી આવતો અને પછી એ બેત્રણ વરસના નાનકડા બાળકને રમાડતો. એ બાળક પાંચેક વરસનું થયું. હવે તો એ છોકરો કાલુ કાલુ બોલતો અને દડબડ દડબડ દોડતો. કઠિયારો લાકડાં વેચી આવતો એટલે સામે દોડી જતો. કઠિયારો એને ઉંચકી લઇ, બચી કરતો અને ઝૂંપડીમાં આવતો. એમ કઠિ-

યારાના દિવસો આનંદમાં નિર્ગમન થવા લાગ્યા. પરંતુ દુઃખ એને છોડવું ન હતું. ફરીવાર દુઃખનું એક પ્રચંડ મોજું આવ્યું અને એનો આનંદ વિલુપ્ત થયો.

એક દિવસ કઠિયારો અને એનો દીકરો લાકડાં ફાડવા ગયા. એમણે આમલીનું ઝાડવું તોડવા માંડ્યું. કડડડ કરતું આમલીનું ઝાડવું પડ્યું અને એ તળે એનો છોકરો ચગદાઇ મર્યો. એનાં હાડકાંના ચૂરેચૂરા થયા. એકના એક દીકરાના અકાળ મૃત્યુથી કઠિયારાને કારી ઘા લાગ્યો. બોલતાં બોલતાં એ ડોસાનો જીવ રુંધાયો; એને ડુમો ભરાયો; એ જમીન ઉપર ઢળી પડયો. પેલી બાળાએ એના મ્હોં ઉપર પાણી છાંટયું એટલે એણે આંખો ઉઘાડી. એને થોડું પાણી પાયું. ડોસાની આંખો ગરગર ગરવા લાગી; ઘડીભર એને ઘેલછા થઇ આવી; ગાંડાઇનાં ચિહ્નો એના મુખ ઉપર સ્પષ્ટ દેખાવા લાગ્યાં. એણે આગળ ચલાવ્યું.

"જો, જો, બ્હેન, પે...લી...જગ્યા, જ્યાં આગળ એ બિચારા કઠિયારાનો એકનો એક દિકરો છુંદાઇ મૂઓ." ઘડીઓની ઘડી સુધી તે દિશા તરફ એ આંગળી ધરી રહ્યો. એના મુખ ઉપર થયેલ પરિવર્તન જોઈ બાળકી ગભરાઇ.

"બાપુ ! તમને દુઃખ થતું હોય તો આટલેથી જ તમારી વાત અટકાવો. મારે નથી સાંભળવી એ."

"ના, ના. બ્હેન, સાંભળ. આટલેથી જ અટકવું નથી. તારે મારી વાત સાંભળવી હતી તો હવે પુરેપુરી, સાંભળ." ડોસાએ વાત આગળ ચલાવી.

"આજ જગ્યા, જ્યાં આગળ કઠિયારાનો દીકરો છુંદાઇ મર્યો. કઠિયારો બિચારો ભારે હૈયે ઘેર આવ્યો. સ્હામે છોકરો દોડતો દોડતો આવ્યો; એને ઉંચકી લીધો અને એક બચી લીધી. એને છાતી સરસો ચાંપ્યો.

"બાપુ, પિતાજી કયાં છે ?" બાળકે પ્રશ્ન કર્યો. કઠિયારો શું ઉત્તર આપે ? એનું હૈયું ભરાઈ આવ્યું, એ મૂંગો જ રહ્યો.

"બાપુ, કેમ બોલતા નથી ? તમે રડો છો શાને ?" બાળકે ફરી પ્રશ્ન કર્યો.

"બેટા, તારા પિતા ઇશ્વરને ત્યાં ગયા છે."

"કેમ, લાકડાં વેચવા !"

"ના. લાકડાં ફાડવા."

"એ કયારે આવશે !"

"હવે એ નહિ આવે."

"કેમ નહિ આવે ? શું ઇશ્વરને ત્યાં આટલી બધી મઝા આવે છે કે આપણને એ ભૂલી ગયા !"

"હા, બેટા."

"તો બાપુ, ચાલોને આપણે પણ ઇશ્વરને ત્યાં જઇશું; લાકડાં ફાડીશું અને મઝા કરીશું."

"ના બેટા, આપણાથી ત્યાં ન જવાય."

"કેમ ન જવાય ? પિતાજી શી રીતે ગયા ? પિતાજી ગયા તે રસ્તે આપણે પણ જઇશું."

"બેટા, બેટા ત્યાં જવા સારૂ તો ઇશ્વરનો પરવાનો જોઇએ. એ મળે ત્યાંસુધી આપણે રાહ જોવી પડશે-ઇશ્વર પણ પરવાનો જોયા વિના જ મોકલે છે." કઠિયારાએ બાળકના માથે અને ગાલે હાથ ફેરવ્યો અને ફરીવાર ચુમ્બન કર્યું.

"રામિયા" કઠિયારણ ઝૂંપડીની બહાર આવી. કઠિયારાની આંખમાં આંસુ જોયાં: એને અમંગળ શંકા આવી.

"બાપુ, શું થયું ?" એણે પૂછ્યું.

"વહુ, બેટા ! શું કહું આપણા ભાગ્યની વાત ?" એટલું જ બોલી શકયો.

એનાથી રડી દેવાયું. કહિયારણે પણ સસરા સાથે રહવું શરૂ કર્યું. ડોસાએ બધી વાત એને જણાવી, નિર્દોષ અને સંતોષી પ્રાણી ફરી દુઃખ સાગરમાં ડૂબ્યાં.

દુઃખનું ઓસડ દહાડા. એ સૂત્રાનુસાર એ દુઃખદ પ્રસંગ ધીમે ધીમે વિસારે પડવા માંડ્યો. કોક દહાડો એની સ્મૃતિ થતી ત્યારે એ પ્રસંગ વિષે સસરો અને વહુ બિચારાં વાતો કરતાં; આંસુડાં ઢાળતાં અને એ પ્રસંગને ભૂલી જતાં. હવે એ બંનેનાં સુખનું સ્થાન હતું-એક એ રામૈયો-એના માટે માટીનો ઘોડો, માટીનો હાથી અને વાઘ કઠિયારો લઇ આવ્યો. પાસેની ઝૂંપડી-માંથી એ ત્રણ વરસની રૂપા રોજ રોજ એની સાથે રમવા આવતી, અને બંને જણ આનંદથી ખેલતાં. એમને જોઇ જોઇ કઠિ-યારો અને એના દિકરાની વહુ હરખાતાં.

રામૈયો દશેક વરસનો થયો અને રૂપા પણ આઠેક વરસની થઇ. હવે બંને લાકડીના ઘોડા કરી દૂર દૂર ફરવા જતાં અને રમતાં. કઠિયારો, રોજ સાંજે એ બંનેને કંઇ કંઇ વતો કહેતો. બંનેમાં સંસ્કાર જાગૃતિ થઇ; ઉચ્ચ ધ્યેયો એમના હૃદયમાં બંધાયા અને મહદ્ આશયોએ એમના નાનકડા મનમાં સ્થાન સ્વીકાર્યું. બંને થયાં ભાવનાશાળી. બંનેની સરખી જોડ મળી જોઇ કઠિયારાને અને વહુને અપૂર્વ આનંદ થતો. રૂપાના પિતા સાથે મળીને બન્નેનાં લગ્ન કરી આપવા એણે નક્કી કર્યું." ડોસાને ફરી ડૂમો ભરાયો-થોડું પાણી પી એણે આગળ ચલાવ્યું.

" પરંતુ રંકનું ભાગ્ય પણ સદાય રંક જ હોય છે. એ સુખનો દહાડો જોવાનો લાભ કઠિયારાના ભાગ્યમાં ન હતો. એક દિવસ રામૈયાને સખ્ત તાવ ભરાયો. દિવસે દિવસે એની તબિયત વધારે ને વધારે બિમાર થવા લાગી. રૂપા પણ રોજ સવાર સાંજ આવતી અને રામૈયાની સારવાર કરવા લાગતી. અનેક બાધાઓ રાખી; અનેક દેવો આરાધ્યા. પરંતુ દેવો પણ સુખથી સૂતા હતા તે ન જાગ્યા કે ન ઉઠ્યા અને છેવટ એ કરુણ દિવસ આવી લાગ્યો. કઠિયારાને તો નહિં પરંતુ રામૈયાને તો ઇશ્વરનો પરવાનો મળ્યો. એ ચાલતો થયો ઇશ્વરને ત્યાં લાકડાં ફાડવા. કઠિયારાના દુઃખની હવે અવધી થઇ. પુત્ર વિરહથી રિબાઇ રિબાઇ રામૈયાની માતાએ રામૈયાને ભેટવા ઇશ્વરના ઘરનો રસ્તો ધર્યો. રૂપા સવાર સાંજ આવતી અને કઠિયારા સાથે એના દુઃખમાં ભાગીદાર થતી. એક દિવસ કઠિયારો આ ઝૂંપડીને રામ રામ કરી ચાલતો થયો.

" બાપુ, ક્યાં જાઓ છો ? " રૂપા દોડતી દોડતી આવી. એનો સાદ ગળગળો થયો.

" ક્યાંય નહિં, બેટા, યાત્રાએ જાઉં છું."

" મને નહિં લઇ જાઓ, બાપુ ! "

દયામણી નજરે એ કઠિયારા તરફ જોઇ રહી.

" નહિં. તું તારે ઘેર રહેજે. હું ફરીથી આવીશ અને તને મળીશ. " કઠિયારો ચાલતો થયો. ઘણે દૂર નીકળી ગયા પછી એણે પાછળ ફરીને જોયું. રૂપા હજી ઉભી હતી; આંખમાંથી અશ્રુ વહેતાં હતાં; કઠિયારા તરફ નજર હતી. એક હાથ કમ્મર ઉપર ટેકવ્યો હતો, બીજા હાથની આંગળી ગાલ ઉપર ધરી હતી.

" કેટલી સ્નેહાળ છોકરી ! મારા રામૈયાને કેવું સુખ દીધું હોત ! " એમ એ બબડ્યો, અને આગળ ચાલ્યો. એ વાતને દશ વરસ થઇ ગયાં. આજ તો રૂપા પણ મોટી થઇ હશે. બંને સામસામા મળે તો ન રૂપા કે ન કઠિયારો એક બીજાને ઓળખી શકે. બ્હેન, એ કઠિયારો બીજો કોઇ નહિં પરંતુ તારી

સામે બેઠો છે એ જ તે કઠિયારો." કઠિયારો બોલ્યો.

"બાપુ-બાપુ!" કહી એકદમ છોકરી ડોસાની કોટે વળગી. "બાપુ, તમે છો? હું રૂપા." ધારી ધારીને ડોસો એના મુખ તરફ જોવા લાગ્યો. "તું રૂપા છે?"

"હા, બાપુ."

"તું અહીં ક્યાંથી? તારાં લગ્ન થયાં?"

"ના. રામૈયો પ્રભુને ત્યાં ગયો અને તમે યાત્રાએ ગયા. પછી તો મને જરાય ગમતું ન હતું. પ્રભુને ત્યાં જવા વિચાર કર્યો પણ પરવાનો ન્હોતો મળ્યો. એ પરવાનો મેળવવા માટે આ પરબ મેં માંડી છે."

"રૂપા, હવે તું લગ્ન કર."

"ના. મારે લગ્ન નથી કરવાં. મારે તો પ્રભુને ત્યાં જવું છે."

"બ્હેન, હું તો ઘરડો થયો છું. વારંવાર આવતા દુઃખોથી હૈયું એ કઠોર થયું છે. ઘડીબેઘડીમાં મારે પ્રભુને ત્યાં જવું પડશે. પણ તું લગ્ન..." આટલું બોલતાં એનો જીવ રૂંધાયો-શ્વાસ થંભ્યો. છેવટ કઠિયારાને ઈશ્વરને ત્યાં જવાનો પરવાનો મળ્યો. એ લઈ પોતાના ઈષ્ટ મિત્રો અને સગાંસંબંધીઓને મળવા રૂપાના ખોળામાં માથું નાંખી, એ ઈશ્વરને ત્યાં ચાલતો થયો.

---

## "સુંદરી, સુભગ કરે સંસાર"

સુભગ કરે સંસાર,
સુંદરી, સુભગ કરે સંસાર.
ન્હારાં વિષપૂર હળાહળ ફેલ્યાં, ન્હેરી ત્હારી અમીધાર— સુંદરી૦

કટુ પાનો પી, પી, જગ થાક્યું, મળશે મધુરસ સાર;
ગ્રીષ્મ તણા સૂસવે સમીરો ન્હારાં, મલય વરે સુખકાર— સુંદરી૦

શુષ્ક બની, સરિતા જળ વ્હેતી, ધરણી, વન-વગડાય;
ગંગા-યમુના પુનઃ પ્રકટશે, ઠરશે કુંજાગાર— સુંદરી૦

વ્યોમ રહી રવિ ધોમ ધખાવે, દહનો દીસ-અંગાર;
અષાઢી જળ વાદળીઓની, વ્હે સંજીવની ધાર— સુંદરી૦

યુગ યુગ જૂના અંધકારનાં, પડળ તણા પડછાય;
આભ અટારી ઉષા ઉગશે, સ્મિત ભરશે જગમાય— સુંદરી૦

કીન્નર-કંઠ તણાં ગીતડાં, ભરશે મધુર ગૂંજાર;
રક્ત નીંગળતાં હૃદય રૂઝાશે, દૂર થશે દુઃખભાર— સુંદરી૦

નીરસ જીવનમાં રસ ઉભરાશે, હૃદયો રસ-બસ ન્હાય;
અવતરશે અવનીમાં દેવો, સ્વર્ગ કરે સંસાર— સુંદરી૦

શ્રી. "દેવ"

# રક્ષાબંધન

રાગ-ગરબા તાલ-હિંચ

[ લય—મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કા'ન ]

સજની સુહાગી દિન આવ્યો હો બ્હેન ! વીરતણા દ્વારે,
રક્ષા અણુમૂલી ગુંથી લાવો હો બ્હેન ! વીરતણા દ્વારે.

હૈયાનાં હીર મણી મુક્તા મોંઘેરાં;
તાર ઉર નેહ તણા ગુંથો, હો બ્હેન ! વીરતણા દ્વારે.

સોળ શ્રૃંગાર સજી જાતી સુહાગિની ક્યાં ?
રક્ષા થાળ કરે સોહાવ્યો હો બ્હેન ! વીરતણા દ્વારે.

વાત્સલ્ય પ્રેમપૂર ઉર ઉર છલક્યાં,
ભ્રાતૃભાવ મીઠડો વહાવો હો બ્હેન ! વીરતણા દ્વારે.

માડી જાયા કુળદીપક મોંઘેરા,
ભાભીના કંથ કોડીલા હો બ્હેન ! વીરતણા દ્વારે.

વ્હાલા વીરાનાં લઇને હો વારણાં,
રક્ષાનો સ્નેહબંધ બાંધ્યો હો બ્હેન ! વીરતણા દ્વારે.

આશિષ અનુપમ દેતી હું વીરલા,
યશ ધ્વજા હિંમતે ફરકાવો હો બ્હેન ! વીરતણા દ્વારે.

સપ્ત ચીરંજીવ સમ દીર્ઘાયુ વીરલા,
કરજો દેશહિત કામો હો બ્હેન ! વીરતણા દ્વારે.

અમી ઝરણાં સમ વીરલાના વ્હાલના,
ઝરણાં સદાયે વહાવો હો બ્હેન ! વીરતણા દ્વારે.

ખેલડી અખંડિત ભગિનીને ભ્રાતા,
જગમાં આનંદે કલ્લોલો, હો બ્હેન ! વીરતણા દ્વારે.

સૌ કુસુમતિ ધીરજલાલ દેસાઇ

# આંતરજાતિય લગ્ન

લેખિકા :
સૌ. રાજરત્ન દીપકળા દેસાઈ

હાલમાં આંતરજાતિય લગ્નને કેવી રીતે ઉત્તેજન આપી શકાય એ વિષે વિચારણા ચાલતી હોવાનું જણાય છે. તેથી તે સંબંધી કેટલીક સૂચના કરવા આ ટુંકો લેખ લખવા પ્રેરાઈ છું.

આંતરજાતિય લગ્ન યોગ્ય છે કે કેમ અગર તેને ઉત્તેજન આપવા સક્રિય પગલાં લેવા જોઈએ કે કેમ એ હાલ અસ્થાને હોવાથી તે વિષે આ લેખમાં કંઈ ન કહેતાં જો ઉત્તેજન આપવામાં આવે તો તે ઉપર કંઈ નિર્બંધ રાખવો જોઈએ કે કેમ અને રાખવો હોય તો કેવી જાતનો તેટલા પુરતો જ આ લેખમાં મારો નમ્ર અભિપ્રાય જણાવું છું.

આવાં લગ્નોને ઉત્તેજન આપવામાં આવે તો પણ તે ઉપર નીચે પ્રમાણેનો નિર્બંધ તો જોઈએ જ એમ મારું માનવું છે.

(1) આવાં લગ્નો શિક્ષક-શિષ્યા અગર એવો કોઈ પવિત્ર સંબંધ હોય તેવાં લગ્નો થઈ શકે જ નહિ એમ ઠરાવવું જોઈએ. એટલું જ નહિ પણ તેવાં લગ્નો કાયદેસર ગણાવાં જોઈએ તેમ ન કરવામાં આવે તો પણ આવાં લગ્નોને કાંઈપણ ઉત્તેજન સમાજે કે રાજ્યે આપવું ન જોઈએ. કારણ આવાં લગ્ન થવા દેવામાં આવે તો જનસમાજ પોતાની પુત્રીઓ પુરૂષ શિક્ષક હોય તેવી શાળામાં મોકલતાં અચકાશે અને તેથી સ્ત્રી કેળવણીને કાંઈ ફટકો પડવા જેવું થશે.



સૌ. રાજરત્ન દીપકળા દેસાઈ

( ૨ ) જે પુરૂષને એક સ્ત્રી હયાત હોય તે પણ આવું લગ્ન કરી શકે નહિ એમ ઠરાવવું જોઈએ. પુરૂષની પ્રથમની પરણેલી સ્ત્રીનો આખો સંસાર દુઃખમય થાય એ પણ રહેજે રહમજી શકાય તેમ છે. તેવી સ્થિતિમાં તેવાં લગ્નો ન થાય એમ ઠરાવવું અગર નિદાન તેવાં લગ્નોને કોઈપણ જાતનું ઉત્તેજન ન મળે એમ તો ઠરાવવું જ જોઈએ.

( ૩ ) કેટલીક વખત આવાં લગ્નો સ્નેહલગ્ન નહિ પરંતુ મોહ કે ઊર્મિ લગ્ન થયાનું જણાય છે. લગ્ન પછી ઘણા જ થોડા વખતમાં જુદા રહી ભરણ પોષણ માગવામાં આવે અગર લગ્ન કર્યા પછી ' મ્હેં લગ્ન કર્યું નથી ' એવું જાહેર થ.ય એવા દાખલા વાંચવામાં આવ્યા છે. એટલે આંતરજાતિય લગ્નને ઉત્તેજન આપવું હોય

તો પણ ખરેખર તે સ્નેહલગ્ન છે કે કેમ અથવા ઉત્તેજન મેળવવા ખાતે જ કરવામાં આવે છે કે કેમ તેનો પૂરો તપાસ થઈ જો અમુક વર્ષમાં તે લગ્ન તુટી જાય અથવા તુટવા જેવો બનાવ બને તો મળેલું ઉત્તેજન રદ થવું જોઇએ. અને જો પૈસા આપવામાં આવ્યા હોય તો તે પરત લઇ લેવાના ઠરાવી તેના જામીન લેવા જોઇએ.

( ૪ ) આવું લગ્ન કરનાર યુગલ જે જ્ઞાતિનું હોય તેણે પોતાની જ્ઞાતિમાં રહેવાની દરકાર કરવી જોઇએ નહિ. એટલે ઉત્તેજન આપવામાં જે તે જ્ઞાતિના ઉપર કોઈ પણ દબાણ થાય એવું થવું ન જોઇએ. જે યુગલ આવું લગ્ન કરવા તૈયાર થાય. તેણે જે તે ન્યાતની પરવા રાખવી ન જોઇએ. ને જો જ્ઞાતિ ઉપર કોઇ પણ જાતનું દબાણ અથવા ફરજ પાડવામાં આવે તો અંદર અંદર કલેશ કંકાસ ને અનેક જાતની અડચણો ઉભી થઇ જે વાડા-ગોળ કાઢવાનો પ્રયાસ થયો છે તે ઉલટો વધશે એમ મારૂં માનવું છે. કારણ કે ન્યાત બહાર મુકી શકાય નહિં એમ ઠરાવવા જતાં ન્યાતવાળા વ્યવહાર રાખવો નથી એમ ઠરાવે તો અમુક વ્યક્તિને અમુક વ્યક્તિ જોડે વ્યવહાર રાખવો જ જોઇએ એમ કોઈ ફરજ પાડી શકાય નહિં ને દરેક કોમમાં કડવાશ ને કંકાસ વધી અનેક પક્ષો પડશે.

(૫) કોઈ પણ જાતના લગ્નમાં કજોડું હોય તે ઇચ્છવા જેવું નથી એ સ્પષ્ટ છે. તો આવાં લગ્નોમાં પણ કજોડાં હોવાં ન જોઇએ. નિદાન તેવાં કજોડાંના લગ્નોને ઉત્તેજન તો આપવું ન જ જોઇએ.

ઉપર જણાવ્યા પ્રમાણે નિર્બંધ રાખવા નમ્ર સુચના રૂપે આ લેખ લખ્યો છે.

આવાં લગ્નોની હું તદ્દન વિરૂદ્ધ છું. છતાં પણ જો આવાં લગ્નો થાય તો તેમાં કેવા નિર્બંધો મુકવા જોઇએ તે જણાવું છું.*

*શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ તરફથી પ્રગટ થતું હસ્તલિખીત વાર્ષિક 'પ્રજ્ઞા'માંથી (૧૯૩૬).

---

## શાર્દૂલ

કીધી આડ કપાળમાં સુખડની ભગવાં ધર્યે શું થયું ?
પ્હેરી છે પિતાંબરી કસબની માળા ધર્યે શું થયું ?
ઉરમાં રોગ વધ્યો બહુ કપટથી અહંકારના ભારથી,
એવા બ્રહ્મસમાજને નમું નહિ સ્વપ્ને કદી હું અરે ! ૧

જ્ઞાતિનું અભિમાન નહિ હૃદયમાં ધારા ઉલંઘન કરે,
કન્યાના પૈસા પરે ચલવીને વહેવાર ચોકખો કરે;
સાથે સંપ નહિ જરા કુટુંબમાં દિલમાં સદા સ્વાર્થ રે
એવા બ્રહ્મ સમાજને નમું નહિ સ્વપ્ને કદી હું અરે ! ૨

આવ્યો છે કલીકાળ આ જગતમાં બ્રહ્મત્વતો જાય છે,
ઇર્ષા આળસ વિપ્ર શુદ્ર બનીને પાપી પુરા થાય છે;
જે ભૂદેવ તણા પદો અવનીમાં પ્રેમેથી પૂજાય છે,
તે ભૂદેવ પ્રચંડ પાપી બનીને કુકર્મે દોરાય છે. ૩

શ્રી. લાલશંકર ત્રિવેદી

# કયે પંથે સમાજ?

લેખક:
શ્રી. વનમાળા હરિપ્રસાદ દેસાઇ

સમાજ અનેકવિધ માર્ગે જઈ રહ્યો છે. દરેક વખતે તે વિકાસને પથે જાય છે તેવું નથી. તે સમાજે પાછા પણ પડે છે. તે પ્રગતિ કરે છે કે વિકાસને પંથે છે તેનો નિર્ણય કરતાં પ્રથમ પ્રગતિ કોને કહેવી તે પ્રશ્ન થાય છે.

સમાજોની પ્રગતિ વિષે જાણવા સમાજશાસ્ત્રના અભ્યાસની જરૂર છે. અને તે અભ્યાસથી સમાજો કઈ બાજુ પ્રગતિ કરી રહ્યા છે તેનો સમગ્ર ચિતાર આપી શકીએ. સંસ્કૃતિ તો યુગે યુગે બદલાય છે. પૃથ્વિનાં પડોની માફક તેનાં પણ પડો છે, ને તેનો એક બીજા ઉપર આધાર છે. આ ફેરફારો એટલે ક્રાન્તિ, તેનો અર્થ દરેક વખતે ઉંચે જ જવું તેવો થતો નથી. પ્રગતિ એટલે કલ્યાણ માર્ગે આગળ વધવું તે. સમાજના ફેરફારો તે માત્ર કુદરતી બળો ઉપર આધાર રાખતા નથી. તે નૈતિક બળો કે સમાજના શુભ પ્રયત્નો ઉપર આધાર રાખે છે. પ્રગતિનો આધાર તેના કાર્યકર્તાઓના ચારિત્ર ઉપર અવલંબે છે. તેની પાછળ કયું સામાજિક ધોરણ પ્રવર્તે છે અને તે પ્રગતિ સમાજને કયા આદર્શ તરફ લઈ જશે તેનો વિચાર કરીએ. જ્ઞાન પ્રાપ્ત કરીએ ત્યારે જ પ્રગતિનું રહસ્ય સમજી શકીએ.

સમાજની પ્રગતિની સાચી કસોટી ત્યારે થાય કે જ્યારે ઘર્ષણ આવે ને તેમાંથી સમાજ પસાર થાય છતાં તે પોતાની મહત્તા જાળવી શકે. અમુક પ્રગતિ કરી સમાજ અટકી જાય છે ને તેની પરાકાષ્ટાએ પ્હોંચે છે, પછી સમાજ એટલો વિલાસમાં પડે છે કે તેના ભુક્કા થાય છે. તેની સંસ્કૃતિનો નાશ થાય છે. સંસ્કૃતિ કોઈ આનુવંશિક નથી, તે તો સંસ્કારજન્ય છે, એટલે પુનઃઘટનામાં તે ફરી તેના તેજ રૂપમાં આવી શકતી નથી.

કુદરતના ઉપર વિજય મેળવવામાં પ્રગતિ ગણીએ તો બિલકુલ શક નથી કે એવી પ્રગતિ મનુષ્ય જાતિએ દુનિયાના ઇતિહાસના આરંભકાળથી અત્યાર સુધી ખૂબ સાધી છે.

પ્રથમના જુના સમાજો જોતાં આપણો સમાજ બાહ્ય રીતે ઘણો આગળ પડતો જણાય છે. બુદ્ધિ, શક્તિ, સંપત્તિ વગેરેમાં પ્રગતિ કરી રહ્યો છે.

સામાજીક રિવાજોની આપલે થાય છે. જ્ઞાનનો વિનિમય થાય છે ને વ્યવહારિક સંબંધો વધ્યા છે. સારૂં-નરસું બધું જ ગ્રહણ થાય છે એટલે પોતાના જે સદ્અંશો છે તે પણ જતા રહે છે. પોતાના રિતરિવાજ તથા જુની રૂઢિઓ કાઢી નાખવા જતાં તેને સ્થળે તેના કરતાં વધારે ઉત્તમ દાખલ નથી કરી શકતા. જેમકે આપણા હિન્દુસમાજમાં હાલ મરણ પાછળના ખોટા ખર્ચો થતા હતા તે અટકાવાય છે. પણ તે પૈસાને દાનમાં વાપરતા નથી, ઉલ્ટું તે પૈસા બચાવી ઘરમાં રાખે છે. એ ખર્ચ કોઇ ફંડ કે ગરીબ વિદ્યાર્થીઓની મદદ માટે વપરાતા હોય તો તે વધારે ઇષ્ટ છે. લગ્ન પાછળનો ખર્ચ નકામો હોય તો તે માંગલિક પ્રસંગ નિમિત્તે કોઇ સંસ્થાને મદદ કરવી અર્થાત અનાથાશ્રમ જેવામાં પૈસા આપવા તે જીવનમાં પ્રવેશ કરતાં સત્માર્ગે અપાતું દાન ગણાય.

રાજકિય અસંતોષ પણ સમાજમાં પ્રવર્તી રહ્યો છે ને લાંચ, રૂશ્વત, કરો, જેલના કાયદાઓ ને ખોટું અધિકારીપણું વગેરેમાં

સુધારા થવા માંડ્યા છે. ને સ્વતંત્રતાની માગણી પણ થાય છે; ને દરેકને પોતાના વ્યક્તિત્વનું ભાન આવ્યું છે.

કળા, સાહિત્ય, ને જ્ઞાનની દૃષ્ટિએ પણ પ્રગતિ થઇ છે. દરેક પ્રકારનું લલિત વાઙ્મયી સાહિત્ય બહાર પડે છે ને લોકો તેમાં રસ લે છે. વળી ચિંતનાત્મક સાહિત્ય પણ લોકો ઝીલી શકે છે. જગતમાં પહેલાંની દૃષ્ટિએ જ્ઞાન ખૂબ વધ્યું હશે પણ તે તાલેવંત અને મધ્યમ વર્ગ સુધી પહોંચ્યું છે. હુન્નર–ઉદ્યોગો વધ્યા છે; ને બીજા અનેક ધંધાઓ ખીલ્યા છે. તેને લીધે આર્થિક સ્થિતિમાં ફેરફાર થયા છે. સમાજની થોડી ઘણી વ્યક્તિઓ જ તેનો લાભ લઇ રહી છે. તાલેવંત વધારે તાલેવંત થયા છે ને ગરીબ વધારે ગરીબ થયા છે. જુના કાળમાં અત્યારના જેવી બેકારી ન હતી. એટલે એ દૃષ્ટિએ સમાજે પ્રગતિ કરી કહેવાય નહિ.

જ્ઞાનનો વધારો થયો છે એમ ધારો કે આપણે કબુલ કરીએ છતાં એક પ્રશ્ન તો મુંઝવશે કે જ્ઞાનની વૃદ્ધિની સાથે બૌદ્ધિક શક્તિ ખરેખરી રીતે ખીલી છે કે નહિ? જો ખીલી હોત તો પ્રજામાં જે મૌલિકતાનો અભાવ છે તે ટકી રહેત નહિ. આ કહેવાતા જ્ઞાનના વધારાએ મનુષ્યને કેવળ બીજાઓનું અનુકરણ કરતા કર્યા છે.

ધાર્મિક ક્ષેત્રની અંદર બહુજ ઓછા માણસોએ ભાગ લઇને તેને સુધારવા પ્રયત્ન કર્યો છે. તેમાં પણ જોઇએ તેવી સુધારણા થઇ નથી. આમ સમગ્ર વિચાર કરતાં સમાજ અંતર્ગત પ્રગતિ કરતો નથી, પણ બાહ્ય જ કરે છે. એટલે કે એક જંગલી માણસ વખત જતાં શરીરે વધે પણ તેના માનસમાં ફેર પડતો નથી તેમ હાલના સમાજનું આપણે કહી શકીએ.

સમાનતા, બંધુત્વ, અરસપરસ ઐક્ય કરવાની વૃત્તિ એ સમાજનાં આદર્શ હોવા જોઇએ તે હાલ સર્વત્ર જણાતા નથી. સ્વતંત્રતાની ભાવના જે સમાજમાં આવી છે તે સાચા અર્થમાં સ્વતંત્રતા નહિ પણ સ્વચ્છંદતા છે. સત્ય પણ સગવડીયુ મનાય છે. સત્ય ને સાચા સ્વરૂપમાં સત્ય નહિ પણ હડહડતુ જુઠાણું જ છે. લોકો અસત્ય તરફ એટલા બધા ધસડાઇ ગયા છે કે તે સાચું સત્ય સમજવા માટે તો શું પણ કલ્પી પણ શકવા શક્તિમાન નથી. સામાન્ય રીતે સમાજમાં નીતિનું ધોરણ એવા પ્રકારનું છે કે વ્યક્તિને પોતાને ફાયદો થતો હોય તો તે ગમે તેવી અનીતિ કરવા તૈયાર થાય છે; ને કેટલીકવાર તો બીજાના ભોગે પણ આવો ફાયદો મેળવાય છે. 'Honesty is the best policy' એજ અસ્તિત્વ ધરાવે છે એટલે કે નીતિની દૃષ્ટિએ પ્રમાણિકતા નહિ પણ ફાયદાની દૃષ્ટિએ જ પ્રમાણિકતાનું માપ કઢાય છે. આવી જાતનુ સામાજિક નીતિનું ધોરણ ઘણું નીચું છે.

પ્રેમ કે જે હૃદયનું અવિરક્ત ઝરણું છે તેને પણ કલુષિત કર્યો છે. વ્યક્તિ માટેનો પ્રેમ, દેશપ્રેમ કે ધર્મ માટેનો પ્રેમ એ બધી લાગણીઓને ઘણે ભાગે માણસો પોતાના લાભ માટે જ વાપરે છે. વ્યક્તિનો સમષ્ટિ પ્રત્યેનો પ્રેમ ઘણો ઓછો છે. ધાર્મિક ક્ષેત્રમાં ઘણા કહેવાતા ધર્મગુરુઓ અગર ભક્તોમાંનો મોટો ભાગ પણ ભગવાનના નામે ધતીંગો ઉભા કરે છે. ને તેમાંથી પણ પોતાનો જ લાભ ઉઠાવે છે. ધાર્મિકવૃત્તિ વાળા માણસોને માટે પણું ખરું એમજ કહેવાય છે કે તેઓએ પુષ્કળ પાપો કર્યાં છે ને હજી કરવાના છે તેથી આ ભક્તિરૂપી આચ્છાદન પોતાના ઉપર ઢાંકી સમાજમાં મ્હાલે છે. અલબત આમાંના કેટલાક ખરેખરા ધાર્મિક છે ને પ્રભુને પંથે પ્રયાણ કરે છે. પણ તેવા વિરલ છે. એટલે

તે બિચારા થોડા પણ આવી રીતે પાપડી ભેગી ઇયળો બફાઈ જાય છે.

સમાજમાં ભલે જ્ઞાન વધ્યું હોય, વૈજ્ઞાનિક શોધખોળ થઇ હોય અને તે દરેક પ્રકારનું જ્ઞાન નિશાળો તથા કોલેજોમાં અપાતું હોય, પણ તે જ્ઞાન માત્ર જ્ઞાન ખાતર જ છે; કોઇ આદર્શ કે ધ્યેય માટે અપાતું હોય તેમ લાગતું નથી. જ્ઞાનથી ચારિત્ર, હૃદયની વિશાળતા વગેરે ગુણો ખીલવા જોઇએ તે બરાબર ખીલતા નથી, એટલે તે જ્ઞાન જીવનથી અલિપ્ત જ રહે છે માત્ર તે દૈનિક સમાચાર જેવું જ. છે. બાળકો પોતાના માબાપ કે શિક્ષકમાં શિષ્ટ વર્તન જોઇ શકતા નથી એટલે અનુકરણ કયાંથી કરે ? જીવનનો વિકાસ પણ કયાંથી સાધી શકે ? વ્યક્તિનો પ્રશ્ન તે સમષ્ટિનો પ્રશ્ન છે. " **Individual problem is the world problem** " આ સૂત્ર સમાજની પ્રગતિમાં ખાસ ધ્યાન આપવા જેવું છે. યુવકો આને માટે જવાબદાર છે. તેમણે વડીલોનો અનુભવ ને પોતાનો ઉત્સાહ, ને કાર્યશક્તિ બન્નેનો સમન્વય કરીને સાચા જ્ઞાનનો ફેલાવો કરવાનો છે.

સંસ્કારી સુધરેલા સમાજો અત્યારે તો સંહારને પંથે છે. યુરોપના દેશોનો કેટલો સંહાર થઇ રહ્યો છે. શાને માટે ? પ્રજાઓની સામ્રાજ્ય સ્થાપવાની મહત્વાકાંક્ષાઓને લીધે. જ્ઞાનનો ઉપયોગ નીતિ, ધર્મ, કે કલ્યાણના માર્ગે નહિ પણ અંધ સ્વાર્થ સાધવામાં વપરાઇ રહ્યો છે. વૈજ્ઞાનિક શોધખોળ તે સમાજને લાભદાયક નહિ પણ નુકશાનકારક છે. કોઈ વ્યક્તિ પોતે આગળ આવવા માટે ગમે તે મનુષ્યનું-શરીર કે ચારિત્રનું ખૂન કરી અધમ રીતે આગળ આવે છે. તેજ પ્રમાણે એક દેશ બીજા દેશોની સંસ્કૃતિઓનો સંહાર કરી પોતાનાં સામ્રાજ્ય સ્થાપવાના કોડ પૂરા કરે છે. આનો અર્થ એ થયો કે જેમ જેમ પ્રજા વધારે ને વધારે કહેવાતા સંસ્કાર પામતી જાય છે તેમ તેમ તેની અંદર ભ્રાતૃભાવની લાગણી ઓછી થતી જાય છે. વ્યક્તિ વચ્ચેની કૃત્રીમ દિવાલો ખડી થાય છે. નિખાલસ હૃદયથી એકબીજા સાથેનો વ્યવહાર હોવો જોઇએ તે નથી. દરેક વ્યક્તિ કંઇને કંઇ બીજા પાસેથી છુપુ રાખવા માગે છે અને એ રીતે પોતાના જીવનની નીતિને અધમ દશાએ પહોંચાડે છે. પ્રપંચ, કુડકપટ એ બધા એટલા બધા મનુષ્યમાં ભરેલા છે કે અત્યારના સુધરેલા લોકોની સરખામણીએ જંગલી જમાનાના લોકો વધારે પ્રમાણિક, ન્યાયવૃત્તિવાળા શુદ્ધ હૃદયનાં અને ભોળા હતા એમ લાગે. સામાન્ય રીતે વ્યક્તિ ને રાષ્ટ્ર માટે પ્રેમ છે. પણ તે પ્રેમ બીજાઓના તરફ તિરસ્કારનો અગ્નિ ફેંકે છે. અત્યારે કોમેકોમ વચ્ચેની અથડામણ, શ્રમજીવીઓ અને મુડીવાદીઓ વચ્ચેનું સંઘર્ષણ, પ્રજા અને રાજા વચ્ચે થતા વિરોધો, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના દ્વેષ આ બધું શું એ પુરવાર નથી કરતું કે આપણે સાચી પ્રગતિ કરી નથી.

આ સંસ્કૃતિના જમાનામાં પણ મનુષ્યનો સ્વભાવ બિલકુલ બદલાયો નથી. એમ કહેવાય છે કે પહેલાના કરતાં પરમાર્થ વૃત્તિ વિશેષ જોવામાં આવે છે આ પણ સત્ય નથી. અત્યારના મોટા ભાગની પરમાર્થ વૃત્તિ, તે શુદ્ધ નિખાલસ હૃદયની ધાર્મિક લાગણીમાંથી ઉત્પન્ન થતી નથી. તે સ્વાર્થસિદ્ધિના સાધન તરીકે વપરાય છે. એટલે પરમાર્થવૃત્તિમાં પણ પ્રગતિ કહી શકાય નહિ. જો પ્રગતિનો અર્થ એમ કરવામાં આવે કે અમુક પ્રકારની સગવડ મનુષ્યના જીવનને માટે સુખરૂપી બની શકે છે ને તે સગવડો હાલ વ્યક્તિઓ મેળવી શકે છે તો તે પ્રગતિ કહી શકાય. એમ લાગે પણ બાહ્ય સાધનોનો વધારો એ કાંઇ પ્રગતિનું સાચું માપ નથી. પ્રગતિનું ધ્યેય તે

હૃદયની શાન્તિ છે, તેમાંજ ખરૂં સુખ છે. અઢળક ભૌતિક સુખ હોવા છતાં જેનામાં એ શાન્તિ નથી તે સાચો સુખી નથી. આથી ભૌતિક સાધનોની સાથે આધ્યાત્મિક સંપત્તિ પણ મે મેળવવી જોઇએ. આ આધ્યાત્મિક સંપત્તિનો આધાર મનના વિકાસ ઉપર છે. બુદ્ધિ, લાગણી, ઇચ્છા, અર્થાત્ સંકલ્પ એ ત્રણ શક્તિઓને કેળવવી જોઇએ. એકના ભોગે બીજાને કેળવવાની નથી. ત્રણેનો સમન્વય કરીને જો કેળવાય તોજ ભૌતિક સંપત્તિને આધ્યાત્મિક સંપત્તિનું સાધન ગણી શકાય. અર્થાત્ પ્રગતિરૂપી પંખી બે પાંખે ઉડે છે, ભૌતિક સંપત્તિ ને આધ્યાત્મિક સંપત્તિ. સમાજ અત્યારે કેવળ ભૌતિક પાંખે ઉડે છે એટલે તે ખરી પ્રગતિ નથી. આમ દેખીતી પ્રગતિ કરતો સમાજ વિકાસના પથે નહિ પણ વિનાશના પથે પ્રયાણ કરી રહ્યો છે એવું અત્યારે તો લાગે છે.

ઉપરનું ચિત્ર તે કેવળ ચર્મચક્ષુથી જણાય તેવું માત્ર વાસ્તવવાદી ચિત્ર છે. પરંતુ એ અપૂર્ણ છે. કેટલાંક ભાવનાનાં સૂક્ષ્મબળો સમાજને આશાવાદી બનાવી રહ્યાં છે. યુગે યુગે મનુષ્યજાત અનુભવમાં ઘડાતી જાય છે ને પાછલા યુગનો વારસો તેને મળેલો હોય છે. વ્યક્તિ માત્રનો વિકાસ સાધવા માટે જે ડેમોક્રસી સિદ્ધાંતો સ્વીકારાયા છે; તેથી ભવિષ્ય વધારે સારૂં થશે તેમ લાગે છે. લડાઇઓ ચાલે છે એ વાત ખરી પરંતુ વિશ્વબંધુત્વની ભાવનાનો ધીમો પણ મક્કમ વિકાસ થતો જાય છે. શાન્તિનાં મંડળો નીકળે છે; ને આદર્શવાદીઓ ગમે તેવી સજા સહન કરીને પણ લડાઇમાં જોડાવાની ના પાડે છે. ધાર્મિક કાનુનો ઓછા થયા છે. ધર્મનો તુલનાત્મક અભ્યાસ ક્યારનોએ શરૂ થઇ ચુક્યો છે અને સહિષ્ણુતા વધી છે. વિજ્ઞાન અને તત્વજ્ઞાનનો સમન્વય થયો છે અને અદ્વૈતની ભાવનાનો વિચારકોમાં સ્વીકાર થતો આવ્યો છે. હાલના વિજ્ઞાનિકો નાસ્તિક રહ્યા નથી. પરંતુ વિશાળ અર્થમાં એ ઇશ્વરનું સત્ય, સૌંદર્ય, પ્રેમ અને કલ્યાણ સ્વરૂપનો સ્વીકાર કરે છે. રોમેરોલા જેવા, રવિન્દ્રનાથ ટાગોર જેવા, અરવિંદઘોષ ને મહાત્માજી જેવાના વિચારોની અસર હાલની સુધરેલી દુનિયામાં ખૂબ છે. થીઓસોફીકલ સોસાયટી ને સ્વામ વિવેકાનંદના વિચારો ફેલાઇને ગંભીર પ્રકૃતિના સ્ત્રી પુરૂષો મનુષ્ય જીવનની મહત્તા સમજતા થયા છે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના મંથનમાંથી ઉત્પન્ન થએલા કેટલાએ અમૂલ્ય ને અમર રત્નો લોકોની પાસે છે અને એ ધન ચોરાય એવું નથી. નિરાશા છતાં ઘનઘોર વાદળમાં એક રૂપેરી વાદળી ચમકી રહી છે. ઉત્તમ વિચારો ને ભાવનાઓનો કદી નાશ થતો નથી. તેથી આશા રહે છે કે કળા, સાહિત્ય, સંગીત, તત્વજ્ઞાન અને ધર્મવિચાર જે હવે આખા જગતનો અનુપમ વારસો છે તે દટાઇ નહિ રહે. પરંતુ મનુષ્યજાતિની જરૂર ઉન્નતિ કરશે. પૃથ્વીનાં તત્વજ્ઞાનીઓનું પણ એક ઋષિમંડળ જામ્યું છે. ને એ આશા સેવી રહ્યું છે કે પૃથ્વી ઉપર સ્વર્ગ લાવી શકાશે.

# સનાતન સ્ત્રીત્વ

લેખિકા :
શ્રી. છાકીબ્હેન દુર્ગેશ્વર ત્રિવેદી

[ એકાંકી નાટિકા ]

**સ્થળ :** વૈકુંઠ

**સમય :** સાંજના ચાર.

[ શ્રી. લક્ષ્મીજી પોતાના હિરામણી જડીત હિંડોળા પર ઝુલતાં માલમ પડે છે. સુંદર દેવાંગનાઓ તેમને છત્ર, ચામર કરે છે. પાસે અપ્સરાઓ નૃત્ય-ગીત ગાય છે. સ્વર્ગીય પુષ્પોનો પમરાટ વાતાવરણને અલૌકિક સુગંધીથી ભરી દે છે. ઉલ્લાસ આનંદ ભર્યાં વદનોમાં ગૌરવયુક્ત અભિમાનની છાંટ તરતી દેખાય છે. બહારથી દેવાંગના આવી નમસ્કાર કરે છે. ]

**દેવાંગના :** મહાદેવી ! શ્રી જગદંબા પાર્વતીજી તથા શ્રી માતા સાવિત્રી દેવી પધારે છે.

**લક્ષ્મીજી :** જા, અત્યંત આદરપૂર્વક આપણા ભુવનને યોગ્ય સત્કાર સાધનોથી તેમને તેડી લાવ

[ નમન કરી જાય છે, સાવિત્રી દેવી અને શ્રી પાર્વતિજી આવતાં દેખાય છે લક્ષ્મીજી ઉભાં થઇ સ્હામે જાય છે. ]

**લક્ષ્મીજી :** પધારો, પધારો, અમારા દિન ભુવનને પાવન કર્યું.

**પાર્વતીજી :** સખી, દીર્ઘ સમયથી આપના દર્શનની અભિલાષા જાગી હતી. સાવિત્રી દેવીએ, આરાદ આવતી, મેરસુરે જાણતા કરી, ચાલો, આનંદ વિનોદમાં સમય પસાર થશે.

**લક્ષ્મીજી :** ભલે પધાર્યાં. વિષ્ણુ ભગવાન હંમેશાં શંકરનું ધ્યાન ધરી આપને ત્યાં આવવા આગ્રહ સેવે છે. પણ આ બહોળા વ્યવસાયમાંથી મ્હારૂં આળસ ઉડતું નથી.

**સાવિત્રી :** વાત તો સત્ય છે. જગતમાં નવા નવા નમુનાઓ મોકલવાના વ્યવસાયોમાંથી અમે પણ પરવારતાં નથી.

[ ત્રણે સાથે બેસે છે. ]

**પાર્વતીજી :** મ્હારે તો શંકરના સાનિધ્યમાં વિશ્વ કલ્યાણના વિચારોમાં સમય વ્યતિત થાય છે. જ્યારે " સતી " કહી નાથ સંબોધે છે ત્યારે ત્રણ ભુવનનું વૈભવ સુખ તુચ્છ લાગે છે.

**લક્ષ્મીજી :** ખરૂં છે. તમે તો અર્ધાંગી છો. તપ વડે ત્હમે પતિને પોતાના કરી લીધા છે. અને તેમના સ્વતંત્ર સ્વભાવને વશ વર્તી રહો છો. આપણે તો એવું ના ફાવે ! !

**દેવાંગનાઓ :** માતાજી, તો પણ શ્રી વિષ્ણુ ભગવાન આપને કેટલા પ્રેમથી ચ્હાય છે. આપ મહાસતી છો.

**સાવિત્રી :** મ્હારા જેવી ઘર રખુ સ્ત્રી જ મહાસતી ગણી શકાય.

**લક્ષ્મીજી :** અરે, ત્રૈલોક્યમાં મહાસતીનું પદ તો મ્હારૂં જ છે.

**પાર્વતિજી :** તમે જરા વધારે માન લઇ જાવ છો. જ્યારે વિષ્ણુને કોઇ ભક્તનો સાદ પડે છે. ત્યારે તમને તો ક્યાંએ વિસારી મૂકે છે.

[ અંતરિક્ષમાં ગાયનની ધુન સંભળાય છે. નારદજી ભજન ગાતા પસાર થાય છે. ]

: ગીતિ :

મિથ્યા વાદ મૂકીને, ન્યુનાધિક નથી,
'સતી' ત્રણમાં કોઇ.
મહાન સતી અનસૂયા, સમાન સતી,
નવ ત્રિભુવનમાં જોઇ.
ભજ ગોવિંદ, ભજ ગોવિંદ ગોવિંદ ભજ,
મૂઢ. મતે.

[ ત્રણે દેવીઓ ઉભાં થઇ તેમનો સત્કાર કરે છે. આસને બેસાડી, અર્ધ્ય, પાદ્ય, પૂજન કરી પૂછે છે. ]

**પાર્વતીજી** : ઠીક, ભલા, આપે છેલ્લી ગીતિ કયી ગાઇ ?

**નારદજી** : માતાજી, આપને ત્રણેને વાદ કરતાં સાંભળી મ્હને મહાસતી અનસૂયાજી સાંભર્યાં. અહાહા. શું તેમનું તેજ, ભજ ગોવિંદ, ભજ ગોવિંદ.

**સાવિત્રી** : એમ કે ! સ્વર્ગનાથીયે તેઓ વધી જાય. શું સૃષ્ટિના કર્તા, રક્ષક, અને સંહારક દેવની શક્તિઓથી તેઓ ચ્હડે ?

**લક્ષ્મીજી** : અરે એ તો નારદજીનો સ્વભાવ ! જાણો છોને ! આપણાથી અધિક કોઇ હોય શું ?

**નારદજી** : ( બીજી બાજુ ) આ મહાદેવીઓને અભિમાન થયું લાગે છે, ભજ ગોવિંદ, ભજ ગોવિંદ, પ્રભુ એમનું કલ્યાણ કરો. ( મોટેથી ) હો, હો, માતાજી, આપનો પ્રભાવ તો અજબ છે. પણ પારખું કર્યા વિના ઓછું જ કોઇને મોટું કહેવાય છે. હમણાં તો ત્રણે લોકમાં મહાસતી અનસૂયાજીના ગુણ ગવાય છે.

**લક્ષ્મીજી** : એમ ! એટલું બધું તેમનું બળ વધ્યું છે. ત્યારે તો નારદજી તમે તો ભગવાનનાં હૃદયરૂપ છો. અમારી મોટાઇ કાયમ રહે, ને આપણું કામ થાય, એવો રસ્તો બતાવો.

**પાર્વતી** : હા, હા, નારદજી. જરૂર, ત્હમારો ઉપકાર થશે.

**સાવિત્રી** : હાસ્તો વળી, આપણાથી વધી જશે, ત્યારે આપણને કોણ પૂછશે. તેનો તોર ઉતારવો જ જોઇએ.

**નારદજી** : અરે જવાદોને ! રહેજ વાતમાં આટલું બધું શું લઇ બેઠાં છો ? તેમનો પ્રભાવ, તપ, અજબ.છે. નકામું હસવામાંથી હાણ થઇ જશે. ભજ ગોવિંદ, ભજ ગોવિંદ.

**લક્ષ્મીજી** : ના, ના, હવે નહિ ચાલે. અર્ધું કહ્યું તો પૂરું જ કરો.

**નારદજી** : જુવો, ત્હમે તો પરમશક્તિઓ છો. હું વચમાં દંડાઇ જાઉં. મનુષ્યો તપ, ને સ્ત્રીઓ પતિવ્રતથી દેવો કરતાં પણ મહાન શક્તિવાન બને છે. માટે પછીથી મારો દોષ ના કાઢતાં !

**ત્રણે સાથે** : ના, ના, તેમાં જરાયે શંકા આણશો નહિ.

**નારદજી** : જુવો ત્યારે, ( વિચાર કરતા હોય તેમ ) એ મહાસતીનું પણ મૂકાવવાની કોઇ મનુષ્યમાં શક્તિ નથી. એટલું જ નહિ, પણ બધા દેવોએ તેને ડોલાવી શકે તેમ નથી. માટે ખુદ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને ત્હમે ત્રણે જણ સમજાવીને ત્યાં મોકલો, ને ત્યાં તેમનું મહાસતીપણાનું પારખું કઢાવો. તેમને કોઈ લાલચ, વૈભવ, સુખ, લલચાવી શકે તેમ નથી. ભજ ગોવિંદ, ભજ ગોવિંદ.

**ત્રણે** : જરૂર, જરૂર, જરૂર ( પરસ્પર તાળી આપે છે. ) ચાલો ત્યારે પ્રભુને સમજાવીને મોકલીએ.

[ ત્રણે જાય છે. ]

**નારદજી** : હે પ્રભુ ! ! પાછી તેં આ શી લીલા માંડી છે. તારી પ્રેરણાથી મેં કહ્યું છે. પ્રભુ, તું કામ પાર ઉતારજે.

[ નૃત્ય સહિત ગાન કરે છે. ]

અમલકુંદ, હસન મંદ, નટવર છબી તો...રી,
નટવર છબી તો...રી, કહાના, નટવર છબી તોરી ..
પીતબસન, મુરલી અધર, મોરપીછ મુકુટ લસીત,
ચંદનકી કો ..ર તીલક, દેખત છબી તો...રી. અમલ.
નૂપૂર ચરણારવિંદ, બાજત મૃદુ મંદ મંદ,
નારદાદિ ગોગી વૃંદ, નામ લીગે ગૌરી. અમલ.

ચાલો, ત્યારે જીવ, રંગ જોઇએ. ભજ ગોવિંદ, ભજ ગોવિંદ.

[ જાય છે ]

નથી જ્યાં સુધી સુશિક્ષિત નાર
કહાવે અર્ધદગ્ધ સંસાર
વ્યર્થ તે વિના પ્રયત્ન હજાર. દેશને.

**રાણી :** વાહવા, માતાજી, શો સુંદર નારીજાતિના કલ્યાણનો સંદેશો છે ! !

**સુભગા :** બા, જરૂર પિતાજીને કહેજો, આપણા રાજ્યની દરેક સ્ત્રીઓ સાહિત્ય રસિક પંડિતા થાય, અને પુત્રોને દેશભક્ત બનાવે. પ્રણામ કરું છું.

**રાણી :** ત્યારે હું રજા લઇશ. નમસ્તે દેવી પધારજો.

[ જાય છે. ]

**એક સ્ત્રી :** (નમન કરીને) બ્હાર ત્રણ સંન્યાસીઓ પધાર્યા છે.

**અનસૂયા :** પૂરા માન સાથે આવવા દે.

[ ત્રણે દેવો સંન્યાસીના સ્વરૂપમાં આવે છે. ]

**અનસૂયા :** (ઉભાં થઇ) પધારો, પધારો, મહારાજો, અમારું દીન ઝુંપડું પાવન કર્યું.

[ આસન આપે છે. ]

**સાધુ :** ( આસને બેસતાં ) માઇ, બહુ બહુ યુગના ભૂખ્યા છીએ. સારી પૃથ્વીમાં ફર્યા, પણ અમારા ટેક પ્રમાણે ભિક્ષા મળતી નથી. આપનો યશ ત્રિભુવનમાં સુણતાં, ભિક્ષાની ઇચ્છાથી આગમન થયું છે.

**અનસૂયા :** મહારા...જ, મહર્ષિ અત્રીજી તપ અર્થે વને વિચરે છે. પણ આ દાસી ગૃહસ્થના ધર્મને સમજે છે. યથાશક્તિ સેવા કરીશ.

**સાધુ :** મૈયા, અમારી ભિક્ષાની રીત અઘરી છે. વચન આપે, તો કહીએ, નહિ તો માનમાં જ ચાલ્યા જઇએ.

**અનસૂયા :** મહારાજ, મારાં બે વચન નથી, "પધારો." કહ્યું તેજ સાચું વચન થઇ ચૂક્યું. હવે ભૂખ્યા જશો તો મારે પ્રાણ આપવો પડશે.

**ત્રણે સાધુ :** નહિ, નહિ, મહાસતી, એટલી બધી જરૂર નથી. અમારે એવી પ્રતિજ્ઞા છે કે જે સ્ત્રી વસ્ત્રરહિત બની, ભિક્ષા પિરસે તેને જ ઘેર જમવું.

**અનસૂયા :** (એકદમ ઉદાસ બની જઇ બાજુ જઇ,) હે પ્રભુ ! હેં મહાન ધર્મસંકટ આપ્યું. મારા પતિવ્રતને ન છાજે તેવું વર્તન કરવા ગૃહસ્થનો ધર્મ ફરમાવે છે. આપેલા વચનને ન પળાય તો પ્રાણ ત્યાગ જ ઇષ્ટ છે. હે સ્વામીનાથ, હવે મારી લજ્જા તમારે હાથ છે.

[ ગાય છે ]

અબકી ટેક હમારી.
લાજ રાખો ગિરિધારી. અબકી.
જૈસી લાજ રાખી અર્જુનકી,
ભારત યુદ્ધ મંઝારી
સારથી હો ..કે રથ કો હાંકો
ચક્ર સુદર્શન ધા ..રી
ભક્તનકી ટેક . ન હારી અબકી.
જૈસી લાજ રાખી દ્રૌપદી કી
કૌરવ સભા મંઝારી
ખેંચત ખેંચત હો ભૂજ થાકે
દુઃશાસન પચહારી
ચીર બઢાયો મુરા . રી, અબકી.
અનસૂયાકી લાજ રાખો પ્રભુ ..
તુમ બીનં કો રખવારી.
રાધે, રાધે, શ્રીવર પ્યારો
શ્રી વૃષભાન દુલારી
ચરણ તક આઇ તુમ્હારી. અબકી.

**સાધુ ૧ :** ( મનમાં ) દેવીઓને કહ્યું, પણ તેઓ સમજ્યાં નહિ. શો સુંદર, પવિત્ર માતૃત્વનો ભાવ છે.

**મહેશ :** ધનભાગ્ય છે આપણાં કે આના ચરણ પાસે આવવાનું થયું.

**સાધુ ૩ :** ( મોટેથી ) કેમ માઈ, શો વિચાર છે ?

**અનસૂયા :** મહારાજ, સજ્જન બેવચની બની શકતું નથી, મારા આશ્રમમાં પધારો.

[ ત્રણે આશ્રમમાં આવે છે ]

અનસૂયા : (બંને હાથ જોડી, આકાશે મીટ માંડી, અતુટ તેજ ને શ્રદ્ધાનો અંબાર મુખપર પથરાતો જાય છે અને બોલે છે.) " હે પતિદેવ, હે અખિલ વિશ્વની પરમબ્રહ્મ શક્તિ, જો મ્હેં, મન, વચન, કર્મથી, સત્ય, પ્રેમાળ પતિવ્રત પાળ્યું હોય, તો... તેના પ્રભાવથી આ ત્રણે મહાન સાધુઓ છ છ મહિનાના બાલક બની જજો. અને તેમને પયપાન કરાવી મ્હારા વચનનો ટેક પરિપૂર્ણ કરજો. "

સાધુઓ : અરે, માતાજી આ શું કર્યું ? અહોભાગ્ય આપણું.

[ ત્રણે નાનાં બાલકો બની જાય છે. ગૃહ "ઉંવાં, ઉંવા" શબ્દથી કલ્લોલમય બને છે. ]

અનસૂયા : ( ત્રણેને પાસે લઇ છાનાં રાખતાં ) હે પ્રભુ, હેં લાજ રાખી. ચાલો બેટાઓ રડો નહિ, ભૂખ લાગી છે !

[ પડદો પડે છે. ]

( સંપૂર્ણ )

---

## વાદળીઓ
### ( અભિનય ગીત )

: કાફી :

વા દ ળી ઓ, વા દ ળી ઓ
વ્યોમ વિહરતી વાદળીઓ...
ઉંચે આભે સૂરજ પ્રકારી
આમંત્રે અમને આકારી
પિતા જ ચેલો દરીઓ...
હિમ શાં કાળાં ભૂરાં વસ્ત્રો
સજતી.
ઉ ડ તી, ન ર્ત ન ક ર તી
ઈન્દ્ર તણી જલ-પરીઓ...
ભીંજવતી, જગ સજીવ કરતી
શીતળ સમીરની લહેરે ચઢતી
ઘૂમીએ ગગન ગલીઓ ..
ગગને ઘૂમતી
રાસ રચતી
મરણે રમતી
ર મ ણી ઓ
પગને ઠમકે
ઝાંઝર ઝમકે
ઝગમગ ઝણુકે
વિ જ ળી ઓ
પગથી ખરતી વિજળીઓ...

ત્રિલોક દેસાઈ



# શ્યામ–સુંદર



[ કામણુ દીસે છે અલબેલા તારી આંખમાં રે......એ ઢાળ ]

મંગલ રાચ્યું તેજ તમિસ્ર તણા સંગાથમાં....રે,
છાયા તાપમાં રે.

આંખે આંધીઅંજન કીધાં
અંગે લેપ તિમિરનાં દીધાં
ઘોળી ઘોળી પીધાં ઘન અંધારિયાં....રે,
માઝમ રાતનાં રે...મંગલ૦

ઝળહળતી રસજ્યોત જગાવી
કુંકુંમ તેજસુધા છલકાવી
અંતર ઝીલી હરખે, પૂર પ્રકાશના....રે,
શુભ્ર પ્રભાતનાં રે...મંગલ૦

છાંડયાં પાપ કપટ કાળાં છળ
છાંટયાં પુણ્યપ્રભા જીવન જળ
સત્ય-અસત્ય નિરાશા ને અભિલાષનાં...રે,
હાસ્ય વિષાદનાં રે....મંગલ૦

કેવળ શ્યામ ગમે ના અંતર
ના સુંદર સોહંત સહંતર
વાદળ-વીજ સમી સમયોગની ભાવના....રે,
અન્ય વિભાવના રે...મંગલ૦

શ્રી મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.

# સૌ. અવન્તિકાબ્હેન આચાર્ય

લેખિકા : સૌ. જયવતી દેસાઇ

ગુજરાતની સાક્ષરભૂમિ નડિઆદના નાગર કુટુંબમાં ઇ. સ. ૧૮૯૧ માં શ્રી સુનીલાલ માણિકને ત્યાં શ્રી અવન્તિકાબ્હેનનો જન્મ થયો હતો. પિતા પક્ષમાં રહેવા છતાં એ ગામમાં ને ગામમાં મોસાળ, એટલે તે કુટુંબમાંનો જ્ઞાનનો વારસો એમને ઘણો જ મળ્યો છે. ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત ચંદ્રશંકર પંડ્યા એમના મામા થાય. ઉંમરમાં દશેક વર્ષનો તફાવત હતો, છતાં એ અવંતિકાબ્હેનના કુદરતી જ્ઞાન તરફ દોરાઇને મરહુમ ચંદ્રશંકરભાઇએ તથા એમના સાક્ષર મિત્રોએ વાચન, લેખ, વિગેરેનો વિકાસ કરવામાં એમને ઘણી મદદ કરેલી. આમ નાનપણથી જ સંસ્કારનો વારસો મળેલો.



સૌ. જયવતી દેસાઇ

પહેલાંના જમાનાના રિવાજ પ્રમાણે બાર તેર વર્ષની ન્હાની ઉંમરે ઇ. સ. ૧૯૦૩ માં એમનું લગ્ન જુનાગઢના શ્રી. રવિશંકર વલ્લભજી આચાર્ય સાથે કરેલાં. તે વખતે શ્રી. આચાર્ય ઇન્ટર મીડીએટનો અભ્યાસ કરતા હતા. એમના જમાનામાં તો એ બહુ ભણેલાની ગણત્રીમાં હતા. સ્વભાવે શાંત અને પ્રમતિ કરનાર મજાતા રવિશંકરભાઇના પિતાશ્રી વલ્લભજી આચાર્ય તે વખતે રાજકોટમાં વોટસન મુઝીઅમનાં ક્યુરેટર હતા.

લગ્ન પછી તરત જ સાસરે મોકલવાનો રિવાજ નહોતો તેથી થોડો વખત નડિઆદમાં રહેવાનો લાભ મળ્યો હતો તે દરમીઆન અમદાવાદના શ્રી જનુભાઇ સૈયદ ત્યાંની હાઇસ્કુલમાં શિક્ષક હતા. તેમનાં પત્ની શ્રી. વીરમતીબ્હેનનો સહવાસ બહુ ઉપયોગી થઇ પડ્યો હતો. વીરમતીબ્હેનના પ્રમુખપણા નીચે એક સ્ત્રી મંડળ સ્થાપ્યું. ત્યાં બ્હેનો મળે અને જુદા જુદા સંસ્કારી ભાઇ બ્હેનો પાસે સ્ત્રી ઉપયોગી વ્યાખ્યાનો અપાવે. જુદી જુદી બ્હેનો ચ્હા પાણી કરે. એમ બ્હેનો એકઠાં થતાં અને ગમ્મત કરતાં. સમાજસેવાના કામની શરૂઆત ત્યાંથી થઇ.

રાજકોટમાં ગયા પછી જુનાગઢ અને રાજકોટ એ ગામો જોડે વધારે પરિચય થયો. શ્વસુર પક્ષ સંસ્કારી હોવાને લીધે ઘરકામમાંથી ફાજલ વખત નકામો ન ગાળતાં સ્વ. બ્હેન મંજરી તથા સૌ. બ્હેન વસંતિકા બક્ષીની સોબતમાં ઘણો વખત ગાળતાં. વસંતિકા બ્હેન પાટણમાં વર્ષો સુધી મુખ્ય કાર્યકર્તા તરીકે હતા. એ ત્રણે બ્હેનો પોતાનો વખત વાંચનમાં ગાળતાં અને નિબંધો લખતાં સ્વ. બ્હેન મંજરીના

નિબંધોનો સંગ્રહ " ગંગા પ્રવાહ " નામના પુસ્તકરૂપે બહાર પાડ્યો છે.

૭-સાત વર્ષ આમ ગયા બાદ તેમને મુંબઇ રહેવાનું થયું. મુંબઇમાં ' ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં ' સભ્ય તરીકે ૧૯૦૯ માં જોડાયાં. મર્હુમ ચંદ્રશંકરના સહવાસમાં ખુબ આવ્યાં. તે વખતે ચંદ્રશંકરની બોલબાલા હતી. સાક્ષરો ઉપર તેઓનો કાબુ હતો. એમને ઘેર અનેક સાક્ષરોની મીજલસો જામતી. સૌ. અવંતિકા બ્હેનના તે મામા થાય એટલે ઘણુંખરું ત્યાં જવાનું થતું અને આ બધાના પરિચયમાં આવી તેઓના જ્ઞાનનો લાભ મળતો.

થોડો વખત મુંબઈ રહ્યા પછી શ્રી. આચાર્યની નોકરીને અંગે સુરત જવાનું થયું. સુરતમાં સુરત આળસુ ન બેસી રહેતાં ત્યાંના વનિતાવિશ્રામમાં વધુ અભ્યાસ માટે જવા માંડ્યું. ઇ. સ. ૧૯૧૧-૧૨

ત્યારપછી વડોદરાનું એમનું જીવન શરૂ થાય છે. ઇ. સ. ૧૯૧૫ માં શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજના સામાન્ય સભ્ય થયાં. ત્યારથી એમનો જાહેર જીવનમાં બરોબર પ્રવેશ થયો. સૌ. શારદાબ્હેને આ સમાજ સ્થાપી હતી. એટલે તેમના સમાગમમાં ખુબ આવ્યાં.

સૌ. શારદાબેને પોતાની બ્હેન જેવું વ્હાલ રાખી પોતાના તનનું જ માણસ હોય તેમ તેમને સમાજ સેવાની તાલીમ આપી એમ કહીએ તો ખોટું નથી. તેજ પ્રમાણે લેડી ધનરંતાબ્હેન મનુભાઈ મહેતા પણ જ્યાં-સુધી વડોદરામાં હતાં ત્યાંસુધી દરેક કામમાં ઉત્તેજન આપતાં હતાં. હાલમાં લેડી કૃષ્ણકુમારી પણ એટલો જ વિશ્વાસ રાખી તેમની પાસે કામ લે છે.

ચાર વર્ષ પછી ઇ. સ. ૧૯૧૯ માં સમાજમાં મંત્રી તરીકે નીમાયાં ત્યારથી આજ દીવસ-ઇ. સ. ૧૯૩૯ સુધી સમાજના મંત્રી તરીકે ઘણુ જ કામ કર્યું છે.

સમાજમાં દર રવિવારે નિયમિત હાજરી આપવી તેને અંગે ઉત્સવો, ભાષણો, રંજન, રમતો વિ. કાર્યક્રમો યોજવા. લાયબ્રેરીની વ્યવસ્થા રાખવી, પ્રદર્શનો ભરવાં હરીફાઇઓ કરાવવી, સભાસદોની સંખ્યામાં વધારો કરવો, તેઓને જ્ઞાન સાથે ગમ્મત કરવાની તક આપવી. આ બધું બીજી સ્ત્રી સંસ્થાઓ-ની માફક આમાં પણ કરવાનું હતું. તે તેમણે ખુબ કુનેહથી કર્યું છે. સાદ સભા-સદોની આ સમાજમાં એમણે લગભગ ત્રણસો સભાસદોની સંખ્યા વધારી છે. રૂ. બે હજારનું ભંડોળ હતું તે લગભગ નવ હજારે ચઢાવ્યું છે. તે ઉપરાંત શીવણના વર્ગો, હીન્દીના કલાસો વિ. સંસ્થા તરફથી ચલાવાય છે. ટુંકમાં શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજની ખીલવણીમાં એમનો જેટલો હિસ્સો ગણીએ તેટલો ગણાય એમ છે. સમાજ તરફથી મકાન ફંડ માટે કોન્સર્ટ કર્યું હતુ તેમાં રૂ. ત્રણ હજારનું ઉત્પન્ન થયું હતુ અને હમણાં સમાજનો રજત મહોત્સવ કર્યો હતો તેને અંગે પણ રંજનનો કાર્યક્રમ હતો. તેમાં પણ એમણે ખુબ મહેનત ઉઠાવી હતી. ચીમનાબાઇ સ્ત્રી સમાજ આટલી પ્રતિષ્ઠા પામી છે તે એમને લીધે જ વડોદરામાં સ્ત્રી સમૂહનું કંઇપણ કામ પડે તો તરત જ સ્ત્રી સમાજ યાદ કરે છે. આ સમાજના પ્રમુખ શ્રી. સમજુબા નિવૃત્ત થતાં સૌ. અવન્તિકા બેન આચાર્યની પ્રમુખ તરીકે વરણી થઇ છે. અને એમના મંત્રી તરીકે કરેલાં કામ બદલ સમાજ તરફથી તેમને તા. ૭-૧૭-૪૦ ને દિવસે અભિનંદન આપવાનો મેળાવડો થયો હતો.

એકલી સમાજનું કામ કરીને બેસી ન રહેતાં સ્ત્રીઓની બીજી સંસ્થાઓમાં પણ એ સારો ભાગ લે છે.

વડોદરામાં ચાલતી શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયના એ જોઇન્ટ મંત્રી છે. અનેક બ્હેનો એમાં આવે છે. તેમને શીવવા,

ભરવાનું, ચોપડીઓ બાંધવાનું, કપડાં છાપવાનું કામ તથા બીજાં અનેક કામો શીખવાડાય છે. તેમની મુશ્કેલી દુર થાય તેવું હોય તો તે કંઇક અંશે મંત્રી કરી શકે. તેમાંએ તેઓ નિયમિત હાજરી આપે છે.

ઓલ ઇન્ડીઆ વીમેન્સ કોન્ફરન્સ તરફથી ચાલતી ધી બરોડા વિમેન્સ એસોસીએશનમાં સભ્ય છે. તેના તરફથી ચાલતી વીમેન્સ હોસ્ટેલના મંત્રી છે. આ સંસ્થાને અંગે ચાલતી નીડલવર્ક ગીલ્ડની કમીટીમાં છે અને અંગે ગરીબોના લતાઓ, હરિજન નિવાસો હોસ્પીટલો તથા મીલ મજુરોની સ્થિતિની તપાસણીમાં ગયાં હતાં.

વડોદરામાં જ્યારે અતિવૃષ્ટિને લીધે રેલ આવી હતી અને ઘણું જ નુકસાન થયું હતું ત્યારે મહેલ્લે મહેલ્લે ફરી અનાજ ને કપડાં બ્હેનોએ ઉઘરાવ્યાં હતાં એમાં એમણે ભાગ લીધો હતો. ઇ. સ. ૧૯૨૮ માં સરદાર વલ્લભભાઇએ બારડોલી સત્યાગ્રહ કર્યો હતો અને એમાં વિજય મેળવ્યો હતો. આમાં આર્થિક મદદ કરવા ગરબાનો પ્રોગ્રામ રાખ્યો હતો, તેમાં ખુબ મહેનત ઉઠાવી હતી

મેટરનીટી લીગમાં સભાસદ ઉપરાંત શરૂઆતમાં કાર્યવાહી કમીટીમાં હતાં. તે ઉપરાંત રાવપુરા કીન્ડર ગાર્ટન સ્કુલમાં મેનેજીંગ બોર્ડ માં કેટલોક વખત કામ કર્યું હતું.

શ્રીયુત આચાર્યની વડોદરાની સરકારી નોકરી છતાંયે ૧૯૨૯માં પ્રજામંડળની બેઠક ભરાઇ ત્યારે સૌ. શારદાબેન સ્વાગત પ્રમુખ હતાં તેમની જોડે રહીને બેઠકને સફળ બનાવવા કામ કર્યું હતું. ઇ. સ. ૧૯૨૮ માં વલ્લભભાઇ વડોદરામાં આવ્યા હતા ત્યારે માણેકરાવજીના અખાડામાં વડોદરા શહેરીઓ તરફથી જુદાં જુદાં માનપત્રો અપાયાં હતાં ત્યારે સ્ત્રીઓ તરફનું માનપત્ર તેમણે વાંચ્યું હતું.

બીજીવાર હદમાં દારૂનાં પીઠાં તથા વિદેશી વસ્તુઓના વેચાણ પર પીકેટીંગ શરૂ થયું ત્યારે વડોદરા શાંત બેસી રહેવું રહ્યું. એજ પ્રકારનું કામ અહિં ઉપાડયું હતું તેમાં સૌ. અવન્તિકાબેને અન્ય બેનો સાથે કામ કર્યું હતું.

ઇ. સ. ૧૯૩૭ માં પંડિત જવાહર નહેરૂ આવ્યા હતા ત્યારે એમની સૂચનાથી સમાજ તરફથી રૂ. ૧૫૧) ની થેલી અર્પણ કરી હતી. આ ઉપરાંત પહેલાં ઇ. સ. ૧૯૧૯ અને ૧૯૨૦ માં મહાત્માજી અને ટાગોર વડોદરામાં આવ્યા હતા ત્યારે એમનો સારો સતકાર કર્યો હતો.

અખિલ હિંદ મહિલા પરિષદની ૧૯૩૦ ની બેઠકમાં પ્રતિનિધિ તરીકે ગયેલાં. તે વખતે તેમને લાગેલું કે વડોદરાની બીજી બ્હેનોને પણ જ્યારે ફરીથી આવી બેઠક હોય ત્યારે લઇ જઉં. એમ ધારી જ્યારે ઇ. સ. ૧૯૩૬ માં જ્યારે તે પરિષદની બેઠક અમદાવાદ મુકામે રખાઇ ત્યારે વડોદરાથી ૧૫૦) બ્હેનો એમના આગ્રહથી અમદાવાદ ગયાં હતાં અને બધા બ્હેનોએ ખુબ આનંદ કર્યો હતો.

ઇ. સ. ૧૯૩૩ માં અહીંના વકીલ શ્રી પ્રાણલાલ મુનશીની સાથે શુવાવી મુકામે પ્રજામંડળના પ્રચાર કામે માટે ગયાં હતાં અને એકવાર પ્રજામંડળના પ્રચાર અર્થે ડભોઇ પણ ગયાં હતાં.

સાહિત્ય પરિષદની ઘણી બેઠકોમાં હાજરી આપી છે અને નડિઆદની બેઠક વખતે શ્રી અવંતિકાબ્હેને નિબંધ વાંચ્યો હતો.

સંસ્થાઓની અને બીજી સંસ્થાઓની સેવા દરમિઆન શાંતિને તેઓ ભૂલ્યાં નથી. નાગર મંડળે ૧૯૩૯ માં ઉત્સવ કર્યો જ્યારે સ્ત્રીઓનો કાર્યક્રમ એમના દેખરેખ નીચે થયો હતો.

શ્રીયુત રવિશંકરભાઇ આચાર્યને એમના ખાતા તરફથી વધુ અભ્યાસ માટે આઠ મહીના માટે મદ્રાસ મોકલ્યા હતા, ત્યારે શ્રી અવન્તિકાબ્હેન પણ સાથેજ ગયાં હતાં. ત્યાં પણ નવરાં ન બેસી રહેતાં ત્યાંની સ્ત્રી સમાજને નિયમિત અને વ્યવસ્થિત બનાવી આપી સમાજના સભ્યોનો પ્રેમ જીતી લીધો

હતો. એટલે સુધી કે જ્યારે આ તરફ પાછા આવ્યાં ત્યારે એમના માનમાં પાર્ટી તથા ફોટો રાખ્યાં હતાં અને ચાંદીની સુંદર પ્રેઝન્ટ આપી હતી.

છુટાછવાયા કેટલાએ સમયે પ્રમુખસ્થાન લીધું છે તેમાંની એક પેટલાદની વ્યાયામશાળા અને બાજવાડા યુવકમંડળ છે. સિદ્ધપુરની મહિલા લાયબ્રેરીનું ઉદ્ઘાટન ઇ. સ. ૧૯૩૭માં શ્રી અવન્તિકા બેનને હાથે થયું હતું તે પ્રસંગે ચાંદીનું તાળુ કુંચી ભેટ આપવામાં આવ્યું હતું.

મહાસભાની ગુજરાતમાં ભરાયેલી બધી બેઠકોમાં હાજરી આપી હતી.

સ્ત્રીઓની વારસાઈ હક્કની સમિતિમાં, અને ક્ષયરોગની ઈસ્પીતાલમાં નાણાં ઉઘરાવવા માટેની કમિટીમાં એમની નીમણુંક કરી હતી. વોઈસરોય આવે ત્યારે એક સરકાર તરફથી મુખ્ય કમીટી નીમાય છે તેમાં પણ નીમાયાં હતાં.

શ્રી સયાજીરાવ ગાયકવાડના સુવર્ણ મહોત્સવ નિમિત્તે મહારાજાને શ્રી ચીમનાબાઈ સ્ત્રી સમાજમાં આમંત્રણ આપીને સ્વાગત કર્યું હતું અને હીરક મહોત્સવ પ્રસંગે પણ સમાજની બ્હેનો સાથે સારો ફાળો આપ્યો હતો.

હિંદ વિજય જીમખાનાની રમતો વખતે અનેક કમિટીઓમાં મુકાયાં છે અને તેમાં દક્ષણી ગુજરાતીના ભેદભાવ શિવાય સારું કામ કરી બતાવે છે.

આ બધાં કામોની કદર કરીને વડોદરા સરકાર તરફથી એમને ઇ. સ. ૧૯૩૮ માં શ્રી પીલાજીરાવ ગાયકવાડ સામાજીક સેવા ચંદ્રક દરબારમાં શ્રી સયાજીરાવ મહારાજાને હસ્તે આપવામાં આવ્યો હતો.

ઉત્તરમાં ઈ. સ. ૧૯૪૦ માં યુદ્ધમાં મદદ કરવા માટે સ્ત્રી સમિતિ યોજાઈ હતી તેમાં ઉપ-પ્રમુખ તરીકે કામ કરી બતાવ્યું છે.

એમનો કલમ પર કાબુ સારો છે. તે એમના કુટુમ્બીઓ અને સ્નેહીઓ પર જે પત્રો લખે છે તે પરથી તથા એમના ભાઈ તથા દીયરના મરણ પ્રસંગે એમનાં કાવ્યો પરથી માલુમ પડે છે. આ ઉપરાંત નાનપણમાં પણ અનેક નિબંધો લખેલા તેમાં દરેકમાં સારાં પુસ્તકો ઈનામો તરીકે મળેલાં હતાં. એમનાં લખાણો રહામાં માણસોના હૃદય જીતી લે એવાં હોય છે. એમનો સ્વભાવ લાગણીવશ હોવાને લીધે મન પર અસર જલદી થાય છે અને કોઈકવાર હીસ્ટીરીયા આવી જાય છે.

કુટુંબની જંજાળ બીલકુલ નથી એટલે એવાં બીજાં જે બેનો છે કે જે નથી ગમતું કરીને ખુબ ફાંફાં મારે છે તેમને સૌ. અવન્તિકાબ્હેનના જીવન પરથી ખુબ શીખવાનું મળે છે. ભણતર ફક્ત ગુજરાતી ભણેલાં અંગ્રેજી તો નહિ જ લીધેલું. પાછળથી મોટી ઉમરના બ્હેનોના કલાસમાં જોડાઈને સાધારણ ઇંગ્રેજી શીખેલાં. નર્સીંગ તથા હોમ હાઇજીન તથા ફર્સ્ટ એઇડ તથા ચિત્રકળા ઘર ગથ્થુ શીખેલાં. પરંતુ યુનીવર્સીટીની એકે પરીક્ષા નહિ આપેલી છતાં એ કામો કરીને જ જ્ઞાન વધારેલું. અને આ જ્ઞાન વધારવામાં એમના પતિએ જે ઉત્તેજન આપ્યું છે તેવું હાર્દિક ઉત્તેજન જવલેજ કોઇ પતિ આપે. આ કામો કરવામાં એમને વખતનો પણ એટલો જ ભોગ આપવો પડે છે અને પૈસે પણ તેટલું જ ઘસાવું પડે છે. એટલે એમના કામો માટે એમને જેટલાં અભિનંદન આપીએ તેનાથી વધારે તો એમના પતિશ્રીને આપવાં ઘટે છે કારણ કે એમનાં દરેક કામોમાં સુંદર સરળતા કરી આપે છે. છોકરાં છૈયાં નથી પણ શાંતિ માની સમાજ સેવાનાં કામો કરી રહ્યાં છે. એ જે કામ કરે તે પાર પડ્યા વિના રહેજ નહિ એવી માન્યતા થઈ ગઈ છે. તેથી એમને જવાબદારી ભરેલાં કામો સોંપાય છે.

# હૈયાનો એકરાર

લેખક : શ્રી. સુમંતલાલ અમૃતલાલ દેસાઈ

મેં કાયદાનો આસરો લઈ વડોદરાની કચેરીમાં 'છૂટા છેડા'ની અરજી કરી. ભાગ્યમાં એમ લખ્યું હશે. જ્યાં મેં સ્નેહવર શોધ્યો ને હું પરણી અને જીવનના ચાર વર્ષનો ખરબચડો રસ્તો કાપ્યો; ત્યાં જ મેં લગ્ન-વિચ્છેદ માટે માગણી કરી. એમણે કોર્ટમાં એક ટૂંકા જવાબમાં કહ્યું કે 'પરણેતર બાઈ એ રસ્તે વધારે સુખી થતી હોય તો હું તેની વચ્ચે આવવા નથી ઈચ્છતો.' માનસિક ત્રાસ અને વધતી અસ્વસ્થતાના કારણો ધ્યાનમાં લઈ નામદાર કોર્ટે મને છૂટી કરી. નાની શીલા મારી પાસે રહી અને સુરૂપના હિતની ખાતર તે તેમની પાસે રાખવાનું ઠર્યું. મને માસિક રૂપીયા ૪૦ ભરણપોષણ મળવાનું પણ ઠરાવમાં હતું. 'સયાજી વિજય'માં કેસની વિગત સૌએ વાંચી હશે, એટલે તે બાબત વધારે કહેતી નથી.

અમારા સમાજના સુધારક વર્ગે મને પુરુષોના જુલ્મો સામે પહેલ કરવા માટે મુબારકબાદી આપી. 'હિંદુ લગ્ન અને તેની ખામીઓ' નામના પ્રહાર કરતા એક સણસણતા ભાષણમાં મેં કહ્યું કે "અસમાન મન, વય કે શરીરના જોડાને નભાવી લેવાનું કહેનાર, વ્યક્તિ-વિકાસ અને જીવનની કિંમત કશી સમજતો નથી. અસહ્ય યાતના થતાં ગ્યાસતેલ છાંટી બળવાના, કુવો હવાડો કરી આપઘાત કરવાના, કે સાસુ જેઠના ત્રાસથી ઘર છોડી નાસી જવાના, હીસ્ટેરીયા કે ઉન્માદમાં ફસાતાં સ્ત્રીઓના જીવનમાં આર્થિક સંકડામણોમાં અનીતિના ધામોનો આશરો લેતાં જીવનની ભીતરમાં કઈ ભઠ્ઠીઓ સળગે છે તે કોઈને જોવું છે? કચડાતી સ્ત્રીશક્તિ, અને ગુંગળાતા સ્ત્રીજીવનનાં જીવવા માટે તે સો પગલાં છે એમ મેં સૂચવ્યું હતું.

ગૃહ ભંગ થાય તે સમાજ સાંખે, તો લગ્ન વિચ્છેદનો અવકાશ વધારે તો? તેમાં બન્ને સુખી થવાનો, ભૂલેલું સુધારવાનો, નવું રચવાનો અવકાશ-ચાન્સ છે. પણ સ્વાર્થ બહેરા, આંધળાને કયાં તે સાંભળવું કે જોવું છે? ગુજરાતની 'સ્ત્રી જાગૃતિ' અને 'ક્રાન્તિ' માસિકોએ મ્હારી છબી સાથે તે ભાષણની નોંધ લીધી, હું ઉત્સાહિત થઈ.

મ્હેં નાનું સરખું એક ઘર રાખ્યું. ને હું ને શીલા ત્યાં રહેવા લાગ્યાં. એમણે સુરૂપને મુંબઈ બોર્ડીંગ હાઈસ્કુલમાં મૂકયો અને સાન્તાક્રુઝનું ઘર ખાલી કરી, એ વિલેપાર્લે રહેવા ગયા. મ્હારી જેમ એમને પણ થતું હશેને! જૂનું ભાંગી નવું ઘર માંડવાનું—મ્હારે અને એમને જૂનું માંડેલું જીવન, પડેલી ટેવો છોડી, નવો માર્ગ શીખવાનો. વસમો તો ખરો રતો.

૨

મ્હારા સ્વતંત્ર જીવનનો પહેલો માસ જતાં મ્હારા ઉત્સાહનાં પુર એક સરખાં રહ્યાં નહિ. તેમાં ઓટ જેવું દેખાયું. દરેક વસ્તુની કાળજી મ્હારે કરવાની હતી. શીલાનાં કપડાં વિગેરે મ્હારે લાવવાનાં. ગાંધી કે કણીયાનું પણ મારે જોવાનું—ઘોબી, બાઈ વિગેરેની મ રે જ ચિંતા. મુંબઈ તો હું જ સૌ કરતી ને? પણ અત્યારે તદ્દન એકલી લાગતી. દીલની વાત કોની સાથે કરું? દરરોજ કામ પણ

કોઇને માટે કરવાનું હોય તો વધારે ઉત્સાહ રહે. આ તો હું અને શીલા !

" મને અંહીઆં એકલું ગમતું નથી. બા, મુંબઈને ઘેર ચાલને. " નિર્દોષ ભાવે છોકરી પૂછતી. હું વાત ભૂલાવતી, પણ એનું પ્રેમાળ દીલ શેં ઝટ ભૂલે ! " બા, ભાઈ, શાન્તાક્રુઝ શું કરતા હશે ? "

હું નિરૂત્તર રહી, ત્યાં " મીસીસ સુશીલા હવે, તમારો મનીઓર્ડર છે. " એમ કહી સહી માટે મનીઑર્ડરનું ફાર્મ અને કાપલી આપી, તેણે રૂપીઆ થેલીમાંથી કાઢી ગણવા માંડયા, ને મારી સામે મૂકયા.

' કુપન 'માં કંઇએ લખેલું નહિ. અક્ષર પણ એવા લખેલા જાણે એમના નહિ. મેં રૂપીયા ગણી લીધા. પોસ્ટમેન ગયો. હું વિચાર અને લાગણીના પુરમાં તણાવા લાગી.

" બા, કોનો કાગળ છે ? ભાઈ આવશે ને, ત્યારે હું સાન્તાક્રુઝ જઈશ, ને એબીને મારો બાબો આપી, ઘર ઘર રમીશું હો. " વળી શીલા ભૂતકાળ સંભારતી હોય તેમ બોલી ઉઠી.

આંખમાં ઝળઝળીયાં સાથે હું તેની સામે જોઈ રહી. પાસે રૂપીયા પડયા હતા. મારો હ્રનપ્રેમ, આદર્શ સહજીવન અને આશાના ઝાકળ બિંદુના સ્મારક બની નિર્જીવ શાંતિથી તેઓ જોઇ રહ્યા હતા—શીલા માટે એક અક્ષરે નહિ...! સાંજરે આવે તોયે ચીડીયા સ્વભાવે, પણ તે શીલાને રમાડવાનું ભૂલે નહિ. તેને હવે શીલા માટે શું ? કાયદાએ એમને પારકા બનાવ્યા અને હું એક અજાણી બની ગઈ—છતાં ખરૂં કહું. ચાયીયે મ્હારૂં દીલ.હજી એમને ભૂલી શકતું ન હતું. ભૂતકાળનું પતિ પત્નીનું જીવન, અમારો કોલેજનો પરિચય અને સ્નેહ લગ્ન અને ' જૂ ' ઉપરનું આનંદ પ્રમોદમય જીવન મ્હારી સ્હામે તરવરતું હતું. પણ એ લાગણીના પુતળાના કકડાઓને હું શું કરું ?

મને ઘરમાં ગમતું નથી. બ્હાર જઉં છું કે નાત જાતના માણસને જોઉં છું તો મનમાંથી હું સંકોચ અનુભવું છું. ' કંઇક ધીમી વાત થાય તો મ્હારી જ હશે ' એમ કહે છે, છતાં હિંમતથી બેદરકાર હોઉં તેમ તેમની સ્હામે જોતી ચાલી આવું છું ! વર ગુજરે, વિધવાના જીવન પ્રત્યે સમાજની દષ્ટિએ દીલાસો હશે, પણ મ્હે તો છતે ધણીએ વિશેષ સુખી થવાનો પ્રયોગ નોતર્યો હતો.

હું કોઇથી ડરતી નથી, છતાં હાથમાં વાગેલી ફાંસની જેમ પ્રસંગો તે ઉણપનું દુઃખ ભર્યું સ્મરણ કરાવાના રહેતા હતા.

મને વિચાર આવતો કે મ્હારી શીલાને હું ભણાવીશ, ગણાવીશ, પણ નાત જાતમાં પરણશે કોણ ? ને સુધારકોમાં ! પર નાતના સુધારકોમાં પરણાવવી હોય તો સુધારકો નાત જાતનાં બંધનો તોડી, કેળવણી કે સંસ્કાર વરકન્યા મેળવે તે પહેલાં વરકન્યા માટે પહેલું ' મોટર—બંગલા 'થી સચવાતું સમાજનું સ્થાન દરજ્જે શોધે, ત્યાં મ્હારી શીલાને કોણ લે ? મ્હારી પાસે ઓછો ધ્યાન ખેંચે તેવો પૈસો થવાનો હતો. ' એનો વર કેવો નીવડશે ' એમ તેનું માથું ઓળતાં વિચારતી ને મ્હારો નાનપણ સૌ ભૂતકાળ—નાનેથી મોટી થઈ, ભણીગણી, પ્રેમ કરી આનંદ પામી, પરણીને પરતાઇ તે સૌ મને સ્હામે આવી તરવરતું હતું.

૩

છ છ મહીના ખેંચતાં તો છ યુગ જેવા લાગ્યા. મારી આંખનાં પડળો દૂર થતાં હતાં. એમની હઠ, આડાઇ, ચીડીયાપણાથી હું અશાંત રહેતી. હું અભિમાને અક્કડ રહેતી એ શાંત રહેતા. એવા ઘરમાં આખું જીવન શે જાય ? લગ્ન જીવનનો અસહ્ય ત્રાસ વેઠી, મારો વ્યક્તિવિકાસ ગુંગળાવું ? કયાં સુધી ? કોઇપણ સુશિક્ષિત જાગૃત સ્ત્રી એવા અપમાન,

નેહુકમી દરરોજ કર્યાં સુધી સાંખે ? શીલા અને સુરૂપની ઝીણી બાબતોમાંયે એમનો વિરોધ સહન કરવો પડે !

શીલાને 'બોમ્બેક્રૅ'ની વાત કરું તો એ ભાષણ આપે. ને સુરૂપને હિંદી સ્વરાજ્ય દળની શરૂઆત ઘેરથી કરવાની હોય તેમ 'ખાખી સ્ટાર્ચ્ડ ડ્રેસ'માં રહે તે ગમે. મને તો મારા 'સમાજ'માં આવતાં છોકરાં જેમ સુઘડ રહે ને સંસ્કારી દેખાય તે ગમે.

અમારું અંતર આમ વધતું ગયું. દુનિયાને દેખાડવા અમે વર-વહૂ હતાં, બાકી મારું એમને ન ગોઠે, મને એમનું ન ગોઠે, ત્યારે હું વિચારતી કાયદેસર છૂટયા પાયાથી મને અને એમને બંનેને શાંતિ મળશે. અમારાં બંનેનાં દીલ હળવાં બની, અમે સુખી થઈશું. 'હું તો છૂટી' એવી લાગણી છૂટકારાની અનુભવવા મેં જીવ ઉપર આવી જઈ, કુળમાં કે નાતમાં ન થએલું એક આવેશના જુસ્સામાં સ્વમાન રક્ષવા કર્યું અને તેમણે તે કરવા દીધું.

લેખકો જરૂર નોંધી લે—

'ગુણસુન્દરી' તંત્રી વિભાગની ટપાલ

તંત્રી : 'ગુણસુન્દરી',

પ્રતાપગંજ, વડોદરા.

એ સરનામે પત્રવ્યવહાર કરવો.

આજે જે મને સમજાય છે તે ૭ મહીના પહેલાં સમજાયું હોત તો ! જૂનું બગડેલું સુધારવું, નવું રચવા જેટલું અઘરું નથી. લાગણીના ઝંઝાવાતો, ઉર્મિના આઘાતો, અને તીવ્ર દુઃખમયતા અનુભવતો માણસ એ અસહ્ય સ્થિતિમાં નવું ઝટ કયાંથી રચે ? જૂની પીડાઓ, યાતનાઓથી છૂટવાને રસ્તે ન વિચારેલી નવી પીડાઓ એક પછી ઊભી કરી રહી હતી.

ઘરકામ કરું, 'સમાજ'માં જઉં, સ્કુલમાં નોકરીએ જઉં, પણ એક વિચાર આવતો કે આખી દુનિયામાં મારું અને શીલાનું અંગત કોણ ? દુનિયામાં તો સૌ સૌને પોતાની પડી છે. હિમ્મતથી સૌ કામકાજ કરતી, પણ નિરુત્સાહી, અને નિરાશામય લાગતી. જીવન એમ જીવાતાં હશે ?

મુંબઈ છોડયા પછી, શીલા સોરાય છે. સ્હેજ સ્હેજમાં હઠ કરે છે, રડે છે અને ડુંસકાં કરીને શરીરે અડધી થઈ ગઈ છે. એના બાપનાં છોકરાં ને !

છૂટી પડેલી હું તો મા ને ? મારું અભિમાન ઓગળી જાય છે. સુરૂપ કે મુંબઈની વાત જાણવા મન વલખાં મારે છે. કાલેજ સાન્તાક્રુઝની એક બ્હેનપણી વડોદરે આવી, તેણે સૌ વાત કરી. એ પારસે રહેવા ગયા, ત્યારથી ઉદાસી જેવા ફરે છે.

" એ ચંદ્રકાન્તભાઈ જ નહિ જાણે! એમનો ટીખળી સ્વભાવ ને 'આ કરો' ને 'પેલું કરો' વિગેરે ઉત્સાહી વાતોને બદલે, કોઈકવારે અમારે ઘેર આવે તો શાંત બેસી રહે, જાણે કશામાંયે રસ નહિ, નિરુત્સાહી ને આશા વગરના. બે વાર તો સખત માંદા પડયા, પણ અમને કોઈને કહેવડાવ્યું નહિ—શુશીલા, તેં તો ઘર ભાંગ્યું ને દીલ ભાંગ્યું. ભાંગ્યા પગે નોકરી કરે છે. સુરૂપ નિશાળ જાય છે, ને ગામમાં રખડે છે !"

હું શાંત બની સાંભળી રહી. મારી આંખો સામે ગૃહિણી વગરના ઘર સમું ચિત્ર દેખાતું હતું.

" આ તો જૂનો આપણો સ્વાર્થ, એટલે,

બા, બોલી જવાયું. દીલ દુભાયું હોય તો માફ કરજે. " કહી તે આ બનાવની વાત કરી થોડી વારે ઉઠી.

હું તો પણ ભીંત સ્હામે જોતી ત્યાં જ બેસી રહી. એ માંદા પડયા—પણ મારે હવે શું? છતાં મારા લોહીમાં રહેલા હિન્દુ સ્ત્રીનાં સંસ્કાર મને હજી સતાવતા હતા. વિના તારના જોડાણનાં ખેંચાણ આવાં અજબ હશે એ હું વહેલાવાતે દીસે વિચારી રહી! વળી વિચાર આવ્યો, સુરૂપ મારા વિષે શું વિચારતો હશે! એના મોટાભાઇ માંદા પડયા ત્યારે પાસે કોઇ નહિ. છોકરાના વિકાસ માટેનું વાતાવરણ બગડતાં એ રખડેલ થયો અને શીલા કંકાસીયણ બની. વખત જતાં મારાં છોકરાં કેવાં નીવડશે? એમની કેળવણી હવે કોણ કરે, ભારે દીલે હું કે ભાગલે પગે એ? મારા સ્વાર્થી સુખ માટે છોકરાને કેટલુંય સોસવાનું હજી તો ભવિષ્યમાં હશે!" મારી આંખો ભીની થઇ. છિન્ન ભિન્ન થએલા ઘરના પરિણામના વિચારે હું ધ્રુજી ઉઠી. પાશ્ચાત્ય દેશમાં ઝટ છૂટાછેડા ને લગ્ન વિચ્છેદ શોધી જીવનના સોદા કરતાં પુરૂષ-સ્ત્રીનાં હૃદય શેનાં ઘડાયાં હશે? ને એમનાં છોકરાંનું શું?—શીલા, સુરૂપ જેવું રતો.

૪

વડોદરેથી રાત્રે નીકળી હું સવારે ૭ વાગે 'પાર્લે'ના સ્ટેશને ઉતરી, પણ મારા- પગ 'સ્નેહ-વિલા' તરફ ઉપડતા ન હતા. સ્ટેશને કોઇ આવ્યું ન હતું. હું આવવાની હોઉં તો એ આવ્યા વગર રહે! એમની ત્રીજી માંદગીની વાત ખાનગી ખબરથી મારી પાડોશની બ્હેનપણીએ લખેલી તે હું તેમને જોવાને આવી હતી. જાણે હજીયે હું એમની સંબંધી હોઉને.

સવારે ૭ની ગાડીએ હું અને શીલા વીલેપાર્લે આવ્યાં. પણ મારા પગ 'સ્નેહ વિલા' તરફ ઉપડતા ન હતા. ગાડીમાં એજ વિચાર આવતા કે 'અંધારામાં ભુસકો મારવો તેના કરતાં હોય તે નભાવવું ઉદાર ભાવે—છોકરાં હોય તેમને માટે કેટલું સારૂં. ને પહેલાં મળ્યું તે બીજા કે ત્રીજા લગ્નમાં મળશે તેની શી ખાત્રી? લગ્નમાંથી છૂટા પડવું એ તો આખરી ઉપર શસ્ત્રક્રિયા છે કે જે ગંભીર પ્રસંગોમાં જીવન બચાવવા કુશળ શસ્ત્રવૈદ્ય કરી શકે! એવાં લાકડાંના હાથ પગ વિગેરે મૂળ જેવા કદી લાગે!' જેમ જેમ સ્ટેશનો મુંબઇ તરફ આવતાં જાય, તેમ મારૂં મન વિચારે જાય, ને કંઇ સુઝ ન પડે.

સ્ટેશન આવ્યું, એટલે વિચારના વેગને રોકી સામાન લઇ, હું ઉતરી. વિકટોરીયા કરી, 'સ્નેહ વિલા'ના બારણે આવી ને અટકી. મારા પગ થંભી ગયા. ફૂલ ઝાડને પાણી આણી કોણ પાય? ઘરમાં પેસતાં જ જોયું તો બધુ જ અસ્તવ્યસ્ત જેવું દેખાયું. ગૃહિણી વગરનું ઘર કે ધર્મશાળા એમ જોતી હું આગળ વધી.

અમારી સજોડાની છબીઓ બેઠકના હોલમાં ન હતી. શીલાની નાની છબી પણ અદૃશ્ય થઇ હતી. મારી ને એમની છબીને બદલે શ્રી અંબિકા અને શંકરની છબીઓ હતી. માબાપનો વ્હાલ ને તે જગતનાનો, પત્ની જેટલો સ્વાર્થી નહિ હોય. આંખમાં આંસુ અને ડુમો સમાવી, હું ઉભી રહી. પણ શીલા કંઇ શાંત રહે? તેણે દોડીને સુરૂપ અને તેના મોટાભાઇને બુમો ઉત્સાહથી પાડવા માંડી.

અવાજ સાંભળી સુરૂપ બહાર આવ્યો. " કોણ, સુશીલા આવી? અમારૂં દુઃખ જોવા આવી? કોણે તને ખબર આપી? " મારા લોહીના છોકરાએ મને આવકાર આપ્યો.

એનાથી કપરા આવકારની તૈયારી કરેલી હોવાથી મેં પૂછ્યું, " એ બધું નવરાશે સંભળાવજે. એમને કેમ છે? "

" તારે શું? મારા મોટા ભાઇને રગ્ગુ થયો છે. અડધા થઇ ગયા છે. આ ધર્મશાળામાં પડયા છીએ. લોજમાં જમીએ

હાસ્યરસિક નવલિકા

# અણજાણ્યું અટકચાળું!

લેખક : હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ

હું અને સરલા ગાડીમાં બેઠાં.

સામાન જેમ તેમ ગોઠવી સામસામી સીટ પર બેસી ગયાં. અમે એકમેકની સામે જોયું અને લાંબા સમયથી દબાવી રાખેલ હાસ્ય 'ખડખડાટ' કરતું ખરી પડયું! કંઇ પણ જાણીતા કારણ વગર અમને સામસામું જોઇ હસી પડતા દેખીને આજુબાજુના પેસેન્જરો વિચારમાં પડશે એ બીતિથી અમે નીચે–પ્લેટ-ફોર્મ પર આવ્યાં.

ગાડી ઉપડવાને હજુ બહુ વાર હતી એટલે સુરેશ અને તેની પત્ની રમાની રાહ જોતાં અમે પ્લેટફોર્મ પર લટાર મારવા લાગ્યાં. સરલાના એક પરાક્રમની યાદી તાજી થતાં મને તથા સરલાને ખૂબ હસવું આવતું હતું તે કોઇ જોઇ ન જાય તેની અમે ખાસ કાળજી રાખતાં હતાં.

અમારું વતન ભણી જવાનું તદ્દન અચોક્કસ રીતે, ઓચિંતું થયું હતું. મારા મિત્ર સુરેશ અને તેની પત્ની રમાને આ હકિકતથી વાકેફ કરવાના વિચારથી, ટપ્પો તેમના ઘર આગળથી જ લેવડાવી સ્ટેશને આવ્યાં હતાં. પણ કમનશીબે બન્ને જણ "બાહિર ગેલા" હતા!–તેમનો નોકર હરિ ટપ્પાનો અવાજ સાંભળીને બહાર દોડી આવ્યો; અમને આમ ઓચિંતા રવાના થતાં જોઇને અચંબો પામ્યો; પણ અમે જતાં હતાં તે એક રીતે તો તેને ગમ્યું હોય એમ લાગ્યું, કારણ કે દરેક વખતે અમે તેને કંઇક બક્ષિસ આપીને જ જતાં. એટલે અત્યારે પણ તે સફાઇબંધ સલામ ભરી ઉભો રહ્યો.

સુરેશ કે રમા–એમાંથી કોઈ ત્યાં નહોતું એવું જણાતાં અમારા પરિગમનની હકિકત હરિને જણાવી અને એ લોકો જ્યાં ગયાં હોય, ત્યાં જઇ, તેઓને આ હકીકતથી તાત્કાલિક વાકેફ કરવા અને સુરેશથી બને તો સ્ટેશને તુરત મળી જવાનું કહી આવવા ફરમાવ્યું. હરિએ હુકમ માથે ચડાવ્યો છે તે બતાવવા ફરી સલામ ભરી. સરલાએ ખુશ થઇ હરિના હાથમાં પાવલી મૂકી દીધી. અમારો ટપ્પો ઉપડયો અને હરિએ "Right about Turn" કરી. બંનેને બોલાવવા "Quick March" કર્યું!

અને અમે સ્ટેશને આવી પહોંચ્યાં.

( ૨ )

એ કમબખ્ત અમારૂં ચાર માસથી લોહી પીતી હતી. કોણ જાણે કયા ભવના સંબંધે અમારે આશ્રયે તે આવી પડી હશે, પણ અમારા ભગીરથ પ્રયાસો છતાં અમારો કેડો તે છોડતી ન હતી. ચાર માસ દરમ્યાન લગભગ ચુમાલીશ પ્રયત્નો અમે કરી ચૂકયા હઇશું અને અત્યારે પણ ફરી એક એવો જ પ્રયાસ કરવાનો મોકો મળ્યો હોય એમ લાગ્યું...

અત્યારે ટીકીટ બારી પાસે ખૂબ ગીરદી હોતાં, કદાચ ચાલી જશે એ આશાએ મેં ગજવામાં હાથ નાખ્યો: બહુ જ થોડા પ્રયાસે

હંમેશાં બહાર નીકળી આવતી એ ચાર આની આજે મળી નહિ. ગમે તેવી હોય તો પણ તે ચાર આની રૂપાંગી હતી ( રૂપામાંથી જેનું અંગ ઘડાયું છે તે ! ) એટલે એમજ ક્યાંય ખોવાઈ જાય તો એ પણ અમે ચલાવી લઈએ તેમ ન હતા ! થોડી ક્ષણો બાદ યાદ આવ્યું કે એ ચાર આની તો મેં સરલાને આજે સવારે ' સાચવી રાખવા ' આપી હતી ! " સરલા ! પેલી ચાર આની લાવ તો ! કમબખ્તને કહાડી નાખી એ ! " જાણે ચાર માસ પછી આજે જ તેને કહાડી નાખવાની ચોક્કસ ઘડી આવી પડી હોય અને ' કહાડી નાખવાનું ' મારા જ હાથમાં હોય તેવી અદાથી મેં કહ્યું, પણ થોડી ક્ષણો પછી સરલાએ કહ્યું: " હાય, હાય ! એ તો ગઈ ! બિચારા હરિને ભૂલથી દેવાઈ ગઈ ! સુરેશભાઈ જાણશે ત્યારે કેવું ખરાબ લાગશે ! "

" કે નહિ, પરંતુ ! સુરેશ જાણશે કે આપણે માત્ર ટીખળ જ કરી છે એટલે તે તો હસી કહાડશે. "

—ટીકીટ કઢાવી, પ્લેટફોર્મમાં દાખલ થયાં. આવા અણધાર્યા ટીખળથી અમને સ્વાભાવિક રીતે હસવુ આવ્યું, અને અમે ગાડીમાં બેઠા. ચારઆની હાથમાં આવતાં હરિ જેટલો ખૂશ થયો હશે તેથી ચારગણા ખુશી તો અમે, એ નાપાક ચારઆની અના-યાસે કેડો છોડી ગઈ તેથી થયાં ! અમે સુરેશની રાહ જોવા લાગ્યાં, પણ અમે નિર્ણય કરી લીધો કે અત્યારે તો સુરેશ એ વાતથી અજાણુજ હશે એટલે એની માફી માગવી નહિ પણ એ ભૂલને ટીખળના રૂપમાં ખપવા દેવું !

( ૩ )

ગાડી ઉપડવાને પાંચેક મીનીટની વાર હશે, ત્યાં તો સુરેશ હાંફ્યો હાંફળો, ઉતાવળે દોડતો અમારા ભણી આવી પહોંચ્યો. અમારે અચાનક કેમ ઉપડવું પડ્યું વિગેરે તેને સમજાવ્યું અને પછી ગાર્ડની વ્હીસલ થઈ એટલે ગાડીમાં બેસી ગયા. હું અને સરલા બન્ને બારી આગળની સામસામી સીટ પર બેઠાં હતાં એટલે બહાર ઉભેલા સુરેશ સાથે " બોલ્યું ચાલ્યું માફ કરજો " વિ. સારી રીતે કહી શકીએ તેમ હતાં. અમારો નાનો ' બેબો ' પણ ' સુરેશ ચાકા 'ને 'સાહેબજી' કરવા બારી આગળ ઉભો ડોકીયાં કરતો હતો.

...અને વીજળીક ઝડપથી સુરેશે પોતાના ગજવામાં હાથ નાખ્યો.—અને અમારાં અનહદ આનાકાની અને થોડો વિવેક છતાં, અમારી અજાયબી વચ્ચે ' બેબા 'ના હાથમાં એમણે રૂપીઓ મૂકી દીધો ! અને " સાહેબજી " " કાગળ તૂરત લખજો " વિ. કહીને, તેણે ચલતો પકડી અને ગાડી પણ ઉપડી...

સુરેશે અમારા તરફ કરેલ લાગણીનું પ્રદર્શન જોઈ હું ખુશ થાઉં તેમાં નવાઈ ન હતી, પણ સરલાને ખૂબ લાગી આવ્યું. કારણ કે તેને લાગ્યું આ પરિણામ અમે સુરેશના નોકરને આપેલ બક્ષિસનું જ હતું. વળી, આપણે આપેલ ચાર આની ખોટી છે એવી એ લોકોને ખબર પડશે ત્યારે કેવું ખરાબ લાગશે ! ! એ વિચારે સરલા મુંઝાઈ રહી. ઘેર જઈ એક પત્ર લખી તેમાં એ ભૂલ માટે સુરેશની માફી માગી લેવી એવા નિર્ણય પર આવ્યાં ત્યારે સરલાને કંઈક શાંતિ વળી.

હું અને સુરેશ બન્ને મધ્યમ સ્થિતિના માણસ હતા એટલે એક રૂપીઆની કિંમત સમજતા હતા, આથી જ વિનાકારણ ' બેબા ' ના હાથમાં આખો રૂપીઓ મૂકી દેવા જેટલી સુરેશની નિખાલસતા વધુ પડતી હતી એમ અમને લાગ્યું.

બેબાને એક રૂપીઆની કિંમત બહુ હતી તો પણ તેણે ખૂબ કાળજીપૂર્વક

રૂપીઆને હાથમાં ઝાલી રાખ્યો હતો. એ રૂપીયામાંથી બેબા માટે શું ખરીદવું એ વિચારમાં હું અને સરલા આવી પડ્યાં: 'એક સાદી જાપાનીસ ફેલ્ટ હેટ બેબાને સારી લાગશે'—સરલાના આ વિચારને હું ખુશીથી મળતો થયો.

( ૪ )

સ્ટેશન આવ્યું. ઘેરથી કોઈ સામું આવ્યું છે કે કેમ તે જોતાં જોતાં અમે ઝડપથી પ્લેટ ફોર્મ પર ઉતરવા માંડ્યું, કે તુરત બેબાના હાથમાંથી રૂપીઓ પ્લેટફોર્મ પર પછડાઈ, જે દિશામાં એના નાનાભાઈઓ જવાને ટેવાયેલા હતા એ મિઠાઈની સ્ટોલ પાસે જઈ પડ્યો! પણ અમને લાગ્યું કે એ રૂપીઆને વાચા આવી ગઈ હતી કારણ કે તેના પછડાવાના ધ્વનિમાં "હું બોદો છું!"નો પૂકાર હતો!

હું અને સરલા આ કારણે સામું જોઈ હસી પડ્યા. સુરેશની ચાલાકી માટે અમને માન ઉપજ્યું; જો કે તેણે પણ અમારી પેઠે ભૂલ કરી હતી કે કેમ એવી શંકા તો હતી જ.

રૂપીઓ ખરેખર બોદો છે કે કેમ તે જોવા બુકસ્ટોલ પરથી 'આરામ' ઉઠાવી રૂપીઓ આગળ ધર્યો, પણ તે ન જ ચાલ્યો અને ખાસ ઇચ્છા ન હોવા છતાં 'આરામ' હવે ખરીદવું જોઈએ જ એવું લાગવાથી ગજવામાંથી છ પૈસા કાઢી આપ્યા!

ઘેર પહોંચ્યા તેને બીજે દિવસે સુરેશનો પત્ર મળ્યો. ખૂબ જીજ્ઞાસાથી અમે તે ફોડ્યો: તેમાં લખ્યું હતું:

"...એ બદમાસ રૂપીઓ કેટલાય વર્ષોથી મારી પાસેથી ચાલતો ન હતો. દુકાને દુકાને પછડાઈને તેના બોદા અવાજથી મારાં કાન બહેર મારી ગયા હતા. તમે હરિને પાવલી આપી ઉદારતા બતાવી તે જણાવવા તે બાપડો મારી પાસે ખુશ થઈ આવ્યો હતો; પણ ખરી વસ્તુની જાણ થતાં તે નિરાશ થાય જ. તમારા કરતાં ચાર ગણી ઉદારતા મેં બતાવી છે ને?—ક્યાંય પણ ખખડાવીને એ રૂપીઓ જાય તેમ ન હતો અને ખખડાવ્યા વગર કોઈ લઈ લે એવો દુકાનદાર પણ હજુ મળ્યો ન હતો, પણ "બાબો" તો જરૂર ખખડાવ્યા વગર જ લઈ લેશે એવી ખાત્રી હોવાથી આવું ટીખળ કરવાનું મન થયું...!"

"આ તો બકરી કાઢતાં ઉંટ પેઠું!" મેં કહ્યું.

"લાવો, સાચવી રાખું! સુરેશભાઈને કે રમાબેનને બનાવીશું ક્યારેક!" કહીને સરલાએ એ બોદા રૂપીઆને 'સાચવી રાખ્યો!'

# રાંધણકલા

લેખિકા :
શ્રી. કુસુમ મુનશી

આવ બેન રમા, કાંઇ ઘણે દિવસે દેખાઇ. શું કર્યા કરે છે આખો દિવસ ?

હા, મને પણ એમ થતું હતું કે સુંદર-કાકીને ત્યાં હમણાનું જવાયું નથી; પણ કંઇક ને કંઇક એવું આવી પડે કે નીકળવા વિચાર કરૂં, પણ નીકળી જ ના શકાય. હમણાં હમણાં તો મારે ત્યાં મહેમાનોની પણ આવજા અંવરનવર ચાલ્યા જ કરે છે. એજ દિવસ પર મારાં ફોઇબાની દીકરીના જમાઇ કંઇક કારણસર અહીં આવેલા તે બે દિવસ રહી ગયા. અને ખરૂં કહુ તો સુંદરકાકી, કોઇ બહારના મહેમાન આવે છે ને એટલે મને તો ખરેખરી મુંઝવણ જ થાય છે કે શું રસોઈ કરૂં અને કેવી રીતે બનાવું.

હોય, એતો તું જરા બાળક અને અણુ-આવડની એટલે એમજ થાય. પણ જો તું ધીમે ધીમે આપણા ખાદ્ય પદાર્થો કેમ બનાવાય તથા કયી વસ્તુ સાથે કયી કયી વાનીઓ બંધ બેસ્તી આવશે એ બધું સમજી જાય તો તારી મુંઝવણનો મોટે ભાગે અંત આવી જાય. રાંધણકળા એ પણ એક જાતની કળા છે.

હા, સુંદરકાકી. મેં એક દિવસ દુધપાક બનાવેલો તે જાણે ઉપર દૂધ અને નીચે ચોખા. જાણે દુધમાં ભાત બનાવીને નાખી નહી દીધો હોય એવોજ થયેલો. અને વળી એમને ચોખાનો દુધપાક ઓછો ભાવે છે એટલે પડયોજ રહેવા દીધો

પણ રમા, તું કહે છે તેવો તજ ચોખાને ઉપર દૂધ એવોજ થયો હોય તો મહેશભાઇ જરા ખાવાની બાબતના શોખીન છે એટલે પડયોજ મુકેને. વળી દુધપાક કાંઇ એકલો ચોખાનોજ થાય છે એમ નથી, એ તો ઘણીએ જાતના થાય છે.

સુંદરકાકી ત્યારે મને રાંધણકળા બરાબર પદ્ધતિસર નહી શીખવોને ?

અરે ! જરૂર, એમાં મને શું બોજો પડવાનો છે ? મારા જેવા અનુભવીને તો બધુ હૈયેજ લખાયલું હોય છે. તું મારી પાસે અવરનવર ફુરસદ લઇને આવ, હું જે જે કહું અને શીખવું તે બરાબર ધ્યાનથી સાંભળ-સમજ-અને તે પ્રમાણે તે ચીજ બનાવવા મહેનત કર; થોડા વખતમાં તો તું કેટલીયે હુંશીયાર થઈ જશે.

આજે હું તને દુધપાક કેટલી જાતના થાય છે એ સમજાવું.

૧. ચોખાનો દુધપાક
૨. દુધીનો દુધપાક
૩. સેવનો દુધપાક
૪. વટલાનો (અડધીયા ચોખા) દુધપાક

ઉપર જ઼ણાવ્યા પ્રમાણે જોહું તને ચોખાના દુધપાકની વિગત સમજાવું.

દશશેર દૂધનો દુધપાક કરવો હોય તો ૦ા શેર ચોખા સારા બરાબર સાફ કરી લેવા, તેને પાણીથી બરાબર બે-ત્રણવાર ધોઇ ચોખ્ખા બનાવવા અને બધુ પાણી કાઢી નાંખવું, પછી એક ચોખ્ખા કટકા પર પાથરી દેવા જેથી કોરા પડી જશે. દૂધને સારા કલાઈવાળા તપેલામાં ગરમ કરવા મુકવું. દૂધનો ઉભરો આવવા લાગે એટલે તેમાં ઉપર મુજબ તૈયાર રાખેલા ચોખા નાંખવા. દૂધમાં ચોખા નાંખ્યા બાદ તેમાં એકસરખી કડછી ફેરવ્યા કરવી અને તપેલાને તળીયે દૂધ ચોંટી

ન જાય તેની ખાસ કાળજી રાખવી. કારણ દૂધ દુણાય એટલે કે તપેલાને. તળીયે દૂધ બેસે તો બીલકુલ જ સ્વાદ–દુધપાકનો બગડી જાય. ઉપર મુજબ હલાવતા હલાવતા જ્યારે અંદર નાખેલા ચોખા દૂધ ઉપર તરતા દેખાય ત્યારેજ સમજવું કે દૂધ અને ચોખા એકમેક થઇ ગયા છે. તે પછીથી ખાંડ શેર ૧।। નાખવી અને થોડીવાર ઉપર મુજબ જ હલાવ્યા કરવો. બે ત્રણ ઉભાળા આવી જાય, પછીથી નીચે ઉતારી તેમાં બદામ પીસ્તા ચારોળી અને એલચી નાંખવા. બદામને જરા જરા ચાખી જોવી જેથી તે કડવી ન હોય તે સમજાઈ જાય. પછીથી ઉકળતું ગરમ પાણી એક વાસણમાં લઇ બદામને તેમાં નાંખવાથી તેનાં છોડાં, પલળીને છુટાં પડી શકશે. છોડાં કાઢી નાંખેલી બદામને ઝીણી સમારવી, પીસ્તાં સમારવા અને ચારોળીને પણ બરાબર સાફ કરીને નાંખવી. એલચી છોલી નાખી સારી ઝીણી વાટીનાંખી ઉપરથી ભભરાવી દેવી.

[ વધુ રસિક પ્રકરણ આવતા અંકે ]

---

## વીર–પસલી

[ રાગ : રાજન્હેલ કાંઠડે કળાયેલ મોરલો. ]

સુવર્ણ સૂર્ય બ્હેની વીર ને મંદિરીએ,
વીર–પસલીએ લેઉ વારણીયાં.—સુવર્ણ૦

કુમ કુમ મોતીતણા, સાથીયા ઉંબરપૂર્યા,
કનકના તાટ મીઠા મેવા ભર્યા.—સુવર્ણ૦

માડીનો જાયો, ભાભીનો વ્હાલો,
સુખ ને વૈભવ રહે સદા રે.—સુવર્ણ૦

ભાઇ ને બ્હેનની જોડી વત્સલ ભરી,
બીજે રવિએ રક્ષા બાંધે બ્હેની.—સુવર્ણ૦

ઊરમાં છે હર્ષ ઘણો, વીરા શતવર્ષ જીવો,
કુળના દીવડાની જ્યોત અમર રહો!—સુવર્ણ૦

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ




લેખક : રા. 'પ્રમોદ', બી. એ.

[ ઓગષ્ટ અંકના પાન ૭૨૨થી ચાલુ ]

## પ્રકરણ અગીઆરમું

### વૈદ્યરાજ

વૈદ્યરાજની વાતોમાં દાકતરને રસ પડતો. એક દહાડો વૈદ્યરાજને તેડી એ પ્રાણજીવનદાસને ત્યાં આવ્યા. વૈદ્યરાજ પહેલી જ વાર માંડ માંડ આવ્યા. પ્રાણજીવનદાસે ઘણી વાર આગ્રહ કરેલ પણ ગમે તેમ એવું મન ન થતું.

" વૈદ્યરાજ, ગમે તેમ હોય પણ તમને અહીં આવવા કાંઈક મરજી જ ન થઈ. ડાકતર સાહેબ કહે છે કે તમે માંડ આવ્યા. "

પ્રાણજીવનદાસની ઇચ્છા પ્રસંગ્રા સાંભળવાની હતી. પોતે ગૃહસ્થ છે અને કામકાજમાં પડયા હોય એટલે શું આવવું, અથવા તો અતિશય આગળ પડતી મંડળીમાં ક્ષોભ થાય, કે સ્વભાવ જ કાંઈક એકાંત પ્રિય છે, કે છેવટ કામ પ્રસંગ વિના શું આવવું-એવા જવાબની એણે આશા રાખીને પ્રશ્ન કર્યો. મનમાં એવો મનસુબો પણ રાખ્યો કે કદી ઉલ્લા પ્રકારનો જવાબ આવે તો વૈદ્યરાજને કાંઈ ને કાંઈ બાને ખીજવવા પણ ખરા ?

" દાકતર સાહેબની વાત સાચી છે. આપને મેં પહેલીવાર જોયા અને આપને સાંભળ્યા ત્યારથી એમજ થઈ ગયું કે આ નવી પ્રજા કૃત્રિમતાને જ સેવવાવાળી છે. એમાં વગર કારણે ભળીને વિક્ષેપ શા માટે કરવો ? "

પ્રાણજીવનદાસે આવી ભાષા સાંભળી નહોતી, પુષ્પિતવાણીના ઉપાસકને આ બિલકુલ જંગલીપણું ભાસ્યું. પણ એમણે મિજાજ ન ખોયો.

" આપને એમ જ લાગે છે કે આ જમાનો માત્ર કૃત્રિમતાનો છે ? "

" તો શું છે બીજું ? યંત્રવાદ ઉપરજ આ જમાનાનું બંધારણ રચાયું છે. એની સાથે જે જે યાંત્રિકતા ન આવે એ ઓછી ? "

" માણસ થોડું યંત્રવત્ થયું છે. એમાં તો ઊલટો બુદ્ધિનો વિકાસ થવા માંડયો છે. વૈજ્ઞાનિક ષ્ટિ આવી છે. શ્રદ્ધા જેવી તદન બીન પાયાદાર, વાસ્તવિકતાને પણ ભ્રમણામાં નાખી દેનારી વસ્તુનો લોપ થવા માંડયો છે. એ છતાં માણસને શા માટે હલકો થયો માનો છો એની જ મને તો સમજ નથી પડતી. "

" યંત્રને લાગણી નથી; એની સાથે કામ કરનારાને લાગણી રાખવી કેમ પોસાય ? અને યંત્ર ઉપર મદાર બાંધી બેઠેલાઓને તો પોસાય

જ દર્શાથી ? લાગણી વગર જ વસતાં શીખાય તો યંત્રવાદને પહોંચાય અને એ રીતે પહોંચી વળવા માટે તો કેટલાયે નિયમો, ધોરણો, કાયદા ઘડાય છે; અને જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ તેમ કાયદા પણ એને અનુરૂપ વિશેષ ને વિશેષ મજબૂત થતા જાય છે."

"હું જૂદો પડું છું, બલ્કે ઉલટું પાયરીમાં એક બીજાની સહાનુભૂતિ વધતી દેખાય છે-માણસ માણસના પરિચયમાં વિશેષ આવે છે. અને કાયદાઓમાં તો માણસ જાતને રાહત આપવી, દિન પ્રતિદિન એવા સુધારા કરવામાં આવે છે કે માણસનું જીવન વધારે સુખી બને ! "

"મેં જબરાં કારખાનાં તો જોયાં નથીઃ છતાં કોલસાની ખાણો, શણનાં કારખાનાં, કાપડની મીલો અને રેલ્વેનાં કારખાનાં, ગોદીઓ, વગેરે જોતાં તો મને લાગ્યું છે કે માણસ માણસની રીતે રહી શકતો નહિ હોયઃ એ તો હવે નાનામાં નાના યંત્ર કરતાં પણ ઓછી કાળજીને પાત્ર ઠર્યો છે. "

"માફ કરજો વૈદ્યરાજ, આપને તો ગામડાંનો ખ્યાલ હોય-ભાતના ખેતરોમાં કામ કરતો બંગાળી ખેડૂત કે રાત દિવસ રળતો આપણો ખેડૂત-એને જો કારખાનામાં કામ કરતાં માણસોની સાથે સરખાવીએ તો જરૂર એ વધારે દુઃખી છે. કારખાનાને લગતા કાયદા, ઓછામાં ઓછા કલાક મજૂરીનું ધોરણ, વીમા, દવાખાનાં, રહેવાનાં મકાનો-એ બધી સગવડતાઓ થોડી ગામડામાં છે ?"

"આપે ગામડાં જોયાં હોવાનો આપનો દાવો છે. આપ જો આ જીંદગીમાં જ ગૃહસ્થ થયા હશો અને બાલ્યાવસ્થા આપે ગામડામાં કાઢી હશે તો મારે કહેવું પડશે કે આપને એ સ્થિતિ યાદ નથીઃ અને જો આપ ગર્ભશ્રીમંત હશો અને ગામડાં જોયાં હશે તો કદાચ ટ્રેનમાં બેઠાં બેઠાં અગર તો પ્રવાસે નીકળતી વેળા એકાદ ડોકીયું કરીને જોઈ લીધેલ છે એમ મારે કહેવું પડશે. "

"આટલું બધું ! "

"હાજી, આટલું-અને આથીયે વિશેષ. આપને સાં મીલોમાં લોકો ક્યાં રહે છે અને કેવી રીતે રહે છે એ આપે જાણવા તસ્દી લીધી છે ? સતત્ કેટલા કલાક અને સતત્ કેટલા દહાડા એઓ કામ કરે છે એનો ખ્યાલ આપે કર્યો છે ? આપ તો કામના કલાકોનું કહો છોઃ શેઠ સાહેબ, એઓ શું ખાય છે, કેમ સુવે છે, એઓનાં છોકરાં છૈયાંના ઉપયોગના એઓ રહે છે કે નહિં અને એઓનાં છોકરાં છૈયાં એમના ઉપયોગનાં રહે છે કે નહિં એનો આપે વિચાર કર્યો છે ? "

"ગામડાં કરતાં વધારે ખરાબ એમ ?"

"ખરાબ શું ? અતિશય ખરાબ;-એઓ એમના ઘરના તો રહે છે; ભલે સુકો રોટલો પણ ઘેર બેઠાં ખાય તો છેઃ વખતસર એનાં બૈરાં છોકરાંની સાથે તો એઓ રહે છે. હું એમ નથી કહેતો કે એઓ બહુ સુખી છે. એમને પણ કારખાનાંનાં પરિણામો નડે છે. છતાં એઓ સરખામણીએ જરૂર સુખી છે."

વૈદ્યરાજ આવી ચર્ચામાં હું નથી માનતો. હું તો પ્રત્યક્ષમાં માનું છું. "

"આપ લોકો એમ કહો છો ખરા પણ આપને પ્રત્યક્ષ જોવું નથી. અમે લોકો કોઈ આધારવાક્ય કહીએ તો એ ન ચાલે ! છતાં આપ તો આધારવાક્ય ઉપર જ નભો છો. આપનું પ્રત્યક્ષ એટલે કોઈકનું પ્રમાણવાક્ય અને એ પણ બનતાં સુધી ગોરાઓનું ! એઓ કહે કે દેશ સુખી છે એટલે આપ કહો કે એ બરાબર. એઓ કહે નાણું વધ્યું છે એટલે આપ કહો કે હા. એઓ કહે ગામડામાં જંગલી લોકો વસે છે એટલે આપ કહો કે સાચું. આપે ક્યારેય તસ્દી લીધી એ જાતે જોવાની ? "

" પણ એઓ જોઇને કહે છે ને ? "

" ચાલો ત્યારે; આ ડાક્તર સાહેબ–ગોરા તો નહિં પણ ગોરા જેવા, ગોરાની નિશાળ-માં ભણેલા, ગોરાઓથી તપાસાયેલા, કહે છે કે અમુક દરદમાં અમુક વસ્તુ ન અપાય; હું એ જ વખતે ઉભો હોઉં અને કહું કે એ અપાય; મેં એ આપી છે; અને એ આપવી સારી છે. તો આપ શું માનો ? દાકતર સાહેબ કહે એ. શા માટે ? માત્ર આપનેએક પૂર્વ-ગ્રહજ બંધાઇ ગયો છે કે ડાકત-રોએ ગોરા લોકો-ની વિદ્યા જાણી લીધી છે અને ગોરા લોકો કહે એ પ્રમાણપાત્ર છે, માટે ડાકતર કહે છે એજ પ્રમાણપાત્ર છે ? એ વખતે મેં અખતરો કર્યાનું હું કહું છતાં પણ ન ચાલે. એટલું જ નહિં પણ દાકતરે એ હકીકત સાંભળી, એણે ખાત્રી તો ન કરી. પણ કાલે આપને એણે કરવા કહ્યું એટલે એ આપ કરશો જ. શા માટે ? દાકતરે કોઇ પુસ્તક તપાસી લીધું નથી, એણે કાંઇ અખતરો કર્યો નથી, એને બીજા કોઇને કહ્યું નથી એ જાણતાં છતાં શા માટે ? માત્ર એના એજ પૂર્વગ્રહને લીધે. આમાં પ્રત્યક્ષ ક્યાં આવ્યું ! પ્રત્યક્ષ તો મેં કહ્યું એમાં હતું. મતલબ કે આપને પ્રત્યક્ષ કે પરોક્ષ સાથે સંબંધ નથી; આપને ગોરાછાપ સાથે સંબંધ છે. અને એ સંબંધ શાને લીધે છે ? આપ ભણ્યા ગણ્યા એની સાથેજ આપને આપનામાં જુદી રીતે ભણેલાં ગણેલાં આપનાં સંબં-ધીઓ કરતાં જુદાઇ દેખાઇ ! પછી એ જુદાઇ દિનપ્રતિદિન વધતી ચાલી, અને જ્યાં જુદાંઇ છે ત્યાં તમે પોતે જુદા રહી જતાં છતાં સામ્ય માનવા લાગ્યા ! આ માન્યતા ઉપર આપનો પૂર્વગ્રહ રચાયો છે, અને એ ઉપર આપ કૂદી રહ્યા છો. "

" દાકતર સાહેબ, આપ શું કહો છો ? "

" વૈદરાજ કહે છે, એમાં ખોટું તો નથીજ ! વૈદરાજો માણસને લાંઘણ ઉપર રાખતા ત્યારે પોકાર થતો કે વૈદો માણસોને ભૂખમરાથી મારી નાખે છે આજે ડૉકટરો પૈકીના ખૂદ કેટલાયે કહે છે કે કશું લીધા વિના અપવાસ કરવા એ તમામ મળોને દૂર કરી શરીર સ્વાસ્થ્ય મેળવવાનો ખરો રસ્તો છે. ઘણીવાર કેટલીક પ્રાચીન માન્યતાઓને તપાસીએ તો એમાં અતિ સુંદર શોધ અને

## ચાંદની

### : ગરબો :

—: ગૌડ મલ્હાર :—

પેલી નવલખ કિરણે ચાંદની ચમકે,
હું તો હૈયે ભરું હલકે હલકે,
—પેલી નવલખ૦

ઉરને આરે ઊર્મિ દમકે
એવી મીઠી નભ ચાંદની ચમકે,
એને ઝીલી ઝીલી ઉર જગ મલકે,
—પેલી નવલખ૦

રૂપલા નીરે કુમકુમ રમતી
વન વનના દ્રુમ, ફૂલે ભમતી,
મારે ઝાંઝરીએ ઝગમગ ઝબકે,
—પેલી નવલખ૦

કોમળ નયનાં પ્રણયી ઉરનાં
શાને ઝીલી મધુ ચાંદની મલકે,
હું તો જાણું નહિ શીદ ઉર ધબકે,
—પેલી નવલખ૦

ધનવંત દેસાઇ, બી. એ.

નથી; અત્યારે પણ આપ મને એમાં કંઇ ખાસ નિયમ સૂચવો તો જરૂર એનો અમલ કરું.

" સ્ત્રીઓને સુધરેલા દેશો ગુલામ અને મજૂરણ નથી માનતા; એ એને કોમળ જાતિ માને છે અને એની સાથે અતિ નમ્રતાથી બોલવા શીખવે છે. "

" અમે પણ કદી એને ગુલામ કે મજૂરણ માની નથી; અમે તો એને માન આપવા લાયક અને અમારું અર્ધું-અંગ માન્યું છે. બલ્કે અમે અમારી જાતને જેમ માન આપીએ છીએ એમ એને એટલું જ માન આપીએ છીએ. "

" આપ જ્યારે પહેલ વહેલી ટીકા કરતા હતા ત્યારે એમાં પથરા પડતા હતા એ ખ્યાલ છે ? "

" હશે કદાચ ! પણ આપે જ્યારે મ્હોં ચડાવી જરા પણ જાણ્યા કર્યા વિના, ફેરવાયેલા મ્હોંએ વાત કરી ત્યારે કંઈ પુષ્પ ન્હોતાં ઝર્યાં !"

"તમારી સાથે માથાઝીક કરવી નકામી છે !"

" કોમળ જાતિની વ્યક્તિ પાસેથી મેં શું સાંભળ્યું છે અને શું સાંભળું છું એનો વિચાર કરું છું ત્યારે મને સંભ્રમ થાય છે કે આપના જેવી સ્ત્રીઓને કોમળ જાતિની બહાર ગણવી એ સાચું ? "

" જેમ ગણવું હોય એમ ગણો. હું આ સહન કરી શકું એમ નથી. " ચંપા ઉઠવા તૈયાર થઈ.

" બ્હેન, ઊભાં રહો. એક વાત રહી જાય છે. આપ પરસ્પર વિરોધી વાતો કરો છો એ સારું નહિ. એક બાજુ આપ સુધરેલાં-ઓ સમાન હકની પુરુષોની બરોબરી કરવાની આશા સેવો છો-બીજી બાજુ આપ આપને કોમળ જાતિ માની આપના તરફ અમારું વર્તન નમ્ર રહે એવી આશા રાખો છો-આ કેમ ચાલશે ? "

ચંપા બેસી ગઇ. અને જવાબ ગોઠવવા લાગી.

" બહુજ સરસ. બેસી ગયાં એ સારું થયું. હવે મને તમે ગમે તે જવાબ ગમે ત્યારે આપશો તો ચાલશે ? મને એકજ ચિંતા થતી હતી; અલબત્ત આ કહું છું એ અમારાં બૈરાંઓના પરિચયથી કે સ્ત્રીઓને જો ગુસ્સો આવે અને એનું છેવટ કરાવી નાખ્યા વિના જો ચાલ્યાં જાય તો એઓ એકલાં બેસી રડતાં હોય છે. કદાચ એવું બનત તો ખરાબ થાત ! " વૈદરાજ બહુજ હળવી રીતે બોલ્યાઃ અને બાળકના જેવું હસ્યા.

ચંપાથી હસાઇ ગયું; " વૈદરાજ, તમે પણ..."

" કહી નાખો. મને એવું કહેનારું આ ઉંમરે અને આ ઉંમરનું કયાંથી મળશે ?"

બધાને આ જુદો પાઠ લાગ્યો; વૈદરાજ નાની ઉંમરના હોત તો ચંપાને એ વખતે એના ઉપર પ્રેમ ઉત્પન્ન થાત !

" બહુ ખંધા છો ! " ચંપાએ પ્રથમ અધુરું રહેલ વાકય પૂરું કર્યું. અને આંખો ઢળી ગઇ.

" ઉપકાર ! અમારા લોકો. સ્ત્રીઓનાં મુખને ફૂલની ઉપમા આપે છે. એ વાત ખરી માનવા ઘણીવાર મન થાય છે અને ઘણીવાર નથી થતું. "

" કેમ વૈદરાજ ? " ચંપા હવે તો હસી રહી હતી.

" એમાંથી ઘણીવાર દુર્ગંધ આવે છે એવી વાસ આવે છે. "

" એને ઉલટ વાત કહો તો ન ચાલે ?"

" ચાલે, કેમ ન ચાલે ? હવેથી ચલાવીશ એની ખાત્રી રાખજો મને આજ સુધી એમ જ રહી ગયું કે જેમાંથી મૃદુ મૃદુ ફોરમ આવે એજ ફૂલ. "

" ત્યારે હવે તમારો ઝગડો પતી ગયો લાગે છે. "

" બોલ, ચંપા, મેં તને વાત કરી એમાં તારે શું કહેવું છે ? " પ્રાણજીવનદાસે મૂળ વાત પર આવવા કહ્યું.

" હવે મારે કાંઇ નથી કહેવું; મેં થોડુંક કહ્યું એમાં તો આટલો ઝગડો થયો. " ચંપાએ જવાબ દીધો.

" સારું થયું ને ! 'જેનો અંત સારો એ સઘળું સારું.' આપના લોકો આમ કહે છે." વૈદરાજ બોલ્યા.

" હં. વૈદરાજ શું કહેતા હતા ? આપણને ગોરાનો મોહ થયો છે એમને ? "

" હા, મારું એમ કહેવું તો છે. "

" ગોરાઓને બાજુ પર મૂકો; તમને વૈદરાજ, એમ નથી લાગતું કે બુદ્ધિવાદથી જે કાંઇ આપણે સમજી શકીએ એવું હોય એટલું તો આપણે ગ્રહણ કરવું જ જોઇએ ? "

" અને જે બુદ્ધિવાદથી સિદ્ધ ન થાય એ પડયું મૂકવું પણ જોઇએ ! " વૈદરાજે ઉમેર્યું.

" હા. એ પણ ખરું. "

" એ બંનેમાં દરકત છે ! બુદ્ધિવાદથી જે સાબીત થાય એટલું બધું ગ્રહણ કરવામાં દરકત આવે છે. તેમ જે સાબીત ન થાય એ બધું પડયું મૂકવામાં પણ દરકત આવે છે. "

" કારણ ? "

" આ બન્નેમાં જ્યાં જ્યાં અપ્રત્યક્ષ ઉપર આધાર રાખી વાત કરવામાં આવી હોય ત્યાં ત્યાં બે રીતે દલીલ થઇ શકતી હોય છે. "

" પણ અપ્રત્યક્ષનું તો મારે કહેવાનું છે. બુદ્ધિવાદમાં અપ્રત્યક્ષ આવે જ કેમ ? "

" એમાં શું કરવા ન આવે ? બુદ્ધિ એટલે શું ? એ કાંઇ હાથમાં પકડી શકાય કે આંખે જોઇ શકાય એવી વસ્તુ છે ખરી !"

" ભાભી ! આ તો પહેલે કોળીએજ માખી જેવી વાત થાય છે ! "

" મુકુંદભાઇ, તમે મને મદદ કરો. આપણે બેય થઈ વૈદરાજને બતાવી દઇએ કે......" ચંપાથી વાકય પૂરું થતાં વિલંબ થવા માંડયો.

" બ્હેન, કાંઇ બતાવવાની તકલીફ આપે ન લેવી ! આપણે એક સીધેસીધી વાત કરીએ. મારે એમ કહેવું છે કે અમારે અને આપને કાંઇ વાંધો જ નથી ! એકબીજાને કોઇ સાંભળવા જ તૈયાર નથી એજ વાંધો ! હજી અમે સાંભળીએ પણ તમે સાંભળો તો નહિ, ઉલટાં તરછોડી નાખો આટલું જો અટકે તો બધું થાય. "

" કાંઇ સમજાયું નહિં. "

" આપણે વાંધો નથી એમ હું કહું છું એ ન સમજાયું ખરું ને ? આપ એક અમુક પ્રશ્ન લ્યો. અને પછી તમે જૂના વિચારવાળાઓમાં પણ જે કદર વિચારનો પણ ભાગી ન નીકળે એવો સમજવા સમજાવવા તૈયાર હોય એવો એક માણસ લ્યો અને ચર્ચા કરો. લડાઇ ફોગટ થાય છે એ વાતને જડતાપૂર્વક પકડી રાખવાને લીધે થાય છે. એમ મારી તો માન્યતા છે. "

" એવું કયાં બને છે પણ ? "

" તો બસ ? બે પક્ષ સામસામે હથીયાર-બંધ હથીયાર વાપરવાની બંધી રાખી, કાદવ લઇ મોરચા માંડી બેસો " તક આવે ત્યારે ત્યારે એ એક બીજા સામે ફેંકયે રાખો. અને એક બીજાને ખરાબ કર્યા કરો. "

" એટલે તમે આ કોને કહો છો ? "

" જેઓ જેઓ સમાજની બારીઓ બંધ કરી સામ સામે ઉભાં હોય તેને ? "

" હું તો માનું છું કે સમાધાની કોઇ રીતે શક્ય જ નથી ! ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું બન્નેં વચ્ચે અંતર છે ? "

" બેન, કેમ જાણ્યું કે એ બન્ને જગ્યાઓના વાતાવરણમાં કદાચ સામ્ય હોવા છતાં એ વાત જ ગુમ રહી જઇ માત્ર સ્થળના વર્ણનથી જ અસામ્ય ન મનાતું હોય ? "

" કેમ ? "

" એક માણસ કાળો હોય, બીજો ધોળો હોય, એટલે શું બન્ને દયાળુ ન જ હોય એમ માત્ર વર્ણ ઉપરથી માની શકાય ? "

" કદાચ હોય. કદાચ ન પણ હોય. "

" ન હોય તો કાંઇ નહિ, પણ ખાત્રી શા માટે ન કરવી ! અત્યારે તો બન્ને પક્ષ એમ માની બેઠા છે કે ખાત્રી જ ન કરવી. "

" તો શું તમે એમ માનો છો કે જુના વિચારનાઓ અને નવા વિચારનાઓ ભેગા મળી બેસે તો કોઇક વચલો રસ્તો નીકળે અગર તો જુના વિચારનાઓ સાથે સંમત થાય ? " પ્રાણજીવનદાસે પૂછ્યું.

" હું એમ માનું છું. અને મારી પાસે તો પૂરાવા છે કે અમારો સમાજ હંમેશ વાતાવરણ બદલવાની સાથે આપોઆપ, બીજા સમાજોની પેઠે જ બદલતો આવ્યો છે. ફરક એટલો જ છે કે—આપ કૃપા કરી એમ ન માનતા કે પૂર્વકાળમાં અંધશ્રદ્ધાપૂર્વક માનું છું—અમારા સમાજની આગળ અતિશય ઉંચા પ્રકારનો પૂર્વકાળ છે એમ અમારી એકની નહિં પણ અન્ય દેશીય જાણકારોની પણ માન્યતા છે, જ્યારે પશ્ચિમની આગળ એવો કશો આદર્શ નથી. આથી અમારી આગળ કાંઇ નવો સવાલ આવે ત્યારે અમે એ પ્રશ્ન વર્તમાન સાથે નથી સરખાવતા પણ પૂર્વ કાળની સાથે સરખાવીએ છીએ. એટલે અમને નવી વાત ગ્રહણ કરવામાં આંચકો થાય છે અથવા વાર લાગે છે. "

" તો પછી એમ જ કહોને કે પ્રાચીન કાળની તુલનામાં તમે માની લીધા પ્રમાણે અત્યારની પ્રવૃત્તિઓને મોટે ભાગે ત્રુટીઓવાળી જ માનો અને એવો જ નિર્ણય આપો કે નવી પ્રવૃત્તિઓ ઇષ્ટ નથી. "

" એમ ઘણીવાર કહીએ અને એ પણ પૂર્વગ્રહ વિના; ખરેખર તુલનામાં ઉતરીને ! "

" કહ્યા કરો તમે તમારે; અમારી અત્યારની પ્રવૃત્તિઓ એવી જોરદાર છે કે સમાજને એ માન્યા વિના છૂટકો નથી. "

" સારૂ હશે એ સમાજ પડવાનો જ છે. નહિં હોય તો આપોઆપ નવી પ્રવૃત્તિઓ પડી ભાંગશે. "

" સારા નરસાની ખાત્રી શું ? "

" પરિણામ. "

" એ તો બધી અર્થ વગરની વાતો છે ! એક જ વાત લઇએ. લગ્ન; તમે આંતરજાતીય લગ્નમાં કે લગ્ન વિચ્છેદમાં થોડા હા પાડવાના; તમને અમે તેનું જરૂરી જણાય તો પણ. "

" આક્ષેપ કરવો રહેવા દો. લગ્નની અમારી ભાવના એવી છે કે બે આત્માઓનું હંમેશને માટે જોડાવું—એ તદ્દન અપ્રત્યક્ષ વાત આવી. તમે કહેશો કે અમારાં દીલ મળ્યાં: હૃદય એક થયાં. આ વાત પણ એટલી જ

અપ્રત્યક્ષ છે. હવે પરિણામ વિચારીએ. હૃદય અને દીલ એ વસ્તુઓ તમે પ્રત્યક્ષ કરતાં વિશેષ માનો છો. એમાં ચિરંજીવ ભાવ હોવાનું માનો છો. વડીલ પુષ્કળ પૈસાવાળી છોકરી બતાવે અગર પુષ્કળ પૈસાવાળો છોકરો બતાવે છતાં તમે તો હૃદયની વાત આગળ કરી કહેશો કે અપ્રત્યક્ષ વસ્તુ આગળ તમામ પ્રત્યક્ષો પાણી ભરે છે. એટલી વાત લઈએ તો બન્નેની દલીલમાં કૌતુક સામ્ય છે; પછી આવી નાત જાત દેશ વગેરેની વાત; અમે માનીએ છીએ કે દેશનું દેશત્વ જળવાવું જોઈએ. તમે એમાં ના નથી પાડતા; કારણ કે તમારે ત્યાં દેશાભિમાનમાં માનવું એ સદ્‌ગુણ છે એમ શીખવાયું છે. અમે કહીએ છીએ કે જાતિ જળવાવી જોઈએ–તમે એમાં તદ્દન નથી માનતા–કારણ કે તમારે ત્યાં એ બિલકુલ છે નહિં અને શીખવાયું નથી; પણ જાતિ જાળવવાની વાત જો તમે કુતરૂં પાળતા હો કે સારા ઘોડા રાખતા હો કે સારી ગાયો રાખતા હો તો માનવા માંડો. ઠીક છે. જાનવરની જાતિ જાળવવી ઇષ્ટ ત્યારે માણસ શું ખરાબ? તમે કહેશો કે માણસ માણસમાં જાતિ કેમ હોય? વાહ! ગાય ગાય કે ઘોડા ઘોડામાં જાતિ હોય તો માણસમાં શા માટે નહિં? કહેશો કે એ જાનવરની તો વર્ગવારી અને જાતિના લક્ષણો જોઈ તપાસી મુકરર કરવામાં આવ્યાં છે. અમે કહીએ છીએ કે અમારે ત્યાં પણ મુકરર કરવામાં આવ્યાં છે. પણ એ તમે માન્ય નહિં રાખો: છતાં હું તમને એટલુંજ જોવા કહું છું કે આ દેશમાં બરાબર એક હજાર વર્ષથી ઓછે કે વત્તે અંશે દેશત્વ અને જાતિત્વનો હ્રાસ થવા માંડયો અને ભેળસેળ શરૂ થઈ ત્યારથી દેશની નબળાઈ વધી એ માનો છો? જાતિઓના વાડા કરતાં સેળભેળની પ્રજાના વાડા અતિશય ઝેરીલાં તત્વ પોષી બેઠાં છે એ માનો છો? કદાચ તમને એમ કહેવાનું મન થશે કે હજાર વર્ષથી જો એ સ્થિતિ છે અને દેશ કે જાતિ જળવાયાં નથી તો હવે વિનાકારણ આગ્રહ શા સારૂ રાખવો? હું કહું છું કે એ વખતે આગ્રહ રાખ્યો હતો અને આજે રાખીએ છીએ એને પરિણામે જે કાંઈ જળવાયું છે એ પણ જો મક્કમપણે જળવાય તો કાલે એમાં વિકાસ થઈ સુધારો થઈ શકશે–જેમ જાનવરમાં થતો માનીએ છીએ તેમ એ જળવાશે કે નહિં એ સંબંધમાં તમે એમજ કહો છો કે હવે સંભવિત નથી? અમે કહીએ છીએ કે એવું અસંભવિત ગણતાં ગણતાં પણ અમે થોડું ઘણું રાખી શકયા છીએ. નાણાંને સત્તાને બળે અને નાણાંના–સત્તાના મોહે જેઓ અંજાયા એઓએ દેશ ઉપર કલંક ચઢાવ્યું એમ આજે સૌ સમજે છે. અમે અને તમે બેય–છતાં તમે એ વાત કદાચ ભૂલો છો. પણ આગળ તો નાણાં અને સત્તાનુંજ ડિંડિંમ વાગતું અને અમે ઘરમાં ભરાઈ બેઠા હતા! આજે તમે એ ડિંડિંમ બજાવો છો અને અમે ઘરની બહાર નીકળ્યા છીએ અને સામે અમારી જુની વાત કહેવાની સ્થિતિમાં છીએ! વળી આજ તેઓ બેસે છે. એ અમારા ઘરના છતાં ભાડુતી થઈને બોલે છે. એને સમજાવી શકવાની અમે હવે તાકાત ધરાવીએ છીએ; એટલે હવે સમજાવટ થવામાં અર્થાત્ બન્ને વચ્ચે મેળ થવામાં બહુ મુશ્કેલી નહિં આવે એમ માનીએ છીએ."

"તમારી એકજ મુશ્કેલી છે. એક કિસ્સામાં તમે હા પાડો અને એકમાં ના પાડો એજ ખરાબી છે. એ ન હોય તો પછી કાંઈ મતભેદજ નથી રહેતો."

"વિચાર કરતાં જણાઈ આવે એવું છે કે સમાન કિસ્સામાં અમે ના નથી પાડી: સ્થિતિ, સ્થળ, સંયોગો–એની ગણતરી કયાં નથી થતી? એવી ગણતરીએ જે જે ફેરફાર ધોરણમાં કરવા પડયા એ અમે કર્યા છે અને કરીએ છીએ; કદી કરવાની હા ન પાડી હોય તો પણ અમે સમય આવ્યે એવા ફેરફારો અપનાવી ફેરફાર કરનારાને અમે દુશ્મન કરવા તો પૂરી તજવીજ રાખી છે. એથી વિશેષ સ્થિતિસ્થાપકતા તે કેવી હોતી હશે? અત્યારે તો જાણી બુઝીને હોનાનું વેર થઈ પડયું છે."

" શું પરિણામ આવ્યું ? આ આખી વાત ઉપરથી ! " ચંપાએ પૂછ્યું.

" આપે શું જોયું ? " વૈદરાજે પૂછ્યું.

" મતલબ કે બેમાંથી એકેય કાંઇ સ્પષ્ટતા ન કરી શક્યા. " ચંપાએ ઉદ્ગાર કાઢ્યો.

" બેન, સમાજની વાતો આવી હોય ! "

" કોથળામાં પાંચશેરી જેવી ! "

" એમ માનો તો એમ ! "

" ના, ચંપા, એમ તો નહિં. વૈદરાજ બહુજ વ્યાજબી રીતે બોલ્યા છે. વિચાર કરીએ તો એમની નીતિ જાળવવાની–અંતઃકરણનું ઐક્ય સાધવાની દલીલ તદ્દન આધુનિક જ છે, અને એટલું માન્ય રાખી આગળ વધીએ તો ઘણી વાતનો નિકાલ આવી શકે એમ છે."

" અંતઃકરણનું ઐક્ય એ તો તદ્દન ભાવનામય વાત થઇ; એમાં માણસની શારીરિક ઇચ્છાઓ કે નાણાં પ્રકરણની સલામતીઓનો અવકાશ જ ક્યાં રહ્યો ? માણસ માત્ર થોડાં અંતઃકરણમાં માનતાં હોય છે ! "

" બેન, એઓ માટે એટલે કે જુદી જુદી કક્ષાનાં માણસો માટે અમારે ત્યાં જૂદાં જૂદાં ધોરણ નથી એમ આપ માનો છો ? એમ માનતાં હોય તો વાસ્તવિક સમાજ–સમાજ જેવો છે તેવો–તમે જોયો જ નથી ! "

" એમ કે ! "

" એમ નહિં તો ? ઉલટું તમે વિચારક થવાનો દાવો કરતાં છતાં કાં તો વિચાર કરતાં જ નથી; કાં તો એવા વિચારો પકડી જ લ્યો છો; અમે કાં તો વિચાર કરતાં કરતાં ઘણી શાખાઓ ફૂટે ત્યારે એકીકરણ કરવાની અશક્તિને લીધે વિચાર કરવો પડયો મૂકો છો. એક જ દલીલ આપું. દલીલનું હાડપિંજર જ–જો એથી વધુ બોલીશ તો કદાચ તમે મને ખપે તો કહો હવે કદાચ સેતાન કહેશો. સ્ત્રી પુરૂષના સબંધમાં જરાક શારીરિક ભૂખને મહત્વ આપો ! અને પરિણામ વિચારો–એક વ્યક્તિના વિશ્વાસનું, એક વ્યક્તિના ત્યાગનું એમાં ખૂન થાય છે. જીવનભર એક વ્યક્તિને સત્ય વિરૂદ્ધ વાતને સત્ય માનવાનું અને એની નાણાં પ્રકરણી બાજુની તદ્દન બરબાદી કરવાનું બની આવે છે. "

" બસ છે, વૈદરાજ, હવે આગળ ન વધશો તમે ખૂલ્લું ન બોલો એ જ સારૂં છે, માબાપ ! "

" આપની ઇચ્છા ! પણ આપ મને ચીડાવો છો એટલે જરાક ખૂલાસો કરવો પડે છે કે હું કહું છું કે હું સ્ત્રી અને પુરૂષ માટે જૂદાં જૂદાં માનવા રાખ્યા વિના જ વાત કરૂં છું. "

" તો હરકત નહિં ? " ચંપાએ જવાબ દીધો.

" આપને આજે મારા ઉપર બહુ ગુસ્સો આવ્યો હતો કે નહિં ? "

" ઉલટું આજે હું બહુ ખુશી થઇ ! તમે ખરેખર સેતાન છો ! "



## [૧] વંદન હો, એ વિધવા બહેનને !

હિન્દુ સંસાર: એટલે એકાકીની, અસહ્ય વિધવાને માટે ક્રૂર, ભયંકર અને હિંસક પ્રાણીઓથી ભરપૂર અરણ્ય ! ન મળે ત્યાં આશ્વાસન, કે ન મળે ત્યાં કરુણા !

સહુ કોઇ ત્હેની તરફ ઘૃણાજનક દૃષ્ટિપાત કરે ! સહુ કોઇ તેની પ્રતિ વિલાસજનક દૃષ્ટિપાત કરે ! અને કેટલાંક તો તજ્જન્ય અપવિત્ર ચેનચાળા કરવાની ધૃષ્ટતા કરવાનું પણ ન ચૂકે ! જાણે સહુને સહુ જ અધિકાર !

નિષ્ઠુર સાસરીઆં તેને અસહ્ય વચનો, મ્હેણાં મારી સંતાપે : હડધૂત કરે ! મહીઅરીઆં તેને દુ:ખદાયક ગણી, પત્થર ગણી, અનેક કુવચનો સંભળાવી, પ્રજાળે. સંસારીઓ તેને અપશુકનિઆળ ગણી, મનમાં તેમજ બહાર ગાળો, નિંદા કે મેંણાં–ટુણાં સંભળાવતાં ને હડધૂત કરતાં, શેરીના રખડતા કુતરાની જેમ હાંકે !

હિંદુ સંસારને મન વિધવા એટલે હૃદય વિહોણી, આત્મા વિહોણી, ઇચ્છા કે અભિલાષા વિહોણી, બીચારાં પશુઓથી પણ હલકી, નાચીજ, ગુલામડીજ ને ?

એને કશા જ કોડ નહીં, કશા જ ઉમંગ નહીં કશા જ આનંદ નહીં. એણે તો સાધુ જીવન જીવવું જોઇએ. ઇચ્છાઓની, તૃષ્ણાઓની આહુતિ આપવી જોઇએ. ભગવદ્ ભક્તિમાં લીન રહેવું જોઇએ.

પછી, દેવ ગૃહો ભલે પાપ ગૃહો હોય ! સત્યદેવને બદલે વિલાસ દેવ પૂજાતા હોય ! આરાધાતા હોય ! ને પોષાતા હોય !

યુવાન કે વૃદ્ધ સધવાઓ ભલે એકજ ગૃહધર્મ આચરતી હોય ! એક જ સર્જન જૂના માર્ગે વીચરતી હોય ! સૌભાગ્ય ચિન્હો ધરતાં કુટુંબીજનો ભલે પ્રેમદેવની અનેકવિધ ઉપાસનાઓમાં મસ્ત હોય ! મશગુલ હોય !

પુરૂષ : કુંવારો હો, કે પરણેલો હો ! વિધુર હો, કે વાંઢો હો ! સંસારી હો, કે સંન્યાસી હો ! યુવાન હો, કે વૃદ્ધ હો ! વાંઝીઓ હો, કે અનેક સંતાનવાળો હો ! તેને ગમે ત્યારે, ગમે તે પંથે વિચરવા સદર પરવાનો છે, કોઇથી આંગળી પણ ચીંધી નહીં શકાય. કારણ ? પુરૂષ, સદા પવિત્ર છે ! નર, ભ્રમર છે !

માત્ર સ્ત્રીએ, અને ત્હેમાંયે વિધવાએ કઠણ કર્મકાંડો, અનુલંઘન શાસ્ત્ર અને ધર્મ આજ્ઞાઓ રહેજ પણ કાળપ સ્પર્શે નહી તે જાળવવાનું છે !

શી વિચિત્ર ફીલસુફી ! પરોપદેશે પાંડિત્યમ્ ! !

અને આ બધામાં વસતા, જીવતા છતાં વિધવા પોતાના હૃદય સંવેદનો અન્યને નથી જણાવા દેતી ! મ્હોં ઉપરતું ફીકકું–ફીકકું હાસ્યે સૂકાવા નથી દેતી ! અને સહુનું મંગળ ઇચ્છે છે ! સહુનું કલ્યાણ વાંચ્છે છે ! ને સેવા ધર્મનું સૂત્ર સંપૂર્ણ સમજી જીવનમાં ઉતારે છે !

ધન્ય છે, એ હિન્દુ વિધવાને ! વંદન હો, સાષ્ટાંગ વંદન હો, એ અડગ યોદ્ધા શી વિધવા બહેનને ! !

શ્રી. " દેવ "

---

## [૨] ઝુમખીની કહાણી

ઝુમખી ઉદેપુર પાસેના ગામના એક બ્રાહ્મણની કન્યા હતી. બહુ જ સામાન્ય સ્થિતિનો આ બ્રાહ્મણ ભિક્ષા માગીને મહામુશ્કેલીએ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો હતો. ઝુમખી દશ વર્ષની થઇ ત્યારે તેને ચિતોડ પાસેના ગામના, જ્ઞાતિમાં કુલવાન ગણાતા પણ નિર્ધન નંદકિશોર સાથે પરણાવી. નંદકિશોર એક વણિક વેપારીની દુકાને ગુમાસ્તી કરતો અને કોઇવાર મહેમાન આવે ત્યારે શેઠને ઘેર રાંધવાનું કામ કરતો હતો. નંદકિશોરની ઉમ્મર ચાલીસ

વર્ષની હતી અને તેને એક સ્ત્રી હયાત હતી, તેની ઉમ્મર લગભગ છત્રીસ વર્ષની હતી. સ્ત્રીની આટલી મોટી ઉમ્મર થવા છતાં તેને કાંઇ પ્રજા ન હોવાથી નંદકિશોરે ફરી લગ્ન કર્યું. પ્રજા વિના એ મરી જાય તો બાર મહિને દોઢસો કમાનારની 'રાજગાદી' સાચવે કોણ? ગરીબ બ્રાહ્મણના કુલવાન કુટુંબનો 'વેલો' ચાલતો રહે અને ઘરનો દીવો હોલવાય નહિ, અર્થાત્ ભીખ માગનારની પરંપરા ચાલુ રાખવાનું 'પુણ્ય' પ્રાપ્ત કરવા માટે દશ વર્ષની ઝુમખીને તેના બાપે ચાળીસ વર્ષના આ નંદકિશોર સાથે છત્રીસ વર્ષની શોકય ઉપર પરણાવી અને પોતે હિન્દુ પિતાના પરમ કર્તવ્યમાંથી મુક્ત થયો.

પાંચ વર્ષ પછી ઝુમખીને સાસરે મોકલી. સાસરે આવ્યા પછી પહેલે મહિનેથી જ ટંટો શરૂ થયો. પીસતાળીસની વયતીએ પહોંચેલા આ કંગાલ બ્રાહ્મણની સાથે-ચાળીસ વર્ષની સારા ગામને ભારે પડે એવી શોકયના સાલ સાથે-પંદર વર્ષની ઉછળતી, હોંસીલી, સ્વરૂપવાન બાળાનો સંસાર કેમ નભે? બેચાર માસ રહી ઝુમખી પીયેર રહેવા ગઇ. ત્રણ માસ પછી તેને સમજાવી ફરી સાસરે મોકલી. આ પ્રમાણે થોડો સમય સાસરે અને થોડો સમય પિયેર એમ ઝુમખીનાં ત્રણ ચાર વર્ષ વીત્યાં પછી ઝુમખીને એક દીકરી જન્મી. કુલદીપક દીકરાને બદલે 'પથરા' ને જન્મ આપવાના ગુન્હા માટે ઝુમખીને અતિશય ત્રાસ વેઠવો પડયો. પ્રસુતિ પછી તે સાસરે પાછી આવી ત્યારે એની દશા અગાઉ કરતાં પણ વધુ દુઃખદ બની. દુર્ભાગ્યે એ દીકરી પણ સાત માસની થઇને મરી ગઇ. શોકયે ઝુમખીને ઝેર ખવડાવી મારી નાખવાની પણ તજવીજ કરી, પરંતુ એના ભાગ્યમાં વિશેષ દુઃખ લખાયલું હશે તે આમાંથી બચી ગઇ.

નંદકિશોર રસોઇ કરતો હતો તે શેઠને ત્યાં ગુજરાત તરફથી આવેલા એક મેમાનની સ્ત્રી સાથે એક નોકર-બાઇ આવી હતી. એ નોકર-બાઇ ઝુમખીના પિયેરના ગામ પાસેના ગામડાની હતી. નંદકિશોરને ઘેર એ બાઇ ત્રણ ચાર વખત આવી, ત્યારે ઝુમખીની દુઃખી સ્થિતિ તેણે જોઇ અને ઝુમખીની પાસેથી બધી હકીકત જાણી લીધી. ઝુમખી પ્રત્યે ઉંડી સહાનુભૂતિ બતાવવાનો ડોળ કરી તેને આ ઘર છોડી પોતાની સાથે ગુજરાતમાં આવવા લલચાવી "ગુજરાતમાં બહુ ધનાઢય શેઠીઆઓ છે. તેમાંથી કોઇ સારા આબરૂદાર શેઠીઆના કુટુમ્બમાં નોકરી કરીશ તો ખાવું, પીવું, કપડાંલત્તા ને સ્હેજે દશ બાર રૂપીઆ પગાર મળશે અહીં આવા ત્રાસમાં રહેવા કરતાં ત્યાં સુખચેન ને શાન્તિમાં રહેવાશે—" એ પ્રમાણે સમજાવી ઝુમખીને તે પોતાની સાથે ગુજરાતમાં લઇ આવી.

અહીં અમદાવાદમાં આણીને પોતાને ઘેર બે દિવસ રાખ્યા પછી, એક સારા દેખાવના અને શ્રીમન્ત જણાતા ગૃહસ્થને ઘેર તેણે નોકરી કરવાને બ્હાને ઝુમખીને મૂકી. આ માણસ મારવાડ અને રજપુતાનામાંથી કન્યાઓ અને સ્ત્રીઓને ફોસલાવી લાવી આ તરફ વેચનારા માણસોની ટોળીમાંનો હતો. એ ટોળીમાં કેટલીક સ્ત્રીઓ પણ શામીલ હતી એટલે કોઇ સારા શ્રીમંત ગુહસ્થનું કુટુમ્બ હોય એવી રીતે આ લોકો ઠાઠથી અને આબરૂદાર દેખાવથી રહેતા.

આ બદમાશે ઝુમખીને ત્રણેક દિવસ પછી, એક જૈનને વેચવાની તજવીજ કરવા માંડી. ઝુમખીએ આ બાબતનો સખત વિરોધ કર્યો અને જે બાઇ તેને આ માણસોને ઘેર મૂકી ગઇ હતી તેને ઘેર પાછા જવાની ઇચ્છા બતાવી. એ બાઇ આ માણસોની દલાલ હતી એટલે એણે આવીને પ્રથમ તો ઝુમખીને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને તેમાં ન ફાવવાથી તેને ખૂબ ધમકાવી ઓરડીમાં પૂરી દીધી અને તે કાંઇ બ્હાર જવા ન પામે એવો પાકો બંદોબસ્ત કરી દીધો.

ચાર દિવસ સુધી આ સ્થિતિમાં રહ્યા પછી એક સાંજે ચારેક વાગે ઝુમખી લાગ જોઇ ત્યાંથી નાસી ગઇ. એની ઓરડીનાં બારણાંની સાંકળ ઉઘાડી રહી ગઇ હશે, અને ઘરની બેત્રણ સ્ત્રીઓ અંદર ઓરડામાં બેઠી હતી તે વખતે લાગ જોઇ ઝુમખી ઝપાટાબંધ ઘર બહાર નીકળી પડી.

ઘરમાંથી નીકળી તેવીજ ઝુમખીએ દોટ મૂકી અને ગલીમાંથી બ્હાર નીકળી સ્હામી બાજુની ગલીને નાકે કોઇ અજાણી સ્ત્રી ઓટલે ઉભી હતી. ત્યાં એકદમ ચઢી ગઇ અને ઘરનું બારણું ઉઘાડું હતું તેમાં થઇ અંદર ખડકીમાં જઇ બેઠી. બાઇએ

અંદર આવી જોયું ત્યારે ઝુમખીનો શ્વાસ માતો ન હતો અને ગભરાયલી ભયભીત થયેલી એ બાઇને હાથ જોડી કાંઇ યાચના કરી રહી હતી.

બાઇએ તેને શાન્ત પાડી, પાણી પાયું અને ધીમે ધીમે બધી વાત જાણી લીધી. એકાદ કલાક પછી તેનો પતિ ઘેર આવ્યો. તે ગાડીમાં બેસાડી ઝુમખીને અનાથાશ્રમમાં મૂકી ગયો.

અનાથાશ્રમની ઑફિસમાં હું બેઠો હતો તે વખતે ગાડીમાંથી ઊતરીને આ બાઇ આવી, ત્યારે મેં ધાર્યું કે આશ્રમ જોવા કોઇ ગૃહસ્થની સ્ત્રી આવી હશે. આશ્રમનાં મેટ્રનને મેં બોલાવ્યાં અને આ બન્નેને આશ્રમમાં ફરીને બતાવવાની સૂચના કરી. પેલા બાઇએ મારી ભૂલ ભાંગી. તેમની સાથે આ બાઇને આશ્રમમાં રક્ષણ આપવા માટે તે લઇ આવ્યા હતા અને પોતાની સઘળી હકીકત એ બાઇ જણાવશે એમ કહી, પોતાનું નામ ઠેકાણું લખાવી એ બાઇ ગયા.

આશ્રમમાં ઝુમખી જેવી સ્વરૂપવાન બાઇ ભાગ્યે જ કોક આવી હશે. તેનું ગોરું મુખ, સુન્દર અણીદાર નાક અને સપ્રમાણ ઘાટીલા અવયવો જોઇ કોઇ પણ ન ધારે કે ભારે ત્રાસમાંથી નાસી છૂટેલી આ એક કંગાલ ભિક્ષુકની કન્યા અને નિર્ધન રસોઇઆની પત્ની હશે. આશ્રમનાં મેટ્રને ઝુમખીને શાંત પાડી ધીમે ધીમે પ્રશ્ન પૂછી તેની બધી હકીકત જાણી લીધી. ઝુમખી બિચારી રડતી જાય અને પોતાની વીતક કથા કહેતી જાય. ગુજરાતી એને સ્હેજસાજ આવડતું હતું એટલે અર્ધી હિન્દી અર્ધી મારવાડીમાં એણે પોતાની કથની કહી. એની બધી હકીકત કેટલાક દહાડા પછી, છૂટક છૂટક પ્રશ્નોના જવાબ મેળવીને જાણી શકાઇ.

ઝુમખીએ જણાવેલે સરનામે આશ્રમ તરફથી એના પિતાને ત્રણ ચાર પત્રો લખવામાં આવ્યા. પણ કાંઇ જવાબ મળ્યો નહિ. એને અહીં લાવનાર બાઇનું એ નામ બરાબર જાણતી ન હતી અને જેને ઘેર એને રાખવામાં આવી હતી તેનું ઠામ ઠેકાણું એ બરાબર બતાવી શકી નહિ. જે બાઇ એને આશ્રમમાં મુકી ગયા હતા તેમને બોલાવી એમના ઘર આગળના રસ્તાની સ્હામી બાજુની ગલીમાં તપાસ કરતાં જણાયું કે એ લોકો ઘર ખાલી કરી ક્યાંક ચાલ્યા ગયા હતા, તેનો પત્તો ન હતો એટલે નિરુપાયે ઝુમખી આશ્રમમાં રહી.

સાસરે પાછા જવાનો તો સવાલ જ ન હતો. પિયેરથી કાંઇ જવાબ આવતો ન હતો, તેમ પિયર જવા માટે પણ ઝુમખી આતુર ન હતી. એને ભય હતો કે પિયેર જશે તો તેને પરાણે પાછી સાસરે મોકલી દેશે. એની પોતાની ઇચ્છા કોઇ ખરેખરા સારા ગૃહસ્થના ઘરમાં નોકરી કરવા રહેવાની હતી. આશ્રમમાં રહી જીવન વીતાવવાની પણ એની ઇચ્છા ન હતી.

શહેરના એક સારા આબરૂદાર શ્રીમંત કુટુંબની વિધવા બાઇને, પોતાની માંદી દીકરી પરગામથી આવવાની હતી તેની સારવારમાં મદદ કરી શકે તેવી બાઇની જરૂર હતી. એ બાઇ અને તેની દીકરી એટલાં જ ઘરમાં હતાં. ઝુમખીએ આ નોકરી પસંદ કરી. ચાર પાંચ મહિના આ નોકરીમાં ઝુમખી ખુશીથી સુખમાં રહી. બાઇની દીકરીના નાના બાળક સાથે ઝુમખીનો જીવ મળી ગયો. પણ પાંચેક માસ પછી એ બહેન પોતાને સાસરે ગઇ એટલે ઝુમખીની નોકરીની જરૂર રહી નહિ એ વિધવા બાઇ પાસે એકલી નોકરી કરવાની ઝુમખીની ઇચ્છા ન હતી, એટલે ઝુમખી અનાથાશ્રમમાં પાછી આવી.

એ બહેનના બાળકને ઉછેરતે ઉછેરતે ઝુમખીને બાળક ઉછેરવાના કામ પ્રત્યે ખાસ ઉમળકાભરી ઊર્મિ થઇ આવી હતી. આશ્રમમાં આવી બાળક ઉછેરવાની તેણે માગણી કરી. એક સુંદર હૃષ્ટપુષ્ટ બાળકને એણે પોતાની પાસે રાખી ઉછેરવા માંડયું. પોતાના બાળક કરતાં પણ અધિક વ્હાલથી ઝુમખી આ બાળકને ઉછેરવા લાગી.

પરંતુ ઝુમખીનું ભાગ્ય ટૂંકું હતું. શહેરમાં શીતળાનો વાવર ચાલ્યો અને આ બાળકને જોરમાં શીતળા નીકળ્યા. બાળકને મ્યુનિસિપાલિટીના દવાખાનામાં મોકલી દેવામાં આવ્યું. ઝુમખીએ તેની સારવાર માટે સાથે જવાનો આગ્રહ કર્યો. આઠેક દિવસ પછી બાળક બિચારૂં ગુજરી ગયું અને તેના ચેપથી ઝુમખીને શીતળા નીકળ્યા. ત્રણ અઠવાડીયાં સુધી તાવ અને શીતળાની ભયંકર પીડા વેઠી ઝુમખી મોટા મંદવાડમાંથી ઊઠી. સાજી થઇને ઝુમખી આશ્રમમાં આવી ત્યારે એનું મ્હોં અને આખું શરીર શીતળાનાં ચાઠાંથી છવાઇ ગયેલું અને એક આંખમાં ફુલું પડેલું હતું.

ઝુમખીને કુદરતી આફતે નિસંધ રહેવાની સગવડ કરી આપી.

જીવનમાં સર્વ દિશામાં હારી ગયેલી, કમનસીબ ઝુમખી જ્યારે વખતે આશ્રમમાં હતાશ-નિસ્તેજ થયેલી આવી, ત્યારે એના મોઢા તરફ જોઇ આશ્રમનાં મેટ્રન રડી પડ્યાં! દસ બાર મહિના ઉપર આવેલી સ્વરૂપવાન ઝુમખીની આ દશા! ઝુમખી હવે માત્ર હાલતાચાલતા પૂતળા માફક જીવન વીતાવવા લાગી, એ હવે મોતની જાણે વાટ જોતી હોય, સંસાર સાથે એને કાંઇ સંબંધ જ ન હોય તેમ દુઃખી, ઉદાસી, નિઃશબ્દ એક પછી એક તે દિવસો ગાળવા લાગી.

ઝુમખીની માને ઝુમખીની અત્યારની સ્થિતિનો કાગળ આશ્રમ તરફથી લખવામાં આવ્યો. કાગળ લખ્યા પછી દસ દિવસે ઝુમખીની મા આવી, તેને પોતાની સાથે તેડી ગઇ. કાંઇ પણ બોલ્યાચાલ્યા વગર નિર્જીવ જેવી ઝુમખી આશ્રમ છોડી મા સાથે ચાલી ગઇ.

[ 'પ્રજાબંધુ'માંથી સાભાર ]

---

## [૩] મારો પ્રથમ પુત્ર

પ્ર૦—તમે તમારા દીકરાને જ તમારી સાથે નથી રાખી શક્યા ને તે સ્વેચ્છાચારી બનેલ છે, તો તમે તમારું ઘર જ સંભાળીને બેસી રહો એ વધારે સારું નહિ?

જ૦—આ તાના તરીકે ગણાય, હું એને એમ નથી ગણતો, કેમકે એ સવાલ કોઇને હડી શકે તેના પહેલાં મને ઉઠી ચુક્યો હતો. હું પૂર્વજન્મ અને પરજન્મ માનનારો છું. સહુ સંબંધો પુર્વના સંસ્કારોનું ફળ હોય છે. ઇશ્વરના કાયદા અગમ્ય છે. એ અખંડ શોધનો વિષય છે. તેનો પાર કોઇ પામવાનું નથી. મારા પુત્રની બાબતમાં હું જે સમજ્યો છું તે આ છે. મારે ઘેર કુપુત્ર જન્મે તો તે મારા પાપનું ફળ માનું. મારા પ્રથમ પુત્રનો જન્મ કેવળ મારી મૂર્છિત દશાનું ફળ છે. વળી એ મોટો થયો એવા કાળમાં કે જ્યારે હું ઘડાઇ રહ્યો હતો ને મને પોતાને ઓછો ઓળખતો હતો. આજે પૂરી રીતે ઓળખવાનો દાવો નથી કરતો, પણ તે કાળના કરતાં મને વધારે ઓળખું છું એમ માનું છું. વળી એ ઘણો કાળ મારાથી વિખૂટો રહ્યો. તેનું ઘડતર બધું મારા હાથમાં ન હતું. આથી એનું જીવન અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવું થયું. એ તો મારી સામે ફરિયાદ રહી છે કે મેં તેને ખોટી રીતે પરમાર્થ માન્યો હતો તેમાં તેને અને તેના ભાઇઓને હોમ્યા. એ જાતનો આરોપ ઓછા વત્તા પ્રમાણમાં બીજા પુત્રોએ પણ સંકોચાતાં મૂક્યો છે, પણ, ઉદાર દિલે તેઓએ મને માફી આપી છે. મોટા દીકરાએ તો મારા ફેરફારો પ્રત્યક્ષ અનુભવ્યા એટલે તે તેણે માનેલા મારા અપરાધો ભૂલી નથી શક્યો. આવી સ્થિતિમાં તેને મેં ખોયો છે એનું કારણ હું છું એમ સમજી સમસમી બેસી રહ્યો છું. છતાં એ વાક્ય છેક બરાબર નથી. કેમકે પ્રભુ એને સદ્બુદ્ધિ આપે ને મારાથી તેની સેવા કરવામાં જે કંઇ ઊણપ રખાઇ હોય એને સારુ મને માફી આપે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના હમેશાં ચાલે છે. મનુષ્ય સ્વભાવે ઊર્ધ્વગામી છે એવો મારો દૃઢ વિશ્વાસ હોવાથી, તે પોતાની અજ્ઞાનનિદ્રામાંથી જાગશે એવી આશા મેં મુદ્દલ નથી છોડી. એટલે જેમ આખો સંસાર છે તેમ એ પણ મારી અહિંસાનું ક્ષેત્ર છે. સફળતા ક્યારે મળશે કે મળશે કે નહીં તેની ચિંતા મેં કદી કરી નથી. મને જે સૂઝે તે કર્તવ્યમાં હું શિથિલ ન રહું એટલું મને સંતોષ આપવા બસ છે. 'મનુષ્ય કર્તવ્યનો અધિકારી છે, ફળનો કદી નહિ' એ ગીતાવાક્યને હું કુંદનરૂપ ગણું છું.

ગાંધીજી

---

## [૪] શ્રી કૃષ્ણને આમંત્રણ

માય ડીયર લોર્ડ કૃષ્ણ,

બોરીયત તો હેને! માફ કરજે, પણ ટોકી ફીલ્મો જોયા પછી દિલમાં આવાં ટૂંકાં ટૂંકાં વાક્યો મોઢામાંથી સરી પડે છે. પણ તમને કદાચ ખબર જ નહિ હોય કે ટોકી ફીલ્મ એ શું છે? એ તો તમે જાતે અહીં આવો ત્યારે જ સમજાય. તમે આવો તો અમારાથી કોઇ શો ની ઓફુની ટિકિટો રીઝર્વ કરાવી રાખીએ. તમે અમરાપુરીમાં રંગમંચ પર શિવજીનાં તાંડવ કે લાસ્ય નૃત્ય જોયે

ચહા એ શું છે તેનો ખુલાસો કરું કે ? એનાં ઝાડ થાય છે. તેનાં પાંદડાં લાવીને અમે ઉકાળીએ છીએ અને પછી તેને પીવાના ઉપયોગમાં લઇએ છીએ. અત્યારે તો ઘેર ઘેર ચહા થઇ ગઇ છે, એટલે સુધી કે નાનાં ધાવણાં બાળકોને પણ અમે ચાહ ઉપર ચઢાવી દઇએ છીએ. શું મધુર પીણું છે ! આ પત્ર લખતાં લખતાં પણ ચાહનું પાન કરવાની લાલચ મારાથી રોકી શકાતી નથી. એનો પ્રભાવ એટલો બધો છે કે સ્થળે સ્થળે ચાહપાનનાં મથકો ખોલવામાં આવ્યાં. તમારી અમરાપુરીમાં પણ એનો પ્રચાર કરવા જેવો છે. લીપ્ટન લાલ લેબલનો એકાદ ડબ્બો અહીંથી મંગાવી લેજોને ! પણ જોજો ! ચાહ ઉકાળીને કૂચા ગાળીને ફેંકી દેજો ! કૂચા કંઇ ખાવાના નથી. અમારે ત્યાં પ્રથમ ચહાદેવીની પધરામણી થઇ ત્યારે અમે મુરખથી એવું જ કરેલું-ચાહનું પાણી ફેંકી દઇને કૂચામાં ખાંડ નાખીને કૂચા ખાધેલા તેથી તમને જરા ચેતવીએ છીએ. છતાં અહીં આવશો એટલે બધું થઇ પડશે. તમને ચાહ બનાવતાં જ શીખવાડી દઇશું. પછી ભલે, તમારી સાથે એકાદ પાંચ રતલી ડબ્બો લઇ જજો.

તમે આવો ત્યારે ઠઠેરો કરીને આવતા નહિ. હમણાં ચોર ડાકુઓ વધી પડ્યા છે, માટે તમને આમ લખવું પડે છે. લખતાં જરા શરમ આવે છે, છતાં લખવું પડે છે કે મંદિરોમાંની તમારી મૂર્તિઓ ઉપરથી કીંમતી આભૂષણો ઉતારી લઇ રસ્તો માપનારા વિરલાઓ પડ્યા છે. તો પછી જ્યારે ખુદ તમે જાતે જ પધારો ત્યારે તમારાં આભૂષણો માટે અમને સ્વાભાવિક જ ચિંતા થાય અને અમારે નાહકની એક પોલીસ પાર્ટી તમારી પાછળ પાછળ ફેરવ્યા કરવી પડે. તેના કરતાં તદ્દન સાદે સાદા જ આવો તો શું ખોટું ?

ને તમને અહીં નહિ જ ગમે એવું કશું જ નથી. બહુ કંટાળશો તો મેચો રમાડીશું. મેચો વળી શું છે એ તમે પાછા વિચાર કરશો. પણ તમને કાગળમાં કેટલો ખુલાસો લખવો ? કાગળ બહુ લાંબો થાય છે ને વળી હમણાં ટપાલના ભાવ પણ તેજ છે. પરબીડિયું ભારે થઇ જાય તો તમારે ત્યાં થોડા પૈસા ભરવાના આવશે ! તે વગર તમને કાગળ નહિ મળે ! આતો ટપાલ ખાતું રહ્યું !

માટે થોડું લખ્યું ઝાઝું ગણી વાંચજો. ને પહેલી તકે પહેલા એરોપ્લેનમાં પધારજો. વધુ રૂબરૂમાં.

લી આપનો
દર્શનાભિલાષી
વિનોદી.

[ 'પ્રતાપ'માંથી સાભાર ].

---

## ઇનામી નિબંધો

( ૧ ) સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરિયાણી હરીફાઇ ઇનામી નિબંધ, ( ૨ ) સ્વર્ગસ્થ પ્રેમે સ્મારક ઇનામી નિબંધ, ( ૩ ) રા. બા. રણછોડલાલ છોટાલાલ ઇનામી ભાષણ, ( ૪ ) સ્વર્ગસ્થ કમળાશંકર ત્રિવેદી સ્મારક ઇનામી નિબંધમાં ભાગ લેવાની જેની ઇચ્છા તેઓએ શરતો, નિયમો વગેરે માટે—

વિદ્યાબ્હેન ર. નીલકંઠ,
ઓન. સેક્રેટરી : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી,
પો. બો. નં. ૨૩, અમદાવાદ.

એ સરનામે પત્ર વ્યવહાર કરવા વિનંતી છે.

તથા મત આપવાનો સ્ત્રીઓને હક હોવો જોઈએ એમ ઠરાવ્યું હતું.

લેડી લીનલીથગોએ દીલ્હીના ચીફ કમીશ્નરને રૂ. સોની રકમ એક્ષરે સારૂ આપી છે.

શ્રી. કુસુમબેન ભટ્ટ તથા શ્રી. અભયાબેન ભટ્ટ : સુરત કેળવણી મંડળની કાર્યવાહક સમિતિમાં ચૂંટાયાં છે.

શ્રી. સરોજીની હઠીસંગના પ્રમુખસ્થાને અમદાવાદમાં સાર્વજનિક વ્યાયામ શાળાના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનો વાર્ષિક ઉત્સવ તા. ૧૧-૮-૪૦ ને દિવસે થયો હતો.

કલાકે ૪૦૦ વાર કાંતી શકાય તેવી તકલી મહાત્માજીના સેવા આશ્રમમાં રહેતા પોલાંડના એક એન્જીનીઅરે બનાવી છે. આને 'ધનુષતકલી' કહે છે.

રાજપીપળા મહીલા મંડળની એક સભા તા. ૧૫-૭-૪૦ ને રોજ સાંજના ચાર વાગે અમદાવાદના આનંદશંકર જે. શુકલના પ્રમુખપદે મળી હતી. પ્રમુખશ્રીએ બ્હેનોને ગૃહઉદ્યોગ ખીલવવાની, સીવણ, સંગીત, ભરત, ગુંથણ, રંગોળી વિગેરે કળાઓને વિકસાવવાની અને તે અંગે પ્રદર્શનો યોજી હરીફાઈઓ પણ ગોઠવવાની ભલામણ કરી હતી. એ વખતે સભામાં ખાસ આવેલા ભાનુશંકર કેશવલાલ શાસ્ત્રી બ.નોને બધી લલિત કળાઓને ખીલવવા જતાં પાકશાસ્ત્ર પણ વિસરાઈ ન જવું જોઈએ એવી ભલામણ કરતાં જો તેઓ પાકશાસ્ત્રની હરીફાઈ યોજે તો તેમના તરફથી એક રૌપ્યચંદ્રક આપવામાં આવશે એમ જાહેર કર્યું હતું.

છેવટે મંડળનાં પ્રમુખ શ્રીમતી હીરાગૌરી બક્ષીએ પ્રમુખને ફુલહાર કર્યા બાદ સભા વિસર્જન થઈ હતી.

સૌ. હસુમતિ પીરજલાલ દેસાઈ, સુરત. રચિત રાસની પુસ્તિકા 'રાસ સરિતા' ભા. ૧ ને ૨. મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ શાળોપયોગી પુસ્તક તરીકે જુન ૧૯૪૦ માં મંજુર કર્યું છે. કિંમત ભા. ૧ ના ૦-૬-૦ ને ભા. ૨ ના ૦-૮-૦ છે. પોસ્ટ સ્ટાંપ ચાર એમને પોર સંધાડીયાવાડ સુરતથી દરેક બ્હેનો એ પુસ્તિકા વસાવી નવરાત્રીમાં નવા રાસ ગવાવે એવું ઇચ્છીએ.

પુનર્વિવાહ હક્કની જયંતી : ગુજરાત સંસાર સુધારા સમાજ, ને અખિલ હિન્દ મહિલા મંડળના સંયુક્ત આશ્રયે શ્રી. પ્રભુદાસ પટવારીના પ્રમુખ પદે પ્રાર્થના સમાજ મંદિરમાં વિધવા પુનર્વિવાહ કાનુનની જયંતી ઉજવાઈ હતી. શ્રી. ભટ્ટભાઈએ ૧૮૫૬ ની સાલમાં જ્યારે હિન્દુ વિધવાને પુનર્વિવાહનો હક્ક મળ્યો ત્યારે અને ત્યાર પછીનો એ કાયદાનો ઇતિહાસ જણાવ્યો હતો, અને આજે આ કાયદામાં હિન્દુ વિધવાને પતિની મિલકતના વારસા પરના હક તથા બાળકના વાલીપણાના હક મળવા જોઈએ એમ જણાવ્યું હતું. શ્રી. જીવણલાલ બેરીસ્ટર તથા સમર્થલાલ વૈદે પણ આ કાયદામાં સુધારો થવાની જરૂર દર્શાવી હતી. શ્રી. રામનારાયણ પાઠક અને શ્રી. વિદ્યાબેન નીલકંઠે પણ ટુંક પ્રવચનો કર્યાં હતાં. ઉપસંહાર કરતાં શ્રી. પટવારીએ સમાજ સુધારો કરવા માટે હાલના કાયદાની ત્રુટિ જણાવી મિલકત પરનો પ્રતિબંધ દૂર થવાની જરૂર દર્શાવી હતી. એ પછી આ અંગેનો રજુ થયેલો નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

"ગુજરાત સંસાર સુધારા સમાજ, અખિલ હિન્દ મહિલા પરિષદ (ગુજરાત શાખા) અને મહિલા મંડળના સંયુક્ત ઉપક્રમથી મળેલી આ જાહેર સભા મુંબઈના પ્રેસિડન્સી સોશિયલ રિફોર્મ એસોસીએશને સને ૧૮૫૬ ના વિધવા પુનર્લગ્નના કાયદામાં સુચવેલા સુધારાને અનુમોદન આપે છે અને એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે હિન્દુ વિધવાના પતિની મિલકતના વારસા હક્ક તથા પોતાના ગત પતિના બાળકના વાલીપણાના હક, તે વિધવા ફરી લગ્ન કરે તેટલા જ કારણે, નષ્ટ થવા જોઈએ નહિ"

અમરેલીમાં સ્ત્રીઓ માટે સપાટ હિરાબાગ છે, પરંતુ ત્યાં સ્ત્રીઓને માટે વર્તમાનપત્રો અને રેડિઓ મુકવાની યોજના થાય છે તો સ્ત્રીઓ માટે ખુબ ઉપયોગી થઈ પડે. શહેર સુધરાઈ આ પ્રશ્ન ઉપાડશે એવું સંભળાય છે.

ખેડામાં સ્ત્રી મંડળ તરફથી ઉદ્યોગગૃહની શરૂઆત થઈ છે આ ઉદ્યોગગૃહનું ઉદ્ઘાટન શ્રી પેરીન બેનને વરસે થયું છે.

શ્રીમતી ચંદ્રીકા પાઠકજીના પ્રમુખપણા નીચે સુરત મહિલા વિદ્યાલયમાં શેઠ વિઠ્ઠલદાસની પુણ્ય તિથિ ઉજવી હતી.

શ્રી. ચંચળબેન ગોરધનદાસના પ્રમુખપદે વડોદરાના ભગિની મંડળનો પ્રથમ જયંતીનો મેળાવડો થયો હતો. આ પ્રસંગે તે મંડળના નિવૃત્ત થતા પ્રમુખ સૌ. ચંચળબેન અમીનને માન આપ્યું હતું.

# નોંધ



આ અંક વાંચકો સમક્ષ મુકતાં આનંદ થાય છે. આ અંક સાથે ગુણસુન્દરીનું વરસ બદલાય છે. ગુણસુન્દરીએ સત્તર વર્ષ પુરાં કરી અઢારમાં પ્રવેશ કર્યો છે.

મારા તંત્રીપણા નીચે પણ એક વર્ષ પસાર થયું અને બીજું વર્ષ શરૂ થાય છે. મારી યથાશક્તિ મેં બને તેટલી સામગ્રી વાંચકો સમક્ષ મુકી છે.

આખા વર્ષ દરમિયાન જે જે લેખક ભાઈ-બહેનોએ સહકાર આપ્યો છે તેમનો ખરા દીલથી આભાર માનું છું. તેમાં એ મુખ્યત્વે કરીને ડો. હરિપ્રસાદ દેસાઈ, રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ, પ્રીતમરાય દેસાઈ, શ્રી. સવિતલક્ષ્મી બુચ, શ્રી. કીકીબેન ત્રીવેદી કુ વનમાળા દેસાઈ, વિ. ભાઈ બ્હેનોએ તો જ્યારે મે લખાણ માંગ્યા હશે ત્યારે તરત જ બીજે જ દિવસે મોકલી આપ્યાં છે. તે બદલ તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

ગયા વર્ષની માફક જ આ વર્ષે સહુ ભાઈ બહેનો સહકાર આપી મારા કામમાં મદદ કરશો એવી માંગણી કરું છું.

*

કવિવર રવીન્દ્રનાથ ટાગોરને ઓક્સફર્ડ યુનીવર્સીટી તરફથી ખાસ સર મોરીસ ગ્વાયરને શાંતિનીકેતન મોકલી સમારંભ કરી ડી. લીટ. ની પદવી આપી છે આ બનાવ હિંદુસ્તાનમાં અજોડ છે. ઓક્સફર્ડ યુનીવર્સીટી જૂની અને ઉત્તમ ગણાય છે. એના તરફથી કવીવરને આમ પદવીદાન સમર્પણ થાય એ ખૂબ અભિનંદનીય છે.

*

### યૂરોપનું યુદ્ધ અને કોંગ્રેસ :

ના. વાઈસરોયે બ્રીટીશ પાર્લામેન્ટની સંમતિથી ગયા પખવાડીઆમાં હિન્દુસ્થાનની જુદી જુદી પાર્ટીઓના નેતાઓને બ્રીટનને યુદ્ધમાં સંપૂર્ણ સહાય આપવા આમંત્રણ કર્યું અને જાહેર કર્યું કે યુદ્ધ પૂરું થયે તરતજ હિન્દને સંસ્થાનીઓનો જેવું સ્વરાજ્ય આપવામાં આવશે અને રાજ્યબંધારણ ઘડવાનું કામ હિન્દની સર્વ વસ્તીને સોંપવામાં આવશે.

આ આમંત્રણ અને જાહેરાતનો જવાબ આપવા વર્ધા ખાતે કોંગ્રેસની કારોબારી સમિતિની મીટીંગ તા. ૧૯ મીએ મળી. તેણે બ્રીટનની જાહેરાતને અધુરી, હથે રસ્તે દોરનારી અને હિન્દને સ્વરાજ્યમાં આગળ ન મૂકનારી ગણી. બંધારણ ઘડવાનું કામ હિન્દની સર્વ વસ્તીને સોંપવામાં આવશે એમાં વાંધો જણાયો. સર્વ વસ્તી એટલે લઘુમતીની કોમો અને દેશીરાજ્યો વિગેરે. આ શરત અંદર અંદર કજીઆ ઉભા કરવાનું સાધન કોંગ્રેસને જણાયું છે.

સ્વયંસેવક દળોને ગેરકાયદે જાહેર કરનાર સરકારનું જાહેરનામું પણ કોંગ્રેસે વખોડયું છે અને તે રદ કરવા અગર તેનો અમલ ન કરવા સરકારને વિનંતિ કરવાનું ઠરાવ્યું છે.

આ બાબત સરકારના ધ્યાનમાં લાવવા ઠેર ઠેર યુદ્ધ વિરોધ જાહેર સભાઓ ભરવાનું ફરમાન નીકળશે. અખીલ હિન્દ મહાસભા સમિતિની સભા સપ્ટેમ્બરમાં મળવાની છે તે વખતે આખરી નિર્ણય થશે.

*

### રશીઆના નેતા ટ્રોસ્કીનું ખુન :

શ્રીઓં ટ્રોસ્કી લેનીનનો મુખ્ય સાથી હતો. તેણે લેનીન સાથે રહીને ૧૯૧૯માં રશીયામાં ક્રાંતિઆણી

અને રશીઆનું કોમ્યુનીસ્ટ રાજ્ય વ્યવસ્થિત સ્થાપ્યું હતું. ૧૯૨૪ માં એના બીજા સાથીદાર સ્ટેલીન સાથે એને અણબનાવ થયો. સ્ટેલીન કોમ્યુનીસ્ટ હોવા છતાં તેણે મુડીવાદીઓ તરફ અમુક પક્ષપાત બતાવ્યો અને રશીઆ બહાર કોમ્યુનીસ્ટ પ્રવૃત્તી ન કરવા ઠરાવ્યું. ટ્રોટસ્કી આ નીતિ સાથે સંમત ન થયો. તેને પહેલાં સાઇબીરીઆમાં કેદ રાખ્યો પાછળથી હદપાર કર્યો દુનિયાના ઘણા દેશોએ એને રહેવા જગ્યા ન આપી છેવટે અમેરીકાના મેક્ષીકોમાં એને રહેવાની રજા મળી. ત્યાં પણ એને સુખે રહેવાનું ન સાંપડ્યું. એના ઉપર ખુની હુમલો થયો. એ હુમલાને પરિણામે એનું મરણ થયું.

ટ્રોટસ્કીના રાજકીય કે આર્થીક સિદ્ધાંત સાથે હમારે સબંધ નથી એ એક મહાન વ્યક્તિ હતો અને તેનું અવસાન આવી રીતે થાય એ અમારા હૃદયને કંપાવે છે. દુનિયાની વ્યવસ્થિત સરકારો એક સંસ્કૃત વ્યક્તિને રહેવા સ્થાન ન આપે એ પણ દુઃખ આપનારો સિદ્ધાંત છે. દુનિયાનાં સંસ્કૃત રાજ્યો વિચારમાં વિરોધ સહન કરતાં નથી એ દિલગીરીની વાત છે.

ઇશ્વર સૌને સદ્બુદ્ધિ આપો અને મરનારના આત્માને શાન્તિ આપો.

*

રવિવાર તા. ૧૧-૮-૪૦ ના દિવસે જન્મભૂમિ-માં મોટા અક્ષરે લખેલું વાંચ્યું કે બેન આશ્વિનગૌરી શ્રી નંદનાથ કેદારનાથ દિક્ષિતના વિધવા પુત્રીએ તેમના ફોઇના દીકરા પંડયા પુનમચંદ્ર સાથે પુનર્લગ્ન કર્યાં છે." ભાઇ પંડયાની ઉમ્મર ૪૮ વર્ષની છે અને કુંવારા હોઇ પ્રથમ વાર પરણે છે જ્યારે બેન અશ્વિનગૌરી વિધવા હોઇ બીજી વારના લગ્ન કરે છે. તેમની ઉમ્મર ૪૦ વર્ષની છે તેમને બે પુત્રીઓ છે તેમાં એક પરણેલાં છે અને તેને ઘેર પણ છોકરું છે.

આમાં ખુબ મોટા અક્ષરે લખવાનો હેતુ શો હશે તે સમજણ પડતી નથી. હેતુ ગમે તે હશે પરંતુ અમે આ લગ્ન વખોડી કાઢતાં નથી પણ અભિનંદન આપીયે છીએ.

બહેન અશ્વિન છેલ્લાં બાર વર્ષથી વૈધવ્ય ભોગવી રહ્યાં હતાં. વૈધવ્ય પહેલાં આગ્યેજ દશકો પરિણીત જીંદગી ગાળી હશે. બે પુત્રીઓ છે પણ એક સાસરે છે અને બીજી પોતાની પાસે છે. નવાઇ એટલા માટે લાગે કે સ્હેજ મોટી ઉમરે પુનર્લગ્ન કર્યું. બાકી આ પુનર્લગ્નમાં જરાયે કમકમાટી ખાવા જેવું નથી બન્ને એક ન્યાત છે. ઉમ્મરમાં બરોબરીયાં છે. ઉપરાંત બેમાંથી એકકે જણે કોઇ ત્રીજી વ્યક્તિને દુભવ્યાં નથી. આ તો તદન ઉત્તમ પ્રકારનું પુનર્લગ્ન છે. જો ૪૮ વર્ષના ભાઇ પંડ્યાને મોટપણમાં પરણવાની ઇચ્છા થઇ હોય તો તેમને ઉમ્મર લાયક વિધવા જોડે લગ્ન કર્યું તેમાં શું ખોટું કર્યું ? કોઈની કાચી ઉમરની નાની બાળકીની જીંદગી બગાડવી તેના કરતાં આવાં મોટી ઉમ્મરનાં બેન જોડે પરણ્યા તે બહુ જ સારૂં કર્યું છે.

આ લગ્નમાં અમને એક જણે પુછ્યું, હાય આ કેવું લાગે ? તે ભાઇને અમે પુછ્યું ત્યારે મોટી ઉમરે પુરૂષો બીજીવાર, ત્રીજીવાર પરણે છે તે કેવું લાગે છે ? આપણે ઘણાએ મરદોને ઘડપણમાં બાળીકા સાથે લગ્ન કરતા જોઇએ છીએ તે કેવું વિચિત્ર લાગે છે ?

કેટલાક હજારો રૂપીઆને ભોગે કયાંથી કયાંથી જંગલમાંના ઝાડ ઉપાડી આણી તેને ઠકારી મઠારી સન્નારી કહેવરાવે છે. વળી કેટલાક ગમે તે ન્યાતની લાવી મારી મચડી પોતાની નાતની છે એમ કહેવરાવે છે. તો બહુ જ થોડા નાની ઉમરના વિધુરો પોતાની નાતની છોકરી જોડે પરણવા ભાગ્યશાળી થાય છે. આવાં દુઃખ વેઠવાં તેનાં કરતાં જો આવી જાતનું પુનર્લગ્ન કર્યું હોય તો વધારે સારૂં લેખાશે. કેટલા સડા દુર થશે.

મોટી ઉંમરની સ્ત્રી પુનર્લગ્ન કરે તેમાં જરાયે હસવા જેવું નથી કે તમાશા જેવું નથી. પુરૂષો ૬૦ વર્ષ સુધી ઘોડે ચઢી પરણે છે, તો પછી આમાં શું છે ?

સુધારાવાળા ગણાતા પુરૂષો પોતાની સ્ત્રી મરે છે તે બીજે દિવસથી જ નવી સ્ત્રી લાવવા માટે કલ્પાંત કરે છે. ઉંમર મોટી થઇ જવાથી નાતમાં લોકો દે ન દે તો પરનાતમાંથી રાંડેલી છાંડેલી લાવી તેને પોતાની નાતની કુમારી કન્યા કહેવરાવી હજારો રૂપિઆનું પાણી કરી પરણનાર ગૃહસ્થો પણ ગુજરાતમાં મોજુદ છે.

આવા કલ્પ લગાડી પરણવા જનાર પુરૂષો જો વિધવા વિવાહને ઉત્તેજન આપતા હોય તો પોતાની અને વિધવાની મુશ્કેલી દુર કરી શકે છે. આ લગ્ન તદ્દન સારાં થયાં છે અને તે માટે અભિનંદન ઘટે છે. આ દમ્પતિની નવી પરણેલી જીંદગી સુખી થાઓ. તેમણે હિંમત કરી જે પગલું ભર્યું છે તે જરાયે ખોટું નથી.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૯ · પુસ્તક ૧૦ · સપ્ટેમ્બર : ૧૯૪૦

## પતંગિયાં

અમે ફરતાં બાગમાં દીઠાં, પતંગિયાં રંગરંગી
એ તો ઊડીને ફૂલડે બેઠાં, પતંગિયાં રંગરંગી
કેવાં ફૂલડે ફૂલડે બેસે, પતંગિયાં રંગરંગી
એ તો મીઠો મધુરસ ચુસે, પતંગિયાં રંગરંગી

એને ઝીણી ઝીણી બે આંખો, પતંગિયાં રંગરંગી
એની સુંદર સુંવાળી પાંખો, પતંગિયાં રંગરંગી
એતો હિંચતાં ફૂલ હિંડોળે, પતંગિયાં રંગરંગી
એને બાળ પકડવા દોડે, પતંગિયાં રંગરંગી

કેવાં પટપટ પાંખો કરે, પતંગિયાં રંગરંગી
બધા બાગમાં ફરતાં ફરે, પતંગિયાં રંગરંગી
કેવાં ટોળે મળીને રમે, પતંગિયાં રંગરંગી
એ તો અમને સૌને ગમે, પતંગિયાં રંગરંગી

શ્રી. મનભાઈ ગૌરીશંકર પંડ્યા

## કોને કોને કાંઠડે ?

સાગરને કાંઠડે ફરવાને ગ્યાં'તાં—
ઉછળતાં મોજાંઓ જોઇ રહ્યાં'તાં.
રેતીમાંથી શંખલા લાવ્યા હો...રાજ...
સાગરને કાંઠડે.

તળાવને કાંઠડે ખેલવાને ગ્યાં'તાં—
રૂપેરી માછલી નીરખી રહ્યાં'તાં.
હુડીયામાં મોજ કરી આવ્યાં હો...રાજ...
તળાવને કાંઠડે.

નદીને કાંઠડે રમવાને ગ્યાં'તાં—
મધુરો કલરવ સુણી રહ્યાં'તાં.
પાણીમાંથી છબા વીણી લાવ્યા હો...રાજ...
નદીને કાંઠડે.

કુવાને કાંઠડે પાણીડાં ગ્યાં'તાં—
પિત્તળનાં બેડાં ચળકી રહ્યાં'તાં.
નિર્મળ નીર ભરી લાવ્યાં હો...રાજ...
કુવાને કાંઠડે.

શ્રી. નર્મદાશંકર દવે

## ખાદી હયો !

ખાદી હાટે ગ્યાંતાં રે ગોરી ખાદી હયો
ઝીણી ઝીણી ખાદી હયો
જાડી જાડી ખાદી હયો
ખાદી હાટે ગ્યાંતાં રે ગોરી ખાદી હયો

ધોળી ધોળી ખાદી હયો
રંગબેરંગી ખાદી હયો
ખાદી હાટે ગ્યાંતાં રે ગોરી ખાદી હયો

શ્રી. નલિન પંડિત

# તમારો શો મત છે?

એક હતો સસલો. એનો રુઆબ બહુ ભારે! સૌ એને સસારાણા કહે! ભાઈ ભારે બહાદુર.

એક દિવસ સસારાણા બની ઠનીને જતા હતા. બાજુમાં એક ટેકરો હતો ને રસ્તો ત્યાંથી વળાંક લેતો હતો.

"ઓ બાપ રે! કોઈ બચાવો રે! મરી ચાલ્યો." એવો અવાજ એકાએક સસારાણાએ સાંભળ્યો.

સસારાણા તો દોડયા. જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં ગયા અને જોયું તો એક વરુ પડયું પડયું બૂમો મારતું હતું. એની પીઠ ઉપર એક મોટો પથ્થર ગબડીને પડયો હતો. ને તેની નીચે એ દબાઈ ગયું હતું.

સસારાણાને જોઈને એણે કહ્યું, "સસારાણા, મારી પીઠ ઉપરથી આ પથ્થર ખસેડો ને મને બચાવો; નહિતર હું મરી જઈશ."

સસારાણાને વરુની દયા આવી. એમણે તો ખૂબ મહેનત કરી, પણ પથ્થર એટલો ભારે હતો કે એ ખસે જ નહિ. પણ એમ કૈં હિંમત હારી જવાય? એમણે ફરી ફરીને યત્ન કર્યો અને પથ્થરને ખસેડયો.

પથ્થર ખસ્યો, એટલે વરુભાઈએ તો કૂદકો માર્યો અને સસારાણાને પકડયાં.

"અરે વરુભાઈ, આ શું કરો છો? આવી રીતે તો તમે મને મારી નાખશો. પછી બીજી વખત તમને મદદ કરતાં વિચાર કરવો પડશે." સસારાણાએ પૂછયું.

"બીજી વખત મદદ કરવાની રહેશે જ નહિ. કારણકે હું તમને હમણાં જ ખાઈ જઈશ." વરુએ કહ્યું.

સસારાણાએ કહ્યું, "જુઓ ભાઈ, કોઈ પણ ભલો માણસ પોતાને મદદ કરનારને મારતો નથી. તમારૂં આ વર્તન નીતિશાસ્ત્રથી ઉલટું છે. તમે પેલી બતકને પૂછી જુઓ. એને દુનિયાનો ઠીક અનુભવ છે. એ પણ તમને એમ જ કહેશે કે પોતાના ઉપર ઉપકાર કરનારને કોઈ પણ સારો માણસ હેરાન કરતો નથી."

વરુએ કહ્યું, "ચાલોને એને પૂછીએ. એ જો મારા લાભમાં ચૂકાદો નહિ આપે તો હું એને પણ ખાઈ જઈશ."

અને બેઉ જણ ગયા બતક પાસે. બતકે બેઉને આવકાર આપ્યો ને બેસાડયાં.

"પેલી ટેકરી પાસે હું બેઠો હતો તે વખતે સસારાણાને મેં પકડયા. હવે હું એમને ખાઈ જાઉં તેમાં કાંઈ વાંધો છે? તમારો શો મત છે?"

"વાત એમ છે કે વરુભાઈની પીઠ ઉપર મોટો પથ્થર પડયો હતો. તેથી એમણે મદદ માટે બૂમ મારી. મહા મહેનતે મેં એ પથ્થર ખસેડયો ને વરુભાઈને બચાવ્યા. પછી એમણે મને પકડયો ને ખાઈ જવાની વાત કરી. આ ઉપરથી મેં કહ્યું કે કોઈ પણ ડાહ્યો માણસ આ રીતે પોતાના ઉપર ઉપકાર કરનારને મારતો નથી. હવે તમે કહો, કે મારી વાત ખરી છે કે ખોટી? તમારો શો મત છે?" સસલે પૂછયું.

"પણ તમારી વાતમાં પથ્થરનું નામ આવ્યું. એ પથ્થર કયાં છે ?" બતકે પૂછયું.

"ટેકરી પાસે પથ્થર પડયો છે." સસારાણાએ કહ્યું.

"મારે એ જોવો જોઇએ. એને જોયા સિવાય મારાથી કશો યે મત ન અપાય." બતકે જણાવ્યું.

"ચાલો, તમને એ પથ્થર બતાવીએ." સસારાણાએ કહ્યું.

અને ત્રણે જણાં પેલી ટેકરી પાસે પથ્થર પડયો હતો ત્યાં આવ્યાં.

"આ પથ્થર." સસારાણાએ પથ્થર બતાવતાં કહ્યું.

"એમ નહિ, એ જે રીતે હતો તે રીતે ગોઠવો." બતકે સૂચના કરી.

બેઉ જણે પથ્થરને ગોઠવવા માંડયો.

"હું એમ કહું છું કે એ જે રીતે હતો તે રીતે વરુની પીઠ ઉપર ગોઠવો કે જેથી બરાબર ખ્યાલ આવે." બતકે જણાવ્યું.

બેઉ જણે ખૂબ મહેનત કરીને પથ્થર ઠીક કર્યો વરુભાઇ નીચે બેઠા અને સસારાણાએ એની પીઠ ઉપર પથ્થરને હતો તે રીતે ગોઠવ્યો.

"હવે તમે જોયું ને કે બધી વાત કેમ બની ? તમારો શો મત છે ?" વરુએ પૂછયું.

"હવે મત આપવાનું રહેતું જ નથી. સસારાણા, ચાલો આપણે હવે રજા લેઇએ. વરુભાઇ હવે બીજા કોઇને મદદ માટે બોલાવશે. વરુભાઇ, તમે મઝાના બેઠા છો. તમારી પીઠ ઉપરનો પથ્થર પણ શોભે છે ! આવજો."

એમ કહીને બતક સસારાણાને લેઇને ચાલી ગયું. વરુભાઇ ફાટે ડોળે જોઇ રહ્યા.

નાગરદાસ ઇ. પટેલ

## ગિજુભાઇનો પત્ર

રાજકોટ, તા. ૨૪–૧–૩૯

ચિ ખીંચાબેન,

તમારો પત્ર મળ્યો. વાંચીને હું ખૂબજ રાજી થયો. નાનાં બાળકોના પત્રો વાંચવાનું મને ગમે છે. જ્યારે ઠીક લાગે ત્યારે તમે મારા ઉપર કાગળ લખજો

પૂ. ગાંધીજીના જન્મ દિવસે તમે ઉત્સવ કર્યો. બહુ સારૂં કર્યું. પૂ. ગાંધીજી જગતની એક મોટી શક્તિ છે. આપણા દેશ તથા દુનિયા માટે તે બહુ બહુ બહુ કરે છે. તેઓ ૭૦ વર્ષ ઉપરના છે છતાં ખૂબ કામ કરે છે. ગામડામાં રહે છે. બહુ સાદા છે. બાળકોને તે બહુજ ચાહે છે. હજી પણ તેઓ બાળકો મળે તો તેની સાથે હસીને તેની સાથે રમતગમત કરે છે.

મને બાવળા આવવાની ઇચ્છા તો છેજ. હવે કચ્છ આવીશ ત્યારે જોઇશ. તમારા ગામ પાસેના ડુંગર પર મારે ચડવું છે. તમે સૌ સાથે ચાલશો ના ?

બસ ત્યારે સલામાલેકમ

ગિજુભાઇ

# સુખી કોણ ?

પાત્રો : આગીઆભાઇ, ભમરલાલ, પાછળથી પોપટભાઈ.

સ્થળ : જંગલનો રસ્તો.

( ભમરલાલ ગુંજારવ કરતા આમતેમ ફરતા માલમ પડે છે. આગીઆભાઈ પણ તે વખતે ભમતાં ભમતાં ત્યાં આવી પહોંચે છે.

આગીઆભાઇ : ( ભમરલાલને જોઇને ) હો ! કેમ ભમરલાલ !

ભમરલાલ : (સામું જોઇને) કોણ આગીઆભાઇ ! આવો આવો તમે કયાંથી ?

આગીઆભાઇ : આ જરા ફરતા ફરતા અહીં નીકળી આવ્યા ! કેમ તબીયત તો મજામાં છે ને ?

ભમરલાલ : પ્રભુની કૃપાએ ઠીક છે. આપની પણ સારી હશે.

આગીઆભાઇ : હા ભમરલાલ ! પણ અત્યારે કયાં ચલાવ્યું ?

ભમરલાલ : આ જરા ફુલવાડીમાં.......

આગીઆભાઇ : મધ ચૂસવા ?

ભમરલાલ : હા આગીઆભાઇ !

આગીઆભાઇ : તમારે તો ભાઇ મજા છે. બસ જ્યારે ભૂખ લાગે ત્યારે મીઠું મજેનું મધ પીવાનું. તમે લોક તો બહુ જ ભાગ્યશાળી હો ! 

ભમરલાલ : શું ? અમે લોક ભાગ્યશાળી ? અને તમો શું ઓછા ભાગ્યશાળી છો ? જુઓને પરમેશ્વરે તમોને તેજ આપ્યું છે. એથી તમારૂં શરીર કેવું સુંદર દીપે છે ? અંધારામાં તમો કેવા ઉડો છો અને ઝમક ઝમક દીપો છો ?

આગીઆભાઇ : (નિરાશપણે) અરે ભમરલાલ ! તમોને અમારૂં શરીર ઘણુંજ સુંદર લાગતું હશે. પણ એ તમારી ભુલ છે. એજ તેજ કે જેને તમો વખાણો છો તે અમોને મારી નંખાવે છે. હજુ સુધી તમે અમારી સ્થિતી પુરેપુરી જાણી નથી.

ભમરલાલ : (ભયથી) એમ ? શું એજ તેજ તમારો નાશ કરાવે છે ?

આગીઆભાઈ : હા ભમરલાલ ! જુઓ સાંભળો અમે જ્યારે ઉડીએ છીએ, ત્યારે અમારા શત્રુઓ એ તેજને લીધે અમારી પાછળ પડે છે, અને અમોને પ્રભુના દરબારમાં મોકલી દે છે ! અમારે રાત્રે ફરવું પડે એટલે અમો અમારા શત્રુઓને બરાબર જોઇ શકીએ નહિ. પણ તેઓ અમારા તેજને લીધે અમોને સારી રીતે નીરખી શકે છે. બોલો ત્યારે ભમરલાલ ! અમો સુખી વધારે કે તમો ?

ભમરલાલ : ત્યારે તો લો સાંભળો. અમારી પણ એવીજ દુઃખદ કથની છે. અમે ફુલો પર બેસીએ છીએ, ત્યારે લોકો ફુલો લેવા આવે છે, તે વખતે તેઓ અમને ઇજા કરે છે. વળી કેટલાંક ફુલો તો સાંજના પાછા બીડાઇ જાય છે. અમોને તેની ખબર

રહેતી નથી, એટલે અમો તેમાં ઘેરાઇ જઇએ છીએ, અને ગુંગળાઇને મોતના મહેમાન બનીએ છીએ. ત્યારે બોલો ! અમો પણ સુખી ખરા ?

[ પાસેના એક ઝાડ પર એક પોપટભાઇ બેઠા બેઠા બધો વાર્તાલાપ સાંભળતા હતા. તે તેઓની સમક્ષ આવી કહે છે. ]

પોપટભાઇ : ભાઇઓ અમારે પણ અમારા આ મીઠા સ્વરને લીધે કેદ બનવું પડે છે, અને જિંદગી સુધી તાબેદાર થવું પડે છે. આ જગતમાં કોઇ પણ પ્રાણી સંપૂર્ણ સુખી તો છે જ નહીં !

આગીઆભાઇ : પોપટભાઇ ! તમારૂં કહેવું સત્ય લાગે છે. આ દુનિયાના બધાંયે પ્રાણીઓ કંઇ ને કંઇ વાતે દુઃખી તો છેજ.

ભમરલાલ : હા ! કોઇને નાનું તો કોઇને મોટું ! પણ દુઃખ તો સર્વેને જ છે.

પોપટભાઇ : એટલેજ હું કહું છું કે સંપૂર્ણ સુખી જીવ તો કોઇએ નથી !

આગીઆભાઇ : તમારી વાત સાવ સાચી છે. ચાલો ત્યારે ! હવે તો હું જઇશ. બહુ જ મોડું થઇ ગયું છે.

પોપટભાઇ : હું પણ જઇશ. મારે પણ ઘણું કામ છે.

ભમરલાલ : મારે પણ જવું છે. જય જય પોપટભાઇ ! આગીઆભાઇ જય જય !

પોપટભાઇ : જય જય.

આગીઆભાઇ : જય જય.

( સર્વે છુટા પડે છે ).

શાંતિચંદ્ર ભ. દામકાકર.

卐

## કદી જો હું બનું !

દુનિયા બધી ઘેરી લઇ સાગર કદી જો હું બનું.
મોજાં ઉછાળી આભલે ગરવાં ગીતો ગાયાં કરૂં. ૧

આખું જગત અજવાળવા સૂરજ કદી જો હું બનું.
તો રંગબેરંગી બધે સૌંદર્ય રંગોળી ભરૂં. ૨

વર્ષાવવા દૂધ ઉજળાં ચાંદો કદી જો હું બનું.
થઇ શોભિતો શીતળ અટારી આભની ખેલ્યા કરૂં. ૩

હસતો ધીમું જ્યમ પુષ્પ ખીલ્યું તારલો કદી જો બનું.
બગીચો બનાવી આભનો સુવાસ બ્હેકાવ્યા કરૂં. ૪

ઉંચો અતિ ઉપયોગી હિમાલય કદી જો હું બનું.
ઉભો અડગ નિશદિન રહીને વાત વાદળથી કરૂં. ૫

મહીપત લેખી

# વિજ્ઞાન વિહાર

## પ્રાણીઓ આગળ અને પાછળ એકી વખતે જોઇ શકે ખરાં ?

એવાં ઘણાં જનાવરો છે કે જેઓ આગળ અને પાછળ બેઉ દિશામાં એકી વખતે જોઇ શકે છે. આ જાતની શકિત પ્રાણીઓને બહુજ ફાયદાકારક છે, કારણ કે તે પોતાના દુશ્મનને આગળથી તેમજ પાછળથી આવતો જોઈ શકે છે. આ જાતની જોવાના શકિતને માટે કાં તો તે પ્રાણીના આંખના ડોળા માથાની સપાટીથી ઉપર હોય છે અથવા તો તેની આંખો એક નાના સરખા ઉપસી આવેલા આગળ પડતા છેડા ઉપર હોય છે. કાચીંડો એવું અદ્દભુત આંખોવાળું પ્રાણી છે કે જે આગળ તેમ જ પાછળ જોઈ શકે છે એટલું જ નહિ પણ તે એકી વખતે એક આંખથી આગળ જોઇ શકે જ્યારે બીજી આંખથી પાછળ જુએ છે.

× × ×

## દરિયાની વધારેમાં વધારે ઉંડાઇ કેટલી ?

સેંટ હેલીના ટાપુની પશ્ચિમ બાજુએ દરિયાની અમુક ભાગની ઉંડાઇ પોણા છ માઇલ છે જ્યારે દક્ષિણ આટલાંટિકની મધ્યમાં દરિયાની નીચેની સપાટી સાડાસાત માઇલ કરતાં પણ વધારે ઉંડી છે. એમ માનવામાં આવે છે કે પાસિફિક મહાસાગર અમુક અમુક જગાએ આ કરતાં પણ વધારે ઉંડો છે. દરિયાની ઉંડાઇ જમીનના ઉંચામાં ઉંચા ભાગ કરતાં પણ ઘણી વધારે છે તેમજ હંમેશાં બદલાયા કરે છે.

× × ×

## દુનિયાની વસ્તી કેટલી હશે ?

અત્યારે દુનિયાની વસ્તી લગભગ એક અબજ આઠ કરોડ માણસની છે, અને વૈજ્ઞાનિકો એમ કહે છે કે દુનિયા ઉપર ૭ અબજ માણસો સુખેથી રહી શકે, એટલે કે એમને ખાવા પીવાનું પુરતી રીતે મળી રહે એમ છે. આ ઉપરથી એમ લાગે છે કે પૃથ્વી ઉપર માણસની વસ્તી વધી પડે એવો વખત આવવાને બહુ વાર છે. ધરતી વિશાળ છે અને વસ્તી ઓછી છે.

× × ×

## દુનિયાનું મોટામાં મોટું સરોવર કયું ?

' લેક સુપીરીઅર ' એ મોટામાં મોટું સરોવર છે અને તે ઉત્તર અમેરિકામાં આવેલું છે.

× × ×

## દુનિયાની લાંબામાં લાંબી રેલ્વે મુસાફરી કયી ?

દુનિયાની લાંબામાં લાંબી રેલ્વે મુસાફરી ' રીગા 'થી ' વ્લાડીવોસ્ટોક ' સુધીની છે, અને તે ૬૮૦૦ માઇલ લાંબી છે.

× × ×

**દુનિયાનો મોટામાં મોટો પુલ કયો ?**

દુનિયામાં મોટામાં મોટો પુલ આફ્રિકામાં આવેલી ઝામ્બેઝી નદીનો છે અને તે ૩૪૫૧ મીટર લાંબો છે.

× × ×

**દુનિયાનો સૌથી મોટો મહેલ કયો છે ?**

દુનિયાનો સૌથી મોટો મહેલ 'વેટીકન' છે કે જ્યાં પોપ રહે છે. પોપ ખ્રીસ્તીઓનો ધર્મગુરૂ છે.

× × ×

**દુનિયામાં એવું કયું સ્થળ છે કે જ્યાંથી માણસ હંમેશાં ઉત્તર દિશા તરફ જોઈ શકે ?**

જો કોઇ માણસ બરાબર દક્ષિણ ધ્રુવ ઉપર જઇને ઊભો હોય તો તે માણસને દક્ષિણ દિશા હોતી નથી તેમ પૂર્વ અને પશ્ચિમ દિશા પણ હોતી નથી. તે એકજ બાજુ જોઇ શકે અને તે ઉત્તર દિશામાં જ. આજ પ્રમાણે જો માણસ ઉત્તર ધ્રુવ ઉપર હોય તો દક્ષિણ દિશામાં જ જોઇ શકે.

× × ×

**કમળનાં પાન આપણું વજન ઝીલી શકે ?**

સામાન્ય રીતે કમળનાં પાન અને ફૂલ નાજુક હોય છે પણ અમેરીકાની એમેઝોન નામની નદીની પાસેની ખીણમાં એક જાતનાં કમળ થાય છે, તેનાં પાન ખૂબ મોટાં થાય છે. એની પહોળાઇ સાત ફીટ જેવડી હોય છે અને તેના ઉપર દસ-બાર વરસનું બાળક સુખેથી બેસી તેમજ સુઇ જઇ શકે છે.

મુંબાઈના રાણીબાગમાં આ જાતનો કમળનો રોપ છે. એને વીકટોરીયા રીજીયા કમલિની કહે છે. એનાં પાન ઉપરથી ઘેરાં લીલાં અને બાજુએ ૭-આંગળની વળેલી કાંગરીવાળા હોય છે. એનાં ફૂલ પણ ઘણાં મોટાં થાય છે અને પાણી કરતાં એક ફુટ જેટલાં બહાર નીકળેલાં હોય છે. એમનો રંગ સફેદ હોય છે અને તેના ઉપર ગુલાબી રંગની છાંટ હોય છે.

એના દાંડા તથા પાન ઉપર રૂંવાટી હોય છે.

× × ×

**એક શેર દૂધ અને એક શેર મલાઇ, એ બેમાંથી કોનું વજન વધારે થાય ?**

આપણે દૂધ માપીને લઇએ છીએ તેજ માપથી એક શેર મલાઇ લઇએ અને બેઉને તોળીએ તો તેમાં કોનું વજન વધે ? દૂધનું કે મલાઇનું ?

તમે કહેશો કે મલાઇનું. પણ એ બરાબર નથી, કારણ કે દૂધ કરતાં મલાઇ હલકી છે અને તેથી તો એ દૂધમાં ડૂબી જવાને બદલે ઉપર તરે છે. આ હિસાબે દૂધ કરતાં મલાઇનું વજન વધારે ન થાય એ દેખીતું છે.

પુરૂષોત્તમ હ. પટેલ બી. એસ, સી.

# ગુણસુંદરી
## અને સ્ત્રીહિતોપદેશ

તંત્રી:
શ્રી. જયવતી દેસાઇ


વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી : બાળવિભાગ
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ. ઠક્કર





૧૮ ::: અંક ૨
ટોબર : ૧૯૪૦
પુસ્તક ૩૫મું

પરદાનિવારક સંમેલનના પ્રમુખ



શ્રીમતિ રાધાદેવી ગોએન્કા

ગુણસુન્દરી
નવરાત્ર અંક
ઓકટોબર ૧૯૪૦



હું તો ગરબે રમું ને.....

નવરાત્ર અંક



પુસ્તક ૪૫મું    ઓક્ટોબર : ૧૯૪૦    અંક ૨ જો

# ॥ સ્વાગત ॥

[ રાગ : નાચત ઝુમત આવે, ગોકુળ કો ગોપ સારે ]

સ્વાગત કરું હું આવો
મન્દિરમાં રંગ લાવો:
કુંકુમ સાથિએ વેરું, સખિ!
ગુંજું હું ગીત ઘેરું.
સ્વાગત.

ફૂલની મઝુ, માળ ધરું:
રંગ ભરું:
નવા રાગ ગાઉં:
અંતરની પ્રીત પાઉં:
સ્વાગત.

ન્હાનકડી હું બાળા:
ઉર ભાવ શા રસાળા:
નાચું હું નૃત્ય:
પાઉં કૃત કૃત્ય:
ઉર ભાવ શા રસાળા:
સ્વાગત.

[illegible] પી. શાહ

# ગાંધી—પૂજન

[ જુગ જુગ જીવો મોહન ગાંધી ]

(૧)

જુગ જુગ જીવો મોહન પ્યારા,
ભારતના ઓ ભવ્ય સીતારા;
દીનજનોના અદ્‌ભુત સહારા,
ભારતના ઓ મોહન પ્યારા.

(૨)

સાબરતટ પર સદા વસીને,
મંત્ર આઝાદી સદા ફવિને;
પંથ બતાવ્યા ન્યારા ન્યારા,
ભારતના ઓ મોહન પ્યારા.

(૩)

કષ્ટ દીનોનાં નીત નીત ભાળી
ધૂન આઝાદી તેજ લગાવી,
ફરમાવ્યાં તેં જીવન ક્યારા,
ભારતના ઓ મોહન પ્યારા.

(૪)

ભારત નૈયા દેવા તારી,
અંગે ભગવા તેંજ લગાવી;
કષ્ટ સહ્યાં છે કારા કારા,
ભારતના ઓ મોહન પ્યારા.

(૫)

રૂદન સૂણીને દીન જનોનું,
આંગણુ ભાવ્યું "રાજનગર"નું
અમર બન્યા છે ત્યાગો તારા,
ભારતના ઓ મોહન પ્યારા.

(૬)

જ્યોત્સ્નિકા ચાદર તેંજ બિછાળી,
સર્વ જનોને દો ઉદ્ધારી;
કહેતા સર્વે આજ પુકારી,
"સૃષ્ટિ ગાંધી કેવી ન્યારી,"

(૭)

સત્ય અહિંસા પાઠ પઢાવ્યા,
જીવનના નવ પંથ બતાવ્યા;
દૂર કીધી જીવન આંધી,
"જુગ જુગ જીવો મોહન ગાંધી."

શ્રી. પ્રબોધ દેસાઇ

# મ. હા. ત્મા ગાં ધી જી

**ભારતના તારણહાર! હિંદની જનતાના હજારો નમન સ્વીકારશો!**

લેખિકા :
કુ. રમા દેસાઈ



ભારતની પ્રજા પુણ્યશ્લોક મહાત્મા ગાંધીજીની ૭૨ મી જન્મતિથિ ઉજવવાને આજે ભાગ્યવંત બની છે. પ્રભુ એ સંતને દીર્ઘાયુ અર્પે એ જ પ્રાર્થના આજે હોય.

વિશ્વંભર ! મહાત્માજીના જીવનપુષ્પને અમૃતના સરોવરમાં તરબોળ કરી તેને અમર બનાવો. તેની સુરભિ હિંદુસ્થાનને અખંડિત મળ્યા કરે, અને ભારતનો આથી દિવડો અહોરાત્ર ઝગમગે. મહાત્માજીની અમૃતવાણીનું ગાન આપણે હજારો વર્ષ સુધી શ્રવણ કર્યા જ કરીએ.

ભારતની ભાગ્યશાળી પ્રજા મહાત્માજી જેવા મહંતને પામી છે, એ અભિમાન લેવા જેવું છે ગાંધીજી જેવા સંત પુરુષ ભાગ્યે જ સો વર્ષે એક પાકે, અને હજાર વર્ષે નજરે ચડે. એવા સંત પુરુષને આપણે નજરે ભાળવા એ અ.પણા પુણ્યના પ્રતાપ છે.

બાપુજી-જેમના જીવનમાં અને જીવન

## શરદ્

[ રાગ: ભૈરવ, તાલ હિંચ ]

સખી ખીલી શરદ સોહામણી,
ધરી ધરણીયે રૂપેરી ઓઢણી      સખી.
રસ છોળો છંટાય, લતા કુંજે છવાય!
અમી ધારો રેલાય, વ્યોમ સૃષ્ટિ સોહાય.      સખી.
સજની શરદ સુહાગ સુહાવો.
સ્નેહે શરદ રસરાજને વધાવો.
જન ઉર રસપૂર ભરપૂર ભરતી
ચંદા હાસ્ય કરી...
તારલીયા ઝબકે ઝીણા ગગને વાતલડી.      સખી.
ભૂલ્યાં માનવીયો ભાન, લલિત રેલ્યાં હરતાન;
ઝુલ્યાં કરતાં રસપાન, વિશ્વે રેલ્યાં રસગાન      સખી.
રજનિ પતિ રસસુધા રેલાવો.
સરવર જળપર મદભર હસતી.
કુમુદિની નૃત્ય કરી.
ચંદા મલકાય જોને શરદની રાતલડી. સખી.

સૌ. ઇન્દુમતિ ધીરજલાલ દેસાઈ.

## મઢુલી

[ રાગ: ભીમપલાસ ]

સાગરને તીર એક બાંધી મઢુલી,
એમાં હું રહેતી એકલી અટુલી;
મ્હેં તો જાણ્યું કે હશે સાગર એકલડો,
એ તો બનેલ દીઠો સરિતામાં ઘેલડો.      સા

લહેરાતો વાયુ કાંઇ કરશે વાતલડી,
એને કુસુમ કળી સંગે ગીતલડી.      સા.

સુણ્યાં વિશુએ સૌને જીવન સંગાથી,
નિસ્વાર્થી માનવી ન મળતાં કો સાથી      સા.

જીવન અહેતું વહે આંસુ અકેલા,
દુનીયાથી દૂર દૂર એ તો વસેલા      સા.

સૌ. કપીલાબ્હેન ત્રિવેદી

# ગરબે ઘૂમો ગોરાંદે ગામડીયાં



[ રાગ—'ના વાયાં ને વાદળ ઉમટ્યાં' ]

રૂમઝુમતી મહા માયા આવી,
દિવ્ય જ્યોત જગે ઉર જ્હાંય-
ગરબે ઘૂમો, ગોરાંદે ગામડીયાં !

ફૂલપાને ગુંથી માની ચુંદરડી,
સોહે પાલવડો અનુપ-
ગરબે ઘુમો, ગોરાંદે ગામડીયાં !

ઉંચા વ્યોમે વાદલડી રંગ રમે,
ચમકે ચાંદની તારલા વિલંપે-
ગરબે ઘૂમો, ગોરાંદે ગામડીયાં !

વાજે વીણા મૃદંગ સૂર વાંસલડી,
સુંદરીઓ તાન-ધૂન ગ્હાંય-
ગરબે ઘૂમો, ગોરાંદે ગામડીયાં !

શ્વેત રાતલડીએ ઉર-ઉરમિ ખીલે,
વાય શીતળ સમીર મીઠી લ્હેર-
ગરબે ઘૂમો, ગોરાંદે ગામડીયાં !

નવ રાત રઢીયાળી જગદંબા રમે,
દશેરા શસ્ત્ર પૂજન સોહાય-
ગરબે ઘૂમો, ગોરાંદે ગામડીયાં !

શરદ ચાંદલો હસતો ધવળ તેજે,
પીવડાવે નવચેતન ધાર-
ગરબે ઘૂમો, ગોરાંદે ગામડીયાં !

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ




[ આવેલ આશાભર્યાં ]

આરસ ઢાળ્યા નથી ઓરડે,
નથી હેમકળશના ઠાઠ રેઃ
આંગણાં શેણે ઝગે રે ?—

દીપક પ્રકટ્યા નથી ટોડલે,
નથી હીરા મોતી ચળકાટ રેઃ
આંગણા શેણે ઝગે રે ?—

ચાંદો ઉગ્યો નથી આભલે,
નથી ચાંદરણાના ઉજાસ રેઃ
આંગણાં શેણે ઝગે રે ?—

ફૂલડાં ખીલ્યાં નથી બાગમાં,
ક્યાંથી ફોરે આ સ્નેહ સુવાસ રે ?
આગણાં શેણે ઝગે રે ?—

હસતો આશાવીર બાલુડો,
એના વદને પુણ્ય પ્રકાશ રેઃ
આંગણાં શેણે ઝગે રે ?—

શ્રી. મનોરમા મગળજી શાસ્ત્રી



# ચુન્દડી

( ઢાળ : આવો રબારણ હો ! મારે નેસલડે )

માથું ચુન્દલડી રે કે રંગમાં રાતીશી ચુન્દડી,
ચુન્દડીએ શોભે શો દેહ રંગમાં રાતીશી ચુન્દડી
માથું૦

ચુન્દડીએ તારલા રે કે નવલખ રાતીશી ચુન્દડી,
અન્તરે નવલખ આશ રંગમાં રાતીશી ચુન્દડી.
માથું૦

ચુન્દડીએ લીલડો રે કે પાલવ રાતીશી ચુન્દડી,
ચુન્દડીએ લીલા લહેર રંગમાં રાતીશી ચુન્દડી.
માથું૦

ચુન્દડીએ ચીતર્યો રે કે માંગલ્ય રાતીશી ચુન્દડી,
પ્રાણમાં પૂરે પ્રકાશ રંગમાં રાતીશી ચુન્દડી.
માથું૦

ચુન્દડીએ ચિત્તડાં રે કે ચોટયાં રાતીશી ચુન્દડી,
ચુન્દડીની જગમાં ન જોડ રંગમાં રાતીશી ચુન્દડી.
માથું૦

શ્રી. જયમનગૌરી પાઠકજી



# ચાલો જળ ભરવા

## લોકગીત

( રાગ રૈણી જાયા )

પિત્તળનું પાણીસ બેડું સાહેલડી,
શીર પર સોહે હીરની ઈંઢાણી,
ચાલો જળ ભરવા કાજે સાહેલડી !

પ્રીતમની પ્રીત રાખી મનડામાં રાખી,
સાસુને માત સમ હૈયામાં ભાખી,
ચાલો જળ ભરવા કાજે સાહેલડી ?

નાની નણંદલને હેતે વખાણી,
જેઠાણી સંગ વદી મીઠડી વાણી,
ચાલો જળ ભરવા કાજે સાહેલડી ?

સંસારે સોહીએ શીયળ સંભાળી.
સરખી સાહેલડી સંગ લઇ રસતાળી.
ચાલો જળ ભરવા કાજે સાહેલડી !

સ્નેહ સરિતાનાં સીંચીએ વારી.
દેહનાં દુઃખને દઇએ વિસારી.
ચાલો જળ ભરવા કાજે સાહેલડી !

અમૃતરા વીરડાના જળ ભરી લાવીએ,
પ્રીતમની પાસ પ્રીત સાચી બતાવીએ.
ચાલો જળ ભરવા કાજે સાહેલડી.

સૌ. હેમકુંવર હ. પંડયા




[ રાગ, ભૈરવી તાલ હિંચ. લય-ગોધન ધણીની ભતવારી ]

શરદે સૃષ્ટિ: સો ઉજાળી, રે....ખીલી.
જીવન વસંત રઢીયાળી.

રોપ્યાં રસમાળીયે રસનાં તનમનીયાં,
ઉરનો કરીને કયારી રે.......ખીલી.

મનડાને મોગરે માળા ગુંથી મે,
કલગી કાળજડાની સારી રે........ખીલી.

ગાલો ગુલાબશાં મ્હેકે મધુરાં,
દાડમ કળીશા દાતવાળા રે........ખીલી.

મસ્તક ડેવડીયે મણીધર વીંટાયો,
મ્હેકે ત્યાં માલતી રસાળી રે........ખીલી.

નવરંગ ફુલડાંની વીલાશે વાડલી,
આવો આવોને રસમાળી રે........ખીલી.

સૌ. પદ્માવતી નાનુભાઇ દેસાઇ



# ગીત ગુંજન

( સાળુડો ઉડતો સમારતી—એ રાગ )

મંડપ માનો શણગારતી,
ગુંજતી ગીતો સાહેલડી.
દીપ માળે આંગણું ઉજાળતી,
ગુંજતી ગીતો સાહેલડી.

અવનંવા ઉલ્લાસે વદન જ્યોત જાગે,
પાયે પડી માને, સૌભાગ્ય માગે;
વિશ્વ પ્રેમ હૃદયે, પ્રકટાવતી
ગુંજતી ગીતો સાહેલડી.

માની સમિપ બળ, અંગ ઉભરાય છે,
નારી આદર્શ કાંઇ, ઉંચે ઉંચે જાય છે;
પામરતા ચંડી નસાડતી,
ગુંજતી ગીતો સાહેલડી.

આવો બંધુ, ભગીની, માની ગોદે ખેલીએ,
જગની જંજાળ સહુ, વેર ઝેર ભૂલીએ;
માતા અમી દ્રષ્ટિએ નિહાળતી,
ગુંજતી ગીતો સાહેલડી.

શ્રી. કીકીબ્હેન દુર્ગેશ્વર ત્રિવેદી



# જીવન—આદર્શ

[ મા દિકરી પાણીડાં સંચર્યાં રે લોલ—એ રાગ ]

સરખી સાહેલી આજ નિસરી રે લોલ
ચાલી સરિતા તણે કિનાર જો,
બેલડી વિચારમાં મગ્ન છે રે લોલ.
કહો બ્હેની આજ કેમ વ્યગ્ર બની લોલ;
લ્યોને જીવનની રસ-લ્હાણ જો,
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
મનના આદર્શ મનમાં રહ્યાં રે લોલ.
રેતી ઉપર ચણ્યા મહા મ્હેલજો,
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
મ્હોટા વિચાર મન મુંઝવે રે લોલ.
માનું મ્હોટી એક ખોડ, ખરે,
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
મહા મૂલ્ય પ્રશ્ન મનમાં રહ્યો રે લોલ.
કેમ જીતીશું જીવન જંગજો ?
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
માત, તાત, મિત્ર, ભ્રાત શાં રંગે રે લોલ.
જીંદગીનો શો હશે સાર જો ?
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
યંત્રવત્ જીવન આપણ જીવશું રે લોલ.
જાણું, કચડાશે મહા આદર્શ જો,
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
દુનિયાથી પર બ્હેન સંચરી રે લોલ.
જગની ઓળખ માયા જાળજો,
ઘડવા આદર્શ બધા વ્યર્થ છે રે લોલ.
શાંતિમય, હળવું જીવન જીવજે રે લોલ.
રંગીલી દુનિયાની હારે ચાલ પછી,
ઘડવા આદર્શ બધા સ્હેલ છે રે લોલ.

કુ. ક્ષમા દેસાઇ



# રણવાટે

વીરો જાતો રણવાટે,
આવી ઉભો યશ ઘાટે–
વીરો જાતો રણવાટે.

માડીની આંખો જોવા,
બેનડીની પાંખો જોવા;
રમણી હૈયાને હારે–
વીરો જાતો રણવાટે.

માધ્યજનાનો વિસામો,
કરે યશસ્વી એ કામો:
રણમાં સાચે એ ખાટે–
વીરો જાતો રણવાટે.

પ્રભુતાનાં અમૃત પીધાં,
ધર્મ કાર્યનાં વ્રત લીધાં;
ગરીબ ગણો એ શીર સાટે–
વીરો જાતો રણવાટે.

દેશ પ્રેમની દિક્ષા લઈને,
ભ્રાતૃપ્રેમની ભિક્ષા દઈને:
પરવરતો એ પરમાટે–
વીરો જાતો રણવાટે*

શ્રી. ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા

*' રામ ને સીતા વાદ વદે ' એ ગરબાનો ઢાળ.

# જી વ ન ને કાં ઠ ડે

[ રાગ—હો કાન ક્યાં રમી આવ્યા. ]

સાગરને કાંઠડે ફરવાને ગ્યાં'તાં...
ઉછળતાં મોજાંઓ જોઇ રહ્યાં 'તાં
ઉછળે એમ હૈયાં સામટાં...હો...બ્હેન...
સાગરને કાંઠડે.

તળાવને કાંઠડે ખેલવાને ગ્યાં'તાં
નાના શાં, હુડીયાં તરી રહ્યાં 'તાં...
તર્યાં શું જીવન અમારાં?...હો...બ્હેન...
તળાવને કાંઠડે.

વાવને કાંઠડે જોવાને ગ્યાં'તાં...
અંદરથી પડછંદ ગાજી રહ્યાં તાં,
ભૂતકાળનાં સ્મરણો આવ્યાં...હો...બેન...
વાવને કાંઠડે.

નદી ને કાંઠડે ન્હાવાને ગ્યાં'તાં...
મધુર કલરવ સુણી રહ્યાં 'તાં,
નાઇ–ધોઇ પાવન થઇ આવ્યાં...હો...બેન...
નદીને કાંઠડે.

કુવાને કાંઠડે પાણીડાં ગ્યાં'તાં...
બેડાં શાં, જીવન ચળકી રહ્યાં 'તાં,
નિર્મળ-વૃત્તિનાં નીર ભરી લાવ્યાં...હો...બેન...
કુવાને કાંઠડે.

જીવનને કાંઠડે આવી રહ્યાં 'તાં...
કરણીનાં ભાથાં ભરી રહ્યાં તાં,
પાપ–પુન્ય સાથે આવ્યાં...હો...બેન...
જીવનને કાંઠડે.

શ્રીમતિ શાન્તા દવે



# અશ્રૂ–માલા

વિરહનાં આંસુ સારે ઉદાસીન ઇન્દુ
કમળ-દળે. ઝાકળના બિન્દુ;
મોતીશા ચમકી રહ્યા રે !

થઇને નિરાશ સારે અશ્રૂ વ્યોમ વાદળી,
સ્વાતીમાં છીપને જતાં મળી;
મોતીડાં ચમકી રહ્યાં રે !

લાડીલી ! હૃદયે તુજ મૂકીને મુજ શીર,
લેતાં વિશ્રાંતિ લગીર;
આંસુ એ ટપકી રહ્યાં રે !

અડતાં મુજ ભગ્નહૃદય કેરાં એ આંસુડાં,
થઇને પ્રીતિનાં માણેકડાં;
હૃદય મુજ ચમકી રહ્યાં રે !

અશ્રૂનાં મોતી ને માણેકડાં પ્રીતિનાં,
ચાલો ગૂંથીએ રસિકડાં !
પ્રેમી હૃદય ટમકી રહ્યાં રે !

શ્રી જનાર્દન પ્રભાસ્કર




[ ઢેલડબા રમવાને આવ્યાં—તે રાગ ]

બ્હેનડબા રમવાને આવ્યાં
શા શા સંદેશડા લાવ્યાં
બ્હેનડબા રમવાને આવ્યાં.
સેવા ઉલ્લાસ ગીત ગાયાં બ્હેનડા રમવાને આવ્યાં
ભાઇને બોલે બ્હેનડબા રમવાને આવ્યાં.
શા શા સંદેશડા લાવ્યાં
કે બ્હેનડબા......આવ્યાં.
આશાને પ્રેરણા લાવ્યાં, કે બ્હેનડબા....આવ્યાં
ભાઇને મ્હેલે બ્હેનડબા.......આવ્યાં
શા શા સંદેશડા લાવ્યાં.
પ્રકૃતિને પ્રાણને ઘેલાં શાં કીધાં
ભાઇ ને ભાભી ખુશ કીધાં બ્હેનડબા....આવ્યાં
ભાઇને હૈયે વસ્યાં બ્હેનડબા....આવ્યાં.
શા શા સંદેશડા લાવ્યાં,
કે બ્હેનડબા આવ્યાં.
ચન્દ્રને ચંન્દ્રિકાને ભેગાં ન્હેં કીધાં
આ કા શે ફુ લ ગું થી દી ધાં,
બ્હેનડબા રમવાને આવ્યાં.
શા શા સંદેશડા લાવ્યાં,
કે બ્હેનડબા રમવાને આવ્યાં.

શ્રી. વનાબાળા હ. દેસાઇ

# શક્તિ ઉપાસનાનો સાચો ઉત્સવ

લેખક : શ્રી. 'પરાશર'

નવરાત્રના તહેવારો આપણે ત્યાં અન્ય તહેવારો કરતાં તદ્દન જુદી જ રીતે ઉજવાય છે. આજે એનું મૂળ સ્વરૂપ ભૂલાઇ જઈ નવાજ સ્વરૂપે એની ઉજવણી થઈ રહી છે.

આપણો પ્રાચીન ઇતિહાસ તપાસતાં જણાઈ આવે છે કે, આ નવરાત્રિઉત્સવ એ શક્તિપૂજાનો ઉત્સવ હતો. ભગવાન રામચંદ્રે, જ્યારે ચોમાસું સંપૂર્ણ થઈ રહ્યું, સરોવરનાં સ્વચ્છ જળમાં કમળો ખીલી રહ્યાં હતાં અને સ્વચ્છ નિર્મળ જળથી તે શોભતાં હતાં ત્યારે–અશ્વિન માસની શરૂઆતના દિવસોમાં લંકા પર ચડાઈ કરેલી. અને દશેરાના દિવસે એમણે રાજા રાવણને પરાસ્ત કરી વિજયને વરેલા.

શક્તિસ્વરૂપિણી દેવીના ઉપાસકોના કથન મુજબ, મહિષાસુરવધ તેમજ ઈતર રાક્ષસોના વધ પણ આ નવરાત્રના દિવસોમાં થયાનું જણાય છે. એટલે, પ્રાચીન કાળમાં એ શક્તિ-ઉપાસનાના દિવસો લેખાતા.

અને આપણા રજપૂત યુગનો ઇતિહાસ જોતાં તો નવરાત્ર ઉત્સવ એ અતિ અગત્યનો ઉત્સવ થઈ પડેલો. આ દિવસો દરમિયાન, જ્યારે રાજપૂત યુગ જાહોજલાલીના દિવસો ભોગવતો હતો ત્યારે નવરાત્રના દિવસો એ શક્તિ ઉપાસનાના ઉત્સવસત્ર તરીકે ઉજવાતા હતા. ત્યારે રાજપૂત વીરો ભિન્ન ભિન્ન શસ્ત્રોના ઉપયોગની તાલીમ લેતા, વીર ક્ષત્રિયાણીઓ આ ઉત્સવમાં યોગ્ય સાથ આપતી અને શસ્ત્ર ઉપયોગની પ્રામાણિક હરીફાઈઓ યોજાતી. એવો હરીફાઈનો પ્રસંગ બે ભાઈઓ–રાણા પ્રતાપ–અને એમના ભાઈ વચ્ચે થયાનો ઇતિહાસ સાક્ષી આપે છે.

પરંતુ વખત વીતતાં વીરત્વનું સ્થાન રસપ્રિયતાએ લેવા માંડ્યું, અને પરિણામે આ દિવસો, જે એક કાળે શક્તિઉપાસનાના મહોત્સવરૂપ લેખાતા હતા તેનું સ્થાન રાસ–ગરબાએ લીધું. અને ગુજરાત, જે વિશેષ રસપ્રિય ગણાય છે ત્યાં એ વિશેષ પ્રચાર પામ્યા.

અને આ ગરબાનું મૂળ તો–ત્યારે ધાર્મિક ભાવનાએ રંગાયેલું હતું. ત્યારે દેવ–દેવીને લગતા ગરબા–ગરબીઓ જ્ઞાત–અજ્ઞાત કવિઓએ જનતાને આપેલા અને પરંપરાએ કંઠાગ્ર થતાં એ લોકસાહિત્ય ગામડાના ગૌરવરૂપ લેખાતું. એ ગરબીઓ–ગરબાઓ અને રાસો ત્યારે રસેશ્વર રાધાકૃષ્ણની લીલાઓની આસપાસ ગુંથાતાં; પરંતુ કેટલાક ભક્ત કવિઓએ તો આવા ગરબા–ગરબીઓ અને રાસોમાં આધ્યાત્મિકતા પણ સભર ભરી આપી છે. એ શૃંગારિક કાવ્યોમાં પણ, કેટલીક વાર, સૂફીવાદીઓની જેમ આધ્યાત્મિક અમૃત પણ નીતરતું હતું. આજે એ કવિઓ પણ કીર્તિશેષ થયા છે અને એમના ગરબા–ગરબીઓ અને રાસો ગામડાંની કોઈ વૃદ્ધ વનિતાઓના ઘડીભરના આનંદરૂપ માત્ર નામ-શેષ થઈ ગયાં છે.

અને આજના યુગે, એ બધું જ પલટાઈ ગયું છે. પૂર્વકાલીન વીરત્વના શિક્ષણરૂપ લેખાતો આ નવરાત્રનો આદર્શ આજે લુપ્તપ્રાય થઈ

## નિંદ્રાવિહોણી

[ 'કોણે હિંચોળી મારી દીવડાની દોર' એ ઢાળ ]

કોણે જગાડ્યા હ્રદયવીન તણા તાર (૨)
શીતલતા વ્યોમમહીં
ચંદ્રિકાએ પાથરી
અંતરમાં કોણ મારા કરતું ટહુકાર ?
—કોણે૦

કોક શરદવાદળીમાં
સંતાયો તારલો
બીજા તારલિયાના નીલા ચમકાર !
—કોણે૦

સોણલાં સુરરૂપ સખી
સ્નેહીનાં આવતાં
આશાના દરિયામાં ચાલે મનવાર
—કોણે૦

વદન મધુર પ્રિયતણું
નયનના નવિન ભાવ
રંગો સોનેરી ઝગે ઉરને મિનાર
—કોણે૦

આંખ ના મિંચાય
મારી નિંદર ઘેરાણી
ઉર્મિનો તરંગ શોધે ત્તગે શતવાર
—કોણે૦

શ્રી. વિબુધ મહેતા

ગયો છે, એ વિજયપ્રસ્થાન માટેના સંજોગો જુદી જ રીતે પલટાઈ ગયા છે, અને એ પ્રાચીન ભક્ત કવિઓનાં કવિતાગાનને સ્થાને આધુનિક ગુજરાતણોના ધીમી હલકે અને ઝીણા અવાજે ગવાતા રસિકાના રાસો જાણે પ્રેરક થવા મથતા હોય તેવા ભાવનાવાળા ગરબાઓ આવી રહ્યા છે.

અને એ ગરબા ગાનાર તરૂણીઓ પણ જાણે મહામુશ્કેલીએ ગાઈ રહી હોય અથવા શરમાતી તાળી પાડતી હોય તેવો ભાસ કેટલીકવાર કરાવે છે. અને એમાં જ જાણે સર્વ રસજ્ઞતા સમાઈ જતી હોય તેવા હાવભાવ પણ કેટલેક સ્થળે જોવા મળે છે.

પરંતુ આજે જમાનો બદલાયો છે. આજે, સ્ત્રીઓએ નવરાત્ર ઉત્સવને ગરબાના ઉત્સવ તરીકે ત્યાગવાનો વખત આવી લાગ્યો છે. જેમ જગત પાછાં પગલાં ભરે છે, પોતાના પ્રાચીન આદર્શો તરફ વળતું જાય છે, તેમ આજની મહિલાઓએ પણ, નવરાત્ર મહોત્સવ માટે આપણા એ પ્રાચીન ઉત્સવને યાદ કરવો જોઈએ, એ વખતના આદર્શને અપનાવવો જોઈએ.

આજે યુરોપમાં મહાભીષણ સંગ્રામ ચાલી રહ્યો છે, સ્ત્રીઓ એ યુદ્ધ અંગેના વિવિધ ક્ષેત્રોમાં પુરૂષોને સાથ આપી રહી છે, વિનાશના મુખમાં જઈ રહેલાં કેટલાયને બચાવવા માટે તે દયાની દેવીઓરૂપે કામ કરી રહી છે તે વખતે હિંદી મહિલાઓએ આ નવરાત્ર ઉત્સવ પ્રસંગે એના પ્રાચીન વીરત્વના પાઠો શીખવા જોઈએ. એણે અબળા મટી સબળા બનવું જોઈએ અને દુર્બળની બાંહ્ય પકડવા માટે શક્તિશાળી બનવું જોઈએ. આજે હિંદી મહિલાઓની જે દયનીય દશા આપણો સમાજ

લાવી રહ્યા છે તેમાંથી મુક્ત થવા તેણે પ્રયાસ કરવા જોઈએ. અને આજે આપણે ત્યાં, ખાપા ખૂન ખટલામાંના પ્રધાન નાયક ગોરધનદાસ જેવા અનેક સસરાઓ અસ્તિત્વ ધરાવે છે, એવાઓને ઉઘાડા પાડવા માટે હિંદી સ્ત્રીઓએ હિંમતપૂર્વક કમર કસવી જોઈએ. આવા પાતિવ્રત્યભંગ કરવા તત્પર થનાર અને પુત્રના ખૂન સુધીના પ્રયત્નો કરનાર નરપિશાચોને ખૂણેખાંચરેથી ખોળી લાવી તેમનાં પોત પ્રકાશવાં જોઈએ.

મંજુલાને એના પાતિવ્રત્યભંગ ઉપરાંત એનો પતિ ગુમાવવાનો તેમજ સમાજમાં કહેવાતી બેઆબરૂ પામવાનો અવસર આવી લાગ્યો હતો, તેમ છતાં એણે આખોય કેસ અદાલત સમક્ષ જે રીતે જાહેર કર્યો તેવી નૈતિક હિંમત પ્રત્યેક મહિલાએ બતાવવી જોઈએ. આવી હિંમતના પરિણામે, આપણા સમાજમાંનો કેટલોયે ગંધાતો સડો દૂર થશે.

આ તો માત્ર સ્ત્રીઓની સામે આજે તરવરી રહેલો એક માત્ર કિસ્સો જ રજૂ કર્યો છે, પરંતુ આવી આવી નાલાયકીના તો અનેક નાદર નમૂનાઓ આપણે ત્યાં છે. તેવાઓનો સમૂળ નાશ કરવા માટેની શક્તિ પ્રાપ્ત કરવા માટેનું એક મહાસત્ર આ નવરાત્ર ઉત્સવોમાં ગોઠવાવું જોઈએ. સ્ત્રીઓમાં સાચી જાગૃતિ લાવવા માટેનો આ નવરાત્ર ઉત્સવ હોવો જોઈએ.

એટલે આ નવરાત્ર પ્રસંગે શક્તિ ઉપાસનાના ઉત્સવો મંડાવા જોઈએ; તાળીઓ પાડી, પગના ઠમકાઓના તાલ આપી ગવાતા ગરબાઓને સ્થાને સ્ત્રીઓમાં હિંમત, બહાદુરી અને દઢતા આવે, દેશના ક્રાંતિકાળે તેઓ સહાયભૂત થઈ શકે તેવી તાલીમ આપે એવા

## જીવન સુકર્મે સુહાવને

જગ તારકને કહિ નો જરી તું,
દિન રૈન મથી કરે કાર્ય બહુ,
નહિ થાક આરામ ને ચેન કશું,
ઓ પામર જીવ!
તું જીવન સુકર્મે સુહાવને.

એ સત્ય અહિંસા પાળે છે,
દુઃખ દીન તણા કંઈ ટાળે છે,
નિજ દેશ સદા સંભાળે છે,
ઓ પામર જીવ!
તું જીવન સુકર્મે સુહાવને.

અને તારક સોમ ને સૂર્ય સદા,
ક્યમ ચળકે ફરજ ચુકે ન કદા,
લઈ જન્મ કેરો કાંઈ ફરજ અદા,
ઓ પામર જીવ!
તું જીવન સુકર્મે સુહાવને.

થઈ તત્પર મક્કમ કર પ્રગતિ,
નિજ દેશ સમાજ ને ધર્મ પ્રતિ,
મળી સેળ સુયોગે જો સરતી,
ઓ પામર જીવ!
તું જીવન સુકર્મે સુહાવને.

તું કર સહુ બુદ્ધિ શ્રદ્ધાથી,
ધરી ધૈર્ય વિવેક ને વીરતાથી,
નવ ડર કદિ તું નિષ્ફળતાથી,
ઓ પામર જીવ!
તું જીવન સુકર્મે સુહાવને.

શ્રી. રણજીતરાય સાકરલાલ ઠાકોર

ાઢે તેમને મળે તેવી વિવિધ યોજનાઓ વિચારી તેનો અમલ કરવા કટિબદ્ધ થવું જોઇએ.

અને તો જ આવતી આંધીને અટકાવવા, સમાજની અનિષ્ટોને જડમૂળથી કાઢી નાખવા આપણે સમર્થ થઇ શકીશું. બાકી, આજનો આ ગરબા ઉત્સવથી તો સ્ત્રીઓમાં એક પ્રકારની નિર્માલ્યતા પ્રવેશની નજરે પડે છે

આજનો નવરાત્ર ઉત્સવ એ સાચો શકિત ઉપાસનાનો મહોત્સવ હો !

---

## કાળજાની કોણુ જાણે ?

[ ઢાળ : બીલી બીલીનાં રંગ લાગ્યા રૂડો કે રાધીકા રંગ ભીની ]

ઓધા ! હાડિયા ઉશડી અમે થાકયાં રે, કાળજાની કોણુ જાણે ?
પંથ ન્યાળી ન્યાળી રે નેણુ પાકયાં રે, કાળજાની કોણુ જાણે ?
કોણુ ઠારશે ને દુઃખ કેને કહીશું રે, કાળજાની કોણુ જાણે ?
ચિત્ત ચોરીને નંદલાલ નાઠા રે કાળજાની કોણુ જાણે ?
આ'વા નો'તા જાણ્યા કાળજાના કાઠા રે, કાળજાની કોણુ જાણે ?
છાંય કુવા તણી કુવામાં સમાણી રે, કાળજાની કોણુ જાણે ?
કિયા જનમ તણી ઉઘડી કમાણી રે, કાળજાની કોણુ જાણે ?
ખાલી જમનાનો ઘાટ ખાય ધાવા રે, કાળજાની કોણુ જાણે ?
બેસે ગળાસૂર લાગિયે શું ગાવા રે, કાળજાની કોણુ જાણે ?
ગતિ ઘાયલની ઘાયલને સુઝે રે, કાળજાની કોણુ જાણે ?
બીજું અજાણ્યું તે કેમ કરી બુઝે રે, કાળજાની કોણુ જાણે ?
ખોળા પાથરીને લાંચ ખૂબ ખાવો રે, કાળજાની કોણુ જાણે ?
ઋષિરાજ તણા વ્હાલમાને લાવો રે, કાળજાની કોણુ જાણે ?

સંપાદક: શ્રી. મંજુલાલ મજમુંદાર

# ઓવારણાં

( અબોલડા શાના લીધા રે )

જીતીને આવ્યો મારા વીર !
ઓવારણાં હેતે લઉં રે !
દેહે છંટાયું છે રૂધિર;
ઓવારણાં હેતે લઉં રે !

રણનાં રણશીંગ જ્યારે ફુકાયાં બારણે !
થંભ્યો ના ગૃહમાં લગીર–હાંરે વીર !
થંભ્યો ના ગૃહમાં લગીર
ઓવારણાં હેતે લઉં રે !

મૃત્યુને માંડવે તું એટયો કૈં ખંતથી !
ખોયું ના ઉરનું હીર–હાંરે વીર !
ઓવારણાં હેતે લઉં રે !

દીનોનાં દુઃખ ટાળવા સેવાના સન્ત ત્હેં !
સાચો તું ઉરનો અમીર–હાંરે વીર !
ઓવારણાં હેતે લઉં રે !

પુષ્પથી વધાવું ત્હને ચન્દન ચર્ચંતી !
છાંટુ કુમકુમ હું અધીર–હાંરે વીર !
ઓવારણાં હેતે લઉં રે !

કર્તવ્ય કેરે કારણે મૂકયો ત્હેં મોહને !
નમાવ્યું શત્રુને ન શીર–હાંરે વીર !
ઓવારણાં હેતે લઉં રે !

યાચના કરી'તી મ્હેં અંતરથી ઇશને !
સૂણ્યું કૈં સ્નેહથી લગીર–હાંરે વીર !
ઓવારણાં હેતે લઉં રે !

સૌ. લીલાવતી પટેલ



# દિવ્ય સંગીત

( રાસ )

સંગીત દિવ્ય હું તો સાંભળું રે લોલ
કંકણ ધરેલ મારાં હસ્તનાં હો રાજ ?
ગાતાં ઘેલાં મનોહર ગાન સં...

નિવૃત્તિ નૃત્યની મુદ્રા મહિ હો રાજ,
કાર્યે, વિનોદે સખી સાથમાં સદાય
નૃત્ય નિમગ્ન હસ્ત બે હો રાજ,
ત્યહાં કંકણના રૂડા રણકાર. સં...

ભવન સંગીત રૂડાં સ્વપ્ન ભાવિનાંય.
સુખદ સૌભાગ્ય ભાવિ સૂચવે સદાય,
મીઠાં સૌભાગ્ય કંકણોનાં હાસ્ય. સં...

સુણતાં પ્રિયના એ પ્રતિનિધિને સદાય.
સ્મૃતિએ સ્વપ્નો સરે કૈં દિવ્ય જાગતાંય;
હસે હૈયુ મીઠડાં ગાઇ ગાન ? સં...

શ્રી. રમણલાલ મં. જોષી



# મેના—પોપટ

ટહૂકન્તો પોપટ ટોડલે રે,
રમવા સજોડલે રે, આવ મેના ! મીઠડી :

બેઠી હું તો ફૂલ છાડલે રે,
ઊંચેરા ટોડલે રે, ગોડે ના ગોઠડી !

ગગન ઘુમ્મટ રાજતો રે,
ઊડીશું આભલે વિરાટ, મેના ! મીઠડી :

ગગને મેહૂલો ગાજતો રે,
ગાજે છે આભલાંની વાટ ઘોર વીજળી !

ગૂંથાશું ઘાટીલું પાંજરું રે,
સૂના પિંજરને શણગાર, મેના ! મીઠડી :

મધુવન છે મ્હારે પાધરું રે
બ્હીની મરૂં બન્ધિયાર દેખી કોટડી !

એકલવાયું છે આયખું રે,
મધુવન લઇ મને ચાલ, મેના ! મીઠડી:

પ્રેમલ જીવન પરખ્યું રે.
ચાલ, અલબેલા ઓ લાલ ! પીજે પ્રીતડી:

—ટહૂકન્તો.

શ્રી. કેશવ હ. શેઠ

## રસની રંગ હેલિયાં !

( રાસ )

નિરખી આ રાસ લોક લોકનાં રે
રમે સૃષ્ટિ ને સર્જનહાર,
રમે સૃષ્ટિ ને સૃજનહાર,
રસનાં છછળે રંગ, હેલીયાં—નિરખી૦

પુરૂષ ને પ્રકૃતિની બેલડી રે,
ફરે ફુદડી અનંત,
ફરે ફુદડી અનંત,
રસનાં છછળે રંગ, હેલીયાં—નિરખી૦

પૃથ્વી ફરતો ફરે ચંદ્રમા રે
પૃથ્વી સૂર્યને ઘેરાટ,
પૃથ્વી સૂર્યને ઘેરાટ.
સૂર્ય ચોપાસ મહા સૂર્યની

એમ ઘુમતો વિરાટ
એમ ઘુમતો વિરાટ
રસના છછળે રંગ, હેલીયાં—નિરખી૦

સૌ. વિદ્યુલ્લતા પંડયા

## વિજલડી વણઝારી

વિજલડી વણઝારી—
તું કયા પ્રીતમની નારી...વિજલડી વણઝારી
છેલ છબીલી, છેક છકેલી, કયાંએ નહી ઠરનારી-વિજલડી.

આસ્માની આરેથી પનિહારી વાદળીના
યૌવનની તું ચોરનારી-વિજલડી.

પુરી રવિરાજને વાદળના કોટમાં
તું ચમકાવે ત્હારી કટારી-વિજલડી.

નખરાળી નાર અલી નખરાળી નાર
યૌવન વેરંતી તું રાખ જરા ભાર
કામણની કરનારી-વિજલડી.

નાચંતી આંખ ત્હારી નીરખે જ્યાં નેમથી
ત્યાં થઇ જાઇ જગ બધું પાણી-વિજલડી.

શ્રી. અવિનાશ વ્યાસ

## જનેતાને

જનેતા જુગ જુગ તું જીવજે (૨)
જીવન આ મ્હારૂં ખિલવજે—જનેતા
સ્તનપય દે જીવન ત્હેં આપ્યું
આપ્યું સુખ સઘળે
સત્ય હૃદયમાં થઇ અંકાણું
અ મી ર સ તું ભ ર જે—જનેતા.
વર્તનમાં તું દે અણું ઉંચા
આ દ ર્શો ઝ ળ કે
અંતઃકરણે ભાવ અમોલા
ભ ર જે તું હ ર ખે—જનેતા.
પરિણામે આ દેહ તણું તું
જન્મ ઉ પા સ ક છે
અનુભવ કેરાં બીજ ભરીને
જી વ ન ઝ ળ કા વ જે—જનેતા.
પ્રશાન્તિનાં પરિપક્વ બિન્દુડાં
હ ર્ષે થ કી રે લે
રેલવ સૃષ્ટિ સકળ મહીં તું
રમુ ખૂશ ભવ દરિયે—જનેતા.

શ્રી. કેશવલાલ ગિ. પંડયા

## ઝીણા

(સત્કાર ગીત)

હાં રે, તમે ઝીણા આ પ્રેમ તણા પુષ્પોનો પારાવાર
હાં રે, તેના ભીતરમાં પરિમલનો આગાર—તમે૦

એની પાંખડીએ કોમળતાનો કયા...રો
મીઠી આંખડીએ આશા અણુસા...રો
હાં રે, સહુ સીંચ્યા એ અંતરમાં પુણ્ય ભર્યાં સેવાસાર—તમે૦

અંગઅંગે સુહાસ્ય ઝબકા...રો
રંગ નિર્મળ વિશુદ્ધિ કેરો ન્યા...રો
હાં રે, સાચો હૈયે આનંદ ભરો, સ્વરૂપ કરો નિર્વિકાર—તમે૦

શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઇ



# નવલાં ગાણાં

નવલાં ગાણાં ગાઓ
ભાઈ નવલાં ગાણાં ગાઓ.

જોને કેવા પ્રફુલ્લ નાદે કોકિલ, મેના બોલે,
મીઠાં ગીતો ગાતાં શિશુ હર્ષ તણે હિંચોળે;
ગુલામી દૂર હઠાવો
આજ નવલાં ગાણાં ગાઓ.

જુગજુગ જુની જો નાશી ગઇ ગુલામીની ઘોર નિશા,
મુક્તિભાનુના પ્રચંડ તાપે પ્રજવળતી જો પૂર્વ દિશા;
વિજય નાદ ગજાવો
આજ નવલાં ગાણાં ગાઓ.

ફૂલવાડી જો મઘમઘ મ્હેકે ફૂલ ખિલ્યાં નવરંગી,
મધુપ મીઠા રસ ફૂલડા ચૂસે કલ્લોલે પંખી;
ચેતન રસથી ન્હાઓ
આજ નવલાં ગાણાં ગાઓ.

નૂતનરવની જ્યોતિ ઢળી છે ચેતનરસ ફુવારા,
અજ્ઞાન, દુર્ગુણો આજ વિનાશ્યા જ્ઞાનતણી રસધારા;
જ્ઞાનસુધા પી પાઓ
આજ નવલાં ગાણાં ગાઓ.

કડાક કરતી કડડડ તૂટે દાસ્યતણી ઝંઝીર,
સ્વતંત્ર ભારતના પૂજન અર્થે પાંત્રીસ કોટી વીર;
ચરણે શિર ઝુકાવે
સહુ નવલાં ગાણાં ગાયે.

શ્રી. શશિન્ ઓઝા



# શોક્ય

[ રાગ : પંચમ ]

શોકલડી ધુતારી રે, સહીયર શું કરૂં,
તેને દેખે દાઝે મ્હારો દેહ,
ઘણા દિવસ થયા રે, વહાલો મારૂં ઘર ત્યજી
કીધો નવલ નાર શું નેહ. શો૦

એતો કંઇ ચંચલ રે, બાઈ અમે સાંસતાં,
તેણે અમ ઘેરે નાવે દીનાનાથ. શો૦

સરખાને સરખું રે, બાઇ એને સાંપડયું,
ધુતો મળ્યો ધુતારાનો સાથ. શો૦

કામણગારો રે, બાઈ એનો કંચુવો,
ચંચલ ગાર છે કંઇ એનો ચીર. શો૦

અંગે તો પહેરૂં સાદી ચુંદડી રે,
તેને ન મળે હરજી કેરૂં હીર. શો૦

નિર્લજ વેહા રે બાઇ અમને ના વડે.
તે લાજતાં કંઇ બોલું ન લગાર. શો૦

નરસૈયાનો સ્વામી રે, સબલ સવાદીયો,
તેને ગળી લાગી રે એની ગાળ. શો૦

નરસિંહ મહેતા



# તારા પ્રેમમન્દિરે !*

[ રૂડા આંબલિયાની ડાળે, રૂડા સરવરિયાની પાળે, ..... એ ઢાળ. ]

રસિયા, રસતરસ્યાંને ઠાર, તારા પ્રેમમન્દિરે !
ઉન્હાં આંસુડાંની હારે,
ઉન્હાં હૈયાં કેરી ઝા...ળે,
રસિયા, રસતરસ્યાંનો થાળ,
તારા પ્રેમમન્દિરે !

સુર સુર પાણીડાંની પારે,
આતમ પંખીડાં વિહા...રે,
રસિયા, રસ અતિથિ સત્કાર !
તારા પ્રેમમન્દિરે !

જીવન જોગીના વિશ્રામે,
થાકી આલમના આરા...મે,
રસિયા રસ કવિતા રેલાવ !
તારા પ્રેમમન્દિરે !

માનવ દાનવતાની વાટે,
ભૂલી આવે જે આ ઘા...ટે,
રસિયા, સીંચે તારે પ્યાર !
તારા પ્રેમમન્દિરે !

શ્રી. રસિક થિ. ત્રિપાઠી

---

* " અખિલ હિંદ ઔદ્યોગિક સ્વદેશી પ્રદર્શન બજાર " અમદાવાદમાં ગવાયેલું.



# મુખડાની માયા લાગી

મુખડાની માયા લાગી રે,
મોહન તારા. મુખડાંની.

મુખડું મેં જોયું ત્હારૂં,
આ જગ તો થયું ખારૂં;
મન મ્હારૂં રહ્યું ન્યારૂં રે. મોહન પ્યારા.

સંસારીનું સુખ એવું,
ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન પ્યારા.

સંસારીનું સુખ કાચું,
પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએ રે. મોહન પ્યારા.

પરણું તો પ્રીતમ પ્યારો,
અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભય ટાળ્યો રે. મોહન પ્યારા.

મીરાંબાઈ બલીહારી ત્હારી,
આશા એક ઉર ધારી;
હવે હું તો બડભાગી રે. મોહન પ્યારા.

મીરાંબાઈ

ચં
દ્રિ
કા

સખી ! આવી ચંદ્રિકા મ્હારા ચોકમાં રે લોલ
ધોળી ચાદર એ પાથરે અમૂલ રે,
સૂરજની આરસી સૌ ચંદ્રમા રે લોલ !

બ્હેની સાગરને ચંદ્રિકા શું ખેલવું રે લોલ
ભૂલી ભાન સાન કુદતો અપાર રે,
મીઠું હસંત ત્યારે ચંદ્રમા રે લોલ !

પેસે ઝાડતણી ડાળીઓ વીખેરતી રે લોલ
નીચે પુરે રંગોળીઓ અનૂપ રે,
ધરતી માતાની જાણે ચુંદડી રે લોલ !

બ્હેની ! અંધારે ઝાડ નહિ દીસતાં રે લોલ
તેને પાંદડે એ પૂરે પ્રકાશ રે
તારાનું ઝાડ જાણે ઉગીયું રે લોલ !

બ્હેની ! લજ્જા સમી આ આવે વાદળી રે લોલ
ઢાંકે ચંદ્ર તણું મુખ ઘડી વાર રે
ચંદ્રિ સંતાય ક્યાંયે વિશ્વમાં રે લોલ !

' पद्मिनम् '




# ઉષાનો રાસ

ઉષા ઉગીને મયૂર નર્તતા રે લોલ,
ટહુકે કોકિલ રસ કુંજ જો;
ઉષા ઉગીને મયૂર નર્તતા રે લોલ—

ઉઠતા પડછંદ ગિરિ ગહ્વરે રે લોલ,
આંબે પઢે છે શુક વૃન્દ જો;
ઉષા ઉગીને મયૂર નર્તતા રે લોલ—

ઉર ગુંજે છે સખી સારિકા રે લોલ,
હેતે ઝીલું રસ જ્યોત જો;
ઉષા ઉગીને મયૂર નર્તતા રે લોલ—

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ




મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ
સ્મરણે આનંદ કંઇ થાય જો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

બાપુની સુવાસિત છાંયડી રે લોલ
એનો વરસંતો શીળો પ્રવાહ જો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

વહાલથી ભરેલ માની આંખડી રે લોલ
જાણે વરસે અમીરસ ધારજો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

ગમતા ચાળા એ મને બંધુના રે લોલ
જમણો છે હાથ એ સહાય જો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

ભૂલાય ભાભીના કેમ ભાવને રે લોલ
સ્મરૂં એની મસ્તી પૂરપાટ જો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

સરખી સહિયર કેમ વિસરૂં રે લોલ
એ તો મારા હૈયા કેરો હાર જો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

વહાલાં પક્ષીઓ તમને વિનવું રે લોલ
કે'જો મુજ આટલો સંદેશ જો
મહિયરનો સ્નેહ સદા સાંભરે રે લોલ.

શ્રી. રતિલાલ છોટાલાલ નાયક



# ફુલવાડી



## લોકગીત

મ્હારે બારણે ફુલની રે વાડી,
પ્રભુજી આવે દા'ડી દા'ડી;
દાતણ કરતા રે જાઓને,
દાતણ નહિં કરૂં ગોરી;
કે સાથે ભાઇબંધની ટોળી,
આવડી ભાઈબંધની શી પેર;
દાતણ કરોને આપણે ઘેર. ૧

મ્હારે બારણે ફુલની રે વાડી,
પ્રભુજી આવે દા'ડી દા'ડી;
ન્હાવણ કરતા રે જાઓને,
ન્હાવણ નહિં કરૂં ગોરી;
કે સાથે ભાઇબંધની ટોળી,
આવડી ભાઇબંધની શી પેર;
ન્હાવણ કરોને મારે ઘેર. ૧

મ્હારે બારણે ફુલની રે વાડી,
પ્રભુજી આવે દા'ડી દા'ડી;
ભોજન કરતા રે જાઓને,
ભોજન નહિં કરૂં ગોરી;
કે સાથે ભાઇબંધની ટોળી,
આવડી ભાઇબંધની શી પેર;
ભોજન કરોને આપણે ઘેર. ૩

મ્હારે બારણે ફુલની રે વાડી,
પ્રભુજી આવે દા'ડી દા'ડી;
પોઢણ કરતા રે જાઓને,
પોઢણ નહિ કરૂં ગોરી;
કે સાથે ભાઇબંધની ટોળી,
આવડી ભાઈબંધની શી પેર;
પોઢણ કરોને આપણે ઘેર.
મ્હારે બારણે ફુલની રે વાડી.

સંપાદક: સૌ. ચતુરલક્ષ્મી દેસાઇ

# મલ્હાવરાવનો રાસડો

પિત્તળ લોટા જળે ભર્યા રે
દાતણ કરતેલા જાઓ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૧

દાતણ કરશું ફુલવાડીએ રે
ફરતી ફીરંગીની ફોજ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૨

ત્રાંબા તે કુંડીઓ જળે ભરી રે
ન્હાવણ કરતેલા જાઓ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૩

ન્હાવણ કરશું ફુલવાડીએ રે
ફરતી ફીરંગીની ફોજ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૪

શેવ સુંવાળી ને લાપશી રે
ભોજન કરતેલા જાઓ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૫

ભોજન કરશું ફુલવાડીએ રે
ફરતી ફીરંગીની ફોજ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૬

વાળ્યાં તે બીડાં એમ રહ્યાં રે
મુખવાસ કરતેલા જાઓ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૭

મુખવાસ કરશું ફુલવાડીએ
ફરતી ફીરંગીની ફોજ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૮

કયાંથી આવ્યા રે પીટયા જંગલા રે
માથે ટોપી ને બુરો વેશ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૯

× × ×

હાટે રૂવે હાટ વાણીયા રે
ચોરે રૂવે ચારણ ભાટ રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ? ૧૦

રાણી રૂવે રંગ મોલમાં રે
દાસી રૂએ દરબાર રે મલ્હાવરાવ
શહેરનો સુબો કયારે આવશે રે ?× ૧૧

સંપાદક: સૌ. ચતુરલક્ષ્મી દેસાઇ

---

× ઇતિહાસ કહે છે એટલે માનવું પડે છે, કે મલ્હારરાવ ગાયકવાડ સારા ન્હોતા. પરંતુ જો તે હકીકત સત્ય હોય તો ગુજરાતમાં ઘેરીએ ઘેરીએ મલ્હારરાવના રાસડા ગવાય ખરા ? એટલે મલ્હાર-રાવના પાડાશથી રૈયત જરૂર દુઃખી થઇ હશે એ ઉપલા રાસડાથી સાબીત થાય છે.

# દીપોત્સવી

[ રાગ-સખી ગગને ચઢનો ચાંદલો. ]

સખી દીન આવ્યા રળીઆમણા
હૈયે હરખ ના માય રે
આવી રૂડી દીપાવલી.

પ્રગટે દીવડા ગૃહે ગૃહે,
ઝળકે જ્યોત અપાર રે. આવી૦

રંગ બે રંગી સાથીયા,
આંગણે નિત્ય પૂજાય રે. આવી૦

આસો પાલવના તોરણ બાંધ્યા,
રાય અને રંક ઘેર રે. આવી૦

દીપોત્સવીના નવલા દીને,
લક્ષ્મીપૂજન થાય રે. આવી૦

ઘંટારવ મંદિરમાં ગાજે,
ભક્તિ રસ રેલાય રે. આવી૦

એવા શુભ દિનો અહીં,
આનંદોત્સવ થાય રે. આવી૦

કુમ કુમ પગલે દીપોત્સવી,
લાવે નૂતન વર્ષ રે. આવી૦

• શ્રી. વસુમતી દીવેટીઆ



# યાચના

અખંડ સૌભાગ્ય મ્હારી ચુંદલડી,
માગું માગું હો શકિત માત;
હો માત ! અખંડ. ૧

એરે ચુંદડીએ સત્ય સીતા માતનું,
સતી અનસૂયા માતના પ્રતાપ;
હો માત ! અખંડ. ૨

ચુંદડીએ સાખ પૂરે સુરજને ચંદ્રમા,
ચમકે સત્ય શીલના શૃંગાર;
હો માત ! અખંડ. ૩

બ્રહ્મા સાવિત્રી ને શંકર પારવતી,
શ્રી રાધાને કૃષ્ણની સૌભાગ્ય;
હો માત ! અખંડ. ૪

સંધ્યા ઉષાના રંગ ખીલ્યા રૂડા,
મયૂર પીછાંના રંગની કિનાર;
હો માત ! અખંડ. ૫

મેઘ ધનુષ્ય રંગ જેવી વાદળીઓ,
તારલાની રૂપેરી ભાત;
હો માત ! અખંડ. ૬

નિર્મળ સરિતાનાં તેજ પુંજ અંતરે,
સાગરથી ઉર્મિ સોહાય;
હો માત ! અખંડ. ૭

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ




( ભોળી રે ભરવાડણ હરીને વેચવા ચાલી—એ રાગ )

હું શું જાણું જે વ્હાલે મુંજમાં શું દીઠું ?
વારે વારે સ્હામું ભાળે મુખ લાગે મીઠું.
હું શું જાણું ?

હું જાઉં જળ ભરવા ત્યાં પુંઠે પુંઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બેડલું ચઢાવે.
હું શું જાણું ?

વઢું ને તરછોડું તોએ રીસ ન લાવે,
કોઇ કોઈ મીષે મારે ઘેર આવી બોલાવે.
હું શું જાણું ?

દુર થકી દેખી વ્હાલો મુને દોડયો આવી દોટે,
પોતાની માળા કાઢી પહેરાવ મારી કોટે.
હું શું જાણું ?

મુને એકલડી દેખે ત્યાં મ્હારે પાવલે લાગે,
રંક થઇ કાંઇ કાંઇ મ્હારી પાસે માગે.
હું શું જાણું ?

મુને જ્યાંજ્યાં જાતી જાણે, ત્યાંએ આગે આવી ડુંકે,
બેની દયાનો પ્રિતમ મ્હારી કેડ નવ મુકે.
હું શું જાણું ?

સ્વ. કવિ દયારામ

# પરદેશી કપડાં નહીં પહેરીએ*

નહીં પે'રીએ રે નહીં પે'રીએ, પરદેશી કપડાં નહીં પે'રીએ;
નહી વેડીએ રે નહી વેડીએ, ભારતની વાડી નહી વેડીએ.

પરદેશ થકી એ આવ્યાં છે, ભુખ દુઃખને ભેળાં લાવ્યાં છે;
તેત્રીશ કોટીને તાવ્યાં છે—પરદેશી.

એણે ઘરધંધાને ટાળ્યા છે, ગરવા ગામડીઆ ગાળ્યા છે;
લાખોનાં જીવતર બાળ્યાં છે—પરદેશી.

એમાં છે હિંદ તણી ફાંસી, એમાં છે હિંદ તણી હાંસી;
એથી ભારતમા ગઇ ત્રાસી—પરદેશી.

એ દારૂથી પણ ભુંડા છે, ગૌમાસ તણા એ કુંડા છે;
જમદુત તણા એ ઝુંડા છે—પરદેશી.

એ રાવણ કેરી માયા છે, કળજુગ તણી એ કાયા છે;
એ નર્કપુરીની છાયા છે—પરદેશી.

એણે વણકર સંહાર્યો છે, કાંતણીઆને પણ માર્યા છે;
એણે રસકસ લુંટાવ્યા છે—પરદેશી.

એણે ખેતર ખોદાવ્યા છે, ત્યાં સંચાને પધરાવ્યા છે;
બહુ ગરીબોને ગુંગળાવ્યા છે—પરદેશી.

અમે પૂર્વજના સોગન લઇએ, અમે ધર્મતણી સાક્ષી દઇએ;
આ ઉત્તમ વ્રતથી નહિં ફરીએ—પરદેશી.

કવિશ્રી હંસરાજ હરખજી

---

* કાવ્ય ત્રિવેણીમાંથી.

## વિંઝણલો

આકાશે આ વિંઝણલો કોણ વાય?
રજની રે ત્હારો સલુણો સચિયર રાણો વાય;
વિંઝણલામાં તારલીઆળી ભાત.
ધરતીમાં આ વિંઝણલો કોણ વાય?
સરિતાજી ત્હારો સાયબો સાગરરાણો વાય;
વિંઝણલામાં માછલીઆળી ભાત.
સરોવર પાળે વિંઝણલો કોણ વાય?
ઢેલડ ત્હારો વર રે મોરલીઓ વાય;
વિંઝણલામાં ચાંદલીઆળી ભાત.
પીંજર બેસી વિંઝણલો કોણ વાય
મેનાજી ત્હારો પિયુડો પોપટ રાણો વાય;
વિંઝણલામાં પીંછળીઆળી ભાત;
ગોખે બેસી વિંઝણલો કોણ વાય,
નણદલબાનો વીર વ્હાલમ મ્હારો વાય;
વિંઝણલામાં રામસીતાજીની ભાત;

કુમારી મધુરી પટેલ

## પ્રયાણ પંથે

એકલવાયો ક...થ
આજે ફેરો પડ્યો મયદાને.
એક બખિલ એ .
ધારી શું વીજળીને
વેગે લીધી સંગ રોજડીને—ફેરો૦
કેશર વાણી શું
કાયાની કાંચળીને
ધરે ભરેલું અંગ જબકીને—ફેરો૦
"ખારડી ન લેશ
ન આંસુડાં સારતો
રંગે લે મારો રંગ" બોલતીને—ફેરો૦
"પ્રેમે સિધાવો કંથ
પાળી નેમંત પંથ
પહોંચી બેઠાને જંગ" લેઈ ત્યાંને—ફેરો૦
રણમાં રણધીર
વીર આગે તું દબજાને
અંતમાં આપું અંગ સૌભાગ્ય તું—ફેરો૦
શ્રી. મોહનલાલ સોલંકી

# ઊડવાં આઘાં આઘાં રે

[ આશાભર્યા ને અમે આવિયા ]

આઘાં આઘાં તે ઊડે આભલાં
    ને આઘાં આઘાં ઘૂમે આકાશ રે !
        ઊડવાં આઘાં આઘાં રે.

આઘી ઊડે ઝીણી આંખડી,
    ને આઘી આઘી અંતરની આશ રે !
        ઊડવાં આઘાં આઘાં રે.

આઘા આઘા ડૂબે તારલા,
    ને આઘાં ઝૂલે નક્ષત્રનાં ઝુંડ રે !
        ઊડવા આઘાં આઘાં રે.

હૈયાની રાખ ઊડે ચોગમે,
    તેમાં પડવા શાં કર્મ ને કુંડ રે !
        ઊડવા આઘાં આઘાં રે.

શ્રી. અરદેશર ફરામજી ખબરદાર

# મેહુલાને

ગરજને મેહુલા !
        આભલે છાઇ ઘનઘોર,
વરસને મેહુલા !
        ચાતક ઝૂરે, એક નઠોર !......
    રસ હિણી થઇ ધરતી માતા,
    અધીર હશો છો જગ અન્નદાતા;
ઊતરને મેહુલા !
        ' મેઘ આવ ' યાચતો મોર......
    ઝરમર ઝરમર મેહ વરસને,
    વસુધા વલસે, દેહ સીંજવને;
સજવને મેહુલા !
        ચીર હરિત નવ-કોર......
ગરજ્યો ના,
    વરસ્યો ના,
        રસનિધિ રસ રેલાવે ના;
કહે ને ! કો'ના સૂત, સુકાં
        હૈયાં હરિત બનાવે, ના ?......
        શ્રી. ત્રિલોક દેસાઈ



# સ્નેહરંગ ઊંડા ઊંડા રે

મનડાના મ્હેલમાં પેઠો છે ચોર કોક
ભૂલાવે દેહ કેરું ભાન,
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

ચંદ્રી પ્રકાશી રહી આભ કેરે ગોખલે
હૈયે જગાવે રસતાન,
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

બંસરી બજાવી કાંઇ ઘેલછા લગાડે
કાનુડાના સૌ એ કામ
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

વાતો શીતલ વાયુ રમણે ચઢીને
ગાતો એ ગીતડાં તમામ,
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

હૈયાના ભાવ સૌ આંખોને બારણે
સ્વાગત કરે મારા રામ,
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

આત્માનાં નૂર એ આત્મામાં ઢાલવે
કહો એ લગ્નનાં દામ,
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

અંતરની વાંસળી કાનુડો વગાડે
દેવા છે એને દેહદાન,
સ્નેહરંગ ઉંડા ઉંડા રે.

શ્રી. જયંત દેસાઇ




## રાધકા રંગભીની

બીલી બીલીના રંગ લાગ્યો રૂડા રેઃ
રાધકા રંગભીની.

એનો માથાનો અંબોડો રેઃ
રાધકા રંગભીની.
જાણે છૂટો તેજણ ઘોડો રેઃ
રાધકા રંગભીની.

એના હાથની હથેળી રેઃ
રાધકા રંગભીની.
જાણે બાદલપરની થાળી રેઃ
રાધકા રંગભીની.

એના હાથની કળાયું રેઃ
રાધકા રંગભીની.
જાણે સોનાની શરણાયું રેઃ
રાધકા રંગભીની.

એના હાથની આંગળીયું રેઃ
રાધકા રંગભીની.
જાણે ચોળા મગની શીંગું રેઃ
રાધકા રંગભીની.

એના પગના અંગુઠા રેઃ
રાધકા રંગભીની.
જાણે સોપારીના રોઠા રેઃ
રાધકા રંગભીની.

સંપાદક : શ્રી. ગઢવી મેરૂભા મેઘાણંદ




હાંરે આવી શરદ અજવાળી
ફૂલે ફૂલે ભરી ભરી ડાળી ડાળી
આવી શરદ અજવાળી....

ઝરમર ઝરમર ઝાકળ ગરે
રમતાં ને ભમતાં ઝરતાં ઝરે
શીતળ સમીરની લહરીઓ સરે
આવી શરદ અજવાળી....

ચંદ્રિકા તેજ કટોરી સંગે
તરુવર ડાળે ઉતરે ઉમંગે
તેજ છાયાની રંગોળી રંગે
આવી શરદ અજવાળી....

ઢોલક બાજે, વેણુ વાજે
સોહે માંડવડી દીપક સાજે
ગરબે ઘૂમવાને આવોને આજે
આવી શરદ અજવાળી....

શ્રી. મનુ દેસાઇ




લેખક : રા. 'પ્રમોદ', બી. એ.

[ સપ્ટેમ્બર અંકના પાન ૫૧થી ચાલુ ]

## પ્રકરણ બારમું

### નિગ્રહ !

અઠવાડીયું થયાં કોઈ પ્રાણજીવનદાસને ત્યાં ગયું ન હતું. એક દહાડો યશોમતીએ આવી ત્રિવેણી વગેરેને ખબર આપ્યા કે મુક્તાબ્હેન તો આજે ચાર દહાડાથી આવ્યાં છે. પણ ઘેર કોઈને ખબર નથી આપ્યા.

નંદુભાઈને ચર્ચાના સ્વરૂપમાં પરોક્ષપણાથી વાતો મળ્યા હતા કે મુક્તા આવેલી છે. એમણે સુંદરલાલને વાત કરી: સુંદરલાલે યશોમતીને કહ્યું: યશોમતિએ આવી ત્રિવેણીને ત્યાં ખબર આપ્યા.

ભજિતનારીઓને આ વાત કેમ કેવી રીતે ગમી એ ન સમજાયું. સૌએ મુંગા મુંગા એક બીજા સામે જોયા કર્યું.

યશોમતી તો આ વાત કરી નાખી, એના ઉપર ચાવે તેમ બોલી. પોતાનો ભાર હળવો કરવા માગતી હતી. પણ એ તો ન થયું. એ એટલું સમજી કે પોતાને માઠું લાગી જાય એ બાબતે કોઈ કાંઈ બોલતું નથી. એને ઉલટું બોજ આકરું પડ્યું. એ પોતાની બ્હેનના આવા વર્તનથી થયેલો ઉદ્વેગ સમાવી શકતી ન્હોતી. એ રડવા માંડી.

"યશો, તું તે કાંઈ મુરખી છો ! એમાં તને શું છે ? બ્હેન ન આવી એમાં શું ? એનાં સાસરિયાંમાં-સગાંમાં રહેવા એને ફરજ પડી હશે. પરણ્યા પછી છોકરીઓ થોડાં પોતાની મરજી પ્રમાણે કરી શકે છે." અચલબાએ કોઈ પણ રીતે મુક્તાના વર્તનનું સમાધાન કર્યું કે જેથી યશોમતી રડતી બંધ રહે.

"બા, તમે આમ શા માટે કહો છો એ હું જાણું છું, તમે આમ ખુલાસો કરી દેશો. દુનિયા થોડી એ માનવાની છે ? લોકો તો અમને વીખી નાખશે."

"દુનિયાને મ્હોંએ થોડો ડૂચો દેવાય છે ? એ તો એની મેળે બોલે અને એની મેળે બોલતી બંધ થાય."

"બધું સાચું છે-પણ આ જુદી વાતછે."

"શું જાણે બ્હેન, હાથે કરીને ઝાડ કરવું હોય તો ભલે. હું તો કહું છું કે-કોઈએ એ વાત કરવાની જરૂર જ નથી: કોઈ પૂછે તો કહેવું કે હા, આવી છે. પ્રાણજીવનદાસને

# તલસાટ

( ઢાળ : લવીંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો )

મૂદી અવધો, ખૂટયાં ક્હાનાં, ખૂટયાં અશ્રુ મારાં જો
નિરખી નિરખી પન્થ પ્રીતમના, થાકયાં રે લોચનીયાં જો
કોને કહેવી વાત વીતકની ?
કોને પૂછું વાટ પ્રીતમની ?
હૈયા માંહી શું શું થાયે, કોને જઇને કહેવું જો ?
આશ્વાસનનાં શુષ્ક વચનથી, શાન્તિ શાને પામું જો ?

૨

મારા ભાગ્યે કયાંથી આવાં કારી દુઃખ નિર્માયાં જો ?
એના માટે કાંઈ ઉપાયો જગમાં ના સરજાયા જો ?
કયાંથી લાવું પ્રીતમ પ્યારા ?
શોધું કયાં કયાં સ્વામી મારા ?
સુધાકર તો લાગે આજે ઝેર ભરીને ધપતો જો ?
તો તલસાટ શાને ધીમે ધીમે વધતો જો ?

શ્રી. ચન્દ્રિક

---

... રોકાણી છે. એ એના સાસરાના નજીકના ભાઇ છે."

"બા, સાચી વાત કરું ? કોઈ કોઈને મ્હોંએ વાત ન કરે. પણ એ પરણી ત્યારે કેમ થયું હતું એ તો માત્ર મુંબઈમાં જ જાણુ થયેલ. પણ હવે બહુ હોહા થશે. બા અને બાપા ખાતાં પીતાં નથી."

"બા અને બાપા નકામાં કકળાટ કરે છે. એનો આંકડો કાઢી નાખ્યો હોય તો મુકતાએ. એને ગણતરી બહાર મૂકી દીધાં મૂકતાએ. અહીં આવી હતી ત્યારે એમને શણીવરાણીએ રાખતી મૂકતાઃ હવે પાછું હેરાન થાવું મૂકતા સારૂ. એ કયાંનો ન્યાય ! નામ મોંને હવે એનું."

"બા......" યશોમતી રડતી રડતી વધુ ન બોલી શકી.

"હું સમજું છું, બ્હેન, બધું એ સમજું છું. દેખવું એટલું દાઝવું છે. ગમે એમ કરીએ પણ આંખ આગળની વાત વિસરાવી મૂશ્કેલ છે. પણ કોઈ રસ્તો ખરો ? સુધરેલાં કુટુમ્બોમાં આપણી જૂની રૂઢિએ થોડું જોવાય છે ? અને મ્હોટા શહેરમાં કોને કોની પડી છે ?"

"હું કાંઇ નથી કહી શકતી, બા. મારી બા તો અનેક જાતની વાતો કરે છે. એ કહે એ સાંભળો તો ખબર પડે કે આ બધું શું છે ?"

"હશે માનો સ્વભાવ તે બોલે."

"એ તો તમારી પાસે આવવાનું કહેતાં હતાં. પણ મેં કહ્યું કે વળી તમને કયાં ઉપાધિ કરાવવી ?"

"નંદુબાઈ ઘરમાં બેઠાં મુઝાતાં હોય તો ભલેને આવે. બે વાત કરી નાખશે એટલે હળવું થઈ જવાશે. કહેજે ને કે આવે."

વૈદ્યરાજ બહાર ગયા હતા એ આવ્યાઃ એ આ બધા સાથે હવે તો એક થઈ ગયા હતાઃ એને એકબીજાંના ઘરની પણ પૂરી હકીકત મળી ગઈ હતીઃ એ ત્રણ દહાડાથી જાણુતા હતા કે મુકતા આવેલ છે પણ એ બોલ્યા ન હતા, અને બોલવા વિચાર પણ ન્હોતો કર્યો:

આવતાં વેંત એણે યશોમતીને જોઇ—રડતી જોઈ—અને એ સમજી ગયા. એણે તુરત જ વાતને જૂદા દોર ઉપર લીધી.

"યશો, પરિણામ કે દહાડે છે ?"

યશોમતીએ જરા સ્વસ્થ થઇ ટુંકો જવાબ દીધોઃ "હજુ તો બહુ વાર છે."

"ત્યારે એક કામ કરશો ? તમે બધા

થોડું થોડું ઘરવૈદું જાણી લ્યોને. હું તમને પાઠ આપતો જાઉં ? ".

સૌને હસવું આવ્યું.

વૈદરાજ, તમે કોની આગળ વાત કરો છો આ ? આ કાંઇ ગામડાનાં બ્રાહ્મણનાં છોકરાની પેઠે ભિક્ષા, કથા, જ્યોતિષ ક્રિયાકાંડ, વૈદું, રસોઇ, અને ખેપીયાગીરી કરવા માટે સરજાયેલાં છોકરાં નથી: કે તમારૂં એ માને ! " અચલબાએ બહુ જ હળવા તોરમાં કહ્યું.

" એ હોત તો સારૂં હતું: આ તો એથીએ ખરાબ છે. તમે ભણાવ્યાં એમાં એક ભિક્ષા સિવાય કશુંયે માણસને લાંછન લગાડનારૂં નથી; અને જો વાસ્તવિક જુઓ તો કથા, ક્રિયાકાંડ, જ્યોતિષ, વૈદક કે પછી રસોઇ અને ખેપીયાગીરી પણ જેઓ બરાબર સાધે છે એ ભિક્ષા નથી માગતા; વાર્ષિક માગણી કરે છે એ તો એણે વરસ દહાડો પરચુરણ પરચુરણ કરેલાં કામોનો સામટો દઇ દેવાનો ઉધડો બદલો છે. એટલે જો નિયમ તરીકેની માત્ર ભિક્ષા જ જે પ્રચલિત થઇ ગઇ છે તે બાદ કરો તો એ ગણાવ્યાં એમાં કઇ વસ્તુ શરમાવા જેવી છે ? "

" વૈદરાજ તમે ગમે એમ વાત કરો પણ આ ભણેલાંઓને એ વાત ગળે ઉતરવી જોઇએ ને ? " અચલબાએ કાંઇક કટાક્ષના સ્વરૂપમાં જવાબ આપ્યો.

" ભણેલાં હોય કે અભણ હોય. એટલી વાત તો સૌ સમજે છે કે દુનિયાં દુ:ખી છે– અજ્ઞાનને લીધે–ગરીબીને લીધે–દરદને લીધે. આમાં કયું પહેલું દૂર કરવાથી વધારે સારૂં એ કહી શકાય પણ જો ચર્ચાની વાત બાજુ પર રાખીએ તો એટલું તો ચોક્કસ છે કે દરદને તો માણસે જ્યાં દીઠું ત્યાં પહેલામાં પહેલું દૂર કરવા તજવીજ કરવી પડે છે. આ વાત જો માનવામાં આવતી હોય તો પછીની વાતનો તો આપોઆપ નિર્ણય આવી જાય છે. યશોમતિ, તું જ કહે. તને એક માણસ અર્ધભૂખ્યો કે અર્ધનગ્ન દેખાયો; એક માણસ નિરક્ષર દેખાયો અને એક માણસ દર્દથી પીડાતો દેખાયો. તારી સહાનુભૂતિ ભલે બધાં તરફ એક સરખી થાય પણ તું મદદ કરવા પહેલી ક્યાં જઇશ ? "

" દરદીને જ તો ! "

" બસ, મારે આજ સાંભળવું હતું: સારૂં થયું કે તું નિરક્ષરને તુરતાતુરત કક્કો શીખવા બેસી જવાનું કે અર્ધનગ્નને બજારમાંથી તુરતા તુરત કપડું લઇ આપી દેવાનું, અને તે પણ બાજુમાં પડેલા કીડાથી માથું

## મરજીવા

( બેટ ઝુલે છે તલવાર...એ રાગ )

ભારતને દ્વાર સખી કુંકુમના સાથીઆ
હોંસે પુરવાના છે કોડ
હાં રે બેની હોંસે પુરવાના છે કોડ.
ગાંધી, બાપુ ને વળી વલ્લભ જવાહીર
એની ન મળતી કંઇ જોડ...હાં રે બેની.
સત્ય સ્વાધિનતા મંત્રો ગજાવતા,
અંતર અહિંસાના પાઠો પઢાવતા;
મૂકીને જીવનની હોડ હાં રે બેની.
ત્યાગ તણા રાગમાં હૈયું હસાવતા,
થવું આઝાદ એ ભાવના જગાવતા;
અંતરમાં આશાના છોડ...હાં રે બેની
ચેતનને દિવડે હૈયું ઉજાળતા,
ચક્રાની જ્યોતમાં ગુલામી બાળતા;
બન્યા મરજીવા અજોડ...
હાં રે બેની હોંસે પુરવાના છે કોડ.

શ્રી પ્રબોધ દેસાઇ

નોંધ : લેખકની પરવાનગી સિવાય આ ગરબાનો કોઇએ પણ ઉપયોગ કરવો નહિ.

પછાડતા માણસની તુરતની હાજતને છોડી દઈને લઈ આવી દેવાનું ન બોલી. હું પણ તારી પેઠે જ માનું છું. અને એટલું માનીએ કે તુરત આપણને યાદ આવે છે કે જ્યારે જ્યારે આવું દેખાય ત્યારે ત્યારે આપણને ઉપચાર નહિં જાણતાં હોઈએ તો રંજ થાય છે. તમને પણ હું એટલા સારૂં જ કહું છું કે તમે થોડું થોડું ધરવૈદું શીખો. "

" તો પછી વૈદ ડાકતરનું શું થશે ? " ત્રિવેદીએ શંકા કરી.

x x x x x x x x x x x x x x x x x

## પ્રાર્થના !

હલેસાં ન માર ! હો ! હલેસાં ન માર !
બેનાં નીંદર ! મારી, હલેસાં ન માર !

સોણલાંની ભૂમિ મારી તીર્થભૂમિ,
એમાં મારા દેવની દુનિયા વસી;
તારી હોડી લંગાર ! સ્નેહ ઘાટે ઉતાર !
હલેસાં ન માર ! હો ! હલેસાં ન માર !
બેનાં નીંદર ! મારી, હલેસાં ન માર !

સોણલાંની કુંજેમાં દેવની છબી,
ફૂલોના હૈયે મારી સાથે મઢી;
તારી હોડી લંગાર ! કુંજ ઘાટે ઉતાર !
હલેસાં ન માર ! હો ! હલેસાં ન માર !
બેનાં નીંદર ! મારી, હલેસાં ન માર !

પ્રેમ પારેવડું પુરમાં ઊડી,
સોણાંની શેરીઓમાં કલ્લોલે, અલી !
તારી હોડી લંગાર ! પુર ઘાટે ઉતાર !
હલેસાં ન માર ! હો ! હલેસાં ન માર !
બેનાં નીંદર ! મારી, હલેસાં ન માર !

જો ! પેલા દેવ ઊભા પેખે મારી વાટડી,
હૈયું તલસે મારૂં, તલસે મારી આંખડી;
તારી હોડી લંગાર ! દેવ ઘાટે ઉતાર !
હલેસાં ન માર ! હો ! હલેસાં ન માર !
બેનાં નીંદર ! મારી, હલેસાં ન માર !

શ્રી. સરસ્વતીચંદ્ર મજમુદાર

" બ્હેન, તમે હળવે તોરે વાત કરો છોઃ હું આજે ગંભીરતાપૂર્વક કહું છું. એ એક ખરેખરી જરૂરીયાત છે. ઘણીવાર આપણે સ્હેજ ઉપચાર કર્યે ભયંકર આફત બચાવી શકીએ એવી સ્થિતિમાં હોઈએ છીએ પણ એટલા અજ્ઞાને આપણે લાચાર થઈ જઈએ છીએ. "

" પણ વૈદરાજ, તમને આજે આ શું વિચાર આવ્યો છે ? " ઓચિંતા જ એકદમ ગંભીર થઈ જઈને અચબલાએ પૂછ્યું.

" બ્હેન, એનું એક કારણ છે. મને લાગે છે કે તમે મને, આટલી મોટી ઉમર વાળાને, અને એક સંબંધીને મુરખ તો ન જ કહોઃ એમ તમોને લાગે તોય સંબંધને અંગે મુરખ ન જ કહો, છતાં હું તો કહું છું કે હું મૂરખ છુંઃ અને તમને કોઈને દુઃખ નહિં લાગે એમ માની કહું છું કે પ્રભુલાલ પણ મુરખ જ હતાઃ ન્હાનપણથી જ અમે બન્ને મૂરખ હતા. "

બધાં સાંભળી રહ્યાં. સૌને એમ થયું જ કે બન્ને મિત્રોની બોલવાની પદ્ધતિમાં બહુ ફેર નથી.

વૈદરાજ આગળ વધ્યાઃ " અમે ભણતા ત્યારે તમે ભણવાવાળાઓ જેમ તરંગી હો છો એમ તરંગી હતાઃ અને તમોને જેમ પ્રકાર પ્રકારના તરંગ પૈકી જેમ, એકાદો તરંગ ઘેલું લગાડે એમ અમને બન્નેને પણ એક તરંગે ઘેલું લગાડેલું. અમે જો એની પછવાડે ખરેખર ઘેલા થઈ શકયા હોત તો અમારે જીંદગીને છેડે પહોંચતાં સુધી પણ અમોને પોતાને મુરખ માનવા કારણ મળ્યું એ કારણ ન રહેતઃ પણ અમારા તરંગ ન નાબૂદ થયા, ન અમે એની પછવાડે ઘેલા થયા. પરિણામ એ આવ્યું કે દુનિયાદારીમાં વર્ષો વીતતાં ગયાં છતાં ન તરંગો

મળ્યા ન દુનિયાદારી સાધીઃ અમે માત્ર વર્ષોજ વીતાવ્યાં અને આવતા જન્મ માટે એક વાસના રાખી મૂકી કે જે કદાચ ત્યારે ફળીભૂત થાય. પ્રભુલાલનો તરંગ તમે જાણો છો. એને વસુધૈવ કુટુંબકમ્‌નો ખ્યાલ હતો; પનુ એમણે તો નોકરી કરી અને તક મળી ત્યાં ત્યાં વ્યક્તિગત રીતે કોઇને ને કોઇને કુટુંબવત્ ગણવા અને સ્થિતિ પહોંચી તેના પ્રમાણમાં પોતાની માન્યતા પ્રમાણે વર્તવાનું રાખ્યું. પણ નોકરી છૂટી નહિ અને નોકરી કરતાં કરતાં તો કોઇ પણ સિદ્ધાંતને પકડી તેનો પ્રચાર કરવાનું કે એ સિદ્ધાંતને અમલમાં મૂકાવવાનું એનાથી ન થયું, મેં પણ એવુંજ કર્યું. એ ચાલતા થયા ! હું એ દહાડે ચાલતો થઇશ, પણ એને અને મને બન્નેને વસવસો રહી ગયો કે કાંઇ થઇ શક્યું નહિ. આ અમારા સંયોગો હોય ગમે તો સંયોગોની સામે થવાની નિર્બળતા હોય પણ અમારાથી કાંઇ ન થઇ શક્યું એ નિર્વિવાદ છે. આ માત્ર અમારાજ કિસ્સામાં બન્યું અને બીજાના કિસ્સામાં નથી બનતું એવું નથી, ઘણાઓને થાય છે અને અમને એમ થયું પણ તમારી સ્થિતિ જૂદી છે. વળી અમોને તરંગ પછવાડે પડવા માટે જોઇએ તેવા સંયોગો ન મળ્યા એમ અમે બાનું કાઢી શકીએ છીએ એવું તમારે નથી. અમે એવી માન્યતાના હતા કે માણસે કુટુંબને ખાતર જાતને, જ્ઞાતિને ખાતર કુટુંબને, દેશને ખાતર જાતિને અને માનવતાને ખાતર દેશને ભૂલી જવાં જોઇએ. અમે એ ભૂલી શક્યા નહિ. મારી એક એવી માન્યતા હતી કે આપણો દેશ એ એક અનેક વર્ષોથી કચરાતો આવતો દેશ છે. અનેક જાતનાં દબાણોથી એણે પોતાપણું તદ્દન વિસારી મેલ્યું છે. પોતાપણું છે કે નહિ એજ એને યાદ નથી, એ રિયતમાં આર્ય તરીકેની વિશેષતાથી નહિ તો કાંઇ નહિ પણ આપણને માણસ હોવાનો ખ્યાલ આવે; અને માણસ તરીકે રહેતાં આવડે તો ઘણું છે. તમે બધાંએ માણસ તરીકે કેવા હોવું જરૂરનું છે એનો ખ્યાલ કર્યો છે અને એ રીતે રહેતાં શીખવાનો વિચાર કર્યો છે પણ અમારા અને તમારા વિચારમાં ઘણો ફરક છે. તમારો માણસનો ખ્યાલ વાણીવાળા પશુ તરીકેનો છે. અમારો ખ્યાલ વિચારવાળા પશુ તરીકેનો છે. માણસની વિશેષતા વિચાર કરવાની શક્તિમાં છે એને બદલે તમોએ એ

× × × × × × × × × × × × × × × ×

## અમારી રઢિયાળી ગુજરાત !

જય રઢિયાળી ગુજરાત !
જય રઢિયાળી ગુજરાત !
વીર નરોની માત,
જય, જય રઢિયાળી ગુજરાત !

કીર્તિની સુવાસ પ્રસારે મ્હોટા તેમજ બાળ,
ગાંધી જેવા તુંજ સુપુત્ર ભારત રખવાળ;
દેશ વિદેશે પ્રસરી ખ્યાત,
જય, જય રઢિયાળી ગુજરાત !

દયાનંદ સરસ્વતી સ્થાપ્યો આર્યસમાજ,
શૌર્યવંત નર્મદ, મલબારી કીધાં કીર્તિ કાજ;
જન્મકુખ તું ઉજળી માત,
જય, જય રઢિયાળી ગુજરાત !

અમી ભરેલી ધરણી તુંજ રસાળ વિશાળ,
સ્વર્ગ સમ સહુ કિલ્લોલ કરે અહીં નર ને નાર;
સ્વર્ગ ભૂમિજ સાક્ષાત,
જય, જય રઢિયાળી ગુજરાત !
'જય, જય' કારે નમીએ માત;
અમારી રઢિયાળી ગુજરાત ! !

શ્રી. માધવ ચોધરી

# ઝાંઝરીઆં

અભિનય ગીત

—: મિશ્ર મઢ :—

ઝાંઝરીઆં ઝમકતાં (૩)
નર્તનતા નર્તન અંગે,
ઘુમ ઘુમ ઘુઘરી ઘમકે,
ઝાંઝરીઆં ઝમકતાં.

ઉર ઊર્મિ કોમળ રાસ વહે,
મધુ અંગ મરોડ સુરંગ લહે;
રૂપા ચુંદડી ચુમી ચમકે,
ઝાંઝરીઆં ઝમકતાં.

કંઈ દીઠ અદીઠ થઇ રમતાં,
થન થન થન ભરઘુંઘટ ઘુમતાં;
કહો છુપુ છુપુ શીદ હસતાં ?
ઝાંઝરીઆં ઝમકતાં.

રૂપાળા કોમળ પાયે વસો,
ચારૂ ચાંદની ઝીણી ખૂબ હસો,
દીપ નેન ભરી કાં દમકે ?
ઝાંઝરીઆં ઝમકતાં.

દુખની ઘડીઓ અમ ઉર દમે,
તમ છલબલ ઠમકે શૂળ સમે,
ઉર ઠારમે રસ ઠમકે,
ઝાંઝરીઆં ઝમકતાં.

શ્રી. ધનવંત દેસાઇ

વિશેષતા વાણીમાં માની છે; તમે તમોને જે ઉગે તે કરવા પ્રયત્ન કરો છો. તમે પશુઓના જે ચાર ધર્મ કહેવાય છે એ ચાર પરત્વે જ તમારી શક્તિઓને રાકી દેવામાં માનો છો; અમે એથી આગળ વધી માણસની અગાધ માનસિક શક્તિમાં માની એનો પાર પામવામાં માનીએ છીએ; તમે એ જ દૃષ્ટિએ વ્યક્તિને મહાન્ માનો છો; અમે વ્યક્તિને મહાન્ માનતા છતાં એને સમાજનો માત્ર અંશ માનીએ છીએ. આટલું માની અમે આગળ વધ્યા અને આપણો દેશ લાચારીમાં આવી પડતાં સમાજ અને વ્યક્તિ જે તદ્દન ગણતરીમાંથી જ નીકળી ગયાં છે એણે ગણતરીમાં આવવું હોય તો શું કરવા જરૂર છે એનો વિચાર કર્યો તો અમને જણાયું કે આપણી પાસે પૂર્વ કાળની સ્મૃતિ સિવાય બીજું કશુંએ અભિમાન લેવા લાયક રહ્યું નથી ! અને અમારી સૈકાઓથી ચાલતી આવેલી નિર્ધનતા અને નિર્બળતાવાળી સ્થિતિમાં, કોઇક કોઇક ઝબકી ઉઠેલાં ગણ્યાં ગાંઠ્યાં માણસો સિવાય, કોઇએ પણ એ સબળાંઓની ગુલામગીરી સ્વીકારવાની ના નહીં પાડેલી હોય, અમારા ઉપર જે કાંઇ લાદવામાં આવે તે શિરોધરમ ગણવાની પરંપરા થઇ ગઇ છે. એવે વખતે અમારામાં ઘર કરી બેઠેલી નિર્બળતા અને નિર્ધનતા વ્યક્તિગત રીતે દરેકે દરેકે તજવા પ્રયત્ન કર્યા સિવાય બીજો રસ્તો નથી; અમે ચર્ચા પડતી મૂકી; અમે વિજ્ઞાન પડતું મૂક્યું; અને અમારું જે કાંઇ છે એ જાળવી રાખી માત્ર પાશવી બળ અને પાશવી ધન ભેગું કરવાનું પહેલામાં પહેલું જરૂરી છે એમ માન્યું. સાચા ખોટાની ચર્ચામાં ઉતરી–ગરીબીથી વિટળાઇ વળેલો માણસ જેમ સાચી ખોટી દવાની પેરવણીમાં બીજાના કહ્યા ઉપરથી ઉતરી જેમ આંખ ખૂલે તેમ–હવે જે કાંઇ

છે તે નહીં એવા અને નયું બળ અને નયું ધન–માનસિક અવદશા વધાર્યા વગર-વધારવા વિના બીજો કયો રસ્તો અમે સહીસલામત માનીએ ? અમને તો બીજું ન સૂઝયું: પણ એટલામાં અમારે અમારા રસ્તા શોધી લેવા ફરજ પડી: અને જીવનમાં માત્ર આ તરંગો જ રહ્યા: વખત મળ્યો ત્યારે ત્યારે અમે બળ કર્યું અને આક્રંદ કર્યું; પણ કશા પરિણામ વગર–આજે માત્ર એક જ વાતની યાદ રહી છે–એ એટલી જ કે અમારે તરંગો હતા; અમે તરંગોને મૂર્તિમંત ન કરી શક્યા; અમે એ તરંગોને વાસનારૂપે અમારા દેહની સાથે સાંકળી રાખ્યા છે."

" અને 'વાસના' વાળી માન્યતા જો ખરી નહિં હોય તો એ તરંગો અમારી સાથે નાશ પામશે." અચલબાએ ભણેલાંઓ જેમ વાક્યને પૂરું કરે એમ પૂરું કરી આપ્યું.

" હા. એમજ: પણ એ તો જો વાસના-વાળી માન્યતા ખરી નહિં હોય તો ? અમે એમ નથી માનતા: એક તો અમે વાસનાની માન્યતાનો અભ્યાસ કર્યો છે એમાં અમે એમ સમજ્યા છીએ તેથી, અને બીજું અમે અમોને જે કાંઇ વારસામાં પરંપરામાં મળ્યું છે તે સાચવી રાખવા અમે નિર્ણય કર્યો છે તેથી: અમે તો આ જન્મે પડતું મૂક્યું તે આગળ ઉપર કરવાના જ છીએ: પણ એ ક્યારે થશે એ નથી કહી શકાતું. આજે તો અમે તદન નિષ્ફળતા પામ્યા છીએ: છતાં જે તરંગ અમારો હતો અને છે એ ફલિત જોવાની આશા નથી જતી: એ માટે અમે બંને એ પ્રયત્ન કર્યાં: અને બીજાઓ એમાં પ્રયત્નો કરે તો સારું એમ અમે માન્યું. બીજાઓ એવા પ્રયત્નો કરે તે જોતાં અને બીજાઓ પાસે એવા પ્રયત્નો કરાવતાં અમને આજ સુધી આનંદ મળતો આવ્યો છે અને

## ગરબે ઘૂમવા જઇએ

આવી સુહાગણ શોભન રાત,
ગરબે ઘૂમવા જઇએ;
નીતરે નિર્મળ ચન્દ્ર પ્રકાશ,
ચાલો ઝીલવા જઇએ.

પ્રકૃતિ નર્તિકા નાચી રહી છે,
રજની સંગ પિયુ રાચી રહી છે;
ગર્જે ઘેલો સાગર રાજ,
ચાલો ઘૂમવા જઇએ.

ગાજે આભની અટારી,
ઝેરી દેવની દુલારી
ગરબે ઘૂમશું જ ઉમંગે,
નાચીશું ઢોલ મૃદંગે
પડઘા સૌ દિગ દિગન્તે
મધુર રાસના રચાશે
કીર્તિ શીખ ઝળહળ થાશે.
ગરવી ગુણીયલ ગુર્જર રાસ,
ચાલો ઝીલવા જઇએ;
હૈયે જેનો અણમૂલ વાસ,
ગરબે ઘૂમવા જઇએ.

આવી સુહાગણ શોભન રાત,
ગરબે ઘૂમવા જઇએ;
નિર્મળ નીતરે ચન્દ્ર પ્રકાશ,
ચાલો ઝીલવા જઇએ.

શ્રી. રજનીકાન્ત ભટ્ટ

હજુ કોઇ એવા પ્રયત્નો કોઇ કરે તો અમોને આનંદ થયા વિના ન રહે. એ જ ગણતરીથી હું તમોને એવું કાંઇક કરવા ઘણી વાર કહ્યા કરું છું અને આજે પણ કહું છું. "

"વૈદ્યરાજ, પણ ઘરવૈદું શીખવામાં તમારા જીવનનો મહાન્ તરંગ ક્યાં આવ્યો ?" યશોમતીએ પ્રશ્ન કર્યો.

"અમારા મહાન્ તરંગનું અમે પૃથક્કરણ કર્યું: નિર્ધનતા અને નિર્બળતા કાપી નાખવી–એટલો જ અમે નિરધાર કર્યો પછી એ કેમ કપાય એનો અમે અમારી શક્તિ મુજબ નિર્ણય કર્યો: નિર્ધનતા કાપવામાં વ્યક્તિએ વ્યક્તિ પગભર થાય ત્યારે કામ લાગે: અને એ પણ બીજાં અનેક તત્વો ઉપર નિર્ભય થવા વિના, અમે તો માન્યું કે ગ્રામ્ય-ઉદ્યોગ ઉપર દરેકે દરેક માણસે વળવું. અને તમામ રીતે સાદા પ્રકારની રહેણી કરણી અમલમાં મૂકવી, સારા શબ્દોમાં કહો તો સ્વદેશી અને તે પણ હાથની બનાવટો: આ કરવામાં જે કાંઈ બહારનું કે દેશનું જે નિર્ધન બતાવનારૂં હોય તે તજવાનું ખરૂં. બાકી રહી નિર્બળતા–એ સંબંધમાં અમે એમ માન્યું કે રહેણી કરણી સાદી થશે એટલે કાંઇક બળ તો એની મેળેજ આવી જશે. વધુ બળ મેળવવું શરીર કસીને–મન કસીને–અને શરીર તથા મનની બિમારીઓ હટાવીને આ કરવામાં ઘરવૈદું–બાળઉછેર–પશુપાલન–વ્રત–નિયમ એ બધાં આવ્યાં ? અમે જો અમારા રિવાજોનો વિચાર કરવા માંડયા તો અમને જણાયું કે પગ ઉપરજ ઉભા રહેવાની તાકાત સારૂ એ સૌ યોજ્યાં છે. એટલે અમે એ સૌને એના શુદ્ધ સ્વરૂપમાં મૂકવા પ્રયત્ન આદર્યો પણ એ અમારી પોતાની નબળાઇને લઇને સંગીન ન થયા ? તમે જો એ કરો તો સારૂં એમ મને લાગે છે. એથી જો તમે એ ભાર વહવા કબૂલ થાવ તો હું તમારા ઉપર લાદવા માગું છું."

"તો પછી આ બધી કેળવણી અમને તમે લેવરાવી કે લેવરાવો છો તે નકામી માનીજ કરો છો એમ ને ?" યશોમતીએ વળી પ્રશ્ન કર્યો.

"કેળવણી લેવાનો અર્થ તો એટલોજ છે કે બહારથી લેવાની મદદ આપોઆપ મેળવી લેવાની તાકાત મેળવવી; અથવા તો કેટલાક પ્રસંગો બહોળા વિસ્તારવાળા એમાંથી શોધી તેની આપોઆપ વિચારણા કરવાની તાકાત મેળવવી ! જે અગવડતા–વિશાળ શ્રમમાં ફરવા હરવાની ' ભણેલાને મળે છે તે અભણને મળતી નથી; અને એને અંગે ભણેલી અને અભણના કાર્યમાં કે કાર્યના પરિણામમાં જે ફેર આવે છે તે માત્ર પ્રમાણ પૂરતો અથવા તો ઓછાવત્તા અંશ પૂરતોજ ભણવાથી માણસનું માનસ બદલી શકે છે એમ હું નથી માનતો: માનસ તો જેવું એ માણસનું હશે તેવું જ રહે છે–ઓછું કે વધુ ઝળહળાટવાળું ઓછી કે વત્તી કેળવણીના પ્રમાણમાં; માનસમાં ફેરફાર કેળવણીથી ભાગ્યેજ પડે છે; ફેરફાર થાય છે એ કાંતો દુનિયાની ખાટીમોળી જોતાં જોતાં જો એકાએક કાંઇ ઝટકો લાગી જાય તો, અને કાં તો કોઇક અતિ પ્રતિભાસંપન્ન વ્યક્તિની કાયમી દોરવણી ભરી છાયા પડે તો, એટલે તમે જાણો છો એ તો તમારા જ્ઞાનનો વિસ્તાર વધારી શકવાની સગવડતા મળી શકે એ માટે.

"આમાં વિસ્તાર વધારવાની વાત જ ક્યાં આવે છે ? જો ખેતી, ગૃહઉદ્યોગ, ઘરવૈદું, અને એવા જ સંકુચિત ચિત્રમાં વિજ્ઞાને કરેલી પ્રગતિ તરફ દુર્લક્ષ કરીને પડવું છે તો કેળવણી શા માટે જોઇએ ?" યશોમતીએ વળી પ્રશ્ન કર્યો.

" એક જ કારણ ! વિજ્ઞાનનો પૂરો લાભ લેવા અમારી મરજી છે. પડોશીને ત્યાંની ગાડી જેવી ગાડીથી મારે ખાસ સ્થિતિ સંજોગોને લઇને વંચિત રહેવું પડે એમાં જેમ વિજ્ઞાનનો દોષ નથી, કે એથી જેમ વિજ્ઞાનના અભ્યાસનો બાધ નથી, એવો આ સામુદાયિક કિસ્સો છે. અમારે અભ્યાસ કરતાં છતાં, અને જાણતાં છતાં વિજ્ઞાનના લાભો તજવા પડે છે એ અમારા સ્થિતિ સંજોગોને લીધે; હું જો એમ માની લઉં તો જેમ મારા ઉપર કરજ થાય છે અને મારાં છોકરાં ઉપર બોજો થાય છે, એમ જો નબળાઇના યુગમાં મારો દેશ વિજ્ઞાનના લાભ લેવાનું ગમે તે ભોગે શરૂ કરે તો એ દેશ કોઇકનો કરજદાર થાય છે અને આવતી કાલની પ્રજાને બોજામાં ઉતારે છે. આ કારણે અમારે સંયમિત રહેવા જરૂર છે એમ અમે માન્યું છે."

" સંયમિત......" યશોમતીએ પ્રશ્ન શરૂ કર્યો પણ બહાર ન પાડ્યો.

" હા સંયમિત એ શબ્દમાં અમારી બધી ફીલસુફી અત્યારે તો સમાયેલી છે ! અને એ પૂરતાં કારણોથી ! તમોને ઉછરતી પ્રજાને એ શબ્દથી અનેક વાતો યાદ આવશે. પણ બધી વાતોનો એક જ નિર્ણય છે. એક કારણે કે બીજા કારણે ! સંયમ એ તો પહેલો; જો તમે સુખ ચાહતા હો તો તમારૂં, તમારાં સંબંધીઓનું અને તમારી આગળની પ્રજાનું; તમારૂં એક જ સુખ સાધનથી લોભાઇને ભરાયેલું પગલું શું નથી કરતું ? અથવા તો કહોને કે શું શું કરી મૂકે છે ? એનો જરાક પણ સ્વતંત્ર વિચાર થાય તો સંસારની કેટલીયે વિટંબનાઓથી તરી જવાય છે ! માત્ર એક જ ઉતાવળું, ક્ષણિક સુખનું પગલું અને જીવનભરનું કરજ."

" સંયમ...સંયમ...સંયમ આ તે કોઈ

આદેશ છે ? " યશોમતીએ આશ્ચર્યનું સૂચન કરતાં કહ્યું.

" કેવો છે ? સુંદર કે ભયંકર ? "

વૈદ્યરાજ, જીંદગીભર નિગ્રહ એ ભયંકર નહીં તો શું ? અને જો એ ભયંકર આદેશને વિસારી મૂકવા તજવીજ કરીએ તોએ તો પણ ભયંકરતા શિવાય કયાં કાંઈ માલુમ પડે છે ? " યશોમતિએ જવાબ દીધો.

" બહેન એમ કહો તો એમ ! પણ એક જ પ્રશ્ન કરી લઉં: આનંદના લોભમાં આખી જીંદગી ભયંકર રીતે ગાળવી એ ઠીક કે ભયંકર આદેશમાં માની આખી જીંદગી આનંદમાં ગાળવી એ ઠીક ? "

" મને તો એમાં સમજ નથી પડતી ! તરતના આનંદનું આકર્ષણ ન મૂકી શકાય એવું છે; કાયમી નિગ્રહની પંચાત ન સહન થાય એવી છે. એનો નિરતાર કેમ નીકળે ? "

" મેં તો કહ્યું: એ તો જેવું તમારૂં માનસ-આનંદ સંબંધમાં તમારો જેવો ખ્યાલ: તમે જો શરીરના સુખમાં જ આનંદ માનનારાં હશો તો ડગલે ડગલે એવો આનંદ મેળવી લેવા મથશો, અને જે દહાડે ભયંકરતા સામે આવી ઉભી રહે તે દહાડે એથી થોડી ડરી જઈ પાછાં એનો એ આનંદ શોધવા અને કરવા પ્રવૃત્ત થશો: એમાં મારૂં કહ્યું કે તમારાં બીજાં હિતેષીઓનું કહેવું જરાએ કામ નહિ લાગે ! ઊલટાં તમે અમોને આપ મેળે પહેલાં હિતેષીઓ કહેશો: એક જ માર્ગ છે મેં કહ્યો એ-કાતો તમને કોઈ અતિ પ્રતિભાસંપન્ન, સંયમમાં માનનારી વ્યક્તિ માર્ગદર્શન કરાવ્યા કરે અને કાંતો તમને દુનિયાદારીનો અતિ બળવાન્ ઝટકો લાગે. "

એ વખતે હીરાની માએ આવી યશોમતીને બોલાવી.

" શું છે ! " યશોમતીએ અને ત્રિવેણીએ સાથે પૂછ્યું.

" બા બોલાવે છે. "

" કેમ ? " યશોમતીએ પૂછ્યું: અને જવાબમાંથી એકાદ સહન ન થઈ શકે એવી બાબત નીકળશે એવી કુશંકા કરી.

" રહેજ જ. "

" જા. ત્યારે યશોમતી. " અચલબાએ હીરાની માના જવાબમાં યશોમતીના જેવીજ કોઈ બીહામણી ઘટનાની કલપના કરી કહ્યું. અને ઉમેર્યું: " વૈદ્યરાજ આવે ? "

" ના, બા. એવું કશું નથી. બા રહેજ જ બોલાવે છે. "

" સારૂં ત્યારે. જા, યશોમતી. " હીરાની માના જવાબમાં જરા પણ વિશ્વાસ કર્યા વિના ફરી વખત અચલબાએ કહ્યું.

અને યશોમતી ભારે પગલે ચાલતી થઇ.

" કાંઈક, મૂશ્કેલી ઉભી થઈ લાગે છે, જરૂર સુંદરલાલની તબીયત ખરાબ હશે ! " ત્રિવેણીએ શંકા કરી.

" કદાચ મુકતા આવી હોય અને બધાં વઢી પડયાં હોય ? " અચલબાએ જુદી શંકા કરી.

" એમ તો નહિં. આ બાઇનાં પગલાં કોઇની અણધારી બિમારીનાં ન્હોતાં: તેમ તકરાર સારૂ આવ્યાનાં પણ ન્હોતાં. " વૈદ્યરાજે બન્ને શંકાઓને ખોટી પાડતાં નવી કલ્પના રજુ કર્યા વિના કહ્યું.

" એવું શું હોય પણ ? " ત્રિવેણીએ સવાલ કર્યો.

" કદાચ સુંદરલાલ ભડકી ઉઠીએ એવી વાત કાંઈક કરતા હોય ! " વૈદ્યરાજે કલ્પના દોડાવી.

" એટલે ? ભાગી જવાની ? ઝેર ખાવાની ? કોઇને મારી નાખવાની ? કેવી ? " ત્રિવેણીએ વળી પૂછ્યું.

" અહીં બેઠાં વાતો કરવી એ કરતાં તપાસ કરવો એ સારો ! " વૈદ્યરાજે જવાબ દીધો.

" ત્યારે જાઉં ! " ત્રિવેણીએ રજા માગી.

" શાન્તિ નથી આવેલી આજે, કાં ! એ જાય તો ઠીક. ચાલો, એને મોકલું " વૈદ્યરાજે કહ્યું અને બહાર ચાલી નીકળ્યા.

# ભાત ભાતનું ભરત ગુંથણ

સૌ. લીલાવતી પટેલ

## (૧) બાળકની ટોપી

ટોપી ગુંથવામાં જોઇતી ચીજો—બે ઔંસ ઊન, ૧૦ નંબરના સોયા, ૧ વાર રીબન.

**ટોપી**—દસ નંબરના સોયા ઉપર ૯૯ ટાંકા લો અને ૬ લાઇનો સાદી ગુંથો. નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથો.

૧ લી લાઇન-સાદી. ૨ જી લાઇન-૬ સાદા, ૮૭ ઉંધા (બખીયાના ટાંકા પણ કહે છે) ૬ સાદા. ૩ જી લાઇન સાદી. ૪ થી લાઇન–૬ સાદા. * ૧ સાદો, ૧ આંટો, ૨ ટાંકા ભેગા ગુંથવા. * આ નિશાનીથી ફરી ગુંથો. અને છેલ્લા ૬ ટાંકા સાદા ગુંથો. આ ચાર લાઇનો ફરી પાંચ વખત ગુંથો. હવે ઉલટી બાજુ ડીઝાઇન ગુંથવામાં માટે પહેલી ૧ લાઇન સાદી ગુંથો .અને પછી ડીઝાઇનની ચાર લાઇન નવ વખત ગુંથો. ત્યાર પછી ડીઝાઇનની પહેલી અને બીજી લાઇનો ગુંથો.

આ માથા ઉપરનો ભાગ થયો. હવે પાછળનો ગોળાકાર ભાગ થશે. (હવેની બધી લાઇનો સાદી જ ગુંથવાની છે). પહેલા ૬ ટાંકા સાદા લો અને પછી ૧ ટાંકાના બે ટાંકા કરી બીજા ટાંકા સાદા ગુંથો. (૧૦૦ ટાંકા થશે). પછીની ૫ લાઇનો સાદી ગુંથો.

**પાછળનો ભાગ**—૧ લી લાઇન- * ૮ સાદા, ૨ ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી ફરી ગુંથો. ૨ જી લાઇન–સાદી. ૩ જી લાઇન– * ૭ સાદા, ૨ ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી ફરી ગુંથો. ૪ થી લાઇન-સાદી. આ પ્રમાણે જ્યાં ૮, ૭, છે ત્યાં આગળ એકેક ટાંકો ઘટાડતા જાઓ. એટલે અનુક્રમે



૬, ૫, ૪, ૩, ૨ અને ૧ રહેશે. ૨૦ ટાંકા રહે ત્યારે બે બે ટાંકા ભેગા ગુંથવા એટલે ૧૦ ટાંકા રહેશે. પછી તેને બંધ કરી દો, એટલે ટોપી તૈયાર થશે. હવે તેને ઉનથી શીવી લો. જે પ્રમાણે ઉંધી, છતી ગુંથી છે તે પ્રમાણે શીવવી. રીબનનાં મોટાં ફુલ બનાવી ટોપીની બંને બાજુ ચોંટાડી દેવાં.

[ ટોપી સાથે પહેરવાનો કોટ આવતા અંકમાં આપવામાં આવશે ]

# મહિયરની યાદ !

( રમેશીનાં સોણલાં આવે સાહેલડી...એ રાહ )

મહિયરનાં માન યાદ આવે રસઘેલડી
જીવન વસંત મારી સ્મરણે ઝૂલે !
દેવોના ધામસમી મહિયરની શેરીએ
રમવાની હોંશ ઉર ધાર્યા કરે !

ન્હાની હું બાળ હતી પગલી યા પાડતી
દાદાને દાદીને હૈયે વસી !
મોંઘેરી માવડીને હેતભર્યા બાપુજી
"કીકી અમ આંખની તું" કે'તાં હસી !

લાડીલો વીર ને હું કોડ ભરી બ્હેનડી
ભાઈબ્હેન જોડ સ્નેહ રેલી રહી !
સહીઅરનો સાથ ઉર ઉરને હુલાવતો
જીવનની સીમ મારી ઘેરી વળે !

રમતાં રસતાળી પ્રીય સખીઓની સંગમાં
પ્રીતમની પ્યાસ ઉર જાગ્યા કરે !
માગું હું ઇશ કને એટલું ઉમંગથી
"મહિયરની વેલ ચીર સ્થાયી રહે !"
મહિયરનાં માન યાદ આવે રસ ઘેલડી
જીવન વસંત મારી સ્મરણે ઝૂલે !

શ્રી હરિશંકર દવે

દસશેર દુધને માટે રવાની સેવ* શેર ના
લેવી અને તેને તપેલામાં ધીમાં સાંસતે તાપે સાંતળવી. બહુ લાલ થઇ જવા દેવી નહિ. પણ ગુલાબી રંગ પકડે. એટલે ગરમ કરી રાખેલા દુધમાં નાખી હલાવ્યા કરવું. જ્યારે દુધીની માફક ઉપર આવી જાય–દુધ ઉપર સેવ તરતી દેખાય અને એકમેક થઇ જાય, ત્યારે ઉપર મુજબના વજનથી ખાંડ લઇને નાંખવી. તથા બદામ, પીસ્તાં, ચારોળી, એલચી વિગેરે નાખવાં.

કેમ રમા, સમજ પડી? ધ્યાનમાં રહેશે.

હા. કાકી, પણ સાથે સાથે એક વાત પૂછી લેવા પણ મન પ્રેરાય છે.

શું, તે વળી કહીજ નાખને.

દુધપાક સાથે પુરી તો બનાવવાની હોયજ, પણ દુધપાક પુરીના જમણની બરાબર ડીસ તૈયાર કરવી હોય તો શી રીતે થાય.

એટલે કે ઉપરના જમણ સાથે કયાં કયાં શાક અથાણાં વિગેરે બંધ બેસતાં આવે એમ તું પુછવા માગે છે?

હા. એ પણ જાણી લેવું જરૂરનું છે.

જો ખાસ કરીને દુધના જમણ સાથે દહીંની કોઇ પણ વાની બંધ બેસતી આવે નહી તે વાત ખાસ ધ્યાનમાં રાખવી. દુધ પાક પુરી સાથે સામાન્ય રીતે બે શાક હોવાં જોઇએ. તેમાં એક તલાઉ, એટલે કોરૂં અને બીજું રસરસું અને એવાં પસંદ કરવાં.

વળી જેમ શીખંડ પુરીના જમણ સાથે વાલની દાળ બંધ બેસતી હોય છે તેમ દુધપાક સાથે મગની દાળ ઠીક અનુકૂળ પડે છે અને ફરસાણમાં પાતરાં (આલુનાં પાન), ખમણ ઢોકળાં, અગર કોઇ પણ જાતનાં ભજીયાં પૈકી ગમે તે એક ફરસાણ મુકાય તો ચાલે;

અથાણામાં એક તો આપણું સર્વ શ્રેષ્ઠ મેથીયાનું અથાણું, લીલા મસાલાની સારી મઝેની તાજી ચટની, વળી નવું આદુ મળતું હોય તો આદુની કાતરી તથા તલ કોપરાની ચટની વિગેરે.

ત્યારે તો એમ જ કહોની કે દુધપાક, પુરી, બે શાક, મગની દાળ, ફરસાણ બે ત્રણ જાતનાં અથાણાં ભાત, કઢી આટલું બનાવીએ તો બંધ બેસતી ડીસ તૈયાર થાય.

* મેંદાની સેવ કરતાં ઘેઉંને બદલે રવાની જે કુલરખાના નામથી ઓળખાય છે એની સેવ ઘણી સારી પડે છે. માત્ર રવાને થોડીવાર પહેલા પલાળી રાખવો પડે છે.



## [૧] શિયળની રક્ષા

પ્ર૦—"સ્ત્રીઓના શિયળની રક્ષા કેમ કરવી ?"

ઉ૦—'તમે હરિજન વાંચતાં નથી લાગતાં. આ પ્રશ્નની મેં વર્ષો અગાઉ ચર્ચા કરેલી અને ત્યારપછી અનેકવાર ચર્ચા થઇ શકે: ( ૧ ) સ્ત્રી પોતાના શિયળની રક્ષા કેમ કરે ? ( ૨ ) તેના સગા—પિતા, ભાઇ, આદિ તેની રક્ષા કરવામાં કેવી રીતે મદદ કરે ?



"જ્યાં અહિંસાનું શિક્ષણ હોય, અહિંસામય વાતાવરણ હોય ત્યાં તો સ્ત્રીએ પોતાને પરાધીન અને અબળા ન માનવી જોઇએ જો તેનામાં ખરી પવિત્રતા હશે તો તે પોતાને અબળા નહીં માને, કારણ પવિત્રતા એ જ એનું કવચ છે, એજ એનું સામર્થ્ય છે. મેં તો હંમેશાં માન્યું છે કે કોઇ સ્ત્રીની ઇચ્છા વિરૂદ્ધ તો તેના શિયળનો ભંગ થઇ જ નથી શકતો. તે ડરની મારી વશ થઇ જાય, અથવા પોતાની પવિત્રતાનું સામર્થ્ય ન લાગે ત્યારે જ તે રાક્ષસી વૃત્તિના માણસનો ભોગ થઇ પડે છે. જો પેલાનું શારીરિક બળ બહુ વધારે હશે તો તેની પવિત્રતા પેલો તેને વશ કરે તે પહેલાં મરવાનું બળ તેને આપશે. એ પોતાના યોગાગ્નિથી બળીને ભસ્મ થશે. સીતા રાવણને વશ ન થઇ તો તેની તરફ તે વિષયભરી દૃષ્ટિ પણ ન નાંખી શક્યો. તેમ તેણે અનેક ઉપાયો દ્વારા લીધા. રાક્ષસીઓનો ભય બતાવ્યો, લાલચો બતાવી પણ એકે ઉપાય કામ ન આવ્યો. શારીરિક બળ તો તેનામાં નહીં જેવું હતું ( રાવણની તુલનામાં ), પણ તેની પવિત્રતા તેની રક્ષાની ઢાલ બની તેની ઇચ્છા વિના રાવણ તેની પાસે આવી જ કેમ શકે ? એકાકી સ્ત્રી માટે આ આદર્શ છે.

'ભાઇ કે બીજા સગા માટે-તો રસ્તો સાફ છે. તે તો પેલી બહેન અને તેની ઉપર હુમલો કરવા આવનાર વચ્ચે ઉભો રહેશે. તે કાં તો પેલાને સમજાવશે, અથવા ન સમજાવી શકે તો તેને રોકતાં પોતાનો પ્રાણ આપશે. આમ એના પ્રાણ આપવામાં જ પેલાની વિષયવાસના શાંત થઇ જશે, મરીને એણે તો પોતાનો ધર્મ બજાવ્યો જ હશે, પણ પેલી બહેનમાં પણ આ બલિદાનને લીધે અપૂર્વ બળ આવશે અને ભગવાન તેને મદદ કરશે.

'પણ', સવાલ કરનાર બહેન બોલી ઉઠી; 'એમ પ્રાણ છોડવા સહેલા છે કે ?'

'ઓહો !' ગાંધીજીએ કહ્યું, 'પુરૂષના કરતાં સ્ત્રીમાં પ્રાણ છોડવાની વધારે શક્તિ છે. શિયળ રક્ષાને માટે જ નહિ. પણ એથી અલ્પ હેતુને માટે સ્ત્રીઓને આત્મબલિદાન આપતી જાણી છે. થોડા જ દિવસ ઉપર મારા પરિચયની એક ૨૦ વર્ષની બાળાએ પોતાનો પ્રાણ આપ્યો. વાત તો માત્ર એ હતી કે એના પતિ અને સગાંવહાલાં એને પરાણે ભણાવવા માગતાં હતાં અને એને એની ભણવાની ઇચ્છા ન હતી. બસ એણે પૂજા કરતાં કરતાં નાનકડા ઘીના દીવાએ પોતાની સાડી

સળગાવી અને કરો રૌ કકળાટ કર્યા વિના શાંતિથી બળી મૂઇ. પાસેના ઓરડામાં માણસો હતા, પણ તે લોકોને તે સારી પેઠે બળી ત્યાંસુધી ખબર ન પડી. આ પગલું સ્તુત્ય હતું એમ કહેવા નથી ઇચ્છતો, પણ એમાં અપાર શાંત હિંમત હતી, એમાં તો શંકા નથી જ. મારામાં તો મારો કચ્છ સળગાવીને બળી મરવાની શક્તિ નથી. બાકી એ ખરું કે આમ બળવાને માટે બહારની આગના કરતાં અંતરની આગ જોઇએ.'

એક બહેને પૂછ્યું: 'બાળકો સારી પેઠે ત્રાસ આપતાં હોય તેને છેક માર્યા વિના કેમ ચાલે? એકાદ લગાવીને ચૂપ કરીએ તો તુરત રહી જાય. ન લગાવીએ તો સારી પેઠે રોયા કરે.'

ખડખડાટ હસતા ગાંધીજીએ ઉત્તર આપ્યો 'આપણું પેલું સૂત્ર તો જાણો છો ના કે,

लालयेत्पंचवर्षाणि दशवर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रमिवाचरेत् ?'

'પણ મારવાનું દૂર રાખો. ગુસ્સો તો આવે, તેનું કેમ થાય?'

'ભલે તમારા એ ગુસ્સાને આપણે અહિંસક ક્રોધ કહીશું. પણ આ ડાહી માની વાત કરું છું, અજ્ઞાન માતાઓની વાત નથી કરતો, કેટલીક અજ્ઞાન માતાઓ માતા થવાને લાયક નથી હોતી.'

—પ્રજાબંધુમાંથી.

---

## [૨] સ્ત્રીઓને સ્વાશ્રયી શિક્ષણનો હેતુ

સ્ત્રીઓ સ્વાશ્રયી શિક્ષણ લે છે તે કાંઇ પુરૂષોથી સ્વતંત્ર રીતે વર્તવા કે પુરૂષોને દબાવવા માટે નહિ પરંતુ કેટલાંક માબાપો સમજે છે કે અત્યારે દરેક જણની સ્થિતિ એવી છે કે ઘડીકમાં શાહ હોય અને ઘડીકમાં રંક બની જાય છે. ગરીબ માબાપની દીકરી ગરીબના ઘરમાં જ પેધાય. તદુપરાંત આજે તો પુરૂષ જમાના આગળ રંક બની ગયો છે. ધંધાપાણી કે નોકરીચાકરી પર કોઇ જાતનો વિશ્વાસ મૂકી શકાય તેમ નથી. એમ સમજીને કેટલાંક માબાપો પોતાની દીકરી મોટી ઉમ્મરની થઇ હોય છતાં ભણાવે છે. કોઇ કદાચ ટકોર કરે, તો તેઓ એવો સીધો અર્થ લે છે કે "હશે! મોટી થશે તો વાંધો નહિ પણ ભણી હશે અને કાગળપત્ર ઉકેલતી હશે, તો કાંઇક વાંચીને પણ સમજશે તો ખરી!" સાથે સાથે મોટી થતાં સુધી "દીકરી કંઇ ભરતાંગુંથતાં કે સીવતાં શીખી હશે તો નોકરી કરવા ભલેને ન જાય પણ કુટુંબનાં-છેવટે તેનાં બાળબચ્ચાંનાં કપડાં ઘેરબેઠાં સીવતાં વેતરતાં કે ભરતાં ગુંથતાં શીખી હશે તો બાર મહિને સહેજે ૫૦ થી ૧૦૦ રૂપીયા સીલાઇ ખર્ચના બચાવશે અને 'ભગવાન' એવી સ્થિતિ ન આપે પણ કદાચ જમાઇની નોકરી બે ચાર મહિના તુટી ગઇ, તો બપોરના નવરાશને ટાઇમે પડોશી બેનના એકાદ બે કબજા સીવી નાખે તોય મહિને ખાધા જેટલા પૈસાનો ટેકો થઇ જાય 'સંઘર્યું સોનું કામ લાગે' તેવી વાત છે. જાણતી હશે તો ઉપયોગમાં આવશે. કશું જ જાણતી નહિં હોય તો શું મદદ કરશે?"

### શાસ્ત્રોના ખોટા અર્થો:

આનું નામ તે દીકરીનાં સાચાં હિતેશી માતા-પિતા. દીકરીનું ભલું અને દીકરીનું સુખ જ હંમેશાં પોતાના ભોગે પણ ઇચ્છતા હોય છે. અત્યારના જમાનામાં ખોટી મર્યાદાઓ, શાસ્ત્રોનાં પ્રમાણોના ખોટા ખોટા અર્થો કરી ભ્રમણામાં પડવાથી તો ઉલટા આપણે આપણી જાત અને દીકરીઓને દુઃખી કરીએ છીએ.

### એમાં લાંછન નથી

કેટલીંક બહેનો જેમને ભગવાને સારી સ્થિતિમાં મૂક્યાં છે, તેઓ પણ શોખ ખાતર આ કામ શીખે છે. તેમનો એ શોખ તેમણે વધુ ને વધુ પ્રમાણમાં કેળવવાની જરૂર છે. તેઓએ કેવળ બપોરનો ટાઇમ કુથલી કરવામાં એળે ન કાઢવો પણ તેઓ પદ્ધતિસરનું સીવણ અને વેતરણનું કામ શીખી લે, તો ઘેર બેઠાં બપોરના ટાઇમે ઘેર સંચો રાખી બચ્ચાંનાં કપડાં સીવે અગર પોતાનાં કપડાં સીવે તો એમાં શું લાંછન છે?

### બાળકોના ભાવીનો આધાર

સ્ત્રીઓ સ્વાશ્રયી થશે તો જરૂર જીવન નીભાવવામાં વિઘ્નરૂપ નહિ બને પણ સરળતા કરી

આપશે. તે સ્વચ્છંદી બની નહિ જાય પણ તે સ્વતંત્ર બનશે-સ્વતંત્ર વિચારની બનશે. સ્વતંત્ર વિચારની તમે તેને નહિ બનવા દો, તો તમે પોતે તમારાં બાળકોનું ભવિષ્ય હનુએ બગાડો છો, એમ સમજજો. કારણ કે બાળકોના ભાવિનો આધાર માતા પર છે. સ્ત્રીઓ સ્વતંત્ર રીતે વિચારી શકતી હશે, સ્વાશ્રયી હશે, શિક્ષિત હશે તો જો તમારામાં બાળકોને સમજ આપી હોય તો સમજશે કે, બાળકોના જીવન પર તેની કેટલી સરસ અસર થશે ! સ્ત્રીઓ સ્વતંત્ર અને પોતાના પગ પર ઊભતી હોય એટલી શક્તિ પ્રાપ્ત કરશે, તો શું તમારાં બાળકોમાં એ શક્તિને નહિ સીંચો ? જો તમે બાળકોનું ભલું ઇચ્છતા હો તો સ્ત્રીઓ ભણશે તો સ્વતંત્ર થશે ને બગડી જશે એ બીક છોડી દેવી જોઇએ. મનની સંકુચિતતા જતી કરશો, તો જ આ પ્રશ્ન તમને સમજાશે.

**મજૂરોનાં વિશાળ દિલ**

કયો વર્ગ સ્ત્રીઓને સ્વતંત્ર કરવા ના પાડે છે ? જે વર્ગ વધુમાં વધુ દબાયેલ અને દુઃખી છે, તે મધ્યમ વર્ગ. મજૂરોનાં દિલ વિશાળ હોય છે. તેમની સ્ત્રીઓ તો પુરુષો સાથે ખભેખભા મીલાવીને કાળી મજૂરી કરે છે. ગમે ત્યાં મજૂરી કરે છે, તેમના વિષે એમના પતિ શંકા લાવી શકતા નથી, તો તેમના ચારિત્ર્ય વિષે કોઇને પણ શંકા લાવવાનું શું કારણ છે ? ખરી રીતે તો મજૂર સ્ત્રીઓને આ જુદા જુદા વાતાવરણમાં ફરવાની ફરજ પડવાથી આસક્તિઓ અને બીજી અડચણોનો સામનો કરવાની શક્તિ આપોઆપ તેમણે કેળવી લીધી હોય છે. તેમને કોઇ ડરાવી શકતું નથી. તેમનામાંથી ભીરૂતા ગઇ હોય છે. તેઓ અભણ હોય છે છતાં બાળકો પ્રત્યે બહુ જ માયાળુ હોય છે. પેટ ભરતાં હોય છે અને સ્ત્રીઓ બચ્ચાંને પીઠ પર લઇ પુરુષ સાથે મજૂરી કરતાં આપણે જોઇએ છીએ. જુઓ તેમની મહેનત, તેમની કાયા, તેમનાં વિશાળ મન.

[ જ્યોતિર્ધરમાંથી ]

---

## [ ૩ ] પ્રાથમિક કેળવણી અને સિંધ સરકાર

હાલની સિંધ સરકારે સિંધમાં પ્રાથમિક કેળવણીને લગતા નિયમો ઘડયા છે. એ નિયમોમાં એવો એક છે કે બીન સિંધી ભાષાઓને સરકાર મંજુર કરશે નહિ બીન સિંધી ભાષાઓમાં અંગ્રેજી અને હિન્દી (દેવનાગરી અને ઉર્દુ લિપિ) ને અપવાદરૂપ ગણી છે. પ્રાથમિક પહેલા ધોરણથી જ સિંધી ભાષામાં શિક્ષણ અપાવું જોઇએ. હાલ બીન-સિંધી ભાષાઓમાં કેળવણી આપતી શાળાઓ માટે એક ખાસ સ્કીમ બતાવવામાં આવી છે કે ૧૯૪૬ સુધીમાં તેમણે સંપૂર્ણ સિંધી-ભાષા દાખલ કરી દેવી ૧૯૪૬ પછી કોઇ પણ શાળા કે જ્યાં બીન સિંધી ભાષા દ્વારા કેળવણી અપાતી હશે તેને સરકાર તરફની મદદ ( ગ્રન્ટ ) મળશે નહિ, અર્થાત સિંધ સરકાર ગુજરાતી ભાષાને મંજુર રાખશે નહિ.

> **લેખકો જરૂર નોંધી લે—**
>
> 'ગુણસુન્દરી' તંત્રી વિભાગની ટપાલ
>
> તંત્રી : ' ગુણસુન્દરી ',
>
> પ્રતાપગંજ, વડોદરા.
>
> એ સરનામે પત્રવ્યવહાર કરવો.

'સિંધમાં ગુજરાતીઓ બસો વર્ષ ઉપરથી વસે છે. હમણાં કુલ ત્રણ લાખથી ઉપરની ગુજરાતીઓની વસતી હશે, જેમાંના કરાંચી શહેરમાં જ લગભગ એક લાખ છે. *હાલમાં પ્રાથમિક શાળાઓમાં* કરાંચીમાં જ દશ હજારથી વધુ સંખ્યા (૧૦૭૯૫) ( કુલ સંખ્યાનો ત્રીજો ભાગ ) ગુજરાતી બાળકોની છે. કરાંચી શહેરમાં લગભગ ૫૫ ગુજરાતી નીશાળો ( પ્રાથમિક ) છે. જેમાં લગભગ અઢીસોથી ત્રણસો ગુજરાતી શીક્ષકો શીક્ષણ આપી રહ્યા છે.

સિંધ સરકારે હુકમ બહાર પાડી દીધો છે;

કરવામાં આવી હતી. જનતાની સેવા અર્થે તેઓએ એક મંડળ સ્થાપ્યું છે તેનું નામ 'ચોરવાડ સેવામંડળ' રાખ્યું છે.

**શ્રી પ્રભાબેન :** શ્રી હરખચંદભાઇનાં પત્ની છે. તેઓ ચોરવાડનાં રહીશ છે. સ્ત્રીઓને માટે હુન્નર ઉદ્યોગ વર્ગ ખોલવામાં આવ્યો છે. ત્યાં શીવણ, ભરત, ગુંથણ, ગરબા તથા ધાર્મિક પ્રવચન થાય છે. આ કામને માટે તેઓ પોતાનું મકાન આપે છે. અને જાતે ઉત્સાહથી ભાગ લે છે. અને મંડળમાં વાર્ષિક સો રૂપિયાની રકમ મળે તેવો પ્રબંધ કરવામાં આવ્યો છે.

**મીસ ગજ્જર** જેઓ મહેસાણા પ્રાંત શાળાધિકારી છે તેમના પ્રમુખપદે વાલમમાં મહિલા પુસ્તકાલય ખુલ્લું મુકાયું છે.

**સ્ત્રીઓ તથા દેવને :** આભૂષણો પહેરાવવા કે કેમ તે વિષે કુંડલા ગામમાં બે સાધુઓ વચ્ચે મતભેદ પડયો છે !

**મદ્રાસમાં સ્ત્રી મજુરો :** જેઓને રૂ. ૧૦ થી ૨૦ સુધીની આવક છે તેમને રૂ. ૨ મોંઘવારી ભથ્થુ આપવાનું ઠર્યું છે.

**શ્રી ઇન્દુમતી ગ્હેતા :** વડોદરામાં જુદી જુદી સંસ્થાઓ એકત્ર થઇ કૃષ્ણ જયંતી ઉજવી હતી. તે પ્રસંગે ખાસ અમદાવાદથી આવી મનનીય ભાષણ આપ્યું હતું. તે પછી બીજાં બે ભાષણો રખાયાં હતાં.

**શ્રી ચંદ્રીકાબેન પાઠક :** સુરત 'હિંદી પ્રચારક' મંડળમાં વ્યવસ્થાપક મંડળમાં સભ્ય તરીકે ચુંટાયાં છે. આ મંડળનું નામ બદલીને "રાષ્ટ્રભાષા પ્રચારક મંડળ" રાખ્યું છે.

**શ્રી વસંત શુક્લની નીમણુંક** વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલમાં થઇ છે. તેઓ તે પહેલાં સુરતના મહિલા વિદ્યાલયમાં હતાં.

**ત્રીચીનાપોલીના** રહીશ શ્રી જાનકીબાઇને વાંધા ભરેલા ભાષણ માટે એક વર્ષની સખ્ત કેદ થઇ છે. આ ધરપકડ હિંદ સંરક્ષણધારાની ૩૮ (૫) કલમને આધારે છે.

**શ્રી ઉમાબાઇએ** કલોલ મુકામે વ્યાખ્યાન તથા સંગીત રાખ્યાં હતાં.

**ડૉ. મીસીસ હસ્તીરેએ** સિદ્ધપુરમાં હરિજનોના લાભાર્થે ફંડ એકઠું કરવા માંડયું છે.

**વિજાપુર** મહિલા પુસ્તકાલયનું મકાન બંધાવા માંડયું છે. આ મકાન શ્રી વિઠ્ઠલભાઇ ઝવેરી તરફથી બંધાય છે.

**શ્રીમતિ બાઈ કાશી ઇશ્વરદાસ :** મહેસાણા તાલુકાના ગામ ખદલપુરના રહીશ બાઇ કાશીએ પોતાની પુત્રી બાઇ જડીના સ્મરણાર્થે સારી રકમ ખરચી કામને ઉપયોગી એક ચબુતરો કાયમ કરી આપ્યો. અને રૂ. ૧૦૦) ની રકમ ભેટ આપી છે.

**શ્રીમતિ ઇન્દુમતી સાઠે :** સંયુક્ત પ્રાંતના મહેસુલ ખાતાના પ્રધાન શ્રી સાઠેનાં પુત્રી છે. હિંદુસ્તાનમાં ગ્રેજ્યુએટ થઇ તેઓ લંડનમાં શીલ્પ જ્ઞાનની સ્લેડ શાળામાં શિલ્પજ્ઞાન મેળવવા ગયાં. ત્યાં ત્રણ વર્ષ અભ્યાસ કરી એ વિષયની પદવી મેળવી હિંદુસ્તાનમાં પાછાં આવ્યાં છે. તેઓ સુંદર શિલ્પ મૂર્તિઓ રચી શકે છે. ભીંસરી શિલ્પ કળાનો સારો અભ્યાસ કર્યો છે. શિલ્પને ધંધા તરીકે સ્વીકારનાર આ પહેલાં જ હિન્દી બહેન છે.

**શ્રી. જશોદાબેન** તે શ્રી મોરારભાઇ કલ્યાણજીની વિધવા પુ. સિકેર તા. બારડોલી. આ બેને ત્યાં મંદિર બાંધવા માટે બે હજારનું દાન કર્યું છે.

**શ્રી ચંદ્રમણિબેન ખાન વઝીર :** સુરતના દશા પોરવાડ વણિક મહિલા મંડળના પ્રમુખ, ચુંટાયાં છે.

**કુ. સુલોચના દલાલ તથા શ્રી અનસુયા** **કલાર્ક અને સુક્તાબહેન :** સુરતના દ. પો. વણિક મહિલા મંડળના મંત્રીઓ તરીકે ચુંટાયાં છે.

**મીસીસ ઠમેન્ડીનાબાઈ સેમ્યુઅલભાઇ:** અમદાવાદની મ્યુ. ગર્લ્સ હાઇસ્કુલના શીવણ

શીક્ષીકાએ પુનાની વિક્ટોરીઆ ટેલરીંગ એન્ડ કટીંગ પરીક્ષા ફર્સ્ટક્લાસ ડીપ્લોમા સહ પાસ કરી છે.

**શ્રી. આનંદીબેન જગજીવનદાસ :** કરજણ તાલુકામાં સ્ત્રીઓની રૂપીઆની બચત કરનારી સહકારી મંડળીના માનનીય પ્રચારક નીમાયાં છે.

**આર્યકન્યા મહાવિદ્યાલયમાં** આર્યબાળાના અગીઆરમો વાર્ષિક મહોત્સવ છે. તે પ્રસંગે વકતૃત્વ કળાની સ્પર્ધા થશે.

**શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજ :** વડોદરાની આ સમાજના સભ્યોએ કમાટીબાગમાં તા. ૨૨-૯-૪૦ ના રોજ ઊજાણી કરી હતી.

**શ્રી. સરલાબેન મ્હેતા :** વડોદરાની શ્રી ચીમનાબાઇ સ્ત્રી અને બાળસંરક્ષણ સંસ્થાનાં મંત્રી ચૂંટાયાં છે.

**શ્રીમતિ ખીજરાણીને :** બરસીપુરની સ્ત્રી છાવણીમાં ભાષણ આપવા માટે પકડવામાં આવ્યાં છે.

**શ્રીમતિ ઇરાવતી એન. દીવેટીઆ :** ( ખેડા તથા પંચમહાલના લોકપ્રિય એક્ઝીક્યુટીવ એન્જીનીયરનાં પત્ની )ને માનપત્ર આપવાનો મેળાવડો કલેક્ટર ઓફીસના હેડક્લાર્કનાં પત્ની શ્રીમતી ડાહીબ્હેન પટેલના પ્રમુખપદે ગઇ તા. ૪ થી સપ્ટેમ્બરે ઉજવવામાં આવ્યો હતો.

**અકોલાનાં ગં. સ્વ. જશવંતીબાઇ :** સી. ઓધવદાસે પોતાના પતિના સ્મારક તરીકે અકોલાની મ્યુનીસીપલ ગુજરાતી કન્યાશાળાને રૂા. ૫ હજાર આપ્યા છે.

**સોજીત્રામાં દીવાળીબાઇએ** પોતાના પતિ સ્વ પટેલ નારણભાઇ શામળભાઇ બીન દેસાઇ ભાઇના સ્મરણાર્થે પશુ દવાખાનું બાંધવા રૂા. ૫ હજારનું દાન આપ્યું છે.

**શ્રીમતિ રાવ ઇન્દીરાદેવી :** પેઠા પુરમના મહારાજાના બીજા પુત્રનાં પત્ની તા. ૧૩ મીના રોજ દેવલોક પામ્યાં છે.

**કુ. સી. એ. રાધાબાઈ :** જેમને દક્ષિણ હિન્દમાં ચલચિત્ર ઉદ્યોગ ઉપર એક નિબંધ લખવા બદલ મદ્રાસ વિશ્વ વિદ્યાલય તરફથી હાલમાંજ " એમ લીટ "ની પદ્વી એનાયત કરવામાં આવી છે.

**વડોદરાની શ્રી ચિમનાબાઈ સ્ત્રી અને** બાળરક્ષણ સંસ્થાના મકાનફંડમાં વડોદરાના નેક નામદાર દિવાન સાહેબે રૂા. ૨૦૦૦ આપ્યા છે.



## સર મનુભાઇ દિવાન ઇનામી નિબંધ

શ્રી. વડોદરા સાહિત્ય સભા, તરફથી સર મનુભાઇ દીવાન ઇનામી નિબધ હરીફાઇનો વિષય " ખેડૂતની કરજગ્રસ્ત સ્થિતિ તેનાં કારણો અને ઉપાયો. " શરતો વગેરે વધુ માહિતી માટે મંત્રી: સાહિત્ય સભા, પેલેસ રોડ, વડોદરા. એ સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતિ. છે.






### યુરોપનું યુદ્ધ અને કોંગ્રેસ

તા. ૧૯-૮-૪૦ ને દિવસે પૂના ખાતે કોંગ્રેસની વર્કીંગ કમીટી મળી હતી. તેણે ના. વાઇસરોયના છેલ્લા ઢંઢેરાને વખોડી કાઢી હિન્દમાં ઠેર ઠેર યુદ્ધ સમિતિઓ નીમી તેને જાહેરમાં વખોડવાનું ઠરાવ્યું હતું અને ચાલુ માસમાં આ કારોબારીનો ઠરાવ અખિલ હિન્દ મહાસભા સમિતિ ( ઓલ ઇન્ડીયા કોંગ્રેસ કમીટી ) સમક્ષ મૂકવાનું નક્કી કરેલું, આ હકીકત અમે અમારા ગયા અંકમાં જણાવી ગયા છીએ.

સપ્ટેમ્બરમાં મુંબાઇ ખાતે અ. હિ. મ. સમિતિ મહાત્મા ગાંધીજીની હાજરીમાં મૌ. આઝાદના પ્રમુખપદે મળી તેણે કારોબારીનો ઠરાવ માન્ય રાખ્યો અને મહાત્મા ગાંધીજીને પાછું મહાસભાનું નેતૃત્વ સોંપ્યું અને સંપૂર્ણ અહિંસાત્મક ( સ્વરાજ્ય પ્રાપ્તી તેમજ બ્હારના આક્રમણ સામે પણ રક્ષવા પ્રમાણે ) નીતિ સ્વીકારી. આ ઠરાવ દિલ્હીના ઠરાવથી જરા જુદો પડયો. દિલ્હીનો ઠરાવ બહારના આક્રમણ સામે હિંસાત્મક નીતિનો વિરોધ નહોતો કરતો બલકે તેને અપનાવતો હતો. આમ કોંગ્રેસે તે વખતે મહાત્માજીની અહિંસાત્મક નીતિને ગ્રાહ્ય નહોતી કરી અને મહાત્માજી ટુંક વખત માટે કોંગ્રેસમાંથી નિવૃત્ત થયા. મહાસભા સમિતિનો ઠરાવ લાંબો છે અને વાંચકને તો યાદ હશે.

પૂજ્ય મહાત્માજી પાછા કોંગ્રેસની લગામ હાથ લે એ ઘણું આવકારદાયક છે. હવે અમે કોંગ્રેસના ઉદ્દામ પક્ષને વિનંતી કરીએ છીએ કે તેણે મહાત્માજીને સંપૂર્ણ તાબે થવું, શિસ્ત તે માગે છે અને એમના નેતૃત્વ નીચે જેમ એ કહે તે અંતઃકરણપૂર્વક કરવું. મહાત્માજીના યુદ્ધ અને બ્રીટન પ્રત્યેના વિચારો જાણીતા છે. યુદ્ધ ગયે વર્ષે શરૂ થયું ત્યારે મહાત્માજીના શું ઉદ્દગારો હતા તે સૌ કોઇ યાદ કરે, મહાત્માજીને ' સલાહ ' આપવા કોઇ ન દોડે.

એક વર્ષમાં કોંગ્રેસે બે ત્રણ વાર મૂળભૂત નીતિમાં ફેરફાર કર્યાં અને પાછા જ્યાં હતા ત્યાં આવ્યા. મહાત્માજીને સેવાગ્રામ મોકલ્યા અને પાછા ગાદીએ બેસાડયા. હિન્દની મુખ્ય રાજ્યકીય સંસ્થાની આ વર્તણુંક શોભારૂપ નથી. અમને ઉદ્દામપક્ષ અને બીજા મુરબ્બીઓ ક્ષમા આપશે; લખાઇ જાય છે. અમે સૌ કોંગ્રેસવાદી ભાઇઓને નમ્રતાપૂર્વક વિનંતી કરીએ છીએ કે તેઓ જરા ધીમા પડે અને ઠરેલતા બતાવે.

*

### યુદ્ધ અને મુસ્લીમ :

લીગની કારોબારી કમીટીએ મુંબાઇમાં શ્રીયુત ઝીન્નાના પ્રમુખપદે મળી તેણે વાઇસરોયના છેલ્લા ઢંઢેરાને આવકાર્યો અને હિન્દને સ્વરાજ્ય મળે ત્યારે તેમને વળી મૂલ્યા કહી તેનો સ્વીકાર કર્યો. હવે નામદાર વાઇસરોયની મુખ્ય કારોબારી કાઉન્સીલમાં કોણ બેસે, કેટલા બેસે. વિ. માહિતી માંગશે. લીગે કોંગ્રેસથી જુદુ પગલું લીધું. અમને આ ઠરાવ લીગની દષ્ટિએ ગમ્યો છે. લીગ હમેશાં પોતાની દષ્ટિએ ઉપયોગી ઠરાવ જ કરે છે. તેના સભ્યો એકમત હોય છે, જે આપણે બોધ લેવા જેવું છે.

*

## એકપત્નીવ્રતનો કાયદો જરૂરી છેજ :

તા. ૨૪-૮-૪૦ ના જ્યોતિર્ધરના અંકમાં "એકપત્નીવ્રતનો કાયદો (બીજી બાજુ)" એ મથાળા હેઠે લાંબું લખાણ છે. આ લેખ અંગ્રેજીમાં એક દક્ષિણીબેને લખેલો હતો તે ગુજરાતીમાં રજુ કર્યો છે.

પહેલી વાતજ એ કે ખરાબ વસ્તુની બીજી બાજુ તપાસી ખોટું આશ્વાસન અપાયજ નહિં અને તેને માટે બીજી બાજુની દલીલો પણ ન હોઇ શકે: (૧) ગરીબ હોય ને ભુખે મરતો હોય તો શું એને ભુખે મરવું ? તેવો માણસ ચોરી કરે તેમાં શું ખોટું છે ? (૨) કોઇની માલીકીની વસ્તુ આપણને ખુબ ગમતી હોય તો કેમ લઇ ન લેવી ? (૩) દારૂડીઓ જે દારૂ પીવામાં મોજ માનતો હોય તો શું કામ રોકવો. એટલે ઉપરના ત્રણ દષ્ટાંતોથી આપણે જોઇ શકીશું કે ખરાબ વસ્તુને એમ બીજી બાજુ તપાસી ઉત્તેજન ન અપાય. એટલે સરકાર જ્યારે એકપત્નીવ્રતનો કાયદો કરે ત્યારે એને બીજી બાજુ બતાવી ગાંડુ સમર્થન કરી ઉત્તેજન આપવું એ સારૂં નહિં.

લોકો જે વસ્તુ સહેલાઇથી ન માને તેને માટે સરકારે કાયદો કરવોજ પડે. અને ફરજ પાડવી પડે અત્યારના કેટલાએ એવા બનાવો બન્યા છે કે શરૂઆતથી આ વસ્તુને ન ફાવે તો પુરૂષો નવી નવી ન્હાની ન્હાની બાળાઓને ફસાવી પરણવાનું ચુકે નહિં.

એ લેખમાં લખે છે કે એકપત્નીવ્રત અંગ્રેજ રાજ્યની અસર છે. પણ અંગ્રેજના રાજ્યમાં કેટલીયે વસ્તુઓ ગ્રહણ કરવા જેવી થઇ છે. તેનું અસરવાળું હોય તે બધું કંઇ ખરાબ છે ? સારી વસ્તુ તો જરૂર ગ્રહણ કરવી.

પ્રાચીનકાળમાં જ્યારે બહુપત્નીની પ્રથા ચાલુ હતી ત્યારે એકથી વધારે સ્ત્રી પરણનારનું જીવન ઘૃણાત્મક ગણાયું નથી તેમ તે બેન કહે છે. પરંતુ ઉચ્ચ ગણાતી કોમોમાં તો કોઇ દિવસ આ પ્રથા સ્વીકારાઇ નથી, અને તેથી જ તે ન્યાતને સંસ્કારી કહી છે. વળી બહુપત્નીવાળાના કુટુંબોમાં કજીઆ ખુબ થતા હતા તે લેખિકા કબુલ કરે છે. તો શું એ સ્થિતિ ઇચ્છવાયોગ્ય ખરી ?

શિક્ષિત પુરૂષ એક સ્ત્રીની હયાતીમાં ફરીથી પરણે તે જરૂર શરમ ભરેલું છે જ. અને અમે તો આગળ વધીને કહીએ છીએ કે જો મજબુત મનનો માણસ હોય તો એક પત્ની મૃત્યુ પામ્યાં હોય અને વસ્તાર હોય તો પણ પુરૂષે પરણવાનો લોભ જતો કરવો તેથી ઘણું દુઃખ અટકી જાય છે.

જો શિક્ષિત સ્ત્રી પોતે જાતે કોઇ નિર્દોષ સ્ત્રીના સંસારમાં વિક્ષેપ પાડી લગ્ન કરે તો તેની તરફ સમાજ તિરસ્કાર દર્શાવે છે તે તો વ્યાજબીજ કરે છે. કારણ કે સ્ત્રી થઇને સ્ત્રીનું હિત ભગાડે તે નિંદાને પાત્ર છે.

બહુપત્નીવાળા પુરૂષને પ્રાચીન સમયમાં અનીતિમાન નથી ગણ્યા એમ લાગે છે. આપણે કહી શકીએ છીએ કે એવા માણસોને ઉચ્ચ કોટીમાં એ નથી મુકયા; ઉચ્ચ ન્યાતોમાં કોઇપણ સંજોગોમાં (પત્ની હયાત હોય તો) ફરી લગ્નો નથી કરાતાં અને આવાં સખ્ત સામાજીક બંધારણને લીધે તેઓ આચાર વિચાર અને વર્તણુંમાં બીજાઓ કરતાં સંસ્કારી તો રહ્યા છે જ અને ઉચ્ચપદ જાળવી શક્યા છે.

એકપત્નીનો આદર્શ જાળવનાર પુરૂષો નીતિમાન નથી હોતા તેવી સમાજ શાસ્ત્રીઓની માન્યતા હોય તો તે બીજી પત્નીની સાથે લગ્નગ્રંથીથી જોડાયાથી નીતિનું ધોરણ સચવાશે એ કલ્પવું ભયંકર ભૂલ છે. જે પુરૂષ આવી દિશામાં એ ફાંફાં મારે છે તે નીતિમાં શીથીલ તો ખરોજ.

કાયદો કર્યાથી નૈતિક સ્થિતિ ન સુધરે તો પણ પત્ની અને છોકરાંની કફોડી સ્થિતિ થતી તો જરૂર અટકશેજ અને પ્રથમ પત્નીને દુઃખ થતું તો અટકશેજ.

પુરૂષની ફરજ છે કે પોતાની પત્નીને બરોબર તાલીમ આપી પોતાની બરોબર બનાવવી. તેમ કરતાં જો નિષ્ફળ બને તો તેના અને છોકરાંના હિતની ખાતર પોતે ભોગ આપવો સારો છે.

# બિલીપત્ર

( ૧ )

પહેલે કહું છું પહેલી વાત
બ્રાહ્મણ જમવા બેઠા સાત
જમતાં જમતાં વઢી પડયા
વઢતાં વઢતાં રણે ચડયા
રણમાં રેતી છે ભરપૂર
રેતી ચાલી નીકળ્યા દૂર
દૂર દૂર ધરતીના અંત
જોવા દરિયો મનમાં ખંત
ખંત ધરીને જોવા ગયા
ભરતીનાં જળ જોઇ રહ્યા.

( ૨ )

બીજે કહું છું બીજી વાત
ધોળો કાગળ કાળી ભાત
ભાતે ભાતે રાતાં ફૂલ
રાતાં ફૂલનાં મોઘાં મૂલ
મૂલ કરી પૈસા મેં લીધા
ફરવા બાગ બગીચા કીધા
બાગ બગીચે સુંદર મોર
બોલી કરતા શોર બકોર
મોર પીંછીઓ સુંદર લીધી
કૃષ્ણ પ્રભુની કલગી કીધી.

( ૩ )

ત્રીજે આવી ત્રીજી વાત
ગયો દિવસને આવી રાત
તારા ચમકે ચાંદા સાથ
નવલખ તારા ભરતા બાથ
બાથ ભરીને રમતા રાસ
અંધારાં છલકે ચોપાસ
ચોપાસે વિજળી ચમકંતી
ચમકી અજવાળાં છલકંતી
છલક છલક જગ આખું થાય
ઊગે દિવસ દૂનિયા દરખાય.

શ્રી. મહીપત જોષી

# જંગલનો આનંદ

'બાપુ, આજે તો હું ખેતરે આવવાનો.' કનુએ કહ્યું.

'લે ચાલ ત્યારે. કપડાં પહેરી લે.' બાપુની રજા મળી.

'સાચવીને જજે. અને તારા બાપુ પાસે જ રહેજે; નહિતો ભૂલો પડીશ.' કનુની બાએ શિખામણ આપી.

'આ કનુને સાચવજો કયાંય કુવે હવાડે ડોકીયું ન કરે.' કનુના બાપે કહ્યું 'સારૂં' અને બન્ને ચાલી નીકળ્યા. આવ્યા ખેતરમાં.

ગાડેથી બળદ છોડયા અને કોસ ભરવા લાગ્યા. પણ અહિં બેઠા રહેવું કનુને કેમ પાલવે? બાપુની નજર ચૂકવીને એ તો નાઠો. આવ્યો જંગલમાં. જાણે આખા વનનો માલીક હોય તેમ જે જે વસ્તુને જોતો તેની સાથે વાતો કરતો અહિં તહિં ફરવા લાગ્યો. ફરવાના હર્ષમાં વખત કે અંતરનું ભાઈને કંઇ ભાન જ ન રહ્યું. હવે તેને લાગ્યું કે પોતે તો પિતાથી ખૂબ દૂર નીકળી ગયો હતો. પણ હવે શું થાય? ભાઈએ રસ્તો તો જોયો જ નહોતો.

એટલામાં તેણે એક મધમાખીને ગણગણતી જોઈ અને મનમાં વિચાર કર્યો કે આને જ રસ્તો પૂછી લઉં. પણ ત્યાં તો બોરડીનું ઝાડ જોયું. લાલ પાકાં બોર જોઇને તેના મોંમાં પાણી આવ્યું. તરત જ એ તો બોરડી ઉપર ચઢી ગયો અને ખીસામાં માય તેટલાં બોર ઠાંસી ઠાંસીને ભરી લીધાં. તે આગળ વધ્યો. પણ બાવળની ઝાડીએ તેને રોકયો. તેને બાવળના થડને પંપાળ્યું અને પૂછયું: 'બાવળ, બાવળ, મારા બાપુના ખેતરનો માર્ગ કયો?'

બાવળે બોલવા ઘણોએ પ્રયત્ન કર્યો પણ પવન જ નહોતો ને. આથી તેણે જમણી બાજુ એક પાંદડું નાખ્યું કનુ જેવો તે ઉપાડી લેવા જાય છે તેવી જ બાવળની કુમળી ડાળી સહજ તેના ગાલ સાથે અથડાઇ. ડાળી બોલી તો ન શકી, પરંતુ ઝરા તરફ વળી, કનુ ઝરા પાસે ગયો અને ઘુંટણીએ પડીને પીવાય તેટલું પાણી પીધું. પછી ઝરાને માર્ગ બતાવવા કહ્યું, પણ તેમાં પથરા ન હોવાથી તેમની સાથે અથડાઇને ઝરો બોલી ન શકયો. છતાં સૂર્યપ્રકાશમાં એ એવો તો ચળકયો કે કનુને આગળ ને આગળ વધવાનું મન થયું. તે એક વિશાળ મેદાનમાં આવ્યો અહિં તેણે એક ભુરા પતંગિયાને જોયું અને તેની પાસે દોડી જઇને કહેવા લાગ્યો, 'મને રસ્તો બતાવને મારા પિતાના ખેતરનો.'

પતંગિયું બોલ્યું: 'હું તારા પિતા પાસેથી જ આવું છું. ચાલ મારી સાથે.' અને બન્ને ચાલવા લાગ્યા. પણ કયાં કનુની ઝડપ અને કયાં પતંગિયાની ઝડપ! પતંગિયું તો અધીરૂં બન્યું. માંડ માંડ કનુ તેની સાથે દોડી શકયો. પણ ત્યાં તો બીજા પતંગિયાને જોતાં જ પેલું પતંગિયું ચાલ્યું ગયું. કનુ એકલો પડયો આથી તે ટેકરી ઉપર નિરાશ થઇને બેઠો. ભુરા આકાશ અને મોટા સૂર્ય પાસે માર્ગ બતાવવાની

# નવી નવાઇઓ

અમેરિકામાં મીશીગન પ્રદેશમાં એક પુસ્તકાલય છે તેમાં પુસ્તકો જ નથી ! એ પુસ્તકાલયનું નામ ' કેનેરી પુસ્તકાલય ' છે. કેનેરી એક જાતનું ચકલી જેવડું મીઠા હલકથી ગાઇ માણુસ જાતને આરામ અને આનંદ આપનાર પંખી છે. આ પુસ્તકાલયમાં ચોપડીઓની જગાએ આ જાતનાં પંખીનાં પાંજરાં રાખવામાં આવેલાં છે. ઇસ્પીતાલમાં દર્દીઓ આવે એના ખાટલા ઉપર આવા એક પાંજરાને રાખવામાં આવે છે. કેનેરી પંખી પોતાના મીઠા સુરીલા સાદે ગીતો ગાઇ બિમારને વખત આનંદમાં પસાર કરાવવામાં કિંમતી ફાળો આપે છે. દરદી માટે પુસ્તકો કરતાં પણ આ પંખીનાં ગાન વધુ ઉપકારક જણાયાં છે, એટલે પુસ્તકો વિનાના આ અજબ પુસ્તકાલયને ત્યાં નભાવવામાં આવે છે.

*

હસી હસીને પેટ દુખી ગયું એમ તો તમે ઘણી વાર વાંચ્યું હશે, પણ ઝેઓસીસ ( Zeoxis ) નામનો એક ચિત્રકાર થઇ ગયો એની વાત ખૂબ આશ્ચર્ય પમાડે એવી છે.

એ ચિત્રકારે એક રમુજી ચિત્ર દોર્યું. ચિત્ર પૂર્ણ થયું એટલે એ જોઇને એને એટલું બધું હસવું આવ્યું–એટલું બધું હસવું આવ્યું–કે છેવટે એ હસતાં હસતાં મરી ગયો !

*

વિજ્ઞાનશાસ્ત્રીઓએ " વુલ્ફ ૪૫૭ " ( Wolf 457 ) નામનો એક તારો આકાશમાં હાલમાં શોધી કાઢ્યો છે. એ સૌથી વધુ ઘટ્ટ વજનનો ગ્રહ હોવાનું મનાય છે. નિરીક્ષકોએ એવી ગણતરી કરી છે કે આ ગ્રહના ૧ ઘન–ઈંચ જેટલા પદાર્થનું વજન ૧૦,૦૦૦,૦૦૦ રતલ જેટલું થાય છે !

*

આફ્રિકાના મીસર ( ઇજીપ્ત ) ના પ્રદેશમાં હજારો વર્ષનાં જૂનાં પ્રેત–મંદિરો ( પિરામીડો ) છે. એ જમાનામાં આજથી આશરે ૩૩૦૦ વર્ષ ઉપર થઇ ગયેલા એક મીસરના રાજાના પ્રેત–મંદિરમાંથી મધનો એક ઘાડવો મળી આવ્યો છે. ૩૩૦૦ વર્ષો થઇ જવા છતાં આ ઘાડવામાં મધની સોડમ એવી ને એવી જ રહી છે.

*

સૌથી કિંમતી ધાતુ કયી ? સંસ્કૃતમાં કવિઓ કહી ગયા છે કે सर्वे गुणाः कांचनमाश्रयन्ते । અર્થાત સોનું સૌથી શ્રેષ્ટ મનાય છે. પરંતુ આ જમાનામાં તો એ મૂલ જ ગણાય. પોલોનિયમ ( Polonium ) નામની એક ધાતુ વીજળીનો સામાન બનાવવામાં વપરાય છે તે સોનાથી ૫૭,૦૦૦ ઘણી કિંમતી છે.

*

એક મોટા નર હાથીનું વજન ૫ ટન ( આશરે ૨૮૦ મણ ) નું હોય છે. એ જયારે દુશ્મન ઉપર હુમલો કરે છે ત્યારે એની ગતિ કલાકના ૨૫ માઇલની હોય છે.

*

સ્ત્રીઓ પુરૂષો કરતાં મોટા અવાજને વધારે સારી રીતે સાંભળી શકે છે, જ્યારે પુરૂષો સ્ત્રીઓ કરતાં ઝીણા અવાજ વધારે સારી રીતે સાંભળી શકે છે.

માંસાહારી લોકો પોતાના ખોરાકમાં કલેજી ( લીવર ) ખાવાનો રિવાજ રાખે તો કાળા વાળ સફેદ થતા અટકી શકે છે એમ શોધ થઇ છે.

*

આંખનો એક પલકારો (એટલે કે આંખનાં પોપચાં બીડાઇને ઉઘડે એટલો વખત) વિજ્ઞાનશાસ્ત્રીઓએ માપી જોયો છે, અને તે ૧/૪૦ સેકન્ડ જેટલો જણાયો છે.

*

કંગારૂ નામના ઑસ્ટ્રેલિયામાં વસતા એક જાતના પ્રાણીને માણસની વાસ ઠેઠ ૪ માઇલ દૂરથી આવે છે.

*

સ્વિટ્ઝર્લૅન્ડમાં દર એક ચોરસ માઇલે સરેરાશ ૧૬ કુદરતી જળપ્રવાહનાં ઝરણાં છે.

*

જાડા માણસો પાતળા માણસો કરતાં વધારે દારૂ પી શકે છે. એટલે કે પાતળા માણસને એ દુષ્ટ નાપાક ચીજ જેટલા પ્રમાણમાં પીતાં નશો ચડે એટલો દારૂ પીવાથી જાડા માણસને નશો ચડતો નથી. જાડાને છાકટા બનવા માટે વધારે પ્રમાણમાં દારૂ પીવો પડે.

*

દુનિયામાં ૪૦૦ પ્રકારનાં જંતુભક્ષી ઝાડ છે.

*

ઇટલીમાં સોનું, ચાંદી, તાંબુ કે પિત્તળના સીક્કાના બદલે હવે કદી કટાય નહિ એવા પોલાદની ધાતુના લોખંડના સીક્કા ટંકશાળમાં પાડવામાં આવે છે.

*

દેડકાં પાણીની અંદર રહેલાં હોય ત્યારે પણ ડ્રાંઉં-ડ્રાંઉંનો અવાજ કરી શકે છે.

શ્રી. રમણલાલ નાનાલાલ શાહ

卐

## બચોલિયું

૧

મેં તો ભુરી બિલાડીનું પાળ્યું...બચોલિયું રૂપાળું.
અરધું ધોળું ને અરધું કાળું...બચોલિયું રૂપાળું.
એ તો નાના નાના પંજા વાળું...બચોલિયું રૂપાળું.
ઉંદર મામાને લાગે અકાળું...બચોલિયું રૂપાળું.

૨

એ તો પાણીથી છેટું ભાગે...બચોલિયું રૂપાળું.
દૂધ લેયું કે પીવા લાગે...બચોલિયું રૂપાળું.
એ તો ઉંદરની આશે જાગે...બચોલિયું રૂપાળું.
બાલમિત્રોને વ્હાલું લાગે...બચોલિયું રૂપાળું.

૩

એ તો લાગે મજાનું સુંવાળું...બચોલિયું રૂપાળું.
એને ગમે નહીં અજવાળું...બચોલિયું રૂપાળું.
એ તો ઘેર ઘેર ફરવા વાળું...બચોલિયું રૂપાળું.
પુરી ઘરમાં ને દેઇ જાઉં તાળું...બચોલિયું રૂપાળું.

શ્રી. નર્મદાશંકર લી. દવે

# જાણવા જેવું

**દુનિયામાં ઉંચામાં ઉંચું શિખર કયું છે ?** હિંદુસ્તાનમાં હિમાલય પર્વત ઉપર આવેલું માઉન્ટ એવરેસ્ટ (ધવલગીરી) ૨૯,૧૪૧ ફીટ ઉંચું છે.

**દુનિયામાં લાંબામાં લાંબી નદી કયી છે ?** ઉત્તર અમેરીકામાં આવેલી મીસીસીપી અને મિસુરી નદી ૪,૨૦૦ માઇલ લાંબી છે.

**દુનિયામાં મોટામાં મોટું શહેર કયું છે ?** ઈંગ્લેંડમાં આવેલું લંડન શહેર.

**દુનિયામાં મોટામાં મોટો અને ઉંડામાં ઉંડો મહાસાગર કયો છે ?** અમેરીકા ખંડ અને એશિયાખંડની વચ્ચે આવેલો પેસીફીક મહાસાગર જેની વધુમાં વધુ ઉંડાઈ ૬ માઇલ છે અને એનો ઘેરાવો ૫,૫૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે.

**દુનિયામાં મોટામાં મોટું રણ કયું છે ?** આફ્રિકામાં આવેલું સહરાનું રણ કે જેનો ઘેરાવો ૩૫ લાખ ચોરસ માઇલ છે એટલે કેટલું તે ખબર છે? બે હિંદુસ્તાન જેટલું.

**દુનિયામાં ઉંચામાં ઉંચું મકાન કયું છે ?** અમેરીકામાં આવેલું એમ્પાયર સ્ટેઇટ બીલ્ડીંગ કે જેની ઉંચાઇ ૧,૧૦૦ ફીટ છે.

**દુનિયામાં મોટામાં મોટો મહેલ કયો છે ?** રોમમાં આવેલો વેટીકન મહેલ છે.

**દુનિયામાં પૈસાદાર માણસ કોણ છે ?** હેન્રીફોર્ડ નામનો માણસ છે.

**દુનિયામાં ઉંચામાં ઉંચું પુતળું કયું છે ?** ન્યુયોર્કમાં આવેલું સ્વતંત્રતાનું પુતળું ૧૫૧ ફીટ ઉંચું છે.

**દુનિયામાં વધારેમાં વધારે વરસાદ કયાં પડે છે ?** આસામમાં આવેલા ચેરાપુંજીમાં ૪૦૦ થી ૫૦૦ ઇંચ વરસાદ પડે છે.

**દુનિયામાં લાંબામાં લાંબી ગલી કયાં છે ?** દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલા રામેશ્વરના મંદિરમાં.

**દુનિયામાં લાંબામાં લાંબી રેલ્વે કયી છે ?** ટ્રાન્સ સાયબીરીયન રેલ્વે કે જે રશીયાથી વ્લેડીવોસ્ટોક સુધી જાય છે અને એની લંબાઇ ૬,૦૦૦ માઇલ છે.

**દુનિયામાં મોટામાં મોટું સંગ્રહસ્થાન કયાં છે ?** લંડનમાં બ્રીટીશ મ્યુઝીઅમ છે.

**દુનિયામાં મોટામાં મોટું રેલ્વેસ્ટેશન કયું છે ?** અમેરીકામાં ન્યુયોર્કમાં આવેલું ગ્રાન્ટ સેન્ટ્રલ ટરમીનલ નામનું સ્ટેશન છે કે જેને ૪૭ પ્લેટફોર્મ છે.

**દુનિયામાં મોટામાં મોટો ઘુમ્મટ કયાં છે ?** બીજાપુરમાં આવેલો ગોલગુમ્મઝ કે જેનો ઘેરાવો ૧૪૪ ફીટ છે.

**દુનિયામાં મોટામાં મોટું દુર્બિન કયાં છે ?** અમેરીકામાં માઉન્ટ વિલ્સનની વેધશાળામાં છે. એના કાચનો વ્યાસ બસો ઇંચનો છે.

**દુનિયામાં સુંદરમાં સુંદર ઇમારત કયી છે ?** આગ્રાનો તાજમહાલ.

**દુનિયામાં લાંબામાં લાંબી દિવાલ કયી છે ?** ચીનમાં આવેલી દિવાલ છે. તે ૭૫૦૦ માઇલ લાંબી છે.

**દુનિયામાં ઉંચામાં ઉંચું ઝાડ કયું ?** ઓક નામનું ઝાડ કે જેની ઉંચાઈ ૧૫૦ ફીટ સુધી હોય છે.

**દુનિયાનો મોટામાં મોટો જળધોધ કયો છે ?** દક્ષિણમાં આવેલો ગેરસપ્પાનો.

**દુનિયાનો મહાન પુરુષ કોણ છે ?** ગાંધીજી.

શ્રી. અનિલ દેસાઇ

૩૫ થી ૩૫



ડીઝાઇન આર્ટીસ્ટ ]  [ સૌ. ભામિની વિ. મહેતા

રંગોળીનો એક કલાત્મક નમુનો




પુસ્તક ૩૫મું | નવેમ્બર : ૧૯૪૦ | અંક ૩ જો

# શરદ પૂર્ણિમા

❁

મીઠી શરદની આ રાત
દીઠી રૂપાળી રાત;
આવી પૂર્ણિમા શરદની

આભની અટારીએ ઊગી ભર્યો ચંદ્રમા,
ચન્દનીના ચોક પૂરે રસ ભર્યો એ ચંદ્રમા,
કરે જ્યોત્સ્નિકા શું વાત,
નૃત્ય ખેલી વિવિધ ભાત;
આવી પૂર્ણિમા શરદની.

ઝમઝમતી ચાંદનીના ધમધમતા ઘૂઘરા,
રમરમતી સુન્દરીના રણઝણતા ઘૂઘરા.
જાગી જાગી જગ જાત
રાસ રસિયાંની ભાત;
આવી પૂર્ણિમા શરદની.

સાચી સોહામણી એ ચેતના જગાવતી,
અંગ અંગ ઉર ઉર ભાવના વહાવતી;
એવી રઢીયાળી રાત,
કાન્ત ગોપીની વાત;
આવી પૂર્ણિમા શરદની.

રમણે વિરાટ થઇયો ઘૂમે બ્રહ્માંડ જ્યાં,
વ્યોમપટે રાસ રચી જામે રસકંદ ત્યાં;
પ્રભુ રમતા સાક્ષાત,
દેવ દેવીની સાથ;
આવી પૂર્ણિમા શરદની.

શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# દીપાવલી

[ રાગ: " નાની કંકાવટી ને કુલડાં એ થોડાં. " ]

આવી દીપાવલી સુપગલી એ પાડતી,
મંગલ પ્રભાતે અમી નીતરે-રે લોલ !
જગત્ ઝળહળી રહ્યું ને, હૈયે હર્ષ ઉછળે,
સદને સોહાય, બાલ સુંદરી-રે લોલ !

( ૨ )

અન્તર ઉલ્લાસ-આશ, હીંચે સુહાગિની,
સ્નેહી આવી આંગણું દિપાવતા-રે લોલ !
અબીલ-ગુલાલ-પુષ્પ-કંકુ થાળ પુરતી,
રમક ઝમક દીવડે વધાવતી-રે લોલ !

( ૩ )

પૂજન લક્ષ્મી-શારદાનું, દેવી દ્વારે તેડતી,
નવલ વર્ષ યાચું, સુખ-સમૃદ્ધિ-રે લોલ !
ભાઈબીજ ઉજવી, વીરા ! આશીષ અર્પતી,
લાવો સ્વરાજ્ય, 'માત' બારણે-રે લોલ !

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ





# દીપોત્સવી

લેખિકા : ...................



...કુ. વિપુલ્લિકા કલ્યાણરાય દેસાઈ...

દીપોત્સવી એટલે દરેકને મન આનંદનું પર્વ. દિવાળી એ હિંદુઓનું પર્વ છે. કેટલાંક પર્વ એવાં હોય છે કે તે દરેક ધર્મમાં પળાતા નથી. દુર્ગાપૂજા એ બંગાળીઓનો તહેવાર છે. નવરાત્રમાં તેઓ આ તહેવાર ઉજવે છે. તે દિવસે તેઓ ખુબ ધમાલ કરે છે અને તેઓને મન આનંદ હોય છે. દિવાળી બંગાળી લોકો ઉજવતા નથી. દિવાળીના ઉત્સવમાં હિંદુ સ્ત્રી પુરુષો, આબાલવૃદ્ધો સર્વના મનમાં આનંદ ઉભરાતો હોય છે.

દિવાળી એ શબ્દ સંસ્કૃત શબ્દ 'દિપાવલી'માંથી અપભ્રંશ થએલો છે. 'દિપાવલી' એટલે 'દિવાની હાર.' તે દિવસે લોકો પોતાના ઘરો દિવાથી શણગારે છે. અને એ રીતે આખું શહેર દિવાથી દીપી ઉઠે છે. નાના છોકરા ફટાકડા ફોડીને ખુશ થાય છે. ખાસ કરીને તવંગર લોકો રોશની તથા દારૂખાના પાછળ પુષ્કળ પૈસા ખરચે છે.

દિવાળીને દિવસે અંધારી રાત હોય છે પણ આખા શહેરમાં રોશની થઈ હોય છે તેથી જાણે રાત, દિવસ જેવી લાગે છે. દિવાળીની રાતે શહેરના લોકો રોશની જોવા નીકળે છે. દિવાળીને દિવસે કેટલાક લોકો દિવેલના કોડીઆથી, કેટલાક મીણબત્તીથી તો કેટલાક વિજળીના દિવાથી ઘર શણગારે છે.

દિવાળીમાં ઘરો ધોળાવીને તેમ જ રંગરોગાન લગાવીને સુંદર અને સ્વચ્છ બનાવવામાં આવે છે. બારણે બારણે આસોપાલવનાં તેમજ ફુલોનાં તોરણ લટકતાં હોય છે અને વાસણો ચકચકિત કરીને ઘરની અભરાઈઓ પર ગોઠવીને અંદરથી ઘરને સુંદર બનાવે છે.

દીપોત્સવીના દિવસો આસો વદ અગીઆરસથી કારતક સુદ પાંચમ સુધી ગણાય છે. તે દિવસોમાં સ્ત્રીઓ પોતાનાં આંગણાં સ્વચ્છ રાખે છે અને રંગોળી પુરીને આંગણું દીપાવે છે.

આ દિવસોમાં ઘણા લોકો પોતાના સંબંધીઓને ત્યાં મીઠાઇ, દારૂખાનું વગેરેની ભેટો મોકલે છે. સ્ત્રીઓ સુંદર વસ્ત્રાભૂષણો સજીને દેવમંદિરે દર્શન કરવા જાય છે. ખાસ કરીને મંદિરોમાં તો ખુબ શોભા હોય છે. દેવોને મનમાન્યા ભોગ ધરાવવામાં આવે છે. ભાવિક લોકો દર્શનાર્થે ત્યાં આવે છે. નાનાં બાળકોને ફરવાનું મળે છે, આથી મંદિરમાં ખુબ ભીડ હોય છે.

*આ દિવસમાં નાનાં બાળકોને ખુબ મઝા* પડે છે કારણ કે તેઓ તેમના વડીલોની સાથે સગા સંબંધીઓને મળવા જાય છે ત્યાં તેમને મિષ્ટાન્ન ખાવા મળે છે તેથી તેઓનાં મન આનંદમાં હોય છે. વૃદ્ધ પુરુષ તથા સ્ત્રીઓ તેમનાં બાળકોને સુખી જોઈને આનંદમાં મગ્ન હોય છે. પુખ્ત વયના પુરુષો આખા વર્ષનું સરવૈયું કાઢીને આનંદમાં મગ્ન બનીને

ભપકાદાર કપડાં પહેરીને દમામમાં ફરે છે; અને નવા વર્ષનો વેપાર સારી રીતે ચાલે એમ ઇચ્છે છે. વેપારીઓ ધનતેરસને દિવસે લક્ષ્મીપૂજન કરીને નવા વર્ષની આવક જાવકનું સરવૈયું બનાવે છે.

આ સંબંધી પૌરાણિક કથા એવી છે કે નરકાસુર નામના રાક્ષસે સોળહજાર સુંદરીઓને હરણ કરીને કેદમાં પુરી હતી. આસો વદ ચૌદશને દિવસે શ્રીકૃષ્ણે નરકાસુરને મારીને નિરાધાર સ્ત્રીઓનો ઉદ્ધાર કર્યો હતો. આ પ્રસંગથી લોકોને ખુબ આનંદ થયો હતો અને રોશની પ્રગટાવી હતી. આ ઉપરથી આ પ્રસંગે લોકો રોશની કરે છે.

આ પ્રસંગ ખાસ કરીને ખેડુતોનો હોય છે. ચોમાસામાં વરસાદપાણી સારાં થવાથી ખેડુતોનો પાક સારો થયો હોય છે. આથી ખેડુતોને મન આનંદ હોય છે. અને તેથી નવા ઉતરેલા પાકોનું નૈવેદ્ય દેવોને ધરાવવામાં આવે છે.

દિવાળીમાં દરેકે પોતાના સારા નરસા કામોનું સરવૈયું કાઢવું જોઇએ અને નવા વર્ષમાં પવિત્ર અને ઉત્તમ જીવન ગાળવા માટે પ્રતિજ્ઞા લેવી જોઇએ. ચોમાસાના દિવસોમાં ખુબ જીવડાં થયા હોય છે તે બધાં દારૂખાનું ફોડવાથી નાશ થઈ જાય છે અને હવા પણ ચોકખી થઈ જાય છે.

## અધુરી ફૂલછાબ

[ રાસ ]

કુલડાં વીણીને હું તો થાકી,
બ્હેન ! મારી છાબ હજી બાકી !
ફુલલડા રાત બધી જાગી,
બ્હેન ! મારી છાબ હજી બાકી !

ડોલર વીણું ને બ્હેન ! ચંપો ચોરાઇ જાય !
ગોટું ગુલાબ બ્હેન ! કેતકી રીસાઇ જાય !
ચમેલી તો ચૂંટવાની બાકી......બ્હેન !

વેણી ગૂંથી ને બ્હેન ! ગજરો કયાં ગુમ થાય ?
કોને પૂછાય બ્હેન ! ચોર તો સંતાઈ જાય !
આમતેમ જોતી એકાકી......બ્હેન !

સાળુ સંકોરું બ્હેન ! પાલવ ઝીંટાઈ જાય !
મોગરો વછોડું ત્યાં તો માલતી વિંટાઈ જાય !
કમળોની કુંજમાં ગુંથાતી......બ્હેન !

વ્યોમને વિરાટ બાગ, આભલાંની છાબ માંય,
તારલાનાં ફુલડાં લઇ, ચંદા ચકોર જાય,
તેજને ફુવારે ભિંજાતી......બ્હેન !

ખાલી ફુલછાબ હોય ફોરમ સંગાથ બ્હેન !
અંતરની છાબ માંય એક છૂપી વાત બ્હેન !
યૌવન વસંત વેણુ વાગી......બ્હેન !

શ્રી. બાલમુકુન્દ દવે




ઝમકે ઝાંઝરીયા પાય, પૂજારિન !
ઠમક ઠમક વાજે ઝાંઝરીયા
ઘૂઘરી ગીત જ ગાય, પૂજારિન !—

ઘેરી ઘેરી વાદળી આભલે ઘૂમતી
ઝબુક વિજળડી થાય
ઘેરી ઘેરી ઘૂઘરી પગલે ઝૂલતી
રૂમક રણકો થાય, પૂજારિન !—



વરસે વર્ષા ધીરે,
ધરતી ભીંજે હીરે;
નીતરે નર્તન અંગે,
નેપુર રણકે રંગે.
રૂમઝુમ સ્વર રચાય,
ત્હારી વાટલડી ભીંજાય, પૂજારિન—

નાચ પૂજારિન ! નાચે દીવડે અનુપમ નવલખ જ્યોત,
નાચે હૈડું દેહ-દીવડે; હૈડે આતમ-જ્યોત.
રખેને જ્યોત એક બુઝાય
ને નર્તન ખંડિત થાય, પૂજારિન !—

ત્રિલોક દેસાઇ



# નૂતન વર્ષે પ્રભુ ને

卐

[ વસંતતિલકા ]

યાચું વિભુ ! તવ કને શિર આ નમાવી,
દર્શન દે નવલ વર્ષે પ્રભુ પ્રેમ લાવી.
આજે સહુ જગતના વિભુ કષ્ટ કાપી,
રહો બધાય જીવને વળી શાન્તિ આપી.

છો આપ જગતના પ્રભુ પ્રાણ દાતા,
સંસારનાં મનુજ કો કદી ભૂલ ખાતા;
તેને ક્ષમા, અર્પજે ઇશ હે ! દયાળુ,
કરજે કૃપા સહુ પરે પ્રભુ તું કૃપાળુ.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

# દેવાધિદેવ

લેખક : શ્રી. સુમનરાવ અમૃતલાલ દેસાઇ,
બી. એ., એલ્‌એલ. બી.

તમસાનદીને તીરે ઉંચી ભેખડ પર શિવાલય હતું.

વિશાળ રંગમંડપ, સોનારૂપાના નકશીદાર ગર્ભદ્વારનાં બારણાં, રત્નજડિત સુવર્ણની સિંહાસન પર સુવર્ણની મહેશ્વરની મૂર્તિ, રમ.મે આરસનો નંદી, પાસે બાળગણેશ અને મા.જી પાર્વતીજીની પ્રતિમા જોઇ થતું કે કૈલાસથી ફરવા નીકળેલી શિવકુટુંબની સ્થળની રમણીયતાથી પ્રસન્ન થઇ અહીંઆ જ મૂર્તિરૂપે બેઠી નહિ હોય !

ચોઘડખાનાનો મંગલધ્વનિ, એક પાસે નીચે વહેતા તમસા નદીનો ખળખળ જળપ્રવાહ લીલીછમ વનરાજીને જાણે ઓઢીને વહેતો, બીજી તરફ પદ્મનગરના કોટના બુરજ, ગગનચુંબન વિગેરેનું દૃશ્ય કેવળ સહેલાણીઓને જ એમ તેનું સુંદર નહિ પણ ભવ્ય લાગતું. ઠંડી પવનની લહેરીયો શરીર અને મનનો ભાર હરી લઇ વિશ્રામ આપતી.

મહેશ્વરની અષ્ટભૂજાની પ્રતિમા પણ પ્રાચીન હતી, ડાક, ડમરૂ, પિનાક, ખડગ, બળતી સગડી વિગેરે અમંગલસૂચક આયુધો હોવા છતાં તેમની ધ્યાનસ્થ આંખોથી પ્રસન્નતા નીકળી વાતાવરણમાં આનંદ અને શાંતિ પ્રસારતી હતી.

આજે શ્રાવણ માસનો છેલ્લો સોમવાર હતો. ભાવિકોના ઉત્સાહથી શંકરની પ્રકૃતિમય શાંતિ પ્રવૃત્તિમય અશાંતિમાં જાણે ફેરવાઇ ગઇ હતી. ભારે પરિશ્રમથી પુજારીઓએ ચંદન પુષ્પની સરસ રચના કરી હતી. રંગબેરંગી ફૂલોની કમાનો, તોરણો અને ગુંથેલી સુગંધી પુષ્પોથી શિવની જટાથી જાણે સુવાસ ઉડતી હતી. અનેક દીપકો ગર્ભમંદિરને પ્રકાશી રહ્યા હતા.

દર્શન માટે નોતરતી હોય તેમ બહાર નોબત ગડગડતી. સમયાંતરે વાગતી શિવાલયની ઘડીયાળો, શંખનાદ અને શરણાઇના સુર તેમાં સમાઇ જતા હતા. સિંહદ્વારથી બીલી પુષ્પ લઇ આવતો રંગબેરંગી વસ્ત્રોમાં સજ્જ થએલો માનવસમુદાયનો પ્રવાહ એક સરખો ચાલુ રહેતો. પુરૂષો, સ્ત્રીઓ અને સુરકન્યાઓ સ્તુતિવચનોથી કે અનેક ઘંટાનાદથી શિવાલયને સચેતન કરતા.

બીલીપત્ર કે પુષ્પની ત્યાં શી ખોટ ? એક ગરીબ બ્રાહ્મણનો છોકરો આવ્યો. દંડવત કર્યા અને દર્શન કરી આર્દ્રતાથી કહેવા લાગ્યો, "હું દીન છું. વિદ્યા ભણવાની અભિલાષા છે, પણ સાધન નથી. મ્હારી વૃદ્ધ માતા પથરો ખેંચી માંડ પેટ ભરે છે. નગરમાં દુઃખી દરિદ્રનું કોઇ નથી, માટે આપ દીનવત્સલ જાણી, શરણે આવું છું, તો કૃપા કરો."

ઉત્તરમાં અનેક ઘંટાનાદ અને 'હર હર મહાદેવ' 'હર હર શંભો'નો લોકોનો અવાજ સંભળાયો.

( ૨ )

મોડી રાત્રે સૌ શાંત થયું. સૃષ્ટિ સૌ નિદ્રાની પાંખમાં લપાઇ ગઇ અને રસ્તાઓ નિર્જન થયા, ત્યારે આ નિરવ મંદીરમાં સૌમાં પ્રાણ સંચાર થયો.

"પ્રભો, આજ પર્વને દિવસે સાવ

ગંભીર કેમ ? શિવતત્ત્વને પણ વિચારવાનું હશે ! " નંદીએ હાથ જોડી શંકા કરી.

" વત્સ, જ્યારે હિમાલયમાં કૈલાસના શિખર પર હતો ત્યારે પૂર્ણ શાંતિમાં હતો. આ જગતનાં દુઃખો, યાતના અને ' હાય ' સૌ પીડિતોની ત્યાં ઓછી સંભળાતી. પણ અહીંઆ આવીને બેઠા પછી નીચે નગરમાં બનતું સૌ જોઉં છું ત્યારે હૃદય દ્રવે છે-મ્હારે આ વૈભવનો ભાર શો ? "

" આપતો નીલકંઠ છો. ત્રણલોકના ભલા માટે પૂર્વે આપે જ કાલકૂટ ઝેરને ધારણ કર્યું હતું ને ? ભક્તિથી ભૂત ગૌરવની યાદ આપતા નંદી બોલ્યો.

મહાદેવે લાગણીથી કહેવા માંડ્યું " આ અનેક રંગી આવતા માનવોની ભાવના, સુખ દુઃખની કલ્પના, ભોગ વિલાસ માટેની તીવ્રતા અને સંયમી જીવન અને ત્યાગમય સેવા માટે અરુચિ જોઇ મને આર્યાવર્તના ભાવિ માટે મને વિચાર આવે છે. "

ઉત્સુકતાથી નંદી ભગવાનની વાણી સાંભળી રહ્યો.

" જો, સાંભળ, આજે એક બ્રાહ્મણ-બાલને આ વૈભવવાળા શંકર જોઇ અનેક શંકાઓ થઇ, એ મને ' દીનવત્સલ ' કહેતાં મનમાં ખચકાયો, તેને થયું સુવર્ણના કુટ પર બેસી વૈભવ અને ઐશ્વર્યમાં રાચતા ધનિકોના દેવ નિર્ધનો પીડિતોના દુઃખ ફેડી શકે ખરો ?

" આપને માટે કુશંકા ? કુબેરનું ઐશ્વર્ય-ઇંદ્રની સત્તા અને વિષ્ણુના ચરણે વસતી લક્ષ્મીને ત્યાગી કેવળ ભસ્મથી રાચતા અકિંચન મહાદેવની કલ્યાણ પ્રવૃત્તિનો પણ એને ખ્યાલ ન આવ્યો ! " દુભાયલી લાગણી વ્યક્ત કરતો નંદી બોલ્યો.

" વત્સ, એમાં એનો વાંક શો ? આ પુષ્પની પરાગ, સુવર્ણનું સિંહાસન અને આ શીસર પર આવેલા રાજ મહાલય જેવા શિવાલયમાં ધનિકો જેવા વિલાસ વૈભવ જોઇ અલ્પજ્ઞને શો વિચાર આવે ? " શંકરે ઉદારદીલે ઉત્તર આપ્યો.

" આ યુગ જ શંકાનો છે. અધુરા અભ્યાસે અને તર્કે આર્યાવર્તની સૌ રીતિ નીતિમાં દોષ શોધે છે. પેલી નવશિક્ષિત-સુશિક્ષિત તો નહિ કહું, યુવતીઓનો અસંતોષ અને ચંચળતા આપે જોઇ ? પાશ્ચાત્ય સ્ત્રી જીવનના અધુરા સંસ્કાર એ બતાવે છે " દેવી પાર્વતીએ જોયલા ઉપર સૌનું ધ્યાન ખેંચ્યું.

કરુણામય ભગવાન શિવે આછું સ્મિત કર્યું.

ગણેશજીએ કાન ફફડાવી, ડોલતી શુંઢે ચર્ચામાં ભાગ લીધો. " લગ્નમાં આહ્વાન થતાં હું જઇને જોઉં છું તો તમારી વાત ખરી લાગે છે. ભારતમાં હવે યુવક યુવતીઓ શરીરના સુખોની સરળતા માટે લગ્ન વાંછે છે. ગૃહજીવનમાં પ્રેમ નહિ, પણ સ્પર્ધા; સેવા નહિ, પણ વ્યક્તિવાદ અને પાશ્ચાત્ય ભોગ-વિલાસનાં સ્વપ્નો, લગ્ન-સવડ-છૂટાછેડા તથા પરિણામે એ હૃદયહીનતામાં શાંતિ અને આનંદ ક્યાંથી હોય ? ગૃહજીવનમાં નહોય, તે સમાજ કે રાષ્ટ્રજીવનમાં ક્યાંથી હોય ? "

" મને તો સેવામાં એ શાંતિ અને આનંદ મળે છે. સેવાથી જે મળે તે "હકક" થી કદી ન મળે " નંદીએ પોતાનો અનુભવ ટાંક્યો.

જાણે શંકરપદની મહત્તા સમજાવતા હોય તેમ ચર્ચાને સમેટતા મહાદેવજી બોલ્યાઃ " તારૂં કહેવું સત્ય છે. ત્યાગ અને સેવામાં પ્રેમની પૂર્ણતા છે, પછી પ્રેમપાત્ર વ્યક્તિ, સમાજ, દેશ કે કોઈ વિશ્વકલ્યાણની ભાવના ભલે હોય. "

સૌ શાંતિથી શિવની ગંભીર વાણી સાંભળી રહ્યા. શિવાલયની નિરવ શાંતિમાં એના પડઘા ઉઠ્યા ને સમાયા.

( ૩ )

" બા, બા, આજે મને સ્વપ્નું આવ્યું, પણ આ તારી ઘંટી-" કહેતો તૂટેલી ગોદડીની પથારીમાંથી ઉઠતો એક બ્રાહ્મણનો છોકરો બોલ્યો.

પણ આને સાંભળવાનો વખત ક્યાં હતો ? ઘરેરાટ કરતી એની ઘંટી ક્યારનીયે ચાલુ હતી. પાકટ અવસ્થામાં હાથ રહેલું એ હવે ડોશીનું કમાણીનું સાધન હતું. ત્રણ ઘરનું દળણું દળતી, કોઇ ગૃહસ્થને ઘેર રાંધી આવતી, ને રહી સહી યજમાનવૃત્તિમાંથી પોતાનું એક છોકરાનું ગુજરાન ચલાવતી. ગરીબ વિધવાનો નિઃસાધન દીકરો કેટલી અગવડે અર્વાચીન સમયમાં શિક્ષણ લે તે કહેવાની જરૂર નથી.

" બા, ઓ બા, હવે તારી આ ઘંટી બંધ રાખીશ. મ્હારી મઝા બગાડી ને પાછી સાંભળતીયે નથી. " વૃદ્ધ ડોશીનો હાથ રોકતો તે છોકરો બોલ્યો.

ખરા પરસેવાના મોતી જેવા ટીપા ખંખેરી ધ્રુજતે સ્વરે ડોશી બોલ્યાં, " ગરીબને સ્વપ્નાં જ સેવવાનાં હોય છે ને. પેટ પુર ખાવા ન મળે, ત્યાં સ્વપ્નામાં રાજ મળે. પછી જાગીયે ત્યારે છાવા માટે છાપરી પણ ઉપર ન હોય. "

" પણ, બા, મને તો આપણા મહેશ્વર મહાદેવનાં દર્શન થયાં. ઉત્સાહથી તે બોલ્યો.

ડોશીમાંમાં ગરીબાઈ હતી, પણ બ્રાહ્મણનું હૃદય હતું. મહાદેવની વાત સાંભળી તેની વિષાદમય દૃષ્ટિમાં અમી આવી. કરચલીવાળા મોં ઉપર રેખાઓ ઉંડી થઈ. કુતૂહલવૃત્તિથી એ જોઇ રહી.

છોકરાએ સ્વપ્નું કહેવા માંડ્યું. " બા, મહેશ્વર જાણે મ્હારી સ્હામે પ્રગટ થયા અને મ્હારી સ્હામે કરુણાથી જોઇ રહ્યા. પાસે આવીને મને કહ્યું, " તારા દુઃખના દિવસ પુરા થયા છે. વત્સ, આ સુવર્ણ લે. અને એવી વિદ્યા ભણજે કે બુદ્ધિ સતેજ થાય સાથે હૃદય કોમળ બને, સમજ્યો. " એમ કહી એ અદૃશ્ય થયા." મ્હેં પછી સોનાના કકડા પથારી નીચે મૂક્યા. "



ડોશીએ નિસાસો મૂક્યો. ફરીથી ઘંટી ચલાવવાની તે શરૂ કરે તે પહેલાં તે છોકરાએ દોડીને પથારી ઉંચી કરી, તો સોનાના પતરાના કકડા પડેલા હતા.!

તેનો આત્મા આનંદથી નાચી ઉઠ્યો. દોડીને માતાના હાથમાં પેલા સોનાના કકડા મૂક્યા.

ડોશીની આંખમાં આંસુ આવ્યાં. હૃદય ભાવથી ઉભરાયું. " બેટા, ભગવાન શંકર ગરીબનો બેલી છે, ગરીબમાં એ રહે છે અને સૌ માણસના ભલા માટે એણે ગરીબાઇ સ્વીકારી છે-દિગબંર રહી 'ભિક્ષાં દેહિ' કરતા એ ઘેર ઘેર ફર્યા કરે છે. "

માની વાત સાંભળી તેનું મોં પડી ગયું, જાણે ડોશીના શ્રદ્ધાળું હૃદય આગળ તેનું ભણતર નમી પડ્યું. " બા, મહેશ્વરના દર્શને ગયો, ત્યારે થયું 'હજારોની રાજવૈભવી સેવા સ્વીકારતાં, ભગવાન મહેશ્વર મ્હ.રી ગરીબની વાત સાંભળશે ખરા ? "

" તું તો ગાંડો છું. લક્ષ્મી, વૈભવ અને સત્તાનો મોહ એમને હોય ? સૌ ઐશ્વર્ય ત્યાગી જગતના ભલા માટે એ પોતે જ વિરાગી થયા છે ને. " ડોશીએ શાંત પડતા શંકરની ભવ્યતા અને કોમળ હૃદયની વાત કરી, અને પેલા સુવર્ણના કકડા સંભાળીને મૂક્યા.

( ૪ )

તેજ દિવસે રાજા મણિભદ્રને સ્વપ્નું આવ્યું. 'મહેશ્વરના મંદિરે તે ફૂલઝારી લઇ પુજન કરવા ગયો છે. ત્યાં બેસી જૂવે છે તો'

## વસંત

[ રાગ—રેલી વસંત રસ રેલ. ]

આવી આવી સખીરી, આવી હસંતી વસંત.

આંબલે ટહુકે કોકિલા ઘેલી, ભાન ભૂલી નાચે મોર
નાચે નાચે મારા ઉરમાંયે એવો, નણદીનો વીરો ચકોર
સખીરી આવી હસંતી વસંત.

જલ હિન્ડોલે મધુકર ગુંજે, ખીલે, ખીલે, અરવિંદ
રસીયાની ગુંજે વાતલડી એવી, હૈયે ના આવે નિંદ
સખીરી આવી હસંતી વસંત.

મહેકંતી વહે મંદ સમીરણ-લહેરી, તેમાં ડોલે પુષ્પવૃંદ
ઉડતાં એ પ્રેમલ-લહરી પિયુની, ઝલકે હો, હૃદય મૃદંગ
સખીરી આવી હસંતી વસંત.

આવી આવી સખીરી
આવી હસંતી વસંત.

સૌ. લીલા જોશી

રૂદનું કોમળ હૃદય છે, જે ગરીબ કંગાલના દુઃખો જોઈ કરુણામય રૂદન કરેછે.

" આપ કહેશો તે કરીશ, પણ આ આંખોથી પડતાં આંસુ સમાવી મારી પૂજા સ્વીકારો, " મણિભદ્ર સ્વપ્નામાં ભાવથી વિનંતી કરીને હાથ જોડી ઉભો રહ્યો.

" ત્યારે તું સાચી શિવ પુજા કરીશને ? " હસીને ભગવાન શંકરે પૂછ્યું.

મણિભદ્ર સ્વપ્નામાં ' હા ' માથુ હલાવી કહી ને શિવે પુજન-રહસ્ય કહેવા માંડ્યું.

ભગવાનની બન્ને આંખના ખૂણામાંથી પાણી ટપકે છે. તેનાથી લગાડેલું ચંદન પડી જાય છે. ફૂલ સરી પડે છે.

રાજા ઉપવસ્ત્રથી ફરીથી લુંવે છે. પણ ચંદન કે પુષ્પ પ્રતિમા ઉપર ટકતાં નથી. જળાધારીની અવિછિન્ન ધારાની જેમ પાણી ટપકે જાય છે, તે બંધ થતાં નથી.

સ્વપ્નામાં અમંગલ શંકા થતાં, મુઝાયલો રાજા મણિભદ્ર મહેશ્વરને વિનવવા લાગ્યો, "પ્રભો મ્હારી પૂજા સ્વીકારી મને નિર્ભય કરો."

ત્યારે મેઘ જેવા ગંભીર સ્વરે જાણે મહેશ્વરે તેને ઉત્તર આપ્યો. " તારા આ ચંદન પુષ્પને હું શું કરૂં ? આ સુવર્ણના આવરણથી તમારા આડંબર ને ચળકાટ ઉપર હું મોહ પામીશ ? "

રાજા મણિભદ્ર બે હાથ જોડી ઉભો રહ્યો. શંકરે કહ્યું " સુવર્ણથી મઢેલી મ્હારી પત્થરની પ્રતિમામાં પત્થરનું હૃદય નથી-પણ

" વત્સ, આ દંભ અને તમારા વસ્ત્રાલંકાર દાનવ લીલાનો ઢાંકપીછોડો નથી ? પ્રજાને ઢાંકયા પછી, વસ્ત્રાલંકાર પહેરશો તે ભૂષણ છે. પ્રજાના હાડપિંજર બદલે તેમના હૃદય ઉપર તમારૂં સિંહાસન સ્નેહથી જમાવશો તો તે ચિરકાલ રહેશે. જો, આ મારી નગ્નાવસ્થાને વિષ્ણુનો વૈભવ પણ નમે છે, ને અકિંચન છતાં ભકત હૃદયમાં હું મહાદેવ છું.

મણિભદ્ર રાજા શંકરની મીઠી વાણી સાંભળી રહ્યો હતો.

ફરીથી મહાદેવ મહેશ્વરે મણિભદ્રને કહ્યું, " જગત પલટાય છે, ત્યારે તમને રાજાને ખરૂં કોણ કહે ? હું કુલ દેવતા તરીકે તને યુગ ધર્મ કહેવા આવ્યો છું.

" પ્રભો આપની કૃપાને માટે લાયક બનાવો. " ભાવથી રાજાએ ઉત્તર આપ્યો.

## મુક્તિ પ્રભાવ

ઉષા ચમકે છે આજ ચેતનના પૂરમાં
સુર્ય કુંકુમ રાજ! છાંટણાં જી રે!
બન્યો પ્રમત્ત આજ આનંદ વારિધિ
આનંદ શિકર સુહામણાં જી રે!

નવસેરો ભાત આજ ઊગ્યો નવલ હિ
રસનાં ફૂલડાં તે રાજ! હસતા જી રે!
મીઠું મીઠું ગૂંજન ગૂંજે વિહંગડાં
ભ્રમરો મકરંદ રાજ! ચૂસતા જી રે!

સોનેરી સાંજમાં ને મોંઘા પોપાકમાં,
રશ્મિનાથ ક્ષિતિજે વિરાજતા જી રે!
નાસીએ હાસ્યની કારમી રાતને
મુક્તિના નાદ ગગન ગાજતા જી રે!

શ્રી. 'શશિન્' ઓઝા

ફરીને શિવજીએ વાત આગળ ચલાવી, " વત્સ, જો, રાજાઓના સિંહાસન પડે છે ને મુગટો ધૂળમાં રગદોળાય છે. રાય રંક બને છે ને પ્રજા રાજા બને છે. તારા જગતમાં વિઘાતક તત્વો, વર્ગ વિગ્રહ અને અનેક 'વાદ' ('isn') ની સ્વાર્થી રીતિ નીતિ મ્હારી વિચરતી ભૂતાવળ છે. સર્વસંહાર તરફ એ સૌને ખેંચે છે—શું સમજ્યો હું કોણ છું?"

" આ—વ, આવ, શિવ સ્વરૂપ મહાદેવ " ક્ષોભ અનુભવતો બે હાથે નમસ્કાર કરતો રાજા બોલ્યો.

" ના, શિવરૂપ નહિ, રૂદ્ર સ્વરૂપ જગતે ન જોયલો એવો સૌથી પ્રબળ ક્રાંતિકારી—Revolusionist—મૃત્યુ, વિનાશ કે સંહાર-રૂપે સૌ નિશ્ચલતા, જડતા, રૂઢીયો અને કેવળ સત્વહીન ક્રિયાઓ હું વાયુ વેગે ઉરાડી દઉં છું કે નવસર્જનનાં મંડાણ થાય.

" આપની લીલા, પ્રભો, કોણ જાણી શકે ? " એમ રાજા કહે તે પહેલાં મહાદેવે રૂદ્રપદનું કર્તવ્ય કહેવા માંડ્યું.

જગતમાં શિક્ષિત રાષ્ટ્રવાદની ધૂર્તતા સામ્રાજ્યવાદની શબ્દ પંડિતાઈ અને સમાજના બાહ્ય આડંબરની સીમાઓમાં માનવજીવન મુંગળાય છે—કલુષિત થાય છે ત્યારે મહાકાલની ભીષણ શક્તિ જગતમાં સૌ પોકળ, ખોટું અને બાધક હોય તે સૌનો સંહાર કરે છે કે જેથી વિકાસ, પ્રગતિ, અને નવ સંસ્કૃતિનાં મંડાણ થાય. કલ્યાણમય શિવ સ્વરૂપને ન માનનાર સૌ સત્તાધારીઓ—રાજાઓ ધનિકો અને સમ્રાટો—ને રૂદ્રના પ્રલય ડમરૂના શબ્દોએ નમવું પડે છે. રૂદ્રનો મૃત્યુ ઘંટ વાગે તે પહેલાં સૌ સ્વાર્થ બહેરાને મ્હારી આ ઘોષણા સંભળાવજે " કહી ભગવાન ચંદ્રમૌલિ અદ્દશ્ય થયા.

રૂદ્રની ભયંકર સૂચના સાંભળતાં કંઇ બોલે તે પહેલાં છત્રપલંગમાં રાજા મણિભદ્રની આંખ ઉઘડી ગઈ. હૃદય ક્ષોભ અને બીકથી ધબકતું હતું, પણ મહેશ્વરના દર્શને મન કંઇક આનંદ અનુભવતું હતું. રાજમહેલના ટકોરખાનામાંથી ભાવ સહિત—' દીન દુઃખ હરનદેવ, સંતન હિતકારી '—નું પદ શરણાઇ છેડી રહી હતી.

( ૫ )

પદ્મપુરના કોટવાળ મહેશ્વરના મંદિરે સંરક્ષકો સાથે દોડયા છે. ક્ષુદ્ર જનસમૂહ એજ

વાત કરે છે કે 'મહેશ્વરની મૂર્તિનું સોનું કોઈ ઉખાડીને ચોરી ગયું.' " ચોરે ને ચૌટે, વાટે અને તમસાને ઘાટે ટોળે મળી એજ વાત સૌ કરે છે કે 'મહાદેવ લુટાયા, હવે કોનું સત રહ્યું છે.'

રાજા મણિભદ્રને કોટવાળે થએલી ચોરી, કરેલ તપાસ અને અટકમાં લીધેલા પૂજારીઓ અને શિવાલયના નોકરોની વાત કરી.

તે સાંભળી રાજા વિચારમાં પડી ગયો. 'સ્વપ્નામાં બનેલું આટલું સાચું હોય ! મહેશ્વરે પોતે જ સુવર્ણદાન કરી દીધું ?"

"કાલે મને પૂરી તપાસ કરી મંત્રપ્રાસાદિકામાં મળજો." રાજાએ કહ્યું.

"જેવી મહારાજની આજ્ઞા" કહી નમન કરી તે ચાલતો થયો, પણ રાજા આ પ્રસંગ બુદ્ધિથી ઉકેલી શક્યો નહિ.

"મંત્રપ્રાસાદિકામાં અમાત્યજી આપની વાટ જુવે છે." ચોપદાર વરધી કહી ચાલ્યો ગયો. રાજાએ વિચારમાળા સંકેલી, મંત્રગૃહનો રસ્તો લીધો.

× × ×

"રાજા મણિભદ્રનો જય હો" આસનેથી ઉભા થતા મંત્રીશ્વર બોલ્યો.

"આપે મહેશ્વરમાં થએલી ચોરીની વાત જાણી ?" અસ્વસ્થતાથી પોતાના આસને બેસતા રાજાએ પ્રશ્ન પૂછ્યો.

"તે જ બાબતમાં હું આપને એક વાત કહેવા આવ્યો છું."

"શી વાત ?" રાજાએ કુતુહલતાથી પૂછ્યું.

"મને કાલે ભગવાન મહેશ્વરે સ્વપ્ન આપી કૃતાર્થ કર્યો." વૃદ્ધ મંત્રીશ્વરે વાત શરૂ કરી.

તે સાંભળી રાજા બેઠકમાં ટટાર થયો. એની આંખમાં આતુરતા આવી. શરીરમાં જાણે સ્ફૂર્તિ આવી હોય, તેમ એ ધ્યાનથી સાંભળવા લાગ્યો.

"મને થયું કે આપ ને હું મહેશ્વરના દર્શને ગયા છીએ."

"પછી ?" ઉત્સુકતાથી રાજાએ પૂછ્યું.

"મ્હારા હાથમાં પૂજાની થાળી છે, આપ ચંદન પુષ્પ ચઢાવો છો, પણ સરી પડે છે, અને મહાદેવની જટાને બદલે જાણે તેમની આંખોથી પાણી-પડે છે.

"મને પણ આજ એવું જ સ્વપ્ન આવ્યું હતું." અચંબો પામતા રાજાએ વાત કરી.

"હં, પછી શું થયું ?" મંત્રીશ્વર પાસે પોતાનું આસન ખેંચતા રાજાએ સાંભળવા માંડયું.

મહારાજ, મહેશ્વરે જાણે મને કહ્યું, "આ તારા વૈભવ અને ઐશ્વર્યથી હું ગુંગળાયો છું, માટે મ્હારા આનંદ માટે મ્હારા નિમિત્તે રહેલા આ સોનું રૂપું અને રત્નોથી ભૂખ્યા માટે અન્નાલયો ખોલાવજે. અને મને તે નૈવેદ્ય પહોંચશે. નિર્ધનના બાલકો માટે જ્ઞાન સત્રનાં મંડાણ કરજે ને તારા રાજાનાં સ્તુતિ વચનો કરતાં તે ગરીબ બાળકોના ભાગ્યાં તુટયા શબ્દોથી હું વધારે પ્રસન્ન થઈશ. સમજ્યો ? સુવર્ણના દેહનો ગ્રીષ્મ જેવો પ્રખર તાપ આજે મેં દાનથી દૂર કર્યો છે. હવે બીજું સૌ તું કરી લેજે" મંત્રી બોલતો બંધ પડયો.

મણિભદ્રના મનમાં રહેલી શંકા દૂર થઇ. આંખમાં આનન્દાશ્રુ આવ્યાં. "શ્રી મહેશ્વરે મારે કૃપા કરી, મને જ્ઞાન ચક્ષુ આપ્યાં."

"પ્રભુ, તેમાં શક શો ? આપના તો કુલ દેવતા છે ને ?" મંત્રીએ ભાવથી કહ્યું.

"પછી શું ? બીજું કંઇ ભગવાને સૂચવ્યું" ભાવના ઉભરાતા રાજાએ મંત્રીને પૂછ્યું.

ભગવાને કહ્યું, "મ્હારૂં મંદિર દીવાથી ઉજાળે તેથી શી રીતે પ્રસન્ન થઉં. તારા નગરમાં, ગામડાઓમાં શોષિત, પીડિત અને ગરીબઘર, રસ્તાઓ અને પોળો તેં ઉજાળ્યા છે ? મને ચંદન કરતા રુગ્ણાલયોમાંથી સ્વસ્થ થઇ જતા હજારો હૃદય સ્ત્રી પુરૂષોની હૃદય થાતા વધારે ઠંડક આપશે." એટલું કહી ભગવાન અદ્દશ્ય થયા.

"ભલે તો ભગવાન મહેશ્વરની આજ્ઞા મને શીરસાવંદ્ય છે. હું એમની વિરાટ પુજા કરીશ. એમના સહસ્ર મુખને નૈવેદ્ય ધરાવવા બહાર પડીશ. એમની અનેક મૂર્તિ જનતાને સંતોષી હું કૃત્ય કૃત્ય થઇશ." રાજા મણિભદ્રે નિશ્ચય કરી લીધો.

સવારની ભૈરવીના મંગળ શબ્દો એમના મનમાં રમી રહ્યા હતા—"દીનન દુઃખ હરન દેવ, સંતત હિતકારી."




[ ઢાળ : નીર ભરન કૈસે જાઉં... ]

ફૂલ લલિત વીણું આજ સજનિ ! હું તો.
મધુર મધુર વાસે, જીવન રમ્ય થાય :
ફૂલ લલિત વીણું આજ સજનિ ! હું તો.

હીર દોર માંહી માળ ભરું :
મૈયા શારદાને અંગ ધરું :
પૂર ઉર માંહી ભક્તિનાં ભરાય :
ફૂલ લલિત વીણું આજ સજનિ ! હું તો.

[ સાખી ]

અજ્ઞાન વિદારે ઉરનું, રેલી જ્ઞાનની ગંગ ;
માનવતાના મન્ત્રથી, જીતવા જીવન જંગ . ફૂલ૦

શ્રી. મૂળજીભાઈ પી. શાહ

❧



# વસંતવ્યથા

કોયલડી ! ટહુકાર કરી તું
ગજવે કાનન શાને !
નીરવતા ભરપૂર ભરી શું
ઉર-આતપ ના જાણે ?
કોયલડી !૦

કુંજ મહીં મકરંદ, કરે
ગુંજાર મધુરસ કાજે,
નીરસ આ અંતર દવ સળગે
નિર્લજ લેશ ન લાજે !
કુંજ મહીં૦

શ્રી. મહેંદ્રકુમાર મો. દેસાઇ બી. એ.

# બ્હેનના ભાઈ

લેખક :
શ્રી. રમણલાલ મ. જોષી

સ્થળ : ઘરનો મધ્ય ઓરડો.

સમય : 'ભાઈબીજ'ની સવાર.

પાત્રો : વિમળા, લતા, તેમની માતા, વૃદ્ધ દાદા.

વાતાવરણ : [ બે કન્યાઓ દાદા સાથે વિધાભ્યાસ કરે છે. લતા—નાની, દાદા-ખાદીનું ધોતીયું, ઝભ્ભો ચશ્મા-તથા લાકડી-ત્યાં બાળાઓની માતા સામાન વ્યવસ્થિત કરવા પ્રવેશે છે-સાફસૂફ કરવા. ]

**માતા** : વિમળા, જા મામાને જમવાનું કહી આવ.

**લતા** : ના, બા, હું જઈશ.

[ ત્યાં સુધીમાં વિમળા દોડીને જાય છે. ]

**લતા** : દાદા, આજે કેમ મામાને આપણે ઘેર જમવાનું ?

**દાદા** : આજે 'ભાઈબીજ' થઈ તે ભાઈને જમાડવાના.

[ હસરસ આવતાં-બહાર જાય છે. ]

**લતા** : ( માતાને ) બા, આજે જમવાનું સરસ બનાવજે, પેલો કંસાર બંસાર ન બનાવીશ એ તો મામાને નથી ભાવતાં. આજે હું તને રાંધવા લાગું બા ?

**બા** : રાંધી રાંધીને થાકી જશો અત્યારથી શું કામ ઉતાવળ કરો છો.

[ સાફસૂફ કરતાં. ]

**લતા** : ના, હું તો નહિ થાકું, મને તો એ ગમે છે. પણ તું મને એ બધું ક્યારે શીખવીશ ?

**બા** : ગાંડી, એમાં શું તને મઝા પડે છે ! રાંધવું એ તો વેતરૂ છે.

**લતા** : અરે રાંધવાથી તો ઘરની મોટી સત્તા ભોગવાય ? દાદા તો કહેતા'તા કે રાંધનારનું તો ઉંચું સ્થાન કહેવાય, ( ભીંત ઉપરથી 'અન્નપૂર્ણા' દેવીનું ચિત્ર લઈ બતાવતા ) આવાં 'અન્નપૂર્ણા' દેવી થવાય ? ?
બા, તને આવાં અન્નપૂર્ણા દેવી થવાનું નથી ગમતું ?......
પણ મામાને પીરસીશ હું, હો બા. મને મામા બહુ વહાલા લાગે છે.

[ બાના મુખપર આછું સ્મિત ઉભરાય છે. ]

'મામા' શબ્દ જ કેવો મીઠો છે ?

[ વિમળા પ્રવેશે છે. ]

**વિમળા** : અને 'ભાઈ'...!

**લતા** : હા, એ તો મને બહુજ મીઠો લાગે છે.

[ માતાના મુખપર ગંભીરતા છવાય છે. ]

**વિમળા** : મને પે ભાઈ યાદ આવે છે...!

[ બન્ને બાળાઓ ભીંતે ટીંગાવેલા બાળકના ચિત્રનું નિરીક્ષણ કરે છે. ]

**લતા** : આજે એ હોત તો આપણે એને કેવું સુન્દર જમાડત...?

[ ગંભીર બને છે. ]

વિમુબ્હેન. આપણે આજે 'ભાઈ-બીજ નહિ ઉજવીએ...!...

[ બાળકનો ફોટોગ્રાફ જુવે છે. બા ગંભીર બની અંદર જાય છે—ગંભીર સ્વરે ગાય છે. નેપથ્યે ગીત સંભળાય છે. ]

**બા** : રૂપગઢીનો પાડનાર ઘોને રત્નાદેવ,
લીપ્યું ને ગુંપ્યું માર્ં આંગણું.
ભોજાનો ખૂંદનાર ઘોને રત્નાદેવ,
ઘોયો ધંકૂલ્યો મારો સાળુડો.

**લતા** : વિમુબ્હેન, મને તો આજે ભાઈને જમાડવાનું બહુ મન થાય છે.

[ બન્ને ગંભીર બને છે. ]

પડદો

---

1 શ્રી ન્હાનાલાલના ગીતની પંક્તિઓ.

### દશ્ય બીજું

[ લતા ઓરડામાં–નાના અરિસામાં જોઇ વાળની સેર ગુંથતી, આછા શોકવાળા મુક ભાવે–હૃદયમાંથી નીકળતા ભાવોનું ગીત ગાવામાં મગ્ન બને છે. ]

**લતા :** કેમે રે ઉજવું 'ભાઇબીજ'ની ઉજાણી ?
કોને રે પીરસુ હું પ્રેમની પતરાળી ?
કોઇ નહિ જમશે શું બેનડીના ભાઇ,
મારી ઉજાણી હો ? પ્રેમ પતરાળી ?

[ ભીંત પરના સ્વર્ગસ્થ ભાઇના ફોટોગ્રાફને સંબોધી કરૂણ ભાવે ]

ભાઇ, તું મારી ભાઇબીજ નહિ ઉજવે…?

[ કંકુની શીશી લઇ ચાંદો કરતાં–ફરીથી ગીતનું ગુંજન શરૂ કરે છે. તેવામાં દાદા પ્રવેશે છે. દાદા કપડાં ઉતારી આરામ ખુરશીમાં બેસી બાળકીનું ગીત સધ્યાન સાંભળે છે અને જરી ચિંતા મગ્ન બને છે. મુખ પર જરી શોક છવાય છે. ]

**લતા :** ( દાદાને ) દાદા, શું વિચાર કરો છો ?

**દાદા :** કશું નહિ…

**લતા :** ના, બસ મને કહો…

**દાદા :** એ તો મને જરી એમ થયું કે મારે બહેન હોત તો કેવું સારું. બહેનની પ્રેમ પતરોળી જમવાની મને નથી મળી. બહેનના પ્રેમનો સ્વાદ સરખોય મેં તો ચાખ્યો નથી.

**લતા :** દાદા, અને મને તો ભાઇ બહુ મીઠો લાગે છે. મને તો નાના ભાઇને રમાડી એ સ્વાદ અધુરોજ રહી ગયો…ભાઇ હોત તો કેવું સુન્દર જમાડત…?

**વિમળા :** (અંદરથી) લતા, મામા આવી ગયા. ચાલ દાદાને જમવા બોલાવ.

**લતા :** દાદા, એક વાત કહું.

[ જરા ગંભીર બની ]

**દાદા :** (સાંભળવા આતુર બની) હા, કહે.

**લતા :** દાદા, તમે બ્હેનનો પ્રેમ જમ્યા નથીને ? જુવો તમે મારા ભાઇ, અને હું તમારી બહેન ? આજે હું તમને જમાડું ચાલો.

[ દાદાની આંગળી ઝાલી–રસોડામાં લઇ જતા ]

**દાદા :** ( સ્મિત છલકાવતાં ) હા, હા ? ખરી મારી નાની બહેન !*

પડદો

* 'રંગ લહરી 'માંથી

---

## મ્હોંચી કિનારે

( મિશ્ર )

બનીજ જાને ચલ નાવડી તું
થાઉં હલેસાં ઘુંમવાજ સાગરે
મૂકી મહીં ગાંઠડી કર્મનીને
મ્હોંચી કિનારે લઇશુંજ થાક

કાન્તિલાલ હ. પરીખ

## હવે તો તવ કામે હુંશિયાર!

હુકુમતના દાવાના કરનાર
ચુકવવા બેઠાં નર ને નાર
વહુની ઘર પડી તકરાર

વડસાસુ-સસરો:— આંધળીયાં નયનો નચવી નિત ઓવારણાં લેનાર
જોઈ દૂર દરસથી પોંકી, હૈયું છે ઠરનાર
અપંગની આશિષો વરનાર!
વહુજી! અમ કામે હુંશિયાર!

સસરો:— મમ પરણાવી આવી બેટા, બાપ વિનાની જાન?
હોદ્દો અધુના, જને પ્રતિભા, પુંજીની ઘડનાર
વહુજી! સેવા કરી આ વાર
થાઓને મમ કામે હુંશિયાર!

સાસુ:— મોઢ ઓઢીને માનિની તને, લાવી છું રળિઆત
વંશવૃક્ષની વેલડીનાની, ગળી લાખેણી જાત
બેસણા કાજે હવે તૈયાર,
બેટા! મમ કામે હુંશિયાર!

પતિ:— સજન સાચો દેવ દુલારો, ભવનો તારણહાર
કામ કરે છું કેન્દ્ર તારું—આ માખણીયો સંસાર
કામમાં કરી કશી દરકાર?
પ્રેયસી! મમ કામે હુંશિયાર!

દીએર:— લાડકોડે ઉછર્યો આછે, લક્ષ્મણનો અવતાર
ઉંઘ વેચે ઉજાગરાના વ્યાજ તણો નહિ પાર
ઓપવ્યાં ત્યારે ઘરને બાર!
ભાભી! મમ કામે હુંશિયાર!

નણંદઃ— લલકાર્યાં લગને ગીતોની, મમ જોડી કદી જડનાર ?
નણંદીના ઓળીઆં પાડનાર, તમે રૂપતણો અંબાર
પ્રથમ હું દાવાની કરનાર
ભાભી ! મમ કામે હુંશિયાર !

મિત્રોઃ— ' ભાભી, ભાભી ' કરતાં થાકયાં, જમ્યા નહિ કંસાર,
રોજબરોજ મંડાશે તેથી થાણાં ઘર મોઝાર.
અમારા હકકનો એ બાર
ભાભી ! અમ કામે હુંશિયાર !

પાડોશીઃ— ઢોંગ કરોના મીઠ્ઠા વહુજી, શા શોભે આ શણગાર
સેવ, વડી ને પાપડ કાજે આવશો ને લગાર
હવે શી લગાડવાની વાર
વહુજી ! અમ કામે હુંશિયાર !

કુલવધુઃ— પ્રિતમની પટરાણી થાવા, સાસુ ગમંતી નાર
પિયેરની સૌદામિની હું, વેઠતી અપરંપાર
મજ્યેના માન અને ઇતબાર
છૂટા છેડા હવે કરનાર !

સસુઃ— "હેં, હેં, હેં, હેં" કરતા અડધે, ઉઠયા મૂકી દરબાર
" કરતા હોય તે કરીયે વહુ ! એથી લાજે ઘરનું માન
છાનો કરો બબી–હુંકાર
હવે તો તવ કામે હુંશિયાર "

શ્રી. પ્રશાંત

સ્ત્રી—પુરૂષ

[ મિશ્ર ] સરિત તુંને વળી સિંધુ હું ભણુ
ગાજી રહે આંતર ગર્જનાયે:
સ્ત્રી તું વળી પુરૂષ હું ભણું ને
એકત્વ બેનું પ્રભુતા સજાવે.

શ્રી. કાન્તિલાલ હ. પરીખ

# રાજકેદી

લેખક :
કૃષ્ણરાવ ગોહિલ
બી. એ. (ઓનર્સ)

"મહારાજ ! બળવીરસિંહ આપને કંઈ મહત્ત્વની વાત કહેવા આવ્યા છે." એક સેવકે અંદર આવી ચંદનગરના રાજવી, ચંદ્રસિંહને જણાવ્યું.

"બોલાવ એમને અંદર ?"

ચંદ્રસિંહ બપોરના સમયે આરામ કરતો અંતઃપુરમાં બેઠો હતો. પાસે એની આઠ વરસની દિકરી બકુલ રમતી હતી. ચંદ્રમાં તો ભર્યું છે અમૃત; જ્યારે ચંદ્રસિંહના હૈયે ભર્યું'તું હળાહળ વિષ; જાણે શંકરદાદાથી પીવાયું એટલું પીધું અને વધ્યું એટલું એણે હૈયે ઉતારી દીધું ન હોય ! બળવીરસિંહ અંદર આવ્યો અને રાજાને નમન કર્યું.

"આવો બળવીરસિંહ ! શા સમાચાર છે ?" રાજાએ આવકાર આપતાં કહ્યું.

"મહારાજ ! વિજયનગરના રાજવી શિકારે નીકળ્યા છે."

"એને તો કેટલા દિવસ થયા."

"પણ, આજે તો એ શિકાર પાછળ ઘોડો દોડાવતા આપણા રાજ્યમાં આવી લાગ્યો છે."

"કોણ ? રણવીર ? આપણા રાજ્યમાં આવ્યો છે ?"

"હા, મહારાજ."

"ક્યાં છે એ ?"

"વિમલ તળાવને કાંઠે આરામ લેતો પડ્યો છે એવી બાતમી આવી છે."

"તો કરો એને કેદ." રાજાએ આજ્ઞા આપી. કેટલાક વર્ષોથી વિજયનગર પચાવી પાડવા એ અનેક પ્રયત્નો કરતો હતો. આજ એના મનોરથ પૂર્ણ કરવાનો સમય એને મળ્યો. વિજયનગરના રાજાને કેદ કરવાથી વિજયનગર સહેજે હાથ પડી જશે એમ એ ધારતો હતો. એને અપૂર્વ આનંદ થયો. "જાઓ. એને કેદ કરી લઈ આવો."

"જી, મહારાજ ! એટલા માટે જ હું આપની પાસે આવ્યો હતો." બળવીરસિંહ રાજાને નમન કરી, થોડાક માણસ સાથે વિમલ તળાવ ઉપર રણવીરને પકડવા ગયો.

શિકારની પાછળ રણવીરે ઘોડો દોડાવ્યો. એ ઘણે દૂર નીકળી ગયો. પોતાના માણસોથી એ વિખુટો પડ્યો. ઘોડો દોડાવતાં દોડાવતાં એ વિમલ તળાવ ઉપર આવી લાગ્યો. ઘોડાને પાણી પાયું ને પોતે હાથ મ્હોં ધોયા બે ચાર ફળ વીણી લાવી એ ખાધાં અને થોડું પાણી પીધું. મુસાફરીથી એને ઘણો જ થાક લાગ્યો હતો; સૂર્યનો તાપ પણ વધતો હતો. તળાવને કાંઠે ઝાડોની ઘટામાં કપડું પાથર્યું ને આરામ લેવા એના ઉપર સહેજ આડો પડ્યો. તળાવમાંથી ઠંડો પવન આવતો હતો. શીતળ પવનની લહરીઓથી એને થોડીવારમાં ઊંઘ આવી. એ ઘસઘસાટ ઊંઘતો હતો.

"અલ્યા ! જયમલ્લ ! એ ક્યાં છે ?" બળવીરસિંહ પોતાના માણસો સાથે તળાવ ઉપર આવ્યો. એણે એક જણને પૂછ્યું.

"પે...લા...ઝાડ તળે જૂઓ બાપુ."

"હા. છે ખરો ! ધીમેથી આગળ વધો. એ તો પ્રખર લડવૈયો છે. આપણે પચ્ચીસ તો એના હિસાબમાં નહિ. માટે એક જણ આગળ જાઓ અને એનાં હથિયાર લઈ

આવો." ઘોડાએ ખંખારો ખાધો. રણવીર જાગ્યો. એને સખ્ત ઊંઘ આવતી હતી. "આ ઘોડો પણ હરામખોર છે, જરા ઊંઘવાયે નથી દેતો." બોલી એ પાછો સૂતો. ઘોડાએ ફરી ખંખારો ખાધો. એ ઉઠયો અને ઘોડાને થાબડયો. પોતાની જગ્યાએ એ આવ્યો. એને હથિયાર જગ્યા ઉપર દેખાયાં નહિં; એ વિચારમાં પડયો. દગો થયો હોવો જોઇએ એમ એને લાગ્યું. એટલામાં તો કેટલાક માણસોએ એને ઘેરી લીધો. એની પાસે હથિયાર ન હતું. એ હતાશ થયો. "દગો" એના મુખમાંથી શબ્દો નીકળી પડયા. એને બાંધી બળવીરસિંહ રાજા પાસે લઇ આવ્યા.

"બળવીરસિંહ !"

"જી."

"લઈ જાઓ એને કારાગૃહમાં અને તમે અહિં આવજો."

બળવીરસિંહ રણવીરને કારાગૃહમાં મૂકી ફરી રાજા કને આવ્યો.

"મૂકી આવ્યા એને ?" બળવીરસિંહ આવ્યો કે રાજાએ પ્રશ્ન કર્યો.

"જી હાં."

"પ્હેરો તો બરાબર છે ને ?"

"એમાં કહેવું ન પડે, એ તો બરાબર છે."

"હવે આપણે વિજયનગર તરફ કુચ કરવી જોઇએ."

"હા, મહારાજ. આજ બધાને ખબર દઇએ, એટલે પરમ દિવસ સુધીમાં તૈયારી થઈ જશે કે આપણે કુચ કરીએ. હવે તો વિજયનગર આવી જ ગયું છે એમ સમજો."

"જાઓ. ત્વરિત કરો. વિજય આપણો જ છે."

એ વાતને બે દિવસ થયા. આખાય ગામમાં હાહાકાર થઈ રહ્યો. જ્યાં ત્યાં યુદ્ધની વાતો ચાલતી.

"કેમ રતનચંદ ! શા સમાચાર છે ?" એક વાણીઓ માથા ઉપર ટોપી મૂકતો રતનચંદની દૂકાને આવી ઉભો.

"યુદ્ધની ધમાલ ચાલે છે હવે તો."

"એમાં તો કંઇ નથી. થોડા દિવસમાં વિજયનગર હાથ કરી લેશે."

"કોણ ?"

"ચંદ્રસિંહ મહારાજ."

"એ તો વિજયનગર છે. આવે ત્યારે ખરૂં !"

"તો બાકીએ શું રહ્યું છે ? રાજાને તો કેદ કર્યો જ છે."

"અરે ! ભાઇ, રાજાને કેદ કર્યો એથી કંઇ વિજયનગરનું શૌર્ય અને મુત્સદ્દીપણું થોડું જ કેદ થયું છે ?"

"રતનચંદ શેઠ બરાબર બોલ્યા અમને તો એનો બરાબર અનુભવ છે." એક ડોસા જણાતા રજપૂતે વાતમાં સામેલ થતાં જણાવ્યું.

આમ આખાય ગામમાં યુદ્ધની વાતો ચાલતી.

ચંદ્રસિંહ અને બળવીરસિંહ રાજમહેલના અંદરના ખંડમાં બેસી કંઇક મંત્રણા કરી રહ્યા હતા. એટલામાં એક સેવક અંદર આવ્યો અને રાજાને નમન કર્યું.

"મહારાજ ! જયમલ્લસિંહ મળવા આવ્યા છે." એણે જણાવ્યું.

"બોલાવ એમને !" બળવીરસિંહ બોલ્યો. "વિજયનગરમાં કેવા રંગરાગ ચાલે છે એ જોવા માટે જયમલ્લને મેં મોકલ્યો હતો."

"તમારા મુત્સદ્દીપણામાં કંઇ ખામી હોય !" રાજાએ હસતાં હસતાં બળવીરસિંહનાં વખાણ કર્યાં.

"કેમ જયમલ્લ ! શા સમાચાર છે ?" જયમલ્લ અંદર આવ્યો કે રાજાએ પૂછ્યું.

"મહારાજ ! વિજયનગર યુદ્ધની તૈયારી કરે છે."

"હેં ! રાજા વિના ?"

" હજૂર ! રાજા જ યુદ્ધની તૈયારી કરે છે. "

" જયમલ્લ શું બોલે છે તું ? રાજાને તો આપણે કેદ કર્યો છે. બળવીરસિંહ પ્હેરો તો બરાબર હતો ને ? "

" બરાબર હતો મહારાજ ! "

" મહારાજ ! રણવીરની શોધમાં કેટલાક માણસો નીકળ્યા; એમાંથી એક વિમળ તળાવ ઉપર આવી લાગ્યો. આપણે એને કેદ કર્યો એ એણે જોયું અને એ બાતમી વિજયનગર પહોંચી. પ્રધાને તરત જ કુમાર પ્રવીણનો રાજ્યાભિષેક કરાવ્યો અને આજ તો બધે બાજા રાજાની આણ ફરે છે. યુદ્ધની તૈયારીઓ થાય છે. વિજયનગરના દરવાજા બંધ થયા. હું પણ મહામુશ્કેલીએ ન્હાસી છૂટયો છું."

" આ વિજયનગરનો પ્રધાન તો હદ કરે છે ! " બળવીરસિંહ નિરાશ થતાં બોલ્યો.

" એ જ છે ને ? "

" હવે શું કરવું ? "

" યુદ્ધ મુલતવી રાખીએ. બીજું શું ?" રાજાએ પોતાનો વિચાર દર્શાવ્યો.

" મ્હારું પણ એમ જ ધારવું છે. લગભગ આઠ દસ માસ જવા દેવા. પછી બધું શાન્ત થાય એટલે અચાનક હુમલો કરીએ. ત્યાં સુધી રણવીરને રાજકેદી તરીકે રહેવા દઇએ.

" બરાબર. એમ જ કરીએ. "

બળવીરસિંહ રાજાની રજા લઇ નીકળ્યો. યુદ્ધની તૈયારી બંધ રહી. લશ્કર તૈયાર જ રહેતું કદાચ વિજયનગર ચ્હડાઇ કરી આવે.

એ વાતને કેટલાક માસ વિત્યા. એક દિવસ સાંજના બકુલ પોતાની સખીઓ સાથે ફરવા નીકળી. રણવીરને કેદ કર્યો હતો તે તરફ ફરતાં ફરતાં એ આવી. રણવીર પણ કારાગૃહના શુષ્ક અને એકાન્ત જીવનથી કંટાળી ગયો હતો. હાથપગમાં લોઢાની મ્હોટી મ્હોટી સાંકળો બાંધી હતી. એક પ્હેરેગીરો સિવાય કોઇનું મુખ જોવાનું ન હતું. એને જીવનનો અણગમો આવ્યો. આવા જીવનમાંથી પણ ઘડીભર આનંદ લેવા એણે સંગીત છેડયું. પગમાંની સાંકળવડે એ ઠેકો આપતો હતો. સંગીતની ધૂન બરાબર જામી. પ્હેરેગીરો પણ એક ચિત્તે સંગીત સાંભળી રહ્યા હતા. મધુર સંગીતનો અવાજે બકુલે સાંભળ્યો. એણે પગનો ઠેકો આપ્યો. અવાજની દિશા તરફ એ વળી અને કેદખાનાની એક બારી પાસે આવી ઉભી રહી. જાળીમાંથી એણે રણવીરને જોયો. ગાયન સાથે નાચવું શરૂ કર્યું. બકુલને ઘણોજ આનંદ થયો: હવે તો એ રોજ રોજ આવતી અને સંગીતની ધૂન બંને મચાવતાં. બંનેની સારી ઓળખ થઇ. રણવીરને પણ કંટાળાભરેલા કેદીના જીવનમાં આનંદનું એક સાધન મળ્યું. પ્હેરેગીરો પણ ખુશ ખુશ થયા હતા.

" બેટા ! બકુલ, તું રોજ આવજે આપણે મઝા કરીશું. હં ! "

" વારુ. "

" કાલે ત્હારા માટે રમકડાં પણ બનાવી મૂકીશ. "

" વાહ ! વાહ ! ત્યારે તો બહુ જ મઝા આવશે. "

બીજે દિવસે બકુલ આવી. એક માટીનો ઘોડો રણવીરે એને આપ્યો. બકુલને આનંદ થયો. આનંદમાં ને આનંદમાં જ એ નાચવા લાગી.

" હું જાઉં છું. બહુ મોડું થયું છે. પિતાજી વઢશે. " બકુલ બોલી.

" જા. બેટા ! કાલે પણ આવજે હો !"

પણ બીજે દિવસે બકુલ ન આવી, ચંદસિંહને એ વાતની ખબર પડતાં બકુલ ઉપર એ બહુજ ગુસ્સે થયો.

" બકુલ ! "

" જી. પિતાજી ! "

" ના બાપુ ! આજ તો સખ્ત પ્હેરો છે. મહામુશ્કેલીએ હું આવી છું. "

" તેથી શું થયું ? "

" ના. હું જાઉં છું. "

" એક જ ગીત. "

" ના. " બકુલ પાછી ફરી દોડવા લાગી.

" બકુલ ! "

" ના. " જતાં જતાં એ બોલી.

" બકુલ ગઈ. " એ બબડયો. ઉભો હતો ત્યાં જ એ બેઠો. હવે શી રીતે ન્હાસી છૂટવું એની એ પેરવી કરવા લાગ્યો. પણ એકે ઉપાય એને ન જડયો. પગમાંની બેડી તોડવા પ્રયત્ન કર્યો પણ સાંકળ મજબુત હતી. એના હાથ છોલાયા. એમાંથી લોહી નીકળવા લાગ્યું. એ હતાશ થઇ પડયો. ખાવાનું આવ્યું એ ખાધું અને ઊંઘ લેવા આડો પડયો. પણ ઊંઘ ન આવી.

સૂર્યોદયને હજી ઘણો સમય હતો. રણવીરને સાધારણ ઊંઘ લાગી હતી. બારીએથી એક લાંબો વાંસ એની પાસે આવી પડયો. એ જાગ્યો. વાંસ જોઇ એ હરખાયો. બકુલની હિંમત ઉપર એ ખુશ થયો. એને ધન્યવાદ આપવા લાગ્યો.

" બાપુ ! "

" બકુલ ! તું ! "

" હા. બાપુ ! વ્હેલા ચાલો હજી સૂર્યોદયને ઘણો સમય છે. "

" ધન્ય છે ત્હારી હિંમતને. પ્રભુ તને સુખી કરશે. "

" હવે વ્હેલા ચાલો. હું જાઉં છું. " બકુલ છૂપાતી છૂપાતી દોડી ગઇ.

" અજબ છોકરી છે ! " રણવીરના મુખમાંથી શબ્દો નીકળી પડયા.

એણે વાંસ લીધો અને સીડી માફક બરાબર ગોઠવ્યો. ધીમે ધીમે એ ઉપર ચ્હડવા લાગ્યો. થોડીવારમાં જ એ બારી પાસે આવી લાગ્યો. બારીમાં બેઠો અને વાંસ બહારની બાજુએ કાઢયો. બંને હાથથી વાંસને બરાબર પકડી એ કુદ્યો. એક ઝાડ પાસે એ પડયો. એણે આજુબાજુ જોયું. પગમાંની સાંકળ હાથમાં પકડી, અવાજ ન થાય એમ એ ચાલવા લાગ્યો.' હાથંપગમાં બેડીનો ભાર હોવાથી એનાથી દોડી શકાતું ન હતું, છતાં ગમે તેમ એ ઝપાટાભેર ચાલતો હતો. અરૂણાનો તારો પૂર્વમાં ઝગમગવા લાગ્યો. એણે ઝડપ વધારી. જેમ જેમ સૂર્યોદયનો સમય પાસે આવતો હતો, તેમ તેમ એનો જીવ ગભરાતો હતો. લગભગ ચાર પાંચ માઇલ એ ચાલી આવ્યો હશે સૂર્યોદય થયો ને એનો જીવ ઊડી ગયો કયાંય. સ્હામેથી ઘોડાના પગલાનો અવાજ સાંભળ્યો. એક બાજુએ ઝાડોની ઘટામાં એ છૂપાયો. બે સ્વારો ચંદ્રનગર તરફ પૂરપાટ ઘોડા દોડાવતા ચાલ્યા ગયા. એ બહાર નીકળ્યો અને એ મેદાનમાં આવી લાગ્યો મુઠીમાં જીવ રાખી એણે મેદાનમાં દોડવું શરૂ કર્યું. પણ એ છેક થાકી ગયો હતો. હવે એના પગ ચાલતા ન હતા. દૂર દૂર પાંચ દશ ઘોડેસ્વારો વિમલ તળાવ ઉપર એણે જ.યાં. એ ગભરાયો. મરવું કે મારવું એવો વિચાર કરી એ આગળ ધાયો. થોડે નજીક આવતાં એને જણાયું કે એ તો પોતાના જ માણસો હતા. એના જીવમાં જીવ આવ્યો. એણે પાછળ ફરી જોયું તો બે ઘોડેસવાર એની પાસે આવી લાગ્યા હતા. એણે આઘેથી બૂમ પાડી.

" ધીરસિંહ ! દોડો. " ધીરસિંહે અને એના સાથીઓએ એ તરફ ઘોડા દોડાવ્યા. વિજયનગરના વવારે માણસો જોઇ ચંદ્રનગરના ઘોડેસ્વાર ન્હાસી ગયા. બે જણે રણવીરના હાથ અને પગમાંની બેડી તોડી. રણવીર ઘણો જ થાકી ગયો હતો. એટલે એને ઘોડા ઉપર નાંખી એ લોકોએ વિજયનગર તરફ ઘોડા



ચિત્રકાર : ] ફુરસદના વખતે [ રા. કલાકાન્ત

[ઉ]ડાવી મૂકયા. રણવીરના આવવાથી આખાય વિજયનગરમાં આનંદ આનંદ થઈ રહ્યો.

યુદ્ધની તૈયારી તો ચાલતી જ હતી. રણવીરે ચંદનગર ઉપર કૂચ કરવા આજ્ઞા આપી. વિજયનગરનું લશ્કર ચંદનગરની સરહદ ઉપર આવી પડ્યું.

" મહારાજ ! વિજયનગરનું લશ્કર આપણી સીમ સુધી આવી લાગ્યું છે. " જયમલ્લે નમન કરતાં જણાવ્યું. ચંદ્રસિંહ વિચાર ગ્રસ્ત બેઠો હતો. પાસે બળવીરસિંહ બાજુએ બેઠો હતો.

" દરવાજા બંધ કરાવો અને આપણે પણ તૈયારી કરો. " રાજાએ આજ્ઞા આપી.

" હેં ! બળવીરસિંહ ! રણવીર શી રીતે ન્હાસી છૂટયો ? "

" મહારાજ ! મ્હને તો પ્હેરેગીર ઉપર શંકા આવે છે. "

" તો આપો એ બદમાશને ફાંસી ? "

" બીજું શું ત્યારે. "

" પિતાજી ! એ ગરિબ પ્હેરેગીરને ફાંસી કેમ આપવાની ? " બકુલે અત્યાર સુધી છૂપાઈને બધી વાત સાંભળી હતી, એણે આગળ આવીને પૂછ્યું.

" તું સાંભળતી હતી કે ? " રાજાએ હસતાં હસતાં પૂછ્યું.

" એ તો તાલીમ લેતી હશે. એને પણ રાજ ચલાવવું છે ને ? " બળવીરસિંહે બકુલની પીઠ થાબડી.

" પિતાજી ! પણ, એને ફાંસી કેમ આપવાની ? "

" એણે રાજકેદીને ન્હસાડયો એથી. "

" રાજકેદીને ન્હસાડે એને ફાંસીની સજા થાય ? "

" હા. "

" બળવીરસિંહ કાકાએ ન્હસાડી મૂકયો હોય તો એમને પણ ફાંસીની સજા થાય ખરી કે ? "

" હેં ! હેં ! મ્હેં-મ્હેં કયારે રણવીરને ન્હસાડયો છે ? " બળવીરસિંહના મુખમાંથી શબ્દો નીકળી પડયા. એના મુખ ઉપર ગભરાટની છાયા પડી.

" હા. " રાજાએ આછું સ્મિત કર્યું.

" કાકા ! ગભરાશો નહિ. હું તો અમસ્તી પૂછું છું. " બકુલના મુખ ઉપર મીઠું હાસ્ય ફરકયું.

" હાં ! હાં ! એમ ? હું ન્હસાડી મૂકું તો મને પણ એજ સજા થાય સ્હમજી ! "

" અને હું ન્હસાડું તો ? "

" તો તને પણ એજ સજા. " રાજાએ જણાવ્યું.

" પિતાજી ! તો એ ગરિબ પ્હેરેગીરને મારશો નહિં. કેદીને ન્હસાડનાર તો હું જ છું. મ્હને સજા ફરમાવો. " એના મુખ ઉપર ગંભીરતા છવાઈ.

" બેટા ! બેટા ! ર્હેં કાળો કેર વર્તાવ્યો."

" એથી જ મ્હને શિક્ષા કરો. " બકુલે શાન્તિથી જવાબ આપ્યો.

" બકુલ, બેટા ! ત્હને, અને ફાંસી ! "

" હા. પિતાજી ! હા. હવે દુઃખ શા માટે કરો છો ? રાજકેદીને મરાવતાં કે ગરિબ પ્હેરેગીરને ફાંસી આપતાં ત્હમને દુઃખ ન થયું, મ્હને ફાંસી આપતાં ત્હમને દુઃખ થાય છે ! પિતાજી ! રાજાને તો પ્રજા ને પુત્ર સમાન છે. ફરમાવો તમારી રાજસત્તા–રાજધર્મ એ જ કહે છે. "

" બકુલ ! "

" હવે શા માટે કંપો છો ? પિતાજી ! ન્યાયી હો તો ફરમાવો એજ આજ્ઞા. તમારો યશ વધશે. "

" બળવીરસિંહ ! શું કરીએ ! " બળવીરસિંહ તરફ જોઈ રાજા બોલ્યો.

" મહારાજ ! બ્હેન કહે છે એ બરાબર છે. ન્યાય એજ કહે છે; રાજધર્મ એજ કહે છે. જો કે દુઃખ તો થશે ખરું. "

" ત્યારે લઈ જાઓ એને. " રાજાએ ભારે હૈયે આજ્ઞા આપી.

બળવીરસિંહ બકુલને ફાંસીના માંચડા આગળ લઈ આવ્યો. આખાય ચંદ્રનગરમાં હાહાકાર વર્તો. દુષ્ટ પિતા પુત્રીને ફાંસી દે છે એવી વાતો ચાલવા લાગી. ચંદ્રનગરમાં બે પક્ષ પડી ગયા. કેટલાકે બકુલનો પક્ષ લીધો. પરંતુ રાજાથી સૌ ગભરાતાં હતાં અને એથી જ કોઈએ બકુલને બચાવવાની હિંમત ન કરી. માંચડા ઉપર બકુલ ચઢીને ઉભી રહી. બે હાથ જોડી એણે પ્રજાજનોને વંદન કર્યું. લોકોનો મ્હોટો મેળો જામ્યો હતો. કેટલાક રડતા હતા તો કેટલાક રાજાની ન્યાયવૃત્તિનાં વખાણ કરતાં હતાં. ફાંસીનું દોરડું ખેંચવાની આજ્ઞા થઈ. "સબૂર." દૂરથી અવાજ આવ્યો. બધાનું લક્ષ એ તરફ ખેંચાયું. એક ઘોડેસ્વાર પૂરપાટ ઘોડો દોડાવતા એ જગ્યાએ આવી લાગ્યો. એણે બકુલને ઉંચકી લીધી. "કોણ? બાપુ!" બકુલ એ આવનાર સ્વારના મ્હોં તરફ વળગી. સ્વારે ઘોડાને ફેરવ્યો અને પૂર્વના દરવાજા તરફ દોડાવ્યો. "રણવીર!" બળવીરસિંહના મુખમાંથી શબ્દો સરી પડયા. "પકડો એને." એણે આજ્ઞા આપી. પણ એ સ્વાર તો જોતજોતામાં આવી લાગ્યો દરવાજા પાસે એક બે પહેરેગીરો હતા એમને મારી એણે દરવાજો ઉઘાડયો. બહારના માણસો એકદમ અંદર ધસ્યા. વિજયનગરનું સૈન્ય કિડીની માફક ચંદ્રનગરમાં ઉભરાવા લાગ્યું. બંને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું. ચંદ્રસિંહ પણ સજ્જ થઈ સમરભૂમિ ઉપર આવ્યો. એના ક્રોધની સીમા રહી ન હતી. એ ઘૂમવા લાગ્યો. મદોન્મત્ત હાથીની માફક. એને સખ્ત ઘા વાગ્યો—ચંદ્રસિંહ પડયો. ચંદ્રનગર પડયું.

"પિતાજી!"

"કોણ! બકુલ!" ચંદ્રસિંહે આંખો ઉઘાડી એના તરફ જોયું. રાજમહેલના એક ખંડમાં એક પથારી ઉપર એ પડયો હતો. પાસે બકુલ બેઠી હતી.

"બકુલ! મ્હારી તો ઘડી આવી છે. પણ ત્હારૂં શું થશે?" રાજાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

"પિતાજી! ચિંતા ન કરશો. રણવીર બાપુએ ચંદ્રનગર મ્હને આપવા કહ્યું છે."

"સાચું કહે છે?" એના મુખ ઉપર હાસ્ય ઉછળ્યું.

"હા."

"પણ, ત્હારા માટે વર શોધવાનું કાર્ય તો બાકી જ રહ્યું."

"મ્હેં શોધી રાખ્યો છે." લજ્જાથી એણે નીચું જોયું. એના મુખ ઉપર રતાશ આવી.

"હેં! કોણ?"

"જેણે મ્હને બચાવી એના જ કુમાર સાથે," એ હસીને નીચું જોવા લાગી.

"છોકરી! છોકરી! તું તો ગાંડી છે. શત્રુ સાથે સંબંધ શો?" અકળાતાં અકળાતાં એ બોલ્યો.

"તમે જેને શત્રુ ગણો છો એને જ હું મિત્ર ગણું છું. પિતાજી! તમારી લાડકી દિકરીની ખાતર તમારૂં વેર ન ભૂલો? હસતે મ્હોડે અમારા હસ્તમેળાપ ન કરાવો!" બકુલ ચંદ્રસિંહ તરફ એક નજરે નિહાળી રહી.

"શત્રુના હાથે હું દિકરી સોંપીશ?"

'એમ શું કરો છો?"

"ઠીક, જા. ત્હારી ખાતર હું વેર વિસારૂં છું." બોલતાં બોલતાં એની આંખો બંધ થઈ. એક આંચકો આવ્યો ને એની સાથે જ એના પ્રાણ પિંજરમાંથી ચાલ્યા ગયા. બકુલ રડવા લાગી.

બકુલ અને પ્રવીણનાં લગ્ન થયાં. રણવીરે બાળારાજાને અને રાણીને આશીર્વાદ દીધા અને પાસે ઝૂંપડી બાંધી નિવૃત્ત જીવન ગાળવા લાગ્યો. વિજયનગર અને ચંદ્રનગરનાં રાજ્યો એક થયાં. વેર અને ઝેર વિસારે પડયાં.

# રેંટિયા-રાસ



[ રાગ—લાવણી ઠનરો ]

ઘેરા ઘેરા ગાજે શો ઘુઘવાટ? રેંટિયો જો અહી ગાજી રહ્યો.
એની ચાલો નીરખવાને કાજ, રાસ રસાળ રચાઈ રહ્યો.
ઘમ ઘમઘમ ધૂન માંય, મોહન સૂર છાંય—
જગનાં જીવન જગજીવન જાપે,
આધિ ઉપાધિ વ્યાધિ વિદારે;
જુગજુગ જુનો જોગી—(એ) રેંટિયો.

ચાક અણી પુણી ઓપતી, કાંતી કરતી તાર;
ચક્કર ફરતી જો સખી, આ રહી એની આણ.
રંકની રોજી-ભૂખ્યાની એ ભાકરી,
દેશ દીપક તણી જ્યોતિ જાગી;
ભાવિ જીવન પરજોગી—(એ) રેંટિયો.

તાર સૂતર સુખ કારણે—વસ્ત્ર વિમળ પ્રમાણ;
દેશ તણું ધન જો ખરે—શસ્ત્ર રૂડું પિછાણ.
ઘરઘરનો શણગાર મનોહર,
મોહન મંત્ર વિષમ વિષહર;
હિંસા કપટ બુધ ત્યાગી—(એ) રેંટિયો.

ભારત સીંચ્યા તારમાં—અડકંત દેશોદ્ધાર;
સ્વતંત્ર ભારત મુક્તિનો—કેવળ સાચો રાહ.
મંત્ર મહોદય યુગ પ્રભાવે,
સ્વર્ગે જીવન ભારત અનુભાવે;
ભારત વીર ભીડ ભાંગી—(એ) રેંટિયો.

અક્ષત અર્પિત ગુલાલને, કુમકુમ શ્રીફળ પાન;
નૈવેદ્ય ધૂપ દીપક ધરી-સખી પૂજો પ્રસ્થાન.
ધર્મ ધુરંધર-જગ જયવંદન,
રાજ્ય ખડગ શ્રી કૃષ્ણ સુદર્શન;
વંદે 'રસભાગી' જાગી—(એ) રેંટિયો.

પ્રો. 'રસભાગી'

# ડોઘલું એક ન ફુટિયું

×××

[ઇ. સ્વી. ૧૯૩૨ માં અનેક દેશભક્તો ભેગો, હું પણ નાસિક જેલમાં હતો. તે વખતે આ કાવ્યમાં વર્ણવ્યો છે તે કરુણ રસિક પ્રસંગ બનેલો.]

×××

"ચાર ઔંસ ચોવીસ ગજ, અંગુલી અષ્ટ પ્રમાણ
એ તે પર સુલતાન હે ! મત ચૂકે ચહુઆણ !"

બાર ફીટ પુરા નહીં, ડોઘલિયાં ત્રણ જાણ
વીરો તેને તાકતા, કરવા, કચ્ચરઘાણ.

કરવા કચ્ચરઘાણ, વીર ત્યાં ભેગા મળિયા,
પથરા લીધા હાથ, લોક સૌ જોવા મળિયા

ઉપરા ઉપર વરસિયા, પથરાના વર્ષાદ;
ડોઘલું એક ન ફૂટિયું, છાઇ રહ્યા વિષાદઃ

"એહિ બાણ ચૌહાણ, રામ રાવણ શીર કટયો
એહિ બાણ ચૌહાણ બાણાવળી અર્જુન ત્રૂઠયો."

એ કવિજન બિરદાવલી, એહિ ધનુષ્ય ઝંકાર
ગાવા બહુ આરત હતી, વીરોના ટંકારઃ

વીરોના ટંકાર કાનમાં ગાજી રહેશે
તાકો સીધો જાય, ડોઘલાં ફોડી દેશે

પણ મનની મનમાં રહી, આવી નહીં ક્ષણ તેહ
મહાકાવ્ય બની ના શકયું, અલ્પ કાવ્ય રૂપ લેખ !

ઉપરા ઉપર વરસિયા, પથરાના વર્ષાદ
ડોઘલું એક ન ફુટિયું, છાઇ રહ્યા વિષાદ.

ડૉ. હરિપ્રસાદ

# કાયસ્થ પ્રભુ
# વીરાંગના સાવિત્રીબાઈ
# થાણેદાર

લેખિકા : સૌ. વત્સલાબાઇ આંબેમાવકર

સોળમા શતકમાં જે જે વીરાંગનાએ થઇ ગઇ તેમાંની એક ચાંદ્રસેનિય કાયસ્થ પ્રભુ જાતિનાં બેલવાડીકર સાવિત્રીબાઇ થાણેદાર અગ્રસ્થાન ભોગવે છે.

૧૬૭૮ માં મહારાષ્ટ્રે સ્વાતંત્ર્યતાના સામ્રાજ્યમાં પ્રવેશ કર્યો. મહારાષ્ટ્રના સૂર્ય શિવાજીને અભિષિક્ત હિંદુ રાજા એ નામે સર્વે ઓળખતાં હતાં.

૧૬૭૮ ના જાન્યુઆરી માસમાં શિવાજી કર્ણાટકની સ્વારી પૂરી કરીને બંકાપૂર તરફ ગયા. તે પ્રાંતમાં બેલવાડીનો બલ્લારીનો મુખ્ય કોટ કિલ્લો હતો. તે કિલ્લો સર કરવાને દાદજી રઘુનાથ મહાડકર નામના વીરને લશ્કર આપીને મોકલ્યો. દાદજીએ લશ્કરથી કિલ્લાને ઘેરો ઘાલ્યો.

બેલવાડીથી તે વખતે યેસપ્રભુ થાણેદાર કાયસ્થ પ્રભુ જાતિના કિલ્લેદાર હતા. સાવિત્રીબાઈ એમનાં ધર્મપત્નિ હતાં. કિલ્લેદારે મરાઠી સૈન્યને કિલ્લા ઉપર ચઢવા દીધું નહિ. એક દોઢ મહિનો થઇ ગયો પણ કિલ્લો હાથમાં આવતો નથી એમ જાણીને દાદજી રઘુનાથે લાલચ આપીને પણ કિલ્લો સર કરવો એમ નક્કી કર્યું. છેવટે કિલ્લા ઉપરના એક મહારને કેટલીક સોનામહોરો આપીને વિશ્વાસઘાતી બનાવ્યો. અને કિલ્લા ઉપરની ઘાસની ગંજીઓને આગ લગાડવાનું એની પાસે કબુલ કરાવ્યું.

આમ કહ્યા પ્રમાણે તરત જ ઘાસની ગંજીઓમાં આગ લાગી. આગ એટલી વધી ગઈ કે ધાન્યના કોઠારો સુધી પહોંચી. કિલ્લા ઉપર આવી રીતે તોફાન જાગ્યું. બધે દોડધામ થઈ ગઇ.

યેસપ્રભુ કિલ્લેદાર અને તેમનાં પત્નિ સાવિત્રીબાઇ બન્ને આગ બુઝાવવા માટે મદદ કરતાં હતાં. કિલ્લા ઉપરના આ ધાંધલ તથા ગરબડનો લાભ લઇને મરાઠી લશ્કર કિલ્લા ઉપર ધસી આવ્યું. અને પ્હેરેગીર સાથે લઢીને અંદર પેઠું. "હર હર મહાદેવ"ની મરાઠાઓની ગર્જના સાંભળતાં જ યેસ પ્રભુ આવ્યા અને લઢવાની શરૂઆત કરવા લાગ્યા. તેજ વખતે તલવાર વાગવાથી તેઓ મરણ પામ્યા. પોતાના સેનાપતિને મરતો જોઇને તરત જ તલવાર લઇને એક સિપાઈ સાવિત્રીબાઇ પાસે આવ્યો પતિના મરણના સમાચાર સાંભળતાં તેઓ ક્ષણભર સ્તબ્ધ થઇ ગયાં પરંતુ તરત જ તેઓ તલવાર લઇને, ઘોડા ઉપર સ્વાર થઇને રણભૂમિ પર આવ્યાં. કિલ્લેદાર પડ્યા તે સાંભળતાં જ કર્ણાટકી સૈન્ય છિન્ન ભિન્ન થઇ પાછું હઠતું હતું. એટલામાં જ સાવિત્રીબાઇએ તે લશ્કરમાં પોતાનો ઘોડો ઘુસાડ્યો અને તેઓ બોલ્યાઃ "હે શૂરવીરો ! ક્યાં જાવો છો ? તમારા બાપ ( સેનાપતિ ) મરણ પામ્યા એટલે તમે પાછા હઠો છો ? બંગડીયો પહેરો, બંગડીયો ! " સાવિત્રીબાઈ જાતે લઢાઇમાં આવ્યાં છે એમ જાણીને બધુ

લશ્કર એકદમ તુટી પડ્યું. સાવિત્રીબાઇ આખો દિવસ ઘણા જ શૌર્યથી લડી. મરાઠાઓને જરાપણ આગળ આવવા દીધા નહિ એ બાઇને જીવતી કેવી રીતે પકડવી એ વાતની મરાઠાઓને ચિંતા થઇ. પોતાના ઘોડાનો પગ કપાતાં સાવિત્રીબાઇ પડી ગયાં પરંતુ તેઓ ઉભાં ઉભાં શૌર્યથી વીરપુરૂષની માફક લડ્યાં. તે વખતે તેમના જમણા હાથને સખ્ત ઈજા થઇ. મરાઠાઓએ આ વીરાંગનાને લાગ જોઇ આ વખતે પકડી. તે વખતે સખુજી ગાયકવાડે તેમનું ઉપમર્દન કર્યું.

જ્યારે શિવાજી પાસે એ વીરાંગનાને લઇ જવામાં આવ્યાં ત્યારે શિવાજીએ ઘણું માન આપ્યું અને બોલ્યા: " હે વીરાંગના ! મ્હેં ગોબ્રાહ્મણ પ્રતિપાલનનું વ્રત લીધું છે. તું પણ મ્હારા પક્ષમાં આવ. મારો પક્ષ સત્યના માર્ગનો છે. મને આશિર્વાદ આપ. "

તે વખતે એ શૂર સ્ત્રી બોલી, " મારો પક્ષ કદાચ ભૂલ ભરેલો હોય પણ ખરો, પરંતુ જેનું એક વખત અન્ન ખાધું છે તેના તરફ નિમકહરામ હું થનાર નથી. ધારો કે તમારા વંશમાં જ તમારો પુત્ર ખરાબ નિકળે તો તે વખતે તમારો સ્વામિભક્ત સેવક તેને છોડી દેશે ? અને છોડી દે તો પણ તે યોગ્ય છે ? કદાપિ નહિ. મારો હાથ જો ઘાયલ થયો ન હોત તો હું હજી પણ મરણપર્યંત લડત. મને તો મારા પતિ પાસે જવાની આશા હતી. રાજા, હેં જે રાજ્યસ્થાપન કર્યું છે તેને માટે તને મારા આશિર્વાદ છે. "

પછીથી સાવિત્રીબાઇ કેદમાં જ મરણ પામ્યા હતાં વધુ માહિતી કોઇ મળતી નથી.

સખુજી ગાયકવાડ કે જેઓએ એમનું ઉપમર્દન કર્યું હતું તેમના ઉપર શિવાજી મહારાજ ખુબ ગુસ્સે થયા અને એમની આંખો કાઢીને શિક્ષા કરી, પન્હાળાના કિલ્લામાં કેદ કર્યા.*

* यदुनाथसरकारकृत
शिवाजी व शिवकाल पृष्ठ. २२३.
* Shivaji And Shivakala by
Prof Yadunatha Sarkar Page. 223

卐

## શરીર—મૂલ્ય

( વસંત-તિલકા )

વંચિત વાંછના સુખ શરીર કેરી,
કો' જન સુખી જગમહિં સ્ત્રી-સંગથી ?
પણ એ મૂલ્ય એ કોણ આંકે શરીરનાં ?
શરીર-મૂલ્યનાં મંતવ્યો કલા-પ્રેમીનાં ? ?

કલા-સૌન્દર્ય કરતાં ચે બૂદ્ધિ,—
અને ભાવના સંગે અધિક મેળ નથી ?
કલા-સૌન્દર્ય કરતાં જીવનની,—
કેવળ !-વધુ કિંમત !-સાદા જીવનની ! !

શ્રી. " સોઽહમ " અ. કવિ

# બાપુજીની ડાહી

[ એક પતિ કાવ્ય ]

મારા બાપુજી એમ કહે જે લેસનમાં જીવ મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે લેસન વસમાં મેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે ફેશન ખોટી મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે ફેશન શીખી મેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે નારી જગતની વેઠ;
મેં ડાહીએ એમ જાણ્યું જે નારી નરથી શ્રેષ્ઠ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે 'બૉબ્ડહેર' એ છકેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે નવીનતામાં શ્રેષ્ઠ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે નાચણ વેડા મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે નૃત્ય કળા અંગ-ખેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે ખભા ખુલ્લા ના મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે એ ફેશન અલબેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે પુરુષ-મિત્ર ખસેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે પુરુષ સંગે તું ખેલ! સહિયર૦

મારા બાપુએ એમ કહે જે 'લેક્ચર' કરવાં મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે રાંધણાં રાંધવાં મેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે મરદ-પોષાક મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે પાટલુન કોટમાં મેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે ખડખડ હસવું મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે હસી હસી રચ ખેલ! સહિયર૦

મારા બાપુજી એમ કહે જે વાંકાં કાઢવાં મેલ;
મેં ડાહીએ એમ જાણ્યું જે ગાડામાં બેસવું મેલ! સહિયર૦

શ્રી. જંબાશાહ નૂ. શાહ

# બાળક

કુદરત કેરી રમ્ય વિભૂતિઃ બાળ જગતમાં ભમતું
ક્રોધ–કપટ વિણુ અન્તર ધારેઃ હાસ્ય મુખે રમતું
જીવન સ્વચ્છ સદા સોહે
સહુને પ્રસન્નતા અર્પે.

[ ૨ ]

અણુપીછાન્યું જગત ભલેને કાળમુખે ઝડપાતું
અર્ભક–ઊર અકલ્પિત આનન્દ–અર્ણવપુર ઊભરાતું
ઘૂમે હોંસભર્યું સઘળે
નયને અમીધારા વરસે

[ ૩ ]

શાન્ત સિન્ધુ સમ બાળ કદી ના ઉત્કર્ષે છલકાયે
સંકટગ્રસ્ત થતાં અપકર્ષે સગાંસમ્બન્ધી ર્‌હોયે
મીઠા હાસ્ય થકી મલકે
આપત્ અકથ્ય ના ખટકે

[ ૪ ]

તરંગિણીના તરંગ પરે જ્યમ તરણિ ઝોલાં ખાયે
તર્કવિતર્ક વિણુ હૈયું અવિચળ આર્લી જર્હાં કૌમારે
અભ્યન્તર અભિરામ બનીને
મસ્ત જીવન એ જીવે.

[ ૫ ]

મુસ્તકીન નિજ ક્રીડામર્દીઃ એ કૌતુક કૌશલ્ય ધારે
અમૃત મળતું, જનની પયનુંઃ ઉડુપતિ દેખી રાચે
આધિપત્ય સૌ આપ્તવર્ગનું
આ લ્હાડે ભોગવતું.

અો. 'ચન્દ્રિક'

# रमन्ते तत्र देवताः

લેખિકા :
શ્રી. પદ્માવતી દેસાઈ

"જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે ત્યાં દેવતાઓ રમે છે." આ મનુ ભગવાનનાં વચનો છે.

સ્મૃતિકારે એક સ્થળે એમ પણ કહ્યું છે કે સ્ત્રી સ્વતંત્ર રહેવાને લાયક નથી. ત્રણે અવસ્થામાં પિતા, પતિ કે પુત્રને આધીન સ્ત્રીઓને રહેવાનું છે.

સ્મૃતિઓનો કાળ એ સમાજ વ્યવસ્થાની સુસ્થિતિનો કાળ મનાયો છે. સમાજનો વિકાસ ત્યારે થયો હતો-થતો હતો અને એ સુસ્થિતિ ચાલુ રહે એ માટે બંધારણો ઘડાયાં હતાં.

જેમ વર્ણ અને આશ્રમોની વ્યવસ્થા થઈ, જેમ ગુરૂ શિષ્યના, રાજા પ્રજાના, માત પિતા અને સંતતિના ધર્મોની વ્યવસ્થા થઈ, તેમ સ્વભાવ સંસ્કાર અને શારીરિક અવસ્થાને અનુસરીને ઘણા વર્ષોના વિચાર મન્થન પછી સ્ત્રી-પુરૂષોના ધર્મોનું બન્ધારણ પણ ઘડાયું છે.

પણ આ બંધારણને વર્ષો વીતી ગયાં છે, વાયુ મંડળમાં પુષ્કળ પરિવર્તન થઈ ગયું છે. એ પરિવર્તનમાં સ્મૃતિમતના પાલનમાં શિથિલતા આવે એ સ્વાભાવિક છે એટલું જ નહિ પણ એ જુના મન્તવ્યોમાં સુધારો, વધારો અને ઘટાડો થઈ ગયો છે. એમાં સ્ત્રી સ્વાતંત્ર્યને યોગ્ય નથી એ મતને કોરે કરીને એવું વિકૃત રૂપ અપાવા માંડ્યું કે મૂળ લેખકનો મત, એના સમગ્ર વિચારોને ધ્યાનમાં ન લેવાવાને લીધે કથનિ ક્યાં ઉડી ગયો અને પરિણામે સ્ત્રી પુત્રી, પત્ની કે માતા મટીને ગુલામડી બની. લાંબા અભ્યાસને પરિણામે સ્ત્રીઓ પોતે પણ પોતાની જાતને તુચ્છ સમજવા લાગી. આથી અજ્ઞાનતા વધી, સ્ત્રી શક્તિનો લોપ થવા માંડ્યો અથવા ઉંધે રસ્તે એનો વ્યય થયો.

સામાજીક સુવ્યવસ્થાને આથી ધક્કો પહોંચ્યો. સમાજની અર્ધી અર્ધ શક્તિ વેડફાઈ જતાં એને પેટે જન્મતાં બાળકો નિર્માલ્ય થવા લાગ્યાં.

આ પરિણામ આપણી ગઈ પેઢીને કંઈક સુઝવા માંડ્યું અને એમણે સ્ત્રીઓની જ્યાં પૂજા થાય છે ત્યાં દેવતાઓ રમે છે એ મનુ ભગવાનના મતને આગળ કરી સ્ત્રી ઉદ્ધારની પ્રવૃત્તિ ચાલુ કરી.

આજની પેઢી હવે એથી આગળ વધી છે. આજે હવે આપણને એમ લાગે છે કે પરમેશ્વર માનીને અમારે પુરૂષોને પૂજવાયે નથી અને જડ પત્થરની પ્રતિમા રૂપ બની રહી અમારે પુરૂષો પાસે પૂજાવું યે નથી. અમારે તો પુરૂષોની સમોવડી બનવું છે. અમારે જોઈએ છીએ સંપૂર્ણ સ્વતંત્રતા, અમારે જોઈએ છીએ સમાજમાં પુરૂષોની સમાનતા. ઘણાં વર્ષો પુરૂષોએ અમારા પર સત્તા ચલાવી. અમારે કેમ બોલવું, કેમ ઉઠ

## મંગલ પ્રભાત

### રાસ

પ્રભાકર પધારે ઉષા આરતી ઉતારે,
કિરણો સૂનેરી સહસ્ર તેજ ધારે.
પ્રભાકર પધારે. ૧

પંખી હરખાતાં ગીત ગાતાં મંજુલે,
નાદ, મૃદુ કરી ભાન કોકિલા ભૂલે,
ફૂલ ખીલે રંગી રૂડાં જ્યોતનાં ઝગારે,
પ્રભાકર પધારે. ૨

ખીલે નવ વૃક્ષો, ઝુલે વેલડીયો ડાળે,
કિલ્લકારે હંસ રૂડાં સરોવરના પાળે,
કળા કરી મોર રૂડાં નાદ કરે પ્યારે.
પ્રભાકર પધારે. ૩

હૈયું હરખાય મ્હારૂં અંતરના દ્વાર ખોલે,
મ્હેકે આ દીલ મ્હારૂં સૌરભનાં અનિલે,
હસી રહે હૈયું મ્હારૂં જીવનના ક્યારે.
પ્રભાકર પધારે. ૪

દેવનાં મંદીર ગાજે આરતીની ધૂનમાં,
ગૃહમંદીર ગાજે બાળકોની ધૂનમાં,
આનંદ છવાય રૂડા આશાના અંબારે.
પ્રભાકર પધારે. ૫

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

રહેવું, કેવાં કપડાં પહેરવાં, શું ખાવું ને ક્યારે ઉંઘવું એના નિયમો અમારે માટે એમણે ઘડ્યા. હવે એ રહેવા દે. અમારે શું કરવું તે અમે સમજીએ છીએ. અત્યાર સુધી અમારૂં તમામ સ્વાતંત્ર્ય હરી લઈ પુરૂષોએ અમારી શારીરિક, માનસિક ને આધ્યાત્મિક શક્તિને દાબી દઈ અમને ગુલામ અરે પશુતુલ્ય બનાવી દીધાં છે. અમે હવે એ સ્થિતિ ક્ષણભર પણ નહિ ચલાવી શકીએ.

પુરૂષો સ્હામે આજની બ્હેનોનો આ પડકાર છે. આજે બ્હેનોએ પુરૂષોની સ્હામે બળવો જગાવ્યો છે.

બ્હેનોની આ જાગૃતિને માટે એમને અભિનંદન ઘટે છે; પરંતુ એનું સત્ફળ આવે એ પણ આપણે જોવાનું છે. 'આપણે હાલ જેને પ્રગતિ કહી રહ્યાં છીએ તેમાં ખાલી ઢીલચાલના અંશો કેટલા છે અને અધોગતિનાં બીજ પણ આપણે અંદર કેટલાં વાવતાં જઈએ છીએ એની પણ સમીક્ષા કરવાનું આપણું કામ છે.

પ્રથમ દાખલો આપણે જ્ઞાન સ્વાતંત્ર્યનો–કેળવણીનો લઈએ. અક્ષરજ્ઞાન એને આપણે કેળવણી કહીએ છીએ. અને એને બુદ્ધિના વિકાસની કસોટી માનીએ છીએ. આપણા ભાઈઓ આપણા પહેલા એ માર્ગે ગયા. આપણે એમાં એમનુંજ અનુકરણ કરીએ છીએ. આ કહેવાતી કેળવણીથી ભાઈઓની બુદ્ધિનો વિકાસ મહેતાગીરી કરવામાં જ પરિણમ્યો છે. આપણે પણ એજ કરીશું ને ? ભણેલા પુરૂષોની માફક આપણે પણ આપણા નિરક્ષર ભાઈ બ્હેનો કરતાં આપણી જાતને મ્હોટી અને ઉંચી માની એક નવો વર્ગ ઉભો કરતાં જઈએ છીએ.

કેળવણીનું એક ફળ આવ્યું છે તે આર્થિક સ્વાતંત્ર્યની ભાવનાનું. વારસાહકકની ઝુંબેશથી આપણે સ્ત્રીઓનો સમાન હક્ક માંગીએ છીએ. ભણી, નોકરી કરી, આપણે આપણા પગ પર ઉભાં રહી સ્વતંત્ર જીવન જીવવા ઇચ્છીએ છીએ એ ભાવના ન ધ્રુજવા જેવી નથી. પણ એમાં પુરુષોની સ્હામે જે હરિફાઈની વૃત્તિ જાગતી જાય છે તે નુકશાન કર્તા છે. અર્થનું ઉત્પાદન કરવું એ જ માત્ર આર્થિક સ્વાતંત્ર્ય છે ? એ ઉત્પાદન કાર્ય કરવામાં પુરુષોને જે ગુલામી ભોગવવી પડે છે તેવી જ ગુલામીનો અનુભવ બ્હેનોને પણ એમાં કરવો પડશે. અર્થની વ્યવસ્થામાં બ્હેનોની જે સ્વતંત્રતા છે તે આર્થિક સ્વાતંત્ર્ય નથી ? એમાં જે ઉણપો હોય તે જરૂર દૂર કરવી પણ નોકરી કે ધંધાને પુરુષોની માફક આપણે પણ જીવનનું ધ્યેય બનાવવું એ જ માત્ર આર્થિક સ્વાતંત્ર્યનો અર્થ નથી.

## જળને પારણીએ

સુદિને મંદીરીએ, જળને. પારણીએ
શાન્ત નિંદે હસે ચંદ્ર સોહામણો !

હાલરડાં ગાતી વહે સરિત શ્વેતાંગિની,
મૃદુ કરે હળે સમીર સુગંધભર્યો,
વ્યોમ વિહરતી વાદળી વસ્ત્ર ધરી,
સુંગી ઊર્મિ થકી લેતી ઓવારણાં...

બાલુડાં મોજાં ધસી ખેલવા બોલાવતા,
રૂપલા તેજ કણ વ્યોમથી સત્કારતા,
પંખી મૃદુ અંગી કો આવી ઢંઢોળતું,
મીઠું મલકી શશી પડખાં ફેરવે...

નૈયા નાજુક ઉરે રંગે નાવિક હવે,
મધુર નીજ દર્શને શ્લેષ પ્રેમી ધરે,
નિનાદ ગુંજન હો સૂસવાટા સુણી,
ઊંઘમાં ચંદ્ર મીઠાં સ્મિત વેરે...

શ્રી. ધનવંત દેસાઈ

આમાંથી ગૃહજીવનના સ્વાતંત્ર્યનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સ્વાતંત્ર્યને બહાને આપણી નજર હમણાં બહાર ફેલાતી જાય છે. નાગરિક જીવન, સમાજ સેવા, દેશ સેવા એ શબ્દો જ્યાં ત્યાં સંભળાય છે.

કુટુમ્બ જીવન આપણને ભાર રૂપ લાગવા માંડ્યું છે. વડીલોની સેવા કે ભાઈ ભાંડુ તરફની ફરજને કુટુમ્બ બંધારણનું એક બુરું અંગ માનીએ છીએ. પણ કુટુમ્બ વિના સમાજ નથી એ આપણે ભુલી જઈએ છીએ. જેમ આદર્શ વ્યક્તિઓથી કુટુમ્બ આદર્શ ઉન્નત અને સુખી બને છે; તેમજ આદર્શ કુટુમ્બોથી સમાજ આદર્શ બને છે. કુટુમ્બ એ સમાજનું એક અંગ છે. એનો વિચ્છેદ કરી કે એને કચળાવી આપણે સમાજની સેવા ખરે રૂપે નહિ કરી શકીએ.

ત્યાર પછીની બાબત છે રૂઢી સ્વાતંત્ર્યની. એમાં લગ્ન મુખ્ય છે. બાળલગ્નો અટકાવીએ, વૃદ્ધ વિવાહ ન થવા દઈએ, વર્ણાન્તર લગ્નોને આવકારીએ, બહુ પત્ની મતને ધિક્કારીએ અને પ્રેમ લગ્નોને પુજીએ તો એમાં કોણ વાંધો લઈ શકે એમ છે ? પણ એમાં દાખલ થતા સડા સ્હામે આપણે આંખ મીંચામણાં તો ન જ કરી શકીએ, કિશોર કિશોરીઓ પ્રેમ કરતાં શિખે એ પ્રગતિ નથી. મોટર કે બંગલાવાળો વર જોઈ પર કોમમાં લગ્ન કરવામાં વર્ણાન્તર લગ્ન કર્યાનો સુધારો કર્યો નહિ કહી શકાય. એવો પતિ અનીતિમાન હોય, વયનું કે વિદ્યાનું કજોડું હોય છતાં તે તરફ આંખ મીંચામણાં કરવામાં પ્રેમનું સહજ આકર્ષણ છે એમ કોણ કહી શકશે ! એમાં તો માત્ર મોજશોખ ભર્યું જીવન જીવવાની ધગશ જ તરી આવે છે. એક પત્ની હયાત હોવા છતાં પ્રેમ અને લગ્ન સ્વાતંત્ર્યને બહાને ત્યાંજ લગ્ન કરવામાં આપણે સ્વાતંત્ર્ય ખીલવી રહ્યાં છીએ કે સ્વચ્છંદતા ? આપણે હાથે આપણી જ બીજી બ્હેનોનાં જીવન નષ્ટ ભ્રષ્ટ કરીએ છીએ તે માટે કંઈ રૂઢી તોડયાનો ગર્વ લઈશું કે પુરુષોને શો દોષ આપીશું !

સ્વાતંત્ર્ય એ મીઠો મધુરો શબ્દ છે, બધાને પ્રિય છે, માનવ વિકાસમાં એની જરૂર પણ ઘણી છે, પણ જેમ વિદ્યા વિનયથી શોભે છે તેમ સ્વાતંત્ર્ય સંયમથી શોભે છે એટલું જ નહિ પણ એનું સારૂં પરિણામ તો જ આવે છે.

સ્ત્રી પુરુષની કાર્યદિશા કર્યાક એક હોય, કર્યાક જુદી પણ પડે, તેથી કોઈ ઉંચું કે નીચું નથી. બંને પોતપોતાના ક્ષેત્રમાં રહેવા

છતાં સમાન છે. સમાન જ શા માટે ? સમાનતાના હક્ક કરતાં પણ એક ઉંચી કક્ષા છે ને તે એકતાની. સ્ત્રી અને પુરુષ થઈને જ પૂર્ણ માનવ જીવન બને છે. બન્નેની શક્તિઓ ભેગી થાય, બન્ને એક બીજાનાં પૂરક બને તો જ સાચી પ્રગતિ સાધી શકાય છે. માટે જ સ્ત્રીઓની ગણના કરવાનું વારંવાર કહ્યું છે. માતાને દેવ માની છે. સ્ત્રી વિના યજ્ઞ થતો નથી. સ્ત્રીની પુજા થાય ત્યાં દેવતા રમે છે એ બધાંનું તાત્પર્ય એ જ છે કે સ્ત્રીઓમાં રહેલી અપાર શક્તિ, દિવ્ય ઓજસને પૂરેપૂરું ઓળખી સમાજ જીવનમાં એને યોગ્ય સ્થાને મોકલી, એને પૂરેપૂરું માન આપવું. અને આમ સ્ત્રી પુરુષ ઉભય એક બીજાની શક્તિને માન આપી એકતા સાધી શકે તો માનવ જીવન ધન્ય બને.



## મ્હારૂં સ્મારક

: ગઝલ :

સતાવે છે, સતાવે છે, સ્મરણુ નિશદિન સતાવે છે;
મધુરી આણુ પ્યારી ઓ ! સ્મૃતિ મુજ દુઃખ હઠાવે છે.

ભુલું છું હું સઉ ચીજો, સતાવે જ્યાં સ્મરણુ ઉરને;
કહાં તક એ સ્મરણુ રહેશે, પૂછું દરિયા તણાં પૂરને.

અરે વ્હાલી ! સદા પ્યારી ! કહેતે ક્યાં સુધી મુજનેક
સતાવે એ સ્મૃતિ ત્હારી, દયા શું ના મળે તુજને ?

નથી કો હિ થતું દર્શન, હૃદય દિન રાત રડાવે છેઃ
રડાવીને મધુ તુજ સુખ, હૃદયમાં જંગ લડાવે છે.

મને કહે છે સઉ લોકો, "અરે મુર્ખા ! કહાં દોડે"
જવાબ દઉં છું સઉને હું, "સદા રહીશ હું સનમ જોડે."

અને સાગર તણા વારિ, બોલાવે છે મને પાસેઃ
પૂછી કહે છે. "અરે મૂર્ખા ! સ્મરણુ કોહિ ન ભુલાશે,"

વળી લોકો મને કહે છે, "કંઇ સ્મારક બનાવી દે.
સ્મૃતિ કાયમ બનાવવા કાજ, મીનારો તું ચણાવી દે."

અરે તું તો સ્મરણીય છે, કહું સ્મારક ઉરે સ્થાપી;
હૃદયમાં એ સદા રાખીશ. અનેરા ભોગ કંઇક આપી

મીનુ બરજોરજી દેસાઈ



# સ્ત્રીત્વની પિછાન

લેખક : કનૈયાલાલ જગજીવનદાસ રાવળ

કવિઓને ઊંચુ પદ આપનારી કે કલાકારને પરમ સાફલ્ય બક્ષનારી જો કોઈ કલા હોય તો તે તેમની સ્ત્રીવિષયક ભાવનાજ (Ideal) છે. કવિ કે કલાકારમાં અમૂર્ત ભાવનાઓને મૂર્ત સ્વરૂપે ઉતારવાની ધગશ હોય છે. તે ગમે તે ભાવના મૂર્તિમંત કરે; પણ તેની સ્ત્રીત્વની ભાવનાજ તેની કલાનો અંતિમ અને વેધક સ્પર્શમણિ બને છે. એ સર્જનકાળમાં જ કલાકારનો ખરો અગ્નિપ્રવેશ રહેલો છે. બીજાં ગમે તે ચિત્રણો નિરૂપે કે દિલસૂરીની મરૂભૂમિમાં પણ કલ્પનાના કુંજધામ ઉત્પન્ન કરે, અથવા તો નિશ્ચિત હેતુ સિદ્ધ કરવા તર્કપરંપરા દોડાવે કે પછી પ્રણયજીવનનાં યશોગાન કરે, પરંતુ સ્ત્રીજીવન પતિનો તેનો શોક ને વિચારો તેની આ ભાવનાને સરાણે ચઢાવે છે. જેમ સામાન્યજનોના સંસ્કાર તેમના સ્ત્રીવિષયક વિચાર-આદર્શમાં પ્રતિબિંબિત થાય છે, અને રસ્તે જતા સજ્જનની સજ્જનતા તેની આંખપરથી પરખાઈ આવે છે; તેમ સ્ત્રીત્વની ભાવના એ કલાકારની કસોટીની પારાશીશી છે.

કોઈપણ વિચાર કે વસ્તુઘટનાને જેવા રંગના ચશ્માવડે જોઈએ તેવા રંગવાળું તે દેખાય છે. વસ્તુતઃ બાહ્ય જગતનો રંગ અફર છે; પણ તે જોવાનો મુખ્ય આધાર આપણા માનસ કે દષ્ટિબિન્દુ–Angle of Vision–પર નિર્ભર છે. તેવી જ રીતે સ્ત્રીહૃદયનું પ્રતિબિમ્બ સૌના આત્મફલક પર પડે છે, પણ તેનું દર્શન સૌના મનોમુકુર પર અવલંબેલું છે: પરિણામે કોઈને તે નિગૂઢ સમસ્યા જણાય છે; કોઈ આત્મિક સ્નેહનો ઓપ ચડાવી જુએ છે, તો કોઈ પાર્થિવ પ્રેમના ભોક્તા હોય છે; કોઈને તેમાં પ્રેરણાદેવીનાં અનેરાં દર્શન લાધે છે, તો કોઈને તે ઉપાનસમો સગવડીઓ ઉપયોગ લાગે છે; કોઈ તેમાં દામ્પત્ય ભવની મંગળ છાયા જુએ છે, તો કોઈ તેમાં પાશવ જીવનના ઓળા નીરખે છે; કોઈ તેમાં કિંકરી કે રસોયણનો સંબંધ જુએ છે, તો કોઈને તે ગૃહશણગારનું અમોલું રત્ન લાગે છે.

પરંતુ એટલું તો વિવાદાતીત છે કે માનવકુલના ઊર્મિલ, બુદ્ધિગત, અને આધ્યાત્મિક તત્વોનું અત્યારસુધી રક્ષણ કરી તેને સુચિત્વનો સ્વાંગ આપનાર નારી જ છે. અંતર્જ્ઞાન અને સમભાવ, મંજુલતા અને કલાત્મકતાના દિવ્ય વરદાન નારીહૃદયની ઋજુતાને અને નિખાલસતાને જ સાંપડયા છે. સ્ત્રીનું હૃદય દેખીતી અનુલ્લંઘનીય કિલ્લેબંધીની પાર જઈ માનવને માનવથી અને માનવને ઈશ્વરથી અળગો કરી અનંતમાં વિચરી શકે છે.

પુરુષ સાથેની સ્પર્ધામાં કે તુલનામાં સ્ત્રીઓ કદાચ મહાન અધ્યાત્મચિંતકો કે

## વિશ્વ–પાવની

[ સારંગ ]

પ્રભુએ સરજી અનુપ પીંછીથી માતને.
હો જયજય હો ! હો વંદન હો ! પુણ્યવતી જનની તને.

તાજાં મઘમઘતાં રૂપવતાં
ફૂલ-ફૂલ પારિજાતકનાં;
ઊર એવું મૃદુલ સુનમ્ર શુચિ-પ્રભુએ૦

ચંદન લેપન શી શીતળતા,
ધવલાં કમળો સમ નિર્મલતા,
બીનના સૂર શી સ્વર-મોહકતા.-પ્રભુએ૦

અમીથી છલકાતી આંખલડી,
અલકો ઝૂલતી વળી વ્હાલ મઢી,
એની અંગલતા નવરસ ઝરતી.-પ્રભુએ૦

કેં કેં કહેવાય નહીં એવી,
લાગણીઓથી ઉછળે છાતી,
નિજ ગૌરવ પારણીએ નિરખી.-પ્રભુએ૦

" મુક્તિ—સેના—ઝંડા ધારી,
આ ઝાંડી—દુ:ખ—ડીપ ક ધારી;
બનશે સૈનિક રણશીંગું લઇ-પ્રભુએ૦

એ ધસશે ને ધરણી ધ્રૂજશે,
સીનો દેખી દુશ્મન ડરશે,
નહિ હાર-ભર્યો રણમાં પડશે. "-પ્રભુએ૦

સ્તવ આશ અને હૃદ્‌ભાવ ધરી,
ગર્વે લક્ષ્મી—જિજી સરખી;
અમીની સરિતા શી ઉમંગવતી.-પ્રભુએ૦

એના અંકે આનંદ સદા,
સુધારસ દિવ્ય જ ચુંબનમાં;
આલિંગનમાં વાત્સલ્ય—ઝરા.-પ્રભુએ૦

ભૂકસેવા—સ્વાર્પણ—ત્યાગતણું,
સ્વાશ્રય—સંયમ—બલિદાનતણું,
ધાવણ એનાં સજવે કો ના.-પ્રભુએ૦

જગપાવની, નિર્મલ ગંગ સમી,
સમૃદ્ધ સુધન્ય ધરા સરખી,
મમ ધન્ય સુઅંજલિ પ્રેમભરી.-પ્રભુએ૦

**શ્રી. ' હસિતમ્ '**

અગ્રિમ પદની અધિષ્ઠાત્રીઓ નહિ હોય; પરંતુ તેમણે ઈશ્વર પ્રત્યેની અંતર્પ્રેરિત ભક્તિ, વિશુદ્ધ સ્નેહ, અને અખંડ શાંતિથી છલછલ છલકતાં જીવન વિતાવ્યાં છે એ નિ:શંક છે. પ્રીતિભાવની ઇન્દ્રાપુરી, ગાર્હસ્થ્યનો મિષ્ટ આનંદ, જીવનના સંસ્કારિતા, સૌજન્ય, નિર્મળતા ને દિલાવરી-grace-માટે પુરૂષ સ્ત્રીનો જન્મોજન્મનો ઋણી છે. " આ સંસારને સ્ત્રી જેટલી નિર્મળી છાંટશે તેટલો સંસાર નિર્મળ રહેશે " (ન્હાનાલાલ) આમ સામાજિક પ્રગતિનાં સીમાચિન્હો, 'સ્ત્રીનાં સંસ્કાર ને શીલ, સ્વાતંત્ર્ય અને સ્વાર્પણપર મદાર રાખે છે.

જો કલા પ્રેમ અને સૌન્દર્યનું આવિષ્કરણ હોય તો તેણે સ્ત્રીહૃદયની અમરાપુરીને પોતાનું યોગ્ય મંદિર માનવું જોઇએ. જે કલા સ્ત્રીત્વને સર્વોચ્ચ દ્રષ્ટિકોણથી નીચી નીરખતી, જે કલા સ્ત્રીત્વની અધઃકક્ષાનું જ દશ્ય જુએ છે, જે કલા આદર્શ સ્ત્રીત્વના જીવન-મહાત્મ્યને એકપક્ષી વિહંગ નજરે-ઉપલકપણે-ઉકેલતાં પ્રખર તેજધારાથી અંજાઇ આંખ મિચામણાં કરી છિદ્રાન્વેષણ માટે અંધારી બાજુએ મથામણ કરે છે, તે કલામાં ઓજસનો પ્રતાપ કે જેમનો કલશોર હોવા છતાં તેમાં પ્રમાદ નથી હોતો. અને એટલા જ કારણે એ કલા છીછરા ને કલુષિત આડકેડે માર્ગે ધસી જાય છે.

સ્ત્રીનું સ્થાન જગતમાં પુરૂષના સહચારે-જ નિર્માયેલું છે. એ સહયોગ વગરની તદ્દન એકલી સ્ત્રી સંસારમાં અડવી લાગે છે, ભૂલી પડેલી હોય એમ લાગે છે. કારણ સ્ત્રી અને પુરૂષ એક બીજાનાં અડધીયાં હોઈ એકલાં અધૂરાં છે; દેહ ભિન્ન છતાં આત્મા અવિભકત છે. તેમના જીવનને સૈકાઓ થયાં સાંકળી રાખનાર પ્રેમની જ શૃંખલા છે. વસ્તુતઃ તેઓ જૂદાં નથી; સ્ત્રી પુરૂષનું અર્ધાંગ છે;

અર્ધાંગ વગર કેમ ચલાવી લેવાય ? અધુરો રહે કે સુકાઈ જ જાયને ! સ્રી પુરુષ મિલનના પ્રેમોત્કટ તલસાટ પછી દ્વિધા મટી સંપુટ થાય છે, દિન અને રાતની જેમ તેઓ અન્યોન્યપૂરક-Complimentary-છે. પ્રકૃતિ અને પ્રાણ નિસર્ગનિર્હિત છે, છતાં દૈવયોગ એવો છે કે જગતમાં સ્રી પુરુષ એક બીજાના પ્રકૃતિપૂરક બને છે. કેટલાય કલ્પનાશીલ ભૂંગી પુરુષોનાં ગૃહસ્થાશ્રમમાં એમની વ્યવહારૂ-Practical-સ્રીઓથી સુરક્ષિત નથી ? અને કેટલાય 'અતિ વ્યવહારૂ પુરુષોને તેમની પત્નીઓ જ કલ્પનાની ઝાંખી કરાવે છે.

એક વિદ્વાને સ્રી પુરુષના ભેદ પાડ્યા છે: પુરુષને સર્જક ગણવામાં આવે તો સ્રી રચના છે; માતરિશ્વારૂપી પુરુષની એ ગતિ છે; સાગરરૂપી પુરુષનો એ કિનારો છે; પુરુષના રણક્ષેત્રની એ ચંડી છે; પુરુષના દિપકનો એ પ્રકાશ છે; વિચારરૂપી પુરુષની એ વાણી છે; સંગીતનો એ સ્વર છે; સ્તંભ ઉપરની પતાકા છે; વૃક્ષને વીંટાઈ વળેલી એ વેલી છે; પુષ્પની સૌરભ છે; પુરુષની સુન્દરતા છે અને સૌન્દર્યની કલા પણ. પુરુષને આત્મા કહીએ તો સ્રીને પ્રકૃતિ કહેવી જોઈએ; પુરુષ જો ન્યાય હોય તો સ્રી સત્ય છે. પુરુષ જો ધર્મ હોય તો સ્રી સદ્બુદ્ધિ છે. પુરુષમાં દયા વિલસતી હોય તો સ્રીમાં દાનવૃત્તિ. પુરુષ જો ધીરજ હોય તો સ્રી શાંતિ છે; પુરુષ સૂર્ય છે તો સ્રી ઓજસ્ છે; પુરુષ વિસ્તાર હોય તો સ્રી મર્યાદા છે. પુરુષ મંત્ર હોય તો સ્રી તેનો ઉચ્ચાર છે. પુરુષ ચિત્ત છે; સ્રી હૃદય છે. પુરુષ ગોરંભતો મેઘ છે; સ્રી ચમકતી વિદ્યુલ્લતા છે. પુરુષના મસ્તકનો એ મુગટ છે. પુરુષ પરબ્રહ્મ છે; સ્રી જોગમાયા છે.

કવિ ન્હાનાલાલ કહે છે: સ્રી એ શકિત આદ્યશકિત– Primal force છે. સ્રી

## ભાઈબીજ

પડતો પડવે ઉગે ચાંદો,
 ગગનના આભમાં રે લોલ;
બીજનાં બીજે દર્શન થાય,
 અલક એક આભમાં રે લોલ. ૧
બીજનો ચાંદો ઉગ્યો દીઠો,
 ગગનના ગોખમાં રે લોલ;
વીરો આવંતો મેં દીઠો,
 શેરીની સાખમાં રે લોલ. ૨
વીરાનાં સન્માન સર્વે કીધાં,
 વીરનો વિવેક વધ્યો રે લોલ;
વીરાનાં ઓવારણાં મેં લીધાં,
 વીરડો વ્હાલે ભર્યો રે લોલ. ૩
મધરૂં ગોદડાં નાખી દીધાં,
 ધીરાજીના ઢોલિયે રે લોલ;
વીરો બેઠો–ગરવો દીસે,
 ગરાસિયો ઢોલિયે રે લોલ. ૪
ભાઈ મારો દાતણનો કરનારો,
 વિવેકી વાણિયો રે લોલ;
ભાઈ મારો ન્હાવણનો કરનારો,
 સરોવર હંસલો રે લોલ. ૫
ભાઈ મારો ભોજનનો કરનારો,
 નાગર નાતીલો રે લોલ;
ભાઈ મારો મુખવાસનો કરનારો,
 દખ્ખણ દોશલો રે લોલ. ૬
ચીરનું રેશમી પટોળા પાનું,
 વિધવિધ ચિતર્યું રે લોલ;
પાલવે સુરજ–ચાંદા જોડી,
 ચિયળ સૂચવે રે લોલ. ૭
સરવર તીરે સારસ જોડી,
 સહસ્રાર શિખરે રે લોલ;
વડલે મોર કળાયલ નાચે,
 સુખનો સાથિયો રે લોલ. ૮
બીજને દીઠી આથમતાં આજે,
 ગગનના ગોખમાં રે લોલ;
વીરાને દીધો મેં વળાવો,
 શેરીની સાખમાં રે લોલ. ૯

શ્રી. 'અલીન્દ્ર'

લક્ષ્મી છે, નારાયણી છે અને પુરુષને નારાયણ-દેવ-બનાવે છે, પૃથ્વીને આભ જેવો અને એટલો જ જૂનો પ્રકૃતિ અને પુરુષનો સંબંધ છે. પ્રકૃતિ વગરનો વિરાટકાયી પુરુષ પણ પગભર નથી રહી શકતો, ઉલટો પાંગળો લાગે છે. સ્ત્રીને લગીર પણ પુરુષની વિકૃત પ્રતિમા કે undeveloped man માનવી એ ભીંત ભૂલવા સરખું છે. સ્ત્રી એ સાચો કોહીનૂર ને અજબ હેરરત્ન છે. ' નરનો એ દેવ થાય નારીના પાસથી ' એમ દલપતરામ ગોગ્ય જ કહે છે. દામ્પત્ય મૂર્તિની શુભ રચના એટલે પતિ પત્નીના કિરણની ફૂલ ગૂંથણી. સ્ત્રી યંત્ર નથી માનવજીવનની ચેતનવંતી જાગતી પ્રતિમા છે. માનવકુલની એ અખંડ જ્યોત છે. ગૃહ સંસાર ઉજાળતો દીપક છે. સ્ત્રી એ ગૃહમંત્રી કે ગૃહરાણી કહેવાય છે પણ ખરું જોતાં ગૃહિણી એટલે જ ગૃહ. એ માનવકુલની પાંખ છે, અને એક પંખાળો માનવી આથેરીક પણ નથી ઉડી શકવાનો. સ્ત્રી કુલાંગાર નથી; પાવનકારિણી કુલની દેવી છે. એ મોહનું ફંદ નથી; ભક્તિભાવ પ્રસારતી ને પ્રેમ પમરાવતી એ રસમૂર્તિ અને પ્રેરણા શક્તિ છે. સ્ત્રી વિલાસની પૂતળી નથી; પણ પ્રારબ્ધ ઘડનારી, મહા કાર્યની પ્રેરણા, શીલ મૂર્તિ, વીરશ્રી દાખવતી કવિતા છે. સ્ત્રી નવસંસ્કૃતિની પોષક પણ છે ને જનેતા પણ છે. લોકોક્તિ પ્રચલિત છે કે તપસ્વીઓના તપને લીધે જગત નભે છે; પરંતુ જગતનો નિભાવ મહાન વિશુદ્ધ શીલાઓના સતીત્વે જ થઇ રહ્યો છે એમ કેમ ન કહેવાય ? ખરેખર સ્ત્રીએ આપ છે. પુરુષની શક્તિની સર્જક કસોટી છે.

પુરુષ એટલે દેવકનો કરિ. સ્ત્રી એટલે મોગરાની વેલ. દંપતી એટલેજ દ્વૈતના અદ્વૈત બનવું (વાણી અને અર્થની જેમ) નરનારીના જોડલાંના દિલની દોરી તો એકજ છે. ટેનીસન પણ તેને 'perfect music set to noble words' કહે છે. ઉભય એક બીજામાં હેળાઈ સંગમ પામે છે. કાકા કાલેલકર સંગમને કાવ્ય કહે છે; પણ સ્ત્રી પોતેજ કાવ્ય હોય તો દામ્પત્યને તો epic-મહાકાવ્ય જ કહેવું પડે ને !

' Life is not a song;
life is an epic. '

પોતાનાં મનોભાવનું યથાર્થ વર્ણન સ્ત્રીની પોતાનીજ વાણી કરી શકે. પુરુષની દોરેલી રેખાઓ અસ્પષ્ટ હોય છે; અને સ્ત્રીચિત્ર ધુમ્મસથી ઝાંખું થતું હોય તેવું લાગે છે. પરંતુ પુરુષ પોતાને સ્ત્રીની પરિસ્થિતિમાં કલ્પી શકે તોજ રેખાંકનોમાં બંધ બેસતાં સુસંગત રંગો પૂરી શકે. પણ એ કાર્ય તો મનુ ભગવાન જેવાથી પણ ન બની શક્યું તો ! વૃક્ષરાજી પર ઝૂલતું પ્રફુલ્લ પુષ્પ મલય પવનમાં આનંદ પામે છે. તેને વાચા નથી; નહિતર તેનું જીવન સત્ય અને સુન્દર શબ્દોથી જીવું કરત, અને બંજનાથી સાનમાં સમજાવવાનું કામ મુશ્કેલ છે. " પુષ્પ કુદરતની ગોમમાં કલ્યાણકારી કાર્યશક્તિની શ્રદ્ધા દર્શાવવું પમાણપત્ર લઈ જાય છે. " પણ અહીં તો માનવકલમ જ તેનાં મનોભાવો આલેખવાનો દાવો કરે છે. પણ એ મૌનવાણીનું સામર્થ્ય અનુભવ્યું છે ? ચરખંડાઓજ એ મૂક ભાષા પિછાની શકે. " Many a flower is born to blush unseen" એ ઉક્તિની જેમ ઘણાં સ્ત્રી રત્નો મૂલ્ય મૂલવ્યા વગરનાં રહી જાય છે. તેઓ સમાજ નજરથી અંતરપટે રહેલાં હોય છે. સમાજ એ અંતર્પટ ભેદી શકતો નથી.

ઇશ્વરે સ્ત્રીહૃદયમાં સ્વર્ગીય ક્ષણમાત્ર પણ તેજ પુંજનો અર્ધ્ય આપ્યો કલાકારોનું દિલ અહેસાનમાં ડૂબી રહે છે. એ પ્રકાશની

ઝલક પામનારા ફક્ત કલાકારોજ છે; સૌન્દર્યના વાંચ્છુઓ જ્યાં જ્યાં સૌન્દર્ય જુએ ત્યાં પ્રેમ સ્થાપી દે છે; કવિઓ સંજ્યદષ્ટિને લીધે, દેખાય છે તેનાથી પર અવલોકી શકે છે; એ અંતર્ગૂઢ જ્યોતિની ઝાંખી પામવા સામાન્ય જડ ચક્ષુઓનું ગજું નથી.

શેકસપીઅરનાં સ્ત્રીપાત્રો સ્ત્રીત્વના યથાર્થ મહિમા, ને શુદ્ધ પ્રતિષ્ઠાની સાચી શક્તિ અને ગૃહલ્ક્ષ્મીની કોમળતા માટે નામાંકિત થયેલાં છે. પણ તે કરતાંય કમનીય પાત્રો આપણી ભારતીય સાહિત્ય ચિત્રાવલીમાં કાલિદાસરચિત અને ઇતિહાસ લબ્ધ રચનાઓમાં મોજુદ છે. કહેવાય છે કાલિદાસની 'સ્ત્રીઓ તેનાં 'પુરુષો' કરતાં સાંપ્રતયુગની વધારે નજીક આવે છે. કારણ એમને અર્વાચીનતાના અદષ્ટપૂર્વ સામ્યનું આતિથ્ય સ્વીકારવું પડે છે. સ્ત્રી સૃષ્ટિની કમનીય કવિતા છે. ઈશ્વરની ચમત્કૃતિ છે. સ્ત્રી કરતાં પુરુષ વધુ વિચક્ષણ અને ચંચળ વ્યક્તિ છે. (Variable Phemomenon) પણ અપૂર્વ સ્ત્રીઓનું જીવન સર્વકાલીન અને સર્વદેશીય ( Universal and permanent ) છે. આટલી વૈયક્તિક છતાં આટલી સર્વદેશી શકુન્તલા, યક્ષપત્ની, પાર્વતી, સીતા, અને ઇન્દુમતિ જેવી ઓજસ્વી છતાં નાજુક અને સાધુકલી નાયિકાઓનું પાત્રવૃંદ જીવંત બનાવી વાઙ્મય સૃષ્ટિના પટપર રમતું મૂકવામાં કાલિદાસની નવનવોન્મેષશાલીની પ્રતિભાનું સ્થાન અદ્વિતીય છે.

આપણામાં પ્રવર્તતી Inferiority Complex ની માન્યતાની સાથેસાથ પૂર્વગ્રહવાળી પીળી આંખો આપણા સામે મંડાય રહી છે. 'હિન્દુઓ સ્ત્રીને તુચ્છકારે છે' એમ ઓષ્ઠના સીત્કાર સાથે દેખાડવા યેનકેન પ્રકારે તારવી સન્મુખ ધરેલી, કેટલીક વેરણછેરણ પંક્તિઓ, ખરો પૂર્વાપર સંબંધ બેસાડતાં લેશમાત્ર પણ વજન કે વજૂદ વગરની લાગે છે. તેમ જ અસંબંધ પંક્તિઓ, ને ખૂણે ખાંચરે વેરાયેલ કંડિકાઓનું ગંદા હાથનું પ્રચારકામ અને 'જલિયાંવાલા બાગ જેવી સ્ત્રીત્વની નિરાધારતાપર જનરલ ડાયર શા બેજવાબદાર અને કપોલ કલ્પિત ગુબ્બાઓ, મોહક ભાષાચાતુરી, ને કાયદાબાજનું ભાષાકૌશલ્ય, મીસ મેયો જેવી વિઘ્નસંતોષીઓને અને પાછલી ગલીના ગટર અંધકારમાં દષ્ટિપાત કરનારને મન માનિતુ થઈ છે.'

પરંતુ આર્ય સ્ત્રીનું અનોખું વ્યક્તિત્વ જડવાદી દેશો નહિ પિછાની શકે. અને સમજતાં પહેલાં હૃદય કેળવવું પડશે, સ્વયં સૌન્દર્ય બનવું પડશે. જર્મન મહાકવિ ગેટે જેવા વિરલા જ શકુન્તલાનો અન્તરંગ મર્મ ઓળખી શકયા છે. બળ અને પ્રલોભનથી તેને વશ કરવા કરતાં ભક્ત અને પ્રેમાળ હૃદય સહેલાઇથી તેને મેળવી શકશે.

આર્ય રમણીની આત્મવિસર્જનની ભાવનાને યોગ્ય ઊંડાવમાં મૂકી દંપતીજીવનના તાણાવાણા સાથે વણી લેવામાં કલાકારનું રહસ્ય છૂપાયેલું છે. પતિપરાયણતા, સહનશીલતા, ગૃહકાર્યમગ્ન જીવન સાથે પતિને સુખે સુખી થઇ તેના ઉદયમાં રાચવું, જીવનવિગ્રહથી પરિશ્રાંત થતા પતિને શાંતિભર્યાં સ્નેહાળ સ્મિતફૂલડે ઉલ્લાસિત કરવામાં કૃતકૃત્ય માનવું અને પોતાના નિરાળા વ્યક્તિત્વને પતિ-સ્વામી-માં લુપ્ત કરી તેની છત્રછાયામાં રહેનાર સેવિકાના ગુણધર્મોનું પરિપાલન કરવું એ એની પુરાણપૂજિત સ્વીકૃત ભાવના છે.

यथा भूयो मे जननान्तरेऽपि
त्वमेव भर्ता न च विप्रयोग:

એ એમનો મુદ્રાલેખ વા અંતરનો ઉદ્‌ગાર છે, સંકલ્પ છે.

સૌન્દર્ય એમને મન વિભૂતિ છે, પ્રભુપ્રસાદી છે; પણ સૌન્દર્યને સદા શીલથી શોભાવતાં; સતીત્વ એમના જીવન સાથે જડેલું હતું;

એમાં કલંકકાલિમા ન લાગે એ માટે પ્રાણાર્પણ કરતાં પણ નહિ ખચકાતાં.

'સ્રીચેતનાની અભ્યર્થના હિન્દુઓને સ્રીત્વ ઉપરાંત માતૃભૂમિ માટે પણ પૂજ્યબુદ્ધિ પ્રેરે છે' એવા કોઇ ભ્રમસંભ્રમમાં પડેલા ફિલીપ ગીબ્સના શબ્દો સૂકા રણમાં મીઠી વીરડી સમા છે.

પણ એ કરતાં કવિવર ટાગોરની સ્રીત્વની ઉદાર ભાવનામયતા, અદ્‌ભુત સુન્દરતાની પ્રતિકૃતિરૂપ છે. વિચારો છે તો પૌર્વાત્ય પણ તે પર કવિએ પોતાના આત્માની ઐન્દ્રજાલિક પ્રભાનું આવરણ આવર્યું છે. કવિએ પ્રેમ પ્રત્યેક ક્ષેત્રમાં પ્રસરતો બતાવ્યો છેઃ સુહાગી સાંપ્યરંગોમાં, સ્વાર્થલોલુપતારહિત ઉપાસનામાં, અને ઉલ્લાસ અને વિશુદ્ધિ પમરાવતા તેના પ્રાબલ્યમાં.

" સ્રીના લલાટમાં લખાયેલી છે અનંતતત્વની અગમ્ય લિપિ, " એમ કવિને લાગે છે. ભાલપટપરની એ પ્રથમ ઇશ્વરીસંજ્ઞાનો પત્તો મેળવી પુરુષ તેનું કેવી રીતે અર્થદ્યોતન કરે છે અને સ્રી તેને દિવ્યપ્રદેશ તરફ દોરતી અક્ષરધામની પરી છે, એવા કથિતવ્યવાળી કૃતિ ટાગોરની અપ્રતિમ કલાથી જ રચી શકાય. પોતાની કૃતિઓમાં કવિએ સ્રીને બાલિકા, ભગિની, કુમારિકા, પત્ની, અને માતાના પૃથક્ પૃથક્ સ્વરૂપે પ્રગટ કરી જીવન ઉજાળતા ને સ્નેહયજ્ઞમાં બલિદાન દેવા ઉત્સુક બનાવતા વાસ્તવદર્શી પ્રેમમાં પૃથક્કરણ અને ગુણગાન કર્યાં છે.

પ્રેમ, સત્ય શિવ અને સુંદર છે; પ્રેમ એટલે જ સૌન્દર્ય. આ સૌન્દર્યની પરિમલ કવિ નિશદિન સ્રીના વાણીમાધુર્યમાંથી, અંગોપાંગમાંથી, ને સમગ્ર અભિનયકલામાંથી ફેલાતી બતાવે છે. સૌન્દર્ય માટેના તલસાટે કલાકૃતિના કંઇ કંઇ ધારો રચાવ્યા છે. નહિતર, કદાચ મધુર લલિત પદાવલીથી રણકતી કવિતા જગતમાં સરજાયા વગરની રહી જાત. પણ કુદરતને એ કેમ રુચે ? એને તો જગતમાં સુન્દરતાની અમર વાડીઓ ખીલવવાની હોંશ છે. પુરુષને સૌન્દર્ય પાછળ મુગ્ધ બનાવનાર સ્રી પોતે અકુથિત સૌન્દર્યની પિપાસુ છે. સ્રીની 'દૃષ્ટિ જગ સકળમાં પૂર્ણ સૌન્દર્ય જોતી;' પણ એ દૃષ્ટિ પાર્થિવ નથી. કવિઓ એ સૌન્દર્ય 'કુદરત' અને 'કાન્તા'માં જ નીહાળે છે. પ્રેમ એટલે સૌન્દર્ય; સૌન્દર્ય એટલે કલા; કલા એટલે પ્રસન્નતા. કાવ્યકલાનું એક માત્ર ધ્યેય એ સૌન્દર્યદર્શન છે; અને સુન્દરી એટલે સર્વ સૌન્દર્યનો સાર. આમ કવિતા અને સુન્દરીને અતિ નિકટ સંબંધ છે. यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवता । જ્યાં સ્રી પૂજ્ય ગણાય છે, જ્યાં સ્રી ઉલ્લાસવંતી છે ત્યાં દેવભૂમિ દૂર નથી. સ્રીનાં જીવન સમગ્રમાંથી કવિતા ફોરે છે. અંજલિઓમાં ચાર ચાર ચારણી હોવાથી કવિઓથી તે પુરેપુરું ઝીલાતું નથી.

## વરસ્યા કરે

[ લય—તરસ્યાં એ વાદળીને તીરે વીઠંગ રાજ ]

વરસ્યા સ્નેહલ મેહ મીઠા અનંત ધાર.
વરસ્યા કરે...વરસ્યા કરે.
તરસ્યાં એ માતૃસ્નેહ દીઠા કોટિક વાર.
વરસ્યા કરે.. વરસ્યા કરે.
સુજ્ઞાન તણી વાતડીની બાળ ઊરે વેલડી,
મોંઘી દિવ્ય બતડીના સ્નેહ જગમાં જડી.
ઝળક્યાં સુદિવ્ય જ્યોતે માતા સ્નેહલ ધાર.
વરસ્યા કરે...વરસ્યા કરે.
પરખ્યાં દેવાંગનાં શાં માતા પિતદાર.
વરસ્યા કરે...વરસ્યા કરે.
દેવ ભરી આંખડીથી સીંચી ઊર પાંખડી,
દેવ તણી આંખડીથી અમર રહો માવડી.
દરસ્યાં પ્રસાદી મળી માંની અમૃતધાર.
વરસ્યા કરે . વરસ્યા કરે.
તરસ્યાં એ વત્સ પ્રતિ ઉરની અમૂલી ધાર.
વરસ્યા કરે...વરસ્યા કરે.

સૌ હસુમતિ ધીરજલાલ દેસાઇ

સ્ત્રી એટલે વસંત, જીવનમાં વસંતનો ફાગ ક્યારે હિલોળે ચઢે છે ? વસંત એટલે યૌવન. વસંત નવપલ્લવો ધારણ કરે છે એમ જ નથી; પણ તે ઉત્સાહ ઉલ્લાસ, તાજગી ચેતન ચોગમ વેરે છે. Modern સ્ત્રી સમય પ્રમાણે વસ્ત્ર પરિધાન કરે છે; આર્ય સ્ત્રી સમયાનુસારી કર્તવ્યશીલ તત્પરતા ગ્રહણ કરે છે. ' કાર્યેષુ મંત્રિ...'ની જેમ સંયોગાનુસાર વર્તાવ કરે છે.

આ બહાર દેખાતી ઉલ્લાસવંતી સ્ત્રીમાં અંતરસ્થ તો કરૂણા રહેલી છે. કોમળતાને આ અનુભવમાં કચરાવું પડે છે, તેમ સ્ત્રી દબાતી આવી છે. પણ દુવર્ણની શુદ્ધિ ટીપે જ પરખાયને ! સરલતા ગામી શકુન્તલાઓના તપોવનમાં મદ ગળતા માતંગો પેસી જઇ ધમસાણ મચાવે છે, છતાં તેનો આત્મા નાશ પામતો નથી. આ માર્દવમૂર્તિ શરણ્યાને ભિજાને પોઢે છે છતાં એ જીવન પોષક વલ્લરી–પ્રજીવનક–જીવે છે અને બીજાને જીવાડે છે.

એક લેખિકા કહે છે કે સ્ત્રી પતિને દોરતી નથી પણ પ્રેરે છે. પરંતુ પ્રેરણા આપવી એટલે ઊર્મિ અને ચિત્તની દોરવણી તો ખરીજને ! કે દોરવું એટલે અંગ્રેજીમાં leading by nose કહે છે તેના જેવો અર્થ !

આ પ્રેરણા સૂકાઇ જશે એમ ભીતિ રાખવાનું કારણ નથી. આર્યાવર્તને ભૌતિક પદાર્થ સિવાય બીજું ગુમાવવા જેવું કંઇ નથી. કારણ કે ' East is East and west is west ' એ અભિપ્રાય રડયાર્ડ કિપ્લીંગનું કથન ખોટું નથી. આર્યાવર્તની પ્રેમ અને અધ્યાત્મ ભાવના જગતને માર્ગ-સૂચક થશે.

રામસ્વામી શાસ્ત્રીએ સુન્દર રીતે સંભળાવ્યું છેઃ પ્રેમનું બીજારોપણ નથી આકસ્મિક કે નથી પ્રેમમૂલને વસુધાતલનું બાધિત પોષણ પણ પ્રેમને અલૌકિક આકર્ષણને જન્મ-પૂર્વની વાસનાઓનું સાત્વિક પોષણ છે; પરિવેષના જે થોડા રશ્મિઓથી સ્ત્રી પુરુષને દીપ્તિમાન લાગે છે તે તેના આત્માનું સિંચેલું ઓજસ છે. આ સ્વર્ગીય પ્રેમ પ્રિછવા માટે જ જાતીય વ્યવસ્થા નિર્માણ થયેલી છે. " સ્ત્રી જેમ ઇશ્વરનું કુશલ વિધાન છે તેમ માનવનું પણ છે જ, હૃદયગત સૌન્દર્ય માનવી સ્ત્રીને બક્ષે છે, " એમ ટાગોરને લાગે છે. સ્ત્રીના યૌવનપર માનવની મહેચ્છાઓએ ગૌરવ અને ખૂબીનો યથેચ્છ છંટાવ કર્યો છે. સ્ત્રી પુરુષને આ ' જગત 'માંથી ' અનંત 'માં લઇ જાય છે, આ ' જીવન 'માંથી ' પ્રેમ 'માં લઇ જાય છે.

અનંત શક્યતાઓનું ભાવી જેના હાથ વેંતમાં છે તે સ્ત્રીને સૌન્દર્ય આદર્શ કે દુર્ઘટ ધ્યેય પ્રાપ્ત કરવાની કળ અઘરી નથી લાગતી. ટાગોરે સ્થાપેલો સ્ત્રીત્વનો આદર્શ

### કંકણના કોડ

કંકણના કોડ, મ્હારા કંકણની જોડ,
એ તો મ્હારાં સૌભાગ્યનો તોડ;
( મ્હારાં ) સખા પિયુરાજ !
મ્હારાં કંકણની જોડ.

કંકણની જોડ, પ્રિય હૈયાના કોડ,
કંકણના કોડ, બે આત્મનનાં જોડ;
( મ્હારાં ) સખા પિયુરાજ !
મ્હારાં કંકણની જોડ.

કંકણની જોડ વ્હાલા પ્રેમરસ ચાખશું,
હર્ષના---અશ્રુવડે આત્મન બે સાધશું;
( મ્હારાં ) સખા પિયુરાજ !
મ્હારાં કંકણની જોડ.

મ્હારાં કંકણનાં બાહુઓ પછી રસીલી જોડ,
એવા રસિલાનો મ્હારે અંતરમાં તોડ;
( મ્હારાં ) સખા પિયુરાજ !
મ્હારાં કંકણની જોડ.

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

નીલરંગી સોહામણી ક્ષિતિજ કરી જેમ આપણુને સદાય અપરિમિત દિગંતોમાં મીટ મંડાવે છે. પ્રેમપુષ્પ ફલીભૂત થાય છે, અને તેનાથી સ્ત્રીને અને સ્ત્રીદ્વારા પુરુષને અનંતત્વની ઉન્નતતાંની ઝાંખી કરાવે છે, એ સત્ય પ્રતિ કદિ આપણી આંખ જોરથી ઉઘાડે છે. પ્રેમ સાધુતાપ્રિય છે; પાવક જ્વાળાની જેમ પ્રેમ બળ વગર વિજય મેળવે છે, કારણ કે સ્ત્રી વૃત્તિ ' યુદ્ધમાં રાંક ' છે. જો કે પુરુષમાં સૂતેલું શર જગવનાર સ્ત્રી છે છતાં યુદ્ધપ્રિયતા અને વિનાશ વૃત્તિ સ્ત્રી સહજ નથી. લેડી મેકબેથનું જ્વલંત સાખ પૂરે છે. અને ગાંધીજી પણ કહે છે કે પ્રલોભનની જાળ કે આક્રમણની છલંગ સ્ત્રી તરફથી ભાગ્યે જ સંભવે છે.

સ્ત્રીત્વને પારખી તેને નિકટવર્તી થતાં પુરુષમાં અક્કડતા, અહંતા અને જલદ કઠોરતાના ડહોળાયેલાં પૂરપાટ પાણી સ્થિર ને નીતર્યાં કાચ જેવાં થાય છે. કૈલાસ જેવી દુર્ધર્ષતા ને કાલાગ્નિ જેવી પુરુષની દુરસહતાની અને લગીર પવનની લહરથી શ્વાસાવરોધ પામનાર કે રૂના પોલ જેમ ઉડી જનાર અથવા સહજ સૂર્ય પ્રકાશથી કરમાઇ જનાર મુલાયમ સ્ત્રીત્વની ' ' મેલછાની ઉત્તર- છે. તેઓ જેટલી મંજુલ અને સરળ પ્રકૃતિની હોય છે. તેનાથી વધારે કટુ થઇ શકે છે, પણ કડવાશ અને સાલસાઇ ઢાલનાં બે પાસાં જ છે ને ? સ્ત્રી પ્રેરક પણ છે ને નિયામક પણ છે. તેમાં impulse અને restraint બંને છે, પુરુષને દિગ્દર્શન કરાવનાર જ્યોતિર્ધર થઇ કુમાર્ગે જનારને બે કડવાં વેણ કહી તેની પ્રવૃત્તિ પર નિયમન કરનાર કડક શિસ્તપાલક બને છે; છતાં તેની નિષ્ઠુરતા કે કર્કશતા પુરુષના એક જ દૃષ્ટિપાતે પાંગળી બને છે અને સ્ત્રીના સાથ વગર પુરૂષ ઇશ્વર નિમગ્ન થઇ શકતો નથી. સ્ત્રી દરેક દુઃખદર્દનો ઉપચાર છે-a balm to every wol. કારણ કે એ જગતના જખ્મો રૂઝવનારી મહાશક્તિ healing power છે. નોળીયાની નોળવેલ જેવી સ્ત્રી સંજીવની છે જે જગતનાં ચડયાં ઝેર ઊતારે છે. પુરુષના નાવનો એ સુકાની છે. ક્ષમયાધરીત્રી જેવી સ્ત્રીની ઉરતંત્ર ઉપરની અસર શિથિલ થતાં તો પુરુષની દશા જમીનથી નિર્મૂળ થતા વૃક્ષ જેવી થાય છે.

વસુંધરા વૃક્ષનું લાલનપાલન કરે છે, તેમ સ્ત્રીપણ પુરૂષના વિકાસમાં રસસિંચન કરે છે. વૃદ્ધિનો અતિરેક રોકવા કવચિત્

# જ — મા — દા — ર

લેખક :
શ્રી. " પરાશર "

ચંદા પરણીને આવી ત્યારે પહેલવહેલું જો કોઇએ એનું સ્વાગત કર્યું હોય તો એની નણંદ રાધાએ. ચંદાએ તે દિવસે અનુભવ્યું કે, સાસરીના આ અજાણ્યા આવાસમાં જો કોઇ મારા પ્રત્યે હેત પ્રીત રાખનાર હોય, મારા પ્રત્યે માયા-મમતા દર્શાવનાર હોય તો એક નણંદ રાધા જ છે. સાચે જ, ત્યારે રાધાનો ચંદા પરનો દેખાતો પ્રેમ કોઇ દૂધ ઊભરાતા વાસણ સરખો હતો, જેમાંથી અવિરત દૂધનું ઊભરાણ આવ્યે જતું હતું અને એ ઊભરાને નીરખતી–અનુભવતી–ચંદા ત્યારે રાધાપર ઓવારી જતી.

પરણીને પહેલી વાર ગયા પછી ચંદાની એક માત્ર સાસરીની સાહેલી રાધા એના પર અવિરત પ્રેમ વરસાવતી; જ્યારે એના સાસુ અને જેઠાણી એના પ્રત્યે વડીલશાહીનો કંઇક આડો રૂઆબ દાખવતાં નજરે પડતાં હતાં.

દરરોજ સવાર થાય અને ચંદા-રાધાની જોડી ગામના પાદરે આવેલા કૂવા પર પાણી ભરવા જતાં.

કૂવાપર જવાનો માર્ગ બજાર વીંધીને જતો. અને એ બજારમાર્ગ પર વસતાં માનવીઓ, રાધા-ચંદાની એ જોડી જોઇ જોઇ રાજી થતાં અને એક જ ઘરના આ નણંદ-ભોજાઇના સંપને સૌ પાડોશીઓ પણ વખાણતાં. પરંતુ ચંદાને એના ભવિષ્યની કંઇ ખબર નહોતી; આજે અતુલિત પ્રેમ દાખવતી રાધા આવતી કાલે ચંદા પ્રત્યે કેવું વર્તન દાખવશે તેનો ન તો ચંદાને કંઇ ખ્યાલ હતો કે ન હતો આ જોડીના કોઇ પણ પ્રશંસકને!

*

અને આમ દિવસો વીતતા ગયા. ચંદા એની સાસરીએ બે–ચાર આણાં આવી ત્યાં સુધી તો રાધાએ એના પ્રત્યે સખી-સાહેલી સરખો જ પ્રેમ બતાવ્યો; પરંતુ રાધાની મા સરજુ, ચંદા પર જે વડીલશાહીનો સોટો બજાવતી તે જોઇ રાધાને પણ તેની માતા પ્રત્યે શરૂ શરૂમાં તો કંઇક ધૃણા લાગવા માંડી, પરંતુ જેમ જેમ ચંદા એના ઘરના ગૃહિણીપદે વિરાજવાને લાયક થતી ગઇ–જેમજેમ એનામાં એક આદર્શ ગૃહિણી તરીકેના ગુણો એ સાસુ–નણંદની નજરે આવતા ગયા, તેમ તેમ તે બન્નેનો દ્વેષાગ્નિ વધુ ને વધુ પ્રજ્વલિત થતો ચાલ્યો–કેમ જાણે ઉત્તરોત્તર બળતા અગ્નિમાં ઘી હોમાતું ન હોય!

ચંદાને એના પિયરથી જ સવારે વહેલા ઊઠવાની ટેવ હતી તે મુજબ એના ઘરનાં અન્ય કોઇ પથારી ત્યાગે તે પહેલાં તો એ જાગૃત થઇ નાહી-ધોઇ ઈશ્વરસ્તવન અને પૂજા પાઠ પરવારતી. અને સવારમાં સૂર્યકિરણોનો પ્રકાશ આ અવનિપર પથરાય તે પહેલાં તો એ એનું નિત્યનું પ્રાતઃકર્મ પરવારી લેતી, જ્યારે ઘરનાં બીજાં માણસો વારાફરતી શય્યાત્યાગ કરતાં, હાથમાં દાતણનો ડોયો લઇ બહાર આવતાં. અને જ્યારથી ચંદાએ ઘરનું કામકાજ સ્વેચ્છાએ ઉપાડવા માંડ્યું ત્યારથી એની પાસે જાણે બજારઢોરે કામ કરાવવાનું હોય તેમ એક પછી એક એણે કરવાનાં કામોમાં ઉમેરો કરાતો જ ચાલ્યો. અત્યારસુધી એની જેઠાણી જે કપડાં ધોતી તે કામ પણ એણે ચંદાના શિર પર ઓઢાડી દીધું. ઉપરાંત મોડી સવારે ઊઠતાં ઘરનાં સૌ માણસોની પથારીઓ ઉકાળવાનું કામ પણ એને જ સોંપાયું. આટલા સવારના કામમાં જાણે બાકી હોય તેમ વળી

આખા મકાનના તમામ ઓરડાઓ ઝાડવા–ઝૂડવાનું કામ પણ એના જ માથે.

પિયેરમાં એના માથે આટલા બધા કામનો બોજો કદી પડ્યો નહોતો, છતાં સાસુ–જેઠાણીએ સુપ્રત કરેલું આ બધું જ કામ એ ધીરજપૂર્વક કર્યે જતી. અને કદી નહિ ઉઠાવેલો એવો કામનો બોજો જ્યારે શિર પર આવી પડે છે ત્યારે માણસની જે દશા થાય છે તે તેની પણ થઈ.

*

અતિશય કામના બોજાના કારણે તે બિમાર પડી, પથારીવશ થઈ, છતાં તેની દવા દારૂની કોઈ જ દરકાર કરતું નહિ. અને રાધા! એક વારની ચંદાની સહિયર રાધા–એની આ માંદગીની અવસ્થામાં શું કરતી ? એ એને કેટલું આશ્વાસન આપતી? એ વાત વિચારતાં તો હાય ! લમણે હાથ દેવા પડે છે ! ! લગભગ દિવસભર પાણી પાસે જ કામ પડવાને કારણે એ જ્યારે શરદીનો ભોગ થઈ પડી અને પથારીવશ થઈ ત્યારે તેની પથારી પાસે કોઈ ફરકતું પણ નહિ. અને એનો પતિ જ્યારે એની દવાદારૂ કે માવજત માટે તેને મળતો ત્યારે જમ જેવા જમાદાર સરખી રાધા ભવાં ચડાવી બોલતી:

"ધણી આવે છે ત્યારે ઢોંગ કરીને રાણીજી સૂઇ જાય છે, અને ગોદડાં ઓઢે છે. ઘરનું કામકાજ કરવું પડે તે માટે આ સારો રસ્તો શોધી કાઢ્યો છે."

અને ઉપલા શબ્દોમાં ચંદાની સાસુ સૂરજ સૂર પુરાવતી:

"આ દશ શેર દળણું જોઇને જ કાં તો ...ે રાણી સાહેબને ટાઢ ચડી હશે ! એ તો ...ારે ને ત્યારે એમ જ કરે છે ! અને તો ...ગે છે કે કદાચ પિયર સાંભર્યું હશે."

"ના, બા ! તમારા બન્નેનું માનવું મને ભૂલભરેલું લાગે છે. જુઓને, જ્યારથી આ બાણુ જન્મ્યો છે ત્યારથી જ એ તો મારા પ્રત્યે રીસે બળતી જણાય છે. અને મારા ભાગનું કામ એને કરવું પડે છે તે માટે જ આવા ઢોંગ રચ્યાનું મને તો સમજાય છે." ચંદાની જેઠાણીએ એનો ઇર્ષ્યાગ્નિ ઠાલવ્યો.

આમ સૌ પોતપોતાના માથા પરનું કામ ચંદાને માથે નાખી દઇ નિવૃત્ત થયાં હતાં છતાં એની માંદગી એ તો તેઓ સૌને મન ઢોંગ જ હતા.

*

એક સવારે ચંદા પથારીમાંથી ઊઠી થઇ, કંઇક સ્વસ્થ થવા માટે પ્રયત્ન કરતી હતી ત્યાં રાધાએ આવી એનું કાંડું પકડ્યું, અને એને ઢસડવા માંડી. ચંદા આનું કંઇ કારણ સમજી નહિ. પરંતુ રાધાએ તો ઉપર મુજબ ચંદાને ઢસડવાનું ચાલુ જ રાખ્યું. અને તે એટલે સુધી કે ઠેઠ અંદરના ઓરડામાંથી એ તેને બહાર ઓટલા પર એજ રીતે લઈ આવી.

મૂળની અશક્ત ચંદા તેના શરીર પર આવો રીતમ થવાથી બહાર આવતાં જ બેશુધ બની ગઇ. તેને કંઈ જ ભાન ન રહ્યું. પરંતુ થોડીવારે તેના પાડોશીએ આ વાત જાણતાં તેને પોતાને ઘેર લઇ જવા માંડી, ત્યારે રાધાએ કહ્યું:

"અમારા ઘરનું માણસ છે. એનું અમે ગમે તે કરશું. અમારા ઘરની બાબતમાં તમો માથું મારનાર કોણ ! ચાલ્યા જાવ, અહીંથી." કોઇ રાજ્યના જમાદારની અદાથી રાધાએ ઘુઘવાટ કર્યો. બિચારી પાડોશણ આ સાંભળી તદ્દન ઝંખવાણી પડી ગઇ, અને તેના ઘરમાં જ પેસી ગઇ.

થોડી વારે ચંદાના પતિએ આવી બધી હકીકત જાણી ત્યારે તેણે રાધાને કહ્યું:

"રાધા ! તારી ભાભી પરણીને આવી તે દિવસનો તારો એના પરનો પ્રેમ યાદ કર ! આજે તારી ભાભી એવી તે શું બદલાઇ ગઇ છે કે તું એના પ્રત્યે આટલી કઠોર થતી જાય છે !"

"મોટાભાઈ ! બસ કરો; આ તો બધા ઢોંગ લઇ બેઠાં છે. ઘરનું કામકાજ કરવું પડે તેના આ બધા ચાળા છે !" તમે નથી

હોતા ત્યારે તો ઘરનું બધું કામકાજ એ કરે છે, પરંતુ ઘરમાં તમારી હાજરી આવતાં જ એને માંદગી આવી જાય છે." રાધાએ મોટાભાઇ સમક્ષ ભાભીનું વગોણું શરૂ કર્યું.

અને રાધાની આ વાત કેટલેક અંશે ખરી પણ હતી, કારણ કે પતિની ગેરહાજરીમાં ઘરની જમાદાર સરખી રાધાનાં વચનોને કારણે ચંદાનામાં જેમ તેટલી શારીરિક અશક્તિ છતાં તેને કામકાજ કરવું પડતું રાધા એને ધમકાવતી, ન કહેવાના શબ્દો કહેતી, આરપાર વીંધાઇ જાય તેવાં, ચંદાના માબાપોને ગાલિપ્રદાન કરતી. અને તેથી ન છૂટકે ચંદાને કામકાજમાં પ્રેરાવું પડતું.

*

અને એક દિવસે ચંદાના માબાપે જાહેર વર્તમાનપત્રોમાં વાંચ્યું કે, ચંદાએ ગામના કૂવામાં પડતું મૂકી આપઘાત કર્યો હતો. એના આ આપઘાતના સમાચાર ન તો ચંદાના સસરાએ તેમને જણાવ્યા ન તેના પતિદેવે !

આપણા સમાજનાં આવાં નિષ્ઠુર પાત્રો ! અને આવી જમાદાર જેવી કેટલી નણંદો આપણી સુકુમાર એવી કેટલી બાળાઓના જીવનનો અકાળે ભોગ લેતી હશે !

## જીવનવાટ

વાલમની વેલ્ય હું તો એકલ રીસામણી
વાલમ જીવનનો દીપક જીરે
નાના જીવનની નાનકડી વાટમાં
વાલમજી સાથમાં ભમતી જીરે.
વાલમ સીંચે છે તેલ પ્રેમ ઉમળકા,
એકલ દીવેટ હું બાળતી જીરે.
તમે સાગરને હું તો છું નાવડી,
જીવન દરીયે ઝૂઝશું જીરે.
વીત્યાં વર્ષો ને વીત્યા છે વાયરા,
તોયે પ્રેમલ જ્યોત જલતી જીરે.
જાઓ પરદેશમાં જીવનને ખેડવા,
પ્રીતમ સખીને નવ ભૂલશો જીરે.
જીવન સાગરમાં આવે તો ટેકરા,
મંથન કરીને ખૂબ ઝૂઝજો જીરે.
ચે'લા પ્રીતમજી સખીના સોણલે,
આવજો જીવન નીર સીંચવા જીરે.
સાક્ષી જીવનનાં સુખ મને દોહ્યલાં,
રક્ષા અવિચળ આરતી જીરે.
વાલમની વેલ્ય હું તો એકલી રીસામણી,
વાલમ જીવનનો દીપક જીરે.

જયંત પંડ્યા

# યુરોપીય યુદ્ધ : એક દૃષ્ટિપાત

લેખક : કેશરીપ્રસાદ દેસાઈ

યુરોપીય યુદ્ધ શરૂ થયાને આ માસથી એક વર્ષ પુરૂં થાય છે. ૧૯૩૯ ના સપ્ટેમ્બરની ૩ જી તારીખે યુરોપ યુદ્ધમાં સંડોવાયું. આ યુદ્ધ ક્યારે અટકશે અને તેના પરિણામે શું આવશે તે તો ભવિષ્ય જ બતાવશે.

ગયા વર્ષના સપ્ટેમ્બરની ૩ જી તારીખે ઈંગ્લાંડ અને ફ્રાંસે જર્મનીની સામુ યુદ્ધ જાહેર કર્યું. અને ત્યાર પછી જર્મનીએ આક્રમણ કરવાં શરૂ કર્યાં. જો કે આ પહેલાં પણ જર્મનીની નીતિ આક્રમણ શીલ જ હતી, યુદ્ધનો પહેલો ભોગ પોલાંડ બન્યું. પોલાંડ ઉપર આક્રમણ કરતાં પહેલાં જર્મન સેનાપતિ ગોરીંગે નિવેદન કર્યું હતું કે "અમે ધારીયે છે કે આ દેશને સંપૂર્ણ કબજે કરવામાં ચાર અઠવાડીઆથી વધારે સમય નહિ લાગે." અને ગોરીંગની ધારણા સફળ થઈ. ૧૯૩૯ ના સપ્ટેમ્બરની મધ્યમાં પોલીશ રાજ્યની હયાતી નાબુદ થઈ. જર્મનોના સતત બોમ મારા આગળ પોલીશ સૈન્ય ટક્કર ઝીલી શક્યું નહિ. નાઝીવાદનો પોલાંડમાં વધતો જતો વિસ્તાર જોઈ સોવિયેટ સૈન્યે પણ પોતાનો પગ પેસારો પોલાંડમાં કર્યો, અને જ્યારે પોલાંડની રાજધાની વોર્સો ઉપર જર્મનોનો સતત બોમ મારો ચાલતો હતો ત્યારે રશીયનો જરા પણ પ્રતિરોધ સિવાય પશ્ચિમ હદ તરફ ધસવા લાગ્યા. સપ્ટેમ્બરની ૨૧ મીએ જર્મન મીલીટીરી પ્રતિનિધિ મંડલ મોસ્કો ગયું અને પોલાંડ, જર્મની અને રશીયા વચ્ચે વહેંચાઈ ગયું.

પોલાંડ જોડેનું યુદ્ધ સમાપ્ત થયા પછી પશ્ચિમ સરહદ તરફ સબમરીન અને યુ બોટ વગેરેની પ્રવૃત્તિઓ શરૂ થઈ. એટલેન્ટીક સ્ટીમર 'એથેનીઆ' બ્રિટિશની 'કરેજીયસ' અને 'રોયલઓક' પર જર્મન યુ બોટોએ હલ્લો કર્યો અને પરિણામે સ્ટીમરોનો નાશ થયો. આ અરસામાં એટલાન્ટીક અને ઇગ્લીશ ખાડીમાં છુટાછવાયા સ્ટીમરો ડુબાડવાના પ્રયત્નો સીવાય ખાસ કાંઈ અગત્યનું બન્યું નહિ. સૌની મીટ તે વખતે મોસ્કો પર ચાઇ હતી. પૂર્વ પોલાંડને કબજે કર્યા બાદ તરત જ સોવિયેટ યુનીયને બાલ્ટીકના ત્રણ રાજ્યો લેટીવીયા, લીથુયાનીઆ અને ઇસ્ટોવીઆ સાથે બાલ્ટીકમાં પોતાના નૌકામથકો રાખવા શરત કરી ત્યારપછી રશીયાએ ફીન્લેન્ડ સાથે મંત્રણાઓ શરૂ કરી અને રશીયન સરમુખત્યાર સ્ટેલીને ફીનીશ પ્રધાન પેસીકીવી જોડે મુલાકાત લીધી. પરંતુ ફીનીશ પ્રધાનમંડળે સોવીયટની શરતો સ્વીકારી નહિ. અને પરિણામે નવેમ્બરની ૨૬ મીએ રૂસો-ફીન્લેન્ડ આક્રમણની શરૂઆત થઇ. ફીનીશ સેનાપતિ મેનરહીમે પશ્ચિમના સ્વતંત્ર રાજ્યોની મદદની આશાએ રશીયા સામું આક્રમણ કર્યું. નવેમ્બરની ૩૦ મીએ સોવિયેટ રશીયાના હવાઇ કાફલાએ હેલસીન્કી પર ભયંકર બોમ મારો કર્યો, આ રૂસો ફીન્લેન્ડ યુદ્ધ ધાર્યા કરતાં લાંબા વખત સુધી ચાલ્યું અને ફીનીશ પ્રજા બાહોશ સેનાપતિ મેનરહિમની સરદારી નીચે બહાદુરીથી લડી પરંતુ આખરે ફીન્લેન્ડ હાર્યું અને ૧૯૪૦ ના માર્ચમાં ફીન્લેન્ડે સોવિયેટ સાથે સલેહની શરતો કરી.

આ દરમ્યાન જર્મનીએ ઉત્તર સમુદ્રમાં સતત હુમલાઓ કરવા ચાલુ રાખ્યા અને પરસ્પર બેઉ રાજ્યની સ્ટીમરો ડુબવા લાગી.

૧૯૪૦ ના જાન્યુઆરીના બીજા અઠવાડીયામાં જર્મન વિમાનો સ્કોટલેન્ડની હદ સુધી બોમ ફેંકી આવ્યા. આ સમયમાં જર્મન પેપરોએ, સ્કેન્ડેવીઅન રાજ્યો સામે પ્રચાર શરૂ કર્યો. ફેબ્રુઆરીમાં કોઇ પણ નોંધપાત્ર બનાવ બન્યો નહિ. જો કે પરસ્પરની સ્ટીમરો ડુબાડવાનું તો ચાલુજ હતું. ૧૮ મી માર્ચે હિટલર અને મુસોલીની પાંચમી વાર મળ્યા અને અઢી કલાક સુધી અગત્યની રાજદ્વારી ચર્ચા કરી. ફ્રાન્સમાં ડાલડીઅર પ્રધાનમંડલે રાજીનામું આપ્યું અને રેનોડે નવું પ્રધાનમંડલ રચ્યું. સ્કેન્ડેવીઅન સ્ટીમરોની સામું જર્મન યુ. બોટોએ 'બોરાકબંધી'ના આરોપ માટે ભયંકર આક્રમણ કર્યું. એપ્રીલની આઠમીએ બ્રીટન અને ફ્રાંસ મિત્રરાજ્યોની સુરંગો નોર્વેજીઅન સમુદ્રમાં રાખવા નોર્વે ઉપર દબાણ કર્યું. બીજે જ દિવસે હિટલરે પણ એજ મતલબની શરતો નોર્વે અને ડેન્માર્ક પાસે રજુ કરી. એ શરતોનો સ્વિકાર ન થતાં હિટલરે ડેન્માર્ક પર આક્રમણ કર્યું. અને થોડા જ કલાકોમાં જર્મનોએ કોઇ પણ જાતના પ્રતિરોધ વિના ડેન્માર્ક કબજે કર્યું. ડેન્માર્ક લીધા પછી તરત જ જર્મન કાફલાએ નોર્વેપર આક્રમણ કર્યું. પરિણામે નોર્વેજીઅન સરકારને રાજધાનીનું મથક ઓસ્લો છોડવું પડ્યું. ટુંક સમયમાં જર્મનોએ બરજેન, ટ્રોનડહીમ, નારવીક વગેરે કબજે કર્યાં. અને ઓસ્લોમાં જર્મન સરકારની મેજર ક્વીન્સલીના હાથે સ્થાપના થઇ. નોર્વેમાં મિત્રરાજ્યોની પીછેહઠથી બ્રિટીશ રાજ્યતંત્રમાં ભારે અસર થઇ. બ્રિટીશ પ્રજાને આ અપમાન ખમવું પડ્યું. અને પ્રધાનમંડળને બદલાવવાની હિલચાલ શરૂ થઇ. પરિણામે ચેમ્બરલેનને રાજીનામું આપવું પડ્યું. અને વિનસ્ટન ચર્ચીલ વડા પ્રધાન થયા. ફ્રાન્સમાં રેનોડે રાષ્ટ્રીય રક્ષણનું ખાતું ડાલડીઅર પાસેથી લઇ લીધું અને માર્શલ પેંતા રાષ્ટ્રનો પ્રધાન બન્યો.

ચેમ્બરલેનના રાજીનામા પછી તરત જ જર્મનીએ અનુક્રમે બેલ્જીયમ, હોલેન્ડ અને લક્સમબર્ગ પર આક્રમણ કર્યું. જર્મનોના સતત બોમ મારાથી બેલ્જીયમ અને ડચ સૈન્યો ગભરાયાં. ફ્રાન્સમાં મેના બીજા અઠવાડીયામાં જર્મનો ધીરે ધીરે આગળ વધવા માંડયા અને 'ડીનાટ' આગળ ભયંકર આક્રમણ કર્યું. પૂર્વ મધ્યમાંથી મિત્રરાજ્યના સેનાપતિ જનરલ વૈગાને ફ્રાન્સ બોલાવવામાં આવ્યો અને તેને જનરલ ગેમેલીનની જગ્યાએ પૂર્વના મિત્ર રાજ્યના સૈન્યનો કમાન્ડર-ચીફ બનાવવામાં આવ્યો. મેના ત્રીજા અઠવાડીયામાં જર્મનોએ એલીવીઆ એમેન્સ અને એરાસ કબજે કર્યાં. મેના ચોથા અઠવાડીયામાં જર્મનો લીસ નદીના પૂર્વ કિનારા સુધી પહોંચ્યા અને ફ્રેંચ સૈન્ય ધીરે ધીરે પાછું હઠતું ગયું. આ અરસામાં એક મહત્વનો બનાવ બની ગયો અને તે બેલ્જીયમના રાજા લીઓપોલ્ડનું જર્મનોને શરણે આવવું. આ કૃત્યથી આખા યુરોપમાં ખળભળાટ થઇ ગયો. પરંતુ આના કરતાં પણ વધારે મહત્વનો બનાવ તે ૧૪ મી જુને જગતના સુંદરમાં સુંદર શહેર પેરીસનું પતન, પેરીસનાં સુશોભિત મકાનો અને આકર્ષક કલાધામો જર્મનોના બોમ્બમારાથી ખેદાનમેદાન થઇ ગયાં. રાજ્ય વિસ્તારના લોભથી ઉદ્‌ભવેલા આ યુદ્ધમાં મનોહર પેરીસનું પતન એ એક કરૂણ અને અગત્યનો બનાવ છે.

આજ વખતે ઇટાલીએ ૧૧ મી જુને યુદ્ધમાં ઝંપલાવ્યું. અને નિર્બળ બનેલા ફ્રાંસ ઉપર બીજી બાજુથી હલ્લો કર્યો. પરિણામે ફ્રાન્સ પડયું અને ૧૭ મી જુને પેંટા સરકારે શરણે જવાનું યોગ્ય ધાર્યું અને ૨૨ મી જુને ફ્રેંચોએ જર્મનો જોડે સંધીપત્ર પર સહી કરી અને જર્મનોએ કડકમાં કડક શરતો કરી વર્સેલ્સનું વેર વાળ્યું. ૨૪ મી જુને ઇટાલી જોડે પણ ફ્રેંચોએ સુલેહ કરી. આમ ફ્રાન્સ પરાધીન થયું. જે દેશે સ્વતંત્રતાનો આદેશ જગતને પહેલવહેલો આપ્યો, જે દેશે સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ જેવા ઉચ્ચ આદર્શ જગત સમક્ષ રજુ કર્યા તેજ દેશ આજે પરાધીન બન્યો છે.

ફ્રાન્સની શરણાગતી અને ઇટાલીનું યુદ્ધમાં જોડાવું એ બે બનાવોથી બાલ્કન રાજ્યોમાં પણ અસર થઇ અને તેમાં ભાગલા પડયા. હંગરી અને રૂમાનીઆએ જર્મનોની કૃપા યાચી અને બલ્ગેરીયા યુગોસ્લેવીયા અને ટર્કી સોવીયેટની પડખે રહ્યા. સોવિયેટ યુનીયને પણ આ પરિસ્થિતિનો લાભ લીધો અને જુનની ૨૮મીએ બુકોવીના અને બેસેરેબીયા કબજે કર્યાં.

ફ્રાન્સના પતન પછી બ્રિટન એકલું પડયું અને મિત્રરાજ્યોનું સંગઠન નાબુદ થયું. અને જર્મનીએ ઇંગ્લાંડ ઉપર હવાઇ હુમલો કરવાનું શરૂ કર્યું અને ધીરે ધીરે તે વધતોજ જાય છે. બીજી બાજુ બ્રિટનનાં સંસ્થાનો ઉપર પણ ઇટાલી આક્રમણ કરે છે. બ્રિ. સોમાલીલેન્ડમાંથી બ્રિટીશ સૈન્યને પાછું હઠવું પડયું છે. દૂર પૂર્વમાં પણ જાપાન બ્રિટનને બીવડાવે છે અને પરિણામે બ્રિટનને ચિનનો બર્માનો રસ્તો બંધ કરવો પડે છે. જર્મનો ફ્રાન્સને કિનારેથી ભયંકર બોમમારો કરી રહ્યા છે. ગયા માસથી હવાઇ યુદ્ધ ભયંકર સ્વરૂપ પકડે છે અને દરરોજ કેટલાયે મનુષ્યોની ખુવારી થાય છે. જર્મનોના બોમમારાએ હવે તો હદ કરી છે કારણ કે આપણે આજે પેપરમાં વાંચીયે છે કે બ્રુક શાહીમહેલ, બકીંગહામ મહેલ ઉપરજ બોમ ફેંકાય છે. ભાવિના ગર્ભમાં શું સમાયેલું છે તે કોણ કહી શકે?

આમ યુદ્ધનું એક વર્ષ પુરૂ થાય છે. આ યુદ્ધમાં જગતની ત્રણ મહત્વની સત્તાઓ લઢે છે. અને તે સત્તાઓ જુદા જુદા વાદની પ્રતિનિધિ રૂપ છે. સોવીયેટનો સમાજવાદ, બ્રિટનનો શાહિવાદ અને જર્મની અને ઇટાલીનો ફેસીઝમ, એક બાજુ શાહિવાદ અને ફેસીઝમ એકે બીજા પ્રત્યે જગતના પુનરરચના માટે બોમમારો કરી રહ્યા છે ત્યારે બીજી બાજુ પ્રગતિ કરતો સમાજવાદ ચાલતા યુદ્ધનો લાભ લઇ સફળતાને પંથે કુચ કરે છે.

ચેમ્બરલેનના રાજીનામા પછી તરત જ જર્મનીએ અનુક્રમે બેલ્જીયમ, હોલેન્ડ અને લકસમબર્ગ પર આક્રમણ કર્યું. જર્મનોનાં સતત બોમ-મારાથી બેલ્જીયમ અને ડચ સૈન્યો ગભરાયાં. ફ્રાન્સમાં મેના બીજા અઠવાડીયામાં જર્મનો ધીરે ધીરે આગળ વધવા માંડ્યા અને 'ડીનાટ' આગળ ભયંકર આક્રમણ કર્યું. પૂર્વ મધ્યમાંથી મિત્રરાજ્યના સેનાપતિ જનરલ વેંગાને ફ્રાન્સ બોલાવવામાં આવ્યો અને તેને જનરલ ગેમેલીનની જગ્યાએ પૂર્વના મિત્ર રાજ્યના સૈન્યનો કમાન્ડર-ચીફ બનાવવામાં આવ્યો. મેના ત્રીજા અઠવાડીયામાં જર્મનોએ એબીવીઆ એમેન્સ અને એરાસ કબજે કર્યાં, મેના ચોથા અઠવાડીયામાં જર્મનો લીસ નદીના પૂર્વ કિનારા સુધી પહોંચ્યા અને ફ્રેંચ સૈન્ય ધીરે ધીરે પાછું હઠતું ગયું. આ અરસામાં એક મહત્ત્વનો બનાવ બની ગયો અને તે બેલ્જીયમના રાજા લીઓપોલ્ડનું જર્મનોને શરણે આવવું. આ કૃત્યથી આખા યુરોપમાં ખળભળાટ થઇ ગયો. પરંતુ આના કરતા પણ વધારે મહત્વનો બનાવ તે ૧૪ મી જુને જગતના સુંદરમાં સુંદર શહેર પેરીસનું પતન, પેરીસનાં સુશોભિત મકાનો અને આકર્ષક કલાધામો જર્મનોના બોમ્બમારાથી બેદાનમેદાન થઇ ગયાં. રાજ્ય વિસ્તારના લોભથી ઉદ્દભવેલા આ યુદ્ધમાં મનોહર પેરીસનું પતન એ એક કરૂણ અને અગત્યનો બનાવ છે.

આજ વખતે ઇટાલીએ ૧૧ મી જુને યુદ્ધમાં ઝંપલાવ્યું. અને નિર્બળ બનેલા ફ્રાંસ ઉપર બીજી બાજુથી હલ્લો કર્યો. પરિણામે ફ્રાન્સ પડ્યું અને ૧૭ મી જુને પેંટા સરકારે શરણે જવાનું યોગ્ય ધાર્યું અને ૨૨ મી જુને ફ્રેંચોએ જર્મનો જોડે સંધીપત્ર પર સહી કરી અને જર્મનોએ કડકમાં કડક શરતો કરી વર્સેલ્સનું વેર વાળ્યું. ૨૪ મી જુને ઇટાલી જોડે પણ ફ્રેંચોએ સુલેહ કરી. આમ ફ્રાન્સ પરાધીન થયું. જે દેશે સ્વતંત્રતાનો આદેશ જગતને પહેલવહેલો આપ્યો, જે દેશે સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ જેવા ઉચ્ચ આદર્શ જગત સમક્ષ રજુ કર્યા તેજ દેશ આજે પરાધીન બન્યો છે.

ફ્રાન્સની શરણાગતી અને ઇટાલીનું યુદ્ધમાં જોડાવું એ બે બનાવોથી બાલ્કન રાજ્યોમાં પણ અસર થઇ અને તેમાં ભાગલા પડ્યા. હંગરી અને રૂમાનીઆએ જર્મનોની કૃપા યાચી અને બલગેરીયા યુગોસ્લેવીયા અને ટર્કી સોવીયેટની પડખે રહ્યાં. સોવિયેટ યુનીયને પણ આ પરિસ્થિતિનો લાભ લીધો અને જુનની ૨૮મીએ લુથેનીઆ અને બેસેરેબીયા કબજે કર્યાં.

ફ્રાન્સના પતન પછી બ્રિટન એકલું પડ્યું અને મિત્રરાજ્યોનું સંગઠન નાબુદ થયું. અને જર્મનીએ ઇંગ્લાંડ ઉપર હવાઇ હુમલો કરવાનું શરૂ કર્યું અને ધીરે ધીરે તે વધતોજ જાય છે. બીજી બાજુ બ્રિટનનાં સંસ્થાનો ઉપર પણ ઇટાલી આક્રમણ કરે છે. બ્રિ. સોમાલીલેન્ડમાંથી બ્રિટીશ સૈન્યને પાછું હઠવું પડ્યું છે. દૂર પૂર્વમાં પણ જાપાન બ્રિટનને બીવડાવે છે અને પરિણામે બ્રિટનને ચિનનો બર્માનો રસ્તો બંધ કરવો પડે છે. જર્મનો ફ્રાન્સને કિનારેથી ભયંકર બોમમારો કરી રહ્યા છે. ગયા માસથી હવાઇ યુદ્ધ ભયંકર સ્વરૂપ પકડે છે અને દરરોજ કેટલાયે મનુષ્યોની ખુંવારી થાય છે. જર્મનોના બોમમારાએ હવે તો હદ કરી છે કારણ કે આપણે આજે પેપરમાં વાંચીયે છે કે ખુદ શાહીમહેલ, બકીંગહામ મહેલ ઉપરજ બોમ ફેંકાય છે. ભાવિના ગર્ભમાં શું સમાયેલું છે તે કોણ કહી શકે?

આમ યુદ્ધનું એક વર્ષ પુરૂં થાય છે. આ યુદ્ધમાં જગતની ત્રણ મહત્વની સત્તાઓ લઢે છે. અને તે સત્તાઓ જુદા જુદા વાદની પ્રતિનિધિ રૂપ છે. સોવીયેટનો સમાજવાદ, બ્રિટનનો શાહિવાદ અને જર્મની અને ઇટાલીનો ફેસીઝમ, એક બાજુ શાહિવાદ અને ફેસીઝમ એકે બીજા પ્રત્યે જગતના પુનરમંડાણ માટે બોમ્બમારો કરી રહ્યાં છે ત્યારે બીજી બાજુ પ્રગતિ કરતો સમાજવાદ ચાલતા યુદ્ધનો લાભ લઇ સફળતાને પંથે કુચ કરે છે.

આપણે જાણીએ છીએ તે પ્રમાણે નર્મદ દલપતનું સાહિત્યસર્જન સુધારાના પ્રચાર માટે હતું. એમાં નો'તી કલા કે કલાના વિકાસ માટે જરા પણ પ્રયત્ન. એટલે ગરબીને કે કોઈપણ બીજા સાહિત્ય પ્રકારને મહત્વ નો'તું અપાયું. દલપતરામની થોડી ઘણી ગરબીઓ ઠીકઠીક પ્રચલિત થઈ છે. પરંતુ ભાવની સુશ્લિષ્ટતા ને વિવિધતા, કવિતાની પ્રતિભા ઇત્યાદિ આપણને એમની ગરબીમાંથી ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. નર્મદે તો બીડી ન પીવા વિશે, શેરસટ્ટા વિશે પણ ગરબીઓ લખી નાખી છે. એટલે અમુક કલાદૃષ્ટિ કે કાવ્યદૃષ્ટિ વિનાજ નર્મદ દલપતે પોતાની સુધારા પ્રવૃત્તિના વાહનરૂપે ગરબીનો ઉપયોગ કર્યો છે. આથી એમ કહી શકાય કે દયારામ પછી ગરબીનો વિકાસ ઘણા લાંબા સમય માટે રૂંધાઈ ગયો હતો. પછી ભીમરાવ તેમજ ભોળાનાથના નિર્બલ પ્રયાસો આપણી સમક્ષ રંજૂ થાય છે. પણ એમાં કાંઈ ચોટ મારતું નવું તત્ત્વ કે દૃષ્ટિનો લાભ મળ્યો નથી. ભક્તિરસ પ્રધાન હતો એટલી ગણના સિવાય બીજું ખાસ એ વિશે કહેવાનું રહેતું નથી. પછી આવે છે અર્વાચીન કવિતાના પિતા સ્વ. નરસિંહરાવની ગરબીઓ. રા. નરસિંહરાવ પ્રખર ભાષાશાસ્ત્રી હતા. એમને છંદમેળ ને માત્રામેળના બંધારણ ઉપર સિદ્ધહસ્ત હતા. નૂપુરઝંકાર વિગેરે એમના કાવ્યગ્રંથોમાં ગરબીઓનો ઠીકઠીક સમાવેશ કરવામાં આવ્યો છે. ગુજરાતી સાહિત્ય પ્રકૃતિ તથા આત્મલક્ષી પ્રેમોદ્‌ગારના નવીન વિષયતત્ત્વોના પ્રવેશ માટે થી. નરસિંહરાવનું ઋણી છે. ને એથી સ્વાભાવિક છે કે એમની ગરબીઓમાં પણ આ તત્ત્વોનો પ્રવેશ થયો હોવો જોઇએ. ને થયો છે. કવિતામાં સ્વ. નરસિંહરાવનું સ્થાન ગમે તેવું હોય પણ એથી એમની ગરબીઓમાં રા. ન્હાનાલાલ જેટલું માર્દવ તેમજ ભવ્યતા નથી આવ્યાં એ કહેવુંજ પડશે. એટલું ખરું કે એમની ગરબીઓ સ્વભાવ સાથે કરેલા પ્રયાસો છે. એમનાં લાંબાં કાવ્યોમાં પણ એમણે ગરબીઓનો ઉપયોગ કર્યો છે. પણ એ ગરબીઓ સ્વતઃસંપૂર્ણ હોવાથી ઘણીવાર કાવ્યના પ્રવાહમાં અવરોધ કરે છે.

પણ આખરે ગુજરાતને સાંપડે છે અજોડ રાસસ્વામી ન્હાનાલાલમાં. મૃતઃપ્રાય અવસ્થાને પામેલા આપણા એ ગરબીના સાહિત્ય ઉપર સંજીવની છાંટી સજીવન કરનાર કોઈ હોય તો તે ન્હાનાલાલજ. ગરબીને એક વિશિષ્ટ સાહિત્ય પ્રકાર તરીકે ફરીથી નામના અપાવનાર એજ છે. દયારામને ગરબીના પિતા ગણીએ, તો રા. ન્હાનાલાલને એના સ્વામી ગણવા જોઇએ. ને એમ કરવાથી આપણે કોઈનો પક્ષપાત કરતા નથી. દયારામમાં ભાવની માર્દવતા છે તો ન્હાનાલાલમાં ભવ્યતા છે. કવિતા વિશે ગમે તેટલા મતમતાંતરો હોય, કિંતુ એટલું બધાએ કબુલ કરવું જ જોઇએ કે કવિતા, સંગીત અને નૃત્યનો સુભગ સંવાદ પીરસતી ગરબીઓ દરેક હૃદયને અવશ્ય સ્પર્શે છે. દયારામને સંગીતનું જ્ઞાન હતું એટલે એણે લયની વિવિધતા લાવવા પ્રયત્ન કર્યો હતો. રા. નરસિંહરાવને પણ સંગીતનું સારૂ જ્ઞાન હતું એટલે એમના પ્રયાસો પણ વિધવિધ રૂચિકર રચનાઓ આપે છે. રા. ન્હાનાલાલને સંગીતનું જ્ઞાન નથી, પરંતુ પોતે સંગીત સમજે છે. એમણે કાઠીયાવાડ વગેરે જગ્યાઓએ ઠીક ઠીક રખડી લોકગીતો સાંભળ્યાં છે. ગીતો સાંભળી ફક્ત આનંદ મેળવ્યો નથી પરંતુ એમના કાનો એમણે એવા સુંદર કેળવ્યા છે કે સંગીતના જ્ઞાન વિના પણ સુંદર રચનાઓ આપી શકે છે. વળી કવિની સર્જનપ્રતિભા, ભાવની સુકુમારતા, કલ્પનાની ભવ્યતા તેમજ ભાષાની પ્રાસાદિકતા એમને વરેલી હોવાથી એમનાં સર્જનો ઉચ્ચ કોટિનાં છે. કોઇ કોઇવાર એઓ લોકમુખે

સાંભળેલા ગીતોની એકાદ સુંદર પંક્તિ પકડી લઈ નવી ગરબીનું સર્જન કરે છે.' 'હળવે હાથે તે નાથ મહિડાં વલોવજો' જેવી સ્ત્રી-હૃદયના ભાવો સુંદર રીતે પ્રત્યક્ષ કરતી ઘણીએ ગરબી આજે લોકમુખે પ્રતિષ્ઠા પામી ચૂકી છે. 'ફૂલડાં કટોરી'નું કવિત્વ બતાવવા રા. નરસિંહરાવે પ્રયત્ન કર્યો છે. એથી એમની ગરબીઓમાં એમનું કવિત્વ કેટલી ઉચ્ચકોટિનું જળવાયું છે તે પ્રત્યક્ષ થાય છે.

બીજું એમની ગરબીઓમાં કવિતા ને તત્ત્વજ્ઞાનનો સુમેળ નોંધપાત્ર છે. તત્ત્વજ્ઞાનના ક્ષુલ્લક વિષયને ગરબીની લાલિત્યભરી પકડમાં ઉતારવો એ સહેલું કાર્ય નથી. ને એ જાણી આપણ દરેકને હર્ષ થાય છે કે રા. ન્હાનાલાલ તત્ત્વજ્ઞાનને પોતાની ગરબીઓમાં ઘણી જ કુશળતાથી ઉતારી શક્યા છે. નૃત્ય, કવિતા ને સંગીતનો સંવાદ એમની દરેક ગરબીમાં જળવાયા છે. કોઇ કોઇ વાર ભાષાના મોહમાં એઓ તણાય છે-ત્યારે ક્લિષ્ટતાનો દોષ પ્રવેશી જાય છે.-પણ એ બાદ કરતાં બીજી સમગ્ર દૃષ્ટિએ એમની ગરબીઓ સુંદર અને ભવ્ય રચનાઓ છે. ભલે એમની બીજી સંસ્કૃતછંદ બદ્ધ કૃતિઓ હોય કે નહિ હોય-કવિ તરીકેનું એમનું સ્થાન સુરક્ષિત છે. મહાકવિનું દર્શન અને પ્રતિભા એમનામાં છે એમ કહેવાથી પણ અતિશયોક્તિ થતી નથી. એમની ગરબીઓ આની સાક્ષી પૂરશે.

### ફૂલડાં દ્યો

રાજ ! કોઈ ફૂલડાં દ્યો, ફૂલડાં દ્યો.
હાંરે આવો બાગમાં એક એક વીણીએ,
હો રાજ ! કોઇ ફૂલડાં દ્યો, ફૂલડાં દ્યો.

રાજ ! રૂડાં ફૂલડાં શું વીણુંરાં સુહાગી !
હાંરે કોઈ આવોની રશિઆં સુહાગી,
હો રાજ ! કોઇ ફૂલડાં, ફૂલડાં દ્યો.

રાજ ! ફૂલ ખીલ્યાં શું બાગ આજ કેવાં !
હાંરે કોઇ આવોની રસિઆં લેવાં,
હો રાજ ! કોઇ ફૂલડાં દ્યો, ફૂલડાં દ્યો.

કાંતિલાલ લ. રાવલ

મહામોંઘા સુંદર રત્નોની કણિકા જેવી ઘણી ગરબીઓ એમનાં નાટકોમાં વેરાયલી પડી છે. એ તો એમનાં નાટકોનું અમૂલ્ય ધન છે.

પછી આવે છે બોટાદકર, લલિત ને ખબરદાર. રા. બોટાદકરની ઘણી ગરબીઓ પ્રતિબિંબિત થઇ ચૂકી છે. એમની ગરબીઓમાં સ્ત્રીહૃદયને ઉચિત સૌન્દર્યભાવોનું સુભગ નિરૂપણ મળી આવે છે. પણ એમની એક મર્યાદા છે તે વસ્તુની. ગૃહસંસારને સ્પર્શતા વિષયો સિવાય એમની સૌન્દર્યદૃષ્ટિ આગળ વધી શકતી નથી. ગમે તેવી ભવ્ય કલ્પના હોય પણ આખરે તો તે ગૃહસંસારના વર્તુલમાં જ આવી જવાની. લયની મધુરતા એઓ ઠીક અંશે જાળવી શક્યા છે. રા. લલિતમાં સંગીત છે. પરંતુ એક સર્જકનું ભાન કરાવે એવી કવિતાની મૌલિક પ્રતિભાનું એમનામાં દર્શન થતું નથી. રા. ખબરદારમાં અનુકરણને લીધે કૃત્રિમતા આવી જાય છે. એટલે એમના કાવ્યતત્ત્વને આધારે આગવી સર્જનપ્રતિભા તરી આવતી નથી. કોઇ કોઇ સફળ કૃતિઓ તરીકે પ્રશંસા પામી છે. પણ સંગીત, નૃત્ય ને સ્વતંત્ર કવિતાના સુમેળવાળી રચનાઓ ગણીગાંઠી જ છે. રા. ખબરદારમાં સર્જક કવિની મૌલિકતાને અભાવે, તેમજ અનુકરણના વ્યાપક અને પ્રધાન તત્ત્વને લીધે 'આપણે સારી' ગરબીઓ મેળવી શક્યા નથી. સાથે કેશવ શેઠનું ઉપલક્ષીયું દર્શન કરીએ. એમની

આપણે જાણીએ છીએ તે પ્રમાણે નર્મદ દલપતનું સાહિત્યસર્જન સુધારાના પ્રચાર માટે હતું. એમાં નો'તો કલા કે કલાના વિકાસ માટે જરા પણ પ્રયત્ન. એટલે ગરબીને કે કોઇપણ બીજા સાહિત્ય પ્રકારને મહત્વ નો'તું અપાયું. દલપતરામની થોડી ઘણી ગરબીઓ ઠીકઠીક પ્રચલિત થઇ છે. પરંતુ ભાવની સુશ્લિષ્ટતા ને વિવિધતા, કવિતાની પ્રતિભા ઇત્યાદિ આપણને એમની ગરબીમાંથી ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. નર્મદે તો બીડી ન પીવા વિશે, શેરસટ્ટા વિશે પણ ગરબીઓ લખી નાંખી છે. એટલે અમુક કલાદષ્ટિ કે કાવ્યદષ્ટિ વિનાજ નર્મદ દલપતે પોતાની સુધારા પ્રવૃત્તિના વાહનરૂપે ગરબીનો ઉપયોગ કર્યો છે. આથી એમ કહી શકાય કે દયારામ પછી ગરબીનો વિકાસ ઘણા લાંબા સમય માટે રૂંધાઇ ગયો હતો. પછી ભીમરાવ તેમજ ભોળાનાથના નિર્બલ પ્રયાસો આપણી સમક્ષ રજૂ થાય છે. પણ એમાં કાંઇ ચોટ મારતું નવું તત્ત્વ કે દષ્ટિનો લાભ મળ્યો નથી. ભક્તિરસ પ્રધાન હતો એટલી ગણના સિવાય બીજું ખાસ એ વિશે કહેવાનું રહેતું નથી. પછી આવે છે અર્વાચીન કવિતાના પિતા સ્વ. નરસિંહરાવની ગરબીઓ. રા. નરસિંહરાવ પ્રખર ભાષાશાસ્ત્રી હતા. એમને છંદમેળ ને માત્રામેળના બધાજ વૃત્તો સિદ્ધહસ્ત હતા. નૂપુરઝંકાર વિગેરે એમના કાવ્યગ્રંથોમાં ગરબીઓનો ઠીકઠીક સમાવેશ કરવામાં આવ્યો છે. ગુજરાતી સાહિત્ય પ્રકૃતિ તથા આત્મલક્ષી પ્રેમોદ્‌ગારના નવીન વિષયતત્ત્વોના પ્રવેશ માટે શ્રી. નરસિંહરાવનું ઋણી છે. ને એથી સ્વાભાવિક છે કે એમની ગરબીઓમાં પણ આ તત્ત્વોનો પ્રવેશ થયો હોવો જોઇએ. ને થયો છે. કવિતામાં સ્વ. નરસિંહરાવનું સ્થાન ગમે તેવું હોય પણ એથી એમની ગરબીઓમાં રા. ન્હાનાલાલ જેટલું માર્દવ તેમજ ભવ્યતા નથી આવ્યાં એ કહેવુંજ પડશે. એટલું ખરૂં કે એમની ગરબીઓ સ્વભાન સાથે કરેલા પ્રયાસો છે. એમનાં લાંબાં કાવ્યોમાં પણ એમણે ગરબીઓનો ઉપયોગ કર્યો છે. પણ એ ગરબીઓ સ્વતઃસંપૂર્ણ હોવાથી ઘણીવાર કાવ્યના પ્રવાહમાં અવરોધ કરે છે.

પણ આખરે ગુજરાતને સાંપડે છે અજોડ રાસસ્વામી ન્હાનાલાલમાં. મૃતઃપ્રાય અવસ્થાને પામેલા આપણા એ ગરબીના સાહિત્ય ઉપર સંજીવની છાંટી સજીવન કરનાર કોઇ હોય તો તે ન્હાનાલાલજ. ગરબીને એક વિશિષ્ટ સાહિત્ય પ્રકાર તરીકે ફરીથી નામના અપાવનાર એજ છે. દયારામને ગરબીના પિતા ગણીએ, તો રા. ન્હાનાલાલને એના સ્વામી ગણવા જોઇએ. ને એમ કરવાથી આપણે કોઇનો પક્ષપાત કરતા નથી. દયારામમાં ભાવની માર્દવતા છે તો ન્હાનાલાલમાં ભવ્યતા છે. કવિતા વિશે ગમે તેટલા મતમતાંતરો હોય, કિંતુ એટલું બધાએ કબુલ કરવું જ જોઇએ કે કવિતા, સંગીત અને નૃત્યનો સુભગ સંવાદ પીરસતી ગરબીઓ દરેક હૃદયને અવશ્ય સ્પર્શે છે. દયારામને સંગીતનું જ્ઞાન હતું એટલે એણે લયની વિવિધતા લાવવા પ્રયત્ન કર્યો હતો. રા. નરસિંહરાવને પણ સંગીતનું સારૂં જ્ઞાન હતું એટલે એમના પ્રયાસો પણ વિધવિધ રૂચિકર રચનાઓ આપે છે. રા. ન્હાનાલાલને સંગીતનું જ્ઞાન નથી, પરંતુ પોતે સંગીત સમજે છે. એમણે કાઠીયાવાડ વગેરે જગ્યાઓએ ઠીક ઠીક રખડી લોકગીતો સાંભળ્યાં છે. ગીતો સાંભળી ફક્ત આનંદ મેળવ્યો નથી પરંતુ એમના કાનો એમણે એવા સુંદર કેળવ્યા છે કે સંગીતના જ્ઞાન વિના પણ સુંદર રચનાઓ આપી શકે છે. વળી કવિની સર્જનપ્રતિભા, ભાવની સુકુમારતા, કલ્પનાની ભવ્યતા તેમજ ભાષાની પ્રાસાદિકતા એમને વરેલી હોવાથી એમનાં સર્જનો ઉચ્ચ કોટિનાં છે. કોઇ કોઇવાર એઓ લોકમુખે

સાંભળેલા ગીતોની એકાદ સુંદર પંક્તિ પકડી લઈ નવી ગરબીનું સર્જન કરે છે. 'હળવે હાથે તે નાથ મહિડાં વલોવજો' જેવી સ્ત્રી-હૃદયના ભાવો સુંદર રીતે પ્રત્યક્ષ કરતી ઘણીએ ગરબી આજે લોકમુખે પ્રતિષ્ઠા પામી ચૂકી છે. 'ફૂલડાં કટોરી'નું કવિત્વ બતાવવા રા. નરસિંહરાવે પ્રયત્ન કર્યો છે. એથી એમની ગરબીઓમાં એમનું કવિત્વ કેટલી ઉચ્ચકોટિનું જળવાયું છે તે પ્રત્યક્ષ થાય છે.

બીજું એમની ગરબીઓમાં કવિતા ને તત્ત્વજ્ઞાનનો સુમેળ નોંધપાત્ર છે. તત્ત્વજ્ઞાનના ક્ષુલ્લક વિષયને ગરબીની લાલિત્યભરી પકડમાં ઉતારવો એ સહેલું કાર્ય નથી. ને એ જાણી આપણુ દરેકને હર્ષ થાય છે કે રા. ન્હાનાલાલ તત્ત્વજ્ઞાનને પોતાની ગરબીઓમાં ઘણી જ કુશળતાથી ઉતારી શક્યા છે. નૃત્ય, કવિતા ને સંગીતનો સંવાદ એમની દરેક ગરબીમાં જળવાયા છે. કોઇ કોઇ વાર ભાષાના મોહમાં એઓ તણાય છે—ત્યારે ક્લિષ્ટતાનો દોષ પ્રવેશી જાય છે.-પણુ એ બાદ કરતાં બીજી સમગ્ર દષ્ટિએ એમની ગરબીઓ સુંદર અને ભવ્ય રચનાઓ છે. ભલે એમની બીજી સંસ્કૃતછંદ બદ્ધ કૃતિઓ હોય કે નહિ હોય—કવિ તરીકેનું એમનું સ્થાન સુરક્ષિત છે. મહાકવિનું દર્શન અને પ્રતિભા એમનામાં છે એમ કહેવાથી પણુ અતિશયોક્તિ થતી નથી. એમની ગરબીઓ આની સાક્ષી પૂરશે.

## ફૂલડાં લ્યો

રાજ ! કોઈ ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો.  
હાંરે આવો બાગમાં એક એક વીણીએ,  
હો રાજ ! કોઇ ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો.

રાજ ! રૂડાં ફૂલડાં શું વીણવા સુહાગી !  
હાંરે કોઈ આવોની રસિયાં સુહાગી,  
હો રાજ ! કોઇ ફૂલડાં, ફૂલડાં લ્યો.

રાજ ! ફૂલ ખીલ્યાં શું બાગ આજ કેવાં !  
હાંરે કોનૂ આવોની રસિયાં લેવાં,  
હો રાજ ! કોઇ ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો.

કાંતિલાલ લ. રાવલ

મહામોંઘા સુંદર રત્નોની કણિકા જેવી ઘણી ગરબીઓ એમનાં નાટકોમાં વેરાયલી પડી છે. એ તો એમનાં નાટકોનું અમૂલ્ય ધન છે.

પછી આવે છે બોટાદકર, લલિત ને ખબરદાર. રા. બોટાદકરની ઘણી ગરબીઓ પ્રતિષ્ઠિત થઇ ચૂકી છે. એમની ગરબીઓમાં સ્ત્રીહૃદયને ઉચિત સૌન્દર્યભાવોનું સુભગ નિરૂપણું મળી આવે છે. પણુ એમની એક મર્યાદા છે તે વસ્તુની. ગૃહસંસારને સ્પર્શતા વિષયો સિવાય એમની સૌન્દર્યદષ્ટિ આગળ વધી શકતી નથી. ગમે તેવી ભવ્ય કલ્પના હોય પણ આખરે તો તે ગૃહસંસારના વર્તુલમાં જ આવી જવાની. લયની મધુરતા એઓ ઠીક અંશે જાળવી શક્યા છે. રા. લલિતમાં સંગીત છે. પરંતુ એક સર્જકનું ભાન કરાવે એવી કવિતાની મૌલિક પ્રતિભાનું એમનામાં દર્શન થતું નથી. રા. ખબરદારમાં અનુકરણને લીધે કૃત્રિમતા આવી જાય છે. એટલે એમના કાવ્યતત્ત્વને આધારે આગવી સર્જનપ્રતિભા તરી આવતી નથી. કોઇ કોઇ સફળ કૃતિઓ તરીકે પ્રશંસા પામી છે. પણુ સંગીત, નૃત્ય ને સ્વતંત્ર કવિતાના સુમેળવાળી રચનાઓ ગણીગાંઠી જ છે. રા. ખબરદારમાં સર્જક કવિની મૌલિકતાને અભાવે, તેમજ અનુકરણના વ્યાપક અને પ્રધાન તત્ત્વને લીધે 'આપણી સારી' ગરબીઓ મેળવી શક્યા નથી. સાથે કેશવ શેઠનું ઉપલકીયું દર્શન કરીએ. એમની

" માણેક શેઠાણીએ એક વાસણના આપ્યા. "

" ભલું થજો એમનું. બચારાં બહુ ભલાં છે. " માણકાએ આશીષ વચનો ઉચ્ચાર્યા.

" હા પ્રભુ તેમનું ભલુ કરે. એણે પણ સામું તો જોયું જ છે ને ? કેવી રૂપરૂપનો અંબાર જેવી છોકી આપી છે !" રૂડકીએ કહ્યું.

" પણ બચારાને તેના શિવાય બીજું કંઈ છોકરૂં નથી એ મને સાલે છે...હશે પ્રભુની કૃપા. એટલું કહી, જમી પરવારી માણકો જવાને તૈયાર થયો પણ રૂડકીએ તેને રોકયો. એને ન જવા દીધો. બહાર આંગણામાં ખાટલો ઢાળી આપી તેના પર માણકાને બેસાડી તેના પગ દાબવા લાગી.

" રૂડકી તું મને બહુ જ ગમે છે. તારી પાસે ઘડીભર બેસવાથી મારો બધો જ થાક ઉતરી જાય છે. તું આખો દિવસ મારી પાસે બેસી રહે તો..." તે બોલ્યો.

" તો વાસણ વેચવા કોણ જશે ? " રૂડકીએ હસતાં હસતાં સામો પ્રશ્ન કર્યો. માણકો ન બોલ્યો. તેને રૂડકીની શીતળ છાયા ગમતી હતી. પરંતુ ગરીબાઇની ઉષ્ણતામાં તે છાયાને સ્વિકારવા તત્પર ન્હોતો. તેને રૂડકીને શોભાવવી હતી પણ ગરીબાઇમાં તે કંઇ કરી શકતો નહિ. રૂડકીની સુંદર દેહલતાને વેડફાઇ જતી જોઇ તેને ઘણીવાર લાગી આવતું પણ અફસોસ, ગરીબાઇમાં સડતા એ હાડપિંજરને દેહસૌંદર્ય શોભાવવાને કયાંથી અવસર મળે ? અને કદાચ અવસર મળે તો ધન કયાંથી ગળે ? આમ ચોતરફથી ગરીબાઈમાં ઘેરાયેલો માણકો રૂડકી જોતાં રડી દેતો પણ રૂડકીના મુખ પર કદી શોક દેખાતો નહિ. તે તો સદા આનંદિત રહેતી. આખરે થાકેલો માણકો સૂઈ ગયો. તેના શરીર તરફ છેલ્લી પ્રેમભરી મીટ નાંખી રૂડકી ઉભી થઇ ગઇ.

આ દશ્ય કુંભારવાડાની પાસે આવેલા મકાનના ઝરૂખામાં ઉભેલા માણકાનાં આશ્રયદાતા માણેકશેઠાણી અને તેમની પુત્રી ઉષાએ જોયું. પતિ પત્નિનો આવો શુદ્ધ સ્નેહ જોઇ તેમને સંતોષ થયો. તેઓ આ ગરીબ કુટુંબના આધાર સ્તંભ હતાં. માણેક શેઠાણી વિધવા હતાં. તેમને એક જ પુત્રી હતી. અઢળક ધન હોવા છતાં પણ તેઓ નિરાભિમાની હતાં. તેઓ માણકાને ઘણી વાર મદદ કરતાં. રૂડકી અને માણકાનું લગ્ન પણ તેમણે પોતાને ખર્ચે જ કરેલું. માણકો આ ઉપકાર કદી ભૂલતો નહિ. ઘણીવાર સારાં વાસણો બનાવી તે મફત આપવા જતો પણ શેઠાણી તેનો સ્વિકાર કરતાં નહિ. આથી માણકાને કમને પણ પૈસા લેવા પડતા. ભવિષ્યમાં બદલો વાળીશ એમ બોલી સંતોષ પામવો પડતો.

પંદરેક દિવસ પછી વાસણો વેચીને આવ્યા બાદ રૂડકીને એકાએક ખૂબ તાવ ચઢી આવ્યો. તે આવતાની સાથે જ પથારીમાં સુઇ ગઇ. કાર્યમાં મશગુલ માણકાને તેની ખબર ન પડી. થોડીવાર પછી જ્યારે ભોજનનો સમય થયો છતાં પણ રોજની માફક રૂડકી ન આવી એટલે તેની ભાળ કહાડવાના હેતુથી તે અંદર આવ્યો. અને જુવે છે તો રૂડકી બેશુદ્ધ પડેલી.

" રૂડકી " તે હિંમત હાર્યો. રૂડકી ન બોલી. તેણે તેના શરીરને હલાવ્યું છતાં રૂડકીએ એક હરફ પણ ન ઉચ્ચાર્યો. માણકાના હોંસકોશ ઉડી ગયા. રૂડકીના શરીરને સ્પર્શ કરતાં તે ધગધગી ગયું હતું. શું કરવું તેનું ભાન ન રહ્યું. તે મદદ માટે શેઠાણીને ઘેર ગયો, પણ ગરીબનાં નશીબ સદા પુરેલાં હોય છે તે આનું નામ. શેઠાણીને ત્યાં તાળું હતું. ભગ્નહૃદયે તે ઘેર આવ્યો. ડાકટરને બોલાવવાનો વિચાર આવતાં જ તે કંપી ઉઠયો. તેની પાસે પૈસા કયાં હતા ? પૈસાને પરમેશ્વર



**નરસી ભગત**

જેણે ગુજરાતની અસ્મિતાને આજે ભારતભરમાં પ્રસરાવી છે.

માનતા દાકતરને મરીબોની તમા ક્યાં હતી ? માણેકો રડ્યો. ખૂબ રડ્યો છતાં રૂડકી ન બોલી. રૂડકીનો આત્મા તો ક્યારનોએ ચાલ્યો ગયો હતો. કાર્યમાં મશગુલ માણેકો તે ક્યાંથી જાણે ? તેના રૂદનના સાદે આખો કુંભારવાડ ભેગો થયો. માણેકાની રૂડકી જતાં કુંભારવાડો સ્મશાનવત્ બન્યો, દરેક જણને પોતાનું જ સ્નેહી ગયું હોય એટલું દુઃખ થયું. દરેક જણ ભેગા થઇ માણેકાને દિલાસો દેવા લાગ્યા પણ રૂડકી વિહોણો માણેકો તેથી શાંત ન થયો. તે બેશુદ્ધ બન્યો. જાગ્યો ત્યારે તેની દૃષ્ટિ સમક્ષ રૂડકીના દેહને અગ્નિસંસ્કાર કરી પાછા ફરેલ ડાઘુઓ નજરે પડ્યા. તે રોયો ને આખા કુંભારવાડાને રડાવ્યા ? દરેકની આંખો અશ્રુભીની થઇ. રૂડકીના સૌંદર્યઘેલા યુવાને રડ્યા. તેનાથી આનંદ પામતા જીવો રડ્યા. તેને વખાણતા બાળકો રડ્યા. આમ સર્વને રૂદન આગમાં ડહોળતા મૂકી રૂડકીનો આત્મા પ્રભુ ધામે વસ્યો ! આ વાતની ખબર પડતાં માણેકશેઠાણી અને ઉષા પણ ત્યાં આવ્યાં. માણેકાને દિલાસો દેવા લાગ્યાં.



આમ રૂડકી જવાથી ચારે બાજુ ગમગીની પ્રસરી ગઇ.

× × ×

આજે રૂડકીને ગયે ઘણા દિવસો વીતી ગયા. આખો કુંભારવાડ પાછો એજ કામે લાગ્યો ! માણેકો પણ કામ કરતો છતાં તેના હૈયામાં ઉલ્લાસ નહોતો–ઉલ્લાસ પૂરનારી પ્રતિમા નહોતી. તે આજે એક નવીજ પ્રતિમા બનાવતો હતો. તે પ્રતિમા હતી તેની રૂડકીની. આજે તેને છેલ્લાજ શણગાર મજાવવાના બાકી હતા. તે પૂરા થતાં તેણે એક બાજુએ તેને ખડી કરી. આખો માનવસમુદાય તે મૂર્તિનાં દર્શનાર્થે ઉમટ્યો. અને પ્રસંશાનાં પુષ્પો વેરી પાછો ફર્યો. શેઠાણી ને ઉષા પણ જોવા આવ્યાં. બન્નેને મૂર્તિ ગમી. ઉષાને મૂર્તિ કરતાં મૂર્તિનો બનાવનાર વધુ ગમ્યો. તેના હૃદયમાં માણેકાની પ્રતિમા જડાઇ ગઇ. માણેકાની મરીઆઇમાં તેને પોતાની શાંતિ દેખાઇ. માણેકાના ખડખચડા દેહમાં તેને નૈસર્ગિક સૌંદર્ય ભાસ્યું. તે લાગ સાધી માણેકાની પાસે આવી.

" મા...ણે...કા "

તેને ધીરે સાદે કહ્યું: મા-

---

## ગું. સ્વ. ! ! !

(૧)

એનું નામ હતું મંગડી સંગડી
ઉંચા ઘરની હતી એની આંખલડી
એ તો પગલાં ભરે લડકી લડકી
પ્રભુ જાણે હાલત એની શી બગડી

(૨)

કોઇનો લોટ દળે વાસણ વીછળે
એઠવાડ કરી એનું પેટ ભરે
સમજાવે કો સોહાગ્યની સગડી

(૩)

કોઇએ પુછ્યું તું પરણી કે ના પરણી
કોઇ છે કે નહિ ત્હારૂ વાલી ધણી
ત્હારૂં ઘર આવ્યું ક્યાં ગામ ભણી
અરે ! કેટલી દિવાળી રહેં દુઃખે ગણી

(૪)

નિત્યેં નયને તે આકાશ સામુ જુવે
કારણ સાડીના છેડે તે આંસુ લુવે
મ્હારૂં કોઇ રહ્યું નથી જગે હવે
મ્હારૂં મોત થવાનું છે ગામ કુવે

(૫)

મ્હને પ્રભુએ મોટે ઘેર ઘડી
પણ ત્યાં હું જમાને :અડી ના ચડી
મ્હારા બાપને મ્હારી કમાણી જડી
ઢઇ સાથે મ્હને પરણાવી ચડી

(૬)

મ્હને દીધી લીધી સોનાની લગડી
વર મરી મ્હને ભળી મોત ઘડી
કોઇએ ભુસી મ્હારી કંકુની ટીલડી
કોઇએ ફોડી મ્હારી કરની બંગડી

(૭)

મ્હારૂં કહું સહુ કોઇને કહેશો નહી
મ્હારા આંખના આંસુએ લ્હોશો નહી
ઓ બ્હેન ! નથી હું નીચા ઘરની
હું તો વિધવા છું કોઇ હિન્દવણી

શ્રી. અવિનાશ વ્યાસ

ણુકો ચમકયો. શેઠાણીની પુત્રીને એકલી જોઇ તે નવાઇ પામ્યો. તે બોલ્યો " જી."

" મારે એક વસ્તુ જોઇએ છે. આપીશ ?"

" જરૂર...શા માટે નહિ. હો પણ શી છે તે વસ્તુ ? " તેણે પ્રશ્ન કર્યો.

" ત્હારૂં હૃદય " તે બોલી. માણેકાને એમાં સમજ ન પડી. રૂડકીના સહવાસમાં હૃદય શું ચીજ છે તેજ એને ખબર નહોતી. ત્યાં હૃદયની વાતમાં તે બિચારો ભલો ભોળો કુંભાર શું સમજે. ઉષાએ ફરીથી તેજ માગ્યું અને વધુમાં જણાવ્યું કે " હવે તારી રૂડકી ગઈ, તું બીજી રૂડકી લાવ." માણેકો ચોંકયો. તેને થોડી ઘણી સમજ પડી. તેણે ઉષાની સામું જોયું. ઉષાના નયનમાં રહેતી પ્રણયધારા તે સમજ્યો. તે મુંઝાયો. હવે શું કરવું ? તે સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઇ છતાં તે બોલ્યો.

" બેન આ શું કરો છો ? તમારે મોઢે આ શબ્દો શોભે ! હું કોણુ ? એક ગરીબ કુંભાર. તેની સાથે આવી વાત તમને શોભે ?

" ના કેમ શોભે...તું મને ગમે છે." ઉષાએ આખરે કહી દીધું. માણેકા પર વીજળી પડી હોય એવી અસર થઇ. તેણે નીચું જોયું. માણેકશેઠાણીએ કરેલા ઉપકાર તેને યાદ આવ્યા. હવે તે ઉષાને ના કહે તો શું પરિણામ આવે તેનો તે વિચાર કરવા લાગ્યો આખરે મક્કમપણે તેણે જણાવ્યું.

" બેન, ઘેલાં શું કાઢો છો ? હું તો કયારનોએ વરી ચુકયો છું. "

" કોની સાથે ! "

" મારી કલાને ! આ મારી રૂડકીની મૂર્તિને." ઉષા ચંબી ગઈ. તે પાછી ફરી. તેની આશાઓ ભસ્મિભૂત થઇ. માણેકાથી આ ન રહેવાયું પરંતુ રૂડકીની મૂર્તિના પ્રખર પૂજારી ઉષાનો પ્રેમ ન તો પારખી શકયો કે ન તો અપનાવી શકયો. વ્હાલી રૂડકોની કલામય મૂર્તિ આગળ જ્યાં સામ્રાજ્યોની કિંમત પણ તેને મન કોડી બરોબર હતી ત્યાં ઉષાનું હૃદય તો તે કયાંથી સમજી શકે ?

હજુ પણ મણેકો તેજ મૂર્તિની પૂજા કરે છે. દુનિયા તેને પાગલ કહે છે, તે દુનિયાને પાગલ કહે છે અને પોતાનું કામ કરે જાય છે. ભોજન સમયે પણ તે મૂર્તિને સામે રાખે છે છતાં નથી તેના હૃદયમાં પહેલાના જેવો ઉત્સાહ કે આનંદ.

---



# વલોણું

[ રાગ—મથુરાંની ગોપી મહીં વેચવાને જાય. ને મળતો ]

મહીડાંની છોળ ઉડે છમ છમ છમ
બોલે વલોણું મારૂં ઘમ ઘમ ઘમ—
બેજી તે જાગ્યાં ને હમને જગાડીયાં
ઉઠો વખત થયો ઘમ ઘમ ઘમ—મહીડાંની૦
ગોરસ જેઠાણીએ ગોળીમાં પુરીયાં
પાણી ઉતાવળે મેં કીધાં ગરમ—મહીડાંની૦
નાજુકડી ગોળીને નાનલો રવૈયો
સુતરનાં નેતરાં સુરમ્ય રમ્ય રમ્ય—મહીડાંની૦
ફરતો રવૈયોને મહીડાં વલોવતો
કા'નો નાચે છે જાણે છુમ છુમ છુમ—મહીડાંની૦
ટાઢાં. ઉનાં તે કરી પાણી પધરાવીયાં
ઠેડકા દીધા તે પછી ઝમ ઝમ ઝમ—મહીડાંની૦
દેરાણી જેઠાણી અમે ઉતર્યાં હરીફમાં
ઘુમીએ ઉમંગ ભર્યાં રંમ રંમ રંમ—મહીડાંની૦
થાકી હું ખેંચતાં ને રાખી ઉભી રહી
ભાળ્યું નવનિત પરિશ્રમ પરિશ્રમ—
મહીડાંની છોળ ઉડે છમ છમ છમ
બોલે વલોણું મારૂં ઘમ ઘમ ઘમ

શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડ્યા

# પરદા નિવારણની આવશ્યકતા

લેખિકા : શ્રીમતી રાધાદેવી ગોએન્કા

તા. ૭-૬-૪૦ ના રોજ કલકત્તા ખાતે બિહારના જાણીતા શેઠ શ્રી. કિશનલાલ ગોએન્કાનાં ધર્મપત્ની શ્રી. રાધાદેવી ગોએન્કાના પ્રમુખપણા હેઠળ પરદા નિવારક સંમેલન મળ્યું હતું. તેના અધ્યક્ષપદેથી શ્રીમતી ગોએન્કાએ આપેલા ભાષણમાંનો અગત્યનો ભાગ આ નીચે આપ્યો છે.

શ્રીમતી ગોએન્કા આકોલા મહિલા મંડળનાં પ્રમુખ હોઈને બિહાર મહાસભા સમિતિનાં એક કાર્યકર્તા પણ છે.

### પરદાપ્રથા અને આપણી પ્રાચીન સંસ્કૃતિનો મેળ કયાં છે ?

પરદા નિવારણના પ્રશ્ન પરત્વે બોલતાં એક વિચાર નજર સામે આવી ખડો થાય છે કે, પરદા સાથે આપણી સંસ્કૃતિનો કેવા પ્રકારનો સંબંધ છે. પ્રાચીન કાળમાં પરદાની પ્રથા હતી કે નહિ, તેમ જ ન હતી તો તે ક્યારથી દાખલ થઈ એવા અનેક પ્રશ્નો જ્યાં ત્યાંથી આ સંબંધે પુછાય છે. સંશોધનકારો આ સંબંધે જે જણાવે તે ખરૂં, પરંતુ આજે એમાં જોઈએ તેવા સુધારાને લક્ષ્ય પર લેતાં તો એક જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આજે પરદા પ્રથા દૂર થવાની જરૂર છે કે નહિ ? અને એનો સીધો જવાબ એ જ હોઇ શકે કે પરદા પ્રથાનો નાશ જેમ બને તેમ જલદી થવાની જરૂર છે.

### માત્ર નામશેષ રૂઢિ

આપણી સ્ત્રીઓ પિયેરમાં પડદાનો રિવાજ પાળતી નથી, માત્ર સાસરીમાં જ એને પડદો રાખવો પડે છે. આ ઉપરાંત બહારથી આવનારાઓ તેમ જ અજાણ્યાઓ સાથે પરદો રાખવાનો રિવાજ પણ નથી. આથી પૂરવાર થાય છે કે પરદાની પ્રથા તદ્દન અર્થ-હીન હોઇને એક રૂઢિના રૂપમાં જ નામશેષ છે. સ્ત્રીઓ નોકરો સાથે સારી રીતે બોલે છે, હસે છે છતાં તેમની લાજ કાઢવાનો રિવાજ નથી. પરંતુ પતિનો કોઇ મિત્ર, જેઠ કે સસરા અને કદી કદી તો સાસુની લાજ કાઢવાનો પણ રિવાજ છે, કોઇ વારે પત્નીએ પતિને કંઇ પૂછવું હોય છે તો તે પૂછવાનું કામ એ પત્ની સીધે સીધી કરી શકતી નથી; પરંતુ પાસે જ હોય છતાં નોકર મારફતે કહેવડાવવું પડે છે. અને નોકર ન હોય તો જાણે ભીંતને પૂછતી હોય તેમ તેણે વર્તવું પડે છે. એટલે વડીલો અને ગુરુજનોના સહ-વાસનો લાભ વધુ પ્રમાણમાં લેવાવો જોઇએ તેમની પાસે જવા આવવાની પણ કુલવધૂને મના કરવામાં આવે છે. જ્યારે જે લોકોથી જેમ બને તેમ દૂર રહેવા પ્રયત્ન કરવો જોઇએ તેવાઓની સાથે વહુવારૂઓ ખુશીથી વિનાસંકોચે વાત કરી શકે છે !

### ઊતરતી ભાવના ઘર કરે છે

આથી સ્ત્રીઓના મનમાં એક પ્રકારની એવી ભાવના ઘર કરી જાય છે કે અમારે તો ઊતરતી કક્ષાનાં માનવી સાથે બોલવાનો અધિકાર સમાજે આપેલો છે. એક સ્થળે મેં જોયું હતું કે, એક નાના લારીવાળા પાસેથી સાસુ કંઇક ખરીદી રહી હતી તે વખતે વહુ તેનાથી દૂર ઊભી હતી. તેને સાસુએ કહ્યું: " અહીં આવ; અહીં આવવામાં કંઈ હરકત

નથી; એ તો આ સારીવાળો છે. તમને અમે તે ખરીદ કરો."

### અને માંદી પડે ત્યારે ?:

પરંતુ જો એજ વહૂ બિમાર પડે તો દાકતર પાસે ચિકીત્સા કરાવતાં તદ્દન ઉલટુંજ રૂપ ધારણ કરવામાં આવે છે. એવે વખતે એ વહૂના આખા શરીર પર કપડું ઓઢાડવામાં આવે છે અને દાકતરે કંઇ પુછપરછ કરવી હોય તો ઘરનાં બીજાં માણસોને તેમણે પૂછવું પડે છે.

પરદા પ્રથાને લીધે ઘર વ્યવહારમાં જે મુશ્કેલીઓ વેઠવી પડે છે, મહેમાનો આવે તેથી જે સંકટ ઉભું થાય છે, તેનો આપણે રોજ બરોજ અનુભવ કરીએ છીએ. આપણી સ્ત્રીઓ મહેમાનને જમવાનું પણ પીરસી શકતી નથી. વળી ઘેર મહેમાન આવે ત્યારે સ્ત્રીને મન ઘર એક જેલખાના જેવું થઇ પડે છે. તેનું ઘરમાં છૂટછાટથી ફરવું હરવું બંધ થઇ જાય છે અને ઘરના એકાદ ઓરડામાં ગોંધાઈ રહેવું પડે છે. આથી પુરુષ વર્ગની મુશ્કેલીમાં પણ ઉમેરો થાય છે અને તેથી આપણી ગૃહ વ્યવસ્થા જેટલી સુઘડ રહેવી જોઈએ તેટલી નથી રહી શકતી. આ પરદાપ્રથાને કારણે મુસાફરીમાં પણ અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે.

### લજ્જા અને શીલ પરદામાં નહિ

પરદો એ લાજ રક્ષાનું એક સાધન છે, અને શીલનો પોષક છે, એવી ભાવના આજ પર્યંત આપણે ત્યાં ઘર કરી બેઠી છે. પરંતુ આપણે જાણવું જોઇએ કે, લજ્જા અને શીલ પરદામાં નહિ પરંતુ આંખોમાં અને દિલમાં હોય છે. પરદો એ લાજનો પોષક નહિ પરંતુ વિનાશક છે. કેટલીયવાર જોવામાં આવે છે કે, પરદો રક્ષણ કરવાને બદલે કાયરતાવશ ને આપણા નાશનાં કારણભૂત થઇ પડે છે. 'પરદામાં શીલ છે' એ શબ્દો ઉચ્ચારતી વખતે આપણે યાદ રાખવું જોઇએ કે, અનેક સમાજોમાં પરદાનો રિવાજ બિલકુલ નથી—એટલે એ સમાજની સ્ત્રીઓનું શીલ શું પરદા રાખનાર સ્ત્રીઓના સમાજ કરતાં ઊતરતું હોય છે ! કદી જ નહિ. પરદાથી મન કાયર બની જાય છે, અને આંખોમાંથી પાણી વહે છે. આ દૃષ્ટિએ પણ પરદા પ્રથા અનાવશ્યક છે. એટલે આપણે પરદાના રિવાજને હમેશને માટે તિલાંજલિ આપવી જોઇએ અને એ રીતે આપણી સ્ત્રીઓની આંખોમાં એવું તેજ લાવવા પ્રયત્ન કરવો જોઇએ, એવા વિનય-વિવેક તેમનામાં આવે તેવા પ્રયત્નો જારી કરવા જોઇએ, કે આપણી શીલ રક્ષા અને સંસ્કૃતિનાં પોષક હોય,

### એ કોઇ ધાર્મિકતાનો અંશ નથી

પરદાપ્રથામાં કોઈ ધાર્મિકતાનો અંશ પણ નથી. એટલે એ માત્ર એક પુરાણી રૂઢિ જ છે અને પ્રાચીનતાના નામે આજે એ અમારા શિર પર સવાર થઇ પડી છે.

### અનેક પ્રયત્નો છતાં વ્યવહારમાં શૂન્ય

આ પરદા નિવારણના કાર્યમાં મારવાડી સમાજ ખૂબ જ જહેમત લઇ રહ્યો છે. આજે તો એ સમાજના વૃદ્ધો પણ આ અનિષ્ટ રિવાજને દૂર કરવા માટે સંમતિ આપી રહ્યા છે. અને દરેક સામાજિક સંસ્થા પરદા નિવારણને લગતા ઠરાવો કરે છે. આમ છતાં વ્યવહારમાં તેનો નાશ થયેલો હજી જણાતો નથી. માત્ર ગણીગાંઠી સ્ત્રીઓજ એને દૂર કરવાની હિંમત બતલાવી શકી છે. કારણ કે પુરુષોની એ માટે તૈયારી છતાં સ્ત્રીઓ તે માટે આનાકાની કરતી હોય છે. પુરુષોએ આ પરત્વે સ્વાતંત્ર્ય બક્ષ્યા છતાં સ્ત્રીઓ તેનો સ્વીકાર કરતાં અચકાય છે. જ્યારે

કેટલીકવાર પુરૂષો પોતાની કાયરતાને કારણે એ દોષ સ્ત્રીઓ પર ઢોળી દેતા પણ માલમ પડે છે.

આજે આપણે–હવે સ્ત્રીઓ–એ કામ માટે કટિબદ્ધ થઇએ છીએ. આજે આપણે જાહેર કરીએ છીએ કે અમો સ્ત્રીઓ પણ પરદા નિવારણ માટે તૈયાર છીએ.

× × ×

### પ્રાચીન સ્ત્રીઓના નામે

કેટલીકવાર પ્રાચીન સમાજની પાંચ–દશ ગણી ગાંઠી સ્ત્રીઓનાં નામ લઇને પરદાપ્રથા ચાલુ રાખવાનું કહેવામાં આવે છે, પરંતુ એવા આદર્શ પણ વખતો વખત બદલાવા જોઇએ. આજનો આદર્શ તો ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનો, અહલ્યાબાઇ હોલ્કરનો તેમજ શ્રીમતી સરોજિની નાયડુનો છે. આજનો આપણો દેશ સ્ત્રીઓને આવા આદર્શવાળી જોવા માગે છે. આ આદર્શ બહેનો જો આપણી માફક પરદામાં પુરાઇ રહી હોત તો આજે એ ભારત માતાની પનોતી પુત્રીઓને કોણ ઓળખત ?

### ઊતરતી કક્ષાની કેમ ?

સ્ત્રીઓને આજે આટલી બધી ઊતરતી કક્ષાની કેમ ગણવામાં આવે છે ? એનો ઉત્તર માત્ર એકજ છે. કારણ કે 'એ સ્ત્રી છે.' પછી ભલે ગમે તેટલી યોગ્યતા તેનામાં હોય અને તેનો પતિ ગમે તેટલો અયોગ્ય હોય ! પુરૂષો કરતાં વિશેષ યોગ્યતા હોવા છતાં સ્ત્રીઓને લલાટે જાણે દાસત્વ જ લખાયેલું છે. આ સિવાય એક મૂળ પ્રશ્ન એ પણ છે કે, આપણે ત્યાં કાર્ય પરત્વે પણ ઊંચનીચની તુલા રખાય છે. સ્ત્રીઓ ઘેર રહી ગુલામીનાં કામ કરી રહી હોય છે. ઘરમાં વાસીદું વાળવું, કપડાં ધોવાં, રાંધવું, વાસણ માંજવાં, અને નાનાથી લઇને મોટાં સુધીના સૌની એને સેવા કરવી પડે છે. આ બધાં કામ ઊતરતી કક્ષાનાં માનવીનાં ગણાય છે. જો કોઇ વાર સ્ત્રી બિમાર પડે અથવા કોઇક પ્રસંગે બહારગામ જાય તો પુરુષ ઉપરનાં બધાં કામોની ઝંઝટમાં પડવાને બદલે કોઇ નોકર રાખી લે છે અથવા એ હોટેલનું શરણ શોધે છે. કારણ કે એ એમ માને છે કે, એવાં કામ તો ઊતરતી કક્ષાનાં માણસોએ કરવાનાં હોય છે. હવે કહો, કે સ્ત્રી પ્રત્યે પુરૂષનામાં ઉચ્ચ ભાવના શી રીતે ઉત્પન્ન થાય ? બીજી વાત એ છે કે, પુરૂષો પોતાને ઊંચા માની લે છે. કમાવું, સમાજવ્યવસ્થા સંભાળવી, અને આનંદપૂર્વક રહેવું એને એ પોતાનાં કરી લે છે, સ્ત્રીઓને તો પુરૂષોના જેવાં કામો કરી બતાવવાનો પણ *અધિકાર હોતો નથી–તેમને એવી તક જ* મળતી નથી. જો કેટલીક સ્ત્રીઓને એવા થોડા પણ અધિકાર, સ્વતંત્રતા અને યોગ્ય શિક્ષણ મળે છે તેઓ તો આપોઆપ સમાજમાં ઝળકી આવે છે.

× × ×

### એકબીજાની પરંપરા શા માટે ?

જીર્ણશીર્ણ પુરાણી રૂઢિઓનો નાશ હરકોઇ કરી શકે છે એવું નથી. એને માટે પણ આત્મબળ, સાહસ અને વિચારોની એકમતાની ખાસ જરૂર રહે છે. કેટલીયે બહેનો કહે છે કે, પહેલાં અમુક બહેન પરદાત્યાગ કરે પછી અમે કરીએ. એજ પ્રમાણે એકબીજાની પરંપરા ચાલે છે. આમ કરવું એ તો બહાનાં કાઢવાની વાતો જ હોઇને ખાલી બીકણપણું અને કોઇ પણ રીતે વાત ઉડાવી દેવાની તરકીબ જ હોઇ શકે. આ પ્રમાણે વર્તવાથી સમાજની ઉન્નતિ નહિ થઇ શકે.

× × ×

માત્ર સભાઓ ભરવાથી કે ભાષણો સાંભળવાથી કંઇ વળવાનું નથી. પરંતુ હવે તો

તમારે દરરોજ નિયમિત સામાજિક અને રાજનૈતિક લેખો વાંચવા જોઇએ. એમ ન માનશો કે પરદાત્યાગ કરવાથી એકદમ તમારામાં જ્ઞાનની દિવ્ય જ્યોતિ ઝગમગી ઊઠશે. હા, એ વાચનથી દેશના બીજા સમાજોની સ્ત્રીઓની સરખામણીમાં તમારૂં સ્થાન ક્યાં છે તે તો જરૂર સમજી શકશો. અને જ્યાં સુધી અહીં પરદાના રિવાજને તિલાંજલિ નહિ આપો ત્યાં સુધી ત્રિકાલમાં પણ તમારામાં આત્મબળનો પ્રવેશ થવા નહિ પામે. તમે આજે જ હિંમત કરીને પરદો દૂર કરી દો, કે જેથી વારંવાર પરદાનિવારક પરિષદ ભરવાના પ્રસંગો ન આવે. માત્ર આ પરદાનિવારણનું એક જ કાર્ય આપણા સમાજ પાસે નથી; પરંતુ એવાં બીજાં અનેક કામો તેને કરવાનાં છે.

× × ×

### પરદાપ્રતિજ્ઞા

હવે 'પરદા-પ્રતિજ્ઞા' સંબંધે બે શબ્દો કહી દઉં. કેટલાક દિવસો પહેલાં શ્રી. વિજલાલ વિમાણીએ પ્રતિજ્ઞા લીધી હતી કે, જે લગ્નમાં કન્યાને પરદો પળાવવામાં આવ્યો હશે તે લગ્નમાં હું ભાગ નહિ લઉં. એ પરત્વે ભલે મતભેદ હોય-પરંતુ જે ભાઇ-બ્હેનો પરદા-પ્રથાને દુષ્ટ ગણતાં હોય તેમણે તો સ્વતંત્રતાના શ્વાસોચ્છવાસ લેતી બાળાને પરદારૂપી જેલમાં હડસેલાતી પોતાની આંખોએ ન જ જુએ. જો સર્વ સ્ત્રીઓ અને ભાઇઓ આવી પ્રતિજ્ઞા લે તો સમાજમાંથી આ પરદાપ્રથાનો સદંતર નાશ થશે.

× × ×

હવે હું મારી લાંબી ચોડી વાતો કહેવાને બદલે આ સંમેલન દ્વારા કંઇક કામ થયેલું જોવા ઈચ્છું છું. અને ઈચ્છું છું કે આ સંમેલન સમાજ સુધારાની મજબૂત જડ નાખવામાં સફળતા પ્રાપ્ત કરે.



## દીવાળી આવી

વ્યોમ ઘોર ઘન ઘટા છવાતી વર્ષા હર્ષભરી વીતી,
કાદવ કીચડ ગઇ ગંદકી ઘસડાઇ ભાગી ભીતી;
ચોગમ ચમકી રહી ચાંદની નિર્મળ નભ મંડળ થાતાં,
સ્વચ્છ થયાં સરિતા જળ સઘળાં અમલ આભ ધરતી માતા.

કુદરત સૌને એમ શીખવે. સ્વચ્છ બની હું જુઓ જુઓ,
સ્વચ્છ બનો સૌ લોક તમે એ તન મનના સૌ મેલ ધુઓ;
ઘર ઘરનો કચરો કાઢીને પોળ શેરીઓ સાફ કરો,
વાસણ કૂસણ કપડાં લત્તાં સાફ કરી શણગાર ધરો.

વિજય વંત આવી દીવાળી ઘર ઘર દીપકમાળ રચો.
વીર પુરુષના ગાઇ ગુણોને આત્માના ઉલ્લાસ મચો;
ભરો સુગંધી ધૂપ દીપથી દેવયજન આનંદ કરો,
વર્ષ આખુંએ રહો નિરોગી એજ ભાવના ઉર ધરો.

જગજીવનદાસ દયાળજી મોદી

# આગગાડીમાં

લેખિકા :
શ્રી. જ્યોત્સ્ના ઠાકોર

થર્ડ કલાસની મુસાફરી કરવી એ જીવનનો લ્હાવો છે; પણ દર અઠવાડિયે થર્ડ કલાસમાં મુસાફરી કરી જીવન શું ચીજ છે તે નિહાળવું એ તો ઉત્તમ કોટિની લ્હાણ છે જ.

દર અઠવાડિયે મને મુસાફરીના સંજોગો પ્રાપ્ત થતા; અને દર વખત હું અનેક વ્યક્તિઓના સમાગમમાં આવતી. આપણે હિન્દુઓ અંગ્રેજો જેટલા મૌનવાદી નથી. માત્ર થોડાક જ કલાકનાં સમાગમે આપણે સામી વ્યક્તિને આપણું સારૂંયે જીવનવૃત્તાંત કહી દઇએ છીએ. અને થર્ડ કલાસમાં મુસાફરી કરે કોણ? બિચારા હિન્દીઓ જ ને? પરિણામે મારે અનેક મિત્રો થઇ જતા.

મારા આગગાડીના મિત્રો મને બહુ જ યાદ આવે છે; અને સહુ કોઇ એક વાર મને મળે એમ ઇચ્છું છું. પણ આ સર્વમાં મારી સહાનુભૂતિ જીતી લે, જેના સ્મરણ માત્રથી મારી આંખો આંસુથી ભરાઇ જાય છે, અને જેની છબી મારા અંતરમાં જડાઇ ગઇ છે એવી વ્યક્તિને તો હું બહુ જ સંભારૂં છું. અને તે હતી એક પચાસ–પંચાવન વર્ષની બાઈ.

એ એક યાદગાર દિવસ હતો. વડોદરાના સ્ટેશનેથી ગાડીમાં બેઠી; અને તરત જ તાજો બહાર પડેલો 'શામળ અંક' ઉઘાડ્યો. ભાગ્યે જ એકાદ પાનું વાંચ્યું હશે ત્યાં તો એકાએક કાને શબ્દ અથડાયા, "બ્હેન, પરણેલા છો?"

આશ્ચર્યથી મ્હેં ડોક ઊંચી કરી. આપણા લોકોને લગ્ન, છોકરાં, વગેરે સિવાય બીજા પ્રશ્નો જ નથી જડતા જોઇ એકદમ ગુસ્સો ચડ્યો. પ્રશ્ન કોણે પૂછ્યો હતો તે તો ખબર ન હતી; પણ જેવું ડોકું ઊંચું કર્યું કે તરત જ એક બાઇ બોલી ઉઠી, "એ તો બ્હેન, તમને પૂછું છું કે પરણેલાં છો? ક્યાં જાવ છો, સાસરે કે પિયેર?"

મારી નજર સમસ્ત ડબ્બા પર ફરી વળી. મને ગુસ્સો ચડ્યો હતો, પણ પૂછનારનું મ્હોં જ એટલું તો દયામણું હતું કે મારી ગુસ્સાની ભરતી ઓટમાં ફેરવાઇ ગઈ. આખા ડબ્બામાં ધ્યાન ખેંચે એવી એ વ્યકિત હતી. માથાના વાળ લગભગ બધા રૂપેરી થઇ ગયા હતા. ચામડી પુષ્કળ ગોરી હતી; છતાં ચહેરા પર વૃદ્ધાવસ્થાની નિશાનીરૂપ કરચલીઓ સ્પષ્ટ દેખાતી હતી. ગોરા કપાળ પર લાલ ચાંલ્લો અને એની નીચે લીલું છુંદણું અનેરો ઓપ દેતાં. એની જુવાનીમાં એ કેટલી રૂપાળી હશે એવો વિચાર ક્ષણભર આવ્યો ને અલોપ થઇ ગયો. મ્હેં ઉત્તર દીધો, "ના. હજી કુમારી છું. જાઉં છું તો બાપને ત્યાં પણ સાસરેથી નહિ."

"સારૂં જ છે બાપ, નથી પરણ્યા તો;" કહીને એણે બે હાથ જોસથી જોડ્યા. "મારૂં માનો તો પરણતાં જ નહિ." કહીને એણે ડોકું ધુણાવ્યું.

એના આ શબ્દોએ તો હું આશ્ચર્યથી ચમકી ઉઠી. હિન્દુઓ લગ્નને પ્રથમ સ્થાન આપે છે એવું કથન છે. હિન્દુ સ્ત્રીઓ લગ્નલ્હાવા પાછળ ઘેલી બની બાળલગ્ન કરે છે, લાકડે માંકડાં વળગાડે છે એવો આક્ષેપ મુકાય છે. મારા અનેક સુધરેલા મિત્રો પણ વારંવાર મને લગ્નની જરૂરિયાત સમજાવતા; ફક્ત ગ્રેજ્યુએટ તો શું પણ સ્વતંત્ર ઇંગ્લેન્ડની

હવા ખાઇ આવેલાં પણ મને લગ્નનો આદર્શ સમજાવતાં; તો આ પચાસ-પંચાવન વર્ષની હિન્દુ બાઇ લગ્ન તો કરવું જ જોઇએ એમ કહેવાને બદલે, આટલી મોટી ઉમ્મરની છોકરી કુંવારી છે એમ જોઇ ભડકવાને બદલે, મારી નિન્દા કરવાને બદલે, સંતોષથી બે હાથ જોડી મને આવો આદેશ આપે એ ખરેખર મારે મન કુતૂહલ ભરેલું હતું. મને શું જવાબ દેવો તે સુઝતું નહતું. એનું તો બોલવાનું ચાલુ જ હતું. "આપની સ્થિતિ સારી છે? જીંદગી સુધી તમારું પોષણ થાય એવી સ્થિતિ છે?"

આવા અંગત પ્રશ્નો હવેના જમાનામાં અસભ્યતાની નિશાની ગણાય છે; પણ એ બાઇએ તો ખરેખર સહાનુભૂતિથી પૂછ્યો હતો. મારે પણ એનું અંતર પારખવું હતું એટલે જવાબ આપ્યે જ છૂટકો હતો. કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે એ ગમેતેટલા ગુન્હા કરે તોયે આપણને ગમે છે, એનો ચહેરો જ એવો હતો કે એને બદલે ગમે તેવો અંગત પ્રશ્ન પૂછ્યો હોત તોયે મને ખોટું ના લાગત, હું એને અસભ્ય ના ગણુત.

"આપની સ્થિતિ તો સારી છે, પણ ના હોય તોયે વાંધા જેવું નથી. મારું પોષણ હું મારી જાતે કરી શકું એટલું ભણી છું," આમ કહીને હું એ અજાડી શું બોલે છે તે જોવા તત્પર બની ગઇ.

"ઓહો, ત્યારે તો હવે શું? ગંગા નાં'યાં. તમે ગાંડાં હોય તો પરણો. ભણેલાને ફિકર શી? ખાઓ-પીઓ આનંદ કરો આનંદ. આ અમે નથી ભણ્યા તે પસ્તાઇએ છીએ. મને તો એમ જ થાય છે કે અમારા જમાનામાં હાલની માફક ભણવાનું હોત તો સારું થાત-મુવા, કોઇના ઓશિયાળા તો નહિ. પરણે શું વધારે છે?" "ખરેખર, મને પણ એમ જ થાય છે કે પરણે શું વધારે છે. છતાંયે મને નવાઇ લાગે છે કે તમે તો મોટી ઉમ્મરના છો ને આમ લગ્નની વિરુદ્ધ કેમ બોલો છો?" આમ કહી મ્હેં મીટ માંડી.

"વિરુદ્ધ ના બોલે તો? આ અમે પરણ્યાં, શું જોયું? ત્રાસ. ત્રાસ ને ત્રાસ. સાચું કહું છું પરણતાં નહિ. આ શરીર નેતર જેવું બની જશે. નહિ મળે હરવાનું કે નહિ મળે ફરવાનું. તેમાંયે જો પાછાં છોકરાં વળગશે તો બેવડા ભોગ. આખી જીંદગી વેઠ, વેઠ ને વેઠ."

એ બાઇનો લગ્ન પરત્વે કંટાળો અસાધારણ હતો. એના હાવભાવ, મ્હોંપરની રેખાઓ, વાણી એની સાક્ષી પૂરતાં.

ફરી પાછો પ્રશ્ન અથડાયો, "ક્યાં ઉતરવું છે?"

"ભરૂચ", કહીને મ્હેં ટુંકો જવાબ દીધો.

"મારે અંકલેશ્વર જવું છે. માંડ માંડ ચાર દિવસ છૂટી આપલિયા. હું તો ત્રાસી ગઇ હતી."

"કોનાથી?" મારાથી એકાએક પૂછાઇ ગયું.

"કોનાથી શું? કોનો ત્રાસ હોય! ઘર સારું ગળ્યું તો સારૂ, નહિ તો તે પણ ઉપાધિ. સાસુ-નણંદનો ત્રાસ હોય તે તો ગમે તેમ કરીને વેઠિયે, ના વેઠાય તો જુદાં રહીએ, આડોશી-પાડોશીને પણ બતલાવીએ કે જુઓ, મારાં સાસરિયાં. પણ આતો ધણીનો ત્રાસ છે, ધણીનો. ખુદ આપણા જ માણસનો ત્રાસ હોય ત્યાં કોને કહેવા જઇએ? એમનું બુરું કાંઇ પાડોશી આગળ પણ બોલાય! કેવું ખરાબ લાગે! હું તો આટલી મોટી થઇ, પણ કોઇ દિવસ મરજી મુજબ હરી-ફરી હોઉં કે મારા જીવને નિરાંત વળી હોય એવો ખ્યાલ નથી. આતો અમારા ગુરૂજીની પધરામણી થઇ હતી, તેથી દર્શન

## ઉષાસુંદરી

[ ખમ્મા-વીરાને જઉ...એ ઢાળ ]

હૃદયે બિરાજો ઉષા સુંદરી રે લોલ,
પ્રાતે પ્રકાશે ઉષા આજ રે
હૃદયે વીરાજો ઉષા સુંદરી રે લોલ૦
ધરાની ઘડેલ તું એક યુવતી રે લોલ,
સ્નેહે દીપાવ તારૂં રાજ જો...હૃદયે૦
મૃદુ વસંત મનો હારિણિ રે લોલ,
સ્મિતે ડોલાવ મુજ દિલ રે...હૃદયે૦
કોમળ ઉષા તું એક અપ્સરા રે લોલ,
રંગે નવ રશ્મિથી સલિલ રે...હૃદયે૦
ઉષા દેવી તું મારા ઉરની રે લોલ,
નિરખું સતત પ્રતિદિન રે...હૃદયે૦
વિશ્વ પીયૂષ પ્રસરાવતી રે લાલ,
પીયૂષના પાને બહુ લીન રે...હૃદયે૦

સૌ. ભાનુ ત્રિવેદી

કરવાને વડોદરા ચાર દિવસ આવી'તી. નહિ તો કાંઈ બ્હાર કે નહિ કોઈ ગામ. એક તો ન્હાનપણમાં પરણેલાં, જુવાનીમાં સાસુ નણંદનો ત્રાસ, પછી જરા ધણીની સ્થિતિ સારી થઈ, નણંદો સહુ સહુને ઠેકાણે પડી, સાસુ મરી ગયાં અને જીવને થયું કે ચાલ, હવે, નિરાંતે રોટલો ખાઈશું, ત્યાં તો વળી ધણીનો સ્વભાવ વેઠવાનો. ત્યારે મા. બ્હેને લોકો સંસાર, સંસાર કરે, પણ સંસારમાં કંઈ જ નથી. મારૂં માનો તો એ બધી ખટપટથી દૂર જ રહેજો."

આવા ગુરૂઓની પધરામણી થાય, સ્ત્રીઓ વેવલી બની એમાં ભાગ લે. એ સર્વ પર મને સખ્ત ચીડ હતી. પરંતુ આવી પધરામણીઓ પણ ઓશિયાળી સ્ત્રીઓને તો કામની જ છે એમ મને લાગ્યું. તે સિવાય આના જેવી સ્ત્રીઓ ઘરબ્હાર કયારે નિકળે? જડમૂળથી નાબુદ કરવા જેવી પદ્ધતિઓ પણ આવી સ્ત્રીઓને માટે અનિવાર્ય વસ્તુ છે તે જોતાં દુઃખ પણ થયું.

"જુઓ" એ તો બોલ્યે જ જતી હતી. "મારા વરને સો રૂ: પેન્શન આવે છે. બાર મહિને ચારસો રૂ. જમીનની ઉઘરાણીના આવે છે, મારે પોતાને તો છૈયું-છોકરૂં છે નહિ. ખાનારમાં છે એક સાવકી છોકરી, તો યે, મારે કરીને કોળિયો ભરવાનો નથી. કોણ જાણે પ્રભુ આવાં મગજ પણ કયે દિવસે ઘડે છે. આખો દિવસ કચકચ ને કચકચ. મંદિરે જતાં પૈસો માગીએ તો યે ચીડાઈ જાય ને લાખો વાનાં સંભળાવે. કેટલું સમજાવીએ, કેટલા કાલાવાલા કરીએ ત્યારે માંડ પૈસો આપે. દાળ રાંધીએ ત્યારે દાળ પણ જુએ ને ચોખાની તપેલી પણ ખોલી જોએ. આ ત્હેં તો આમ કર્યું, ને આ ત્હેં તો પેલું કર્યું. આ તો એમનું ચોવીસે કલાક ચાલુ જ હોય. સામા થઈએ તો હાડકાં રંગાય.

સાવકી છોકરી પણ માથાની મળી છે. આપણે જાણીએ કે આપણે પેટે તો કાંઈ નથી. જે ગણો તે એ. પણ બ્હેન, એય એના બાપનો જ નમુનો. વાત વાતમાં રીસ ચડે, ફજેતી કરે ને તોબાહ પોકરાવે. હું તો પરણીને આવી ત્યારે બાર વર્ષની હતી. એની મા તો એને ધાવણી મૂકીને મરી ગઈ હતી. પણ કોણ જાણે ન્હાનપણથી જ એનાં સગાં-વહાલાંઓએ શું ભેરવી દીધેલું તે આજ દિન સુધી અમારો પાટો બેસતો જ નથી. મારે તો બધી બાબતનું દુઃખ છે, શું કરૂં? એનું સાસરૂં વડોદરા જ છે. એ પરણી ત્યારે પણ એનાં મોસાળિયાં તો જીદ લઈને બેઠેલાં કે એની સાવકી માને હાથે કન્યાદાન પણ નહિ દેવડાવવાનું. આટઆટલું વિતાડયું તોયે એમના હાથ ઉંચા ને ઉંચા. હું કદીમદી વડોદરા જાઉં તોયે એ મને મળવા ના આવે. મારે ગરજ હોય એમ એને ઘર હું જાઉં. જો ભૂલેચૂકે રહી ગયું હોય ને તો ચાર ગામમાં ફજેત કરે. હમણાં આવી ત્યારે પણ એના

ટીકરાના હાથમાં છૂપીના લઈને પૈસા મૂકવા પડયા એ એમ ના સમજે કે બાપનો સ્વભાવ આવો છે તેમાં સાવકી મા શું કરે. મારી પાસે તો મળે નહિ; તોયે કાંઇ છૂટકો છે ! પેટની દીકરી હોત તો માની દાઝ જાણત."

આટલું કહેતાં તો એની આંખો આંસુથી ભરાઈ ગઈ. એના વૃત્તાંત પરથી એ કેટલી પરતંત્ર હતી એ તો સહેજે સમજાય થઈ એમ હતું. આટલી મોટી વયે પણ મનુષ્યને સ્વતંત્રતા નહિ !

એ અગાડી બોલે તેજ પહેલાં બાજુમાં બેઠેલા એક બ્હેને પ્રશ્ન કર્યો, "આ ખાદીનું લુગડું છે ?"

હું તો આ બાઈની વાતમાં તલ્લીન બનેલી હતી. આ બાઈ એની જુવાનીમાં રૂપકળીસમ દીપતી હશે. એને કંઇક કોડ હશે. કેટલીયે માતાઓ આ મારી પુત્રવધુ થાય તો સારૂં એમ સ્વપ્ન સેવતી હશે. એનું ભવિષ્ય આ ? અને એનો અંત ?

ફરી પાછો એજ પ્રશ્ન અને મારા વિચાર-તંતુ તૂટયા. મ્હેં હકારસુચક ડોકું ધૂણાવ્યું. "જેલમાં જવું હશે," કહીને એમણે હસી દીધું.

મને થયું કે હવે વાતનો વિષય બદલાશે; પણ પેલાં બાઇને તો એમનું આખું અંતર ઠાલવી દેવું હતું. સાધારણ રીતે જ્યારે સમાન વયની વ્યક્તિઓ મળે ત્યારે અંતરનાં દ્વાર આપોઆપ ખુલી જાય છે. પરંતુ, અમારી વયમાં વર્ષોનું અંતર હોવા છતાં એ મને બેધડકપણે એમની કથા કહી જતાં. આવી મોટી વયની વ્યક્તિને મારે શું દિલાસો દેવો એ પણ મને સમજાતું નહિ. છતાં એ મને એમનું જ માણસ સમજતાં. એમની આંખોમાં આંસુ હતાં, એમના ભાલપ્રદેશ પર ઉપસતા હતી. એ સ્ત્રી-હું પણ સ્ત્રી. બસ, એમનું અંતર ઠાલવવા આજ વસ્તુ પુરતી હતી,

**અખંડ સૌભાગ્ય**

પૂછે, પ્રિયા પતિને પૂરા પ્રેમથી રે;
કહો કોના અખંડ સૌભાગ્ય ?
—મને, સ્વામી, એ આજ સંભળાવજો રે.

: ૧ :

એક, અખંડ સૌભાગ્ય સતી નારનું રે:
એણે પતિમાં ઓળખ્યા હરિ
—રમે, અમર સૌભાગ્યના ઉલ્લાસમાં રે. પૂછે૦

: ૨ :

એક, અખંડ બ્રહ્મચારિણી શારદા રે;
એણે મેળવ્યા પૂરણ બ્રહ્મ
—રમે, અમર સૌભાગ્યના ઉલ્લાસમાં રે. પૂછે૦

: ૩ :

એક અખંડ સૌભાગ્ય મીરાંબાઇનું રે;
ધણી ધાર્યાં 'જયરામ' જગદીશ
—રમે, અમર સૌભાગ્યના ઉલ્લાસમાં રે. પૂછે૦

શ્રી. જયરામ નથુભાઇ પટેલ

જે બ્હેને પ્રશ્ન પૂછ્યો હતો એમનું હસવાનું પુરૂં થાય એ પહેલાં વળી પાછા આ બાઇ તડુ-કયાં. "હા, બધાં જેલ, જેલ કરી રહ્યાં છે. કોઇ કંઇ સમજતું જ નથી. મારા પાડોશમાં ત્રણ-ચાર જુવાનિયા ખાદી પ્હેરે છે. રોજ સવારથી વંદેમાતરમની ધુન ચલાવે છે; પણ એમ તે કંઇ સ્વરાજ મળવાનું છે ? મારા જેવીને જ્યારે ધણી મારતો હોય ત્યારે છોડા-વવાની પણ કોઇને સુઝ નથી પડતી. ત્યારે તો કહે છે કે, એનો વર તો ગાળો દે છે. કોણ જાય ? હું તો રોજ કહું છું કે મારા જેવીના નિસાસાએ સ્વરાજ નથી મળવાનું ને નથી મળવાનું. મારો ધણી ગાળો દે છે એ વાત ખરી છે, બ્હેન પણ તમેજ કહોને કે શું અંગ્રેજો તમને ગાળો નથી દેતા ? શું એ લોકો જેલમાં નથી પૂરી દેતા ? એ બધું વેઠાય, તો એક ઓશિયાળી સ્ત્રીને બચાવતાં ગાળો પડે તો ના વેઠાય ?

"બ્હેન," હું અકળાઇને બોલી ઉઠી. શું તમને તમારા દેશની નથી પડી ?"

" દેશની ? મારા હૃદયમાં તો અંગાર ભર્યા છે અંગાર. તમારા ભારતમૈયાના હૃદયના અંગાર ઓલવવા તો ઘેરઘેરથી બધા બહાર પડશે, જેલમાં જશે, લાઠી ખાશે, પણ મારા હૃદયના અંગાર કોણ ઓલવશે બેટા ? "

એમનું રુદન ચાલુજ હતું. હું પણ એમના આ શબ્દોથી થંભી ગઇ. મારી આંખો અશ્રુથી છલકાઇ. જે રાત-દિવસ સ્વતંત્રતા ઝંખી રહી છે તેને એના દર્શન નથી થતાં તો એને જન્મ આપનાર ભારતમા સ્વતંત્ર કેમ બને !

એ વધારે બોલે કે હું કાંઇ પણ પ્રત્યુત્તર આપું તે પહેલાં ગાડી થોભી. જોયું તો આવ્યું હતું ભરુચ. મ્હેં એમની કમને વિદાય લીધી. મારે એમની જોડે ખૂબ ખૂબ વાતો કરવી હતી, પણ ઉતરવુંજ જોઇએ ને ? એમણે પરાણે હાસ્ય લાવી મને વિદાય દીધી.

આખે રસ્તે મને એ બાઇનાજ વિચાર આવ્યા કરતા. એણે જીવનમાં જોયું શું ? જીવનથી કંટાળેલા, હારેલા આત્માઓ જ્યાં સુધી દેશમાં વસે છે ત્યાં સુધી સ્વતંત્રતાની આશા કેમ રખાય ? ઘણીયે વાર ઇચ્છું છું કે એ બાઇ મને ફેરી મળે; પણ ત્યારપછી એમનો ચહેરો મ્હેં કદી જોયો નથી. એમની મૂર્તિ મારા હૃદયમાં જડાઇ ગઇ છે; અને ખાસ તો એમના શબ્દો.

" ભારતમૈયાના અંગાર ઓલવવા તો ઘેરઘેરથી બધાં બહાર પડશે, પણ મારા હૃદયનો અંગાર કોણ ઓલવશે, બેટા ? "

# જનનીની જ્વાલા

લેખિકા
કપિલા ત્રિવેદી

“ બ્હેની, અહિં આવ.” સુલક્ષા ક્ષીણ સ્વરે બોલી.

“આ આવી,” કલ્લોલિનિ ઉતાવળી માતા પાસે આવી, બીછાનામાં બીમાર માતા સુતી હતી તેનું મસ્તક દબાવવા લાગી.

“ કલ, જરા સગડી સળગાવ...ઓ...” સુલક્ષા વાક્ય અધુરૂ મુકી દુઃખથી આંખો મીચી શાન્ત થઈ ગઈ. કલ્લોલીની માતાનું દુઃખ જોઈ આંસુ સારવા લાગી. માતૃ પ્રેમી પુત્રીનું હૃદય માતાનું દુઃખ દેખી ચીરાતું હતું. વેદના દૂર થતાં સુલક્ષાનાં નેત્રો ખુલ્યાં. કલુની આંખ ભીની હતી. માતા પુત્રીનું અંતર ઓળખતી હતી.

“ બ્હેન, ગભરાય છે શા માટે ? દેહ છે ને દુઃખ પણ આવે, તેમાં શું થયું. જા, સગડી સળગાવ શેક કરવાથી આરામ થશે.” સ્નેહાળ શબ્દોથી માતાએ કહ્યું.

“ બા, ડૉક્ટરને તેડવા મોકલું ?” કલુ દીનતાથી માતાના સામું જોતાં બોલી.

“ ડૉક્ટરની કાંઇ જરૂર નથી. આવું તો ઘણી વખત થાય છે. શેક કરવાથી આરામ થશે.” સુલક્ષા આશ્વાસન આપતાં બોલી. કલ્લોલીની સગડી લાવી શેક કરવા લાગી.

“ બા, તું ના હોય તો મારૂં કોણ, પ્રભુ, મારી માતાને મારાથી વિખુટી કદી ના પાડીશ” એનું હૃદય ભરાઇ ગયું. અતિ શોકનો ભાર સહન નહિ થવાથી મોટા અવાજે રૂદન કરવા લાગી. સુલક્ષા નિર્બળ હાથ પુત્રીને માથે ફેરવવા લાગી.

“ કલુ, ના રડીશ, મારૂં ક્યાંથી સદ્‌ભાગ્ય હોય કે તમને સુખી પ્રભુના ધામમાં જાઉં. બ્હેન. જીવન સુધી માતાનું સુખ કાંઇ રહે ? તું આમ ગભરાઇશ તો તારા નાના ભાઇ બ્હેન વધારે ગભરાશે. હું તો કાલે સારી થઇશ,” સુલક્ષા શ્વાસ લેવા બોલી.

કલ્લોલીની ને માતાના શબ્દોથી કંઇક શાન્તિ થઇ અને માતાની સેવા કરવા લાગી.

સુલક્ષાને પાંચ સંતાન હતાં. કલ્લોલીની સૌથી મોટી હતી. એની ઉંમર અઢાર વર્ષની હતી. યૌવનની વસંત ખીલેલી છતાં યૌવનની ચપળતા અને સદોષ દ્રષ્ટિ એમાંથી દૂર રહેતાં નિર્મળતા એની આંખોમાંથી નિતરતી હતી, અંતર સરલ ભાવથી ભરેલું હતું. કોઇનો મલીન ભાવ જોતાં એની આંખો અગ્નિ વરસાવતી. પુનિત પ્રતિમા કલ્લોલીની પવિત્ર દેવી સમાન હતી. પ્રપંચી જગતને એ પીછાનતી નહિ. એ સદા હાસ્યકુંજમાં રમતી ગાતી અને વિમળ સ્નેહનાં ઝરણાં ઉછાળતી. માતા એને મન પરમ દૈવત સમાન હતી. માતા સંતાનો માટે સર્વસ્વનો ભોગ આપે છે, નિસ્વાર્થ પ્રેમથી ન્હાય છે. તેને બાળકોથી અધિક કાંઈ લાગતું નથી. પણ કલ્લોલીની માતાને એવા પ્રેમથી ચહાતી. સુલક્ષાની પ્રકૃતિ નરમ રહેતી તેથી ગૃહકાર્યનો બધો ભાર એને ઉપાડવો પડતો હતો. ગરીબ માતાને પુત્રીની ઘણી દયા આવતી, પણ શરીરની નિર્બળતાને લીધે એનાથી વધારે મદદ થઇ શકતી નહિ. માતૃ પ્રેમી પુત્રી માતાને કદી ઓછું આવવા દેતી નહિ. સુલક્ષા પુત્રીના પ્રેમાળ વર્તનથી ઘણી વખત છુપાં અશ્રુ સારતી. કલ્લોલિની માતાનાં આંસુ જોઇ શકતી નહિ. કોઈ કહે કે તારી માતા રડતી હતી તો ગુસ્સાથી જવાબ આપતી. “ હું છું ત્યાં સુધી મારી બાને કોણ રડાવે એમ છે ?” પાપના પડછાયાથી પર રહેનારી એ શક્તિના મુખ ઉપર અપૂર્વ ઓજસ

છવાએલું રહેતું. ઉચ્ચતાના શિખરે ઉડતી ભાવનાથી વિશુદ્ધ આનંદ ઝીલતી. કોઈનું અનિષ્ટ એનું કોમળ દીલ સહિ શકતું નહિ. એના મુખમાંથી શબ્દો સરી પડતા. પ્રભુ હું કોઈને પણ દુઃખી કરીશ નહિ. દુનીયાના માનવી માટે એ દયાળુ દેવીના હૃદયમાંથી સતત દયાનો પ્રવાહ વહેતો. ભલેને મિત્ર હોય કે શત્રુ, પણ એને બન્ને સમાન હતા.

સુલસા—" કલ્લુ, જો, આ ફોટો." માતાએ એના હાથમાં ફોટો આપ્યો.

કલુ—" બા, કોનો છે ? " બેપરવાઈથી કલ્લોલિની બોલી.

સુલસા—" તને ગમે છે ? " માતાએ પુત્રીનું અંતર ઉકેલવા માંડ્યું.

કલુ—" મારે તો આવા ફોટા જોવા નથી. બા, હું, લગ્ન ના કરું તો કેમ ?" કલુ બોલી.

સુલસા—" બ્હેન, સ્ત્રીઓને લગ્ન વિના આરેજ નહિ. સ્ત્રી લગ્ન ના કરે તો એનું પોષણ કોણ કરે ? " માતાએ સજ્જન જુનો પ્રશ્ન આગળ ધર્યો.

કલુ—" શું, પરણવામાં પોષણ કરવાની ભાવના સમાએલી છે. એ પેટની વેઠ માટે જીવનભર સ્ત્રીઓ ‡ પુરૂષોની ગુલામી કરવી ? લગ્નની મહત્તા બીજી કાંઈ નહિ ? પશુને ઘાસ માટે માલીક પાળે છે, તેમ સ્ત્રી પશુ ને પુરૂષો આજીવિકા માટે રાખે છે, નહિ કે તેને દેવી તરીકે પૂજવાને. લગ્નમાં આ રહસ્ય સમાયું હોય તો મારે પરણવું જ નથી. બા, તું, મને ઘણું ચ્હાય ને ? તો મારૂં કહેવું ના માને ? " કલ્લોલિની માતાને વિનવતી હોય તેમ દીનવદને બોલી.

સુલસા—બોલ, બ્હેન, તારૂં કહેવું બધું એ માનીશ. સ્નેહાળ માતા બોલી.

કલુ—" બા, હું તો એ ઝંઝીરમાં જકડાવવા માગતી નથી. પ્રભુની ભક્તિ કરી જીવન વિતાવીશ. સત્યને છોડી અસત્યને કોણ ગ્રહણ કરે ?" એણે દીલ ખોલ્યું.

સુલસા—" જીવન સુધી કુંવારા કેમ રહેવાય ? દુનીયાનો અપવાદ સહન કરવો પડે."

કલુ—" તેમાં દુનીયાને શું ? મારે લગ્ન કરવું કે નહિ તે મારી મરજી. તેમાં બીજાને શું ? દુનીયા ક્યાં આપણને પૂછીને બધું કરે છે ? એ તો જેને જે ગમે તે જ કરે છે. હશે, એ વાત જવા દે. પણ આ ફોટો સારો નથી. મને તો શ્રીકૃષ્ણ જેવો સુંદર ગમે. " માતાને ખુશ કરવા પુત્રી બોલી.

સુલસા શોક આનંદ મિશ્રિત લાગણી અનુભવતી વિચાર કરવા લાગી. હા, એને લાયક તો પ્રભુ વિના કોઈ જ નથી. આ નિર્દોષતાની મૂર્તિનાં જગતના માનવી કીંમત આંકી શકે જ નહિ. " પ્રભુ તું સહાય કરજે બા, કેમ વિચારમાં પડી ગઈ ? " માતાને દુઃખી થતી જોઈ પુત્રી બોલી.

સુલસા—" કાંઈ નહિ. તારી ચિંતા પ્રભુને અર્પણ કરૂં છું. એજ દીનદયાળ દયા કરશે." માતા બોલી.

કલુ—" બા, સાચું કહું ? માંશથી તારો વિયોગ જરાએ સહેવાતો નથી. લગ્ન કરૂં તો તારાથી વિખુટાં થવું પડે. ના, ના, બા, મને પરણાવીશ નહિ."

કલ્લોલિની માતાના ખોળામાં માથું મુકી રડવા લાગી. સ્નેહમયી માતા પુત્રીનું રૂદન જોઈ શકી નહિ. પ્રેમાળ પુત્રીના દીનતાભર્યા શબ્દો સાંભળી કઈ માતાનું હૃદય સ્થિર રહિ શકે ? સુલસા માથે હાથ ફેરવી કલ્લોલિને શાન્તવન આપવા લાગી.

સુલસા—" કલુ, મારી લાડકી, તું જરા ગભરાઈશ નહિ. તારી મરજી વિના તારૂં લગ્ન કદી કરવાની નથી. " માતાના મીઠા શબ્દોથી પુત્રીનું અંતર આનંદથી ઉછળવા લાગ્યું.

કલ્લોલિનીના મુખ પર મંદ સ્મિત ફરકવા લાગ્યું. મરતી પુત્રીને ખોળામાં રાખી સુલભા ચોધાર આંસુ સારવા લાગી. ક્રૂર વિધિને તે રંકની પણ દયા આવતી નથી.

ગરીબાંઇની ગર્તામાં પડેલી સુલભાને કદી નિર્ધનતાનું દુઃખ લાગતું નહોતું. એ એના રંકનાં અમુલાં રત્નો બાળકોને માનતી. તેને જોઇ આંખ ઠારતી. સુખ, ધન, આનંદ બધું એ સંતાનમાં જ માનતી. એનું હિણુ-પતા ભર્યું સુખ કુદરતને અણછાજતું લાગ્યું, તેથી એનું એક અમોલું રત્ન ઝુંટવી લેવાનો વિચાર કર્યો. કલ્લોલિનીનો જીવન દીપ બુઝાવાની તૈયારી કરતો હતો. એ ભયંકર રાત્રી પણ આવી પહોંચી. અભાગિની માતાને ચિર વિયોગના દાવાનળમાં બળતી રાખી એનો પવિત્ર આત્મા અનંત ધામમાં પહોંચ્યો. સુલભા પુત્રીનો ઘા સહન કરી શકી નહિ. વિદ્યુતના ઘાતથી વૃક્ષ તુટી પડે તેમ માતા પૃથ્વી પર પટકાઇ. માતાનાં આંસુ રોકનાર પુત્રી માતાનું દુઃખ જોવા રહી નહોતી. એ તો સદાએ વહેતાં આંસુના દરીયામાં ડુબાવી ચાલી ગઈ હતી. એક પળનો વિયોગ સહેવા નિર્બળ બનતી પુત્રીએ જીવનને ચિર વિયોગની વેદનામાં વહેતું મુક્યું. માતાને પુત્રીનો આઘાત અસહ્ય લાગ્યો. આશાના સિંચનથી સિંચેલી કોમળ કલિકા અકાળે કરમાઇ ગઈ. માતૃ હૃદયની વેદના માતાઓ જ જાણે. એનું મન મુંઝાતું પણ એ કોઇને કહેતી નહિ. એ કોઇપણ કાર્યમાં ભૂલ કર્યા વિના રહેતી નહિ. કોઇ વખત એમ પણ લાગતું કે મારૂં મગજ હાથમાં નહિ રહે. નહોતું એને ખાવામાં ભાન, નહોતું બોલવામાં ભાન. શુષ્ક જીવન જીવી સમય વિતાવતી હતી. પુત્રીની યાદમાં એકાન્તમાં અશ્રુસરિતા રેલાવતી માતાઓ સંતાનના વિયોગ સહી શકતી નથી. તો આવી મમતામયી પુત્રીનો વિરહ સ્નેહઘેલી માતાથી કેમ સહેવાય ? સુલભાનો આંતરિક આનંદ ઉડી ગયો હતો તોપણ દુનીયાની દૃષ્ટિમાં એ આનંદી જણાતી. એનાં બીજાં બાળકોને માતાની કીંમત સમજવા જેટલી શક્તી નહોતી. માતૃપ્રેમનું મહત્વ જાણનાર પુત્રી એને તરછોડી ચાલી ગઈ હતી.

માના મીઠા સંબોધનથી કર્ણમાં અમૃત રેડનાર કલ્લોલિનીની મધુરી મુર્તી અંતરમાં કોતરાઇ ગઇ હતી. કોઇક વખત એ ભાન-ભૂલી ઘેલી માતા આકાશ, વૃક્ષોની ઘટા કે, ચારે દીશાએ બાવરી આંખે જોતી. આખરે કશુની મૂર્તિ નહિ જણાતાં કરૂણ કલ્પાંત કરતી. દિવસો વિત્યા જતા. જુની કહેવત પ્રમાણે દિવસ જતાં દુઃખ ભુલાય છે. લોક-દ્રષ્ટીએ માનતી પણ ખરી છતાં એક માતાનું હૃદય બાળકના મૃત્યુનું દુઃખ કદી વિસરી શકતું નથી. એના અંતરના ઉંડાણમાં જ્વાલા ભભુકતી રહે છે. કદી જ્વાલા શાન્ત જણાય, અગ્નિ ભસ્મમાં છુપાઇ જાય, તો પણ સહજ પવનના સપાટામાં એજ જ્વાલા ભભુકી ઉઠે છે. સુલભાની સ્થિતિ આવી થઇ હતી. રડી, રડી આંખો તેજહીન બની ગઇ. ઉર્મીના ઉછાળા અંતરમાં સમાયા. આનંદનો ઉદધિ શાન્ત પડયો. આશાનાં ઝળકતા કીરણો ઝાંખાં પડયાં. જીવનનૌકા અથડાતી ચાલવા લાગી. એનું જીવન જીવવા માટે નહિ પણ અન્યજનોના કર્તવ્ય પાલન માટે બની ગયું. નિરંતર અશ્રુની અંજલી અર્પણ કરતી વ્હાલી પુત્રીના વિયોગે ઝુરતી દુઃખી માતા દિવસો વિતાડવા લાગી.

---

# નારી શક્તિ

લેખિકા : કાન્તાબ્હેન છો. વોરા

કમળા સમાજમાં ઉછૃંખલ ગણાતી. તે નીકળતી ત્યારે તેને જોઈ લોકો મોં મચકોડતા. લોકો તેની પ્રવૃત્તિઓ વખોડતા. ડોશીમાઓ તેને જોતાં તેનું વાંકુ બોલવાની શરૂવાત કરતા.

" જોયુંને બાઇ; આ મોટા મીલમાલેકની છોકરી, મોટી સત્તર વરસની થઇ, પણ એનાં માબાપની આંખ ઉઘડતી નથી. ક્યાં સુધી કુંવારી રાખશે ? "

" અરે મણીબ્હેન, કુંવારાની ક્યાં વાત કરો છો ? પણ હજી ભણતર જ ક્યાં છોડાવે છે ? " દેવીએ ટાપશી પુરી.

" અરે હવે તો અખાડામાં પણ જતાં શીખી છે. એને કસરતો શીખીને શું કરવું છે ? " યમુનાએ કહ્યું.

" લડવા જવું હશે. " લક્ષ્મીએ કહ્યું.

" હા, પણ જોને તલવાર, જમૈયા ચલાવતાં શીખે છે અને ઘોડે પણ બેસે છે. " યમુનાએ કહ્યું.

" એને શું નથી આવડતું ? તરતાં, હથીયારો વાપરતાં, બધું જ આવડે છે, અરે ઘરનું કામ પણ બધું આવડે છે. તે તો આપણાં નારી સમાજમાં એક દેવીસમાન થશે. " શાન્તાએ કહ્યું.

" શું કહ્યું ? દીકરીની જાતને એ બધાં ફેલ શું સારાં છે ! " મણીબ્હેને કહ્યું.

" તમે આકળાં શા માટે થાઓ છો ? એ જે બધું શીખે છે એ કંઇ પણ નકામું નથી, બધું જ ઉપયોગી છે. સર્વ સ્ત્રી સમાજને એ બધું શીખવું એ જરૂરી છે, કારણ કે તેથી આપણામાં સ્વરક્ષણ કરવાની શક્તિ આવે છે, " શાન્તાએ કહ્યું.

" વાહ વાહ, નીકર આજ સુધી કંઇ રક્ષણ થયાંતાં બાઇ ! આવું તો કોઈ દિવસ જોયું ન્હોતું, આ અમારી તો જીન્દગી વહ ગઈ, પણ આવું ન્હોતું, હવે તો બાઇ કોણ જાણે શુંએ થવા બેઠું છે, નીકર આવું હોય ? " મણીબ્હેનં બળાપો કરતાં ઘેર સીધાવ્યાં. અને સર્વ મંડળ વિખરાયું.

( ૨ )

લક્ષ્મીના ઘરમાં વિનયપ્રસાદ શેઠ મોટા મીલ માલેક હતા, અને નગરશેઠ પણ ગણાતા. તેને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્ર પચીશેક વર્ષનો દેખાવડો ભાવનાશીલ એક યુવાન હતો, અને પુત્રી કમળા સૌંદર્યની દેવી ગણાતી, સત્તર વર્ષની એક સેવા ભાવી યુવતી હતી.

વિનયપ્રસાદ પોતે પણ સુધારક વિચારના હતા, તેમનાં પત્નિ સુશીલા, રહેજ જુનો વિચાર ધરાવતાં પરંતુ પતિને જ દેવ માન- નાર એ દેવી પતિના વિચારો આડે આવતાં નહિ. કમળાનું આ શિક્ષણ તેને ગમતું નહિ.

એક દિવસ સાંજને સમયે વિનયપ્રસાદ એક છાપું વાંચતા આરામખુરસીમાં પડ્યા હતા, સુશીલા તેની સામેની એક ખુરસી પર બેઠાં હતાં.

" હવે આ કમળાનો શો વિચાર કર્યો ? " સુશીલાએ કહ્યું. વિનયપ્રસાદે છાપામાંથી ઉંચું જોઇ કહ્યું.

" કેમ શાનો વિચાર ? "

" તેને પરણાવવાનો. "

" પરણશે, શી ઉતાવળ છે ? "

" પરણશે એટલે ? શું એની મેળે એ પરણવાની છે ? "

" હાસ્તો, તેની મરજી થશે ત્યારે પરણાવીશું, હજુ સુધી તેનો વિચાર પરણવાનો હોય તેમ લાગતું નથી, તો આપણે શા માટે ઉતાવળ કરવી ? "

" એટલે એ કહે તેમ કરવું એમને ? એનો વિચાર થાય ત્યારે, એ કહે તેની સાથે પરણાવવી એમને ? "

" હા, એમજ, "

" આ નથી ઠીક લાગતું; સમાજમાં આપણી વાતો થાય છે. "

" વાતો થાય છે, એટલે શું મારે તેની સ્વતંત્રતા ઝુટવી લઇ, ગમે તેની સાથે પરણાવી દેવી ! "

" દીકરીને વળી સ્વતંત્રતા શી ? એની વળી પસંદગી શી ? દીકરીની જાતને જાણું ભણાવવું શું, અને આવી લશ્કરી તાલીમ જેવાં શીક્ષણ શાં ? મને તો આ બધું જરાએ નથી ગમતું. "

" આ નવો યુગ છે, તને ન ગમે તો કંઇ નહિ. એ જુના જમાના હવે ગયા. "

" તમને ગમે તેમ કરો, હું શું કરી શકું તેમ છું ? " એમ કહી સુશીલાદેવી ઘરમાં ગયાં.

" એજ દિવસે, સાંજે પાંચ વાગે, કમળા અને સુરેશ, સમુદ્ર કીનારે ફરી રહ્યા હતા, સામે બંદર ઉપર, માણસોનું ટોળું ઉભું હતું, મુંબઇથી સ્ટીમર આવતી હતી, કૈંક માણસો એ સ્ટીમરમાં આવતાં હતાં, તેને લેવા માટે કૈંક માણસો બંદર ઉપર સામાં આવ્યાં હતાં.

પણ ઈશ્વર રૂઠયો હતો. સર્વ ટોળાનું મોં પડી ગયું હતું.

કારણ પવન પ્રતિકૂળ હતો, સમુદ્રમાં જુવાળ ચઢયો હતો, પહાડ સમાં મોજાં ઉછળી રહ્યાં હતાં, ભયંકર રીતે ઘુઘવાટ કરતો સમુદ્ર ગર્જી રહ્યો હતો.

કપ્તાનના મરણતોલ પ્રયત્નો છતાં પણ બોટ આડે રસ્તે જઇ રહી હતી.

બંદર પરનાં સર્વ માણસોના જીવ જીવ ઉંચા થઇ ગયા હતા, બોટ પરનાં સઘળાં માણસો ગભરાઇ ગયાં હતાં.

" ભાઇ આ બોટનું આવી બન્યું, " કમળાએ કહ્યું.

" હા બ્હેન, જો ખડક તરફ ખેંચાય છે, જો અથડાઇ તો હમણાં જ ભુકો થઇ જશે; " સુરેશે કહ્યું.

"અરે અરે અથડાઇ" કમળા બોલી ઉઠી.

" હોડી મુકો; અરે કોઇ એ બીચારા ડુબતા માણસોને બચાવો, બચાવો, અરે જલ્દી કરો " ના અવાજો બંદર પર થઇ રહ્યા.

પણ હોડી મુકવાની, અગર, તરીને પણ બચાવવાની કોઇની હિમ્મત ચાલી નહિ.

" ભાઇ, ભાઈ, બીચારાં માણસો નકામાં જાય ! એક હજાર માણસોની ખુવારી ! " કમળાએ કહ્યું.

" પણ શું થાય બ્હેન ? આમાંતો ગમે તેવાં તરીયાની પણ હીમ્મત ચાલે તેવું નથી. આપણાથી શું થાય ? "

" વાહ, પુરૂષત્વ ! ભાઇ, મારાથી તો જોયું નથી જતું, હું જાઉં છું. જો જીવું તો તો ઠીક છે, નહિંતર બા, અને બાપુજીને મારા છેવટના પ્રણામ કહેજો. " એટલું કહી કમળાએ સાડીનો છેડો કમર ફરતો વીંટાળી, કચ્છ મારી, સર્વ માણસોમાંથી માર્ગ કરી બંદર પરથી એ ભયંકર ઘૂઘવતા સાગરમાં ભૂસ્કો માર્યો. સુરેશ અને સર્વ માણસો જોઇ રહ્યાં.

એ મનુષ્ય સમૂહમાં ઘણાએ ઉસ્તાદ તરવૈયાઓ હતા, તેમજ ખારવાઓનો પણ

પાર ન્હોતો. સુરેશ પોતે પણ અચ્છું તરી જાણતો, પરંતુ એ મુઝાળા મરદોની હિમ્મત સાગરમાં પડવાની ન ચાલી.

એ મહા ભયંકર ગાંડા સમુદ્રમાં, મહા મુશ્કેલીએ માર્ગ ચીરતી કમળા આગળ ધપી રહી હતી, પહાડ સમાં એ ભયંકર મોજાંઓ તેને કયારેક આગળ અને કયારેક પાછળ ઝીંકી રહ્યા હતાં, છતાં પણ હીમ્મત ન હારતાં એ બહાદુર વીરાંગના; પોતાની શકિત-ઓથી મરદોને નીચું જોવડાવતી આગળ ધપતી હતી. તેનું ફકત એક જ ધ્યાન હતું. અને તે પેલા ડુબતા મનુષ્યોને બચાવવાનું.

આંખરે એક મનુષ્યને પકડયો, અને પાછી ફરી તેને આવતી જોઇ કીનારા પરનાં મનુષ્યો આનંદનાં પોકારો કરી રહ્યાં.

મહામુશ્કેલીએ તે કીનારે પહોંચી અને પેલા મનુષ્યને કીનારે મુકી પાછી એટલી જ ઝડપથી તે સાગરમાં ચાલી.

આ સર્વ પ્રકાર હમણાં જ આવેલી બે સ્ત્રીઓ જોઇ રહી હતી, તેને આ સર્વ મરદો પર તિરસ્કાર આવ્યો અને તેમાંની એક બ્હેને તિરસ્કાર ભરેલી આંખે કહ્યું.

" નામર્દ, બાયલાઓ જોઇ શું રહ્યા છો ? શરમાઓ, શરમાઓ, તમો આટલા બધા બેઠા છતાં, જોવા છતાં એક સ્ત્રી, આ જીવ સટોસટનો ખેલ ખેલી રહી છે. મોત સાથે રમત રમી રહી છે, છતાં પણ તમે, તમારો આટલો બધો સમુહ છતાં તેને કંઇપણ મદદ કરી શકતા નથી, તમારે માટે આ ઘણું શરમ ભરેલુ છે. "

એટલું કહી એ પણ ઝંપ મારી સમુદ્રમાં કુદી પડી અને ત્યારપછી, તેની સાથેની બ્હેન પણ તેની પાછળ તેનું અનુ-કરણ કરતાં સમુદ્રમાં પડી.

અને તે સ્ત્રીઓની આટલી હિમ્મત જોતાં, તેના શરમાવનારા શબ્દો સાંભળી સુરેશ પણ હિંમત લાવી સમુદ્રમાં કુદયો, અને બે ખારવાઓ પણ મ્હામહેનતે હિંમત લાવી સમુદ્રમાં પડયા.

આટલાં માણસોની મદદ મળતાં કમળા-નો ઉત્સાહ વધ્યો, અને તે બેવડા જોરથી સમુદ્રમાં માર્ગ કાપવા લાગી.

એ પ્રમાણે મદદ મળતાં ઘણાં માણસો બચી ગયાં. કીનારે આવતાં ' કમળાદેવીની જય ' બોલાઇ '' સ્ત્રી શકિતની જય ' બોલાઈ.

આખાએ લક્ષ્મી નગરમાં, કમળા, ઇન્દિરા અને સ્નેહલતાની જ વાતો થઈ રહી હતી. સહુ લોકો એ સ્ત્રી શકિતને આજે પૂજતા હતા, ડુબતાં બચેલાઓ એ દેવીઓને હદયથી, ભકિત પૂર્વક સ્મરતાં હતા. આખુંએ શહેર આજે એ નારી શકિતને હાર્દિક અભિનંદન આપી રહ્યું હતું.

( ૩ )

સંધ્યાનો સમય હતો; સૂર્યદેવ પૂર્વની મુસાફરી પુરી કરી પશ્ચિમ તરફ વિદાય થતા હતા તેનો આછો રકતવર્ણો પ્રકાશ પૃથ્વીપર પ્રસરી ગયો હતો. અને હમણાં જ અંધકાર ફેલાઇ જશે એવું લાગતું હતું.

તે સમયે નદી કીનારે ઘોડાપર કમળા ફરી રહી હતી, બહુ સમય થઇ જવાને લીધે અંધકાર ફેલાઈ ગયો હતો. કમળા ઘર તરફ જઇ રહી હતી, ત્યાં તેના કાને કોઇની ચીસ સંભળાઇ.

તે ચમકી અને ઉભી રહી.

" ઓહ, બચાવો રે; કોઇ આવો. "

ફરીથી તેના કાનપર અવાજ અફળાયો, તુરત તે પાછી ફરી અને અવાજની દિશામાં ઘોડો ઝડપથી દોડાવ્યો.

અવાજ તેને એકાદ માઇલ દુર જંગલ તરફ લઈ ગયો.

ત્યાં જતા તેને માલુમ પડયું કે એક અસહાય નિરાધાર બાળાપર બે યમદુત સમા માણુસો જુલમ ગુજારતા હતા.

કમળા ત્યાં આવી પહોંચી, અને તલવાર ખેંચી.

"બદમાસો છોડો છો કે નહિ?" કમળાએ પડકાર કર્યો.

"તું તારે રસ્તે પડી જા, નાહક વચ્ચે ના આવ." લુટારામાંથી એકે કહ્યું.

"એટલે ? રસ્તે પડે એ બીજા. આ બાળાને છોડ નીકર લડવા માટે તૈયાર થા." કમળાએ કહ્યું.

"તું સ્ત્રી શું કરવાની હતી ? નાહક જીવ ખોઇ બેસીશ માટે ઠીક કહુ છું કે અહીંથી ચાલી જા."

"નાહક ઝાઝી પંચાત કરતો બાઇને છોડી દે. મારે તારૂં ભાષણ નથી સાંભળવું. બોલ છોડે છે કે નહિં ?"

"નથી છોડતા, બોલ શું કરીશ ?"

"તો મરવા તૈયાર થા." કહી કમળા ઘોડા પરથી નીચે ઉતરી અને તલવાર લઇ તૈયાર થઇ ગઇ.

સામે બે લુંટારા અને એક બાજુએ એકલી કમળા લડવા લાગ્યાં.

બહાદુરીથી કમળા લુટારાઓના ઘા ચુકાવતી લડતી હતી. ચંદ્ર પણ એ જુગદંબા સમી દીસતી દેવીને જોવા આકાશે સ્થંભ્યો હોય તેમ લાગતું હતું.

ઉપરે એક પડયો, અને તેને પડેલો જોતાં બીજો ઘાયલ થઇ નાસી છુટયો.

કમળાને ખભામાં ઘાં પડયો હતો, લોહી વહી જતું હતું તેણે એ બાઇને પૂછ્યું.

"બ્હેન તમે કોણ છો ?"

"એ પછી કહું પણ પહેલાં તમારો ઘા બાંધવા દ્યો." તે બ્હેને કહ્યું અને પોતાની સાડીનો છેડો ફાડી તેનો ઘા મજબુત રીતે બાંધી દીધો.

તમારૂં નામ શું ? આ લોકોએ તમને શી રીતે સપડાવ્યાં ? કમળાએ ફરી પુછયું.

"બ્હેન મારૂં નામ લલિતા, અમો દંપતી નદી કીનારે ફરવા આવેલા. ફરતા ફરતા દુર નીકળી ગયા. અને અંધકાર થવાની તૈયારી હતી તે સમયે આ લોકો, ઝાડોની ઓથેથી નીકળી આવ્યા. અને અમને સપડાવ્યાં, એ તો નાસી છુટયા પણ મને બચાવી ન શકયા. હું નાસી પણ ન શકી અને આ લોકોએ મને સપડાવી. સારૂં થયું કે તમે આવી લાગ્યા નીકર બ્હેન મારૂં શું થાત ?" લલિતાએ કહ્યું,

"તમારા પતિ તમને બચાવી ન શકયા ?" કમળાએ આશ્ચર્યથી કહ્યું.

"ના." લલિતાએ નીચું જોઇ ઉત્તર આપ્યો.

"વાહ; પત્નિનું રક્ષણ જ ન કરી શકે તેને પતિ જ કેમ કહી શકાય ? પોતે નાસી છુટે એટલે થયું; પાછળ સ્ત્રીનું શું થશે એની ચિન્તા જ નહિ; એ પતિ ?" કમળાએ તિરસ્કાર બતાવ્યો. લલિતા નિરુત્તર રહી.

"ચાલો બ્હેન હવે વખત ગુમાવવામાં સાર નહિં, તમે કયાં રહો છો ? ચાલો હું તમને તમારે ઘેર પહોંચાડી દઉં." કમળાએ કહ્યું.

"રણજીત રોડ પરના 'લીલા વિલાસ' માં." લલિતાએ કહ્યું.

"તમને ઘોડે બેસતાં ફાવશે ને ?" કમળાએ પુછયું.

"ના."

"અને પકડીને બેસો તોએ ?"

"પ્રયત્ન કરીશ, પણ બીક લાગશે."

"બ્હેન એજ ખોટું છે; હવે આપણે સ્ત્રી જાતિએ બ્હીવું એ નકામું છે, જુવોને બીકમાં જ તમારી અત્યારે કેવી સ્થિતિ હતી !"

"સાચું છે બ્હેન હવેથી હું તમારી

જેવી થવા પ્રયત્ન કરીશ. " લલિતાએ કહ્યું. અને કમળાએ પહેલાં લલિતાને ઘોડે ચડાવી પછી પોતે આગળ બેઠી અને ઘોડો ચલાવ્યો.

" જો જો હોં બરાબર પકડજો. " કમળાએ કહ્યું.

" તમારા પતિ શું કરે છે ? " કમળાએ કહ્યું.

" લક્ષ્મીનગરમાં પેઢી છે. "

" નામ શું ? " કમળાએ કહ્યું.

લલિતા ન બોલી.

" કેમ ન બોલ્યાં ? " કમળાએ ફરીથી કહ્યું.

" હિંદુ સમાજમાં પતિનું નામ લેવાય નહિં. " લલિતાએ કહ્યું.

" એવું ક્યાં સુધી રાખશો ? નામ બોલવામાં શો વાંધો છે ? " કમળાએ કહ્યું.

" વાંધો કંઇએ નથી. "

" ત્યારે બોલોને. "

" નિર્મળકુમાર. " લલિતાએ અચકાઇને કહ્યું.

" તમારા સસરાનું નામ વિનોદરાય તો નહિં. "

" એજ, તમે ઓળખો છો ? "

" હાસ્તો, ગામમાં રહુ છું ને. "

" પરંતુ મને બચાવનાર, દેવી તમે તમારો તો મને કંઇ જ પરિચય ન આપ્યો ?"

" મને તમે નથી ઓળખી શકયાં ? "

" ના, શી રીતે ઓળખું ? "

" મારાં આવા વર્તનથી અને શિક્ષણથી આખું લક્ષ્મીનગર મને ઓળખે છે, હું વિનયપ્રસાદની પુત્રી કમળા. "

" તમે જ પરોપકારી કમળાદેવી ? દેવી તમને મારા વંદન છે. "

" મને દેવી શા માટે કહો છો ? હું કંઇ દેવી નથી હું તો એક પામર મનુષ્ય છું."

" નહિં તમે દેવી યોગ્ય જ છો, બ્હેન તમારૂં સમાજ સેવા સિવાય બીજું લક્ષ જ નથી, પરોપકારી દેવી, તમે સાક્ષાત દેવી જ છો. "

" જુઓ આ નગરનો દરવાજો આવી ગયો, હમણાં તમારો બંગલો આવી જશે." અને ઘોડો રણજીત રોડ તરફ ચલાવ્યો,

" આ તમારો 'લિલા વિલાસ' સાચવીને જાઓ અને કોઇ વખત મારે ત્યાં આવજો, આનંદ થશે.

" જરૂર આવીશ બ્હેન, પણ તમે ઉપર તો આવો. "

" નહિં હવે બહુ મોડું થઇ ગયું છે રજા લઇશ. "

ત્યાં સામેથી નિર્મળકુમાર આવતા હતા, તેનું મુખ નિસ્તેજ હતું, ત્યાં લલિતાને જોઈ અને આનંદમાં આવી ગયા.

" તું આવી ? શી રીતે બચી ? " નિર્મળકુમારે પુછ્યું.

" મને બચાવનાર આ દેવી; જો તે વખસર ન આવી ગયાં હોત તો તમે મને જીવતી જોઇ શકયા ન હોત. "

" તમારો ઉપકાર માનું છું બ્હેન, " નિર્મળકુમારે કમળાને કહ્યું.

" ઉપકાર માનવાની જરૂર નથી, મારી ફરજ હતી. " કમળાએ કહ્યું.

" તમારૂં નામ જણાવશો. " નિર્મળકુમારે પુછ્યું.

" એ કમળાબ્હેન વિનયપ્રસાદની પુત્રી." લલિતાએ કહ્યું.

" તમે જ એ કમળાદેવી, બ્હેન મારાં વંદન છે, તમારા પરોપકારી જીવનને. " નિર્મળકુમારે કહ્યું.

" બ્હેન હું રજા લઇશ, તમે આવજો હોં, કુમાર મોકલશો ને ? "

" જરૂર તમે આવજો હો. " " સારૂં " કમળાએ કહ્યું.

અને ઘોડો દોડાવી મુકયો.

# સાચું સૌંદર્ય

લેખિકા :
શ્રી. જ્યોતિ

સ્ત્રીઓ સૌન્દર્યની પક્કી પૂજારણો છે; તેનાં સાધનો માટે તેઓ નિરંતર અધીરી બને છે; નિત્ય નવાં નવાં સાધનો શોધવા મથે છે. આજે શોધે છે, વાપરે છે ને આવતી કાલે જૂનાં થતાં નવાં સાધનો ઉભાં કરવાની કડાકૂટ ઉભી જ રહે છે.

નીચેનાં કેટલાંક સાધનો તેમને એ કડાકૂટમાંથી મુક્ત કરશે–તેમને આજીવન મદદરૂપ થઈ પડશેઃ

| | |
|---|---|
| ૧ અખંડ સુવાસિત ગુલાબનું અત્તર. | સદ્‌ગુણ. |
| ૨ સૌન્દર્યવર્ધક લોશન (અર્ચન). | કોમળતા, સ્થિરતા, |
| ૩ ઓષ્ટરંજક પદાર્થો (તાંબુલ પેઇન્ટ વગેરે) | ઉદારતાભર્યું સ્મિત. |
| ૪ સ્મરણ શક્તિવર્ધક ફાકી. | કૃતજ્ઞતા. |
| ૫ મીઠી બદામની મલાઇ (Cream) | ભલમનસાઇ, માયાળુપણું. |
| ૬ ખુશબોદાર સેન્ટ. | બુદ્ધિ. |
| ૭ હિમાની કે અફગાન સ્નો. | ડહાપણ. |
| ૮ વેસેલિન પોમેડ. | સંતોષીપણું. |
| ૯ જાસુંદીનું અત્તર. | મિત્રતા. |
| ૧૦ કરચલીઓ મટાડવાનો મલમ. | ખુશમિજાજ. |
| ૧૧ સર્વોત્તમ દીવાનખાનું. | વફાદારી. |
| ૧૨ માથામાં નાખવાનાં તેલ. | ધૈર્ય અને ઉદ્યમ. |
| ૧૩ ઉત્તમ પેટંટ પીનો. | હાજરજવાબી. |
| ૧૪ સફેદી માટે પેઇન્ટ. | નિર્દોષીપણું, નિર્મળતા. |
| ૧૫ ભ્રમરો કાળી કરવાનો રંગ. | ચિંતન, વિચાર. |
| ૧૬ અળતો, લાલ રંગ, મેંદી. | વિનય. |
| ૧૭ સ્ફટિકનાં કુંડાં. | સત્ય. |
| ૧૮ અરીસો, દર્પણ. | પ્રતિબિંબ, વિચારણા. |
| ૧૯ અંજન. | વિચારશક્તિ. |
| ૨૦ ગુલાબનું ઇસેન્સ. | પ્રેમ. |
| ૨૧ ચહેરાની સુંદરતા માટે પાઉડર. | સવારે વહેલાં ઉઠવું. |
| ૨૨ ડાઘા કાઢવાની દવા. | પ્રતિજ્ઞા અને સાચ. |
| ૨૩ બોરસલીનું અત્તર. | નિરભિમાન. |
| ૨૪ સુસ્તીનાશક વીણો. | ઉદ્યોગીપણું. |
| ૨૫ શરતોની રમત. | ધર્મ. |

ગુજરાતની ગુણસુંદરીઓ આ સાધનોથી સુંદર બનો ! ઇતિશમ્




ચિત્રકાર : ] સ્ત્રીની સાચી કસરત [ રા. કલાકાન્ત

# વાગડનું સાસરિયું

દાદા તે દીકરી વાગડમાં મા દેજો રે
વાગડની સાસુડી દુખડાં બહુ દીયે
મારી સયરું જી રે.

દીયે દળાવે મને રાતડીયે કંતાવે રે
પરોઢીએ પાણીડાં મુજને મોકલે
મારી સયરું જી રે.



ઘડો ન બુડે મારું
સીંચણીયું ન પુગે રે
ઉગીને આથમીયો
કુવા કાંઠડે
મારી સયરું જી રે

ઉડો પંખીડાં મારો
સંદેશો લઇ જાજો રે
દાદાને કેજો કે
દીકરી કુવે પડયાં
મારી સયરું જી રે.

દાદાને કહેજો મારી
માતાને ન કહેશો રે
માતાને કહેશો તો
રોય રોય રણ ભરે
મારી સયરું જી રે

સંપાદક: મેરૂભા ગઢવી

# સનાતન સ્ત્રીત્વ

લેખિકા :
શ્રી. કાશીબ્હેન દુર્ગેશ્વર ત્રિવેદી

## [ એકાંકી નાટિકા ]

[ સપ્ટેમ્બર ૧૯૪૦ ના પૃ. ૨૭ થી ચાલુ ]

**સ્થળ** : વૈકુંઠનું ઉદ્યાન.

**સમય** : પ્રાતઃકાળ.

**લક્ષ્મીજી** : ( ચિન્તાતુર વદને પુષ્પનો હાર ગુંથતાં જણાય છે. ) અહા ! કેટલા હાર નિરર્થક ગયા ! પ્રભુ ! કેમ પાછા આવ્યા નહિ ? ( ગરૂડને ) ગરૂડજી ! ચાલો કૈલાસ તરફ જવાની તૈયારી કરો. ત્યાંથી કાંઇ સમાચાર મળશે.

**ગરૂડજી** : ( નમન કરી ) શ્રી પાર્વતીજી તેમજ સાવિત્રીદેવી પધારે છે.

**લક્ષ્મીજી** : (ઉતાવળથી સ્હામા જતી) લ્યો. ઠીક થયું. હું આપને ત્યાંજ આવતી હતી. બ્હેનો, શા સમાચાર ? !

**પાર્વતિજી** : અરેરે ! આપણે તે શીદ મોકલ્યા ? કાંઈ ખબર આવીજ નથી. ધ્યાનમાં પણ જણાતા નથી.

**સાવિત્રી** : મ્હારૂં ભુવન તો સુનુ સુનુ પડી ગયું છે. અભિમાન દેવોને પણ અંધ બનાવે છે. હાથે કરીને આપણે વિયોગનું દુઃખ વહોર્યું.

**લક્ષ્મીજી** : ખરેખર, હવે મ્હને બહુ પસ્તાવો થાય છે. ભગવાને ઘણી ના કહી, છતાં મ્હેં હઠ છોડી નહિ ને પરિણામ વિપરીત આવ્યું. નારણજી પણ પાછા દેખાયા નહિ.

**પાર્વતિજી** : ચાલો, હવે તો આપણે શોધવા નીકળીએ.

**સાવિત્રી** : ને અનસૂયાજીનો પ્રભાવ પણ જોઇએ.

**લક્ષ્મીજી** : પણ પહેલેથી કાંઇ માહિતી તો મેળવવી પડશે ને !

[ અંતરીક્ષમાં ]

ભજ ગોવિંદ, ભજ ગોવિંદ
મંગળ મૂરતી માધવ હ્હા...રી.

[ લ્યો, આ તો સ્મરણ કરતાં મહર્ષિ પધાર્યા હવે કાંઇ ખબર પડશે. ]

**નારદજી** : ( પ્રવેશ કરતાં ) નારાયણ, નારાયણ, નારાયણ. કેમ મહાદેવીઓ, મઝામાં ? નમસ્કાર.

**લક્ષ્મીજી** : અરે, નારદજી, પ્રણામ કરૂં છું. કહોને, મ્હારા નારાયણ ક્યાં બિરાજે છે ?

**સાવિત્રી-પાર્વતિજી** : ( અધિરાઇથી ) અને અમારા નાથ પણ ?

**નારદજી** : આટલી બધી અધિરતા, મહાશક્તિઓને ! એ તો ત્રણે સ્વરૂપ સુંદર બાલકો બની અનસૂયા માતાના ખોળામાં લ્હેર કરે છે.

**ત્રણે** : હેં, હેં, હેં. શું કહો છો ! કંઈ માન્યામાં આવતું નથી.

**નારદજી** : ભજ ગોવિંદ, ભજ ગોવિંદ હા. હા, હા. ( હસતાં ) હમણાંજ એ ત્રિપુટીનાં દર્શન કરીને આવ્યો. માતાના વાત્સલ્યમાં ત્રિભુવનમાં વસતા બીજા બાળોનું જાણે તેમને વિસ્મરણ થયું છે. જાણે મ્હને પણ ઓળખતા નહોતા.

**લક્ષ્મીજી** : શું થયું પણ ?

**નારદજી** : શું થાય ? તેમણે સાધુ વે ભિક્ષા માગી. અને તે વસ્ત્ર વિના જમ તો જમવું એમ.

**પાર્વતિજી** : અરેરે, આપણને આ શી બુદ્ધિ સુઝી ! કોઈ પણ સતી સ્ત્રીના સ્વમાનને આઘાત લાગેજ ને ! હાં, પછી ?

**નારદજી** : પછી શું ? એજ, આ જોઈ લ્યો. અનસુયાજીએ પોતાના પતિવ્રતના પ્રભાવથી ત્રણે દેવોને બાલક બનાવી, માગ્યા પ્રમાણે પયપાન કરાવ્યું. હવે માતાનો લ્હાવો લે છે.

**સાવિત્રી** : ત્યારે હવે શું કરીશું ?

**નારદજી** : જઈને પગે પડો. ને ત્હમારા દેવોને ભીક્ષા માગી લઈ લ્યો.

**લક્ષ્મીજી** : અરેરે અહંકારમાં તણાયાથી દેવીઓની પણ આ દશા !

[ દીનવદન, કરૂણભાવ વરી આવે છે. ]

**નારદજી** : એમાં અફસોસ કરવાનું કારણ નથી. ત્હમારો સર્વેનો સંયોગ સુવર્ણ અને પારસમણી સરખો છે. તેમનાં ચરણ સેવવાનાં મહાભાગ્ય દુર્લભ છે.

ભજ ગોવિંદ, ભજ ગોવિંદ, ભજ ગોવિંદ.

[ ગાય છે ]

નહિ ચીજ કોઈ ગળી, ગરજ સમ, નહિ ચીજ કોઈ ગળી.
બળીઆ પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જ...મ.
સોધું પણ મોંઘું થઈ બેસે, કળી શકાય ન કળા.
ગરજ૦
અભિમાને રાવણ રોળાયો, ચંપાયો છે બળી,
જઈ મહાસતીને શીષ નમાવો જેથી આપદા ટળી.
ગરજ૦

[ સર્વે જાય છે. ]

## પ્રવેશ ૪

**સ્થળ** : અનસુયાનો આશ્રમ

**સમય** : સ્હવારના નવ.

[ અનસુયાજી પૂજનમાં હોય છે ]

**કુંવરી** : બા, ભાઈઓ તો ઉંઘ્યાજ કરે છે.

**અનસૂયા** : બ્હેન, તું તો ધરાતી જ નથી. બાળ ઉછેરનું જ્ઞાન તને અનાયાસે મળ્યું.

**કુંવરી** : મને તો ત્રણે બહુ વ્હાલા લાગે છે. કોઈને લેવા નહિ દઉં. આ સામેથી કોણ આવે છે ?

[ લક્ષ્મીજી, સાવિત્રી ને પાર્વતિજી સામાન્ય સ્ત્રીઓને વેષે પ્રવેશ કરે છે. ]

**ત્રણે** : માતાજી, પ્રણામ કરીએ છીએ.

**અનસૂયા** : પધારો, બ્હેનો ક્યાંથી આવવાનું થયું ? આ રંક સ્ત્રીનું સ્વાગત સ્વિકારો.

[ અંદર અંદર સામું જુએ છે ]

**લક્ષ્મીજી** : હમારો દેશ ઘણો જ દૂર છે. વખાનાં માર્યાં આપની પ્રખ્યાતિ સાંભળી આશિષ લઈ દુઃખ દૂર કરવા આવ્યાં છીએ.

**અનસૂયા** : બ્હેનો, આટલી કુમળી વયમાં એવું કયું દુઃખ આવી પડ્યું છે ?

**પાર્વતિ** : અમે ત્રણે સખીઓ છીએ. અમારા પતિદેવો અમારાથી રીસાઈ સાધુ બની ચાલ્યા ગયા છે.

**અનસૂયા** : કેટલો વખત થયાં ગયા છે ?

**સાવિત્રી** : માતુશ્રી, અમે એવાં ભાન વિનાનાં બન્યાં છીએ કે સમય પણ યાદ આવતો નથી.

**અનસૂયા** : શાંત થાવ, બ્હેનો, સુભગા ! નિર્મળ જળનું આ ત્રણે બ્હેનોને પાન કરાવો. અને ભાઈઓને જોતાં આવજે.

**સુભગા** : જેવી આજ્ઞા.

[ જળ ભરી લાવી પાય છે ]

[ભજ ગોવિંદ, ભજ ગોવિંદ. નારદજી પધારે છે.]

**નારદજી** : ભગવતી, નમો નારાયણ.

**અનસૂયા** : પધારો મહારાજ. આ ત્રણે બ્હેનોનો ભાગ્યોદય ક્યારે થશે ?

**નારદજી** : માતાજી, એ તો આપની પુત્ર વધુઓ છે. એમનું દુઃખ દૂર કરવાનું તમારા હાથમાં છે.

**અનસુયા** : સત્વર કહો, ઋષિવર્ય ક્યાં છે એમના પતિ ?

**નારદજી** : આપના પારણામાં ઝુલે છે.

**કુંવરી** : ના, ના, મ્હારા ભાઈઓને હું કોઈને નહિ આપું ! ! !

**ત્રણે દેવીઓ** : દયાળુ માતા, અમારાં દુઃખ દૂર કરો. અમે આપની ચરણ રજ છીએ.

**અનસૂયા** : અરેરે, મ્હારાં પ્રાણ સમાન બાળકોનાં મુખ કમળ જોઈ અત્રિઋષિ સૂના તપોવનમાં દિવસ ગુજારતી હતી. તે સુખ વિધિને ના રૂચ્યું ?

[ મૂર્છા પામે છે. ]

**ત્રણે દેવી** : ( પગ દબાવે છે. એક પવન નાખે છે. જલ લઈ ઉભાં રહે છે ) શો તેમનો વાત્સલ્ય સ્નેહ છે. ખરેખર ! આ પૃથ્વી સ્વર્ગથી પણ અધિક ફલવતી છે. આ કર્મ-ભૂમિમાંથી મનુષ્ય ઉન્નત કાર્યો વડે અમારી કોટીથી પણ ઉંચો ચડી શકે છે.

[ જાગ્રત બનો મહાદેવી ]

**અનસૂયા** : ( જાગ્રત થતાં ) અહો, કોણ તમે સાક્ષાત જગદંબાઓ. મને ધ્યાનમાં હમણાં જ સાક્ષાત્કાર થયો કે મારો ખોળો, ત્રણે લોકના દેવાધિદેવોએ પાવન કર્યો છે. હું તો તમારી ચરણરજ દાસી છું.

[ પગે પડે છે. ]

**લક્ષ્મીજી** : ભગવતી, તમે જ મહાસતી છો. કૃપા કરી સૌભાગ્યની ભિક્ષા આપો.

**અનસૂયા** : સુભગાબ્હેન, એમને તારા ભાઈઓ બતાવ. ઓળખીને તમે પોત પોતાના ભરથારને લઈ લ્યો.

**સુભગા** : ( ત્રણેને લાવે છે. અનસૂયાજીના ખોળામાં બેસી જઈ અજાણી સ્ત્રીઓ જોઈ બોલતા નથી. ) બાઈ, આમને લઈ જવું છે ?

**ત્રણે દેવી** : શું નહિ જ આવો ? અમારી ભૂલ થઈ ગઈ.

**ત્રણે દેવ** : (અનસૂયાને) માતાજી, આ લોકો કોણ છે ? તમારા વગર અમે ક્યાંઈ જઈશું નહિ.

**અનસૂયા** : બેટાઓ, મારા નયન આરામ તમને કોઈ નહિ લઈ જાય.

[ રૂવે છે.

**ત્રણે દેવી** : ( અંદર અંદર, આ લીલા પણ ખરી ! કોઈ ઓળખાતા જ નથી. જાણે ત્રણે સંપી ગયા છે. આપણું અધ્યાત્મ સામર્થ્ય ક્યાં ગયું ? ) (મોટેથી) માતાજી, આ તો ઓળખાતા નથી.

**નારદજી** : અરે, એમ તો એ દેવોને નહિ પહોંચાય. પણ પ્રેમના ઉમળકાથી ભક્તિ કરો તો આપોઆપ ઓળખાશે. ચાલો સર્વે મંગલ સ્વરૂપ માધવની પ્રાર્થના કરીએ.

**સર્વે સાથે** : મંગલ મૂરતી માધવ તા...રી ।
શ્રી હરિ ગીરિધા...રી મુરા...રી
મંગલ મૂરતી માધવ તારી
કૃષ્ણ કૃપા કરો મુજ ઉપરે
નમું હસ્ત જોડી તુજ ચરણે
મુજ નમ્ર વિનતી...સ્વિકારી.
મંગલ મૂરતી માધવ તા...રી

ટીપ—ગીતો પ્રચલિત વાતાવરણ અનુસાર લીધે છે. કર્તાઓ અજ્ઞાત છે.



P. 117 I

# અંગ્રેજ સ્ત્રીઓ અને મહાયુદ્ધ

લેખક : શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

## જર્મની

જર્મની અને ઈટલી હમણાં અંગ્રેજો સામે લડે છે. અંગ્રેજોના બેટ ઉપર જર્મની આક્રમણ કરવા તૈયાર થયું છે પોલાંડ, ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ, ડેન્માર્ક, લક્ષમબર્ગ, નોર્વે, હોલાંડ, બેલ્જીયમ અને છેવટે ફ્રાન્સ પણ જર્મનીએ જીતી પોતાની આણુમાં આણ્યાં છે. સ્પેન, હંગેરી, યુગોસ્લોવેકીઆ સ્પેન તો પહેલેથીજ એના શેઢમાં આવી ગયાં છે. રોમાનીઆ પણ હવે જર્મનીના પક્ષમાં ભળ્યું છે. આખા યુરોપમાં હવે રશિઆ અને જર્મનીનાં રાજ્યોના વાવટા ફરફરે છે. માત્ર ઈંગ્લેન્ડ એકલું અટુલું થઈ એની સાથે બાથ ભીડી બેઠું છે. જર્મનીનું સૈન્ય મહાબળવાન છે. એનાં વિમાનો ભયંકર નુકશાની અને સત્યાનાશી કાઢનારાં છે. એના પાંચસો પાંચસો ટનના કિલ્લા જેવાં ટેંકો શત્રુ સૈન્યનો ઘ.ણ કાઢી નાખે છે. બ્રિટનને મચ્છરની પેઠે ચોળી નાખતાં વાર લાગે નહિ. પરંતુ વચમાં ચોવીસ માઈલ પહોળી સમુદ્રની ખાડી છે એ ઓળંગી ઈંગ્લંડમાં જવાય છે. અંગ્રેજોના બળવાન સાગર કાફલાને લીધે જર્મની આ ખાડી ઓળંગી જવાનું સાહસ કરતું નથી.

## બ્રિટન

જર્મનીનાં ભયંકર વિમાનો દરરોજ ખાડી ઓળંગી ઈંગ્લેંડ ઉપર બોંબમારો કરે છે. તેથી બ્રિટનને સખ્ત નુકશાન થાય છે. ઘણાં ઘરો મહેલ્લાઓ અને પ્રજાજનો આ બોંબોના ભોગ થઈ પડે છે. તેથી બ્રિટનના કિનારાનાં ઘણાંખરાં શહેરો ખાલી કરવામાં આવ્યાં છે. લાખો છોકરાંઓને સ્ટીમરો ઉપર બેસાડી કેનેડા ખાતે મુકવામાં આવ્યાં છે. બોંબમારાથી રક્ષણ મેળવવા માટે હજારો અને લાખો ભોંયરાઓ તૈયાર કરવામાં આવ્યાં છે. હજારો ઠેકાણે વિમાન વિરોધી તોપોના મોરચા ખડા કરવામાં આવ્યા છે. હજારો વિમાનો શત્રુ વિમાનોને માત દેવા રાત્રિદિવસ ચોકી કરે છે. છતાં જર્મન વિમાની આક્રમણો દરરોજ થાય છે. તે સિવાય બ્રિટન પોતાની ખોરાકી અને શસ્ત્રાસ્ત્રો માટેની કાચી વસ્તુઓ માટે પરાધિન છે. એની ત્રીસ હજાર સ્ટીમરો પરદેશોથી ખોરાકી અને કાચી ચીજો લાવે છે. જર્મની આ વ્યવહાર બંધ કરી દેવા માગે છે. આથી સબમરીનો ટોરપીડો છોડીને સ્ટીમરોને ડુબાડે છે. જર્મનીએ સાગરમાં છુટી મુકેલી લોહચુંબકની સુરંગો સ્ટીમરો સાથે અથડાઈ તેને ઉડાડી દે છે. જર્મનીનાં વિમાનો આકાશમાર્ગે આ સ્ટીમરો ઉપર બોંબગોળાઓ ફેંકી તેને ડુબાડે છે. બ્રિટનને આથી ગંભીર નુકશાન થયું છે. સેંકડો સ્ટીમરો ડુબી છે. બ્રિટનને ભુખે મારવાના જર્મનીના પ્રયત્નો ગંભીર છે.

## બ્રિટનના પુરૂષો

બ્રિટન મહાન સામ્રાજય છે. એ જગતના ⅙ ભાગની પ્રજા ઉપર શાસન કરે છે. ⅙ જગતની જમીન એના હાથમાં છે. એ પોતાના સાગર કાફલાથી દશહજાર માઈલનો દરિઆ કિનારો સળંગ સાચવે છે. એની સમૃદ્ધિ મોટી છે. એનાં સાધનો વિશાળ છે. છતાં જર્મનીના મહાન આક્રમણથી બ્રિટન મોટા ભયમાં પડ્યું છે. એના સર્વે મિત્રો શત્રુથી મહાત થયા છે. યુદ્ધ માટે દરરોજ બ્રિટન હમણાં બાર કરોડ રૂપિયા ખર્ચે છેઃ એની સ્વતંત્રતા જાળવવા માટે એ જીવ ઉપર આવીને લડે છે. એની વસ્તી ૪ાા કરોડની છે. તેમાં ૨ કરોડ દશલાખ પુરૂષો છે. બાળકો, વૃદ્ધો અને આધેડો તથા અશક્તો બાદ કરતાં ૧૮ થી ૪૦ વરસ સુધીના એક કરોડ અંગ્રેજ સશક્ત યુવાનો હમણાં યુદ્ધના કામમાં નીચે મુજબ રોકાયાં છે.

૨૫ લાખ યુવાનો યુનીફોર્મ સજી બંદુકો લઈને અથવા તોપોના લોપચી બન્યા છે.

- ૨૦ લાખ યુવાનો યુદ્ધના શસ્ત્રાસ્ત્રો અને સામગ્રી બનાવવાના કારખાનાં ચલાવે છે.
- ૨૦ લાખ યુવાનો યુદ્ધ માટેના વિમાનો, મનવારો, સબમરીનો, બંદરોના રક્ષણની ચોકી વિમાન વિરોધી તોપોના મોરચા વિગેરે અનેક દેશના રક્ષણના કાર્યોમાં રોકાયાં છે.
- ૨૦ લાખ યુવાનો સ્ટીમરો, રેલ્વેની ટ્રેનો ચલાવે છે, સૈન્યના ખાધાખોરાકી તૈયાર કરે છે. સરકારના જાસુસી, રેડીઓ ખાતાં ચલાવે છે. તથા પરદેશોમાં શાસન કરે છે.
- ૧૫ લાખ યુવાનો બ્રિટનની ખેતી કરવામાં, સરકારી ખાતાઓ ચલાવવામાં અનેક કારખાનાઓમાં, પોલીસ, ફાયરબ્રીગેડમાં કામ કરે છે. પોષ્ટ તારઓફીસો ચલાવે છે.

આ રીતે ઇંગ્લંડના એક કરોડ યુવાનો યુદ્ધને લગતાં એક અથવા બીજાં કાર્યોમાં રોકાયાં છે.

## બ્રિટનની સ્ત્રીઓ

બ્રિટનની સ્ત્રીઓ એકસંપીલી છે. અબળા હોવા છતાં સબળા છે. કોઇથી ભય પામતી નથી. મરદોનાં સર્વે કામો કરવાનો એમને હોંશ છે. એ સ્ત્રીઓમાંથી ૯૩ ટકા સ્ત્રીઓ કેળવાયલી છે, ભારે સ્વતંત્ર મગજની છે. કોઇનું પણ ખોટું દબાણ સહન કરી શકતી નથી. અંગ્રેજ સ્ત્રીઓ અનેક કળાઓ જાણે છે. પોતાના દેશની અનન્ય ભક્ત છે. દેશ માટે મરી ફીટે છે. એને બંદુક અને રીવૉલ્વર ફોડતાં આવડે છે. વિમાનો ચલાવતાં આવડે છે. એમી જોન્સન દશ હજાર માઇલની ઓસ્ટ્રેલીઆની મુસાફરી એકલી કરી આવી હતી. સહરાનાં રણ, આફ્રિકાના જંગલો, મંગોલીઆનાં મેદાનોમાં અગ્રેજ મહિલાઓ એકાકી મુસાફરી કરે છે. ટીબેટ સુધી પણ પહોંચી છે. તેઓ કષ્ટ સહન કરી શકે છે. મોજશોખ, હર્ષ, ઉલ્લાસ, આનંદ અને ઉત્સવપ્રિય છતાં હમણાં યુદ્ધ વખતે એમણે એ બધું મુકી દીધું છે. એઓ સને ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધમાં યુદ્ધના સહકારમાં જોડાઇ હતી તે કરતાં પણ ઘણાં વધારે મોટા પ્રમાણમાં યુદ્ધના કામમાં હમણાં જોડાઇ છે,

## હૉસ્પીટલો

ઘણી સન્નારીઓ પોતાના પદરથી પૈસા ખર્ચીને હૉસ્પીટલો ચલાવે છે. ધર્મની સ્ત્રીઓ ધનવાન છે. એટલે પોતાને ખર્ચે ડૉકટરો, દવાઇ પુરાં પાડે છે. પોતે પરિચારિકા થઇ ઘાયલ સિપાઇઓની સેવા કરે છે. એમને સહકાર આપી એમની મિત્રો પણ દરદીઓની સેવામાં જોડાય છે, હૉસ્પીટલોમાં માત્ર બેત્રણ ડૉકટરો પુરૂષ વર્ગમાં હોય છે. બાકી સર્વે કામો રાંધવું. સાફ કરવું, દરદીઓની સેવા કરવી, દવાદારૂ દેવાં, ખાટલા ગોઠવવા, હિસાબ રાખવો, એ સૌ કામ સ્ત્રીઓએ ઉપાડી લીધાં છે. લશ્કરી મોટી હોસ્પીટલોમાં પણ સ્ત્રીઓજ મોટે ભાગે કામ કરે છે. ઘાયલોને લઇ આવવાની એમ્બ્યુલેંસકારો પણ સ્ત્રીઓજ ચલાવે છે. સિપાઇઓ માટે ખોરાકીનું કામ પણ એમનેજ સોંપાય છે. ધીમે ધીમે પુરૂષોનાં દરેક કામો હવે સ્ત્રીઓ થોડું શિક્ષણ મેળવી કરતી થઇ ગઈ છે. ભારે વજન ઉપાડવાં, ઘોડા સાચવવા એવાં એવાં અનેક કામોમાં એ પલોટાઇ ગઇ છે. પાયજામા પહેરી સીગારેટો પીતી સ્ત્રીઓ સિપાઇઓની સેવા શુશ્રુષા માટે મોટા પાયે રોકાઈ ગઇ છે.

## દુકાનો, પેઢીઓ, સરકારી ખાતાંઓ

ગ્રેટબ્રિટન દુકાનોનો પ્રદેશ ગણાય છે. માલ વેચવા માટે ત્યાં લાખો દુકાનો છે. આ દુકાનોમાં હવે એક આધેડ મેનેજર સિવાય સ્ત્રીઓજ કામ કરે છે. જ્યાં જુવો ત્યાં વેચનારી સ્ત્રીઓજ છે. માલ વેચવો એતો એમને સુયોગ્ય કામ છે. મીઠી જબાન અને સમજાવટથી એ સારૂં વેચાણ કરી શકે છે. દુકાનોના હિસાબ પણ એમણેજ તૈયાર કરવાનો છે, દુકાનને શણગારવામાં પણ એ પાવરધી છે. દુકાન માટે ચીજો પણ એજ ખરીદે છે. જુઓ આ પોષ્ટઓફિસ એમાં હજારો પુરૂષ કલાર્કો હતા. હવે થોડા આધેડો સિવાય બધી સ્ત્રીઓજ ખુરસીઓ ઉપર ચડી કામ કરે છે. આ રેલ્વે સ્ટેશન તરફ જુઓ અહીં બધા યુવકો કલાર્કોનું કામ કરતા હતા હવે એકેય દેખાય છે ! ટીકીટો વેચવી, હિસાબ

રાખવા, રેલ્વેઓના ટાઇમો ગોઠવવા, ટાઇમ-ટેબલો બનાવવાં, માલનું નુર લેવું, માલ બુક કરવા એ સર્વે કામો સ્ત્રીઓએ સંભાળી લીધાં છે. આ તાર ઓફિસમાં પણ સ્ત્રીઓ તારો મુકે છે. તારોના સંદેશા સ્વીકારે છે. આ મોટી પેઢી જુઓ તેમાં સેંકડો યુવકો કામ કરતા હતા. હવે હમાલથી કરીને કલાર્કો, એકાઉન્ટન્ટો, કેશીઅરોનું કામ સ્ત્રીઓએ સંભાળી લીધું છે. માત્ર કોઈ કોઈ સ્થળે પુરૂષો દેખાય છે. પ્રાઇવેટ સેક્રેટરીનું કામ પણ સ્ત્રીઓએજ કરવા માંડયું છે.

### ખેતી વગેરે ખાતાઓ

ખોરાક માટેની બ્રિટનની પરતંત્રતા જગજાહેર છે. એ પરતંત્રતામાંથી છુટવા માટે મેદાનો, બગીચાઓ, ખુલ્લી જગ્યાઓ, રમતગમતના સ્થળો, જંગલો એ સર્વેને સાફ કરી ખેડી, ખાતર નાખી સરસ ખેતી કરવા સ્ત્રીઓએ પોતાનો સહકાર આપ્યો છે. મોટા પાયજામા પહેરી, ખમીશોની બાંહો ચડાવી હાથમાં ખેતીના સાધનો લઇ સ્ત્રીઓ ખેતી કરતી જોવામાં આવે છે. ખેતી માટેના ઘોડાઓની સેવા કરવા પણ યુવતિઓ બહાર પડી છે. ગાયોને ઘાસ નીણવું, તેમને ચારવા લઇ જવી. ગાયોને દોહવી, દુધ વેચવું એ સર્વે કામો યુવતિઓ કરવા માંડી છે, પુરૂષોનાં ઘણાં ખરાં કામો એ ઉપાડી લે છે. આધેડ પુરૂષો કરતાં ઘણું સારૂં કામ કરે છે. ટાઢ, તડકો સહન કરે છે. યુદ્ધને અયોગ્ય આધેડ પુરૂષોને આ યુવતિઓ પુષ્કળ સહાય આપે છે. મરઘાં ઉછેરવાં, મધમાખીઓ ઉછેરવી, ઇંડાનો વેપાર કરવો એ સર્વે કામો ધીમે ધીમે સ્ત્રીઓને સોંપાતાં જાય છે. માત્ર હજી સુથાર, મીસ્ત્રી, ઇન્જીનીયરોનાં કામો સ્ત્રીઓએ ઉપાડ્યાં નથી. વકીલોનો ધંધો મુખ્યત્વે પુરૂષોના હાથમાં છે. ડોકટરો પણ ઘણા ખરા પુરૂષોજ છે.

### કારખાનાઓમાં

અંગ્રેજી પ્રજા મુખ્યત્વે વેપારી પ્રજા છે. એની પ્રજા ૬૭ ટકા ઉદ્યોગોમાં અને માત્ર ૧૮ ટકા ખેતીવાડીમાં રોકાયલી છે. બ્રિટનમાં સવાલાખ કારખાનાં છે. સૌ કારખાનાઓમાં પ્રથમ સૈનિક દ્રષ્ટિએ માલનું ઉત્પાદન થાય છે. તે પછી બીજા દેશ માટે માલ તૈયાર કરાય છે. બ્રિટનના ઐશ્વર્યનું મુખ્ય કારણ એના ધીકતા ઉદ્યોગો અને તેની વસ્તુઓનો પરદેશો ખાતે નિકાશ છે. કાચી ચીજો સરતામાં પછાત દેશો પાસેથી ખરીદી બ્રિટનના કારીગરો પોતાનાં કારખાનાઓમાં એમની પાકી ચીજો બનાવે છે. એ પાકી ચીજો પરદેશના લોકોને મોટા નફાથી વેચે છે. આથી બ્રિટન ભારે સમૃદ્ધ દેશ બન્યો છે. બ્રિટનને યુદ્ધ માટે પુરૂષ શકિતની ઘણી આવશ્યકતા છે. પરંતુ આ સવા લાખ કારખાનાઓને ચલાવવાની પણ જરૂર છે. તે માટે સ્ત્રીઓની જ્યાં બની શકે ત્યાં નિમણુંક થાય છે. છતાં કામદારો અને મજુરોનું કામ ઉપાડી લેવામાં સ્ત્રીઓ સંપૂર્ણ ફતેહમંદ થઇ નથી. એ કારીગરોના યંત્રો અને બીજી ચીજો બનાવવાનું કામ સ્ત્રીઓ કરી શકતી નથી.

### કયાં કામો સ્ત્રીઓ કરતી નથી

યુદ્ધના કામમાં અનેક વિભાગો છે. તેમાં લડવૈયા, ઇજનીઅરો, પીટરો, વિમાનીઓ, તોપચીઓ, રેડીઓ મુકનારાઓ, યાંત્રિક વાહનો ચલાવનારાઓ, ટેંકો ચલાવનારાઓ, મનવારોના લડવૈયા ખલાસીઓ; સાધારણ સ્ટીમરોના ખલાસીઓ, વિમાનોના બોંબ ફેંકનારાઓ, સુરંગ પાથરનારાઓ, સંદેશા મોકલનારાઓ, ગુપ્તચરો વિગેરે અનેક કાર્યો પુરૂષો કરે છે. એમાં સ્ત્રીઓનો પ્રવેશ અલ્પાંશે પણ થયો નથી. પ્રધાનમંડળ અને કાર્યકર્તાઓનાં મંડળોમાં પણ એમનો પ્રવેશ નથી. શારિરિક અતિ મહેનતના કામોમાં પણ સ્ત્રીઓનો પ્રવેશ નથી, ખાણો ખોદનારા લાખો મજુરોમાં પણ સ્ત્રીઓનો પ્રવેશ નથી. હમણાં એક કરોડ યુવતિઓમાંથી માત્ર ૨૦ લાખ યુદ્ધના કામના સહકારમાં સીધી કે આડકતરી રીતે પ્રવેશી છે. પરંતુ હજી વિશાળ સ્ત્રી શકિત વધારે કામ માટે ફાજલ પાડી શકાય તેમ છે. આપણી ૧૦ કરોડ યુવતિઓ આ માર્ગે કયારે પ્રયાણ કરશે ? આપણા કયા ધંધા સ્ત્રીઓ લઇ શકે તે માટે આપ અધિપતિ સાહેબ વાંચકોના અભિપ્રાયો નહિ માગો !

# ભાત ભાતનું ભરત ગુંથણ

સૌ. લીલાવતી પરેલ

## (૨) એક વર્ષના બાળક માટે કોટ

**કોટ ગુંથવામાં જોઇતી ચીજો—** ૮ ઔંસ ઊન, ૧૦ અને ૧૧ નંબરના સોયા, બે બટન, ૧॥ ઈંચ પહોળી ૨॥ વાર રીબન.

**કોટનો પાછળનો ભાગ—**૧૦ નંબરના સોયા ઉપર ૧૧૭ ટાંકા લો અને ૬ સાદી લાઇનો ગુંથો. પછી નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથો.

૧ લી લાઇન–સાદી, ૨ જી લાઇન-ઉંધી (બખીયા પણે કહેવાય છે). ૩ જી લાઇન સાદી. ૪ થી લાઈન– * ૧ સાદો, ૧ આંટો, બે ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી ફરી ગુંથો. આ લાઇનની એક ડીઝાઈન થશે. આ પ્રમાણે ૮ ઈંચ થાય ત્યાં સુધી ગુંથો. ડીઝાઇનની પહેલી લાઇને ગુંથવાનું પૂરું કરો અને કમર માટે ટાંકા ઘટાડો.



૯

**કમરનો ભાગ—**૧ લી લાઇન– * બે ટાંકા ભેગા ઉંધા ગુંથો, બે ઉંધા, * આ નિશાનીથી ફરી ગુંથો. (૮૮ ટાંકા રહેશે). બીજી ચાર લાઇનો બે સાદા અને બે ઉંધા એમ ગુંથો. ૬ ઠ્ઠી લાઇન– * ૨ સાદા, ૧ આંટો, ૨ ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી ફરી ગુંથો. પછી બીજી ૩ લાઇનો બે સાદા અને ઉંધા એમ ગુંથો. છેલ્લા બે ટાંકા ભેગા ગુંથો. (૮૭ ટાંકા).

**બાંયનો ઘાટ—**લાઇનોની શરૂઆતના બે ટાંકા બંધ કરો (૭૮ ટાંકા રહેશે) પછી ૭૫ ટાંકા રહે ત્યાં સુધી બંને બાજુ એકેક ટાંકા ઘટાડો (એટલે બે ભેગા ગુંથવા) હવે ટાંકા ઘટાડયા વગર બીજી ૨૮ લાઇનો ગુંથો.

**ખભાનો ઘાટ—**દરેક લાઇનની શરૂઆતમાં નવ ટાંકા બંધ કરો. અને પછી રહેલા ૨૧ ટાંકા બંધ કરો

**કોટ આગળનો ડાબો ભાગ—**૧૦ નંબરના સોયા ઉપર ૬૬ ટાંકા લો અને ૬ લાઇનો સાદી ગુંથો. હવે ડીઝાઇન નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન–સાદી. ૨ જી લાઇન–૬ સાદા, બીજા ટાંકા ઉંધા, ૩ જી લાઈન–સાદી, ૪ થી લાઇન ૬ સાદા, * ૧ સાદો, ૧ આંટો, બે ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી ફરી

ગુંથો. શરૂઆતથી ૮ ઇંચ થાય ત્યાં સુધી ગુંથો. ડીઝાઇનની પહેલી લાઇનને ગુંથવાનું બંધ કરો અને કમર માટે ટાંકા ઘટાડો.

**કમરનો ઘાટ**—૬ સાદા, * ૨ ઉંધા, બે ટાંકા ભેગા ગુંથો. * આ નિશાનીથી ફરી ગુંથો. છેલ્લા આઠ ટાંકા બબ્બે ભેગા ગુંથો. (૫૦ ટાંકા રહેશે). બીજી લાઇનો ૨ સાદા અને ૨ ઉંધા એમ છેલ્લે સુધી ગુંથો. આગળની પટી માટે ૬ ટાંકા સાદા છેવટ સુધી ગુંથવાના. ૬ ઠ્ઠી લાઇન- * ૨ સાદા, ૧ આંટો, બે ટાંકા ભેગા ગુંથવા. * આ નિશાનીથી ફરી ગુંથો. છેલ્લા ૭ ટાંકા સાદા બીજી ત્રણ લાઇનો ૨ સાદા, ૨ ઉંધા એમ ગુંથો. છેલ્લી લાઇનમાં છેલ્લો ટાંકો વધારશો. (૫૧ ટાંકા થશે). પછી ડીઝાઇનની ૧૦ લાઇનો ગુંથો.

**બાંયનો ઘાટ**—બાંય તરફના બે ટાંકા બંધ કરો અને પછી એક વધાર્યા વગર ગુંથો. પછીની દરેક લાઇને એક ટાંકો બાંય તરફનો ઘટાડવો. પછી ડીઝાઇનની છેલ્લી લાઇનમાં છેલ્લા ત્રણ ટાંકા રહે ત્યારે ૧ આંટો અને ત્રણ ટાંકા ભેગા ગુંથવા (૪૫ ટાંકા) હવે વધાર્યા વગર ડીઝાઇન સાથે ૧૯ લાઇનો ગુંથો.

**ગળાનો ઘાટ**—૧ લી લાઇન-(ગળા તરફથી ૧૦ ટાંકા બંધ કરો અને લાઇન ગુંથી પુરી કરો. ૨ જી લાઇન-ટાંકા ઘટાડ્યા વગર ગુંથો. ૩ જી લાઇન-૩ ટાંકા બંધ કરો. અને લાઇન ગુંથી પુરી કરો. ૨ જી અને ત્રીજી લાઇન ફરી એક વખત ગુંથો. ૬ ઠ્ઠી લાઇન-બે ટાંકા બંધ કરો, અને લાઇન ગુંથી પુરી કરો. (૨૭ ટાંકા રહેશે). બીજી બે લાઇનો ટાંકા ઘટાડ્યા વગર ગુંથી બાંય તરફ લાઇન પુરી કરો.

**ખભાનો ભાગ**—બાંય તરફથી શરૂ થતી લાઇને નવ ટાંકા બંધ કરો.

**કોટનો આગળનો જમણો ભાગ**—ડાબા ભાગ મુજબ કરવો.

**બાંય**—(બન્ને એક સરખી કરવી) ૧૦ નંબરના સોયા ઉપર બેંતાલીસ ટાંકા લ્યો. અને ૭ લાઇનો સાદી ગુંથો. પછી ડીઝાઇનની ચાર લાઇનો ત્રણ વખત ગુંથો. પછી ઉલટી બાજુ ડીઝાઇન ગુંથવાની શરૂઆત કરો. એક લાઇન સાદી ગુંથો. હવે ડીઝાઇનની ચાર લાઇનો ત્રણ વખત ગુંથો અને પહેલી અને બીજી લાઇન ફરીથી ગુંથો. દરેક આઠમી લાઇને ૫૬ ટાંકા થાય ત્યાં સુધી બન્ને બાજુ એક એક ટાંકો વધારવો. ડીઝાઇન ચાલુ રાખવી. છેલ્લા ટાંકા વધાર્યા પછી ત્રણ લાઇનો ગુંથવી. પછી દરેક લાઇનની શરૂઆતમાં ૨૦ ટાંકા રહે ત્યાં સુધી ત્રણ ત્રણ ટાંકા બંધ કરવા અને છેવટે ૨૦ ટાંકા પણ બંધ કરવા.

**કોલર**—૧૧ નંબરના સોયા ઉપર ૧૩૮ ટાંકા લ્યો અને ૭ લાઇનો સાદી ગુંથો. બધીજ લાઇનોમાં શરૂઆત અને છેલ્લા ૭ ટાંકા સાદા ગુંથવા અને વચ્ચે ડીઝાઇન ગુંથવી. આ ડીઝાઇનની ચાર લાઇનો ત્રણ વખત ગુંથવી. પહેલી અને બીજી લાઇન ફરીથી ગુંથવી. હવે ૧ લી લાઇન ૭ સાદા પછી બબ્બે ટાંકા ભેગા ગુંથવા અને છેલ્લા સાતા ટાંકા સાદા ગુંથવા. પછીની લાઇન સાદી ગુંથવી. પછીથી બંધ કરી દેવાની.

ઉંધી બાજુ પહેલા બે ખભા સાંધવા પછી બાંયો સાંધવી ત્યાર પછી બે સાઇડો સાંધી લેવી. કોટના આગળની બે પટીઓ છોડી કોલર ચોટાડી લેવો. પછી બે બટન આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ચોટાડવાં. કમર ઉપરનાં કાણામાં રીબન પરોવવી.

# રાંધણકલા

લેખિકા :
સૌ. વેણુદાબ્હેન મહેતા

## કહોળાપાક

એક મોટું પુરૂં કહોળુ લઇ તેના આકારે અચ્છેર જેવડા કકડા કરવા. ત્યાર પછી તેમાંથી બીયાં હોય તે બધાં નીકળે તેટલા કહાડી નાખવાં અને છીણીથી છીણીને તેનો છીન પાડવો. બધો છીન તૈયાર થયા પછી બીયાં રહ્યાં હોય તે વીણી કહાડવાં. અને હાથે વળી ગોળા વાળી બને તેટલું પાણી નિચોવી નાખવું. અને એક જાડો કકડો લઇ તેમાં સામટો છીન નાખી બાકીનું પાણી હશે તે દાબીને કહાડી નાખવું. અને પાણી નીચોવેલો છીલ એક થાળીમાં મુકવો. એનું વજન કરવું. અને વજનથી અડધી મોરસ ખાંડ જોખીને નાખવી અઢીશેર છીન હોય તો મોળો માવો શેર ના ઘીમાં શેકી ગુલાબી રંગ થાય તેવો સેકીને અંદર નાખવો. શેર અઢી કોળાનો છીલ હોય તો ખાંડ શેર સવા નાખવી.

| | |
|---|---|
| બદામ શેર ાા | પરતાં શેર ા |
| ચારોળી શેર ાા | ખાંડ શેર ૧ા |
| એલચી તોલા ૧ા | ઘી જોઇએ તેટલું |

બદામ ચારોળી પરતાં એ બધાં વીણી સાફ કરીને બદામ બાફીને છોલી નાખવી જરા સુકાયા પછી એનો ખાંડીને ભુકો કરવો. ચારોળી તથા પરતાં ખાંડીને ભુકો કરવો. એલચી ખાંડીને તૈયાર રાખવી. ખાંડની ચાસણી કરવી. તેમાં શેર ખાંડે પાણીનું માપ શેર ાા નાખવું. વધારે પાણી પડશે તો ચાસણી પાતળી થઇ જશે. છીલને સગડી પર પેણી મુકી તેમાં ઘી નાખી થોડો થોડો નાખી ખરો ગુલાબી રંગનો થાય એટલે કહાડી બીજી થાળીમાં કહાડી લેવો. એમ કરીને બધો છીલ તળી કહાડવો. ઘી સારી પેઠે મુકવું કે છીલ બરાબર તળાઇને ખરો થાય. છીલ તમેયા વતી હલાવ્યાં કરવો. કાણાંવાળી ઝારીએ કહાડી લેવો.

છીન તળાઇ રહ્યા પછી ચાસણી કરવી. અને તેમાં દુધ તથા પાણી સરખે ભાગે મેળવી રાખેલું હોય તે થોડું થોડું નાખીને ચાસણીમાંથી મેલ કહાડી નાખવો. ચાસણી ગોળી વળની મુરબ્બો કરીએ છીએ તેવી રાખવી. અને ઉતારીને તેમાં તપેલો છીલ નાખી દેવો. અને ખુબ હલાવવું. અંદર ખાંડેલો બદામ ચારોળીને એલચી પણ નાખીને ફરી ખુબ હલાવી નાખવું. બધું બરાબર હલાવ્યા પછી થાળીમાં પાથરી દેવું. બીજે દીવસે ઠરી ગયા પછી એના જોઇએ તેવા કકડા પાડી લેવા. અને ખાવાના ઉપયોગમાં લેવા.

ભુરા કોળાના છીનનાં ભજીયાં કરવાની રીત તથા વડી—ભુરા કોળાને ઉપલી રીતથી સમારી કહાડવું અને તેમાં આદુ મરચાં લીલા, લીલી હળધર તથા મીઠું નાખવાં. આદું મરચાં તથા લીલી હળધર વાટીને સારા પ્રમાણમાં નાખવા. થોડી હીંગ અને ચીકાસ આવવાને માટે થોડી દળેલી ઝીણી મેથી નાખવી. ત્રણ દહાડા રહેવા દેવું. તે દરમ્યાન રોજ ઉપર તળે હલાવવું.

ત્રીજે દિવસે ઘઉંનો લોટ શેર ાા લેવો અને તેમાં તેટલો જ આથેલો તૈયાર કરેલો છીલ મેળવી લેવો. એક દિવસ એ આથો રહેવા દેવો. અને બીજે દિવસે લોખંડની પેણીમાં તેલ મુકીને ખરૂં થાય એટલે ગોટા પાડીએ છીએ તેમ ભજીયાં તળી લેવાં એ સ્વાદમાં બહુ જ સારાં થાય છે. બીજો વધારે મસાલો રહ્યો હોય તો તેની વડી પાડી દેવી તે સુકાયા પછી તેલમાં તળી નાખવી. ઉપયોગમાં લેવી. બીજો ઉપયોગ—એ વડી ખાખરી કરી અથવા આખી કઢીમાં પણ નખાય છે. મેં કેટલાક લોકોને ભુરા કહોળાના પાણીને પાપડના ઉપયોગમાં લેતા જોયાં છે. અને છીલને ફેંકી દેતા પણ જોયાં છે. સુરત જીલ્લામાં આ કોળાનો ઉપયોગ બહુ થાય છે. અને તેમાંથી વાનીઓ બનાવે છે. તે લખી છે.



## [૧] જુવાન હિન્દુ સ્ત્રીઓને સાસરિયાં તરફથી થતી કનડગતો

હિન્દુ સમાજમાં સ્ત્રીઓને બહુ સન્માન આપવામાં આવે છે, સ્ત્રીઓ દેવીઓ ગણાય છે, માતૃદેવો ભવ એવાં સૂત્રો શિખવવામાં આવે છે. પણ તે માત્ર મોટી વયે માતાનું પદ ભોગવતી સ્ત્રીને જ માટે. જ્યાં સુધી સ્ત્રી કુટુંબની વહુ હોય, સાસુની ધાકધમકી હોય ને સાસુનું રાજ્ય પૂર દોરથી ચાલતું હોય, ત્યાં સુધી એ યુવતીઓને કેટલું દુઃખ વેઠવું પડે છે, તેનો ખ્યાલ સુધરેલા સમાજને ભાગ્યે જ આવે ! પૈસાની અરસપરસ લેવડદેવડમાં વહુવારૂનો તો મરો જ થાય છે. જ્યાં સુધી લગનપ્રસંગની આર્થિક લેવડદેવડ, અને ત્યાર પછી પણ બીજા પ્રસંગોની નાણાં, કપડાં, દાગીનાની ફરજિયાત લેવડદેવડની પ્રથા બંધ થાય નહિ અને સ્ત્રીઓ પોતાના પગ પર ઊભી રહીને સ્વમાન સાચવતી થાય નહિ, ત્યાં સુધી સ્ત્રીઓના આપઘાતના દાખલા બનતા જ રહેવાના અને બિચારી દીકરીઓને જે વખતે ખરો સંસાર આનંદથી ભોગવવાનો હોય તે જ વખતે મારઝૂડ અને મહેણાં ટૂણાં સાંભળી સહન કરીને બેસી રહેવાનું. નહિ તો કૂવાહવાડા કરવાના કે ગળે ફાંસો ખાઇને મરણ શરણ થવાનું.

દરરોજ છાપું ઉઘાડતાં આવા અનેક દાખલાઓ જાણવામાં આવે છે.

થોડા જ વખત ઉપર ૧૮ વર્ષની એક યુવાન હિંદુ સ્ત્રીએ સાસુ સાથે તકરાર થતાં ઑગ્ઝેલીક એસીડનું ઝેર પીને આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો.

વળી વડોદરા રાજ્યમાં એક ગામમાં એક ૨૫ વર્ષની બાઇએ ધણીના ત્રાસથી કંટાળીને મુસ્લીમ ધર્મ સ્વીકાર્યો હતો. એને નવ વરસનો છોકરો અને ચાર વર્ષની છોકરી હતી. પણ ત્રણ વર્ષથી એનો ધણી એને મારઝૂડ કરતો હતો. તેથી એ પોતાને ગામ જઇ ત્યાં મજૂરી કરીને પોતાનું ગુજરાન કરતી હતી. ત્યાં પણ એનો ધણી ત્રાસ આપવા ગયો. અને નાક કાપવાની ધમકી આપીને છોકરો છોકરી ઝૂંટવી લીધાં. એકલી પડી ત્યાં એની કોઇએ દાદફર્યાદ સાંભળી નહિ, ત્યારે એક મુસ્લીમ કુટુંબમાં આશરો લઇને તેણે શાન્તિ શોધી !

ત્રીજો એક કિસ્સો પાટણમાં થયો. એક માણસે પોતાની સગીર વયની પત્નીના શરીરે ડામ દઇ ઇજાઓ નીપજાવેલી. પારણ પોલીસે તેની સામે કેસ કરેલો. આ કેસમાં પાટણ મહાલ વહીવટદારે સદરહુ માણસને એક માસની સખ્ત કેદ તથા રૂ. ૧૦૦ ના દંડની સજા કરી. એ માણસે અપીલ કરી, વરિષ્ટ કોર્ટ તરફથી નીચેના ન્યાયાધીશ પર લખાણ ગયું કે આરોપીને આ કેસમાં બહુ ઓછી સજા થઇ છે.

ઉપર બતાવેલા કીસ્સા તો અત્યન્ત સાધારણ છે. નાની વહુઓને તો સાન ઠેકાણે લાવવા માટે મારવી જ જોઇએ, તેનું અપ-

માન કરવું જ જોઈએ, ધાક બેસાડવી જ જોઈએ. એ જ સાસુઓની અને કાયર ને માવડીમુખા પતિઓની માન્યતા છે. જરા જો વહુવારૂ માથું ઊંચકે તો તો એનું આવી જ બને. બધા કીસ્સાઓમાં ઊંડી તપાસ કરી હોય, તો પીયરથી પૈસા ન મળવાનું કારણ હોય. પીયરથી સાસરામાં પૈસા, કપડાં, દાગીના લાવીને ખુશામત કરે તો વહુ ઉપર ચાર હાથ રહે! નહિ તો એનું આવી બન્યું.

ઘાસલેટ છાંટીને બળવાના દાખલા, કૂવા-હવાડા પૂરવાના દાખલા, મુસ્લીમ કે ક્રીશ્ચીઅન ધર્મ સ્વીકારવાના દાખલા કેમ બને છે? જુવાન છોકરીઓમાં જે કંઈ સ્વમાન જાગ્રત થયું છે તે અપમાન અને મારઝૂડ સહન કરી શકે નહિ. એની લાગણી સખ્ત થઈ જાય, ત્યારે જ જીવ પર વાત આવે છે. બાકી કુમળી વયમાં મરણનું શરણ લેવું એ તે કંઈ રમતની વાત છે?

અસંખ્ય કુટુંબોમાં વહુવારૂની કનડગત ચાલુ જ છે. જમાનો બદલાય છે. જો કુટુંબીજનો સમજશે નહિ તો આપણા સમાજનું લગ્નજીવન જરૂર વેડફાઈ જશે. પાળેલાં જાનવરને આપણે લાડકોડથી પાળીએ છીએ, પણ હોંશથી આણેલી વહુ જેના ઉપર કુટુંબના ભવિષ્યનો આધાર છે, જે કુટુંબની શોભા છે, તેને ગુલામ કરતાં પણ હલકી ગણીને પારાવાર મજૂરી કરાવીને, મારઝૂડ કરીને, મહેણાંટૂણાં મારીને એનો સંસાર આપણે ઝેર કરી દઈએ છીએ!

સામાન્ય મજૂરના કામના કલાકની અવધિ સરકાર પાસે ઠરાવીએ છીએ પણ ઘરમાં ઘસડબોજો કરનાર વહુ પરોઢીઆમાંથી ઊઠી તે મોડી રાતના પણ પગ વાળીને સુવા પામતી નથી, એ સ્થિતિ ચલાવી લઈએ છીએ–ગણ્યાંગાંઠ્યાં કુટુમ્બની સ્થિતિ સારી હોવાથી એમ માની લઈએ કે સમાજ સુધર્યો છે, પણ સ્ત્રીઓમાં સ્વમાનની ભાવના હજી જાગ્રત કરવાની બાકી છે તેમજ સ્વાશ્રયી થતાં શિખવવાની જરૂર છે–જો સ્ત્રીઓ સ્વાશ્રયી અને સ્વાવલંબી થશે તો જ સમાજમાં તે હડધૂત થતી અટકશે.

*[ જ્યોતિર્ધરમાંથી ]*

**શારદાબ્હેન બ્હેતા**

---

## [ ૨ ] મહાસભાના રચનાત્મક કાર્યમાંથી સ્ત્રીઉપયોગી

હિન્દની સ્ત્રી બીજી સ્ત્રીઓની સરખામણીમાં અતિશય પછાત છે એની કોઇ ના પાડી શકે એમ નથી. ખાસ કરીને તો હિન્દુ સમાજમાં સ્ત્રીની સ્થિતિ ખરે જ અધમ છે. જે થોડીઘણી સુખી બહેનો છે તેમને આ અતિશયોક્તિ લાગશે. પરંતુ આપણે અહીં થોડી બહેનોનો વિચાર કરવાનો નથી, પણ દેશની અસંખ્ય સામાન્ય બહેનોનો. સ્ત્રીની એક તો અજ્ઞાનતા, બીજું હિન્દુ કાયદાનું એકતરફીપણું અને ત્રીજું સ્ત્રીઓ સંબંધી સામાજિક માન્યતાએ સ્ત્રીને કેવળ પરાધીન બનાવી મૂકી છે. સ્ત્રીજીવનમાં આથી જે શુષ્કતા આવી છે તેને લીધે આપણું સમસ્ત જીવન શુષ્ક બની ગયું છે. આ પરાધીનતાની બેડી જ્યાં લગી તૂટે નહિ ત્યાં લગી અર્ધો દેશ ગુલામી અવસ્થા ભોગવશે અને એવો અર્ધો મરેલો દેશ સ્વતંત્રતાને કોઇ રીતે લાયક ગણી શકાય જ નહિ. પહેલાં તો સ્ત્રીઓ સંબંધી જે ખોટા ખ્યાલો સમાજમાં છે, જેવાકે સ્ત્રીએ પુરુષના પર અવલંબીને રહેવાનું છે, એને કમાણી કરવાની જરૂર નથી, એને ઉચ્ચ શિક્ષણની જરૂર નથી વગેરે વગેરે એ બદલવાની જરૂર છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરુષના જેટલું જ મહત્ત્વનું છે, એ વસ્તુ સ્વીકારાવી જોઇએ. અમુક વસ્તુ પુરુષ જ કરી શકે અને અમુક

વસ્તુ સ્ત્રીથી જ થાય એ વિચારો બદલાવવા જોઇએ. આને માટે સ્ત્રીનું માનસ પણ બદલવાની જરૂર છે. સ્ત્રીએ પણ પુરૂષની સાથે સંસારની જવાબદારી લેવાની છે. એણે પોતાનો તેમજ કુટુમ્બનો ભાર પુરૂષ પર, એની શક્તિ બહાર હોય તો, નાખવાનો નથી; પરંતુ પોતે પણ એની ટુંક આવકમાં ઉમેરો કરે એ આવશ્યક છે. આને માટે શિક્ષણની જરૂર પડે. તે ઉપરાન્ત જે એકતરફી કાયદાઓ છે, તે પણ દુર કરવાની જરૂર છે. વારસા સંબંધી હક પુરૂષને છે તેટલો જ સ્ત્રીને હોવો જોઇએ. તો જ સ્ત્રીને પોતાની સ્થિતિ અને એને અંગેની જવાબદારીનું ભાન થાય. લગ્નનો કાયદો પણ ફેરવવાની જરૂર છે. અનેક પત્નીના રિવાજને લીધે સ્ત્રીની સ્થિતિ અધમજ ગણાય. અમુક સંજોગોમાં લગ્નવિચ્છેદની છૂટ અપાય અને સાથે એકપત્નીનો કાયદો દાખલ થાય તો જ લગ્નની સંસ્થાને નવજીવન આપી શકાય. સ્ત્રીપુરૂષના સબંધ ઉપરજ સમાજ રચાયો છે. આ સંબંધ શિથિલ ન થાય એ જેટલું ઇચ્છવાયોગ્ય છે તેટલું જ એ બંધનરૂપ ન થાય કે જેથી એ અતિશય તાણે તો તૂટી જાય.

મહાસભાના રચનાત્મક કાર્યક્રમમાંથી મેં ત્રણ મુદ્દાઓ લીધા છે તેમાંનો આ એક :છે.

[ " ભગિનીસમાજ પત્રિકા " ]
શ્રી. હંસાબ્હેન ઝ્હેતા

---

## [ ૩ ] જ્યાં ત્યાં સ્ત્રીઓનેજ દુઃખ

એક પત્રલેખકે મને તીખો કાગળ લખ્યો છે, તેમાંથી તેમણે વાપરેલાં કેટલાંક કડવાં વિશેષણો બાદ કરીને તે નીચે આપું છું:

" આપ નાગરિક અધિકારીના મુદ્દા વિષે વાત કરવા વાઇસરોયની મુલાકાતે જવાની તૈયારીમાં છો તે વખતે મને આશા છે કે આ કાગળ આપને કંઇક ઉપયોગી નીવડશે.

અત્યારે સેંકડો ઓસ્ટ્રેલિયન સોલજરો મુંબઇમાં ફરી રહ્યા છે. કોઇ પણ માણસ, તે ગમે તે દેશનો કે કોમનો હોય તો પણ, તેની સામે આપની જેમ મને પણ સૂગ નથી. પણ અઠવાડિયું થયાં આ સોલજરોનું વર્તન જોયા પછી મારા મનમાં એવો નિર્ણય અથવા કુનિર્ણય બંધાયો છે કે એ લોકો 'માણસ' નથી. આમ કહેવા માટે મારી પાસે સંગીન કારણો છે. અંગ્રેજો જર્મનોને હેવાન કહે છે ને પોતાના સોલજરોને ' શુરા ', ' બહાદુર ', 'વીર' વગેરે વિશેષણો લગાડે છે. પણ મેં જે દેખાવો મારી નજરે જોયા તે તો જુદી સ્થિતિ સૂચવે છે.

આ ' સોલજરો ' મુંબઇમાં અતિશય સતામણી કરી રહ્યા છે. એક પોલીસને પણ તેમણે મોઢા પર તમાચો માર્યો. હું અહીં કેટલાક ચોક્કસ દાખલા ટાંકીશ, તે ઉપરથી આપને ખ્યાલ આવશે કે મુંબઇ શહેરમાં આ સોલજરોનો ત્રાસ કેટલો વર્તી રહ્યો છેઃ

૧. એક સોલજરે એક ગુજરાતી છોકરીને પકડી, ને તેને ખુલ્લા રસ્તા પર પોતાની જોડે બળજબરીથી નચવી. બીજા સાત સોલજરોએ જોડાની આસપાસ કુંડાળું વળીને ઊભા ને ગમ્મત કરવા લાગ્યા. આ બનાવ બહુ અવરજવર વિનાના એક રસ્તા પર બન્યો.

૨. બીજા એક સોલજરે હાઇસ્કૂલની એક છોકરીને ગાલે બચકાં ભર્યાં ને તેને લોહીલોહાણ કરી મુકી.

૩. ચાર સોલજરો સાંજને વખતે પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ આગળ એક વાઘરણને ખેંચી જતા જોવામાં આવ્યા હતા.

૪. વીસેક સોલજરો આર્મી ને નેવી સ્ટોર્સમાંથી નીકળ્યા. તેમના હાથમાં દારૂની બાટલીઓ હતી એમાંના એકે રસ્તા વચ્ચો-

વચ્ચે પાટલૂન ઉતાર્યું ને નાગો થઈને ઉભો રહ્યો.

૫. ભાડાની મોટરો કે ઘોડાગાડીઓના હાંકનારાની સતામણી તો એટલી બધી સામાન્ય થઈ ગઈ છે કે એનું વર્ણન કર્યું જાય એમ નથી. ભાડાની મોટર કે ઘોડાગાડીમાં ૭ આઠ સોલજરો ખડકાઈને બેઠા હોય એ દેખાવ તો શહેરમાં રોજ ઠેરઠેર જોવા મળે છે. તેઓ ગાડીવાનને ડરાવીને આખા શહેરમાં ફરે છે ને એક પાઈ પણ આપતા નથી. એમનો હદપારનો બોજો વહેતા ઘોડાઓને કેટલો ત્રાસ થતો હશે એની હું કલ્પના કરી શકતો નથી.

૬ તેઓ કોઈ પણ હોટેલમાં પેસી જાય છે, ખાય છે, પીએ છે, લહેર કરે છે, ને પૈસા પણ આપ્યા વિના ચાલ્યા જાય છે.

૭ રસ્તા પર વાહનના અવરજવર પર અંકુશ રાખવાને ઊભેલા એક પોલીસ સિપાઈને એક સોલજરે તમાચો માર્યો, એટલા માટે કે સિપાઈએ તેની મોટરને આગળ વધતાં અટકાવી.

નં. ૩, ૪, ૫, ૬ની હકીકતો મેં મારી નજરે જોયેલી છે બાકીની મારા મિત્રોએ કહેલી છે.

મને આશા છે કે આપ વાઈસરૉયને કહેશો કે તેઓ કેવા 'સામગ્રી' વડે લડાઈ લડી રહ્યા છે ! હું એમ નથી કહેવા માગતો કે બધા સોલજરો આવા હોય છે, પણ મુંબાઈમાં અત્યારે જે ચાલી રહ્યું છે તેનાથી હું વિમાસણમાં પડી ગયો છું."

આ 'સોલજરો'ના અસભ્ય વર્તન વિષેના સામાન્ય આરોપને ટેકો આપનાર અનેક કાગળો મારા પર આવ્યા છે. એક કાગળ કહે છે કે એક પરગજુ બાઈએ અમને અને હિંદી સોલજરોને ચા પીવા નોતર્યા હતા. હિંદીઓ તો આવ્યા. ૨૫૦ ઉપરાંત ઑસ્ટ્રેલિયન સોલજરોમાંથી આઠેક જ આવ્યા. કહે છે કે પેલી બીચારી બાઈના દુઃખનો તો પાર રહ્યો નહિ, ને ઑસ્ટ્રેલિયન મહેમાનો કેમ ન આવ્યા તેની તેણે ફોનથી પૂછપરછ કરી. જવાબ મળ્યો કે 'તેઓ બહાર ગયા છે, તેઓ તૈયાર નથી.'

હું મુંબઈમાં હતો તે વખતે મેં આ જંગલી વર્તનની વાતો સાંભળી હતી. એમના ઉધમાત વિષે મારી પાસે જે વાતો આવી તે સાચી નહિ હોય એમ મેં માન્યું હતું. એમાંના કેટલાક સોલજરો હું વર્ધા જવાને ગાડીમાં બેઠો ત્યારે સ્ટેશન પર હાજર હતા. મારી પાસે આવતી ફરિયાદોની વાત મેં તમને કરેલી. તેમણે તેનો ઇલાજ કરવાનું વચન આપેલું. પણ એમનો એમના સાથીઓ પર કશો પ્રભાવ પડયો નહીં હોય. તેમણે મને કહ્યું જ હતું કે તેઓ લશ્કરમાં ભરતી થયા તે પહેલાં કદી એકબીજાના પ્રસંગમાં આવ્યા ન હતા.

એ ગમે તેમ હો, આ સંકટ સામે ચાંપતાં પગલાં લેવાવાં ઘટે છે. ના. વાઈસરાયને મેં આ વાત કરી હતી, તેમણે તપાસ કરવાનું વચન આપ્યું. તેમણે કબૂલ કર્યું કે આ વસ્તુ જો સાચી હોય તો ગંભીર કહેવાય. મને લાગે છે કે ચામડીના રંગની સૂગ ઑસ્ટ્રેલિયામાં દક્ષિણ આફ્રિકાના જેટલી જ પ્રબળ છે. કાળો માણસ ત્યાં રજ સમાન ગણાય છે. ગોરી ને કાળી પ્રજાઓ વચ્ચે સમાનતા હોઈ શકે જ નહીં, એ ધોરણ પર દક્ષિણ આફ્રિકાનું રાજ્ય બંધારણ રચાયેલું છે. ગોરા માણસને લાગે છે કે ચાળીસ કરોડની જે પ્રજા પર એક લાખ ગોરા રાજ્ય ચલાવે છે તેમની જોડે તો ઑસ્ટ્રેલિયન સોલજરો આપણી છોકરીઓ, ગાડીવાનો ને હિંદી પોલીસ જોડે સુદ્ધાં જે રીતે વર્ત્યા કહેવાય છે તેજ રીતે વર્તી શકાય. લડાઈને લીધે ગોરા માણસના વર્તનમાં કશો ફેરફાર થવા પામ્યો નથી,

આ બનાવો જેવા વર્ણવવામાં આવ્યા છે તેવા બન્યા છે એમ માનીએ તો, તેમાંથી બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. મારા પર આવેલા બધા જ કાગળોમાં નકામા માણસોએ જોડી કાઢેલી વાતો ન હોઇ શકે. આ આરોપો તરફ સ્થાનિક અધિકારીઓએ શું ધ્યાન આપ્યું છે? વાઇસરોય તો આખરે એક જણ કહેવાય. દુવર્તનના એકેએક કિસ્સામાં ન્યાય મેળવવા એમની પાસે જવું પડે તો જે રાજ્યતંત્રમાં એમ કરવું પડે એ તંત્ર જ નપાવટ છે. પ્રજાને ન્યાય કરવાનો આવે ત્યાં નીચલા અમલદારોમાં ભયાનક ગેરશિસ્ત પ્રવર્તે છે. બંદૂકનું બળ બતાવવાનું હોય ત્યારે બધું કામ સરળતાથી ચાલે છે. તે વખતે વાઇસરોય અને નીચલા દરજ્જાના અમલદારો સહુ એકતાન થઇને વર્તે છે. આ દેખાવમાંથી એ વિપરીત અનુમાન નીકળે છે કે નીચલા દરજ્જાના અમલદારો એ જ સર્વોપરિ સત્તાધીશ છે ને વાઇસરોય તો એક નામના પૂતળા જેવા છે. આ સત્યનું અતિશય દુઃખદ છતાં સચોટ ઉદાહરણ તો આંધી-અરવિન કરારના ભુક્કા ઉડાવવાને નીચલા અમલદારોએ ઠોકરે ન ઉડાવ્યો હોત તો ઇતિહાસ ખસૂસ જુદી રીતે લખાયો હોત. પણ અમલદાર વર્ગમાં લોર્ડ અરવિનના જેવી ભાવના નહોતી. તેથી અત્યારના દાખલામાં પ્રશ્ન એ છે કે ઓસ્ટ્રેલીયન લશ્કરના સેનાપતિએ એના માણસોને શું કર્યું? ગભરૂ વસ્તીની વચ્ચે કેમ વર્તવું એ વિષે તેણે એ માણસોને સૂચનાઓ આપી હતી ખરી? મુંબઇના પોલીસ કમીશનરે શું કર્યું? કલેક્ટરે શું કર્યું? અને ના. ગવર્નરે શું કર્યું?

બીજો પ્રશ્ન એટલો જ અગત્યનો છે કે છોકરીઓ ઉપર જે જંગલીપણું ગુજર્યું, તેમાંથી તેમને બચાવવાને મુંબઇના પ્રજાજનોએ શું કર્યું? પોતાના શહેરમાં વસતી સ્ત્રીઓની લાજ આબરૂની રક્ષા કરવાને મેયરે શું કર્યું? મેયરની પાસે અમલી સત્તા નથી એ સાચું પણ એ કેવળ કોર્પોરેશનની સભાઓ ચલાવનાર અધ્યક્ષ નથી. તેમના દરજ્જામાં અમુક ગૌરવ ને પ્રતિષ્ઠા રહેલાં છે. તેનો ઉપયોગ કરીને તેઓ લાગતાવળગતા અધિકારીઓને યોગ્ય દિશામાં પગલાં લેવાને સમજાવી શક્યા હોત. મુંબઇની મહાસભા સમિતિએ શું કર્યું? રસ્તે ચાલતા માણસે શું કર્યું? જો હકીકતોનું મારી પાસે આવેલું વર્ણન સાચું હોય તો આ વસ્તુ સાથે સંબંધ ધરાવતા એકેએક જણને માટે એ ભારે કલંકરૂપ છે. લોકોમાં જો હિંસક કે અહિંસક પ્રજાકીય ભાવના હોય તો એક પણ માણસ, કાળો કે ગોરો, એક પણ છોકરીને તેની મરજી વિરૂદ્ધ અડવાની હિંમત કરી શકે જ નહિ.

આ બાબતની પૂરેપૂરી તપાસ થવી આવશ્યક છે.

[ હરિજનબંધુમાંથી ]

ગાંધીજી





# સ્ત્રી જગત

ન્યુ દીલ્હીની ગુજરાતી મહિલા સમાજને ઓલ ઇન્ડીઆ રેડીઓ તરફથી ગરબાનો પ્રોગ્રામ રાખવા આમંત્રણ મળ્યું છે.

**સ્ત્રી જાગૃતિનો ઉત્સવ** : અમદાવાદ ગાંધી જયંતિ નિમિત્તે અમદાવાદમાં જ્યોતિ સંઘ તરફથી સ્ત્રી જાગૃતિ ઉત્સવ ભદ્રમાં આવેલા લોકલ બોર્ડના વિશાળ મેદાન પર ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે શ્રીયુત મોરારજીભાઇ દેસાઇએ "અહિંસા અને સત્યાગ્રહ" ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

**શ્રી. સુભદ્રાબાઇ પગાર** : વડોદરા અખિલ હિંદ મહિલા પરીષદની વડોદરાની શાખાના આશરા નીચે શ્રી. સુભદ્રાબાઇ પગારે 'સીલોન' વીષે સ્ત્રીઓની મોટી સભામાં નકશા સાથે સારું વિવેચન કર્યું હતું. સીલોન વિષે સંપૂર્ણ માહીતી આપી હતી.

**શ્રી. સરલાબેન મહેતાના** પ્રમુખપણા હેઠળ શ્રી. પ્રો. ચતુરભાઇ પટેલે વડોદરાની બ્હેનો સમક્ષ "લગ્ન ગીતોમાં રહેલું હાસ્ય" એ વિષય ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યું હતું.

**શ્રીમતિ તોરણદેવી શુકલ** : લખનૌ તેઓને તેમની 'જાગૃતિ' નામની કવિતા માટે રૂ. ૫૦૦ નું ઇનામ એનાયત કરવામાં આવ્યું છે. આ ઇનામ હિંદી સાહિત્ય સંમેલનની સેખસરી પારિતોષક સમિતીએ આ વર્ષનું સેખસરી ઇનામ તરીકે આપ્યું છે.

**શ્રીમતી શન્નોદેવી** : પંજાબની ધારાસભાના સભ્ય છે. સરકારે તેમને કોઇપણ સરઘસમાં ભાગ નહિં લેવો એવો હુકમ કર્યો છે. અને જાહેર સભામાં ભાષણ કરવાની મનાઇ કરી છે.

કુ. ઇન્દુબેન નાનુભાઇ દેસાઇને હસ્તે ચક્લાદ મુકામે ખાદી પ્રદર્શનનું ઉદ્ઘાટન થયું હતું.

**ડા. મોન્ટેસોરીના** શીક્ષણ વર્ગો બંધ કરાવવામાં આવ્યા હતા તે પાછા શરૂ કરવાની પરવાનગી આપી છે.

**ડા. ખાનસાહેબ** : સરહદ પ્રાન્તના માજી વડા પ્રધાન ખાન સાહેબે અમદાવાદના જ્યોતિ સંઘની મુલાકાત લીધી હતી. આ સંસ્થા જોઇને એમણે સંતોષ જાહેર કર્યો હતો. સંસ્થાના પ્રમુખ સૌ. લીલાવતી દેસાઇએ સંસ્થાની પ્રવૃત્તિનો પરિચય આપ્યો હતો. તે પછી ડા. ખાનસાહેબે હિંદની આજની અવદશાનું કારણ બ્હેનો ખુબ જ પાછળ છે તેવું જણાવ્યું હતું. ઇંગ્લાંડની બેનોએ સફ્રેજેટ ચળવળ કરી હતી; અને આઝાદ થતાં પહેલાં તેઓને ખુબ સહન કરવું પડયું હતું. મુલકની આઝાદી સ્ત્રીઓના હાથમાં છે. હિંદમાં સ્ત્રીઓને ડરપોક બનાવવામાં આવી છે. પણ સ્ત્રી ફક્ત પુરૂષની ખિદમત કરવા માટે નથી. ભગવાને સ્ત્રી અને પુરૂષને સમાન બનાવ્યાં છે. એ સમાનતા મેળવવા માટે સ્ત્રીએ કુરબાની કરતાં પણ ડરવું નહિ જોઇએ.

**શ્રી ભુવનેશ્વરી શર્મા** : મોંઘીરના આમેકદમ જુથના મંત્રી છે તેમની હિંદ સંરક્ષણ ધારાહેઠળ ધરપકડ થઇ છે.

**શ્રીમતી કે. પી. જાનકીની** મદુરા ખાતે હિંદ સંરક્ષણ ધારા તળે ધરપકડ થઇ છે. તેઓ મહાસભા સમિતિના ઉપ પ્રમુખ હતાં.

**અમદાવાદના જ્યોતિસંઘ તરફથી** ગાંધી-સપ્તાહમાં કાર્યક્રમ ગોઠવાયો હતો.

જુદા જુદા આગેવાનોના ભાષણો ગોઠવવામાં આવ્યાં હતાં.

**મહિલા પાઠશાળા :** અમદાવાદનો વાર્ષિક ઉત્સવ શ્રી. જી. વી. માવલંકરના પ્રમુખપદે થયો હતો. આ પ્રસંગે શ્રી સવિતાબેને જી. એ અને પી. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર બ્હેનોને અભિનંદન આપતો ઠરાવ રજુ કર્યો હતો. શ્રી પુષ્પાબેને ટેકો આપ્યો હતો. આ પ્રસંગે જાહેર થયું હતું કે યુનીવર્સીટીમાં કુલ જી. એ થયેલાં બેનોની સંખ્યા ૪૧૦ ની છે. આ સંખ્યામાં ૧૦૩ બેનો અમદાવાદની શાળાનાં છે. આ પ્રસંગે લેડી વિદ્યાબેન નીલકંઠ, સૌ. શારદાબેન મ્હેતા તથા અન્ય બેનો હાજર હતાં.

**શ્રી. કમળાબેન માણેકલાલ શાહ :** તેઓ મુંબઈના શ્રી માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. પત્નિ થાય છે. તેમનાં શુભ હસ્તે કલોલમાં ભગિની સમાજના બાળમંદિરનું ઉદ્દ્ઘાટન થયું હતું.

**સ્ત્રીઓ સામે વધતા જતા ગુન્હાઓ:** બંગાળના પોલીસ ઈન્સ્પેકટર જનરલે ૧૯૩૯ ના વર્ષનો કલકત્તા અને તેના પરાં સીવાયના પ્રાંતોનો પોલીસ વહીવટ રજુ કરતાં જણાવ્યું હતું કે આ વર્ષ દરમિઆન સ્ત્રીઓ સામે ૧૧૪૧ કીસ્સા થયા હતા. આમાં ૧૪૮ અપહરણના, ૨૫૦ પરસ્ત્રીહરણના, ૪૯૫ મર્યાદાભંગના, ૨૪૯ બળાત્કારના, ૯ વેશ્યા વ્યવસાય માટે કુમળી બાળાઓના વેચાણ અને ખરીદીને લગતા હતા. શું આપણે બ્હેનો આવી બ્હેનોને સુધારી ન શકીએ ?

**શ્રી. મણીબેન દશરથલાલ પરીખ**ના પ્રમુખપણા હેઠળ રાજપીપળામાં બેનોએ ગાંધી જયંતિ ઉજવી હતી. આ પ્રસંગે શ્રી. હીરાબેન બક્ષીએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

**શ્રી. હીરાકુંવરબા**ના પ્રમુખપદે અખિલ હિંદ રજપુત પરિષદ ભરાઇ હતી. તેમાં ઠરાવ કર્યો હતો કે સ્ત્રીઓને પોતાને ફાવે ત્યારે લગ્નવિચ્છેદ કરી શકે અને લગ્નની પસંદગીમાં નાતજાતનો અંતરાય નડવો ન જોઇએ.

**શ્રી. લીલાવતી દેસાઈ :** અમદાવાદના 'જ્યોતિસંઘ'ના પ્રમુખ છે. શ્રી જાગૃતિ ઉત્સવ દરમિઆન તેઓએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે " જેટલી સ્ત્રી સંસ્થાઓ છે અને જેટલાં સ્ત્રી કાર્યકર્તાઓ છે તે સૌએ એકબીજાના સમન્વયથી ધ્યેય પુરઃસર કામ કરવાનો નિર્ણય કરવો જોઇએ. "

**ભાવનગરના મહિલા વિદ્યાલય** તરફથી મહિલા છાત્રાલય તથા મહિલામંડળ તરફથી ગાંધી જયંતિ નિમિત્તે સમૂહકાંતણ, ખાદીફેરી, તથા ખાદીહુંડીનું વેચાણ કરવામાં આવ્યું હતું.

**બેગમ મુમતાઝ શાહનવાઝ :** પંજાબનાં જાણીતાં કોંગ્રેસ કાર્યકર છે. અમદાવાદમાં ગાંધી સપ્તાહ દરમિઆન લોકલ બોર્ડના મેદાનમાં માનવમેદની સમક્ષ સુંદર ભાષણ આપ્યું હતું.

**શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત શું કહે છે ?** " બનારસ ખાતે યુક્ત પ્રાંત મહિલા પરિષદનું ઉદ્દ્ઘાટન કરતાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે જણાવ્યું હતું: એક વખત હિંદના સાચા પ્રશ્નનો ઉકેલ આવતાંજ સામાજિક સુધારાનું કાર્ય સરળ બની જશે. સ્ત્રીઓની પરિષદે બેશક સ્ત્રીઓના હક્કો અને સામાજિક સુધારાઓ માટે ચળવળ કરવી જોઇએ પરંતુ તેમનો મુખ્ય પ્રયાસ હિંદી સ્વરાજનો પ્રશ્ન જે હિંદનો સાચો પ્રશ્ન છે તેના ઉકેલ માટેનો હોવા જોઇએ. સમાજમાં નવી વ્યવસ્થા આવ્યા વિના રહેવાની જ નથી અને એ નવી વ્યવસ્થા લાવવા માટે હિંદની સ્ત્રીઓ કયો ભાગ ભજવવા માગે છે ? આંતરરાષ્ટ્રીય પ્રશ્નો આંતરરાષ્ટ્રીય પંચાયતમાં ઉકેલાવા જોઇએ. એવા પ્રશ્નોના ઉકેલ માટે યુદ્ધોએ અસરકારક અને કાયમી સાધનો નથી."

પૂજ્ય કસ્તુરબા મારફતે રાજકોટમાં રાષ્ટ્રીયશાળા તરફથી મહાત્મા ગાંધીજીને રૂ. ૯૦૦૦) ની થેલી અર્પણ કરાઇ છે.

**શ્રી. ગંગાબેન** : ખેડા જીલ્લાના ખાદી મંડળના કાર્યકર્તા નીમાયાં છે. આ ખાદી મંડળે ઠરાવ કર્યો છે કે ખાદીની પ્રવૃત્તિ સિવાય બીજા કશામાં ભાગ ન લેવો.

**ગુજરાત મહિલા પાઠશાળા** : અમદાવાદ તા ૧૧-૧૦-૪૦ ને દીવસે આ સંસ્થા તરફથી કોન્સર્ટ રાખવામાં આવ્યું હતું.

**શ્રીમતી શિવરાજવતી નેહરૂએ** હાલની સરકારની રાજનીતિ સામેના વિરોધ તરીકે પોતાના ઓનરરી મેજીસ્ટ્રેઇટ પદનું રાજીનામું આપ્યું છે. તેઓ લખનૌના રહેવાશી છે.

**શ્રી. કમલીનીબેન** મેટ્રીકમાં ઉચ્ચ નંબરે પાસ થયાં છે અને સંસ્કૃતમાં સારા માર્કસ મળ્યા છે તે બદલ નાગર જ્ઞાતિ તરફથી ચંદરાબાઇ હોલમાં સંમેલન ભરી ઇનામ આપ્યું છે.

**ડૉ. મીસીસ બીસેંર જયંતી** : વડોદરામાં થીઓસોફીકલ સોસાઇટી તરફથી મીસીસ સુભદ્રાબાઈ પગારના પ્રમુખપણા નીચે ઉજવાઇ હતી. આ પ્રસંગે કોન્સર્ટનો સુંદર કાર્યક્રમ ગોઠવ્યો હતો. આ કામ સૌ. મૈગીનીબેન હોરાએ ઉપાડયું હતું.

**શ્રી. અવંતીકાબેન આચાર્ય**ના પ્રમુખપણા નીચે કરજણમાં શરદુત્સવ થયો હતો. વડોદરાથી કેટલીક બેનો આ ઉત્સવમાં ભાગ લેવા ગયાં હતાં.

**શ્રી તારાલક્ષ્મી મહિલા પુસ્તકાલય** પેટલાદનો વાર્ષિક ઇનામ સમારંભ તથા શરદુત્સવ ઉજવાયો હતો. આ પ્રસંગે કવિશ્રી રાયચુરા ને મેરૂભા ગઢવીને દુહા તથા લોક ગીત માટે બોલાવ્યા હતા.

**સૌ. ઊર્મિલાબેન મહેતા**ના પ્રમુખપદે ઓલ ઇન્ડીઆ વિમેન્સ કોન્ફરન્સ બરોડાની વાર્ષિક સભા મળી હતી. તે પ્રસંગે શ્રી. ઊર્મિલાબેને ઓએલા કાર્યપ્રદેશની રૂપરેખા બતાવી હતી.

**શ્રી. જ્યોત્સ્નાબેન શુકલ**ના પ્રમુખપણા નીચે પાલ ગાંધી જયંતિ ઉજવાઇ હતી તે પ્રસંગે ખાદી વેચાણ, ભજન વંદન, તથા પ્રભાતફેરી વી. નીકળ્યાં હતાં.

**શ્રી. સીતાબેન** : સુરતથી ખાસ ગાંધી સપ્તાહને અંગે બાજીપુરામાં ગયાં હતાં. આઠ દીવસ અખંડ રેંટીયો ચલાવવામાં આવ્યો હતો. આ દીવસો દરમિયાન કંતાએલા સુતરની પૂર્ણાહુતિને દીવસે હરરાજી કરવામાં આવી હતી. તેમાં શ્રી. સીતાબેન પટેલે રૂ. ૩૦) ની કીંમતનું સુતર રાખી લીધું હતું.

**બ્હેનો ગ્રામપંચાયતની ચુંટણીમાં** ઊમેદવાર તરીકે બહાર પડે છે. સુરત જીલ્લાના ઘણાં ગામડાંમાં બ્હેનો તૈયાર છે.

**અમદાવાદ યુનીવર્સીટી**માં બી. એ. નો અભ્યાસ કરતી વિદ્યાર્થીનીઓ માટે અલગ ઓરડો રહેતો તેને બદલે તેઓએ છોકરાઓ જોડે બેસવાનો આગ્રહ કર્યો છે.

**શ્રીમતી સવિતાબેન** : સુરત બાલીકા સમાજનાં પ્રમુખ છે. તેમના પ્રમુખપણા નીચે ગાંધી જયંતી યોજાઇ હતી. મહાત્મા ગાંધીજીનું દીર્ઘાયુષ્ય ઇચ્છતો ઠરાવ કર્યો હતો. તે તે પ્રસંગે બાલાઓને શ્રી ચંદ્રીકાબેન પાઠ્યાને હસ્તે પતાસાં વ્હેંચાયાં હતાં. શ્રી પ્રસન્નગૌરી સંવત્સરી નિમિત્તે લેવાયેલી સમાજની બાળાઓની ગીતાની પરીક્ષામાં નીચેની બાળાઓ પાસ થઇ છે. (૧) કુ હરેન્દ્રબાળા નટવરલાલ, (૨) કુ. ઊર્મિલા પરીખ, (૩) જ્યોતિબાળા પટેલ. નાની બાળાઓમાં (૧) કોકીલા મોહનલાલ, (૨) કોકીલા રમણલાલ, (૩) રમાવતી ચીમનલાલ

**સુરતની મહાવિદ્યાલયની વ્યાયામ-શાળા** ઉપર હોલ બાંધવાના ખર્ચ માટે શેઠ તાપીદાસ અને તુલસીદાસ ટ્રસ્ટફંડ તરફથી રૂ. ૩૦૦૦) નું દાન મળ્યું છે.

**ગં. સ્વ. પાર્વતીબેન** તરફથી સુરતમાં પ્રાથમિક શાળાનું મકાન બાંધવા માટે રૂ. ૧૫૦૦૦) રકમ મ્યુનીસીપાલીટીને આપવાની છે.

**શ્રી. મૃદુલાબેન** ગંભીરા મુકામે ભાષણ આપ્યું હતું. આ પ્રસંગે પોતે અમદાવાદથી ખાસ ત્યાં ગયાં હતાં.

**શ્રી. પુષ્પાબેન 'મહેતાનું'** શરદુત્સવ નોમીસે મહેસાણામાં વ્યાખ્યાન થયું હતું. તેઓ અમદાવાદથી ખાસ ત્યાં ગયાં હતાં.

**શ્રી. જયવતીબેન દેસાઇ :** વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ તરીકે ચૂંટાયાં છે.

**શ્રી પ્રભાવતી પરીખના** પ્રમુખપણા નીચે સોજીત્રામાં શરદુત્સવ થયો હતો. પ્રમુખ બેન પેટલાદથી ત્યાં ગયાં હતાં.

**શ્રી વસંતબેન શુકલ :** બી. એ. ટી. ડી. (લંડન) એ વડોદરાની રોટરી કલબમાં ડોરોથી ચેમ્પસનનું જીવન ચરિત્ર કહ્યું હતું.

**બાઇ દીનબાઇ એદલજી જીનવાલા :** પ્રસુતિગૃહ અંકલેશ્વર: આ પ્રસુતિગૃહનું ઉદ્ઘાટન સર મંગળદાસ પી. મહેતાએ કર્યું હતું.

**શ્રીમતી સુભદ્રાબાઇ પગાર :** પુનાની ડીરેકટરોની બોર્ડમાં પોલીસી હોલ્ડરો તરફથી ડીરેકટર નીમાયાં છે.

**ત્રણ સ્ત્રીઓની ધરપકડ :** હેલ પીટાવી બેતુલ જીલ્લાના ગામડાંઓમાં મહાસભાના કાર્યક્રમથી પરિચિત બનાવવા માટે ત્રણ સ્ત્રીઓની કેટલા કાર્યકરો સાથે ધરપકડ થઇ છે.

**શ્રી મણીબેન શાહે** કરજણમાં પ્રસુતિગૃહનું મકાન બાંધવા માટે રૂ. વીસ હજાર આપ્યા છે જ્યારે ચણતર માટે શેઠ પુનમચંદે રૂ. તેર હજાર આપ્યા છે. વડોદરા રાજ્યમાં સ્ત્રીઓ અને બાળકોને વૈદકીય સલાહ આપવા માટે શાન્તાદેવી ટ્રસ્ટ બોર્ડની સભાએ લગભગ દરેક મહાલમાં પ્રસુતિગૃહો શરૂ કરવાનો નિર્ણય કર્યો છે.

**હિંદુ વિધવા પુનર્લગ્ન બીલ :** બંગાળાની ધારાસભામાં શ્રી મનમોહનદાસે, હિન્દુ વિધવા પુનર્લગ્ન બીલ દાખલ કર્યું છે. આ બીલથી વિધુરથી હવે કુમારિકા સાથે નહિં પરણાય. તેમજ વિધવાથી અપરિણીત યુવક સાથે પણ નહિં પરણાય.

**મીસમેયો :** અમેરીકાનાં મીસ મેયો દેવલોક પામ્યા છે. તેઓ થોડાં વર્ષો પહેલાં હિંદુસ્તાનમાં આવ્યાં હતાં, તે પછી હિંદુસ્તાનની બેનો અને હિંદુસ્તાન બહુજ પછાત છે તેવા રીપોર્ટો બહાર પાડયા હતા. તેમાં કેટલા આગળ પડતા વધારે આક્ષેપો કર્યા હતા. પણ આપણે કર્યા છે તેનો સુંદર જવાબ આપતા રહ્યાં છીએ.

**ડૅા. બાનાના પ્રમુખપદે** શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ વડોદરાનો શરદુત્સવ થયો હતો.

**મહિલા પાઠશાળાનું** અમદાવાદે સુંદર કોન્સર્ટ કર્યું હતું. આ પ્રસંગે સૌ. કંદર્પબાળા શુકલને ઉત્તમ પાત્ર તરીકે રૂ. દસનું ઇનામ મળ્યું છે.

**સૌ. સરલાદેવી સારાભાઇના** પ્રમુખપણા નીચે ભાવનગરમાં નૂતન બાલ શિક્ષણ સંમેલન ભરાયું હતું. ત્રણ દીવસનો કાર્યક્રમ હતો.

**શ્રી. ચંદ્રીકાબેન પાઠકજી :** સુરત વિદ્યાર્થી મંડળના સલાહકાર નીમાયાં છે. તેમાં શ્રીમતી ચંદ્રીકાબેન એક સભ્ય છે.

**શ્રી. વીદ્યાબેન કાપડીયા :** સુરતમાં ગાંધી સપ્તાહ દરમિયાન કાંતણની હરીફાઇ રાખી હતી. તેમાં સૌથી ઝીણું અને વધારે કાંતનાર તરીકે શ્રી વિદ્યાબેનનો નંબર પ્રથમ આવે છે.

**કુ. ઇન્દીરાબેન વ્યાસ :** અમદાવાદમાં રામુમનાયકની પોળમાં વિદ્યામંદીર શાળાનો વાર્ષિક મેળાવડો થયો હતો. તેમાં ગરબા સંવાદો વિ. થયા હતા. તેમાં કુ. ઇન્દીરા બેને સૌથી સારૂં કામ કર્યું હતું તે બદલ રૂ. ૨૫ નો ચાંદ ઇનામ આપ્યો હતો.

**મહુવા મહિલા મંડળે નવરાત્રી** ઉત્સવ દસ દિવસ કમળાબેન હુન્નરશાળાના ચોગાનમાં ઉજવ્યો. વિવિધ કાર્યક્રમ બેનોએ યોજેલો. તેમાં રાસ, ગરબા લ્હાણીઓ ઉપરાંત બેનોનાં ભાષણો થયેલાં. શ્રી. ગુલાબાનુબેન ચાણુવાળાએ સ્ત્રીઓના હકો વિષે, ડૉકટર અમીશાયેલબેન ચાવડાએ 'સમાજના આરોગ્ય વિષે અને શ્રી. લીલાવતીબેન પટ્ટણીએ "સ્ત્રીઓનું સમાજમાં સ્થાન" ઉપર સુંદર પ્રવચનો કરેલાં. શ્રી. વિજયાબેન શેઠ, જસુબેન પારેખ, જયાબેન પારેખ, શ્રી. મુક્તાબેન જુતા, શ્રી. ઇચ્છાબેન સંઘવી, વિમળાબેન ઓઝા અને ધનકુંવરબેને સ્ત્રીઓને સમાજ તરફથી થતા અનેક અન્યાયોના દાખલા આપી બ્હેનોને જાગૃત થવા પડકાર કર્યો હતો. સ્ત્રીએ અબળા નથી પણ સબળા છે, નવરાત્રી ઉત્સવએ આ શક્તિનો ઉત્સવ છે તે સમજાવ્યું હતું. કથાકાર શ્રી. મણીબેને લોકગીતો મધુર કંઠે ગાઈ સંભળાવેલાં. કાયમ ૪૦૦-૫૦૦ બેનોની હાજરી થતી.

**બ્રીટનની સ્ત્રીઓ યુદ્ધ કાર્યમાં જે ફાળો આપી રહી છે તેના આંકડા :** ઔદ્યોગિ ક્ષેત્રમાં બ્રીટનની બેનોનો મોટામાં મોટો ફાળો હશે એમ માની શકાય છે. ઇ. સ. ૧૯૩૯ ના જુલાઇમાં ૪૦,૦૮,૯૦૦ સ્ત્રીઓ ધંધામાં નોંધાયાં હતાં. તે પૈકી ૪૭,૦૦૦ ખેતીવાડીમાં, ૯૨૦૦૦ ઇજનેર ખાતામાં, ૬,૮૦૦૦૦ કાપડ વણાટમાં, ૮૩૦૦૦૦ વેપાર વણજમાં, ૪૪૦૦૦૦ મોટરો, સાઇકલો અને વિમાન ઉદ્યોગના કારખાનાઓમાં, ૩૩૮૦૦૦ ધાતુઓના ઉદ્યોગોમાં મળી રહે છે. અત્યારે એ આંકડો વધ્યો હશે એમ માનવામાં આવે છે. ધોબીકામ, રસોડું, ગૃહકાર્યમાંથી છુટી ઔદ્યોગિક ક્ષેત્રમાં જોડાયાં છે.

આ ઉપરાંત લશ્કરમાં પણ ઘણી બેનો પોતાનો ફાળો જુદી જુદી રીતે આપી રહ્યાં છે. શ્રી રસોઇઅણો ટેલીફોનીસ્ટ તરીકે સ્ટોર કીપર, ડ્રાઇવર, લશ્કરમાં કારકુનો આઉંસીનું કામ નૌકાદળ તથા હવાઇદળ, ગૃહસંરક્ષણ દળમાં બેનો કામ કરે છે.

આ બેનોને રહેવાની જગ્યા તથા મણુવેથ મળે છે. અઠવાડીઆમાં અડતાલીસ કલાકની નોકરી કરે છે, આ રીતે ખુબ કષ્ટ વેઠી દીવસના આઠ આઠ કલાક ઉભે પગે કામ કરે છે.

વખત આવે બેનો પુરૂષોને ખભેખભો અરકાડી દેશની આપત્તિ દુર કરી શકે છે તેનો ઉત્તમ નમુનો છે.

આપણા હિંદુસ્તાનનાં બેનો પણ પાછળ પડે એવાં નથી. વખત આવે આપણે પણ કામ કરી આપણી લાયકાત સાબીત કરવાની છે.

**સૌ. મીસ એલન વિલ્કીન્સનને** બ્રીટીશ પ્રધાન મંડળમાં સ્થાન મળશે એવી માન્યતા છે.

**શ્રી. રામેશ્વરી નહેરૂ તથા ઠક્કરબાપાઃ** સીંધને પ્રવાસે ગયા છે. સીંધના દુઃખોનું જલદીથી નીવારણ થવું જોઇએ.

**પ્રીન્સેસ ઇલીઝાબેથ :** સામ્રાજ્યના બાળકોને નમ્ર સંદેશ આપ્યો હતો.



# નોંધ



**સાલ મુબારક :**

વિક્રમ સંવત ૧૯૯૭ માં પ્રવેશ કરીએ છીએ. આ પ્રસંગે આપણે પ્રભુ પ્રત્યે એકજ માંગણી કરવાની કે અમારા દેશને આબાદ કરો, અમારા દેશને ગુલામીમાંથી છોડાવો. અમને સ્વતંત્ર કરો. અમારામાંથી કોમી વિખવાદ કાઢી નાંખો. અને અમને અમારા હિંદને આદર્શ બનાવવા શકિત આપો.

આ પ્રાર્થના ફળીભૂત થાય તો આપણા અનેક સામાજીક અને રાજયકીય સવા દુર થશે. કેળવણીમાં સુધારો થશે. ઉદ્યોગો ખીલશે બેકારી દુર થશે. ખેડુત વર્ગ સુખી થશે. અને બાકી રહેલાં બધાં જ દુઃખોનું નીવારણ થશે.

માટે નવા વર્ષના શુભાશિષમાં આપણે ભારત માતાની મુકિત માટે પ્રાર્થના કરીશું. અને આખાયે દેશને પ્રભુ આધિ, વ્યાધિ ઉપાધિમાંથી દુર રાખે એજ પ્રાર્થના કરીશું.

ફેવરસ્માં અમારા ગ્રાહકો તથા લેખકોને અમારા તરફથી નૂતન વર્ષાભિનંદ છે.

*

**સાથીયો :**

સૌ. ભામિનીબેને જે પહેલે પાને સાથીઓ દોર્યો છે તે સાથીઆમાં ચાંતાકુઝમાં થએલી હરીફાઇમાં તેમને પહેલું ઇનામ મળ્યું છે.

*

**પહેલાં ગુજરાતી સોલીસીટર બહેન :**

ગુજરાતમાં સ્ત્રી કેળવણી આગળ વધી છે અને આજે ગુજરાત ગૌરવપૂર્વક કહી શકે છે કે ગુજરાતને આંગણે પહેલાં ગુજરાતી સ્ત્રી સોલીસીટર થવાનું માન કુ. સરલા કનૈયાલાલ મુનશીને મળે છે. સાક્ષર પિતાના એ સંસ્કારી પુત્રીએ સોલીસીટરની છેલ્લી પરીક્ષા હમણાં પસાર કરી છે. કુ. સરલાબેન એમના પિતાની માફક શિક્ષણ અને સાહિત્યમાં પહેલેથી રસ લેતાં આવ્યાં છે. પિતાની તેજસ્વીતા પુત્રીમાં ઉતરી છે. કુ. સરલાબેને સોલીસીટરની આખરી પરિક્ષામાં સફળતા મેળવી ગુજરાતની સ્ત્રી કેળવણીને વેગ આપ્યો છે. ગુજરાતની બેનો ઉચ્ચ કેળવણીમાં આગળ વધે છે એ જોઇ અમને સંતોષ થાય છે. કુ. સરલાબેનને અમારાં અભિનંદન.

*

**બ્હેનોની લુંટાતી લાજ :**

મુંબઇમાં ઓસ્ટ્રેલીઅન સોલ્જરો જે અનેક જાતનો ત્રાસ વર્તાવે છે તેનો ચીતાર આ અંકની ફૂલવેણીમાં લીધેલો છે.

આ ત્રાસ અસહ્ય છે. તેમાંએ જે છોકરીઓ ઉપર ને સ્ત્રીઓ ઉપર જુલ્મો ગુજાર્યા છે તે વિષે અત્રેના અંકનું પાનું ૨૩૦ વાંચવાની ભલામણ કરીએ છીએ.

આપણે શું એટલા બધા નમાલા છીએ કે આપણી બેનોનું અપમાન સહન કરીને બેસી રહીશું ? જો સરકાર આને માટે કંઇ ન કરી શકે તો મુંબઇવાસી બેનોએ હીજરત કરવી જોઇએ એટલે પુરૂષોની અને સરકારની આંખ ઉઘડશે.

જે લોકો પોતાને દુનિઆના દેશોમાં

સુધરેલા ગણાવે છે ત્યાંના સોદાગરો કેવા હોય છે તે મુંબઇનું દશ્ય વાંચ્યાથી ખ્યાલ આવે છે. એટલું તો નક્કી જ કે આપણા જાત અનુભવ સીવાય કોઇને સારા કે નઠારા જાહેર કરવા નહિ. દરેક માણસ પોતે સારો અને સુધરેલો કહેવા મથે છે તેમ દરેક દેશનું પણ છે.

*

## યુદ્ધ અને કોંગ્રેસ

પુ. મહાત્મા ગાંધીજીએ હિન્દ સરકાર પાસે કોંગ્રેસની કારોબારી સમિતિના ઠરાવ પ્રમાણે ના. વાઇસરાય પાસે યુદ્ધ વિરૂદ્ધ પ્રચાર કરવા રજાની માંગણી કરી અને તે ના. વાઇસરાયે ન સ્વીકારી.

હવે પુ. મહાત્માજી સરકાર સામે સત્યાગ્રહ કરશે. એ સત્યાગ્રહ કેવા પ્રકારનો કરશે, તે કરનાર કોણું હશે, એ સર્વ પુ. મહાત્માજી સિવાય બીજા કોઇથી નક્કી કરી શકાય તેમ નથી. આ જાતની લડાઇ નવીન છે અને પુ. મહાત્માજી સત્યાગ્રહના જનેતા અને પોષક હોઇ એ પદ્ધતિના સંપૂર્ણ અભ્યાસી છે. આજે આખી દુનિયાની નજર એ પદ્ધતિ કેવી હશે તે જાણવા તરફ દોરાઇ રહી છે.

કહે છે આ સત્યાગ્રહી યુદ્ધ વીરોની નામાવળી તૈયાર છે. મુખ્ય સૈનિક એમાં ભાગ લેવાના નથી. જેમ આધુનિક યુદ્ધ દુરથી સૈન્યને દોરે છે તેમ મહાત્માજી સૈન્યને દોરશે. જો તેમ થાય તો અત્યાર સુધીની મહાત્માજીની પદ્ધતિ બહુ નીરાળી હશે. અત્યાર અગાઉ પુ. ગાંધીજીએ આફ્રીકા અને હિન્દમાં સફળ સત્યાગ્રહ ઘણીવાર કર્યો છે પણ તેમાં યુદ્ધના પહેલા ભાગમાં એ હોમાયા છે. એ માનતા આવ્યા છે કે એ હોમાવાથી યુદ્ધ બહુ જોર પકડે છે અને પાછલા સૈનીકોને તાલીમ મળે છે.

આવતા સત્યાગ્રહની પદ્ધતિથી લોકોની ભવિષ્ય જોવાની રીત ખરી પડે તો સૈનીકો પહેલા ભોગ થવાના. મહાત્માજી તેમને સલાહ આપવાના. મહાત્માજીની સલાહ એ સલાહ નથી પણ અનુભવ સિદ્ધ ચમત્કાર છે.

આ સત્યાગ્રહમાં ઝંપલાવવાનું પ્રથમ માન રા. ભાવેને મળ્યું છે. તેઓ ભાષણ કરવાના આરોપસર પકડાયલા અને ત્રણ માસની જેલની સજા મળી છે.

હવે એમના પછી બીજા સૈનીકને હુકમ મળશે. એમ જેમ જેમ જેને બોલાવે તેમ તેમ જવાનું છે અને સત્યાગ્રહમાં જોડાવાનું છે. આશા છે કે બ્હેનો જોઇતી મદદ આપશે.



કુ. સરલા કનૈયાલાલ મુનશી

*

## સીંધમાં ચાલી રહેલી હિંદુઓની ખુનામરકી:

થોડા દીવસોને અંતરે હિંદુઓનાં ખુન થાય છે એવું સીંધમાં આજ કેટલાયે વખતથી ચાલે છે. આ ખુન કરનારા પકડાતાએ નથી એ અજબ આશ્ચર્યની વાત છે, આ ખુનામરકીને માટે અનેક અનુમાનો થાય છે. તેમાંનુ એક તો એ જ કે ત્યાંની પોલીસ ઢીલી હશે. બીજું કે હિંદુ તરફ કોઇને જબરજસ્ત વેર હોવું જોઇએ.

એક બાજુ ખુન અને બીજી બાજુ ગુજરાતી ભણતરમાંએ કાપકુપ શું સુચવે છે ? એ આપણે જ વિચારી લેવાનું છે.

મહાત્મા ગાંધીજી સહજ અનુમાન કરે છે કે સીંધમાંથી હિંદુઓને કાઢી મુકવાનો પણ આ પ્રયાસ કેમ ન હોય ?

સીંધના હિંદુઓનું દુઃખ જોઈ આપણે બેસી રહેવાનું નથી. અને ત્યાંની ગુજરાતી શાળાઓમાં ગ્રાન્ટ વિ. બંધ થયું છે તેને માટે પણ શાંત નથી બેસવાનું. પ્રત્યેક હિંદુની ફરજ છે કે કોમીવાદ નાશ કરવો અને જે જ્યાં રહેતાં હોય ત્યાં સુખેથી રહે એવી જોગવાઈ થાય અને બંદોબસ્ત થાય એવી યોજના કરવી.

*

**ગરીબ વિધવા અને આપણો કાયદો :**

સુરતમાં હમણાં જ વડનગરા નાગર બ્રાહ્મણમાં એક ગૃહસ્થ પોતાની બાળવિધવા પુત્રવધૂને ભરણ પોષણ ન આપવામાં અદાલતનો આશરો લઈ જીત્યા છે.

આને માટે શ્રી જનકવિદ્યાબેન એક પત્ર-દ્વારા અમને વિધવાની કફોડી સ્થિતિનો ખ્યાલ આપે છે. તેમાં સાસુ-સસરા રક્ષક મટી ભક્ષક બને છે. અને બાળવિધવાને ઓછું ન આવે એવાં પગલાં લેવાને બદલે તેને મ્હેણાં ઓછાં મારી ભરણ પોષણ નથી આપતાં.

આને માટે ઉચ્ચ અને સંસ્કારી ગણાતી બેનોને વિનંતી કરે છે કે વિધવાઓની સ્થિતિ સુધારવા માટે પ્રયત્ન કરવો.

અમે આ બેનને એકજ આશ્વાસન આપીએ છીએ, કે તેઓએ વર્ણવેલી તમામ હકીકત સાચી છે. આપણા કાયદા તો ખુબ ઉણપોથી ભરપૂર છે. જ્યાં ત્યાં સ્ત્રીઓને અન્યાય થાય છે. આપણી પોતાની રાજ્ય વ્યવસ્થા થશે એટલે બધું સુધરશે. આ પત્રમાં અન્યસ્થળે એક ભાઈનો લેખ વાંચવાથી ખ્યાલ આવે છે તે વાંચી જોવા જેવો છે. તેમાં લખે કે ઢોર માટે પાંજરાપોળો હોય છે પરંતુ વિધવા માટે કોઈનું લક્ષ્ય દોરાતું નથી.

વિધવાને તો શું પરંતુ આપણી સધવાઓનું પણ શું જીંદગીમાં સ્થાન છે ? તદ્દન પુરુષોની આશ્રિત જ થઈને રહેવું પડે છે ગમે તેવી હુંશીઆર સ્ત્રી હોય પણ આર્થિક સ્વાતંત્ર્ય તો નથી જ હોતું. થોડે ઘણે ઠેકાણે જે સ્વતંત્રતા જોવામાં આવે છે તે સ્ત્રી પુરુષની લાયકાત જોઈને વ્યક્તિ મત હોય.

ખરી વાત જ એવી છે કે હવે સ્ત્રીઓએ આર્થિક સ્વાતંત્ર્ય મેળવવું જોઈએ અને સ્વાશ્રયી થવું જોઈએ. પછી તે સધવા હોય કે વિધવા, આપણેજ આપણા પગ પર ઉભા રહેવાનું છે. બે હાથ વચ્ચે એક પેટ ભરવું અઘરું નથી.

નાનપણથીજ કોઈને કોઈ ઉદ્યમ શીખવો જોઈએ. બધું સારું હોય તો જરૂર નથી પડતી પરંતુ જ્યારે મુશ્કેલીમાં મુકાઈએ ત્યારે તે ઉદ્યમ ખપમાં લાગે.

કેટલીએ વિધવા બેનોને નિરાશ્રીતપણું ભોગવવું પડે છે. તો વિધવા થયા પછી પણ પૈસા હોય કે ન હોય તો પણ કાંઈ પણ કામ ઉપાડવું.

ગુજરાતમાં કેટલીયે વિધવા બેનો સ્વાશ્રયી બની પોતાની જીંદગી સુધારી અન્યની સુધારે છે. તેમાંની બેનો બાજીગૌરી, શીવગૌરી, સુલોચનાબેન (અમદાવાદ વનિતાવિશ્રામ) શ્રી પદ્માવતી દેસાઈ ( મુંબઈમાં હાલમાં લેડી સુંદરાબાઈની સ્કુલમાં) છે. આ બેનોને શ્વસુર પક્ષ તરફથી ભરણપોષણનો પુરો બંદોબસ્ત હતો કે નહિં હોય, પરંતુ સામાજીક સેવા, વિદ્યાભ્યાસ અને નોકરી દ્વારા પોતાનાં ભરણ પોષણનું સાધન ઉભું કર્યું છે. એટલુંજ નહિં પણ બીજાઓને પોષે છે તેજ પ્રમાણે બધી વિધવા બેનોએ કરવું.

સ્વમાન જળવાય ત્યાં સુધી ઠીક છે નહિ તો સ્વમાન રહિત લાખો રૂપિયાના ઢગલાને લાત મારવી.

જો વિધવા બેનો સ્વાશ્રયી જ બનશે તો આ સવાલજ નહિં રહે અને ધારાશાસ્ત્રીઓના ધારા ધોઈ પીવાના રહેવાના. કારણ કે કમાતી અને પૈસાદાર વિધવાનો વારસો ખાવા કેટલાયે પુરુષો વલખાં મારતા આપણે જોઈએ છીએ.

જે વિધવા બેનને અન્યાય થયો હશે એને તો પ્રભુ સહાય કર્યા વિના રહેવાનો જ નથી.

એવા સ્વાર્થી સાસુ-સસરાઓનું દુનિઆમાં કોઈજ જાતનું સ્થાન નથી હોતું. આબરુ વગરના પૈસાની કીંમત શું છે ?

આ બેનને ફરી વિનંતી કરીએ છીએ કે તમણે ગભરાવું નહિં. પરંતુ આપણા કાયદા સુધારવા પ્રયત્ન કરવો અને પોતે પણ ઘરમાં ન બેસી રહેતાં જાતે કમાવું અને પોતાનું પોષણ કરવું.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઇ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૧૧ | પુસ્તક ૧૦ | નવેમ્બર : ૧૯૪૦

## રાજ્જા

એક મેઘ રાજ્જા
આકાશે ગાજ્યા.

બીજા બાળા રાજા
હસે સુખી માજા.

ત્રિજા વર રાજા
ઠાઠ માઠ બાજા.

ચોથા વન રાજા
જંગલમાં ગાજ્યા

પછી રાજા, રાજ્જા
એય ખરા રાજ્જા !

શ્રી 'શશિન્' ઓઝા

# બિલીપત્ર

## ભાણાને સંતાડો

ચોથી વાત ચતુરની જાણો
મામાને મૂરખ એક ભાણો
ભાણાએ તો પીધી ભાંગ
ભાંગ પીધીને લીધી ડાંગ
ડાંગ લઈને દોડયો જાય
માણસ જોતાં ગાંડો થાય
સારાં નરસાં વદતો વેણ
સાચાં ખોટાં કરતો ચેન
ચેન જોઈ મામા ખીજાય
જોતાં ઝટ ભાણો સંતાય.

## ડાશીને લે'ર કરાવો

પાંચ ભાઈની એકજ બેન
નીરખી વીરને હસતાં નેણ
નેણ હસે મુખ ગીતો ગાય
ભાઈ બેન હૈડે હરખાય
એક શૂર બીજો વિદ્વાન
ત્રીજો ગુણ ચોથો ધનવાન
પાંચ પુનિત મહાત્મા લેખાય
ઓવારણાં લ્યે બેની ત્યાંય
ભોળાં જોઈ ભાંડરડાં ઘેર
ઘરડાં ડાશી કરતાં લેર.

## ચાર પગ મઝાના બનાવો

છેકે છટકી નાસ્યું છેક
વગડામાંથી સાબર એક
સાબર પાછળ દોડે શ્વાન
શ્વાન કદી ના ભૂલે ભાન
ભાન ભૂલાવી પેઠું વાડ
અટકયા શિંગ દોડયા પગચાર
ભલે પાતળા છે બળવાન
થકવ્યા જેણે શત્રુ શ્વાન
બસ લાંબાં શીંગ નકામાં છે
આ પગડા ચાર મઝાના છે.

શ્રી મહીપત જોષી

# એક હતી ચકલી

એક હતી ચકલી અને એક હતો ચકલો.
બેઉ ફરવા ગયાં હતાં.
ચકલીને દાળનો દાણો જડયો. ચપ લઇને લઇ લીધો.
ચકલાને ચોખાનો દાણો જડયો ચપ લઇને લઇ લીધો.
બેઉએ ઘેર આવીને ખીચડી કરી.
પછી ચકલી પાણી ભરવા ગઇ.
ચકલો છાનોમાનો ખીચડી ખાઇ ગયો. તપેલી ઢાંકી દીધી ને ઓઢીને સૂઇ ગયો.
એવામાં ચકલી આવીને બોલી.

'ચકારાણા ! ચકારાણા ! બારણું ઉઘાડો.'

ચકલે સૂતાં સૂતાં જવાબ દીધોઃ 'મારી તો આંખો દુઃખે છે. તમે બારણાં ઉઘાડીને ઘરમાં આવો.

ચકલી ઘરમાં આવી.

'ચાલો ચકારાણા, આપણે જમી લઇએ.' એમ કહીને ચકલી રસોડામાં ગઇ.

'મારે તો નથી જમવું.' કહીને ચકલો સૂઇ રહ્યો.

'આ તપેલીમાં ખીચડી નથી. ખીચડી કોણ ખાઇ ગયું ?' ખાલી તપેલી જોઇને ચકલીએ પૂછયું.

'મને ખબર નથી. હું તો સૂઇ ગયો હતો. મારી તો આંખો દુઃખે છે. વખતે રાજાનો કુતરો આવ્યો હશે ને ખીચડી ખાઇ ગયો હશે.' ચકલે કહ્યું.

ચકલી રાજા પાસે ગઇ ને બોલીઃ 'રાજાજી ! તમારો કુતરો અમારી ખીચડી ખાઇ ગયો.'

રાજા કહેઃ 'એવું હોય નહિ, એમ બને નહિ, મારો કુતરો આવે નહિ ને ખીચડી ખાય નહિ. ઉભાં રહો હું કુતરાને બોલાવું છું.'

રાજાએ કુતરાને બોલાવ્યો ને પૂછયુંઃ 'ચકલીની ખીચડી તેં ખાધી ?'

કુતરો કહેઃ 'નારે ભાઇ ! મેં તો ચકલીનું ઘર જ નથી જોયું ને !'

રાજા પૂછેઃ 'ઘરમાં કોઇ હતું ?'

ચકલી કહેઃ 'ચકલો હતો. મને તો ચકલાએ કહ્યું કે રાજાનો કુતરો ખીચડી ખાઇ ગયો.'

રાજાએ ચકલાને બોલાવ્યો ને પૂછયુંઃ 'તેં કુતરાને ખીચડી ખાતાં જોયો હતો ?'

ચકલો કહેઃ 'મને લાગ્યું કે એ ખાઇ ગયો હશે.

રાજા પૂછેઃ 'ખીચડી તેં ખાધી ?'

ચકલો કહેઃ 'ના.'

રાજાને લાગ્યું કે ચકલો ખોટું બોલે છે. એમણે સિપાઇને બોલાવ્યો ને ચકલાને ચાર ફટકા મરાવ્યા.

ચકલો કહેઃ ' ખીચડી મેં ખાધી. ખીચડી મેં ખાધી ! '
રાજાએ ચકલાને કુવામાં નખાવી દીધો.
ચકલો તો તરફડવા લાગ્યો.
ચકલીને દયા આવી.
એવામાં ઉંટોની ગોવાળ ત્યાં થઇને જતી હતી.
ચકલી એને કહેવા લાગીઃ

' ઉંટોની ગોવાળ !
ઉંટોની ગોવાળ !
મારા ચકારાણાને કાઢ
તેને ખીરને પુરી ખવાડુ. '

ગોવાળ કહેઃ ' નારે બહેન ! મારાં ઉંટ જતાં રહે.
એમ કહીને એ તો ગઇ.
એવામાં ગાયોની ગોવાળ આવી.
ચકલી એને કહેવા લાગીઃ

' ગાયોની ગોવાળ !
ગાયોની ગોવાળ !
મારા ચકારાણાને કાઢ
તને ખીર ને પુરી ખવાડુ. '

ગાયોની ગોવાળ કહેઃ ' નારે બહેન ! મારી ગાયો જતી રહે. '
એમ કહીને એ તો ગઇ.
એવામાં બેં બેં બેં કરતાં બકરાં આવ્યાં.
ચકલી બકરાંની ગોવાળ પાસે ગઇ ને બોલીઃ

' બકરાંની ગોવાળ !
બકરાંની ગોવાળ !
મારા ચકારાણાને કાઢ
તને ખીરને પુરી ખવાડુ. '

ખીરને પુરીનું નામ સાંભળીને બકરીની ગોવાળના મોઢામાં પાણી આવ્યું. એણે હા પાડી ને ચકલાને કુવામાંથી કાઢયો.

ચકલીએ તો ખીર ને પુરી કર્યાં ને બકરાંની ગોવાળને પૂછયુંઃ
' તમે સોનાને પાટલે બેસશો કે રૂપાને પાટલે ? '
ગોવાળ કહેઃ ' સોનાને પાટલે. '

ચકલીએ તો તવી ઉની મૂકી. લાલ લાલ ચોળ થઇ એટલે બાજુએ મૂકીને ગોવાળને કહ્યુંઃ ' લ્યો સોનાને પાટલે બેસો. '

ગોવાળ તો બેઠી.
બેઠી એવી દાઝી.
દાઝી એવી કૂદી.
કૂદતી જાય ને બોલતી જાયઃ

ખીર ના ખાધી
હું તો દાઝી!
સોનાને પાટલે
હું તો દાઝી!
ખીર ના ખાધી
હું તો દાઝી!

શ્રી. નાગરદાસ ઇ. પટેલ

卐

## આખલાઓની લડાઇ

એક હતું તળાવ તેની નજીક રેલાયલાં પાણીની ભીની જમીનમાં પુષ્કળ દેડકાં રહેતાં હતાં.

નજીકના ખેતરમાં એકવાર બે મસ્તાન આખલાઓને લડતા કેટલાંક દેડકાઓએ જોયા. તેઓ ઝટપટ દોડયા અને એમના મુખી દેડકાની પાસે આવી આ વાત કરી. હવે શું કરવું એ બાબત સલાહ માગી.

મુખી દેડકો ઘરડો અને ઠરેલ હતો. એનો જુવાન દીકરો વચ્ચે બોલી ઉઠયોઃ 'એમાં શું ગભરાવાનું છે? બે આખલા અહીંથી થોડે દૂર ખેતરમાં લડે છે તેમાં આપણે ભય રાખવાનું કોઇ કારણ નથી. આપણે અને દેડકાં એક જાતનાં નથી. એ અને આપણે બિલકુલ જુદાં જ છીએ. આવડાં મોટાં બળવાન પ્રાણીઓ આપણી ગણતરી પણ કરે એવાં નથી. એમની લડત સાથે આપણને શી નીસબત છે? એ લોકો તો માત્ર બેમાં કોણ બળવાન છે તે અંદર અંદર નકકી કરવા માટે જ લડે છે.'

પણ મુખી દેડકાનો અભિપ્રાય જુદો હતો. એ બોલ્યોઃ 'સાચી વાત છે કે આખલા અને દેડકાંના જીવનમાં એવો ફેર છે કે કોઇને કોઇ સાથે કશો સંબંધ નથી. એ પણ સાચી વાત છે કે એ લોકો એમના અંગત ઝગડા માટે લડે છે, અને એમની હારજીતની સાથે દેડકાંઓને કશી લેવા દેવા નથી.

'પણ લડાઇ ચાલી છે એટલે એક વાત નકકી છે કે બેમાંથી એક આખલો હારશે. એ પાછલે પગે આ ભેજવાળી જગાની ઘાસમાં એના હરીફથી સંતાઇ જવા નાસી આવશે તે વેળા એના પગ તળે આપણામાંના ઘણાં જણાં સાવધાની રાખવા છતાં કચડાઈ ગયા વગર રહીશું નહિ. જ્યારે મોટે મોટા લડે ત્યારે નાનાના તો અંદર બારજ વાગી જાય છે એ વાત તમે જાણતા નથી? માટે મારી સલાહ છે કે બંને આખલા લડીને જતા રહે ત્યાં લગી આપણે બધાએ અહીંથી ઘણે દૂર લગી જતા રહેવું.'

બધાં દેડકાંઓએ પોતાના મુખીની સલાહ માની અને ત્યાંથી નીકળી ગયાં.

શ્રી. રમણલાલ નાનાલાલ શાહ

# સરોવર

મેં તો જંગલને ખોળે જોયું
સરોવર સુંદર હતું રે :
જોઈ, મનડું મારું મોહ્યું
સરોવર સુંદર હતું રે :

એમાં મોતી શાં નિર્મળ પાણી
સરોવર સુંદર હતું રે :
અમે ઉજવી ત્યાં ઉજાણી
સરોવર સુંદર હતું રે :

એમાં મોજાં હિલોળા ખાતાં
સરોવર સુંદર હતું રે :
જાણે દૂર દૂર દોડયાં જાતાં
સરોવર સુંદર હતું રે :

કેવું એકાંતમાં એ સરતું !
સરોવર સુંદર હતું રે :
સૌ પ્રાણીની તૃષા હરતું
સરોવર સુંદર હતું રે :

એમાં માછલી કુદાકૂદ કરે,
સરોવર સુંદર હતું રે :
ને બતકો આમતેમ તરે
સરોવર સુંદર હતું રે :

એને કાંઠે લીલુડો ચારો
સરોવર સુંદર હતું રે :
એનો કાંઠો દીસે હરિઆળો
સરોવર સુંદર હતું રે :

કેવો ઠંડો પવન ત્યાં આવે
સરોવર સુંદર હતું રે :
ને પક્ષીના શોર સંભળાયે,
સરોવર સુંદર હતું રે :

ત્યાં પથિકો બેસતા ભાવે,
સરોવર સુંદર હતું રે :
ત્યાં આનંદ અઢળો આવે,
સરોવર સુંદર હતું રે :

શ્રી. વલ્લભદાસ ગૌરીશંકર પંડયા

# મહેનતુ છોકરો

મોટું એવું એક શહેર. તેમાં ધર્મપાળ નામનો એક વેપારી વેપાર કરતો હતો. તે જુવાન વયમાં મરણ પામ્યો. તેનો વેપાર ખોરવાઇ ગયો. તેની વિધવા સ્ત્રી અને તેના નાનકડા બાળકની વિટંબણાનો પાર ન રહ્યો.

બાઇએ મહા મહેનતે પોતાનું ગુજરાન ચલાવવા માંડયું. પેટે પાટા બાંધીને પણ તે પોતાના છોકરાને હેતથી ઉછેરવા લાગી.

છોકરો ભણી ગણીને હોંશીયાર થયો.

એકવાર છોકરો સુતો હતો. મા એને પંખો નાખતી હતી. એટલામાં છોકરાના ગાલ પર પાણીનાં ટીપાં પડવા લાગ્યાં. આંખ ઉઘાડીને જુએ તો પોતાની માને રડતી દીઠી.

છોકરો પૂછેઃ—" મા ! મા ! તું કેમ રડે છે ? "

મા રડતી રડતી બોલીઃ " બેટા ! તું મોટો થયો છુ, તું હોંશીયાર છુ. પણ તું વેપાર શી રીતે કરીશ ? મારી પાસે કશુંયે ધન નથી. તને શું આપું ? તારા બાપ તો જુવાનીમાં મરણ પામ્યા. હવે આપણને પૈસા કોણ ધીરે ? "

છોકરો કહેઃ " મા ! મુંઝાઇશ નહિ. હું બજાર જાઉં છું. કાંઇ પણ રસ્તો ખોળી કાઢું છું. "

છોકરો ગયો. બજારમાં જઇને તપાસ કરી તો ખબર મળી કે આ ગામના નગરશેઠનું નામ વિષ્ણુદાસ છે. તે ખૂબ દયાળુ છે.

છોકરો તરત ઉપડયો નગરશેઠની પેઢીએ; ત્યાં નગરશેઠ અને એક માણસ વચ્ચે ટપાટપી થતી હતી. શેઠ તે માણસને કહેતા હતા; " તું તદન નકામો છે. જો માણસમાં આવડત અને ખંત હોય તો આ ખુણામાં મરેલો ઉંદર પડયો છે તેના વડે પણ તે મોટો લક્ષાધિપતી બની શકે ! "

અંદર બેઠેલા બીજાં માણસો આ અશક્ય વાત ઉપર છુપી રીતે હસવા લાગ્યા !

પણ પેલો છોકરો તરત આગળ આવ્યો. શેઠને તે કહે, " શેઠજી સાહેબ, આપની વાત વ્યાજબી છે. મને આટલો ઉંદરડો ઉછીનો આપો તો હું તમને તેનો વ્યાજ સાથે બદલો આપીશ ! "

શેઠ હસવા લાગ્યા. પણ છોકરાનો આગ્રહ જોઇ તેમણે ખુશીથી તેને મરેલો ઉંદરડો આપ્યો.

છોકરો ઉંદરડો લઇને એક ખાટકીની દુકાને ગયો. તે ખાટકી હલકી જાતના જનાવરોનું માંસ વેચવાનો ધંધો કરતો હતો. બે મુઠી શેકેલા ચણા લઇ છોકરાએ ઉંદરડો વેચી દીધો.

તેણે ચણાનો લોટ કર્યો. એક ઘડો પાણી ભરી લીધું. નગરની બહાર જંગલમાં જ્યાં ચાર રસ્તા મળતા હતા ત્યાં જઈને બેઠો.

એ જંગલમાં આજુબાજુના ગામોના કઠીઆરાઓ લાકડાં કાપવા આવતા. બપોરે થાક લાગતો ત્યારે તેઓ જંગલમાં ઝાડ તળે બેસી આરામ લેતા.

આજે જ્યારે તેઓ રોજની માફક આરામ લેવા બેઠા ત્યારે પેલો છોકરો ત્યાં ગયો. તેમને પાણી પાયું અને પેલો ચણાનો લોટ થોડો થોડો આપ્યો.

કઠીયારાઓ ખુશ થયા. દરેક જણે પોતાના ભારામાંથી બબ્બે લાકડાં આપ્યાં.

શહેરમાં જઈ તેણે લાકડાં વેચ્યાં. તેના પૈસાવતી બીજા વધારે શેકેલા ચણા વેચાતા લીધા તેનો લોટ કરી પાણી લઈ તે પાછો બીજે દિવસે જંગલમાં ગયો ત્યાં તેને ખુબ લાકડાં મળ્યાં. તે લાકડાં શહેરમાં વેચ્યા.

એમ કરતાં કરતાં તેની પાસે ધીમે ધીમે પૈસા એકઠા થયા. એક દિવસ લાગ જોઈ તેણે સસ્તે ભાવે પુષ્કળ લાકડાં ખરીદી લીધાં.

એટલામાં ચોમાસું બેસી ચુકયું. ચારે બાજુ વરસાદથી પાણી પાણી થઈ રહ્યું. જંગલમાંથી લાકડાં વેચવાને આવતા કઠીયારાઓ બંધ થઈ ગયા; લાકડાના ભાવો ખુબ વધી ગયા.

પેલા છોકરાએ જ્યારે ખૂબ મોંઘો ભાવ આવ્યો ત્યારે તમામ લાકડાં વેચી દીધાં. તેની પાસે પુષ્કળ રકમ એકઠી થઈ ગઈ.

પછી તો છોકરો મોટો વેપારી બની ગયો. તેણે મોટી વખાર ખોલી. લાકડાં અને કાષ્ટમાલનો ધંધો શરૂ કર્યો. તેમાં તે ખૂબ જ ફાવ્યો.

જતે દહાડે તે તો મોટો વેપારી થઈ પડયો. તેની પાસે નાણાં ખુબ થઈ ગયાં.

પોતાની ગરિબાઈમાં મદદ કરનાર નગરશેઠ વિષ્ણુદાસને તે વિસર્યો નહોતો. તેણે એક સોનાનો રૂપાળો ઉંદર બનાવ્યો. તેને હીરા મોતીથી મઢાવ્યો.

તે ઉંદર લઈ તે નગરશેઠની પેઢીએ ગયો. નગરશેઠને પ્રણામ કરી પોતાની બધી વાત કહી ઉંદર બક્ષિસ આપ્યો.

છોકરાની શક્તિ અને ઉત્સાહ જોઈ શેઠ બહુ રાજી થયા. પોતાની એકની એક પુત્રી સાથે તે છોકરાનાં લગ્ન કર્યાં. છોકરો શેઠનો ભાગીદાર બન્યો.

શ્રી. લક્ષ્મીકાન્ત હરખચંદ શેઠ

આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા : હાલ દિવાન સાહેબ : [illegible] નગર

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી . બાળવિભાગ
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ ઠક્કર

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબઃ લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ. વડોદરા. વડોદરા.
પુ. ૩૫મું ] ડિસેમ્બર : ૧૯૪૦ [ અંક ૪થો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના.



શ્રી. ભક્તિલક્ષ્મી દેસાઇ



શ્રી. વિજયાગૌરી કાનુગા

હિંદ સંરક્ષણ ધારા હેઠળ જેઓની ધરપકડ કરવામાં આવી છે.



રાજરત્ન સૌ. શારદાબ્હેન મહેતા, બી. એ.
મહારાષ્ટ્ર મહિલા મંડળના પ્રાંતિક પરિષદના વાર્ષિક સંમેલનના પ્રમુખ.



પુસ્તક ૧૫મું | ડિસેમ્બર : ૧૯૪૦ | અંક ૪ થો

# મંગલગીત*

[ રાગ—ખમાજ ]

પ્રભુપદ પંકજ શીર સુહાવું.
ફૂલ ચઢાવું
પ્રીતે ગાવું.
પ્રભુપદ પંકજ શીર સુહાવું.

જ્વલંત જીવનજ્યોત જગાવું,
સ્નેહ સુમનની માળ મનોહર
ચારૂ રહાવું.
પ્રભુપદ પંકજ શીર સુહાવું.

શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ, બી. એ.

---

* આ આખાય ગીતમાં વંદન, નમન, પૂજન, અર્ચન, પ્રદીપ, પ્રકાશીકરણ અને કુસુમપુંજનો ભાવ, નૃત્ય-અભિનય દ્વારા વ્યક્ત કરવાનો સંપૂર્ણ અવકાશ છે.

# સોણલાં

આવી, આવી, એ સોણુલાં,
ઉડી જતાં હો રાજ,
જીવન, ઉષા, ને વસંતના;
જરા જુએ ન ભોગવે,
માનવી એ રાજ,
ત્યાં તો અંધારાં થઇ જતાં—
આવી, આવી. (ટેક) (૧)

ઘડી ચમકે જીવન ચમકાર,
જોઇ લેજો જરા નર નાર
જીવન જ્યોત એ ઘડીમાં બુઝાય—
રહે એક સ્મરણો જ સ્નેહના—
આવી, આવી. (૨)

ઉષા પૂરે વિવિધ શા રંગ!
હાસ્ય કેવાં મધુર ને મન્દ!
એવા ઉરના આશાને ઉમંગ—
શમી જાય થાતાંની વારમાં—
આવી, આવી. (૩)

વાય શીળા સમીર એ મધુર શા!
ફુલે કેવાં ફુલો પુષ્પ-કુંજમાં!
કરે જાણે વસંતનાં વધામણાં—
અરે પળવારનાં—
આવી, આવી. (૪)

ઝરે ચંદા અમીરસ-ધાર,
સજે ધરણી ધવલ શણગાર,
કરે કોયલડી ટહુકાર—
ઉડી જાય જોતાંની વારમાં—
આવી, આવી. (૫)

કેવાં ઉછળે સાગર જળપૂર,
ભાવ એવા રસિક જન ઉર;
આવે ઓટ, સહુ ભાવ વહી જાય—
ઘડી-પળવારમાં—
આવી, આવી. (૬)

જાય ક્ષણમાં, સૌંદર્ય-ચમકાર,
ઉડે પળમાં યૌવનની બહાર;
જેવા વીજલડી ચમકાર—
ઝબકતા, આભનાં ઉંડાણમાં—
આવી, આવી. (૭)

થાય પાણી મહીં પરપોટા,
રંગ જીવનતણા એમ ખોટા;
થાય થાય ને પળે પલટાય—
રહે ના એવા જ રંગના—
આવી, આવી. (૮)

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

# અખિલ હિંદ સ્ત્રી મંડળ વડોદરાની શાખાના વાર્ષિક મેળાવડામાં સૌ. ઉર્મિલા મહેતાનું ભાષણ

બહેનો,

વડોદરા મહિલા મંડળની વાર્ષિક પરિષદનું પ્રમુખ સ્થાન લેવા તમારી કાર્યવાહક સમિતિએ મને આમંત્રી, આપ સર્વનો પરિચય સાધવાની અને મારા વિચારો આપ સર્વની સમક્ષ મૂકવાની તક આપી છે તે બદલ હું ખરેખર તમારી કાર્યવાહક સમિતિની આભારી છું.

મારે વડોદરા સાથે ઘણો જૂનો સંબંધ છે. તે સંબંધને આધારે હશે એમ હું માનું છું કે તમારા મંત્રો થોડા મહિના ઉપર મને મળેલા ત્યારે તમે લોકો બોલાવો તો હું વડોદરા આવું કે કેમ એમ પૂછેલું. તે વખતે જ મેં હા કહેલી. અને તેથી હમણાં જ્યારે ખરેખરું આમંત્રણ મળ્યું ત્યારે તેનો આદર કરી, તેમજ વડોદરા સાથેનો મારો જૂનો સંબંધ તાજો કરવા આજ હું તમારી સમક્ષ આવીને ઊભી રહી છું. વડોદરા મહિલા મંડળની વાર્ષિક સભાના મંચ ઉપરથી તમને બધાંને મળતાં આજ મને અનહદ આનંદ ઉપજે છે.

વડોદરા રાજ્યમાં મહિલા પરિષદનો પ્રચાર કેટલો છે તેનો મને પૂરતો ખ્યાલ નથી. પણ રિપોર્ટ ઉપરથી જણાય છે કે તમે સંગીન કાર્ય કરી રહ્યા છો. પણ વડોદરા રાજ્યની એકે એક સ્ત્રી, પરિષદ મંડળની સભ્ય બને ત્યારે જ તમારા કાર્યની સંગીનતા પૂર્ણતા પામે. અખિલ હિંદની સ્ત્રીઓની એક માત્ર સંસ્થા–અખિલ હિંદ મહિલા પરિષદ છે–હિંદની દરેકે દરેક વિચારવંત સ્ત્રીએ આ સંસ્થાના સભ્ય બનવું જોઇએ. કારણ કે આ સંસ્થામાં કોમી કે પક્ષીય ભેદભાવને સ્થાન નથી. હિંદી સ્ત્રીશક્તિના સંગઠ્ઠન અર્થે દરેક સ્ત્રીએ "અખિલ હિંદ મહિલા પરિષદ"ના સભ્ય થવું અત્યંત આવશ્યક છે. દરેક વસ્તુના વિકાસનો પાયો સંગઠ્ઠન પર નિર્ભર રહી શકે છે. સંગઠ્ઠનના અભાવે મોટી મોટી સંસ્થાઓના પાયા પણ તૂટી જઇ શકે છે. સંગઠ્ઠનનો અભાવ, ગમે તેટલી વિચારોની મહાન ભૂમિકાને છિન્ન ભિન્ન કરી નાખી શકે છે. માટે આપણે ધારેલાં બધાં કાર્યો પાર પાડવા સંગઠ્ઠન એક અતિ અગત્યનું અને જરૂરી અંગ છે.

કોઇપણ સંસ્થાનું અજોડ અને અતૂટ સંગઠ્ઠન સાધવું એ એક અતિ વિકટ . અને મુશ્કેલ કામ છે તેનો મને સારી રીતે ખ્યાલ છે. તમને તમારાં કાર્યો પાર પાડવામાં એવી અનેક મુશ્કેલીઓ સતાવતી હશે. પણ એવી મુશ્કેલીઓ સામે ટક્કર ઝીલી તેમાંથી આપણો પંથ સરળ બનાવવો એ કાર્યકર્તા બ્હેનોનું કાર્ય છે. તમારા કાર્યકર્તા બ્હેનો પોતાનો વિકટ પંથ સરળ અને સૌમ્ય બનાવે અને કાર્યને આગળ ધપાવે એવો મારો તેમને આશીર્વાદ છે.

આવી સ્ત્રી સંસ્થાઓની ઉપયોગિતા વિષે અનેક શંકાઓ ઉઠાવવામાં આવે છે. આવી શંકાઓ ઉઠાવનારાઓને મારો એ જવાબ છે કે હિન્દી સ્ત્રી જનતાના સંગઠ્ઠનમાં આવી સંસ્થા ઘણીજ અગત્યનો ભાગ ભજવે છે, તેમાં મને તો શંકા નથી જ.

હિન્દી સ્ત્રી જનતાના સંગઠ્ઠન માટે સ્ત્રી કાર્યકર્તાઓની અત્યંત જરૂર છે. આવા સ્ત્રી

કાર્યકર્તાઓ માત્ર ભણેલી જ સ્ત્રીઓ થઈ શકે એ ખ્યાલ હવે આપણે લાંબો વખત સેવી શકીએ નહિં—આપણી ગરીબ હિન્દી જનતાનો એકંદરે ઘણો જુજ ભાગ જ શિક્ષિત છે. તેમાંએ શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા તો નજીવી જ છે. પરિસ્થિતિ આવી હોવાથી માત્ર ભણેલી સ્ત્રીઓ જ સ્ત્રી કાર્યકર્તા બની શકે એવો હઠાગ્રહ છોડી દેવો જોઇએ. સાધારણ ભણેલી સ્ત્રીઓ પણ આવા કાર્યમાં અનેક રીતે પોતાનો ફાળો આપી શકે એ ચોક્કસ છે. જે બ્હેનોને આવી રીતના કોઇ પણ સામાજિક કર્યો કરવાની ઉગ્ર ધગશ હોય કે મનની વૃત્તિ હોય તેવી બ્હેનોએ આવાં કાર્યો કરવા આગળ આવવું જોઇએ. આવી ઉગ્ર ધગશ અને વૃત્તિવાળી બ્હેનો "કામ કામને શીખવે છે" એના ન્યાયે અનેકગણું કાર્ય કરી શકશે. આવી બ્હેનોની ધગશ અને પ્રચંડ કાર્યશક્તિને યોગ્ય પંથે આગળ ધપાવવાની અને તેમને જરૂરી તાલીમ આપવાની, ભૂલ કરે તો તેમાંથી બચાવી લેવાની ફરજ શિક્ષિત અને અનુભવી જાહેર કાર્ય કરનારી બ્હેનો જે છે તેમના ઉપર અવલંબે છે.

કાર્યકર્તા સ્ત્રીઓને તાલીમ આપવાની કોઇ સંસ્થા હોય એ પ્રશંસનીય છે, પણ જ્યાં સુધી આવી સંસ્થાઓનો અભાવ છે ત્યાં સુધી આવી સ્ત્રીસંસ્થાઓનાં કાર્ય ઉપાડી લઇ કાર્યકર્તાઓ તાલીમ લઇ શકે છે. આપણા હિંદ જેવા અત્યંત ગરીબ અને પછાત દેશમાં કામની તો ખોટ નથી, એટલે દરેક કામ કરવા ઇચ્છનાર બ્હેનને પોતાના વલણ અનુકુળ કામ તો મળીજ રહે છે. ઉગતી સ્ત્રી કાર્યકર્તાઓને હું અત્યારે એટલી ચેતવણી આપું છુ કે તેમણે કાર્ય આગળ ધપાવવામાંજ પોતાની શક્તિઓને કેન્દ્રિત કરવી જોઇએ. સંસ્થાના હોદ્દાઓ માટેની ઉતેજની જો પ્રથમથીજ સેવવામાં આવશે તો તેમના વિકાસને તે ગુંગળાવી નાખશે, પણ આ સાથેજ હું એ પણ જણાવીશ કે જૂના કાર્યકર્તાઓએ ધીમે ધીમે કામમાંથી નહિં—પણ હોદ્દાઓ પરથી ખસી જઈ ઉગતા કાર્યકર્તાઓએ તેમને યોગ્ય સ્થાન આપવા જેટલી ઉદારતા બતાવવી જોઇએ. સંસ્થા માટે અને કાર્ય માટે દરેક કાર્યકર્તા બ્હેને મમત્વ કેળવવું જોઇએ. હોદ્દાઓ માટેની લાલસા અને અહંભાવ જો કાર્યકર્તાઓમાંથી દૂર થાય તો આપણો કાર્યપ્રદેશ પુષ્કળ સરળ બને એવી મારી દઢ માન્યતા છે. નવા કાર્યકર્તાઓ મળતાં કાર્યને બીજું દૃષ્ટિબિંદુ મળે તો કાર્યની પ્રગતિ ઓરજ થાય. અને આમ બને તોજ આપણે હિંદમાં સ્થળે સ્થળે આપણી પરિષદનાં થાણાઓ નાંખવા માટે તેમજ સ્ત્રી અને સમાજની પ્રગતિ સાધતું દરેક કાર્ય ઉપાડવા માટે નવા અને ઉત્સાહી કાર્યકર્તાઓ મેળવવા આપણે ભાગ્યવાન થઈશું.

હોદ્દાઓની લાલસા અને અહંભાવને લીધે આજકાલ ઠેરઠેર નવી નવી સંસ્થાઓ સ્થાપવાનો પવન ફૂંકાયો છે. તમારે ત્યાં આ નહિં હોય, પણ તે ના હોવું સારૂં. કાર્યદિશા ખૂબ વિસ્તૃત હોવાથી નવી નવી સંસ્થાઓ સ્થપાય તેમાં કંઈ ખોટું નથી એવી દલીલ નવસ્થાપિત સંસ્થાના તરફદારો તરફથી કરવામાં આવે છે. મને અનેક સંસ્થાઓના અસ્તિત્વ સામે વાંધો નથી, પણ અત્યારની પરિસ્થિતિમાં આપણે જોઇએ છીએ કે બધે જ મુઠીભર ગૃહસ્થાશ્રમી સ્ત્રી કાર્યકર્તા બ્હેનોને ગૃહકાર્ય ઉપરાંત અનેક સંસ્થાઓના કાર્યમાં લક્ષ પરોવવું પડે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી સ્ત્રી કાર્યકર્તાઓની શક્તિ અનેક દિશાઓમાં વિભક્ત બની જાય છે, પરિણામે કેન્દ્રિત શક્તિઓ જેટલું સંગઠિત અને વ્યવસ્થિત કાર્ય કરી શકે છે,

તેટલું વ્યવસ્થિત અને સંગીન કાર્ય આવી વિભક્ત શક્તિઓ પૂર્ણ કરી શકતી નથી, એ દેખીતું છે. તેમાં કાર્ય અને કાર્યકર્તા બંનેને અન્યાય થાય છે. માટે જો આપણે આપણી શક્તિઓને કેન્દ્રિત કરવા ઇચ્છતા હોઇએ તો આવી નવી નવી સંસ્થાઓ ઇચ્છવા યોગ્ય નથી, એવો મારો મત છે. આપણું મુખ્ય કાર્ય તો વિભક્ત શક્તિઓને સંયોજીત કરી સ્ત્રી ઉન્નતિ અને સમાજની ઉન્નતિના ક્ષેત્રમાં ઝડપી, જેમ બને તેમ વધારે પ્રમાણમાં વિકાસ સાધવાનું છે. એટલે જો બધી સ્ત્રી સંસ્થાઓનો ઉદ્દેશ સ્ત્રીઓની સર્વદેશીય ઉન્નતિ સાધવાનો જ હોય અને તેજ હોય છે તેમાં શંકાને સ્થાન નથી તો નવાં મંડળો સ્થાપવાને બદલે હયાતીમાં છે તેજ સંસ્થાઓ દ્વારા કાર્યને વેગ આપી આગળ ધપાવી શકિત અને નાણાંનો થતો બમણો વ્યય અટકાવવા બનતા પ્રયાસ કરી સ્ત્રી ઉન્નતિના ઉદ્દેશને વધારે ઝડપથી પાર પાડવા આપણી શક્તિઓને સંયોજીત કરવી એજ યોગ્ય છે.

હવે હું આપણા મુખ્ય ઉદ્દેશ વિષે થોડું કહું. આપણો ઉદ્દેશ આપણી સ્ત્રીઓની ઉન્નતિ એટલે શું ? સ્ત્રીઓની ઉન્નતિનો પ્રશ્ન વિચારતાં આપણી હિન્દી સ્ત્રીઓની સ્થિતિનો તાદૃશ ચિતાર આપણા મનોચક્ષુ સમક્ષ લાવવો પડશે. કેમકે સ્ત્રીઓની સ્થિતિ–સ્ત્રીઓના પ્રશ્નો બરાબર સમજ્યા વગર–સ્ત્રીઓની ઉન્નતિ જરૂર સાધી શકાય જ નહિં. હિંદની સ્ત્રીઓની પરિસ્થિતિ સમજવા આપણે જગતના બીજા ભાગોમાં સ્ત્રીઓનું શું સ્થાન છે તેનું વિહંગાવલોકન કરીએ.

બીજા દેશોમાં સ્ત્રીઓએ આશ્ચર્યજનક પ્રગતિ સાધી છે. તેઓ પુરૂષના જેટલી અને જેવી કેળવણી લઈ શકે છે, જીવનના તમામ ક્ષેત્રોમાં પુરૂષોની બરાબરીની કક્ષામાં જગતના બીજા ભાગોની સ્ત્રી ઉભી છે. કેળવણીથી માંડી વિમાન ઉડાવવા સુધીના તમામ ધંધાઓમાં તેઓ ભાગ લે છે. તેઓએ આર્થિક સ્વાતંત્ર્ય મેળવ્યું છે. સામાજિક સ્વતંત્રતા તેમણે મેળવી લીધી છે. તેઓ પોતાના દેશોના રાજકારણમાં પણ અગત્યનો ભાગ ભજવે છે–તેઓ દેશના રક્ષણમાં અને સ્વતંત્રતાની લડતમાં પુરૂષો જેટલો જ ફાળો આપે છે. ત્યાં સ્ત્રીઓ મહાન નવલકથાકાર કે વિજ્ઞાન શાસ્ત્રી, કવિ કે મુત્સદ્દી, તત્વવેત્તા કે વક્તા મહાન ડૉક્ટરો બની છે. દેશના બધા જ કૂટ પ્રશ્નોના ઉકેલમાં ત્યાં પુરૂષના જેટલો જ ફાળો સ્ત્રીઓ પણ આપે છે. થોડાં જ વર્ષો પહેલાં તુર્કસ્તાન દેશની સ્ત્રીઓની સ્થિતિ હિંદી સ્ત્રીઓની સ્થિતિ કરતાંએ બદતર હતી. ત્યાં તો સ્ત્રીઓ બુરખા બ્હાર મ્હોડું પણ કાઢી શકતી નહતી. પણ આજે ત્યાં સ્ત્રીઓએ ઓઝલ પડદા અને બુરખાનાં ગુલામી ચિન્હો ફગાવી દીધાં છે. અને તેટલું જ નહિ પણ પુરૂષો જેટલી જ તાલીમ લઈ તુર્કસ્તાનના નવઘડતરમાં તુર્કી સ્ત્રીઓ અણમોલ ફાળો આપી રહી છે. બીજા દેશની સ્ત્રીઓ પણ ખૂબ કચડાએલી પીડાએલી દુ:ખી અને પરવશ હતી, પણ આજે તો ચીની સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે. ગુલામીનાં ગુંગળાવનારાં બંધનો તોડી દેશનું રક્ષણ કરવા ખભે બંદૂક લઇ તે લોકોએ બ્હાર પડવા માંડયું છે અને ચીનના પુરૂષોને પણ શરમાવે એવાં બહાદુરીભર્યાં કાર્યો કરી શાહીવાદી જાપાનનો સામનો કરી રહી છે. શું તે સ્ત્રીઓમાં શક્તિ છે ને આપણામાં નથી ? બીજા દેશની સ્ત્રીઓ જ્યારે આવાં મહાન કાર્યો સાધે છે. ત્યારે આપણા કમનસીબ દેશની સ્ત્રીઓની સ્થિતિ કમકમા ઉપજાવે તેવી છે. જ્ઞાતિનાં બંધનો, રૂઢિનાં બંધનો, સમાજનાં બંધનો, વડીલોનાં બંધનોરૂપી અનેક અનેક દિશાઓમાંથી ઉપસ્થિત થતી ચિંતાઓ હિન્દી સ્ત્રીને ગુંગળાવી રહી

છે. ઉપરનાં અનેકવિધ બંધનો તેના કોઇપણ જાતના વિકાસને અટકાવે છે, એટલું જ નહિં પણ સ્ત્રી ઘરના ઉમરામાંથી બ્હાર પગ મૂકવા જાય કે તરત જ રૂઢિગ્રસ્ત સમાજ તેને ખબરદાર ! કરીને અટકાવે છે–ગભરાવે છે. આપણા સમાજનું માનસ સ્ત્રીઓને હલકુ પ્રાણી જ ગણે છે. આપણા દેશમાં કેટલીક જગ્યાએ ઢોરની પણ કિંમત લેખવામાં આવે છે, અને તેની માવજત કરવામાં આવે છે–જ્યારે હિન્દમાં ઘણીએ ઠેકાણે સ્ત્રીઓને ઢોરથી પણ ઉતરતી ગણવામાં આવે છે એમ કહીએ તો ખોટું નથી. જન્મથી જ છોકરા અને છોકરીઓ વચ્ચે ભેદભાવની લોખંડી દિવાલ ખડી કરવામાં આવે છે. છોકરાના ઉછેરમાં અને કેળવણી માટે ધ્યાન અપાય છે જ્યારે છોકરીના વિજ્ઞાન પ્રત્યે તદ્દન દુર્લક્ષ્ય જ સેવવામાં આવે છે. છોકરીની કાંઇ કિંમત નથી. કેમકે છોકરી તો હલકુ પ્રાણી છે. તેટલું જ નહિ પણ છોકરી તો પારકું પ્રાણી છે એટલે એની પાછળ દમડી પણ ખર્ચવામાં અર્થ નથી એવો રૂઢિચુસ્ત લોકોનો હજુએ મત હોય તેમ લાગે છે. આ વસ્તુસ્થિતિ માટે મોટે અંશે આપણે સ્ત્રીઓ જ જવાબદાર છીએ તે ભૂલવું ન જોઇએ. તો આ બાબતમાં આપણે આપણી મનોદશા ક્યારે સુધારીશું ? જે બ્હેનો પોતે કેળવણી મેળવવા ભાગ્યવાન થઇ નથી, પણ કેળવણીની કિંમત સમજે છે તેમણે પોતાની પુત્રીઓની કેળવણી માટે તો બહુ જ ધગશ રાખવી જોઇએ. કેળવણી વગર આર્થિક સ્વતંત્રતા કે કોઇ પણ જાતનું સ્વાતંત્ર્ય મેળવવું મુશ્કેલ છે. (કેળવણી એટલે ફક્ત બી. એ. જ કે એમ. એ. કરવી તે હું નથી કહેતી ) કેળવણી એટલે એવું શિક્ષણ કે જેથી છોકરીઓ પોતે પોતાની મેળે વિચાર કરી શકે અને પગભર ઉભી રહી સ્વાવલંબી થઇ શકે. આજની પુત્રીઓ તે ભવિષ્યની માતાઓ છે તે પણ આપણે ભૂલવું ન જોઇએ.

આ વસ્તુસ્થિતિ હોય ત્યાં બાપના વારસામાંથી પણ છોકરીઓને બાતલ રાખવામાં આવે તેમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. માબાપને ત્યાં પરાઇ દશામાં ઉછરતી, હડધૂત થતી છોકરી પતિને ત્યાં જતાં વધુ પરાઇ અને વધારે હડધૂત અને વધારે પરવશ બને છે. છોકરીઓ પાસે પોતાની કહેવાય તેવી દમડીની પણ મીલકત હોતી નથી. પિતાની મિલકતનો તેને ભાગ મળી શકતો નથી. પતિની મીલકત કે આવક પર તેને કશોય હક્ક નથી. પત્ની પતિની સહધર્મચારિણી કહેવાય–ગૃહકાર્ય ચલાવવા કામના બે ભાગ પાડ્યા છે. પતિ બ્હાર જઇ કમાવાનું કરે, પત્ની ઘર ને બાળકોને સંભાળે. તો જેમ એક દુકાનના બે ભાગીઆ હોય, દુકાનને લગતાં કામની બે ભાગીઆ વચ્ચે વહેંચણી કરવામાં આવી હોય, પણ દુકાનની આવક ઉપર બન્ને ભાગીઆનો સરખો ભાગ રહે, તેમ આ ગૃહના પતિ અને પત્ની રૂપી બે ભાગીઆ માટે કેમ નહિ ? પોતાની આવક ઉપર, તેની મહેરબાનીની રાહે નહિ, પણ હકની રૂએ પત્નીને ભાગ મળવો જોઇએ.

એટલે અત્યારે તો મોટે ભાગે જીવનભર અનાજ માટે હિન્દી સ્ત્રીને બીજાઓની ગુલામી કરવી પડે છે. બીજાની દયાના એંઠા ટુકડા પર જીવનના દોહ્યલા વર્ષો તેને વીતાવવા પડે છે. અને " પડતા પર પાટુ " એ કહેવતાનુસાર તેને બીજી રીતે રીબાવવામાં આવે તે તો નફામાં.

પતિ, એક પત્ની હયાત હોવા છતાં બીજી પરણી શકે છે, એટલું જ નહિ પણ ધારે તેટલી વાર પરણી શકે છે, સહેજ કારણસર પણ પોતાની પરણેલી સ્ત્રીને તરછોડી શકે છે. ત્યારે વિધવા સ્ત્રીથી ફરી લગ્ન થઇ

શકતી નથી. વિધવા વિવાહ માટે કાયદા થયા તેથી શું. પણ સમાજ તો હજી એવા લગ્નોને ભાગ્યે જ અપનાવે છે. જો વિધવાના લગ્ન માટે જ આ સ્થિતિ હોય તો ત્યકતા સ્ત્રીની તો વાત જ શી કરવી! સમાજ હિંદી સ્ત્રીને રૂંધે છે, અને કાયદો પણ તેની સામે મોટા ડોળા કાઢી ઘુરકીયાં કરે છે.

હિંદમાં આર્થિક દૃષ્ટિએ મોટા ભાગની સ્ત્રીઓને પુરુષ પર જ આધાર રાખવાનો હોય છે. કાયદામાં, સમાજમાં અને રૂઢિમાં પુરુષના હક્કને જ વધારે સંરક્ષવામાં આવ્યા છે, અથવા ખરૂં કહીએ તો પુરુષને સ્ત્રીનો સંપૂર્ણ માલીક જ બનાવવામાં આવ્યો છે. ખુરસી ટેબલ કે એવી વસ્તુઓ સાથે જેમ ઘરનો માલીક ફાવે તેમ કરી શકે છે તેવી જ રીતે સ્ત્રીને પુરુષની માલીકીની વસ્તુ ગણવામાં આવી હોવાથી પુરુષ સ્ત્રીની ગમે તે દશા કરી શકે છે. અને આર્થિક દૃષ્ટિએ સ્ત્રી પુરુષ પર અવલંબેલી હોવાથી તેને માટે માથું ઉંચકવું પણ અઘરું કરી મૂક્યું છે.

ડૉ. દેશમુખનું બીલ વિધવા સ્ત્રીઓને થોડા ઘણા મીલકતના હક્ક આપે છે છતાં પણ એથી કંઈ વિશેષ ફેર પડતો નથી. લાખ્ખો સ્ત્રીને તો ફક્ત ભરણ પોષણના થોડાં નાણાં કાયદા પ્રમાણે મળે પણ બિચારીને આખો જન્મારો એમ ને એમ જ ગાળવો પડે. જીવન સારી રીતે જીવવા જેટલું પણ નાણું જ પુરતું નથી એ આવે સમયે ભૂલી જ જવાય છે. આવી રીતે આપણી હિંદની સ્ત્રીને અનેક અન્યાયી જુલમો અને મુંઝવણો વેઠવી પડે છે. હિન્દી સ્ત્રીને તો જીવનમાં સહરાના રણની શુષ્કતા જ સહેવાની હોય છે પરિણામે દેશને પણ તેથી અત્યંત ગેરલાભ થાય છે. સમાજનો અર્ધો ભાગ સ્ત્રીઓનો રસોડામાં જ ગોંધાઈ રહે તો તેથી સમાજને અને દેશને ખરેખર ઘણો જ ગેર-લાભ થાય છે. આપણે જ જોઈએ કે આપણા અંગ શરીરનું એક પક્ષાઘાતથી ચેતન વિહીન બની જાય તો તેથી શરીરને અનેક વિધ દુઃખ અને નુકશાન ભોગવવું પડે છે. સ્ત્રીઓ પણ સમાજનું અર્ધું અંગ છે. તો જો એ અંગને રસોડામાં ગોંધી રાખવામાં આવે ને તેમની શક્તિઓનો ઉપયોગ બરોબર કરવામાં ન આવે તો તેથી સમાજના અર્ધા અંગને પક્ષાઘાત થયા બરાબર જ છે. અને આવી રીતે એક અંગના પક્ષાઘાતથી સમસ્ત સમાજને જ આખરે ગેરફાયદો છે. પણ આપણો સમાજ જ્ઞાતિના, રૂઢિના, કુરિવાજોના એવા જુના ગુલામીના બંધનોથી એટલો જકડાએલો છે કે રૂઢિચુસ્તોને સમાજની સડતી જતી દશા જ સ્વાભાવિક લાગે છે. આ આ અવદશાનું ભયંકર પરિણામ સ્ત્રીઓને ડગલે અને પગલે ભોગવવું પડે છે. અન્યાય, જુલમ, રીબામણ અને સામાજિક બંધનોમાં ફસાઈ પડેલી આપણી હિંદી સ્ત્રીઓની દશા ખરેખર શોચનીય છે.

પણ આપણી સ્ત્રીઓની આટલી અધમ દશા હોવા છતાં આપણે સહેજ નિરાશ થવાની જરૂર નથી. પરદેશમાં સ્ત્રીઓએ જેમ ગુલામીની શૃંખલાઓ તોડી સમાજમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે તે તરફ જુઓ—પણ તે સ્ત્રીઓએ તે સ્થાન કાંઈ મહેનત વિના પ્રાપ્ત કર્યું નથી. વર્ષો સુધી, દાયકાઓ સુધી બીજા દેશોની સ્ત્રીઓએ પોતાના હક્કો પ્રાપ્ત કરવા સામાજિક બંધનો અને કુરૂઢિઓ અને અન્યાયી કાયદાઓ સામે પ્રચંડ ઝુંબેશ ઉઠાવી હતી; અને એ લડત ચલાવતાં ચલાવતાં આજે તે દેશની સ્ત્રીઓએ પોતાના સમાજમાં પુરુષોના જેવું જ સ્થાન પ્રાપ્ત કર્યું છે. તો આપણે પણ જો આપણા હક્કો મેળવવા ઝુંબેશ ઉઠાવીએ, આપણા ન્યાયના હક્કો

માટે લડત ચલાવીએ તો આપણે પણ સમાજમાં આપણું સમાન યોગ્ય સ્થાન જરૂર પ્રાપ્ત કરી શકીશું, તે પ્રાપ્ત કર્યે આપણો વિકાસ સાધી શકીશું અને આપણી ઉન્નતિ સાધી દેશની ઉન્નતિમાં બરોબર ફાળો આપી શકીશું.

સ્ત્રીઓની ઉન્નતિ માટેની આપણી ચળવળ વિષે કેટલાક લોકોમાં ગેરસમજુતી ફેલાઈ રહેલી છે. કેટલાક પૂર્વગ્રહથી પીડાતા માણસો આપણી ચળવળને સ્વચ્છંદતા સાથે સરખાવી તેને ઉતારી પાડવા પ્રયત્ન કરે છે, પણ આ હકીકત એથી ઉલટી જ છે તે ચોક્કસ છે. આપણે હક્ક માટે લડીએ છીએ. પણ સાથે સાથે આપણે બતાવી આપવું જોઈએ કે આપણી ફરજો પણ સમજીએ છીએ. આપણી અનેક ફરજો છે તેમાંથી અત્યંત મહત્વની એક ફરજ તે સમાજને આરોગ્યવાન અને શક્તિશાળી બાળકો આપવાની છે. આ માટે આપણે સમજવું જોઈએ કે અત્યારની પરિસ્થિતિમાં કે જ્યારે હિંદની વસ્તી કુદકે અને ભૂસકે વધે છે ત્યારે વધારે બાળકો હોય તો તેમને સારી રીતે ખવડાવવું, તેમનો સારો ઉછેર કરવો, તેમને યોગ્ય કેળવણી આપવી વગેરે અશક્ય જ છે. તેથી જ પોતાની ફરજનું બરોબર પાલન કરવા ઇચ્છનાર સર્વ બ્હેનોને મારી તો વિનંતી છે કે દેશને સારી, સશક્ત બલવાન પ્રજા અર્પવી હોય તો આપણાથી પોષી શકાય એટલાં જ બાળકોને જન્મ આપવો જોઈએ. એ માટે સંતતિ નિયમન યોગ્ય પ્રમાણમાં કેળવવું એ જરૂરી છે.

સંતતિ નિયમનના નામથી ભડકી તેની સામે ધર્મ કે એવો ખોટો બાઉ ઉભો કરી ખરી વસ્તુ સ્થિતિ સામે આંખ આડા કાન કરવામાં કંઈ સાર નથી.

આપણા દરેક બાળકોને છોકરી અને છોકરાના ભેદ વગર એક નાગરિક તરીકેની બરોબર કેળવણી મળે તે પણ જોવું એ આપણી બીજી ફરજ છે. તેમજ વિચાર કરતાં જણાશે કે દેશમાં ગુંચવાઈ રહેલા અનેક પ્રશ્નો આપણી આર્થિક સ્થિતિને આભારી છે. તે માટે હાલ તરત તો આપણે કંઈ હકથી કરી ન શકીએ પણ સ્વદેશી વસ્તુઓનો આગ્રહ રાખી દેશમાંથી ઘસડાઈ જતો અઢળક પૈસો દેશમાં રહે તે જોવાનું કામ પણ આપણું છે.

આપણી બ્હેનો સમક્ષ આટઆટલા અને બીજા આવા અનેક મોટા પ્રશ્નો ઉભા છે. આ પ્રશ્નોના ઉકેલમાં જ આપણી ઉન્નતિ રહેલી છે. એ ઉન્નતિ સધાય તો જ સ્ત્રીઓ સમાજમાં પોતાનું સમાન સ્થાન પ્રાપ્ત કરી શકે. આ કાર્ય આપણે માટે કોઈ કરી આપવાનું નથી તેની તો ખાત્રી જ રાખશો. આપણા હકકની લડત કોઈ લડી આપવાનું નથી. કોઈ આપણો ઉદ્ધાર કરશે, અને આપણે ઉન્નત થઈશું એ આશા સદંતર વ્યર્થ છે. આપણે આપણા જ પગ પર ઉભા રહેવાનું છે. આપણે આપણી લડત લડવાની છે. આપણા હકકો મેળવવાના છે. આપણી સમક્ષ મહાન ભગીરથ કાર્ય છે. આપણે સામાજિક બંધનોનો સામનો કરવાનો છે. આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની છે. સમાજની ઉન્નતિમાં ફાળો આપવાનો છે. અને દેશને મુક્ત કરવાના કાર્યમાં પણ આપણે આપણો હિસ્સો આપવાનો છે. તો આપણે અખિલ હિંદ મહિલા પરિષદ જેવી દેશની સમસ્ત સ્ત્રીઓની સંસ્થા દ્વારા આપણે સંયુક્ત પ્રયત્ન આદરવો ચાલુ રાખીશું, તો જ આ ભગીરથ કાર્ય પણ આપણે પાર પાડવાને સમર્થ થઈશું. તેથી બધી બ્હેનોને ફરીથી અખિલ હિંદ મહિલા પરિષદ મંડળમાં જોડાવા વિનંતી કરું છું.

તમને વડોદરા રાજ્યે કેટલીક દિશામાં પ્રગતિશીલ કાયદા કરી આપી તમારો રસ્તો કાયદાની દૃષ્ટિએ થોડો ઘણો મોકળો કરી આપ્યો છે. એ બદલ રાજ્ય અભિનંદનને પાત્ર છે. પણ એટલું યાદ રાખજો કે કાયદાઓ ગમે તેટલા સારા હોય તો પણ એક કાયદાનો અમલ કરાવવા જેટલી જાગૃતિ સ્ત્રીઓમાં ન હોય તો કાયદાઓનો શુભ હેતુ માર્યો જાય છે. તમે તમારા મંડળ દ્વારા અહિંની બ્હેનોમાં જાગૃતિ લાવવાનું કામ જરૂર કરી શકો. અહિં તો સારું પુસ્તકાલય છે. રાજ્ય નિરક્ષરતા નાબુદ કરવા પણ જહેમત ઉઠાવે છે એટલી દૃષ્ટિએ તમારૂં કામ બીજા પ્રાંતોની બ્હેનો કરતાં સરળ થયું ગણાય. પણ એનો ઉપયોગ કરવો એ તમારા હાથમાં છે.

## ઉષા

દેશ : દાદરા

ઉગી ઉગી ઉષા રે ઉજમાળી
રંગભર્યું આભ ને રંગભરી ડાળી
રંગભરી આંજે ર્‌હારી આંખડી.

ઉષા ધૂમે ને પાયે નૂપૂર ધમકે
ચુંદડી પાલવે તારલાઓ ચમકે
દીપ દીપકે પૂરે ચેતના નિરાળી
રંગભરી આંજે ર્‌હારી આંખડી.

કુંળી કુંપળિયાના મદભર તાને
સોનલા પ્રભાતે પંખીના ગાને
રમે રંગહેલીમાં ઉષા દેવી રૂપાળી.
રંગભરી આંજે ર્‌હારી આંખડી.

શ્રી મનુ દેસાઇ

પુરૂષોએ અને સમાજે સ્ત્રીઓને અનેક દોષોથી ભરપુર ગણી છે. થોડાઘણા દોષો સ્ત્રીઓમાં છે પણ ખરા. તે પણ આપણે કબુલ કરીએ ને તેમ તો ખરું જોતાં પુરૂષો ક્યાં દોષ રહિત છે? છતાં એમાંના ઘણા દોષો માટે સ્ત્રીઓની ગુલામી હાલત જ જવાબદાર છે તે ભૂલવું ન જોઇએ. પણ સાથે સાથે આપણા દોષોનો અભ્યાસ કરી તે દૂર કરવાનો પ્રયત્ન કરી આપણે એટલું બતાવી આપવું જોઇએ કે સ્ત્રીઓ પણ જવાબદારી ઉપાડી શકે છે અને માથે લીધેલાં કામો પુરૂષના જેટલી જ કુનેહથી પાર પાડી શકે છે.

આપણી સમક્ષ જે ગંજાવર પ્રશ્નો પડ્યા છે તે આપણી પાસે ગંભીરતા માગી લે છે. કાર્યકર્તા બ્હેનોએ ઉચ્ચ આદર્શ પોતાની સન્મુખ રાખી બ્હેનોના ઉત્કર્ષ માટે પોતાનો જેટલો આપી શકે તેટલો સમય ને જીવન સમર્પવાં જોઇએ. જીવન પોતાની જાતને શણગારી, આભૂષણોથી મઢી લેવા માટે નથી. પણ જીવનમાં ધ્યેય છે, આદર્શ છે, એ હંમેશ લક્ષમાં રાખી આપણે સ્ત્રીઓની ઉન્નતિ માટે, દેશના સ્વાતંત્ર્ય માટે, અને જગતના કલ્યાણ માટે યથાશક્તિ ફાળો આપવો જોઇએ અને તો જ આપણું જીવન સાર્થક થયું કહેવાય.

તમે મારૂં કહેવાનું આટલું શાન્તિથી સાંભળ્યું તે માટે ખરેખર હું તમારો ઉપકાર માનું છું. મેં તો થોડાઘણા જ મુદ્દાઓ રજુ કર્યા છે. તે ઉપર તમે વિચાર કરશો ને કંઇક અમલમાં મૂકશો એવી આશા રાખું તો અસ્થાને નહિ ગણાય.

ફરીથી મને આજનું પ્રમુખસ્થાન આપી જે માન તમે આપ્યું છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

# દેવદાસી

## નૃત્ય ગીત

રાગ કલ્યાણ

ઝૂમઝુમ ઝૂમઝુમ ઝાંઝર ઝમકે
 ચાલી દેવદાસી રે હો.
પ્રભુનાં ધામે દીવડાં પ્રગટે
 ચાલી દેવદાસી રે હો.

વેરી નર્તન, ફૂલડે મર્દન,
અંગે અંગે વિમલ થનગન,
 પાવક દીપ વર્ધન રે હો.
 —ઝૂમઝુમ૦

એનાં કંકણુ દેવ સુહાગી,
એનાં જીવન વિષ વિરાગી,
 નિશ્ચલ દેવ મૂર્તિ રે હો.
 —ઝૂમઝુમ૦

કેન્દ્રિત ઉરની ઊર્મિ કરતી,
વિશ્વ વિસારી પ્રભુને ધરતી,
 મંગલ જગ પૂર્તિ રે હો.
 —ઝૂમઝુમ૦

રાષ્ટ્ર અંધારે દીવડાં ધરવા,
ચેતન હૈયે દેશને પૂરવા,
 નર્તંતી દીપ ધારે હો.
 —ઝૂમઝુમ૦

ભાન ભૂલીને ભરતી ફુદડી,
 પડતી દેવ પાયે રે હો.
 —ઝૂમઝુમ૦

શ્રી. ધનવંત દેસાઇ

# અવર્ણનીય

દેવી સરસ્વતી !
 પૂજનીય ભગવતી !
સર્વ કલા-દુહિતા તવ ચરણ સમીપ વસતી.

કો' સંગીત સૂર
 ગૂંજે મધુર;
કવે કવિતા સંગ,
 ભાવ—તરંગ
ઝીલી નૃત્ય-કલા નર્તંતી—

વહે રસરંગ પૂર;
 ભરી ભરપૂર
પૂરે ચિત્ર શા રંગ !
 શિલ્પ ઉમંગ
ધરી સર્જંતી કલા-કૃતિ—

કયાં તવ સર્જન ?
 અમ વર્ણન ! !
આજીવન કથન ! !
 વ્યર્થ, અનંત !
શું વર્ણવું અલ્પ-મતિ—

શ્રી. ત્રિલોક દેસાઇ

# સતારામાં મહારાષ્ટ્ર મહિલા પ્રાન્તિક પરિષદ પ્રસંગે

## અપાયેલું વ્યાખ્યાન×

બહેનો,

મહારાષ્ટ્ર મહિલા મંડળની પ્રાંતિક પરિષદના વાર્ષિક સંમેલન પ્રસંગે પ્રમુખસ્થાન લેવા માટે તમારી વ્યવસ્થાપક સમિતિએ મને બોલાવીને મારા વિચાર આપ સહુની સમક્ષ મૂકવાની તક આપી છે, તે બદલ હું તેમની આભારી છું.

અખિલ ભારત મહિલા પરિષદનું પ્રથમ અધિવેશન લગભગ ૧૪ વર્ષ પહેલાં ૧૯૨૭ ના જાન્યુઆરી મહિનામાં મહારાષ્ટ્રમાં—પૂનામાં થયું હતું, તે અધિવેશનની પ્રાથમિક યોજનાનો આરંભ મુંબાઈમાં થયો હતો. તે ઇતિહાસમાં આજે જવાની અગત્ય નથી, પણ તે વખતથી જ આ કાર્યમાં મેં મારાથી બનતો ફાળો આપ્યો છે. પૂનાના અધિવેશનમાં અત્રતત્રથી સ્ત્રી કાર્યકરો એકઠાં થયાં હતાં. વડોદરાનાં મહારાણી ચીમનાબાઈ ગાયકવાડે તે પ્રસંગે પ્રમુખસ્થાન લીધું હતું. ભારતવર્ષની સામાજીક પ્રગતિના ક્ષેત્રમાં જે આદર્શોનાં આંદોલન તે પ્રસંગથી વહેતાં થયાં હતાં, તેમાંનાં કેટલાંકે તો આજે વાસ્તવ સ્વરૂપ લીધું છે. આજે ચૌદ વર્ષમાં આ સંસ્થાએ પોતાનું સ્થાન સારી રીતે જમાવ્યું છે, સામાજીક, આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં પ્રગતિસાધક પ્રયત્નો કર્યા છે, બાળલગ્ન પ્રતિબંધક કાયદો, સ્ત્રીઓના વારસા હકકના કાયદા, સ્ત્રીમતાધિકારના કાયદા વગેરે ઘડવામાં આ સંસ્થાએ અત્યંત ઉપયો-



શ્રી. શારદાબહેન મહેતા

× તા. ૨૦-૧૦-૪૦ ને રવિવારે સતારામાં ભરેલી, મહારાષ્ટ્ર મહિલા પ્રાન્તિક પરિષદ પ્રસંગે શ્રી. શારદાબહેન મહેતાએ પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

ગી પ્રચાર કરીને સહકાર આપે છે. દેશભરમાં આ સંસ્થાની શાખાઓ અને પેટા શાખાઓ કાર્ય કરી રહી છે. છેલ્લા થોડા મહિનામાં શ્રી રાણી લક્ષ્મીબાઈ રાજવાડેના પ્રમુખપણા નીચે નીમાએલી નેશનલ પ્લેનીંગની સ્ત્રીસમિતિમાં આપણાં પરિષદનાં ઘણાં બહેનોએ ઉપયોગી કાર્ય કર્યું છે.

જગદ્વ્યાપી યુદ્ધ પ્રત્યે આપણું શું મંતવ્ય છે તે અલ્હાબાદમાં મળેલા વાર્ષિક અધિવેશનને પ્રસંગે પરિષદે સ્પષ્ટ કર્યું છે. આંતરરાષ્ટ્રીય તકરારોના નિરાકરણ માટે યુદ્ધ અને માનવસંહાર પ્રત્યે પરિષદે વિરોધ જાહેર કર્યો છે. અહિંસા અને શાન્તિની નીતિનું ધોરણ આપણી પરિષદે સ્વીકાર્યું છે. જે હેતુસર બ્રિટિશ પ્રજા વિગ્રહમાં ઊતરી છે તે હેતુ ફળિભૂત થવા માટે ભારતવર્ષ અને બીજા પરાધીન દેશોને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થવું જોઈએ એ ઈચ્છા પરિષદે વ્યક્ત કરી છે.

મહારાષ્ટ્ર મહિલા પરિષદના કાર્યનો પ્રચાર થયો છે તે બીજા પ્રાન્તો કરતાં પ્રમાણમાં ઘણો સુંદર છે. એનાં કારણો મારા મન્તવ્ય પ્રમાણે અનેક છે.

ભારતવર્ષમાં સામાજીક સુધારાનો આરંભ બંગાળમાં થયો હતો, પણ તેનો વ્યવહારિક પ્રચાર મહારાષ્ટ્રમાં થયો હતો. સ્વ. મહાદેવ ગોવિંદ રાનાડે, પ્રો. અગરકર, ચીપળુણકર જેવા આ પ્રાન્તના લોકનાયકોએ સામાજીક સુધારાને સંપૂર્ણ રીતે પોતાનું કાર્યક્ષેત્ર કરીને તેનો પ્રચાર પુષ્કળ કર્યો હતો. લોકમાન્ય ટિલક અને દેશભક્ત ગોખલેજી જેવા પ્રખર રાજકીય નેતાઓએ પ્રજામાં અપૂર્વ જાગૃતિ આણી હતી.

બીજું મહારાષ્ટ્રમાં સામાન્ય કેળવણીના પ્રચારનું પ્રમાણુ અમુક વર્ગના અન્ય પ્રાન્ત કરતાં ઘણું વધારે છે એટલે પ્રગતિને વેગ મળવા માટે ક્ષેત્ર તૈયાર હતું.

ત્રીજું મરાઠી સાહિત્યની ખીલવણી ઊંચી કક્ષાએ પહોંચેલી છે અને તે દ્વારા પ્રચાર કરવાની કળા પણ તમે હસ્તગત કરેલી છે, તેથી પ્રચાર બળવાન બની શકયો છે. ચોથું પડદાનો રીવાજ લોકસમૂહમાં નથી. માત્ર ઘણા શ્રીમંત વર્ગમાં કે રજવાડામાં હોય તે જ. આ કારણને લીધે સ્ત્રીપુરૂષો સાથે રહીને છૂટથી કાર્ય કરી શકે છે. બંગાળ, બિહાર, યુકતપ્રાન્ત ઈત્યાદિ પ્રાન્તોમાં આ કુરિવાજ પ્રગતિને અત્યન્ત બાધક છે. શિક્ષિત વર્ગમાં પણ એ પ્રાન્તોમાં ભયંકર સ્થિતિ પ્રચલિત છે. કેટલાક રાજદ્વારી ગણાતા નેતાઓ પણ ત્યાં કબૂલ કરે છે કે પોતાના ઘરની સ્ત્રીઓનાં મોઢાં દિવસના પ્રકાશમાં તેમણે જવલ્લેજ જોયાં છે. આવી પરિસ્થિતિમાં પ્રગતિની શી આશા રાખી શકાય ?

પ્રગતિમય વાતાવરણુ અને ચીવટવાળી પ્રકૃતિને લીધે વ્યવસ્થાશકિત આ પ્રાન્તમાં વધારે જોવામાં આવે છે. તમારા પ્રાન્તનાં જ બહેન શ્રી. શાન્તાબાઈ ભાલેરાવે મહારાષ્ટ્રની શાખાને ખીલવી છે, એટલું જ નહિ પણ ગુજરાત કાઠીયાવાડ, બિહારમાં જઈને તેમણે સુંદર વ્યવસ્થિત કાર્ય કર્યું છે.. કાઠીઆવાડનાં ન્હાનાં મોટાં છૂટાંછવાયાં દેશી રાજ્યની સ્ત્રીજનતા સાથે ઓતપ્રોત થઈને તેમણે ભગિની ભાવ જાગૃત કર્યો હતો. આજે પણ શાન્તાબાઈને સઘળી સંસ્થાઓ પ્રચાર કાર્ય કરવાને આવવા માટે આમંત્રણ આપે છે. તમારે ત્યાં પૂના, અહમદનગર, સતારા, નાસીક, ભુસાવળ, વાઈ, કિર્લોસ્કરવાડી, ફલટણ, જત, સાંગલી ઈત્યાદિ સ્થાને જે શાખાઓ અને પેટાશાખાઓ છે, તે સુંદર પ્રચારકાર્યનું પરિણામ છે.

બીજી એક વસ્તુ યાદ રાખવાની છે. શ્રી. રાણી લક્ષ્મીબાઈ રાજવડે જેમને આપણે બધાં ' તાઈ 'ના લાડકા નામે ઓળખીએ

છીએ, તેમના અત્યન્ત પ્રયાસ અને પ્રભાવ-વ્યક્તિત્વને લઇને અહીંની યોજનતામાં આ સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થઇ છે અને તેના કાર્યને વેગ આપવાની ભાવના જાગૃત થઇ છે. આ પ્રમાણે મેં જે કારણો બતાવ્યાં છે, તેને લક્ષને તમે બ્હેનો કાર્યના સુંદર જવાબ આપી શક્યાં છો. કેટલીક રીતે તમને સુગમતાઓ મળેલી છે, તેથી તમારું કામ સરળ થયું છે, એમ મને લાગે છે. અલબત્ત તમારી આંતરિક મુશ્કેલીઓ જરૂર હશે જ, અને એનો ખ્યાલ તમને હોય તેટલો મારા જેવી બહારની વ્યક્તિને આવી શકે નહિ.

પ્રૌઢ શિક્ષણના કાર્યમાં, શ્રમજીવી વર્ગની સેવામાં, નેશનલ પ્લેનીંગના કાર્યમાં, તેમજ સ્ત્રીઓને માટેના ઉદ્યોગવર્ગ માટે તમારી સંસ્થાએ સુંદર કામ કર્યું છે. તમારું કામ વધારે ને વધારે પ્રગતિમાન થાય એવા મારા તમને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે.

જાત, પ્રાન્ત, કોમના ભેદને પર રાખીને અખિલ મહિલા પરિષદ વિશાળક્ષેત્રમાં, વિશાળ અને પ્રગતિમય દૃષ્ટિબિન્દુ રાખીને દેશનું ભાવિ ઘડવામાં સહાય થવાની અભિલાષા સેવે છે, એ રીતે આ પરિષદ રાષ્ટ્રની એક અતિ મહાન્ સંસ્થા છે; સમસ્ત રાષ્ટ્રની સ્ત્રીઓનો એક અવિભક્ત સંઘ છે. સ્ત્રીઓ રાષ્ટ્રની માતૃશક્તિ તરીકે સમસ્ત જગતનો પુનર્ઘટનામાં કેવી રીતે સહકાર આપી શકે એ પ્રશ્નનું નિરાકરણ આપણી સંસ્થાએ કરવાનું છે.

આજે જગત ભયંકર સ્થિતિમાંથી પસાર થાય છે. આપણી આંખ સમક્ષ પાશ્ચાત્ય સંસ્કૃતિનું ખંડન થતું નિહાળી રહ્યાં છીએ. એ સંસ્કૃતિની નિષ્ફળતા આપણે જોઇએ છીએ. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ પણ સર્વાંશે યુગબળ આગળ ટકી શકે તેમ નથી. માનવસ્વભાવ, આચારવિચાર, સહુનું અનેક રીતે પરિવર્તન થઇ રહ્યું છે. જ્યારથી જગતમાં મૂડીવાદની-ભાણકબળવાદ-ની ભાવના ઉત્પન્ન થઇ ત્યારથી અનેકવિધ મહાન પરિવર્તન થયાં. પ્રાચીન ધર્મની ભાવનામાં જે જડતા આવી હતી તે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનને પરિણામે ઘણે અંશે નાબૂદ થઇ. જરીપુરાણી રૂઢિઓ અને માન્યતાઓનું કેટલેક અંશે નિકંદન થયું-આપણી બુદ્ધિશક્તિ તીક્ષ્ણ અને વિશાળ થઇ. દરેકનાં મૂલ્યાંકન નવાં થયાં. આપણા આદર્શો અને આચાર સમયાનુકૂલ અખતરા જેવા બની ગયા.

દરેક વ્યક્તિને-પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, વૃદ્ધ હોય કે યુવક હોય, ધનિક હોય કે રંક હોય-વડીલ હોય કે બાલક હોય-સર્વને આત્મનિર્ણયનો હક્ક છે-આ મહાન્ સત્ય જ્યારથી સાંપડયું ત્યારથી જગતની માનવભાવનામાં પલટો થયો. અર્વાચીન કેળવણીને ગમે એટલી વગોવીએ, પરંતુ વ્યક્તિસ્વાતંત્ર્યનો મહાન સિદ્ધાન્ત નવા જમાનાની એક મોટી થાપણ છે. આ સિદ્ધાન્ત ઉપર જ સમસ્ત સંસ્કૃતિનું બંધારણ ઘડાય છે. અને એને અનુસરીને જ આપણે આદર્શ ઘડવાના છે. માનવઆત્માનો હ્રાસ કરવો ન જોઇએ. આત્મવિલોપન કરવું ન જોઇએ.

આપણી સંસ્થાએ આ પ્રકારના ઉચ્ચ આદર્શ રાખીને પાલન કરવાના માર્ગ યોગ્ય રીતે શોધવાના છે. નવા ઘડતરમાં આપણા આદર્શ ચોક્કસ રીતે નક્કી કરવાના છે. જૂની પ્રણાલિકાને સંપૂર્ણ રીતે સાચવીને, તેના ઉપર નવાં સર્જક બળોનો ઉપયોગ કરવા ધારીશું તો સફળતા મળવાની નથી. દહીં અને દૂધ બેમાં પગ રાખી શકાય નહિ-જૂનું અને આપણું એટલું બધું સારું જ છે એ સિદ્ધ કરવાની આજે ફેશન થઇ ગઇ છે. પરંતુ જગતનાં બળોનો પ્રસારો એટલો બળવાન છે, અને વૈજ્ઞાનિક શોધોને લીધે જગત એટલું ન્હાનું થઇ ગયું છે-

સાર્વત્રિક સંપર્ક એટલા વધી ગયા છે, કે સર્વદેશીય વિચાર કરીને જ આપણો માર્ગ ચીંધવાનો છે. આપણું સ્થાન સમસ્ત જગતના કાર્યક્રમમાં ક્યાં છે, ક્યાં અને કેવું હોવું જોઇએ, એનો નિશ્ચયાત્મક વિચાર કરવાનો છે. કૂપમંડૂકની પેઠે ન્હાના ખાબોચીઆમાં બેસી રહેવાય તેમ નથી. તેમજ યુગપ્રવાહમાં વગર વિચારે મૂઢની માફક વમળમાં ઘસડાઇ જવું પણ પરવડે તેમ નથી. બુદ્ધિપૂર્વક નિર્ણય ઘડીને તેનો અમલ કરવાનો છે.

આપણું ધ્યેય—નાગરિક, સાંસ્કૃતિક, સામાજીક, આર્થિક, અને રાજકીય જીવનનાં ક્ષેત્રોમાં પુરુષ અને સ્ત્રીઓને સમાન અનુકૂળતા, સગવડો અને તક સાંપડવી જોઇએ એ આપણું ધ્યેય છે.

આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓને પુરુષોની માફક જ કામ કરવાની, કામના પુરસ્કારની, આરામ મેળવવાની, વીમો ઉતરાવવાની, કેળવણી તથા તાલીમ મેળવવાની તક સાંપડવી જોઇએ. માતા અને સંતાનનાં હિત રાષ્ટ્ર મારફત સચવાવાં જોઇએ; અને તેટલા માટે પગાર સાથે પ્રસૂતિના સમયની રજા મળવી જોઇએ. સંખ્યાબંધ સુવાવડખાનાં, બાળસંગોપનઘર, અને બાળમંદિરોની સગવડ હોવી જોઇએ. આ ઉપરાંત લગ્નજીવનથી ઉપસ્થિત થતી સઘળી જવાબદારી અને હક્કો સ્ત્રી પુરુષને સમાન હોવા જોઇએ, મિલ્કત ઉપર સમાન હક હોવો જોઇએ.

મતાધિકાર, આરોગ્યરક્ષણના હક્ક, એ પણ સાથે જ હોવા જોઇએ. નૈતિક ધોરણના નિયમો પણ સ્ત્રી પુરુષના સમાન જ હોવા જોઇએ.

વાસ્તવિક રીતે આ કક્ષાએ પહોંચવા માટે આપણે પ્રયાણ કરી રહ્યાં છીએ. છતાં પણ વચ્ચે વચ્ચે, રૂઢિપૂજક, અને જૂનવાણી મન્તવ્યો જેમનાં રૂંવે રૂંવામાં ખૂપી ગએલાં છે, અને જેમને સ્થાપિત હિતો સાથે વિરોધ કરવો ગમતો નથી, બલ્કે તેમની ખુશામત કરવી છે, અને અનેક પ્રકારનાં અંગત હિત જાળવી રાખવાં છે, સામાજીક પ્રતિષ્ઠા સાચવી રાખવી છે, તેમના તરફથી-મીઠી વાણીમાં નીકળતા સૂર પ્રગતિની પીછેહઠ કરાવે છે, અને માર્ગમાં અવરોધ મૂકે છે.

હિટલરે સ્પષ્ટ રીતે સ્ત્રીઓના કાર્યક્ષેત્રનો નિર્દેશ કર્યો છે—અને તેમાં ધર્મ, રસોડું, અને સંતાનનું સૂત્ર સમાજમાં ઘુસાડવામાં આવ્યું. સ્ત્રીનું કાર્યક્ષેત્ર ગૃહ છે—આ વસ્તુને આટલું મહત્ત્વ આપ્યું છે, અને તેની આસપાસ એટલી સજાવટ થઈ છે, અને સ્ત્રીઓની એટલી હલકા પ્રકારની ખુશામત કરવામાં આવી છે કે સ્ત્રીઓની પોતાની આંખે પણ ઊંધા પાટા બંધાઇ ગયા છે, અને જનતાનું સામાન્ય હિત શેમાં સમાયું છે—ખરી પ્રગતિ શેમાં છે—એ વસ્તુ જ વિસરાઇ ગઇ છે.

સમષ્ટિનું હિત કયે માર્ગે પ્રાપ્ત થશે એ વસ્તુનો ખરો ખ્યાલ રાખીને, આસપાસ વીંટાઇ વળેલાં બધાં ઝાડીઝાંખરાં—વ્હેમ, ખોટી પ્રણાલિકાઓ, જૂનવાણી ચીલાઓ—બધું દૂર કરીને એકજ ઊચ્ચ આદર્શવાળા ધ્યેય તરફ પ્રયાણ કરવાનું છે. આ ધ્યેય પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓનું જબરદસ્ત સંગઠન કરવાની જરૂર છે. સ્ત્રીઓની અનેકવિધ પ્રગતિ માટે જે ભિન્ન ભિન્ન સંસ્થાઓ, અને છૂટક છૂટક કાર્યકરો કામ કરે છે તે બધાનો મેળ સાધીને કેટલા અને કેવા પ્રકારનું કાર્ય થઇ રહેલું છે તેનું એકીકરણ કરવું જરૂરનું છે. દાખલા તરીકે અમુક એક સંસ્થા વ્યાયામનું જ કામ કરતી હોય, બીજી સંસ્થા પડદાના રીવાજનો સામનો કરવા સ્થપાઇ હોય, ત્રીજી સંસ્થા સ્ત્રીઓને સ્વાશ્રયી બનાવવા કામ કરતી હોય, કોઇ સંસ્થા અનાથ સ્ત્રીઓનું રક્ષણ કરવાનું કામ કરતી હોય, આ બધાનો સમન્વય કરવો ઘટે છે અને દરેકના કાર્યને સહાનુભૂતિ અને ટેકો આપવાથી કામ આગળ વધી શકે.

નૅશનલ પ્લૅનીંગની કમિટીનો સ્ત્રીવિભાગ રાખવામાં આવ્યો હતો, તેમનાં સંશોધનો ઘણાં માર્ગદર્શક થઈ શકશે.

મુસ્લીમ, ક્રિશ્ચિઅન કે એવી બીજી ધાર્મિક કે કોમી સંસ્થાઓ હોય તેમનો પણ આપણા મર્યાદિત કામપૂરતો ઉપયોગ કરી શકીએ; મુસ્લીમ બહેનોના સંપર્કમાં આપણે વધારે આવીને એ બહેનોને આ કાર્યમાં રસ લેતી કરવાની જરૂર છે.

તે જ પ્રમાણે મરાઠી બહેનોના સંસર્ગમાં આવીને તેમને પણ આપણી સાથે લેવાની છે. બ્રાહ્મણ–અબ્રાહ્મણનો ભેદ જે રાજકીય ક્ષેત્રમાં મૂંઝવી રહ્યો છે તે આપણને આપણા કાર્યમાં જરા પણ મૂંઝવે તેવો હોવો જોઈએ નહિ. મરાઠી અને અન્ય અબ્રાહ્મણ સ્ત્રીઓને અજ્ઞાન અને વહેમ–ધર્મના બાહ્યાચારની ઘેલછામાંથી કહાડીને વર્તમાન યુગની કર્તવ્યદિશા બતાવવાની છે.

અરસપરસ દ્વેષ કે સ્પર્ધા ન હોવી જોઈએ. ધાર્મિક, સામાજિક, આર્થિક, રાજકીય કે શારીરિક સુધારણાના ઈલિહાયદા વાડા ના બંધાય.

વળી એ યાદ રાખવું જોઈએ કે સંખ્યાબંધ સ્ત્રીઓ પોતપોતાનાં ન્હાનાં ક્ષેત્રમાં પોતાની શક્તિ પ્રમાણે કામ કરી રહેલી હોય છે. ન્હાનાં ગામોમાં, કે ન્હાનાં ગામડાંઓમાં પણ વિવિધ પ્રકારનું કામ કરતી હોય છે. તે બધામાં નેતાગીરી પૂરેપૂરી ખીલી ન હોય છતાં જો આપણી સંસ્થા એવાં કાર્યમાં સાથ આપીને તેમના કાર્યમાં રસ બતાવી શકે તો આપણે આપી ન શકીએ તેટલું બળ આપણી સંસ્થામાં લાવી શકીશું. આપણા કાર્યનાં મૂળ હજી સુધી ઊંડાં ઉતર્યાં નથી તેનું કારણ આપણી આ ત્રુટી છે. એટલે જે માર્ગે આપણે આજ કામ કરી રહ્યાં છીએ તે બદલીને બીજે માર્ગે લેવાનો છે.

દર વર્ષે સમસ્ત પરિષદમાં, અને પ્રાન્તિક પરિષદમાં ઠરાવ પસાર થાય છે તેના ઉપરથી, આપણે હવે લગભગ ચોક્કસ જાણી શક્યાં છીએ કે ખરા મહત્ત્વના પ્રશ્નો કયા છે. નિરક્ષરતાનિવારણ, પ્રૌઢ શિક્ષણ, સ્ત્રીઓનું સ્વમાન અને ન્યાયપુરઃસરનું કાયદામાં સ્થાન મેળવવું. અસ્પૃશ્યતા નિવારણ, કોમી ઐક્ય, નાગરિક શિક્ષણ, ગ્રામ્ય ઉદ્યોગ, શ્રમજીવીઓનાં નિવાસસ્થાન, સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્યપ્રાપ્તિ અને કાર્ય કરવાની તક મેળવવી; આ મુદ્દાઓની ચર્ચા આપણે અનેકવાર કરેલી છે છતાં હજી આપણે કાર્યમાં સફળતા મેળવી શક્યાં નથી. તેનું કારણ મને એક તો એ જણાય છે કે આપણી વ્યવસ્થા જેવી જોઈએ તેવી સંગીન અને વ્યાપક નથી. કાર્ય કરવા કરવા માટે દરેક શાખામાં અને પેટા શાખાઓમાં ખડી ફોજ ઉત્પન્ન થવી જોઈએ, અને બીજું કાર્ય કરનારાંઓને કાર્ય કરવાની તાલીમ મળવી જોઈએ. જે પ્રમાણે પુનામાં ગયે વર્ષે તાલીમવર્ગ નીકળ્યો હતો એવા વર્ગો ચાલુજ કરવા જોઈએ. અને તે કાર્ય કરનારાંઓ એવી પરિસ્થિતિમાં હોવાં જોઈએ કે જેમને બીજાં સાંસારિક કામની ઉપાધિ ન હોય. આ પ્રકારનાં થોડાંક કાર્યકર્તા હોય, તેમની સાથે બીજાં ઘરકુટુંબવાળાં બહેનો, વિદ્યાર્થીઓ, જેઓ ધારે તો જરૂર અવકાશ મેળવી શકે તેવાંઓને નાગરિક ધર્મ તરીકે ચોક્કસ સમય આપવો જ જોઈએ. સીનેમા, નાટકો, ગરબા, પાર્ટીઓ, કલબો, લૌકિક મુલાકાતો, કથાઓ, વગેરેને માટે વખત કાઢી શકાય છે પણ સામાજિક કાર્ય વખતે કૌટુંબિક ઉપાધિનું બ્હાનું કઢાય છે. સામાજિક સેવાદળમાં બધાએ તાલીમ લઈને અમુક કાર્યનો ફાળો આપવો જ જોઈએ એવી નૈતિક ફરજ પાડવાની જરૂર છે.

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ (મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડો)માં સ્ત્રીઓએ પગપેસારો કરવાની આવશ્યકતા છે, આરોગ્ય અને શિક્ષણ એ સ્ત્રીઓના ખાસ વિષયો છે,

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં એકાદ સ્ત્રીને ઈદ્દિાયદી બેઠક મળે તેટલાથી સંતોષ માનવાનો નથી. પણ સામાન્ય મતાધિકાર મેળવીને પોતાની આવડતના બળ પર સ્થાન મેળવવું જોઈએ. કાર્યદક્ષ બહેનોની સંખ્યા મોટાં શહેરોમાં હવે ઓછી નથી. એ લોકોએ હિંમત કરીને આ કાર્યમાં પ્રવેશ કરવાનો છે.

જે પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનું કાર્ય છે તે જ પ્રમાણે પ્રૌઢ શિક્ષણ અને નિરક્ષરતાનિવારણના કાર્યનું મહત્ત્વ છે. આ વસ્તુ બધાં જાણીએ છીએ અને કેટલેક અંશે એ કાર્ય દરેક શાખાએ હાથમાં લીધું છે પણ તેમાં વિશાળ યોજના મુજબ વ્યવસ્થા કે-સામુદાયિક પ્રચાર-નથી. સંખ્યાબંધ સ્ત્રી-પુરુષો, યુવકો અને યુવતીઓની સહાયતા લઈને બહોળા પ્રમાણમાં સ્થળેસ્થળે આ કામની યોજના અમલમાં મૂકાય તો જ નિરક્ષરતા દૂર થાય. ચીન, જાપાન, રશિઆ, વગેરે દેશોમાં જે પ્રકારના પ્રયાસ કરવામાં આવ્યા હતા, અને અક્ષરજ્ઞાનનો પ્રચાર થયો હતો તે જ રીતે આપણે પણ કરી શકીએ.

લગ્નવ્યવસ્થા, આર્થિક સ્વાતંત્ર્ય વગેરે પ્રશ્નોની છીણવટ આપણે કરવાની છે. સ્ત્રી-પુરુષને સંપૂર્ણ રીતે ન્યાય મળે, અને જીવન-વિકાસનાં સાધન મેળવી શકાય, જીવન બહેલાવવાનાં સાધન એકેએક વ્યક્તિને મળે, જીવનની વિમાસણ ઓછી થાય, એવા સર્વસામાન્ય કાયદા થાય-અમુક કોમ માટે અથવા અમુક જાતવાર કાયદા ન હોય પણ એક જ ધોરણસર બુદ્ધિપૂર્વક જમાનો પારખીને પુરાણી અન્યાયયુક્ત સ્થિતિનો નાશ થાય એવા કાયદા ઘડવાના છે. આ સઘળામાં સંઘબળની જરૂર છે.

સ્ત્રીઓને સ્ત્રી તરીકે કેટલી બધી કનડગત થાય છે તે આપણે જાણીએ છીએ. જાહેર નોકરીઓમાં એને સઘળે સ્થળે યોગ્ય સ્થાન નથી. સ્ત્રીની પરિસ્થિતિનો લાભ લઈને પુરુષો તરફથી હજાર રીતની કનડગત થાય છે, કન્યાઓનાં છોકરાં વેચાણ થાય છે. સ્ત્રીપોલીસના અભાવે તહોમતદાર સ્ત્રીઓને અનેક કનડગતો સહન કરવી પડે છે. એક તાજું જ દૃષ્ટાંત મારા અનુભવમાં આવ્યું હતું: થોડા દિવસ ઉપર એક બાળા બજારમાંથી શાકનું પોટલું લઈ જતી હતી. તેને રસ્તામાંથી એક નાનું ચીંથરે બાંધેલું પોટલું જડ્યું. આ પોટલામાં રૂપાનો અને સોનાનો ઢોળ ચડાવેલાં ઘરેણાં હતાં. આ ઘરેણાં તે જોતી હતી તે દરમ્યાન પોલીસે તેને પકડી અને ચોરીના મુદ્દામાલ સાથે પકડાયેલી હોવાથી ગેઈટમાં તેને લઈ જઈને મેજીસ્ટ્રેટ પાસે રજૂ કરવામાં અને તેને રિમાન્ડ ઉપર છોડવામાં આવી. એ રિમાન્ડના સમય દરમ્યાન તેણે એક મોટી ગેઈટના લોકઅપમાં રાખવામાં આવી. આ સ્થળે તેને પાંચ દિવસ સુધી રાખવામાં આવી તે દરમ્યાન પહેલી અને બીજી રાત્રે તે બિચારી બાળાની અસહાય સ્થિતિનો લાભ લઈ તેની ઉપર બે પોલીસ સિપાઈઓએ અત્યાચાર ગુજાર્યો. આ બાળાએ પોતાની સઘળી વિતક સંરક્ષકગૃહના સંચાલકને વર્ણવી હતી.

સ્ત્રીતહોમતદારો લોકઅપમાં પહેરેગીર પોલીસ કૉન્સ્ટેબલ અગર એવા બીજા પોલીસ નોકરને આશરે મૂકાય છે. એ સ્થળે તેમને બીજા કોઈનું રક્ષણ મળતું નથી. તેઓની સાથેનું પહેરેગીર પોલિસનું તેમજ તે સ્થળના બીજા નોકરોનું વર્તન અનેકવાર બહુ જ અનિષ્ટ પ્રકારનું હોય છે. આ સ્થિતિમાં તે બિચારી નિરાધાર બાઈને બેહદ જુલમને તાબે થવું પડે છે, એવા અનેક દાખલાઓમાંનો આ એક દાખલો છે.

આનો ઉપાય જરૂર થવો જોઈએ અને તે સત્વર થવો જોઈએ. એટલે સ્ત્રી તહોમતદારો માટે એક ખાસ લોકઅપ હોવું જોઈએ અને તેમના રક્ષણ માટે સ્ત્રીવોર્ડરો રાખવી જોઈએ. આવી વ્યવસ્થા કોઈ સ્થળે હજી સુધી થયેલી નથી તેથી આશ્ચર્ય થાય છે.

આ વસ્તુનું સ્વરૂપ ઉપલક રીતે જોતાં બહુ નાનું લાગે છે, પરંતુ સ્ત્રીજાતિના સ્વમાનના રક્ષણ માટે તે ઘણું જ મહત્ત્વનું છે.

સ્વમાન અને સ્વાશ્રય કેળવાશે તો અનેક વિટંબણાઓ દૂર થશે.

આ પરિસ્થિતિ લાવવા માટે આપણી વ્યવસ્થાને જુદો મરોડ આપવાની જરૂર છે. આપણાં મંડળો જીવતાં જાગતાં કાર્યનાં કેન્દ્ર થાય તે માર્ગે લેવાનો છે. ઓસમુદાયમાં આપણે છાપ પાડવી જોઇએ. સઘળાં મંડળોનું સંગઠન કરીને સ્ત્રીઓનું એક કાર્યકર સૈન્ય ઊભું કરવું જોઇએ. સંગઠન અને સંયોજન એ જ ઉપાય છે. અને તે કરવાની દૃઢ ઇચ્છા અને શ્રદ્ધાની આવશ્યકતા છે. તાલીમ લઇને કાર્યકરો જુદેજુદે સ્થળે ગોઠવાઇ જાય તો ધારેલું કામ પાર પડે. આપણામાંનાં ઘણાં જાણીએ છીએ કે કામ તો ઢમઢાબંધ પડયું છે. આપણી નબળાઇઓ દૂર કરીને તન તોડીને કમર કસવાની છે.

કોઇ પણ પ્રકારના રાગદ્વેષ આપણામાં રહે નહિ–દરેક પ્રકારના ભેદભાવ અને ઇર્ષ્યાથી આપણે પર થઇએ,–મનુષ્યબંધુત્વની ભાવના એ જ અરસપરસની અવિભક્ત અને મજબૂત શૃંખલા થાય, આપણે મનુષ્ય છીએ અને એ જ રીતે આપણો વિકાસ કરવાનો છે

નિશ્ચિંત કરેલા ધ્યેય તરફ અડગ લક્ષ્ય રાખીને એકનિષ્ઠાથી અને સ્વચ્છ હૃદયથી ભાનભૂલ્યા જગતમાં શાન્તિ અને પ્રેમની જ્યોત પ્રગટાવવાની છે. સ્વાર્થી અને સંકુચિત આદર્શને સ્થાન આપવાનું નથી. નિરાશા તો છે જ નહિ ઉચ્ચ આદર્શ સેવીને પ્રયાસ જારી રાખવાનો છે. સંપ અને વિશુદ્ધ બુદ્ધિ હશે તો સફળતા જરૂર મળશે.

શારદાબ્હેન મહેતા

---

## અલબેલી ગુજરાત

અલબેલી અલબેલી
કે ગુજરાત અલબેલી રે !
મારે હૈયે ને હોઠે વસેલી
કે ગુજરાત અલબેલી રે ! ટેક૦

ચતુરંગી ચુંદડીમાં બુટ્ટા ને વેલ જેવાં
નગરો ને ગામથી વસેલી—કે ગુજરાત૦

સુંદરીના સેંથામાં સિંદૂરની સેર જેવી
નદીઓનાં નીરથી રસેલી કે ગુજરાત૦

વીજળીના વાન જેવી, મોરલાના ગાન જેવી
સાગરના તાનથી ભરેલી—કે ગુજરાત૦

મ્હેકંતી મોંઘી મમ અંતરની વાડીએ
તુલસીક્યારા શી ઉગેલી—કે ગુજરાત૦

શ્રી. બાલમુકુન્દ દવે


શ્રી. રજનીકાન્ત ભટ્ટ

# જમુના તટ

( રાગ : માલકોષ—તાલ : ત્રિતાલ )

જમુના તટ ખેલે હોળી
રાધા ગોપી ભોળી.
—જમુના૦

ક્હાનો આવે બંસી બજાવે,
વસ્ત્ર મહીં પિચકારી છૂપાવે,
ઘેલી રાધાને ખૂબ સતાવે,
રંગે દે તન બોળી.
—જમુના૦

ગોપી દોડી ટપલી મારે,
રાધા રિઝવી સખીઓ વારે,
બેઓ ચઢીને કદંબ ડાળે,
નાસી કનૈયો ડોળી.
—જમુના૦

પાલવ ઢાળી રાધા વિનવે,
ત્યારે ઉતરી પિયુ ઉર ભીંજવે,
કામણગારો સખી ચીર છિનવે,
ઉડે રસ રંગોળી.
—જમુના૦

શ્રી. રજનીકાન્ત ભટ્ટ

પટાવાળાથી નાસી છુટાય, સ્રીથી કોઈ નાસી છુટાય છે ? એ તો પડ્યું પાનું સુધારી લેવાનું.

નિહીરને નોકરી ધંધો મળે નહિ, ભાઈ-બંધો સાથે રખડીને આવે ત્યારે જાણે હજાર રૂપિયાના પગારદાર સાહેબને માન આપીયે એટલા માનની અપેક્ષા રાખે. પન્નાને પણ બીચારીને કાંઇ એક નિહીરનું સાચવવાનું હતું ? એના સાસુ, સસરા અને નણંદો, નિહીર કરતાં પણ વધારે કામ એની પાસે લેતાં. અનન્ય લાડમાં ઉછરેલી પન્નાની સ્થિતિ એક ગુલામ જેવી બની. ઘરનું બધું જ કામ એને કરવાનું. ઘરમાં કચેરીના વપરાતાં ચાર ચાર નોકરોને હવે આનંદ થયો કારણ ભાભી આવ્યાં એટલે એમણે જ બધું કામ કરવાનું એવો સાસુજીનો સખ્ત હુકમ થયો હતો. નોકરો પણ પન્નાના નહિ. એને તો કોઈ જ ગણકારે નહિ. બિચારી છાની રહીને દિવસ પસાર કરે.

નિહીરભાઇ ઘેર આવે ત્યાં પન્નાના નામની ફરીયાદી કરવા ઘરની પાંચ વર્ષની ન્હાની નણંદી પણ મંડી પડે અને નિહીર તો પન્નાને ફટકારવાનાં લાગ જ ખોળતો રહેતો. બીચારીને એવી મારે કે છેવટે એનાથી બુમો પડી જતી. પાડોશી અને આસપાસના લોકો તો તમાશો જુવે જ ને ! એને વાયુ આવે છે એવાં એવાં બ્હાનાં કહાડી ઘરનાં બધાંય માણસો અસલી રીવાજ પ્રમાણે પન્નાને મારવા મંડી પડતાં.

બિચારી પન્ના ! એની સોળ વર્ષની ઉગતી જુવાનીને હિંદુ સમાજનાં પેલાં ક્રૂર, રાક્ષસી સાસરીયાંઓએ કચડી નાખી.

આવાં તો કેટલાંયે જીવન પુષ્પો છાનાં કચડાતાં હશે. સમાજના અંધારા ખુણામાં આવી તો કેટલીયે સ્રીઓ મૂક વેદનાઓ સહન કરીને કુટુંબને ઉજાળવા પ્રયત્ન કરતી હશે. હિંદુ સંસારમાં એકકે સ્રી સુખી નથી. અને જ્યાં સુધી એક પણ સ્રીનો અંતરઆત્મા ચણચણશે ત્યાં સુધી આ સમાજની પડતી જ થશે. પ્રગતિ અશક્ય બનશે.

હિંદુસમાજ ! તું ક્યારે સુધરીશ ? મ્હને એમ પ્રશ્ન થાય છે કે પોતે આટલું દુઃખ સહન કર્યા પછી માતાઓ કેમ પોતાની પુત્રીઓને આમ કચડાવવા દેતી હશે ? એટલાં બધાં પરણાવવાનાં કોડ કેમ હશે ! આપણામાં કહેવાય છે ને કે દિકરી જન્મે એટલે પત્થરો જન્મ્યો. આ વસ્તુનો તો હું જરૂર વિરોધ કરૂં પરંતુ દિકરી જન્મ્યાના સમાચાર સાંભળી મ્હને દુઃખ તો થાયજ. કારણ હિંદુસમાજની ધગધગતી હોળીમાં રીબાવવા એક આત્મા ઉત્પન્ન થયો એમ મને લાગે છે.

હું તો હિંદુસમાજની દરેક પુત્રીઓને કહીશ કે જ્યાં સુધી તમને લાયક પતિ મળે નહિ,- જ્યાં સુધી તમને લાગે કે તમારૂં જીવનપુષ્પ પન્નાની માફકજ કચડાશે, ત્યાં સુધી બીલકુલ પરણવાની ઉતાવળ કરશો નહિ. હવે આપણે આ લગ્નહોળાનો બહિષ્કાર કર્યા વિના છુટકો નથી.

અને હિંદુસમાજના માતાપિતા ! તમારા દિકરા-દિકરીઓને હાથે કરીને એ હોળીમાં ના હોમતાં, નહિ તો એમની સાથે તમે પણ કોક અનંત દાવાનળમાં સપડાઇ જશો.

# શબરી

લેખક :
કૃષ્ણરાવ ગોહિલ
બી. એ. (ઓનર્સ)

મધ્યાન્હનો સમય હતો. સૂર્યનાં પ્રચંડ કિરણો પૃથ્વી ઉપર સીધાં પડતાં હતાં, પરંતુ એ અરણ્યમાં ઝાડોના પાંદડાની કિલ્લેબંધીથી એક પણ કિરણ અંદર પેસી શકતું ન હતું. ગ્રીષ્મ ઋતુની ઉષ્ણતા ત્યાં આગળ લાગતી ન હતી. એ અરણ્યમાં અનાર્ય લોકોની વસતી હતી. બપોરના શાન્તિના સમયે બે શબર બાળકો આનંદથી રમતાં હતાં. એક શબરપુત્ર હતો, બીજી શબર કન્યા હતી. શબર પુત્ર સાત કે આઠ વરસનો દેખાતો હતો. બાળસુલભ નિર્દોષતા એના મુખ ઉપર સ્પષ્ટ દેખાતી. વાળના ગૂંછળા ખભા ઉપર પથરાયા હતા. શરીર ઉપર એક લંગોટ સિવાય એણે કંઇ પ્હેર્યું ન હતું; એક હાથમાં તીર અને બીજા હાથમાં કામઠું હતું. શબર કન્યા પાંચેક વરસની હતી. એના મુખ ઉપર આર્ય સ્ત્રીને ભૂલાવે એવું સતીત્વ ઝળહળતું હતું; એની આંખોમાં શૌર્ય ને વીરત્વ ચમકારા મારતું; હૃદયની કોમળતા અસીમ હતી. એના હાથમાં પક્ષી પકડવાની જાળ હતી. બંને હતાં બાળસ્નેહી, સાથે ફરતાં, સાથે રમતાં ને સાથે જમતાં.

" આજ તો ભૂખ બહુ લાગી છે ને શિકાર યે હાથ ન ચઢ્યો. " શબર પુત્ર એક મોટા પત્થર ઉપર બેઠો. એના મુખ ઉપરની નિરાશામાં ભૂખનું દુઃખ સ્પષ્ટ દેખાતું હતું.

" આમ નિરાશ શા માટે થાય છે ? જેણે દાંત આપ્યા છે એ જ ચવેણું આપશે. " શબર કન્યા એને ધીરજ આપતાં બોલી. એટલામાં પાસે જ ઝાડ ઉપર પોપટનો અવાજ કાને પડ્યો.

" ચાલ ઊઠ ! આ જગ્યાએ શિકાર મળે એમ લાગે છે. લે આ જાળ. " પોતાના હાથમાંની જાળ આપતાં શબર કન્યા બોલી.

" ચાલ, એક દાવ નાખીએ. " શબર પુત્ર ઊઠ્યો. હાથમાં જાળ લીધી અને જ્યાંથી પોપટનો અવાજ આવ્યો તે ઝાડ તળે પાથરી એક પોપટનું ન્હાનું બચ્ચું એમાં પડ્યું. એને પાંખ પણ હમણાં જ ફુટી હતી. એ બચ્ચાની માતા એની પાછળ જ જાળમાં પડી ને પોતાનાં બચ્ચાને જાળમાંથી છોડાવવા અનેક તડફડીયાં માર્યાં. એના સર્વ પ્રયત્નો ફોગટ ગયા. શબરી કંઇક વિચારગ્રસ્ત ઊભી ઊભી દૂરથી એ દૃશ્ય નિહાળી રહી હતી. એની આંખમાંથી એક આંસુ સરી ગાલ ઉપર ઠરી ગયું. ખિન્ન વદને એ ધીમે ધીમે પાસે આવી ને જાળમાંથી પોપટના બચ્ચાને ને માતાને હાથમાં લીધાં. મરવાની બીકથી એમનાં હૃદય જોરથી ધબકતાં હતાં. શબરીએ એ બંનેને એક એક ચુમ્બન કર્યું અને પછી ઊંચે આકાશમાં ઉડાવી દીધાં.

" આ શું કર્યું ? " કંઇક ક્રોધ અને કંઇક નિરાશાની દ્રષ્ટિથી એ શબર કન્યા તરફ જોઇ રહ્યો.

" જે કરવાનું એ જ કર્યું છે. " શબર કન્યાએ શાંતિથી જવાબ આપ્યો.

" હાથમાં આવેલો શિકાર ગુમાવ્યો એ બરાબર કર્યું ! હવે ખાઇશું શું ? "

" ખાવાનું તો મળશે પણ એ બિચારાંઓના પ્રાણ ફરીને મળે ખરા ? "

" આજ, તને આ શું થયું છે ? "

" આપણે આર્યોના સરખું જીવન ન ગાળી શકીએ ? કંદમૂળ ખાઇને જો ક્ષુધા શાન્ત કરી શકાય તો શિકાર શા માટે કરવો ?

ગરીબ જીવોના પ્રાણ હરી જીવન જીવવું એનાં કરતાં ભૂખથી રિબાઇ રિબાઇ મરવું મને તો વધારે પસંદ છે. "

" આ જ્ઞાન ક્યારથી આવ્યું ? ઘડી પહેલાં તેં જ જાળ આપી; શિકાર બતાવ્યો; ને શિકાર હાથ ચઢ્યો ત્યારે તને જ્ઞાન થયું–ભૂખે મરવાનું. "

" એમ જ થયું. "

" શું ? "

" આ શિકાર હાથ લાગ્યો તે સમયે હું જોઇ શકી કે એમાં પણ જીવ છે. એજ વખતે મેં જાણ્યું કે એમનામાં ને આપણામાં કંઇક સામ્ય છે. "

" તું તો ઘેલી થઇ લાગે છે. "

" ના. હું સાચું કહું છું–તને યાદ હશે ! એક વખત હું વાઘના પંજામાં સપડાઇ હતી. તે સમયે મારી આ વાઘની શિકાર થઇને મને બચાવી. આજ આ પોપટના બચ્ચાની માતાએ પોતાના બચ્ચાના પ્રાણ બચાવવા જાળમાં ઝંપલાવ્યું. જે માતૃસ્નેહ આપણે માનવ જાતિમાં જોઇએ છીએ એવો જ માતૃસ્નેહ આજ મેં આ પક્ષીની યોનિમાં પણ જોયો અને મને લાગ્યું કે બધા જીવો સરખા જ છે. હવેથી કંદમૂળ ખાઇ જીવન ચલાવવું; ભૂખ્યાં રહેવું પણ હિંસા ન કરવી. એજ મારી પ્રતિજ્ઞા. બોલ, તને એ કબુલ છે ? "

" તને પસંદ એ બધું જ મને પસંદ. તું ખાઇશ એજ હું પણ ખાઇશ. લે આ જાળ. હવે એનો શો ઉપયોગ ? નાંખ એને ક્યાંય ? "

બંને કંદમૂળની શોધમાં નીકળ્યા.

એ વાતને લગભગ દશેક વરસ વીત્યા. હવે તો એ બંને મોટા થયા હતા. જગતની દ્રષ્ટિએ બંનેનાં લગ્ન થયાં. સ્નેહાળ દમ્પતી આનંદથી નિર્દોષ જીવન ગાળવા લાગ્યાં. એ સમયે પાંચાળ નગરમાં સિંહકેતરાજ રાજ્ય કરતો હતો. એનો પુત્ર એક દિવસ મૃગયા રમવા નીકળ્યો અને એ અરણ્યમાં આવી લાગ્યો. જ્યારે એ શિકારે નીકળ્યો ત્યારે કેટલાક શબરો પણ એની સાથે સામેલ થયા. શબર કંદમૂળ શોધી લાવ્યો. બંને સાથે જ જમવા બેઠા.

" પ્રિયે ! આજ તો રાજકુમાર શિકારે નીકળ્યા છે ! "

" એમ ? "

" હા. અને કાલે શિકારે નીકળવાના છે. આપણા અહીંના બધા ભીલો પણ સાથે જવાના છે. મને પણ પેલા ભીમાએ કહ્યું છે એટલે કાલે તો શિકારે જવું પડશે. "

" તો જવાનું. એમાં શું ? એ કંઇ નિર્દોષ પ્રાણીઓને થોડા જ મારવાના છે ? એ તો રાજકુમાર એટલે વનરાજ સાથે જ બાથ ભીડે.

" બસ. તારી પરવાનગી મળી એટલે હવે જવાને કંઇ હરકત નહી. "

એમ વાતો કરતાં સ્નેહાળ દમ્પતી જમી પરવારી સૂઇ ગયાં.

બીજે દિવસે સવારે વ્હેલો ઊઠી, પ્રાતઃ નાગરગારણ કરી, શબર શિકારે જવા તૈયાર થયો. ભીમો પણ એટલામાં એને બોલાવવા આવી લાગ્યો. બંને સાથે જ નીકળ્યા.

રાજકુમાર શબર સૈન્ય લઇને નીકળ્યો. શબર સૈનિકો એકેએક ગૂફા શોધી વળ્યા. એક ગુફામાંથી વિકાળ વાઘ ધૂરક્યો, અને પૂંછડું હલાવતો, બરાડા પાડતો અને આંખોથે વનસ્થળીને ધ્રુજાવતો એ બહાર આવ્યો. ઝીણી ઝીણી આંખોએ એ સૈન્ય તરફ જોઇ રહ્યો. એક તીર સમવાડામેર એની તરફ આવ્યું. કૂદકો મારી એણે નેમ ચૂકાવી. વિફરેલું જાનવર સૈન્ય તરફ ધાયું. એક બે ને ઘાયલ કરી જંગલનો રાજા જંગલમાં અદશ્ય થયો.

શબર સૈન્ય એની પાછળ પડ્યું પણ એનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો. અચાનક સ્હામેથી વાઘણ ઘૂરકતી આવી, પૂછડી હલાવવા લાગી. બારીક નજરે એણે શબર સૈન્યનું અવલોકન કર્યું. પાછળ ફરીને એણે ઠેકડી મારી ત્યાં તો રાજકુમારે છોડેલું તીર સણસણાટ કરતું આવ્યું ને એના માથામાં વાગ્યું. એ ઘાયલ થઇ નીચે પડી. રાજકુમારે બીજું તીર છોડ્યું તે એના પેટમાંથી આરપાર નીકળી ગયું. શિકાર થયો એટલે સૈન્ય સાથે રાજકુમાર મુકામે પાછો આવ્યો.

વિફરેલો વાઘ, વાઘણના મૃત્યુથી વધારે વિફર્યો. એક તો જન્મથી માનવજાતિ પ્રત્યે વેર અને તેમાં હવે તો છંછેડાયો એટલે જોઇએ જ શું! માણસ જુએ કે ઘૂરકે ને સ્હામો દોડી જાય. એક દિવસમાં તો કંઇ કેટલાયે માણસોને એણે ઘાયલ કર્યા ને કેટલાકને માર્યા. સમસ્ત અરણ્યવાસીઓ એના ભયથી ધ્રુજવા લાગ્યા. "આ આવ્યો–પેલો આવ્યો." એમ હંમેશાં બધાને ધારતી રહેવા લાગી.

સંધ્યાકાળ થયો ને શબર ઘેર આવ્યો.

"કેમ, આવ્યા?" એણે ઝુંપડીમાં પગ મૂકયો કે શબરીએ પ્રશ્ન કર્યો.

"હા."

"શિકાર થયો ને?"

"હા."

"ત્યારે તો બધાને કંઇક ઇનામ મળશે ખરું."

"વાઘ પણ બહુ મ્હોટો ને બૌ જબરો હતો."

"ત્યારે તો ભારે ઇનામ મળશે." શબરીના મુખ ઉપર આછું સ્મિત ફરકયું.

"ના રે ના, વાઘ તો બહુ જબરો, એ તો નાસી છૂટ્યો."

"હાત્તારી...તમે બોસ્યા કે વાઘનો શિકાર થયો. ને હવે કહો છો કે નાસી છૂટયો, ત્યારે ખરું શું?"

"વાઘ નાસી છૂટયો. એની પાછળ અમે પડયા. એ તો હાથ ન લાગ્યો પણ રસ્તામાં એની વાઘણ મળી. એ પણ બહુ જબરી હોં. કેવું મ્હોટું પ્રાણી! એ બરાડતી તો જાણે વીજળીનો કડકડાટ જ થતો. અમે પણ એને જોઇને જરા ગભરાયા. સામટા માણસોનું ટોળું જોઇ એણે નાશી છૂટવાની પેરવી કરી ત્યાં તો રાજકુમારનું તીર સૂસવાટાભેર આવ્યું ને એના માથામાં વાગ્યું. એ બિચારી ઘાયલ થઇને નીચે પડી. રાજકુમારે બીજું તીર છોડયું. એ એના પેટમાં વાગ્યું. એનો પ્રાણ પિંજરમાંથી ચાલ્યો ગયો. શિકાર થયો એટલે અમે પાછા વળ્યા."

"વાઘનો પત્તો નહિ લાગ્યો ત્યારે?"

"ના, એ વિફર્યો તો હતો જ, તેમાં વાઘણને મારી એટલે એ વધારે વિફર્યો. ને હવે તો આટલામાં જ ફરે છે. માણસ દેખી એ દોડે છે. કેટલાયે માણસોને એણે ઘાયલ કર્યાને કેટલાકને મારી પણ નાખ્યા."

"હવે તો ત્યારે ફરવાનું પણ ભય ભરેલું છે."

"હારતો."

"કંદમૂળ લેવા નહિ જવાનું આજ."

"આમ વાઘથી ડરીને ઘરમાં બેસી રહે કંઇ પાલવે! ખાઇશું શું?"

"આજનો દહાડો ઉપવાસ કરીશું. પછી કાલની વાત કાલે."

"ના, ના. એમ ભૂખ્યા ન રહેવાય. હું જાઉં છું ને જે જડે એ લઇ આવું છું."

"પણ એક દહાડો ભૂખ્યા રહીએ એમાં થયું શું!"

"ના. એમ ભૂખ્યાં રહેવાય? તેમાં

આજ તો થાકીને આવ્યો છું એટલે ભૂખ પણ કકડાવીને લાગી છે."

"તો હું પણ તમારી સાથે આવીશ."

"તું અહીં જ રહે. હું હમણાં આવું છું."

"ના. આજ તો હું આવીશ જ."

"ચાલ, ત્યારે."

બંનેએ એક એક કડિયાળી ડાંગ હાથમાં લીધી અને નીકળ્યાં કંદમૂળ લેવા. એઓ થોડે દૂર તો ન ગયાં હોય એટલામાં રહામેની ઝાડીમાં એની આંખો અંગારા જેવી ઝગમગી, એ ઘૂરકયો અને બરાબર નેમ સાધી શબર ઉપર ઠેકડી મારી. શબરીએ ધક્કો મારી એને આઘો ખસેડયો. વાઘની તરાપ ખાલી ગઇ. લાગ સાધી શબરીએ હાથમાંની ડાંગ એના માથામાં જોરથી મારી, તમ્મર ખાઇ એ નીચે પડયો. ફરી ઊઠવા જાય ત્યાં તો શબરના હાથમાંની ડાંગ એના માથા ઉપર જોરથી પડી. ફરી એ જમીન ઉપર ઢળી પડયો. પછી તો બંનેએ, કુંભાર માટી ખૂંદે તે પ્રમાણે એના માથા ઉપર ઉપરાચાપરી ડાંગના ઝટકા મારી એ ટીપ્યું.

"પ્રિયે ! તેં પણ ખૂબ કરી હં. તું ન હોત તો હું જીવતો ન રહેત."

"ને તમે ન હોત તો આ વિફરેલો વાઘ મર્યો ન હોત."

"હા, હા. તું હંમેશાં મને જ યશ આપે છે. પણ એથી તારું મહત્વ થોડું જ ઓછું થાય !"

"ચાલો હવે કંદમૂળ જે જડે તે લઇ ઘેર. બહુ મોડું થયું છે."

"ચાલો." થોડાં ફળ મળ્યાં એ વીણી બંને ઘર તરફ વળ્યાં.

બીજે દિવસે ફરી રાજકુમાર શબર સૈન્ય લઇ શિકારે નીકળ્યો. શિકારની શોધમાં એ ઘણે દૂર નીકળી ગયા. સૂર્યદેવ મધ્યાહ્નમાં આવ્યા. રાજકુમારને તરસ લાગી. પાણીની શોધમાં માણસો આજુબાજુ નીકળ્યા. શબર પણ પાણીની તપાસમાં આમતેમ ભટકવા લાગ્યો. અચાનક એણે એક જીર્ણ દેવાલય જોયું. એ અંદર ગયો. શિવલિંગ તૂટીને ભૂમિ ઉપર પડયું હતું. એણે એ ઉચકી લીધું ને બહાર આવ્યો. એના તરફ એ એકાગ્ર દૃષ્ટિએ જોઇ રહ્યો હતો એટલામાં રાજકુમાર સૈન્ય સાથે એ જગ્યાએ આવી લાગ્યો. "શું છે ?" એણે પૂછયું.

"બાપુ ! ભગવાન પ્રસન્ન થયા. લિંગ જડયું."

"એમ ! પણ એ તો ખંડિત છે." રાજકુમારે લિંગ હાથમાં લીધું અને ધારી ધારીને જોતાં એ બોલ્યો.

"પણ લિંગ તો ખરું ને ? એ જોયું ને એની પૂજા કરવાનું મન થયું."

"બાપુ એ તો મોટો ભગત છે. કંદમૂળ ખાય છે; ભૂખ્યો રહે છે પણ શિકાર કરતો નથી." એક ટીખળીખોર જુવાન શબર બોલ્યો.

"એમ !" રાજકુમાર હસ્યો.

"હા."

"તો તો તું એની વિધિસર પૂજા કર. લિંગ મહાત્મ્ય બહુ મ્હોટું છે. લિંગની પૂજાથી ભગવાનને ઘણો જ સંતોષ થાય છે." શબર તરફ ફરી એ બોલ્યો.

"પણ પૂજા શી રીતે કરવી એ તો હું જાણતો નથી. તમે મારા ગુરુ થાઓ અને મને પૂજાવિધિ બતાવો." શબર હાથ જોડી દીન વદને ઊભો રહ્યો.

"જો. એને નિર્મળ પાણીથી સ્નાન કરાવવું; સુંદર સુવાસિત ફૂલો એને ચડાવવાં; અને પછી સ્મશાનમાંથી ચિતાભસ્મ લાવી એને નૈવેદ્ય ધરાવવો. આપણે જે જમીએ એનો પણ નૈવેદ્ય ધરાવવો અને પછી જમવું.

એ પ્રમાણે પૂજા કરવાથી સાક્ષાત્ શંકર ભગવાન પ્રસન્ન થાય છે."

"હવેથી હું એ પ્રમાણે જ લિંગ પૂજા કરીશ."

એ દિવસે શબરનો હર્ષ માતો ન હતો, લિંગ લઇ એ ઘેર આવ્યો. શબરી એની રાહ જોતી બારણામાં જ ઉભી હતી. શબરના મુખ ઉપર હર્ષની છોળો ઉછળતી જોઇ એ હસતાં હસતાં બોલી, "આજ તો ઇનામ મળ્યું કે શું?"

"ઇનામ તો શંકર ભગવાને આપ્યું."

"શું?"

"જો આ લિંગ. એક જીર્ણ દેવાલયમાંથી એ જડ્યું. રાજકુમાર મારા ગુરુ થયા ને મને પૂજા વિધિ બતાવ્યો. હવે એ પ્રમાણે કાલથી રોજ પૂજા કરવાની-"

"ભગવાન પ્રસન્ન થયા પરા." બોલતાં બોલતાં શબરી જમવાની તૈયારી કરવા અંદર ગઈ.

કેટલાક દિવસ સુધી એનો પૂજા વિધિ નિયમિત ચાલ્યો. એક દિવસ ચિતાભષ્મ ન મળ્યું. ગામે ગામ ભટક્યો પણ ચિતાભષ્મ ન જડ્યું ને એનો પૂજા વિધિ અપૂર્ણ રહ્યો. એ નિરાશ હૃદયે ઘેર પાછો આવ્યો.

શબરી એની રાહ જોતી બારણામાં જ ઊભી હતી. "આજ કેમ મોડું થયું?" એનો એ વિચાર કરવા લાગી. અનેક અમંગળ શંકાઓ ઉત્પન્ન થઇ. જેમ જેમ એ પાસે આવતો હતો તેમ તેમ એના મુખ ઉપરની ઉદાસીનતા એ સ્પષ્ટ જોઇ શકી.

"નાથ! આજ ઉદાસ કેમ દેખાઓ છો?"

"પ્રિયે! આજ પૂજા અપૂર્ણ રહી." ગંભીર અવાજે એ બોલ્યો.

"કેમ?"

"ચિતાભષ્મ ન જડ્યું."

"ત્યારે હવે?"

"હવે શું? પ્રાયોપવેશન. ગુરુ આજ્ઞા પ્રમાણે પૂજા ન થાય તો નરક ભોગવવું પડે છે."

"નાથ! તો તમે તમારી પૂજા પૂર્ણ કરો. હું તમને ચિતાભષ્મ લાવી આપું છું."

"હેં! ક્યાંથી?" શબરના મુખ ઉપર હર્ષની એક રેખા પડી.

"હું આ ઝુંપડીમાં બેસું છું. તમે આ ઝુંપડીને અગ્નિ ચેતાવો. એ ચિતાભષ્મથી તમે તમારી પૂજા પૂર્ણ કરો."

"આ શું બોલે છે? પ્રિયે! યૌવનના ઊંબરે તો હજી હમણાં જ તેં પગ મૂક્યો છે. નથી પુત્ર અપત્ય તેં જોયું. તારૂં રક્ષણ કરવાનું વચન, તારા પિતાને આપી હું તને લઇ આવ્યો ને એ જ હાથે તને મારવી? લોકો શું કહેશે? પ્રિયે હું પત્ની ઘાતકી ન થાઉં."

"નાથ! આમ અજ્ઞાનની વાતો શા માટે કરો છો? પત્ની એટલે પતિના સુખદુઃખની ભાગીદાર; પત્ની એટલે પતિનું અર્ધું અંગ. પોતાના અર્ધાંગને મારવાને શી હરકત છે? પરમેશ્વર પ્રિત્યર્થે મારો દેહ અર્પણ થશે. એનાથી રૂડું શું? દેહ નાશવંત છે, આત્મા અમર છે. હું મારા પિતાને ત્યાં તમારી રાહ જોતી બેસીશ."

"પણ એ શી રીતે બને?"

"નાથ! આમ શું કરો છો?" બોલી અંદર ગઈ. બારણું બંધ કર્યું. શબરે ભારે હૈયે ઝૂંપડી સળગાવી. થોડા જ સમયમાં ઝૂંપડી સાથે શબરી બળીને ભષ્મ થઇ. શબરે પૂજાવિધિ આરંભ્યો. નિત્ય નિયમ પ્રમાણે એણે ભગવાનને નૈવેદ્ય ધરાવ્યું અને શબરીને પ્રસાદ લેવા બૂમ પાડી. એ દિવસે એ પૂજામાં એટલો બધો લીન થયો કે શબરીને પોતે દહન કરી છે એનું પણ એને ભાન ન રહ્યું.

" પ્રિયે ! લે આ પ્રસાદ. " એણે બૂમ પાડી. શબરી પાછળ આવી ઉભી રહી ને શબરના હાથમાંથી પ્રસાદ લીધો. શબરને ભાન આવ્યું.

" પ્રિયે ! આ શું ? તને તો મેં ઝૂંપડી સાથે દહન કરી હતી. તું કયાંથી ? " આશ્ચર્ય પામતો એ બોલ્યો.

" પ્રભુ ! મને એટલું યાદ છે કે તમે ઝૂંપડીને અગ્નિ ચેતાવ્યો કે મને ઘસઘસાટ ઊંઘ લાગી. ઠંડીથી હું ધ્રુજતી હતી. તમારી બૂમ સાંભળી હું જાગી અને પ્રસાદ લેવા આવી ઉભી. "

" આ તો ખરો ચમત્કાર ! પરમાત્માની કૃપા હતી તો તું પાછી આવી. બાકી મેં તો વિચાર કરી રાખ્યો હતો કે પૂજા થઈ રહે કે એજ ઝૂંપડીમાં બળી મરવું. "

બંનેએ ભગવાનની સ્તુતિ કરી. એમની એકનિષ્ઠ ભકિત જોઇ શંકર ભગવાને પ્રસન્ન થઇ દર્શન આપ્યું. " શબરી ! તું એક આર્ય સ્ત્રીને ભૂલાવે એવી સાધ્વી સ્ત્રી છે. તારું પતિવ્રતાપણું સતીઓની હરોળમાં તને બેસાડવા યોગ્ય છે. જા, તારૂં નામ ત્રિલોકમાં અમર થશે. તમારો સંસાર સુખી થશે, અને અંતે તમે બંને મારા પદને પામશો. " બંનેએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પ્રભુને કર્યા. શંકર પ્રભુએ જમણો હાથ ઊંચો કરી આશિર્વાદ દીધા ને અદશ્ય થયા.

ત્યાર પછી સ્નેહાળ દમ્પતીની જીવનનૌકા સંસારસાગરમાં આનંદથી વિહરવા લાગી.

---

## અનિલને

( ૧ )

સુની સરિતા શાંત લહરીને જગાડી પજવતો,
વનવેલ વનિતાના મૃદુલ કર પલ્લવોને મરડતો;
કદી ન્હીડાઇ કોમળાંગી ફુલ લતાને નમવતો,
ઓ મસ્તિખોર અનિલ શીદ નિર્દોષીને રંજાડતો.

( ૨ )

કદી લલિત લલના કુંતલે તું ચંદવાટી અડકતો,
ધીરે ધીરે નચવી મચાવી સરિત મધુરી મલકતો;
ઉંચાં ઉડાડી વસ્ત્ર છુપાં અંગ નીરખી રાચતો,
ઓ મસ્તિખોર અનિલ શીદ નિર્દોષીને રંજાડતો.

( ૩ )

નીલી સુહાગી લીલાવલ્લીમાં ચોર પગલે પેસતો,
ને અડપલાં કરી અવનવાં કૈં મર્મભેદી સુણતો;
કદી વ્યોમમાં રહડી પ્રમદ વાદળી સાહી નીચે ખેંચતો,
ઓ મસ્તિખોર અનિલ શીદ નિર્દોષીને રંજાડતો.

સૌ. લીલા જોષી




દરેક સ્રીને પોતાની સૌંદર્યના વખાણ થાય એ ગમે છે. ઘણાં લોકો જુએ છે કે ખરા આકર્ષણ માટે મોહક ત્વચાની ખાસ જરૂર છે. તમારી સ્વચ્છ અને કુમાશવાળી ત્વચાને આપણી બહેનપણીઓ તથા કુટુંબીજનો વખાણ કરશે અને આપ તેમની પ્રશંસાને પ્રાપ્ત થશો.

દરેક સ્રીએ પોતાની ત્વચા તાજી અને તેજસ્વી રાખવા માટે સંભાળ લેવી જોઈએ. સ્નાનની વેળાએ ફક્ત ધોવાથી કાંઈ છિદ્રો પરિપૂર્ણ સાફ થતા નથી. પોન્ડઝ ક્રીમ છીદ્રોમાં ભળી જાય અને દિવસના ચિકાશ તથા મેલનો સંચય કાઢી નાખી તેને સાફ કરે છે.

પોન્ડઝ ક્રીમની ડબ્બી લો. અને આંગળીવડે ત્વચા ઉપર તે મસળો કે જેથી તે અંદર ભળી જાય પછી તેને સુંવાળા કપડાથી સાફ કરો. પછી થોડું તાજું ક્રીમ ત્વચા ઉપર ચોપડો આ સુંદર ક્રીમ આખી રાતભર રહેવા દો. એ મુજબ પંદર દિવસ સુધી પોન્ડઝ ક્રીમ વાપરો. એટલે આપને આપની ત્વચા નરમ અને તેજસ્વી થતી દેખાશે.

પોન્ડઝ વેનિશિંગ ક્રીમ ધૂળ અને કચરાથી દિવસના ઉત્તમ રક્ષણ કરે છે.

પોન્ડઝ બધી મોટી દુકાનો પર મળે છે. અથવા લખો.

પોન્ડઝ પો. ઓ. બોક્ષ ૧૪૪
મુંબાઇ




# પોન્ડ્ઝ ક્રીમ

P. 118 I

# કળા અને સ્થાપત્ય

અને

# ગુજરાતની અણમોલ સમૃદ્ધિ

લેખિકા :
સૌ. અમીલાબાઇ દીક્ષિત
તથા
અ. નં. દીક્ષિત
બી. એસ. સી. ઓનર્સ (લંડન).

ગુજરાત પ્રાંત હિંદમાતાની લાડકી બાળા છે. ગુર્જર જાતિના આક્રમણ પછી સાધારણ વપરાશમાં 'ગુજરાત' નામ આવેલું જણાય છે. તે પહેલાં સૌરાષ્ટ્ર તરીકે આ પ્રદેશ જાણીતો હતો.

હિંદુસ્થાનનો પશ્ચિમ કિનારો મૂળથી જ અનેરી ભાત પાડતો લાગે છે, એમાં કેટલીક વિશિષ્ટતાઓ છે.

આ કિનારો પ્રાચીન સમયથી વહાણવટા ને વેપાર માટે વિખ્યાત છે તે કારણથી વિવિધ પ્રકારની વિદેશીય સંસ્કૃતિના સતત સમાગમથી આ પ્રદેશ ભાવનાવાળો અને પ્રાંતિય સંકુચિતતાથી પર રહેલો છે. 'ગુજરાત' પશ્ચિમ કિનારાનો ઝગઝગતો મુકુટ છે. એક કવિ વદે છે કે ગુજરાત તો હિંદ મહાસાગરની બે ભુજા. કચ્છનો અખાત અને ખંભાતનો અખાત એ વચ્ચે હસતી રમણી છે. પશ્ચિમ કિનારાની વિશાળ ભાવનાવાળી સંસ્કૃતિ ગુજરાતમાં સૌથી ઉત્કૃષ્ટ સ્વરૂપમાં જોવામાં આવે છે. ગુજરાતી જેવો સમભાવી, રસિક, વ્યવહારૂ હિંદી ભાગ્યે જ બીજો હશે. ગુજરાતે બીજા દેશોની સંસ્કૃતિમાંથી સારી બાબતો રહેલાઇથી અપનાવી છે. ગુજરાત વ્યવહારૂ છે, વ્યાપારી દૃષ્ટિ પ્રધાન છે, તેનો અર્થ એવો નથી કે સૌંદર્ય પોષક, કલા પોષક બાબતો તરફ તેણે લક્ષ નથી આપ્યું.

આપણો પહેરવેશ જુઓ કેટલો કલામય છે! ગુજરાતી સ્ત્રીની સાડી પહેરવાની રીતનું તો હિંદના બીજા ઘણા પ્રાંતમાં અનુકરણ થાય છે. આપણો નાજુક પહેરવેશ, ગંગા-જમની લોટા પવાલાઓ, કોતરકામવાળા સુંદર ગોખ ને જરૂખાઓ, સંખેડાના હીંચકા એ ગુજરાતની પુરાણી કલા રસિકતાનું હજુ પણ ભાન કરાવે છે. પશ્ચિમની સંસ્કૃતિના પ્રચંડ મોજાઓના હુમલા છતાં તે દુર્ગો હજીય અણનમ છે. ફ્રોકમાં કોઇ ગુજરાતણ હજુ કલ્પી શકાતી નથી. તેમ જ ઉત્તર હિંદના પાયજામા, કબજા કરતાં કવિ ન્હાનાલાલ કહે છે તેમ, "ચોળી ચણીએ ને પાટલીને. ઘેર," ગુજરાતણને અજબ સોહામણી બનાવે છે. ઉત્તર ગુજરાતની રબારી કોમનાં ચળકતી ટીકલીવાળાં ભરેલાં કપડાં, ઉચ્ચ ગૌર ને નમણો દેખાવ, હિંદુસ્તાનના બીજા ભાગોમાં ભાગ્યેજ નજરે પડે છે.

તેમજ ગરબા સન્નારીઓના સંસ્કારી સર્જન તરીકે પણ ગુજરાતની અનોખી વાનગી છે. ઉત્તરહિંદમાં પડદાના રીવાજને લીધે ગાયનકળા–ધંધાદારી નૃત્ય–કન્યા અને ગણિકા એમાંજ જળવાઇ રહી છે. દક્ષિણમાં પણ દેવદાસીઓ મંદિરમાં ધાર્મિક કારણે રહે છે. એટલે આમવર્ગના ગૃહસ્થને પોતાના કુટુંબમાં આ કળા જોવાની મળતી નથી. જ્યારે ગુજરાતમાં ઠેરઠેર નવરાત્રિના ઉત્સવોમાં ઉંચ અને નીચ, ગરીબ ને તવંગર, દરેક વર્ગની સ્ત્રીઓ પૂર્ણ ઉત્સાહભેર ગરબે રમી રહી હોય છે એક કવિએ તો સંગીતને Language of Gods નું ઉપનામ આપ્યું છે. ગુજરાતમ કદાચ દરેક તારાબેન તો નહીં હોય પણ દરો કુટુંબમાં ઓછાવતા પ્રમાણમાં તેના ઉપાસો તો જરૂર સાંપડે.

રોજની ઉપયોગની ચીજમાં પણ કગ

ગુંથવી એજ કોઇપણ પ્રજાની સારી કસોટી છે. આ દષ્ટિએ આપણે કેટલા કળામય છીએ તેનો ખ્યાલ અર્ધદગ્ધ અંગ્રેજી ભણેલાઓને આવતો નથી. પશ્ચિમના આંધળા અનુકરણમાં બધી પુરાણી વસ્તુઓને તેઓ જંગલી ગણે છે.

પાણી મનુષ્યના જીવનમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે, જીવન તેના વિના ઘડીય ન નભે. કુવા, વાવ, તળાવ, નદી પાણીનાં ઉપયોગી સાધનો છે. ગુજરાતે આ ઉપયોગી સાધનોને કળાથી મઢયાં છે. ગુજરાતની વિશાળ અને સુંદર વાવો, કુંડો, તળાવો અને કુવાઓ ઉપયોગિતાના સુંદર સંમિશ્રણ સાથે ઘણી વિશાળ ને સુંદર કોતરકામવાળા સેંકડોની સંખ્યામાં છે. તે લોકોની સામાજીક ને આર્થિક સ્થિતિ તથા ઐતિહાસિક માહિતી પૂરી પાડવામાં અગત્યનો ભાગ ભજવે છે.

આપણાં વાહનો પણ કળામય રીતે શણગારવામાં આવતાં. ડોળીઓ, પાલખીઓ, રથો, તેમજ ઘોડા અને ઉંટનાં જીનો હજુ પણ સુંદર ગુંથણને ભરતકામના ઉત્તમ નમુના પુરા પાડે છે. મહેસાણાપ્રાંતની ઠાકરડા કોમમાં હજુ પણ લગામો વિગેરેની ગુંથણી નજરે પડે છે. ધનની વહેંચણી અને સમૃદ્ધિવાન વર્ગની મોજશોખ પદ્ધતિ એવી હતી કે સુથાર, લુહાર, સોની, દરજી વિગેરે સુંદર નમુના સર્જાવી શકતા.

"વ્યાપારે વસતિ લક્ષ્મી" એ સૂત્રને આધારે આ પ્રદેશ ફળદ્રુપ છે તે ઉપરાંત શાહુકારોથી વસાયેલો હોવાથી પ્રાચીન કાળથી જ આબાદ અને સમૃદ્ધ છે.

આપણી સ્થાપત્યકળા પણ વિવિધ અને મનોહર છે. હિંદુ અને ઇસ્લામ સંસ્કૃતિનું સુંદર ગુંથણ છે. સોલંકી રાજવીઓને કલામાં રસ હતો, તેઓ વિદ્વાન હતા.

સોલંકી યુગમાં ગુજરાતનું પ્રાંતીય સ્વમાન

પોષાયું અને સ્વતંત્રપણે વિકસ્યું. આ કાળમાં સ્થાપત્ય કળાના નમુના આ પ્રાંતમાં રચાયા. દેલવાડાનાં વસ્તુપાળ તેજપાળનાં જૈન મંદિરો, સિદ્ધપુરનો રૂદ્રમાળ, મુદેરાનું સૂર્ય મંદિર ને કુંડ તથા વડનગરના કીર્તિ-સ્તંભો હિંદુ કળાનો ખ્યાલ આપે છે. આ સમયનું કોતરકામ નાજુક, સુંદર, ભાવનામય ને કલાત્મક છે.

પછી ઇસ્લામ યુગ આવ્યો. કરણઘેલો ગુજરાતને સ્વતંત્ર વ્યક્તિ તરીકે ટકાવી શક્યો નહીં અને ૧૨૯૭ માં પાટણ પડ્યું.

ઇસ્લામી ભાવના વિશ્વવ્યાપી છે, બંધુત્વ તેનો પાયો છે. ઇસ્લામી યુગ પણ ગુજરાતમાં પ્રગતિથી લઈ ગુજરાતી બાદશાહો નવિન સુયોગ સાધે છે. અમદાવાદની જગમશહુર મસીદો હિંદુ ને જૈન કારીગરોના સહકારથી બંધાય. ઇસ્લામી યુગનો શિલ્પકાર સુંદર ભવ્યતા અને ગાંભીર્યના યોગને મૂર્તિમંત કરવાના પ્રયાસ આ કરે છે. હિંદુ કારીગરોના કોતરેલા સ્તંભો મંદિરમાફક જ રહે છે અને ગુજરાતી મસ્જીદો નમાઝ પડવાના મંદિરો બની રહે છે અને હીંદુ અને મુસ્લીમ સંસ્કારની મેળવણીથી કળાને આગળ ધપાવે છે.

રાણી સીપરી અને રાણી રૂપવતીની મસ્જીદો કારીગરીના ઉત્તમ નમુનાઓ છે. ભદ્રમાં આવેલી સીદી સૈયદની મસીદની જાળીનું કોતરકામ તો બેનમુન છે. દીલ્હી આગ્રામાં પણ તેની જોડી મળતી નથી. " It is poetry in ston " કાલ પણ આ કળા નષ્ટ થઈ નથી. અમદાવાદનું હઠીસિંગનું દેહેરૂં આપણને પૂર્વનું ભાન કરાવે છે. આ રીતે સમસ્ત કળામાં ગુજરાતની ખ્યાતિ આપણા વિશાળ દેશમાં જુદી તરી આવે છે. ગુજરાતી કળા કોઈ પણ પ્રાંતીય કળાથી ઉતરતી નથી. એમાં સમન્વય નાજુકાઈ રસીલાપણું ને આકર્ષણ કરવાની અદ્ભુત શક્તિ છે. ગુજરાત અને તેની વ્યવહાર કુશળ નાજુક સમન્વયવાળી શૈલી ભારત દેશમાં ચીરાયું રહે એવી હાર્દિક પ્રાર્થના સાથે લેખ સમાપ્ત થયો.*

* શાસ્ત્રીય સંગીતમાં ગુજરાતે ફાળો આપ્યો એમ પ્રાચીન ઇતિહાસ ઉપરથી જણાય છે. ગુજરાતના ચાલુક્યવંશના રાજા હરપાળદેવે દક્ષિણમાં જઈને નૃત્ય અને સંગીતમાં શિક્ષણ કાવેરી કીનારે આવેલા શ્રીરંગમ શહેરમાં આપેલું હતું એવો ઉલ્લેખ છે.

o———o

## રંગતાળી

રજની ખીલી રંગીન રૂપાળી રે, રંગમાં રંગતાળી,
આજે કુંજે કુંજે આમ્ર ડાળી રે, રંગમાં રંગતાળી. ૧
સરખી સાહેલીઓ સંગાથે રે, રંગમાં રંગતાળી,
લીધી ફુલ મંજરીની છડી હાથે રે, રંગમાં રંગતાળી. ૨
પાય રૂમઝુમ ઘુઘરી વાગે રે, રંગમાં રંગતાળી,
ઝહારા હૈયામાં ચેતના જાગે રે, રંગમાં રંગતાળી. ૩
રૂડો આભલીઓ ચાંદલો સોહે રે, રંગમાં રંગતાળી,
દેખી તારલીયા મન મારૂં મોહે રે, રંગમાં રંગતાળી. ૪
બોલે કોકીલા આંબાની ડાળે રે, રંગમાં રંગતાળી,
શોભે શીળી સરોવર પાળે રે, રંગમાં રંગતાળી. ૫
કુવી આંખડીએ પ્રેમમાં પ્રકાશે રે, રંગમાં રંગતાળી,
ખેલ ખેલોને રાસના વિલાસે રે, રંગમાં રંગતાળી. ૬

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# શાળાઓમાં ધાર્મિક શિક્ષણની આવશ્યક્તા ને શકયતા

: : : : : : : : લેખિકા : : : : : : : :



: કુ. વનબાળા હરિપ્રસાદ દેસાઇ : :

ધર્મ એ મનુષ્યને સ્વભાવસિદ્ધ છે તથા આવશ્યક છે. જંગલી પ્રજામાં પણ ધર્મ હોય છે. એટલું જ નહિ પણ નાસ્તિકો એવી કોઈક શક્તિને માને છે કે જેની પાસે તેમનું કાંઈ ચાલતું નથી, અને તેને તાબે થાય છે. વસ્તુતઃ મનુષ્ય ધર્મ-હીન હોય તેમ મનાતું નથી. જેવી રીતે વૃક્ષ ઉપર પાંદડાં અને ફુલો આવે છે તેવી રીતે મનુષ્યમાં ધર્મની પણ ભાવના આવે છે. પછી તેના વિકાસનો આધાર તેની પરિસ્થિતિ અને સંજોગો ઉપર અવલંબે છે, જેવી રીતે આત્મા તે શરીરથી ભિન્ન છતાં તેનાં અણુએ અણુમાં વ્યાપી રહ્યો છે ને ચૈતન્ય અર્પે છે, તેવી રીતે ધર્મ પણ અંતરમાં પ્રવેશ કરીને ચૈતન્ય અર્પે છે. હવે આ કુદરતી ધર્મની ભાવનાને શાળાઓમાં વિકસાવવી જોઈએ કે નહિ ! તે એક પ્રશ્ન છે. હાલ ધાર્મિક શિક્ષણનો અભાવ છે અને તેથી જ ધર્મમાં અનેક અનર્થો ઉપજ્યા છે. આપણું મનોબળ, સ્વાર્થત્યાગ, તપશ્ચર્યાઓ એ સર્વ શિથિલ અને મન્દ થઈ પડયાં છે, તેનું પણ આજ કારણ છે. મોટે ભાગે લોકો એમ માને છે કે સ્વાર્થત્યાગ ધર્મ માટે જ છે. પરંતુ સર્વાંશે તે સત્ય નથી. સ્વાર્થત્યાગ તો અનેક પ્રકારના છે. દેશ માટે, કુટુમ્બ માટે, પ્રેમી માટે અગર ગમે તે લાગણી અર્થે પણ તે હોય છે. તેની ઉંચામાં ઉંચી ભાવના ધર્મમાંથી થાય છે તેમ પણ નથી; જેમ લાગણી ઉત્કટ તેમ સ્વાર્થત્યાગ વધારે. અલબત્ત ધર્મનું સ્થાન અગત્યનું છે. પણ તે ધર્મ શાળા કે પાઠશાળામાં હોવો જોઇએ તેમ નથી. નીતિ અને ધર્મ જુદી વસ્તુ છે. આત્મા અને પરમાત્માનો સબંધ પરલોક, પરકાલ ને પરજીવન એ બધાના સિદ્ધાન્તો તે ધર્મ. આ સિદ્ધાન્તોનું શિક્ષણ બાળકોને આપવાનું હોય છે; આ સિદ્ધાન્તોમાં ઘણા મતભેદો છે અને તે મતભેદો સમજાવવા જતાં બાળકનાં ઉપર કદાચ જુદી અસર થઈ જવાનો ભય રહે છે.

બાળકનો ઇશ્વર પ્રત્યેનો ખ્યાલ તદ્દન સામાન્ય હોય છે. માનવતાનાં લક્ષણોવાળો જ ઈશ્વર તે કલ્પી શકે છે. જો કે ઈશ્વરના જ્ઞાનમાં મનુષ્ય માત્ર બાળક સમાનજ છે. તો પછી શા શારૂ આપણે તેમને આવા ગહન વિષયો શિખવાડવામાં દબાણ કરવું જોઇએ ? જે વેદ અને પુરાણોની કથાઓ છે તે બધી રૂપક કથાઓ છે. બાળકો આ સમજી શકવા શક્તિમાન નથી. એટલે કદીક તો તે કથાઓમાંથી તેમનો વિકાસ અટકી જાય છે. અને પુરેપુરી સમજ આવતાં તેનો પ્રતિકાર

(Reaction) થાય છે. અને તેના પરિણામે તે તદ્દન નાસ્તિક બને છે. સર્વે મનુષ્યનો ઇશ્વિર પ્રત્યેનો ખ્યાલ કલ્પિત જ છે. તો પછી બાળકને પણ તેની શક્તિ: પ્રમાણે જ કલ્પના કરવા દેવી. તેના આ કલ્પિત વિચારોમાં જ તે ધર્મનું સાચું શિક્ષણ પામશે. પ્રત્યેક વિષયમાં બાળક વિચાર તો કરે જ છે, અને તેની શકિત પ્રમાણે તેનું નિવારણ પણ લાવે છે, એટલે ધર્મ વિષેના વિચારોમાં પણ બાળકની પોતાની જ વિચારમાળાઓ અથવા કલ્પનાઓને પ્રોત્સાહન આપવું અર્થાત્ વિકસાવવા દેવી તેજ વધારે યોગ્ય છે. તેના ઉપર આપણા પોતાના વિચારો લાદવાની જરૂર નથી. બાળ સાહિત્યમાં પણ ઇશ્વરને માનવતાનાં લક્ષણોવાળો જ કહ્યો છે. ધર્મ અને નીતિના ઉપદેશો માટે જ બાળકોને પુરાણની કથાઓ કહેવામાં આવે છે. મનુષ્યની ધર્મ પ્રત્યેની લાગણી સતેજ કરવા માટે જે દૃષ્ટાન્તો છે તે બાળક નહિ સમજી શકે. બાળક તો તેની સમજ પ્રમાણે અક્ષરે અક્ષર અનુકરણ કરશે એટલે તેનો વિકાસ નહિ થાય. અને આપણા જેવી જ દશા રહેશે.

પરિઓની વાર્તા કહેવાથી તેમની કલ્પનાશકિત સતેજ થાય છે. અને બાળક મોટું થતાં તે કલ્પનાઓ સમજી શકે છે, જ્યારે ધર્મની વાર્તાઓમાં આ અશક્ય છે. આપણને પોતાને જ ધર્મનો ખ્યાલ સંપૂર્ણ હોતો નથી તો બાળકને અપૂર્ણ ખ્યાલ આપવાથી શો ફાયદો ? એના કરતાં પોતે સ્વીકારેલો જીવન ધર્મ બાળક મોટું થતાં માને તે વધારે સારૂં છે. શું ત્યારે બાળકોને ધર્મ વિમુખ રાખવા ? બાળક કળા પ્રેમી છે, તેને સુંદરતા ગમે છે અને તેનો શોખ પણ તેને હોય છે. કળા તથા સૌન્દર્યનો શોખ તેની વય થતાં ધીમે ધીમે વિકસે છે. તેવી રીતે ધર્મનો શોખ એને વધે તેવી જાતનું વાતાવરણ ઉભું કરવાની જરૂર છે. ચોકખાઇના પાઠો બાળકોને આપવામાં આવે તેના કરતાં ઘર કે નિશાળ ચોકખાં જુએ અને વડીલોને પણ સ્વચ્છ ફરતાં જોશે તો બાળક તેમનું અનુકરણ કરશે.

શાળાઓમાં પ્રાર્થનાને સ્થાન આપવું અને તેને માટે જુદો સમય ને જગ્યા નક્કી કરવાં. ત્યાં વાદ્યોની સાથે ઉત્તમ સંગીત રાખવું. એ સંગીતથી આકર્ષાઇને પણ બાળક પ્રાર્થનામાં ભાગ લેશે. અને તેનો ભકિતભાવ પોષશે. પ્રાર્થનાનો રૂમ ફુલો અને તોરણોથી શણગારવો ને સ્વચ્છ રાખવો. ધુપદીપ પણ આવશ્યક છે. પ્રેરક છબીઓ ત્યાં મુકવી. જેવી કે કુદરતનાં સુંદર દ્રશ્યોની તથા જેમાંથી બોધ મળતો હોય તેવી. મહાન પુરૂષોના સત્સંગમાં બાળકોને લાવવા પ્રયત્ન કરવો, સુંદર વાચનોની ચર્ચા કરવી. આ પ્રમાણે ઉત્તમ પ્રકારનો આનંદ લેતાં બાળક શીખે. તેવું વાતાવરણ સર્જવું. પ્રસગોપાત બાળકોને ઉત્તમ સ્થળોની મુસાફરી કરાવવી, સારાં મંદિરો બતાવવાં ને મંદિરોની પ્રેરક મૂર્તિઓ તથા તે મકાનો વિષે સમજ પાડવી. આ રીતે બાળકનો ભકિતભાવ પોષવો. કુદરતી દ્રશ્યો જોવાથી પણ બાળકના મન ઉપર સુંદર છાપ પડશે અને સૃષ્ટિનાં રચનારનો ખ્યાલ તેના કુમળા મગજમાં આવશે ને પોતાના અનુભવોથી મેળવેલો ખ્યાલ કાયમ રહેશે.

શિક્ષકે પોતાનું વર્તન બહુજ ઉત્તમ પ્રકારનું રાખવું. વર્તન, વાતાવરણ, ટેવ, અને અરસપરસ સહકારની વૃત્તિ તે ધાર્મિક શિક્ષણનેજ પોષક છે. આવા સુંદર વાતાવરણથી બાળક બાળક મટી માનવનો દેવ બનશે.

શાળાઓમાં નીતિનું શિક્ષણ અપાય છે કારણ કે નીતિનું ધોરણ સામાન્યતઃ એક સરખું છે, એટલે તે શકય છે. ત્યારે ધાર્મિક શિક્ષણની શકયતા છે કે નહિ ?

આપણામાં ધર્મો એટલા બધા છે અને તેની માન્યતાઓમાં પણ એટલો મોટો ફેર



# ગુલાબનું ફુલ

[ રાગ : ઢાળ ]

ખિલી રહ્યું રે ખિલી રહ્યું;
ગુલાબનું ફુલ સખિ ખિલી રહ્યું.

દીયે સુગંધ સખિ ! ખિલે આ વાસલો;
હૃદયના સુપ્નને અર્પી રહ્યું.
ગુલાબનું ફુલ....

વીરાના કાજ સખિ ગુલાબની માળા;
અર્પવાને દીલડું મોહી રહ્યું.
ગુલાબનું ફુલ....

રંગે રાતાશ સખિ ગુણે દેખાવડું;
કંઠે સદૈ હેતથી ધરી રહ્યું.
ગુલાબનું ફુલ....

રણમાં જીતી સખિ વીરાજી આવશે;
હૈયાના હેતથી અર્પી રહ્યું.
ગુલાબનું ફુલ....

ધરી કર્યું સખિ જીવન વિતાવવા;
જ્યોતિ જીવનમાં દીપી રહ્યું.
ગુલાબનું ફુલ....

પ્રીતે સ્વીકારશે ગુણીયલ વીરા એ;
વીરાના ગુણને મળતું રહ્યું.
ગુલાબનું ફુલ....

શ્રીમતી શારદાગૌરી વિશ્નુપ્રસાદ શુક્લ



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક : શ્રી. બાબુલાલ કીરપારામ દેસાઈ

## ( ૨ )

## રાજા રૂપસિંહ અને મગી રાજકન્યા, ફુલપંચી

( ઑગષ્ટ માસના પાના ૨૮૯ થી ચાલુ )

ઠગપુર પાટણના નામીચા ઠગ-ભેલા ઠેસાના પુત્રો રખે જાગી જાય અને તેની પુંઠ પકડે એ બીકે રાત અંધારી હતી છતાં રૂપસિંહે બીલકુલ થોભ્યા વગર રાતમાં પણ મ.રતે ઘોડે પોતાની મુસાફરી ચાલુ રાખી; બીજે દિવસે મધ્યાને તે એક ધાડા જંગલમાં આવી પહોંચ્યો. અસંખ્ય ઝાડોની શિતળ છાયા તેમ તેમની સુશોભિત ઘટાને લીધે એ જંગલ ઘણું મનોહર લાગતું હતું. એ જંગલમાં થોડીવાર સુધી તેણે મુસાફરી કરી એટલે ત્યાં વસતા ભયંકર રાક્ષસો સંબંધી તેની ભાભીએ તેને આપેલી ચેતવણી તેને યાદ આવી. પરંતુ આટલાં બધાં વિઘ્નો પાર ઉતારી તે હવે છેક કુશસ્થલીની નજદીક આવી પહોંચ્યો હતો એટલે તેનામાં હવે હિંમત તેમ આત્મવિશ્વાસ આવ્યાં હતાં. વળી તેની રગોમાં શુદ્ધ ક્ષત્રિયનું લોહી વહેતું હતું એટલે બીક તો તેને બીલકુલ લાગતી જ નહોતી. ઠગપુર પાટણથી નીકળે પણ ઘણો સમય થઇ ગયો હતો તેથી ઠેસાના દીકરાઓની બીક પણ હવે તેના મનમાંથી જતી રહેલી હતી. જંગલનું સૌંદર્ય પણ આકર્ષક હતું. ઘોડો પણ થાકી ગયો હતો એટલે હવે તે ધીમે ધીમે લહેરથી મુસાફરી કરતો હતો. એવામાં તેની નજર દૂર ઉભા રહેલા બે રાક્ષસો ઉપર પડી. એ બે રાક્ષસો એક બીજાની સાથે કુસ્તી બાજી ખેલી રહેલા હતા. રાક્ષસોને જોઇ રૂપસિંહના મનમાં પળવાર તો સહેજ ગભરાટ ઉત્પન્ન થયો. પણ રાક્ષસોએ મને કદાચ જોઇ લીધો હશે અને જો હું હવે તેમનાથી બી પાછી પાની કરીશ તો તેઓ મારી પૂંઠ પકડી પાડશે. તેમનાથી દૂર હવે નાસી જઇ શકાય એમ નથી તો હિંમતથી સામે જ જવું એ સલાહ ભરેલું છે, એમ સમજી રૂપસિંહ હિંમતથી રાક્ષસો તરફ જવા લાગ્યો. રૂપસિંહને છેક પોતાની નજદીક આવેલો જોઇ રાક્ષસોએ કુસ્તી ખેલવાનું બંધ કરી દીધું અને પોતાની છેક નજદીકમાં તે ક્યારે આવી પહોંચે છે તેની તેઓ આતુરતાથી વાટ જોવા લાગ્યા. રૂપસિંહ પણ રાક્ષસોથી બીલકુલ ગભરાયા વગર હિંમત રાખી આત્મશ્રદ્ધા અને ગૌરવથી ધીમે ધીમે તેમની છેક જ નજદીક આવી પહોંચ્યો. રાજકુંવારને પોતાની છેક જ નજદીકમાં આવેલો જોઇ રાક્ષસો આનંદમાં આવી ગયા અને મોટેથી હસવા લાગ્યા. તેમને હસતા જોઇ રૂપસિંહે પણ પોતે ખુબ આનંદમાં આવી ગયો છે એવો ડોળ કર્યો-અને તે પણ ખડખડાટ હસવા લાગ્યો. થોડીવારનું પછી રૂપસિંહે રાક્ષસોને પૂછ્યું, " ભાઇઓ, તમે કેમ ખુબ આનંદમાં આવી ગયેલા લાગો છો ! અને આવી

રીતે શા માટે હસો છો ?" આ બે રાક્ષસે. પૈકીના એકે જવાબ દીધો, 'બાર બાર વર્ષ થયાં અમે બીલકુલ માણસનું માંસ ચાખ્યું નથી. કારણ કે અમારી બીકે આ જંગલમાં કોઈ મનુષ્ય પ્રવેશ કરતું નથી. અને જંગલની બહાર પગ મેલવાની અમને શિવજીની આણ છે. આજે તો તું છેક ચાલી ચલાવીને અમારા જંગલમાં આવ્યો છું એટલે અમને આનંદ થયો છે. કારણ કે તને મારી નાખી અમે તારા માંસનું ભોજન કરીશું એટલા માટે અમે હસીએ છીએ; પણ અલ્પ માનવી તું કેમ હસે છે અને શાથી આટલો બધો આનંદમાં આવી ગયેલો લાગે છે ? મોત પાસે આવ્યું છે માટે ?



શ્રી. બાબુલાલ કીરપારામ દેસાઈ

તારા હસવાનું કારણ તો અમને કહે." રૂપસિંહે સહેજ પણ ગભરાયા વગર હિંમતભરેલી બેદરકારીથી જવાબ દીધો, "હું માનવી નથી પણ સાક્ષાત શિવજીનો ગણ છું. શિવજીના ડંકાનું ચામડું તુટી ગયું છે અને એ ડંકાને નવું ચામડું જડવાનું છે તેથી તેમણે મને આજ્ઞા કરી છે કે સૌરાષ્ટ્રના જંગલમાં વસતા રાક્ષસોની ચામડી ઉતારી લાવ અને મારા ડંકાને જડી દે. કોઈ જનાવરનું ચામડું શિવજીના ડંકાને માટે કામ લાગે એવું નથી. હવે આ રાક્ષસોનો ભેટો કયાં થશે તેની ફીકરમાં હું હતો એવામાં

શિવજીની કૃપાથી મને તમારો જ ભેગ થઈ ગયો એટલે હું આનંદમાં આવી ગયો છું. અને મારું હસવું પણ બંધ રહેતું નથી. ચાલો ત્યારે, તમે તમારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લો. થોડીવારમાં હું તમારી બંનેની ચામડી ઉતારી લેવાનું શરૂ કરું છું. શિવજીનો ડંકો ઘણો મોટો છે એટલે એક રાક્ષસની ચામડી પહોંચી વળે કે ના પહોંચી વળે માટે બેની જ ચામડી ઉતારી લઈ એ ઠીક પડશે. તમે જો અહીંઆંથી નાસી જાઓ તો તમને શિવજીની આણ છે." રાક્ષસો આમ તો ઘણા જબરા હતા પણ તેઓ બીકણ અને વહેમી હતા. તેમ તેમનામાં અક્કલ પણ ઘણી ઓછી હતી એટલે તેમણે રૂપસિંહનું કહેવું એકદમ ખરું માની લીધું.

તેઓ હવે બીકથી થર થર ધ્રુજવા લાગ્યા અને રૂપસિંહને કાલાવાલા કરી તેને કહેવા લાગ્યા, "ભાઈ, અમે તો હજી જુવાન છીએ. અમે હજી આ દુનીઆના મોજશોખનો આનંદ પુરેપુરો ભોગવ્યો એ નથી તેથી તું અમારી ચામડી ઉતારી લેવાનું માંડી વાળ. ચાલ તું અમારી જોડે અમારે ઘેર આવ. ઘરમાં અમારા એક ઘરડા અને આંધળા કાકા છે. તેઓ જીંદગીથી કંટાળી ગયા છે અને રોજ મોત માંગ્યા કરે છે. તું એમની ચામડી ઉતારી શિવજીના ડંકાને જડી દેજે." રૂપસિંહે જવાબ દીધો, "એક રાક્ષસની ચામડી પુરતી નથી. કારણ કે શિવજીનો ડંકો તો ઘણો મોટો છે. વળી ઘરડા રાક્ષસની ચામડી એ ડંકાને જડીએ તો એ ચામડીમાં કરચલીઓ પડેલી હોવાથી બરોબર જડવાનું ફાવે નહિ અને જડીએ તો પણ ડંકો બરોબર વાગે નહિ, અવાજ બોખરો નીકળે. તમારા જેવા બે જુવાનજોધ જેવા રાક્ષસો શિવજીની કૃપાથી મને સહેજમાં મળી ગયા છે તો તમને છોડી હું તમારા ઘરડા કાકાની ચામડી શોધવા ક્યાં જાઉં? રાક્ષસોએ રૂપસિંહની બહુએ આજીજી કરી, તેને ઘણી લાલચો આપવા માંડી, લાંચ તરીકે સવાસો સોનામહોરો પણ તેને આપવાને ધરી પણ રૂપસિંહ એકનો બે થયો નહિ. હવે તેનું ધૈર્ય ખુટી ગયું હોય એવો ડોળ કરી રૂપસિંહે પોતાની કેડે ખોસેલા મ્યાનમાંથી તરવાર બહાર કાઢી તે રાક્ષસો ઉપર ધસારો કરવાની તૈયારી કરતો હોય એવો દેખાવ કર્યો. એટલે હવે રાક્ષસોએ રૂપસિંહને કહ્યું, "જો ભાઈ ગણ તું અમારું કહેવું માની જા. આ જંગલમાં તો અમારા જેવા ઘણાએ રાક્ષસો વસે છે. તેમાંથી તું ગમે તે બેની ચામડી ઉતારી લે જે. તું અમને જીવતા જવા દે તો અમે તને પવન પાવડી આપીશું. એના ઉપર તું બેસીશ અને એની ચાંપ દાબીશ એટલે તે આકાશમાં ઉંચે ઉડશે એટલે નીચે જંગલમાં ફરતા રાક્ષસોને તું ઉંચેથી જોઈ શકીશ. જેવા બે રાક્ષસો તારી નજરે પડે કે તું ચાંપ ફેરવી પવનપાવડી નીચે ઉતારી એ રાક્ષસોની ચામડી ઉતારી લેજે. લે, હવે તો અમારું કહ્યું માનો જા. અમારા ઉપર આટલી કૃપા કરીશ તો અમે તારો ઉપકાર કોઈપણ દિવસ ભૂલીશું નહિ." રૂપસિંહે સપાટામાં વિચાર કરી લીધો કે પવન પાવડી જેવી અલૌકિક અને અતિ ઉપયોગી વસ્તુ આમ સહેજમાં મળી જાય તો તે લઇ લેવામાં જ ડહાપણ છે. માટે મારે હવે આ શિવજીના ગણનું નાટક આટોપી લેવું જોઈએ. હવે બહુ ખેંચવા જઈશ તો આખોએ તાર તુટી જશે. તેથી તેણે રાક્ષસો ઉપર પોતે ખાસ મહેરબાની બતાવતો હોય એવો દેખાવ કર્યો. પછી એણે તેમની વાત કબૂલ રાખી. રાક્ષસોએ તેને પવનપાવડી આપી. એ લઇ તેણે પોતાના ઘોડાની પીઠ ઉપર મુકી દીધી અને જાણે

કાંઇપણ બન્યું જ ના હોય એવી બેદરકારીથી તેણે પોતાની મુસાફરી ચાલુ રાખી.

આવું ભયંકર વિઘ્ન આમ સહેજમાં દૂર થયું અને ઉલટો તેમાંથી આવો મોટો લાભ થયો એ જોઇ રૂપસિંહ હવે તો ખુબ હર્ષમાં આવી ગયો અને આમ આનંદમાં ને આનંદમાં તેણે કુશસ્થલી તરફની પોતાની મુસાફરી ચાલુ રાખી. પણ ચાર દિવસની મુસાફરી પછી તે નિર્વિઘ્ને કુશસ્થલી નગરની બહાર આવી પહોંચ્યો. નગર બહાર એક સુંદર અને વિશાળ બાગ હતો. એ બાગમાં રૂપસિંહે પ્રવેશ કર્યો. ઘોડાને એક ઝાડે બાંધી તે નજદીકના બીજા ઝાડ તળે પોતાનું બીછાનું પાથરી આરામ લેવા સુતો એવામાં એક આધેડ વયની માલણે એ બાગમાં પ્રવેશ કર્યો. આ માલણ મહા ચકોર હતી. દૂર ઝાડ નીચે સુતેલા રૂપસિંહના તેજસ્વી મહેરા ઉપર નજર પડતાં જ તે એકદમ સમજી ગઈ કે આ યુવક કોઇ ક્ષત્રિય રાજકુંવર છે. કોતો તેણે વખાનો માર્યો દેશવટો લીધેલો હોવો જોઇએ અને ભટકતો ભટકતો તે અહીંઆ આવી પહોંચેલો હોવો જોઇએ અથવા તો આ નગરમાં કોઇ ખાસ મુદ્દા સર આવેલો હોવો જોઇએ. ગમે તેમ હોય પણ આ મગી શાત્રપનું નગર એ કોઇ ક્ષત્રિય રાજકુંવર માટે સહીસલામતી ભરેલું સ્થાન તો ના જ કહી શકાય. એને આ નગરમાં આવવાનું તે ક્યાંથી સુઝ્યું ? અહીંઆ એ બીચારો કોઇ આફતમાં ફસાઇ પડશે." વગેરે કોણ જાણે કેમ પણ આ બાળરાજા રૂપસિંહને જોઇ આ માલણને તેના ઉપર સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થઇ આવ્યો તેથી તે ધીમે ધીમે રૂપસિંહની નજદીક આવી અને બે હાથ જોડી તેને પ્રમાણ કરી તેને પૂછ્યું. " આપ કોણ છો, ક્યાંથી આવ્યા છો અને આ મગી લોકોના નગરમાં આવવાનું

પ્રયોજન શું છે ? તમે જાણો છો કે મગી લોકો અને ક્ષત્રિય લોકો વચ્ચે તો લાંબા વખતથી વેર ચાલી આવેલું છે.' તમારો તેજસ્વી ચહેરો જોતાં જ લોકો તમને ઓળખી કાઢશે કે તમો એક ક્ષત્રિયપુત્ર છો માટે જેટલો સમય અહીં રહો તેટલો સમય ચેતીને ચાલજો."

રાજા રૂપસિંહને પણ આ માલણ ઉપર સ્વાભાવિક રીતે પ્રેમ ઉત્પન્ન થયો અને તેના ઉપર એને વિશ્વાસ પણ બેઠો તેથી તેણે નિખાલસપણે પોતે કોણ છે અને શા માટે તે કુશસ્થલી આવ્યો છે એ બધી સવિસ્તર હકીકત માલણને કહી સંભળાવી. માલણ તો એ બધું સાંભળીને આભી જ બની ગઇ અને મનમાં ને મનમાં આ બાળ રાજાની સાહસિકતાની પ્રશંસા કરવા લાગી પણ બહારથી તેની મૂર્ખાઇ અને અવિચારીપણા ઉપર તે હસતી હોય એવો તેણે દેખાવ કર્યો.

રાજા રૂપસિંહની નિખાલસતા, તેની તરુણાવસ્થા અને તેનું શારિરિક સૌંદર્ય જોઇ માલણને તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થવા લાગ્યો તેના હૃદયમાં એકાએક એવો જ ભાવ ઉત્પન્ન થયો કે આ બાળરાજા મારો પેટનો જ દીકરો છે તેથી તેણે અત્યંત વહાલથી તેને બરડે હાથ ફેરવ્યો અને તેને કહ્યું " ભાઇ, મગી ક્ષત્રપતો મહા બળવાન છે. સૌરાષ્ટ્રના ક્ષત્રિય રાજાઓને હરાવીને તેમ તેમને નમાવીને એ મગી લોકોએ અહીં આ પોતાનું રાજ્ય સ્થાપ્યું છે. વળી, તમે તો હજી નાના બાળક જેવા લાગો છો, તદ્દન એકલા છો. મગી રાજકુંવરીને પરણવું કે તેનું હરણ કરી તેને સૌરાષ્ટ્રથી આનર્ત ઉપાડી જવી એ તો જાગતી સિંહણની બોડમાં પેસી એના બચ્ચાને ઉપાડી જવા જેટલું જોખમ ભરેલું છે. એ કાંઇ રમત વાત નથી. એને માટે તો કેટકેટલી યુક્તિ પ્રયુક્તિઓ કરવી પડશે. કેટકેટલા દાવાદાવા રમવા પડશે. મગ લોકો પરદેશીઓને પોતાની કુંવરીઓ પરણાવતા નથી એટલે તમારે તમારી પ્રતિજ્ઞા પાળવી હોય તો આ નગરની મગી રાજકન્યાને ઉપાડીને જ લઇ જવાની રહી. એને ઉપાડી આનર્ત લઇ જવાનો લાગ કોણ જાણે કેટલેએ વર્ષે આવે. તમારે કદાચ વર્ષોના વર્ષો સુધી આ નગરમાં રહેવું પણ પડે માટે અત્યારે તો મારી સાથે મારે ઘેર ચાલો. હું તદ્દન એકલી જ છું. વિધવા છું; મારે ઘેર બીજું કોઇ નથી તેમ હું ગામથી કાંઇક દુર રહું છું એટલે મારે ત્યાં તમે નિરાંતે રહી શકશો. જેટલો સમય તમારે કુશસ્થલી રહેવાનું થાય તેટલો સમય તમે મારે ઘેર જ રહેવાનું રાખજો. હું બધાને એવું કહીશ કે તમે મારા ભાઇના પુત્ર છો. મારો એક ભાઇ છેક લાટના સીમાડા ઉપર રહે છે એટલે હું સાચું કહું છું કે જૂઠું કહું છું તે કોઇ જાણી શકવાનું નથી. તમારું શરીર સારું નહિ હોવાથી તમે ખાસ હવા ફેર કરવા કુશસ્થલી મારે ઘેર રહેવા આવ્યા છો એમ આપણે બધાને જણાવીશું. તમે મને ફોઇબા કહીને બોલાવશો તો મને સારું લાગશે. તમારા જેવા રાજવીને અમ સરખા ગરીબના ભત્રીજા થઇને રહેવાનું પાલવશે ?" માલણની આવી ભલાઇને વાત્સલ્ય ભાવ જોઇ રૂપસિંહ તો ગળગળો થઇ ગયો અને તે બોલ્યો, " ફોઇબા, તમારા પ્રેમે મને વશ કરી લીધો છે, પારકા પરદેશમાં આમ હેત કરીને બોલાવનાર જ કોણ છે ? હું તમને મારા ફોઇ તરીકે જ ગણીશ અને પ્રભુની કૃપા હશે તો તમારા આ પ્રેમ અને ઉપકારનો બદલો કોઇક દિવસ વાળીશ. " માલણ પણ ગળગળી થઇ ગઇ. તેણે રૂપસિંહનો હાથ ઝાલી તેને ઉઠાડયો અને કહ્યું, " ભાઇ, ત્યારે આપણે ઘેર ચાલો, મારો રાજમહેલમાં પગ છે, તમારો અને રાજકન્યાનો મેળાપ

કેવી રીતે થઈ શકે એની પેર જઈ આપણે નિરાતે તજવીજ કરીશું.”

રૂપસિંહને પણ આ માલણ ઉપર અજબ શ્રદ્ધા બેઠેલી હોવાથી તે એકદમ ઉભો થઈ ગયો અને પોતાના ઘોડાને દોરી લઈ માલણ સાથે વાતો કરતો તેને ઘેર ગયો.

રૂપસિંહ આમ કુટરચલીમાં માલણને ઘેર રહેવા લાગ્યો અને મનમાં ને મનમાં મગી રાજકન્યાને પરણવાના હવાઈ કિલ્લાઓ બાંધવા લાગ્યો. રોજ રાતના એ અને એની ફોઈ બનેલી માલણ એકાંતમાં બેસે અને મગી રાજકન્યા સાથે રૂપસિંહનો મેળાપ કેવી રીતે ગોઠવી શકાય તેની અનેક જાતની યુક્તિઓ રચે. પણ તેઓ કાંઈ છેવટનો નિર્ણય કરી શકતા નહોતા. દરેક યુક્તિમાં કાંઈ ને કાંઈ ભય દેખાતો હતો.

એક દિવસે રૂપસિંહ ઘોડે બેસી ગામ બહાર સહેલ કરવા નીકળી પડ્યો હતો. એવામાં અનાયાસે મગી રાજકન્યા દૂરથી તેની દૃષ્ટિએ પડી. રાજકુંવરી તેની સાહેલીઓ સાથે રથમાં બેસી નગર બહાર સહેલ કરવા નીકળી પડી હતી. રથની આગળ પાછળ મગી ઘોડેસ્વારો રાજકુંવરીના રક્ષણને માટે ચાલતા હતા. નગર બહાર એક સુંદર સરોવર હતું. એ સરોવરના કાંઠા ઉપર એક વિશાળ વૃક્ષની નીચે રાજકુંવરી તેની સાહેલીઓ સાથે બેસી આનંદથી વાતો કરી રહેલી હતી; એવામાં દૂર ધીમે ધીમે લહેરથી રવાલ ચાલ ચલાવતો ચક્કરનો ઘોડા ઉપર બેઠેલો રૂપસિંહ રાજકુંવરીની દૃષ્ટિએ પડ્યો. તે જ વખતે રૂપસિંહની દૃષ્ટિ પણ રાજકુંવરી ઉપર પડી અને ચારે આંખો એક થઈ. રૂપસિંહને જોતાંજ તેના સૌંદર્ય ઉપર તેમ તેની ઘોડા ઉપર બેસવાની અને ઘોડો ચલાવવાની છટા ઉપર મગી રાજકુંવરી મોહી પડી. કુંવરી બેઠી હતી તેનાથી થોડે દૂર કુંવરીના અંગરક્ષક ઘોડેસ્વારો અદબથી તેની ચોકી કરી રહેલા હતા તેથી રાજકુંવરીથી રૂપસિંહને પોતાના સમક્ષ બોલાવી શકાય એમ હતું નહિ, તેમ રૂપસિંહથી પણ રાજકુંવરી સમક્ષ જઈ શકાય એમ હતું નહિ. પણ દૂર ઘોડા ઉપર બેઠે બેઠે ચોર રૂપસિંહે પોતાના ચક્ષુઓદ્વારા મગી રાજકુંવરીને પ્રેમનો સંદેશો મોકલ્યો અને રાજકુંવરીએ પણ પોતાના ચક્ષુઓદ્વારા એ સંદેશાનો પ્રત્યુત્તર મોકલી આપ્યો. બંને જણ ચતુર હતાં તેથી તેઓ ચક્ષુઓદ્વારા મોકલાયલા પ્રેમના સંદેશાઓનું રહસ્ય સમજી શક્યાં અને એકબીજાના હૃદયના ભાવો જાણી શક્યાં. આ બે પ્રેમીઓ વચ્ચે ચક્ષુઓદ્વારા ચાલી રહેલી વાતચીત આજુબાજુ બેઠેલી રાજકુંવરીની સાહેલીઓ કે કુંવરીના અંગરક્ષક ઘોડેસ્વારોમાંથી કોઈ પણ સમજી શક્યું નહોતું; પણ રાજકુંવરીની છેક જ પાસે બેઠેલી તેની એક ચોર સાહેલીની જાણ બહાર ચક્ષુઓદ્વારા ચાલી રહેલા આ પ્રેમ સંદેશાઓ રહી શક્યા નહિ. તે બધું જાણી ગઈ અને અત્યાર સુધી પ્રેમ જ્વરની પીડાથી મુક્ત રહેલી નિરોગ રાજકન્યાના હૃદયની વ્યથા એકદમ તેના સમજવામાં આવી ગઈ.

( અપૂર્ણ )

# જીવન સખીને

[ શિખરિણી ]

વિધાતાને હસ્તે મરણ મુજ મીઠું જવ મળે,
નહિ ત્યારે, વ્હાલી, જરીય નયને નીર વહજે !
ચિતાના અંગારા મુજ સૂચવતા છો, પ્રિય, તને
ગયો હું ત્યાગી આ જગત મૂકીને એકલ તને.

વિધાતાના વાંકે કવિત મુજ આવે તુજ કરે,
ન ત્યારે વાંચીને સ્મરણ કરજે તું મુજ ઉરે !
નિસાસા નાખી ના મૃદુલ તુજ હૈયું ભીંજવજે !
રખે, મ્હારે માટે તુજ હૃદય દુઃખી જરી બને.

મળું માટીમાં હું, તુજ અણુય છો ને મળી જતો !
મળું માટીમાં તો તુજ ઉરથી છોને સરી જતો !
ભલે, નામે મ્હારૂં તુજ સ્મરણથી લોપિત બને !
રૂવે તું હું માટે, અરર, ઉર એ ના સહી શકે !

રખે ડાહ્યા લોકો નયનનીર જોઇ તવ શકે !
અને હું જાતાં સૌ તુજ દાહ જોઇ હસી શકે !

શ્રી. રસિક ચિ. ત્રિપાઠી

# નૃત્ય

[ વસંત તિલકા ]

આકાશમાં ચમકતી વિજળી અષાઢી,
નાદો પ્રલય અધિર આભે અફાળી
સમુદ્ર-નદી-નીર ઊછળે માઝ મૂકી,
શરૂઆત તાંડવ-નૃત્યની થઇ ચૂકી !

અવનિ મહિ ઊઠી આવતા વસન્ત ઊરનાં,
પાઠવતી આમન્ત્રણ જાણે એ મધુરાં;
ટહુકાર કે વિહરતી કુંજ કોકિલાના,
મયુર-નૃત્ય જાણે વસન્તાવાગમનના ! !

બાજી રહી મધુ બંસરી તિર-યમુના,
ઊછળતાં નીર સંગીત-સૂરે સરિતના;
આથડાય આ ભલે ઊરભાવ ગોપી કેરાં,
રાધિકા-નૃત્યે પીજયાં નીર યમુના તણાં !!!

શ્રી. છોટમ્ અ. કવિ




લેખક : રા. 'પ્રમોદ', બી. એ.

[ ઓક્ટોબર અંકના પાન ૧૨૦થી ચાલુ ]

## પ્રકરણ તેરમું

### ઉપાધિ !

વૈદ્યરાજે પાંચ મીનીટમાં કાન્તિને પકડી કાઢ્યો. એ ત્રિવેણીને ત્યાં જ આવતો હતો.

કાન્તિ જ્યારે યશોમતિને ત્યાં ગયો ત્યારે ત્રણે જણાં મેડી ઉપર હતાં; નીચે માત્ર હીરાની મા હતી.

"યશોમતિ ક્યાં ?"

"ઉપર છે."

"ત્રિવેણીને ત્યાં નથી ગઇ ?"

"ગઇ હતી; હું હમણાં જ બોલાવી આવી."

"કેમ ?"

"બાએ બોલાવી હતી."

"ત્યારે તો હું ઉપર જાઉં." જાણે કંઇ હોય જ નહિં એમ કાન્તિ બોલ્યો.

"ન જાઓ તો ?"

"કેમ, છે શું ?" કાન્તિએ પૂછ્યું.

"ઘરમાં હમણાં જરા બધાના જીવ ઊંચા છે."

"શું કરવા ?"

"કોણ જાણે એ તો ? પણ ક્યારનાં શેઠ-શેઠાણી કંઇક ધડમથલ કરે છે. મને તો કહ્યું કે યશોમતીને બોલાવી લાવો; એટલે હું ગઇ હતી.

"તમને ખબર નથી ?"

"ના."

"ઠીક ત્યારે. તમને તો નહિ ખબર હોય કદાચ ! પણ કહો તો હું કહું !"

"કહોને !"

"હમણાં કોઇ આવ્યું હતું, અહિંઆં !"

"ના."

"છાનું રાખવું છે. એમજ ને ત્યારે તો મારાથી યે છાનું ! મને તમે શું માન્યો ? હું શત્રુ હઇશ ?"

"એમ નહિં પણ મને નોકર માણસને શું ખબર પડે ?"

"તમે તમારે છાનું રાખો પણ દુનિયાં બહુ તપાસ રાખે છે. મને એમ થાય છે કે હું ઉપર જાઉં ?"

"તમને મારાથી તો કેમ ના કહેવાય ? પણ હું તો હજી કહું છું કે નં જાઓ તો સારૂં."

"ઉભાં રહો. એક વાત તમને કરી દઉં. પછી મને કહેજો કે મારે જવું કે નહિ ? મુક્તા બ્હેન અહિ પાંચ દહાડાથી

આવ્યાં છે પણ ઘેર નથી આવતાં. શેઠ–શેઠાણી એની ચિંતામાં ખાતાં કરતાં નથી. આજ સવારના શેઠ ઘર વખરીનો નિકાલ કરી નાખવા તજવીજ કરે છે. મકાન જોવા બપોરે બે જણ આવેલ, મકાન વેચાઇ ગયું છે અને થોડીવાર પહેલાં ઘરવખરી જોવા એક વેપારી આવેલ ત્યારે બાને ખબર પડી. એટલી એણે રોકકળ કરી અને તમને યશોમતિને બોલાવા મોકલ્યાં ! સાચું ? ''

હીરાની મા મૂંગી જ રહી.

'' આ વાત ખોટી છે ? ''

'' છે તો સાચી. ''

'' તો હવે ઉપર જાઉં ? હું એજ કામે આવ્યો છું. ''

'' જાઓ ત્યારે બીજું શું કહું ? ''

કાન્તિ ઉપર ગયો. એણે ઓરડામાં પગ મૂકતાં જ સૌ ચૂપ થઇ ગયાં.

'' સૌ આજ આમ કાં બેઠાં ?''

'' કોઇ બોલ્યું નહિ.

નંદુબાઇ રડવા લાગ્યાં. એ રડયા જ કરતાં હતાં એટલે એને ફરી શરૂ કરતાં વાર ન લાગી.

યશોમતિની આંખમાં આંસુ તો હતાં જ, એણે પણ રડવું શરૂ કર્યું.

'' શું છે આ બધું ? ''

: '' કશુએ નથી. કાન્તિ, મેં ઘર વેચી નાખ્યું. ''

'' હેં ! '' કાન્તિએ જાણે નવીન વાત સાંભળી હોય એમ ચમકી ઉદ્દગાર કાઢયો.

'' હા, અને મારે રાચરચીલું કાઢી નાખવું છે. '' સુંદરલાલે જાણે એ સહજ જ વાત કરતો હોય એમ કહ્યું.

'' શું કરવા ? ''

'' હું અહિંથી બહારગામ કાયમ માટે જવાનો છું. ''

'' પણ ઓચિંતા ! ''

'' હા, એમ નકી કર્યું. ''

'' કાકા, મને તો તમે આ વાત કરો છો એમાં સમજ નથી પડતી. ''

સુંદરલાલ એક દહાડો ગૃહસ્થ હતો. એની પાસે મૂડી હતી ! અને આજેય પૈસા વિનાનો ન્હોતો ! પણ ધંધા વિનાનો થઇ ગયો હતો. એને કોઇએ ઉંચે સાદે બોલતો સાંભળ્યો ન હતો. એણે કયારેય ઉતાવળું પગલું ભર્યું ન્હોતું. અને આજેય એ ઉદાસ ન્હોતો દેખાતો પણ બેપરવા તો થઇ ગયો હતો.

અત્યારે એ તોછડો ગયો. '' તમારું ભણતર ! એમાં અત્યારે પૂળા મૂકાઇ ગયો છે !''

'' કાકા, એમ કાં બોલો. કાકી, વાત તો કરો ! યશોમતિ તું કાં રડે ? ''

'' યશોમતિને પૂછ કાંતિ, એ જવાબ દેશે, એ ભણી ગણી છે, તું ભણ્યો ગણ્યો છે, તમે બરાબર વાતચીત કરી શકશો અને સમજી શકશો. ''

'' કાકા, તમને ખોટું લાગતું હોય તો હું ચાલ્યો જાઉં. મને માત્ર એટલોજ અફસોસ થાય છે કે તમે બધાંને એક લાકડીએ ગણી કાઢો છો. ''

'' ત્યારે શું ગણું ? આજ સુધી તો હું એમ ન્હોતો ગણાતો. પણ હવે મારાથી નથી દેખાતું. '' સુંદરલાલે ચકચકતા ખોઇ અને નરમાશથી વાત કરવી શરૂ કરી.

'' તો પછી વાત કરશો કે નહિ ? મને ન કહેવું હોય તો કાંઇ નહિ. કોઈ ગોરેરાને કહો, તમારા ઓળખીતા, સંબંધીને કહો. ઘર વેંચી નાખ્યું કહો છો, રાચરચીલું વેંચવું છે એમ કહો છો, એમાં મારે શું સમજવું ? ''

'' કાન્તિ, સાચી વાત છે. મેં ઘર વેચી નાખ્યું છે; કાલે દસ્તાવેજ અદાલતમાં નોંધાશે. રાચરચીલું જોવા વેપારી આવી ગયેલ છે અને

કલાકવારમાં એ પણ નક્કી થશે. હું ખરેખર, કાલે રાત્રે અહિંથી ચાલ્યો જવાનો છું."

"એમ શું કરવા કરો છો પણ ?"

"મેં તને ન કહ્યું કે ભણતરની હોળી છે."

સુંદરલાલે ગળગળા થઈ કહ્યું.

કાન્તિએ વિચાર્યું કે હવે એની એ વાત એને ર્હોંએ વધારે કરાવવી સારી નથી.

"કાકા, એક વાત કહું ? માનશો ? તમારા દીલમાં કાંઇ વાત ભાર કરતી હોય તો બીજાને કોઇને એકવાર તો એ વાત કરી નાખો. મને તો એક સુઝ્યું છે. પ્રભુલાલ કાકા તો ગયા. અચલબાને વાત કરશો ?"

"એમાં શું હરકત ? કાલે એઓ વાત જાણે એ કરતાં અત્યારે કહેવી શું ખોટી ? ચાલીશ, મારી સાથે !"

"ચાલો."

બન્ને ઉઠયા, અને માદીકરી એકલાં થતાં હીરાની મા ત્યાં આવી.

કેટલીયે વાર બધાં મૂંગાં બેઠાં રહ્યાં.

"બા, તમે આમ કાં બેઠાં ?" હીરાની માએ પૂછ્યું.

"તો શું કરૂં ?"

"બા, પણ આ બધું શું થયું ?" યશોમતિએ પણ પૂછ્યું.

"બ્હેન, બપોરે તારા કાકા પ્રાણજીવનદાસને ત્યાં ગયા, ત્યાંથી આવી એણે મને તો એટલું જ કહ્યું કે આપણે અહિંથી હવે ચાલ્યા જવું છે. મેં તો કાંઈ જવાબ ન દીધો. એ બહાર ગયા. પછી તો એક બે જણા એની સાથે આવ્યા અને પાછા ગયા. ત્યારે તું હતી અને એ વખતે એ તારી પાસે આવ્યા હતા. તું બહાર ગયા પછી એક માણસે આવી ઘરમાં બધે આંટો માર્યો. ત્યારે મને કાંઇક શંકા પડી, ત્યાં તો એણે આવી બધી વાત કરી. એટલે મેં તને બોલાવી, આ વાત અને આ ચીત. એ કહે છે કે મેં ઘર વેચી નાખ્યું છે અને સરસામાન વેચી નાખું છું."

"ત્યારે શું કરશું આપણે ?" યશોમતિએ પૂછ્યું અને એ રડવા માંડી.

કાંઇએ આંસુ સારવા સિવાય બીજી રીતે જવાબ ન દીધો.

થોડીવારે એ ઉઠી પોતાના ઓરડામાં ગઈ. ત્યાં રડતી રડતી એ વિચાર કરતી હતી કે શું આ કોઈ દુનિયાદારીનો ઝટકો હશે ?

હીરાની મા ત્યાં આવી. અને વગર બોલ્યે બેસી ગઇ.

બન્નેએ થોડી વાર એક બીજા સામે જોયા કર્યું.

અંતે યશોમતિએ પ્રશ્ન કર્યો: "મને એક વાત કરશો ! ખરેખર શું છે ?"

"બ્હેન, અત્યારે એ વાત કરવાનો વખત નથી."

"કાકાને જેમ આજે આ બધું મુંઝવી રહ્યું છે એમ મનેય મુંઝવી રહ્યું છે. મારે એ વાત જાણવી છે."

"મને પાકી ખબર નથી, એટલે અટકળની વાતો કરવામાં શું ફાયદો–નકામું. આપણે ક્યાંક રજનું ગજ કરી નાખીએ. આજ તો ભગવાન સદ્‌બુદ્ધિ આપે અને આ બધું બેસી જાય તો સારૂં. એ દહાડે ઉધામો બેસી જાય તો ઘણું કાંઇ ન થાય."

"બેસે એવું નથી: આજનો ઉકાળો બેસે એવો નથી; કાંઇક નિકાલ થાય તો હંમેશની ખટખટ મટે. તમે જુવો છો કે કાકા કેટલા વખતથી કામધંધો છોડી બેઠા છે."

"ધેણું જાણું છું. કાકા–બા સૌ ઘરમાં પેસી બેશી ગયાં છે. એના પેટમાંએ કેટલીયે હોળી સળગતી હશે. પણ શું કરે બીચારાં ! આ ભણતરમાં........"

" ભણતરને નકામાં શું કરવા વગોવો છો ? અભણ તો મને લાગે છે કે બધાં સિદ્ધ હશે ! જે જેવું માણસ, નકામાં બધાં ભાગ્યાં છો તે અને ભણતરને ગધેડે ચડાવો છો તે ? " યશોમતિ કકડી ઉઠી.

" એ પણ સાચું વ્હેન, જે જેવું માણસ, ભણતર થોડું જ કાંઇ કરી નાખે છે ? આ તો બધાં ભેળાં ભટકાયા કરે એટલે...... "

" અને બીજે તો મને લાગે છે કે કોઇ ઉંચી આંખ કરી નહિ જોતું હોય ! "

" વ્હેન તો તો પછી ભણેલ અને અભણ બધાંય સરખાં કાં ? ભણેલમાં જો અભણ કરતાં વધારે રતી ન આવતી હોય તો બેયનો વરતારો શું ? "

આનો બચાવ શું કરવો ? યશોમતિ કાંઇ ન બોલી.

" વ્હેન, મુક્તાબ્હેન જો ભણવા ન ગયાં હોત ને તો કાંઇ ન્હોતું. કેવાં અહિં તો કલ્લોલ કરતાં અમને તો એને જોઇ વેંત છાતી ઉંચી આવતી; કાંઇ ન્હોતું અને કોણ જાણે કેવી સંગત થઇ પણ એણે તો માનોને કે મરજાદ મૂકી. ભગવાન જાણે વ્હેન, તમારા ભણતરમાં એવું શીખાતું હોય તો ? નહિ માન, નહિ મરજાદ, નહિં લાજ આબરૂ; પોતાની એ નહિં ને કુળનીએ નહિં. બસ, જાણે ઢોક છૂટી નીકળ્યાં હોય એમ જાય ચાલ્યાં–અભિમાનમાં ને અભિમાનમાં, આવું તે હોય કોઇ દિવસ, અને એ પણ ઠીક–કદી કોઇ એવું સેવા–ધર્મનું કામ ઉપાડી લીધું હોય તો તો માનો ને કે જૂદી વાત. આ તો એવું કાંઇ નહિં. કોઇપણ રીતે ભેખીસાડો જ કરવો. હશે ! આમાંથી પછી શું નીતરે ? વહેલા મોડું સૌને પરતાવું જ પડે ને ? "

" મેં પૂછ્યું, એ નથી કહેતાં, અને તમારું તો ડહાપણ ન માય ! ખબર હોય તો બોલો કે બાપાને પ્રાણજીવનદાસને ત્યાં શું થયું ? "

" એ કયાં એણે વાત કરી છે ? પણ કાં તો બ્હેનને અને બાપાને બોલાચાલી થઇ હશે, અને કાં તો બાપાને કોઇ બીજાએ કાંઇ કહ્યું હોય ! "

" હશે ! જવા દ્યો. પડશે એની મેળે ખબર ! "

એ ઉઠીને એની બાની પાસે આવી. એને ફરી ફરી વાર પૂછ્યું કે શું થયું છે તો એણે પણ કહ્યું કે–એને કાંઇ ખબર નથી ! પ્રાણજીવનદાસને ત્યાં તો સુંદરલાલ બહુ થોડીવારજ રોકાયા હતા.

એ તો એના બાપાની પાછા આવવાની રાહ જોતી નંદુબાઇ પાસે બેઠી. હીરાની મા આજુબાજુમાં આંટા મારતી ટળવળ્યા કરતી હતી. એની માથે પણ એક આફત આવી હતી. જેવી નંદુબાઇના મન ઉપર અસર એવીજ એના ઉપર–એ કાંઇ આ ઘરમાં થોડો વખતથી ન્હોતી રહેતી.

મોડા મોડા સુંદરલાલ અને કાન્તિ આવ્યા.

સુંદરલાલે આવતાં વાર જ કહ્યું: " પતી ગયું, દસ્તાવેજ રદ કરાવ્યું. "

બધાંનાં મ્હોં ઉપર ઉજાસ આવી ગયો.

" પણ આપણે અહિંથી જવાનું તો ખરું જ. "

બધાંનાં મ્હોં ઉપર પાછી કાંઇક ચિંતા પ્રસરી.

" શું થયું ? વાત તો કરો ? " નંદુબાઇથી ન રહેવાયું.

" કાન્તિ, વાત કર તું હવે, હું તો થાકી ગયો. મને તો કાંઇ ખબર નથી પડતી ! મારું તો કયાંક મગજ ફાટી જાશે ! આજે સવારનું તે શું થવા બેઠું છે ! આમ કેમ ચાલશે ? "

આમ બોલતા બોલતા સુંદરલાલ સોફા ઉપર પડયા.

કાન્તિએ પણ બેસી સ્વસ્થતા મેળવી અને ટુંકામાં પતાવ્યું ! "કાંઇ નથી; કાકાને ખાલી કાંઇક વ્હેમ ભરાઈ આવ્યો છે. નથી કોઇ બોલ્યું, નથી કોઇ ચાલ્યું. અને બસ એને એક સોસો ઉપડયો. સવારે જ્યારે એ પ્રાણજીવનદાસને ત્યાં ગયા ત્યારે મુક્તાબ્હેન ન્હોતાં. પ્રાણજીવનદાસ ન્હોતા. ચંપા બ્હેન હતાં અને એની છોકરી તો હતી; આ તદ્દન સાદી વાત છે. પણ કાકાને એમ લાગ્યું કે મુક્તા ચાહીને જવાબ નથી દેતાં. એ કોણ જાણે શું કરતાં હશે ? એટલામાં વિશ્વનાથ ભટકાયો. એણે કાકાને કહ્યું કે મુક્તાબ્હેન બહાર જાય જ નહિં. એ ઘરમાં જ હોવાં જોઇએ. આટલી વાત. પછી કોઇએ ખુલાસો કર્યો નહિં અને આ બધું થઇ પડયું. "

" કાકા, આમાં ખુલાસો થાય કે ન થાય એની સાથે આપણે શું છે ? આપણે અહિંથી નાસ્યા જવા જેવું શું થયું એ તો સમજાતું નથી ! " યશોમતિએ આખી વાતનું વાદળ એકદમ વિખરાઇ જતાં પૂછ્યું.

" યશોમતિ, મને આમાં કાંઈ સમજાતું નથી, બીજું કાંઇ નહિં તો તમે સાટે મને ગાંડો માનો. પણ મને એકને તો અહિંથી જવા દો. એ એટલું નહિં કરો તો હું ખરેખરો ગાંડો થઈ જઇશ. મારૂં મગજ ભમી રહ્યું છે. હું વિચાર કરૂં છું કે આ બધું શું થવા બેઠું છે ! " સુંદરલાલે જવાબ દીધો.

" યશોમતિ, તું નકામી હવે ચર્ચા કરે છે. એમ નિર્ણય થઇ ગયો છે કે કાલે રાત્રે કાકાએ, બાએ અને તારે જવું હોય તો તારે પણ વૈદ્યરાજને ત્યાં જવું. થોડા દહાડા રહી આવવું ? તારે જ જવું હોય તો હીરાની બા ઘર સાચવશે અને તારી સાથે રહેશે. અને જો તું જતી હોય તો હીરાની બા ત્રિવેણીને ત્યાં રહેશે. "

" એ કાકાની તથા બાની સાથે જવું હોય તો ભલે જાય. હું એકલી આવડા ઘરમાં રહીને શું કરૂં ? હું તો રહીશ ત્રિવેણીની સાથે. "

" તો પણ તારી મરજી. એમ કરવામાં યે અચલબાને વાંધો નથી. હીરાની બા કાકી ભેળાં જાય તો પણ ભલે અને ત્રિવેણીને ત્યાં રહે તો પણ ભલે. જેમ કરો એમ. કાકા તો જવાના જ ! "

" હા. આપણે તો જવાના જ. આપણું હવે અહિંની દુનિયામાં કામ નથી. કાન્તિએ એક વાત ન કરી. તારી બાને જો કદી મારી સાથે ન આવવું હોય અને અહિં રહેવું હોય તો પણ મારી ના નથી ! "

" તમે જાઓ અને હું અહિં શું કરૂં ? હું તો ભેળી આવું જ ને ? "

" એમ કોણે કહ્યું ? આ જમાનો સ્વતંત્રતાનો છે. તારે ભેગું આવવું હોય તો આવ. આ ઘરમાં રહેવું હોય તો રહે. બીજે ક્યાંય રહેવા જવું હોય તો જા. મારાથી તને કેવી રીતે કાંઇ પણ કહી શકાય ? " સુંદરલાલ હસતાં હસતાં બોલ્યા; પણ સૌ કોઇ એની વરાળ લાવી શકતાં હતાં.

નંદુબાઇએ જવાબ દેવા કરતાં આંખો લુછવાનું વધારે વાસ્તવિક માન્યું.

સુંદરલાલને થયું કે એ નકામો ટીકા કરી નંદુબાઇને કોચવે છે. એમ કરવાથી કદાચ યશોમતિ પણ કોચવાઇ કે ઉકાઈ પડશે. એણે ચાહ માગીને આ પ્રકરણનો અત્યારે અંત આણ્યો, અને સૌ ત્યાંથી વિખરાયાં.

કાન્તિ અને યશોમતિ ઉઠી બહાર ફળીયામાં આવ્યાં અને ત્યાં ઉભાં રહી ગયાં.

" મને તો કાન્તિ, આમાં કાંઇ ખબર નથી પડતી. આ બધો ગોટાળો શું છે ? "

" કાંઈ ગોટાળો નથી. વગરકારણે એ બધું ધાંધલ થઈ પડયું છે. મુક્તાબ્હેનને અહિં આવ્યે આજે પાંચમો દિવસ છે. કાકાને સવારમાં બાએ ખબર આપ્યા કે પડોશમાંથી મુક્તા આવ્યાની ચર્ચા થાય છે. કાકાએ મુક્તાને બોલાવી લાવવા વિચાર કર્યો અને એ બંગલે ગયા; ત્યાં મુક્તા ન મળ્યાં, શેઠ પણ ન મળ્યા. ચંપા અને બે છોકરીઓ હતી ! ચંપાએ કાંઈ બહુ આવકાર ન દીધો એવું ખરું પૂછો તો કાકાને ઓળખ્યાજ નહિં. કાકાએ પૂછયું ત્યારે એણે કહ્યું કે મુક્તાબ્હેન બહાર ગયાં હશે: એમાં એક છોડી બોલી કે એ તો સૂતાં છે. કાકા વળી નીકળ્યા ત્યાં વિશ્વનાથ સામે મળ્યો. એને પૂછતાં એવો જવાબ આવ્યો કે ખાસ કામ સિવાય બપોર સુધી ચંપાશેઠાણી પણ શેઠ કે મુક્તા બ્હેનને મળી શકતાં નથી. વિશ્વનાથના આ શબ્દો ઉપર કાકાએ બધો તર્કવિતર્ક કર્યો અને આ પરિણામે પહોંચ્યા. "

" તેં આ હકીકત કેમ જાણી ? અને તું શું માને છે ? "

" મેં આ હકીકત કાકાની વાત ઉપરથી જાણી પણ વૈધરાજને આ હકીકતની કાંઈક ખબર હોય એમ લાગ્યું. હું પોતે આ વાત ઉપરથી માત્ર એટલું જ સમજું કે વિશ્વનાથની લુચ્ચાઈને લીધે કાકા કંઈક ભ્રમમાં પડ્યા અને આ બધું વગર તજવીજે અને વગર ખુલાસે કરી નાખ્યું. વૈધરાજ કહે છે કે તજવીજ અને ખુલાસો નથી કરવો કાંઈ. "

" વૈધરાજને અહિંના વાતાવરણની શું ખબર હોય ? સાવ આપણે તજવીજ કે ખાત્રી કર્યાં વિના આ વાત પડતી કેમ મૂકવી ? માનો કે કાલે બાપા ગયા પણ પછી ? "

" વૈધરાજની વાત એમ કાઢી નાખવા જેવી નથી. આપણા કરતાં એને વધુ ખબર છે. હું તો એટલે સુધી સમજી શકયો કે બપોરે બાપાએ મકાનનું કાચું વેચાણ કર્યું એ પણ વૈધરાજને ખબર છે. અને બાપા શેઠને ત્યાં ગયેલ અને વિશ્વનાથ એને મળેલ એ પણ ખબર છે.

" વૈધરાજ જવાના છે જ ને બાપા સાથે ? "

" એ જશે પણ એક બે દહાડામાં પાછા આવશે. બા અને કાકા ત્યાં રહેશે."

" તમારી બધી વાતો જ કાંઈક આંટીઘુંટીવાળી દેખાય છે. આ વાતનો ચોકખો નિકાલ તો એ છે કે બહેનને મળી જોવું. વૈધરાજ, કાકા, તું તમે બધા આ ગડમથલ શું કરવા કરો છો એ જ નથી સમજાતું. "

" અમને તો આમ સમજ્યું."

" તમે જાણો. હું તો સવારમાં બ્હેનને મળીશ. "

" તારી મરજી, અમે તો માનીએ છીએ કે આ થાય છે એ ઠીક થાય. અને તું અમારામાં વિશ્વાસ રાખે તો સારું. હું તપાસ કરવા જાને વળી કાંઈક બીજું કરી આવીશ. "

" તેની તારે ફીકર નહિ. "

કાન્તિને આ વાત વધુ લંબાવવી ઠીક ન લાગી; એણે રજા માગી.



સૌ લીલાવતી પટેલ

## ( ૩ ) સ્વેટર

**સ્વેટર ગુંથવામાં જોઇતી ચીજો—** ૬ ઔંસ ઊન. ( ટુંકી બૅાય ) ૧૦ અને ૧૨ નંબરના સોયા, ૯ નાનાં બટન.

**સ્વેટરનો પાછળનો ભાગ—**૧૨ નંબરના સોયા ઉપર ૧૧૭ ટાંકા લેવા. અને નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથવી ૧ લી લાઇન—૩ સાદા, * ૩ સાદા, ૩ ઉંધા. * આ નિશાનીથી ફરી ગુંથવું ૨ જી લાઇન—૩ ઉંધા, * ૩ સાદા, ૩ ઉંધા * આ નિશાનીથી ફરી ગુંથવું ૩ જી લાઇન—૧ લી લાઇન પ્રમાણે. ૪ થી લાઇન—૧ ઉંધો, ૨ ઉંધા ભેગા ગુંથવા, ૧ આંટો, ૩ સાદા, * સોયા ઉપર એક આંટો લઇને ૩ ઉંધા ભેગા ગુંથવા, ૧ આંટો, ૩ સાદા, * આ નિશાનીથી ફરી ગુંથવું. છેલ્લા ત્રણ ટાંકામાં સોયા ઉપર આંટો લઇ ૨ ઉંધા ભેગા ગુંથવા, ૧ ઉંધો. ડીઝાઇનની આ ચાર લાઇનો ૩ ઈંચ થાય ત્યાં સુધી ગુંથવું. હવે ૧૦ નંબરના સોયા ઉપર ડીઝાઇન ચાલુ રાખવી. દરેક ૭ મી લાઇનને છેડે અને શરૂઆતમાં એક ટાંકો વધારવાનો. ૧૪૧ ટાંકા થાય ત્યાં સુધી. પછીથી ૧૨ ઈંચ થાય ત્યાં સુધી સીધી ડીઝાઇન ગુંથો જવી.

**બાંયનો ઘાટ—**બાંયની શરૂઆતના ચાર ટાંકા બંધ કરો. આ પ્રમાણે ચાર લાઇન ગુંથાય ત્યાં સુધી ચાર ચાર ટાંકા બંધ કરવા. પછી ૧૧૭ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇનને છેડે બે ટાંકા ભેગા ગુંથવા. પછી શરૂઆતથી :



૧૮½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવાનું.

**ખભાનો ભાગ—**એક લાઇનને આંતરે લાઇનની શરૂઆતમાં આઠ આઠ ટાંકા બંધ કરવા. પછી બધા ટાંકા બંધ કરવા.

**સ્વેટરનો આગળનો ભાગ**—આગળનો ભાગ પાછળના ભાગ પ્રમાણે ગુંથવો. ૧૩૩ ટાંકા થાય ત્યાં સુધી. હવે આગળને માટે બે ભાગ કરવા આગળના ડાબા ભાગ માટે ૬૫ ટાંકા બીજા સોયા ઉપર રહેવા દેવા.

**આગળનો જમણો ભાગ**—ડીઝાઇન ચાલુ રાખી વચલા ભાગમાં (જ્યાં બે ભાગ પાડ્યા ત્યાં) દરેક લાઇને ૩ સાદા ટાંકા ગુંથવા અને બાંય તરફની બાજુએ દરેક ૭ મી લાઇને એકેક ટાંકો વધારવો. ૭૨ ટાંકા થાય ત્યાં સુધી. પછી ડીઝાઇનમાં ગુંથી જવું. શરૂઆતથી ૧૨ ઇંચ થાય ત્યાં સુધી.

**બાંયનો ઘાટ**—બાંયની શરૂઆતમાં એકેક લાઇનને આંતરે ચાર ચાર ટાંકા બંધ કરવા. આ પ્રમાણે બે વખત બંધ કરવા. અને પછી દરેક ચોથી લાઇને ૬૦ ટાંકા રહે ત્યાં સુધી એકેક ટાંકો ઘટાડવો. પછી સીધું ૧૫½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથી જવું.

**ગળાનો ઘાટ**—ગળાની શરૂઆતમાં એકેક લાઇનને આંતરે ચાર ચાર ટાંકા બંધ કરવા આ પ્રમાણે ૩ વખત બંધ કરવા, પછી એકેક લાઇનને આંતરે બે બે ઘટાડવા. આ પ્રમાણે ચાર વખત બંધ કરવા. પછી શરૂઆતથી ૧૮½ ઇંચ થાય ત્યાં સુધી સીધું ગુંથી જવું.

**ખભાનો ઘાટ**—એકેક લાઇનને આંતરે ૮ ટાંકા બાંય તરફથી બંધ કરવા.

**આગળનો ડાબો ભાગ**—આગળની બટન પટી માટે ત્રણ ટાંકા વધારે લો. પછી જમણા ભાગની માફક ડાબો ભાગ ગુંથી જવાનો. બટનપટીનાં ત્રણ ટાંકા દરેક વખતે સાદા ગુંથવા.

**બાંય**—(બંને એક સરખીજ કરવાની) ૧૨ નંબરના સોયા ઉપર ૯૩ ટાંકા લેવાના. અને ઉપર પ્રમાણે એ ડીઝાઇનો ગુંથવાની. હવે ૧૦ નંબરના સોયા ઉપર શરૂઆત કરી ૧૧૧ ટાંકા થાય ત્યાં સુધી દરેક ચોથી લાઇનની શરૂઆતમાં અને છેડે એકેક ટાંકો વધારવો. બાંયની બાજુ ૪½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવું પછી ૨૭ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇને બે બે ટાંકા ઘટાડવા. પછી બધા ટાંકા બંધ કરવા.

**ઝુલ આગળની**—૧૨ નંબરના સોયા ઉપર ૭ ટાંકા લેવાના. ૧ લી લાઇન—સાદી. ૨ જી લાઇન—ઉંધી. ૩ જી લાઇન સાદી. ૪ થી લાઇન—૨ સાદા, સોયા ઉપર આંટો લઈ ૩ ટાંકા ભેગા ઉંધા ગુંથવા, ૧ આંટો, ૨ સાદા, ૫ મી લાઇન—ઉંધી, ૬ ઠી લાઇન—સાદી. ૨૭ ઇંચ થાય ત્યાં સુધી આ ૬ લાઇનો ગુંથવી. ટાંકા બંધ કરવા. આ પ્રમાણે કોલરમાં જોઇએ તે પ્રમાણે બીજી ઝુલ ગુંથવી.

**કોલર**—૧૨ નંબરના સોયા ઉપર ૯૯ ટાંકા લેવા. ૨ ડીઝાઇનો ગુંથવી, હવે ૧૧૧ ટાંકા થાય ત્યાં સુધી દરેક ચોથી લાઇનની શરૂઆતમાં અને છેડે એકેક ટાંકો વધારવો ટાંકા બંધ કરવા.

**સ્વેટર શીવવાની રીત**—પહેલાં સ્વેટરની બંને બાજુઓ સાંધી લેવી. પછી ખભા અને બાંયો શીવવી. પછી કોલર શીવવો. પછી કોલરે ઝુલ ચોંટાડી દેવી અને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આગળ પણ ઝુલ ચોંટાડવી. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બટન ચોંટાડવાં અને ડીઝાઇનનાં કાણાંનો ગાજ તરીકે ઉપયોગ કરવો.



## સ્ત્રીઓની સ્થિતિ

કાયમી આપણા સમાજમાં લગ્નપ્રથા નીચે સ્ત્રીનું માનસ પુરૂષની સ્વતંત્રતા ઉપર અમુક અંશે આધાર રાખી રહેલું છે. આપણી લગ્નપ્રથા નીચે સ્ત્રીજીવનનો કેટલોક હિસ્સો રહેલો છે. અત્યારે સમાજને લગ્નની ચકકી નીચે ચગદાતી અસંખ્ય સ્ત્રીઓ નજરે પડે છે. તેઓ દુઃખના દાવાનળમાં જીવન વિતાવી રહી છે. ઉચ્ચ કુટુંબની સ્ત્રીઓ ઘાને ખૂણે કેટલીક અધોગતિ ભોગવી રહી છે તેનો ખ્યાલ સમાજ કે મનુષ્ય જરા પણ કરતો નથી, તો તેને જોવાની તો દરકાર શેની કરે ? પુરૂષ સ્વતંત્ર વ્યક્તિ તરીકે જીવન ગુજારવા માગે છે ને સ્ત્રીઓને હાથ નીચે રાખવા ઇચ્છે છે. પુરૂષ સ્વેચ્છાએ લગ્ન કરે છે ને સ્ત્રીઓને લગ્નને નામે અંકુશમાં રાખવા માગે છે.

પુરૂષને સમાજમાં—જગતમાં જ્યાં ત્યાં છૂટથી હરીફરી શકવાનો પરવાનો છે. ને સ્ત્રીને કોઇની સાથે વાત કરવાનો પણ અધિકાર નથી.

'અત્યારની ઉચ્ચ ને સંસ્કારી કુટુંબની સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ દયાજનક હોય છે તે હું ખાત્રીપૂર્વક કહું છું. બીચારી દેખીતી નજરે સુખી લાગે છે, પણ તેના ભીતરમાં કેટલાં આંસુ સારી રહી હોય છે ! તેવું ઘણી સ્ત્રીઓ સહન કરે છે. મૂંગે મોઢે સહન કરી લ્યે છે અને દેખીતી આંખે જોઇ રહે છે, પણ બળવો કરી શકતી નથી. પતિ કે સામી વ્યક્તિને પણ કંઇ કહી શકતી નથી. તેની કરૂણામય દશા ખરેખર ઊંડાણથી જોતાં હૃદય કંપાવે એવી હોય છે.

જ્યારે પુરૂષ બીજી સ્ત્રીના સહવાસમાં ફરતો મજા ઉડાવતો સ્વતંત્રતા ભોગવે છે ત્યારે તેની પત્નીને તો તે જોતાં તેની હાજરીમાં એક ગુલામ જેવી દશા ભોગવવી પડે છે. ત્યારે તે સ્ત્રીનું હૃદય શું દુઃખ નહિ અનુભવતું હોય ? વિચાર કરો જોઇએ. સ્વેચ્છાએ વિહરતું પુરૂષજીવન સ્ત્રીની સ્વતંત્રતા ઉપર તરાપ મારી ઘરને ખુણે ઘરની સ્ત્રીનું માનસ કચરી નાખે છે, ને તે પ્રસંગો જોતાં સ્ત્રી પોતાની સર્વ શક્તિઓ ક્ષીણ કરી નિર્બળતામાં મુકાઇ જાય છે, ને તે નથી પતિને કહી શકતી કે નથી સમાજને—જગતને પોતાનું દુઃખ દર્શાવી શકતી કે નથી સ્વેચ્છાએ ફરી શકતી. આપણા સમાજની આવી કેટલીક બહેનો ઉપર આવા દુઃખદ પ્રશ્નો થતા જોઇ આપણે કેટલુંક વિચારવું જોઇએ.

વળી તે જો કર્મસંજોગે બે ત્રણ બાળકોની માતા થયેલી હોય છે તો તે બાળની જવાબદારી તેના ઉપર હોય છે, તેને તે છોડી શકતી નથી. તેનો લાભ તો પુરૂષ લે છે.

પુરૂષ બહારની સ્ત્રીના મોહમાં પડેલો હોવાથી તેની પત્નીને નીચી કક્ષાએ પહોંચાડે છે. તેને અનેક રીતે નાની બાબતમાં પણ રિબાવે છે. કેળવાયેલાં પુરૂષ અને સ્ત્રીઓએ અર્ધ કેળવાયલી ને સાધારણ જ્ઞાન પામેલી સ્ત્રીઓની દશા સમજી, મૈત્રિને નામે સદ્દચાર ભોગવતાં વિચાર કરવો જોઇએ—કેળવણીનાં તત્ત્વોને સીધે રસ્તે દોરવાં જોઇએ.

હજુ છુટાછેડાનો કાયદો પસાર થયો નથી, અને જ્યાં સુધી સાચી ગૃહિણીમાં પોતાનો આદર્શ સચવાઇ રહેલો છે ત્યાં સુધી સ્ત્રીઓ અમુક અંશે

કચડાયેલી જ રહેવાની. માટે જ સદ્દવિચાર ભોગવતી સ્ત્રીએ સામી સ્ત્રીની સ્થિતિ સમજવાની પહેલી જરૂરિયાત છે, ને તેમાં બીજાનું જીવન બગાડવામાં પણ પોતે કેટલેક અંશે કારણભૂત છે.

હિંદના કેટલાક પુરૂષો અને કેળવાયેલી સ્ત્રીઓ યુરોપિયનોનું અનુકરણ કરી રહેલાં હશે, પણ પશ્ચિમનાં રીતરિવાજોમાં ને આપણાં રિવાજોમાં ઘણો ફેર છે.

તે લોકોની રહેણીકરણી પણ અમુક ધોરણો ઉપર રચાયેલી હોય છે. તેઓ પણ એક પત્નીને છુટાછેડા આપીને જ બીજી સ્ત્રી કરે છે–સદ્દવિચાર ભોગવે છે. પણ આપણા ગુજરાતી વર્ગમાં તો ધોબીના કુતરા જેવા–નહિ ઘરના કે નહિ ઘાટના–જીવનને પૂર્ણ કરી શકે એવી અર્ધદગ્ધ દશાને કેટલાંક સ્ત્રી પુરૂષો પ્રાપ્ત કરી રહ્યાં છે.

અત્યારની દેખાતી રીતે પુરૂષો કહી રહ્યા છે કે અમે સ્ત્રીસન્માનના હિમાયતી છીએ. અમે સ્ત્રીને જોઈતી સ્વતંત્રતા ને છૂટ આપીએ છીએ. સ્ત્રીસન્માનને પૂજીએ છીએ. સ્ત્રીને સમાન હક આપીએ છીએ. એવાં એવાં મોટાં ફિલોસોફી ભર્યાં ભાષણો કરી સ્ત્રીને અંજાવે છે. શ્રીમંત વર્ગમાં મહાન કહેવડાવવા મથે છે. પણ તે વાસ્તવિક રીતે જોતાં ખોટું હોય છે, કારણ તેમની પત્નીઓને જઈને પૂછો કે તમારા પતિ કેટલું તમારૂં સન્માન કરે છે ? દિવસ અને રાત્રિના ખુણે કેટલી શાન્તિ દે છે ? બિચારી ભોળી આર્ય સ્ત્રી હશે તો કાંઈ જ નહિ બતાવે, પણ જરાક નજદીક જતાં સહૃદયતા ને ધીરજથી વાત પુછશો તો તેના હૈયાની આગ જળહળી રહી હશે. અને ત્યારે જ તેનું ખરૂં દુઃખ સમજાશે–બહાર ને અંદરના ભેદ પરખાશે.

અત્યારે અસંખ્ય પુરૂષો અમુક પ્રકારની સુખ-શેલી સ્ત્રીના પંજામાં પડી ઘરની આખી જ પાય-માલી કરી મૂકે છે. સુધારાને બહાને નજીવી બાબ-તોની તકરાર કરી પત્નીઓને કાઢી મૂકે છે, ને જો એમ ન બને તો ભોળી બિચારી સ્ત્રી સ્ટવ કે સગડીનો આશ્રય લઈ આગથી જીવન પુર્ણ કરે છે. પુરૂષો પોતાના બચાવ માટે કહે છે કે શું અમે સ્ત્રીઓને દુઃખ આપીએ છીએ ? સ્ત્રીઓ સ્વતંત્ર છે. પણ આવા અંદરના જળતા પ્રશ્નોનો ઉકેલ કઈ પ્રથા કરી રહેલી છે ? જો છુટાછેડાનો કાયદો થાય તો કેટલીક સ્ત્રીઓ છુટી થઈ શકે.

જો કે આ કાયદો આપણી સંસ્કૃતિ માટે ઇચ્છવા યોગ્ય નથી, છતાં પણ અંદરના સળતા જીવન સાથે બહારનું દાંભિક જીવન બદલાય એ ઇચ્છવા યોગ્ય તો છે જ.

[ નવરચના ]





માદામ તાબુઈ : દુનિઆ આખીમાં પ્રથમ પંક્તીના અખબારનવેશ તરીકે આ બેન મશહુર છે. રાજકારણના ગુપ્ત અને મહત્વના સમાચાર પ્રગટ કરવામાં તે બહુ જ કુશળ છે જર્મનીએ તેને કેદ કરવાનો હુકમ થોડા વખત પહેલાં કર્યો હતો.

શ્રી. કમળાબેન રાઠોડ : અખિલ હિંદ હિંદુ લીગની કારોબારીમાં સ્ત્રી સભ્ય તરીકે ચૂંટાયાં છે.

શ્રી જયમનબેન પાઠકજી : ભાવનગરમાં ઉજવાયેલા શરદુત્સવના પ્રમુખ તરીકે સુરતથી ભાવનગર ગયાં હતાં.

શ્રી. ચંદ્રાબેન ભાઇદાસ મગનલાલના પ્રમુખપદે સુરત સ્ત્રીમંડળનો શરદુત્સવ થયો હતો. આ પ્રસંગે આ બેને રૂ. ૨૫૦) આપી મંડળના પ્રથમ પેટ્રોન થયાં છે. શ્રી. મંગળાબેન ચંપકલાલ મશરૂવાળા રૂ. ૭૫) આપી એજ મંડળના આજીવન સભાસદ થયાં છે.

સૌ. શારદાબ્હેન મહેતા બી. એ. ના પ્રમુખપણા નીચે સતારામાં મહારાષ્ટ્ર પ્રાંતિક પરિષદ ભરાઇ હતી.

શ્રી. રામેશ્વરી નહેરૂ અને ઠક્કર બાપાની સીંધની મુલાકાત દરમિયાન તેઓએ સિંધની ધારાસભામાં દલીત વર્ગો માટે બે બેઠકો મ્યુનિસીપાલીટી અને પાર્ટટ્રસ્ટમાં હરિજનોને નોકરી રાખવા અને હાઇસ્કુલ તથા કોલેજમાં હરિજનોને મફત શિક્ષણ આપવા માંગણી કરી છે.

સૌ. સુમનબેન દેરાસરીના મંત્રીપણા નીચે અમદાવાદમાં શ્રી સવિતાબેનના પ્રમુખપણા નીચે વીસનગરા નાગર બ્હેનોનો શરદુત્સવ થયો હતો. આ ઉત્સવમાં શ્રી. ગુણવંતબેન ભટ્ટ તથા શ્રી. ધનલક્ષ્મીબેન મહેતાએ સારી મદદ કરી હતી.

શ્રી. શરદબેન મજમુદાર : શ્રી. વિઠ્ઠલકન્યા કેળવણી મંડળનાં મંત્રી નીમાયાં છે.

શ્રી. તારાબેન મોડક : શિક્ષણ પ્રચારના ઉદ્દેશથી કચ્છના પ્રવાસે ગયાં હતાં.

મીસ આમતુલ સાલમ : પતીઆલા સ્ટેટના મર્હુમ કર્નલ મજીદખાન મીર મુનશીની પુત્રી થાય છે. એમને ગાંધી આશ્રમ સાથે નીકટનો સંબંધ છે. તેઓ કરાંચી ગયાં છે. કરાંચી જવાનો મુખ્ય ઉદ્દેશ હિંદુ મુસ્લીમ વચ્ચે સંધી કરાવવાનો છે. ત્યાંના મુસલમાન આગેવાનોને મળી નિર્દોષ હિંદુઓના ખુન અટકાવવા આ બ્હેન પોતાનાથી બનતું કરવાનાં છે. ત્યાંથી પછી પોતે સક્કર જવાનાં છે. ત્યાં પણ આજ પ્રકારનું કામ કરશે.

જો આ હિંદુ મુસલમાનનું એકય સાધવામાં મીસ સાલમ નિષ્ફળ જ જશે તો મરણાંત ઉપવાસ કરશે એમ મનાય છે.

સૌ. લીલાવતી શેતલવાડ : મુંબઇમાં ભરાનાર સાહિત્ય પરિષદના ઉપ-પ્રમુખ ચૂંટાયાં છે.

પૂજ્ય શ્રી. કસ્તુરબા ગાંધીએ રાજકોટમાં શ્રી હુન્નરશાળામાં ભાષણ કર્યું હતું.

સૌ. વિજયાગૌરી કાનુગા, મીસ રૂફોર્ડ, મીસ બેપ્ટીસ્ટા તથા શ્રી. મૃદુલાબ્હેન સારાભાઇ : અમદાવાદની સેન્ટ્રલ જેલના વિઝીટરો નિમાયાં છે.

બેગમ સકીના બીબી : બંગાળાના આગેવાન કાર્યકર્તા છે. સામ્યવાદી પુસ્તકો માટે પોલીસે તેમના ઘરની જડતી લીધી છે, અને કેસ કર્યો છે. આ બીજો કેસ છે. તે પહેલાં પણ હિંદ સંરક્ષણ ધારા તળે તેમની અટકાયત થઇ ગયેલી છે.

મહારાણી ચીમનાબાઇ સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થા : તરફથી વડોદરામાં આરોગ્ય સપ્તાહ યોજવામાં આવી હતી. આ અઠવાડીયામાં ઉપરોક્ત સંસ્થાના મકાન માટે ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું જેમાં સારી રકમ ભરાઇ છે. જેટલા રૂપિયાનું ફંડ થશે તેટલા બીજા

સરકાર હમેરી સંસ્થાને પોતાનું મકાન બંધાવી આપશે.

**શ્રીમતિ મૃદુલાબ્હેન દેસાઈ :** અમદાવાદની ખાદિઆસાર્વજનિક વ્યાયામશાળાની કાર્યવાહીમાં સભ્ય નીમાયાં છે.

**હિંદ સંરક્ષણ ધારા હેઠળ ધરપકડો :** શ્રીમતિ મક્તિલક્ષ્મી દેસાઇ, શ્રીમતિ વિજયાગૌરી કાનુગા, શ્રી, મણીબ્હેન પટેલ, શ્રી. પ્રેમા કંટક, શ્રી. નિર્મળા દેસાઇ અને શ્રી. દેવયાની બ્હેન. આ છએ બ્હેનોની હિંદ સંરક્ષણ ધારા હેઠળ ધરપકડ કરવામાં આવેલ છે.

**શ્રીમતિ શીરીન ફોજદાર :** જેઓ જાણીતા બહાઇ નેતા અને મુંબઇના સામાજીક કાર્યકર છે. તેઓએ પોતાની ઉત્તર હિંદની મુસાફરી દરમ્યાન પેશાવર, રાવલપીંડી, લાહોર, અલીગઢ, કાનપુર, લખની, અલાહાબાદ, બનારસ, પટના, કલકત્તા, ઢાકા, ચીતોગાંવ વગેરે સ્થળોએ ભાષણો કરેલાં છે.

**હિંદી મહિલા કાઉન્સીલનું** સાતમું અધિવેશન ન્યુ દીલ્હીમાં ગઇ તા. ૨૭ નવેમ્બરથી સાત દિવસ સુધી ભરવાનું નક્કી કરવામાં આવેલ છે. આ અધિવેશનનું પ્રમુખપદ ત્રાવણકોરનાં મહારાણી સાહેબને આપવામાં આવશે. આ અધિવેશનમાં મહિલાઓની તંદુરસ્તી, સામાજીક પ્રશ્નો, વિગ્રહને અટકાવવા માટે મહિલાઓ શું કરી શકે, બાળકોને રચનાત્મક કાર્ય કરવા માટે ઉત્તેજન આપવાની કળા, વગેરે પ્રશ્નો ચર્ચાશે, વળી યુદ્ધને લીધે ભયભરત થયેલી બધા દેશોની મહિલાઓ પ્રત્યે દીલસોજી ધરાવતો પ્રથમ ઠરાવ તથા હિંદમાં થતાં બધાં લગ્ન ફરજીઆત રજીસ્ટર કરવામાં આવે એવા ઠરાવો રજુ થવા સંભવ છે.

**હથોરા રાણી ગોળીબાર** કેસના આરોપી કુમાર શ્યામકુંવરસીંગ, રાજા અને રાણી અનીરાજકુમાર, હથોરાના રાજમાતા અફાક અને પુન્નુખાનની અપીલો અવધ વડી કોર્ટના જસ્ટીસે અપીલ રદ કરી છે.

**સ્કુલે જતી છોકરીની સતામણી :** માટે કાનજી ગોકળદાસ નામના મોટર ડ્રાઇવરને મુંબઇમાં મેજીસ્ટ્રેટ મી. બ્રાઉને ત્રણ માસની સખ્ત કેદની સજા ફરમાવી છે.

**મોટી ઉંમરે બીજી બેરી :** અમદાવાદની જયભારત મીલના સ્પીનીંગ માસ્તર શ્રી. રતનલાલ રંગીલદાસ દલાલ ૪૮ વર્ષની ઉંમરે પત્ની હયાત હોવા છતાં મણીનગરની હીરાબાઇ નર્સની પુત્રી પુષ્પાવતી, ઇંટર આર્ટસમાં અભ્યાસ કરતી યુવતી સાથે જયોતી સંઘના અટકાવવાના પ્રયાસો પહેલાં જ ગઇ તા. ૫ મીએ લગ્નગ્રંથીથી જોડાઇ ગયા છે.

**હિંદીરક્ષણ ધારા :** અનુસાર બેગમ સખીના મુઇદઝાદા સામે નુકસાન કારક રીપોર્ટ રાખવાનો આરોપ ગઇ તા. ૭ મીએ ધડી કાઢયો છે.

**આણંદ તાલુકા ચુંટણીમાં :** ૧ બાઇ ધુળી અંબાલાલ હંસા—લાંભવેલ, ૨ કાશીબ્હેન પરતોમ ભાઇલાલભાઇ—બોરીઆવી. ૩ ડાહીબ્હેન પા. સોમાભાઇ જીવાભાઇની દીકરી—સામરખા. ૪ બાઇ દરીયા રાંમ ભલા—સખોદરા પ્રથમ સ્ત્રી સભ્યો ચુંટાયા છે.

**ઠગાઇ :** ઠાકરઠાએ ગઇ તા. ૧૩ મીના પાલનપુર જતી ટ્રેનમાં યુવાન સ્ત્રી સાથે ઠગાઇ કરી દાગીનાં તફડાવી લીધા હતાં. પોલીસ કેસ થયો છે.

**હિંદના પ્રથમ સ્ત્રી પ્રોડયુસર :** દેવીકારાણી અભીનેત્રીમાંથી હવે પ્રોડયુસર બન્યાં છે. અને તેઓએ બૉમ્બે ટૉકીઝના "પુર્નમિલન"નું કામ સંભાળવા માંડયુ છે.

**સીંધમાં નિર્દોષ ખુન :** રેડાનું અટકાવવા સેવગ્રામ ખાતેના ગાંધી આશ્રમમાં રહેતી અમ્તુલ સલામ નામની ૪૦ વર્ષની સ્ત્રીએ આમરણાંત ઉપવાસ કરવા નક્કી કરેલ છે.

**યુવાન સ્ત્રીનું :** ગઇ તા. ૧૨ મી એ સીલજ ગામમાં લાકડીઓના ફટકા મારી ખોપડી તોડી નાંખી કપકમાટી ભર્યું ખુન કરેલ છે.

**ફ્રેન્ચ મહિલા દળ :** લંડનમાં ગઇ તા. ૧૪ મીએ બ્રીટનમાં રહેતી ફ્રેન્ચ મહિલાઓ તરફથી સ્વતંત્ર ફ્રાન્સને કાયમી મદદ કરવા માટે એક ખાસ દળ ઉભું કરવા વિચારણા ચાલી રહી છે.





દેશનું સંગઠન :

દુનિયાભરનું વાતાવરણ ચગડોળે ચઢેલું છે. આવે વખતે આપણા દેશમાં એ શાંતિ ક્યાંથી સંભવે ? દેશમાં અનેક ચળવળો ચાલી રહી છે એટલે હવે બેનોએ માત્ર સામાજીક કાર્યક્ષેત્રમાં પડી રહે ચાલવાનું નથી.

જે બેનોને અનુકૂળ હશે તે જેલમાં જશે. ઘણાંને જેલમાં જવાનું નહિ પણ ફાવે. તેવા બેનોએ બહાર રહીને પણ ઘણું કરવાનું છે. આપણું સંગઠન મુખ્ય અને જરૂરી વસ્તુ છે અને તે કામ બેનો સારી રીતે કરી શકશે.

આ મહિનાની આખરમાં અખિલ હિંદ મહિલા પરિષદ ભરાશે. તે વખતે સંગઠનના પ્રશ્નો ઉપાડવામાં આવશે જ. સ્ત્રીઓની આ સંસ્થામાં સારા નશીબે કોમી વીખવાદ નથી. તેવી સંસ્થાએ આખા દેશમાં ઐકયનો સંદેશો ફેલાવવાનો છે આ સંસ્થાની જ્યાં જ્યાં શાખાઓ છે ત્યાં ત્યાં પણ આ જ વસ્તુ કરવાની છે. આખા વર્ષ દરમિઆન બીજું સામાજીક કંઇ પણ કામ કરીએ તેના કરતાં કોમી વીખવાદ કાઢી નાંખી આપણા દેશનું વાતાવરણ સાફ કરી નાંખવું એ આપણી મુખ્ય અને પહેલી ફરજ છે.

*

લગ્ન એ વ્યક્તિગત પ્રશ્ન છે ?

લગ્ન એ વ્યક્તિગત પ્રશ્ન નથી. એમાં તો સામાજીક બંધારણો મુળ છે અને હોવાં જોઇએ.

સામાજીક કલ્યાણનો આધાર સારી પ્રજા ઉપર છે. સારી પ્રજાનું ઘડતર ઘરમાં જ થાય છે. અમે તેથી લગ્ન ગ્રંથીથી જોડાયેલા પતિ પત્નિ હશે તેની પ્રજા કોઇ પણ રીતે સારી હોઇ શકે જ નહિં અને આવી પ્રજાથી દેશની અધોગતિ થાય છે.

આજકાલ શોકય તરીકે પરણીને જવાનો રીવાજ મોટા સ્વરૂપમાં દાખલ થયો છે અને તે પણ મોટા પ્રમાણમાં ભણેલી બેનો જ કરે છે. આવાં લગ્નોમાં વળતું કજીયું હોય છે. કોઇ કૌસ કે ડાહ્યા માણસથી પોતાની પત્નિ મુકીને બીજી સ્ત્રી તરફ લગ્નની દષ્ટિથી નજર પણ ન નખાય. એટલે હલકાં સ્વભાવના નીચ વૃત્તિવાળાં જ આવાં લગ્નો કરે છે અને પોતાના બચાવમાં લગ્નને વ્યક્તિગત પ્રશ્ન મનાવવા પ્રયાસ કરે છે. જો આવાં લગ્નો ન અટકે તો કાયદો કરવો જોઇએ.

કોલેજમાં ભણતી પુષ્પાવતી નામની કોઇ નર્સની છોકરીએ પચ્ચાસ વર્ષના મીલના માસ્તર જોડે લગ્ન કર્યાં છે. પુરૂષને એક સ્ત્રી હયાત છે છતાં પણ લગ્ન કર્યાં છે.

આવી અસમાન વયનાં લગ્નો કરવા કરતાં ગરીબ ઓછું ભણેલાં જોડે લગ્ન કરી જીંદગીને સારી રીતે દોરવી એ વધારે ઇચ્છવા જેવું છે.

શોકયોના કંકાસમાં જીવન ગાળવું કેવું ભય-કર છે તે હજી ખબર પડશે.

સ્ત્રીઓ જ સ્ત્રીઓના હકકને નુકશાન કરે છે.

આવાં લગ્નો એકદમ અટકવાં જોઇએ.

*



સૌ. હંસાબહેન મહેતા

### સૌ. હંસાબહેન અને યુનિવરસીટી :

મુંબાઇ યુનિવરસીટીની સેનેટમાં ફેકલ્ટી ઓફ આર્ટસ તરફના પ્રતિનિધિ ચુનાવલા શ્રી. પ્રો. કેરકરની મુદત પુરી થવાથી નવી ચુંટણી તા. ૧૯મી ડિસેંબરે થવાની છે. આ માટે બે ઉમેદવાર છે. એક પ્રો. કેલકર તથા બીજાં સૌ. હંસાબહેન મહેતા. સૌ. હંસાબહેન મહેતાની યુનિવરસીટીની સેવાઓથી સહુ સુપરિચિત છે. ગુજરાતમાં જે થેડાં અગ્રગણ્ય બહેનો ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં ઉપયોગી સેવા આપે છે. એમાં સૌ. હંસાબહેન અગ્રસ્થાને છે. શિક્ષણ, સાહિત્ય, કલા અને રાષ્ટ્રના પ્રશ્નોમાં સૌ. હંસાબહેને ઉપયોગી ફાળો આપી ગુજરાતણોની કીર્તિને ઉજ્જ્વળ બનાવી છે, યુનિવરસીટી સેનેટની આ બેઠક માટે સૌ. હંસાબહેન મહેતાએ જે ઉમેદવારી નોંધાવી છે એમ. મત આપનારા સહુ પોતાનો મત સૌ. હંસાબહેનને આપે એવી અમારી વિનંતી છે.

*

### શ્રી મણિલાલ હીરપારામ દેસાઇ, બી એ :

જેઓ ગુજરાત પ્રાંતીય હિન્દુ મહાસભાના ગયા વર્ષના પ્રમુખ અને ગુજરાતના અગ્રગણ્ય કેળવણીકાર છે. તેઓ અમદાવાદની આગામી મ્યુનીસીપલ ચુંટણીમાં હિન્દુ મહાસભા તરફથી ઉમેદવારી કરવાના છે. તેઓને જગાની ફતેહ મળે એવી ઇશ્વરને પ્રાર્થના છે.

*

### યુરોપીય યુદ્ધ અને કોંગ્રેસ :

એક વર્ષથી ઘણી તીવ્રતાથી ચર્ચાતો અસહકારનો વિષય વહેવારૂ બન્યો છે. મહાત્મા ગાંધીજીએ વ્યક્તિગત અસહકાર વહેવારમાં મુકયો છે અને અંગ્રેજ સરકારની જેલો ભરાવા લાગી છે. જવાહરલાલ નહેરૂ જેવા ઉચ્ચ ચારિત્રવાન સંસ્કારી નેતાને સખ્ત મજુરી સાથેની ચાર વર્ષની કેદની સજા થઇ છે. વિલાયતના, અમેરીકાના અને હિન્દના પ્રતિષ્ઠિત ગ્રહસ્થોએ આ સજાને વખોડી કહાડી છે. પાર્લામેન્ટમાં એમને છોડવાની દરખાસ્તો પણ આવી હતી. અંગ્રેજ સરકારના નેતાઓ હિન્દની તરફ સહાનુભુતિથી જુએ છે. પણ સ્વતંત્રતા આપવા રાજી નથી.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૧૨ પુસ્તક ૧૦ ડિસેમ્બર : ૧૯૪૦

## "જો બિલાડી હળે"

*

છોકરાં રે સાંભળજો વાત
આવી છે અંધારી રાત
રાતે ઉગે ચાંદરડા
ઘરમાં દોડે ઉંદરડા.

ઉંદરડાનું એવું જોર
દર પાડ્યાં છે ચારે કોર
નુકશાનીનો પાર નહિ
એને બીક લગાર નહિ.

સઘળું ખેંચી એમાં ભરે
અમને કાયર એવા કરે
દુઃખ અમારૂં કયારે ટળે?
જો બિલાડી ઘરમાં હળે

નરહરિપ્રસાદ ભટ્ટ

# બિલીપત્ર

## ભારત માતાને હરખાવો.

સાતે વાત કરૂં વિખ્યાત
વસે હિંદમાં સઘળી જાત
જાત જાતના દેશ વિદેશ
જેવા વર્ણ તેવા વેશ
ઉંચ નીચના સઘળા એક
વર્તે રાખી ખંત વિવેક
વિદ્યા ગુણ ચારિત્ર ગણાય
સ્થળ સ્થળ જઇ ફોરમ ફેલાય
સંપ જંપ સૃષ્ટિ સોહાય
ભારતમાતા મન હરખાય.

## સૌની સાથે પ્રીત રાખો

આઠ ભણાવું એવો પાઠ
કદી ન કરવો ખોટો ઠાઠ
ઠાઠ માઠ થઇ ફરશો ના
પાછાં ડગલાં ભરશો મા
મા માતાને સોંધી જાણ
સ્વર્ગ સુખની સાચી ખાણ
સુખ દુઃખ બે જીવન સંગાથ
આવ્યાં જાસે સાથો સાથ
સદા રહેજો સાદી રીત
સૌની સાથે રાખો પ્રીત

## તપેલી ફોડો

નવમે નવલી આપું વાત
હસો હસો સૌ મુજ સંઘાત
હતી સુંદરી એક છકેલ
ભરી તપેલી ભાત કરેલ
કરતાં કરતાં કીધો તાપ
તાપે ભાત બળી થઇ રાખ
આખી રાત અજીઠી રાખી
સવારમાં ઘસતી ધૂળ નાખી
ઘસી ઘસી પત્થરથી કુટી
ગયા ન ડાઘ તપેલી ફૂટી.

મહિપત જોષી

# વલ્લભ-વિઠ્ઠલ બેઉ બંધવા

## ૧ વિઠ્ઠલભાઇ પટેલ

કોણ હતો એ વડી ધારાસભાનો, ચાણક્યના અવતાર સમો, પહેલો ચુંટાયલો હિંદી પ્રમુખ ? કોણ હતો એ, પોતાનું સર્વસ્વ દેશને ચરણે ધરનાર અને હિંદની મુક્તિને માટે છેવટ સુધી ઝંખનાર ભારતનો સપુત ? હિંદના આગેવાનો બીજા કોઇ પણ દેશના આગેવાનથી ઊતરે એમ નથી, એ જગતને બતાવી આપનાર કોણ હતો એ ભારતનો ભડવીર ?

નામદાર સમ્રાટના સેનાપતિ પાસે માફી મંગાવનાર કોણ હતો એ બે માથાનો માનવી ?

તમે નથી ઓળખતા ?

અંગ્રેજી ટાઇમ્સ પત્રના ખબરપત્રી પાસે ધારાસભામાં માફી મંગાવનાર હિંદી પ્રેસીડેન્ટ પટેલને તમે ભૂલી ગયા ?

દાંડી કુચ વખતે ૧૯૩૦ માં પ્રમુખપદનું રાજીનામું આપી જેલમાં જનાર એ નિર્ભય મૂર્તિને તમે ભૂલી ગયા ?

ના, ના એ ચાણક્ય-વીર વિઠ્ઠલભાઇ ભૂલાય જ કેમ ?

એ જાતે પાટીદાર હતા. ખેડા જીલ્લાના કરમસદ ગામના વતની. જન્મ ઇ. સ. ૧૮૭૩ માં.

પિતાનું નામ ઝવેરભાઇ પટેલ. સરદાર વલ્લભભાઇ એ એમના નાનાભાઇ. માતાનું નામ હતું લાડબાઇ.

નાનપણમાં એ બહુ તોફાની હતા. ભલભલાને હેરાન કરતા હતા. એ પાંચ વરસના થયા, ત્યારે કરમસદની શાળામાં ભણવા મૂક્યા હતા. ત્યાંથી એ નડિયાદ મામાને ત્યાં ભણવા ગયા હતા. ત્યાં એ બધા છોકરા ઉપર દાબ રાખતા. શિક્ષકને પણ ન ગાંઠતા. પોતાનાથી જો કાંઇ ગુનો થયો હોય, તો તે બીજા છોકરા ઉપર ઢોળી દેતા !

શાળામાં એક વખત ગુનો કર્યો બદલ વર્ગશિક્ષકે એમને ઠપકો આપ્યો. બાળક વિઠ્ઠલ આ ઠપકો સહન કરી શકયો નહિ. શિક્ષકને છુટી સ્લેટ મારી ત્યાંથી પોબાર કરી ગયો. ઘેર જઇ મામાને ફરિયાદ કરી;-માસ્તરે મને મારીને કાઢી મૂક્યો. મામા બોલ્યા, તેં કાંઇ કીધું હશે.

ના, મામાજી.

ચાલ, ત્યારે હું માસ્તરને જઇ કહું છું.

એવામાં તે માસ્તર પોતે જ ત્યાં આવી પહોંચ્યા. તેમણે ફરિયાદ કરી.

વિઠ્ઠલ કહે, અરે ! મામાજી, તમે એ શું સાચુ માનો છો ? કાંઇ છોકરા તે માસ્તરને મારતા હશે વારૂ ?

મામા, ભાણેજનો સ્વભાવ જાણતા હતા. આથી તેમણે ભાણાને ઠપકો આપ્યો.

એમને માબાપ ઉપર બહુ પ્રેમ હતો. એ દરમહિને પોતાની માને મળવા જતા. માને મળી આવતા, ત્યારેજ એમના જીવને શાંતિ થતી. નડિયાદમાં મેટ્રીક અને સ્કુલફાઈનલ એમ બે પરીક્ષાઓ આપી હતી. પણ એ બંને પરીક્ષામાં નાપાસ થયા હતા. પણ અમદાવાદ જઇ પરીક્ષા આપી ત્યાં એ પાસ થયા હતા.

## ૨ સરદાર વલ્લભભાઇ પટેલ

ઇ. સ. ૧૯૨૮ ના બારડોલી સત્યાગ્રહની વિજયમાળા પહેરનાર; નાગપુર ધ્વજ સત્યાગ્રહને વિજય અપાવનાર અને બીજી કેટલીયે પ્રજાકીય લડતના વિજયી સરદાર વીર વલ્લભભાઇને કોણ નથી ઓળખતું ?

ખેડા જિલ્લાના કરમસદ ગામના એ વતની.

એમના પિતાનું નામ ઝવેરભાઇ પટેલ. એ ખેડૂત હતા. પરંતુ વીર, સાહસિક, નીડર અને લડાયક હતા. ઇ. સ ૧૮૫૭ ના બળવાના સમયે ખેતી છોડી એ ચાલ્યા ગયા હતા. ત્રણ વરસ સુધી એમનો પત્તો જ ન હતો. એઓ ઝાંસીની રાણીની સેનામાં જઇને દાખલ થયા હતા.

એમની માતાનું નામ હતું લાડબાઇ.

વીર વિઠ્ઠલભાઇ એમના વડીલબંધુ.

એઓ ખેડૂત છે. પોતાને ખેડૂત તરીકે ઓળખાવે છે. ભાષા પણ ખેડૂતની છે. છતાં તેમાં કાયરને શૂર ચઢાવે તેટલું જોમ છે.

'સરદાર' એ કાંઇ એમનું નામ નથી. એ તો લોકોએ આપેલો ખિતાબ છે. ગુજરાતના ખેડૂતોની નિરંતર સેવા કરવાથી બારડોલી સત્યાગ્રહ વખતે પ્રજાએ એમને એ પદવી આપી હતી.

× × ×

વલ્લભભાઇ બાલપણથી જ વજ્ર જેવી છાતીવાળા છે. દુઃખથી એ કદિ પણ ગભરાય જ નહિ. નાનપણમાં એમને એકવાર કાખ બલાઇ થઇ હતી. એક જણે સલાહ આપી–'હજામ પાસે જાઓ.' એ તો ગયા હજામ પાસે; હજામ તે ઉપર ડામ દેતો હતો. હજામભાઇએ તો સળિયો ધગધગાવ્યો. પણ તેની ડામ દેવાની હિંમત ચાલે નહિ. આ કુમળો છોકરો એ દુઃખ કેમ કરી સહન કરશે ? આવો તે વિચાર કરતો હતો.

વલ્લભભાઇ બોલ્યા—"આમ જોયા શું કરે છે ? લાવ, તારાથી ન મૂકાય, તો હું મૂકી દઉં !"

આમ કહી તરત જ પોતાને હાથે બેત્રણ ચપકા મૂકી દીધા કેવી વજ્ર જેવી છાતી !

× × ×

પિતાને ભણાવવાનો બહુ શોખ હતો. તે એમને દરરોજ સવારે ખેતરે લઇ

માસ્તરે કહ્યું—" અરે ભેંસના પાડા નહિ, પણ લખવાના પાડા ( આંકના કોઠા ) જ કાલે લખી લાવજે. "

બીજો દિવસ થયો. માસ્તરે પૂછયું. " કેમ લખી લાવ્યોને ? "

વલ્લભભાઇ બોલ્યા—" હા. જી. લખી લાવ્યો છું. " એમ કહીને એક કાગળ આપ્યો.

તેમાં લખ્યું હતું ' બસેં પાડા '

માસ્તર આ વિનોદ સહન કરી શકયા નહિ. એમને લઇ ગયા હેડમાસ્તર પાસે.

વલ્લભભાઇ બોલ્યા—" અરે સાહેબ ! આવી તે કાંઇ સજા હોય ? આ પહેલી ચોપડીના આંક લખવા આપ્યા, તેમાં મને શો ફાયદો ? કોઇ જુએ તો ઊલટો મને મૂરખ કહે.

હેડમાસ્તરે કાંઇ પણ ઠપકો આપ્યા વિના એમને છોડી મૂકયા.

એ તોફાની અને ટીખળી નિશાળિયો આજે આખા દેશનો નેતા છે; અનેક સફળ યુદ્ધોનો આગેવાન છે; ખેડુતોનો તારણહાર છે; ને આપણી આઝાદીની લડતનો અજેય અને અજોડ મહારથી છે.

કસનજી મણિભાઇ દેસાઇ

卐

## કલમ (બાલપાઠ)

લાકડાની ને બરૂની, પીંછીની ને કાચની એ કલમ.
શાહીમાં બોળાઇ કોરા કાગળ પર લખતી એ કલમ.
સારા ને નઠારા, શોક કરાવે તેવા ને હર્ષ આપે એવા વિચારો લખતી એ કલમ.
શાહી વગર ને કલમ વગર કાગળ કોરો જ રહે.
ને કાગળ વગર શાહી ને કલમ પણ નકામાં જ.
કલમ વડે સુંદર લખજો, લખીને છપાવજો ને થાક લાગે તો કલમ કાને ખોસજો.

શાંતિલાલ દામોદર મહાજન

卐

## શાકહાટે

શાકહાટે ત્યાંતાં રે ગોરી શાક લ્યો
લીલું લીલું શાક લ્યો
તાજું તાજું શાક લ્યો
શાકહાટે ત્યાંતાં રે ગોરી શાક લ્યો
લીલું લીલું શાક લ્યો
તાજું તાજું શાક લ્યો
શાકહાટે ત્યાંતાં રે ગોરી શાક લ્યો

નલિન પંડિત

# આપણા બાલમાસિકો અને બાલવિભાગ

આપણા બાલસાહિત્યની ધીરે ધીરે ઠીક પ્રગતિ થતી જાય છે અને દિવસે દિવસે એને માટે નવાં નવાં માસિકો, સામાયિકો અને નવા બાલવિભાગો ઉઘડતા જાય છે.

એની એક યાદી શ્રી. ગિજુભાઈએ તૈયાર કરી હતી તે ઘટતા ફેરફાર સાથે નીચે આપી છે.

## બાલમાસિકો

૧ ' બાલમિત્ર ' તંત્રી : રામભાઈ પટેલ; ઉમિયાશંકર ઠાકર, ચરોતર એજ્યુકેશન સોસાયટી; આણંદ
૨ ' બાલજીવન ' તંત્રી : રમણલાલ નાનાલાલ શાહ, બાજવાડા વડોદરા.
૩ ' બાળક ' તંત્રી : લીલાભાઈ પુરુષોત્તમ વ્યાસ, મજમુદાર સ્ટ્રીટ; ગોધરા
૪ ' બાલવાડી ' તંત્રી : મીસ એલ. એફ. ઓરટીન, મિશન; ગોધરા
૫ ' બાલસખા ' તંત્રી : હિંમતલાલ ચુનીલાલ શાહ, માંડવીની પોળ, લાલભાઈની પોળ; અમદાવાદ
૬ ' તોરણ ' તંત્રી : મણિલાલ ઠાકર, ઇન્દુપ્રસાદ ભટ્ટ; નડિયાદ
૭ ' બાલજગત ' તંત્રી : સોમાભાઈ ભાવસાર, દિનેશ ઠાકોર; ૩૧ ગુજરાત સોસાયટી, એલિસ બ્રીજ; અમદાવાદ
૮ ' ગાંડીવ ' ( પખવાડિક ) તંત્રી : નટવરલાલ વીમાવાળા, સુમતિ વીમાવાળા, હવાડિયા ચકલા; સુરત

## બાલવિભાગ

૯ ' સ્ત્રીબોધ ' ' બાળક ' અમદાવાદ
૧૦ ' ગુણસુન્દરી ' ' બાલવિભાગ ' તંત્રી : નાગરદાસ ઇ. પટેલ મલાડ
૧૧ ' કલાકાર ' ભાવનગર
૧૨ ' અનાવિલબંધુ ' ' બાલવિભાગ ' સુરત
૧૩ ' સમાજશક્તિ ' નવસારી
૧૪ ' કિશોર ' ' બાલવિભાગ ' અમદાવાદ
૧૫ ' છાયા ' ' બાલવિભાગ ' તંત્રી : અભયકુમાર; મુંબાઇ
૧૬ ' માયા ' ' બાલવિભાગ ' તંત્રી : રમણલાલ ત્રિવેદી; ભરૂચ
૧૭ ' ફોરમ ' મુંબાઇ
૧૮ ' શ્રીમાળી શુભેચ્છક ' ' બાલવિભાગ ' તંત્રી : શચિન ઓઝા; સિહોર
૧૯ ' પ્રતાપ ' ' આરામ ' ( અઠવાડિક ) તંત્રી : શાંતિલાલ મહાજન હળધરવાસ
૨૦ ' લોકવાણી ' ( અઠવાડિક ) તંત્રી : હિંમતલાલ સર્વંઠ; રાજકોટ
૨૧ ' નવગુજરાત ' ( અઠવાડિક ) તંત્રી : રસુલભાઈ ન. વહોરા; વડોદરા
૨૨ ' મહાગુજરાત ' ( અઠવાડિક ) તંત્રી : ગૌરીશંકર ચાતુર્વેદી ભાવનગર
૨૩ ' જન્મભૂમિ 'નું ' બાલજગત ' (દૈનિક) તંત્રી : નાગરદાસ ઇ. પટેલ; મલાડ ( લડાઈની લીધે બંધ થયો )

**વસંતકુસુમાકર રસ**—પ્રમેહ, મધુપ્રમેહ, ધાતુવિકાર, તથા નબળાઈમાં ઉપયોગી છે. તોલા ૧ ના રૂ. ૨૦-૦-૦

**સુવર્ણ રાજમંગેશ્વર**—પ્રમેહ, ધાતુક્ષીણતા, મૂત્રરોગ માટે તોલા ૧ ના રૂ. ૩-૦-૦

**સુતશેખર (સુવર્ણ યુક્ત)**—અમ્લપિત્ત, અજીર્ણ, નબળાઈમાં ઉપયોગી છે. તોલા ૧ ના રૂ. ૫)

**મકરધ્વજ ચાકુતી**—વીર્યવર્ધક અને કામોત્તેજક તથા સર્વરોગ નાશક છે. ૪૦ ગોળીના રૂ. ૧૦)

**મહાયોગરાજ ગુગળ**—પક્ષાઘાત, લકવો, સંધિવા, વાતવ્યાધિમાં ઉપયોગી છે. તોલા ૧ નો રૂ. ૧॥

**યોગરાજ ગુગળ**—પક્ષાઘાત, લકવો વિગેરે વાતવ્યાધિમાં ઉપયોગી છે. તોલા ૧ નો રૂ. ०।

**સુવર્ણ વસંત માલતી નં. ૧**—જીર્ણજ્વર, ખાંસી, ક્ષયમાં ઉપયોગી છે. તોલા ૧ ના રૂ. ૧૦)

,, **સ્પેશીયલ**—જીર્ણજ્વર, ખાંસી, ક્ષયમાં ઉપયોગી છે. તોલા ૧ ના રૂ. ૧૬)

**સુવર્ણ પર્પટી**—સંગ્રહણી, ઝાડા, ક્ષય, સોજા, નબળાઈમાં અકસીર છે. તોલા ૧ ના રૂ. ૧૫)

**અભ્રક ભસ્મ**—ક્ષય, ખાંસી, દમ, ધાતુક્ષીણતા, પ્રમેહ રક્તપિત્ત, ફેફસાના હૃદયના તથા છાતીના રોગો, નબળાઈ વિગેરે સર્વ રોગોમાં અકસીર છે. ફી. ૧૦૦૦ પુટી તો. ૧ ના રૂ. ૪૦), ૫૦૦ પુટીના રૂ. ૨૦)

સ્પેશિયલ તો. ૧ ના રૂ. ૧૨), ૧૦૦ પુટીના રૂ ૮), નિશ્ચંદ્ર તોલા ૧ ના. રૂ. ૫)

**ચાંદી ભસ્મ**—વીર્યવિકાર, ચાંદી, મગજની નબળાઈ, વાતવ્યાધિ તથા ગરમીમાં ઉપયોગી છે, તોલા ૧ ના રૂ. ૫-૦-૦

**તામ્ર ભસ્મ**—ગુલ્મ, દમ, ઉદરરોગ, શ્વાસ, હેડકીમાં અકસીર છે. કિં. તો. ૧ ના રૂ. ૪)

**બંગભસ્મ નં. ૧**—પ્રમેહ, વીર્યસ્રાવ, ધાતુવિકાર, નબળાઈ અને મૂત્રરોગમાં અકસીર છે. નં. ૧ ના તો. ૧ ના રૂ. ૪) નં. ૨ તોલા ૧ ના રૂ. ૨)

**સાબરસીંગ ભસ્મ**—ખાંસી, દમ, લોહીની ઉલટી, રક્તપિત્તમાં ઉપયોગી છે. તો. ૧ ના રૂ. ०॥

**લોહભસ્મ**—લોહી વધારનાર તથા સુધારનાર, પાંડુ, ધાતુક્ષીણતા, પ્રમેહ, ક્ષીકાશ, નબળાઈ, પ્રદર જીર્ણજ્વર, ઉદરરોગ વિગેરે માટે, નં. ૧ તોલા ૧ ના રૂ. ૪) નં. ૨ તોલા ૧ ના રૂ. ૨)

**લોહાભ્રકભસ્મ**—લોહ તથા અભ્રક ભસ્મના ગુણ પ્રમાણે તો. ૧ ના રૂ. ૧૦-૦-૦

**મોતીભસ્મ**—મગજની નબળાઈ, ધાતુવિકાર, બ્લડપ્રેશર, હૃદયરોગ, ક્ષય વિગેરે માટે તોલા. ૧ ના રૂ. ૩૦-૦-૦ નં. ૨ તો. ૧ ના રૂ. ૨૦-૦-૦

**પ્રવાલ ભસ્મ**—પ્રમેહ, વીર્યવિકાર, મગજની નબળાઈ, ખાંસી માટે તોલા ૧ નો રૂ. ૧)

**વાસાવલેહ**—ખાંસી, ક્ષય, રક્તપિત્ત માટે તોલા ૧૦ ના રૂ. ०॥≈, રતલના રૂ. ૨-૦-૦

**અશોકારિષ્ટ**—પ્રદર, લોહીવા, રતુદોષ, ગર્ભાશયના રોગો માટે તોલા ૧૦ ના રૂ. ०।≈, તોલા ૪૦ નો રૂ. ૧॥

**લોહાસવ**—બરોળ, પાંડુ, યકૃત, કિક્કારા પેટના રોગો, તો. ૧૦ ના રૂ. ०।≈, તો. ૪૦ નો રૂ. ૧॥

**કુમારીઆસવ**—દરેક પ્રકારના ઉદરરોગ, કબજીઆત, શૂળ, દાહ, આર્તવદોષ માટે તોલા ૧૦ ના રૂ. ०।≈, તોલા ૪૦ નો રૂ. ૧॥

**નારાયણ તેલ**—પક્ષાઘાત, લકવો, અર્ધાંગ, શરીરનો કોઈ ભાગ રહી જવો વિગેરેમાં અકસીર છે ૪ ઔંસનો રૂ. ૧।, ૧ ઔંસના રૂ. ०।≈

**મહાનારાયણ તેલ**—ગુણ ઉપર પ્રમાણે ૪ ઔંસના રૂ ૨), ૧ ઔંસના રૂ. ०॥≈

**લાક્ષાદિ તેલ**—જીર્ણજ્વર, ક્ષય, ૪ ઔંસનો રૂ ૧॥), ૧ ઔંસના રૂ. ०।≈

**ગળોસત્વ**—જીર્ણજ્વર, પ્રદર, નબળાઈ વિગેરેમાં તોલા ૧ નો રૂ. ०।

**યવક્ષાર (જવખાર)**—ખાંસી, કફ, મૂત્રરોગ વિગેરેમાં તોલા ૧ નો રૂ. ०।

**શુદ્ધશિલાજીત**—પ્રમેહ, મૂત્રરોગ, ધાતુક્ષીણતામાં ઉપયોગી છે. તોલા ૧ નો રૂ. ०॥

**શંખદ્રાવ**—ઉદરશૂળ, ગોળો, અફરો, અગ્નિમાંદ્ય વિગેરેમાં અકસીર છે. તોલા ૧ નો રૂ. ૧)

**ચોસઠપહોરી પીપર**—અજીર્ણ, જીર્ણજ્વર, મંદાગ્નિ, વાયુ, ભુખ ન લાગવી. તોલા ૧ ના રૂ. ૦-૫-૦

દવાઓ વાપરવાની વિધિ લેબલ પર છાપેલી છે.

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

તંત્રી :
**શ્રી. જયવતી દેસાઇ**

સહતંત્રી :
**કુ. રમા દેસાઇ**

વ્યવસ્થાપક :
**નટવરલાલ ઠક્કર**

તંત્રી : બાલવિભાગ
**નાગરદાસ ઇ. પટેલ**

પ્રકાશક અને માલિક :
**અંબાલાલ વિ. ઠક્કર**


વર્ષ ૧૮ ::: અંક ૫
**જાન્યુઆરી : ૧૯૪૨**
પુસ્તક ૩૫મું

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબઃ લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, સુહાસ્યમિત્ર પ્રેસ. વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.

પુ. ૩૫મું ] જાન્યુઆરી : ૧૯૪૧ [ અંક ૫ મો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના.



**શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા**

"શારદા" ના સુપ્રસિદ્ધ તંત્રી, જેમણે ઓજગતને
નિર્દોષ સાહિત્ય આપી અનેક સેવા બજાવી છે.

એમનો પચાસ વર્ષી ઉત્સવ તા. ૨૯-૧૨-૪૦ ના રોજ
મુંબઈ ખાતે ઉજવાયો.



પુસ્તક ૭૫મું	જાન્યુઆરી : ૧૯૪૧	અંક ૫ મે

# ચાંદલો



❀

ચાંદલો જમુનાના જળમાં ન્હાય-
વૃક્ષ ડાળે સંતાણી
સમીર લ્હેર મસ્તાની
નીરખીને દૂર ન્હાશી જાય.	ચાંદલો૦

રમતીયાળ તારલીની સાથ પેલી જ્યોત્સ્ના
અત્યારે એકઠી થાય.	ચાંદલો૦

શ્યામ થઈ કાળીંદી કાળી નાગ વિષથી
સુધાકર શ્વેત કરે સ્નાન કરી પ્રીતથી !
જમુનાજી ગોરાં ગોરાં થાય.	ચાંદલો૦

વસમા છે વિષ સખી કાળીંદી કેરાં
ચાંદલીયે રહી ગયા ડાઘ એના ઘેરા
સુધાકર સુંદર દેખાય.	ચાંદલો૦

શ્રી. અવિનાશ

# આગે કદમ

(૧)

આગે કદમ, આગે કદમ, ઓ હિન્દતણા યુવાન,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિન્દુસ્તાન;
આગે બઢો, આગે બઢો, નહિ રૂકવાનું છે કામ,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિન્દુસ્તાન.

(૨)

ગંગા જમના આજ વ્હે છે તારી પાસેથી,
દૂર ઉભો છે, શ્વેત હિમાચલ ત્હારી આશેથી;
ધીરા પડો, આગળ વધો ઓ ભારત નવજુવાન,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિન્દુસ્તાન.

(૩)

ત્હારી મહાભુજામાં નવલાં ચેતન તું ભરજે,
દશ દિશા ગજાવવાને હામ તું ધરજે;
કદમ ઉઠાવ, કદમ ઉઠાવ, ભારત નવજુવાન,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિન્દુસ્તાન.

(૪)

ત્હારી માતા હસ્તે બન્ને બંધન બંધાયા,
દીનજનોનાં જીવન સઘળાં આજે કરમાયાં;
આંસુ લુછી, આજે હવે તું ચેતન દે યુવાન,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિન્દુસ્તાન.

(૫)

ઇતિહાસે પાના રંગાયા ગાતા સૌ બલિદાન,
મરવું, જીવવું, નહિ કંઇ નક્કી, કરવાનું નહિ નામ;
આગે બઢી, આખર લઢી, અમર કરી દો નામ,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિંદુસ્તાન.

(૬)

તારી નવ આશાથી સૌને ચેતન તું દેજે,
તારી સાહસ વીર કથાઓ દુનિયાને કે'જે
સ્વાધીન પતાકા હસ્તે લઇ તું આગળ વધ જુવાન,
હાકલ પડી, હાકલ પડી, પુકારે હિન્દુસ્તાન.

શ્રી. પ્રબોધ દેસાઇ

# સુરેખા

લેખિકા :
શ્રી. ફાફીબ્હેન દુર્ગાશંકર ત્રીવેદી

"હજી સુરેખા આવી નથી?" એક આધેડ વયના પુરૂષે પુછ્યું. "ના, ના, હજી ક્યાં પાંચ વાગ્યા છે. હમણાં જ આવી પહોંચશે. ડૉક્ટરે મોટીબેન માટે શું કહ્યું?"

પતિને આવેલા જોઈ રૂક્ષ્મણીએ બહાર આવી જવાબ દઈ પ્રશ્ન પુછ્યો. "આ વખતે કાંઈ ભટે એમ લાગતું નથી. એમના જવાથી સુરેખાને બહુ લાગશે, બિચારીનો ભવ બગડ્યો છે. છોકરાંઓનાં કુંળાં કાળજાં બાળવાથી ન્યાતવાળાઓનું શું સારૂં થવાનું છે? ઈશ્વરે ધાર્યું હતું તે થયું." હિરાલાલે બળાપો પત્ની પાસે ખાલી કર્યો.

"હારતો. હવે કાંઈ લોટ ને પાણી ભેગાં થયાં છે તે જુદાં થવાનાં છે. મારૂં તો તેને જોઈ પાર વિનાનું લોહી બળી જાય છે." રૂક્ષ્મણીએ પણ મન ખાલી કર્યું અને વાત બદલી. "મોટીબેનને દવા પાવાનો વખત થયો. એ બીચારાં બહુ પીડાય છે. એમને કંઈક કહેવું હોય તેમ લાગે છે."

"નોકરી ને ઘરકામ આડે જંપીને બેસાતું પણ નથી." બે જણ પોતાના સુખદુઃખની વાતો કરવા લાગ્યાં અને એક બીજાને આશ્વાસન આપી અશ્રુ લ્હોતાં વાતોએ ચડ્યાં.

તેઓ પતિપત્ની હતાં. તેમને બે પુત્ર ને એક પુત્રી મળી ત્રણ સંતાન હતાં. સુરેખા સૌથી મ્હોટી હતી. પુત્રો હજી નાના હતા. અને સુરેખા પ્રથમ સંતાન હોવાથી, અને તેના સાલસ સ્વભાવથી સર્વને પ્રિય હતી. ગઈ સાલ જ તેને પરણાવી. તેમની ન્યાતમાં વરને બહુ પહેરામણી આપવી પડતી. પુત્રી ઘેર જન્મે, તેના કરતાં મરવું સારૂં એમ તેઓ જાણતાં અને ઘણાં ક્રૂર હૃદયનાં માબાપ વધારે છોકરીઓ થતી, તો નાનપણમાં જ દુધ પીતી કરી દેતાં. ભાગ્યયોગે સુરેખાના જન્મ પછી ઘરની સ્થિતિ સુધરી હતી. તેને નાનપણથી જ સારી કેળવણી આપવામાં આવી હતી. તેના જન્મથી જ તેનાં સાસરાં કરવાની ચિન્તા માબાપને પડી હતી. સુરેખાને એક વિધવા ફોઈ હતાં. જેનું નામ લીલાકોર હતું. તે ઘરમાં સૌથી મોટાં હોવાને લીધે, સૌ તેમને મ્હોટીબ્હેન કહેતાં. સુરેખા તેમને બાળપણથી જ બહુ વહાલી લાગતી, તેથી ઘરનું તમામ કામકાજ પોતે જ કાળજી રાખી શીખવતાં અને તે ભણીને ડાહી થાય એવું ઈચ્છતાં. તે જાતે જ તમામ કામ કરતાં, જેથી રૂક્ષ્મણીને પણ વહાલાં લાગતાં. તેમનો બોજ કોઈથી ઉપાડાતો નહિ. દેખાવમાં પણ તેઓ પડછંદ હતાં. તેજસ્વી નેત્રો અને વિશાળ ભાલપ્રદેશમાં પડતી રેખાઓ તેમના બુદ્ધિબળનો પ્રભાવ પાડતાં. તેમની હિમ્મત અને અડગ નિશ્ચયથી કામ કરવાની ટેવનો દાખલો પુરૂષો પણ લેતા.

સુરેખા પાંચ વર્ષની થતાં, એક કુળવાન કુટુંબના છોકરાને ત્યાં તેનાં ફોઈ ગયાં અને દોઢ હજારની પહેરામણીથી વિવાહ નક્કી કરીને આવ્યાં. છોકરો સારો હતો. ઘર પણ પૈસાદાર હતું. માત્ર માણસો અભિમાની હતાં. પણ પોતાના પરના વિશ્વાસથી તથા "મારી સુરેખા સર્વને વશ કરી લેશે"

એવા નિશ્ચયથી તેઓએ સંબંધ બાંધ્યો. સુરેખા દશ વર્ષની થતાં લગ્નની વાત ચાલી. પરંતુ તે વખતે સુરેખાના સસરાએ હજાર વધારેની માગણી કરી. હસ્તમેળાપને થોડી જ વાર હતી. ત્યાંને ત્યાં જ હજાર રૂપીઆ આપવા અશક્ય હતા. હિરાલાલના બાપની બહુ પુંજી નહોતી. તેમજ પોતે પણ પ્રમાણિકપણે એક જ નોકરી કરવાથી ધન ભેગું કરી શક્યો નહોતો. ખાવાપીવાનું દુઃખ નહોતું. તેણે કહ્યું, "તમે જો પ્રથમથી ખબર આપી હોત, તો હું હમણાં જ ગણી આપત, પણ હવે તો થોડા દિવસની વાટ જોવી પડશે. આ ઉત્તરથી વેવાઈનું અભિમાન ઘવાયું. તેમણે નિર્ધનપણા માટે અનેક મ્હેણાં કહ્યાં. "ત્હારા મ્હોં ઉપર મારા બિહારીને પાંચ હજારની પહેરામણી વાળી કન્યા પરણાવું ત્યારે જ હું ખરો." આ પ્રમાણે કહી ઘેર જવા લાગ્યા. સુરેખાના પિતાએ સમજાવી ઘરમાં છસો રૂપીઆ હતા તે ગણી આપ્યા. તે વખત તો લાજ રહી. લગ્ન થઈ ગયાં. પણ તેનાં સાસરીયાંએ સુરેખાને ઘેર તેડી નહિ અને પોતાના કુળનું પાણી બતાવવા બીજે જ મહિને રૂ. ૫૦૦૦ની પહેરામણી લઇને પંદર વર્ષની કન્યા ગામમાં જ પરણાવી. આવી રીતે ઉગતી કળીનું સર્વનાશ થયું. હિરાલાલે પાછળથી પગે પડી જેટલા માગે તેટલા રૂપીઆ આપવા કહ્યું. પણ અભિમાનમાં રહેલા તેમણે માન્યું નહિ. આથી ફોઇબાને સખત ઘા લાગ્યો. પોતાની ભૂલથીજ પોતાની વ્હાલી સુરેખાનું ભાવી બગડયું. એમ તેમના મગજમાં ઠસી ગયું. અને તેની અસર શરીર ઉપર થઈ. દિવસે દિવસે નબળાં થતાં ગયાં અને તાવ લાગુ પડયો.

સુરેખા સાચા હૃદયથી ફોઇબાને ચહાતી. તેને વહેવારનું જ્ઞાન નહોતું. ફોઇબાના મંદવાડમાં તેમની દેવસેવાનું કામ તેણે ઉપાડી લીધું. તેમના રોજ વાંચવાના ભાગવત વિગેરે ગ્રંથો બપોરે, રાત્રે વાંચી સંભળાવવા લાગી. અને નિયમપૂર્વક દવા તથા હસાવનારી વાતો કહી, તેમની સુશ્રુષા કરતી. તેમના ઘરમાં પૂજાનો ખાસ ઓરડો હતો અને તેમાં મહાદેવનું સ્થાપિત બાણું હતું. તેઓની પાંચમી પેઢીએ એક ઝવેરી થયા હતા. તેમનાં વૃદ્ધ માતાએ એ મહાદેવની સ્થાપના કરી હતી. આખા ગામમાં તે જાગતા દેવ મનાતા. લોકો બાધા આખડી રાખતાં તે ફળતી. ફોઇબાની સેવાથી હજી સુધી તે મહાદેવનું તેજ ઘટયું નહોતું. સર્વ તેમને ચમત્કારી માનતાં. નવરાશને વખતે ફોઇબા કુળના ચમત્કારોની અને સેવાના ફળની વાતો તથા વિધિ સુરેખાના મગજ ઉપર ઠસાવતાં. તેથી નાનીવયમાં પણ સુરેખા શ્રદ્ધાળુ બની હતી. આજે નિશાળેથી ઘેર આવી, તરતજ કપડાં બદલી ફોઇબાની પાસે ગઇ. દવા પાઈ. પણ આજે તેમની તબીયત વધારે નરમ હતી. સુરેખાને પાસે બેસાડી વાંસે હાથ ફેરવ્યો. તેના નિર્દોષ સુકુમાર મુખ તરફ જોતાં તે રડી પડયાં.

સુરેખાને લાગ્યું કે ફોઇબાને બહુ દરદ થતું હશે. તે બોલી, "ફોઇબા, તમે જ્યારે હું નાની હતી, ત્યારે કહેતાં કે હું તો વાઘથી પણ બીઉં નહિ અને આજે આ તાવથા આટલાં નરમ કેમ થઇ જાવ છો?" સુરેખાના બોલવાથી ડોશીને સહેજ હસવું આવ્યું. તે બોલ્યાં. "જો, સુરેખા, હવે હું થોડા વખતમાં મરી જઇશ. આખી જીંદગીમાં મ્હેં પાપો કર્યાં નથી. જેથી મૃત્યુની બ્હીક નથી. રડવું માત્ર ત્હારે લીધેજ આવે છે. મ્હારા ગયા પછી ત્હને આપણા ભીમનાથનેજ સોંપું છું. જો, મ્હારી સાધારણ ભૂલથી ત્હારૂં જીવન બગડયું તેથી મ્હારો જીવ અત્યારે પણ અકળાય છે." સુરેખા ગંભિર વદને

બોલી. " ફોઈબા, આપણે આટલાં પુસ્તકો વાંચ્યાં તેમાં શું આવ્યું કે કોઈ કોઈનું બગાડી શકતું નથી. જેવાં પુર્વજન્મે કર્મો કર્યાં હોય તેવું જ આ જન્મે પામીએ છીએ. અને સુખ મેળવવું આપણા જ હાથમાં છે. જે ઘડીથી સુખના ઇચ્છા થાય, તેજ ઘડીથી સારાં પુણ્ય કર્મો કરવા માંડો. તમારી ભુલથી મારું કાંઈ બગડયું નથી. તમને મારા સમ છે જો એવું મનમાં આણો તો. " આટલું કહેતાં તે પણ રોઇ પડી.

આજ સુધી ફોઇબા મરી શકે એવો ખ્યાલ જ તેના મગજમાં આવ્યો નહોતો. તેની નાની વયમાં પણ સારી બુદ્ધિ જોઇ લીલાકોરને સંતોષ થયો. તે સુરેખાને વધારે પાસે લાવી કહેવા લાગ્યાં. " જો સુરેખા, આ વાત તારી એકલીના જ પેટમાં રાખજે આપણો સેવાનો ઓરડો છે. તેમાં મહાદેવજીની છબી બાજુએ પાછળ એક તાકું છે. તપાસીને જોયા વીના તે જડશે નહિ. તું જ્યારે સોળ વર્ષની થાય ત્યારે તે ઉઘાડજે, અને તેમાંની વસ્તુ લઇ યથાર્થ ઉપયોગ કરજે. પણ સોળ વર્ષ પહેલાં ઉઘાડીશ નહિ કે તેનો વિચાર પણ કરીશ નહિ, " આટલું કહેતાંમાં તેમનો શ્વાસ ભરાઈ ગયો. અને બોલતાં બંધ થયા. હિરાલાલ અને રૂક્ષ્મણી પણ વાતો કરતાં બહુ વખત થયો. એમ કરતે ત્યાં આવી પહોંચ્યાં. ડોસીનું ભાન ગયું હતું. નાડીઓ પણ ધીમી પડતી હતી. હિરાલાલે તરત જ ડાકટરને બોલાવ્યો. તેણે તપાસીને કહ્યું. કે આમને મટે તેવી આશા નથી. દવાઓ અસર કરતી નથી. તો પણ પાઇ જુવો. કહી એક ડોઝ આપી તે ચાલ્યો ગયો.

થોડીવારે ડોસીએ નેત્રો ઉઘાડયાં. હિરાલાલને પોતાની મીલકત વિગેરેની સમજુતી આપી અને સુરેખાની ભલામણ કરી. પછી ભીમનાથનું નામ જપવા લાગ્યાં. તેમનું મુખ તેજથી પ્રકાશિત બનતું હતું. થોડા જ વખતમાં તેમણે દેહત્યાગ કર્યો.

૨

આજે સુરેખાની વર્ષગાંઠ હતી. તે રોજના નિયમ પ્રમાણે પાંચ વાગે ઉઠી. માતાપિતાને નમન કરી, ફોઇબાની છબીને નમન કરતી. પછી નિત્ય કર્મ પરવારી ભીમનાથની સેવા તેણે પોતાનો વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો હતો. તે અંગ્રેજી ચોથા ધોરણમાં હતી. તેનું આર્ય હૃદય સંસ્કારી હતું. અને નાનપણથી વાંચનના શોખથી તેણે આપણાં પુરાણિક ગ્રંથોનો તેમજ આર્યમહિલાઓના ટૂંકાં જીવનોનો સારો અભ્યાસ કર્યો હતો. તે અંગ્રેજી નવલકથાઓ અને બીજાં પુસ્તકો વાંચતી ત્યારે આપણી અને તેમની ભાવનાઓમાં શો ફેર છે તે તપાસતી. ફોઇબાના ગયા પછી તે જરા સખત થઇ હતી. મનુષ્ય જીવનમાં મૃત્યુનું અનિવાર્ય બળ જોઇ, તેનું કોમળ હૃદય ઘવાયું હતું. આજે તેને સોળમું વર્ષ બેઠું હતું. તે સુવાસિત મધુરી કળી, પૂર્ણપણે ખીલી રહી હતી. ગુલાબી રંગનું સ્વચ્છ વસ્ત્ર અને લલાટમાં ચંદ્રબિંબ શો ચંદ્રક કરી, ઉપર રૂપેરી વાદળી જેવી ભરમરેખા કરતી ત્યારે સ્વર્ગના દેવો તેની સેવા સ્વીકારતા હોય, તેવું તેનું મુખકમળ તેજપુંજથી લખલખી રહેતું. આરતી સમયે નાનાં બાળકો તેમજ ગૃહનાં સર્વ મનુષ્યો ભેગાં મળતાં.

સુરેખા પૂજા કરી રહી. આજે તેના મગજમાં અનેક વિચારો ઘોળાતા હતા. પોતાને લીધે માતાપિતાને થતી અનેક પ્રકારની ચિંતાઓ તે સમજતી હતી. શંકર-પાર્વતિના યુગલની ઐક્યતા શું પોતાના જીવનમાં તે નહિ મેળવી શકે? આ સંસારમાં

આવું અંધકારનું જ સામ્રાજ્ય હશે ? " વિચારોમાં ડહોળાતું તેનું મગજ તેણે સ્થિર કર્યું અને ફોઇબાની સોળમે વર્ષે તાકુ ઉઘાડવાની વાત સાંભરી. આજે તેણે કુદરતની પ્રેરણાથીજ સર્વની સાથે પતિને મનથી નમસ્કાર કર્યા અને ગૃહકાર્યમાં ચિત્ત પરોવ્યું. બપોરે તેની સખી સરલા આવી. આનંદ વાર્તા કરતે સરલા બોલી. બ્હેન, મારે થોડા દિવસમાં મુંબાઈ જવાનું થશે ત્યારે, તું જરૂર પત્રથી તારા સમાચાર જણાવજે." સુરેખા બોલી, બ્હેન, આજે જો તું મ્હારૂં એક કામ કરીશ તો જીવન પર્યંત તારી ઋણી રહીશ. તું જાણે છે કે બિહારીને હું દેવ તરીકે પુજુ છું. તું મુંબાઇ જવાની છું, એ બહાને સુશીલાબ્હેન ( બીજી પત્ની ) પાસેથી તેમની છબી ન માગી લઉ ? " સરલા ગળગળી થઇ ગઈ. " જરૂર, તે હું ત્હને મેળવી આપીશ તેઓ બંને અમદાવાદ જવાનાં છે. બિહારીલાલને દોઢસો રૂપીઆની નોકરી થઈ છે. બ્હેન, ત્હારા આ પવિત્ર શિશુ જીવનમાં આ દુઃખ શોભતું કે ઘટતું નથી." તેઓ એકબીજાનો હૃદયભાર હલકો કરી છુટાં પડયાં.

એટલામાં સુરેખાની માતા આવી. "બ્હેન, ત્હારા મામાનો પત્ર આવ્યો છે, તેમાં ભાભીને સુવાવડ આવવાની હોવાથી અને ચાર દિવસ મન છુટું થાય, એ હેતુથી ત્હને અમદાવાદ તેડાવી છે. જો ત્હારો વિચાર હોય, તો હા લખું. " અને ગુરૂવારે તેઓ તેડવા આવે " સુરેખાને ભાવીની સમજ ન પડી. તેણે હા કહી. માતા વિદાય થઇ અને પત્ર લખી દીધો. સર્વ બપોરે આરામ લેવા લાગ્યાં. સુરેખા મંદિરની ઓરડીમાં ગઇ અને ભીત તપાસવા લાગી એક જગ્યાએ ચાંપ જેવું જણાયું. જે દબાવતાં ભીંતનો થોડો ભાગ બાજુએ ખસી ગયો. અંદર એક બીડેલું કવર હતું. ઉપર ફોઇબાના અક્ષર હતા. " વ્હાલી સુરેખાને મળે " એ શિરનામું. સુરેખાનું હૃદય ધબકતું હતું કપોલ પ્રદેશ પર સ્વેદબીંદુ મોતીની સેર જેવાં શોભતાં હતાં. ઉતાવળથી તે તાકુ બંધ કરી, પોતાના ભાવી જેવું તે કવર ફોડવા લાગી. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

॥ ૐશ્રી ॥

કાળ અનંત.

મ્હારી લાડકી સુરેખા,

તું જયારે આ પત્ર વાંચીશ ત્યારે ત્હારી કેવી સ્થિતિ હશે તે મ્હને ખબર નથી. છતાં ત્હારી બુદ્ધિ તો પરિપકવ થઇ હશે જ. એમ ત્હારા આજ સુધીના અનુભવ ઉપરથી માની લઉં છું. જે નજીવા કારણથી ત્હારી જીંદગી બરબાદ ગઇ, તે કારણ મ્હને આ વાતની પહેલેથી ખબર નહોતી તે જ છે. તારા પર મને સંપૂર્ણ વિશ્વાસ છે કે મ્હારા તરફથી મળેલી બક્ષીસથી તું તારૂં જીવન, દરેક રીતે ઉન્નત, સદગુણી, સુખી, અને આદર્શમય ગાળી શકીશ. હવે મુખ્ય વાત લખું છું. આપણા ભીમનાથ મહાદેવનું લીંગ ઉપરથી ફેરવાણું છે, અને તે ઉઘાડતાં અંદર આપણા બાપદાદાનું અમુલ્ય ઝવેરાત ભરેલું છે જેની કિંમત હાલના સમયમાં તો થઇ શકે તેમ નથી. તેમાંથી ત્હારા સુખ માટે તથા લોકસેવા માટે યોગ્ય લાગે તેમ વાપરજે. અને બની શકે તો, પ્રેમ-ભક્તિથી ત્હારા પતિને મેળવજે. એટલું યાદ રાખજે પવિત્ર નીતિ-ધર્મનો માર્ગ ચૂકાય નહિ. ઇર્ષા, વેર, ને ક્રોધને હૃદયમાં સ્થાન ન મળે. કારણ તેનાથી તેવું ફળ પણ તેવું જ મળે છે. ત્હારા સુખ જેવું સર્વનું સુખ ગણી, નમ્રતા, અને પવિત્ર સ્નેહથી દરેક કાર્ય કરજે. તું પૂર્ણ સૌભાગ્યશાળી સુખી થા, એવો મ્હારો આશિર્વાદ છે.

લી. ત્હારી ફોઇબાની સ્નેહાશિષ ".

સુરેખાએ પત્રને બે ત્રણવાર વાંચ્યો. તેની નજરે પહેલાંના બનાવો તરી આવ્યા. સામેનો ફોઇબાનો ઓઇલ પેઇન્ટીંગ ફોટો જાણે આંખમાં અશ્રુ સાથે આશિષ દેતો લાગ્યો. વખત થોડો હતો. બધાં જાગે તે પહેલાં સર્વ વ્યવસ્થા કરી લેવાની હતી. તેણે બન્ને હાથ જોડી, દંડવત્ પ્રણામ કરી, શીવલીંગ ખોલ્યું. તેમાં બીજું નાનું શીવલીંગ હતું. અમુલ્ય ચમકતાં મોતી, રત્નો તેમ જ સુવર્ણભંડાર તેની નજરે પડયો. એક બાજુ ગીનીઓ ભરેલી હતી. તેણે બે રત્નો ને ગીનીઓ નાના મહાદેવજીમાં ભરી લઇ, ગોઢું લીંગ બંધ કર્યું. સજળ નેત્રે ભાવી ચીત્રો ઘડવા લાગી. "હે પ્રભુ ! ત્હેં પ્રથમ અવસ્થામાંથી જ સંકુચિત જીવનપથથી બચાવી છે. તો મ્હારું હૃદય તું જ વિશાળ કરજે. અને મ્હારા ઇષ્ટદેવનો પ્રેમ મેળવી આપજે." આવા વિચારોમાંથી અંદરથી "વ્હા થઇ છે" ની બૂમ પડી ને તે જાગી. રોજનાં કાર્યો ચાલુ થયાં. (અપૂર્ણ)



## સ્વાતંત્ર્ય – યજ્ઞ

:: ધનાશ્રી–ભીમપલાસ ::

વિશ્વ વિજયી આરંભતા ભારતીના બાલ
સ્વાતંત્ર્ય-યજ્ઞ આજ હિંદમાં—
મૈયા આહુતિ માંગેને જ્યોત ઉરમાં જાગે,
આત્મભોગના આદર્શભાવ હૃદયે જાગે,
અર્પી આહુતિ પ્રગટાવે જળહળતી જ્વાલ
સ્વાતંત્ર્ય-યજ્ઞે આજ હિંદમાં—
આરંભી હિંદી યજ્ઞને ઉદ્ધાર કરવા હિંદનો
આદેશ ધરતા અંતરે સાબરમતીના સંતનો.
યજ્ઞના અધ્યક્ષપદે બાપુજી બિરાજે,
સ્વાતંત્ર્ય-મૂર્તિ સમા હિંદને દીપાવતા;
મંત્ર રવ ગાજતા ગગનભેદી આજે,
જવાહિરલાલના વિશ્વમાં, બાલ !
સ્વાતંત્ર્ય-યજ્ઞે આજ હિંદમાં—
અંગાર બનતા હિંદીઓ આઝાદી કેરા યજ્ઞમાં;
અણુએ અણુ સળગાવશે અંગાર શાહીવાદના.
અર્પતા જ્યાં આત્મદાન દેશ કાજ એ વીરો,
અર્પીને જીવનદાન અમરતા વરે વીરો;
વિરલા દે પ્રાણ બલિદાન,
વિરલ કો' વિશ્વે દે પ્રાણ બલિદાન, બાલ !
સ્વાતંત્ર્ય-યજ્ઞે આજ હિંદમાં—

શ્રી. ત્રિલોક દેસાઇ



# રજનીનાં રાસ

ચાલો સખીઓ બધી
હું આવી આવી.
ચળકંતો ચન્દ્રક ભાલે ચોઢી,
તારક મઢયું અંચલ ઓઢી;
સાગર નીરમાં ઝબોળી
લાવી લાવી.
હું આવી આવી.

કોતર કંદરે દિન લપાઉં,
પર્વત મ્હાડેથી દોડતી આવું;
સન્ધ્યા ઉરમાં છુપાવું
વ્હાલથી વધાવી, સતાવી;
હું આવી આવી.

થાકયાં મનુબાલ અંક સુવાડું,
સમીર વીંઝણો મંદ ઉડાડું;
કુમુદ ચૂમી જગાડું
પ્રેમથી રિઝાવી, મનાવી;
હું આવી આવી.

રાત વીતે પિયુ સંગમાં મોરી,
વ્હેલી સવારે ઉષા ઢંઢોળી;
વારિધી દિગ કલમ બોળી,
લખવા કહું ભાવિ ભાવિ;
હું આવી આવી.
ચાલો સખીઓ બધી,
હું આવી આવી.

શ્રી. રજનીકાન્ત ભટ્ટ

સ્ત્રીસાહિત્યના સાચા અને વિવેકશીલ સર્જક

# શ્રી. રાયચુરાના બે જીવનપ્રસંગો

સંપાદક : શ્રી. " પરાશર "

આપણા આજના લેખકો તેમના લેખનકાર્યમાં કેટલીકવાર વિવેકમર્યાદાને વટાવી જાય છે અને તેમાં પણ એવી વાર્તાઓ જ્યારે સ્ત્રીમાસિકોમાં સ્થાન પામે છે ત્યારે તો હદ આવી રહી લેખાવી જોઇએ. આ બાબતમાં લેખકોએ કેવી કાળજી લેવી જોઇએ તેમજ આ બાબતમાં તેમણે કેવો નીરક્ષીર વિવેક વાપરવો જોઇએ તે, આ પૃષ્ઠ પર રજૂ થતા આપણા જાણીતા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરાના બે જીવનપ્રસંગોમાંના એક-માંથી આપણને જાણવા મળે છે.

આપણા લેખકો આવો વિવેક વાપરતા ક્યારે થશે ?

—તંત્રી

ગુજરાતની સ્ત્રી, શિક્ષણની દષ્ટિએ હજુ ઉષાને આંગણે ઊભી છે એટલે એને કેવો પ્રકારનું સાહિત્ય આપવું એ આજના દરેક લેખક માટે એક મહાન અને ગંભીર રીતે વિચારવા જેવો પ્રશ્ન છે.

આજે તો ચોમાસાનાં અળશિયાં માફક ઊભરાઇ નીકળેલા સંખ્યાબંધ લેખકો સ્ત્રીઓ-ની સેવાના બહાને બહાર આવી સ્ત્રીઓપયોગી સાહિત્ય રચવાના બહાને કેટલાય એ ગુજ-રાતણોની કુસેવા કરવા લાગી ગયા છે. કેટલીક વાર તો પિતા-પુત્રી કે ભાઇ-બહેન સાથે બેસી વાંચી શકે તેવું તો રહ્યું પણ સ્ત્રી એકલી જ પોતે વાંચવા બેસે તો, જો તે સુસંસ્કારી હોય તો, તિરસ્કારી કાઢે તેવું સાહિત્ય લખતા થઇ ગયા છે.

આવી પરિસ્થિતિ વચ્ચે પિતા-પુત્રી કે ભાઈ-બહેન સાથે બેસી વાંચી શકે એવું સાહિત્ય લખાય તો એમાં ગુજરાતના સ્ત્રી વર્ગની સેવા છે.

આ દષ્ટિએ જોતાં શ્રી. રાયચુરાએ રચેલું સાહિત્ય ખરેખર, એ દિશામાં સારી આશા આપતું સાહિત્ય છે એમ સહેજે કહી શકાય. એમણે લખેલ " સ્નેહપૂર્ણા " નામક નવલકથાને માટે તો એ નવલકથાની પ્રસ્તાવના લેખિકા શ્રીમતી શારદા મહેતાએ એને A Problem Novel ના નામથી ઓળ-ખાવી હતી. ૧૯૧૪ ની સાલમાં, જ્યારે રા. રાયચુરા મુંબઇ રહેતા ત્યારે " ભારતસેવા " નામક અઠવાડીકમાં એ કટકે કટકે પ્રકટ થએલી અને તેજ " સ્નેહપૂર્ણા "નો પ્રથમ ભાગ " ગુણસુંદરી " માસિકના તે વખતના તંત્રી અને આજના લુણાવાડાના દીવાન શ્રી. જયકૃષ્ણ વર્માએ એને પુસ્તકાકારે પ્રકટ કરેલું. સ્ત્રીઓ માટેની નવલકથા કેવી હોવી જોઇએ તેના આદર્શ તરીકે " સ્નેહપૂર્ણા " સહેજે રજૂ કરી શકાય. ખરેખર, આજે એ પુસ્તક પહેલી વાર પ્રકટ થઇ ગયાને ૨૬ વર્ષ થઈ જવા છતાં આજે પણ આપણા સ્ત્રી વર્ગની એ સ્નેહપાત્ર થઇ ચૂકેલી નવલકથા છે.

અને એ "સ્નેહપૂર્ણા" સંબંધે એમ કહેવાય છે કે, શ્રી. રાયચુરા એકવાર ધોરાજી (કાઠિયાવાડ)ના એક નાગર ગૃહસ્થના મહેમાન થયેલા ત્યારે, તેમને ત્યાં એમને જમતી વેળાએ કુટુંબનાં એક બ્હેને, શ્રી. રાયચુરા તેઓથી અપરિચિત હતા, પીરસતી વેળા એમના પર એક "તહોમતનામું" ફરમાવ્યું હતું. તે બ્હેને કહેલું કે,

"રાયચુરાભાઇ! તમે આખી સ્ત્રીજાતિનો એક ગુન્હો કર્યો છે." આ ગુન્હાના શબ્દો સાંભળી શ્રી. રાયચુરા જમતા જમતા ચોંકી ઉઠ્યા. તેમણે પૂછ્યું:

"એવો સ્ત્રીજાતિ પ્રત્યેનો મારો કયો ગુન્હો છે?"

જવાબમાં તે બ્હેને કહ્યું: "સ્નેહપૂર્ણાનો બીજો ભાગ હજી તમે નથી આપતા તે તમારો એક સ્ત્રીજાતિનો ગંભીર ગુન્હો છે. આવી સરસ નવલકથા જો પૂરી ન કરો તો એ ગુન્હો હંમેશને માટે તમારે માથે રહેવાનો."

આ રીતે અનેક બ્હેનો બ્રહ્મદેશથી માંડી ઠેઠ આફ્રિકા સુધીની બ્હેનોએ સ્ત્રીઓની સ્નેહપાત્ર નવલ પૂરી કરાવવા શ્રી. રાયચુરાને આગ્રહ કરી રહી છે. એ વિષે વાત નીકળતાં તેમણે કહેલું કે, "હું પણ ઇચ્છું છું કે, મારે એ નવલકથા પૂરી કરવી." અને ૧૯૪૧ માં તો એનો બીજો ભાગ કોઇપણ ભોગે આપવાનો એમનો સંકલ્પ છે, એમ જણાવ્યું હતું.

એટલે, શ્રી. રાયચુરાએ લખેલાં લગભગ વીસેક પુસ્તકોમાંનું ભાગ્યે જ કોઇ એવું પુસ્તક નીકળે કે જે પુસ્તક ભાઇ-બ્હેન કે પિતા-પુત્રી સાથે બેસી વાંચી શકે તેવું ન હોય.

પરંતુ, એવો પણ એક પ્રસંગ એમની જીવનમાં એની ગયેલો જાણવા મળ્યો છે.

મૂળે તો શ્રી. રાયચુરા લોક સાહિત્યના અભ્યાસી; અને એને અંગે એમને અનેક ચારણો સાથે મળવું થતું. તેમની પાસેથી વિવિધ પ્રકારની વાર્તાઓ, દુહા કે લોકગીતો તેઓ મેળવતા, તેનો અભ્યાસ કરતા, અને જનતાને ચરણે રજૂ કરવા જેવું હોય તે રજૂ કરતા. આમાં પણ એમનો નીરક્ષીર વિવેક ખાસ કામ કરી જતો, કારણ કે, દુહાનું સાહિત્ય જાહેરમાં ગાવા માટે લોકરુદિના બાધો છે. પરંતુ એમના એ નીરક્ષીર વિવેકને કારણે જ આજે એ દુહા આજે ઠેઠ સ્કૂલો-કૉલેજો અને જાહેર સમારંભોમાં ગાઇ શકાય છે. પહેલાં તો દુહા ગાવા હોય તો ગામને પાદર માત્ર હોળીના દિવસોમાં જ ગવાતા; પરંતુ શ્રી. રાયચુરાની અભ્યાસક દૃષ્ટિએ એ દુહાઓમાંના શૃંગારિક ભાવને અલગ કરી શિષ્ટ એવા પ્રાસ્તાવિક દુહાને જ પ્રસિદ્ધિમાં આણ્યા. છતાં કોઇકવાર કંઇક પાપડી ભેગી ઇયળ પણ આવી જાય તેમ, એક ચારણ પાસેથી તેમણે એક વાર્તા સાંભળેલી. એ વાર્તા અત્યંત રસિક હતી. એમણે એને બહુજ સંભાળ, અને કલાપૂર્વક, અક્ષરદેહ આપ્યો. અને "શારદા"ના એક અંકમાં એ પ્રકટ થઇ. વાંચનારે એને વખાણી. વિવિધ વર્તમાનપત્રોએ સમાલોચનામાં પણ એની પ્રશંસા કરી પરંતુ એક બ્હેનો તો તેમને લખ્યું:

"શારદા વર્ષોથી વાંચું છું. તમારાં પહેલાંનાં લખાણોથી પણ પરિચિત છું; આજ દિન સુધી મને ગૌરવ હતું કે, ગુજરાતમાં એક એવો લેખકબંધુ છે જેની કોઇપણ કૃતિ રસિક છતાં સંપૂર્ણ વિશુદ્ધિ જાળવી શકે છે. ભાઇ-બ્હેન સાથે બેસી વાંચી શકે એવી નવલિકા લખનાર તરીકે હું કોઇના તરફ પણ જોતી હોઉં તો એક તમારા તરફ; પણ આ અંકમાં તમારા નામે લખાયલી "જાતિગુણ" નવલિકા વાંચી અતિદુઃખ થયું. આપની સાથે પત્ર લખવાનો પરિચય ન છતાં આ

પત્ર લખવા ધૃષ્ટતા કરું છું અને મને લજ્જા લાગે છે કે, તમો આવી વાર્તા લખો જ નહિ; છતાં એ જો તેમારી જ કૃતિ હોય તો મેહેરબાની કરીને તમારા કોઇ પુસ્તકમાં ન છાપશો. તમને ગુજરાતણ માટે માન છે તો બ્હેન તરીકે માગી લઉં છું કે, તમારા પુસ્તકને એ વાર્તાથી બચાવી લેજો.''

આ કાગળ વાંચી શ્રી. રાયચુરાની મનોદશા વાચકે કલ્પી લેવી. એમને એ બ્હેન પ્રત્યે માન ઉત્પન્ન થયું, આ પત્ર વાંચ્યા પછી, પોતે એ વાર્તા ખૂબ સાચવીને સંભાળ ભરી રીતે લખેલી છતાં "શારદા"માંએ છપાઇ ત્યારે બનેલો એક પ્રસંગ તેમને યાદ આવ્યો. એ વાર્તા છપાતી હતી ત્યારે, પ્રેસમાં એના અક્ષરો વંચાતા હતા ત્યારે, તેમના એક મિત્રની ૧૨ વર્ષની પુત્રી, જે શ્રી. રાયચુરાની વાર્તાઓ વાંચવાની ખુબ જ શોખીન હતી તે, તેઓએ વાર્તાનાં પ્રુફો વાંચતા હતા તે વખતે આવીને એમની નવી વાર્તા વાંચવાની ઉત્સુકતાથી પ્રેરાઇ એ પ્રુફો ઉઠાવ્યાં. શ્રી. રાયચુરાએ એ જોયું અને એમને તુરત જ થઇ આવેલું કે, એ બાળા એ ન વાંચે તો ઠીક. અને તેથી તેમણે તેના હાથમાંથી એ પ્રુફો ઝુંટવી લીધાં.

આથી ઉપલો પત્ર વાંચતાં તેમને થયું કે, મારા મિત્રની આ બાર વર્ષની બાલિકા એ ન વાંચે તો ઠીક એમ જો મને લાગ્યું તો તે જ વખતે ગુજરાતની તમામ બહેન-પુત્રીઓ મારી જ બહેન-પુત્રીઓ અને તેથી તેમણે પાછળથી એ માટે પશ્ચાત્તાપ અનુભવેલો.

આ રીતે જોઇએ તો શ્રી. રાયચુરાએ ગુજરાતના તમામ સ્ત્રી વર્ગની સાચી અને અનુપમ સેવા બજાવી છે.

આવું નિર્દોષ સાહિત્ય આપનાર તરીકે શ્રી. રાયચુરા આજે સર્વત્ર પંકાય છે એટલે એમનું કોઈ પણ પુસ્તક આપણા સ્ત્રીસમાજ સમક્ષ આપણે નિઃસંકોચપણે રજૂ કરી શકીએ તેવું હોય છે.

અત્યાર સુધી તો એમણે આપણને કાઠિયાવાડના લોકસાહિત્યનો પરિચય આપ્યો છે, પરંતુ ગુજરાતના લોકસાહિત્યના અભ્યાસ-અર્થે હવે તો તેમણે વડોદરાને પોતાનું નિવાસ સ્થાન બનાવ્યું છે. એટલે ગુજરાતના આ ભાગમાંથી પણ તેઓ લોકસાહિત્ય ભેગું કરી જનતાને સાદર કરશે, એવી આશા તેમના પ્રત્યે ગુજરાતે રાખવા માંડી છે.

એમના વનપ્રવેશ વખતે એમને દીર્ઘાયુ બક્ષવા આપણે પરમનિયંતા પ્રભુને પ્રાર્થીએ.

---

## સરસ્વતી–વંદના

### પ્રાર્થના

જય શારદાદેવી, જગત સુખકારી,
જય જગદીશ્વરી માતા સરસ્વતી, જય જગ પાલનહારી,
જય જય જય સુખમય દુઃખનાશિની, સંકટ વિદારનારી.—
ચંદ્રજ્યોતિ સમ વદન વિરાજે, સુંદર માલાધારી;
વિણા વામ અંગે શોભે, અદ્દભુત મૂર્તિ તમારી.—
શ્વેત વસ્ત્ર, કમલાસન સુંદર, પાવન હંસ સવારી;
અંતર જેના વસો તમે મા, થાય બુદ્ધિ બહુસારી.—
પ્રસન્ન રહેજો દિન કિંકરપર, જાણી અધમ અધિકારી;
'નારાયણ' ચરણ શિર નમાવત, આપો સુમતિ સારી.—

શ્રી. નારાયણલાલ પુરૂષોતમ સુખડીઆ

# વ્યક્તિત્વ

લેખક :
શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઇ,
બી. એ.

વ્યક્તિત્વની શક્તિ અને મહત્તાના સંબંધમાં જેટલું લખી શકાયું છે એટલું ઓછું છે. વિસ્તીર્ણ નિબંધો અને આખાને આખા ગ્રન્થો પણ વ્યક્તિત્વના વિષયની મહત્તા પર પૂરો પ્રકાશ ફેંકી શકે તેમ નથી. વિદુષી **શ્રીમતી લિલી એલ. એલનના** જ શબ્દોમાં આ વિષયના મહત્વનો સ્ફોટ કરીએ તો સરળતા થશે. સમસ્ત સફળતાઓનો આધાર વ્યક્તિત્વ છે. અરે, સમસ્ત સફળતાઓનું આદિ મૂળ પણ વ્યક્તિત્વ જ છે. સંસારના કોઇ પણ ક્ષેત્રમાં કાર્ય કરતા સ્ત્રીપુરૂષો તરફ નજર નાખીશું તો જણાશે કે વ્યક્તિત્વયુક્ત સ્ત્રીપુરૂષો જ ધન, સંપત્તિ, યશ, ઉપાધિ, કુલિનતા, ગૌરવ ઇત્યાદિ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે. વ્યક્તિત્વહીન નરનારીઓ પ્રત્યેક સ્થાન પર નિષ્ફળતા વરે છે. પ્રતાપ અને પ્રભાવદ્યોતક પ્રત્યેક પદાર્થ વ્યક્તિત્વની સાથે ઝુકી પડે છે. વ્યક્તિત્વના દેદિપ્યમાન દિવસનું હજુ તો પ્રભાત જ ઊગ્યું છે. પોતાના જીવનને પ્રભાવશાળી બનાવવાનું જેમણે પ્રયોજન રાખ્યું છે, જનસમાજ અને સકલ સંસારને હિતકારક જીવન જીવવાનું જેમણે ધ્યેય નિશ્ચિત કર્યું છે અને શક્તિ-સૂચક, પ્રભાવશાળી અને મહાન પદોને ગ્રહણ કરવાનો જેમનો આંતરિક ઉદ્દેશ છે તે સ્ત્રીપુરૂષોને વ્યક્તિત્વ પ્રાપ્ત કરવાની અગત્ય અનિવાર્ય છે. વ્યક્તિત્વના અભાવે મહત્તાકાંક્ષી મનુષ્યોની મનોકામનાઓ પૂર્ણ થતી નથી. આમ વ્યક્તિત્વ કે તેના વિકાસ વિના માનવી માનવતા કે તેની મહત્તાના ઉચ્ચ શૃંગ પર પહોંચી શકવા અસમર્થ બને છે.

પરંતુ દુન્યવી દષ્ટિએ આપણે આપણી ચોગમ દષ્ટિ ફેરવીએ તો આશ્ચર્ય થાય છે કે આપણામાંના ઘણાખરા આવી મહત્તાપૂર્ણ વ્યક્તિત્વની શક્તિનો ખ્યાલ સરખો પણ કરતા નથી. આપણા જીવનના મહત્વના તત્ત્વ તરફ ધ્યાન આપવા પૂરતી દરકાર પણ નહી રાખનારા એવા આપણે વ્યક્તિત્વ શું છે એ સમજવાની પણ પરવા કરી નથી. આજે સર્વ સાધનોનું મુખ્ય કેન્દ્ર કેળવણી ગણાય છે. તેમાંય શિશુશિક્ષણ–બાળકેળવણી ઉપર જનસમાજ અને સરકાર પુષ્કળ ભાર મૂકે છે. માતાપિતા પોતાના લાડકવાયા બાળકોને સુશિક્ષિત અને સંસ્કારી નીપજાવવા અઢળક ધન ખર્ચે છે, દેવાં પણ કરે છે, પોતે પણ અથાગ પરિશ્રમ ઉઠાવે છે પરંતુ શિક્ષણની શરણાઇઓ વગાડનારા એ માબાપો, શિક્ષકો તથા કેળવણીકારો 'શિક્ષણ એટલે શું?' તે પ્રશ્નનો ઉત્તર બરાબર સમજે છે? જેને તેઓ કેળવણી–બાળ કેળવણી કહે છે એ કેળવણીના પ્રયોજન પરત્વે યા એના વાસ્તવિક અન્વય સંબંધમાં તેઓએ બુદ્ધિપુરસ્સર વિચાર કરવાનો પ્રયત્ન કદિ કર્યો છે? ઊંડી દષ્ટિથી જો જરા કેળવણીની કાર્યપદ્ધતિની સમીક્ષા કરવામાં આવે તો તરત જણાઇ આવે છે કે આજના નવયુવકો અને યુવતીઓના માનસ પર આદર્શ શિક્ષણની જે છાપ પડવી જોઇએ તે બિલકુલ પડતી નથી. ઉપરછલ્લું જ્ઞાન અને અધૂરી માહિતી મેળવી, પદવી પામેલા સુશિક્ષિતો સાચું જીવન અને સંસ્કારના સંપર્કથી તો તદ્દન અલિપ્ત રહેતા લાગે છે અને કેટલીક વાર તો એમ પણ સ્પષ્ટપણે જણાયું છે કે આધુનિક શિક્ષણના ઘુંટડાઓ ગળે ઉતારતા

ઉતારતામાં જ-કેળવણીની શરૂઆતના કામ દરમ્યાન-બાળકોમાં વિદ્યાર્થિઓમાં વ્યક્ત થવાને મથતા વ્યક્તિત્વનાં ચિન્હોને દબાવી દેવામાં આવે છે. અને પરિણામે તેઓ કૃત્રિમ સહાયતાઓ, પરાવલંબનો અને નિર્બલ સાથીઓના, દુર્બળ તત્વોના ભરોસા પર આધાર રાખતા થઇ જાય છે. જીવનના ઉષઃકાળથી જ બાળકોને આવી રીતે જકડી લેવામાં આવે છે, અને એને દરેક પ્રસંગે એવા પ્રકારના શબ્દો કે વાક્યો કહેવામાં આવે છે કે જેથી એમની શક્તિઓનો સંપૂર્ણ સ્વરૂપે થવો જોઇતો વિકાસ રૂંધાઈ જાય છે. બાળકો સાથેનો આવો અધમ પ્રકારનો વ્યવહાર એમના આત્માના વિશિષ્ટ ભાગ પર આક્રમણ કરે છે અને એ વિશિષ્ટ આત્મત્વ જેને વ્યક્તિત્વ કહી શકાય તેનો વિનાશ નજીક આવતો જાય છે. કોઇ મૂર્ખ માળી કોઇ છોડ કે રોપને વારંવાર કાપી નાખે અને એની ઉત્તરોત્તર વૃદ્ધિ ન થવા દે તેમ ઇતર મનુષ્યો, ઉપાધિઓ અને ડખલગીરીદ્વારા બાળકોનો દરેક સમયે વિરોધ કરવામાં આવે અને તેમની આન્તરિક ન્યાય વિવેક બુદ્ધિનો વ્યવહારમાં ઉપયોગ કરવાનો તથા તેને વિકસિત કરવાનો તેમને અવસર જ આપવામાં ન આવે, તો પરિણામ પછી અન્ય જ આવે ને ? દુર્બલ અને પરાવલંબી બનવા સિવાય બીજું એમને માટે સંભવિત પણ શું હોઇ શકે ? આવી રીતે બાળકોના આરંભિક અધિકારોનું વિમર્દન કરવામાં આવે, ખીલી, પ્રફુલ્લી પુષ્પ બનતાં પહેલાં જ કુમળી કલિઓને તોડી-મરોડી ધુળ ભેગી કરી દેવામાં આવે અને બાળકોનું વ્યક્તિત્વ ત્રુટિપૂર્ણ તથા દુર્બળ અને એવી અનુકુળતાઓ કરી આપવામાં આવે ત્યાં શિક્ષણનાં શાં મૂલ્ય ? 'બિલ્લી આવી' 'બાવો આવ્યો.' અને એવા ભૂતપ્રેત તથા કેટલીકવાર તો 'તારા બાપુ આવશે એટલે તને મરાવીશ'-એમ બાપુજીનો પણ ડર જે બાળકોના શિર પર સતત ઝઝૂમતો હોય, ધમકી અને મારપીટના અવાજો એમના કાન પર સાંજ સવાર અથડાતા હોય, એ બાળકો ભવિષ્યમાં શૂરવીર બનશે-એવી કલ્પના કરવી પણ હાંસીપાત્ર નથી લાગતી ? આવો અલ્પ સંસ્કારહીન ઉછેર પામેલું બાળક નીડર બની રોજ નવનવા કાર્યે હાથ ધરવાનું સાહસ કરવા શી રીતે પ્રેરાય ? આ પરિસ્થિતિ આ મહાપાપ માટે બાળકના માબાપ કે ઇતર સહોત્થાયીઓ કેટલે અંશે જવાબદાર હોઇ શકે એ ઉકેલ અત્યારે ન કાઢીએ તોપણ એટલું તો કબુલ કર્યા વિના નહિ જ ચાલે કે નાના નાના બાળકોને પ્રભાવશાળી, ચારિત્ર્યશક્તિ-સંપન્ન ન બનવા દેતાં, પ્રારંભથી જ એમને જીવનશક્તિથી વંચિત રાખી, એઓની સર્વાંગ ઉન્નતિનો માર્ગ અવરોધવો અને પરિણામે એમને નિર્બળતા તથા વ્યક્તિત્વનો અભાવ અને સામર્થ્યહીનતાનો વારસો આપવો એ મહાન પાપ છે. બાકી કોને કહેવો તે આપણે ન કહી શકીએ પણ આ પાપ છે એ વાત નિર્વિવાદ છે.

માનસશાસ્ત્રનો એક સિદ્ધાન્ત અત્રે સમજવા જેવો છે. ઘણી વખત બાળકોની આન્તરિક ન્યાયબુદ્ધિનો કોઇ કારણથી વ્યતિક્રમ કે વિલય થઇ જાય છે અને પછી કેટલોક કાળ વીતી ગયા પછી, કોઇ એવા જ ગૂઢ કારણથી તે ન્યાયબુદ્ધિ પુનર્જીવન પામતી હોય છે. **શ્રીમતિ એલને** આ વાતનું વધુ સચોટતાથી સ્પષ્ટીકરણ કરવા માટે નિમ્નલિખિત ઘટનાનો નિર્દેશ કર્યો છે.

એક સંસ્કારી માતાપિતાનું બ્હાલસોયું બાળક હતું. માતાપિતા ઉદાર હૃદયના હોઇ, એવી દૃઢ માન્યતા ધરાવતા કે નાના બાળકોના હૃદયમાં સિદ્ધાન્તોને સારી રીતે સમજવાની સંપૂર્ણ શક્તિ અસ્તિત્વ ધરાવતી હોય છે

અને જો બાળકોને તેમની સ્વતંત્ર બુદ્ધિનો, તેમની ન્યાયવિવેક મતિનો વ્યવહારમાં સમુચિત ઉપયોગ કરવા દેવાનો અવસર આપવામાં આવે તો નિશ્ચિતપણે તે બાળકો-નિજ સ્વભાવ પ્રમાણે પોતાના હિત-હાનિ સંબંધમાં સારી રીતે સમજી શકે છે અને સ્વતંત્ર વિચારણા કરી શકે છે. આથી તે દંપતિ બાલ્યાવસ્થામાંથી જ પોતાના બાળક-ની આન્તરિક શક્તિઓ અને હૃદયસ્થ ગુણોને પ્રોત્સાહિત કરવા લાગ્યા, ઉત્તેજન, આપવા લાગ્યા અને તે શક્તિ તથા ગુણોનો ક્રમશઃ અભ્યુદય અને અભિવૃદ્ધિ થતી રહે તે માટે અથાગ પ્રયત્ન સેવતા રહ્યા અને એ પ્રયત્નોનું જે પરિણામ, સુફલ પ્રાપ્ત થવું જોઇએ, તે થયું. સાત વર્ષની નાની વયમાં તો તે બાળકનું વ્યક્તિત્વ અતિ દૃઢ થવા લાગ્યું. કોઇપણ પ્રસંગ કે પ્રશ્ન ઉપસ્થિત થતાં તે કોઇપણ પ્રકારની રકઝક કે આનાકાની ન કરતાં, દલીલથી દૃઢ નિશ્ચયપૂર્વક 'હ'કાર કે 'ન'કાર દર્શાવતો, એના માતાપિતા, એના નિર્ણય દલિલ કે પ્રશ્નોનો પ્રેમપૂર્વક સદા આદર કરતાં અને વ્યાજબી લાગે તો તેના કથનનો સહર્ષ સ્વીકાર પણ કરતાં; તેઓ કદિ તેની ઉપેક્ષા કરતાં નહિ. ત્યારપછી, કોઈ અધન્ય ક્ષણે તેને નિશાળમાં દાખલ કરવામાં આવ્યો. પરંતુ ત્યાં થોડા દિવસ પણ પસાર ન થયા એટલામાં તો એની વિના રકઝક સ્વતંત્ર નિશ્ચય કરવાની ઉપરોક્ત અપૂર્વ શકિત લુપ્ત થવા લાગી. એની સ્પષ્ટ અને સુંદર વિચારશક્તિ પર મંદતા છવાઇ. સહજ સહજ વાતમાં એના અંતઃકરણમાંથી નિકળતો સ્વાભાવિક નિર્ણય-નાદ હવે બંધ થયો. એની શક્તિની આજસુધી પ્રશંસા કરનારા સ્ત્રીપુરુષો પણ તેની આ શિથિલતા જોઇ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. ધીમે ધીમે એનો આત્મા જાણે ઉતરતો લાગ્યો. કોઇપણ પ્રશ્ન કે પ્રસંગ પરત્વે નિશ્ચય સ્થિર કરતી સમયે તેના મનમાં એક પ્રકારની મુંઝવણ અને વ્યગ્રતા પ્રકટ થવા લાગી; અને પોતાના નિશ્ચયોની સત્યતા બાબતમાં તે સ્વયં અનેક પ્રકારના સંદેહો ધારણ કરવા લાગ્યો. તેના માતાપિતા તો એના સંતાનની આ પરિસ્થિતિને તેનું દુર્ભાગ્ય સમજી અપ્રકટ રીતે શોચ કરવા લાગ્યા. જ્યાંસુધી તે બાળક શાળાને સોંપવામાં નહોતું આવ્યું, જ્યારે તે ગૃહમંદિરના મંગલ આંગણામાં આનંદકિકિયારી કરતું ખેલી રહ્યું હતું ત્યાંસુધી ત્યારે-તેઓ તેને તેના નિશ્ચય-દુર્ગને સુદૃઢ રાખી શકવા તથા દરેક બાબતમાં તેને સ્વતંત્ર રીતે સ્વયં વિચાર કરી શકવા, પ્રોત્સાહન આપતા અને તેના આ ભયંકર પતનની પળો ભવિષ્યમાં ન આવે તેનો કાળજીપૂર્વક પ્રયત્ન કરતા હતા. અને આથી અધિક હિતાવહ તેઓ એને માટે કરી પણ શું શકે? સુભાગ્યથી, બાલ્યપણના સારા સંસ્કારોની એ બાળકના મન ઉપર એવી ઊંડી છાપ પડેલી હતી કે નિશાળ છોડયા પછી, એકદમ એના અંતઃકરણમાંથી પરાવલંબન, આત્મ-સન્દેહ, અને સ્વનિશ્ચયોમાં અશ્રદ્ધાના ભાવો ભૂંસાવા લાગ્યા. વિસરાઈ ગએલું એનું વ્યક્તિત્વ પુનઃ પ્રાપ્ત થવા લાગ્યું. એના આત્માનું પ્રભુત્વ સ્ફુટપણે પ્રકટ થતું જોઈ, એના દૃઢ નિશ્ચયોને શ્રવણ કરી એના માતાપિતા અતિ પ્રસન્ન રહેવા લાગ્યા.

વ્યક્તિત્વ એટલે શું ?, એની જ ઘણાઓને પૂરતી સમજ હોતી નથી, અને તે વિષયમાં તેઓ સદા શંકાશીલ રહે છે. ઘમંડ, અભિમાન અને દુરાગ્રહથી વ્યાસપીઠ પર ઉભા ઉભા બૂમો મારવી એ વ્યક્તિત્વ ન કહેવાય. અવિવેક અને મૂર્ખતાથી જેમ આવે તેમ કહી નાંખવું, અક્કડ, અને છેલબટાઉ બની ઉચ્છૃંખલતા દાખવવી એ વ્યક્તિત્વનો

આવિષ્કાર નથી. અતિસાહસ કે અતિ-આત્મશ્રદ્ધાવાળું બાળક કે કોઇ યુવકયુવતી, સાચા વ્યક્તિત્વ સિવાય, કોઇ બીજી જ વસ્તુ કે તત્ત્વના દ્યોતક હોય છે. તેમાં તો દરેક કામમાં પોતાના અહમ્‌ને દાખલ કરવાની તેમની અજ્ઞાનવૃત્તિ અથવા તેમના નિકૃષ્ટ સંસ્કારો કારણભૂત હોય છે. જો કદી બાળકોને તેમની સ્વતંત્ર સમજશક્તિ ઉપર છોડી દેવામાં આવે તો તેમનામાં આ ગુણોની અપેક્ષા બહુ ઓછા પ્રમાણમાં જણાશે. કારણ કે અલ્પકાલિક, અતિ સાહસિક અને આક્રમણશીલ બાળકો પર વહાલ વરસાવનાર બહુ ઓછા જ હોય છે તેમ જ તેમની પ્રશંસા પણ કોઈ ભાગ્યે જ કરે છે. વિકાસમાન વ્યક્તિત્વને પ્રકટ કરનારા ગુણોનો અભાવ વ્યક્તિત્વની ન્યૂનતાનું સૂચન કરે છે. વ્યક્તિત્વના અભાવને વ્યક્ત કરનારા પ્રધાન અવગુણો-હઠ, ગુરુવડિલનો અનાદર, માતાપિતાની ઉચિત તથા હાર્દિક અભિલાષાઓ કે આદેશોનું ઉલ્લંઘન અને અહમ્-આત્મવિશ્વાસથી સર્વથા વિરૂદ્ધ છે. વ્યક્તિત્વસંપન્ન સ્ત્રીપુરુષને પોતાના વ્યક્તિત્વનું અન્ય આગળ પ્રદર્શન કરાવવાની આવશ્યકતા રહેતી નથી. વ્યક્તિત્વ તો જ્યાં હોય છે ત્યાં તે સ્વયં સ્ફુરી ઉઠે છે, અને સૌ કોઇ એના અપ્રકટ પ્રભાવનો પણ અનુભવ કરી, સ્વીકાર પણ કરતા હોય છે.

વ્યક્તિત્વને વાતોમાં ઉછાળવાની કે તે વિષે અધિક બોલવાથી તેના ઉપદેશથી કે શબ્દ-તર્કથી તેની સર્વોત્તમતા સિદ્ધ કરવાની અને તેમ કરીને બીજાઓ પર પોતાનો પ્રભાવ જમાવી પોતાનું મહત્વ સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવાની કોઇ આવશ્યકતા નથી. કારણ કે તે પોતાના પ્રભાવશાલી **મૌનદ્વારા** જ સર્વ વાતોનું કથન કરે છે. તે પોતાના કાર્ય-માર્ગ અને અભિલાષાઓ માટે ચિંતાતુર નથી થતો, કારણ વ્યક્તિત્વ યુક્ત પુરુષ પોતે જ સર્વ અભિલાષાઓનો સ્વામી અને નિજમાર્ગનો નિર્માતા બને છે. પોતાના સ્વાર્થને વિસરી જઇ, આરામ સુખ અને વૈભવને ભૂલી જઇ. પોતે પોતાની પ્રકૃતિથી પોતાના સહવાસમાં આવનાર જનસમુદાયને સુખ, શાંતિ, શ્રદ્ધા અને વૈભવનું સમર્પણ કરે છે. તે સર્વદા પોતાનાથી જે મોટો હોય તેમનું સન્માન કરે છે અને તેમની પ્રપુર્ણતાથી તે પોતાના માતાપિતા, મિત્રો અને સોબતીઓના સુખ-આનંદ માટે પોતાથી બનતો બધો ભાગ આપે છે. આવા વ્યક્તિત્વશીલ સજ્જનની મહાન શક્તિનો, અખિલ જનસમુદાય સમસ્ત વિભાગોમાં અતિ શીઘ્રતાથી સ્વીકાર કરે એમાં શું આશ્ચર્ય !

એક વખતે, બે કુશળ સંગીતકારોએ કોઇ પ્રસિદ્ધ સંગીત-મંડળમાં કોઈ પદ માટે અરજી નાંખી. એમાંનો એક ગવૈયો દુર્બલ શરીર અને વિકૃત મુખવાળો તથા હાવભાવના જ્ઞાન વિનાનો અને પ્રભાવહીન હતો. તે વ્યક્તિત્વ વિહીન હતો જ્યારે તે રંગમંચ પર આવીને ઉભો અને ગાવા લાગ્યો ત્યારે જનતાને એના કંઠની ઓળખ થઇ. શ્રોતૃવર્ગે એને સાંભળ્યો અને નિર્ણય કર્યો કે તેનો અવાજ સારો છે પરંતુ તેનામાં કોઇ આકર્ષક તત્વ, મોહિની શક્તિ કે પ્રભાવ નથી. બીજા ગાયકનો સ્વર મંદ હોઇ રસપોષક ન હતો, પરંતુ એનું વ્યક્તિત્વ જાજ્વલ્યમાન હતું. જો કે તેની દેહાકૃતિ કાંઇ બહુ સુંદર નહતી, છતાં તેની ગતિમાં અને પગ મૂકવાની ઢબમાં ગંભીરતા, ગૌરવભાર અને આત્મ-આધકાર સ્પષ્ટ તરી આવતો. એની દૃષ્ટિ પડતાં વાર જ સર્વ દર્શકગણ એના પ્રભાવ વશ બની ગયા અને એની આત્મશ્રદ્ધાની પ્રતીતિ થઇ ગઇ. એ વ્યક્તિત્વ યુક્ત પુરૂષ હતો. તેણે શીઘ્રતાથી એ પદ પ્રાપ્ત કરી લીધું. પરંતુ સુમધુર સ્વરાવલી

અને કંઠ પર અજબ કાબુ ધરાવનાર કિન્તુ વ્યક્તિત્વની ઊણપવાળા પ્રથમ ગાયકને નિષ્ફળતા મળતાં, નિરાશ થઇ સખેદ પાછું જવું પડયું. કહેવાનું તાત્પર્ય એ છે કે, "ત્રુટિપૂર્ણ વ્યક્તિત્વ પ્રત્યેક પ્રસંગે, પ્રત્યેક સ્થાન પર હાનિકારક પરિણામ નીપજાવવામાં કારણભૂત બને છે."

સભા-સોસાયટીઓના મંચ પર એક દુબળો, પાતળો all length of no breadth વાળો, અને અતિ મંદ અવાજ વાળો વ્યાખ્યાતા ઘણી વખત શ્રોતાઓને રસ ભીંજયા કરી નાંખી, વશીકરણ જાદુ ફેલાવે છે, એવા વિજયી વ્યાખ્યાનકારો–**શ્રીમતી એલન** કહે છે તેમ–વ્યવહારમાં અનેક સ્થળે જોવા સાંભળવામાં આવે છે. જ્યારે ખૂબ શોરબકોર કરી નવ નવિન નુસખા અજમાવતા જોરસોરથી બૂમો પાડતા ઘણાય વક્તાઓને ધારી સફળતા મળી શકતી નથી. ઘણા, વકીલોનો ચહેરો જોઇને જ ન્યાયાધીશ એના પ્રભાવની અસરમાં અંજાઇ જાય છે અને એ વકીલના પક્ષમાં ફેંસલો આપવા એનું મન ખેંચાય છે. પરંતુ બીજા વકીલો કાયદાના પુસ્તકોના આધાર પર આધાર રજુ કરી, સ્વપક્ષનું સમર્થન કરતાં અને પ્રતિપક્ષને ખોટો સાબિત કરવા બુમો પાડી પાડીને થાકે છે પણ ન્યાયાધિશ પર એ વ્યક્તિત્વહીન વકીલની વિસ્તૃત વકીલાતનો કોઇ પ્રભાવ નહિ પડતાં, તે તેના વક્તવ્યથી કંટાળી એની વિરૂદ્ધમાં ઠરાવ લખવા પ્રેરાય છે. પ્રત્યેક સ્થાન પર પ્રભાવશાળી તથા વ્યક્તિત્વ યુક્ત પુરૂષો અને સ્ત્રીઓને સફળતા સહજમાં સાંપડે છે.

કેટલાય મનુષ્યો મહાનુભાવ પ્રતિષ્ઠિત સજ્જનોના સમુદાય સમક્ષ ગતિ કરતાં જ ગભરાઇ જાય છે, પોતાથી ઉંચી પાયરી કે પદવીના સ્ત્રીપુરૂષો સાથે વાતચીત કરતાં કે પોતાને કહેવાનો ટુંકો સંદેશો પણ કથન કરતાં તેઓ ક્ષોભ અનુભવે છે. ઘેરથી સંપૂર્ણ વિચાર કરીને આવેલો મનુષ્ય બીજાઓને આગે ઉભા રહીને પણ યોગ્ય પ્રકારે નિવેદન નથી કરી શકતો. કારણ એટલું જ હોય છે કે પેલા પ્રભાવશાળી સ્ત્રી પુરૂષ કે સમુદાયના વ્યક્તિત્વના પ્રભાવ આગળ તેમની પાસે આવનાર લોક દબાઇ જાય છે. અમુક સ્ત્રી કે પુરૂષના રુવાબ અને પ્રભાવ સજડ છે, એમ કહેવામાં કે સાંભળવામાં તેમનું વ્યક્તિત્વ જ જવાબદાર છે. ધન, સંપત્તિ, સત્તા, ઉપાધિ, કુળગૌરવ, યશ-પ્રસિદ્ધિ અને એવી અનેક વસ્તુઓનું મૂલ્ય વ્યક્તિત્વ સમાન ઉચ્ચ નથી. વ્યક્તિત્વ એ સર્વથી સર્વોપરી સત્તા છે. મધ્ય યુગમાં લક્ષ્મીનંદનોને શક્તિ સંપન્ન તરીકે જનતા સમજતી હતી. વાસ્તવિક રીતે સૌ કોઇ ધન અને ધનિકને જ સર્વનું કેન્દ્ર ગણતાં. પરંતુ વખતના વહેણ વળતાં, એક સમય એવો આવ્યો કે જ્યારે લોકો ધનને વિશેષ સન્માન તથા મહત્વની વસ્તુ માનતા અટકી ગયા, અને એક સાધારણ-સામાન્ય તુચ્છ વસ્તુ તરીકે તેઓ તેને સમજવા લાગ્યા. પછી વિદ્વતાની પૂજાનો વખત આવ્યો. જે મનુષ્ય બીજાઓ વિષે તથા બીજી વસ્તુઓના વિષયમાં વિશેષ જ્ઞાન ધરાવતો તેને જનતા ધનવાન કરતાંય અધિક બલવાન સમજવા લાગી. **ધનવાન् माण्यते**ને બદલે થોડો કાળ **विद्वान् सर्वत्र पूज्यते**નો પ્રચાર વધી પડયો. knowledge is power જ્ઞાન-વિદ્યા મહાશક્તિ સ્વરૂપા બની. હાલ થોડા સમયથી જ્ઞાન-બલનું સ્થાન વાસ્તવિક શિક્ષણે લીધું છે. અલબત્ત જે સજ્જન સુશિક્ષિત છે–કોલેજની કેળવણીની કલાને વરેલ છે, ડીગ્રી-ઉપાધિયુક્ત છે, વિદ્યાલયના વિશિષ્ટ ચિહ્ન રૂપ વસ્ત્રાલંકારથી વિભૂષિત છે તે અવશ્ય સન્માનને યોગ્ય છે. પણ આ સર્વ કાંઇ હોવા છતાંય સંભવ છે કે તે પદવીધર શિક્ષણના વાસ્તવિક

અર્થમાં સુશિક્ષિત ન પણ હોય. 'તે ભણ્યો પણ ગણ્યો નહિ' એવું આપણે અનેકવાર સાંભળીએ છીએ. કારણ કે વિદ્વત્તાપ્રાપ્તિ અને અસંખ્ય પરીક્ષા પસાર કરવાનો અર્થ કાંઇ સદા સુશિક્ષણ કે સુસંસ્કાર નથી હોતો પરંતુ વ્યક્તિત્વના સામર્થ્ય આગળ હવે તો જ્ઞાનબલ પણ ઝાંખુ પડતું જાય છે. હવે તો વ્યક્તિત્વ-યુક્ત સ્ત્રી કે પુરૂષ સંસારમાં મહાન શક્તિશાલી ગણાય છે. હજુ તો આ યુગમાં એનો આરંભ માત્ર છે, ઉગતું પ્રભાત છે. જે સ્ત્રીપુરૂષો પોતાના સાથીઓને સમાજને, સમસ્ત સંસારને ઉપયોગી જીવન જીવવા માગે છે, જે લોકો ભવિષ્યમાં મહાન પ્રેમોજ્જવલ પ્રભાવશાળી અને પ્રતિષ્ઠિત પદવી પર સ્થિર થવા આકાંક્ષા રાખે છે, તેમણે પોતાના વ્યક્તિત્વને દૃઢ કરવાનો, વ્યક્તિત્વને-શુદ્ધ ચારિત્ર્યને ઘડવાનો અટલ નિશ્ચય કરી લેવો જોઇએ.

વ્યક્તિત્વની અદ્‌ભૂત શક્તિ બજારમાં વેચાતી મળતી નથી. એ કોઈ દાનવીર પાસેથી દાનમાં લઈ શકાય એમ નથી. અરે ! એનો દાતા જ કોણ હોઇ શકે ? એ તો દરેક માણસ પોતાના પ્રયત્નથી સમાનરૂપથી પ્રાપ્ત કરી શકવા તૈયાર થઈ શકે છે. વ્યક્તિત્વ-વ્યવહારમાં બીજી વસ્તુઓમાં જોઇએ છીએ એમ-અમલદારો કે મોટા લાગવગવાળા ધનિકોનો માત્ર અધિકાર નથી. એ કોઇને પિતાના વારસામાં-વીલદ્વારા વગર શ્રમે મળી શકે એમ પણ નથી. વ્યક્તિત્વ કોઇને કરારથી કે પટાથી લખી આપવામાં આવતું નથી. એમ હોત તો આજે વ્યક્તિત્વયુક્ત સ્ત્રીપુરુષોની દૃઢ જામી હોત અને વ્યક્તિત્વરૂપી હિરાની કીંમત પણ કોડીની થઈ ગઇ હોત. જો કોઇ એક વ્યક્તિમાં તુલનાની દૃષ્ટિએ જોતાં, બીજી વ્યક્તિ કરતાં વ્યક્તિત્વ અધિક પ્રકારથી વિલસતું નિહાળવામાં આવે તો એનો અર્થ **શ્રીમતી એલન** કહે છે કે-એ સમજવો કે એણે પૂર્વ જન્મમાં નિજ વ્યક્તિત્વની પ્રાપ્તિ માટે અધિક પ્રયત્ન કર્યો હોવો જોઇએ. જે મનુષ્ય વ્યક્તિત્વ મેળવી ચૂકયો છે તેના પર સઘળાનો એક સરખો અધિકાર છે. જે બાળકના માતાપિતા વ્યક્તિત્વનું મૂલ્ય અને મહત્વ સારી પેઠે સમજે છે, અને પોતાના બાળકના વ્યક્તિત્વના વિકાસ પર તેની બાલ્યાવસ્થાથી જ સમુચિત લક્ષ્ય આપે છે અને બાળકનું અમૂલ્ય વ્યક્તિત્વ પ્રકટ થતા પહેલાં જ વિનાશના પંથે ન વળે તેની પૂરતી સંભાળ તે રાખે છે, તે બાળકનો જન્મ ધન્ય છે.

જે મનુષ્યોને પોતાના બાલ્યકાળમાં વ્યક્તિત્વ પ્રાપ્તિ અને તેના વિકાસ માટે તક મળી ન હોય અને એમની લગભગ અર્ધી યુવાવસ્થા પણ કથળી ગઇ હોય, તો તેમણે ખેદ કરવાની જરૂર નથી. વ્યક્તિત્વ પ્રાપ્ત કરવાની પળો વહી ગઇ, પોતે મોડા પડયા અને હવે કાંઇ બની શકે તેમ નથી-એવી ખોટી સમજથી ભીરૂ બનવાની કાંઇ જરૂર નથી. વ્યક્તિત્વના મહાપ્રચંડ પ્રકાશ વિના પોતાના જીવનક્ષેત્રમાં અનેક સ્ત્રીપુરૂષો અંધારામાં અટવાઇ પાછળ પડી ગયા છે, અને ઘણા તો સંસારની રંગભૂમિ પર પોતાનો પાઠ પૂર્ણતાથી ન ભજવી શકતાં, તેમના મનોરથો વિફલ થયા છે. પણ આમ નિરાશા અને નિરુત્સાહ ધારણ કરવાથી કાંઈ ન વળે. જો તમે વ્યક્તિત્વના ધ્યેયને પ્રાપ્ત કરવાની તીવ્ર આકાંક્ષા કરશો તો અવસ્ય તમે તેજ ફલને પ્રાપ્ત કરી શકશો. 'Where there is a will, there is a way' તમારા જીવનનો હજુ અજીર્ણ રહેલો-જેટલો હોય તેટલો અન્તિમ ભાગ તમે સુન્દર રીતે, દૃઢ અને સજીવન કરી શકો છો. અત્યાર સુધી, જીંદગીના પૂર્વકાળમાં તમે જે મહાન જીવન શક્તિથી

વંચિત રહ્યા, જેના અભાવથી તમે જ્યાં ત્યાં અસફલતા પ્રાપ્ત કરી જેના વિના, જીવનપંથ પર અન્ય અનેક સ્ત્રી-પુરૂષોને તમારાથી પુનરૂત્થાન કરતા જોતાં રહી તમે સહુથી પાછળ રહી ગયા, જેના નિરાસે તમે નિરાશ બની તમારી મનોવાંછિત મુરાદો બર ન લાવી શક્યા, અને બીજાઓ તમારી સમક્ષ એ સિદ્ધિઓ મેળવી શક્યા, એ વ્યક્તિત્વને—જે અત્યાર સુધી અલ્પ યા ત્રુટિપૂર્ણ હોવાથી તમે અનેક આપત્તિઓના ભોગ થઈ પડયા, તે અમૂલ્ય વસ્તુને પ્રાપ્ત કરવા આજથી જ તમે દૃઢ નિશ્ચય અને સતત પ્રયત્ન કરો એ તમારે માટે ઉચિત અને અતિ ઉપયોગી છે.

જ્યારે આ વિચારો આવે છે કે માનવ-જીવન કાંઈ સાઠ સીત્તેર વર્ષોથી મર્યાદિત નથી, અને જીવન અનેક જીવન શ્રેણીઓમાંનું એક છે, વળી જ્યાં પ્રાચીન જીવન સમાપ્ત થાય છે ત્યાંથી નવીન જીવનની શરૂઆત થાય છે—ત્યારે અમને એ જ્ઞાનથી આનંદ થાય છે કે અમે અમારા જીવન પંથના અંતિમ છેડા પર આવી પહોંચ્યા છીએ, વૃદ્ધાવસ્થાને વશ થઇ ચૂકયા છીએ, છતાં પણ અમે અમારા વ્યક્તિત્વ પ્રાપ્તિ માટેના પ્રયત્નોથી મુક્ત થતા નથી. કારણ કે જેને માટે આ જીવનભર અમારું હૃદય તલસી રહ્યું પરંતુ પ્રાપ્ત કરી શકયું નહિ, વ્યક્તિત્વના વિકાસ માટે અધિક અવસરો સહિત અમે નુતન જીવનમાં પ્રવેશ કરવા ભાગ્યશાળી બની રહીશું.

* શ્રીમતી લિલી એલ. એલનના 'Personality' નામના પુસ્તક આધારે આ નિબંધ તૈયાર કરવામાં આવ્યો છે.

## ભારતીપૂજન

:: પૃથ્વી ::

અનંત નભગંગ માલ, કુસુમાકરો તારલા,
મહા ગગન એ લઇ સુમન થાળ ચર્ણે ધર્યાં.
ક્ષિતિજ તલ ધુમ્મસો ધૂપ સુગંધ કલ્પી કર્યાં,
ઉડે શુભ ગુલાલ કંકુ પ્રતિદિન સંધ્યા ઉષા,
અણુ સુભગ ઉત્સવો, વળી ઉજાણીએ રંગની.
અખન્ડ દીપ સૂર્ય ચંદ્ર, શુભ આરતિ હૈં કરી,
મહા કવિજનો રીઝયા, હૃદયથી કવિતા કવી,
અહો ? જીવન સિંચિયાં ?
મૂરતિ દિવ્ય આ પૂજવા,

જરા હૃદય આ ચહે; ( નહિજ કિન્તુએ દિવ્યતા ? )
ખરે નહિજ આરતિ, તવ શરીર હાં શૃંખલા,
ઉમંગ ન ઉરે હવે, રુદન અશ્રુ આંખે અહાં.
પહેલી બસ તોડવી તવ શરીરથી શૃંખલા—
મને ઘટતી એ પૂજા, ચરણમાં ધરું ફૂલડાં,
અરે કવિત અલ્પ હૈં હૃદયથી સૂર્યાં આંસુડાં.

શ્રી. રમણલાલ મ. જોષી

# અંતર્દેવતા



લેખિકા :
કુ. બિન્દુ આચાર્ય

આજે સર્વત્ર શોક વ્યાપી રહ્યો છે. તવારીખની મહાન સ્મૃતિઓ ભૂંસાઇ ગઇ છે. સંસ્કૃતિની પુરાણી મર્યાદાઓ વિલુપ્ત થઇ ગઇ છે. ચોમેર નર્યું પશુપણું નજરે પડે છે; અને પાશવ વૃત્તિ હસતી હસતી માણસનો સમૂળો નાશ કરી એમાં આનંદ પામતી હોય એમ લાગે છે. માણસનાં હૈયાંના ઉંડાણમાંથી સાદ સંભળાય છે કે એમ કેમ ? ક્રોધને લીધે તે આ પ્રલયકાળની આંધીમાં કૃપાળુ પરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારવા ના પાડે છે.

એવી શંકા કરનારાઓને હું પૂછું છું કે જો સૃષ્ટિના મૂળમાં સત્ ન હોય તો આપણે કાલાન્તરે થતા ઉલ્કાપાત સમયે શા માટે અસહ્ય દુઃખ સહન કરીએ ? જીવનનું નૈસર્ગિક સત્ય તંદુરસ્તી છે એ વાત સાબીત કરનાર રોગની પીડા છે. પીડા એટલે જીવનનો સ્વીકાર કરવાની ના અને તંદુરસ્તી એટલે હા. આ વાત કબુલ કરી શરીર છેવટ સુધી ટકી રહેવા જબરો પ્રયત્ન કરે છે. જો રોગે આપણને દુઃખ ન દીધું હોત તો તો જીંદગીએ આપણને દગો દીધો એમ કહેવાય.

અત્યારે તો જગત્ પર ભયંકર યુદ્ધ સળગી ઉઠ્યું છે, વિશ્વમાંનું અપમાનિત સત્ એને માટે જવાબદાર છે. વર્ષો સુધી આ અપમાન સત્તાના આશ્રય નીચે જમા થતું ગયું, લોભ વધતો ગયો; જુલમગાર સત્તાધીશોએ સાબીત કર્યું કે પરમેશ્વર અમારા પક્ષમાં છે પણ પછી તો એની સામે વિરોધ થયો, શાંતિ ગઇ, લોકોએ શસ્ત્રો ધારણ કર્યાં. તોપના ગોળા રાતા ઘૂમટાની જેમ વધારે ને વધારે લાલ બનતા ગયા. જોહુકમી રાજ્ય વ્યવસ્થા સામે લડવા માટે સમસ્ત મનુષ્ય જાતિએ રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું; યુદ્ધ તો થોડો વખત થંભ્યું પણ હજુ શાંતિને વાર હતી. ઇતિહાસના ઉંડાણમાં ગડગડાટ કરતા ભૂકંપે જાહેર કર્યું કે હવે નવી આફત આવે છે. લોકવ્યવહાર દિવસે દિવસે અશક્ય બનતો ગયો. લોકો સંસ્કારી જીવન જીવવું ભૂલી જઇ જંગલી બનતા ગયાં. 'અસત્'નાં ભયાવહ ચિહ્નો ઢાંક્યાં ઢંકાતાં નથી; એથી સાબીત થાય છે કે માણસના ઇતિહાસ સાથે સંકળાયેલું 'સત્' હંમેશાં જાગૃત છે. સમાજ તેમજ શારીરિક રચના એ બન્ને સ્વતંત્ર જાળવી રાખવા માટે હંમેશાં પ્રયત્ન કરે છે એ સ્વરક્ષણના સિદ્ધાંતને અનુસાર મનુષ્યનું મનુષ્યત્વ જળવાઇ રહે છે, અને મનુષ્યને "હું છું" એ ભાન થાય છે. દુઃખ અને મરણ આ સિદ્ધાંતના ઉલ્લંઘનને આભારી છે. જગતના ઇતિહાસમાં ઘણા લોકોની પડતી થઇ છે; તેનું કારણ તેમની અક્ષમ્ય અશક્તિ અથવા તો પાપમય સત્તાનો શોખ છે એમ કહી શકાય.

આપણાં પુરાણોમાં વર્ણવેલો ઇશ્વર કંઇ ફક્ત કરૂણાસાગર જ નથી કે બાળકની જેમ આપણે એની પાસે જઇ મુક્તિ માગીએ. એ તો રૂદ્ર (ભયંકર) છે.

**रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम्।**

એ રૂદ્ર છે છતાં સત્ય, અભય અને વિશુદ્ધિનું સદા રક્ષણ કરે છે તેમજ મનુષ્યની અજેય શક્તિની પ્રતીતિ કરાવતી દરેક વસ્તુ એના આશ્રય નીચે છે. પરવશતા અને નિર્બળતા રૂદ્ર કદી માફ કરતો નથી.

આપણી મોટામાં મોટી પ્રાર્થના શું છે?

"અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા.
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા.
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા."

આ કંઈ નિર્માલ્ય માણસોની પ્રાર્થના નથી પણ આ તો મનુષ્ય માટે નિર્માણ થયેલા આનંદાત્મક અંતને લીધે પડેલો પડકાર છે, એ પડકાર પુકારે છે કે "સંકટ અને શ્રમ વેઠીને તું સિદ્ધિ મેળવ." એ માણસનાં હૃદયમાંથી જ રૂદ્રની પ્રેરણા મેળવે છે અને તેને સત્યને કઠિન માર્ગે ચઢાવે છે.

આપણું સાહિત્ય ઈશ્વરને ઉતારી પાડે છે અને વધારામાં 'એ છેજ નહિ' એમ કહી એને ટપકો આપવા મંડી પડે છે ત્યારે મને :આશ્ચર્યની સાથે શરમ આવે છે. 'ઇશ્વર નથી' એમ કહેવાનું કારણ ફક્ત એટલું જ કે કાં તો એકાદ માણસને પોતાને દુઃખ થયું હોય અથવા તો એણે બીજાંને દુઃખી થતાં જોયાં હોય. આપણે પુરાણોના પુરાણો સંદેશો ભૂલી જઇએ છીએ—એ સંદેશો શો છે?

**વરેણ્ય ભર્ગો દેવસ્ય ધીમહિ ।** પૂજ્ય પ્રભુની શક્તિનું અમે ચિંતન કરીએ છીએ—**ધિયો યો નઃ પ્રચોદયાત્ ।** એ કયો પ્રભુ? જેણે આપણને વિચાર કરવાની શક્તિ આપી છે એ. કોઈ ઠેકાણે કંઇ એવું નથી કહેવામાં આવ્યું કે ઈશ્વર અશક્તોને પોષે છે. એ તો આપણને બુદ્ધિ આપે છે એટલે કે આપણે પોતાના પર જ આધાર રાખવાનો છે. આંસુ સાથે એને શરણે જવાની આપણને એ ચોકખી ના પાડે છે. એને (ઈશ્વરને) મારૂં મસ્તક નમે છે કેમકે આ આપણને આપણું કામ પોતાની મેળે કરવા દે છે અને હંમેશાં આપણે માટે ચિંતાતુર રહેતી માતાની જેમ પોતે પાસે ને પાસે નથી રહેતો. એણે મને સ્વમાન સાથે મનુષ્યત્વ આપ્યું છે. બધી જવાબદારી મારે હાથ રહેવા દીધી છે. નમાલાને એ હાથવડે દોરતો નથી; એ તો એને મૃત્યુનો અનુભવ કરાવી પોતે બહાદુર બની જીવન જીવી શકે એવો શક્તિમાન બનાવે છે. અને એને લીધે જ એક કોયડો ઉપસ્થિત થાય છેઃ—જેઓ ઈશ્વરમાં માનતા નથી તેઓ પણ શ્રદ્ધાથી મેળવાતું ફળ મેળવી શકે છે એટલે કે બુદ્ધિનો ઉપયોગ કરી યથાર્થ જ્ઞાન મેળવે છે. જે લોકો રોગ, દુઃખ, અજ્ઞાન, અશક્તિ વગેરે ટાળવા માટે સીધા પ્રભુને દ્વાર નથી જતા તેઓ પણ સિદ્ધિ મેળવે છે. કેમકે તેઓ એને સરસ્વતી કે ગણેશ ન કલ્પતાં બુદ્ધિપ્રદ દેવતા કલ્પે છે, એને બરાબર ઓળખે અને મોક્ષને માર્ગે એની મૈત્રી સાધે છે. હજુ કેન્સર મટાડવાની શોધ નથી થઇ પણ મનુષ્યો-એ અંતરમાં ઉંડે ઉંડે વસતી બુદ્ધિનો ઉપયોગ કરી ઇશ્વર સાથે ઐક્ય સાધ્યું છે. પોતાના પ્રકાશિત હૃદયમાં તેઓ એનું ધ્યાન ધરે છે. જાદુઇ શબ્દો કે ગુપ્ત ઔષધો પર આધાર રાખી એમણે પોતાના મનુષ્યત્વનું અપમાન કર્યું નથી; તેઓના જ દૃઢ નિશ્ચયને લીધે રોગનું નિવારણ થશે. પણ જરા બીજી બાજુએ તો નજર કરો? કેટલું દુઃખ અને શી ફરિયાદ! મગરૂર મનુષ્યો 'ઈશ્વર નથી' નો પોકાર કરી રહ્યાં છે! કોણે એમને ઈશ્વરને માન્ય કરવા ( reconise ) કહ્યું છે? અને એ લોકો એમ કહેશે કે ઈશ્વર નથી તેથી કંઇ ઈશ્વરની મોટપમાં ઉણપ નહિ આવે. મૂર્તિરૂપે કે અમુક નામે એને સ્વીકારવાની ના કહેનારાઓને એ શિક્ષા નથી કરતો. પરંતુ જેઓ પોતાની જ બુદ્ધિનો સ્વીકાર કરવા ના પાડી, તેનો ઉદ્દેશ પાર પાડતા નથી તેઓ જ એની દૃષ્ટિએ શિક્ષાને પાત્ર છે.

પ્રભુએ વગર માગે જ પશુપક્ષીઓ પોશાક આપ્યો છે. જ્યારે નગ્નાવસ્થા

જન્મેલ માણસને એણે બુદ્ધિ આપી છે– **धियो यो नः प्रचोदयात्** । કપડાં ન મળે તો તે વખતે આપણે જરૂર આ યાદ રાખવું જોઇએ. બીજાં એકકે પ્રાણીઓ મનુષ્ય જેટલું દુઃખ સહન કરતાં નથી. પરંતુ એ દુઃખ મારફત જ આપણને ( મનુષ્યને ) એ બુદ્ધિ આપનાર ઇશ્વર બોલાવે છે. આપણાંમાંથી કોઇ એકને આ આમંત્રણ નથી એ તો આખી મનુષ્ય જાતને છે. એનો સ્વીકાર ન કરતાં જેઓ મંદિરની મૂર્તિઓ અને ધર્મગુરૂઓનો આશ્રય લે છે તે પોતાનાં અંતરનાં દૈવતને કલંક લગાડી અંતે નિરાશામાં જ મૃત્યુ પામે છે.

' બુદ્ધિ ' ફક્ત જ્ઞાનના જ અર્થમાં ન વપરાતાં એની ઉજળામાં ઉજળી બીજી બાજુ પણ છે-બુદ્ધિ સત્ માટેની ઇચ્છા તરીકે પણ ધટાવી શકાય. **स नो बुद्धया शुभया संयुनक्तु** । સદિચ્છાદ્વારા એ અને અમે એક બનીએ. મનુષ્યે કરેલો જ્ઞાનનો દુરુપયોગ દુઃખપ્રદ થઇ પડે છે. નીતિની દૃષ્ટિએ આપણે ધર્મ બજાવવાની લાગણીમાં કરેલુ પરિવર્તન પણ બુરાં પરિણામ લાવે છે. લાગણીને વશ થઇ આપણે આપણને ફબુદ્ધિ આપનાર– **धियो यो नः प्रचोदयात्**-નું અપમાન કરીએ છીએ અને એનું પરિણામ ઘણું ભયંકર આવે છે. આ ઉત્પાતનાં ભયંકર ચિન્હો આપણને ચારે બાજુએ દેખાઇ રહ્યાં છે. પોતાના વિપક્ષીઓને દુર્જન કહી નીંદનારા અને પોતે સાધુ છે એમ કહેનારાઓ પણ છુટી જઇ શકશે નહિ. અમુક રીતે દલીલ કરવાની કુશળતાને લીધે કંઇ એમના પર દયા નહિ વરસે. **महाभयं वज्रमुद्यतम्** । વજ્ર ધારણ કરીને મહાભય તો અહિં ઝઝુમે છે.

લોભને વશ થઇ કેટલાકે ક્ષણિક વિજય મેળવ્યો છે; અને નર્યા સ્વાર્થને લીધે પોતાના જ દૈવતની અવગણના કરી છે. science ની મદદથી પોતે સાધનોથી સુરક્ષિત છે એમ સમજી અન્યાય તથા જુલમ વર્તાવ્યાં છે પણું ધીમે ધીમે તેઓ દૈવતથી વિમુખ બનતા જાય છે.

આપણા દેશબંધુઓ અસહાય બની ' ઇશ્વર અમારાં આંસુ લોહી જતો નથી ' એમ કહી વિલાપ કરે છે તેમને હું ઉપનિષદ્‌નો આ સંદેશો કહીશઃ–**अथ योऽन्यां देवतामुपास्ते. अन्योऽसौ, अन्योऽहं न स वेद, यथा पशुरेव देवानाम्** । પોતે ને દેવ જુદાં જુદાં છે એમ માની જ બહારના દેવની કૃપા માગે છે એ દેવોનાં પશુ જેવો છે. કોઇ પણ દેશમાં, કોઈ પણ ધર્મ પુસ્તકે માણસના વતી આવા સમર્થ શબ્દો ઉચ્ચાર્યા નથી; છતાં જોવાનું તો એ છે કે બીજા કોઈ દેશમાં નહિ પણ આપણા જ દેશમાં એ વચનોનો ભંગ થયો છે.

શરૂઆતમાં માણસ પશુ જેવો હતો. તેને જરૂરીઆતો હતી, અજ્ઞાન તથા ભયથી એ ઘેરાયેલો રહેતો. જો એમજ એનું ખરેખરું અસ્તિત્વ હોત તો તો એ સ્થિતિ કાયમ માટે જ રહેત. પણ એ સ્થિતિમાંથી માણસને કોણે ઉંચે ચઢાવ્યો છે ? કોઈ બહારના દેવે ? મનુષ્યથી પર એવી કોઈ શક્તિએ, બલિના લોહીથી કંટાળી માણસને વરદાન આપ્યું છે ? કે દીન વાક્યો ઉચ્ચારી કરેલી ખુશામતના બદલામાં કોઇ દેવે માણસને બક્ષીસ આપી છે ? ના. ના. માણસ કંઇ દેવોનો પશુ નથી. માણસ અને તેનામાં રહેલો દૈવી અંશ-એને લીધે જ્ઞાન, સાયન્સ, સમાજ તથા સંસ્કૃતિની ઉત્પત્તિ થઇ અને ધીમે ધીમે એ દૈવી અંશે પોતાની તેજોમય અસ્મિતા બતાવી આપી. એ કંઇ ઓછી યાતનાનું પરિણામ નથી. બહાદુર માણસે પાશવવૃત્તિને દબાવી અને સાથે સાથે પોતાનું

દેવત્વ શોધી કહાડ્યું. બહાદુર પૂર્વજો નીડરપણે સતત પ્રયત્ન કરી આ શોધને આગળ વધારી રહ્યા છે. આપણો પ્રયત્ન નિષ્ફળ બને અને આપણો પરાજય થાય ત્યાં આપણેજ સહન કરવું જોઇએ. આપણાં પોતાનાં દેવત્વનું અપમાન કરીને પછી દયા માગવાની ધૃષ્ટતા આપણે ન કરવી જોઇએ અને ઈશ્વર નથી એવું ન કહેવું જોઇએ. જો ઈશ્વર ન હોય તો એમાં દોષ કોનો છે? બાયલો માણસ જડ જેવો બની પોતાની જ અસ્મિતા સ્વીકારવા ના પાડે છે અને પછી કોઇ ગુરુને શરણે જઇ કે ધર્મગુરુઓને લાંચ આપી તેની શક્તિનાં કાન ફાટી જાય એવે મોટે અવાજે વખાણ કરે છે; અને તેથી જ હું કહું છું કે બૃહદારણ્યકનો સંદેશો આ ભૂલતા **अथ योऽन्यां देवतामुपास्ते ऽन्योऽसौ, अन्योऽहं न स वेद. यथा पशुरेव देवानाम्।**

આપણે ભૂલવું ન જોઇએ કે **युक्तात्मानः सर्वं मेवाविशन्ति ।** માણસ પોતાની જ શક્તિ વડે સર્વત્ર પ્રવેશ કરે–તારાટીપકી જડેલાં નભમંડળથી તે મનુષ્યનાં હૃદયની ઝીણામાં ઝીણી ચમત્કૃતિ સુધી. **तं हि देवमात्मबुद्धिप्रदाहम्।** તેના જ બુદ્ધિશાળી મનમાં એ દેવતા વ્યકત થાય છે અને એની જ મારફત પ્રત્યક્ષ થાય છે. **ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम्।** જે પુરૂષમાંના બ્રહ્મને ઓળખે છે તેજ પરમ પ્રભુને ઓળખે **तं वेद्यं पुरुषं वेद।** આપણે પ્રભુને આત્મામાં સંતાડી અને પછી કહીએ છીએ કે બ્હાર પ્રભુ નથી, આ કંઇ ઓછું અપમાન છે!

ઐહિક વિવિધ જાતનાં દુઃખો પર બહુ ધ્યાન ન આપવું જોઇએ. એ દુઃખનાં કારણ બાહ્ય હોય છે. એ દુઃખ કાં તો કુદરતના કાયદા કે કાં તો માનસિક સિદ્ધાંતોને આભારી હોય છે: આપણે માણસને અગાધ શક્તિથી દુઃખને જીતતાં, અગ્નિપ્રવેશ જેવી ભયંકર કસોટીઓમાંથી પસાર થતાં અને હિંમતભેર આગળ વધતાં નીહાળ્યો છે; એ બધું શું છે? એની પાછળ રહેલી શક્તિ નથી તો શારીરિક કે નથી એ માનસિક; એ તો અંતરમાં રહેલા મનુષ્યનાં દેવસ્વરૂપની છે. પોતાની અંદરની મહત્તાને ઓળખી તથા સમજી માણસ આત્મબલિદાન કે દુઃખને સમયે શોક દર્શાવતો નથી. **यदा पश्यति अन्यमीशं, अस्य महिमानमिति वीतशोकः।** પોતાનામાં જ રહેલા પ્રભુને જેણે ઓળખ્યો છે એ ભય અને પીડાથી મુક્ત છે. એ કોની પાસે ફરીયાદ લઇ જઇ શકશે? કોને દોષ દઇ શકશે? જેણે અંતર્દૈવતાને ઓળખ્યો છે એ સહજ પણ વિચાર કર્યા વગર અને વળી ઘણી જ ખુશીથી પોતાનું સર્વસ્વ અર્પણ કરી શકે છે; પોતે સ્વાર્પણ કરી ઇતિહાસને સંપૂર્ણતાએ પહોંચાડે છે. જો કંઇ પણ ફરીઆદનું કારણ હોય તો એ જાતે જ દૂર કરવાનું હોય છે. એવું નથી બનતું કે એ અણનમ વીર પુરુષો કદી પરાજય પામતા જ નથી પણ એમની વિજયપતાકા તો એમના પરાજયથી ઉંચી ઉડે છે.

આપણે કૃતકૃત્ય છીએ. મનુષ્ય કૃતકૃત્ય છે. શા માટે? એટલા માટે નહિ કે આપણા પર કોઇ દેવ શાસન ચલાવે છે; પરંતુ એટલા માટે કે આપણો અંતર્દૈવતા આપણને વારંવાર દુઃખની ઓળખ કરાવે છે. મનુષ્ય ધન્ય ધન્ય છે. કેમકે એ દેવોનો પશુ નહિ પણ દેવસ્વરૂપ જ છે.*

---

* જાન્યુઆરી ૧૯૪૦ ના મોડર્ન રીવ્યુમાં આપેલા ટાગોરનાં 'The indwelling deity' પરથી સંક્ષિપ્ત.

# ડાહીબેનની ડાહી ડાહી વાતો

## દેશ દેશની વાતો

મૂળ લેખક : સર જહોન ફ્રાંકલીન
અનુવાદક : શ્રી. પદ્મમાવતી દેસાઇ

( ૧ )

ત્રિપુરા નામનું એક ન્હાનું ગામ છે. ત્યાં ડાહી બેન નામનાં એક બહેન રહે છે. એ સારૂં ભણેલાં છે. ભણેલાં કરતાં વધારે ગણેલાં છે, શહેરની શાળામાં શીખેલાં છે. એમણે ઘણું બધું આવડે છે તે કરતાંય વધારે સારૂં શીખવાડે છે.

બાળકો એમને વહાલાં છે. બાળકોને એ વહાલાં છે. એમના ઘરમાં બાળકો ભેગાં થાય છે. ઘરમાં રોજ બાળકોની નિશાળ ગોઠવાય છે.

એ બાળકોને સીલેટ આપે છે, પેન આપે છે. પોથી આપે છે, પેન્સીલ આપે છે. નાનાં નાનાં રમકડાં આપે છે, સારાં સારાં ચિત્રો આપે છે.

એ પોતે રમે છે ને બાળકોને રમાડે છે દોડે છે ને દોડાવે છે. કુદે છે ને કુદાવે છે. બાળકો થાકે ત્યારે એમને સુવાડી દે છે. ભુખ્યા થાય ત્યારે ખવડાવે છે.

બાળકોને એ બહુ ગમે છે.

બાળકોને એ વાતો કહે છે. બાળકો ધ્યાનથી સાંભળે છે.

સોમવારે ડાહીબેન એક વાત કહે છે.
મંગળવારે એ વાત બાળકો ડાહીબેનને કહે છે.
બુધવારે ડાહીબેન એ વાત ફરીથી કહે છે.
ગુરૂવારે ડાહીબેન વાત લખે છે.
શુક્રવારે બાળકો વાત વાંચે છે.
શનિવારે બાળકો વાત લખે છે.
બાળકોને વાત મોઢે થાય છે ને મઝાહ પડે છે.

( ૨ )

ડાહીબેન કોઇ દિવસ ઉંદર ને કબુતરની વાત કહે છે તો કોઇ દિવસ રાક્ષસ ને પરીઓની વાત કહે છે. માણસ અને દેવતાનીય વાત કહે છે.

પોતાનાં જેવાં બાળકોની વાતો બાળકો હોંસથી સાંભળે છે. ઘરડાંઓની ગમ્મતથી સાંભળે છે. શુરવીરોની સાંભળે ત્યારે તો ઉંચાં નીચાં થઇ જાય છે.

**ડાહીબેન દેશ દેશની વાતો કહે છે**

એક દિવસ એમણે વાર્તા કહી. દિવાલ ઉપર નકશો લટકાવ્યો. બાળકોને પૂછ્યું:

બાળકો દિશાઓની ત્હમને ખબર છે ?

મગન બોલ્યો:—" હા. પૂર્વ, પશ્ચિમ. ઉત્તર ને દક્ષિણ.

છગન કહે:—પણ એ દિશાઓ ક્યાં આવી તે એને ખબર નથી મ્હને ખબર છે કહું ?

ડાહીબેન:—કહે કહે.

અને એણે કહી.

નથ્થનઃ—પણ બહેન, નકશામાં દિશાઓ બતાવતાં મને જ આવડે છે. બતાવું ?

ડાહીબેનઃ—બતાવ.

અને એણે બતાવી.

ડાહીબેનઃ—આ ગોળ પૃથ્વીના ઉપરના ભાગને ઉત્તર ગોળાર્ધ કહેવાય ને દક્ષિણ ભાગને દક્ષિણ ગોળાર્ધ કહેવાય એ તો તમે જાણો છો પણ ત્યાં છેક ઉપર અને છેક નીચેના ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ કહેવાય એ ખબર છે ?"

બધાં કહેઃ—હા બેન.

ડાહીબેનઃ—ત્યાં શું હશે તે જાણો છો? "બરફ" પુરાતન બોલ્યો.

"પણ હે બેન આપણાથી ત્યાં જવાય કે નહિ ?"

ડાહીબેનઃ—જવાય શું કામ નહિ? પણ આપણને ટેવ નથી. આપણા લોકો પણ પહેલાં બહુ સાહસ કરતા હતા. એમ કહેવાય છે કે આપણા મૂળ મૂળ પૂર્વજો ત્યાં જ રહેતા.

હસમનઃ—હેં હેં ત્હમે શાથી જાણ્યું ?

ડાહીબેનઃ—"મ્હને ખબર છે. પણ આપણા લોકોને લખવાની ટેવ નહોતી. પોતાનાં કામો નોંધી રાખતા નહિ એટલે જાણવા મળતું નથી. પણ અંગ્રેજોની વાત જાણવાની મળે છે."

ચમનઃ—"હું મોટો થઈશ ત્યારે જઈશ."

ખુશમનઃ—"હવે ડાહ્યલા બેસને-બ્હેનને વાત કરવા દેને. બેન કહો. ત્યાં કેવી રીતે જવાતું હશે."

ડાહી બેન—"એક અંગ્રેજની વાત કહું ?"

બધાંઃ—"હા. હા."

ડાહીબેનઃ—એ ધ્રુવ પ્રદેશમાં ફરી આવ્યો છે એનું નામ જ્હોન ફ્રેંકલીન. બધાં છોકરાં નામ બોલી જાય છે.

છગનઃ—એનું ગામ કયું ?

ડાહી બહેન એને નકશામાં યુરોપખંડ બતાવે છે. યુરોપખંડમાં ગ્રેટબ્રીટન બતાવે છે. અને એમાં ઇંગ્લાંડ બતાવે છે અને એમાં નિશાની કરીને એક પરગણું બતાવે છે એનું નામ લીંકનશાયર. વળી એ પરગણામાં એક ગામ છે તેનું નામ સ્પીલ્સબી. એ ગામમાં ફ્રેંકલીનનો જન્મ થએલો.

મગનઃ—એની વરસગાંઠ ક્યારે ?

ડાહીબેનઃ—જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ પછી કયો મહિનો આવે છે વારૂ ?

નથ્થનઃ—એપ્રિલ.

ડાહીબેનઃ—ત્યારે એપ્રિલની ૧૬ મીએ એનો જન્મદિવસ છે. પણ બહુ વર્ષ થયાં હોં ! ઇ. સ. ૧૭૮૬ ના એપ્રિલ માસમાં એ જન્મેલો.

તનમનઃ—લગભગ દોઢસો ઉપર વર્ષ થયાં ?

સુમનઃ—એ ભણેલો હતો ?

ડાહીબેનઃ—હા. થોડું ઘણું-ભણવામાં એ બહુ હોંશિયાર ન હતો. કામ એને બહુ ગમતું હતું. સાહસનાં કામો તો ઘણાં કરતો. એ મરદ બચ્ચો હતો ને મરદાનગીના ખેલ ખેલતો.

પુરાતન—એણે નિશાળ ક્યારે છોડેલી.

ડાહીબેન—ચૌદ વર્ષ તો એણે માંડ કાઢ્યાં. જરા સમજણો થયો કે નોકરી શોધી કાઢી. ક્યાં જાણો છો ? એક વહાણ પર. એ વહાણનું નામ છે- પોલીફેમસ.

સુમનઃ—વહાણનાં એ નામો ?

ડાહીબેનઃ—હા.

તનમનઃ—એજ નામ હતું ?

ડાહીબેનઃ—કેમ? એ લોકોનો પહેલેથીજ સ્વભાવ છે, પોતાના કામોની ને અનુભવોની નોંધો રાખવાનો- એ ઉપરથી ઇતિહાસ તૈયાર કરવામાં આવે છે.

નથ્થનઃ—તો આપણે પણ રોજ નોંધ રાખવી ?

## આ અતિશય સુંદર સુગંધીદાર

# કોકોનટ હેરઑઇલથી

## તમારા વાળને સુશોભિત કરો

અમારી વાળને લગતી બનાવટોમાં કોકોનટ ઑઇલ શૅમ્પૂ, જય બનાવટો, લાઈમ્સ અને ગ્લીસરીન તેમજ બ્રીલીઅન્ટાઈનનો સમાવેશ થાય છે. લગભગ બધીજ મોટી દુકાને મળે છે. અને હંમેશાં નીચેને સ્થળે:—



**ટોમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ,**




પો૦ ઓ૦ બોક્ષ ૫૨૮, મુંબઈ.

ડાહીબેન--જરૂર-જુઓ-પછી પંદરમે વર્ષે તો એણે એક મ્હોટી લડાઈમાં ભાગ લીધો.

ત્યારપછી એ એક મહિનામાં એ ઓસ્ટ્રેલીઆ ગયો.

છગનઃ—એકલો ? શામાં ગયો ?

ડાહીબેનઃ—એ વહાણનું નામ વળી ઇન્વેસ્ટીગેટર હતું. અને એકલો તો નહિ એનો પિતરાઇ ભાઇ એની સાથે હતો અને બીજા પણ વહાણવટીઓ હતા. પણ હવે તો એ બહાદુર થવા આવ્યો હતો. એ વહાણ રસ્તામાં દરિયાના તોફાનને લીધે ભાંગી ગયું-તેથી એને થોડી ઘણી બ્હીક તો જરૂર લાગી હશે પણ નાસીપાસ થયેલો નહિ. સાથેના બધા એક પાટીઆને આધારે દરિયાના મોજા પર ઉછળતાને અફળાતા એક ખડક ઉપર પહોંચ્યા એટલે જીવથી તો બચ્યા પણ હેરાન બહુ થયા. ત્યાંથી એ ચીન ગયો.

મગનઃ—ત્યાં રહેવા ?

ડાહીબેનઃ—ના. ના. આવા બહાદુર છોકરા કોઈ ઠેકાણે પડી ન રહે. એને એક સોબતી મળ્યો, એ ઇગ્લાંડનો હતો. એનું નામ હતું નાથેનીયલ ડેન્સ. એ પણ મોટો દરિયો ખેડનાર હતો. એની સાથે એ ઇંગ્લાંડ પાછો આવ્યો.

સુમનઃ—હાશ-બીચારો ઘર ભેગો થયો.

દસમનઃ—ખોજ ભુલી ગયો હશે પાછા જવાનું-બાપરે દરિયામાં ડુબી ગયો હોત તો ?

ડાહીબેન—એને એવી બ્હીક નહતી. ડુબાય તો ડુબાય. વહેલું મોડું મરવું તો છે તો પછી પરાક્રમ કરીને કેમ ન મરવું એમ એ માનતો હતો. તે વખતે દરિયામાં ઘણી લડાઇઓ લડાતી. એમાં એ જવા લાગ્યો અને ઘણું પરાક્રમ બતાવવા માંડ્યું. ધીમે ધીમે એ નિડર, સાહસિક ને જબરો લડવૈયો પણ બન્યો.

તનમનઃ—એ વહાણોમાં જતો તે યુદ્ધ માટે કે રસ્તાઓ શોધવા સારૂ ?

ડાહીબેનઃ—બન્ને માટે-બન્ને તે નિમિત્તે એને જીવન મરણના જંગ ખેલવા ગમતા. એક વખત એવું બન્યું કે ઇંગ્લાંડની સરકારે ૨૦૦૦૦) પાઉન્ડનું ઇનામ જાહેર કર્યું.

ખુશમનઃ—હેં હેં શું બોલ્યા ? વીસ હજાર પાઉંડ ? કેટલા બધા રૂપિયા ! કોને આપી દેવાના-એટલા બધા રૂપિયા ?

ડાહીબેન—ઉત્તર ધ્રુવનો પ્રદેશ છે ને-જ્યાં બધો બરફ બરફ જ રહે છે. દરિયો પણ માઇલો સુધી બરફથી ઢંકાયલો. એ રસ્તે થઇને એશિયા તરફ આવવાનું એ રીતે જે કોઇ એશિયાની વાયવ્ય દિશા શોધી કાઢે એને એ વીસ હજાર પાઉંડ બક્ષીસ મળે.

છગનઃ—તે કોને મળ્યા ?

ડાહીબેનઃ—સાંભળ તો ખરો બાપ ઉતાવળો ન થા-આપણો આ ફ્રાંકલીન ઉપડયો.

મગનઃ—હું ધારતો તો જ કે એણે બીડુ ઝડપ્યું હશે. પડયો તડાકો વીસ હજાર પાઉંડનો.

ડાહીબેનઃ—એમ તડાકો પડવો સહેલો છે ? એ નાનકડું વહાણ લઇને ગયો તો ખરો. ઉત્તર ધ્રુવથી રસ્તાનો નકશો કરતાં કરતાં અમેરિકા પહોંચવાનું હતું અને ત્યાંથી બેહરિંગની સમુદ્રધુનીને રસ્તે પાછા ફરવાનું હતું. પણ એનું વહાણ રસ્તામાં ચુરેચુરા થયું.

નથ્થનઃ—શાથી ?

ડાહીબેનઃ—બરફના મ્હોટા મ્હોટા પહાડ દરિયામાં તરતા હોય તે એને નડ્યા.

તનમનઃ—બીચારો !

ડાહીબેનઃ—નિરાશ ન થા. એ એમ નાસીપાસ નહોતો થયો. એ વખતે તો ન જઇ શક્યો એટલે પાછો આવ્યો પણ ફરીથી ગયો ૧૮૧૯ની સાલમાં; એ વખતે એણે લગભગ ૭૦૦ માઇલની મુસાફરી કરી. આજે તો સ્ટીમરમાં ૭૦૦ માઇલ વધારે ન ગણાય

પણ તે દિવસે તો રસ્તાની જ ખબર નહિ તેમ રસ્તો વિકટ બહુ. જીવન મરણના સોદા. પણ એ બહાદુર બંકો સાહસ કરીને ઉપડયો ને અમેરિકાના કિનારા સુધી પહોંચ્યો ખરો પણ ત્યાં પાછી જબ્બર ભીડ પડી. એક માણસ એની ટોળીમાંથી મરી ગયો, ભુખ અને ઠંડીએ લીધો. ખાવાનું ખુટી પડયું ત્યારે કુતરાનું માંસ ખાઇને જેમ તેમ દહાડા કહાડયા, બીજીવાર ફકત એટલે જ સુધી જ જઇને ઇંગ્લાંડ પાછો ફર્યો. લગભગ ૫૫૦૦ માઇલનો અમેરિકાના ઉત્તર કિનારાનો નકશો એણે તૈયાર કર્યો. આ વખતે એટલું કામ એ કરી લાગ્યો.

સુમનઃ—જબરો તો ખરો મ્હારો વ્હાલો. હવે આગળ વાત કહો અમને મઝાહ પડે છે.

ડાહીબેનઃ—પાછો ૭ વર્ષ રહીને એટલે ૧૮૨૫ માં એ ફરીથી ઉપડયો; પાણું વહાણ બરફમાં ખુંચી ગયું અને મહામુસ્કેલીથી પાછો ઈંગ્લાંડ આવતો રહ્યો.

આ દરમ્યાન એની ખ્યાતિ ઇંગ્લાંડમાં સારી ફેલાઇ. માનીયાનો એક ટાપુ છે એનો ગવર્નર એને નીમવામાં આવ્યો અને એને નાઇટનો ખીતાબ મળ્યો.

આ માનીયા નામના ટાપુ પર જે ગુન્હેગારો હોય તેમને દેશનિકાલ કરી ત્યાં મોકલવામાં આવતા.

ફ્રાંકલીનને સાત વર્ષ સુધી માનીયામાં રહેવાનું થયું તે દરમ્યાન એણે ગુનેગારોને સુધારવાનું કામ પણ કર્યું. એણે ગુન્હેગારો માટે નિશાળો ઉઘાડી અને કોલેજો પણ ખોલી.

ખુશમનઃ—આવો બહાદુર માણસ છેવટે નિશાળનો માસ્તર બની ગયો કે ?

ખુશમનના બોલવા પરથી બધાં હસી પડયાં. ડાહીબેનને પણ હસવું આવ્યું. એમણે કહ્યું—

ત્હમે માસ્તરના કામને હલકું ધારો છો ? જુઓ હું ત્હમને રોજ કંઇ કંઇ શિખવાડું છું-કંઇક કંઇક વાતો કહું છું તો હું યે ત્હમારી માસ્તર ખરીને ?

હસમનઃ—ત્હમે અમારાં મ્હોટાં બેન.

ડાહીબેનઃ—બરોબર છે. પણ ધ્યાનમાં રાખજો હોં કે આજથી કે બહુ લાયક માણસ હોય એનાથી જ માસ્તર બનાય. બીજા કામમાં નાલાયક હોય તે એમાંય નાલાયક ગણાય.

છગનઃ—પણ ફ્રાંકલીન તો ગવર્નર હતો !

ડાહીબેનઃ—હા હું એ જ કહેવાની હતી કે એ પોતે ભણાવવા નહિ બેઠેલો. એ ગવર્નર એટલે એના હાથમાં બધી સત્તા. એને લાગ્યું કે આ બધા ગુન્હેગારો ખરી રીતે ખરાબ જ નથી હોતા. એમના તરફ જરા માયા રાખીએ, એમને ભણાવીએ, તો એમને ખરા ખોટાનું ભાન થાય અને ખોટું કામ કરતાં અચકાય.

એ પોતે એના વિચાર ઇંગ્લાંડ જણાવે, ત્યાંની સરકાર એ પર વિચાર કરે, પછી ખર્ચ મંજુર કરે અને એ નિશાળો ઉઘાડે, એમાં શિખવાડવાનુ કામ તો બીજા કરે.

તનમનઃ—તો તો સારું, દુનિયામાં બધે એવું હોય તો બધા ગુન્હેગારો સુધરી જાય.

નથ્થુઃ—હવે રહેવા દે તનમન ડાહી ડાહી વાતો ન કર મ્હોટાં બેન, ત્હમે કહો. પછી ફ્રાંકલીને શું કર્યું ?

ડાહીબેનઃ- નથ્થુભાઇ તું જબરો' છે હોં. ચાલ કહું-સાંભળો પાછાં થોડાં વર્ષ થયાં. ઇ. સ. ૧૮૪૫ની સાલ આવી. પાછી ઇંગ્લાંડની સરકારને ઇચ્છા થઇ આવી. પાછો એમણે ફ્રાંકલીનને બોલાવ્યો ને પાછો એશિયાનો વાયવ્ય પ્રદેશ શોધવા મોકલ્યો.

આ વખતે ફ્રાંકલીન કેવડો હશે તે જાણો છો ?

ખુશમનઃ—અમારા જેવડો ?

છગનઃ—નહિ રે બેન જેવડો.

ડાહીબેનઃ—અરે ના મ્હારાથી ય મ્હોટો. સાઠ વર્ષનો બુઢ્ઢો થયો હતો એ તો એ વખતે !

મગનઃ—હેં !

ડાહીબેનઃ—સાઠ નહિ તો થોડાક મહિના ઓછા પણ સાંભળો તો ખરા. રમુજ બનેલી એ સંબંધમાં તો.

જે કાફલો લઇને એમને જવાનું હતું તેના સહુથી ઉપરી અધિકારીએ એમને પુછ્યું કે, ત્હમે જઇ શકશો ?

ફ્રાંકલીનઃ—શા માટે નહિ જવાય સાહેબ !

સાહેબઃ—ત્હમે સાઠ વર્ષની ઉમ્મરે આટલું જોખમ ખેડી શકશો ?

ફ્રાંકલીનઃ—સાહેબ મ્હને સાઠ વર્ષ નથી થયાં.

સાહેબઃ—ત્યારે કેટલાં થયાં છે ?

ફ્રાંકલીનઃ—એક ઓછું છે સાહેબ. ઓગણસાઠ થયાં છે.

સાહેબ હસી પડયા ને એને શાબાસી આપી.

એ વર્ષના (૧૮૪૧) મે મહિનામાં બે વહાણો લઇને એ નીકળ્યો. ૧૩૪ માણસો એની સાથે હતા. ગ્રીનાઇટ બંદરેથી એ ઉપડયો. એની સાથે જે કપ્તાન હતો તે હોંશીઆર હતો. એ પહેલાં પણ મ્હોટી મ્હોટી સફરો કરી આવ્યો હતો.

આ મ્હોટી ટુકડી લઇને ફ્રાંકલીન ૫૯ વર્ષની બુઢ્ઢી વયે નીકળ્યો. બેલો બાળકો ! એ કેટલો સાહસિક ? એને પોતાને ઘરડો થયો છે એમ લાગતું જ ન હતું. એનામાં શકિત હતી ને હોંસ હતી એટલે કઠણ કામ છતાં એ ઉમ્મરે પણ એણે સ્વીકાર્યું. કારણ કે ન્હાનપણની એની વાયવ્ય પ્રદેશ શોધવાની ઇચ્છા હતી અને એ પૂરી થતી જ નહોતી એટલે બાકી રહ્યું ત્યાંથી ફરી ફરીને એને ચાલુ કરવાનું મન થતું હતું.

પીલ નામની મ્હોટી નદીમાં એ દાખલ થયો અને એમાં પૂર્વ દિશા તરફ એણે વહાણો હંકાર્યાં કર્યાં. એની ધારણા હતી કે બેરિંગની સામુદ્રધુનિ સુધી એમ એ રસ્તે પહોંચાશે.

પુરાતનઃ—કહો કહો. મઝા પડે છે.

બધાં છોકરાં એક ધ્યાન દઇને સાંભળવા લાગ્યાં.

ડાહીબેનઃ—એ આસ્તે આસ્તે પીલ નદીના મુખ પાસે આવ્યો. ત્યાં એક મોટી હોનારત નડી. એનાં બન્ને વહાણો અફળાઇ, પછડાઇ ભાંગીને ભુક્કો થઈ ગયાં.

હસમનઃ—અરે રામ ત્યારે તો એને ખૂબ નુકશાન થયું હશે ?

ડાહીબેનઃ—થયું સ્તો. બે વહાણો ગયાં ને એમાંના ઘણાખરા માણસો પણ મરી ગયા. બીજા જે જીવ્યા તે થોડે દહાડે ખાવાનું ખુટયું તેથી ભુખે મુવા.

નથ્થનઃ—પણ ફ્રાંકલીનનું શું થયું ?

ડાહીબેનઃ—એ પણ મુવો.

તનમનઃ—હેં બિચારો મરી ગયો ?

ડાહીબેનઃ—મરી ગયો તો મરી ગયો પણ બીચારાનું એક હાડકું પણ હાથમાં ન આવ્યું.

છગનઃ—એવું ખોટું સાહસ કરે તે એવું જ થાય ને ?

ડાહીબેનઃ—એ ખોટું ન કહેવાય; સાહસમાં જોખમ તો સો ટકા હોય છે. એણે કોઇને નુકશાન કરવાનું સાહસ નહોતું કર્યું તેમ કંઇ વ્યસન વગેરે માટે સાહસ નહોતું કર્યું. એના સાહસથી તો આખા દુનિયાને લાભ થવાનો હતો. એણે તો શોધખોળ કરી. એ માટે જાન જવાની એણે દરકાર રાખી ન હતી. યુરોપના લોકો તેથી જ આટલા આગળ વધ્યા છે.

મગનઃ—એ મરી ગયો એવી ખબર કોને પડી ને શી રીતે ?

ડાહીબેનઃ—બે વર્ષ સુધી એ ટોળીના કશા સમાચાર ન મળ્યા એટલે ઇ. સ. ૧૮૪૭ માં ઇંગ્લાંડની સરકારે એમની શોધ કરવા એક ટુકડી મોકલી એમ ઉપરા ઉપરી ટુકડીઓ મોકલી. ઇ. સ. ૧૮૫૯ સુધીમાં

તો લગભગ ૩૯ ટુકડીઓ ગઈ પણ કોઈને ફ્રાંકલીનની ટોળીનો કંઈ પત્તો લાગ્યો નહિ.

સર ફ્રાંકલીનનાં પત્ની લેડી ફ્રાંકલીન હયાત હતાં. એમને તો એમના ધણી માટે લાગેજને ? એમણે 'સરકારના એ ભોળા માણસો પર આધાર રાખવો માંડી વાળ્યો. પોતે સ્વતંત્ર તપાસ કરાવી.

મેકક્લીન્ટોક નામના એક સાહસિકને એમણે મોકલ્યો. એણે કંઈક તપાસ કરી. બહુ બહુ મુશ્કેલી વેઠતો વેઠતો એ કિંગ વિલિયમના ટાપુ પાસે આવી પહોંચ્યો. ત્યાં એણે માણસોનાં હાડપિંજર જોયાં. એને શક આવ્યો કે નક્કી આજ જગ્યા પર ફ્રાંકલીન ને એની ટોળી ફસાઈ હશે. એણે વધારે તપાસ કરી. એ એક ભૂશિર આગળ શોધ કરતો કરતો ગયો. એ ભૂશિરને વિક્ટરી ભૂશિર કહે છે. ત્યાં ગયો ત્યારે ત્યાં આગળથી એક કાગળ એને મળી આવ્યો.

હસમનઃ—એ કોનો ફ્રાંકલીનનો લખેલો હતો ? શું લખ્યું હતું, એમાં ?

ડાહીબેનઃ—અક્ષર કોના હતા એ તો નથી ખબર પડી પણ એમાં લખેલું હતું કે

એપ્રિલની ૨૫ મી ( તારીખ ) ૧૮૪૮ " અહીંથી પાંચ ડિગ્રી વાયવ્ય-ઉત્તરે ઇરેબસ ટેરર ( બે વહાણો જે ફ્રાંકલીન લાગ્યો હતો તે ) નાશ પામ્યાં. ૧૮૪૬ ના સપ્ટેમ્બરની ૧૨ મી તારીખે એ બરફમાં ખુંચી ગયાં હતાં. ( ૨૯ માણસો એ વખતે મરી ગયાં હતાં. ) અમલદારો અને ખલાસીઓ મળીને ૧૦૫ માણસ, અમે, અહીં ઉતર્યાં. અમારી સાથે કપ્તાન પણ છે.

૧૮૪૭ ની જુનની ૧૨ મી તારીખે ફ્રાંકલીન મૃત્યુ પામ્યો. ( ઘેરથી નીકળ્યા પછી લગભગ બે વર્ષે મુવો. )

૧૫ ખલાસીઓ અને ૯ અમલદારો અત્યાર સુધીમાં મરણ પામ્યા છે.

પછી ભુખથી એક બીજાને ખાવા લાગ્યા અહીં કંઈ ખોરાક મળી શકે એમ હતું નહિ તેમ પહેલાંની માફક કુતરાનું કે બીજા કોઈનું માંસ પણ નહિ મળ્યું હોય એટલે આ સ્થિતિ પર આવ્યા હશે.

છેવટે બધા મુવા.

આ કાગળ કેપ્ટન હોબ્સનના હાથમાં આવ્યો હતો.

પતિનું દર્શન તો નહિ પણ હાડકું પણ જોવાનું લેડી ફ્રાંકલીનને મળ્યું નહિ.

એણે ઈંગ્લાંડના મ્હોટા માણસોની કબરો જ્યાં ચણાય છે ત્યાં એટલે વેસ્ટ મીનીસ્ટર એબેમાં સર ફ્રાંકલીનનું સ્મારક ચણાવવા માંડ્યું. પણ દરમ્યાન એ મરી ગઈ. (ઈ. સ. ૧૮૭૫ માં).

આથી એની પણ કબર ત્યાંજ ચણાઈ. સર ફ્રેંકલીનની એક ભત્રીજી હતી. એનો વર હતો એ મ્હોટો કવિ થઈ ગયો છે. એનું નામ કવિ ટેનીસન. એણે એક કવિતા લખીને સર ફ્રાંકલીનની કબર ઉપર કોતરાવી છે. એનો સાર નીચે પ્રમાણે છે.

તું અહીં નથી. બરફથી ઢંકાયલા ઉત્તર-ધ્રુવના પ્રદેશમાં ત્હારી કબર તો બની છે.

ઓ સાહસિક તરવૈયા ! ત્હારો આત્મા તો ( અત્યારે ) વધારે સુખી મજલ કાપી રહ્યો છે. એ મજલને કોઈ પાર્થીવ હદ નથી.

ડાહીબેન વાત કહી રહ્યાં. છોકરાઓ સાંભળી રહ્યાં. પાછી છોકરાઓએ કહી. બ્હેન સાંભળી રહ્યાં. છોકરાઓને આ સાહસ કથા મ્હોડે થઈ ગઈ. નથ્થન તો બોલી ઉઠ્યો ' હું વ્હાણની મુસાફરી કરીશ. '

તનમનઃ—હવે તો એરોપ્લેન નીકળ્યાં છે, હું એરોપ્લેનમાં ઉડી દેશે દેશ ફરીશ.

ડાહીબેનઃ—પરાક્રમ કરવા કે સહેલ કરવા ?

# :::શાન્તિનિકેતનનું સંભારણું:::

લેખક : શ્રી. કાન્તિલાલ વિષ્ણુરામ ત્રિવેદી

" વાહ ! તમારૂં ચિત્ર કેવું આલેખાયું છે ? "

" તમારા ચિત્ર કરતાં સરસ નથીજ. "

" નથી જ કે છે જ એ પ્રશ્ન જ નથી. હું તો એમજ માનું છું કે મારા ચિત્ર કરતાં તમારૂં ચિત્ર હજાર દરજ્જે સારૂં છે. "

" કઇ રીતે ? "

" આકૃતિના અંગોની મરોડમાંજ ચિત્રકારના હૃદયની ભાવનાઓ આપોઆપ ખડી થાય છે. મારા ચિત્રમાં હું હજુ પછાત છું."

કલકત્તાના અખિલહિન્દ કળા પ્રદર્શન માટે ચિત્રો આલેખાતાં હતાં. કુમારી રાગિણી, પોતાનું ભાવનાચિત્ર આલેખવામાં મગ્ન હતાં. આરામની ઇચ્છાએ, અન્યના આલેખાતાં ચિત્રોની પ્રશંસાના ઉદ્‌ગારો કાઢી, મિત્રમંડળને વધમાવ્યો આનંદ આપ્યે જતાં હતાં. વિદ્યાર્થીવૃન્દના એકાન્ત છેડે ચિત્ર આલેખવામાં હું તલ્લીન હતો.

એકાએક ટપાલી આવ્યો. મારા હાથમાં તાર મૂકયો. સહી કરી મેં તાર લીધો. ફોડયો ને વાંચ્યો.

મારૂં ચિત્રકામ અટકી ગયું. મારા રંગો ને પીંછીઓ મેં સ્થાને ગોઠવ્યાં. તાર લઇ, ગુરૂદેવની કુટિરે ગયો.

" ગુરૂજી ! નમસ્કાર, અત્યારે આઠના મેલમાં મારે વતન જવું છે. "

" કેમ બેટા ! એકાએક ? "

" મારાં માતુશ્રી મૃત્યુશય્યા પર છે. છેલ્લા મેળાપ માટે તલસે છે. આ રહ્યો તાર. "

ગુરૂદેવે તાર વાંચ્યો. પ્રેમ ભર્યું આશ્વાસન આપ્યું. રાત્રિ આઠના મેલમાં મારે વતન હું ઉપડી ગયો.

× × ×

માતાની માંદગીને બિછાને મારી હૃદયવ્યથાનો પાર ન રહ્યો. માંદગી સખત છતાં ઉરમાં ઉંડે ઉંડે આશા હતી કે 'માતા સાજી થશે.' ખરી હૃદયવ્યથા તો પ્રદર્શન માટે અધૂરાં રહેલાં, મારાં એ ચિત્રને માટે હતી. પેટમાં ફાળ હતી કે માતાની માંદગી વધુ લંબાશે ને પ્રદર્શન માટેનું ચિત્ર અધૂરૂંજ રહેશે. પછી તો રાગિણી પ્રથમ ઇનામ જીતી જ જશે.

પ્રદર્શન, માર્ચની ૧૦મીએ ખુલ્લું મુકાવાનું હતું. ચિત્રકળાના નમુનાઓ પહેલી માર્ચે, કલકત્તા પહોંચવાજ જોઇએ. ફેબ્રુઆરિની ૨૫મીની મોડી રાત્રે, પ્રદર્શનનાં સ્વપ્નાં સેવતો હું જાગતો બેઠો હતો. ડૉકટરે ખાસ કહ્યું હતું કે રાત્રે એક વાગે, મારે માતુશ્રીને દવાનો એક ભાગ આપવોજ. એકની રાહમાં જ આંખો ઘેરાણી. માતાના ઓશીકા પાસે માથા સાથે ગાથું અડાડી ઉંઘના ઘેનમાંજ વિચારવમળમાં અટવાયો.

મારૂં અધૂરૂં રહેલું ચિત્ર મારી દષ્ટિ સમક્ષ તરવરી ઉઠયું. પ્રદર્શનમાં ભાગ લેવાની મારી આશા હું ગુમાવી બેઠો. દિવસો પછી દિવસો પસાર થયા. ૨૦મી માર્ચે એ પ્રદર્શનનું પરીણામ બહાર પડવાનું હતું.

તારીખ પછી તારીખ હું ગણવા લાગ્યો. ૨૦મીના સવારે, પરિણામથી હું અજાણ રહેવાનો છતાં દિલમાં કંઇ કંઇ છુપો આનંદ હતો. કેટલીયે કલ્પના કરતો ને અસંખ્ય અટકળો બાંધતો.

" રાગિણી પ્રથમ નંબરે આવી હશે. બધાની મુબારકબાદી ઝીલતી હશે. " એ વિચારની ધુનમાં બપોર થઇ. માતાની માંદ-

ગીના બિછાના પાસે ઉંડા વિચારમાં હું તલ્લીન હતો.

"ભાઇ આટલા બધા વિચારો કેમ કરે છે ?"

"કંઈ નહિ, બા ! એ તો તમને એમ લાગે છે."

"ના દિકરા ! દુઃખી ન થઈશ. હું તો કાલ સવારે સાજી થઇ જઇશ ને તું તારો અભ્યાસ આગળ વધારજે. બેટા ! જોને જરા બહાર કોણ છે ?"

હાંફતો ટપાલી અંદર આવ્યો. મારા હાથમાં તાર મૂક્યો. ન સમજાય એવા કુતુહલ ભાવે તાર ફોડયો ને વાંચ્યો.

"જે ચિત્રકારનું અધુરૂં ચિત્ર પહેલું ઈનામ જીતી જાય એ ચિત્રકારને મારા પ્રથમ અભિનન્દન. રમતિઆળ રાગિણી."

મારા આનંદનો પાર ન રહ્યો. છતાંયે ન સમજી શકયાં, કે પ્રદર્શનમાં મારૂં ચિત્ર કેવી રીતે મોકલાયું ને શી રીતે પહેલું આવ્યું.

બીજે દિવસે હું શાન્તિનિકેતન જવા ઉપડી ગયો.

× × ×

સવારે છ વાગે, સ્ટેશનથી સીધો, ગુરૂદેવની કુટિરે ગયો.

"ગુરૂદેવ ! પ્રણામ."

"અહોહો ! કાન્તિ ! પ્રનામ લેવા દોડતો આવ્યો કે ?"

"પ્રનામ લેવા નહિ પણ અન્યાય થતો અટકાવવાને."

"શો અન્યાય ?"

"અધુરૂં ચિત્ર પ્રનામ જીતી જાય એ અન્યાય નહિ તો બીજું શું ?"

"કોણે કહ્યું ચિત્ર અધુરૂં છે ?"

"અધુરૂં મુકનાર તો હું પોતેજને ?"

"તારા ગયા પછી, રાગિણીએ તારૂં ચિત્ર હાથ પર લીધું. તારી અધુરી ભાવનાઓ આલેખી, ચિત્ર સંપૂર્ણ કર્યું."

રાગિણી મારા મનના ભાવો સમજી જ શી રીતે શકે ? એ પ્રશ્નની પરંપરામાં મારૂં પૂરૂં થએલું ચિત્ર મેં જોયું. આબેહુબ મારી ભાવનાઓની મૂર્તિમંત આલેખાએલી આકૃતિ, મન ગમતા રંગો, આ તે સ્વપ્ન કે સત્ય ?

રાગિણીને મળવા મન તરસી રહ્યું.

"રાગિણી ગઇ કાલ રાત્રે, સીંગાપોર જવા ઉપડી ગઇ છે. બે એક માસ રહીને આવશે." ગુરૂદેવે કહ્યું.

છ માસના સહવાસમાં રાગિણીને મળવા જેટલું મન તલપાપડ નહોતું તેટલું તેની ગેરહાજરીમાં હતું. **મારા હૃદયના ભાવો સમજનાર એ કલાદેવીનાં મારે દર્શન કરવાં હતાં. હતી ત્યારે કીંમત નહોતી. નહોતી ત્યારે મારે મન અમૂલ્ય હતી.**

બે માસની મુદત ગઇ. ઉનાળાની રજાઓ આવી. મે માસ ગયો ને જૂન બેઠો. પહેલી તારીખે સવારમાં ટપાલીએ મારા હાથમાં કવર મૂકયું. ફોડયું ને વાંચ્યું.

"ભાઇ કાન્તિલાલ !

મારી પુત્રી રાગિણી તા. ૨૮ મી મેને દિવસે પરલોકવાસી થઇ છે. મૃત્યુને આગલે દિવસે તેના જ હસ્તાક્ષરે લખાએલો પત્ર, તમારા પર બીડું છું. એટલેય કૃતાર્થ થાઉં છું.

સ્નેહાધીન-સુમીરસેન."

મારા અંગમાં ગભરાટ વછુટયો. ન માની શકાય એવું માનવાનું કોઇ ફરજ પાડતું હોય તેમ જણાયું. દિલ ભારે થયું. ધ્રૂજતે હાથે, આંસુભરી આંખોએ, રાગિણીનો પત્ર વાંચવો શરૂ કર્યો.

વહાલા ભાઇ !

તમે એક દિવસ બોલ્યા હતાઃ "કલા એ જીવનથી પર નથી." તમને અંધારામાં રાખી, તમારા જીવનનો મેં અભ્યાસ કર્યો. તમારી કલાનું જન્મસ્થાન-હૃદય પારખ્યું.

આત્માનું નૃત્ય અને અંતરની ઊર્મિઓને ઓળખી, કૃત્રિમતા અને આડંબરોથી અલગ રાખી, તમારીજ ઉર્મિઓ અને ભાવનાઓનું સર્જન કર્યું.

મારું આલેખન સફળ થયું. એના કરતાં વધુ આનંદ મારા જીવનમાં મેં નથી માણ્યો.

લિ. તમારી રાગિણી.

પત્ર વાંચન પુરું થયું. અસંખ્ય વિચારોના વમળમાં દિવસ આથમ્યો ને અંધારું થયું. રાત્રિ વીતી ને પ્રભાત પ્રગટ્યું.

મને મારું ઈનામ મળ્યું, ઈનામની અપાવનાર ન મળી. રાગિણી વગરનું મારું ઈનામ મારે મન કોડીની કિંમતનું હતું.

રાગિણીના ઔદાર્યમાં ઈનામનો મારો આનંદ ઓસરી ગયો. વિયોગની વેદનાએ જીવનમાં સ્થાન લીધું.

ભલા ! જગતમાં આવી વેદનાઓ શેં કીધી ?



## આવો સજનિઆ

:: તુમ બિન સૂની નગરીયા ::

કોઇ ફૂલડાંના ગજરાને હા...ર
લીયો ફૂલ આવો સજનિઆ.
ચોમેર ફેરે સુવાસ,
દેવ તણાં શિરે સોહાવજો.

ફૂટતા પ્રભાતના પ્હોરે વિણેલ છે,
અધૂરાં અધૂરાં અંગે ખિલેલ છે.
ગજરાને હા...ર.
લીયો ફૂલ આવો સજનિઆ.

પાંખડિએ પાંખડિએ આણો પૂરેલ છે,
ઝાકળનાં બિન્દુડાં હજુએ ઠરેલ છે.
ગજરાને હા...ર.
લીયો ફૂલ આવો સજનિઆ.

માળીની મનગમતી આંગળિ ફરેલ છે,
નોખી અનોખી ભાત ફૂલડાં ભરેલ છે.
ગજરાને હા...ર.
લીયો ફૂલ આવો સજનિઆ.

શ્રી. મોહનલાલ સોલંકી



# સુંદર ત્વચાની મોહકતા

જે સ્ત્રીની ત્વચા પાંદડી જેવી સુંવાળી તાજી અને સ્વચ્છ હોય છે, તેનું લાવણ્ય અદ્ભુત હોય છે ગમે તેવા બહુમોલ રત્નો કીંતી રેશમી સાડીઓ તેના નરમ કુમાશ અને ભાવના ઉદ્દીપન કરનારા ત્વચા સૌંદર્યની બરોબરી કરશે નહિ તડકા અને પવનમાં ખુલ્લા ફરવાથી ખરબચડી અને સુકી થયેલી ત્વચા અગર છીદ્રો પૂર્ણપણે સાફ ન થએલા હોવાથી ફીક્કી પડેલી ત્વચા કરતાં વધારે બદસુરત વસ્તુ તે કઇ।

પોતાની ત્વચા તાજી અને તેજસ્વી રાખવા માટે દરેક મહિલાએ તેની સંભાળ લેવી જોઇએ. પોન્ડ્ઝ ક્રીમની ડબ્બી લો અને આંગળીઓ વડે ત્વચા ઉપર તે મસળો કે જેથી તે અંદર ભળી જાય, પછી તેને સુંવાળા કપડાથી સાફ કરો પછી થોડું તાજું ક્રીમ ત્વચા ઉપર ચોપડો આ સુંદર ક્રીમ આખી રાતભર રહેવા દો એ મુજબ પંદર દિવસ સુધી પોન્ડઝ ક્રીમ વાપરો, એટલે આપને આપની ત્વચા નરમ અને તેજસ્વી થતી દેખાશે।

પોન્ડઝ વેનીશીંગ ક્રીમ ધુળ અને કચરથી દિવસના ઉત્તમ રક્ષણ કરે છે

પોન્ડઝ બધી મોટી દુકાનો પર મળે છે.

લખો —

પોન્ડઝ પો. ઓ. બોક્ષ ૧૪૪

મુંબાઇ




# પોન્ડ્ઝ ક્રીમ



P 115 I



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક : શ્રી. માણેકલાલ હીરપારામ દેસાઇ

## ( ૨ )

## રાજા રૂપસિંહ અને મૂગી રાજકન્યા, ફુલપંચી

( ડિસેમ્બર માસના પાના ૨૮૬ થી ચાલુ )

રૂપસિંહ સાથે પ્રેમ સંદેશાઓ ચલાવ્યા પછી રાજકુંવરીને બીલકુલ ચેન પડતું નહોતું. એ યુવક કોણ છે તે જાણવાને તે અત્યંત અધીરી થઈ ગઇ હતી એટલે તેણે તરતજ મહેલમાં પાછી જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. રાજકુંવરીએ પાછા જવાની ઇચ્છા જાહેર કરી એટલે તેની કોઈ સાહેલીથી એ ઇચ્છા વિરૂદ્ધ જઇ શકાય એમ હતું જ નહિ એટલે બધાં તરતજ સહેલગાહેથી પાછાં ફર્યાં. મહેલમાં પાછા ફર્યા પછી રાજકુંવરીનો જે ચકોર સાહેલી ફુલપંચીના હૃદયની વ્યથા સમજી ગઈ હતી તેણે રાજકુંવરીને પોતાની સાથે હૃદય ખોલી વાત કરવાની વિનંતિ કરી. થોડી આનાકાની કર્યા પછી રાજકુંવરીએ પોતાની આ ખાસ સાહેલીને પોતાના હૃદયની ગુપ્ત વાત કહી અને એ યુવક કોણ છે તેની તપાસ કરી લાવવાનું કામ તેને સોંપ્યું. આ ચતુર સાહેલીએ ધીરે ધીરે પોતાની તપાસ શરૂ કરી. થોડા વખતમાં તેણે માહિતી મેળવી કે એ યુવાન પુરુષ માલણનો ભત્રીજો છે; અને તેની તબીયત સારી રહેતી નહિ હોવાથી તે છેક દુર લાટ દેશની સરહદ ઉપરથી માત્ર હવા ફેર કરવાને માટે કુશસ્થલી પોતાની ફોઇને ઘેર આવીને રહેલો છે. રાજકુંવરીની સાહેલીએ એ ખબર રાજકુમારીને આપી. પરંતુ રાજકુમારી તેમ તેની સાહેલી બેમાંથી એકકેને એ વાત ખરી લાગી નહિ, તેમને તો ખાતરી થઇ ગઇ હતી કે એ યુવક તો કોઇ ક્ષત્રિય રાજકુંવર જ હોવો જોઇએ અને કાંતો વખાનો માર્યો અથવા તો કાંઇ ખાસ મુદ્દા સર તે કુશસ્થલી આવી માલણને ઘેર રહેતો હોવો જોઇએ.

એક દિવસ ચાર પાંચ કલાક નગર બહાર રખડી આવ્યા પછી રૂપસિંહ ઘેર આવ્યો અને માલણને કહ્યું, " ફોઇ બા, મને બહુ ભૂખ લાગી છે માટે કાંઇ સારૂં સારૂં ખાવાનું કરી આપ ;" માલણે જવાબ દીધો કે આજે શરદોત્સવ છે અને તેથી રાજકુંવરીએ હમણાં ને હમણાં જ ફુલની માળા મંગાવી છે. હું તેની માળા ગુંથું છું. એ ગુંથી રહ્યા પછી હું તને સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરી આપીશ. " રૂપસિંહે પ્રત્યુત્તર આપ્યો. "લાવ, હું માળા ગુંથી દઉં મને બહુ સરસ ગુંથતાં આવડે છે. તું મારે માટે ખાવાનું બનાવી દે. " રૂપસિંહને ફુલની માળા ગુંથવાનું કામ સોંપી માલણ રસોડામાં રસોઇ તૈયાર કરવા ગઇ. રૂપસિંહે માળામાં ફુલોની સાથે પોતાના હાથ ઉપરની સુંદર અને નકશીદાર હીરાની વીંટી પણ ચાલાકીથી ગુંથી દીધી. એ કાર્ય એણે એવી ચપળતાથી કર્યું કે ભલભલાને પણ તેની

એકદમ ખબર પડી શકે નહિ. માલણ એ ફુલના માળા રાજકુમારીને આપી આવી. એ માળા પહેર્યા પછી થોડીવારે એના ઉપર હાથ ફેરવતા રાજકુમારીને અંદર કાંઇ કઠણ પદાર્થ છે એવો વહેમ પડયો. તેથી તેણે બારીકાઇથી તપાસ કરી તો ફુલોની સાથે બહુજ ચાલાકીથી ગુંથેલી હીરાની સુંદર અને નકશીદાર વીંટી એના જોવામાં આવી; ચતુર રાજકુમારી એકદમ સમજી ગઇ કે એ વીંટી તો પોતાના પ્રણયી તરફથી આવેલી પ્રેમની ભેટ છે. રાજકુંવરીએ અત્યંત ઉમળકાથી એ વીંટીને પોતાની છાતી સાથે ચાંપી અને તેને અનેક ચુંબનો કરી પોતાની પેટીમાં મુકી દીધી. હવે રાજકુમારીએ પોતાની ખાસ સાહેલીની સુચના ઉપરથી અને તેની મારફતે માલણને પોતાના વિશ્વાસમાં લીધી. અને માલણ મારફતે રાજકુમારી તરફથી રૂપસિંહને અને રૂપસિંહ તરફથી રાજકુમારીને પ્રેમના સંદેશાઓ મળવા લાગ્યા.

એક દિવસે માલણ મારફતે રૂપસિંહના ઉપર રાજકુમારી તરફથી સંદેશો આવ્યો કે "મારા ખાનગી મહેલનો મુખ્ય ચોકીદાર એકાએક મરણ પામ્યો છે અને રાજા આજ-કાલ એની જગ્યા ઉપર બીજા માણસની નીમણુંક કરી દેશે; માટે તમે એકદમ એક સામાન્ય ગરીબ સૈનિકનો વેશ લઇ મારા પિતાને મળો અને સૈન્યમાં નોકરી માટે વિનંતિ કરો. આપણા સુભાગ્યે તમને જો તે મારા મહેલના ચોકીદારની જગ્યા આપે તો આપણું દરરોજ મળવાનું થાય અને આપણે આનંદ ભોગવીએ. રૂપસિંહને પણ રાજકુમારીની આ સૂચના ગમી ગઇ અને તરત જ તે એક ગરીબ ક્ષત્રિય સૈનિકનો વેશ લઈ રાજાના દરબારમાં ગયો. રાજાની હજુરમાં જઇ તે લાંબો થઇ રાજાને પગે પડયો અને બે હાથ જોડી તેને અરજ કરી કે "હું એક ગરીબ ક્ષત્રિયનો દીકરો છું. વખાનો માર્યો મારે મારો દેશ છોડવો પડયો છે, હું ચાકરીની આશાએ આપના દરબારમાં આવ્યો છું. આપ મને આપના સૈન્યમાં મારા લાયક નોકરી આપશો તો હું નિમક-હલાલીથી આપની સેવા કરીશ. રૂપસિંહનો આકર્ષક ચહેરો તથા તેના મ્હોં ઉપરની નિર્દોષતાની રેખાઓ જોઇ મગી ક્ષત્રપ તેના ઉપર પ્રસન્ન થઇ ગયો. અને તેણે એકદમ તેની નીમણુંક પોતાની કુંવરીના મહેલના ચોકીદાર તરીકે કરી દીધી.

હવે તો રાજા રૂપસિંહ અને મગી રાજકુમારી કુલપંચીનો દરરોજ મેળાપ થવા લાગ્યો. બંનેને એક બીજા તરફ અનહદ પ્રેમ ઉત્પન્ન થયેલો હોવાથી અને ખરા પ્રેમીઓને કાંઇ ભય હોતો નથી તેથી તેઓ નિરંકૂશપણે વર્તવા લાગ્યાં. પોતે કોણ છે અને શા માટે તે કુશસ્થલી આવેલો છે તે વાત પણ રૂપસિંહે પોતાની પ્રણયિની કુલ-પંચીને કહી પણ દીધી અને તેને વિનંતિ પણ કરી કે આપણે છુપાં લગ્ન કરી અહીંથી આનર્ત દેશ નાસી જઇએ.

કુલપંચીનો પિતા આર્યાવર્તનો રહેવાશી નહોતો. મગ પ્રજા મૂળ તો ઇરાનમાં રહેતી હતી. ત્યાંથી તેઓએ સૌરાષ્ટ્રમાં આવી ત્યાંના ક્ષત્રિય રાજાઓને હરાવી પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું; પરંતુ એ લોકો સાથે લગ્ન વ્યવહાર રાખતા નહોતા. તેથી જો રાજા રૂપસિંહ કુલપંચીના પિતાને પોતાની ખરી ઓળખાણ આપી કુલપંચી સાથે લગ્ન કરવાનું માગું કરે, તો પણ વિધર્મી અને વિદેશીને તે પોતાની દીકરી કદી લગ્નમાં આપે નહિ અને રૂપસિંહ ઉપર ઉલટી આફત આવે. કુલપંચી રૂપસિંહને અનહદ પ્રેમથી ચાહતી હતી એ વાત ખરી છે. તોપણ તેની સાથે છુપાં લગ્ન કરી છાનામાના

આનર્ત્ત નાશી જવાની તેની હિંમત ચાલતી નહોતી. આમ ને આમ દિવસોને દિવસો વહી ગયા. રોજ રૂપસિંહ પોતાની સાથે આનર્ત્ત દેશ નાશી જવાને કુલપંચીને સમજાવે અને રોજ કુલપંચી એ વાતની નાની ના જ કહ્યાં કરે.

એવામાં કુલપંચીને તોળવાનો દિવસ આવી પહોંચ્યો. કુલપંચીને એક સંત પુરૂષ તરફથી એવું વરદાન મળ્યું હતું કે જ્યાંસુધી તેનું કૌમાર્ય અખંડિત રહે ત્યાં સુધી તેના શરીરનું વજન પણ પાંચ ફુલો જેટલું જ થાય પણ એનું કૌમાર્ય ખંડિત થયા પછી એના શરીરનું વજન એની ઉંમરની સામાન્ય સ્ત્રીના વજન જેટલું જ થાય. આ વરદાનની માહિતી પણ કુલપંચીના માતા તથા પિતા બન્નેને હતી; બીજા કોઇને મંગી ક્ષત્રપે એ વાત કહી નહોતી; કુલપંચી પોતે પણ એ વરદાનની વાત જાણતી નહોતી. વર્ષમાં એકવાર તેનાં માબાપ એકાતમાં તેને તોળતાં હતાં. માતાપિતાને તો રાજકુમારીની નિર્દોષતા વિરૂદ્ધ બીલકુલ સંશય પડેલો નહિ હોવાથી દરવર્ષની માફક તેઓ પાંચ ફુલો અને એક ત્રાજવું લઇ કુલપંચીનું વજન લેવાં તેને મહેલે ગયાં. પણ આ વર્ષે તો ત્રાજવાના જે પલ્લામાં કુલપંચીને બેસાડવામાં આવી હતી તે પલ્લું કેમે કરીને ઉંચું થાય જ નહિ. રાજાએ કાટલાં મંગાવ્યાં અને જ્યારે બીજા પલ્લામાં અઢી મણના કાટલાં મુકવામાં આવ્યા ત્યારે જ કુલપંચી બેઠેલી તે પલ્લું ઉંચું ચઢયું.

ચતુર ક્ષત્રપ એકદમ બધી વસ્તુસ્થિતિ સમજી ગયો. કુલપંચી તેની એકની એક દીકરી હતી અને તેના ઉપર તેને તેમ કુલપંચીની માને અઢળક પ્રેમ હતો. વળી મંગી ક્ષત્રપ ડાહ્યો અને સમજુ હતો એટલે તેણે પોતાનો ગુસ્સો મનમાંને મનમાં સમાવી દીધો અને કોઇ પણ પ્રકારનું ધાંધલ કે પડપુછ ના કરતાં તરત જ પોતાની સ્ત્રી સાથે ત્યાંથી પાછો જતો રહ્યો. પિતાએ મારી ચોરી પકડી કાઢી છે, તે બધી વાત જાણી ગયા છે અને તેમને મારા ચારિત્ર સંબંધી શંકા ઉત્પન્ન થઇ છે એવો લેશમાત્ર પણ વહેમ કુલપંચીને આવ્યો નહિ.

રાજાએ હવે આ બાબતની ગુપ્ત તપાસ કરવા માંડી. તપાસના પરિણામે તેને ખબર પડી કે કુંવરીના મહેલના નવા ચોકીદાર અને કુંવરી વચ્ચે હમણાં હમણાં એકાંતમાં ઘણીવાર મુલાકાતો થતી હતી. આ ઉપરથી રાજાને રૂપસિંહ ઉપર વહેમ પડયો. રૂપસિંહની હીલચાલો તેણે બારીકાંઇથી તપાસવા માંડી એટલે તેનો વહેમ દૃઢ થયો અને પરિણામે તેણે રૂપસિંહનો પ્રાણ લેવાનું નકકી કર્યું અને પોતાના કેટલાંક ખાસ વિશ્વાસુ સૈનિકોને હુકમ કર્યો કે રૂપસિંહને આડું અવળું સમજાવી તેને નગર બહાર લઇ જઇ ત્યાં તેને પુરો કરી દેવો.

પોતાની પાછળ ચાલી રહેલી આ ભયંકર ખટપટથી રૂપસિંહ તો તદ્દન અજ્ઞાન જ રહેલો હતો; તેમ રાજકુંવરી કુલપંચીને પણ રૂપસિંહના માથા ઉપર ઝઝુમી રહેલા ભયનો વહેમ બીલકુલ પડયો નહોતો. પણ રાજમહેલમાં તેમ કુંવરીના મહેલમાં વારંવાર જતી આવતી ચતુર માલણને આ કાવત્રાની કાંઇક ગંધ આવી અને તેથી કુશસ્થલી નગરી છોડી નાશી જવાની તેણે રૂપસિંહને સલાહ આપી પણ રાજકુમારી કુલપંચીના સૌંદર્ય ઉપર મોહાંધ થયેલા રૂપસિંહે ડાહી માલણની એ સલાહ માની નહિ પણ માલણને તેણે પોતાની ભાભીએ આપેલી અમૃતની શીશી આપી અને તેને સૂચના કરી કે કદાચ ક્ષત્રપની મારા ઉપર અકૃપા થાય અને તે મને મારી નંખાવે તો તારે મારા ઉપર

એટલો કૃપા કરવી કે મારા મૃતદેહનો અગ્નીસંસ્કાર થાય ત્યાર પહેલા એના ઉપર તારે આ શીશીમાંથી ત્રણ ટીપાં છાંટવાં એટલે હું પાછો સજીવન થઈ જઈશ.

કુશસ્થલીના ક્ષત્રપતી આજ્ઞાનુસાર તેના વિશ્વાસુ સૈનિકો રૂપસિંહને મારી નાખવાની તજવીજ કરવા લાગ્યા. રૂપસિંહને સમજાવી તેઓ તેને પોતાની સાથે જંગલમાં શિકાર કરવા લઈ ગયા અને ત્યાં દગો કરી તેનો વધ કર્યો અને તેના મૃત્યુ દેહને જંગલમાં જ પડતો મુકી તેઓ નગરમાં પાછા ફર્યાં.

રૂપસિંહ જંગલમાં શિકાર કરવા ગયો હતો એ વાત તો માલણે રૂપસિંહના જ કહેવાથી જાણી હતી. રાત પડી પરંતુ તે શિકારમાંથી બીલકુલ પાછો ફર્યો નહિ તેથી માલણને રૂપસિંહની ફીકર થવા લાગી. તે એકદમ રાજકુંવરીને મહેલ ગઈ અને કુંવરીની સાહેલીઓ મારફતે ગુપ્ત તજવીજ કરી રૂપસિંહ તેના સાથીઓ સાથે કઈ દિશા તરફ શિકાર કરવા ગયો હતો એ હકીકત ચતુરાઈથી મેળવી લીધી. માલણનો રૂપસિંહ ઉપર અનહદ પ્રેમ હતો. એ તો તેના ઉપર, પોતાના પેટના દીકરા જેટલું વહાલ રાખતી હતી. વળી તે પુષ્કળ હિંમતવાન પણ હતી. એટલે પોતાની સાથે રૂપસિંહે આપેલી અમૃતની સીસી લઈ સૂર્યોદય થતા પહેલાં જ જંગલમાં તે રૂપસિંહના મૃત દેહની શોધમાં નીકળી પડી. સુભાગ્યે થોડા સમયમાં તેણે રૂપસિંહનાં મૃત દેહને શોધી કહાડયો. પોતાની પાસેની શીશીમાંથી તેણે અમૃતનાં ત્રણ ટીપાં રૂપસિંહના મૃત દેહ ઉપર છાંટયાં એટલે તે સજીવન થઈ એકદમ બેઠો થઈ ગયો. માલણ પોતાની સાથે ખાવાનું તેમ એક પાણીની ભરેલી સિરોઈ લાવી હતી. પહેલાં તો તેણે અત્યંત ઉમળકાથી રૂપસિંહને ખવડાવ્યું અને પાણી પાયું અને પછી થોડાં જંગલમાં બંનેએ લાંબા સમય સુધી એકાંતમાં મસલત કરી અને છેવટે એવું નક્કી કર્યું કે હાલમાં રૂપસિંહે કુશસ્થલી બીલકુલ પાછાં ફરવું નહિ. કારણ કે કુશસ્થલીમાં રહેવું કે રાજકુંવરીને મળવું એ તેને માટે હવે ઘણુંજ જોખમ ભરેલું છે. રૂપસિંહ કુશસ્થલી પાછો ફરે તો માલણને માટે પણ તે હવે જોખમ ભરેલું થઈ પડશે કારણું કે સામાન્ય રીતે તો રૂપસિંહ માત્ર માલણનો ભત્રીજો છે એવીજ માન્યતા બધે પ્રચલિત હતી. રૂપસિંહ તો જંગલમાં શિકાર કરતાં કરતાં મરણ પામ્યો છે એવીજ વાત ફેલાવવી એ ડહાપણ ભરેલું છે. અંધારી રાત્રે રૂપસિંહે કુશસ્થલી નગર બહાર એક ધર્મશાળા છે ત્યાં જવું. માલણું ત્યાં આવી રૂપસિંહને તેનો ઘોડો, પવનપાવડી વગેરે બધો સામાન સોંપી દેશે. એટલે રૂપસિંહે એકદમ મગી ક્ષત્રપની હદ છોડી નાશી જવું અને ક્ષત્રપના મુલકની હદની બહાર ગીરનાર પર્વત છે તે પર્વત ઉપર એકાદ ધર્મશાળામાં કે મંદિરમાં સાધુને વેશે રહેવું. માલણે રાજકુંવરીને મળવું અને તેનો પ્રેમ રૂપસિંહ ઉપર ખરેખરો છે અને રૂપસિંહના મૃત્યુથી ખરેખર શોકમાં પડી ગઈ છે કે કેમ તેની પુરેપુરી ખાતરી કરવી અને ત્યારપછીથી રૂપસિંહ જીવતો છે અને ગીરનાર પર્વત ઉપર રહે છે તેની કુલપંચીને માલણે ખબર આપવી. રાજકુમારી કુલપંચી રૂપસિંહ સાથે વડનગર છાનીમાની નાશી જવાનું કબૂલ કરે તો માલણે ગીરનાર આવવું અને રૂપસિંહને ખબર કરવી. અને પછીથી તેઓએ રાજકુંવરી કુલપંચીને ઉપાડી કુશસ્થલીથી કેવી રીતે નાશી જવું તેની તજવીજ કરવી. પણ જો એવું માલમ પડે કે, રાજકુંવરી કુલપંચીનો રૂપ-

સિંહ ઉપર ખરેખરો પ્રેમ છે અને તેના મૃત્યુથી તે ખરેખરી શોકસાગરમાં પડી છે તો પણ પોતાના પિતાનું ઘર છોડી રૂપસિંહ સાથે કુશસ્થલીથી વડનગર નાશી જવાની તેની હિંમત નથી, તો પણ, માલણે યુક્તિ ગોઠવી રાખવી અને તે ગોઠવણ અનુસાર માલણની મદદથી રૂપસિંહે રાજકુંવરી ફુલપંચીને છાનામાના ઉપાડી કુશસ્થલીથી વડનગર લઈ જવી.

ઉપર મુજબ કરેલી ગોઠવણ અનુસાર રૂપસિંહે નાસિપાસ થઇને ગીરનાર તરફ પ્રયાણ કરવા માંડયું. ગીરનાર પહોંચતાં જ તેનો એક ત્રિકાળજ્ઞાની યોગી સાથે ઓચિંતો મેળાપ થઈ ગયો. એ યોગીને જોતાં જ રૂપસિંહને તેના ઉપર પૂજ્યભાવ ઉત્પન્ન થયો. તે અત્યંત ભક્તિભાવથી એ યોગીની પાસે ગયો અને લાંબા થઇ યોગીને પગે પડી તેને સાષ્ટાંગ દંડવત્ પ્રમાણ કર્યાં. યોગી પણ એકદમ તેના ઉપર પ્રસન્ન થઇ ગયા, અને તેમણે રૂપસિંહના માથા ઉપર હાથ ફેરવી આશીર્વાદ દીધા અને જાણે તે બધું જ જાણતા હોય તેવી રીતે તેમણે રૂપસિંહને કહ્યું, " વડનગરમાં સાધવી રાજમાતા છેદુમતી તારે માટે ઝુરી મરે છે અને માંડ માંડ દહાડા કાઢે છે. કુશસ્થલીમાં મગી રાજકુંવરી ફુલપંચી તારા વિયોગને લીધે ચોધાર આંસુએ વિલાપ કરે છે અને તું તો અહીં આ આમ સાધુનો વેશ લઇ ભટકયા કરે છે ! ક્ષત્રિય પુત્ર થઈ તેં ક્ષાત્રધર્મને વિસારી મુકયો છે અને એક યવન ક્ષત્રપથી ડરી તું આમ નાસતો ફરે છે. હિંમત રાખ, વીર પુરુષની માફક કુશસ્થલી પાછો જા, અને ગુપ્ત રીતે પહેલાં માલણને મળ, અને તેને સહીસલામત મારી પાસે લાવી મને સોંપી દે. પછી તું આવાજ સાધુના વેશમાં કુશસ્થલીની નજીકમાં ફર્યા કરજે. વસંત ઋતુ બેસતાં જે દિવસે દહાડો અને રાત સરખાં જ હોય છે તે દિવસે આગ લોકોનું નવું વર્ષ બેસે છે. તે દિવસે કુશસ્થલીમાં મહાન વસંતોત્સવ થશે. એ વસંતોત્સવમાં ભાગ લેવા રાજકુંવરી ફુલપંચી ગામ બહાર સરોવરમાં નહાવા જશે. તારે તો પવન પાવડીમાં બેઠા બેઠા ઉંચે આકાશમાંથી બધો તાલ જોયા કરવો અને એ નાહીને કાંઠા ઉપર પાછી ફરે કે તરતજ તારે પવન પાવડી આકાશમાંથી નીચે ઉતારી દેવી અને તેને પકડી પવન પાવડીમાં બેસાડી દેવી. અને પછી તારે પવન પાવડીને આકાશ માર્ગે ઉડાવી દેવી અને અહીંઆ મારી પાસે આવવું; અને પછી તારે માલણને તારી જોડે લઇ આનર્ત્ત પાછા જવું.

આ ત્રિકાળજ્ઞાની યોગીની સૂચનાનો રૂપસિંહે તાત્કાલિક અમલ કરવાનું શરૂ કરી દીધું. અનુભવે હવે તે કાંઇક ઘડાયો પણ હતો તેથી અધિરાઈ અને ઉતાવળથી હવે તેણે સાહસમાં એકદમ ઝંપલાવ્યું નહિં. પણ ધીમે ધીમે શાંતિથી વિચારપૂર્વક પગલાં ભરવા માંડયાં અને તેથી સુભાગ્યે તેની આપીએ યોજના ફત્તેહ મંદીથી પાર પડી. એમાં બીલકુલ વિઘ્ન નડયું નહિ.

રૂપસિંહ તેનું આવી રીતે હરણ કરવાનો છે તેનો રાજકુંવરીને તો બીલકુલ ખ્યાલ સરખો એ નહોતો. કારણ કે રાજકુંવરી ફુલપંચીને એ વાતની પ્રથમથી ખબર આપવાની ગોઠવણ યોગીની યોજનામાં નહોતી. રૂપસિંહ તેનું આમ જોરજુલમથી હરણ કરી જાય છે તેથી મગી રાજકુમારી ફુલપંચીને રૂપસિંહ ઉપર પહેલાં તો પુષ્કળ ક્રોધ ચઢયો અને કેટલાક દિવસ સુધી તો તેણે રૂપસિંહ સાથે અબોલા પણ લીધા. પરંતુ છેવટે તો પ્રેમનોજ વિજય થયો. થોડા સમય પછી તે મનાઇ ગઇ અને તેણે રાજીખુશીથી

રૂપસિંહ સાથે લગ્ન કરવાનું તેમ હિંદુધર્મ સ્વીકારવાનું કબૂલ કર્યું. ગીરનાર ઉપર મહાદેવના મંદિરમાં પહેલાં ત્રિકાળ જ્ઞાની યોગીએ મગી રાજકુંવરીને હિંદુધર્મની દીક્ષા આપી અને પછી પોતે જ કન્યાદાન દઈ તેની સાથે રૂપસિંહનાં વિધિપૂર્વક લગ્ન કરાવ્યાં. મગી રાજકુંવરી તથા માલણને લઈ રૂપસિંહ નિર્વિઘ્ને વડનગર પાછો આવી શકયો. મગી રાજકુંવરીનું બહાદુરીથી હરણ કરી વિધિપૂર્વક તેની સાથે લગ્ન કરી તેને પોતાની સાથે લઇ રૂપસિંહ સહીસલામત વડનગર પાછો ફરે છે એ ખબર જાણી સાધવી રાજમાતા ઇંદુમતીનો હર્ષ માતો જ નહોતો. તેમ માત્ર એકલા વડનગરની નહિ સમસ્ત આનર્ત પ્રાંતની પ્રજા પોતાના યુવાન રાજાના આ પરાક્રમ ઉપર મુગ્ધ થઇ ગઇ.

રાજા રૂપસિંહ તથા મગી રાણી કુલપથાએ અતિ આનંદથી સુખચેનમાં તેમનું બાકીનું જીવન વીતાવ્યું.



## લગ્ન-મિલન

:: ઝૂલણા ::

પ્રિય પ્રિયા કને નજીક આવી બેસે,
બેઉના પ્રેમમય નેત્રો ઉત્સુક દિસે;
પ્રિયાની પ્રિય પર સ્થિર દૃષ્ટિ દિસે,
મુખ સોહામણું દષ્ટિમય એ દિસે!

વિચાર કંઇ ઉદ્ભવે મન પરે બેઉના,
પહોંચતા અંતર્યો કંઇક એ હૃદયમાં;
અગમ્ય એ લાગણી સુખના પ્રદેશમાં,
સુલાયમ એવી કૈંક જાગતી જન્મવા!!

બેઉ સ્વનેત્રથી અન્યોન્ય નિરખતાં,
પ્રિય એ નેત્રામૃત પ્રિયાનું નિહાળતાં;
મળી 'દષ્ટી-દષ્ટ'ને-અંતરે આનંદતા,
સૃષ્ટિ પર પ્રભાતના ફુલ ફાલી રહ્યાં!!!

શ્રી. છોટમ એ. કવિ

# એક ખુલ્લો પત્ર

લેખક :
શ્રી. નવનીતલાલ મગનલાલ શાહ

સ્નેહી બ્હેન,

ત્હારો પ્રેમાળ પત્ર પહોંચ્યો. લાંબે ગાળે સાસરેથી પીયેર આવેલી એકની એક દીકરી ને નીરખી માના હેતાળ હૈયે જેટલો આનંદ થાય, સૂર્યના પ્રચંડ તાપથી તપતા રેતાળ પ્રદેશમાં મુસાફરી કરતાં પથિકને એકાએક હરીયાળી જગ્યા જોઇને જેટલો આનંદ થાય, કચેરીના કપરા કાર્યથી કલાન્ત થયેલા કારકુનને ઘરની કામિની અવલોકીને જેટલો આનંદ થાય, તેથી પણ વધુ આનંદ મને થયો. મેં જાણ્યું કે તેં ત્હારૂં અંતઃકરણ એ પત્રમા ઠાલવ્યુ છે. કેમ ન ઠાલવે ? પોતાના એકના એક નાના ભાઈ ઉપર હૃદય ઠાલવવાનો બ્હેનને અબાધિત અધિકાર છે. તને એ બધું લખવાની સંપૂર્ણ સત્તા છે. હું પણ મારી ફરજ અદા કરૂં તો તે અસ્થાને તો નહિ જ ગણાય. મારે મારા વિચારો જણાવવા રહ્યા. ગુસ્સો તો નહી થાય ને ?

બહેન, તું લખે છે કે જ્યારે આખાય ઘરનો ભાર મારા ઉપર છે તો પછી મારે આ બધા સામાજીક અને દેશિક કાર્યો શા માટે કરવાં ? દરેક માણસે પહેલાં પોતાનું ઘર સંભાળવું, પછી પડોશીની કુમકે જવું, પછી મહોલ્લાની મદદે દોડી જવું, ઈત્યાદિ ક્રમે ક્રમે આગળ વધવું. હું પણ ક્યાં નથી જાણતો કે ' Charity begins at home "? " ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો " જેવી નીતિ અખત્યાર કરવી એ શ્રેયસ્કર નથી. વાત ગળે ઉતરી જાય એવી છે, આના ઉપર દીર્ઘદૃષ્ટિ કરી જો આપણે વિચાર કરીએ તો જણાશે કે આજે ઘેર ઘેર આવું બને છે. યુવાનોને કર્તવ્યશીલ થવાની ધગશ છે. જ્યાં જુઓ ત્યાં આજે આગ સળગે છે. એકલા માણસથી કંઈ ઓછી આગ શાંત થાય છે ? આપણે બધાએ સાથે મળી આગ શાંત કરવાનો સાચો પ્રયત્ન કરીએ તો પ્રચંડ આગ પણ જોતજોતામાં શાંત થઈ જાય. હું માનું છું કે દરેક વ્યક્તિએ પોતાનું ઘર સંભાળવું જોઇએ. છતાં મને જરા એ અરૂચિકર છે કારણ કે એમાં સ્વાર્થવૃત્તિ સમાયલી છે. એક ઘરને સંપૂર્ણ રીતે સંભાળવા જતાં અનેક ઘરને થઇ શકતી મદદ અટકી જાય છે; તો પછી આપણે જેણે એક ટંક પુરતું ખાવાનું પણ નથી મળતું તેને કેમ મદદ ન કરીયે ? કયું સારૂં ? એકની સેવા કે અનેકની ? આપણે તો વૈષ્ણવીય ધર્મ છે કે બને તેટલાને શક્ય મદદ કરવી. મહાત્મા દધીચીએ પોતાના આંતરડાં કાઢી આપી અનેક દેવોને સંતોષ્યા હતા. રાજર્ષિ રંતીદેવે અડતાલીસ દિવસના ઉપવાસ કર્યાં હતા–શેને માટે ? ગરીબ, ભુખ્યા, અર્ધનગ્ન જીવાત્માઓની ક્ષુધા તૃપ્તિ માટે. આપણે આટલી હદ સુધી તો હાલ જઇ શકીયે નહિ પરંતુ એમાંથી કંઈક તો કરી શકીયે ને ? આપણે ખરેખર જીવવું જ હોય તો જીવનની સાર્થકતા સંપૂર્ણપણે સમજવી જોઇએ–જીવન જીવી બતાવવું જોઇએ. તું સુજ્ઞ છે. તને વધારે શું લખું ?

બહેન, તું કહે છે કે–નાની બહેનને વધારે ભણાવવાની જરૂરીયાત નથી. લખતાં વાંચતાં આવડયું એટલે એનું વિદ્યાર્થી-જીવન સમાપ્ત થયું. ખરૂં તો છોકરીઓને ઘરકામ આવડવું જોઇએ-જેઓના ઘરમાં નવોઢા ઘરકામ બરાબર જાણતી નથી હોતી તેઓનું

ઘર ધંધોનીયું બને છે-કંકાસનું કેન્દ્રસ્થાન બને છે. ભણીને કયા એમને નોકરી કરવી છે? વાત તો ઉપર ટપકે સત્ય જેવી લાગે છે. શુ નોકરી માટે જ ભણવાનું છે? તુ કયા નથી જાણતી કે सा विद्या या विमुक्तये। ? મ્હેન ઉંડા ઉતરીયે જ્યા સ્ત્રીઓ અશિક્ષિત અને અસંસ્કારી હોય છે ત્યા ઘણુંખરુ સાસુ વહુ, નણંદ ભોજાઇ વિગેરે વચ્ચે સારૂં બનતું નથી; જ્યા સ્ત્રીઓ શિક્ષણ પામેલી હોય છે અને કેળવાએલી હોય છે ત્યાં પરસ્પર સહકારની શુભ ભાવના મોટે ભાગે જોવામા આવે છે. તેઓ પોતાની જવાબદારી સારી રીતે સમજવા પ્રયત્નશીલ બને છે. તેઓ જાણે છે કે કકાસ એ વિષ છે. गृहिणी गृहमुच्यते । સ્ત્રી એ ઘરની અધિષ્ઠાત્રી છે. સંસ્કારી સ્ત્રી ઘરને સ્વર્ગભૂમિ બનાવે છે. એના ઉપર ભવિષ્યની પ્રજાનુ ઘડતર અવલબે છે यथा राजा तथा प्रजा। એના કરતા यथा दारास्तथा प्रजा. કહીએ એ વધારે સંધમેસ્તુ છે ભણેલી સ્ત્રી પોતાના પતિને ઘણી મદદ કરી શકે છે જ્યા સુધી સ્ત્રીને બાળઉછેર ઇત્યાદિ ગાર્હિક વિષયોનુ પુરતું જ્ઞાન પ્રાપ્ત નથી થયુ ત્યાં સુધી બહેતર છે કે તેણીએ પ્રસુતિવિહોણી રહેવુ. એને માટે એ જ શ્રેયસ્કર માર્ગ છે. ભણતી છોકરીઓ ચારિત્ર્યહીન બની વંઠી જાય છે એ તારી દૃષ્ટિએ સાચું હશે પરંતુ મારી દૃષ્ટિએ તો ગલત વાત છે આમા ભણતરનો દોષ નથી. દેવતાથી આગ લાગે કે ધુણિ થાય માટે શું દેવતા નહિ સળગાવશે? સાચવીને કામ કરીએ તો બધુ જ બરાબર થાય. આપણે પુરી કાળજી રાખીએ તો ભણીને વંઠી જવાના પ્રસંગો બને જ નહિ અશિક્ષિત અને શિક્ષિત વર્ગ વચ્ચે મોટો અખાત છે-એકને જવાબદારીનું જ્ઞાન નથી જ્યારે બીજો પોતાની જવાબદારી સારી રીતે સમજે છે, સાચા શિક્ષણથી વિચારોને પુષ્ટિ મળે છે-એક બીજાની વધારે સાંનિધ્યમા અવાય છે-દૃષ્ટિકોણ વિસ્તૃત થાય છે આટલું બસ જ છે ને?

બ્હેન, એક વાત કહેવાનું મન થઇ જાય છે. હૃદયોર્મિઓ મને લખવા પ્રેરે છે દબાવે છે કલમ કાબુમા રહેવાનો ઇન્કાર કરે છે. હું લખુ છું. ત્હારે વાચવું પડશે-મનન કરવું પડશે, જગત આજે ક્રાન્તિકાળમાથી પસાર થઈ રહ્યુ છે દુનીયા નવી રચના માગે છે. હિન્દને પણ વિશ્વની નૂતન રચનામા પાઠ ભજવવાનો છે. આ સંક્રાન્તિકાળ જગત્ ઉપર નવો રાહ બતાવશે નવે ચીલે દોરી જશે સ્વાર્થના સગ્રામ ખેલાય છે. સ્વાર્થનો ઓપ ચઢાવીને પરમાર્થની ઘોષણા દરેક દેશ કરી રહ્યો છે ચર્ચિલ કહે છે કે નાના દેશોની આઝાદિ અર્થે-લોકશાસનના રક્ષણાર્થે-બ્રિટને વિગ્રહમા ઝપલાવ્યુ છે. હિટલર કહે છે કે જગતમા ન્યાય અને શાન્તિ સ્થાપવા મે બળવો પોકાર્યો છે. જર્મનીએ ઓસ્ટ્રીઆ, ઓહીયા કર્યુ, ઝેકોસ્લોવેકીયા ઝડપી લીધું, પોલેડને પાયમાલ કર્યું, બેલ્જીયમ, હોલેંડ અને છેવટે ફ્રાન્સને પણ કેદી નાખ્યું. ઇગ્લેડ આ દેશોની સ્વતંત્રતા માટે જર્મનીને પડકારી રહ્યું છે. એ એની રીતે સાચુ છે. દરેક ઠેકાણે એમ જ બને છે. આપણે પણ આપણી રીતે સુસજ્જ થવુ પડશે આજ નહિ તો આવતી કાલ. પ્રચડ દાવાનળ ધુધવાઈ રહ્યો છે એ અગ્નિ પોતાના કણો દુનીયાના દરેક અક્ષાસ રેખાસ ઉપર વેરી રહ્યો છે જુની રચના ભસ્મીભૂત થતી જાય છે. વિશ્વમા પ્રલય ફાટયો લાગે છે-દરીયાએ પોતાની માઝા મુકી છે-કોણ ડુબશે એ કહી શકાતુ નથી. દરેક દેશ એ પ્રલયમા તણાવાનો છે. આજે આપણે સગઠિત નહિ થઇએ તો કાલે થવું પડશે. હિન્દીઓ એક-અને

અવિભાજ્ય છે એ બતાવવાનો સમય આવી પહોંચ્યો છે. હિન્દમાતા આપણી કને એકજ ભ્માજણી માગણી કરી રહી છે—" મારી મુકિતને કાજે યાહોમ કરી એમાં ઝંપલાવો–મારા વ્હાલા પુત્રો, મારી કુખ લજવાતી બંધ કરો. તમારા પ્રાણની આહુતિ માંગું છું–તમારા દેહની ભીખ માંગુ છું. ચાલો, ચાલો, ઉઠો, આળસ ખંખેરી ટટાર બનો. સ્વાતંત્ર્યની કંઠી બાંધો. "

બ્હેન, ચાલ ત્યારે, આપણે પણ સ્વાતંત્ર્ય ચોકમાં ખેલવા જઇએ. ભાઇ બ્હેનની જોડી અતુટ છે. કયારે આવે છે ? પત્ર વધુ લાંબો થઈ જવાની દહેશત લાગે છે; માટે આટલેથીજ વિરમું છું. વધુ હવે પછી લખીશ. એજ.

સ્નેહાભિલાષી
ત્હારા નાના ભાઈના
વંદેમાતરમ્ ।




લેખક : શ. 'પ્રમોદ', બી. એ.

[ ડિસેમ્બર અંકના પાન ૨૮૮થી ચાલુ ]

## પ્રકરણ ચૌદમું

### શિક્ષા

યશોમતિ સવારમાં મુક્તાને મળવાનો નિરધાર કરીને સૂતી ! એને નિંદર આવતાં સુધી બે વિચારો આવ્યા કર્યો-મુક્તાને મળવું જ-આ તે કુાનયાંદારીનો ઝટકો હશે ?

સવારમાં જ કાન્તિ આવ્યો અને સર-સામાન બાંધવાને કારણે, અગર ઠેકાણે મૂકવાને કારણે, અગર તો કાંઇ શોધવાને કારણે યશોમતિને બપોર સુધી તો રોકી રહ્યો. યશોમતિને ક્યારેક ક્યારેક એમ થતું કે કાન્તિ એને રોકી રાખવા આવ્યો છે. છતાં વળી એમ પણ થતું કે જે કામ એઓ કરે છે તે તો અત્યારે જ કરવાનું છે.

સાડા અગીઆર વાગ્યાની વેળાએ કાન્તિ ઘેર જવા તૈયાર થયો ત્યારે એણે યશોમતિને કહ્યું: "યશો, મારૂં કહેવું માનીશ ?"

"કાં નહિં માનું ? જો માનવા જેવું હશે તો ?"

"મારી સાથે ચાલ. આપણે વિશ્વ-નાથને મળવું છે."

કાન્તિએ જો યશોમતિને મુક્તાબ્હેનને ન મળવાનું કહ્યું હોત તો કદાચ એ ન માનત; પણ આ વાત માનવામાં એને મુશ્કેલી ન આવી, એ સમજી કે જે કાંઈ પગલાં લેવાય છે એ પોતાને જોઇતી હકીકત જાણવાનાં જ છે.

એઓ વિશ્વનાથને ત્યાં ગયાં ત્યારે વિશ્વનાથ ઘેર જ હતો. એઓને જોઈ વિશ્વ-નાથને આશ્ચર્ય થયું.

"તમે બન્ને આજે તો ? આર્ય ધર્મના રતંભો ભૂલાં પડયાં કે શું ? વ્યંગમાં વિશ્વ-નાથે કહ્યું.

"ભૂલાં કાંઈ નથી પડયાં. નવ-ધર્મના પ્રકાશકને ત્યાં અમે પહોંચ્યાં છીએ એમ અમારૂં માનવું છે." કાન્તિએ કટાક્ષ કર્યો.

"આટલું બધું કેમ બોલવું પડે છે ?"

"શરૂઆત મેં નથી કરી વિશ્વનાથ."

"હશે, ચાલ, એ વાત જવા દે. આજે તમે બંને ઓચિંતા શું આવ્યાં. કાંઇક મુંઝાણાં લાગો છો."

"મુંઝવણ તો ખરીજને, હું તો એ પત્તો મેળવવા આવ્યો છું કે મુક્તાબ્હેન ક્યારે મળી શકે. યશોમતિ કહે કે મારે એને ખાનગી મળવું છે."

યશોમતિ મુંગી જ ઉભી હતી.

"અરે, પણ બેસો તો ખરાં બન્ને."

"તને એ કહેવાની પણ ક્યાં ફુરસદ છે."

ત્રણે જણાં બેઠાં.

" મુક્તાબ્હેનની મને શું ખબર? "

" વિશ્વનાથ તું એમ વાત ઉડાવવાનું રહેવા દે. એ અહિં આવ્યાં. તને પહેલામાં પહેલો બોલાવ્યો. તું ન્હાની છોડીઓનો માસ્તર નીમાયો. તું અને મુકુન્દ લડયા. મુક્તાબ્હેન અને ચંપાશેઠાણી વચ્ચે ચકમક ઝરી અને તેં મુક્તાબ્હેનને મકાન અપાવ્યું એટલે એ બંગલેથી ચાલ્યાં આવ્યાં. આટલી હકીકત તો હું જાણું છું. તારે તો હવે મુક્તાબ્હેનને મેળવી આપવાની વાત છે."

" તે તું બધું જાણે છે અને હું કાંઇ નથી જાણતો કેમ ? "

" અમારી વાત જરાયે ખાનગી નથી. સુંદરલાલકાકો અને નંદુકાકી અહિંથી ચાલ્યાં જાય છે અને યશોમતિ અહિં ત્રિવેણી ભેગી રહેવાની છે. એટલું કાલે નક્કી થયેલ. પણ રાત્રે ગમે તે થયું હોય યશોમતિ એવો વિચાર કરે છે કે એણે મુક્તાબ્હેનને એકવાર મળી લઇને કાકાને શા માટે ન અટકાવવા ? "

" કાકાનું એ ગજું નથી ! એને માટે નિર્મળ બુદ્ધિ અને વજ્રની છાતી જોઇએ છે. કાકા વૃદ્ધ થયા-એનાથી નવા વિચારોનો પ્રવાહ ઝીલી શકાય એમ નથી; એ નવા વાતાવરણમાં વસી શકે એમ નથી. એ તો એવું જોશે કે એણે....."

" વિશ્વનાથ, તારા જેવો મૂરખ મેં એકે ન જોયો. તું તારી બડાઈ હાંકતો હાંકતો કયાં શું બોલે છે એનું તને ભાન નથી. જરા તો ખ્યાલ કર કે તું યશોમતિ આગળ આ બોલે છે. "

" હું બરાબર સમજીને બોલું છું ! આવી નાજુક અને અસ્થિર વિચારની સ્ત્રીઓ માટે આ જગત નથી; દોડતાં દોડતાં પડવું અને પડયા છતાં ઉભા થઈ દોડયે જવું-જેઓ એ નહિ કરી શકે એઓને માટે દુનિયાની આનંદમયી દિશા બંધ રહે છે."

" વિશ્વનાથ, એ બધી ઠીક વાત છે. પણ તારી તાકાત આમ બોલી નાખવામાં વાપરવા કરતાં થોડી સંગ્રહી રાખ તો સારૂં. તને આગળ ઉપર કામ લાગશે. અત્યારે અમે આવ્યાં છીએ એ કામ થઇ શકે તો કરી આપને ? " યશોમતિએ ગુસ્સો આવ્યા છતાં શાંતિથી કહ્યું.

" હું એજ રાહ જોતો હતો ! યશોમતિ, તું જો એમ કહેતી હોય કે મારે ઝેર ખાવાનું છે તો હું ખાઇશ. અમે નવયુગનાં માણસો....."

" એ વાત તું મૂકીશ ? કાન્તિએ કહ્યું એ બની શકે એમ છે ? " લાલચોળ થઇ જઇ યશોમતિએ કહ્યું.

" ગુસ્સામાં પણ તું......"

કાન્તિએ વાકય પૂરૂં થયા પહેલાં તમાચો ધરી દીધો. અને યશોમતિને જાણે ફરમાશ કરી ! " બ્હેન, તમે ચાલ્યાં જાવ. હું હમણાંજ આવું છું. ત્રિવેણીને ત્યાં જજો."

યશોમતિ ઉભીજ રહી: વિશ્વનાથે સામી ઝપટ કરી.

કાન્તિએ એનાથી છેટા ખસી જઇ ધસારો કરી બીજો તમાચો લગાવી દીધો અને ચાલ્યા જવા યશોમતિને કહ્યું.

યશોમતિ ચાલતી થઇ ગઇ.

બન્નેને થોડીવાર ઝકાઝકી થઇ અને છેવટે કાન્તિ વિશ્વનાથની ઉપર ચઢી બેઠો. એજ વખતે બારના ટકોરા થયા અને મુકુન્દ ઉપર આવ્યો.

" આ શું આદર્યું છે, કાન્તિલાલ ? " એણે આવતાં વેંત સવાલ કર્યો.

" બદમાશ નહિં તો ! બોલ, ફરી બોલ, તારૂં રસશાસ્ત્ર આગળ ચલાવ ! નાલાયક ! " કાન્તિએ મુકુન્દ સામે જોયા વિનાજ માથું પકડી જમીન સાથે વારે વારે અફાળતાં વિશ્વનાથને કહ્યું.

મુકુન્દે પકડી કાન્તિને નીચે ઉતાર્યો.

વિશ્વનાથ બોલ્યા ચાલ્યા વિના પડી રહ્યો.

"વધારે લાગી ગયું હોય નહિ ક્યાંક !" મુકુન્દે પૂછ્યું.

"નીચ છે. દગલબાજી છે. ઢોંગ છે બદમાશનો ?," કાન્તિએ કહ્યું.

"કહી લે જે કહેવું હોય તે ?" વિશ્વનાથે બેઠા થતાં થતાં કહ્યું.

મુકુન્દ એની સામે જોઇ રહ્યો ! કાન્તિ તો બચાવમાં જ ઉભો હતો.

"કાન્તિ, તને કાંઇ વિચાર થયો કે તું શું કરે છે ? મેં તને આ સારૂ બોલાવ્યો હતો ?" વિશ્વનાથે જાળ પાથરવી શરૂ કરી.

"મૂવો સમજજે; જો કાંઈ દગલબાજી આદરી છે તો. તેં મ્હને બોલાવ્યો હતો ?"

વિશ્વનાથે ઘડીયાળ સામે જોયું. બાર માથે દશ થઇ હતી., એણે બોલવાનું કર્યું ત્યાં કાન્તિ વચ્ચે પડયો.

"ફરી વાર કહું છું કે ફરેબી નહિ, બાર માથે દશ થઇ છે. બાર અને પંદરે તારે અહિંથી જવાનું છે અગર અહિ કોઇ આવવાનું છે. એ હિસાબે તું લક્ષાંશ સુધીના હિસાબો રાખનારો ફરેબીની શરૂઆત કરે છે તે હું જાણું છું. પણ હું તને અત્યારે એકલો જવા દેવાનો જ નથી."

મુકુન્દ જોયા જ કરતો હતો. વિશ્વનાથ કાંઇક વિચારમાં પડયો હતો. એને અત્યારે તો આ લપમાંથી છુટવું હતું.

"બોલ શું કરવું છે ? તારે બહાર જવું છે કે રોકાવું છે; બારને ચૌદ. માત્ર એક 'મિનીટ' છે, બોલ. બધો વેશ ખુલ્લો કરવો છે કે આટલેથી બંધ રાખવો છે ?"

"મુકુન્દની આગળ નકામો મને શા માટે હલકો પાડે છે ?"

"ઠીક છે. મુકુન્દ, હરકત ન હોય તો તમે અહિં જરા વાર રહેશો ? બાજુના મકાનમાંથી હું જરા અમારા એક મિત્રને બોલાવી લાવું ?"

વિશ્વનાથ ડઘાઇ ગયો.

કાન્તિએ જવા તૈયારી કરી.

"કાન્તિ, ' વિશ્વનાથે એને વાર્યો. એની આંખમાં આજીજી હતી.

અને કાન્તિ અટકી ગયો.

"કાન્તિ, ઈશ્વરને ખાતર રહેવા દે, નકામો ક્લેશ થશે."

મુકુન્દને તો સમજજ ન્હોતી પડતી કે આ બધું શું છે? એ તો માત્ર બતાવેલ મકાને વખતસર કાન્તિના કહેવાથી આવ્યો હતો.

"હવે રહેવા દેવાપણું કશું છે નહિ. હું નહિં જાઉં તો એ આવશે."

એ વખતે જ બરાબર ચંપાશેઠાણી ઉપર આવ્યાં.

વિશ્વનાથને તો કાંઇ સૂઝ્યું જ નહિં કે આ શું કારસ્થાન રચાયું છે.

કાન્તિએ એમને બેસવા કહ્યું. અને ઉમેર્યું; "બ્હેન, વખતસર આવી ગયાં હોં. હમણાંજ આપણે જઇએ. મને કહેવરાવ્યું છે કે જમવાનું થવાને જરા વાર છે. મારૂં ઘર તદ્દન નજીકમાં જ છે. હરકત નથી ને?"

"તે આમ અરધે રસ્તે. અને કાન્તિ, તું ક્યારનો અહિં આવ્યો છે ને વાત પણ નથી કરતો કે ચંપાબ્હેન આવવાનાં છે. બ્હેન, આની લુચ્ચાઇ તો જુવો. મ્હને કહે છે કે તને હમણાં એક આશ્ચર્ય બતાવું છું, ગે' જાણ્યું કોણ જાણે શું હશે? ત્યાં તો મુકુન્દભાઇ આવ્યા; અને એટલામાં તમે આવ્યાં."

ચંપાએ ચારે બાજુ જોઇ કહ્યું: "તમે ત્રણે જણા અહિં શું કરતા હતા?"

"લડાઈ, બ્હેન, જમવું છે એટલે વિચાર કર્યો કે ચાલો જરા બથંબથી કરી લઇએ." કાન્તિએ જવાબ દીધો.

"આ ભાઇસાહેબ પટકાયા લાગે છે!"

"બ્હેન, હું કોઈ દિવસ આ કાન્તિ આગળ જીત્યો જ નહિ. મ્હને એ તો એક અફસોસ રહી ગયો."

"તમે લડો ત્યારે કેવા લાગતા હશો!"

"એમ કરી લડાવો હવે ફરીથી, ભાભી!" મુકુન્દે વચ્ચે કહ્યું.

"અમારે બીજું શું કરવાનું હોય? તમોને લડાવવા સિવાય?" ચંપાએ જવાબ દીધો.

"અંદર અંદર લડવાનું પણ?" કાન્તિએ કહ્યું.

"તમારા જેવું નહિં હો?"

"કોણે કહ્યું કે અમારા જેવું નહિ. અમે રમીએ અને ભેળા થઇએ; તમે તો લડો તે પાછાં એક બીજાની સામેજ ન જુઓ."

"ચાલશું ને કાન્તિ, હવે બ્હેનને બહુ મોડું થશે?" વિશ્વનાથે બધાંને ઉઠાડવા માટે તજવીજ કરી.

"ચાલીએ. બ્હેનને એકનેજ ક્યાં મોડું થાય છે. ભાઇને પણ થાય છે. અને તારે આમાં ક્યાંક ફસાઈ જવું પડે એવું પણ થવા માંડ્યું છે."

વિશ્વનાથ કાંઇ બોલ્યો નહિં. હવે જે મિનિટો જતી હતી તે બહુ કપરી હતી.

"તું ચાલીશને?"

"હું તો નહિં આવું, મેં તને પહેલે-થીજ કહ્યું ને?"

"ત્યારે જઇએ. ચંપાબ્હેન પાંચ મિનિટ બેસશોને? હું હમણાંજ આવ્યો."

ત્રણે જણાં બેઠાં રહ્યાં અને કાન્તિ ઝપાટાબંધ નીકળી ગયો. [ ચાલુ ]



સૌ. લીલાવતી પટેલ

## ( ૪ ) પુરૂષો માટેનું પુલઓવર

**સ્વેટર ગુંથવામાં જોઈતી ચીજો—** ૧૦ ઔંસ ઊન, દસ નંબરના ચાર સોયા.

**સ્વેટરનો આગળનો ભાગ—** દસ નંબરના સોયા ઉપર ૧૧૨ ટાંકા લેવા. ૧ ટાંકો સાદો અને એક ટાંકો ઉંધો એ પ્રમાણે ૩॥ ઇંચ થાય ત્યાંસુધી ગુંથવું અને નીચે પ્રમાણે ટાંકા વધારવા.

પહેલી લાઇન—૩ ટાંકા સાદા, * એક ટાંકામાં બે ટાંકા ગુંથવા એટલે એક ટાંકો વધારવો. ૭ ટાંકા સાદા. * આ નિશાનીથી પાંચ ટાંકા રહે ત્યાંસુધી ગુંથવું. એકમાં બે ટાંકા ગુંથવા, ૩ સાદા અને છેલ્લામાં એક ટાંકો વધારે ગુંથવો ( ૧૨૭ ટાંકા ) આટલું કર્યો પછી શરૂઆતથી ૯॥ ઇંચ થાય ત્યાંસુધી એક લાઇન સાદી અને એક લાઇન ઉંધી એ પ્રમાણે ગુંથવું.

૧ લી લાઇન—૬૩ ઉંધા, ૧ સાદો, ૬૩ ઉંધા. ૨ જી લાઇન—સાદી. ૪થી, ૬ઠ્ઠી, ૮મી વિગેરે લાઇનો સાદી ગુંથવી. ૩જી લાઇન—પહેલી લાઇન પ્રમાણે. ૫મી લાઇન—૬૨ ઉંધા, ૩ સાદા, ૬૨ ઉંધા. ૭મી લાઇન—૫મી પ્રમાણે. ૯મી લાઇન—૬૧ ઉંધા, ૫ સાદા, ૬૧ ઉંધા. ૧૧મી લાઇન—નવમી પ્રમાણે. આ પ્રમાણે ૫૪ ઉંધા, ૧૯ સાદા, ૫૪ ઉંધા આવે ત્યાંસુધી ગુંથવું.

**ગળાનો ઘાટ—** ૧લી લાઇન-૬૩ સાદા, ૧ ટાંકો બંધ કરવાનો, ૬૨ સાદા. હવે છેલ્લા ૬૩ ટાંકા ઉપર ગુંથવાનું અને બીજા ૬૩ ટાંકા જુદા સોયા ઉપર રાખવા. ૨જી લાઇન-૫૪ ઉંધા, ૯ સાદા, ૩જી લાઇન-સાદી.

**બાંયનો ઘાટ—** ૪થી લાઇન-૩ ટાંકા બંધ કરવાના, ૧૦ ટાંકા રહે ત્યાંસુધી ઉંધા ગુંથવા, ૮ સાદા, બે ટાંકા ભેગા ગુંથવા. ૫મી લાઇન-સાદી. ૬ઠ્ઠી લાઇન-૩ ટાંકા બંધ કરવાના. ૯ ટાંકા રહે ત્યાંસુધી ઉંધી લાઇન ગુંથવી, ૯ સાદા. ૭મી લાઇન-સાદી. ૮મી લાઇન-૩ ટાંકા બંધ કરવાના, ૧૦ ટાંકા રહે ત્યાંસુધી ઉંધી લાઇન ગુંથવી, ૯ સાદા, બે ટાંકા ભેગા ગુંથવા. ૯મી લાઇન-સાદી. ૧૦મી લાઇન-૩ ટાંકા બંધ કરવાના, ૯ ટાંકા રહે ત્યાંસુધી ઉંધી લાઇન ગુંથવી, ૯ સાદા. આ પ્રમાને ગળા તરફ ૯ ટાંકાની પટ્ટી રાખી દરેક ચોથી લાઇને એકેક ટાંકો ઘટાડવો. સાથે સાથે બાંય તરફ એકેક લાઇનને આંતરે એકેક ટાંકો ઘટાડવો. બાંય તરફ પાંચ ટાંકા ઘટાડવા. ખભા માટે ૩૦ ટાંકા

રહે ત્યાંસુધી ગળા તરફ દરેક ચોથી લાઇને એકેક ટાંકો ઘટાડવો. હવે બાંયનો ઘાટ ૭॥ ઇંચ થાય ત્યાંસુધી સીધું ગુંથી જવું.

**ખભાનો ઘાટ**—૧લી લાઇન–૭ ટાંકા બાકી રહે ત્યાંસુધી સાદી લાઇન ગુંથવી પછી ત્યાંથી ફરી જવું. ૨જી લાઇન–ડીઝાઇન પ્રમાણે ગુંથવી. ૩જી લાઇન–૧૪ ટાંકા બાકી રહે ત્યાંસુધી સાદી લાઇન ગુંથવી. ૪થી લાઇન–ડીઝાઇન પ્રમાણે ગુંથવી. ૫મી લાઇન–૨૨ ટાંકા બાકી રહે ત્યાંસુધી સાદી લાઇન ગુંથવી. ૬ઠ્ઠી લાઇન–બધા ટાંકા સાદા ગુંથવા. ૭મી લાઇન–બધા ટાંકા બંધ કરી દેવા. બીજા ખભા માટે ગળા તરફ ઊન જોડો અને ઉપર ગુંથ્યું તે પ્રમાણે બીજી તરફ પણ ગુંથી જવું,

**સ્વેટરનો પાછળનો ભાગ**—દસ નંબરના સોયા ઉપર ૧૧૨ ટાંકા લેવા. એક સાદો અને એક ઉંધો એ પ્રમાણે ૩॥ ઇંચનો પટો કરવો.

૧લી લાઇન ૩ સાદા, * એક ટાંકામાં બે ટાંકા ગુંથવા. ૭ સાદા. * આ નિશાનીથી ફરી ગુંથો. છેલ્લા પાંચ ટાંકામાં એક ટાંકો વધારવાનો અને ૪ સાદા. પછી બાંયનો ઘાટ આવે ત્યાંસુધી એક લાઇન સાદી અને એક લાઇન ઉંધી એ પ્રમાણે ગુંથવું.

**બાંયનો ઘાટ**—આગળના ભાગમાં બાંયનો ઘાટ જેવી રીતે ગુંથ્યો છે તેવી રીતે ૯૨ ટાંકા રહે ત્યાંસુધી ગુંથવું.

**ગળું અને અને ખભાનો ઘાટ**—પહેલી લાઇન–૭ ટાંકા બાકી રહે ત્યાંસુધી સાદી લાઇન ગુંથવી. અને ફરી જવું ૨જી લાઇન–૭ ટાંકા બાકી રહે ત્યાંસુધી ઉંધી લાઇન ગુંથવી. અને ફરી જવું. ૩જી લાઇન–૧૪ ટાંકા બાકી રહે ત્યાંસુધી સાદી લાઇન ગુંથવી. ૪થી લાઇન–૧૪ ટાંકા બાકી રહે ત્યાંસુધી ઉંધી લાઇન ગુંથવી. ૫મી લાઇન–૨૬ સાદા, ૧૨ ટાંકા બંધ કરવાના, ૨૨ ટાંકા બાકી રહે ત્યાંસુધી સાદી લાઇન ગુંથવી. ૬ઠ્ઠી લાઇન–૧૮ ઉંધા. ૭મી લાઇન–૧૦ ટાંકા બંધ કરવાના. અને છેવટ સુધી બધા ટાંકા ગુંથી જવા. ૮મી લાઇન–બધા ટાંકા બંધ કરવાના. હવે બીજા ટાંકા વધ્યા તે માટે ગળા તરફ ઊન જોડવાનું.

૧લી લાઇન–૨૨ ટાંકા બાકી રહે ત્યાંસુધી ઉંધી લાઇન ગુંથવાની. ૨જી લાઇન–૧૮ સાદા. ૩જી લાઇન–૧૦ ટાંકા બંધ કરવાના. અને બધાં ટાંકા ઉંધા ગુંથી જવા. ૪થી લાઇન–બધા ટાંકા બંધ કરવાના.

**બાંયની પટી**—પહેલાં બંને ભાગ લઇ ખભા જોડી દેવાના અને બાંય ઉપરથી સોયા ઉપર આશરે ૧૦૦–૧૧૦ ટાંકા ઉપાડવાના. ૧ ટાંકા સાદો અને એક ઉંધો એ પ્રમાણે એક ઇંચની પટી ગુંથવી. બંને બાંયની પટી સરખી જ કરવાની. ટાંકા બંધ કરવાના.

**ગળાની પટી**—સ્વેટરની છતી બાજુએથી ત્રણ સોયા ઉપર 'ગળાની પટીએથી ગળા માટે ટાંકા ઉપાડવા. બે સોયા ઉપર આગળના બે ભાગના ટાંકા ઉપાડવા અને એક સોયા ઉપર પાછળના ગળાના ટાંકા ઉપાડવા. ચોથા સોયા વડે એક ટાંકો સાદો અને એક ઉંધો એમ ૧॥ ઇંચની પટી કરવી. પટીની શરૂઆતમાં અને છેડે એકેક ટાંકો ઘટાડવો. ટાંકા બંધ કરવાના.

હવે સ્વેટરની બંને બાજુઓ શીવી લેવાની. અને ગળાની પટી પણ વચ્ચેથી શીવી લેવાની.



# વિટામીન વિષે કંઈક

લેખક
ડૉ અમૃતલાલ હ પટેલ,
ડી પી એચ ઇત્યાદી
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ
સુરત શહેર મ્યુનિસિપાલિટી

આપણા શરીરને પોષણ આપવા માટે અને આપણને કામ કરવાની શકિત મળે તે માટે, આપણે ખોરાક લેવો પડે છે આપણા ખોરાકમા આપણે સ્ટાર્ચ ( કાંજી ) પ્રોટીન ( ) સાકર અને ચરબી ( ઘી તેલ ઇ ) મુખ્યત્વે કરીને જુદા જુદા રૂપમા લઇએ છીએ એ અનુભવથી આપણને માલુમ પડે છે કે સાકર અને કાંજીવાળા પદાર્થો આપણને શરીરને ચલાવવાની અને કામ કરવાની શકિત આપે છે જ્યારે પ્રોટીન તત્વ આપણા સ્નાયુને અને લોહીને વધારવાનુ કામ કરે છે આ ઉપરાત દરેક ખોરાકમા ધાતુ અને તેમના ક્ષાર હસ્તી ધરાવે છે તે પણ ખોરાક દ્વારા આપણા શરીરમા જાય છે આ ધાતુઓ અને ક્ષારો મુખ્યત્વે કરીને, લોખડ કેલ્શીયમ ફોસ્ફરસ, સોડીયમ અને પોટાશીયમ છે ક્ષારથી હાડકા મજબુત થાય છે અને લોહી સારૂ રહે છે પરતુ આ બધી વસ્તુઓ ઉપરાત આપણા ખોરાકમા એક એવી અજાયબ વસ્તુ આપણે લઇએ છીએ કે



જેને લીધે શરીરની બધી ક્રિયાઓ જેવી કે પાચનક્રિયા, રકત સંચાલન ક્રિયા, જ્ઞાનતંતુઓની ક્રિયા, શ્વાસોચ્છ્વાસની ક્રિયા વગેરેનું નિયમન થાય છે. આ પદાર્થને અંગ્રેજીમાં વિટામીન કહે છે.

ઉપર જણાવેલા બધા ખોરાકમાંથી જો વિટામીનનું તત્ત્વ લઈ લેવામાં આવે તો આપણા શરીરની બધી ક્રિયાઓમાં અનિયમિતતા આવી જાય છે અને આપણું શરીર કામ કરી શકતું નથી. ઉપરાંત આપણને અનેક જાતના રોગો પણ ઉત્પન્ન થાય છે.

## વિટામીનની શોધ કેવી રીતે થઈ ?

આગલા સમયમાં જ્યારે વરાળ યંત્રોની શોધ નહોતી થઇ ત્યારે લોકો વહાણમાં મુસાફરી કરતા હતાઃ તે જમાનામાં વહાણો ચારથી છ મહિનાની લાંબી મુસાફરી પણ કરતાં અને હિંદુસ્તાનથી આફ્રિકા અને યુરોપ પણ લોકો વહાણમાંજ જતા. આવી મુસાફરીમાં ઘણી વખત બે બે મહિના સુધી જમીનનાં દર્શન પણ મુસાફરોને થતાં નહિ અને વહાણોની અંદર બેથી ચાર માસ સુધી ચાલે તેટલો ખોરાક ભરી રાખવો પડતો હતો. આવી લાંબી મુસાફરીમાં લીલાં શાકભાજી તો મુસાફરોને મળીજ શકે નહિ. જે કાંઇ લીલાં શાકભાજી સાથે લેવામાં આવે તે પાંચ પંદર દિવસમાં ખલાસ થઈ જાય અને સુકાઇ જાય. અને મુસાફરો તેમજ ખલાસીઓને અનાજ અને કંદમૂળ ઉપર નિર્વાહ કરવો પડતો. આમ કરવાથી તે લોકોને સ્કર્વી નામનો રોગ લાગુ પડતો જે રોગમાં દાંતના મસોડા સુજી જાય અને તેમાંથી લોહી પડે. ઉપરાંત મોંઢામાં ચાંદાં પડે અને ચામડીની નીચે લોહી નીકળે ને શરીર પર લાલ ચાંઠાં પડે. ઉપરાંત ભૂખ પણ ઓછી લાગે. જ્યારે જ્યારે વહાણ બંદર પાસે આવે અને મુસાફરો અને ખલાસીઓને લીલાં શાક, લીંબુ, મોસંબી વગેરે ખાવાનું મળે કે તરતજ આ રોગો અદૃશ્ય થઇ જાય! આ ઉપરથી ડૉકટરોએ અનુમાન કાઢ્યું કે લીલા શાકમાં એક એવું તત્વ છે કે જે શરીરની લોહી સંચાલન ક્રિયા અને પાચનક્રિયાનું નિયમન કરે છે.

વિટામીનની શોધનો એક રમુજી બનાવ નીચે મુજબ છેઃ—

ઇસ્ટ ઇન્ડીયા કંપની સરકારનું દેશી અને અંગ્રેજી લશ્કર એક વખત એક કિલ્લામાં ઘેરાઇ ગયું હતું. કિલ્લામાં લાંબે સમયે ખોરાકની તાણ પડી અને ચોખા સીવાય કાંઇ ખોરાક રહ્યો નહિ. એટલે લશ્કરના વડાએ ચોખા બફાવીને ગોરા સીપાઇઓને આપવા માંડયા અને ચોખાનું પાણી બિચારા કાળા સીપાઇઓને પીવા મળ્યું. આમ કરવાથી ગોરા સીપાઇઓની ભુખ ઓછી થઈ ગઇ, તેમને ઝાડાની બિમારી લાગુ પડી ઉપરાંત હાથે પગે સોજા ચડયા અને જ્ઞાનતંતુનો રોગ લાગુ પડયો ! જ્યારે કાળા સીપાઇઓ કે જે ચોખાના પાણી ઉપર રહેતા હતા તેઓ તંદુરસ્ત રહ્યા અને દિન પર દિન વધારે તંદુરસ્ત થતા ગયા ! કંપની સરકારના ડૉકટરોને આથી નવાઈ ઉપજી અને તેમણે ખોરાકનો ક્રમ ફેરવ્યો. કાળા સીપાઇઓને રાંધેલા ભાત મળવા લાગ્યા અને ભાતનું પાણી ગોરાઓને આપવામાં આવ્યું એટલે રોગનો ક્રમ પણ પલટાઇ ગયો ! જે બિમારીઓ અગાઉ ગોરા સીપાઇઓને લાગુ પડી હતી તેજ કાળા સીપાઇઓને લાગુ પડી. આ ઉપરથી ડૉકટરોને સમજણ પડી કે ચોખાના પાણીમાં એક એવું તત્વ છે કે જે શરીરના યંત્રને નિયમિત ચલાવે છે. આ તત્વ તેજ વિટામીન.

વિટામિન મુખ્ય પાંચ જાતના છે તેમના મુખ્ય ગુણો અને નામ નીચે મુજબ છે અને તે નીચે જણાવેલી વસ્તુઓમાં હસ્તી ધરાવે છે.

વિટામીન એ. આ તત્વ મનુષ્યના શરીર નીરૃદ્ધિને માટે અને રોગોથી બચવાની શક્તિનો વધારો કરવા માટે ઉપયોગી છે તે જો ખોરાકમાં ન લેવાય તો, આંખના રોગો શરીરના વજનનું ઘટવું, ફેફસાના રોગો અને માનસિક અને શારીરિક અશક્તિ ઉત્પન્ન થાય છે. આ તત્વ, વગર ઉકાળેલું દુધ, માખણ, મલાઇ, દહિં, કોડલીવર તેલ, તાજાં શાક, તાજાં ફળમાં અને માંસમાં હસ્તી ધરાવે છે.

વિટામીન બી. જીવનને ટકાવી રાખવા, માટે આ તત્વ બહુ ઉપયોગી છે. આ તત્વ જો ખોરાકમાં ન લેવાય તો શરીર વધતું નથી. ભુખ ઓછી લાગે છે, ઝાડા થાય છે પગે સોજા ચડે છે અને જ્ઞાનતંતુના રોગ ઉત્પન્ન થાય છે. આ તત્વ, તાજાં શાક, હાથે છડેલાં અનાજ, કંદમૂળ, તાડી, દુધ અને માંસજન્ય ખોરાકમાં હસ્તી ધરાવે છે.

વિટામીન સી. આ તત્વ શરીરની પાચનક્રિયા અને લોહી સંચાલનની ક્રિયા માટે જરૂરી છે. તે જો લેવામાં ન આવે તો મસોડાનું સડવું, તેમાંથી લોહી નીકળવું, દાંતનું સડવું અને અપચો ઉત્પન્ન થાય છે. આ તત્વ તાજાં લીલાં શાક, લીંબુ, નારંગી, મુસંબી, અને જાનવરોના લીવર, બરોલ, ગુરદા વગેરેમાં હસ્તી ધરાવે છે.

વિટામીન ડી. આ તત્વ હાડકાં મજબુત બનાવે છે અને શરીરની વૃદ્ધિ કરે છે અને લોહીને ઉત્તમ રાખે છે આ તત્વ જો ખોરાકમાં ન લેવાય તો બાળકને રીકેટસ નામનો રોગ ઉત્પન્ન થાય છે, હાડકાં વાંકા વળી જાય છે શરીર વધતું નથી અને કમળો ઉત્પન્ન થાય છે. આ તત્વ સૂર્યનાં કિરણો, તડકો, કોડલીવર તેલ, ઇંડાં અને વગર ઉકાળેલા દુધમાં હોય છે.

વિટામીન ઈ. આ તત્વ જો ખોરાકમાં ન લેવામાં આવે તો મનુષ્યને સંતાનોત્પત્તિ થતી નથી અને બન્ને જાતિના જનનેન્દ્રિયના

અવયવોની નિયમિત વૃદ્ધિ થતી નથી. આ તત્ત્વ, ઘઉં, ઉગેલા ઘઉં, ચણા, જવ અને દુધમાં હોય છે.

ઉપરના વિટામીનના વર્ણનથી જોઇ શકાશે કે આપણા દરરોજના ખોરાકમાં વિટામીન ડી સીવાયના બધા વિટામીનસ મળી રહે છે પરંતુ તે પુરતા પ્રમાણમાં ખોરાકમાં મળે અને ખોરાક રાંધતી વખતે વિટામીનનો નાશ ન થઇ જાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ.

શાકની અંદર ખારો નાંખવાથી શાક જલદી રંધાઇ જાય છે પરંતુ ખારાથી વિટામીન સી નાશ પામે છે માટે કોઇપણ શાકમાં ખારો તો નાંખવોજ નહિ. જો કોઇ શાક જલદી ન ચડે તો તેને વધારે વાર પાણીમાં બાફવાથી અથવા કુકરમાં રંધીમથી બરાબર પકાવી શકાય છે. કોઇપણ શાકમાં જો આમલી અથવા કોકમ નાંખવામાં આવે તો તેનાથી વિટામન સી શાકમાં સચવાઈ શકે છે અને તેનો નાશ થતો નથી. દુધને સીધું અગ્ની ઉપર તપેલીમાં ગરમ કરવાને બદલે જો ઊકળતા પાણીમાં દુધની તપેલી આશરે પા કલાક જો મુકવામાં આવે તો દુધના વિટામીનનો નાશ થતો નથી અને ખોરાક તરીકે એકંદર આવું દુધ ઉત્તમ ગણાય છે અને જલદી પચે છે. વિટામીન સી. પાણીમાં ભીંજવવાથી ફણગા ફુટેલા અનાજમાં ઘણા મોટા પ્રમાણમાં હોય છે. અનાજને પાણીમાં પલાળી જો શુણપાટમાં બાંધી રાખવામાં આવે તો ૪૮ કલાકમાં અનાજને ફણગા ફુટે છે. આવા અનાજને ધીમા તાપે દસ મીનીટ સુધીજ રાંધવું જોઇએ જો તેથી વધુ સમય રાંધવામાં આવે તો વિટામીનનો નાશ થાય છે.

વીટામીન બી. હાથે છડેલા અનાજમાં અને તેમાંએ ખાસ કરીને ચોખામાં ઘણા પ્રમાણમાં હોય છે. તાજા નીરામાં પણ આ વિટામીન ઘણું હોય છે. તાડીની અંદર વનસ્પતિના સફેત કણો હોય છે તેને અંગ્રેજીમાં ઇસ્ટ કહે છે. સુકવેલી ઇસ્ટની ગોળીઓ બજારમાં મળે છે તે પણ વિટામીન બીની ગેરહાજરીથી થતા રોગો અને કબજીયાત દુર કરે છે.

નાના બાળકને ખાસ કરીને વિટામીન ડીની બહુ જરૂરત હોય છે અને જો બાળકને સવારમાં આછા તડકામાં આશરે એક કલાક બધા કપડા કાઢીને સુવાડવામાં આવે તો વિટામીન ડી પુરતા પ્રમાણમાં તેને મળી રહે છે.

પાકેલા ટામેટા, કોબેજની કચુંબર, કાચાં ખાઇ શકાય તેવાં શાક, પાકાં ફળ, લીંબુ, નારંગી, મુસંબી અને દુધીનો રસ આ બધામાં વિટામીન સી ઘણાજ પ્રમાણમાં મળી શકે છે. લીલા વટાણા, કોબેજ, ગાજર, બટાટા, ટામેટા અને કેળામાં વિટામીન એ, બી અને સી સારા પ્રમાણમાં હોય છે. આ ઉપરથી જોઇ શકાશે કે ખોરાકમાં વિવિધતા, સારી પસંદગી અને રાંધવાની કાળજી હોય તો ડી સીવાયના બધા વિટામીન પુરતા પ્રમાણમાં ઘણાજ ઓછા ખર્ચે મળી શકે છે.

# ફુલ પાંખડી

## [ ૧ ] ચૂલો ચક્કી ને ચરખો : ત્રણ ગૃહદેવતાઓ

કોઇની સ્વતંત્રતામાં બાધ ન આવે, મર્યાદાનો ભંગ ન થાય, અને સમાજની ગાડી ધોરી માર્ગે ચાલે, સર્વે. કામો શાંતિ અને ન્યાયથી થાય અને ક્રાંતિ કરવાનો પ્રસંગ ન આવે, એ મુદ્દો નજર આગળ રાખીને જ હિંદુ સમાજની રચના થઈ છે. માટે હિંદુ સમાજે આ નિયમ બનાવી મૂક્યો છે કે રોજની જરૂરિયાતની વસ્તુઓ પર કોઇએ પણ કોઈના ઉપર આધાર રાખવો નહિ આ નિયમનું સરળતાથી પાલન થાય તે માટે હિંદુ સમાજે કેટલીક સંસ્થાઓ નિર્માણ કરી છે અને આવી સંસ્થાઓ ટકી રહે, તેઓનું રક્ષણ થાય માટે તેઓનો ધર્મમાં સમાવેશ કરી ધર્મનું રૂપાંતર કરવામાં આવ્યું. આ સંસ્થાઓમાંથી ત્રણ સંસ્થાઓ પ્રથમ કોટિની છે.

**પહેલી સંસ્થા** છે ચૂલો. આજકાલ આપણે આ સંસ્થાનું મહત્ત્વ ભૂલી ગયા છીએ. કારણ હજુ સુધી સદ્‌ભાગ્યે આપણા ઘરમાંના ચૂલાઓ ટાઢા ટપ પડી નથી ગયા. અતિ પરિચય વડે કેટલીક ચીજોની મહત્તા અને કિંમત આપણે ઓળખી શકતા નથી. નિશાળમાં "મહા હેતવાળી દયાળુ જ મા તું" આવી કડીઓ ગોખી કાઢી હોય છતાં પણ જ્યાં સુધી પોતાની મા જીવતી હોય ત્યાં સુધી એની મહત્તા અને એના અમોલ ઉપકારની કલ્પના ઉન્મત્ત બાળકને આવી શકતી નથી. પણ માતાના મરણ બાદ અનાથ થયા, પછી જ, એનો ખ્યાલ થાય છે કે મા એટલે શું ? યુરોપમાં તો ઘેરે ઘેર ચૂલાઓ ટાઢા પડતા જાય છે-બુઝાતા જાય છે. એથી કરીને જ ત્યાંના મહાન કવિઓએ ચૂલાનો ગરમાવો, હબ, મિઠાશ એ વિષયો પર રસભર્યાં કાવ્યો રચ્યાં છે. સદ્‌ભાગ્યે હજુ સુધી આવાં શુષ્ક કાવ્યોની જરૂર આપણને ભાસતી નથી છતાં પણ આપણે આ વાત ભૂલી શકતા નથી કે, મુંબઇ નગરીમાં મિલો, કારખાનાંઓ, ક્લબો જેવાં સ્થળોએ ગદ્ધાવૈતરાં કરનારાં કેટલાંક પ્રાણીઓ હવે ચૂલાની ઉબથી વંચિત થવા લાગ્યાં છે. હવે તો આપણી આંખ ઉઘડવી જોઇએ અને સાવચેતી રાખી આ નવા ખેતરોમાં થતા બીજા ઝેરી પાકનો નાશ કરવો જોઇએ આપણા રાષ્ટ્રનો ચૂલો બુઝાય એવી મહાન ભયંકર ભૂલ બીજી હોઇ શકે જ નહિ !

બીજી મહત્ત્વની સંસ્થા છે 'ચક્કી'-ઘંટી. ચક્કીમાં ફક્ત આટો જ નથી પિસાતો, પણ ઘરમાં ઘર કરીને પેઠેલી આળસ અને રોગો પણ પિસાય છે. આ સંસ્થાનો શહેરોમાંથી લોપ થતો જાય છે. એ નાશ-પામી છે. જનાબાઇની સાથે બેસી ભગવાન પાંડુરંગે દળ્યું હતું. આ ઘટનાની સત્યતા શહેરોમાં રહેતી દેવીઓ નથી અનુભવી શકતી. પણ હવે તો ઉલટું જ થયું છે, માબાપ પોતાની કન્યા માટે એવું ઘર શોધી કાઢે છે કે જ્યાં છોકરીની નજરે સ્મિકું કે ચક્કી પડે જ નહિ, તો પછી દળવાની કે ખાંડવાની વાત જ ક્યાં ! છોકરીના નસીબમાં દળવાનું કે ખાંડવાનું તો હોય જ નહિ, એવો મત માબાપનો થઈ ગયો છે. ઘંટીના મધુરા સૂર સાથે ગાવા માટે કેટલાંક ગીતો સંત તુકારામ મહારાજે રચ્યાં છે: , અને બીજા રસભર્યાં શ્લોકો પણ તૈયાર કર્યાં છે. રૂક્મણી-ગીત, સીતા-ગીત, સાવિત્રી-ગીત, , આ . ત્રણે ગીતોની રચના કવિ મોરો પંતે કરી છે; પણ ફેશનમાં પડેલા લોકોને આની સાથે શો સંબંધ કે મતલબ ? શ્રમ-મહેનતની બચત કરીને શું કરવાના ? વખત તો નથી બચવાની. શ્રમ કરવાનો

એટલો બધો કંટાળો આવ્યો છે કે જાત ન બચે તો ચાલે, પણ મહેનતની બચત થાય એ વધારે સારૂં. મિલોમાંનો લોટ બળીને ભસ્મ થાય છે. તેથી રોગો વધારે પ્રમાણમાં ફૂલ્યા ફાલ્યા છે. છાત્રાલયો, વીશીઓ, મેળા વગેરે ઠેકાણે તો મહિનાઓ સુધી પડી રહેલો લોટ વપરાય છે. સોના જેવા ઘઉં મિલમાં દળાવી લાવવા એટલે ઘઉંને જ નહિ પણ પોતાના અમોલ શરીરને પણ માટી જેવું કરવા જેવું છે. આ વિષય પર તો નિષ્ણાત વૈદ્યો અને ડોક્ટરો પણ સહમત થયા છે. ચક્કીનો જીર્ણોદ્ધાર કરવો એ બહુ જ અગત્યનું છે. આ વાત દરેકના ગળે ઉતરવી જોઇએ.

રેંટિયાની તરફ ત્રીજી સંસ્થા છે. રેંટિયા વિષે તો આગળ જતાં ઘણાં ગીતો ગાવાનાં છે; છતાં પણ આજે મંગલાચરણનો શ્લોક બોલ્યે જ છૂટકો. જૂના જમાનામાં દરેક કુટુંબમાં રેંટિયો ફરતો હતો. એથી "એક રોટી"ની સાથે "બે લંગોટી"નો સવાલ પણ આપમેળે જ ઉકેલાતો હતો. ગામડાંઓના કારીગરોમાંથી વણકર પણ એકૂત કારીગર ગણાતો. ઘરમાં કાંતેલું સૂતર વણકરને આપી જરૂર પૂરતાં કપડાં વણાવી લઇ વણકરને તે બદલામાં અનાજ મળી રહેતું. આ રિવાજ હવે તદ્દન મરી ગયો છે. રેંટિયાનો ઘરમાં પ્રવેશ થયે ચક્કી અને ચુલાનો સવાલ આપમેળે જ ઉકલે એવો છે. ગામડાંઓમાં લોકોને પેટપૂરતું મળી રહેતું નથી એટલે શહેરોમાં આવવું પડે છે. ફરજીઆત શહેરોમાં આવવાનું ને બંધ કરી શકાય તો આપમેળે જ ચોવીસ કલાક ચૂલો સળગતો રહે અને ચક્કીના મધુરા સૂરો પ્રભાતે સંભળાય. ગામડાંઓના લોકનો શહેર તરફ વહેતો અખંડ પ્રવાહ રોકવાની શક્તિ ફક્ત રેંટિયામાં જ છે. રેંટિયાની ઘરમાં પ્રાણ-પ્રતિષ્ઠા સ્થાપના થાય તો ચૂલો અને ચક્કી માટે બીજી હિલચાલ કરવાની રહેતી નથી.

ચૂલો, ચક્કી અને ચરખો (રેંટિયો) આ અમારા ત્રણ ગૃહદેવતાઓ છે. આ દેવતાઓની ઉપાસના-સેવા કરનારાં નરનારીઓ સદાને માટે ચિરઆનંદ અનુભવશે અને એમનું કલ્યાણ થશે. શાંતિ, સંતોષ અને પોષણ પ્રાપ્ત થાઓ !

(પુસ્તકાલયમાંથી)

—

## [ ૨ ] શ્રી મહારાણી ચીમનાબાઇ બોર્ડીંગની વિદ્યાર્થીનીઓનું વાર્ષિક સ્નેહ સંમેલન

વડોદરા શહેરમાં આવેલી મહારાણી ચીમનાબાઈ ગર્લ્સ બોર્ડીંગ હાઉસની વિદ્યાર્થીનીઓ, તરફથી વાર્ષિક સોશીયલ ગેધરીંગ નિમિત્તે એક ઉપવન સમ્મેલન તા. ૨૦-૧૨-૪૦ ને શુક્રવારે સાંજે પાંચ વાગે બોર્ડીંગના પટાંગણના બગીચામાં ઉજવાયું હતું.

છાત્રાલયમાં રહેતી વિદ્યાર્થીનીઓ અને અન્ય સ્ત્રી કાર્યકર્તાઓના, તેમજ પ્રિન્સીપાલ સાહેબ, તથા શિક્ષક મંડળના, સહકારથી આખો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો.

વિદ્યાર્થીનીઓએ જુદા જુદા પ્રકારના સામાજીક, ધાર્મીક અને ઐતિહાસિક સેવાભાવવાળી સંવાદો તેમજ, અભીનય સાથેના ગરબાઓ અને રમુજી તેમજ રસીક કાર્યક્રમ કર્યો હતો.

આ સંમેલનમાં વિદ્યાર્થીનીઓના વાલીઓ, તેમજ કોલેજના પ્રોફેસરો, અને હાયરફુલના પ્રિન્સીપાલ સાહેબ અને શિક્ષકો, તેમજ અન્ય સ્નેહીમીત્રોની હાજરી હતી. તેમાં બોર્ડીંગના આદ્ય નિવૃત્ત સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રી. ચાંગે, સૌ. સુભદ્રાબાઇ પગાર, તેમજ લેડી ડોક્ટર, પાટીલ વગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી, રસીક અને રંજન કાર્યક્રમ માટે બોર્ડીંગના બગીચામાં એક ન્હાનું સરખુ પુલઝાડ લીલા પાંદડાઓ અને રંગી બેરંગી વીજળીક લાઇટની બત્તીઓથી સ્ટેજ ઉભું કરવામાં આવ્યું હતું. અને તેજકિરણોની રંગભૂમિ સાદી, નિર્મળ ને શાંત પ્રકૃતીનું આબ્હાન કરતી શોભી રહી હતી.

શરૂઆતમાં સરસ્વતી દેવીનું પુજન કરતી પ્રાર્થના નાની બાળાઓએ કરી હતી. અને ત્યારબાદ સ્વાગત ગીત રજુ થયું હતું.

ત્રીજા કાર્યક્રમમાં અભીમન્યુનો સંવાદ ઘણો સુંદર રીતે કન્યાઓએ સાદી, નિર્મળ ને સ્પષ્ટ ભાષામાં રજુ કર્યો હતો.

હાસ્ય, ધાર્મીક, કટાક્ષ અને કંઇક ઉપદેશક, સેવા અભિનય અને ભાવને મીશ્રીત કરતું મીયાબીબીનું પ્રહસન, સ્વદેશી ને રેંટીયાની પુજન ભક્તી દર્શાવતું રજુ થયું ત્યારે સહુ પ્રેક્ષકોના મનમાં હાસ્ય ઉભરાયું હતું.

મરાઠી ભાષામાં બેનોએ " પુરી ફત્તેતીનો અને શીવાજીના વખતનો ઐતીહાસીક ભાગ રજુ કર્યો હતો. નણંદ ભોજાઇની અંતરની અને માર્મીક વાતોને સંવાદના દેહમાં લપેટીને સમાજીક ગૃહજીવનને કૌટુંબીક ભાવનાનો સુંદર ખ્યાલ આપ્યો હતો. આ સંવાદના પાત્રોમાં કુ. ગોદાવરીબેન પટેલ અને કૈલાસબેનનું પાત્ર એક સુંદર જોડીથી શોભતું હતું. જે સહુને આનંદ આપે તેવું હતું.

અંગ્રેજીમાં કોલેજ્યન યુવતીઓ અને તરુણ યુવાન વચ્ચેના જીવન વહેણની ગંભીર અને માર્મીક સરિતા વહેણનું ઝરણુ બતાવ્યું હતું. તે પછી નાની કન્યાઓએ સોમાભાઇ ભાવસાર રચિત બાળ ગરબો " ડોલરને અંગે વિંધુરે વિંધુ " એ આછા અને મિશ્ર ભાવે ગાયો હતો.

અશોક વનવાટીકામાં સીતાજી, રામ, લક્ષ્મણ અને હનુમાનજીના પ્રસંગનો સીતા વનવાસનો પ્રસંગ પણ યોગ્ય અને વખાણને પાત્ર હતો. ત્યારબાદ વિદ્યાર્થીનીઓ તરફથી ઉત્સવના કાર્યકર્તાઓએ છાત્રાલયનો પરીચય આપતાં જણાવ્યું કે આ બોર્ડીંગનો ૧૪ મો ઉત્સવ છે. આ છાત્રાલયમાં હાઇસ્કુલ, બી. ટી. કોલેજ, કર્વે કોલેજની તેમજ બરોડા કોલેજની ચાર જુદા જુદા ઉપલા અને નીચલા વર્ગની વિદ્યાર્થીનીઓ રહે છે. અને તેમને મીસ કુપર, મીસીસ લીમયે, વિગેરેની સુંદર દેખરેખ અને માર્ગ દર્શનથી યોગ્ય તાલીમ મલે છે.

વિદ્યાર્થીનીઓનો જીવનને સામાજીક, ધાર્મીક, નૈતીક અને વ્યવહારીક તાલીમ મળે તે રીતે છાત્રાલયનો દૈનીક કાર્યક્રમ રાખ્યો છે. છાત્રાલયની વિદ્યાર્થીનીઓએ તે માટે યુનીયન સ્થાપ્યું છે. રમત-ગમતો ને જીમખાનામાં પણ હરિફાઇમાં ઉતરી દર વર્ષે સારા માર્ક અને મેડલ મેળવ્યા છે.

ચિત્ર, સંગીત, કસરત અને ભરત ગુંથણમાં પણ સારી ગુંથણી સારી પ્રગતી કરી છે. વગેરે પરિચય કરાવ્યા બાદ સાક્ષરશ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ રચીત " અંજની "ના પ્રયોગના એક ભાગમાંથી " બેકારીના " પ્રસંગનો સંવાદ રજુ કર્યો હતો, જેમાં તરુણ ગ્રેજ્યુએટ બેકાર યુવાનની મનોદશા, શ્રીમંત સાહુકારની તાલાવેલી, વગેરે રજુ થયા હતા. અને તે પછી સ્વદેશીની ભાવનાને મુર્ત કરતા અભીનય દોહા થયા બાદ બોર્ડીંગના સુપ્રિન્ટેન્ડ સાહેબ મી. લીમયે સૌ મહેમાનો આમંત્રીત વાલીઓએ આજના ઉત્સવમાં હાજરી આપી તે બદલ આભાર માન્યો હતો અને ટુંક મુદતમાં વિદ્યાર્થીનીઓની તૈયારી તેમજ ઉત્સવ માટેની મર્યાદીત સાધનોની મુકીઓનો ખ્યાલ આપીને સૌને અંદર છાત્રગૃહમાં, હળવા અને મીઠા અલ્પાહાર માટે પધારવા વિનંતી કરી હતી અને રાજગીત ગાયા પછી સૌ કન્યાઓ તેમજ સ્નેહી વાલીઓ અલપા હાર પાનસોપારી લઇને વિદાય લીધી હતી.

આખા ઉત્સવની સુંદર રચના, અને કાર્યક્રમ પાછળ, બોર્ડીંગના ગૃહ-પતિઓ શ્રી. લીમયે અને તેમના મદદનીસ શ્રી. પદમાવતીનો શ્રમ, સ્નેહ ને ઉત્સવ અપુર્વ હતો.

'દર્શક'

---

## [ ૩ ] ભાવિ સભ્યતાનું ચણતર.

કલકત્તામાં મહિલા હસ્તકલા પ્રદર્શનની ઇતામ વહેંચણીની ક્રિયા કરતાં સર રાધાકૃષ્ણએ કહ્યું હતું કે ઇતિહાસમાં પુરૂષો થઇ ગયા છે અને સ્ત્રીઓ પણ થઇ ગઇ છે. દુનિયાનું સાચામાં સાચું જીવન જો કોઇ હોય તો તે સ્ત્રી પુરૂષના સંબંધમાં છે. સમાનતા અને સ્વમાનને ધોરણે બન્ને વચ્ચે સહકાર હશે તો જ ભાવી સભ્યતાનું ચણતર થવું થશે.

---

## [ ૪ ]

રૂપ, ગર્વ, સૌન્દર્ય, અભિમાન, વિલાસ અને મોજશોખ એ વૃત્તિઓએ તો મ્હોટાં મ્હોટાં સામ્રાજ્યને ઉથલાવી પાડયાં છે. આપણો હિંદ દેશ તો ઉથલી પડેલો જ છે અને તે ઉપર જણાવેલી વૃત્તિઓને પ્રતાપે જ. હવે જો તેને પુનર્જીવન આપવું હોય તો નાજુકી, રૂપલંપટતા, સૌન્દર્ય, લોલુપતા, રંગરાગ, અને નાચગાનથી તો તે નહિ જ બની શકે. પ્રજાના નવવિધાન તો સશક્ત અને ખડતલ સ્ત્રી પુરૂષોની શરીર શક્તિમાંથી ઉત્પન્ન થતો દઢ નિશ્ચય, દઢ સંકલ્પ અને આત્મભોગ જ કરી શકશે.

રમણલાલ વ. દેસાઇ.

# નોંધ



**કોંગ્રેસ અને યુરોપીય યુદ્ધ :**

કોંગ્રેસે યુદ્ધ માટેની પોતાની નીતિ વહેવારમાં મૂકી છે. સેંકડો નેતાઓથી સરકારની જેલો ભરાઈ છે. ઈંગ્લાંડ અને યુરોપનાં વર્તમાનપત્રોમાં ઉહાપોહ થઇ રહી છે અને પાર્લામેન્ટમાં પણ સવાલો ઉંચાનીચા થયા છે. કોંગ્રેસ સાથે સમાધાન કરવાની માગણીઓ થાય છે. મુસ્લીમ લીગે પણ મધ્યસ્થ ધારાસભામાં કોંગ્રેસ જેવી જ નીતિ અખત્યાર કરી હતી. લીગ–કોંગ્રેસની સમાધાની શક્ય છે તેના સુરો બન્ને પક્ષના નેતાઓએ કાઢયા હતા, અને સંયુક્ત બળથી હિન્દની સ્વરાજ્ય પ્રાપ્તી માટે પ્રવૃત્તિ કરવાની આતુરતા બતાવી હતી. વીનિત નેતાઓએ આ ચળવળ ઉપાડી લીધી છે અને સંભવીત છે કે ટુંક સમયમાંજ બ્રીટન સાથે કાંઇ સમાધાન થાય.

*

**સીંધમાં અંધેર :**

સીંધની ધારાસભામાં સવાલ જવાબ દરમીઆન વડા પ્રધાન મીર બંદેઅલીખાન તાલપુરેએ જણાવ્યું છે કે સીંધમાં એપ્રીલથી નવેમ્બર સુધીમાં ૧૦૧ ધાડ પડી છે ૭૯ ખુન થયાં છે તથા પોણા ચાર લાખ રૂપીઆની મીલકત ચોરાઇ છે અને ૭૩ ધાડપાડુઓને પોલીસે પકડયા છે. અને રૂ. ૬ હજારની મતા માલીકને પાછી સોંપાઇ છે.

આ ઉપરથી આપણે સ્પષ્ટપણે જોઇ શકીએ છીએ કે સીંધમાં કેવી અરાજકતા ચાલે છે. આ વસ્તુ એટલે કે આ અરાજકતા મટાડવાનું કામ જો સરકાર ધ્યાન પર લે અને ધારે તો આઠ દીવસમાં આ ભયંકર મામલો અટકાવી શકે. પરંતુ હાલમાં તો આપણને શમજ પડી શકતી નથી આ મામલામાં અંદરથી કોનો હાથ છે કે શો હેતુ છે ? હિંદુઓનું ધોળે દહાડે નુકશાન થાય છે એ તો દેખીતું જ છે.

*

**કવિ દયારામ સ્મારક યોજના :**

કવિ દયારામ સ્મારકની યોજના ડભોઇમાં થોડાક મહીનાથી શરૂ થઈ છે. આને અંગે એક સમિતિ નીમાઇ છે. આપણે ગુજરાતીએ આપણા વીર પુરૂષોનું તથા વિરાંગનાઓનું તેમજ કવીઓ અથવા તો એવા બીજા સુકાર્ય કરનારાઓનું પાછળથી સ્મારક જેવું કરવાનું બહુ ઓછું શીખ્યા છીએ. જો કોઇ ધનાઢયે અથવા તો વીરે પોતાની જીંદગી દરમિયાન પોતાનું સ્મારક કર્યું હોય છે તો તે ચાલે છે પરંતુ બીચારા કવિઓ પાસે તો સ્મારક માટે લાંબા પૈસા તો હોય નહિ એવું મોટે ભાગે હોય છે. તેમના સંભારણામાં તો તેમની કવિતાઓ, કાવ્યો, ગરબીઓ ભજનીયાં વિ. હોય છે. તે વસ્તુઓ લોકો હોંશથી ગાય છે. આવા વર્ગને માટે અવશ્ય લોકોએ સ્મારક કરવુંજ જોઇએ તે સ્મારક ઉભુ કરવા પૈસાની ખુબ જરૂર રહે છે. તો સૌની મારફતે ખુબ નાણાં એકઠાં કરી કાયમનું સ્મારક યોજવું એ સારૂં છે. મોડી મોડી એ આપણે આ યોજના ઘડી છે તેમાં ગુજરાતીઓ યથાશક્તિ ફાળો આપી પોતાનું ઋણ અદા કરશે એવી ખાત્રી છે.

**શ્રી. રાયચુરાનો વનપ્રવેશ :**

મહાગુજરાતના જાણીતા, લોકસાહિત્યકાર અને " શારદા " માસીકના તંત્રી શ્રી. ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરાનો પચાસ વર્ષનો ઉત્સવ મુંબાઇમાં સુંદરબાઇ હોલમાં તા. ૨૯ મીના સાંજે પાંચ વાગે નામાંકીત શહેરી સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસના પ્રમુખપદે ઉજવાયો હતો. આ વખતે સજ્જનો અને સન્નારીઓથી આખો હોલ લગભગ ભરાઇ ગયો હતો. સભામાં કેટલાક જાણીતા મુસ્લીમ લેખકો પણ હતા.

શ્રી. રાયચુરાને રૂ. ૪૧૮૦ ની થેલી ઉપરાંત એક નમુનેદાર નકશીવાળો વાઝ તથા બે ચાંદીની ફ્રેમો ભેટ આપવામાં આવી હતી. ગઢવી શ્રી. મેરૂભા મેઘાણંદની આગેવાની હેઠળ ચારણ કવીઓએ સોરઠી દુહાઓની રમઝટ જમાવી હતી. શ્રી. રાયચુરા અને ગઢવી મેઘાણંદે સામસામા દુહાઓ લલકારી શ્રોતાજનોને આનંદમગ્ન બનાવ્યા હતા. મંચ ઉપર સર પુરૂષોત્તમ ઠાકોરદાસ, શેઠી ઠાકોરદાસ, ભાવનગરના માજી દીવાન શ્રી. મોરારજી તન્ના, રાજકોટના માજી દીવાન શ્રી. કોટક, ડૉ. જાદવજી હંસરાજ, શ્રી. પ્રભુદાસ લાલભાઇ મોદી, શ્રી. રતીલાલ ઠક્કર, ડૉ. વેદ્ય, શ્રી. વલ્લભજી રામજી, શ્રી. નંદલાલ છગનલાલ સોલીસીટર શ્રી. ભાઇદાસ ધારસીભાઇ ભુતા, શ્રી ભાનુશંકર વ્યાસ વગેરે નજરે પડતા હતા.

સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં જણાવ્યું કે શ્રી. રાયચુરાએ વીસ વર્ષ થયાં મુંબઇની માયા છોડી સોરઠી લોકસાહિત્યની સેવા બજાવવાનો જે શ્રમ લીધો છે તે આવકારદાયક છે. એમના પ્રયાસો થકી આપણું શૌર્યવાળું લોકસાહિત્ય વીસ્મરત થતું બચ્યું છે. ગુજરાતના કાઠીયાવાડના રાજવીઓએ પ્રાચીન સાહિત્યની જાળવણી માટેના પ્રયાસોને પ્રોત્સાહન આપવું ઘટે. મને આશા છે કે શ્રી. રાયચુરા એ સાહિત્યમાં રસ લેનારાઓને પોતાના શાગીર્દો બનાવી એ સાહિત્યનું સંશોધન અને વીકાસ કાર્ય ઓરજ આગળ ધપાવશે. પ્રભુ એમને આ કાર્યમાં વધુ શકતી આપે અને એમને વધુ ઉત્તેજન મળે એજ અભ્યર્થના.

શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીએ જણાવ્યું કે ગુજરાત એકદર છે, એમ કહેનારાઓ ખોટ ખાય છે. (હસાહસ) મુંબઈ શ્રી. રાયચુરાનો આજે સત્કાર કરી રહ્યું છે, એ નાનીસુની વાત નથી. લોકસાહિત્યની સેવા શ્રી. રાયચુરાએ અનેક તરેહથી કરી છે. જુના જમાનાનાં લોકોનું જીવન કેવું હતું તે આ લોકસાહિત્યમાં સંઘરાયલું સલામત પડેલું છે શિક્ષણ પ્રચાર એ જમાનામાં નહીવત હતો, એવા સમયે લોકસાહિત્યે લોકશિક્ષણમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. મહાત્મા ગાંધીજી જેવી મહાન વીભુતીએ પણ ગુજરાતના ગામડાંઓની સંસ્કૃતી વખાણી છે. એ ગ્રામ્ય સંસ્કૃતી આપણા ગઢવીઓ અને ચારણોને આભારી છે.

બાદ રાવસાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખરે શ્રી. રાયચુરાની સેવાને અંજલી આપતાં જણાવ્યું કે, શ્રી. રાયચુરાની લોકસાહિત્યની સેવા સમસ્ત લોહાણા જ્ઞાતી માટે ગર્વ લેવા લાયક છે. એઓએ વનમાં પ્રવેશ કર્યો છે, પણ સાહિત્યની પ્રવૃત્તિનો ત્યાગ કરતા નથી, એ આનંદની વાત છે.

ડૉ. જાદવજીએ જણાવ્યું કે, અંગ્રેજી શીખેલા વર્ગને લોકસાહિત્ય પ્રત્યે અણગમો ઉત્પન્ન થયો હતો, તેનું કારણ એ છે કે એ સાહિત્ય ખરા સ્વરૂપમાં તેની સમક્ષ ધરવામાં આવ્યું ન હતું. શ્રી. રાયચુરાએ એ દીશામાં બજાવેલી સેવા નોંધનીય છે.

શ્રી. રતીલાલ ઠક્કરે જણાવ્યું કે, આ દેશમાં કલમબાજોની કદર જોઇએ તેવી થતી નથી. પ્રગતી સાધવા સારૂ પુરાણી વસ્તુની આવશ્યકતા છે. આગળ વધો અને પાછળ નજર કરો, એ આપણા જીવનના રાહ માટે જરૂરી છે.

શ્રી. નંદલાલ છગનલાલ સોલીસીટરે જણાવ્યું કે, લોકસાહિત્યના કુબેરભંડારીઓને આપણી સમક્ષ રજુ કરી રા. રાયચુરાએ આપણને આભારી બનાવ્યા છે.

શ્રી. જમનાદાસ અઢીયાએ શાયરી ભાષામાં પ્રવચન કરતાં જણાવ્યું કે, આજથી વીસેક વર્ષની વાત પર શ્રી. રાયચુરા આ અલબેલા શહેરના શેર બજારમાં " લીધા દીધા "ના સોદા કરતા હતા. પછી એઓ સેવાનું છોડી દેવા નીકળી પડયા અને " મનમોહન બલીહાર ગાંધીજી "

એવું ભાવનામય કાવ્ય પેશ કર્યું. પારસી રાજકીય પરીષદના આશરા હેઠળ અત્રેના એમ્પાયર થીએટરમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખસ્થાને ગોજેલી સભામાં "ધન્યભુમી ગુજરાત માત"નું દેશદાઝથી ઉભરાતું કાવ્ય હાલકારી એમણે વતન પ્રત્યેનો પોતાનો પ્રેમ અસર કરનારી રીતે રજુ કર્યો હતો. એ સભામાં ૨૨ વક્તાઓ બોલનાર હતા. એમાંના સોળમા કે સત્તરમા શ્રી. રાયચુરા હતા. શ્રી. બરજોરજી ફરામજી ભરૂચા જેઓ સેક્રેટરી હતા, એમને બોલાવી ગાંધીજીએ કહ્યું કે રાયચુરાનું નામ કહાડી નાખીએ તો ? બરજોરજીએ કહ્યું કે, "એમને બોલવા દેવા" અને ધન્ય ભુમી ગુજરાતનું કાવ્ય હજારો પ્રેક્ષકોએ સાંભળ્યું. એ સભા માટે ૩૨૦૦૦ ની ટીકીટો ખપી હતી.

છેવટે, શ્રી. રાયચુરાએ યોગ્ય શબ્દોમાં આભાર માનતાં જણાવ્યું કે, આજનું લોકસાહિત્ય શ્રી. રણજીતરામથી માંડીને બીજા અનેક બંધુઓને આભારી છે. લોકસાહિત્યના એક સેવક તરીકે મને અભીમાન ઉપજે છે. હું કવિતાનો દાસ છું.

મેળાવડામાં શ્રી. ભગવાનદાસ જમનાદાસ નરસી તથા શ્રી. લાલજી નાનજી ગણાત્રા પણ આવ્યા હતા.

શ્રી. રાયચુરા અને અન્ય ચારણ કવીઓને પુલહાર થયા બાદ આ દીલખુશ ડાયરો રાત્રીએ પોણાઆઠ વાગે વીસર્જન થયો હતો.

*

[illegible]

**ગુજરાતના એક પીઢ પત્રકારનું અવસાન:**

ગુજરાત જ્યારે ખરી રીતે કહીએ તો પત્રકારત્વવિહોણું હતું, જ્યારે મુંબાઇનાં ગણ્યાંગાંઠયાં ગુજરાતી વર્તમાનપત્રો ગુજરાતની વાચક જનતાને વાંચવા મળી શકતાં તેવે વખતે આજથી ચાલીસ વર્ષ પૂર્વે પત્રકાર—સાચા પત્રકારનાં પગરણ માંડનાર એક બાહોશ વ્યક્તિ હતી અને તે શ્રી. ઠાકોરલાલ પ્રમોદરાય ઠાકોર, ગયા માસમાં તેમનું અવસાન થયું.

આજથી ચાલીસ વર્ષ પૂર્વે તેઓએ "પ્રજાબંધુ"ની સ્થાપના અમદાવાદના તે વખતના એક અગ્રગણ્ય શહેરી શ્રી. બજુભાઇ કારભારીની સાથે રહીને કરેલી અને તે પછી કેટલેક વખતે એ પત્રસંચાલનનો સઘળો બોજો સદ્ગતને શિર આવી પડેલો. અને તે પછી તો પત્રકારને અવારનવાર અનુભવવા પડે છે તેવા કપરા પ્રસંગો તેમને પણ અનુભવવા પડેલા; વિકટ રાજદ્વારી સંજોગો પણ ઉપસ્થિત થયેલા, છતાં પોતે સ્વીકારેલી નીતિને અનુસરીને તેમણે એ પત્રનું જે સંચાલન કરેલું તે આજના પત્રકારોને આદર્શરૂપ નીવડયું છે. છેલ્લે ૧૯૩૦–૩૧ ની સત્યાગ્રહની હિલચાલ વખતે એ પત્ર પાસે સરકારે જામીનગીરી માગતાં તેનું પ્રકાશન બંધ કરેલું, અને ત્યારે તેમણે પત્રકારત્વના ક્ષેત્રમાં એક વધુ આગળ પગલું ભરેલું. અને આજે ગુજરાતમાં સર્વપ્રિય થઇ પડેલું "ગુજરાત સમાચાર". "ગુજરાત સમાચાર"ના સ્થાપક પણ તેઓજ હતા. અને સંયોગો બદલાતાં વળી પાછું "પ્રજાબંધુ"નું પ્રકાશન તેમણે જારી કરેલું. અને પોતે સ્વીકારેલી એક ધારી નીતિને ઠેઠ સુધી વળગી રહેલા.

પાછળથી તેમની તબિયત શિથિલ થતાં તેમણે આ બન્ને પત્રોનું સુકાન તેમના ભત્રીજા અને જાણીતા રાષ્ટ્રીય નેતા શ્રી. બલુભાઇના પુત્ર શ્રી. ઇન્દ્રવદનને સોંપેલું.

છેવટ ગયા માસમાં તેઓશ્રીનું હૃદયરોગથી અવસાન નીપજ્યું. એમના અવસાનથી ગુજરાતે એક કુનેહબાજ અને સ્વીકૃત નીતિના ધોરણે પત્રસંચાલન કરનાર એક અચ્છો પત્રકાર ગુમાવ્યો છે. પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ પ્રદાન કરો.

*

**સ્વ. શ્રી. રમાદેવી ઠક્કર :**

મુંબઇના જાણીતા શેરદલાલ શ્રી. રતિલાલ ત્રિભુવનદાસ ઠક્કરનાં પત્ની શ્રી. રમાબહેનના અવસાનના સમાચાર જાણી અમને અતિશય દુઃખ થયું છે. સદ્ગત બહેન તેમના પતિ શ્રી. રતિલાલ ઠક્કરને તેમની વિવિધ સેવાઓમાં સારો સાથ આપતાં. સ્વર્ગસ્થ રમાબહેન તેમના ગૃહજીવનની સઘળી બાબતોમાં સારૂં લક્ષ આપતાં, અને એ રીતે એમણે એક સુગૃહિણી તરીકેનું જીવન જીવી બહેનોને ઉમદા દાખલો આપ્યો છે. સ્ત્રીસુલભ અનેક સદ્ગુણોએ એમનામાં વાસ કરેલો. એ બહેનના અવસાનથી શેઠ શ્રી. રતિલાલભાઇ પર જે દુઃખ આવી પડ્યું છે તે સહન કરવાનું પ્રભુ તેમને બળ આપો એજ પ્રાર્થના.

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૧ પુસ્તક ૧૧ જાન્યુઆરી : ૧૯૪૧

## રાસ રમવા



રમવાને રાસ રૂડો આવો હો બ્હેની ! રમવાને રાસ રૂડો આવો !

દુનિયાનાં દુઃખડાં ભુલવા કાજે, (૨)
સહુ મળી રમવા પધારો, હો બેની ! રમવાને રાસ રૂડો આવો !

સર્વે સાહેલીઓ સંગે મળીને, (૨)
આજે આનંદ વરતાવો, હો બ્હેની ! રમવાને રાસ રૂડો આવો !

દેશ ભક્તિનાં ગાઇને ગીતડાં, (૨)
ભારત દેશને દીપાવો, હો બ્હેની ! રમવાને રાસ રૂડો આવો.

વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

વાણીઆભાઇ, તો આવ્યા ભરજંગલમાં. ત્યાં તો ઓચીંતો અવાજ આવ્યો કે:–'ખબરદાર...., ઉભો રહે....' વાણીઆભાઇ તો ઉભા રહ્યા. જરાયે ખસ્યા નહિ, શું કરવા ખસે ? એ કયાં સાચા વાણીઆભાઇ હતા ? તુરતજ પેલી ઝાડીમાંથી ચાર જણ વાણીઆ તરફ ધસી આવ્યા.

મોંઢે બુકાનીઓવાળા, મોટી મોટી આંખોવાળા,
મોટી મોટી સાંગોવાળા, લાંબી લાંબી મૂછોવાળા.
મોટા મોટા વાળવાળા,
જોડા તો મોટી એડીવાળા.
કાળા કાળા શાહી જેવા, પહેલવાનોને શરમાવે તેવાં તો શરીર
એક આંખ કાઢે તો આપણે બીએ,
મુછો ઉપર તાલ દે તો આપણે બીએ.

હાથમાંની ડાંગ ઉંચી કરે તો, આપણે જાણીએ કે મર્યા, ને મુઠી વાળીને નાસવાની જ તૈયારી કરીએ.

આવા પ્રચંડ શરીરવાળા.

તેમને ન લાગે વાઘની બ્હીક કે ન લાગે રાજની બ્હીક, વાણીઆભાઇને તો બધાએ ઘેરી લીધા.

એકે ખેંચી પાઘડી, તો
બીજાએ મારી લાકડી,
ત્રીજાએ કોટ ઉતરાવ્યો, ચોથાએ ટટ્ટુ ઉપરથી નીચે ઉતાર્યો.

વાણીઆભાઇ પાસેથી તો બધુંએ લઇ લીધું, રહ્યું નાનકડું પહેરણ અને રહી પેલી ચડ્ડી. પેલા તો વાણીઆની દરકાર કર્યા વિના પોબારા ગણવા લાગ્યા.

એકે દોર્યું ટટ્ટુ, બીજાયે લીધી પાઘડી.

બીજા બે જણ ટટ્ટુની પાછળ પાછળ ચાલવા માંડયા. થોડેક દુર જઇ ચોરાએ વાણીઆભાઈ તરફ જોયું, તરત જ કેમેરાની ચકોર આંખોએ ઝડપાઈ ગયા.

રાજાને શાંતિ વળી, ઠીક બચ્યા! હવે કયાં જવાના છો ? એમ એ બોલી ઉઠયો.

પેલા ચોરો થોડીવારમાં અદૃશ્ય થઇ ગયા.

કોણ જાણે કયાં ગયા ?

* * *

રાજા તો પાછો આવ્યો રાજધાનીમાં, તુરત જ આ લુંટ વિષે તપાસ કરવાની તજવીજ કરી. પહેલો હુકમ છુટયો એ વિભાગના ફોજદાર ઉપર.

'તમારી હદમાં આજે એક વાણિઓ લુંટાયો છે તેની પાસે એક ટટ્ટુ હતું. તેની તપાસ કરો નહિતર પગાર બંધ કરવામાં આવશે.' સાત દિવસની મહેતલ આપવામાં આવી.

'ફોજદારે કરી હાજરી'
સર્વે ભીલો આવ્યા
આમથી આવ્યા તેમથી આવ્યા
નજીકના આવ્યા દુરથી આવ્યા
ઘરડા આવ્યા જુવાન આવ્યા
જાડા આવ્યા પાતળા આવ્યા
હવે કોઇ બાકી રહ્યું નહિ.

ફોજદારે ઉપરોકત ગુન્હા માટે પૂછયું, કોઇએ હા પાડી નહિ. તુરત જ 'ચૌદમા રતન'નો હુકમ છુટયો. છુટથી ઉપયોગ કર્યો. ભૂખે માર્યા તોયે કંઇક જવાબ મળ્યો નહિ આખરે બધા થાકયા મુદત પુરી થઇ. બધાના પગાર બંધ થયા.

હવે રાજાએ આખા રાજ્યના ફોજદારોને હુકમ છોડયા સાત દિવસની મહેતલ અપાઇ. દરેકને નિરાશાનો શિરપાવ મળ્યો; દરેકના પગાર બંધ થયા.

આખરે રાજાએ બીડું ઝડપ્યું. પોતાના રાજ્યના બધા ભીલોને એકઠા કરવાની સૂચના અપાઇ.

હાજરી થઇ.

પહેલાંની માફક બધા આવ્યા. કોઈ બાકી રહ્યું નહિ.

દરેકને હારમાં ઉભા રાખી રાજાએ પૂછપરછ શરૂ કરી કોઇએ હા પાડી નહિ.

જુઓ ત્યારે ? કહી રાજાએ.

હારમાં સર્વને જોઇ લીધા. ટપ દઇને એક કાઢયો, બીજો કાઢયો, ત્રીજો કાઢયો, અને ચોથો કાઢયો. બાકીનાને રજા મલી. બધા નોકરો નવાઇ પામ્યા. ટગર ટગર જોવા લાગ્યા.

રાજાએ તેઓને પુછયું તમે ગુન્હો કર્યો છે ?

કોઇએ હા પાડી નહિ. રાજાએ પેલો ફોટો એકને બતાવી કહ્યું, આ ઘોડો લઇને જાય છે તે તું જ કે ? ચોરે તુરત જ કબુલ કર્યું બીજાને બતાવ્યો. ફોટામાં આ પાઘડી લઇને જાય છે તે કોણ છે ? બીજો પકડાયો. ઘોડાની પાછળ બે જણ જાય છે તે કોણ ? બાકીના બે પોતાના ફોટા જોઈ આશ્ચર્ય પામ્યા.

તેમને જંગલમાં લાવવામાં આવ્યા, ઝાડ સાથે બાંધી હાથે ખીલા માર્યા અને રિબાઈ રિબાઇને મરવું પડયું. આ જોઈ સર્વે ભીલોએ ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી. ત્યારથી એ રાજ્યમાં ચોરીનો ત્રાસ બંધ થઇ ગયો.

રૈયત ખુશી થઇ, અમલદારો શરમાયા, રાજાએ તેમના પગાર શરૂ કર્યા, રાજાની બહાદુરીનાં વખાણ થયાં. સર્વેએ ભલા રાજાની જય પોકારી.

હરિશંકર ઉપાધ્યાય

# બિલીપત્ર

## અમર નામ રાખો

બોલો એકડે મીંડે દશ
દીનપર દયા કરી લ્યો જશ
જશ પ્રસરાવી જીતો જગ
જગમાં પામો પૂર્ણ પ્રતાપ
પ્રતાપવીર શૂરવીર ગણાય
નવખંડ કીર્તિ ઝળહળ થાય
ઝળહળ ઝળહળ દીપક જ્યોત
જ્યોત પ્રકાશે ચારે કોર
ચારે કોર કરો શુભ કામ
રહે દેશમાં અમર નામ.

## લાડુથી પેટ ભરો

દસને એક બને અગિયાર
બેસો આવું થોડી વાર
થોડી વારે નાસી જાઉં
નાસી જઇને લાડુ ખાઉં
ખાતો તો ત્યાં બોલી બાય
જોઉં કે લુચ્ચો ક્યાં જાય
સાંભળતાં ઘરમાં સંતાઉં
ઘરમાં મીની બોલે મ્યાઉં
મ્યાઉં મારવા બા જો જાય
(તો) લાડુથી ખુબ પેટ ભરાય.

## વાહ વાહ કહેવરાવો

બાર બાર વર્ષોથી જાણે
મનહર માધા વાવ વખાણે
વખાણ માધવ વીરસૂધીર
વાવ કરી ના નીકળ્યાં નીર
નીર લાવવા જોષી જોષ
જોષ જૂએ ને કાઢે દોષ
દોષ ટાળવા જોડું
પધારાવો જળ છલકે છેક
ભાગ્યશાળીએ આપ્યો ભોગ
વાહ ! કહે જન થોકે થોક

મહિપત જોષી

# બહેરામજી મલબારી

પોતે નિર્ધન હોવા છતાં એક અંગ્રેજ ઉમરાવજાદીએ આપવા માંડેલી પોણુલાખની ભેટને ઠોકરે કોણે મારી હતી ?

તે સમયમાં અતિ માનપ્રદ ગણાતો 'નાઇટ'નો ખિતાબ મળતો હોવા છતાં તે લેવાની કોણે ચોખ્ખી ના પાડી હતી ?

બાળલગ્ન અટકાવવા માટે તેમજ વિધવા વિવાહની છૂટ આપવા માટે વિલાયત સુધી લડીને કોણે કાયદો કરાવ્યો હતો ?

નાની વયમાંજ 'નીતિ વિનોદ' નામનું કવિતાનું સુંદર પુસ્તક રચી કવિ તરીકેની કીર્તિ કોણે મેળવી હતી ?

જાણો છો તમે ?

એ કવિ ખબરદારના ગુરુ હતા. તથા વાઇસરાય લોર્ડ રિપનના ખાસ મિત્ર હતા.

એમનું નામ બહેરામજી મલબારી.

એ જન્મ્યા હતા ઇ. સ. ૧૮૫૩ ના મે ની ૧૮ મી તારીખે.

જન્મસ્થાન વડોદરા.

માતાનું નામ ભીખીબાઇ.

પિતાનું નામ હતું ધનજીભાઇ.

બહેરામજી છ વરસના થયા ત્યારે એમના પિતા ગુજરી ગયા. તે એક પાઇની પણ પુંજી મૂકી ગયા ન હતા. આથી તે મા સાથે સૂરત આવી રહ્યા ભીખીબાઇના પિતા પણ ગરીબ. હવે કરવું શું ?

છેવટે ભીખીબાઇએ પુનર્લગ્ન કીધાં. બહેરામજી પણ મા સાથે ગયા એમના બીજા પિતાનું નામ હતું મહેરવાનજી મલબારી

× × ×

બહેરામજીને એક શાળામાં ભણવા મૂકયા ત્યાં પારસીધર્મની ગાથાઓ શીખવાતી હતી. તે જમાનામાં શિક્ષકોને પગાર મળતો ન હતો વિદ્યાર્થીઓ શાળાના બાકીના વખતમાં કાંતતા. તેમનાં કંતામણના જે પૈસા મળતા, તેમાંથી શિક્ષક પોતાનું ગુજરાન ચલાવતો.

આ ઉપરાંત કેટલાક વિદ્યાર્થીઓ મૂઠી મૂઠી અનાજ લાવતા; તો કેટલાક લાકડાં લાવતા. કેટલાક પાણી ભરતા, તો કેટલાક કપડાં ધોતા. કેટલાક ઘરનો કચરો કાઢતા, તો કેટલાક ઘરનું બીજું કામ કરતા.

બહેરામજી નિશાળમાં મહેતાજીથી બહુ બ્હીતા હતા. મહેતાજી પણ કડક સ્વભાવના હતા. બાળકો તોફાન ને અટકચાળાં તો કરેજ ને ? એમાં જે પકડાય, તેના ભોગ, આમ એક નજીવા ગુના બદલ એક છોકરાને સજા થઇ, ત્યાં તો એમને તાવ ચઢી ગયો ! આવા એ પોચા દીલના હતા.

એક વખત સોટીનો એકજ ફટકો એમના પર પડેલો. એટલે તો એ ધ્રૂજીને બેભાન થઇ ગયેલા.

× × ×

એક દિવસ બહેરામજી મા સાથે કોટ બહાર ફરવા ગયેલા. વાતો કરતાં જાય ને ચાલતા જાય. એવામાં રસ્તા પર એક બાઇને પડેલી જોઇ. એમણે બાઇને ઓળખી. તે એક ગાનારી હતી. આવી બાઇ પાસે કોણ આવે? સૌ કોઈ ચાલ્યું જતું હતું. પણ ભીખીબાઇને દયા આવી. જોયું તો બાઇ બેભાન હતી. મોંમાંથી દારૂની વાસ આવતી હતી.

" જા તો બેટા, આ પૈસાનું દહીં લઇ આવ તો ?

બહેરામજી દોડતા દહીં લઇ આવ્યા. બાઇના મોંમાં તે મુકયું. થોડીવારે તે શુદ્ધિમાં આવી.

માતાના આ દયાના કામની બહેરામજીના હૃદય પર ખુબ અસર થઇ.

× × ×

બાર વરસની ઉંમરે બહેરામજી નિરાધાર થઇ ગયા. મા કોલેરાથી મરણ પામી. પાલક પિતાએ મદદ કરવાની ઘસીને ના પાડી. હવે શું થાય ? બાર વરસનો છોકરો શું કરે ? શી રીતે ભણે ? શી રીતે ગુજરાન કરે ?

પણ કાંઇ બેસી રહે પાલવે ? એ તો ઉપડયા મિશનનું સ્કુલ હતી ત્યાં પાદરી સાહેબને મલ્યા. બધી વાત કરી. તેમણે તરત જ પોતાને ત્યાં માફીમાં દાખલ કરી દીધા હવે રહી પેટની ચિંતા ! એમણે ખાનગી છોકરા ભણાવવાનું શરૂ કર્યું. સવારે વહેલા ઊઠે. ૬ થી ૮ ભણાવવા જાય. ત્યાંથી આવી રસોઇ કરે ને જમે. ૧૦ થી ૪ નિશાળે ભણવા જાય. સાંજે ૬ થી ૮ પાછા ભણાવવા જાય. રાત્રે પુસ્તકો વાંચે અને કવિતાઓ રચે. એમના પર સરસ્વતી દેવીની કૃપા હતી. પંદર વરસની ઉમ્મરે તો એમણે એક સુંદર કવિતાનું પુસ્તક લખી નાખ્યું. પુસ્તકનું નામ હતું નીતિ વિનોદ.

× × ×

મેટ્રિકની પરીક્ષા હતી. બહેરામજી તો ઉપડયા મુંબઇ, પરીક્ષામાં બેઠા; પણ થયા નાપાસ. પછી તો એ મુંબઇ જ રહ્યા. ભાડુ હોય તો સુરત આવેને ? એક મિત્રે વીસ રૂપિયાની નોકરી અપાવી. પંદર વરસની ઉંમરે બહેરામજી નાનકડા માસ્તર બની ગયા.

બહેરામજી નાના હતા, પણ બુદ્ધિશાળી હતા; મહેનતુ હતા. આથી એમનું નસીબ ફર્યું. થોડા વખતમાં પગાર પણ વધ્યો. નીતિ વિનોદ પુસ્તક છપાયું. લોકોમાં તે ખુબ વખણાયું.

મેટ્રિક પણ થઇ ગયા. ધીમે ધીમે એ મહાન કવિ, લેખક ને પત્રકાર તરીકે પંકાયા.

ઇ. સ. ૧૯૧૨ માં હિંદની સેવા કરતા કરતા એ મહાન સાહિત્યકાર સ્વર્ગવાસી થયા.

કસનજી મણિભાઇ દેસાઇ

# ધન્ય—રાજવી !

એક હતો રાજા. તે ઘણો પરોપકારી હતો. રૈયતનું દુઃખ એને હૈયે વસતું. એ પ્રજાનું રક્ષણ કરનારો હતો. એના રાજ્યમાં પ્રજા ઘણી સુખી હતી. રાજા પ્રજાનો માનીતો હતો.

રાજા ગામમાં નીકળે તો લોકોનાં ટોળે ટોળાં જોવા ઉલટે. રાજાનો પડતો બોલ ઝીલવા લોકોનાં જુથ જમે થાય.

રાજ્યના અમલદારો તથા નોકરો પણ પોતાની ફરજ ભૂલતા નહિ તેમને નીતિથી ચાલવું પડતું, અને ચાલતા પણ તેમજ. જે નીતિ ચૂકે તે શિક્ષાને પાત્ર થતો.

એક દિવસ દૈવસંજોગે આ રાજ્યમાં દુકાળ પડયો. રાજ્યમાં ઠેકઠેકાણે ચોરીને ધાડના કિસ્સાઓ બનવા લાગ્યા. જંગલી ભીલ લોકો, વસ્તીને બહુજ સતાવવા લાગ્યા અને વખત આવે જતા આવતા વટેમાર્ગુને લૂંટી લેતા. કોઇનો જાન પણ લેવામાં તેઓ પાછા પડવા ન લાગ્યા. આવો ત્રાસ ધીરે ધીરે બહુજ વધી ગયો અને તે કોઇનાથી દૂર થયો નહિ.

ધીમે ધીમે આ વાત રાજાને કાને પહોંચી રાજા મનમાં બહુજ ચિંતા કરવા લાગ્યો. આવા માણસોને બહુજ કડક શિક્ષા કરવામાં આવે તો જ આ લૂંટફાટનો અંત આવે એમ એને લાગ્યું.

શું કરવું એ ખુબ વિચાર કરીને રાજાએ નકકી કર્યું.

એણે પોતે વાણીઆનો વેશ લીધો ને વટેમાર્ગુ બન્યો. માથે વાણીઆઘાટની પાઘડી પહેરી, ઢીંચણથી નીચો લાંબો કોટ પહેર્યો, જથરપથર ધોતીયું પહેર્યું, પગમાં સાદા જોડા પહેર્યા અને ખભે ખેસ નાંખ્યો. કપાળે કેસરનું ટીલું કર્યું. કાને પણ ઝીણાં ઝીણાં ટપકાં કર્યાં. સાથે રાખ્યો નાનો કોથળો, તેમાં ભર્યો થોડોક સામાન. એક મડદાલ જેવું લીધું ટટ્ટુ અને રાજાભાઇ તો ચાલ્યા ચોરોને પકડવા. રાજાભાઇ તો બન્યા વાણીઆભાઇ ?

વાણીઆભાઇને કોઇએ ઓળખ્યા નહિ. તે તો ટટ્ટુને ધીમે ધીમે હાંકતા હાંકતા વટેમાર્ગુ લૂટાતા ત્યાં આવ્યા. આ જગ્યા બે નાની નાની ટેકરીઓ વચ્ચે હતી. ઘાડી ઘાડી ઝાડી બે બાજુ હતી.

બૂમ પાડે તોય કોઇ આવે તેમ નહોતું.
માણસ મરાય તોયે કોઇ આવે તેમ નહોતું.

આવા ગાઢ જંગલમાંથી પસાર થવાનું હતું. દુકાળ ન હોય તોયે બીક લાગે.

વાણીઆભાઇ, તો આગળ ચાલ્યા. તેમણે ધોતીયા નીચે ચડ્ડી પહેરી હતી. તેના એક ખીસામાં હતો કોરડો, અને મામલો ગંભીર બને તો ઉપયોગ કરવા બીજા ખીસામાં રાખી હતી પિસ્તોલ.

## કાનજી કાકાની કથા

કુંદનપુરના કાનજી કાકા કંજુસ કહેવાતા. કાકા કારખાનામાં કામ કરતા. કેશી કાકી કુંદનપુરના કરમચંદનું કામ કરતી. કીકાના કંકાસથી કાકીએ કાકાને કહ્યું કે કબાટમાંથી કેરી કાઢીને કચુંબર કરો. કાકી કાકાની કંજુસાઈથી કચવાતાં, કાકીના કચવાટથી કાકાએ કંજુસાઈ કમી કરી. કાકાના કીકાએ કુસંગથી કુટુંબમાં કલેશ કરાવ્યો.

કારખાનામાં કાનજી કાકાનો કર કોઇ કણબીએ કાપ્યો. કાશીએ કોર્ટમાં કેસ કર્યો. કોર્ટે કણબીને કેદ કર્યો. કાળે કરીને કણબીને કેદમાંથી કાઢયો.

કણબીએ કેદની કથા કાનજી કાકાને કહી, કાકાએ કણબીવાળી કથા કીકાને કહી, કીકાએ કણબીની કથા કાશીને કહી. કાળે કરીને કેદની કથા કુંદનપુરમાં કહેવાઈ. કાકા કહે કનકપુરની કથા કાલે કહીશ.

નરહરિપ્રસાદ ભટ્ટ

## એકથી દસ

એકથી દસ સુધીના આંકડા કેમ ગણવા તે તો બાલજગતના બધાજ વાંચકોને ખબર હશે—એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ અને દસ તેને જુદીજુદી ભાષાઓમાં એ આંકડાઓને કઇ રીતે ઓળખવામાં આવે છે તે નીચે આપવામાં આવે છે.

| | ગુજરાતી | હિંદી | અંગ્રેજી | ફ્રેંચ | મરાઠી | કાનડી | તેલુગુ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | એક | એક | વન | અં | એક | આદુ | વોકટી |
| ૨ | બે | દો | ટુ | દસ્ક | દોન | અરડુ | રેન્ડુ |
| ૩ | ત્રણ | તીન | થ્રી | ત્રીઆં | તીન | મુરૂ | મુડુ |
| ૪ | ચાર | ચાર | ફોર | કાત્ર | ચાર | નાલ્કુ | નાલગુ |
| ૫ | પાંચ | પાંચ | ફાઇવ | શેક | પાંચ | એદુ | આઇદુ |
| ૬ | છ | છે | સીકસ | સીક્સ | સાહા | આરૂ | આરૂ |
| ૭ | સાત | સાત | સેવન | શેવ | સાત | એળુ | એડું |
| ૮ | આઠ | આઠ | એઈટ | વુઇ | આઠ | અદુ | એનીમીદી |
| ૯ | નવ | નવ | નાઇન | નફ | નવ | આભતું | તુમમીદી |
| ૧૦ | દસ | દસ | ટેન | દો | દહા | હેતુ | પદી |

ગુજરાતી વેપારીઓ બીજાને જલદીથી ન સમજાય માટે આ અંકોને નીચે જણાવ્યા પ્રમાણે ઓળખે છેઃ—

૧ કેલો ૨ ઘર ૩ ઉધાન ૪ ગોચ ૫ મૂળ
૬ ખરું અથવા લેક ૭ સમાર ૮ ઘરચોક ૯ વણુ ૧૦ આંગળ

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબઃ લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ બિ. ઠક્કર, વડોદરા.

પુ. ૩૫મું ]　　　ફેબ્રુઆરી : ૧૯૪૧　　　[ અંક ૬ ઠો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ એક રૂપિયો.



કુ૦ તારિણી મુનશી

[ ઉ. ૧. ૫ ]

જેણે રાજમહેલ રોડ સ્ત્રી સમાજના
વાર્ષિક ઉત્સવ પ્રસંગે ગરબો
ગવરાવ્યો હતો.

અખિલ હિન્દ મહિલા પરિષદ
૧૫ મા અધિવેશનના પ્રમુખ



શ્રી. રામેશ્વરી નહેરૂ



પુસ્તક ૩૫મું    ફેબ્રુઆરી : ૧૯૪૧    અંક ૬ ઠ્ઠો

# વસંતોત્સવ

[ પ્રતિકાવ્ય ]

વસંત આવી. વસંત આવી
વસંત આવી રે (૨)
ઋતુઓ કેરી રાણી આવી
વસંત આવી રે (૨)

વસંત ક્યાં છે કોનાં પૂજન,
ક્યાં સુણ્યાં ભમરાનાં ગુંજન,
રસઘેલા આતમના કુંજન
વસંત લાવી રે (૨)

ફૂલેફૂલે ભ્રમરનું ગુંજન
કોકિલ કરે મધુર કુંજન
સ્નેહીનાં એ આત્મનિમજ્જન
વસંત લાવી રે (૨)
વસંત આવી રે

તૈયાર કરનાર
પદ્માવતી દેસાઈ
સુલોચના ભટ્ટ

# વસંતની બંસરી



મીઠી તૂં બંસરી સુણાવ,
વસંત રાણી મીઠી મીઠી તૂં.
અંતરના નાદને જગાવ
વસંત રાણી મીઠી મીઠી તૂં.

વર્ષે છે જ્યોત્સનિકાને ને ભીંજે રસ બાલિકા;
ગ્રીષ્મ હૈડાંને ભીંજાવ,
વસંત રાણી મીઠી મીઠી તૂં.

અણુખીલી પાંખડીની ઉઘાડે આંખડી;
ઉર પાંખડીએ રસડાં ઢાળાવ,
વસંત રાણી મીઠી મીઠી તૂં.

બંસરી હુલાવે ને હૈયામાં પૂર લાવે;
ફુલડાંના ઘાવો સજાવ,
વસંત રાણી મીઠી મીઠી તૂં.

ત્હારી એ બંસરી મીઠી રસ ખંજરી;
સુતા મણિધરને ડોલાવ,
વસંત રાણી મીઠી મીઠી તૂં.

પ્રાણુને પોષન્તુ, કવને કુંજન્તુ;
જીવનનું સંગીત સુણાવ,
વસંત રાણી મીઠી મીઠી તૂં.

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

# અખિલ હિંદ મહિલા પરિષદ (૧૫ મું અધિવેશન)

# પ્રમુખ શ્રી. રામેશ્વરી નહેરૂનું વ્યાખ્યાન

[ તા. ૨૭-૧૨-૪૦ ]

પ્રતિનિધિ બ્હેનો અને મિત્રો,

મારી ઇચ્છા હતી કે હું આજે આપને હિંદુસ્તાનીમાં સંબોધું. આપણે સમસ્ત દેશ માટે હિંદુસ્તાની ભાષાની હિમાયત કરીએ છીએ અને આપણી સંસ્થાએ હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારેલી છે. અખિલ હિંદની સ્ત્રીઓના આવા સંમેલન માટે વિચારો વ્યક્ત કરવાનું એક માત્ર હિંદુસ્તાની ભાષાજ માધ્યમ બની શકે. પરંતુ દુર્ભાગ્યવશાત્ આજના અવસર પ્રસંગે એનો ઉપયોગ કરવાનો વખત હજી આવી લાગ્યો નથી. હજી પણ પરદેશી ભાષા મારફતે મારા વિચારો દર્શાવવાનો પ્રયત્ન કરવાનું રહ્યું છે. મારી આ ત્રુટિ માટે આપ મને ક્ષમા આપશો. મને આશા છે કે ટૂંક વખતમાં આપણે આ મુશ્કેલી દૂર કરી શકીશું અને ત્યારે સામાન્યતઃ હિંદુસ્તાની દેશના દક્ષિણ ભાગમાં પણ બોલાતી થશે.

### જ્યારે દુનિયા દુઃખોથી ઘેરાયેલી છે

આજે જ્યારે દુનિયા પર દુઃખનાં વાદળ ઘેરાઈ રહ્યાં છે તેવા કટોકટીને વખતે આપણે ભેગાં મળ્યાં છીએ. આજે મનુષ્યના મનમાં દુર્ગુણો પ્રવેશવા લાગ્યા છે અને હિંસારૂપી રાક્ષસ મનુષ્યજાતિને ભય ઉપજાવવા કમર કસી રહ્યો છે; પરંતુ જગતનાં ચક્રો તો ગતિમાન રહેવાંજ જોઇએ. અને સર્વનું ભલું કરનાર પરમેશ્વર એવે વખતે આપણને જે સ્થાન પર મૂકે ત્યાં આપણે આપણી ફરજ બજાવવી જોઇએ અને તેથીજ આજે હું તમારી સમક્ષ તમારી હાકલ થતાં તેને માન આપી તમારા વરાયલા પ્રમુખ તરીકે આ વર્ષ માટે આવી છું. તમે મને આપેલા માન માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અને મારા પ્રત્યે જે પ્રેમ અને વિશ્વાસ બતાવવામાં આવ્યાં છે તેની કદર કરું છું. આ પરિષદ સાથે લાંબો વખત થયાં હું તેના પરિચયમાં આવી છું. એના પંદર વર્ષના અસ્તિત્વ દરમ્યાન વિવિધ પ્રકારે સેવા કરવાનો સુયોગ મને પ્રાપ્ત થયો છે અને એ દરમિયાન મારું ધ્યાન બીજી બાબતો તરફ રોકાયેલું રહેતું છતાં આ પરિષદ પ્રત્યેનો મારો પ્રેમ અને એ સંસ્થા પરત્વેના મારા રસમાં મેં ત્રુટિ આવવા દીધી નથી. આ વખતે સંસ્થાના આ ઉચ્ચપદ માટે મને પસંદ કરી છે પરંતુ એ માટે મારામાં કાંઇક ઉણપ ભાસે છે. કારણ કે અખિલ હિંદ પર્યંતની વિસ્તૃત સંસ્થાના પ્રમુખપદની જવાબદારી બહુ ભારે હોય છે અને તેમાં પણ જ્યારે પ્રતિક્ષણે અવનવા બનાવો બનતા હોય ત્યારે એની જવાબદારી વધી પડે છે. આમ છતાં આ જવાબદારીનો ભાર ઉપાડવામાં પીઢ અને અનુભવી સહકાર્યકરોના સાથનો મને વિશ્વાસ રહેવાથી મેં હિંમત કરી છે.

### ગૌરવભરી સેવામાં સાથ

મને દુઃખ થાય છે કે, પરિષદના જૂના કાર્યકર્તાઓનો આજે હું સાથ સહકાર મેળવવામાં અશક્ત નીવડી છું. આજે તેઓ અહીં હાજર નથી; કારણ કે તેઓ અન્ય સ્થળે હિંદની સેવા બજાવી રહ્યાં છે. એમની આ ખોટ માટે મને દિલગીરી ઉપજે છે.

પરંતુ આ વીરાંગનાઓએ દેશની હાકલને માન આપી જે આત્મભોગ આપ્યા છે તથા એ રીતે દેશના ધ્યેય પ્રત્યે આગળ વધવામાં જે કાર્ય કર્યું છે તેથી મને હર્ષ થાય છે. એ બધા શાંતિનાં રખેવાળ છે અને ખરેખર, તેમનાથી આપણને ગૌરવ પ્રાપ્ત થાય છે. દેશની સ્વતંત્રતાપ્રાપ્તિનું કામ જેમ તેમનું છે તેમ આપણું પણ છે, અને વહેલે મોડે તેમાં સફળતા જરૂર પ્રાપ્ત થશે જ.

### પશ્ચિમવાસી બહેનોની ગેરહાજરી

અત્યારના તબક્કે મારા વિચારો આપણી 'પશ્ચિમવાસી તેમજ પૂર્વ દેશવાસી આપણી બહેનો જેઓ ઇતિહાસમાં કદી નહિ આલેખાયેલા એવા મહાન દુર્ભાગ્યનો સામનો કરી રહ્યાં છે તેમના તરફ જઈ રહ્યા છે. આ દુનિયાને આવરી લેતી મહા આપત્તિથી જો તેઓ ઘેરાયેલાં ન હોત તો તેઓમાંની કેટલીક બહેનો આજે આપણી સાથે અહીં હોત, હું તેમને આ પ્રસંગે વિસરી શકતી નથી અને તેમની ગેરહાજરીમાં કારણભૂત એવા સંજોગો પ્રત્યે હું દિલસોજી વ્યક્ત કરું છું. આજે મારી તેમજ આ પરિષદ તરફથી તેમની આ દિલગીરીમાં સામેલ થાઉં છું. નાનાં બાળકો, પુરુષો અને સ્ત્રીઓ, જુવાન અને વૃદ્ધ, જેઓ આજે બોમ્બમારાના ભયહેઠળ છવી રહ્યાં છે, જેમના સાથરા અને ઘરવખરી વિનાશ પામી રહ્યાં છે, જેમનાં અંગોપાંગો નિરુપયોગી થયાં છે, તેમજ જેમની માતૃભૂમિની ખાનાખરાબી થઇ રહી છે એ દશ્યચિત્ર' આપણા માનસપટ પરથી ખસતું નથી અને તેથી આપણામાં શોકની લાગણી વધતી જ જાય છે. એ મૃત્યુની સાથે બાથ ભીડી રહેલાં માનવીઓને આપણે ભૂલી શકતાં નથી. સતત બોમ્બવર્ષા હેઠળ તેઓ ઊંઘ, આરામ કે શાન્તિ મેળવી શકતાં નથી. હું પણ કહું છું કે આ સ્થિતિ પ્રવર્તમાન રહેશે ત્યાં સુધી અમને પણ ઉંઘ કે આરામ મળશે નહિ. આવો ભયંકર દાવાનળ સળગી રહ્યો હોય તેવે વખતે અમે ઘરમાં શાન્તપણે કેમ બેસી રહી શકીએ?

### હિંદી રાજદ્વારી સ્થિતિ અને મહિલાઓ

અને આપણા ઘરઆંગણા આગળની સ્થિતિ પણ ઓછી અંધકારભરી નથી. એની આપણા પર વધુ નહિ તો ઉપર જણાવી તેવી અસર તો છે જ. રાજદ્વારી પક્ષોમાં ભાગ નહિ લેવાનું આપણને કહેવામાં આવ્યું છે, પણ હિંદી તરીકે તેમ જ સ્ત્રીજાતિ તરીકે હિંદના અતિ અગત્યના પ્રશ્નોની બાબતમાં આપણે તટસ્થ રહી શકીએ નહિ. આપણે સવિનય કાયદા ભંગમાં એકમત થઇએ અથવા ન થઇએ પરંતુ ભાષણ અને વાણીસ્વાતંત્ર્યની પ્રાપ્તિ માટે આજે હિંદનાં જે હજારો વીર પુત્ર-પુત્રીઓ જેલના સળિયા પાછળ જઇ રહ્યાં છે તે બાબત આંખ આડા કાન ન કરી શકીએ. આવાં હરકોઈ દેશને ગૌરવ લેવા લાયક વીર નર-નારીઓના કારાવાસથી આપણાં અંતર ઘવાય છે. ચાર વર્ષની સખત કેદની જે શિક્ષા પંડિત જવાહરલાલને કરવામાં આવી છે તેથી આપણાં હૃદય ભારે વેદના અનુભવે છે. આપણે સ્ત્રીજાતિ જે સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે ઝુંબેશ ચલાવી રહ્યાં છીએ તે હરકોઇ દિશામાં થતાં જુલમની સામે અવાજ ઉઠાવવાને પાછાં પડીએ નહિ. આપણે પ્રાર્થીએ કે સર્વત્ર સદ્‌બુદ્ધિ પ્રવર્તે અને આ પરિસ્થિતિનો સત્વર અંત આવે.

### સરમુખત્યારોનાં લોખંડી ચક્રો નીચે ચગદાતાં રાષ્ટ્રો

વળી દુનિયાના નાના દેશો જેઓ એક પછી એક પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠા.

છે અને સરમુખત્યારોના લોખંડી ચક્ર નીચે ચગદાઇ રહ્યાં છે તેમના પ્રત્યે પણ આપણી સહાનુભૂતિ છે. આક્રમણની સામે તેમાંના કેટલાકે તો વીરતાભર્યો સામનો કર્યો હતો. વળી તેમણે પોતાના સ્વાતંત્ર્યરક્ષણ માટે ગમે તેવા ભોગો આપતાં પણ પાછું વાળી જોયું નથી. તેઓએ તેમના ધન અને જીવનનાં સુદ્ધાં બલિદાન દીધાં છે; આમ છતાં તેમનો પરાજય થયો અને તેમને હિંસાબળમાં તેમનાથી ચડિયાતાઓને ચરણે ઢળવું પડયું છે આ બીનાથી આપણામાં કમકમાટી અને વેદનાઓ ઉત્પન્ન થાય છે. આ અરેરાટી અને વેદના થવા ઉપરાંત આ બનાવોએ આપણને વિચાર કરતા કરી મૂકયા છે. આ પરથી સાબીત થાય છે કે સત્યની રક્ષામાં હિંસા કંઇ કામ આવતી નથી. એથી એની મહત્તા ચાલી ગઇ છે. તેઓ મોટાં રાજ્યો સામે નાનાં રાજ્યો ગમે તેટલાં શારીરિક સુસ્થિતિવાળાં છતાં તેનું રક્ષણ કરી શકે નહિ. એટલે આવાં મોટાં રાજ્યોની જોહુકમીમાંથી નાનાંને બચાવવા માટે ઇતર ઉપાયો શોધી કાઢવા જોઇએ. પણ આ વિષય પરત્વે તો હું આગળ પર બોલીશ.

### સિલોનવાસી મહિલાઓ

આગળ ચાલતાં પહેલાં, હું આપણી સિલોનની બહેનો પ્રત્યે શુભેચ્છા વ્યક્ત કરવાની આનંદપૂર્વકની ફરજ બજાવું છું. આજના પ્રસંગે આપણી વચ્ચેની તેમની હાજરી ખાસ કરીને જ્યારે આપણો દેશ લડતને માર્ગે વળ્યો છે ત્યારે–" ગુડવીલ મિશન " લઇ આવેલાં એ બહેનો સ્વાગત–પાત્ર છે. સિલોન અને હિંદ એ કંઇ એક-બીજાથી પરાયા દેશો નથી; એ તો એક બીજાના નિકટના પડોશી છે. એમના સંબંધો તો ઇતિહાસપૂર્વેના છે. બન્નેની સંસ્કૃતિ અને રીતરિવાજ એક સરખા છે; અને આ બન્ને દેશો વચ્ચે માલસામાન, માણસો તેમજ વિચારોની આપ-લે ચાલુ હતી. બહુ પ્રાચીન સમયથી આ બે દેશો વચ્ચે મિત્રતાની લાગણી ચાલતી આવી છે અને એ બન્નેએ એક બીજાની પાસેથી 'ઘણું જાણ્યું'-મેળવ્યું છે. બહેનો, અમારા આ કાર્યમાં સહભાગી થવા માટે અને આપણી મિત્રતામાં વૃદ્ધિ કરવા માટે તેમજ અમારા પ્રશ્નો સમજવા માટે અમે તમારા ઋણી છીએ. આપની લાગણીઓ માટે અમે આભારી છીએ અને આ મુલાકાતથી અમે ઇચ્છીએ છીએ કે, આપણા આ બે દેશોની મિત્રતામાં વધારો થશે અને ગેરસમજને લીધે પ્રવર્તતા મતભેદો દૂર થશે આપના અમારા દેશમાં થયેલા આગમનથી અમે અત્યંત આભારી થયાં છીએ.

### અને ચીનની મહિલાઓ

આજે હું કહ્યા વિના રહી શકતી નથી કે જો આજે સર્વસામાન્ય દિવસો હોત તો આપણી વચ્ચે મેડમ ચાંગ-કૈ-શેકને સત્કારવાનું સુભાગ્ય આપણે પામી શકયાં હોત. આપણા આમંત્રણના જવાબમાં ગયા વર્ષે તેમણે જણાવ્યું હતું કે, તેમના દેશની કામગીરીમાં-થી તેમને વખત મળશે તો તેઓ અહીં આવશે. આ દરમિયાન, આપણી ગઇ અલ્હાબાદની બેઠક વખતે, આ સંસ્થા તરફથી ચીન ખાતે એક પ્રતિનિધિ મંડળ મોકલવાનું નક્કી કર્યું હતું. વળી મેડમ ચાંગ-કૈ-શેકે આપણા પર આમંત્રણ મોકલ્યું હતું અને તે માટે ગયા ઑકટોબરમાં તેમણે સઘળી તૈયારીઓ પણ કરી રાખી હતી. આપણે મહાન સંસ્કૃતિવાળા એ પ્રાચીન દેશને અંજલિ આપી શકીએ તે દિવસ માટે રાહ જોઇ રહ્યાં હતાં. પરંતુ આજે તે મહાન કસોટી વચ્ચે પસાર થઈ રહ્યા છે. અને તેનો તેઓ કેવાં ધૈર્યપૂર્વક સામનો

કોઇપણ સંસ્થા, સરકાર કે વ્યક્તિને માટે અશક્ય છે. અહીં એ સંખ્યાબંધ ઠરાવોનો ઉલ્લેખ કરવો અસ્થાને છે. એ પૈકીના માત્ર કેટલાકનો જ હું કંઇક દાખલા તરીકે નિર્દેશ કરીશ.

## શિક્ષણપદ્ધતિમાં સુધારા

શિક્ષણના ક્ષેત્રમાં, છોકરા અને છોકરીઓના પ્રાથમિક શિક્ષણના ફરજિયાતપણા પર ખાસ ભાર મૂકયો છે. અને સ્ત્રીશિક્ષણ પાછળ વધુ રકમ ખર્ચવાની ભલામણ કરી છે. પછી આપણે વધુ સારી આરોગ્યમય સ્થિતિની તેમજ કેળવાયેલા શિક્ષકો અને શાળાઓમાં જુદા જુદા સુધારાઓની માગણી કરી છે. આપણી ભલામણો પૈકીની કેટલીકનો સ્વીકાર થયો છે અને અમલ પણ કરવામાં આવ્યો છે. સુંદર કલા, પ્રગતિશીલ ગૃહવિજ્ઞાન, પ્રાંતિક ભાષાઓ વગેરેનો વિકલ્પ અભ્યાસક્રમનો કેટલીક વિદ્યાપીઠોએ સ્વીકાર કર્યો છે. કેટલાકે સ્ત્રીઓના ચાલયોની સ્થાપના પણ કરી છે. આ બધી બાબતો પરત્વે આપણે વારંવાર ઠરાવો પણ કરેલા છે. આપણી પારષદની કેટલીક શાખાઓ તરફથી નિરક્ષરતાનિવારણનું કામ પણ હાથ ધરવામાં આવ્યું હતું અને તેનાં સારાં પરિણામો આવ્યાં છે. આ ઉપરાંત બીજી શાખાઓ તરફથી હિંદુસ્તાની, અંગ્રેજી, શીવણના તેમજ સંગીતના વર્ગો ચલાવવામાં આવ્યા હતા. આ વર્ગોનો સેંકડો સ્ત્રીઓ લાભ લઇ રહી છે.

ન્યુ દિલ્હીની લેડી ઇરવીન કૉલેજ ગૃહવિજ્ઞાનને લગતું શિક્ષણ આપતી સંસ્થાએ સ્ત્રીશિક્ષણ સંસ્થાના અતિ ઉજ્જ્વલ દષ્ટાંતરૂપ છે.

## સામાજિક સુધારાનાં કામો

સામાજિક ક્ષેત્રમાં પણ આપણે અનિષ્ટ રૂઢિઓ દૂર કરવા તેમજ સ્ત્રીઓને અન્યાયકારક એવા કાયદાઓ રદ કરાવવામાં આપણો નમ્ર ફાળો નોંધાવ્યો છે. આપણે ભલામણ કરેલા અનેક સુધારાઓ પૈકી પરદાપ્રથા દૂર કરવાને લગતા ઠરાવો, બાળલગ્નના, વિધવા પુનર્લગ્નના, પરઠણના રિવાજની નાબૂદીનો, સ્ત્રીપુરુષોના સમાન આર્થિક અધિકારોને લગતા મુખ્ય હતા.

આપણી કામ કરવાની પદ્ધતિઓમાં મુખ્યત્વે સભાઓ અને પરિષદો ભરી પ્રચાર કરવાને લગતી એ હતી. પરંતુ કેટલાકોના મત મુજબ આ બધાને લગતા કાયદા કરાવવાનો આગ્રહ વિશેષ હતો. મારો અંગત અભિપ્રાય તો એવો છે કે, ફરજિયાત સુધારા કરતાં મરજિયાતપણે કામ લેવામાં આવે તો કામ સારું થાય. સારા ઉદ્દેશને ખાતર પણ ફરજ પાડવામાં આવતાં તેનાં પરિણામ ભૂરાંજ આવે છે. પછી સુધારાની બાબતમાં, કાયદો માત્ર મદદરૂપ થઇ શકે, જ્યાં બીનજરૂરી દબાણ થતાં હોય ત્યાં વજનદાર નીવડે. બાળલગ્નના કાયદાને જો વિશાળ પ્રસિદ્ધિનું પીઠબળ મળ્યું હોત તો, બીજી ગમે તેટલી ખામીઓ છતાં તે જરૂર સફળ થઇ શકયો હોત.

## હિંદુ કાયદામાં સુધારાને સ્થાન

પછી કેટલાક અંગત કાયદાઓમાં આપણે ઉદાર સુધારાઓ માગ્યા હતા,-ખાસ કરીને હિંદુ કાયદામાં; એના દ્વારા આપણે ઉત્તરાધિકાર, લગ્ન, બાળકનું વાલીપણું વગેરે બાબતોમાં સ્ત્રીઓની સમાનતાનો ખાસ આગ્રહ કર્યો હતો.

આ સુધારાઓનો સમાવેશ કરતાં ખોલો એ આપણા ધારા ખરડાઓના મુખ્ય અંગરૂપ થઇ પડયાં હતાં; આમ છતાં થોડાંક જ કાયદાનું રૂપ પામી શકયાં છે. આમાંના અન્યાયી કાયદા સામે સખ્ત કામ લેવા તરફ આપણે લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચ્યું છે. સ્ત્રીપુરુષોના સમાનાધિકારને લગતા કાય-

કાએ જેને વ્યક્તિ કે સમષ્ટિરૂપે મરજિયાતપણે અમલમાં મુકાય તેવા કાયદાને ઘડાવાને લગતા કેટલાક સભ્યોના ઠરાવ સાથે હું સહમત થાઉં છું.

## કામગાર સ્ત્રીઓની સ્થિતિની તપાસ

અનીતિના રાહદારીઓને દબાવવાના, બાળસંરક્ષણના, દેવદાસી પ્રથા નાબુદ કરવાના અને એવાં બીજાં કામોની આપણે માગણી કરેલી છે અને આજે તે આપણી ઠરાવપોથી પર છે. આપણે કામગાર સ્ત્રીઓના વર્ગની તપાસ તેમજ તેને લગતી વ્યવસ્થાનું કામ હાથ ધર્યું હતું અને તેમની સારાં રહેઠાણોની, પ્રસુતિના આગળપાછળના સમયની રાહત, બાળશાળાઓ વગેરે તેમની માગણીઓ એકત્ર કરી છે.

આપણાં કામો પૈકીના મેં જે ઉપર દાખલા આપ્યા છે તે પરથી આપણું કાર્યક્ષેત્ર આપણા જીવન જેટલું વિશાળ છે તે સહજ સમજાય તેમ છે. એટલે ખાસ કામ થયાં હોય એવા દાખલા થોડા છે. કેટલાંક કામોમાં પ્રાથમિક તપાસ અને માહિતીને લગતાં તેમજ તેને લગતા અભિપ્રાયોનાં મુખ્ય હતાં. આ સંબંધે કેટલેક સ્થળેથી ટીકાઓ થાય છે, જેને આપણે સક્રિય કામ કરી બતાવીને દબાવી દેવી જોઇએ.

અત્રે ચર્ચા માટે ઉપસ્થિત કરવા જેવા તેમજ આવતા વર્ષમાં કરવા જેવાં કામો માટે સામાજિક ક્ષેત્રમાં હું તમારી સમક્ષ અસ્પૃશ્યતાનિવારણ અને કોમીએકતાના પ્રશ્નને રજૂ કરીશ; જ્યારે આર્થિક પ્રશ્નોની છણાવટ બાબતમાં ગૃહઉદ્યોગો અને રહેઠાણના પ્રશ્નને રજૂ કરીશ.

## અસ્પૃશ્યતાનિવારણનું મહાન કાર્ય

અસ્પૃશ્યતાનિવારણ એ તો મારો પોતાનો વિષય જ છે. અને મારા અનુભવ પરથી હું તમને જણાવીશ કે, આ ક્ષેત્રમાં કામ કરવું એ ખરૂં શુદ્ધિનું કાર્ય છે. એથી આપણને અહિંસાને સમજવામાં સરળતા થાય છે, એનાથી આપણે એક વિશાળ કોમ પર કેટલા અન્યાયો કરી રહ્યા છીએ, જેને માટે આપણે સૌ એકસરખા જવાબદાર છીએ તેનું ભાન થાય છે. હરિજનસેવા એ પ્રભુસેવાની માફક તેના સેવકને ઉચ્ચતા પ્રતિ લઈ જાય છે. એથી કોઇ મહાઋણમાંથી મુક્ત થયા હોઇએ તેના જેવો આનંદ મળે છે. અસ્પૃશ્યતા-નિવારણમાં આપેલો અલ્પ ફાળો, આ દબાયેલાંઓના જીવનમાં પ્રકાશ લાવવાનો અલ્પ પણ પ્રયત્ન, આપણને વ્યક્તિ તરીકે ઊંચે લઇ જાય છે અને એક રાષ્ટ્રવાસીઓ તરીકે આપણને ઉચ્ચ સપાટી પર લાવી મૂકે છે. અહીં હાજર રહેલી તમામ પ્રતિનિધિ બહેનોને તેમ જ તેમના દ્વારા દેશની સમસ્ત સ્ત્રીજાતિને મારા આ સત્ય કથનની કસોટી કરવા અને એની સત્યતાની સાબીતી મેળવવા માટે અખતરો કરવા આવાહન કરૂં છું. સક્રિય કામોનો ચિતાર આપવાનું મારે માટે આ સ્થાન નથી. છેલ્લાં અનેક વર્ષો થયાં હું આવી ભલામણો કરતી આવી છું. જો તમો તમારૂં હૃદય અર્પણ કરશો તો બહુ પ્રયાન કરવાની જરૂર નહિ રહે. દરેક બાબત પોતપોતાનો માર્ગ કરવાનું જાણે જ છે. એટલે, હું આ કાર્યને બહેનોએ પોતાનું ગણી અપનાવવા વિનંતિ કરૂં છું. આ બાબતમાં આપણી કેટલીક શાખાઓ તરફથી અલ્પ પ્રયત્નો થાય છે, તે માટે હું તેમની ઋણી છું, પરંતુ આ કાર્યમાં વધુ પ્રયત્નની જરૂર છે અને મને જણાવતાં દિલગીરી ઉપજે છે કે, બહેનોએ આ ક્ષેત્રમાં આપેલો ફાળો બહુ જૂજ છે. આપણે આ દૂષણ દૂર કર્યું નહિ હોય ત્યાં સુધી યાદ રાખજો કે, આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકીશું નહિ,

હરિજનોમાં હવે તેમને મળતા શિક્ષણના પ્રતાપે જાગૃતિનો જુવાળ પૂરજોશમાં આવી રહ્યો છે. પરંતુ ઉચ્ચ કહેવાતા હિંદુઓનો આ પરત્વેનો પૂર્વગ્રહ હજી એટલા વેગપૂર્વક ઓછો થતો નથી. આથી હરિજનોમાં વસવસાની લાગણી પ્રવર્તે છે અને તેના પરિણામે સમસ્ત દેશની ઉન્નતિ અવરોધાય છે. અને, રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના દષ્ટિબિંદુને લક્ષ્યમાં લેતાં પણ અસ્પૃશ્યતા દૂર થવી જ જોઈએ.

### કોમી એકતા

હવે, કોમી એકતા એ આપણા આગામી વર્ષના કાર્યનું આપણું બીજું ચિત્ર છે. એમાં કામયાબી મેળવવી એ પણ અસ્પૃશ્યતાનિવારણ જેટલીજ અગત્યની છે. આ પ્રશ્ન પણ અસ્પૃશ્યતાનિવારણના કાર્ય સાથે કેટલુંક સામ્ય ધરાવે છે. જો કંઈ ગંભીર અને ખાસ હાથ ધરવા જેવો નાજુક પ્રશ્ન હોય તો તે આ છે. આ પ્રશ્નમાં રાજદ્વારી, આર્થિક અને ધાર્મિક બાબતોનો ખીચડો થઈ જવાથી અને બીજા પક્ષનો તેમાં હિતસંબંધ હોવાથી બહુ ગૂંચવણભર્યો થઈ પડ્યો છે. પરંતુ એથી કંઈ આપણો એનો ખપો દોષ એ બીજા પક્ષ પર ઢોળી દઈ બચી શકીએ નહિ. આના ઉકેલ માટે બીજા પક્ષે બતાવેલા ઉપાયો અને સૂચનો એ આપણી નબળાઈ બતાવે છે. એ નબળાઈ દૂર કરવા માટે આપણે ઉપાયો અને માર્ગો યોજવા જોઈએ. આ મહિલા પરિષદ કોમ કોમની મહિલાઓને એક જ ભૂમિકાપર એકઠા કરવાનું કામ તો બજાવ્યું છે. હું ખાત્રીપૂર્વક જણાવું છું કે, આપણામાં કોમ કે જાતભાતના ભેદ નથી. અને આપણે તો આપણી જાતિ કે ધર્મને પણ ભાગ્યે જ યાદ કરતાં હોઈશું. આ ભૂમિકા પર તો આપણે માત્ર સ્ત્રીઓ જ—સ્ત્રી જાતિ અને જન્મભૂમિની સેવાર્થે બહાર પડેલી સ્ત્રીઓ જ છીએ. પરંતુ આ કાર્યને આપણે આપણી પરિષદના ક્ષેત્રથી આગળ વધારવા શક્તિમાન થયાં નથી. આને માટે આપણે પ્રયત્નશીલ થવું જોઈએ. પ્રતિનિધિ બહેનોના ધ્યાન પર લાવવા જેવી એક મહત્વની બાબત તો એ છે કે, આપણી સંસ્થાની મુસ્લીમ સભ્યોની સંખ્યા વધારવા માટે ભારે પ્રયત્નો કરવાની જરૂર છે અને મારી મુસ્લીમ પ્રતિનિધિ બહેનોને આ સંખ્યા વધારવા હું ખાસ વિનંતિ કરું છું. તેમના સક્રિય સહકાર સિવાય આપણને સફળતા મળી શકશે નહિ. આપણા સભ્યપત્રક પર વર્ષ આખરે મુસ્લીમ સભ્યોની સંખ્યા વધુ હોવી જોઈશે. આપણું આ પગલું પોતે જ આ બન્ને ભાઈબંધ કોમોને એક બીજાની નજીક લઈ આવશે.

### ગૃહઉદ્યોગો

હવે, આર્થિક પ્રશ્ન સંબંધેની ચર્ચા માટે મેં પસંદ કરેલો વિષય "ગૃહઉદ્યોગો"ને લગતો છે. આપણે વિશાળ પાયા પરના ઉદ્યોગો તેમજ ગૃહઉદ્યોગોની સફળતા-નિષ્ફળતા પરત્વેના વાદવિવાદો જતા કરીએ. આપણે માત્ર એટલું જ યાદ રાખવાનું છે, કે, ગૃહઉદ્યોગો એ આપણી આજની અનિવાર્ય જરૂરિયાત છે. આ ગૃહઉદ્યોગો મારફતે જ આપણાં હજારો ભૂખે મરતાં ભાઈબહેનો તેમનો રોટલો રળી શકશે. એટલે આ ઉદ્યોગોને આગળ ધપાવવાની યોજનાઓ પાછળ આપણો સમય ખર્ચવો જોઈએ. કેળવણી-કેન્દ્રોની સ્થાપના, વેચાણ મથકો, પ્રચાર-કાર્ય તેમજ બીજા પણ કેટલાક માર્ગો આ બાબતમાં આપણે માટે ખુલ્લા છે. પરંતુ વધુ વેગ આપે એવો માર્ગ તો અંગત ઉત્તેજન જ છે. અલબત્ત, ખાદી આ બધા ગ્રામઉદ્યોગોમાં મહત્ત્વનું મધ્યબિંદુ છે. આપણી સભ્યસંખ્યામાં ખાદી પહેરનારની સંખ્યા બહુ ઓછી છે. આપણા સભ્યોના

પહેરવેશમાં ખાદીને માનભર્યું સ્થાન મળવું જોઈએ. ખાદીમાં પણ વિવિધ પ્રકારની પસંદગીને સ્થાન છે અને તેમાં પણ સુંદરતા લાવી શકાય. એના ખરબચડાપણામાં પણ એક જાતનું જાદુ છે. એ ગરીબની રોટી આપનાર છે, તેમજ ધનવાનો માટે એ શાંતિદાતા છે. શુદ્ધ ખાદીમાં સજ્જ થયેલો સ્ત્રીસમુદાય એ આંખને આનંદ આપનાર મિજલસ સમાન છે, ખાદી એ દલિત મનુષ્યત્વ પ્રત્યેના આપણા પ્રેમનું પ્રતીક છે, અને એ આપણી સ્વાતંત્ર્યપ્રિયતાનું સૂચક છે. આપણી સંસ્થા જેવી રાષ્ટ્રીય સંસ્થાનાં સભ્યોએ ખાદી પહેરવાનું નૈતિક બંધન સ્વીકારવું જોઈએ. અને આ ખાદીને કાંતણ સાથે નિકટનો સંબંધ છે. યજ્ઞાર્થે કાંતવું એ હરિજનસેવા જેટલું જ ઉમદા કાર્ય છે. રેંટિયાનો એકેએક આંટો અને તેના પર કંતાયેલો એકેએક તાર તેના કાંતનારને જનતાની નજીક લઈ જાય છે, એથી આજના આર્થિક સામાજિક અન્યાયો સામે આપણા માનસને કેળવે છે અને તે પણ અહિંસક રીતે પરિવર્તન લાવે છે. આથી હું આ પરિષદની સભ્ય બહેનોને વિનંતિ કરું છું કે તેઓ દરરોજ યજ્ઞાર્થે કાંતે અને તેના પરિણામે આપોઆપ ખાદી અને ગ્રામઉદ્યોગોને ટેકો આપતાં થશે.

### ગરીબોનાં રહેઠાણો

હવે હું છેલ્લા વિષય પર આવું છું, અને તે રહેઠાણોને લગતો છે. આના ઘરોની વ્યવસ્થા બહુ અભયવકારી છે. ચાલીસ કરોડની વસ્તીવાળા દેશમાં ગરીબોને રહેવા માટે રહેઠાણો, ઘરો નથી. જેમણે દેશના અંદરના ભાગોમાં પ્રવાસ કર્યો હશે અને જેમણે એનો ઊંડો અભ્યાસ કર્યો હશે તેમને આવાં ઘરોના અભાવથી વેઠવી પડતી મુસ્કેલીઓ જણાઈ હશે. શહેરમાંની ગીચતાભરેલી વસ્તી ખાસ ધ્યાન ખેંચે છે. ઘર નામે ઓળખાતી બખોલોમાં સેંકડો અને હજારો માણસો વસવાટ કરે છે. આ માટેની પૂર્તતા કરવાનું આપણી ગુંજાશ અને શક્તિ ઉપરવટનું છે. પરંતુ આ સામે સમાજનો આત્મા જાગ્રત કરવાનું કામ તો આપણે જરૂર કરી શકીએ. આપણે, સરકાર અને સ્થાનિક અધિકારીઓને ધનવાન તેમજ શિક્ષિતોને યાદ આપી શકીએ કે, આ લાખો મૂગા મજૂરી કરી રહેલા લોકોને આવા અસહ્ય નરકમાંથી ઉગારવાની જવાબદારીના પર છે. આમાં નાણાંના અભાવનો બચાવ આગળ લાવવો ન જોઈએ. આ જરૂરિયાત એટલી અગત્યની છે કે, જો બીજાં સાધન ન હોય તો બાંધકામ માટે સરકારે અથવા લોકલબોર્ડોએ ઉછીનાં નાણાં મેળવવાં જોઈએ. આ લોકો પાસે ઘરો બાંધનારી સહકારી મંડળીઓ ઊભી કરાવવી જોઈએ અને ધનવાનોને તેમનાં નાણાં આવી યોજનામાં રોકવા સમજાવવું જોઈએ. વળી કાયદાથી ઘરભાડાનું નિયમન પણ કરાવું જોઈએ કે જેથી આ લોકો લુંટાતા બચી શકે. અનેક મકાનમાલીકોને એક નાની કોઈ જાતની સગવડ વિનાની કોટડીઓના ૪ થી ૮ રૂપિયા સુધીના માસિક ભાડાં લેતા મેં નજરે નિહાળ્યા છે. આવી જાતની લુંટાર નીતિ આટલેથી જ અટકાવવી જોઈએ. ખેતીવાડી કરાવનાર ખેતરોના માલીકોને, તેમના ખેડૂતો માટે રહેઠાણ બનાવી આપવા માટેની ફરજ પાડવી જોઈએ. આપણી પરિષદની ફરજ છે કે તેણે આ બધી બાબતો જાહેર સમક્ષ રજૂ કરી દેવી જોઈએ અને તેને આ મહાન દૂષણો દૂર કરવા માટે સમજાવવું જોઈએ.

### અહિંસાનું સૂત્ર

હવે મારે અહિંસા, જેમાં આપણે સંપૂર્ણ વિશ્વાસ હોવાનું વારંવાર જાહેર કર્યું છે તે

વિષે કંઈક કહેવું જોઇએ. હિંદી સ્ત્રીઓ આમાં કંઇ જ ઓછું ન કરી શકે એક હિંદી સ્ત્રી તો એજ વાતાવરણમાં જ ઉછરેલી હોય છે. એના આત્મા પર એની છાપ છપાયેલી હોય છે જે સ્થિતિસંજોગોમાં એ ઉછરેલી હોય છે, જીવનમાં જે અભાવો એણે વેઠવાના હોય છે, જે સંસ્કારો સાથે એ જન્મે છે અથવા વંશપરંપરાથી એનામાં ઊતરી આવે છે, એ બધાથી આ અહિંસા વ્યક્ત કરવા માટેનું એ ઉત્તમ માધ્યમ છે. પરંતુ જે આટલું સુષુપ્ત છે તેને જાગ્રત કરવું જોઇએ. અત્યારે એક હિંદી નારીની અહિંસા એ અસહાય અને દુર્બળોની અહિંસા છે. એથી એ કિંમત વિનાની થઈ પડે છે. આજે એ અહિંસાને બળવાનની અહિંસામાં પલટાવવા માટેના હાર્દિક પ્રયત્નો કરવાની જરૂર છે, કે જેના વિના દુષ્ટતા અને હિંસાનો સામનો થઇ શકે નહિ. જીવનમાં અહિંસાના આચરણ માટે મહાત્મા ગાંધીજી પુરૂષો કરતાં સ્ત્રીઓ તરફથી વધુ આશા રાખે છે. એમણે આપણામાં મૂકેલા આ વિશ્વાસને લાયક નીવડવા માટે આપણે આત્મશુદ્ધિપૂર્વક પ્રયત્ન કરીએ. આ અહિંસા કેળવવા માટેનાં મુખ્ય મથક એ તો આપણાં ઘરો જ છે. આમ છતાં આંતરિક સંશોધન તો ચાલુ જ રહેવું જોઇએ. અને આપણા પ્રત્યેની સતત તકેદારી રાખી આપણી કૌટુંબિક સીમાઓ વિસ્તૃત કરવાની અને સમસ્ત માનવજાતને પોતાની કરવા માટેનું આપણું માતૃહૃદય વિસ્તૃત થાય તેની ખાતરી કરી લેવી જોઇએ.

આપણી જવાબદારી ઘણી ભારે છે. ઓછી-અધુરી સેવા કરતાં તે ન કરવી એ સૂત્રને આપણે ભૂલવું ન જોઇએ; એનાથી આપણે પોતે તેમ જ જેને માટે આપણે કરતાં હોઇએ તે મૂળ ધ્યેયને નુકશાન પહોંચે છે. સત્ય અને પ્રમાણિકતા તો, આપણે જે ઉપદેશ કરીએ તે આપણા જીવનમાં પણ હોવો જોઇએ એવું માગે છે.' એટલે સૌ સભ્યોને મારી વિનંતિ છે કે, તેઓના વ્યક્તિગત જીવનમાં અહિંસા આણવાનાં માર્ગો અને સાધનો ને બરાબર પરખી લે. આ પ્રસંગે ગાંધીજીના સાહિત્યનો અભ્યાસ કરવાની હું ભલામણ કરું છું. વ્યક્તિ અહિંસામાંથી સામુદાયિક અહિંસાને વિસ્તારવા માટે અને એથી દેશપરદેશની બાબતોમાં એને વિસ્તૃત કરવા માટે ગાંધીજીએ એક ખાસ અખતરો, એમણે એમની જીવનપ્રયોગશાળામાં શરૂ કર્યો છે. જેમાં એમણે એકધારો સત્યનોજ પ્રયોગ કર્યો છે. આવા મહાપુરુષના સમયમાં જન્મવા માટે અને એમનાં સમકાલીન થવા માટે આપણને ગૌરવ અને માન ઉત્પન્ન થવાં જોઇએ. અને એને અનુરૂપ નીવડવા માટે આપણાથી શક્ય તે તમામ પ્રયત્નો આપણે કરવા જોઇએ.

## ઉપસંહાર

છેવટે, આજે નમતા પહોરે આપને અહીં મળવા માટે મને અત્યંત આનંદ થયો છે. દક્ષિણ હિંદ અને ખાસ કરીને મૈસૂર તો મારે માટે બીજા ઘર જેવું છે, કે જ્યાં મેં થોડાંક વર્ષો પૂર્વે કેટલાક મહિના વસવાટ કર્યો હતો મૈસૂરની મહિલાઓએ, જેમાંની કેટલીક મારી જૂની પ્રિય મિત્રો તેમજ સહકાર્યકરો છે તેમણે જે સ્વાગત કર્યું છે તેથી મને ઘણો આનંદ થયો છે. મર્હુમ મહારાજા જેમની સાથે મારે પરિચય હતો તેઓ આજે આ દુનિયામાં નથી તેનો મને શોક થાય છે. પરંતુ એમની પ્રજાના હૃદયમાં જ્યાં તેમણે ચિરવાસ કર્યો છે ત્યાં તો તેઓ ચિરજીવજ છે.

હવે માત્ર એક અંતિમ શબ્દ કહી હું મારું વક્તવ્ય પૂરું કરીશ. જે ભાગો આ

મહિલા પરિષદની કાર્યવાહીમાં સહમત થતા નથી, જેઓને આપણી સ્ત્રીસ્વાતંત્ર્ય અને સમાનતાની માગણીમાં ભય જણાય છે, તેમને હું જણાવીશ કે 'તમારા ભયોને દૂર ફેંકી દો, તમે અમારામાં મૂકેલા એ વિશ્વાસને અમે જવા દઈશું નહિ તેમજ 'અમે અમારી સમતુલાપણું ગુમાવીશું નહિ અને અમારામાં વિશ્વાસ રાખો. અને કદાચ અમારી આ કામગીરી ક્ષણજીવી જણાય તો પણ હું કહીશ કે, સ્વાતંત્ર્ય સંબંધે ભૂલ કરવી તે સીધી ગુલામી ભોગવવા કરતાં બહેતર છે. પછી અપૂર્ણતા, અવસ્થા કે સ્ત્રીપુરૂષના ભેદને લગતું કોઈ ભૂત તમારા પર સવાર થયું હોય તો તે માત્ર કલ્પનાના તરંગોજ છે. માતા અને પુત્ર વચ્ચે, પિતા અને પુત્રી વચ્ચે, ભાઈ-બહેન વચ્ચે, અને પતિ-પત્ની વચ્ચે કદી તકરાર-ઝગડો હોઈજ શકે નહિ. અને એ દ્વંદ્વો વચ્ચે વિરોધ હોય તો પછી સ્ત્રી અને પુરૂષની આડે કોઈ આવી શકે નહિ. અમારી આ પ્રવૃત્તિમાં વિદ્વેષને સ્થાનજ નથી. અને એને માટે કોઈ સંભવ પણ નથી. અમારે જે જોઈએ છે તે માત્ર એટલું જ કે, સ્ત્રી અને પુરૂષ વચ્ચે તેમજ પુરૂષ પુરૂષ વચ્ચે સમાનતાનો દરજ્જો જળવાવો જોઈએ. અને આ પાયા પર જ માત્ર સુધરેલા સમાજની સ્થાપના થઈ શકશે.

હું મારી સહકારી પ્રતિનિધિ બહેનોને હવે છેલ્લે જણાવી દઉં છું કે, આપણી પાસે વધુ સેવાની, વધુ ત્યાગની આશા રાખવામાં આવે છે. તમને જ્યાં મળ્યું હોય ત્યાં કામ કરતાં રહો. જૂની દુનિયાના જુલ્મો અને લૂંટનીતિનો અંત લાવવા માટે કામ કરો અને નવી દુનિયાના સર્જન અને ભલા માટેના કાર્યમાં તમારો સહાયક હાથ લબાવો. *

---

* અંગ્રેજી પરથી અનુવાદક : શ્રી. મણિલાલ પ્રભાશંકર વ્યાસ.

---

## મધુકરને

મધુકર શાને કરે ગુંજાર ?
દુનિયા કેરી ફુલવાડીમાં કંટક છે જ હજાર... મધુકર૦

મધમધતા સૌ પુષ્પને નિરખી કરે તું દીલથી પ્યાર,
પરાગ ચુમવા એની જાતા મળતી વિષની ધાર... મધુકર૦

પુષ્પ મીઠાં સૌએ લેખાતાં થાતા તુજ ગુંજાર,
છતાં જીવનભર તલસી મરતાં બની જતો ખુવાર... મધુકર૦

મીઠી કયારી દૂરથી નીરખી ઉછળે આનંદ ધાર,
પણ હેતે સ્પર્શી પસ્તાતો વ્હેતી આંસુધાર... મધુકર૦

પુષ્પની કયારી લાગે પ્યારી પણ છે એ માયાજાળ,
તે કયારીમાં તું અટવાતાં બની જતો ખુવાર... મધુકર૦

શ્રી. પ્રબોધ દેસાઈ

# ઘુંઘટડે

[ "પરણીને પ્રથમજ વાર સાસરને ઉંબરે પગ મૂકતી, નવપત્ની પોતાના ઘુંઘટડેથી સાસરની ચાર મુખ્ય વ્યક્તિને, જે રીતે જુએ છે, એ રીતે આ ગરબાના શબ્દ લખાયા છે. આશા છે કે "ગુણસુન્દરી"ના વાંચકોને આ ગરબો ગમશે "—લેખક ]

( ૧ )

ઘુંઘટડે જી રે નીરખ્યા મ્હેં નણદલવીર
બોલ્યું બોલાય નહિ મોટેરાં ભાળે
મ્હાનાં બતાવીને પાસે બોલાવે
"પાણી આપોને લગીર"
લાડકડો એવો દિસે છે અધીર.

( ૨ )

ઘુંઘટડે જી રે નીરખ્યાં મ્હેં કંથ કેરા વીર
ભાવે ભાભી કહી મીઠી બોલી બોલે
"તોફાની એંચે છે ચીર"
દિયરજી ઘરનું લાડકડું ખમીર.

( ૩ )

ઘુંઘટડે જી રે નીરખ્યાં સાસુજી શૂરવીર
જોશભરી કાયામાં રોષ ભર્યો આંખો
વારે વારે કહેતાં વહુ માથુ જરા ઢાંકો
"ઓછું બોલોને લગીર"
સાસુજીની વાણીથી છૂટે છે તીર.

( ૪ )

ઘુંઘટડે જી રે ભાળ્યા સસરાજી ભડવીર
પોતાની કાયાને પોતે પંપાળે
છુપી છુપી ચીવટથી કામ બધું ભાળે
"ઉંડા પાણી શા ગંભીર"
હિંચોળે હિંચે છે ઘરના વડિલ

શ્રી. અવિનાશ વ્યાસ

# ઇન્ડીઅન વીમેન્સ એસોસીએશન — મોમ્બાસા

## ( બીજું અધિવેશન )

ઇન્ડીઅન વીમેન્સ એસોસીએશનની દ્વિતિય વર્ષની સામાન્ય સભા મંગળવાર તા. ૩૧-૧૨-૪૦ ના રોજ બપોરે ૩ વાગે ઓરીએન્ટલ બીલ્ડીંગમાં ભરાઇ હતી. ૧૨૫ બ્હેનોએ હાજરી આપી હતી. સંસ્થાના માનદ મંત્રી શ્રી. લીલા શાહે સંસ્થાનો વાર્ષિક હેવાલ ગુજરાતીમાં વાંચી સંભળાવ્યો હતો અને મીસીસ સોન્ઢીએ હિન્દીમાં તેનું ભાષાંતર કર્યું હતું.

આ રીપોર્ટમાં વર્ષ દરમ્યાન પ્રવૃત્તિના વિકાસને રૂંધતા કેટલાક બળોનો ઉલ્લેખ કર્યો હતો. જુન ૧૦ અને ત્યાર પછીનો સમય એ સંસ્થાને માટે અગ્નિ પ્રવેશ જેવો હતો. લડાઇના વાતાવરણને લીધે વધતી જતી અસ્થિરતા અને અસ્વસ્થતાને અંગે થએલી જનતાની ચંચળ મનોદશા, અને એથી સંસ્થાની દિનપ્રતિદિન ઘટતી સભ્યોની સંખ્યાને લીધે સંસ્થાને પોતાની સર્વ પ્રવૃત્તિઓ થોડા વખતને માટે બંધ રાખવાની ફરજ પડી હતી. પરંતુ આ સમય દરમ્યાન સંસ્થાની કાર્યવાહિ સમિતિ નિરંતર જાગ્રત રહી હતી. અને સસ્થાની પ્રવૃત્તિઓ પુન ચાલુ કેમ થાય તેની શકયતાનો વિચાર કરતી હતી.

સંસ્થાએ ચાલુ વર્ષ દરમ્યાન નિચેની જૂની પ્રવૃત્તિઓમાં કેટલીક વિકાસ સાધ્યો હતો કેટલીક નવી પ્રવૃત્તિઓનો આરંભ કરી પ્રગતિ સાધી છે. જૂની પ્રવૃત્તિઓમાં ત્રણ મુખ્યત્વે ગણી શકાય.

( ૧ ) પ્રૌઢ શિક્ષણના અંગ્રેજી તથા ગુજરાતી વર્ગો ( ૨ ) સ્નેહ-સંમેલન, ( ૩ ) વિચાર વિનિમય મંડળ

નવી પ્રવૃત્તિઓ

( ૧ ) બાળ સંરક્ષણ વિભાગ ( ૨ ) ઘરગથ્થુ ઉદ્યોગોના વર્ગો, ( ૩ ) સ્વયંસેવિકા દળ.

પ્રૌઢ શિક્ષણના વર્ગો લગભગ છેલ્લા બે વર્ષથી સફળતાપૂર્વક ચાલ્યા કરે છે. આ વર્ષે વર્ગોમાં દાખલ થવા માટે એટલી તો પડાપડી થઇ હતી કે સ્થળ સંકોચ અને બીજા કેટલાક કારણોને લીધે વર્ગોની સંખ્યા મર્યાદિત કરવી પડી છે, આ વર્ષે બન્ને વર્ગોની સંખ્યા એકંદર સંખ્યા ૪૪ છે.

સંસ્થાની અન્ય પ્રવૃત્તિઓમાં ખાસ કરીને વિચાર વિનિમય મંડળ અને સ્નેહ-સંમેલનો ખૂબ જ આવકારદાયી બન્યા છે. વિચાર વિનિમય મંડળે પોતાની પહેલી જયંતિ ગયા મે માસમાં ૮ મી તારીખે ઉજવી. આ મંડળ મહીનામાં એકવાર પોતાની બેઠક સમાજ સેવાના વાચનાલયમાં ભરે છે અને ત્યાં આવતા બધા પત્રો અને સામયિકોનો લાભ લે છે.

આ વર્ષે સંસ્થાએ કેટલીક નવી પ્રવૃત્તિઓ હાથ ધરી છે. વર્ષની તદન શરૂઆતમાં ઘરગથ્થુ ઉદ્યોગોના વર્ગો, અને બાળ સંરક્ષણ વિભાગની શરૂઆત કરવામાં આવી હતી. પહેલા વિભાગમાં ૪૫ બહેનોએ પોતાના નામ નોંધાવ્યા હતા જ્યારે ક્લીનીકમાં ત્રણ વર્ષ સુધીની મર્યાદા રાખવામાં આવી હતી અને તેમાં ૩૦ બાળકોના નામ નોંધાયા હતા સસ્થાની તીવ્ર ઇચ્છા છે કે વાતાવરણમાં શાતા પ્રવેશે તો ઘરમાં બાળકનું પ્રદર્શન ભરવું અને ડુમેસ્ટીક સાયન્સના વર્ગો ચલાવવા, બાકી અત્યારે આ હકીકત વિચાર દશામાં જ છે. હવાઇ હુમલા વખતે હિંદી

જનતાની બનતી સેવા કરવા માટે સંસ્થાએ એક સ્વયંસેવિકા દળ ઉભું કર્યું છે, જેમાં સ્વયંસેવિકા બ્હેનોની સંખ્યા ૪૦ ની છે. આ દળમાં જે બ્હેનો છે તેમાં ઘણીખરીએ એ. આર. પી. ની પરીક્ષા હોમ નર્સીંગ—ઘરગથ્થુ માવજત—અને ફર્સ્ટ એઈડ તાત્કાલીક મદદની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થઈ છે.

આર્થિક બાબત પરત્વે સંસ્થાની પાસે હાલ શી. ૬૩૦—૯૩ સેંટની નાનકડી મૂડી છે.

સંસ્થાના પ્રમુખ મીસીસ કાસમઅલી પારૂએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં સંસ્થાની સ્થાપના કરનાર મીસીસ ઇસ્માઇલ-ની પ્રશંસા કરી હતી. હાજર રહેલી બ્હેનોને સંસ્થાના ઉદ્દેશ અને ધ્યેયની યાદ દેવડાવી હતી અને મીસીસ ઇસ્માઇલનો છેલ્લો સંદેશો સંભારી આપ્યો હતો કે ધ્યેયની પ્રાપ્તી માટે ધીમે ધીમે, સંભાળી સંભાળીને અને મક્કમપણે આગળ ધપે રાખજો.

સંસ્થાના માનદ મંત્રી અને અન્ય કાર્યકર્તાઓની પ્રશંસા કરતાં તેમણે જણાવ્યું હતું કે મુંગા દાનની જેમ મુંગી સેવાના મૂલ્ય આંકી શકાતા નથી પોતાના ભાષણની પૂર્ણાહુતિ કરતાં તેમણે જણાવ્યું હતું કે સંસ્થાની પાસે જ્યાં સુધી તન તોડીને કામ કરનાર કાર્યકર્તાઓ છે ત્યાં સુધી મને સંપૂર્ણ ખાત્રી છે કે સંસ્થા પોતે ઉર્ધ્વગતિ પ્રાપ્ત કરશે જ.

## નવા વર્ષના કાર્યકર્તાઓની ચૂંટણી

પ્રમુખઃ—મીસીસ સોન્ડી

ઉપપ્રમુખઃ—મીસ જાફરાબાદવાલા

સભ્યો, માનદ મંત્રીઓ—મીસીસ લીલા શાહ, મીસીસ એમ. ડી. હીરા, મીસીસ ચેરીઅન, મીસીસ રીગરેડો, મીસ મહમદ આલમ, મીસીસ ગુલામઅલી, મીસીસ એ. બી. પટેલ, મીસીસ આર. બી પંડ્યા, મીસીસ ડોટીવાલા, મીસીસ રાજરત્નમ, મીસીસ ઈનામદાર, મીસીસ કે. આર. પારૂ, મીસીસ અમીન, મીસીસ નજમુદીન, મીસીસ તાંબે, મીસીસ નરૈના.

આ પ્રસંગે આ ઉત્સવના પ્રમુખ મીસીસ કાસમઅલી પારૂએ પોતાનું ભાષણ નીચે પ્રમાણે આપ્યું હતું:—

## પ્રમુખનું ભાષણ

સભ્યો અને મિત્રો,

ઉપર જણાવ્યા પ્રમાણે આપની સમક્ષ માનદ મંત્રીએ સંસ્થાનો દ્વિતિય વાર્ષિક હેવાલ સવિસ્તરપણે રજૂ કર્યો છે મ્હને ખાત્રી છે કે એ હેવાલ પરથી સંસ્થાની ૧૩ માસની કાર્યવાહીનો સંપૂર્ણ ખ્યાલ આપ સહુને આવ્યો હશે.

રિપોર્ટમાં જણાવ્યા મુજબ સંસ્થા હજુ બાલ્યાવસ્થામાં છે. છતાં એની ધીમી પરંતુ સ્થિર પ્રગતિ જોઈ આપ સહુને સંસ્થાની જરૂરીઆત અને ઉપયોગિતા માટે જરા પણ શંકા નહિ હોય. આપણી સંસ્થાના બંધારણમાં નીચેના ઉદ્દેશોનો ઉલ્લેખ કર્યો છે. "(૧) પૂર્વ આફ્રિકાની હિન્દી કોમની સ્ત્રીઓ પોતાને તેમજ અન્યને મદદ કરી શકે અને નાગરિકત્વની જવાબદારી સમજે (૨) સામાજિક ઐક્ય સાધી મૈત્રીભાવ કેળવે (૩) અને સામાજિક સડા દૂર કરવાના પ્રયાસો કરે" આ ઉદ્દેશોને પહોંચી વળવાને માટે સંસ્થા એક વા બીજી રીતે થોડા ઘણા પ્રયાસો કરી રહી છે.

આ દેશમાં હિંદીઓની વસાહત સદીઓથી છે. પુરૂષ વર્ગે આવા ઉદ્દેશવાળી ઘણીએ સંસ્થાઓ સ્થાપી હશે પણ સ્ત્રી વર્ગમાં આવી જરૂરીઆતનું તીવ્ર ભાન કરાવવાનું માન શ્રી. મીસીસ ઇસ્માઇલને મળે છે. મીસીસ ઇસ્માઇલના પ્રયાસો વડે જ આ

# મૂંઝાવે મુજને ?

[ અંજની ગીત ]

બાળલગ્નની વેદી પર આજે કેટલીએ ગભરૂ બાળાનાં જીવન વેડફાઇ રહ્યા છે. એવા કરૂણ-ગૂઢ સંસારમાં સંડોવાયલી એક નિર્દોષ બાળાના હૃદયમણા ઉદ્ગારો આ કાવ્યમાંથી મળી આવશે. —લેખક.

અણખીલ્યું આ યૌવન મારૂં
બાલ-મસ્તીનું જીવન સારૂં
ભાસે મુજને આજ અકારૂં
કહું કહો કોને ?

લગ્ન લ્હાવો લઇશું આજે
વડીલ બોલે એકે અવાજે
વિક્રય કરતાં જરી ન લાજે
જીવન લુંટાવે ?

રમત, ગમત મ્હારી મુકાવી
કેળવણી પડતી મુકાવી
વિવાહ કેરો શંખ ફુંકાવી
લગ્ન કરી મ્હાલે ?

સ્વાર્થી શેઠે સંબંધીજનો
કારણ, ઢંગલો કરતો ધનનો
ખ્યાલ કરે ના મુજ જીવનનો
સ્વાર્થીંધો કોઇ ?

જ્યારે અંતરમાં કંઇ થાતું
મલિન મારગે દીલ દોરાતું
સંસ્કારોથી દૂર દોડાતું
ચિત્ત ઠરેના ક્યાંયે ?

શરીર સુકાતું દ્હાડે દહાડે
સમાજ શાને અંતર બાળે ?
ગૃહસ્થાશ્રમનું જીવન અકાળે
મૂંઝાવે મુજને ?

લેખક:
મજલાલ ગૌ. પંડ્યા

# રૅકેટની વારસદાર

[ પ્રતિકાવ્ય ]

ચીંતે ઝૂલે છે રૅકેટ, બાપુજી કેરું ચીંતે ઝૂલે રે,
ભેટયે ઝૂલે છે રૅકેટ, બ્હેની કેરું ભેટયે ઝૂલે રે.

મારા બાપુને બ્હેન ! બે-બે કુંવરિયું,
બે વચ્ચે પાડયા છે ભાગ
હાંરે બ્હેની ! બે વચ્ચે પાડયા છે ભાગ, બાપુજી૦

મોટીએ માગિયા ઘરના એ ગોખલા,
નાનીએ માગ્યાં રૅકેટ
છૂટી જીવનની હો સ્હેલ. બાપુજી૦

મોટીએ માંડયાં ઘર બંધન જંજીર શાં,
નાની કૉલેજ્યુંની વાટ,
જગાવે સમાજે સંગ્રામ. બાપુજી૦

મોટી થિંજાઇ ઘર ગૉખલાના તખ્તમાં,
નાનીને મોટરની સ્હેલ,
મીજબાની મિત્રોને ઘેર. બાપુજી૦

મોટીને રાંધવાં ઘરનાં એ વૈતરાં,
નાનેરી ઘૂમે ધમસાણ,
જનતામાં વરતાવે આણ. બાપુજી૦

મોટી પોઢે છે ખૂણે ઘરના એ ઢોલિયે,
નાની સીનેમાને સાજ
મનગમતા મિત્રોની સાથ. બાપુજી૦

મોટી સજાવે ન્હાનાં ઢીંગલાં શાં છોકરાં,
નાની સ્વયં શણગાર,
રૅકેટ, મનીબૅગ હાથ બાપુજી૦

મોટીને બંગડી હાથીદાંત કાચની,
નાનીને ચશમાં, ઘડિયાળ
પાવડર પફ સ્નોના ચમકાર. બાપુજી૦

મોટી ભાગે છે દુષ્ટ આંખડીના દાવથી,
નાનેરી દે છે પડકાર,
સંભોગ એના વિશાળ.

મોટી ગુંજે ગીત ઘર પતિ, બાળમાં,
નાની રેડિયો પ્રોગ્રામ,
સોહાવે, નચાવે સુજાન. બાપુજી૦

મોટી પઢાવે પાઠ સદ્‌ગુણના બાળને,
નાની ગજાવે કૈં હૉલ,
ગડગડતી તાલી; શો શોર ! બાપુજી૦

મોટી પાડોશણનાં આંસુડાં લૂછતી,
નાની સર્જે સ્ત્રીના સંઘ,
નેત્રી, મંત્રી, તંત્રી સર્વ. બાપુજી૦

મોટીને ભક્તિભાવ–ઘરનાં મંદિરિયાં,
નાનીને ઉર અભિલાષ
થાવા હો ! સિનેમા સ્ટાર. બાપુજી૦

મોટીએ પૂજિયાં ચાંદલો, ને ચુન્દડી,[1]
નાનીએ "બી. એ." બીરુદ
મધુરું એ 'મીસ' સ્વરૂપ. બાપુજી૦

મોટી જીવી છે રંગે 'ગૃહિણી ગૃહમ્'–રે,[2]
નાનીએ દુનિયાંને ચોક
રેલાવ્યા યૌવનના ઓઘ. બાપુજી૦

મોટીનાં મ્હોત પુત્ર આંસુડે આંક્યાં,
નાનીને અંજલિ અપાય,
દુનિયામાં ચિત્રો પૂજાય. બાપુજી૦

શ્રી. રમણલાલ મ. જોષી

---

૧. ચાંદલો=સૌભાગ્ય. ચુન્દડી=શીયળ.
૨. "ગૃહિણી ગૃહમુચ્યતે." એ સિદ્ધાન્તને અનુસરીને.

# અખિલ હિન્દ મહિલા પરિષદ બેંગલોરનાં સંસ્મરણો

લેખિકા :



શ્રી. સુશીલાકુમારી પંડિત

અખિલ હિન્દ મહિલા પરિષદનું ૧૫ મું અધિવેશન મેસુર સ્ટેટના પાટનગર બેંગલોર ખાતે ગત ડિસેમ્બર માસની તા. ૨૬ થી ૩૧ મી તારીખોના દિવસોમાં ભરવામાં આવ્યું હતું.

ઐતિહાસિક અને ભાગોલિક દૃષ્ટિએ આ રાજ્ય વિસરાય તેમ નહોતું પરન્તુ મહિલા પરિષદ્‌ના અધિવેશન પછી તો તેનો સંબંધ વિશેષ સ્થાન ધરાવે છે. ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન સ્થળોનાંજ નહિ પરંતુ સિલોન અને અમેરિકા જેવા પ્રદેશોમાંથી પણ પ્રતિનિધિ બ્હેનો આ અધિવેશનને સફળ બનાવવા માટે આવેલ હતાં, અને ત્રિવેણી સંગમનું ખરૂં સ્વરૂપ ત્યાં જોવામાં આવતું હતું.

લગભગ ૧૭૫ પ્રતિનિધિ બ્હેનો પોતપોતાના પ્રાંતોમાંથી પ્રતિનિધિ તરીકે ઉપસ્થિત થઇ હતી. તેમાં પ્રમુખસ્થાને જાણીતાં દેશનેત્રી, હરિજનોદ્ધારક શ્રીમતી રામેશ્વરી દેવી નહેરૂ પોતાની સૌમ્યમૂર્તિ અને વિદ્વતાથી બધાનું ધ્યાન આકર્ષતાં હતાં. તેમની સાથેજ શ્રીમતી રાજકુમારી અમૃતકુંવર, બેગમ હમીદઅલી, મિસીસ કઝીન્સ, લેડી રામરાવ, મિસીસ ફૈરીદુનજી, લેડી મિરઝા વિગેરે ધ્યાન ખેંચતા હતાં.

સ્વાગતાધ્યક્ષ લેડી મિરઝા ઇસ્માઈલ ને સ્વાગત મંત્રિણી શ્રીમતી મંડાયમે પોતાની ભારે બાહોશીથી દેશ વિદેશ ને ભિન્ન પ્રાંતો માંથી આવતી બ્હેનો માટે ઉત્તમ સગવડતાઓ કરી રાખી હતી. બેંગલોર પહોંચતાંજ સ્વાગત સભ્યોનો દરોડો સ્ટેશન પર દેખાતો હતો. જતાંની સાથેજ દક્ષિણ ભારતના પ્રદેશને અનુકુલ તેમની વેશભૂષા અને ભાષા તેમના પ્રાન્તનું ભાન કરાવતી હતી.

સ્વાગત સભ્યો તરફથી પહેલોજ પ્રશ્ન પૂછવામાં આવતો હતો કે શાકાહારી (Vegitorians) છો કે માંસાહારી (Non-vegit-

orians) ઉત્તર મળતાંજ તે પ્રમાણેના ઉતારાવાળી મોટરમાં વ્યવસ્થા કરવામાં આવતી. અમારો ઉતારો શાકાહારી હોવાને કારણે ત્યાંની નેશનલ હાઇસ્કુલમાં હતો. જેનું મકાન ઘણુંજ ભવ્ય અને વિશાળ હતું.

પ્રથમ દિવસે ૯ વાગે સ્ટેન્ડિંગ કમિટીની પહેલી બેઠક રાખવામાં આવી હતી પરન્તુ ત્યાં ઓલ ઇન્ડીઆ સ્ટેટસ સ્કાઉટસ રેલી અને કેંપીંગ હતું. તેમાં ત્યાંના શ્રી. મહારાજા સાહેબ તરફથી સ્ટેન્ડિંગ કમિટીનાં સભ્યોને ખાસ આમંત્રણ હોવાથી મિટીંગ એક કલાક મોડી રહી અને રેલી જોવાને માટે અમે બધાં ગયાં. ઘણી મોટી સંખ્યામાં સ્કાઉટોની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી. ત્યાંના શ્રી મહારાજાને જોવાનું પણ સૌભાગ્ય પ્રાપ્ત થયું. મહારાજા પોતે ઉત્તમ વકતા ને બાહોશ રાજા જણાયા.

બેંગલોર પ્રાકૃતિક દૃષ્ટિએ તો સુંદર છેજ, તેમાં શહેરની રચના, સરકારી મકાનો, ત્યાંના સુંદર બગીચાઓ અને ન્હાનાં ન્હાનાં તળાવોથી અત્યંત શોભાયમાન દેખાય છે. ઔદ્યોગિક દૃષ્ટિએ પણ તેને પ્રથમ સ્થાન આપી શકાય. ત્યાંની સ્વચ્છતા અને ફુવારાઓની રચના અને લાઇટની વ્યવસ્થા કોઇપણ માનવીને આકર્ષે તેવાં છે.

તા. ૨૭ મીએ ત્યાંના ટાઉન હૉલમાં પરિષદ્‌ને ખુલ્લી મુકવાની ક્રિયા કરવામાં આવી તેમાં સ્ત્રી પુરુષોની હાજરી ઘણી મોટી સંખ્યામાં દેખાતી હતી. સ્વાગતાધ્યક્ષનું ભાષણ અને પ્રમુખશ્રી રામેશ્વરીદેવી નહેરુનું ભાષણ સ્ત્રીઓની ખરી પરિસ્થિતિ, સ્થાન અને કાર્યનું ભાન કરાવતું હતું. મૈસુર સ્ટેટના દિવાન સર મિરઝા ઇસ્માઇલ અસ્વસ્થ તંદુરસ્તીને કારણે ઉપસ્થિત રહી શકયા ન્હોતા. ત્યાંના અગ્રગણ્ય અમલદાર વર્ગમાંથી બે ત્રણ ભાઇઓએ અને મિસ્ટર કઝીન્સે સ્ત્રીઓને સંબોધીને ઘણીજ ઉત્તમ રીતે આ ઉપાડેલા કાર્યની સફળતા ઇચ્છી હતી, એટલુંજ નહિ પરન્તુ પોતે કબુલ કર્યું હતું કે હવે પુરુષોના જીવનમાં ક્રાન્તિ લાવવા માટે બ્હેનોજ કાંઇ કરી શકે છે અને એમણે જેમ હિટલરની પાંચમીકતાર ચાલે છે તેમ આ બ્હેનો પણ દરેકના ઘરમાં હિટલરના સ્થાને પાંચમી કતાર છે. એમની ક્રાંતિથી તેઓ પોતાની જાતિને જગાડશે અને ભારતના ઉંઘતા પુરુષોને પણ હવે તો જાગતાજ રહેવું પડશે.

ઉપસ્થિત બહેનોએ આ ભાષણોને ખુબ વધાવી લીધું હતું ને પોતાની કાર્ય પ્રણાલીથી બતાવી આપશે કે તેઓ હવે કાંઇ જાગૃતિ લાવી શકે છે.

આ અધિવેશનની વિશેષતા બીજા અધિવેશનો કરતાં એ હતી કે આમાં વિષયવાર વર્ગીકરણ કરી પાંચ વિભાગો પાડવામાં આવ્યા હતા. દરરોજની સભાઓ પાંચ વિભક્ત ભાગોમાં જુદા જુદા વિષયો લઇને ચર્ચતી હતી. તેમાં એક શિક્ષક વિભાગ હતો. બે સામાજીક વિભાગ હતા, એક ઔદ્યોગિક અને આર્થિક વિભાગ હતો ને એક કોમી એકતા અને અસ્પૃશ્યોદ્ધારનો હતો. પાંચે વિભાગમાં પાંચ પ્રમુખો ને બે બે મંત્રીઓ રાખવામાં આવ્યાં હતાં. આ વિભાગોની વિશેષતા એટલીજ હતી કે આમાં ઉપસ્થિત દરેક બ્હેન પોતાને યોગ્ય વિષય લઇ તે વિભાગમાં જઇ શકે અને પોતાના વિચારો છુટથી દર્શાવી શકે. જે બ્હેનોને સ્ટેજ ઉપર ઉભા રહી બોલવાની હિમ્મત કે ટેવ હોતી નથી તે બ્હેનો પણ આ વર્ગીકરણ પ્રમાણે પોતાના વિચારો વિના સંકોચે પોતાના ગ્રુપમાં મૂકવાને સમર્થ થાય છે. આ રીતે દરેક બ્હેન પોતાના અધિકારથી વિમુક્ત રહેતી નથી. આ ગ્રુપોમાં વિષયવાર ચર્ચા થયા પછી તે વિષયને યોગ્ય પ્રસ્તાવો ખુલ્લી બેઠકમાં

લાવવામાં આવે છે ને ત્યાંથી પછી પસાર થઈ કાર્યમાં લેવામાં આવે છે.

બેંગલોરની અંદર બધી કાર્યવાહી અંગ્રેજી ભાષા દ્વારા ચાલતી હતી. ઘણા દુઃખ સાથે લખવું પડે છે કે ઘણા પ્રયત્નો ચાલુ રાખ્યા છતાં આ દિશામાં મહિલા પરિષદે જોઈએ તેટલી ઉન્નતિ કરી નથી.

ભારતવર્ષની અંદર એક ભાષા ન હોવાને કારણે હજી પણ જે સમયનો દુર્વ્યય કરવો પડે છે ને વિચારોની આપ લેમાં જે કઠિનાઈ અનુભવવી પડે છે તે શોચનીય છે એક ભાષાની અછત દરેક કાર્યમાં જણાઈ આવે છે. આશા છે કે નિકટ ભવિષ્યમાં આ મુંઝવણ દૂર થઈ જશે અને આને કારણે થતી અડચણો સવેળા સવેળા દૂર થશે.

બેંગલોરની મ્યુનિસિપાલીટી, મહિલા પરિષદના સ્વાગતાધ્યક્ષા લેડી મિરઝા ઇસ્માઈલ, લેડીઝ કલબ, મહિલા સેવાસમાજ, અને કવીન્સ કોલેજ વિગેરે સંસ્થાઓએ પ્રતિનિધિઓનું જે ભવ્ય સ્વાગત કર્યું છે તે ભૂલાય તેમ નથી તે ઉપરાંત ત્યાંની ફેકટરીના માલિકોએ પણ ખૂબ શ્રમ લઈ દરેક વસ્તુની વૈજ્ઞાનિક દૃષ્ટિએ સમજણ પાડી ઉદ્યોગોની અંદર પણ બેનોને રસ ઉત્પન્ન કર્યો હતો.

ત્યાંની નાની નાની હાઇસ્કુલ અને કોલેજમાં ભણતી બહેનો જે સ્વયંસેવિકાનું કાર્ય કરતી હતી તે ઘણુંજ પ્રશંસનીય હતું.

બેંગલોર ને મૈસુરનાં રમણીય સ્થાનોના નિરીક્ષણ પછી ને વૃંદાવન વાડી (કાનમવાડી) માં વિચર્યા પછી તે સ્થાનોને મૂકીને વિદાય લેવી એ ઘણુંજ કઠણ કાર્ય હતું. મ્યુનિસીપાલીટીના પ્રમુખના આમંત્રણને પણ ભૂલાય તેમ નથી. પોતાના વકતવ્યમાં એમણે જણાવ્યુ હતું કે નિવૃત્તજીવન વ્યતીત કરવા બેંગલોર એ ઉત્તમ સ્થાન આજ સુધી નિવડયું છે. તો મહિલા પરિષદની બહેનો પણ પોતાનું નિવૃત્તજીવન વ્યતીત કરવા જરૂર અહીંજ પધારે. આ આમંત્રણથી મનને સંતોષવાળી ભારે મને બધાંએ વિદાય લીધી. મહિલા પરિષદમાં થએલા કાર્ય ઉપર આપણે હવે પછી દૃષ્ટિ નાખીશું.

[ આર્યસંદેશ ]

---

## — અલિને —

[ રાસ ]

અલિ ! જો ખીલી રસીલી કલિ આ મીઠી રે;
પત્ર પત્રે લાવણ્ય લચકાય : અલિ !
ત્હને પાંખડી લળી લુળું નિમંત્રતી રે ;
પ્રણય કહેતાં મુગ્ધા અચકાય : અલિ !
એની આંખડીએ અમૃત ઓપતાં રે ;
જો ! જો ! પરિમલ શો પમરાય ! અલિ !
હળે મકરંદ ! આ મરંદ ચરણમાં રે ;
નહિ સ્નેહદાન દિલનાં ઝીલાય ! અલિ !
ભૂંડા ! ઉડે શું ત્યાગી, અન્ય ફુલડે રે ?
રે ! ચ્હાનારને નવ ચ્હાય ? અલિ !
પ્રીત રીત હોય આવી લુખ્ખી રે ?
સ્નેહનાં ન સ્વાગત થાય ? અલિ !

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

## નવપરણિત

સૂર સંયોજક : **શ્રી. ત્રિલોક દેસાઇ**

[ રાગ : ભૈરવી ]

હો મંજરી મુખડું મલકે,
નયનો છુપું હસી છલકે:

ઊર્મિ ઉરે નવ દબાતી,
નયને, વદને પળ ઉભરાતી,
સોણલે મધૂ મદમાતી;
—હો મંજરી.

ઉષા છુપાઈ એના ચયને,
ચંદન ઝરતી ચાંદની હૈયે,
તારા ગોરા ગોરા મુખડે;
—હો મંજરી.

ચુંદડી જીવન રસ છલકે,
કુમકુમ કોરે રણભર મલકે,
વાયુ વસંતના વિહરે;
—હો મંજરી.

શાને પ્રભુ આવાં હૈયાં,
સ્વપ્નાં ભૂલી હો શુષ્કતા ધરતા ?
સોહાગ ગીત ભૂલતા ?

**શ્રી. ધનવંત દેસાઈ, બી. એ.**

## વાસંતી

મારે આંગણે આવી, મદ છલકંત વાસંતી. (૨)
ફૂલછાબ ભરી છલકાતી, વેલડીઓ લચકાતી,
હૈયાં રંજતી રાણી, મારે આંગણે આવી.

ગુલ કેશર કંઠ ધરી, રસ મંથર ગંધ ભરી,
યુવા સુંદરી સાજી, મારે આંગણે આવી.

કોકિલના ટહુકારે, પિયુ પિયુના પડકારે,
ગુંજે આમ્રઘટા વાડી, મારે આંગણે આવી.

મનુ મંદિરે વાગી, કુસુમાકર રસતાલી,
ઉતરે આરતી રૂડી, મારે આંગણે આવી,

ચંદા ચોકમાં શોભે, ઉષા આભમાં ઓપે,
ખીલે નલિન કુમુદિની, મારે આંગણે આવી.

સરિતા બે અંકે, શીળા સમીરણા કંપે,
સન્ધ્યા છેડતી ગીતિ, મારે આંગણે આવી.

**શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઈ**

# :: અખિલ હિન્દ મહિલા પરિષદ બેંગ્લોરનું અધિવેશન ::

લેખિકા : જ્યોત્સ્ના મ્હેતા

અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૫ મું અધિવેશન બેંગ્લોરમાં ડિસેમ્બરની આખરમાં થયું. આજથી દસબાર વર્ષ પર ઘણા પુરુષો એમ માનતા હતા કે સ્ત્રીઓની પરિષદ એટલે માત્ર સુંદર વસ્ત્રાલંકારનું પ્રદર્શન. કદાચ હજી પણ કેટલાક માનતા હશે. આ પરિષદમાં શું શું થાય છે તેની પૂરી માહિતી મેળવ્યાથી એ ટીકા તદ્દન ખોટી સાબીત થશે.

વળી આ પરિષદ માત્ર ઠરાવો કરે છે, ને રચનાત્મક કાર્ય કરતી નથી એવી ટીકા પણ થાય છે પરંતુ એના અસ્તિત્વને હજી પંદર વર્ષ થયાં છે. તેના પ્રમાણમાં તો એણે ઠીક કાર્યસિદ્ધિ કરી છે. વળી કંઇ પણ કાર્ય કરવું હોય તો પહેલાં વિચારોની આપ લે, ચર્ચા, ઠરાવ એ બધું કર્યા પછી જ કાર્ય થઇ શકે. આ પરિષદમાં ઠરાવો કર્યા પછી અમલ કરવાના ઘણા પ્રયત્નો થાય છે, એ પ્રયત્નો સફળ થતાં તો ઘણાં વર્ષ લાગે; ત્યાંસુધી બહારથી જોનારને શી ખબર પડે કે કેટલા પ્રયત્નો થયા ?

સ્ત્રીઓ હજારો વર્ષથી જે ગુલામગીરીના બંધનમાં પડેલી છે, તે તોડીને સ્વતંત્ર થાય તે પુરુષોને ગમતું નથી, કારણ કે તેથી એમનો પોતાનો સ્વાર્થ બગડે છે. આ કારણથી સ્ત્રીઓની સંસ્થા માટે ઉપર લખી છે તે જાતની વિવિધ ટીકાઓ થાય છે.

બેંગ્લોર પરિષદનાં પ્રમુખ શ્રીમતી રામેશ્વરી નેહરુ પ્રખર સમાજસેવક તરીકે પ્રખ્યાત છે. આટલાં વર્ષો સુધી સુખ સંપત્તિમાં રહેવા છતાં એમની રહેણીકરણી સાદી છે. તે જોઇને પ્રેક્ષકને આશ્ચર્ય થાય છે. સમાજસેવા તથા ખાસ કરીને હરિજનોની સેવામાં એમણે પોતાનું જીવન અર્પણ કર્યું છે. દેશના ગરીબમાં ગરીબ લોકોના ઘરમાં જઇને તેમનાં દુઃખ એમણે નજરે જોયાં છે.. જેટલી રીતે બની શકે તેટલી રીતે એમને મદદ કરવાનો એ સતત પ્રયત્ન કરે છે. આ પરિષદમાં પ્રમુખપદેથી એમણે જે વ્યાખ્યાન કર્યું તેનો સાર આ પત્રમાં બીજે ઠેકાણે આપવામાં આવશે. એટલે એ બાબત માટે લખવાની જરૂર નથી.

પરિષદની સ્ત્રીઓને આવકાર આપતાં મૈસુર રાજ્યના દીવાન સર મિરઝા ઇસ્માઇલે પોતાના ભાષણમાં કહ્યું હતું કે “ આ દેશના જાહેરજીવનમાં સ્ત્રીઓએ પ્રવેશ કર્યો તેનો યશ ઘણે ભાગે આ પરિષદને ઘટે છે. દરેક ચીજની વ્યાજબી ટીકા કરવાથી મનુષ્યની પ્રગતિમાં સહાયતા મળે છે. આ વાત તમે (પરિષદની સ્ત્રીઓએ) હંમેશાં ધ્યાનમાં રાખી છે. પરંતુ તેના કરતાં પણ, આ અપૂર્ણ જગતમાં, દરેક બાબતમાંથી સારું તત્ત્વ ગ્રહણ કરવું વધારે મુશ્કેલ છે. તે છતાં એ ગ્રહણ કરવાનું તમે કદી પણ ચૂક્યાં નથી.”

આ પરિષદમાં વિવિધ વિષયોની ચર્ચા થઇ હતી. તેમાં સૌથી પ્રથમ યુરોપના મહાયુદ્ધ બાબતનો ઠરાવ હતો. રાજકુમારી અમૃતકુંવરે તે મૂક્યો હતો. કેટલાંક સભ્યોનો પહેલેથી જ એવો મત છે કે કોઇપણ રાજકીય બાબતની ચર્ચા આ પરિષદમાં ન કરવી જોઇએ. વળી લડાઈ વિષે આપણે ગમે તે ઠરાવ કરીએ તેની તલમાત્ર અસર યુરોપના યુદ્ધ પર થવાની નથી, એમ ઘણાનું માનવું છે. તેથી એમના પક્ષને ટેકો મળ્યો તે છતાં બીજા પક્ષનો એવો મત હતો કે

કોઈ બાબત અમલમાં ન મૂકી શકાય તોપણ એ વિષે આપણો અભિપ્રાય બતાવવો એ દરેક સંસ્થાની ફરજ છે. વળી આ ભયંકર યુદ્ધની અસર દુનિયાના દરેક દેશ ઉપર થાય છે અને ભવિષ્યમાં એથી વધારે થવાનો સંભવ છે. વળી આપણા પર રાજ્ય કરતી પ્રજા આવા ભીષણ યુદ્ધમાં સપડાએલી છે, તેમજ તેને લીધે હિંદી લશ્કરને પણ એમાં ભાગ લેવો પડ્યો છે. હિંદના લાખો રૂપીઆનો એમાં ઉપયોગ થાય છે, સત્યાગ્રહને લીધે દેશના અનેક નેતાઓ કારાગૃહમાં ગયા છે, તેમાં આ પરિષદના સભ્યો પણ છે. એવા સંજોગોમાં આપણે એ યુદ્ધ તરફ આંખમીંચામણાં કરીને તેનો ઉલ્લેખ પણ ન કરીએ એ વાજબી નથી. આ કારણથી યુદ્ધ વિષેનો ઠરાવ લાવવામાં આવ્યો હતો. તેનો સારાંશ એવો હતો કે "દુનિયાના અનેક દેશોમાં યુદ્ધને લીધે જે નિર્દોષ મનુષ્યો પર અત્યાચાર કરવામાં આવે છે, લાખો મનુષ્યોની હત્યા થાય છે, ભવ્ય ઇમારતોનો નાશ થાય છે, અગણિત ધનનો દુરૂપયોગ થાય છે અને મનુષ્યોમાં પરસ્પર વૈરભાવ ઉત્પન્ન થાય છે તેના પ્રત્યે આ પરિષદ અત્યંત શોક પ્રદર્શિત કરે છે. કોઇ પણ તકરારનો નિકાલ કરવા માટે અહિંસાત્મક માર્ગ લેવો જોઇએ. તે માટે બધી પ્રજાઓને હથીઆર મૂકી દેવાની વિનંતિ કરવામાં આવે છે. દુનિયામાં હમેશાં શાંતિ રહે તે માટે જગતની બધી સ્ત્રીઓએ પોતાના નૈતિક બળથી પ્રયત્ન કરવો જોઇએ, દુનિયાની બધી પ્રજાઓ સ્વતંત્ર થાય અને તેમાં પ્રજાતંત્રનું ચણતર થાય તે માટે ઇંગ્લંડે યુદ્ધમાં ભાગ લીધો છે એમ તેણે જાહેર કર્યું છે. તે છતાં હિંદને સ્વતંત્રતા આપવા તે તૈયાર નથી તેને માટે આ પરિષદ નિરાશા જાહેર કરે છે." આ ઠરાવનાં છેલ્લાં વાક્યો વિષે ઘણી ચર્ચા થઇ. કેટલાકનો મત એવો થયો કે તદ્દન કહાડી નાખવા પણ તે દરખાસ્ત પસાર ન થઈ. આખરે છેલ્લા વાક્યોમાં થોડા શબ્દો ઉમેરીને તથા જરા ફેરફાર કર્યા પછી ઠરાવ પસાર થયો.

પરિષદમાં કયા વિષયની ચર્ચા કરવી તેનો નિર્ણય પહેલેથી જ કરેલો હોય છે. ત્યાં આવેલા બધા પ્રતિનિધિઓ વગેરે એકઠાં મળીને ક્રમવાર એકેક વિષયની ચર્ચા કરે છે. હમણાં સુધી એવી રીત હતી કે આખી પરિષદ સાથે બેસીને ઠરાવ તથા ચર્ચા કરે. પણ ઘણી મોટી સભા થવાથી છૂટથી વાદવિવાદ થઇ શકતા નથી. તેમજ બધાંને બોલવાની તક મળતી નથી. તેથી બે વર્ષથી

## પુષ્પની રાણી

લેખિકા : સૌ. રાજરત્ન દીપકબા દેસાઈ

હું તો પુષ્પોની રાણી મ્હારો ગુલાબી રંગ
ગુલાબી રંગ મ્હારો ગુલાબી રંગ
હું તો પુષ્પોની રાણી૦

ગુલાબી પાંખડીથી હું તો પ્રકાશતી,
ઝૂલે મીઠા સમીર થકી મ્હારૂં એ ફુલ
હું તો પુષ્પોની રાણી૦

ભમરાથી દુર દુર હું તો છુપાતી,
રખે રખે લાગે એનો કાળુડો રંગ
હું તો પુષ્પોની રાણી૦

જીવન ગુલાબ સમું જગમાં મ્હેકાવતી,
કહુ કંટકને કાંઉ ફેરે મીઠી સુગંધ,
હું તો પુષ્પોની રાણી૦

ઉ. વ. ૫ ] ગવડાવનાર : કુ. તારીણી સુન્દરી

એવી યોજના કરવામાં આવી છે કે પરિષદના પાંચ છ વિભાગ પાડવામાં આવે છે. આ વર્ષે તે વિભાગ નીચેના વિષય પ્રમાણે પાડવામાં આવ્યા હતા.

પહેલો વિભાગ અક્ષરજ્ઞાન તથા પ્રૌઢ શિક્ષણને હતો. બીજો લગ્ન તથા છૂટાછેડાના કાયદા સંબંધી, ત્રીજો અસ્પૃશ્યતા બાબત, અને ચોથો નાગરિકતાના શિક્ષણના વિષયનો હતો, પાંચમા વિભાગમાં ગૃહઉદ્યોગ, સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા, તથા લોકોને રહેવાની સગવડ એ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. પ્રતિનિધિઓમાંથી જેને જે વિભાગમાં જવાની ઇચ્છા હોય તેમાં પોતાનું નામ આપીને પછી તે વિભાગમાં જાય એવી ગોઠવણ હતી. દરેક વિભાગમાં એક પ્રમુખ તથા બે મંત્રીઓ નીમવામાં આવ્યા હતા. દરેક વિભાગમાં આવેલા પ્રતિનિધિઓ પોતાના વિષયની ચર્ચા કરે અને આખરે જે નિર્ણય થાય તેની નોંધ મંત્રીઓ કરતા હતા. તે ઉપરથી દરેક વિભાગનો રીપોર્ટ તૈયાર કરવામાં આવતો હતો.

અક્ષરજ્ઞાનવાળા પહેલા વિભાગમાં અક્ષરજ્ઞાનની જુદી જુદી પદ્ધતિઓ બાબત ચર્ચા થઇ અને પ્રૌઢ સ્ત્રી પુરુષો અક્ષરજ્ઞાન પામ્યા પછી તે ભૂલી ન જાય તેના ઉપાયો સૂચવવામાં આવ્યા હતા. એ ઉપાયો તે તેમને માટે લખાએલું ખાસ સાહિત્ય, ખાસ વર્ગો તથા ફરતાં પુસ્તકાલયો છે. આ માટે સરકાર તથા મ્યુનીસીપાલીટીઓ લોકોના પ્રયત્નને સહાયતા આપે તો જ કાર્ય સફળ થાય.

લગ્ન તથા છૂટાછેડાના કાયદા સંબંધી જે વિભાગ હતો તેમાં પહેલાં તો આ બાબતમાં ડૉ. દેશમુખે મધ્યસ્થ લેજીસ્લેટીવ એસેંબ્લીમાં રજુ કરેલાં બિલ સંબંધી વાટાઘાટ થઇ. એ બિલમાં એવું છે કે અમુક સંજોગોમાં પત્નીને પતિથી જુદાં રહેવાનો હક મળી શકે, અને પત્ની તથા સંતાનોનું પોષણ કરવાની ફરજ પતિને માથે રહે. તેમાં છૂટાછેડા ન મળે, એટલે બેમાંથી એકે બીજીવાર લગ્ન ન કરી શકે, પણ માત્ર જુદા રહી શકે વળી અમુક સંજોગોમાં છૂટાછેડા પણ મળી શકે. આ વિષયની ચર્ચા કરનાર સ્ત્રીઓનો એવો મત થયો કે ડૉ. દેશમુખનાં બન્ને બિલમાં ઘણી ખામીઓ છે ને તેમાં ઘણા સુધારા કરવાની અગત્ય છે. પરન્તુ તે ધારસભામાં મૂકાએલા જ છે. એટલે જો તે આજ સ્વરૂપમાં રહેવાના હોય તો તેમાં નીચે દર્શાવેલા સુધારા અત્યન્ત આવશ્યક છે.

( ૧ ) જ્યારે પતિપત્ની એકબીજાથી જુદા રહે અથવા છૂટાછેડા લે, ત્યારે બનતા સુધી સંતાનો માતાને સોંપવાં જોઇએ. પરન્તુ કૅાર્ટને કાંઇ ખાસ કારણ વાજબી લાગે તો સંતાનો પિતા પાસે રહે.

( ૨ ) પત્નીના ભરણપોષણ માટે પતિ અમુક રકમ આપે, તેની સાથે દરેક બાળકને માટે પણ તેણે જુદી રકમ આપવી જોઇએ.

ઉપર જણાવેલા ડૉ. દેશમુખના બિલ તથા સ્ત્રીઓને મિલકતનો હક મળે તે બાબતનું બિલ-એ બધાનું સંશોધન કરીને અભિપ્રાય દર્શાવવા સરકારે એક કમિટી નીમવાનું નક્કી કર્યું છે. આ પરિષદે ઉપર જણાવેલાં બિલ બાબત એક ખરડો ( memorandum ) તૈયાર કરીને એક કમિટીને મોકલવો, તથા કમિટીમાં વડોદરાના જાણીતા વકીલ શ્રી. વિ. વિ. જોષી અને પરિષદના સભ્યોમાંથી બેએક જણને નીમવાની સરકારને વિનંતિ કરવી એવો નિશ્ચય કરવામાં આવ્યો.

અસ્પૃશ્યતાનિવારણના ત્રીજા વિભાગમાં

તે ભાષામાં આ વિષયનાં વ્યાખ્યાનોની ગોઠવણુ તેમના મહોલ્લામાં થવી જોઇએ. અક્ષરજ્ઞાનના પ્રચાર સાથે સ્વચ્છતા, આરોગ્ય, બેંકમાં પૈસા મૂકવાની યોજના, સહકારી પદ્ધતિ (Co-operative movement) વગેરે બાબતોનું શિક્ષણ અતિશય જરૂરનું છે. શહેર કે ગામમાં રોગ ન ફેલાય માટે દરેક વ્યક્તિએ શું કરવું જોઇએ તે જાણવું જોઇએ. ભિખારીઓને ઉત્તેજન ન આપવું ને અશક્ત માણસોને પાળવાની સંસ્થાઓ સ્થાપવા પ્રયત્ન થવો જોઇએ. અણઘડ સૂયાણી (દાઇ) તથા ઊંટવૈદોનો ઉપયોગ લોકો ન કરે તે માટે આપણે તેમને સમજાવવા જોઇએ. પ્રજાની તંદુરસ્તી વધારવી હોય ને ઉન્નતિ કરવી હોય તો સંતતિનિયમન વિષે લોકમત કેળવવાની ઘણી અગત્ય છે. મ્યુનિસિપાલિટીની ફરજ છે કે લોકોની તંદુરસ્તી સચવાય એવાં ઘર બંધાય તથા તેમાં પાણીની પૂરી સગવડ મળે તેની ખાતરી કરવી. લોકોએ મુસાફરીમાં, જાહેર સ્થળોએ તથા રસ્તામાં કેવી રીતે વર્તવું તેનું શિક્ષણ આપવાની ખાસ આવશ્યકતા છે. મજૂરો તથા ઘરના નોકરો તરફ સારી વર્તણૂંક રાખવી તથા તેમને અતિશય મહેનત ન કરાવવી અને વાજબી પગાર આપવા જોઇએ. રસ્તા અને ગલીઓ સ્વચ્છ રાખવા માટે મ્યુનિસિપાલિટી તથા શહેરના લોકોએ સહકાર કરીને આ કામ ઉપાડી લેવું. નુકસાનકારક દવાઓની જાહેરખબર બંધ કરવા પ્રયત્ન કરવો. આ પરિષદની શાખાઓએ આ બધું કરવા પ્રયત્ન કરવો. આ પરિષદની શાખાઓએ આ બધું કરવા ઉપરાન્ત સમાજસેવાનું શિક્ષણ આપવા માટે સંસ્થાઓ સ્થાપવા પ્રયાસ કરવો.

પાંચમા વિભાગમાં ગૃહઉદ્યોગ બાબત ચર્ચા કર્યા પછી એવું નક્કી થયું કે આ યંત્રના જમાનામાં તથા હિન્દની આર્થિક પરતંત્રતા છે તે સમયે ગરીબ લોકોના ગુજરાન માટે ગૃહઉદ્યોગને ઉત્તેજન આપવાની ખાસ જરૂર છે. આ દેશમાં મોટાં યંત્રો નહોતાં ત્યારે પણ ઘણા જ ઉત્તમ કારીગર હતા અને બહુ ઉત્તમ કલામય કૃતિઓ થતી હતી. મૈસુર રાજ્ય તરફથી ખાદી તથા બીજા ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવામાં આવ્યું છે, તે માટે આ પરિષદ તેમને અભિનંદન આપે છે. ખાદી તથા હાથની બનાવેલી બીજી વસ્તુઓને ઉત્તેજન આપવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે. તેવી ચીજો વેચાય તેની વ્યવસ્થા આપણે કરવી જોઇએ. હાથે બનાવેલી વસ્તુઓ મોંઘી હોય તો પણ તે ખરીદવાથી ભૂખે મરતા ગરીબ લોકોને પોષણ મળશે એ વિચાર શ્રીમંત લોકોએ ખાસ કરવો જોઇએ.

આ દેશના લોકોમાંથી ઘણા ખરા અસ્વચ્છ અંધારી કોટડીઓમાં કે ઝૂંપડાંમાં પોતાની જીંદગી ગાળે છે, એ વાતની ના કહી શકાશે નહિ માત્ર થોડાં જ વર્ષ થયાં સરકારે આ બાબત ધ્યાનમાં લીધી છે. સારાં ઘર બાંધવામાં પૈસા ખર્ચવાની ખાસ જરૂર છે. ગામડામાં જે ગરીબ લોકો માટે સરકાર ઘર બંધાવે તેઓ પોતે જ મજૂર તરીકે કામ કરે તો એ પૈસાનો બેવડો સદુપયોગ થાય. ઘર બાંધતી વખત હવા, અજવાળું અને સ્વચ્છતાની ખાસ કાળજી રાખવાની જરૂર છે. શહેરનાં ઘર સુધારવાની જેટલી જરૂર છે તેટલી જ ગામડાનાં ઘર સુધારવાની અગત્ય છે. તેમાં લોકોને ચોકખું પાણી મળે અને મેલા પાણીનો નીકાલ થાય તે વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. કારખાનામાં કામ કરનાર મજૂરો માટે તેમના માલીકો ઘર બંધાવે ત્યારે મજૂરોની કમાણીના પ્રમાણમાં ભાડું લેવામાં આવે અને ઘર બધી દૃષ્ટિથી રહેવા લાયક હોય એવો કાયદો થવાની જરૂર છે.

સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા માટે નીચેની વાતો અમલમાં મૂકવાની જરૂર છેઃ-ફરજીઆત પ્રાથમિક શિક્ષણ, ઉદ્યોગ તથા ધંધાનું શિક્ષણ, મિલ્કત વગેરેના કાયદામા સુધારો, સ્ત્રીઓની જીંદગીનો વીમો, નોકરી કરનારી સ્ત્રીઓનાં બાળકોને સાચવવા માટે સંસ્થાઓ ( Creches ), દિવસમા થોડો સમય કામ કરવાની સગવડ પુરષો જેટલું જ કામ કરનારને તેમના જેટલો જ પગાર, ગૃહિણીને ઘરમાં જે મહેનત કરવી પડે છે તેને બદલે ધણીની મિલ્કત-પગ્નો અધિકાર અથવા પતિની કમાણીમાંથી અમુક હિસ્સા પર કાયદેસર હક.

ઉપર પ્રમાણે પાચ વિભાગોમાં જુદી જુદી બાબતો પર ચર્ચા થઇ ને તેને પરિણામે ઠરાવો થયા. ચારપાંચ દિવસની પરિષદમાં તો માત્ર એટલું જ થઇ શકે. એ ઠરાવોમાંથી જેટલા બને તેટલા અમલમા મૂકવાનું કામ તો તેની શાખાઓ આખુ વર્ષ કરી શકે. દરેક શાખા પોતાની પરિસ્થિતિ પ્રમાણે જ પ્રયત્ન કરી શકે. કોઇ પણ કાર્ય કરવું હોય તો પૈસાની જરૂર પડે છે તે મેળવવાની ઘણી મુશ્કેલી છે. વળી સ્ત્રીઓમાં સમાજસેવા માટે કાર્યકર્તા મળવાં પણ કઠણ છે. વળી દરેક શહેર કે ગામડાના સંજોગો તથા વાતાવરણને અનુકુળ હોય તે જ કામ ઉપાડી શકાય. તેટલે અંશે પ્રયત્ન બધી જ શાખાઓ કરે છે.

આ પરિષદને માથે એક એવો આક્ષેપ પણ મૂકવામાં આવ્યો છે કે તેમાં માત્ર શ્રીમંત ઘરની સ્ત્રીઓ જ ભાગ લઇ શકે છે પરંતુ જે શહેરમાં પરિષદ ભરવામાં આવે ત્યાની તો ગરીબ સ્ત્રીઓ પણ સારી રીતે ભાગ લઇ શકે છે, દૂર દેશથી ગરીબ સ્ત્રીઓ ભાડું ખર્ચીને ન આવી શકે તેને પરિષદ કેવી રીતે મદદ કરી શકે? રાષ્ટ્રીય મહાસભા ( કોંગ્રેસ ) તથા બીજી સેંકડો પરિષદો ભરવામા આવે છે, તે બધામાં જ એવું હોય છે. તે ઉપરાન્ત, શ્રીમંત સ્ત્રીઓ એકઠી મળીને પોતાની ગરીબ બ્હેનોના દુઃખનું નિવારણ કરવા પ્રયત્ન કરે તેમાં ખોટું શું છે?

[ જ્યોતિષ'ર ]

---

## 'ગોરી ગામડીઅણ'

[ રાગ · 'ચાલી ચાલી' પ્રમાણે ]

ગોરી ગોરી ગામડીઅણ
આવી શ્હેરમાં રે, ફરતી લ્હેરમાં રે!
ગોરી ગોરી ગામડીઅણ
આવી શ્હેરમાં રે,
ફરતી લ્હેરમાં રે!

છલકે તાંબડીયુ મસ્તક દુધની રે
ભોળાં ઉરની રે અમૃત આંખમાં રે
ગોરી ગોરી ગામડીઅણ
આવી શ્હેરમાં રે,
ફરતી લ્હેરમાં રે!

ચુંદડી ચાટલે ચમકતી
ઘાઘર ઘુમ્મ ટ દા ર...
નાકે નથ, લટ લટકતી...
સિંહણ મુખ ને ચાલ...ગોરી ગોરી૦
બ્હેલી બ્હાણે ગજવતી હાકલ પાડતી રે
સ્વજન જગાડતી રે
ગોરી ગોરી૦

સૌ. સવિતાલક્ષ્મી બુચ

## અખિલ હિંદ મહિલા પરિષદ

# મૈસૂરના દીવાન સર મિરઝા ઇસ્માઇલનું ભાષણ

બાનુઓ,

અખિલ હિંદ મહિલા પરિષદના આ પંદરમા અધિવેશનને સંબોધી આવકારતી વખતે હું વિવેક કે શિરસ્તાની ભાષા વાપરતો નથી. પરંતુ તમો સૌનું હાર્દિક સ્વાગત કરું છું. મૈસુર પ્રદેશમાં આપનું આ પ્રથમ અધિવેશન છે. અહીં એક વ્યક્તિ તરીકે તેમ જ રાજકાજના અગ્રણી તરીકે મનુષ્ય જાતિના ભલા તેમ જ પ્રગતિમાં રસ લેનાર તરીકે હું અહીં તમારૂં ભાવભીનું સ્વાગત કરૂં છું.

તમારા અધિવેશનના સ્થળ માટે તમે મૈસૂરને પસંદ કર્યું છે એ એક શુભ ઘડી છે. હિંદની સંસ્કારી, લાગવગવાળી તેમ જ બુદ્ધિશાળી મહિલાઓ તમારી આ પરિષદમાં છે. સાચી મનુષ્ય-પ્રગતિ અને તુલનાત્મક ચર્ચા સિવાય તમારૂં અહીં ભાગ્યે જ બીજું કંઈ કામ હશે અને તમે સૌ તુલનાત્મક ટીકામાં પાવરધાં હોવાથી આ દુનિયામાં મહત્ત્વની એવી બાબતો પણ તમારી ચર્ચા બહાર નહિ જ રહેવા પામે. ગમે તેવી અલ્પ પ્રગતિની કદર કરવામાં નારીજાતિ કદી પાછળ પડતી નથી. અને એવી પ્રગતિ માટે તેનામાં આભારની લાગણી પણ ઓછી હોતી નથી અને એથીજ જીવનનાં ચક્રો એક-સરખાં વર્તુલાકારે ફર્યાં જાય છે. પુરૂષોનાં સત્કાર્યો શું આ સ્ત્રીજાતિની કદરદાનીને આભારી નથી?

આથેન્સનો જાણીતો મહાન રાજદ્વારી પેરિક્લીસ સ્ત્રીઓ સંબંધે જણાવે છે કે, એમના મહાન ગુણ્ સંબંધે કંઇજ સાંભળવા જેવું નથી. અને આજે, એ પ્રાચીન કાળમાં પેરિકલીસે કહેલું તે, આજની મહિલાઓને જરાય લાગુ પડતું નથી. આધુનિક જગતમાં તમારે ભારે ભાગ ભજવવાનો છે.' એ ભાગ તે તમારાં ગૃહો અને એની આસપાસના' સંબંધને લગતોજ નહિ પરંતુ ઘર બહાર પણ તેનું સ્થાન છે; એમાં રમત-ગમતો, કળા, વગેરે જે આજની મનુષ્યજાતિની જરૂરિયાતો ગણાય છે તેમાં પણ ભાગ લેવો જોઇએ. અને એમાં શહેરી તરીકેની જવાબદારીઓનો સમાવેશ થયેલો છે.

આગળના રોમન લોકોની કહેવત છે કે, સો માણસો હશે તો એ સોએના મતો ભિન્ન ભિન્ન હશે અને હજાર માણસો હશે તો એ હજારેયના જુદા જુદા અભિપ્રાયો આવશે. અને એટલે, હું મારો અભિપ્રાય પણ ઉચ્ચારૂં? મારો અને તમારો મત ચર્ચા કરવાના વિષય સંબંધમાં કદાચ મળતો નહિ પણ આવે; પરંતુ આવા મતભિન્નતા દર્શાવે તેવા અભિપ્રાયોવાળા વિષય પણ છે, અને એ વિષય તે આ પરિષદે કરેલા અને હવે પછી કરવાના કામો વિષે. આ કામની કિંમત ત્રણગણી છે. એમાંનું પહેલું તો મુખ્યત્વે સ્ત્રી જાતિ પરત્વે કરેલાં કામો તે, અને એ કામો પુરૂષો અને બાળકોના હિતમાં પણ નીવડ્યાં છે.

તમારા કામના એક અગત્યના અંગ તરીકે હું જાતભાતના ભિન્નત્વને દૂર કરવાનું ગણું છું. એટલે એણે સ્વીકારેલી જાતિમાં તમામ કોમ અને ધર્મની બહેનોને એક જ ભૂમિકા પર આવી ઊભવાનું કાર્ય તમે

બંધાયું છે. અહીં હવાબંધ એવા ઓરડા નથી, તેમજ જ્ઞાતિભેદોની દીવાલો નથી અને ઊંચ-નીચતાના ખ્યાલ પણ નથી. તમારું દષ્ટિબિંદુ અખિલ હિંદના પાયા પરનું છે. આ બાબતમાં તમારો ઐક્યનો સિદ્ધાંત એ લગભગ મને મળતો છે. તમારા આ કાર્ય માટે હું તમને મારાં હાર્દિક અભિનંદન અર્પણ કરું છું. તમારા આ અધિવેશનમાં જુદાં જુદાં ધર્મના, તેમજ કેટલાક જુના પુરાણા પંથને પાળતા સમુદાયનાં અને જે ધર્મમાં હું જન્મ્યો છું તેમાંથી પણ આવેલાં હશે. અને આ સિવાયનાં પણ અનેક આવેલાં હશે. પરંતુ અહીં તો તમે સૌ એક ભગિનીભાવે ભેગાં થયાં છો. જ્યાં સુધી તમારી આ મનુષ્ય ઐક્યની ભાવના હશે ત્યાં સુધી તમારા પર ગમે તેવી ટીકાઓની વર્ષા-ઝડીઓ થશે તો પણ તમે વિરુદ્ધ માર્ગે જવાનાં નથી. હિંદના નાનામાં નાના ગામડાંમાં જ્યારે કોમી મતભેદો ચાલી રહ્યા છે તેવે વખતે તમે આ સારી તક ઝડપી લીધી છે. આ સ્ત્રીઓની એકતા કરવાનો તમને સુભગ અવસર પ્રાપ્ત થયો છે.

મનુષ્યએકતાના સિદ્ધાંતને અપનાવ્યા સિવાય અને એ ભિન્નતાને દૂર કર્યા સિવાય સારી પ્રગતિ હરગીજ શક્ય નથી. સ્ત્રીઓ અને પુરુષોનાં ક્યાં કર્તવ્યો અને જીવન-ક્ષેત્રો તેમને જુદાં પાડે છે ? શાસ્ત્રો તો કહે છે કે, કોઈ મનુષ્ય એકલવાયો રહી શકતો નથી. અને આમાં આપણે ઉમેરી શકીએ કે, કોઈ પણ નારી એકલી રહી શકે નહિ. જેમ પુરુષોને લગતી બાબતો હોય છે તેમ સ્ત્રીઓને સ્પર્શતી બાબતો પણ હોય છે, જો કે તે અતિઅલ્પ પ્રમાણમાં હોય છે. અને આજના જમાનાના મુશ્કેલીભર્યા જીવનમાં સ્ત્રીઓને જીવનના અમુક ભાગો સંભાળવાના રહેશે અને પુરુષો માટે પણ હશે. પરંતુ મધ્યમાં, સ્થળમાં, જીવનના મધ્યસ્થળમાં, પુરુષ અને સ્ત્રીને જુદાં પાડી શકે તેવી કોઈ રેખા હોઈ શકે નહિ. જરૂરી કે બીનજરૂરી બાબતોની ઝંઝટમાં પડવાની આપણને જરૂર નથી.

હવે, જીવનનું મધ્યબિંદુ ઘરમાં હતું, છે અને રહેશે. અને એ મધ્યબિંદુ એ સ્ત્રી છે. પુરુષ એના જીવનના ઝંઝાવાતોમાં બહારના સંજોગોને આધીન રહે છે. આમ છતાં એને ઘરનું આકર્ષણ લાગ્યા કરે છે અને એને એ આધીન પણ થાય છે. આ બધા વખતે સ્ત્રી આ મધ્યસ્થળે હોય છે. સ્ત્રીને ઘર આગળ અનેક જરૂરી બાબતો સંભાળવાની હોય છે. જીવનની સાથે સ્ત્રીના સંબંધો, વધ્યારો અને રાતી પદ્ગીઓ કરતાં પણ વધુ મહત્વના હોય છે.

પરંતુ આપણે હવે આવતી નવીન જગતરચના સામે આશાભર્યા અને આતુરતાપૂર્વક મીટ માંડવી જોઇએ, કે જ્યારે યુદ્ધના અવાજો શાંત પડ્યા હશે, અને રાજદ્વારી સંજોગો શાંત પડી ગયા હશે. એ નવીન રચનામાં તમો અને તમારી અન્ય ભગિનીઓની જરૂર પડશે. એવે વખતે એ નવીન રચનામાં દંભી સમાજ કે ધાર્મિક ઢોંગો પર રચાનારી નહિ-પણ મજબૂત સર્વસામાન્ય જરૂરિયાતોના પાયા પર રચાનાર નવીન રચનામાં તમારો ફાળો મહત્વનો હશે. આ ક્ષેત્રમાં સ્ત્રીઓ અતિ અગત્યનો અને મહત્વનો હિસ્સો આપી શકે. સ્ત્રી એ તો શાંતિકર્તા છે, ઘાવોને રૂઝાવનાર છે, અને સુખના સ્વર્ગીય દૂતસમી છે. દેશમાં શુભેચ્છા પ્રવર્તે અને કડવાશ ઉત્પન્ન કરે તેવા રાજકીય મતભેદો દૂર કરે તેવા પ્રયત્નો તમારે કરવાના છે. તમે માત્ર રાજદ્વારીઓજ નહિ પરંતુ રાજદ્વારી ક્ષેત્રની શાંતિપ્રચારકો પણ થાઓ. તમારો સ્ત્રીસુલભ વર્તાવ અને ગુણમત્તા દેશના રાજદ્વારી વાતાવરણમાં મિત્રાચારીભર્યું વાતાવરણ પ્રસરાવવામાં સારો ફાળો આપી શકે.

જાહેરજીવનમાં સ્ત્રીઓનો પ્રવેશ એ આપની આ પરિષદને આભારી છે. અને આ દિશામાં, દુનિયાના દેશોની સાથે હિંદ જ્યારે પ્રવેશે છે ત્યારે, તમારો ફાળો ખૂબ ઉપયોગી નીવડશે, એવી હું આશા રાખું છું.

ઇતિહાસનાં પૃષ્ઠો પર કદી નહિ અંકાયેલા એવા ઘોર, વિનાશકારી અને સાર્વદેશિક યુદ્ધવિસ્તારના વખતે તમો બધાં એકત્ર થયાં છો. જૂની વંશપરંપરાગત અને રાષ્ટ્રીય દુશ્મનાવટનું સ્થાન સૈદ્ધાન્તિક યુદ્ધે લીધું છે. આ માનવી અને વસ્તુઓના યુદ્ધમાં એક લોકમતવાદ આખો ભાર ઉઠાવી રહ્યો છે. તેનાં જીવન અને દીર્ઘકાલીન રાજદ્વારી નિષ્ઠાનું રક્ષણ કરવા માટે જરા પણ વૃદ્ધત્વ દાખવ્યા સિવાય અને ઇતિહાસપ્રસિદ્ધ વીરત્વની વાતોને પણ જેમ આપે તેવી રીતે પ્રયત્નશીલ છે. એ લોકવાદી બ્રિટન છે, કે જેના ભાવિ સાથે હિંદનું ભાવિ પણ સંકળાયેલું છે.

× × ×

ગઇ પરિષદમાં પસાર થયેલા ઠરાવો પરથી મને જાણવા મળ્યું છે કે, તમારી પરિષદ્ યુદ્ધવિરોધી છે.

× × ×

જેમ ડોક્ટર અને તમામ દર્દીઓ હરકોઇ દર્દનાં વિરોધી હોઇને તંદુરસ્તીનાં તે તરફદાર હોય છે, તેમ આપણે બધાં જ યુદ્ધવિરોધી હોઇને શાન્તિને ચાહનાર છીએ, પરંતુ જ્યારે દર્દ આવી પડે છે ત્યારે આપણાં તમામ સાધનો વડે તેનો સામનો કરીએ છીએ અથવા અંત પામીએ છીએ, તેમ મનુષ્યસમાજ તેના નાશ પરત્વે બેદરકાર રહી શકે નહિ. બ્રિટિશ સામ્રાજ્યના મધ્યસ્થળ સમાન બ્રિટનની આજે આ સ્થિતિ છે એની આ સ્થિતિમાં સામ્રાજ્યના અન્ય દેશોની જેમ હિંદને હાકલ કરવામાં આવી છે. બધાને કંઈ આ અનિષ્ટતા દૂર કરવા માટે જવાનું કહેવાતું નથી. પરંતુ દાક્તરને તો તેના મદદનીશો જોઇએ છે, કે જેમાં હરકોઈ પોતાનો ફાળો આપી શકે. હું જાણું છું કે, આ સંબંધે હિંદ અને બ્રિટનમાં દિલગીરીભર્યા મતભેદો પ્રવર્તે છે. આથી વ્યક્તિવાદીઓ અંદર અંદર લડવા લાગી ગયા છે. આ લોકો સામાન્ય રીતે બ્રિટનના તેમજ હિંદના દુશ્મનનો સામનો કરવામાં સારો અને પ્રશંસનીય સાથ આપી શકે તેવા છે.

× × ×

બાનુઓ, આપની પરિષદ પાસે આ યુદ્ધનાં મૂળ શોધી કાઢવાનું કાર્ય પડેલું છે. અને એ કાર્યદ્વારા એ યુદ્ધથી તટસ્થતા ધારણ કરીને નહિ પણ લોકમતદ્વારા એનો અંત આણવામાં કામ કરવાનું છે. આ કાર્યમાં તમારે અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે, પરંતુ શુદ્ધ મનવાળા અને દૃઢ ઇચ્છાશક્તિવાળાઓ માટે તો તે ઉત્તેજક છે.

તમારી સામે પડેલું કાર્ય, જેમાં આ પરિષદની મહત્તા છે તે ખુલ્લું છે. વિચારો ઇચ્છાશક્તિને ઉત્પન્ન કરે છે અને એ ઇચ્છાશક્તિમાંથી કાર્યનો ઉદ્ભવ થાય છે. એટલે આજની કાર્યવાહીને આપણે હિતકારી પરિણામોના ઉગમરૂપ ગણીશું.

બાનુઓ, અખિલ હિંદ મહિલા પરિષદની આ બેઠક જે મૈસૂરમાં માત્ર પહેલી વાર જ નહિ પરંતુ મહારાજા શ્રી જયચામરાજવાડીઆર બહાદુરના નૂતન રાજત્વકાળ પ્રસંગે મળે છે, જેમને હું ધારું છું કે તમે અભિનંદન ને આશીર્વાદ અર્પ્યા છે, તેઓ તરફથી હું પરિષદનું સ્વાગત કરું છું, અને એની સફળતા ઇચ્છું છું.

# અમેરિકાની પ્રથમ મહિલા

# શ્રીમતી ઇલીનોર રૂઝવેલ્ટ

અમેરીકાના પ્રમુખ રૂઝવેલ્ટ વ્હાઇટ હાઉસનાં સિંહાસને ત્રીજી વાર બીરાજી શકયા એ માટે એમણે બીજાઓની સાથેસાથ એમનાં પત્ની ઇલીનોર રૂઝવેલ્ટનો પણ આભાર માનવાનો છે. ઇલીનોર રૂઝવેલ્ટે પોતાના પતિની સફળતા માટે જે કામગીરી કરી બતાવી છે, તેવી કામગીરી કદાચ દુનિયાની બીજી કોઇ પણ પત્નિએ નહિ કરી બજાવી હોય.

ઇલીનોર રૂઝવેલ્ટને એક રૂપસુંદરીની ઉપમા તો આપી શકાય એમ નથીજ. આમ છતાં એમની બુદ્ધિ ખુબ તીક્ષ્ણ છે. અમેરીકાની સામાન્ય ગૃહિણિનું માનસ સમજવાની એમની શક્તિ અજાબ છે. એમના આ બે ગુણોએ જ એમને અમેરિકાની સૌથી વધારે લોકપ્રિય મહિલાનું સ્થાન અપાવ્યું છે.

અમેરીકાના વિખ્યાત પત્રકાર વોલ્ટર વીન્ચેલે એક વખત એમને "લોકશાહીની રાણી" નું બીરૂદ આપ્યું હતું. એમના આ બીરૂદની સામે તો એમના પતિનો ઉગ્રમાં ઉગ્ર પ્રતિપક્ષી પણ વાંધો ઉઠાવી શકે તેમ નથી.

### ઇસ્પીતાલના લાભાર્થે

મીસીસ રૂઝવેલ્ટ જ્યારે રેડીયો ઉપર પહેલવહેલું ભાષણ કરવાનાં હતાં ત્યારે એમના પતિના પ્રતિપક્ષીઓ ભારે ગુસ્સે થઈ ગયા હતા. એમની ક્રોધજન્ય ગર્જનાઓએ આખું અમેરીકા ગજવી મુકયું હતું. " મીસીસ રૂઝવેલ્ટ તો નાણાં ભેગાં કરવા માટે પોતાનાં વિશિષ્ઠ સ્થાનનો ઉપયોગ કરી રહ્યાં છે. " એવી જાતનો આક્ષેપ આ પ્રતિપક્ષીઓએ કર્યો હતો પણ ઇલીનોર કંઇ આવી રીતે પ્રતિપક્ષીઓની જાળમાં સપડાઇ જાય એવી ભોળી બાઇ નથી. એણે તો માત્ર, શસ્ત્ર-ક્રિયાનાં સાધનોની જરૂરીયાતને લીધે મુશ્કેલીમાં આવી પડેલી એક નાની ઇસ્પીતાલને મદદ કરવાની શુભનિષ્ઠાથીજ રેડીઓ ઉપર ભાષણ કરવાનું કબુલ કર્યું હતું. રેડીઓ કંપનીએ એને આ ભાષણ માટે ફી તરીકે જે નાણાં આપ્યાં તેમાંથી તેઓ પેલી નાનકડી ઇસ્પીતાલને જોઈતી બધી વસ્તુઓ પુરી પાડી શકયાં હતાં. આમાં ખરી ખુબીની વાત તો એ હતી કે મીસીસ રૂઝવેલ્ટનાં આ દાનની કોઈ પણ માણસને ગંધ સરખી પણ આવી ન્હોતી. એ દાન ખુબ જ ખાનગી રાખવામાં આવ્યું હતું ...પણ જ્યારે મીસીસ રૂઝવેલ્ટ પર, એમના પતિના પ્રતિપક્ષીઓ તરફથી થઇ રહેલા પ્રહારો પેલી ઇસ્પીતાલમાં કામ કરતી એક નર્સથી સહન ન થયા ત્યારે એણે મીસીસ રૂઝવેલ્ટે આપેલી મદદની આખી કથા જાહેર કરી દીધી. એ કથાએ પ્રમુખ રૂઝવેલ્ટના પ્રતિપક્ષીઓને અવાક બનાવી દીધા. ઇલીનોરની કિમ્મત અમેરીકન પ્રજાની આંખમાં ઘણી વધી ગઇ.

### મુંગી સેવા

થોડાજ વખત પહેલાં ગેલપ સંસ્થા તરફથી જ્યારે મત લેવામાં આવ્યા હતા ત્યારે માલમ પડયું હતું કે અમેરીકાની પ્રજાનો ૭/૮ ભાગ, મીસીસ રૂઝવેલ્ટને અમેરીકાની પ્રથમ મહિલા માનતો હતો ! આજે, અમેરીકાની દરેકે દરેક માતા એને "ઇલીનોર" તરીકે ઓળખે છે.

ઇલીનોરનાં માતાપીતા એ જ્યારે નાની હતી ત્યારેજ મરણ પામ્યાં હતાં. નાનપણમાં એને કરોડ રજ્જુનો રોગ થયો હતો. આ

રોગથી એને ખુબ દુઃખ થતું હતું. આ દુઃખની યાદ એને એટલી તાજી હતી કે જ્યારે તાજેતરમાં જ એને કરોડરજ્જુના રોગથી પીડાતાં બાળકની એક સીદી માતાનો કાગળ મળ્યો અને એ રોગનું શું કરવું એવી સલાહને માટે માગણી કરવામાં આવી ત્યારે એણે એક ક્ષણના પણ વિલંબ વિના-અને પોતાની ટેવ પ્રમાણે જરા પણ ધમાલ કર્યા વિના પગલાં લેવા માંડયાં. એણે એ સીદી માતાની મુલાકાત લીધી, અને જણાવ્યું કે: 'ફલાણી, વિખ્યાત ઈસ્પીતાલમાં તમે તમારાં બાળકને લઈને જજો. ત્યાં એક નિષ્ણાત તમારાં બાળકની સારવારની વ્યવસ્થા કરી દેશે."

પેલી સીદી માતાએ જવાબ આપ્યો, "પણ બાઈ સાહેબ મારાથી ડૉક્ટરની ફી અપાય એમ નથી."

"એની તમે ફીકર ન કરશો," ઇલીનોરે જણાવ્યું. જવાબને અંતે એમના અનેક સુખનો આસ્વાદ અનુભવતી સીદી માતાના મુખ ઉપર હાસ્ય ફરી વળ્યું. જે માતાએ, પોતાના બાળકની સારવાર મફત કરાવવાની વ્યવસ્થા કરી દીધી એ માતાને હજારો આશિર્વાદ દેતી એ સીદી બાઈ પોતાને ઘેર ગઈ હતી. મીસીસ રુઝવેલ્ટે એ બાળકની સારવાર માટે પોતાના ખીસ્સામાંથી નાણાં ભરપાઈ કરી આપ્યાં હતાં. અને થોડાક વધુ મતો મેળવવા માટે જ આવા "ઉપકારો" કરવાની ઇલીનોરને ટેવ નથી.

### સીદીઓનો પ્રેમ

ઇલીનોર રુઝવેલ્ટે સીદીઓનો પ્રેમ જે રીતે સંપાદન કર્યો છે તેવી રીતે, અમેરીકામાં ભુતકાળમાં થઈ ગયેલી કોઈપણ "પ્રથમ મહિલા" સંપાદન કરી શકી નથી સીદીઓ પણ ગોરાંઓ જેવાજ માનવીઓ છે એ વાત ઇલીનોર ખરા અંતઃકરણપૂર્વક માને છે અને તેથી જ એ સીદીઓનો પ્રેમ સંપાદન કરી શકી છે.

સીદીઓની મહાન ગાયક, મેરીયન એન્ડરસનને એક વરસ પહેલાં એક વિખ્યાત સંગીત સમ્મેલનમાં ગાવાની રજા આપવામાં આવી ન્હોતી, કારણ કે સમ્મેલનના પ્રયોજકોએ ગાયકો માટે નક્કી કરવામાં આવેલી રંગભેદની સીમાનું ઉલ્લંઘન કરવાની ના પાડી હતી. ઇલીનોર રુઝવેલ્ટને જ્યારે આની ખબર પડી ત્યારે એના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તરત જ એણે એ શ્યામરંગી બુલબુલ-મરીયન 'ને માટે ન્યુયોર્કનાં એક વિખ્યાત સંગીતગૃહમાં ગાવાની વ્યવસ્થા કરી આપી. વળી સંગીતગૃહના મંચ ઉપર જાતે હાજર રહીને એણે એ "શ્યામ સંગીતકાર"ને હાર્દિક મુબારકબાદી પણ આપી હતી.

આનાથી તો સીદીઓના આનંદનો પાર રહ્યો ન્હોતો. ઉપર જણાવેલો જલસો જ્યારે પુરો થયો ત્યારે, આનંદથી ગાંડા બનેલા સીદીઓના ટોળામાંથી મીસીસ રુઝવેલ્ટને બહાર લઈ જતાં પોલીસને ભારે મુશ્કેલી નડી હતી. એમને લગભગ ઉચકીને જ લઈ જવાં પડયાં હતાં.

પ્રમુખપદ માટેની ઉમેદવારીમાં વીલ્કીને ટેકો આપનાર ન્યુયોર્કનાં એક આગેવાન પત્રે મીસીસ રુઝવેલ્ટને આપેલી અંજલી અદ્ભુત હતી. મીસીસ રુઝવેલ્ટને અનુલક્ષીને એ પત્રે જણાવ્યું હતું કે:-"રૂપસુંદરીઓ ભલે પોતાને મીસ અમેરીકા-અમેરીકાનાં સ્ત્રીત્વની પ્રતિનિધિઓ કહેવડાવે પણ જો સમગ્ર દેશના લોકમત અનુસાર જ "મીસ અમેરીકા"ની ચુંટણી થવાની હોય તો. મીસીસ રુઝવેલ્ટને કોઈપણ પહોંચી શકે એમ નથી."

[ જન્મભૂમી ]



# આપની ચામડીના સૌંદર્ય માટે—

"કેટલી સુંદર અને મુલાયમ ચામડી !" કોઇ પણ સ્ત્રીના સૌંદર્ય માટે આનાથી આનંદદાયક બીજી પ્રશંસા કઇ હોઇ શકે. બીજી કોઇ સ્ત્રી માટે વપરાયેલા આ શબ્દો સાંભળીને ઇર્ષા થાય છે ? પણ અફસોસ કરશો નહિ, ગમે તેવી આર્થિક હાલત કે સામાજીક દરજ્જો ધરાવતી કોઇ પણ સ્ત્રી પોતાની ચામડીને સમ્પૂર્ણ રીતે સુંદર બનાવી શકે છે.

પોંડ્સ ક્રીમનો બરાબર ઉપયોગ કરવાથી તમારી ચામડી મુલાયમ અને યૌવનભરી બની જશે. આજથીજ પોંડ્સનો ઉપયોગ શરૂ કરો. દરરોજ રાત્રે અને સવારે લગાવો. થોડુંક ક્રીમ લઇને અથવા હાથે આંગળા વડે તમારી ચામડી પર મસળો; ચામડી પર જમા થયેલા ચીકાશવાળા કચરાને દૂર કરવા થોડીક પળો સુધી ક્રીમને ચોપડેલું રહેવા દો, અને ત્યારબાદ મુલાયમ કપડાથી કે પોંડ્સના ખાસ કપડાથી એને લુછી નાખો. બે વાર આ પ્રયોગ દરેક વેળાએ કરશો. તમને તરતજ જણાશે કે તમારી ચામડી અતિશય મુલાયમ, ચકચકીત અને તાજગીભરી બની ગઇ છે.



પોંડ્સ કોલ્ડ ક્રીમ : ચામડીને સમ્પૂર્ણ રીતે સ્વચ્છ બનાવી સુંવાળી બનાવે છે; દરરોજ સવારે અને રાત્રે વાપરવું.



પોંડ્સ વેનીશીંગ ક્રીમ: સૂર્યના તાપ અને પવન સામે ચામડીને રક્ષણ આપવા દિવસે વાપરવું— ચામડી એથી મુલાયમ બને છે.

પોંડ્સક્રીમ તમામ આગેવાન સ્ટોરોમાંથી ખરીદી શકાય છે, અથવા તો લખો—

'પોંડ્સ' પો. બો. નં. ૧૪૪, મુંબઇ

**પોંડ્ઝ ક્રીમ**

# કવિશ્રી ન્હાનાલાલની લગ્નભાવના

લેખક : શ્રી. રમણલાલ ચંદુલાલ કાટવાળા

લગ્ન એ માનવ જીવનનો એટલો બધો આવશ્યક અને તેથી ગંભીર પ્રશ્ન છે કે જેના ઉપર આપણામાંનાં પ્રત્યેકને વ્હેલા કે મોડા વિચાર કરવો જ પડે છે; કારણ લગ્ન જ મનુષ્યને પૃથ્વી ઉપર જ સ્વર્ગ અને નર્કની પ્રતિતી કરાવે છે. સ્નેહલગ્ન માનવજીવનમાં સુખ અને શાંતિની સરિતાઓ વહેવડાવે છે. મોહલગ્ન જીવનમાં દુઃખ અને અશાંતિની સરિતાઓ વહેવડાવે છે. પ્રેમલગ્ન મનુષ્યને કીર્તિ અને ઉન્નતિના ઉન્નત શિખરે લઇ જાય છે; કામલગ્ન મનુષ્યને અપકીર્તિ અને અધમતાના અધમોધમ ગર્તમાં ઘસડી જાય છે. સ્નેહલગ્ન માનવમાંથી દેવ સર્જે છે; મોહલગ્ન માનવમાંથી દાનવ સર્જે છે.

અત્રે મારે કવિશ્રી ન્હાનાલાલની લગ્નભાવના ઉપર નિબંધવાંચન કરવાનું હોવાથી અન્ય સાહિત્યકારોએ દેહલગ્નો વિરૂદ્ધ જે કાંઈ લખ્યું છે તેનું ટુંકમાં વિવેચન કરી જઈશ. આપણાં જૂનાં લોકગીતોમાં, સંયુક્ત હિંદુ કુટુંબમાં, વહુને સહન કરવાં પડતાં દારૂણ દુઃખો, અને બાળવિધવાઓની કરુણ કથાઓનાં તાદશ ચિત્રો ચિતરાયાં છે. નર્મદ, નવલ અને દલપતરામે પણ બાળલગ્નો વિરૂદ્ધ ઘણાં જ કાવ્યો લખ્યાં છે. શારીરિક કજોડાથી જ માત્ર નહિ પણ માનસિક કજોડાથીએ જીવન કેટલું કલેશમય બને છે તેનો ઉત્તમ ચિતાર રણછોડભાઈએ "લલિતા દુઃખદર્શક" નાટકમાં આપી પ્રેક્ષકોની આંખોમાં આંસુ આણ્યાં હતાં; અને ઉર ઉરના ઐક્ય વગરનું લગ્ન જીવનને ભડભડતી ચિતા બનાવી મૂકે છે તેનો તલસ્પર્શી, ને સચોટ ખ્યાલ ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં આપી સમાજને સતેજ કરી દીધો. હવે માત્ર બાળલગ્ન અને વિધવાલગ્નને સ્થાને સ્નેહ એ લગ્નનો આત્મા છે અને સ્નેહવિહોણાં લગ્ન ભડભડતી ચિતા છે તેની ચર્ચા થવા લાગી અને કવિશ્રી ન્હાનાલાલે સ્નેહલગ્નની ભાવનાને એમનાં ઘણાંખરાં ગીત, રાસ, કાવ્ય, નાટક અને વાર્તાઓમાં ચર્ચવા માંડી. કવિશ્રીએ એમની સાહિત્યકૃતિઓમાં બાળલગ્નરૂપી અગ્નિથી સળગી જતા સંસારોની કરૂણ કથનીઓ કથી નથી પણ સ્નેહલગ્નરૂપી જાદુઈ લાકડીથી સ્વર્ગ બની જતા સંસારની સુંદર રસકથાઓ કથી છે. આ રસકથાઓનાં આપણે કેટલાંક પાનાં વાંચીએ:-

( ૨ )

કવિશ્રી ન્હાનાલાલભાઇ દેહલગ્ન બાળલગ્ન ને પ્રૌઢલગ્નમાં માનતા નથી; કારણ એ લગ્નોનું મુખ્ય કારણ કામ હોય એમ એમને લાગે છે. બાળલગ્નમાં તેઓ બીલકુલ જ માનતા નથી; કારણ બાળલગ્ન એ પરણનાર યુવક ને યુવતિની સંમતિ અને સમજણ વગર થાય છે. પરણનાર યુવક યુવતિનાં માબાપ લગ્નનો લ્હાવો લૂંટવા માટે જ તેમને પરણાવતાં હોય છે. કવિશ્રી તો પ્રેમલગ્નમાં જ માને છે. તેઓ પ્રેમને જ લગ્નના આત્મા તરિકે ઓળખાવે છે; કારણ તેઓ એમ માને છે કે,

'પ્રેમ પૂજન આત્મ પૂજા છે.'
'વિલાસ પૂજા દેહ પૂજા છે.'

કવિશ્રીની બધી લગ્ન ભાવનાનું મૂળ આપણને 'વસંતોત્સવ'માંથી મળે છે. આ

આખા કાવ્યમાં કવિશ્રીએ સુભગા અને રમણ તથા વિલસુ અને સૌભાગ્યચંદ્રનો સ્નેહ દર્શાવી, સંસારમાં સ્નેહનું કેટલુ બધું મહત્ત્વ છે તે સમજાવ્યું છે. જ્યાં જ્યાં સંસારમાં સ્નેહ હોય છે ત્યાં ત્યાં સદા સ્વર્ગ જ હોય છે. રમણ જ્યારે સુભગાને પૂછે કે 'સ્વર્ગ જૂઝશો કે સ્નેહ?' ત્યારે સુભગા કહે છે કે,

> " સ્નેહને પ્રેમ ઉચ્ચરે, પ્રભુ રહેવા દે તો
> સ્વર્ગની શી પરવા છે ? "
> " સ્વર્ગ બંધ એ માટે છે કે
> સ્વર્ગ સ્નેહભૂમિ છે. "

વળી તેઓ કહે છે કે સંસારનાં સુખદુઃખ

> " દેહના સ્પર્શાસ્પર્શમાં નથી
> પ્રાણના સ્પર્શાસ્પર્શમાં છે
> પ્રાણ પ્રાણની રસકથા તે સ્નેહ. "

આ પ્રમાણે પહેલી જ કૃતિમાં સ્નેહ હોય ત્યાં જ સ્વર્ગ, રસકથા તે સ્નેહ અને ઉભયના ઉરનું ઐક્ય તેજ લગ્ન એમ કવિ કહે છે. વળી ' સંસારમંથન 'માં પણ તેઓ કહે છે કે " જ્યારે સ્ત્રી અને પુરૂષ આ પ્રમાણે સ્નેહથી સંયુક્ત થશે, જ્યારે બંન્ને માંનો એક બુદ્ધિ વધારશે ને બીજો હૃદય કેળવશે, એકએકનાં અર્ધાંગ થશે ને એક-બીજાને ઓળખશે ત્યારેજ ' પ્રેમમાંથી પ્રભુમય ' થવાશે. લગ્નસ્નેહનો વિશ્વક્રમમાં હેતુ એજ છે કે જગતમાં દિવ્યતા ઊગાડે તેનાં રસ ઝરતાં અમૃત ફુલડાં સ્વર્ગમાં લઈ જવાં. "

( ૩ )

આ પ્રમાણે કવિશ્રીની લગ્નની ટૂંકી વ્યાખ્યા જાણ્યા પછી તેમણે ચર્ચેલા, લગ્નમાં ઘણોજ અગત્યનો ભાગ ભજવતા પસંદગીના પ્રશ્નની ચર્ચા કરીશું. જૂના વખતમાં કુલજન જે વર આપે, તેની સાથે પુત્રીને પરણવું પડતું હતું; અને તેથી તેમના સંસારમાં સતત દુઃખના દાવાનળ સળગતા અને પરિણામે કેટલીએ બાળાઓનાં જીવન એળે જતાં; કેટલાએ આત્મઘાતો થતા. પસંદગી, પરણનાર પુત્રીની નહિ પરંતુ કુલજનોની જ હોવાથી, પુત્રીને સાસરામાં એક ધણી નહિ પણ ત્રણ ત્રણ ધણી ( માલીકના અર્થમાં ) સાથે જીવન વ્હેવહાર ચલાવવો પડતો. એક તો તે પરણી હોય તે ધણી, બીજો ધણી તેની સાસુ અને ત્રીજો ધણી તેનો સસરો કે તેની નણંદ. આટલી બધી કફોડી સ્થિતિ સંયુક્ત હિંદુ કુટુંબમાં પૂર્વે વહુની હતી અને હજુ પણ ઘણાં કુટુંબોમાં છે. જેમણે " વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લાલ. " એ લોકગીત વાંચ્યું કે સાંભળ્યુ હશે તેમને ખબર હશે કે નણંદ અને સાસુનો વહુ પર કેટલો બધો સોટો ચાલે છે. અને વર બિચારો વહુની સાસુના હાથમાં એક રમકડાં જેવો હોય છે. માનો ચઢાવ્યો પુત્ર પોતાની પત્નીને ઝેર આપવા જેટલી હદે જાય છે આવા દુઃખમય સંસારનો નાશ કરવા અને પ્રત્યેક ઘરમાં સ્વર્ગ વસાવવા કવિશ્રીએ આ પસંદગીના પ્રશ્નની ચર્ચા ' ઇન્દુકુમાર ' અંક ૧ લો. ( લગ્ન ) માં પ્રમદા અને કાન્તીકુમારીના વાર્તાલાપ દ્વારા કરી છે. પ્રમદા કાન્તિકુમારીને પૂછે છેઃ—

> " યૌવન માગે છે, ને કુલજન આપે છે;
> તો એ વર કાં નથી વરવો ?
> ધન, રૂપ, ગુણ ને વિદ્યા,
> શરીર સંપત્તિ.................. "

પ્રમદા એમ માને છે કે કુલજનો હંમેશાં વરની પસંદગી કરવામાં પુત્રીનો ભાવીનો વિચાર કરે છે. તેઓ પુત્રીને ગમે તેવા રસ્તામાં રઝળતા પુરૂષ સાથે પરણાવી દેતાં નથી. પરંતુ કુલવાન, ગુણવાન, બુદ્ધિવાન અને ધનવાન પુરૂષ સાથે જ પોતાની પુત્રીને

પરણાવવાનો પ્રયત્ન કરે છે. તો પછી પુત્રીઓએ કુલજનો આપે તે વર સાથે શા માટે ન પરણવું ? કાન્તિકુમારી આ પ્રશ્નનો સાચો અને સચોટ જવાબ આપે છે કે —

" આત્મા ઓળખે તે વર,
તે ન ઓળખે તે પર. "

ખરો વર તો તે જ કહેવાય કે આત્માને આહ્લાદતો હોય; જે લગ્નને પ્રાણવિકાસનું પગથીયું બનાવતો હોય, પછી તે રૂપવાન હોય, ગુણવાન હોય, બુદ્ધિમાન હોય, ધનવાન હોય, કે રસ્તા પર રઝળતો ગરીબ ભિખારી હોય. વળી વરની પસંદગીમા કવિશ્રી ધન, રૂપ, ગુણ ને વિદ્યાને બહુ મહત્ત્વ આપતા નથી; પરંતુ એકમેકના આત્માની ઓળખને જ બહુ મહત્ત્વ આપે છે. કાન્તિકુમારી મારફતે તેઓ જણાવે છે કે.—

" સુવર્ણ ઉપ. સર્પેય વસે,
ને રૂપ ઉપર રાક્ષસોય મોહાય
ગુણ તો પરણનાર યુવતિ વિચારી જાણતી હોય તે
ને વિદ્યા તો વડે પણ ખરી. "

આ પ્રમાણે સાચા લગ્નમા કવિશ્રી કુલજનોની પસંદગીને બીલકુલ સ્થાન આપતા નથી. ઉલટુ તેઓ તો કુલજનોને ગાઢી વખાડીને કહે છે કેઃ—

" સંતાનોને દૂધ પીતા કરજો;
મા ઉછેરશો, માતાઓ, ને પિતાઓ !
પણ ઉછેરનાં અમૃત પાઇ
જીવન ભરની ચિતામા મા સીઝવો ! "

' ઇન્દુકુમાર 'મા પણ દેશગત અને કુલજનોની પસંદગી સામે બળવો ઉઠાવનાની ધમકવાળી કાન્તિકુમારી પણ કહે છે.—

" સદા ઉપાડી આરા કુલજનો
મ્હારી મૂર્તિ ભાંગવા ઊભા છે ! "

' જયા જયન્ત 'મા પણ માબાપને અનાદર આપતા તેઓ કહે છે કે.—

" સ્નેને ના ઝરણ આડી પાળ બાંધી
નથી સુખી થતા માતાપિતા,
કે નથી સુખી કરતા સન્તાનોને.
સન્તાનના સ્નેહ ઉછેરજો,
વાળજો પવિત્રજો,
પણ ઉચ્છેદશો મા. "

કવિશ્રી ' ઓજ અને અગર 'માં કુમાર કુમારિકાઓને કહે છે કે જો તમારે ઉચ્ચ જીવન ગાળવુ હોય, પ્રભુતાનાં જ પગલા માડવા હોય, પ્રાણ વિકાસ જ કરવો હોય, સ્વર્ગપથના જ પગથીયા ચડવા હોય તો

" કૌમાર સેવી ભીષ્મ સમા ઘૂમજો,
પણ આત્મા ન આહ્લાદે
એવા લગ્નવ્રત આચરશો મા. "

કુલજનોની પસંદગીને તો કવિશ્રી તદ્દન ધૃતકારી કાઢે છે તેઓશ્રી તેને તદ્દન નિરર્થક અને નિર્દય ગણે છે. કારણ કે એવા લગ્ન પ્રાણવિકાસનુ પગથિયું મટી, પ્રાણઘાતક નીવડે છે કાન્તિકુમારીના પત્રદ્વારા કવિશ્રી પોતાનો રોષ પ્રગટ કરે છે કે —

" પાંખ કાપી પંખીને કહે ' ઊડ '
એ પંખી કેટલું ઊડશે ?
બાળકના જન્મ જોયા, ઉછેર દીઠા;
બટુકના બ્રહ્મચારી કરીએ
ને બ્રહ્મચારીને બાળી મૂકીએ
લગ્નનામી અખંડ અગ્નિચિતામા,
બધુ નિરર્થકને નિર્દય નથી તે ? "

વળી વર કે વહુની પસંદગીમા ન્યાત, જાત, ધર્મ અને કુલનો પણ વિચાર કરવામા આવે છે. પરન્તુ કવિશ્રી આત્મા આત્માના જોડાણવાળા, ઉરઉરના એકપણાના લગ્નમા ન્યાત, જાત, ધર્મના ભેદોને સ્વીકારતા નથી. વળી ઊંચનીચ કુલના ખ્યાલોને પણ તેમાં સ્થાન ન હોવું જોઇએ એમ તેઓશ્રી માનતા હોય એમ લાગે છે. કારણ કે ' જયા જયંત 'મા

જયાની માતાની ઇચ્છા જયા રાજકુમારી હોવાથી રાજકુમાર સાથેજ પરણાવવાની છે. ગિરિરાજ અને રાજરાણી વચ્ચે બીજા પ્રવેશમાં જે વાર્તાલાપ થાય છે તેમાં રાજરાણી કહે છે:—

"રાજકુમારને જ પરણશે રાજકુમારી:
રાજમુગટને, રાજદંડને, રાજસિંહાસનને
પરણશે ગિરિરાજની રાજકુમારિકા."

અને જયાને પૂછ્યા વગર કાશીરાજને લગ્નપત્રિકા પણ મોકલાવે છે. પરંતુ જયા જયંતને ચ્હાય છે અને

"કાલગંગાને કોઇ કાંઠડે
કોઇક ઋતુમાં સ્વીકારીશ કુમાર."

એમ વચન પણ આપે છે. લગ્નતિથિએ જયાને રાજમહેલ ત્યજીને નાસી જતી દેખાડી કવિશ્રીએ કુલજનોના ખોટા ખ્યાલો અને વર્તન તરફ સખ્ત રોષ પ્રગટ કર્યો હોય એમ લાગે છે. અને છેવટમાં જયાનાં માતાપિતા પાસે પશ્ચાત્તાપ કરાવી જયા ને જયંતનાં જ આત્મ લગ્ન કરાવે છે અસ્તુ.

( ૪ )

આ પ્રમાણે લગ્નમાં વર કે વહુની પસંદગીના પ્રશ્નનું વિવેચન કરી લગ્ન પહેલાં કુમારિકાના કેવાં ભાવો હોય છે, તેને કેવો પતિ જોઇએ છે, તેને કુમારિકા રહેવું ગમે છે કે પિયુની પરમ પાંખ થવાનું ગમે છે વગેરે બાબતોનું વિવેચન કરીશું. લગ્ન માટે દરેક કુમારી વરની શોધમાં હોય છે અને જો એને મનનાન્યો વર જોયતો હોય તો એ પોતાના હૃદયની ઊર્મિ પર આધાર રાખે છે. કવિશ્રીએ "વિલાસની શોભા" નામના કાવ્યમાં કુમારી કેવા વરની શોધમાં હોય છે તેનો બહુ સુંદર રીતે ખ્યાલ આપ્યો છે. મંદાકિની કહે છે:—

૬

" જોઇ હસે મુજ આંખ, હરે મુજ આતમન્,
પ્રેમની ભરતી ચડે,
દાખવ રવિ! ઓ ભાખ સખિ !
મુજ વલ્લભ એ કોણ ? ક્યાંહી જડે ?
નેત્રે સુધા વરસતે વીરલો
ઉરમાં ઉછળે રસ ઓઘ, અને
પ્રૌઢ પરાર્થી ઉદાર બહાદુર—
એ વર બાઈ ! બતાવ મને "

વળી 'ઇન્દુકુમાર'માં કાન્તિકુમારીને પણ આવોજ પતિ જોઇએ છે. તે પ્રમદાને કહે છેઃ—

" પતિ, પ્રમદા, પતિ,
નહિ અધૂરો, નહિ અભોવડો,
પણ પ્રાણેશ્વર, જીવનનિયંતા;
જેના આદેશભણી ઊંચું જોઈ
નેત્ર ઢાળી પ્રણિપતો કરું:
સંસાર સાગરમાં મારી નૌકા
જેના કર કૌશલ્યમાં ધરું
એવો રસવીર નાવિકઃ
મારો આત્મનેતા, યશસ્વી સ્વામિન્
મારો આશાકેન્દ્ર હૃદયનાથ
મારો પૃથ્વી ઉપરનો પ્રભુઃ
અહો રાત્ર નમન નમતા,
પ્રેમયાગ ભરી પૂજતા
મારે ગૃહદેવ જોઇએ
બાઈ સખીરી! બતાવ, એવો સ્નેહ સુંદર
રાજન્ "

આધુનિક કુમારિકાઓ ધનમાં, રૂપમાં, ગુણમાં કે વિદ્યામાં ગોદી પડતી હશે પરંતુ કવિશ્રીના નાટક અને નવલમાંની કુમારિકાઓ તો ધન, રૂપ, ગુણ ને વિદ્યાને તરછોડી કાઢે છે. એમને તો હૃદયેશ્વર જોઇએ છે પછી તે પોતાથી વધારે બુદ્ધિશાળી હોય કે ઓછો બુદ્ધિશાળી હોય; જીવનનૌકાને સંસાર સાગરમાં સહેલાઈથી સરકાવનાર રસવીર સુકાની જોઇએ છે, એમને દેહસૌંદર્યવાળો પતિ નથી જોઇતો, હૃદય સૌંદર્યવાળો પતિ જોઇએ છે. એમને 'હસ્ત મેલાપન' વાળો પતિ નથી જોઇતો; 'પ્રાણ મેલાપન' વાળો પતિ જોઇએ છે. અને જો આવો રસિક પતિ કુમારિકાઓને ન મળે તો તેઓ કરમાય છેઃ એમ કવિશ્રીનું માનવું છે. 'વિલાસની શોભા' નામના કાવ્યમાં મંદાકિની કહે છેઃ—

" રૂપ દીધું, રસ દીધ, રસિક ન દીધ,
વિધિ ! તુજ શી ક્રૂરતા ? "

વળી 'ઇન્દુકુમાર' (અંક ૧, પ્રવેશ ૧)માંજ જ્યારે પ્રમદા કાન્તિકુમારીને પૂછે છે કે લગ્ન કરશો કે કૌમારવ્રત ? ત્યારે કાન્તિકુમારી જવાબમાં કહે છે કેઃ—

" કુમારીને તો કરમાવાનું
પછી હોય પુરુષ કે શું
સુંદરીની વેલ. "

આ ઉપરથી એમ ધ્વનિત થાય છે કે કુમાર હોય કે કુમારિકા હોય; પણ દરેકે લગ્ન તો કરવુંજ જોઇએ એમ કવિશ્રીનું માનવું છે; અને તેઓશ્રી 'સ્નેહલગ્નમાંજ' માનતા હોવાથી સાથે સાથે કુમાર કુમારિકાઓને ચેતવણી પણ આપે છે કેઃ—

" કૌમાર શેની ભીષ્મ સમા ધૂમજો;
પણ આત્મા ન આદુસારે
એવાં લગ્નવ્રત આચરશો મા. "

[ અપૂર્ણ ]



સૌ. લીલાવતી પટેલ

## ( ૫ ) ડબલ-બ્રેસ્ટનો કોટ ( ૨ થી ૩ વર્ષના બાળક માટે. )

**કોટ ગુથવામાં જોઇતી ચીજો**— ૭ ઓંસ ઉન, ૨ જોડ સોયા, ૯ અને ૧૨ નબરના ૬ બટન, ૧ બકલ.

**કોટનો ડાબો ભાગ**—નવ નબરના સોયા ઉપર ૬૭ ટાંકા લેવા, અને $\frac{1}{2}$ ઈંચ ૧ ટાકો સાદો અને એક ઉંધો એમ પટો ગુથવો અને છેલ્લી લાઇને એક ટાકો ઘટાડવો (૬૮). ( ઉપરના પટામા બીજી લાઇનમા સાદા ટાકા ઉપર ઉંધો ટાકો લેવો અને ઉંધા ઉપર સાદો ટાકો લેવો એટલે દાણા જેવી ડીઝાઇન પડશે. તેને મોસ ટાકા કહે છે. )

૧ લી લાઇન—૬ ટાકા બાકી રહે ત્યા સુધી સાદી લાઇન ગુથવી અને છેલ્લા ૬, એક ઉંધો અને એક સાદો એમ લેવા એટલે આગળની પટી થશે ( આ પટી માટે હું મોસ શબ્દ વાપરીશ )

૨ જી લાઇન—૬ ટાકા મોસ, અને આખી લાઇન ઉંધી.

૩ જી લાઇન—* ૬ સાદા, બે ટાંકા ગુથ્યા વગર ઉતારી લેવા. * આ નિશાનીથી ૧૨ ટાકા રહે ત્યાં સુધી ગુથવુ. ૬ સાદા અને ૬ મોસ ટાંકા.

૪ થી લાઇન—૬ ટાકા મોસ અને લાઇન ઉંધી ગુંથવી. પણ આગની લાઇનમા જે બે ટાકા ગુથ્યા વગર ઉતાર્યો છે તે ટાકા ગુથ્યા વગર જ ઉતારી લેવા.

૫ મી લાઇન—સાદી, ૬ ટાકા મોસ

૬ ઠ્ઠી લાઇન—૬ ટાંકા મોસ, લાઇન ઉંધી. ૫ મી અને ૬ઠ્ઠી લાઇન ફરી એક વખત ગુંથવી

૯ મી લાઇન—૨ સાદા, * ૨ ટાકા ગુથ્યા વગર ઉતારી લેવા, ૬ સાદા, * આ



નિશાનીથી ૧૦ ટાંકા બાકી રહે ત્યાં સુધી ગુથવું. ૨ ગુથ્યા વગર ઉતારી લેવા, ૨ સાદા, અને ૬ ટાકા મોસ

૧૦ મી, ૧૧ મી, અને ૧૨ મી લાઇન—૪ થી, ૫ મી અને ૬ ઠ્ઠી લાઇન પ્રમાણે ગુથવી આ ૧૨ લાઇનની એક ડીઝાઇન થાય. હવે કામ શરૂઆતથી ૧૦$\frac{1}{2}$ ઈંચ થાય ત્યાં સુધી ડીઝાઇનમા ગુથ્યા કરવું. ડીઝાઇનની ૧૨ મી લાઇનને કામ પુરૂ કરો કમ્મર માટે નીચે પ્રમાણે ટાકા ઘટાડવા.

૧ લી લાઇન—(બે ટાંકા ભેગા ગુથવા)

આઠ વખત, ( ૧ સાદો, આ ટાંકા ભેગા ) આઠ વખત, છેલ્લા ૬ ટાંકા મોસ ( ૫૨ ટાંકા રહેશે. )

બીજી લાઇન—૬ મોસ, લાઈન ઉંધી, બીજી બે લાઇનો ડીઝાઇનની ૩ જી અને ૪ થી લાઇન પ્રમાણે ગુંથવી. હવેની બે લાઇનોમાં ગાજ આ પ્રમાણે કરવા.

૧ લી લાઇન—૨૫ સાદા, ૩ ટાંકા બંધ કરવાના, ૧૯ સાદા, ૩ ટાંકા બંધ કરવાના, ૨ મોસ.

બીજી લાઇન—૨ મોસ, ૩ ટાંકા સોયા ઉપર વધારે લેવાના ૧૯ ઉંધા, ૩ ટાંકા લેવાના, અને છેલ્લા ટાંકાઓ ઉંધા ગુંથી જવા. એટલે ગાજ થશે. હવે કામ શરૂઆતથી ૧૨ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવું છેલ્લે ડીઝાઇનની ચોથી લાઇન આવવી જોઇએ. હવે બાંયનો ઘાટ કરવાનો. પહેલાં ૩ ટાંકા બંધ કરવા અને ૬ ટાંકા રહે ત્યાં સુધી સાદી લાઇન ગુંથવી, ૬ ટાંકા મોસ, હવે ૪૨ ટાંકા સોયા ઉપર રહે ત્યાં સુધી બાંય તરફનો દરેક લાઇને એકેક ટાંકો ઘટાડવો. હવે બાંય તરફ ઘટાડયા વગર આગળની માફક ફરીથી બે ગાજ ગુંથવા. અને ફરીથી પહેલા બે ગાજ જેટલું ગુંથાય એટલે ત્રીજા ગાજ ગુંથવા. હવે ગળાનો ભાગ ગુંથવાનો. ૧૯ ટાંકા બંધ કરવા અને છેવટ સુધી ઉંધી લાઇન ગુંથવી. ૧૭ ટાંકા રહે ત્યાં સુધી ગળા તરફ દરેક લાઇને એકેક ટાંકો ઘટાડવો. હવે ખભા માટે બાંય તરફના ૮ ટાંકા બંધ કરવા અને લાઇન ગુંથી જવી. અને પછી બાકી રહેલા બધા ટાંકા બંધ કરી દેવા.

**કોટનો જમણો ભાગ**—ડાબા ભાગની માફક ગુંથવો. આ ભાગમાં ગાજ કરવાના નહીં.

**કોટનો પાછળનો ભાગ**—૧૧૦ ટાંકા લેવા અને આગળના ભાગની માફક ૧૦½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવું. પણ આગળના ભાગમાંની આગલી પટી કરવાની નહીં. ડીઝાઇનની ૧૨ મી લાઇને કામ પુરૂં કરવું અને પછી કમ્મર માટે નીચે પ્રમાણે ગુંથવું.

૧ લી લાઇન ( ૬ સાદા, બે ટાંકા ભેગા ગુંથવા ) ૫ વખત, ૨૯ સાદા, ૨૨ ટાંકા બંધ કરવાના, ૨૯ સાદા ( ૧ સાદો, બે ટાંકા ભેગા ગુંથવા ) ૫ વખત. (૭૮ ટાંકા.)

૨ જી લાઇન—બધા ટાંકા ઉંધા ગુંથવા. બાંયનો ઘાટ આવે ત્યાં સુધી આગળના ભાગની માફક ગુંથી જવું.

**બાંયનો ઘાટ**—૩ ટાંકા બંધ કરવા, લાઇન ગુંથી જવી, ફરી ૩ ટાંકા બંધ કરવા અને લાઇન ગુંથી જવી. હવે સોયા ઉપર ૫૮ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇને શરૂઆતમાં અને છેડે એકેક ટાંકો ઘટાડવો. હવે ટાંકા વધાર્યા વગર આગળના ભાગની બાંય જેટલું ગુંથવું. પછી ગળા અને ખભા માટે નીચે પ્રમાણે ટાંકા ઘટાડવા. ૬ ટાંકા બંધ કરવા, ૧૫ ડીઝાઇનમાં ગુંથવા, ૧૬ ટાંકા બંધ કરવા અને બાકીના ટાંકા ડીઝાઇનમાં ગુંથવા. હવે છેલ્લા ૨૧ ટાંકા ઉપર ગુંથવું. ૧ લી લાઇન ૬ ટાંકા બંધ કરવા, છેલ્લા બે ટાંકા રહે ત્યાં સુધી ડીઝાઇનમાં ગુંથવું. બે ટાંકા ભેગા ગુંથવા. ૨ જી લાઇન ૨ ટાંકા ભેગા ગુંથવા, પછી ગુંથી જવું. છેલ્લી બે લાઇનો ફરી એક વખત ગુંથવી. અને પછી બધા ટાંકા બંધ કરવા. હવે ગળા તરફ બીજું ઊન જોડી ઉપર પ્રમાણે બીજો ખભો વિગેરે ગુંથવું.

**બાંય ( બંને સરખી )**—નવ નંબરના સોયા ઉપર ૩૮ ટાંકા લેવા અને બે ઇંચ સુધી મોસ ટાંકા ગુંથવા. પછી કામ શરૂઆતથી ૩½ ઇંચ થાય ત્યાં સુધી ડીઝાઇન

[ અનુસંધાન પાન ૪૦૬ પર ]



# હળદરનો ઉપયોગ તથા ગુણ

લેખક : શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય



" આપણા દેશમાં મળતી ઘણી ચીજો દવા તરીકે ઘણા કામમાં આવે એવી હોય છે, પણ સગવડોને અભાવે હિંદી વૈદ્ય-ડૉક્ટરો એ દવાઓને એની યોગ્ય ભૂમિકા પર મૂકી શકતા નથી. એનો એક દાખલો આપું. અહીં વિલાયતમાં " લૅન્સેટ " નામનું વૈદ્યકનું એક છાપું નીકળે છે તેમાં હળદરના અદ્ભુત ગુણો વિષે એક યુરોપિયન સંશોધકનો એક લેખ છપાયો હતો. ચારજ મહિના પહેલાં મેં અહીંના એક આહારશાસ્ત્રના સંશોધકને હળદરનો એક નમૂનો આપેલો ને પૂછેલું કે આયુર્વેદમાં હળદરનો યકૃતને ( કલેજાને ) ઉત્તેજિત કરવાનો ગુણ પ્રસિદ્ધ છે તે ઉપરાંત એમાં કંઈ ગુણ છે કે નહિ ? મને આશ્ચર્ય એ થયું કે આ બહુશ્રુત વિજ્ઞાનીએ હળદર કદી જોઈ નહોતી કે એને વિષે સાંભળ્યું નહોતું. ' લૅન્સેટ ' માંના લેખના લેખકે એ ' શોધ ' કરી છે કે યકૃતને ઉત્તેજિત કરી બળવાન કરવાની શક્તિ જેટલી હળદરમાં છે તેટલી બીજા કશામાં નથી... " શ્રી. મહાદેવ દેસાઇ લખે છે કે ' વૈદ્યો કંઈ પણ નવું સંશોધન કરવાને બદલે પૂર્વજોએ પ્રાચીન કાળમાં સેંકડો વરસ પહેલાં જે શોધખોળ કરીને કંઇ થોડાં ઘણાં પરિણામો મેળવેલાં તેનીજ

વડાઇ ગાયાં કરે છે.' વૈદ્યોનો હું બચાવ નહિ કરું, પરંતુ અહીં પ્રસંગોપાત એટલું કહેવું અસ્થાને નહિ લેખાય : 'સંશોધન'નો એક નવીન વાયરો વાવા લાગ્યો છે અને સર જ્હૉન વુડ્રોફ જેને 'mind born sons of England'—'ઇંગ્લંડના માનસપુત્રો' કહે છે એવા આપણા ડૉક્ટરો અને બીજો સુશિક્ષિત સમુદાય વિલાયતી ચશ્માંથી જ જોતા ટેવાયલો છે; એટલે વિલાયતના છાપામાં જે આવે તે બધું તેઓને મન ધ્યાનાર્હ હોય છે, જ્યારે આપણું જે કંઇ છે તે વિષે વિચાર કરવાની અને કોઇએ વિચાર કર્યો હોય તો તેને સાંભળવાની પણ આપણને પરવા નથી. આ માનસિક ગુલામી કે લઘુતા ગ્રંથિ માટે લખવાનું આ સ્થળ નથી.

આથી જ હળદર વિષે થોડુંક લખવું અસ્થાને નહિ ગણાય. રસાયણશાળાઓનાં સંશોધનો કરતાં સૈકાઓના વપરાશને અંતે લાધેલાં દવાઓનાં પરિણામો લગારેય ઓછાં ધ્યાનાર્હ ન હોવાં જોઇએ. વૈદ્યો અનેક રીતે હળદરનો ઉપયોગ કરતા આવ્યા છે અને અનુભવને અંતે જે કંઇ ગુણો દૃષ્ટિમાં આવ્યા છે તે જ અહીં રજૂ કરવામાં આવ્યા છે.

સંસ્કૃત ભાષામાં 'રાત્રી' માટે જેટલાં નામો છે તે બધાં સંસ્કૃતમાં હળદરને લાગુ પાડવામાં આવ્યાં છે. નિશા, રજની, ગૌરી, વરવર્ણિની, મંગલ્યા, હરિદ્રા, પીતા, વગેરેથી ઇત્યાદિ હળદરનાં સંસ્કૃત નામો છે. અતિ પ્રાચીન કાળથી આપણા પૂર્વજો તેને વાપરતા આવ્યા છે. દેહનો વર્ણ સારો કરવા માટે હળદરનો ઉપયોગ 'અંગરાગ' તરીકે થયેલો છે અને હજુયે મદ્રાસ તરફ થાય છે. લગ્ન વખતે પીઠીમાં પણ હળદર જ મુખ્ય ચીજ હોય છે અને આથી જ આનું નામ 'વરવર્ણિની' રાખવામાં આવ્યું છે. પોતાના દેહનો વર્ણ ગૌર કરવાની જેને ઇચ્છા હોય તેને હમેશાં હળદર ચોળવા મારી ભલામણ છે. તેલમાં હળદર નાખી માલીશ કરવાની પ્રથા અપનાવવા જેવી છે.

હળદર ઉત્તમ રક્તશોધક છે. જે દ્રવ્ય કાળજાને ઉત્તેજિત કરી બળવાન બનાવે તે દ્રવ્ય રક્તશુદ્ધિ જરૂર કરે જ. જેનું લીવર (કાળજું) સારું તેનું લોહી પણ સારું જ; જેનું કાળજું સારું તેની પાચનક્રિયા પણ સારી જ હોય. પાચનક્રિયા સારી તેનું આરોગ્ય પણ સારું જ હોય. આયુર્વેદશો હળદરને કટુ, તિક્ત, ઉષ્ણ, દીપન, કફઘ્ન, શોથઘ્ન, ત્વગ્દોષનાશક, ત્વગ્દોષહર, વ્રણશોધન, વ્રણરોપણ, કાન્તિવર્ધક અને સ્તન્યશોધન—માને છે અને આમાં કપોલ-કલ્પિત કશું જ નથી;

હળદર ઉત્તમ કફઘ્ન અથવા કફનો નાશ કરનાર છે. શ્લેષ્મત્વચામાંથી જ્યારે વધુપડતો શ્લેષ્મ (કફ) પડે છે ત્યારે હળદર આપવાથી શ્લેષ્મત્વચા રૂક્ષ બને છે અને કફ ઓછો થાય છે. હળદરના ચૂર્ણને અરડૂસીના રસની ૨૧ ભાવનાઓ (ચૂર્ણ પલળે એટલો રસ નાખી, ઘૂંટી, તાપમાં મૂકી રસ સુકાવી નાખવો. આ વિધિને ભાવના કહેવામાં આવે છે.) આપી શીશીમાં ભરી રાખવું. સૂકી અને ગળફાવાળી બંને જાતની ખાંસીમાં આ દવા ઘણી જ સરસ છે. દૂધની મલાઇ સાથે કે મધ સાથે એક એક આનીભાર દવા સવાર-સાંજ ચાટવાથી સૂકી અને ગળફાવાળી બંને જાતની ખાંસી મટે છે. પ્રત્યેક બહેનો પોતાના ઘરમાં આ સાદો પ્રયોગ બનાવીને રાખી મૂકે તો શીરોલીન, ઑસોલ્ટ સીરપ કે સીરપ વસાકા જેવી મોંઘી દવાઓની જરૂર નહિ રહે. સળેખમ થયું હોય કે શરદી થઇ હોય તેમાં પણ હળદર ઉપયોગી છે. સળેખમમાં હળદરની ધૂણી લેવાનો રિવાજ છે જે શાસ્ત્રીય છે. દૂધમાં હળદર નાખીને પીવાથી શરદી મટી જાય છે, કફ જલદી છૂટે છે અને કંઠ પણ ખૂલી જાય છે.

હળદરના નાના નાના ટુકડા કરી તેને ચેતાવવા. અર્ધો બળી જાય એટલે તેના ઉપર માટીનું કસેદું-સંપેતરૂં-ઢાંકી દેવું. આ હળદરના કોલસાને સારી રીતે ખરલમાં ઘૂંટી લઈ, એ આનીભાર મધ સાથે ચાટવાથી પણ કફ જલદી છૂટો પડે છે અને દમમાં પણ સારી રાહત આપે છે. જીર્ણ કફરોગમાં દૂધમાં હળદર ઉકાળીને પીવા અપાય છે અને બીજી દવાઓ કરતાં કામ પણ સારૂં કરે છે.

પરંતુ દવામાં વાપરવી હોય તો લીલી હળદર લાવી, ઘરમાં સૂકવી તેનું ચૂર્ણ કરવું. બજારૂ હળદર અથવા આપણે જે હળદર ખાઈએ છીએ તેના કરતાં છાયાશુષ્ક હળદર વાપરવી હિતાવહ છે. આવી હળદર ખાસ-ખૂજલીના વિકારોમાં ખૂબ જ ઉપયોગી જણાય છે. હમેશાં ૧ તોલો હળદર ગોમૂત્ર સાથે પીવાથી બલભલા ચામડીના રોગો મટે છે. સુશ્રુતમાં તો હમેશાં ૪ તોલા જેટલી હળદર ગોમૂત્ર સાથે પીવાથી પાપરોગ ( કોઢ ) નો નાશ થાય છે એમ કહ્યું છે. શોઢલ નામના વૈદ્યે ૮ તોલા હળદર હમેશાં લેવા સુચવ્યું છે. હળદર ગોમૂત્ર સાથે પીવી અને ગોમૂત્રમાં હળદર મેળવી શરીરે ઘસવાથી ગમે તેવી ચળ-ખંજવાળ અઠવાડિયામાં મટી જાય છે. કેટલાક વૈદ્યો લીંબડાનાં પાનના રસ સાથે હળદર વાપરે છે. આથી પણ ખસ-ખૂજલી વગેરે રક્તવિકારો મટી જાય છે. રક્તશુદ્ધિ માટે દવાઓ અને ઇન્જેક્શનો પાછળ પૈસા ખર્ચતા દરદીઓને હળદર અને ગોમૂત્રનો પ્રયોગ કરી જોવા હું વીનવું છું.

પ્રમેહ એટલે જેને વારંવાર ધોળો અને થોડો થોડો પેસાબ થતો હોય તેવાઓ માટે હળદર ૧ પૈસાભાર, તલ ૧ પૈસાભાર અને બન્નેનાં વજન જેટલો ગોળ મિલાવી સવારમાં જ બે વાર પાણી સાથે પાવાથી વારંવાર થતો પેસાબ અટકી જાય છે. સ્ત્રીઓના પ્રદરમાં હળદર અને રસવંતી સમાન ભાગે લઈ, સવારસાંજ ના-ના તોલો દૂધ સાથે કે ચોખાના ધોવણ સાથે પીવાથી ઠીક ફાયદો જણાય છે. હળદર જંતુઘ્ન (ડીસઇન્ફેક્ટન્ટ) છે. પેટમાં કરમ પડયા હોય તો વાવડિંગના ઉકાળા સાથે હળદર પીવા અપાય છે. આ પ્રયોગથી એકંદર આરોગ્ય ઠીક ઠીક રહે છે અને શરીરના કરમ મરી નીકળી જાય છે.

મુંબાઇના સુપ્રસિદ્ધ વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે તેમના 'ઘરગુતી ઔષધિ' નામના પુસ્તકમાં લખે છે કે "હળદર સુવાવડમાં ખૂબ વાપરવામાં આવે છે. આથી સઘળા સુવાવડના વિકારો દૂર ભાગે છે. કલકત્તાના સુપ્રસિદ્ધ સ્ત્રીરોગચિકિત્સક ડૉક્ટર દાસે પોતાના વ્યાખ્યાનમાં એક પ્રસંગે એવું કહેલું છે કે આપણા દેશના ગરીબ લોકોની સ્ત્રીઓ અંધારા, ગંદા ઓરડામાં સુવાવડ સૂવે છે અને છતાંય તેમને સુવાવડના રોગો કેમ થતા નથી એ વાતનો વિચાર કરતાં ખરેખર આશ્ચર્ય થાય છે. પરંતુ મેં જ્યારે બારીકીથી તપાસ કરી ત્યારે મને જણાયું કે ગરીબ લોકોની સ્ત્રીઓ સુવાવડમાં શરીરે ચોપડવા માટે તેમજ સર્વ ઠેકાણે હળદર વાપરે છે. હળદર જંતુઘ્ન છે અને આથી જ આ સુવાવડમાં ઉપયોગી થઇ પડે છે. આથી સુવાવડમાં હળદર કોઇ પણ રોગ થવા દેતી નથી."

વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે કહે છે કે એક માસા હળદર ( ૮ રતી )રોજ રાત વખતે ગરમ પાણી સાથે ફાકવાથી સતત ૧૫ મહિના સુધી આ પ્રયોગ કરવાથી—મનુષ્ય વજ્રદેહી થાય છે. 'વજ્રદેહી' શબ્દ આ યુગમાં અતિશયોક્તિભર્યો લાગે પરંતુ હળદર રસાયન છે એમ કહેવામાં વાંધો નથી જ.

પડી જવાથી કે માર વાગવાથી લોહી જામી ગયું હોય તો હળદરનો લેપ કરવાથી લોહી વીખરાઇ જાય છે. આંબાહળદર તો આ માટે લબ્ધપ્રતિષ્ઠ જ છે.

આંખ આવી હોય ત્યારે હળદરનું લોશન વપરાય છે. ના ઔંસ ( ૧ા તોલો ) હળદરનું ચૂર્ણ ૧૦ ઔંસ ખળખળતા પાણીમાં નાખી, ઉકાળી પછી કપડેથી ગાળી લઇ,

તે પાણીમાં સ્વચ્છ રૂ વા વસ્ત્ર ભિજાવી આંખ ઉપર મૂકવાથી આંખનો ખટકો-દુઃખાવો, ચીપડા વગેરે મટે છે. આંખમાં ચાંદું પડયું હોય છે તો તે પણ આથી રૂઝાઇ જાય છે. થોડીક ફુલાવેલી ફટકડી હળદરના પાણીમાં નાખીને તેમાં રૂ ભિજાવી આંખ ઉપર મૂકવું વિશેષ સારૂં છે.

કાન પાકતા હોય તો હળદર અને ફુલાવેલી ફટકડી સમભાગે લઇ, કાન બરાબર સાફ કર્યા પછી કાનમાં નખાય છે. 'હળદર વાયુને હરનાર' હોઇ વાયુને લીધે વિવિધ પ્રકારની અંગવેદનાઓમાં તે વપરાય છે. વાયુનું કળતર થતું હોય તો તેલ અને હળદરનું માલીશ કરવાથી ઘણો સારો ફાયદો જણાય છે. ગરદન દુઃખતી હોય, ચસકા મારતા હોય તો હળદરને પાણીમાં ઘૂંટી, ગરમ કરી લગાવવાથી આરામ થાય છે.

ઘા ઉપર હળદરની લેપડી મૂકવાથી ઘા શુદ્ધ રહે છે અને જલદી રૂઝાય છે.

નાનાં બાળકોને હળદર અને દૂધની મલાઇ ચોળવાની રીત શસ્ત્રસિદ્ધ છે. એથી ચામડી મુલાયમ રહે છે, ખસ-ખૂજલી થતું નથી અને બાળકનો રંગ ધીરે ધીરે ગારવર્ણો થાય છે.

મદ્રાસ તરફ સ્ત્રીઓ તેલ અને હળદરનો અભ્યંગ હમેશાં કરતી હતી. હાલ ધીરે ધીરે આ સુંદર પ્રથા લોપ થતી જાય છે અને તે માટે તે તરફના નામાંકિત ડોકટરો શોક પ્રદર્શિત કરે છે.

વાત, પિત્ત અને કફ-ત્રણે ય દોષોમાં હળદર ઉપયોગી છે. કમળો થયો હોય તો કુંવારના ગર્ભમાં હળદર મિલાવી ખાવાથી મટે છે, કારણ કે કમળો એ યકૃતનો વ્યાધિ છે અને યકૃત સુધારવાનો હળદરમાં સરસ ગુણ છે. હરસ બહુ દુઃખતા હોય તો કુંવારનો ગર્ભ અને હળદર બાંધવાથી દુઃખ નરમાઇ જાય છે.

હળદર આગ અનેક રોગમાં વાપરી શકાય છે. એનું નામ "વિષઘ્ની" પણ છે અને વિષની જેને શંકા હોય તેને હમેશાં ૦॥ રૂ. ભાર હળદર પાણી સાથે પીધે રાખવી: ધીરે ધીરે વિષ બધું નીકળી જશે અને શરીર નીરોગી બનશે.

બહેનો ઘરગથ્થુ ઉપચારો ભૂલવા લાગી છે. હળદર જેવું સાદું સસ્તું ઔષધ બહેનો વાપરતી થશે તો આ શ્રમ સાર્થક. લેખીશ: આમાંનો દરેક પ્રયોગ નિર્ભય રીતે ઉપયોગમાં લઇ શકાય એવો છે. [ ઊર્મિમાંથી ]

---

[ ભાતભાતનું ભરત ગૂંથણ : અનુસંધાન પાન ૪૦૨ નું ]

ગુંથવી. પછી સોયા ઉપર ૫૬ ટાંકા થાય ત્યાં સુધી દરેક ૬ ઠ્ઠી લાઇને બંને બાજુ એકેક ટાંકો વધારવો. કામ ૧૦½ ઇંચ થાય ત્યાં સુધી ટાંકા વધાર્યા વગર ગુંથી જવું. પછી સોયા ઉપર ૨૪ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં બે બે ટાંકા બંધ કરવા અને છેવટે બધા ટાંકા બંધ કરી દેવા.

કૉલર—નવ નંબરના સોયા ઉપર ૧૩ ટાંકા લેવા અને ૬ લાઇન મોસ ટાંકામાં કરવી. ૭ મી અને ૮ મી લાઇન-૩ ટાંકા રહે ત્યાં સુધી મોસ ટાંકા, પછી ફરી જવાનું અને મોસ ટાંકામાં લાઇન પુરી કરવી. છેલ્લી આઠ લાઇનો લાંબી બાજુ. ૧૦½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવું અને પછી ટાંકા બંધ કરી દેવાના.

કમ્મર પટો—નવ નંબરના સોયા ઉપર ૧૧ ટાંકા લેવાના અને મોસ ટાંકામાં ૨૭ ઇંચ કામ થાય ત્યાં સુધી ગુંથવું અને પછી દરેક લાઇને બંને બાજુ એક ટાંકો રહે ત્યાં સુધી એકેક ટાંકા ઘટાડવો. ટાંકો બંધ કરી દેવા.

પહેલાં ખભા જોડી બાંયો શીવી લેવી. અને પછી કૉલર ચોટાડવો. પછીથી બંને પાછળના ભાગમાં ખુલ્લા રહેલા ભાગમાં ચંપરી લઇ શીવી લેવું અને પછી ૬ બટન ચોટાડવાં અને બકલ પણ પટામાં નાંખી શીવી લેવો.



## [૧] બહેનોને બોધ

૧. જેમાં હિંદુસ્થાનનો ઉદ્ધાર રહેલો છે, અને જેના વિના હિંદુસ્થાનનો ઉદ્ધાર ન થઇ શકે એવી ભારે છતાં સાદી વાત તમારી સાથે મ્હારે કરવી છે. પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

૨. મ્હને એક કાગળ મળ્યો છે તેમાં જે ખબર છે તે આપણને બધાને શરમ ઉપજાવનારી છે. તેમાં ખબરપત્રી લખે છે કે ઢેડાની સ્ત્રીઓ જેને ઘરમાં કંઇ કામ નથી મળતું, તેઓ બહાર મજુરી કરવા જાય છે અને ત્યાં તે સ્ત્રીઓની લાજ લુંટાય છે. આ વાત આ બ્હેનોના દીન બની ગયેલા પુરુષ સગાં જાણે છે, છતાં સાંખી રહ્યા છે.

૩. ઉપર પ્રમાણેની અનીતિનો દાખલો એક જ નહિ હોય એમ તો તમે ખચીત માની લેશો. ઉમરેઠમાં હું હતો ત્યારે મ્હને કહેવામાં આવ્યું હતું કે ત્યાંની ઘણી બાઇઓ દાળ વીણીને પોતાની આજીવિકાના સાધનમાં કંઇક ઉમેરો કરે છે. તેઓને વેપારીઓને ત્યાં દાળ લેવા અને દેવા જવું પડે છે ત્યાં અનેક પ્રકારની મશ્કરીઓ, અનેક પ્રકારના અપશબ્દો તેમને સાંખવા પડે છે. આવું હું આખા હિંદુસ્થાનમાં ભમતાં ચાર વર્ષ થયાં અનેક જગ્યાએ સાંભળી રહ્યો છું. મને એમ ભાસે છે કે સો વર્ષ પહેલાં જ્યારે આપણી માતાઓ કરોડોની સંખ્યામાં સુતર કાંતતી હતી, ત્યારે આવું નહિ થતું હોય.

૪. આપણી ગફલતથી કહો, આળસથી કહો કે બેદરકારીથી કહો, પણ ઘણી બહેનો સ્વતંત્ર ધંધાને અભાવે, અત્યાચારનો ભોગ થઇ પડે છે. તેથી આપણને કમકમાટી ઉપજે છે. આપણે શું કરીએ છીએ ? તેને સારૂ ઠરાવો કરીને આપણે સરકાર પાસેથી ન્યાય મેળવવાનો નથી. તેને સારૂ તો આપણે પોતે યથાશક્તિ કાર્ય કરવાનાં છે. તમારે દરેક બહેને આ અત્યાચાર કેમ મટે તેને સારૂ ઉપાયો યોજવાના છે. તમને વિચાર કરવામાં ઉપાયો સુઝાડવામાં મદદ કરવી એ આ લેખનો હેતુ છે.

૫. ગરીબ બહેનોનું અને જો મને ખરૂં પૂછો તો બધી બહેનોનું શિયળ જાળવવાને સારૂ રેંટિયાની વાડ સૌથી સરસમાં સરસ છે. તમે કહેશો કે ગરીબ બહેનોનું તો જાણ્યું, પણ બીજીઓને રેંટિયાની સાથે શો સંબંધ છે ? આપણામાં એક કહેવત: "નવરો બેઠો નખ્ખોદ કહાડે" હું જાતી અનુભવથી કહી શકું છું કે આળસ, એટલે નવરા બેસવું એ વિષયોને ઘણી સારી રીતે પોષે છે. પૈસે ટકે સુખી એવી બહેનો પોતાનો વખત વાતોના ચાપુડા મારવામાં કે એવી બીજી રીતે નકામો ગાળે તેના કરતાં કંઇક ઉપયોગી ધંધામાં ગાળે તો તેમનું મન, હાથ અને પગ રૂડી રીતે રોકાય, અને રેંટિયો કાંતવાનો ધંધો કરે તો બેવડો ફાયદો થાય.

૬. પણ હું તો મારા વિષયની બહાર ગયો. ગરીબ બહેનો જ પરવશ થઇ પોતાનું શિયળ છોડે છે. તેને કેમ મદદ કરાય, એ વિચાર આપણે તો કરવાનો છે. જો તમે તમારો બધો વખત એજ કામમાં ગાળી શકો તો તમે ગામડાઓમાં સટકો, ત્યાં તમારી ગરીબ બહેનો શું કરે છે એ શોધી કહાડો. તેઓને કાંતતાં ના આવડે તો શીખવો, તેઓને રૂની પૂણીઓ પૂરી

પાડો, અને તેઓની-પાસેથી સૂતર મેળવી તેની મજુરી આપો.

૭. હું કબુલ કરું છું કે બધી બહેનો પોતાનો વખત નહિ આપી શકે. જેઓ થોડો જ વખત આપી શકે એવી છે, પોતાનું ગામડું કે શહેર ન છોડી શકે એવી સ્થિતિમાં છે, તે બહેનો પોતાના લત્તાની જ કે પોતાના ગામડાની જ સંભાળ રાખી શકે છે. સુજાણ બહેનો પોતાનું જ સંભાળીને સંતોષ ન માને પણ પોતાનામાં જે ભલાઈ હોય તે બીજાને વિષે પણ ઇચ્છે છે. એટલે તમારી પડોશણની સ્થિતિ તપાસી તેઓના જીવનમાં તમે ભાગ લો અને તમારા લત્તામાં કાંતવાનું મંડળ કહાડો, અને તમારી ઓછા નસીબવાળી બહેનને તમે ટેકો દઇ આગળ વધારો.

આવાં કાર્યો કેટલીક બહેનોએ શરૂ કર્યાં છે. પ્રજાજીવનને પોષનારી, ગરીબોને મદદ કરનારી, હજારો સ્ત્રીઓના શિયળને સાચવનારી, હિંદુસ્થાનને સહેલાઇથી આર્થિક સ્વતંત્રતા અપાવનારી, આ મહાન પ્રવૃત્તિમાં તમે તમારી શક્તિ પ્રમાણે કંઇક ભાગ લો એવી ઉમેદ રાખું છું.

**પૂજ્ય મહાત્મા ગાંધીજી**
( ગાંધી-શિક્ષણમાંથી )

---

## [ ૨ ] સ્ત્રીઓ અને જનસેવા : સ્ત્રીઓ શું કરી શકે ?

આપણા સામાજિક જીવનનો આધાર કૌટુંબિક જીવન ઉપર રહેલો છે અને કુટુમ્બ એટલે સ્ત્રી. તેથી કુટુમ્બથી અતિરિક્ત સ્ત્રીજીવનની કલ્પના આવવી અશક્ય છે. માટે સ્ત્રીઓનો સામાજિક આદર્શ શો ? અને એ આદર્શ પાર પાડવાને સ્ત્રીઓએ કયો ભાગ ભજવવાનો છે ?– એ પ્રશ્નોના ઉકેલમાંથી સ્ત્રીઓએ શું કરવું અને કેટકેટલું કરી શકે તેનો ખુલાસો મળી રહેશે. પુરૂષ અને સ્ત્રી એ એક જ સમાજનાં બે અંગ છે. એ બન્ને અંગ સમબલવન્તાં રહે એમ સહુ ઇચ્છે જ.

" પતિ પત્ની પર મરે છે તે બગડાને ખાતર નહિ,-પણ સંસારની વચ્ચે. ઘર બાંધતી વખતે જેમ આપણને આપણા પાડોશીઓના હક્ક સાચવવા પડે છે તેમ, સંસારમાં જીવન ગાળતી વેળાએ પણ આપણે સંસારવાસીઓના હક્ક જાળવવાના છે. જે સંસાર આપણું ચોપાસથી રક્ષણ કરે છે, જે સંસાર પોતાનો ભૂતકાલનો બધો સંચય આપણા ચરણમાં ખુલ્લો મુકી દે છે, જે સંસારવાસીઓ આપણી સાથે ખભે ખભો મેળવી ઉભા રહે છે,-તે સંસાર અને સંસારવાસીઓ તરફ આપણા અનેક ધર્મ છે જ. જે કેળવણી આપણે લીધી તે કેળવણીની પદ્ધતિ વધારે લાભદાયક કરવી; જે ઔષધાલયોએ આપણને સાજાં કર્યાં, તે ઔષધાલયો આપણે સમરાવવાં; જે બાગ, ચૌટાં, મંદિરોએ આપણને આનંદની, જરૂરીઆતની, અને ઉન્નતિની સામગ્રી પૂરી પાડી, તેમને વધારે શોભાવન્તાં, ઉપયોગી, અને પવિત્ર કરવાં–કોણ કહેશે એ બધો આપણો સ્ત્રીઓનો ધર્મ નથી ? સંસાર અનેક રીતે આપણી સુશ્રુષા કરે છે, તેથી આપણને ઘટે છે કે આપણે એ સંસારની સેવા કરવી. . ."

સ્ત્રીઓ તો આજે પણ હિંદુસ્તાનમાં ક્યારેમાં ભારે તપ અને યજ્ઞ કરે છે. સ્ત્રીઓ જેટલો સંયમ આજે પુરૂષમાં હોત તો સ્વરાજ્ય ક્યારનું યે મળી ગયું હોત. સ્ત્રીઓની સેવા કરવાની લાયકાત અને તેમની સેવાપદ્ધતિનું સાચું મૂલ્ય આંકતાં એક પુરૂષ લેખક લખે છે કે " જો કોઇ ખરી સેવા કરી શકે એમ હોય તો તે સ્ત્રી જ છે. પુરુષોને પણ સ્ત્રીઓ આ વિષયમાં બહુ શિખવે એમ છે. રોગીની સારવાર કરવામાં, રોગથી પીડાતાં અને બુમો પાડતાં રોગીથી ન ગભરાતાં, એક માતાની પેઠે સેવા કરવામાં કોણ ચડે ? પુરુષ કે સ્ત્રી ? વહાલથી સમજાવી, પટાવી, શિક્ષણ આપવામાં પુરુષો વિજયવાન નિવડે કે સ્ત્રી ? મુશળધાર વરસાદ પડતો હોય, પત્થર પણ ઓગળી જાય એવો તાપ પડતો હોય કે માણસ ઠરી જાય એવી ટાઢ પડતી હોય ત્યારે પણ સુંદર સ્વાદિષ્ટ રસોઇ કરે, જરા પણ કંટાળે નહિ-એ પુરુષ કે સ્ત્રી ? હોટેલમાં પુરુષો રહે છે પણ તે માત્ર પેટને માટે; અંતઃકરણની લાગણીથી તેમને માટે મરી

ફીટનાર સ્ત્રી સિવાય બીજું કોઇ જ નહિ. ઘરને શોભાવવું હોય, વ્યવસ્થિત કરવું હોય તો ને સુંદરતા તો સ્ત્રીને જ આવડે. યુદ્ધના ઘાથી રીબાતાને કે અનેક ચિન્તાપીડિતને મીઠા સૂરથી કોઇ ક્ષણિક સ્વર્ગીય સુખ આપતું હોય તો તે સુંદરીનો જ મધુર કંઠ—નહિ કે પુરૂષનો કર્કશ સ્વર. જેને પોતાનું ધાર્યું, તેને માટે કોમળ કહેવાતી અબળા શરીરનું, મનનું કે ધનનું સુખ ન ગણકારી સતત્ તત્પર રહે છે તે પણ સ્ત્રી જ.

આવો સેવાધર્મ પાળનારી સ્ત્રીઓ સર્વત્ર અમી છાંટો નાંખે, તેઓ જનસમાજની સેવા કરતી થાય, અને એમનું મનોબળ, ધૈર્યબળ, કેળવાય તે માટે એમને સેવાભાવની સક્રિય તાલીમની જરૂર છે. તે માટે પહેલાં એમના વ્યક્તિત્વની ભાવના જાગ્રત થવી જોઇએ અને તેમને પોતાને પોતાની શક્તિઓનું સાચું ભાન થવું જોઇએ. આ વ્યક્તિત્વ માટે જ્ઞાન અને પ્રેમ એ બે જ સાધન છે.'

સ્વ. ચૈતન્યબાળા મજમુંદાર
(ગુજરાતી બ્હેનો પ્રત્યે ત્રણ લેખોમાંથી)

---

## [૩] 'મહાન છે આપણો મુલક, મહાન છે આપણી પ્યારી આઝાદી'

આજના પ્રસંગમાં વ્યક્ત થએલી બીરાદરી ખીલવવી જોઇએ.

ગાંધીજી જશે પણ તેમનું કાર્ય અમર રહેશે. આજે ભાઇઓ જેલમાં જાય છે. ઘણાઓ માને છે અને કહે છે કે તેઓ મહાન છે. ખરી રીતે કોઇજ મહાન નથી. મહાન છે એક આપણો મહાન મુલક. મહાન છે આપણી પ્યારી આઝાદી.

× × ×

આ બધા મેળાવડા અને સમારંભો શાના ? આ મીજબાનીઓ શાની ? મીજબાનીઓ થશે ત્યારે દાવ તો ત્યારે અપાશે કે જ્યારે આપણે આઝાદી પ્રાપ્ત કરીશું.

તે દિવસે એક ફુલ નહિં બચ્યું હશે કે જે આઝાદીના વિજેતાઓને ગળે વિંટળાયું નહિ હોય. એક સુંદર શબ્દ નહિ હોય કે જે આઝાદીના ગુણગાન માટે વપરાયો નહિ હોય.

હું અને તમે સહુ ચાલ્યા જઇશું. ગાંધીજી પણ ચાલ્યા જશે. જીવશે તમારૂં સહુનું કામ. ગાંધીજી મરી જશે પરંતુ એમનું કામ મરી નહિ જાય. તમે સહુ ખપી જશો. તમારૂં કામ ખપી નહિ જાય.

ગાંધીજી આજે અહિંસાનો જાપ જપે છે. એનું હાર્દ અને એનું તત્ત્વ સમજવું જોઇએ. અહિંસા એમ કહે છે કે કોઇને પણ તકલીફ ન હો. દુશ્મનને પણ તકલીફ ન હો.

અહિંસા એટલે સહુને ન્યાય. અહિંસા એટલે સહુને ઇજ્જત. દુશ્મનને પણ ઇજ્જત.

અહિંસાના આ ઉન્નત ભાવ મહાત્માજીના છે. જે મહાત્મા દુશ્મન માટે પણ એ ભાવ રાખે છે તે મુસ્લીમ બીરાદરોને અન્યાય અને બેઇજ્જતી ઇચ્છે. ખરા ? એમને ન્યાય, એમને ઇજ્જત, એ એમની અહિંસાનું નીશાન છે.

હમણા શ્રી. મહેશ્વરીએ કહ્યું કે 'મારા જેવી વૃદ્ધ માતાના આશિર્વાદ તે માગે છે.' મારા આશિર્વાદ તો એ કે તે જ્યારે મારા જેવા વૃદ્ધ થાય ત્યારે પણ મારા જેવી તાઝગી બતાવે. મારા જેવો જોશ બતાવે. ૧૫-૨૦ વર્ષ બાદ તો હિંદુસ્થાન આઝાદ હશે ત્યારે એ તાઝગી એ તાકાદની એને દરકાર પડશે. તે દિવસે હું તો નહિં હોઉં. પણ તમે સહુ આજની શીરાદીલીથી, આજની તાઝગીથી દેશને તારજો એ મારા આશીર્વાદ છે.

(મુંબઈ પ્રાંતિક સમિતિના સત્યાગ્રહી આગેવાનોના સત્કાર માટે યોજાએલા એક સમારંભમાં શ્રીમતી સરોજીની દેવીએ આ પ્રેરણાભર્યા શબ્દો ઉચ્ચાર્યા હતા.")

(જન્મભૂમિમાંથી સંક્ષિપ્ત).




**૧ સાહિત્ય અને પ્રગતિ :** સંપાદક મંડળ શ્રી. નવલરામ ત્રિવેદી, વગેરે. પ્રકાશક: શ્રી ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૨-૮-૦.

ચિંતન ગ્રંથાવલિના એક મણકા તરીકે પ્રકટ થયલું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં નવી ભાત પાડવા સાથે એક સુંદર પુસ્તકનો ઉમેરો કરે છે. સંપાદકોના મંડળ-ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળ દ્વારા આ પુસ્તકની અને બીજું એવું જ સાહિત્ય સંપાદન કરી પ્રકટ કરવાની યોજના થઇ છે. મજકુર મંડળે પ્રગતિશીલ સાહિત્યની જે વ્યાખ્યા બાંધી છે, તેની યોગ્યાયોગ્યતામાં ઉતરવાનું આ સ્થળ નથી. ' જીવનને વિઘાતક ન હોય એવું ' સાહિત્ય પ્રગતિશીલ કે નહિ, તે વિષે ભિન્ન ભિન્ન મત જુદી જુદી પ્રકાશન સંસ્થાઓ ધરાવે છે. આ પુસ્તકમાં સંગ્રહેલાં વાર્તા-સ્કેચ, લેખો, કાવ્યો વગેરે જોતાં ભવિષ્ય માટે સારૂં સાહિત્ય મેળવવાની આશા રાખી શકાય.

**૨ નિસર્ગોપચાર સર્વસંગ્રહ** (ભાગબીજો): લેખક: શ્રી. રમણલાલ એન્જીનીઅર. પ્રકાશક: ઉપર પ્રમાણે. છૂટક કીંમત રૂ. ૨-૪ ૦.

આરોગ્ય ગ્રંથાવલિના બીજા વર્ષના પાંચમા મણકા તરીકે આ પુસ્તક પ્રકટ થાય છે. અત્યાર પહેલાં લેખકની કેટલીય પુસ્તિકાઓનાં અવલોકન આ કટારોમાં પ્રકટ થયાં છે. લેખક દવાઓને બદલે કુદરતી ઉપચારના હિમાયતી છે અને એ દૃષ્ટિએ એમનાં આ પુસ્તકો લખાયાં છે. એક દૃષ્ટિએ જોઇએ તો પાશ્ચાત્ય વૈદકના નિષ્ણાતો–ડોકટરો પણ કબુલ કરે છે કે તેમનું વિજ્ઞાન કુદરતને મદદ કરવાનું છે. માંદગી આવતાં અટકાવવી, તે માટેનાં કારણો જ દૂર કરવાં અને તેમ ન બની શકે તો કુદરતી ઉપાયોથી જ તે ટાળવી વધારે ઇષ્ટ છે, એવું લેખકનું મંતવ્ય છે અને એ મંતવ્યને સિદ્ધ કરવામાં તે સફળ થયા છે. સામાન્ય જનતાને આ પુસ્તકો અત્યંત ઉપયોગી અને માર્ગદર્શક થશે.

**૩ (૧) પરણ્યા પહેલાં :** લેખક: શ્રી. વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી. મૂલ્ય: રૂ. ૧-૮-૦. **(૨) પરણ્યા પછી** (ભાગ ૨ જો): લેખક: શ્રી. ભાનુભાઇ દવે. મૂલ્ય: રૂ. ૧-૦-૦. પ્રકાશક: શ્રી નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.

પહેલું પુસ્તક કુમારો માટે છે; બીજું પરિણિત દંપતિઓ માટે. પ્રકાશક માનતા લાગે છે કે ' જાતિય જ્ઞાનની દરેક વ્યક્તિને જરૂર છે; એવું જ્ઞાન ન મળવાને કારણે જ યુવક-યુવતીઓ કુટેવોમાં સપડાઇ શરીર–સંપત્તિનો નાશ કરે છે. એ સર્વનાશમાંથી તેમને વેળાસર બચાવી લેવા આ પ્રકારના જ્ઞાનની જરૂર છે. ' આ પુસ્તકોમાંથી એ વિષયનું જ્ઞાન જોઇતા પ્રમાણમાં મળી રહેશે એ નિઃશંક વાત છે. અલબત્ત, ઘણીવાર યોગ્ય સમજણ આવ્યા પહેલાં આવું જ્ઞાન આપવાથી ખોટી જીજ્ઞાસાથી ઉત્તેજીત થઇ યુવક–યુવતીઓ કુટેવોને નોતરે છે પરંતુ સમજણ આવ્યા પછી પાકટ ઉમ્મર થયા બાદ જરૂરી ' લાલબત્તી ' તેમની સમક્ષ, આવા પુસ્તકોના સ્વરૂપમાં મુકવાથી, તેમને ભય કયાં રહો છે તે સમજાશે અને સર્વનાશમાંથી તેઓ ઉગરી જશે.

**૪ ગૃહત્યાગ :** મૂળ લેખક: શ્રી. સૌરિન્દ્ર મોહન. પ્રયોજક: શ્રી. 'મૃદુલ'. પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. મૂલ્ય: રૂ. ૨-૦-૦

હમણાં હમણાં બંગાલીમાંથી અનેક પુસ્તકોનાં ભાષાંતર યા અનુવાદ ગુજરાતી સાહિત્યમાં ખડકાવા લાગ્યા છે. એમાં કેટલાંક સારાં છે; કેટલાંક ખરાબ પણ છે. આ પુસ્તક પ્રથમ કોટિ-

માં મુકી શકાય એવું છે. સુવિખ્યાત બંગાલી નવલકથાકાર શરદબાબુના સમકાલિન અને શિષ્ય -મિત્રની આ નવલકથામાં શરદબાબુની જ શૈલિ દેખાય છે; પાત્રાલેખન, કથાના પ્રસંગો, વગેરેમાં શરદબાબુનું અનુકરણ ડગલે ને પગલે જણાશે. એકંદરે પુસ્તક વાર્તા-શોખીનોને ગમે એવું છે. પુસ્તકનો ઉઠાવ, બાંધણી વગેરે જોતાં બે રૂપીયા મૂલ્ય ઘણું વધારે પડતું છે.

**૫ ત્રિભેટો :** લેખકઃ શ્રી. 'ધુમકેતુ'. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્યઃ રૂ. ૧-૮-૦.

શ્રી. 'ધુમકેતુ'ના 'તણખા' ગુજરાત-પ્રસિદ્ધ છે. સાહિત્યકારામાં શ્રી. 'ધુમકેતુ'એ પોતાનું વિશિષ્ઠ સ્થાન દેખા દેતાંની સાથેજ પ્રાપ્ત કરી લીધું છે. એમની ટુંકી વાર્તાઓના આ સંગ્રહ પણ 'તણખા'ના સંગ્રહોની હરોલમાં બેસે એવો છે અને વાર્તા-શોખીનોને એટલો જ આનંદ અને માનસિક આહાર આપશે.

**૬ જીવન-સરિતા :** પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. છૂટક કીંમતઃ રૂ. ૧-૪-૦

ભારતી સાહિત્ય સંઘના સંપાદક મંડળે અંગ્રેજી, બંગાલી, મરાઠી, હિન્દી વગેરે ભાષામાં પ્રકટ થયેલી, જુદા જુદા લેખકોની ટુંકી વાર્તાઓનો અનુવાદ કરી આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે. કેટલીક વાર્તાઓમાં મૂળ લેખકનાં નામ આપ્યાં છે; કોઇ કોઇમાં એનું મૂળ દર્શાવ્યું છે; જ્યારે કેટલીક કયાંથી લીધી છે, એના લેખક કોણ છે તેનો પત્તો નથી આપ્યો. પારકાંના છોકરાંને પોતાનાં કરી લેનારે એટલી સભ્યતા તો જરૂર બતાવવી જોઇએ. બે વાર્તાઓ યુદ્ધ-પ્રચાર માટેની છે; બીજી વિધવિધ પ્રશ્નોને લગતી છે. પુસ્તક ગુજરાતના વાર્તાસાહિત્યમાં એકનો ઉમેરો કરે છે.

**૭ મધુરજનિ :** લેખકઃ શ્રી. "મૃદુલ". પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. મૂલ્ય રૂ. ૧-૮-૦.

આ પુસ્તકના નામની નીચેજ એનો પરિચય આપ્યો છે. "જાતિય વિકૃતિની વાતો" પુસ્તકમાં સંગ્રહેલી વાર્તાઓને નવલિકા કહેવી કે કેમ, તે શંકાસ્પદ છે. એ વાર્તાઓમાં ફક્ત બેએક એવી છે જે શિષ્ટ સાહિત્યમાં સ્થાન લઇ શકે. બાકીની વાર્તાઓ જાતિય વિકૃતિનાં ચિત્રો રજુ કરે છે. આ જ્ઞાન ઇષ્ટ છે યા અનિષ્ટ એ વિષે તીવ્ર મતભેદ છે. એ જ્ઞાન પ્રસારનારાં તો અલબત્ત કહે છે કે એની ખાસ જરૂર છે; એ જ્ઞાન વિના જ આપણા યુવક-યુવતીઓ વિનાશને પંથે જઇ રહ્યા છે. એટલો લાભ તો આવા સાહિત્યથી જરૂર થશે કે સમાજનાં ભયસ્થાનો કયાં કયાં છે તેનું જ્ઞાન વાચકને મળશે. એટલી 'લાલબત્તી' પૂરતી આ સાહિત્યની ઉપયોગિતા ખરી.

**૮ મારા વિના નહિ ચાલે :** લેખકઃ શ્રી. ધનવંત ઓઝા. પ્રકાશકઃ નવયુગ ગ્રંથમાળા, રાજકોટ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦

"લોહીના વ્યાપાર"ની વ્યવસ્થિત રીતે સ્ત્રીઓને ફસાવી, ફોસલાવી, લલચાવી તેમના શરીરનો જે વ્યાપાર પશ્ચિમના અને પૂર્વના દેશોમાં ચાલે છે તેની આ કથા છે. નવલકથાને બદલે એને આત્મકથા કહેવી જ ઠીક છે. આ કથાનું વસ્તુ લેખકે એક અંગ્રેજી નવલકથામાંથી લીધું છે. શ્રી. ઠક્કરે "ચુડેલનો વાંસો"નામની એમની નવલકથાના એક ભાગમાં આજ વસ્તુ વિસ્તારથી આપ્યું છે. આવી નવલકથાઓ યા આત્મકથાઓ સાહિત્યને સમૃદ્ધ કરે છે યા શોભાવે છે કે કેમ, તે શંકાસ્પદ વાત છે.

**૯ ચરણરજ :** લેખકઃ નિરૂ દેસાઇ, પ્રકાશકઃ જયંતિ દલાલ. પિપલ્સ બેન્ક, ગતિ-રેખા કારંજ અમદાવાદ. કિંમત ૦-૮-૦.

આ પુસ્તક લખવાનો ઉદ્દેશ, સ્ત્રીઓ આજે પણ 'ચરણરજ' રહી છે તે માટેનો છે. આમાંની બે વાતો છાયાનુવાદીત છે. આમાંની 'મૂર્તિકાર' શિવાયની બધી વાતોમાં મુળ ઉદ્દેશ સચવાયો છે.

વાતોની શૈલી ભાવવાહી, સાદી અને સરળ છે; નિરૂદેસાઇએ લખેલી કોઇપણ ચોપડી આની જોડે સરખામણી ન કરી શકે એવી સુંદરતા આ ચોપડીમાં છે.

**૧૦ અનુરાગ :** લે. પૂર્ણશશીદેવી, અનુ.

કાંતાદેવી. પ્રકાશક: જટાશંકર મહેતા. પ્રગતિ-સાહિત્ય મંદિર રાજકોટ. પાન ૧૫૦ કિં. ૧–૮–૦ આવૃત્તિ પહેલી. જેકેટ એકરંગી.

આ પુસ્તક એક સિદ્ધ હસ્ત લેખિકાના હસ્તે લખાયેલી છે. બંગાળી સાહિત્યમાં આ પુસ્તકનું સ્થાન અનન્ય નહિ છતાંએ ઉંચું છે. યુવાન હૈયામાં રમતા "અનુરાગ"ની મર્મવાણી રજુ કરતી રસકથાનું હૃદયસ્પર્શી ભાષાંતર છે.

પુસ્તક કરૂણતામાંથી જન્મી કરૂણતામાં જ અંત પામ્યું છે.

**૧૧. કલ્યાણિકા :** લેખક: કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર, પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબઇ. પાકુંપુઠું કીંમત રૂા. ૨–૦–૦.

કવિશ્રી ખબરદારની કૃતિઓ ઘણી લોકપ્રિય છે. એમનાં ભજનો, ગરબા અનેક વિધવિધ પ્રસંગોએ ગવાય છે. કલ્યાણિકા એ દશ વર્ષના ગાળામાં કવિએ લખેલાં જુદા જુદા કાવ્યનો સંગ્રહ છે. સંગ્રહ સર્વદેશીય છે. અને કવિ જાતે જ અનુભવથી પ્રસ્તાવનામાં લખે છે કે "તેમાં આવેલાં ઉત્તમ ઉદાહરણ રૂપ અવતરણો-ની વારવણી કરતાં તેમાં લગભગ બધી જ કવિતાઓ સમાઇ જાય છે." આ અભિપ્રાયને હમે તદ્દન મળતા છીએ. જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોતાં બધી જ કવિતાઓ ઉત્તમ છે. લોકસેવાના સૂત્રોથી ગાજતો ચાલુ જમાનો "લોકદેવની સેવા" વાંચી જરૂર આનંદ મેળવશે. કવિશ્રીની શ્રદ્ધા ગુજરાતના અશિક્ષિત, અર્ધશિક્ષિત, સુશિક્ષિત, વિદ્વાન, રસિક, અરસજ્ઞ એમ તમામ વર્ગને આનંદ આપી પ્રભુના કલ્યાણ પંથની વિશેષ ઝાંખી કરાવશે,–એવી શ્રદ્ધા વાસ્તવિક છે.

**૧૨. ગોળીબારની મુસાફરી :** લેખક અને પ્રકાશક: સૌ. હંસા મહેતા, પાકું પુઠું, કીંમત રૂા. ૧–૮–૦.

"ગુલિવર્સ ટ્રાવેલ્સ" મુળ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ એક પુસ્તકમાં છે. સુંદર કાગળ, છપાઇ અને ચિત્રોથી ભરપુર આ પુસ્તક જરૂર કુમાર વાંચકોને આનંદ સાથે બોધ આપશે. સૌ. હંસાબહેનની અનુવાદ શક્તિ સફળ થઇ છે.

**૧૩ સંતનાં સંસ્મરણો :** પ્રયોજક: રા. છોટાલાલ માનસિંગ કામદાર. પ્રકાશક: કલ્યાણ પ્રકાશન મંદિર, ધીકાંટા અમદાવાદ. કીંમત કાચુ પૂઠું, રૂ. ૧–૦–૦ પાકું પૂઠું રૂ. ૧–૪–૦.

દક્ષીણ આફ્રિકાના મહાત્મા ગાંધીજીના સાથી મી. પોલોકના પત્ની "મીસીસ પોલકના મૂળ પુસ્તક મી. ગાંધી : ધી મેનના ઉપરથી પ્રસ્તુત પુસ્તક યોજયું છે. મહાત્મા ગાંધી રાજદ્વારી પુરૂષ તરીકે વધારે જાણીતા છે. તે સામાન્ય માણસ તરીકે બહુ પરિચિત નથી. મીસીસ પોલેકે મૂળ પુસ્તકમાં મહાત્માજીનું કોમળ હૃદય સચોટ ચિતર્યું છે અને તે આ અનુવાદમાં બતાવ્યું છે. મહાત્માજીના જીવનના અભ્યાસીને આ અનુવાદ રસમય લાગે તેવો છે.

**૧૪ સુક્તિના રાસ :** લેખક અને પ્રકાશક: જ્યોત્સ્ના શુકલ. સુરત. કિં. રૂ. ૦–૪–૦.

રાસસંગ્રહ જુદા જુદા પ્રસંગોને ધ્યાનમાં લઇને લખાયેલા છે. કોઇને કોઇ પ્રસંગને બંધ બેસે એવા આ રાસો છે અને તે ગાઇ શકાય તેવા છે. આશા છે કે બહેનોમાં તે પ્રિય થશે.



**અમરેલી પ્રાન્તમાં** નિરક્ષરતા નિવારણની દિશામાં સતુત્ય પ્રયત્નો થઈ રહ્યા છે. પ્રૌઢ શિક્ષણ શાળાઓમાં બ્હેનો માટે જુદી ગોઠવણ રાખી છે. અને ૨૫૮ સ્ત્રીઓએ એ શાળાઓની છાયામાં શિક્ષણ સંપાદન કર્યું છે.

**શાન્તાબેન પરીખના** પ્રમુખપણા નીચે વડોદરા રાષ્ટ્રિય સ્ત્રી સમાજે, કોંગ્રેસના પ્રમુખ શ્રી. મૌલાના અબુલ કલામ આઝાદની અમદાવાદ મુકામે થયેલી ધરપકડને અંગે તેઓશ્રીને માનાંજલી અર્પવા સ્ત્રીઓની સભા બોલાવી હતી. શાન્તાબેનને પેટલાદથી ખાસ બોલાવ્યા હતા.

**કુ. લીલા દેસાઈનો** વડોદરામાં તા. ૯ મીએ નૃત્ય પ્રયોગ યોજાયો હતો.

**નવા વર્ષ** ખાતે કૈસર-એ-હિંદના સુવર્ણ ચંદ્રક : ડેપ્યુટેશન ઇન્સ્પેક્ટ્રેસ, લેડી મુન્શી, જમખંડીનાં રાણીસાહેબ અને લેડી વિદ્યાગૌરી રમણભાઈ નિલકંઠને એનાયત કર્યાં છે.

**ભાવનગરમાં** ૬૦ વર્ષના એક ડોસાએ ૧૭ વર્ષની એક યુવતી સાથે ૭ મી વાર લગ્ન કર્યાં છે.

**શ્રી સત્યદેવીએ** ઉદયપુરમાં મળેલી પ્રથમ પરદા વિરોધી પરિષદના પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું કે વચન કરતાં કર્તવ્ય સારૂં છે ને તેથી હું આજથી જ પડદાનો ત્યાગ કરૂં છું એમ કહી તેમણે પડદો ફાડી નાખ્યો હતો.

**શ્રીમતી સુભદ્રાબાઈ** પવારને હસ્તે શ્રી. નરસિંહજીની પોળ વિદ્યાર્થી મિત્ર મંડળ-વડોદરાના આશ્રય હેઠળ ચાલતા "પ્રભુ બાલ વિકાસ મંદિર" ની ઉદ્ઘાટન ક્રિયા તા. ૪ ના રોજ થઈ હતી. આ સંસ્થા સ્ત્રીઓને ગૃહઉદ્યોગમાં વિકાસ કરવાના હેતુથી સ્થાપવામાં આવી છે.

**વડોદરામાં** પ્રજામંડળ તરફથી સ્થપાયેલા રાષ્ટ્રિય સ્ત્રીસમાજના પ્રમુખ તરીકે સૌ સરયૂબાળાબ્હેન દેસાઈ, ઉપપ્રમુખ: સૌ. ભાગાબ્હેન ઠક્કર, મંત્રીઓ: સૌ. મણીબ્હેન પરેખ ચુંટાયાં છે.

**શ્રીમતી કૃષ્ણાબાઈ** પંડ્યકરે બારડોલીમાં માનદ મેજીસ્ટ્રેટની જગ્યાનું રાજીનામું આપ્યું છે.

**મીસ મહમુદા અહમદઅલી**: એમ. એ. બી. ટી. ની પદવી મેળવનાર પ્રથમ કાશ્મીરી બ્હેન છે. એમના પ્રદેશમાં બૌદ્ધિક અને સાંસ્કૃતિક પ્રગતિ મેળવવાના આશયથી સ્થપાયેલી "શ્રી પ્રોગ્રેસ" સોસાયટીના પ્રમુખપદને આ બ્હેનની વરણી થઈ છે.

**મીસીસ માયાદેવી જગન્નાથ ટંડન**: કરાંચી સ્કુલ બોર્ડની કોરપોરેશનમાં ચુંટાયાં છે.

**શ્રીમતી જસબા**: પ્રો. દુરકાળનાં માતુશ્રીએ ડભોઈમાં ગીતાજયન્તી પ્રસંગે વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાન કર્યું હતું. ગં. સ્વ. સુભદ્રાબ્હેન દવે પોતાના સુંદર કાવ્યોની પ્રસાદી ગાઈ સંભળાવી હતી.

**મીસીસ સુશીલાબાઈ રાનડે**: ખાનદેશનાં સમાજ સુધારક બ્હેન છે. તેઓ ધુળીઆ મ્યુનીસીપાલીટીમાં બીનહરીફ ચુંટાયાં છે.

**સૌ. નર્મદાબ્હેન મોતીભાઈ દેસાઈના** હસ્તે વડોદરા મધ્યસ્થ કિસાનમંડળના સ્ત્રી વિભાગ રમતગમતના મેળાવડાની ઉદ્ઘાટન ક્રિયા થઈ હતી.

**શ્રીમતી ચંદ્રાબ્હેન ભાઈદાસ મગનલાલના** પ્રમુખપણા નીચે સુરતમાં શ્રી મહિલા વિદ્યાલય મંડળ સંચાલિત હાઈસ્કુલનો પારિતોષિક સમારંભ રવિવારે તા. ૫-૧-૪૧ ને રોજ સાંજે ૪ વાગે બિસાંટ હોલમાં ઉજવાયો હતો. પ્રમુખ બ્હેને વિદ્યાલયને રૂા. ૧૦૦૦૦ નું દાન આપ્યું છે.

**કમલા નહેરૂ** હૉસ્પીટાલની ઉદ્ઘાટન ક્રિયા જાન્યુઆરીના અંતમાં મહાત્માજીના હસ્તે થશે એમ મનાય છે.

**આંતર પ્રાન્તિય લગ્ન**: બંગાળી કન્યા શ્રી. લતાકુમારી કિશનચંદ્ર ઘોષ સાથે કલકત્તામાં રહેતા અમરેલી પ્રાન્તના વતની અને ત્યાંની "ધી નેશનલ સીટી બેન્ક ઓફ ન્યુયોર્ક"માં કામ કરતા શ્રી. જયકૃષ્ણદાસ મહેતાએ આંતર પ્રાન્તિય લગ્ન કર્યાં છે.

**ધોળપૂરા** રાજ્યના ખાનપુર ગામે મ્યુનિસીપાલીટી કાર્યવાહકોએ હરદાસ પાદવાથી

સવણું સ્ત્રીઓની એક ટોળીએ સફાઇનું કામ કર્યું હતું.

**શ્રીમતી રૂક્મણીબ્હેન દલીચંદ શ્રોફ**ના પ્રમુખપદે સુરત બાલિકા સમાજનો દસમો વાર્ષિકોત્સવ તા. ૧૧ મીએ બ્રેસંટ હોલમાં ઉજવાયો હતો.

**વડોદરામાં કારેલીબાગમાં શ્રી, શેઠ. મનસુખલાલ વિધવાશ્રમમાં** વિધવા બ્હેનોને ખાવા-પીવાની, રહેવાની તથા ભણવાની મફત વ્યવસ્થા છે, વિધવા બ્હેનોને આ અમુલ્ય તક મળી છે.

**શ્રી ખોરશેદબાનું હોમાવાલા,** ભરૂચ મ્યુનીસીપાલીટીમાં અનામત સ્ત્રી વિભાગની જગ્યાએ ચુંટાયાં છે.

**શ્રી, કપિલા બ્હેન** કુંસરાને વીસનગરમાં એમની જ્ઞાતિ તરફથી પ્રથમ મેટ્રિક થવા બદલ માનપત્ર એનાયત કરવામાં આવ્યું છે. હાલમાં આ બ્હેન વડોદરા કૉલેજમાં પ્રીવીયસમાં અભ્યાસ કરે છે.

**શ્રી. પૃથ્વી દિક્ષિતે** સુરતના નાગર ગ્રહસ્થ જ્ઞાતિના ડૉ. સુરેશ પાઠક સાથે મુંબાઇ મુકામે લગ્ન કર્યાં છે. વરકન્યા મામા ફોઇના ભાઇબ્હેન થાય છે.

**સૌ. જયશ્રી રાયજી** મુંબાઇ મ્યુનીસીપાલીટીની સ્કુલ કમીટીના પ્રમુખ તરિકે બીનહરીફ ચુંટાયાં છે.

**મૌલવી ફઝલુલ હક:** જેઓ બંગાળના વડા પ્રધાન છે, તેઓએ પૂનાથી વિદાય થતાં પ્રથમ આવેલી એક મુલાકાત દરમિયાન જણાવ્યું હતું કે "અમુક વર્ષની હદ પછી સહશિક્ષણનું અસ્તિત્વ હોવું ન જોઇએ. મુસ્લીમ કન્યાઓની બાબતમાં હું સહશિક્ષણ માટે ૮ વર્ષનું વય પુરતું ગણું છું. વળી સ્ત્રી કેળવણીની સંસ્થાઓમાં પુરૂષ શિક્ષકો, લેકચરરો, કે પ્રોફેસરો પણ હોવા ન જોઇએ. અમે આથી જ કલકત્તામાં પડદા કોલેજ સ્થાપી છે. તેની વ્યવસ્થા પણ સ્ત્રીઓ જ કરે છે."

**શ્રી. હંસાબાઇ પવારના** પ્રમુખપદે અમરેલી મહિલા મંડળનું તૃતિય વાર્ષિક સંમેલન ભરવામાં આવ્યું હતું. અધ્યક્ષપદેથી હંસાબેને આ મંડળની ઉપયોગિતા, તેને કાર્ય કરવા માટેનું વિશાળ ક્ષેત્ર, સામાજીક દરજ્જો વગેરે વિષયો પરત્વે વિવેચન કર્યું હતું.

**શ્રીમતી યશોમતીબેન પટ્ટણીના** વરદ હસ્તે શ્રી તાપીબાઇ રણછોડદાસ ગાંધી મહિલા છાત્રાલયના નવા મકાનનું ઉદ્ઘાટન તા. ૧૪-૧૨-૪૦ ના રોજ ભાવનગર મુકામે થયું હતું.

**શ્રીમતી સરલાદેવી સારાભાઇના** પ્રમુખપદે ગઇ તા. ૧૨ મીએ અમદાવાદમાં પુસ્તકાલય સંમેલન ભરાયું. એ અમદાવાદની નાગરિક પ્રવૃત્તિઓનો એક અપૂર્વ પ્રવાહ છે.

**ધરપકડો:** પુનામાં શ્રીમતી કમલા યુલપુલેની ધરપકડ થઇ છે. સુરતમાં શ્રી. રોહિણીબ્હેન ઠાકોર, શ્રી. જયવંતીબ્હેન મુન્શી, શ્રી. વસુમતીબ્હેન ઠાકોર, શ્રી. કુમુદિનીબ્હેન ત્રિવેદીની ધરપકડ થઇ છે. વિઠ્ઠલકન્યા વિદ્યાલયના મંત્રી શ્રી શારદાબ્હેન મજમુંદાર તથા કુ. ઇચ્છાબ્હેન દેસાઇની ખેડામાં ધરપકડ થઇ છે. ગુજરાત સેવાદળ સ્ત્રી વિભાગનાં મુખ્ય વ્યવસ્થાપક શ્રી. ગજરાબ્હેન દેસાઇ મોડાસાથી પકડાયાં છે. બોરસદમાં શ્રી. મણીબ્હેન તથા શ્રી. ડાહીબ્હેનની ધરપકડ થઇ છે. નીકોલીમાં શ્રી. ન્હાનીબ્હેન ઝવેરી, પ્રાંતીજ તાલુકામાં શ્રી. સુકન્યાબેન પટેલ, હેત્રોજમાં શ્રી. નર્મદાબેન; અને વિરમગામમાં શ્રી. શારદાબેન શીલજના સત્યાગ્રહી શ્રી. જયાબ્હેન ભણસાલી, "સાણંદના શ્રી. જયાબ્હેન દેસાઇ, હેત્રોજના શ્રી. શારદાબ્હેન પટેલ, ધોળકા તાલુકાના શ્રી. ચંચળબ્હેન ભટ્ટ તેમ જ વાડજના સત્યાગ્રહી શ્રી. વનબાળા નરહરી પરીખની ધરપકડ કરવામાં આવી છે.

**રાજકુમારી હેલેન્લોટ વાલ્ડેનબર્ગને** અમેરિકામાંથી જાસુસીના આરોપસર દેશપાર કરવાનું વોરંટ ત્યાંથી સરકારે કાઢ્યું છે.

**ભરૂચની મોટલાબાઈ વાડીયા પારસી** ગર્લ્સ હાઇસ્કુલનો ત્રિવાર્ષિક સમારંભ ગઇ તા. ૧૨ મીએ ભરૂચ ટાઉન હૉલમાં સરદાર દાવર તહેમુરસ મોદીના પ્રમુખપદે યોજાયો હતો. મીસ કુપરે ત્રણ વર્ષની પ્રગતિનો અહેવાલ રજુ કર્યો હતો. પ્રમુખે પ્રાસંગિક વ્યાખ્યાન આપી બાળાઓને ઇનામો વહેંચી આપ્યાં હતાં, ને સમારંભ પૂરો થયો હતો.

પૂ. ગાંધીજીએ નાના બાળકોની માતા હોય એવી મહિલાઓને સત્યાગ્રહ ન કરવાની સલાહ આપી છે.






**કોંગ્રેસ અને યુદ્ધ.**

નાતાલના તહેવારોમાં નવા વર્ષનાં અભિનંદન આપતાં ઇંગ્લાન્ડની પાર્લામેન્ટના આગેવાન સભ્યોએ હિન્દના નેતાઓને યુદ્ધ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા અને ઇંગ્લાંડને યુદ્ધમાં મદદ કરવા હાકલ કરી છે. અને હિન્દને સંસ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત થઇ ઇંગ્લાંડના સમોવડીઆ મિત્ર તરીકે સ્થાન મળશે એમ આશ્વાસન આપ્યું છે. અને મી. એમરીનું વચન યાદ દેવડાવ્યું છે.

કોંગ્રેસે આનો જવાબ અગાઉ આપેલો છે અને અસંખ્ય વખત ઇંગ્લાન્ડને તેની યુદ્ધ નોંધ જાહેર કરવા તથા હિન્દે સંસ્થાનિક સ્વરાજ્ય આપવાનો વખત જાહેર કરવા વિનંતી કરી છે. " મળશે " એજ ઉત્તર હોય છે.

મી. અમરી, સંસ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત કરવા મુખ્ય પગલાંમાં હિન્દુસ્થાન વાસીઓની એકતા પર ભાર મૂકે છે, અને સાથે સાથે લઘુમતિ કોમોને માન્ય હોય એવી યોજના ઘડવા હિન્દના આગેવાનોને સૂચવે છે. પરિણામે લઘુમતિ કોમો વધુ અને વધુ માંગણીઓ કરે જાય છે અને વધુ મતિ કોમને નુકશાન થાય એવી યોજના રજુ કરે છે. ટુંકમાં સંપ જ ન થાય એવાં પગલાં રાજ્ય કર્તાઓ લે છે.

કોંગ્રેસે યુદ્ધવિરોધી સત્યાગ્રહ ચાલુ રાખ્યો છે. રાજ્યકર્તા તરફની 'કોંગ્રેસ વિરૂદ્ધ : યુરોપમાં અને સર્વ સ્થળે પ્રચાર કાર્ય ચાલુ છે. -અને કોંગ્રેસ જરમનને આડકતરી રીતે મદદ કરી રહી છે એમ સમજાવાય છે. તાજેતરમાં ટાઈમ્સ ઓફ ઇન્ડીઆમાં કોંગ્રેસ વિરૂદ્ધ પાંચ લેખોની એક લેખમાળા પ્રગટ થઇ છે અને કોંગ્રેસને અહિંસાર, ચલિત વિચારની સાબીત કરવા પ્રયત્ન થયો છે.

પાર્લામેન્ટના સભ્યોના નવા વર્ષના અભિનંદન પત્રના જવાબમાં નેશનલ લીબરલ ફેડરેશનના આગેવાનોએ એક સ્ટેટમેન્ટ બહાર પાડયું છે અને ઇંગ્લાંડ કેવી રીતે હિન્દ પ્રત્યે બેદરકાર છે અને ઇંગ્લાંડ હિતનો જ વિચાર કરે છે એ સચોટ સાબીત કર્યું છે. વિલાયત પ્રત્યે અંતઃકરણથી સહાનુભૂતિ દર્શાવનાર સર સીવાસ્વામી આયર, ઓનરેબલ શાસ્ત્રી જેવા વયોવૃદ્ધ અને વિદ્વાન રાજપુરૂષોએ પણ આ સ્ટેટમેન્ટ પર સહી કરી છે. કોંગ્રેસની નીતિ વ્યાજબી હોવાની સાબીતી આવી બીજી કઇ હોય ?

ઇંગ્લાંડ હવે સમજશે અને હિન્દને પસંદ પગલાં લેશે ?

*

**આભાર** :

આ અંક તૈયાર કરવામાં શ્રી. સુશીલાકુમારી પંડિત, શ્રી. વત્સલાબાઇ આંબેગાવકર, શ્રી. મણીભાઇ વ્યાસ વીગેરેએ જે મદદ કરી છે તેઓનો અમે આભાર માનીએ છીએ.

*

**આવતો અંક** :

અમારો આવતો માર્ચ ૧૯૪૧ નો અંક બાળક અંક તરીકે પ્રગટ કરવામાં આવશે. તો તેના અંગેના લેખો વગેરે તા. ૧૦ મી પહેલાં શ્રી. નાગરદાસ ઇ. પટેલ, તંત્રીઃ બાલવિભાગ ગુણસુન્દરી, મલાડ. એ સરનામે મોકલી આપશો.

"ગુણસુન્દરી"
# બાળવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૨ પુસ્તક ૧૧ ફેબ્રુઆરી : ૧૯૪૧

## બાવાજી

ગામને ગોંદરે નાની એક ઝુંપડી
તેમાં બાવાજી રહેતા જી રે;
ભગવા કપડાની પે'રી લંગોટી,
ખુલ્લા શરીરે આવતા જી રે.

પાસે સરિતા સરી જતી ત્યાં—
નિતનિત એ તો ના'તા જી રે;
કંઠમાં માળા, હાથે કમંડલ,
દેહે ભભુત લગાવતા જી રે.

લાંબુ શું તિલક તાણે કપાળમાં,
કાનમાં કુંડળ પહેરતા જી રે;
ભૂરી જટા લાંબી માથે ધરીને,
ગામમાં આવી રે'લતા જી રે.

રામરામ મુખથી રટતા જાતા,
સઘળાને બોધ આપતા જી રે;
ઝુંપડી પાસે ધૂણી ધખાવી,
તહીં બાવાજી તાપતા જી રે.

સીસમની પગમાં પે'રે ચાંખડીઓ,
ચટપટ કરતા ચાલે જી રે;
રામ રાખે તે સ્થિતિમાં રહીને-
બાવાજી મનમાં મ્હાલે જી રે.

ગામને ગોંદરે નાની એક ઝુંપડી,
તેમાં બાવાજી રે'ંતા જી રે;
ભગવા કપડાની પે'રી.લંગોટી,
ખુલ્લા શરીરે આવતા જી રે,

... .. .શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# બીલીપત્ર

## બકરીને ચારો ચરાવો

નેર વિક્રમથી ખોદી ચૂલ
ચૂલ ખોદતાં કીધી ભૂલ
ભૂલ પકને ભેખડ પડી
રાની બગલી રહે ચડી
રણમાં રાતા દેતો ડગ
ડગ ઓળંગી થાક્યા પગ
પગમાં વાગે મીંઢા કાંટો
કાંટો કાઢતાં ભાંગી ગો
ભાંગલી ગો સાજી કરી
મારી બકરી ચારો ચરી.

## ઘેટીને મેડીએ ચઢાવો

ચૌદશ ચંદા ચમકે નૂર
નૂર નદીઓ વહે ભરપૂર
વહેતાં રસ્તે આવ્યાં ઝાડ
ઝાડ ફરતી મોટી વાડ
વાડ ઉપર વેલાને ફૂલ
ફૂલ સાથે રમતું બુલબુલ
બુલબુલની બોલી છે મીઠી
નાની આંખો રમતી દીઠી
રમતાં રમતાં રહી પડી
મારી ઘેટી મેડી ચડી

# ખાટી મીઠી વાતો

હવાઇપુરમાં પરભુ નામે પટેલ રહેતા હતા. પરભુભાઇ ગામના પોલીસ પટેલ હતા. આખુ ગામ પરભુ પટેલને ઓળખે. પટેલ સ્વભાવે પણ બહુ માયાળુ. દરેક સાથે નમ્રતાથી વર્તે. કોઇને કદી તુચ્છકારે નહિ. પટેલને એક છોકરો. એનું નામ ચમન. ચમનને વીસમી સદીનો પવન લાગેલો હતો. ખાવું પીવું ને મોજમઝા કરવી. હવાઇપુરની હાઇસ્કુલમાં ચમનલાલે મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો. પછી અમેરીકા જવા વિચાર કર્યો. ચમનલાલમાં નામ પ્રમાણે ગુણ હતા. ખોટા મોજશોખ પાછળ બહુ પૈસા બગાડતો હતો.

એક દિવસ પરભુ પટેલને મળવા એમની બેનની છોકરાના બાપના સાળાની વહુનો બાપ આવ્યો. પટેલે તો આવનાર જેરામભાઇને ખૂબ આવકાર આપી બેસાડયા ને ચા પાણી પાયા.

'કેમ ચમનના કંઇ સમાચાર ?' જેરામભાઈએ પૂછયું.

'મઝામાં છે.'

'એને અમેરીકા ગયા ને કેટલા વર્ષ થયાં ?'

'એને અમેરીકા ગયાને આજે દશ વર્ષ થયાં. નસીબ અજમાવવા ગયો છે. હવે તો કમાઇને જે લાવે તે ખરૂં. હજી આવવાનો કંઇ પત્ર નથી. એક બે વર્ષમાં આવે તો આવે નહિ તો પછી જ્યારે આવે ત્યારે ખરો.'

'કંઇ નહિ ! અહિં કામ પણ શું વહી જાય છે કમાવા દયો. દશ વર્ષમાં કેટલી દોલત ભેગી કરી તેનો કંઇ જવાબ બવાબ છે કે નહિ ?'

'એ તો ભગવાન જાણે ! પરંતુ અમેરીકાની સરકારે તેના વિષે જરૂરી માહિતી આપનારને રૂા. ૧૦૦૦૦ રોકડા આપવાની જાહેરાત કરી છે એવું થોડા દિવસ પર કોક છાપામાં વાંચ્યું હતું. રૂપિયા બહુ કમાયો લાગે છે.

શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

卐

# જાણવા જેવું

—દરીઆનો માઇલ જમીન પરના માઇલ કરતાં છપર ફીટ લાંબો હોય છે.

—અમેરિકાની શાળાઓમાં દર ચાર શિક્ષકો પૈકી ત્રણ સ્ત્રી શિક્ષકો હોય છે.

—આપણી પૃથ્વી પરનો માણસ મંગળના ગ્રહમાં રહી શકે તો તે ૧૦૦૦ ફીટની ઉંચાઇ સુધી કુદકો મારવાને શક્તિમાન થાય.

—એક રતલ લોખંડમાંથી ૧૪૦૦ જેટલી સેફ્ટી રેઝરની બ્લેડો બનાવી શકાય છે.

—આખી દુનીયાનો રેડીયમનો જથ્થો ફક્ત ૭૦૦ ગ્રામ અગર ૨૪ ઔંસ જેટલો છે. અને તેની એક ગ્રામની કિંમત ૭૫૦૦૦ રૂપિયા જેટલી અંકાય છે.

—પૃથ્વી પરનાં સ્થળચર અને જળચર પ્રાણીઓમાં વહેલ એ સૌથી મોટું 'પ્રાણી' છે, એના શરીરની લંબાઈ ૧૧૧ ફીટ જેટલી જાણવામાં આવી છે અને એનું વજન લગભગ ૧૦૦ ટન જેટલું હોવાનું મનાય છે.

—સાહિબ શબ્દનું મૂળ એરેબિક ભાષામાં છે, અને તેનો અર્થ પયગંબરનો મિત્ર એવો થાય છે.

—'ડેલવીલ વુડ' નામનો યુરોપમાં આવેલો પ્રદેશ સાઉથ આફ્રિકાને તાબે છે.

—કૉફી પહેલવહેલી એબીસીનીયામાં પીવામાં આવી હતી.

શ્રી. ગોવિંદજી નીછાભાઇ દેસાઇ



## ઉજાણી

પાંચ સાત છોકરા ઉજાણી કરવા વાડીમાં ગયા હતા. બધાએ મને ૧૨ વાક્યો કહ્યાં ને તેમાં પોતે જે વસ્તુ ખાધી હતી તેના જવાબ આવી જતા હતા તે આ રીતેઃ

૧ ગંગાજળે બોજાને પવિત્ર કરી શકશો. જલેબી
૨ આઘે બરડા ડુંગર દેખાય છે. ઘેબર
૩ અજાણ્યા પાણીમાં એકલા ડુબો જશો. લાડુ
૪ અકટોબર ફીકરમાં ગયો. બરફી
૫ મરચુ રમુને ત્યાંથી લાવજો. ચુરમું
૬ મારી પાસે વહોરાં રહે છે. સેવ
૭ આવાજ વેઢ મીસ્રી પાસે છે વેઢમી
૮ હું શિક્ષક પાસે બેસી રોજ પાઠ વાંચુ છું. સીરો
૯ આ દિલરૂબા શું દીલ પસંદ નથી. બાસુંદી
૧૦ અહીં તો એકલા પસીનાથી ન્હાઈ રહ્યા. લાપસી
૧૧ ડેશી ખંડનું કપડું શીવે છે શીખંડ
૧૨ હું આખા જવામાં ફર્યો. ખાજા

શ્રી. વલ્લભદાસ ગોકળદાસ પઢાણીઆ

# હાસ્યતરંગ

### કબરસ્તાન

શિક્ષક : મહમદ ! એશિયાખંડના મુખ્ય દેશોનાં નામ બોલ તો.

મહમદઃ 'હિંદુસ્તાન, બલુચીસ્તાન, અફગાનિસ્તાન, અરબસ્તાન ને કબરસ્તાન.'

શિક્ષક : 'અરે મૂરખા ! કબરસ્તાન તે કાંઇ દેશનું નામ છે ?'

મહમદ : 'હારે સાહેબ ! મારા ચાચા મરી ગયા ત્યારે એમને કબરસ્તાનમાં લઇ ગયા હતા. એ પણ એક દેશ છે.'

× × ×

### ભાગ પાડીએ છીએ

મા : 'બચુ ! એ બચુ ! બેબી કેમ રડે છે ?'

બચુ : તે બા ! ગઇ કાલે તમે શીખવ્યું હતું ને કે એકલપેટા ન થવું. જે હોય તે ભાઇબહેને વહેંચીને ખાવું. હું એ રીતે બેબીને મારી દવામાંથી ભાગ પાડીને પીવરાવું છું ને એ રડે છે !'

× × ×

### ચંપલ ના ઘસાય

'જો દીકરા ! ચાલતી વખતે હંમેશાં લાંબાં ડગલાં ભરવાં.'

કંજુસ બાપે દીકરાને શિખામણ આપી.

દીકરે પૂછ્યું : 'એનું શું કારણ ? બાપુજી !'

બાપે જવાબ આપ્યો : 'જોની દીકરા ! એમ કરવાથી ડગલાં ઓછાં થાય, ચંપલ એટલા ઓછા ઘસાય ને વધારે ટકે.

× × ×

### ત્યારે શું ખભે કરડે ?

રસ્તે જનાર : 'એઇ છોકરા, આ તારું કુરકુરિયું મારી ઘુંટીએ કરડયું.'

છોકરો : 'ભલા માણસ ! મારું કુરકુરિયું ઘુંટીએ પહોંચે એવડું છે તે ઘુંટીએ કરડયું. તમે એમ માનો છો કે એ તમારે ખભે કરડે ? એ તો હજી કુરકુરિયું છે !'

× × ×

બણગું ફૂંકે છે

'પેલા તમારા સ્નેહી છગનલાલ તો ગવૈયા પણ છે ખરું ને ?'

'હારે હા ! એ હંમેશાં પોતાનું જ બણગું ફૂંકે છે.'

× × ×

આપણે લોભી થવું ન જોઇએ

મોટાભાઇ : 'બચુ ! જોની ભાઇ ! બાએ કહ્યું હતું કેની આપણે લોભી ન થવું જોઇએ.'

બચુ : 'હા મોટાભાઇ.'

મોટાભાઇ : 'તો પછી બચુ ! આ મોટો કકડો મને આપ ને નાનો તું લે. મોટો મને આપે તો તું ઉદાર ગણાય.'

અને બચુએ મોટો કકડો આપ્યો.

× × ×

ગંધ કાં ન આવે

'મારી સબી તૈયાર સે ?' ગામડિયાએ છબીવાળાને પૂછ્યું.

છબીબાળાએ એની છબીની ત્રણ નકલો આપી.

ગામડિયાએ એ જોઇને સૂંઘવા માંડી. થોડીવાર પછી એણે પૂછ્યું:.

'અલ્યા ભૈ મેં અત્તર ચોપડીને છબી પડાવી'તી તે આમાં એની ગંધ કાં ન આવે ?'

× × ×

એને જડયું કે

'અવાજ ક્યાંથી આવતો હતો તે શોધી કાઢવા નાના નટુએ એનું પેલું નગારૂં ખોલીને જોયું.'

'પછી એને જડયું કે ?'

'હા રે ! નગારામાંથી ન જડયું પણ એના બાપજી આવ્યા ને એને ઉધડો લીધો એટલે નટુને ખાત્રી થઇ કે ક્યાથી અવાજ આવે છે. તે વખતે તો એણે જ અવાજ કરીને ઘર ગજાવ્યું.'

× × ×

'એ મોટા દાકતરને બતાવીને નક્કી કરવાના છે.'

'અરે કનુની બા! મારૂં માનો તો દાક્તર ફાકતરની પીડામાં ના પડો. એના પર ઘઉંની પોટીસ બાંધો ને મોઢા ઉપર ગોળ ને ચુનાનું ટપકુ કરો એટલે ગાંઠ ફૂટી જશે. ખરૂં પૂછો તો આજકાલ દરદથી મરે છે તેના કરતાં દાકતરને હાથે વધારે માણસો મરી જાય છે.'

× × ×

## બીજો હિસાબ પાણીનો

એક હતો છોકરો.

ગામડા ગામમાં એ રહે. એના શિક્ષકે એને એક દાખલો ગણવા આપ્યો. તે ઉપરથી એના બાપે શિક્ષકને કાગળ લખ્યો. તે આ પ્રમાણે હતો. "માસ્તરસાબને માલમ થાય જે બીજે વખતે જરા સહેલો દાખલો આપો તો સારૂ. કાલનો તો અઘરો હતો. આ રહ્યો એ દાખલો: જો દશ શેર દૂધમાંથી અર્ધા અર્ધા શેરની વીસ બાટલીઓ ભરાય તો પોણાશેરની પંદર બાટલી ભરવા કેટલું દૂધ જોઇએ. હવે અમારી ભેંસ એટલું દૂધ દેતી નથી ને ઘરમાં કે પડોશમાં એટલી બાટલીઓ પણ નથી. અમે ઘણા ઘણા હેરાન થયા ને આ વખતે તો દાખલો કર્યો છે પણ હવે બીજે વખતે આવો દાખલો આપો ત્યારે દૂધને બદલે પાણીનો આપો તો સારૂં."

× × ×

## ત્યાં શું ખાશે?

એક હતો છોકરો.

એ તારના થાંભલા પાસે બેઠો હતો. એના હાથમાં એક ડબ્બો હતો ને એમાંના કાતરા એ થાંભલે ચઢાવતો હતો.

એ જોઇને એક ડોસાને નવાઇ લાગી.

એણે પેલા છોકરાને જોયો, એના કાતરા જોયા ને પૂછયું: 'કાતરા છે કે? એનું શું કરે છે ભાઇ!'

'એ ઝાડ પર ચઢીને પાન સફાચટ કરી જાય છે.–' છોકરે કહ્યું.

શ્રી. નાગરદાસ ઇ. પટેલ

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ

બાળક અંક

તંત્રી:
**શ્રી. જયવતી દેસાઇ**

સહતંત્રી :
કુ. રમા દેસાઈ

વ્યવસ્થાપક :
**નરવરલાલ ઠક્કર**

તંત્રી : બાળવિભાગ
**નાગરદાસ ઇ. પટેલ**

પ્રકાશક અને માલિક :
**અંબાલાલ વિ. ઠક્કર**


વર્ષ ૧૮ ::: અંક ૧
માર્ચ : ૧૯૪૧
પુસ્તક ૩૬મું




આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી


| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ ઠક્કર | શ્રી. જયવતી દેસાઇ | અંબાલાલ વિ. ઠક્કર |
| લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. | | વડોદરા. |

પુ. ૩૬ મું ] માર્ચ : ૧૯૪૧ [ અંક ૧ લો


## બાળકઅંક—અનુક્રમણિકા



## સામાન્ય—વિભાગ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ એક રૂપિયો.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૧ : અંક ૩ પુસ્તક ૧૧ માર્ચ : ૧૯૪૧

## તારાને

તમે આકાશે ટમકો શાને ?
તારલીઆ આવોને.
મારૂં મનડું રીઝાવવાને,
તારલીઆ આવોને.
તમે ઉંચેથી ઉતરો આજે,
તારલીઆ આવોને.
મુજ સંગે ખેલવા કાજે,
તારલીઆ આવોને.
મારે જોવો પ્રકાશ તમારો,
તારલીઆ આવોને.
છે કેવો તમ ઝબકારો,
તારલીઆ આવોને
શીદ ઉંચેરા આભમાં વસો,
તારલીઆ આવોને.
વળી અટુલા શાને હસો ?
તારલીઆ આવોને.
અહીં આવીને સંગ રમો,
તારલીઆ આવોને.
તમે મુજને બહુ બહુ ગમો,
તારલીઆ આવોને.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

## ભૂલભૂલામણી : ૧



ઉપરની ભૂલભૂલામણીમાં જવાનો રસ્તો શોધી કાઢો. તેમાં દાખલ થઇ બીલકુલ અટવાયા સિવાય છેક અંદર સુધી કોણ વહેલું જઇ શકે છે ?

વહેલો તે પહેલો
છેલ્લો તે ઘેલો.

## હું તો દૂધવાળી !



હું પાળું ભેંસો કાળી,
ગાયો, ગોરી ગુણવાળી;
—હું તો૦

પ્રીતે પ્રભાતે દૂધ હું દોહું,
હાંડો ભરીને વેચવા જાઉં.
—હું તો૦

હું તો શેરીએ શેરીએ ફરતી
"એ દૂધ લ્યો !" બોલ્યા કરતી
—હું તો૦

હું વ્હેલી વ્હેલી પરભાતે
ધરીને દૂધનો હાંડો માથે,
એ મોટા મોટા ઘાંટે-
દઉં પોઢેલાંને જગાડી
—હું તો૦

શ્રી. મહાવીરપ્રસાદ દાધીચ

# બે આનાનું કરજ

એક હતો છોકરો.

એ રોજ નિશાળે જાય. એની બા એને કદી પઈસો, કદી બે પઇસા એમ આપે તેનું એ રજા પડે ત્યારે ખાવાનું લઈ ખાય.

એનું ઘર આઘુ હતું. રજામાં ત્યાં જવાય અને ખાઇને પાછા શાળામાં અવાય એવું નહતું.

એનાં માબાપ ગરીબ હતાં.

શાળાની પાસે એક ડોસી બેસે. એ રોજ ચણા, મમરા, કેળાં, બોર વગેરે ફળફળાદી લઈ આવે. શાળાના બાળકો એની પાસેથી ખાવાનું લે.

'બાઇ! મને આજે એક પઈસાના મમરા આપો.' પેલા છોકરાએ ડોસીને કહ્યું: 'આજે પઇસો લાવ્યો નથી પણ કાલે જરૂર લઈ આવીશ.'

ડોસીએ એના મોઢા સામે જોયું.

છોકરો એને પ્રમાણિક લાગ્યો.

એણે એક પઈસાના મમરા આ રીતે ઉધાર આપ્યા.

છોકરે બીજે દિવસે પઇસો આપી દીધો.

આમને આમ વહેવાર ચાલ્યો.

છોકરાની પ્રમાણિકતા બદલ ડોસીને શંકા નહતી.

છોકરો મોટો થયો.

એણે શાળા છોડી. ઘરમાં કોઇ કમાનાર નહીં તેથી એ લશ્કરમાં જોડાયો. પેલું ગામ એને છોડવું પડયું.

અને એ છોડતી વખતે પેલી બાઇનું બે આનાનું કરજ રહી ગયું એ એને યાદ હતું.

પછી તો વરસો વહી ગયાં. એ છોકરો પણ મોટો માણસ થયો. એ ધીમે ધીમે આખા દેશનો સરમુખત્યાર થયો.

એને હજી પેલા ગામમાં જવાનું થયું ન હતું.

એ આખા દેશનો રાજા થયો.

ફરતાં ફરતાં એની સ્વારી એક દીવસ પેલા ગામમાં જઈ પહોંચી.

એણે સૌથી પહેલી પેલી બાઇની તપાસ કરી.

એ ડોસી હજી જીવતી હતી.

એ એકલોજ ઠાઠમાઠ સિવાય પેલી ડોસીને ત્યાં ગયો અને પોતાના નાનપણની વાત કરીને પોતાને માટે ડોસીનો અભિપ્રાય પુછયો.

'એને તો હું ઓળખું છું' ડોસી બોલી. 'એ છોકરો ભારે પ્રમાણિક હતો.'

'એની પાસે તમારૂં કૈં બાકી રહે છે ?' એણે પુછયું.

'વખતે હશે તો એ અહીં આવશે ત્યારે આપી દેશે. મને તો યાદ નથી. પણ એ એટલો પ્રમાણિક છે કે એ ભૂલશે નહિ.'

એ સાંભળી એને ખુબ આનંદ થયો.

એણે પોતાની ઓળખ આપી અને બે આના પણ આપ્યા.

તે પછી એણે એ બાઈને એક સુંદર મકાન બંધાવી આપ્યું તથા એની જીંદગી સુખમાં જાય એવી ગોઠવણ કરી.

એ છોકરાનું નામ નરવીર નેપોલીયન !

ફ્રાન્સનો એ તારણહાર હતો.

નાગરદાસ ઇ. પટેલ

ૠ

## ચતુર વાણિયો

એક હતો વાણિઓ. એક વખત તે પરગામ ઉઘરાણી જવા નીકળ્યો. તે ચાલ્યો જતો હતો તેવામાં રસ્તામાં એક વાવ આવી. ત્યાં આગળ તેણે પોતાનું ભાથું ખાવા છોડયું. ખાઇને તે વાવમાં પાણી પીવા ઉતર્યો. તેણે ધરાઇને પાણી પીધું. થોડી વાર પછી તેણે પાણીમાં એક મહા ભયંકર સાપ જોયો. તેથી તે બ્હીને વાવ બહાર ગયો. તેવામાં તેને એક લૂંટારો મળ્યો. તેણે વાણિઆને કહ્યું "અબે બનીયા તેરી પાસ જો હોવે વો સબ મૂક દે" વાણિઓ ઘણો જ ચતુર હતો તેણે સમય સૂચકતા વાપરીને કહ્યું "મીયાંસા'બ મારી પાસે રૂ. ૧૦૦ ની કોથળી હતી પણ પાણી પીવા જતાં આ વાવમાં પડી ગયા. જો તમે મહેરબાની કરીને કાઢી આપો તો તમને રૂ. ૫૦) આપું. મીયાંને લોભ લાગ્યો. આથી કપડાં ઉતારી તેણે પાણીમાં ભૂસ્કો માર્યો. જેવો તે અંદર પડયો તેવો જ પેલો વિકરાળ સાપ કરડયો આથી તે રામશરણ થઇ ગયો. વાણિયો તો કયારનો નવ અને બે અગિયારા ભણી ગયો હતો. જોઇ તેની બુદ્ધિ ?

અલ્લારખા ચાકુબભાઇ મંડલી

## વહેંચણી કરો



# કક્કાની કરામત

કનુએ કુસુમને કહ્યું કે કરસનદાસ કામ કરીને કંટાળ્યો.
ખીમજીએ ખ્યાલચંદ ખોજાની ખારેક ખેંચીને ખાધી.
ગુલાબચંદે ગજબ ગાયન ગાયું.
ઘરર ઘરર ઘંટી ઘુમે.
ચતુર ચીતારાએ ચીત્ર ચિતર્યું.
છગનલાલે છબીલદાસની છત્રી છટકાવી.
જમનાલાલનો જોષ જટાશંકર જોષીએ જોયો.
ઝવેરબેને ઝવેરચંદનું ઝભલું ઝાટકયું.
ટ્રીન ટ્રીન ટ્રીન ટ્રીન ટ્રીન ટેલીફોનની ટકોરી.
ઠણુકભાઇ ઠબ ઠબ ઠબ ઠેલતા.
ડોલે ડોલે ડાળીઓ ડોલે, ડમરો ડોલે ને ડોલર ડોલે.
ઢણુચકકર, ઢોલ ઢમ ઢમ, ઢમ ઢમ, ઢમ ઢમ.
તનસુખે તાનસેન તંબોળીની તાતી તલવાર તફડાવી.
થનારૂં થાય થાય ને થાય જ.
દામજીએ દામા દરજીની દીકરી દમયંતીને દાડમ દીધાં.
ધનસુખલાલે ધનજીની ધજા ધોઇ.
નવાનગરનો નંદલાલ ને નાનજી નદીએ નહાવા નાઠા.
પરશોત્તમ પોંજરાએ પેસ્તનજીના પોરીઆ પીલ્લુને પાણીમાં પટકી પરલોક પહોંચાડયો.
ફેટ ફેટ ફેટ ફટ ફૂટે ફટાકડા.
બારીઆના બમનજીએ બજારમાં બહુ બહાદુરી બતાવી.
ભુજનો ભાણજી ભડકયો ને ભાગ્યો.
મુંબઇનો મનસુખ માંકડો માંગતાં માંગતાં મર્યો.
યશપુરના યદુનંદને યથાશકિત યોજના યોજી.
રાધનપુરની રતનબાઇ રમતાં રમતાં રડી.
લાલપુરનો લખમીદાસ લખતાં લખતાં લપસ્યો.
વાંચીને વિચારો, વિચારીને વર્તો.
શશી ને શાંતા, શામજી શંકર.
સુર્યપુરમાં સમી સાંજના સમયે સાફો મુકયો.
હમણાં હરકીસન હસતો હતો.
ક્ષત્રીઓનું ક્ષેત્ર.

શ્રી. લખમીચંદ પદમશી

# વેંગણનો વરઘોડો

ચાલો જઇએ રે વેંગણને વરઘોડે, એ તો પરણે પાપડી જોડે.
મારી મોગરી રે, મોડ ધરી આવ્યાં કોડે, ભીંડાભાઇ મૂછ મરોડે.
દુધી ભાભી આવ્યાં ગોરાં રે, (વળી લાવ્યાં સાથે ઠીંઠોરાં રે,
ઠેઠ સુંબાઇથી આવ્યાં પડોળાં રે, ખારીલી રે વાલોળ વાંક
ન છોડે, ચાલો વેંગણને વરઘોડે.

આવી જાનમાં રે સર્વે જાતની ભાજી, મેથી તાંદળજાની તાજી,
લુણી પોઈ રે સુવા થયા છે રાજી, ખારી મોરસ હરખી ઝાઝી.
રાખી કડવાશ આવ્યાં કારેલાં રે, સાથે આવ્યાં કંકોડાં ઘણેરાં રે,
માન માગે પરવળ મોઘેરાં રે, કુળાં ગલકાં રે લાવ્યાં
ઘીલોડાં જોડે, ચાલો વેંગણને વરઘોડે.

ધમધમતી રે ગુવારની ફળી આવી, વળી ચોળીને બોલાવી.
સાંગરીને રે આણી ઘણી સમજાવી, સૌ સીંગ બ્હેનો તેડાવી,
બાંધી કમર કોથમીર ચાલે રે, ફુદીનો પણ હરખે ફાલે રે,
લીલાં મરચાંનો ક્રોધ બહુ સાલે રે,
લીસાં લીંબુ રે મનગમતાં બધે દોડે,
ચાલો વેંગણને વરઘોડે.

ચાલ્યાં સુરણ રે તરબૂચ મીઠાં મોળાં,
ચાલ્યાં કોબીજ ને વળી કોળાં,
આરીયાંનાં રે ઉભર્યાં ટોળે ટોળાં, જાણે તોપ તણા સૌ ગોળા.
કાકા બટાકા હર્ષે ભરીયા રે, આવી મળ્યાં ગળ્યાં શક્કરીયાં રે,
તૈયારી કરે તાજાં તુરીયાં રે, સૌ મળીને ચઢાવ્યા વરને ઘોડે;
ચાલો વેંગણને વરઘોડે.

ધરે છત્ર જ રે અળવી કેરાં પાન, કરી ચગમગ સુળા દે માન
લીલાં પીળાં રે કેળાં કરતાં તાન, સુકાં મરચાં વગાડે ગાન
વર વેંગણ માંડવે પહોંચ્યા રે, સુંઠ સાસુ પોંખવા આવ્યાં રે,
તેડી મંડપમાં પધરાવ્યાં રે, પાપડીને રે શણગારી ચાંલ્લા ચોડે;
ચાલો વેંગણને વરઘોડે.

ખરે વખતે રે આવ્યા લસણમામા, કન્યા પધરાવ્યાં વર સામાં
હસ્ત મેળાપ રે થયાં અંતર પડદામાં, ગીત ગાય સૌ ભાજી ભામા
મીઠા ગોર થયા સાવધાન રે, દીધાં હળધરે કન્યાદાન રે,
થયાં વેંગણ તો ગુલતાન રે, ઉઠયા પરણી રે સહુ કુટુંબને
મળીયાં, આવ્યાં પાપડીને જળઝળીઆં.

પ્યાજ કહે પાપડી પસ્તાઇ રે, પરણી વર કાળો શાહી રે,
એ તો બાપડી ઘણું શોસાઇ રે, સહુ શીખ દે રે પીયર
પાછી દોડો, થયો વેંગણનો વરઘોડો.

## સાંજ પડી રૂપાળી

સાંજ પડી રૂપાળી,
 જુઓ સાંજ પડી રૂપાળી....૧

હસતાં હસતાં બાળક,
 આવે રમતાં દઇ દઇ તાળી....૨

ખેડુ હળ ખેડીને આવે,
 કોઇને કર કોદાળી....૩

ફૂલ ફળ રોપી માળી આવે,
 વાડલી ઝાંપો વાળી...૪

કલરવ કરી પંખીડાં આવે,
 માળે પાંખો ઢાળી...૫

ધુમતાં ધુમતાં તારા આવે,
 નીચી ડોક ભાળી....૬

આથમણી દિશાએ આવે,
 જો જો સુરજ થાળી....૭

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

## ભૂલભૂલામણી : ૨

નીચેની ભૂલભૂલામણીમાં જવાનો રસ્તો શોધી કાઢો. તેમાં દાખલ થઇ બીલકુલ અટવાયા સિવાય છેક અંદર સુધી કોણ વહેલું જઇ શકે છે ?

વહેલો તે પહેલો
છેલ્લો તે ઘેલો.



# વર્ષા

નાનું એક તળાવ હતું. ઝાડીવાળા નિશાળ જંગલમાં વર્ષોથી એ આવ્યું હતું. આજુબાજુ એટલાં બધાં ઝાડ હતાં કે ધોળે દહાડેય ત્યાં અંધારું રહેતું. મોટાં મોટાં ડાળ ને ખૂબ ખૂબ પાંદડાંને લીધે સૂરજનું એક પણ કિરણ ત્યાં આવી શકતું નહિ.

એક દિવસ તળાવની પાળે એક પંખી ગાતું ગાતું ત્યાં આવ્યું. આકાશનાં અને સૂરજનાં, તારાનાં ને ચાંદાનાં એણે ત્યાં બેસીને ખુબ ગીત ગાયાં. એનાં ગીત સાંભળીને તળાવ રાજી થઇ ગયું. એનાં પાણી હિલોળે ચડયાં. પણ કોણ જાણે શું સાંભળવાથી એ બોલી ઊઠયું, 'ઓ ભાઇ પંખી, આકાશ ને સૂરજ, તારા ને ચાંદો એ બધાં તેં જોયાં છે ? સાચે જ શું એ બધાં બહુ સુંદર છે ?'

પંખી બોલ્યું, 'ખરેખર એ બહુ જ સુંદર છે. તને શું કોઇ દહાડાય એ બધાંને જોવાનું મન નથી થતું ?'

તળાવ બોલ્યું, 'બહુ ઇચ્છા થાય છે કે હંમેશાં હું એ જોયા જ કરું. પણ એનો શો ઉપાય ? આ બધાં ઝાડ મને એ જોવા દે ત્યારે ને !'

થોડા દિવસ થયા ને ત્યાં, તળાવ પાસે કેટલાક કઠિયારા આવ્યા. એમની પાસે મોટા મોટા કુહાડા હતા. એકે એકે એમણે એ ઝાડ કાપવા માંડયાં. બે પાંચ દિવસમાં તો ત્યાંનાં બધાં ઝાડ કાપી નાખી એમણે બધું સપાટ બનાવી દીધું.

તળાવ પાસે હરહંમેશ રહેતું અંધારું હવે ચાલ્યું ગયું. સૂરજનાં સોનેરી કિરણો એના પાણી સાથે રમવા માંડયાં. તળાવને હવે ખૂબ આનંદ થવા લાગ્યો.

એમ ને એમ કેટલાક દિવસો વહી ગયા. હવે વળી તળાવને વિચાર આવ્યો, 'મારાં પાણીને આ બધાં કિરણો સાથે આકાશમાં રમવા જવાનું હોય તો કેવી મજા આવે !' અને એ વાત એણે પેલાં કિરણોને કરી પણ ખરી.

એની વાત સાંભળી એ બોલ્યાં, 'હવે થોડા દહાડા થોભી જા. ઉનાળો આવવા દે અને એ પણ બનશે.'

ઉનાળો આવ્યો ને સૂરજ ખૂબ તપવા માંડયો. એનાં ભડકા જેવાં કિરણોએ તળાવનાં પાણી ખેંચી લઇ ઊંચે ને ઊંચે ચાલવા માંડયું. ત્યાંની ઠંડી હવા ખાઇ ખાઇને એનાં વાદળાં બંધાયાં.

અને પછી તો એક જગ્યાએથી બીજી જગ્યાએ એમ આખા આકાશમાં એમણે ફરવા માંડયું. રાતે તારાની સાથે અને સવારમાં ઉષાની સાથે એમ એ ખુબ ખેલ્યાં.

પણ આખો વખત ત્યાં ને ત્યાં રહેવાનું એમને પસંદ ના પડયું. થોડા વખત પણ દુનિયા પર જવાય તો હવે સારું, એમ એમને લાગવા માંડયું.

અને આખરે દૂર દૂરથી ઠંડા ઠંડા પવનની લહેરો આવવા લાગી. એ ઠંડી ના ખમાયાથી એમણે દોડાદોડ કરી મૂકી. આકાશમાં મોટી મોટી ગર્જનાઓ થવા માંડી. એ ઠંડી અને એ ગર્જનાઓ સહન ન થવાથી વાદળાં તો રડી ઊઠયાં. આંસુ રૂપે આખાં ને આખાં એ ઓગળવા માંડયાં. ડબક ડબક એ આંસુ દુનિયા પર પડયાં.

એ બધાં આંસુને નાનાં નાનાં બાળકોએ વરસાદ કહ્યો. એમણે એનાં ગીત ગાયાં. રસ્તે રસ્તે એ વરસાદના પાણીના રેલા વહેવા લાગ્યા. એના મોટા મોટા વહેળા થયા અને આખરે એ તળાવ તરફ વળ્યા. તળાવને પણ ખુબ ખુબ મુસાફરી કરી આવેલાં પોતાનાં પાણી જોઇ આનંદ થયો. ચાર મહિના સુધી ઘણાં ઘણાં મિત્રો સાથે પાછાં વળતાં પોતાનાં પાણી જોઇ તળાવ આનંદે ઊભરાવા લાગ્યું. એ ચાર માસની ઋતુને વર્ષા ઋતુ તરીકે કોણ નથી ઓળખતું ?

શ્રી. સોમાભાઇ પટેલ

ૐ

## મોસાળીયું

કેવું ગમે રે કેવું ગમે મામાનું ગામડું કેવું ગમે.
રે'વું ગમે ત્યાં રે'વું ગમે મામાના ગામમાં રે'વું ગમે.—ટેક.

ગામને ગોંદરે નાનકડી નદીએ
નિત નિત ન્હાવા જાતાં અમે....મામાનું. ૧
ગોરી ગાવડલીનાં મીઠેરાં દૂધડાં
પીતાં પીતાં ના ધરાતાં અમે....મામાનું. ૨
ખુલ્લાં મેદાનમાં ખંતેથી ખેલતાં
દોડી દોડી રાજી થાતાં અમે....મામાનું. ૩
પોપટ મેના ને કાળી કોયલની સાથે
મીઠેરાં ગીતડાં ગાતાં અમે....મામાનું. ૪
ભાંડરડાં જેવાં ભોળુડાં ભેરૂઓમાં
પ્રેમરસ પીતાં ને પાતાં અમે....મામાનું. ૫
મામા રમાડે મામી લાડું જમાડે
એવું મોંઘું મોસાળીયું સૌને ગમે....મામાનું. ૬

શ્રી. મહીપત જોષી

# મધપુડો

જુના જમાનામાં લોકો કહેતાઃ " મધ તો અમૃત છે. એ બને છે હવામાંથી અને એને બનાવવામાં મદદ કરે છે ટમટમતા તારા. "

એ માન્યતા ખોટી છે.

મધના માટે મધમાખને ફુલે ફુલે ભમવું પડે છે. આપણે ભાખરી કે રોટલા સાથે એક વખતે મધ ઉડાવી જઇએ છીએ એના માટે મધમાખોને લાખો ફુલો પર ભમવું પડે છે.

ભમરો મધ એકઠું કરે નહીં. મધ ભાવે ખુબ પણ સંઘરતાં આવડે નહિં એટલે શિયાળામાં ભૂખે મરે.

મધમાખની રાણી હોય છે. એ રાણી કાંઇ કામ કરે નહિં. પણ બધા જે લાવે ને એકઠું કરે તેમાંથી પેટ ભરીને મોજ ઉડાવે.

મધરાણીને મધમાખો માન ખુબ આપે અને એના માટે ગમે એવું કામ પણ કરે.

એ મધની વાત છે તો સાવ સાદી પણ રમુજી છે. તમારે સાંભળવી છે ?

જંગલમાં તો મોટા મોટા મધપુડા બાઝે. કેટલાક તો ચાર પાંચ ફુટ લાંબા લટકે છે.

જુના ખંડીએરમાંય કેટલાય મધપુડા દેખ્યા હશે. એ મધપુડામાં રાણી અને માખો બધા રહે છે. બધામાં સંપ ખુબ. ન મળે ઝગડો કે તોફાન

સ્હેવારનું પહોર થાય ને કુકડો બોલે. સુર્ય ઉગે ન ઉગે ત્યાં તો મધમાખનાં ટોળાં આસપાસના બગીચાઓ તરફ ઉડી જાય છે.

એક ફુલ પર બેસે. એની અણીદાર લાંબી સુંઢ ફુલની અંદરના ભાગમાં ઘોંચે. જેવું માણુસનું હૃદય તેવું ફુલનું હૃદય. જ્યાં હોય ત્યાં એ સુંઢ પહોંચે કે તરતજ મધ ચુસી લે.

મધ ચુસી લીધું કે તરતજ એના પેટમાં મધના માટે એક કોથળી હોય છે તેમાં જાય.

તે વખતે એના પેટમાં જુઓ તો ત્યાં મધ ન દેખાય, ત્યારે શું હશે ?

બીલકુલ પાતળું, ખાંડ જેવા પદાર્થનું બનેલું પ્રવાહી પાણી જેવું ફુલનું અમૃત દેખાશે.

એ પેલી કોથળીમાં જ એકઠું થાય. પછી મધમાખ બીજા ફુલ પર બેસે.

એમ એક બે ચાર નહિં પણ સેંકડો કે હજારો ફુલના અમૃત એ પોતાની સુંઢ વડે ચુસી લે.

એની સુંઢ આપણી પાતળામાં પાતળી સોય કરતાંય આઠ દશ ગણી બારીક. એ સુંઢના નાકે ચમચા જેવો ભાગ એ ચમચો જ ફુલનું અમૃત ચુસવા માટે છે.

સુંઢના પર પુષ્કળ વાળ હોય છે. અને એ વાળની હારની હાર સુક્ષ્મદર્શક કાચમાં દેખાય છે.

મધમાખની સુંઢ પર સોએક હાર ખરી, રાણીની સુંઢ પર આઠેક વાળની હાર હોય છે.

રાણીની સુંઢ નાની એટલે એ મધ એકઠું શી રીતે કરે?

હવે પેલો પ્રવાહી પદાર્થ પેટમાં ગયો પછી શું થાય?

મધમાખ મુકામે જાય ત્યાં એને ખાવું હોય તેટલું પેલી કોથળીમાંથી એ મધ ખાઇ લે. તે વખતે એ મધ નથી હોતું પણ પેલું પ્રવાહી પાણી.

ધીમે ધીમે મધમાખ એ કોથળીની અંદર બીજા રસ દાખલ કરે છે. એ બધું કેવી રીતે થાય છે.

આંખના પલકારા મારીએ નહિં ત્યાં તો ધીમે ધીમે મધનો ઘાડો રસ તૈયાર થવા લાગે છે.

મધ તૈયાર થાય એટલે મધપુડાની અંદરના ભાગમાં મધમાખ એકઠું કરવા માંડે.

એવી અનેક મધમાખનું કામ તે આખો મધપુડો. એક મધમાખની કોથળીમાં સાધારણ મધના ટીપાનો ત્રીજો ચોથો ભાગ સમાય છે.

મધ એકઠું કરવું એ બહુજ કુશીળતભર્યું કામ છે.

મધ તૈયાર થયું કે વાઘરી આવે.

કાળો કાળો કામળો ને હાથમાં બળતી ધુણી! ધુણીના ધુમાડામાં મધમાખ ગુંગળાવા માંડે એટલે મધપુડો મુકીને ભાગી જાય.

બધી મધમાખ ઉડી જાય એટલે કામળો વાઘરી કાઢી નાખે; કામળો જો નહિં હોય તો ભુલે ચુકે બેચાર મધમાખ ફરી વળી તો જીવ પણ બચાવવો મુશ્કેલ.

પાણીમાં ડુબકી મારીને ભાગી જવા ઇચ્છો પણ તમને છોડે જ નહિં એવી કિન્નાખોર.

વાઘરી મધપુડાને નિચોવી નાંખે અને એક માટીના વાસણમાં એકઠું કરી લે.

પછી બજારમાં મધ વેચવા જાય. કેટલીયે મધમાખની મહેનતનો લાભ કોણ લે? આપણા જેવા બાળકો.

તમને મધ ભાવે છે?

હા. કેમ નહિં? કેટલું બધું સ્વાદીષ્ટ અને પુષ્ટીકારક. શિયાળાના દહાડામાં રોટલા ને ઘી સાથે જમીએ તો વીર પ્રતાપ કે શિવાજી જેવા મજબુત બનીએ.

લોકો કહેતાં, " મધમાખ મધપુડો બનાવવામાં ભુલે છે. એના મધપુડાની બનાવટ બરાબર નથી. એના ખુણાઓ માપસર બનતા નથી. "

એ બધા પોતે જ અત્યાર સુધી ભુલમાં હતા. હમણાં જ સાબીત થયું છે કે મધમાખ ભુલ કરે જ નહિં.

દુરથી મધપુડો સફેદ દેખાય છે એનો દેખાવ પણ કેટલો સુંદર લાગે છે.

મધપુડો દેખાવડો છે, અને મધ મીઠું હોય છે એટલે જ કહેવત પડી છે કે " મીઠું મધ જેવું. "

શ્રી. નવલકાન્ત ભાવસાર

# આ સાથિયામાં કાપ મૂકો



આ સાથેનો સાથિયો જુઓ. એમાં બે કાપ એવી રીતે મુકો કે એના જે કકડા થાય તે ગોઠવતાં એક મઝાનો ચોરસ થાય.

ચાલો, કાપ મુકો જોઈએ.

શી રીતે કાપ મુકવા અને કકડા કેમ ગોઠવવા તે આગળ ઉપર બતાવ્યું છે.

# માવજીભાઇનો કચરો

માવજીભાઈની મુંબાઇમાં કોલસાની દુકાન હતી. આમ તો માવજીભાઇનું મૂળ વતન લીંબડી, પણ ત્યાં કંઇ ધંધો રોજગાર બરાબર ચાલતો નહિ હોવાથી માવજીભાઇ મુંબાઇમાં આવીને વસ્યા હતા. કોલસાની દુકાન ઘણી જુની હતી ને ઘરાકી પણ સારી બંધાઇ ગઇ હતી એમની દુકાનની આજુબાજુના વીસ પચ્ચીસ માળામાં એમની દુકાનનો કોલસો જતો હતો. માવજીભાઇ હંમેશાં થોડે નફે બહોળો વેપાર કરનારા હોઇ દુકાન સારી જામી ગઇ હતી.

લવજી માવજીનો જુનો નોકર હતો. છેલ્લા કેટલાક વર્ષથી એની તબીયત ઠીક રહેતી નહિ હોવાથી નોકરીમાથી છૂટો થઇ દેશમાં ગયો હતો. માવજીભાઇએ પણ લવજીની સ્થિતિનો વિચાર કરી રજા આપી.

લવજીના ગયા પછી માવજીભાઇએ કચરાભાઇ નામના એક માણસને નોકરીમાં રાખ્યો હતો. કચરાભાઇમાં નામ પ્રમાણે ગુણ હતા. એમના મગજમાં પણ કચરો ભરાઇ ગયો હતો.

કચરાને માવજીભાઇએ એક દિવસ પોતાની દુકાનના સામેના માળામાં ત્રીજે માળે રૂમ નં. ૩૫ માં રહેતા નટવરલાલ ડોક્ટરને ત્યાં કોલસા આપી આવવા મોકલ્યો. લગભગ અર્ધો કલાક થઇ ગયો હશે છતાં કચરો કોલસા નાંખીને પાછો નહિ આવ્યો જેથી માવજીભાઇ જાતે ત્યાં તપાસ કરવા ગયા.

માવજીભાઇએ ત્યાં જઇને શું જોયું ?

કચરાએ બધા કોલસાનો ભૂકો કરી નાંખ્યો હતો. નટવરલાલની ઓરડીના બારણામાં બારણું કોતરીને અંદર ટપાલ નાંખવા માટે જગ્યા કરી હતી. કચરાભાઇએ તો અર્ધા જેટલા કોલસાનો ભૂકો એ રસ્તે ઘરની અંદર નાંખી દીધો હતો.

માવજીભાઇએ આ બધું જોયું. જોઇને છક થઇ ગયા, ને કચરાને બરાડા પાડતા દુકાને તેડી ગયા.

પછી શું થયું તેની ખબર નથી.

શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

# સોનાકુમારી

એક હતી છોકરી.

એને મઝાના ગુંચળીયા વાળ હતા. ખાસ્સા સોનેરી રંગના ને મઝાના ઝુલફાં. એનું મોઢું રૂપાળું.

એનું નામ સોનાકુમારી

એના ગુંચળીયાળા સોનેરી વાળને લીધેજ એની ફોઇએ એનું એવું નામ પાડ્યું હતું.

એક જંગલની બાજુમાં નાનો મઝાનો બંગલો હતો. એ બંગલામાં સોનાકુમારીનાં માબાપ રહેતાં હતાં.

સોનાકુમારીને ફુલ બહુ ગમે. એ રોજ બાગમાં ફરે ને ફુલ ચુંટે. માથામાં ખોસે, પોતાની ઢીંગલીને પહેરાવે ને ગમત કરે.

અવારનવાર એ બાગની બહાર પણ ચાલી જતી ત્યાં પણ રંગબેરંગી ફુલો એ વીણતી ને મઝા કરતી.

એની બા એને ઘણીવાર કહેતી કે : ' દિકરી ! આજુબાજુના જંગલમાં રીંછ ઘણાં રહે છે માટે તું એકલી એકલી જંગલમાં ના જતી '



સોનાકુમારી ડોકું હલાવી હા પાડતી પણ જંગલમાં રંગબેરંગી મઝાનાં સુંદર ફુલ એને યાદ આવતાં ને એ ફરવા નીકળી પડતી

એટલું સારૂં હતું કે સોનાકુમારીને પોતાના બંગલાના રસ્તાની ખબર હતી. એટલે એ જ્યાં જતી ત્યાંથી ધ્યાન દઇને પાછી ફરતી. બાકી એ હતી તો ભારે રમતીયાળ.



એક દિવસ એ રીતે એ ફુલ લેવા નીકળીને જંગલમાં આગળ ને આગળ ચાલી. બાજુના ઝાડ ઉપરથી એક મોટું ઘુવડ ઉડતું ઉડતું આવ્યું એનાથી એને બીક પણ લાગી.

એ દોડી. દોડતાં દોડતાં એની વહાલી ઢીંગલી પડી ગઇ.

સારે નસીબે એની નજર એક પગથી પડી અને એના ઉપરે એ દોડી ગઇ.

પેલું ઘુવડ તો બરાબર જોઇ ન શકવાથી એકાદ જાળામાં ભરાઇ ગયું.

પેલી પગથીએ પગથીએ સોનાકુમારી આગળ ચાલી. જંગલમાં આવો પગરસ્તો જોઇને એને નવાઇ પણ લાગી. આગળ ચાલતાં ચાલતાં એની નજરે કંઇક મકાન દેખાયું.

એ છેક તેની પાસે જઇ પહોંચી.

એ સોનાનો સુંદર બંગલો હતો ને તેની આજુબાજુમાં કેટલાંક ફુલઝાડ હતાં. એ જોઇને સોનાકુમારીને મઝા પડી. એને ફુલ તો ઘણાંજ ગમતાં હતાં.





એકાદ બે મોટાં ને રંગબેરંગી ફુલ એણે ચુંટયાં ને ચાલતી ચાલતી છેક બંગલા પાસે આવી પહોંચી.

બારણાના ઉલાળા પાસે કાણું હતું. તેમાં થઇને સોનાકુમારીએ અંદર જોયું કે બંગલામાં કોઇ છે કે નહી ! એ જેમ જેમ અંદર નજર નાખતી ગઇ તેમ તેમ એના મનમાં એમ થતું ગયું કે આવા નાના બંગલામાં કોણ રહેતું હશે !

લાગ ફાવે તો બંગલામાં જઇને જોવાનો પણ એણે વિચાર કર્યો. એણે જોયું તો બારણું ઉઘડે એવું હતું.

એણે બારણું ઉઘાડયું અને અંદર જવા લાગી.

એ અંદર ગઇ.

અંદર જતાં વેંતજ સોનાકુમારીની નજર વચ્ચે પડેલા ટેબલ ઉપર પડી. એ





ટેબલ ઉપર ત્રણ પ્યાલા દૂધથી છલોછલ ભરેલા પડ્યા હતા. એક મોટો પ્યાલો, બીજો મધ્યમ પ્યાલો, ત્રીજો નાનો પ્યાલો. ત્રણેનો ઘાટ ચલાણુંના જેવો હતો.

એ દરેકની પાસે એકેકો ચમચો પડયો હતો અને ચમચા પણ નાના મોટા હતા.

એને મોટો પ્યાલો જોઈને વિચાર થયો કે ' આ ઘરનાં માણસો જબરાં હોવાં જોઈએ. જે આવો મોટો પ્યાલો ભરીને દૂધ પીએ તે તો કેવડું મોટું માણસ હશે ? આ તે પ્યાલો કે પ્યાલાનો બાપો દાદો !

એને એટલા મોટા પ્યાલામાંથી થોડુંક દૂધ પીવાનું મન થયું. બાજુમાંથી મોટો ચમચો લીધો. દૂધમાં ચમચો બોળીને એણે મોઢામાં મૂકયો.

ગરમ ગરમ દૂધથી એનું મોઢું દાઝી ગયું. જીભ શેકાઈ ગઇ, એટલે એ એકદમ બૂમ મારી ઉઠી. એના હાથમાંથી ચમચો પડી ગયો અને દરદથી એ કૂદવા લાગી.



મોટા પ્યાલામાં પુષ્કળ દૂધ હતું એટલે ઠંડુ પડતાં વાર લાગે સોનાકુમારીને એ દૂધ ભાવ્યું નહિ.

આવું દૂધ કોણ પીતું હશે ? સોનાકુમારી બોલી અને બીજા પ્યાલામાંથી દૂધ પીવા ગઈ. એ દૂધ જરા ઠંડુ હતું. એણે ચમચો બોળીને મોઢા આગળ લાવી ત્રણચાર ફુંકો મારી. એક વાર ભૂલ કરી એટલે હવે એ સંભાળ લેવાનું શીખી: એ એટલું બધું ઘાટું હતું કે એને ભાવ્યું નહિ.

' આવું ઘાટું દૂધ તો મને જરાય ન ભાવે ! એ પચે પણ શી રીતે ! '

પછી એણે નાનો પ્યાલો લીધો. એ એને ગમ્યો. એમાંનું દૂધ ગરમ નહિ ને ઠંડુયે નહિ, પણ કોકરીળું હતું. એણે ચમચો બોળી ફુંક મારીને દૂધ પીધું. એ આસ્તું



મઝાનું મીઠું હતું. એ દૂધ એને ભાવ્યું. એ ખુશ થઈ અને બીજો ચમચો ભર્યો. એ પીધો એટલે ત્રીજો ભર્યો ! વાહ ! દૂધ સ્વાદિષ્ટ હતું. બધું યે પી જવાનું એને મન થયું.

એને એવો વિચાર આવ્યો કે જરા બેસીને દૂધ પી જાઉં તો સારૂં. એણે આજુબાજુ જોયું;

એની નજર ત્રણ ખુરસીઓ ઉપર પડી.

એ પણ પ્યાલાની પેઠે નાની મોટી હતી.

સૌથી પહેલાં એણે મોટી ખુરસી ઉપર ચઢવા પ્રયત્ન કર્યો, પણ એ તો ખુબ ઉંચી હતી. એનાથી બેળે બેળે એના ઉપર ચઢાયું. એ ઘણી ઉંચી ને ખુબ પહોળી હતી.

' આવી ખુરસી મને નહિ ફાવે ' કહીને એ નીચે ઉતરી ને બીજી ખુરસી તરફ ગઈ.



બીજી ખુરસી પણ એને ફાવી નહિ એ પણ મોટી ખુરસીના જેવી જ હતી.

છેવટે એણે નાની ખુરસી ખસેડી. એ ખાસ્સી મઝાની, સુંદર નરમ ગાદીવાળી, અને એને જોઇએ તેવડી હતી

સોનાકુમારી એની ઉપર બેઠી અને બેસતાં વેંત જ એ નાની ખુરસી એને ગમી.



એણે તો લહેરથી દૂધ પીવા માંડયું. દૂધ પીતી જાય ને ગાતી જાય. શી એને મઝા પડતી હતી !

તમે પણ તાનમાં આવો ત્યારે ગાવ છો ખરાંને !

સોનાકુમારીએ દૂધ પી લીધુ ને પ્યાલો તથા ચમચો ટેબલ ઉપર મૂકયાં.

સોનાકુમારીને પછી તો થાક લાગતો હોય એમ થયું. એની આંખો ઘેરાવા લાગી અને શરીર ભારે ભારે લાગવા માંડયું. એણે એક બગાસું ખાધું.

પણ એકાએક આ શું થયું ? એક કડાકા સાથે જ ખુરસીનું તળીયું તૂટી ગયું ને સોનાકુમારી અંદર ફસડાઇ પડી. એણે એકદમ બૂમ મારી પણ કોણ હોય તે એની બૂમ સાંભળે ! ખુરસી ઘણી નાજુક હતી તે તૂટી ગઇ.



સોનાકુમારી ફસડાઈ ગઇ એટલે ગભરાઇ ને આંખમાં આંસુ પણ આવ્યાં.

એ ભારે હિંમતવાળી હતી એટલે ધીરજ રાખીને ઉભી થઇ. પોતાનાં કપડાં જોયાં. સારાનસીબે કશું ફાટયું કર્યું ન હતું અને એને પોતાને પણ કૈં વાગ્યું ન હતું.

એણે ઉભા થઇને જોવા માંડયું કે આસપાસ પલંગ કે પથારી છે કે નહિ ? એની નજરે બાજુમાં સીડી હતી તે દેખાઇ.

સીડીએ ચઢીને એ ઉપર ગઇ.

ઉપરના ખંડમાં ત્રણ નાના મોટા પલંગ હતા અને એમના ઉપર ગાદલાં પાથરેલાં હતાં.

એ મોટા પલંગ ઉપર ચઢીને સૂઇ ગઇ પણ એના ગાદલાં એવાં પથરા જેવાં



હતાં કે એને જરા પણ ફાવ્યું નહિ. ઉશીકા ઉપર માથુ મુકે તો એટલું ઉંચું રહે કે ન પૂછો વાત !

પછી એ બીજા પલંગ ઉપર ગઇ. એ પલંગ પણ એને ગમ્યો નહિ. એનાં ગાદલાં પણ એવાં જ ને ઉશીકુ પણ એવું જ !

પછી એ નાના પલંગ પર પહોંચી. એ પલંગ, એનાં ગાદલાં, ઉશીકાં, ચાદર વિગેરે એને ગમી ગયું. એ એને પોતાના પલંગ જેવાં જ લાગ્યાં. તે રાજી થઇને સૂઇ ગઇ.

સૂતાં સૂતાં એ વિચાર કરવા લાગી: ' આ ઘરમાં રહેનાર પણ કેવાંક હશે ! બધીયે ચીજો નાની મોટી અને જૂદી જૂદી ! '

એમ વિચાર કરતાં કરતાં એ ઊંઘી ગઇ. ઊંઘમાં એને મજાનાં સ્વપ્નાં આવવા લાગ્યાં.



સોનાકુમારી જે બંગલામાં જઇને ઊંઘી ગઇ એ બંગલો એક રીંછનો હતો. તે રીંછ ને રીંછણ બંગલામાં રહેતાં હતાં.

એમને એક દીકરો હતો એનું નામ લુરિયો.

રીંછભાઇ મોટા કદાવર ને ઉંચા હતા. એમને ડીલે લાંબા બરછટ વાળ હતા. હાથે પગે મોટા મોટા પંજા ને લાંબા તીણા નખ, એમનો સાદ પણ ઘોઘરો હતો.

રીંછણ એમનાથી જરા નાની હતી.

એમનો દીકરો લુરિયો ભારે ગંમતી.

નાનુંકડું માથું, નાના નાના હાથપગ, અને આખે શરીરે સુંવાળા વાળ, એનો સાદ પણ કોમળ.



રીછ રીંછણુ ને ભુરિયાને દૂધ બહુ ભાવે, રોજ સવારે દૂધ ગરમ કરીને ત્રણે જણુ ફરવા જાય. ફરીને આવે ત્યારે દૂધ ઠંડુ થયુ હોય તે પીએ. ત્રણે જણુને ફરવા જતાં જુઓ તો તમને નવાઇ લાગે કે રીંછ પણુ આટલાં સુધરી ગયાં હશે !

સોનાકુમારી ઊંઘી ગઇ એટલામાં તો બહાર પગલાં સંભળાયાં. ભપ–ભપ–ભપ !



ભારે અવાજ. ધબ–ધબ–ધબ ! બીજો અવાજ. પટ–પટ–પટ ! ત્રીજો અવાજ. રીંછ રીંછણુ ને ભુરિયો ફરી આવ્યાં હતાં. અને ફરીને આવે એટલે થાક પણુ લાગે જ ને !

ભુરિયો કહે : ' બા ! મારે ખાવું છે. '

' હવે તારું દૂધ ઠંડુ થયું હશે તે પી. ' રીંછણુ બોલી અને ત્રણુ જણા દૂધ પીવા ગયાં.

રીંછભાઇ એમના પ્યાલા પાસે આવ્યા ને ચમચો પડેલો જોયો, અને આજુ-

ખાલી દુધ ઢળેલું જોયું. એમની ખાત્રી થઈ કે કોઇ એમના પ્યાલાને અડયું છે. કોણ અડયું હશે ? એ તો એકદમ બરાડો પાડીને ઘોઘરા અવાજે બોલ્યાઃ " કોઇ મારા પ્યાલાને અડયું છે ! "

એટલે રીંછણે એકદમ પોતાના દુધના પ્યાલાને જોયો. એને પણ લાગ્યું કે પોતાના પ્યાલાને કોઇ અડયું છે. એ રીતે, કોણ અડયું હશે ? એ પણ બોલી ઉઠીઃ " કોઈ મારા પ્યાલાને પણ અડયું છે ? "



અને ભુરીયો પણ ધીમે રહીને પોતાનો પ્યાલો જોવા માંડયો. એનો પ્યાલો સફાચટ થઇ ગયો હતો ! દુધનું ટીપુંયે ન હતું. એ કયાં ગયું ? ભુરીયો તો રંડુંરડું થઇ ગયો અને બોલ્યોઃ " કોઇ મારા પ્યાલાને અડયું છે ! મારૂં બધું દુધ પી ગયું ! "



એણે તો પ્યાલો ઉંચકીને રડવા માંડયું. એની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. પ્યાલો ટેબલ પર મુકી એણે બેઉ હાથે આંખો ચોળવા માંડી.

એ જોઇ રીંછ અને રીંછણ ચારે બાજુ જોવા લાગ્યાં. આવી રીતે કોણ ાણ્યું હશે ?

રીંછણે ભુરીયાને છાનો રાખ્યો.

" છાનો રહે ભાઇ ! તને બીજું દુધ આપીશું."

" હમણા આપણે જોઇએ છીએ." રીંછે કહ્યું અને તપાસ કરવા માંડી.

આમતેમ જોયું તો રીંછની નજર પોતાની ખુરસી પર પડી. એના પરની ગાદી ચોળાયેલી હતી. એ જોઇને એના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે બુમ મારીઃ " મારી ખુરસીમાં કોઇ બેઠું લાગે છે ! "

એ જોઇને રીંછણે પોતાની ખુરસી જોઇ. એને પણ પોતાની ગાદી ચુંથાયેલી જણાઇ એ પણ ચીડાઇને બોલીઃ " કોઇ મારી ખુરસીમાં પણ બેઠું લાગે છે ! "

ભુરીયો હવે છાનો રહ્યો હતો, એણે પણ પોતાની ખુરસી જોવા માંડી. એ જોતાંજ દુધ કોઇ પી ગયું તેનું દુઃખ એ ભુલી ગયો, અને ખુરસી ભાગી ગયેલી જોઇ, એટલે એણે તો ભેંકડોજ તાણ્યો.



" મારી ખુરસી ભાંગી ગઇ ! મારી ખુરસી કોણે ભાંગી ? "

રીંછ ને રીંછણ નવાઇ પામીને એક બીજાનાં મોઢાં જોવા લાગ્યાં. આવી રીતે એમના ઘરમાં આવવાની, એમની ચીજોને નુકશાન કરવાની, અને એમનું દુધ પી જવાની કોણે હિંમત કરી હશે ?

રીંછે પોતાનાં મોટાં મોટાં નસકોરાંથી સુંઘવા માંડયું. રીંછને એવી ટેવ હોય છે. એ ગંધ પરથી ઘણી ચીજો પારખી શકે છે.



'કોઇ માણસ અહીં આવ્યું લાગે છે. મને એની ગંધ આવે છે.' રીંછભાઇ બોલ્યા.

' ખરી વાત છે ! ' રીંછણે ટેકો આપ્યો.

એમ કહીને રીંછ, રીંછણ ને ભુરીયો ચારે બાજુ તપાસ કરવા લાગ્યાં.

નીચે બધું જોયું પણ કાંઇ જડયું નહિ.

' ઉપર જઇને જોઇએ. વખતે ત્યાં કોઇ હશે. ' રીંછણ બોલી.

એટલે રીંછભાઇ સીડી ઉપર ચડયા. એમની પાછળ રીંછણ ચઢી ને સૌની પાછળ ભુરીયો ગયો.



જ્યાં જાય ત્યાં રીંછ, રીંછણ ને ભુરીયો ત્રણેય સાથેનાં સાથે.

સોનાકુમારીએ રીંછભાઈના પલંગ ઉપર ચઢીને સુઇ જવા પ્રયત્ન કર્યો હતો

પણ એને ઉશીકું ઘણું ઉંચું પડયું અને પથારી પથરા જેવી લાગી. એમ કરતાં ચાદરમાં કરચલીઓ પડી.

રીંછભાઇ ઉપર આવ્યા એટલે એમની નજર એકદમ એ કરચલીઓ ઉપર પડી. એ જોઇને એમના ગુસ્સાની આગમાં તેલ રેડાયું. એકદમ બરાડી ઉઠયાઃ



' મારી પથારીમાં કોઇ સુઇ ઉઠયું છે ? '

રીંછણે પણ પોતાની પથારી જોઇ. સોનાકુમારી એના ઉપર પણ જરાક આળોટી ગઇ હતી એટલે ચાદરમાં કરચલીઓ પડી હતી. એના ઉપર રીંછણની નજર ગઈ, એને પણ લાગ્યું કે કોઇ એની પથારીમાં પણ સુઇને ઉઠી ગયું છે. એ એકદમ બોલી ઉઠી : ' મારી પથારીમાં પણ કોઇ સુઇ ઉઠયું છે ! '





પછી લુરિયાએ પોતાનો પલંગ જોયો. એ જોતાં જ એની નજર થંભી ગઇ.

એની મઝાની સુંદર પથારી હતી ત્યાં ને ત્યાંજ હતી. ઉશીકુ પણ એને ઠેકાણેજ હતું. દૂધ જેવી ચાદર પાથરેલીજ હતી, પણ એના ઉપર કોઇ ઘસઘસાટ ઉંઘતું હતું. પોતાની ખાતરી કરવા લુરિયો પલંગની બાજુએ ચઢયો અને પોતાની ખાતરી કરીને બોલ્યોઃ

'મારી પથારીમાં કોઈ સુતું છે!'

એ સાંભળીને રીંછ ને રીંછણ એની પાસે ગયાં ને જોયું તો લુરિયાની પથારીમાં કોઇ સુતું હતું.

ત્રણે રીંછના અવાજથી સોનાકુમારી જાગી ઉઠી. એણે આંખો ચોળીને જોયું તો એની પાસે એક નહિ પણ ત્રણ રીંછ ઉભાં હતાં અને એની તરફ જોતાં હતાં.



સોનાકુમારીની જગ્યાએ તમે હો તો શું કરો ? ઉંઘમાંથી ઉઠીને આંખો ચોળતાં હોય ત્યાં ત્રણ રીંછ તમારા તરફ તાકીને જોતાં હોય તો તમે ગભરાઇ જાવ કે નહી ?

સોનાકુમારી પણ ગભરાઈ ગઈ.

શું કરવું તેનો સોનાકુમારીએ પળવારમાં વિચાર કરી લીધો.

એ ઝંડપ લઇને બેઠી થઇ અને બાજુની બારીમાંથી નીચે કુદી.



ત્યારે નસીબે નીચે રેતી હતી એટલે એને વાગ્યું નહિ.

એ તરતજ ઉભી થઇ, રેતી ખંખેરી નાખીને દોડવા લાગી.

સોનાકુમારીએ કુદકો માર્યો પણ એની પાછળ કુદી પડવાની રીંછ, રીંછણ કે ભુરિયાની હિંમત ચાલી નહિ. એ ત્રણે દાદર વાટે નીચે ઉતર્યા.

એ બહાર આવ્યાં ત્યાં સોનાકુમારી ખુબ દોડી ગઇ હતી.

ત્રણે જણાં એની પાછળ દોડયાં.



# એક પત્ર

કડી, તા. ૧-૩-૪૧

ભાઇશ્રી હર્ષદ,

ઘણા દિવસે તારો પત્ર મળ્યો. તું હવે જીવન તરફ નજર દોડાવવા લાગ્યો છે તે વાંચી ખૂબ આનંદ થયો કેળવણીનો હેતુ જ એ છે કે જીવનને ઘડવું-સંસ્કારી બનાવવું. જીવનની નાની મોટી બાબતોનું અવલોકન કરવાથી આપણને ખૂબ જાણવાનું મળે છે તે તો તું અનુભવ કરીશ એટલે સમજાશે. અને હું પણ અવારનવાર જીવનને ઉપયોગી સૂચનાઓ કરતો રહીશ.

આ વખતે તેં કેટલાક પ્રશ્નો પૂછયા છે તે મને ખૂબ જ ગમ્યું. બાકી મારે તને શું લખવું તેની જ મને ખુબ મુંઝણ હતી. વારંવાર આવા પ્રશ્નો પૂછતો રહેજે અને હું મારા જ્ઞાન તથા વાચનમાંથી તેના ઉત્તરો જરૂર આપીશ. આ રહ્યા તારા પ્રશ્નોના ઉત્તરો.

**૧ આંખોની તંદુરસ્તી કેવી રીતે જાળવવી ?**

આપણા શરીરનો સૌથી વધુ ઉપયોગી ભાગ તે આપણી આંખો છે. આપણે તેમની ખૂબ સંભાળ લેવી જોઇએ. દીવાના પ્રકાશમાં વાંચતી વખતે પ્રકાશ આંખો ઉપર ન પડવો જોઇએ. આંખોને દૂર દૂરની વસ્તુઓ તરફ પણ વાળવી. વળી આંખોને લીલી વસ્તુઓ જોવી ખૂબ ગમે છે તો જંગલમાં ફરવા જઇએ ત્યારે આંખોને ખૂબ લીલી વસ્તુઓ જોવા દેવી. દિવસમાં ત્રણવાર આંખે તથા માથે ઠંડુ પાણી રેડવું. ઠંડા પાણીથી આંખોના ઘણા રોગો નાબુદ થાય છે. વળી આંખોની કસરતો જેવી કે કપાળ તરફ જોવા પ્રયત્ન કરવો, દાઢી તરફ જોવા પ્રયત્ન કરવો, વારાફરતી બન્ને કાનની બુટો જોવા પ્રયત્ન કરવો, બે આંખોની વચલો ભાગ જોવા પ્રયત્ન કરવો, હથેલીઓથી આંખોને દાબવી વિગેરે કરવી.

**૨ ગરમ પાણીથી સ્નાન કરવું કે ઠંડા ?**

આપણે સ્નાન એટલા માટે કરીએ છીએ કે આપણી ઉચ્ચ આધ્યાત્મિક તેમજ શારીરિક શક્તિઓ જળવાઇ રહે અને મજબૂત થાય. ઠંડા પાણીથી જ નહાવું ઉત્તમ છે. ગરમ પાણી ચામડી તથા જ્ઞાન તંતુઓને ઢીલા કરી મૂકે છે. શિઆળામાં બહુ જ ઠંડી હોય તો ન છુટકે એક ડોલમાં સાધારણ ગરમ તથા બીજીમાં ઠંડુ પાણી લઇ વારાફરતી છાંટીને નહાવું. નહાતી વખતે શરીરને ખૂબ ચોળવું જેથી જ્ઞાનતંતુઓ સતેજ થાય, અને સ્કુર્તિ તથા ચપળતા મળે. શરીરનો દરેક ભાગ ખૂબ સ્વચ્છ રાખવો જોઇએ. ઠંડા પાણીથી નહાવાથી સ્કુર્તિ, ચપળતા તથા પાચનશક્તિ સતેજ થાય છે.

મને લાગે છે કે આ ઉત્તરો તને ગમશે જ.

હાસ્યની ફોરમે ઘરને સુવાસિત કરી મૂકતી નાની કુસુમને પણ કહેજે કે તારાં કાલાં કાલાં વેણ કાગળમાં લખે.

લી૦ તારો,

રતિલાલ સાં. નાયકના જય સ્વાતંત્ર્યમ.

# આભડછેટ [ એકાંકી નાટિકા ]

પાત્રો : રામલો, પૂજારી, ચાર શિષ્યો અને ક્રિશ્ચિયન
સ્થળ : શિવ મંદિર

## પ્રવેશ પહેલો

[ પૂજારીથી થોડે દૂર ફાટલા કપડાવાળો રામલો ]

રામલો—( બીતાં બીતાં ) બાપલા ! ગળે શોષ પડેસે. જરા પાણી આપોને.

પૂજારી—( ગુસ્સાથી ) કોણ છે તું ?

રામલો—બાપલા ? શું તો ઢેડ.

પૂજારી—( તાડુકીને ) અરે ! કોઇ છે હાજર. કાઢો આ હરામખોરને.... અભડાવી માર્યા.

[ ત્રણ ચાર શિષ્યો આવીને રામલા ઉપર પત્થરના પ્રહાર કરવા માંડે છે. ]

રામલો—ભઇશા'બ, મારશો નહિ. હું જઉશું.

[ જાય છે. ]

પૂજારી—હરામખોર અભડાવી માર્યા

પહેલો શિષ્ય—આપ તેને અડી ગયા હતા ?

પૂજારી—( દાંત પીસીને ) અડયો હોત તો તો એને ધીબી નાખત જ નહિ ?

બીજો શિષ્ય—( આશ્ચર્યથી ) ત્યારે આપ અભડાયા કેવી રીતે ?

પૂજારી—અરે, હરામીનો પડછાયો મારા ઉપર પડયો.

ત્રીજો શિષ્ય—( દિલગીર થવાનો ડોળ કરતો ) અરરર ! શિવઃ શિવઃ !

ચોથો શિષ્ય—અરે ગુરૂજી ! ત્યારે પહેલેથી જ કહેવું હતુને, સાલાને જવા જ ન દેતા. પૂરો જ કરત.

પૂજારી—જાઓ, ગરમ પાણી લાવો, અને મને નવરાવો એટલે શુદ્ધ થાઉં.

[ શિષ્યો જાય છે. પડદો પડે છે. ]

## પ્રવેશ બીજો

રામલો—( આંખમાંથી આંસુ સારતો બોલે છે ) પરણુ, આ શો તારો કે'ર ! અમે તારા નામના ભજનીયાં બોલીયે, ઘેર તળસી રાખીએ, અને તને પૂજીયે, તોય તારા પૂજારી અમને મારે. અમે ચયો ગુનો કર્યોસે તે બધાય અમને દુર રાખે સે ને દુઃખ દે સે શું અમે મોણહ નહિ ?

[ સુટમાં સજ્જ થયેલો એક ક્રીશ્ચિયન રામલા આગળ આવે છે. ]

ક્રીશ્ચન—જરૂર તમે માણસ છો. પણ તમે સમાજ આગળ તમારી ગરીબાઇ દર્શાવો છો. અને તેથી જ તમે ધુત્કારાઓ છો. અને દુઃખી થાઓ છો.

રામલો—( આશ્ચર્યથી તેની સામુ તાકીને ) તમે કુણસો ?

ક્રીશ્ચન—પહેલાં તો હું પણ તારી નાતનો જ હતો ને તારા જેવો દુઃખી હતો. સમાજે મને પણ ધુત્કારી કાઢયો હતો. પણ એક દિવસ એક ગોરાસાહેબ મને મળ્યા. મારૂં દુઃખ જાણી તે મને તેમની સાથે લઇ ગયા, અને મને ઢેડમાંથી ક્રીશ્ચિયન બનાવ્યો, તેથી તું જુએ છે તે પ્રમાણે હું અત્યારે સુખી થયો છું. હું બધાની સાથે હળી મળી શકુ છું. અને મને ફાવે તેવાં મોજ શોખ માણી શકું છું.

રામલો—( વધુ આશ્ચર્યથી ) વાહ ભાઇ ! વાહ ! ત્યારે તમારે તો ભારે મઝા પડતી હશે !

ક્રીશ્ચન—હા, ખરેખર ! મઝા તો પડે છે. જ્યાં સુધી ઢેઢ રહીએ ત્યાં સુધી સમાજ ધુત્કારે છે ને દુઃખ આપે છે, પણ ક્રીશ્ચિયન થયા એટલે જાણે બધા જ દુઃખનો અંત આવ્યો. ( કાંઇક વિચારીને ) ત્યારે તારે ક્રીશ્ચિયન થવું છે ?

રામલો—( સાનંદાશ્ચર્યથી ) હા બાપલા ! ક્રીશ્ચિયન થવાનું મન તો ઘણું છે, પણ થવાય ચેવી રીતે ?

ક્રીશ્ચન—જો તારી મરજી ક્રીશ્ચિયન થવાની હોય તો ચાલ મારી સાથે.

રામલો—હ્યો હેંડો ત્યારે. ( આનંદ પામે છે )

[ બંને જાય છે. ]

## પ્રવેશ ત્રીજો

[ શિવ મંદિરની એક ઓરડીમાં પૂજારી ખાટલા ઉપર માંદો થઇને સુતો હોય છે. ]

પૂજારી—અરે....એ...કયાં ગયો ? ( ઉધરસ ખાય છે )

પહેલો શિષ્ય—શું ગુરૂજી ?

પૂજારી—હમણાં કોઇ મી. રામલાલ નામના નવા ડોકટર આવ્યા છે. અને તે સારી દવા કરી જાણે છે. માટે તેમને ગમે તેમ કરીને બોલાવી આવ.

પ. શિ.—જાઉં છું.

[ જાય છે. ]

[ ડોકટર રામલાલ ખુરશી ઉપર બેઠા બેઠા સીગરેટ પીતા હોય છે. ત્યાં શિષ્ય પહોંચે છે. ]

પ. શિષ્ય—ડોકટર રામલાલ આપનું જ નામ કે ?

ડો. રામલાલ—હા કેમ ?

શિષ્ય—મારા ગુરૂજી માંદા છે. માટે આપને બોલાવવા આવ્યો છું.

ડોકટર—અત્યારે કામ છે માટે નહિ અવાય.

[ શિષ્ય બહુ જ કરગરે છે ને દસ રૂપિયા વીઝીટ ફી ઠરાવે છે. ત્યારે ડાકટર પોતાના કુતરા ટોમી સાથે જાય છે. પૂજારી ઉધરસ ખાય છે. ]

પ. શિષ્ય—હ્યો ગુરૂજી, ડાકટર સાહેબ આવ્યા છે.

પૂજારી—( ડાકટર સામુ જોઇએ સ્હેજ ચમકે છે, પણ પાછો સ્થિર થઇને ) એલાએ ડાકટર સાહેબ માટે ચા, લાવ.

[ બીજો શિષ્ય ચા, લાવે છે. ડાકટર ચા પીએ છે, તે દરમ્યાન ટોમી શિવને ધરાવવાનું પાણી પીવા માંડે છે. ત્રીજો શિષ્ય તેને દૂર કાઢવા મથે છે. ]

પૂજારી—ભલે પીએ. પીવાદેને, બીજું જોવતું હોય તો પણ તેને લાવી આપજે.

[ ડાકટર મનમાં હસે છે. ચા પીધા પછી ડાકટર પૂજારીને તપાસીને, પાણીનું ભરેલું પ્યાલુ મગાવે છે. તેમાં દવા નાખી તેને આંગળીથી હલાવે છે, અને પૂજારીને તે પી જવા કહે છે. પૂજારી તે પી જાય છે ડાકટર રૂા. ૧૦ લઈ ટોમી સાથે જાય છે. ]

પૂજારી—( પહેલા શિષ્યને ડાકટરના ગયા પછી ) અલ્યા તને આ ડાકટરનું મોઢું પેલો આપણે માર્યો હતો ને, તે ઢંઢ જેવું નોતું લાગતું ?

[ ચારે શિષ્યો આશ્ચર્યથી એક બીજા સામુ જુએ છે. ]

જીતેન્દ્રકુમાર વિજયશંકર ત્રિવેદી

ૐ

# શેઠનો દીકરો

એક હતા શેઠ. તેમનું નામ મગનલાલ. નાનકડા ગામમાં રહે અને વેપાર કરે. ગામડામાં તે સૌથી પૈસાદાર હતા તેથી તે તેમના ગામના એક નાગરિક હતા. શેઠને એકનો એક દીકરો. તેનું નામ રમણલાલ, ગામડામાં નિશાળ ન હોવાથી તે 'ધ' ને કાનો 'ધા' એટલું ભણ્યો હતો. એને અને બુદ્ધિને તો બાર ગાઉનું છેટું હતું. પૈસાદાર હોવાથી રમણભાઇને તો ગામડાનાં છોકરાં 'રમણભાઇ' કહેતાં.

એક વખત દૂરના ગામડામાંથી એક વાણિઓ પોતાની કન્યાને ખાતર વર શોધવા નીકળ્યો હતો તે આ મગનશેઠના ગામમાં આવી ચઢયો. તે વાણિઓ નામ પૂછીને મગનભાઇના ઘેર આવી ચઢયો.

મગનશેઠને ખબર પડી કે " આ વર શોધવા નીકળ્યો છે, પણ રમણ ભણ્યો નથી ને ? શું થશે ? " રમણને ગુપ્ત રીતે જઇને શેઠ કહી આવ્યા કે " રમણ તું તારે બેઠો બેઠો અમારી જોડે ચોપડાનાં પાનાં ઉથલાવ્યા કર. "

પછી શેઠને પેલો વાણિઓ બન્ને વાતો કરવા લાગ્યા. પછી 'રમણભાઇ' ચોપડા લઇને જોડે આવીને બેઠા. અને ચોપડાનાં પાનાં ઉથલાવવા લાગ્યા. થોડીવાર પછી બધાં લખેલાં પાનાં ખલાસ થઇ ગયાં અને કોરાં પાનાં આવ્યાં. આથી 'રમણભાઇ'એ શેઠને કહ્યું " બાપા હું લખેલાં ફેરવું કે કોરાં ? આથી પેલો વાણિઓ ખૂબ હસ્યો અને બણ્યું કે " આ તો ભણ્યો હોય તો હરામ બરોબર. મૂર્ખો છે. "

આથી વાણિઆએ બીજા ગામ તરફ ચાલતી પકડી.

કેવા રમણભાઇ ? !

શ્રી પુરુષોત્તમ ગુલાબભાઈ નાયક

## ભૂલભૂલામણી : ૪



આ ઉપરની ભૂલભૂલામણીમાં જવાનો રસ્તો શોધી કાઢો. તેમાં દાખલ થઇ બીલકુલ અટવાયા સિવાય છેક અંદર સુધી કોણ વહેલું જઇ શકે છે ?

વહેલો તે પહેલો
છેલ્લો તે ઘેલો.

## વસંત



વસંત આવી ? શું શું લાવી ?
હૈયામાં નવચેતન લાવી,
આનંદ–મસ્તી સાથે લાવી,
આવ ! વસંત ! ભલે તું આવી.

ઠંડો મીઠો પવન લાવી,
ફૂલડાંની ફોરમ ફેલાવી–
મનહર મીઠી સુવાસ લાવી,
આવ ! વસંત ! ભલે તું આવી.

આંબા ઉપર મોર લાવી,
પક્ષીઓના શૉર લાવી,
કોયલ ટહૂકા ઑર લાવી,
આવ ! વસંત ! ભલે તું આવી.

શ્રી વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# દેશબંધુ ચિત્તરંજનદાસ

" શું તું પાગલ થઇ ગયો છે કે શું ?

" કેમ....શું છે ? "

" તને ખબર છે કે તેં કેટલી રકમનો ચેક ફાડયો છે ?

" હા બરાબર ખબર છે. પંદર હજારનો. "

" ભાઇ, બેંકમાં તારી આટલી જ રકમ જમા છે; અને તેને તું કલમના એક જ ઝાટકે સાફ કરી રહ્યો છે. હજી તારી પ્રેકટીસ કઇ ? તે કાંઇ હજી રૂપિયાનો વરસાદ વરસાવતી નથી.

" ખરૂં છે. હજી તો હું ગુજરાન જેટલુંજ મેળવી શકયો છું. "

" તો પછી તું આ શું કરી રહ્યો છે ? જે કાંઇ બચાવ્યું હતું, તે બધું જ આપી દીધું. "

" પરંતુ આપ્યું છે તો આખરે ગાંધીજીને જ ને ? ભાઇ, બોલો, દક્ષિણ આફ્રીકાની ઝોળીમાં આ સિવાય હું બીજું વધારે શું આપી શકું એમ છું ?

" ધન્ય છે તારી દાનશીલતાને ! "

" ભાઇ, તમે ભૂલો છો. આ દાનશીલતા નથી. જ્યારે હું બીજાને કાંઇક આપું છું, ત્યારે મને એમ થાય છે, કે હું મારી જાતને જ આપી રહ્યો છું. "

આ વાત ૧૯૦૧–૦૨ ની છે.

કોણ હશે એ દાનવીર ?

ઓળખો છો એમને ?

વિદ્યાર્થીઓને, અનાથોને, કવિને, કલાકારોને, સંસ્થાને, આશ્રમને હજારોનાં ગુપ્ત દાન દેનાર કોણ હતો એ દાનેશ્વરી ?

કાંઇપણ ફી લીધા વિના અરવિંદ ઘોષનો મુકરદમો લડી તેને છોડાવનાર કોણ હતો એ મહાન વકીલ ?

પોતાના નાદારીના–જુના દેવાનો જાહેર રીતે સ્વીકાર કરી તે દેવું પાઇએ પાઇ ચૂકવનાર કોણ હતો એ પ્રામાણિક પુરુષ ?

પોતાનું લાખોનું આલીશાન મકાન દેશને ચરણે ધરનાર કોણ હતો એ મહાન ત્યાગવીર !

હવે તમે ઓળખી ગયા હશો.

એમનું નામ ચિત્તરંજનદાસ. જન્મ કલકત્તામાં ઇ. સ. ૧૮૭૦ માં. પિતાનું નામ ભુવનમોહનદાસ. એ કલકત્તા હાઇકોર્ટના પ્રખ્યાત ' એટર્ની ' હતા. તેમનો

સત્યપ્રેમ અને નીડરતા અપ્રતિમ હતાં. દેશપ્રેમ પણ એવો જ વિશુદ્ધ! બ્રાહ્મોસમાજી હતા.

ચિત્તરંજનના જન્મ પછી એમના પિતા ભવાનીપુર જઇ રહ્યા હતા. ત્યાંની લંડન મીશનરી સોસાઇટીની શાળામાં તે ભણવા માટે દાખલ થયા હતા.

ચિત્તરંજનદાસ નાના હતા, ત્યારે એકવાર એમના કાકાએ પૂછ્યું-" ચિત! તું મોટો થઇશ, ત્યારે શું કરીશ?"

" બધું કરીશ પણ વકીલાત નહિ કરૂં!"

" કેમ?"

" કારણ કે વકીલ મોટા ચોર હોય છે."

" ત્યારે તો હું અને તારા બાપુજી પણ ચોર?"

" એ હું કેમ કહું?"

આમ કહી તરત જ તેમણે કાકાના ખોળામાં પોતાનું શરમાળ મુખ છુપાવી દીધું.

× × ×

નિશાળમાં ચિત્તરંજન અભ્યાસની ચોપડીઓ ઓછી વાંચતા હતા. બહારનાં પુસ્તકો ખૂબ વાંચતા પરીક્ષાને બે ત્રણ માસ રહે, એટલે અભ્યાસની ચોપડીઓ લઇને બેસતા. એ પરીક્ષામાં પહેલે કે બીજે નંબરે જ પાસ થતા.

બંકિમબાબુનાં પુસ્તકો તે ખૂબ વાંચતા હતા. એમાં એમને બહુ રસ પડતો હતો. માસ્તર સાહેબ કાંઇ શીખવતા હોય, ત્યારે એ બંકિમબાબુનું કોઈ પુસ્તક લઇ ચુપકીથી વાંચતા હોય અગર કોઇ કવિતા રચતા હોય! આમ એમનું મન કદિ કલાસનાં ભણતરમાં લાગતું ન હતું.

બાર-તેર વરસની ઉમરમાં જ એમણે 'કમલાકાંત' અને 'આનંદમઠ' નામની નવલકથા ધ્યાનપૂર્વક વાચી નાખી હતી. આનંદમઠ વાંચી તે બેચેન બની જતા હતા. તે કહેતા-" જો હિંદને જગાડવો હોય, તો આ અમર પુસ્તકનો વગર વિલંબે ઘેર ઘેર પ્રચાર કરવો જોઇએ.

એ ઉત્તમ ગ્રંથો જ વાંચતા. નાનપણમાં એમણે કોઇ ખરાબ પુસ્તક હાથમાં લીધું જ નથી. બંકિમબાબુ જ એમના રાષ્ટ્રીય ગુરૂ!

× × ×

એક દિવસ એમણે પોતાના પિતાજી પાસે જ કહ્યું-" બાપુજી! મને પાંચ-સાત રૂપિયા આપો."

આ વખતે એમની ઉમ્મર અગિયાર વરસની હતી.

પિતાજીએ પૂછ્યું-" કેમ ભાઇ તારે રૂપિયા શા માટે જોઇએ?"

" મારે જરૂર છે."

" એવી તે શી જરૂર છે ? "

" તે હું કહી શકું એમ નથી."

ભુવનબાબુએ કારણ જાણવાની વધારે કોશિસ કરી નહિ; કારણ કે તે જાણતા હતા, કે ચિત્તરંજન ઉડાઉ નથી. તેમણે ત્રણ રૂપિયા આપ્યા. ચિત્તરંજન તે લઇ ચાલ્યા ગયા.

ભુવનબાબુએ પોતાના એક નોકરને બોલાવી કહ્યું 'ચિત્તરંજન પાસે રૂપિયા છે. એ રૂપિયાનું શું કરે છે, તે જરા જોતો રહેજે જા.'

નોકર બાળક ચિત્તરંજનની પાછળ પડયો. તે છુપી પોલિસની પેઠે તેમની પાછળ પાછળ ફરતો હતો. ભોળા ચિત્તરંજનને આ વાતની કાંઇ ખબર ન હતી.

તેમણે પોતાની પાડોશના એક ગરીબ છોકરાને બે રૂપિયાનાં પુસ્તકો અપાવ્યાં. અને બચેલા એક રૂપિયાની પગનો ચંપલ અપાવી નોકરે આ વાત પિતાને કહી.

ભુવનબાબુ તો ખૂશ ખુશ થઇ ગયા. તેમણે ચિત્તરંજનને છાતી સાથે પ્રેમથી દાબી ધન્યવાદ આપ્યો.

આમ પોતાના સાથિયોની ગરીબાઇ દૂર કરવાને એ હંમેશાં પ્રયત્ન કરતા હતા.

× × ×

એમને બાળકોની ટોળી બનાવવાનો બહુ શોખ હતો એ કોઇ સાથે લડાઇ ટંટો કરતા ન હતા. બધાને જ રાજી રાખતા હતા. નાસ્તા માટે એમને ઘરમાંથી જે પૈસા મળતા હતા, તેનો નાસ્તો ખરીદી તે બધાને વહેંચી આપતા હતા. પછી એ તાળી વગાડી કહેતા–પૈસા ખતમ ને નાસ્તોએ ખતમ !

× × ×

બાળક ચિત્તરંજનને અંગ્રેજી પોશાકનો બહુ શોખ હતો એ પોતાનાં કપડાં, ચોપડાં, ખડિયો, કલમ, ઓરડો ને શરીર; બધું જ ખુબ સ્વચ્છ રાખતા હતા. ગંદકી એમને પસંદ ન હતી. વખતનો દુરૂપયોગ એ કદિ કરતા નહિ હંમેશાં કાંઇ ને કાંઇ કામ કરતા જ રહેતા. નાનપણમાં એ દિવસના બહુ થોડો વખત સૂતા હતા.

નિશાળમાં બાળકોની એક વાદ-વિવાદ-મંડળી હતી. તેમાં એ આગળ પડતો ભાગ લેતા હતા. એ એવું સુંદાસર બોલતા હતા, કે તેનો બીજા કોઇથી જવાબ અપાતો ન હતો. ઘણીવાર શિક્ષકો પણ એમની ચર્ચા સાંભળી ચકિત થઇ જતા હતા. નાનપણથી જ એમણે વકતૃત્વની સુંદર શક્તિ ખીલવી હતી. પાછળથી એ મહાન વક્તા થયા એનું કારણ બાળપણમાં ભાષણ આપતા એ જ હતું.

બાળક ચિત્તરંજનને રમણ ઉપર પણ બહુ પ્રેમ હતો. અંગ્રેજી રમતો એમને વધારે ગમતી હતી. દરરોજ સાંજે તે રમતના મેદાનમાં જતા ને ખુબ રમતા.

૧૮૮૬ માં એન્ટ્રન્સની પરીક્ષા પસાર કરી. તે પ્રેસીડેન્સી કોલેજમાં ગયા. ૧૮૯૦ માં તેમણે ડીગ્રી મેળવી. પછી એ વિલાયત ગયા.

ત્યાં ૧૮૯૨ માં એક પાર્લામેંટના સભ્યે કહ્યું હતું કે હિંદના હિંદુ-મુસ્લીમો તો ગુલામો છે. લાખોએ આ શબ્દો સાંભળ્યા. તે પત્થર પર પાણીની જેમ પસાર થઈ ગયા. માત્ર એક જ તરૂણ આવેશયુકત વિદ્યાર્થીથી તે સહન ન થયા. તેની સ્વમાનની સુકોમળ લાગણી ઘવાઈ. તેમાં કારી જખ્મ થયો. તરત જ એક સભા બોલાવી. તેમાં પાર્લામેંટના તે સભ્યના વર્તનને સખત વખોડી કાઢનારૂં ચિત્તરંજને ભાષણ કર્યું. આ ભાષણની અસર વજ્રપાત જેવી થઇ. બધા સ્તબ્ધ થઈ ગયા. છેવટે તે સભ્યને માફી માગવી પડી.

× × ×

સનંદી નોકરીની પરીક્ષામાં ચિત્તરંજન નાપાસ થયા હતા. ત્યારે એ બહુ દીલગીર થયા ન હતા. આ વખતે એમના પિતા સખ્ત નાણાંભીડમાં હતા. વખતસર આર્થિક મદદ ચિત્તરંજન ઉપર ન મોકલાવાથી ચિત્તને બે ત્રણ દિવસ ફક્ત પાઉં ને ગરમપાણી પર જ ગુજારવા પડયા હતા!

× × ×

એમની માતૃભકિત આશ્ચર્યકારક હતી. વિલાયત એ ભણવા ગયા, ત્યારે નિયમિત દર અઠવાડિયે એક એક પત્ર તો માતાને લખવો જ લખવો એવો એમનો નિયમ હતો.

વકીલ થયા પછી સવારે અદાલતમાં જતા, ત્યારે માળ પર ચઢી, માતાના ચરણમાં મસ્તક નમાવી, તેમની પદધૂલિ લઇને જવાનો તેમનો રિવાજ હતો. માતાના આશીર્વાદ ઉપર એમની શ્રદ્ધા અગાધ હતી.

× × ×

એ કવિ હતા. બંગાળી ભાષામાં તે કવિતા રચતા હતા. ચૌદ વરસની ઉમ્મરથી જ એમણે કવિતા રચવા માંડી હતી. નાનપણથી જ એમને સાહિત્યનો શોખ હતો. એમનું રચેલું સાગર-સંગીત નામનું મહાકાવ્ય બહુ પ્રખ્યાત છે.

× × ×

બાળક ચિત્તરંજન આગળ જતાં મહાન નેતા બન્યા હતા. એમના સદ્ગુણોને દાન શીલતા જોઇ લોકો એમને 'દેશ બંધુ દાસ' કહેતા હતા, ખરેખર એ દેશના બંધુ જ હતા. ઇ. સ. ૧૯૨૫ ની સાલે દેશબંધુને આપણી પાસેથી છીનવી લીધા.

ફરસનજી મણિભાઇ દેસાઇ

## સાથિયામાં કાપ મૂકયા







આ ઉપરના ચીત્રમાં કાપ શી રીતે મૂકવા તે જણાવ્યું છે. જે જગ્યાએ 'કા' 'કા' લખ્યું છે તે જગ્યાનો ખુણો કાટખુણો હોવો જોઈએ. એ રીતે બરાબર કાટખુણો રાખીને બે કાપ મુકશો એટલે ચાર કકડા થશે અને એ ચાર ગોઠવવાથી શી રીતે ચોરસ થશે તે નીચેના ચીત્રમાં બતાવ્યું છે.

## વહેંચણી કરી

મગનભાઈ તથા તેમના ચાર ભાઈઓએ નીચે પ્રમાણે વહેંચણી કરી.



# પાણીમાં હવા ઓગળે છે કે ?

આ તદન સાદો સવાલ છે. જો હવા પાણીની અંદર ઓગળેલી ન જ હોત તો પછી માછલીઓ તેમજ અન્ય જળચર પ્રાણી કદી પણ પાણીની અંદર જીવી શકત જ નહિ. પાણીની અંદર માછલી રહે છે અને બહાર કાઢવામાં આવે છે ત્યારે મરણ શા માટે પામે છે. એ સવાલ પણ બાળકોને ઘણીવાર ગુંચવે છે. આનો જવાબ સરળ છે. પાણીમાં જે હવા ઓગળેલી હોય છે તે ઘણીજ થોડી હોય છે. સાધારણ રીતે સેકંડે ત્રણ ભાગ ઓગળેલી હોય છે એટલે એ થોડી હવા માછલીઓને જીવતી ટકાવી રાખવાને પુરતી હોય છે. જ્યારે તેમને બહાર કાઢવામાં આવે છે ત્યારે આસપાસ હવાનું આવરણ ખુબ મોટું હોય છે તેથી જેમ વધુ હવાને લઇને દીવો ઝડપથી બળી જાય છે તેમજ હદ ઉપરાંત હવા મળવાથી માછલીનો જીવનદીપ બુઝાઇ જાય છે.

પાણીથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે. જીંદગીની મોટામાં મોટી જરૂરીઆત હવા, પાણી અને ખોરાક છે. એટલે હવા પછી બીજા નંબરે પાણી આવે છે. એટલે પાણીની જરૂરીઆત માણસને તેમજ બધા જીવોને ખુબ હોય છે. હવે પાણી પાણીમાં પણ ફેર રહે છે. કેટલાક કુવાનાં પાણી ખારાં તો કેટલાંકનાં મીઠાં અને કેટલાકનાં સાવ મોળાં હોય છે. આવી જાતનો સ્વાદ પાણીમાં આવવાનાં અનેક કારણો હોય છે. કેટલાક ક્ષાર જમીનમાં હોય છે તે પાણીમાં ઓગળે છે એટલે એના સ્વાદમાં ફેરફાર થાય છે. ડોકટરો ઇંજેક્સન (રસી) મુકે છે ત્યારે ડીસ્ટીલ્ડ એટલે તદન ચોખ્ખું પાણી વાપરે છે. એ પાણીને રૂપ, રંગ, ગંધ, સ્વાદ વી કાંઇ જ હોતાં નથી તેનું શું કારણ હોય છે ? એ પાણીના બધા ક્ષારો કાઢી નાંખવામાં આવેલા હોય છે તે ઉપરાંત પાણીમાં જે હવાનો ભાગ ઓગળેલો હોય છે તે પણ પાણીને ઉકાળવાથી ઉડી જાય છે એટલે આ રીતે પાણીનો સુંદર મધુરો સ્વાદ નાશ પામે છે. મીઠા પાણીનો રંગ પણ આંખને ગમે છે એનો સ્વાદ પણ સુંદર અને સ્વાદિષ્ટ લાગે છે. એનું એક માત્ર કારણ અંદર હવા ઓગળેલી હોય છે તેજ છે. જો આપણે પાણીને ઉકાળીએ તો અંદરની હવા ઉડી જાય અને સ્વાદ નાશ પામે છે. આથી એમ ન સમજવું કે તદન અવાવરાં અને ખરાબ ગંદાં પાણીને ઉકાળ્યા વીના વાપરવું. પાણીને ગરમ તો કરવું જ જોઇએ. એને ગરમ કરવાંથી અંદર રહેલા શરીરને હાની કરનાર જીવો જે અતિશય સૂક્ષ્મ હોય છે તે મરણ પામે છે. પરંતુ આપણો સ્વાદ સાથે સાથે મરી ગયો તેનું શું ? તેનો એક ઉપાય છે. પાણીને બરાબર ઠરવા દેવું. એટલે થોડી ઘણી હવા અંદર ઠંડુ થતાં ઓગળશે અને એથીય સ્વાદિષ્ટ બનાવવું હોય તો જેમ આપણા સાધુ બાવાઓ ભાંગને ઉછાળે છે તેમ વારંવાર ઉછાળવું જેથી હવાનો સારો ભાગ અંદરમાં ઓગળશે અને પાણી આપણને મીઠું અને સ્વાદીષ્ટ લાગશે. એનો રંગ પણ ચમકદાર અને આંખને આકર્ષક લાગશે. આ બધું જાદે હવાના પરિણામે છે.

સર્વથી શ્રેષ્ઠ સર્વોત્તમ પાણી આપણે ઝરાનું ગણીને વખાણીએ છીએ એનું કારણ એના છાછરા વહેતા પાણીમાં હવાને ઓગળવાનો અવકાશ વધુ મળે છે તેજ છે. હવા જેમ વધુ ઓગળેલી હોય તેમ સ્વાદ સુંદર મધુરો લાગે છે તેનાથી બીજે નંબરે નદીઓનાં પાણી આવે છે કારણ તેમાં પણ હવા ઓગળેલી હોય છે. દરીયાનાં પાણી આપણને ખારાં લાગે છે તેનું કારણ તેની અંદર ઓગળેલા અનેક ક્ષારોને લઇને છે. સાધારણ વહેતા અનેક ઝરાઓની નદી બને છે. એ નદી ઝાડી, જંગલ, રેતાળ પ્રદેશ તેમજ ખારવાળી જમીન પરથી વહે છે તેથી તેની અંદર અનેક વસ્તુઓ ઓગળે છે. એથી એનો સ્વાદ સુંદર સ્વચ્છ ખળખળતા ઝરા જેવો મધુરો લાગતો નથી. આવી નદીઓ અનેક જાતનો કચરો, ક્ષાર સાથે દરીઆમાં વહે છે તેથી દરીઓ ખારો બને છે.

બહુજ ઉકાળેલાં, ચ્હા, કૉફી કે બીજાં પીણાઓ આપણને ભાવતાં નથી એનું કારણ પણ હવાની ગેરહાજરી જ હોય છે.

મતલબમાં એટલું જ જણાવવાનું કે હવા પાણીમાં ઓગળેલી હોય છે તેથી જ એનો સ્વાદ મધુર લાગે છે અને તેથી જ જળચર પ્રાણીઓ પાણીમાંથી શ્વાસ લઇને જીવી શકે છે.

શ્રી. નવલકાન્ત ભાવસાગર

ૐ

## શબ્દકડીની રસિક રમત

બે ત્રણ કે ચાર મિત્રો ફુરસદને વખતે રમી શકે એવી આ એક સુંદર રમત છે. એ શરૂ કરતા પહેલાં નક્કી થાય કે કયા શબ્દોનો ઉપયોગ કરવાનો છે.

ગામ અથવા શહેરોનાં નામો, ભુગોળ વિભાગનાં નામો, ઇતિહાસનાં નામો, અથવા ફળફળાદીનાં નામો એમાંથી કોઇ પણ એક વિભાગ નકકી કરી તે વિભાગનાં નામનોજ શબ્દકડીમાં ઉપયોગ કરવામાં આવે.

નામનો છેલ્લો અક્ષર આવે તે અક્ષરથી શરૂ થતું બીજુ નામ બીજાએ બોલવું જોઇએ. તે પછી બીજાના નામના છેલ્લા અક્ષરથી શરૂ થતું નામ ત્રીજાએ બોલવું જોઇએ.

શબ્દકડીની રમત ગામ અથવા શબ્દનાં નામોના વિભાગ પુરતી નકકી થઇ હોય તો આ રીતે રમત ચાલી શકે.

પહેલો : સારસા
બીજો : સારંગપુર
ત્રીજો : રમણ ગામડી
ચોથો : ડીસા
પહેલો : સાવરકુંડલા
બીજો : લાડી
ત્રીજો : ઠીકરીયા
ચોથો : જામનગર

આ રમતમાં 'ય'ને સ્થાને 'જ' અથવા 'અ' વપરાય છે.

# 'મોઆ': મોટામાં મોટું પક્ષી

'મોઆ' નામનું પક્ષી એ દુનિયામાં મોટામાં મોટું પક્ષી થઈ ગયું.

આર્યલેન્ડના 'નેશનલ મ્યુઝીયમ' રાષ્ટ્રીય સંગ્રહસ્થાનમાં તેનાં ઈંડાં ને હાડકાં છે, તથા તે ઉપરથી તૈયાર કરેલો તેનો નમુનો જોવા મળે છે.

અત્યાર સુધીની વિજ્ઞાનીક શોધખોળના આધારે એવું શોધી કહાડવામાં આવ્યું છે કે દુનિયા ઉપર જો મોટામાં મોટું કોઈ પક્ષી થઈ ગયું હોય તો તે 'મોઆ' છે અને તે ન્યુઝીલેન્ડના ગરમ પાણીના ઝરાવાળા ભાગનું વતની હતું.

એમ માનવામાં આવે છે તેમનો જડમુળથી લગભગ પાંચસો વરસ ઉપર નાશ થયો. જ્યારે આ પક્ષીનો નાશ થયો ત્યારે એમ કહેવાય છે કે પૃથ્વી ઉપર સખત શીયાળો બેઠો હતો અને આ કકડતી ઠંડીમાં આવાં ઘણાંય પ્રાણીઓ જે ત્યાર સુધી પૃથ્વી પર જીવતાં હતાં, તેમનો સમૂળગો નાશ થયો.

ન્યુઝીલેન્ડના આ ગરમ ઝરાવાળા ભાગમાંથી, કે જ્યાં આગળ આ પક્ષીઓ ગરમી મેળવવા ભેગાં થતાં હતાં એમ ધારી શકાય, ત્યાંથી તેઓનાં હાડકાં ઢગલાબંધ ખોદી કાઢી શકાય. એમ તેઓનાં ઈંડાના નમુના પણ મળી આવ્યા છે પણ તે બહુ જ થોડાં સંગ્રહ સ્થાનોના પ્રાણી વિભાગમાં જોવા મળે છે. તે ઈંડાં અત્યારના શાહમૃગનાં ઈંડાં જેટલાં છે. મોટાં 'મોઆ' એ અત્યારના રાક્ષસી કદના શાહમૃગના કરતાં પણ વધારે મોટાં અને ઘણાં ભારે હતાં.

કુદરતની શોધખોળ કરનારાઓ કહે છે કે આ પક્ષી ઘણું જ બેડોળ હતું તેના પગ ઘણા વજનદાર હતા અને તે ધીમેથી ચાલી શકતાં અને ચાલવાની રીત પણ કઢંગી હતી.

તેઓ દોડી શકતાં નહી તેમ આજુ ઉડી શકતાં પણ નહી પણ આમ તેમ બહુ જ ધીમેથી ફરી શકતાં.

પુરૂષોત્તમ હ. પટેલ



# ભમરો

આપણે ઘરમાં વંદા જોઈએ છીએ ત્યારે તેમને જોઈને સુગ ચઢે છે તેમજ ભમરા ઘણી વખત જ્યારે બાગમાં ઝાડ ઉપર ફળ પાકયાં હોય છે ત્યારે અડચણ કરતા થઈ પડે છે.

આ બેઉ જીવડાં માણસને બીલકુલ ગમતાં નથી હોતાં છતાં કુદરતના કામમાં એ બેઉની ઉપયોગીતા તો હોય છેજ.

ઘણી વખત નાના બાળકો પુછે છેઃ "ભમરા શા ઉપયોગ માટે બનાવ્યા હશે? તેઓ આપણા માટે મધ તૈયાર કરતા નથી તેમજ જ્યારે તે ડંખ મારે છે ત્યારે તે ભયંકર હોય છે."

જરૂરઃ તે ઉપયોગના છે અને તે એ છે કે તે વંદા ઉપર લડાયક હુમલો લઈ જાય છે અને તેમનો સંહાર કરે છે.

પશ્ચિમ આફ્રીકામાં જે ઘરમાં વંદા ખુબ થયા હોય છે ત્યાં તેઓ દાખલ થાય

છે અને વંદાઓ ઉપર હુમલો કરે છે. ભમરો પોતાનાથી ચાર ગણા મોટા વંદા સાથે હિંમતથી લડાઇ કરશે.

હંમેશાં આ લડાઇમાં ભમરાની જીત થાય છે કારણ કે પોતાના શિકાર વંદાને ડંખ મારે છે અને આ ડંખથી વંદો શાન્ત અને બેભાન બની જાય છે. ભમરો તરતજ વંદાને પોતાના ઘર-દર પાસે ખેંચી જાય છે અને ત્યાં વંદાનું શરીર ભમરાનાં તરતનાં ઇંડામાંથી બહાર આવેલાં બચ્ચાંના ખોરાકના ઉપયોગમાં આવે છે.

એક વખત એક કુદરતના વિજ્ઞાનિકે પશ્ચિમ આફ્રિકામાં એક ભમરાને વંદાને ડંખ મારતાં અને પછી તેને પોતાના દર પાસે ઘસડી જતાં જોયો હતો. પછી એને એમ લાગ્યું કે કદાચ વંદો તેના ડંખની અસરમાંથી મુક્ત થઇને નાસી ન જાય એટલા માટે ભમરાએ વંદાને કેદમાં રાખવાને માટે થોડા ખીલા લાવીને પોતાના ઘર પાસે રાખ્યા.

હિન્દુસ્તાનમાં પણ આ રીતે ભમરા અને વંદાનું યુદ્ધ થાય છે. કોઈ કોઈવાર વંદા આવા ભય વખતે ઉડવા મંડે છે પણ આથી ભમરો હિંમત ન હારતાં, પોતે તેની પાછળ પડે છે અને તેની પીઠ પર પોતે ઉતરે છે. અને તે વંદાના શરીરના પડખામાં ડંખ મારે છે. આથી તે મરી જાય છે.

જો કે આપણને કોઇને ભમરો બીલકુલ ગમતો નથી છતાં હમેશાં યાદ રાખવું જોઇએ કે તેઓ ઘરનાં હાનીકર્તા જીવડાંનો નાશ કરે છે એ એક ઘણું ઉમદા કામ તેઓ બજાવે છે,

અને તેટલા પૂરતા આપણે તેમના આભારી છીએ.          પુરૂષોત્તમ હ. પટેલ



## જાણવા જેવું

—દરેક માણસના માથામાંથી રોજના સરેરાશ ૪૦ વાળ ખરી પડે છે.

*   *   *

—સ્ત્રીના ચોટલામાં ૨૫ હજારથી માંડીને દોઢ લાખ જેટલા વાળ હોય છે.

*   *   *

—વિલાયતની એક રેલ્વેના પાટા ૧૮૦ ફુટ જેટલા લાંબા હોઇ સાંધા દૂર દૂર આવતા હોવાથી તે ઓછો અવાજ કરે છે.

*   *   *

—એક રતલ ચીણ પેદા કરવા માટે મધમાખીઓને ૨૦ રતલ મધ ખાવું પડે છે.

*   *   *

—આખી દુનિયાના દરિયા કિનારાનું માપ ૧ લાખ ૩૬ હજાર માઈલ જેટલું થવા જાય છે.

*   *   *

—ફેફસાંમાં હવાની ખેંચ પડે છે ત્યારે બગાસું આવે છે.

*   *   *

—દુનિયામાં દર વર્ષે ૪૦ હજાર ટન મરી વપરાય છે.

*   *   *

—સફેદ ડુંગળી કાચી ને કાચીજ ખાવાથી અનિદ્રાનો રોગ નાબુદ થાય છે.

શ્રી રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

૭.

# તંદુરસ્તી એ ધન છે

રવિવારનો સુરજ ઉગ્યો.

નિશાળો બંધ હતી. છોકરાઓ ઘેર હતા. રજા હોય એટલે રવિવાર વહાલો લાગે, રવિવાર મારે મન પવિત્ર દિવસ.

હું ત્યારે પંદર વરસનો હતો. અત્યારનાં શરીરમાં ને તે વખતના શરીરમાં આભજમીનનો ફેર. ત્યારે ખુબ પાતળો ને નબળો. આજે ખુબ મજબુત.

હું બોર્ડીંગમાં રહેતો. રવિવારે વહેલો ઉઠયો, નાહ્યો, ધોયો, ને ધોએલાં કપડાં પહેર્યાં. જમવા ગયો. કારણે કે વગર કારણે એક બળવાન છોકરાએ મને માર્યો ને કાદવમાં પાડી નાખ્યો

હું ચોધાર આંસુએ રોયો; માર પડયો તેથી નહિ પણ અપમાન થયું તેથી.

"હું નબળો, નમાલો ને માયકાંગલો તેથી તે મને મારી ગયો ને?" હું મનમાં જ વિચાર કરવા લાગ્યો. "બળિયાના બે ભાગ" ઉપરીને ફરીઆદ કરવામાં નાનમ લાગી. પાછો વિચારે ચડયો. "શું કરૂં? શી રીતે આનું વેર લઉં? શી રીતે એ છોકરાને મારૂં પાણી બતાવું?" એ વિચારોમાં ખુબ ઘુમ્યો. વિચારના અંતે ધર્મપુસ્તક લઇ પ્રતિજ્ઞા કરી. "આ છોકરાને છ મહીનામાં મારૂં નહિ તો દેહ પાડું."

તેજ સાંજથી કસરત શરૂ કરી. દોડવું, દંડબેઠક કરવાં, ને રણરની રીંગ ખેંચવી. દરરોજ નિયમિત દેહ કસુ. શરૂઆતમાં થાક ને ઓછો વખત કસરતમાં જાય. મહીના દહાડામાં તો ઠીક જોર આવ્યું. પછી તો વ્યાયામ વધાર્યો ને વખત પણ વધાર્યો.

રવિવારનો જ દિવસ હતો. વાંક કાઢતાં શી વાર? વાંક કાઢીને મારા દુશ્મનને માર્યો. મારૂં વેર વળ્યું, હૃદય હરખાયું ને વિજયનું ઘેન, ચડયું. પણ રાત્રે નિંદર ના આવે. "આ મેં શું કર્યું? મારા દુશ્મનને પ્રેમથી જીતવો હતો. આ પ્રમાણે બદલો વળાય? પ્રેમનો માર ઓછો છે કે માણસને માર મારવો પડે?"

હું રોયો. આ વખતે "મેં ખોટું કર્યું" એ વિચારે ખુબ રડયો. મારા દુશ્મનની માફી માગી ને ગળો. પ્રભુની પ્રાર્થના કરી. મનમાં આનંદ વહેવાં લાગ્યો.

તે દિવસથી હું કસરત કરતો આવ્યો છું. દેહને મજબુત કરવો ને જોર મેળવવું. કસરતથી યાદશક્તિ વધશે ને પરીક્ષામાં ઓછા વાંચને પણ પાસ થનારો.

કસરતથી દેહ સુંદર લાગશે. બળ હશે તો બાની સેવા થશે, બાપુજીની સેવા થશે ને દેશની સેવા સારી રીતે કરી શકાશે.

તંદુરસ્તી એ ધન છે, એ ધન વધારજો ને સુખી રહેજો.

શ્રી. અભયકુમાર

બાળક અંક



પુસ્તક ૭૬મું | માર્ચ : ૧૯૪૧ | અંક ૧ લો

## હોળી રંગ રમે !



: : રાગ :— સખી રૂમઝુમ કરતી ચાલી પૂનરણ : :

સખી ! રંગ રંગ રમતી, આવી હોળી શી !
અબીલ ગુલાલ ઉડે રંગ—

કેસુડે રંગી, ચુંદડી ઓઢી,
ચોળી ફુલડે ભાત ગુંથેલી,
પાલવડે તારલીયા ટમકે—સખી રંગ૦

શ્વેત રૂપાળી ચાંદની ચમકે,
ઉરઉરમાં સુવાસશી ગ્હેકે !
નવ પલ્લવ કુંપળ મન હિંચે—સખી રંગ૦

સોનલ રેખશી પૂર્ણી સોહે,
બાળ ઉલ્લાસે હોળી પ્રકટે,
સહિયર ફેરા ફરતી મલકે—સખી રંગ૦

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ

# સાચું સૌભાગ્ય

: : રાગ—ભીમપલાસી : તાલ—હિંચ : :

[ લય—ઓખા સમોવડી ભરી તળાવડીમાં ]

યૌવન વસંત ભરી સૌંદર્ય વેલડી,
સુંદર સૌભાગ્યે રાચતી જી રે,
એવી કોહામણી કો' સુંદરી રસીલી;
શીયળ સદ્‌ગુણ ભરી ઓપતી જી રે.

નયનેથી નેહ તણા અંબાર નિતરે,
પ્રિયતમને કાજ લ્હાણ મીઠડી જી રે,
ઉરને હિન્ડોળ ઝુલે રસરાજ રસીયા;
'ઝુલાવે ઘેલી કો' ભામિની જી રે.

શૃંગાર કાજ કો'ડ દિલમાંહી ના ધરે,
સાચું સૌભાગ્ય સદા યાચતી જી રે,
યુગ યુગ અમર રહો સારસસમ યુગ્મ એ;
કીર્તિ સુવાસ દિગંત ગાજતી જી રે,

કલ્લોલ બાલુડાંનો ગાજે મીઠો ગૃહે,
મ્હેકે સૌરભ પ્રીત લ્હાણની જી રે,
ગુર્જર સુંદરીના આદર્શ આંગણે;
પરિમળ સ્વર્ગ સદન મ્હેકતી જી રે.

આદર્શ, સદ્‌ગુણના પાઠો પઢાવજે,
મીઠાં દામ્પત્ય જ્ઞાન રેલતી જી રે,
શીયળ સંસ્કાર ભરી ઓજસ રૂપ એ,
ઘર ઘર. સૌભાગ્યવતી ગુર્જરી જી રે,

સાચું સૌભાગ્ય એજ શાણી સુહાવે,
જ્યોતિ પવિત્ર દિવ્ય પ્રેમની જી રે,
ઝગમગતી રહેજો અખંડ તુજ ધામ એ;
અણમૂલ સુખ ધામ પ્રીતડી જી રે.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ

# પ્રાણનો મોહ

[ એક સત્ય ઘટના ]

અનુવાદક :
કુ. ભાનુમતી તારાચંદ અડાલજા

હિમાલયના એ ઉંચા ભવ્ય પ્રદેશમાં સૂર્યકીરણોથી ચમકતા રૂપેરી પત્થરો આંખો આંજી નાખતા હતા, શીતળતાને લીધે પગ જાણે ઝલી પડતા હતા. લોહી થીજી જતું હતું. વૃક્ષ તો શું, પરન્તુ ઘાસનું એક તણખલું પણ ત્યાં નજરે પડતું નહોતું. ઉપર સ્વચ્છ નીલ આકાશ અને ચોમેર સેંકડો ઉંચી નીચી પર્વતમાળાઓ !

પ્રાણી શૂન્ય આ પ્રદેશમાં એ એકલો અટુલો મુસાફર અતિ કષ્ટથી પોતાનો માર્ગ કાપી રહ્યો હતો. થોડા થોડા વખતે આંખો આગળ દુર્બીન લાવીને તે ખુબ લક્ષપુર્વક આમ તેમ જોતો. પરન્તુ તેના મુખ ઉપર કેવળ નિરાશા જ છવાતી. એક તો તે થાકી ગયો હતો, તેમાં વળી એના ખડીયામાંય પણ બોજાની કંઈ કમીના નહોતી. શરીર ઉપરનાં વસ્ત્રો એ બોજામાં વધારો કરતાં હતાં; પરન્તુ એ વસ્ત્રો ન હોત તો આ સ્થળે કદાચ તે એક ક્ષણ પણ રહી ન શકત.

માર્ગમાં નાનું શું ઝરણું આવ્યું. બપોરે મુસાફરે ત્યાં જ બરફ ઉપર પોતાનું વસ્ત્ર પાથરીને વિશ્રાન્તી લીધી. ખડીયામાં આજનો દીવસ પેટ પુરતું ચાલે એટલું પણ ખાવાનું નહોતું. માત્ર થોડો ઘણો ટો* માત્ર તેનો નાસ્તો બન્યો. અહીં વળી આરામ કેવો ! મોટી મોટી બરફની શીલાઓ સૂર્યનાં ઉનાં ઉનાં કીરણોના સ્પર્શથી છુટી પડી જઈને ઉપરથી નીચે ગબડી રહી હતી. ક્ષણે ક્ષણે ચોમેર એનો ઘોર ગડગડાટ ગુંજી રહ્યો હતો. એકાદી શીલા જો એના ઉપર પડે તો હાડકાં પાંસળાંનો પત્તો પણ ન લાગે ! મુસાફર ત્યાંથી આગળ વધવા લાગ્યો.

ક્યાં જવું છે તેની એને ગમ ન હતી. જેમ જેમ દિવસ નમતો ગયો તેમ તેમ એ મુસાફરની વ્યાકુળતા વધતી ગઈ. 'અરે ! રાતે આવા પ્રદેશમાં કેમ રહ્યું જશે ?' એના મનમાં વિચાર જાગ્યો. નીકળતાં પહેલાં તેણે આવાં દુઃખો તરફ લક્ષ જ આપ્યું નહોતું. એ વખતે તેને ના પાડવાવાળાં તેના મનથી કાયર ગણાતાં હતાં. જેઓ મુશ્કેલીઓનું વર્ણન કરીને તેને રોકવા ઇચ્છતાં હતાં તેમની નબળાઈ ઉપર એ મનમાં હસ્યા કરતો, —'આ લોકો મને પણ એમના જેવો બીકણ માનતાં લાગે છે !' એ વખતે મૃત્યુ એ તેના મનથી સાધારણ વસ્તુ હતી. પ્રાણની તેને પરવા નહોતી. એને ખબર નહોતી કે પોતાના હૃદયના કયા ખુણામાં પ્રાણ માટેની મમતા છુપાઈ રહી છે. અત્યારે તો તેનો બધોય ઉત્સાહ ઉડી જતો હતો. એની બધીયે હોંસ વિદાય થતી હતી. એ માત્ર એટલું જ ઇચ્છતો કે ક્યાંક સુરક્ષીત સ્થળ મળી જાય તો કોઈ પણ રીતે પ્રાણ બચવા પામે. 'શું મારા ભાગ્યમાં રાત વીતાવી શકાય તેવી નાની શી ઝુંપડી કે ગુફા પણ નથી ?'

દિવસ નમતો જ ગયો. કુદરત કોઈની વાટ જોઈને ઉભે છે ? આસમાનમાં ઉતરતા ભગવાન સૂર્યનારાયણની લાલીએ બરફના પ્રદેશને રંગી દીધો. બરફની શીલાઓની

* રોટી.

કણીએ કણીમાંથી જાણે રંગ ફુટી રહ્યો ! એ દશ્ય અદ્ભુત હતું. જ્યાં જુઓ ત્યાં કેવળ અરૂણુની જ ઝાંખી થતી હતી. પરન્તુ મુસાફર આ દશ્યથી ન રીઝયો. આ મનોહર દશ્ય ઉલટું એને ભયાનક લાગ્યું. એને એટલી પીડા થતી હતી કે જાણે એનું લોહી કાઢીને સર્વ દિશામાં છાંટવામાં આવે છે ! પગમાં થોડુંક પણ ચાલવાની શક્તિ હવે રહી નહોતી. ઠંડીથી આખું શરીર અકડાઇ જતું હતું.

રંગ ફીક્કો પડવા લાગ્યો અને કાળાશ વધવા લાગી. અરૂણરંગી શીલાઓ ઝાંખી પડવા લાગી. મુસાફરને એમાં પોતાના તરફ ધસી આવતી પોતાના મૃત્યુની ભીષણ શ્યામતાની ભ્રાન્તિ થઇ. એ વ્યાકુળ થઇ રહ્યો. એનું ધૈર્ય ખુટી ગયું. એ પોકારી ઉઠયો, " હે ભગવાન, રક્ષા કરો ! " એનું માથું ભમવા લાગ્યું, એને ચક્કર આવ્યાં, અને એનો દેહ એ શીલાઓ ઉપર ઢળી પડયો.

ખરી રીતે તો એને મુર્છા આવી ગઇ હતી. એને લાગ્યું કે કોઇ કોમળ હાથો પોતાના મસ્તકને એમના ખોળામાં લઇ લે છે. એ ચમકયો, એણે આંખો ઉઘાડી, અને શું આશ્ચર્ય ! તેણે જોયું કે લાંબી રક્તવર્ણી જટા તથા વિશાળ દાઢીવાળા એક શ્યામરંગી પુરૂષ એની શુશ્રુષા કરી રહ્યા છે–પોતાના મસ્તક પર ધીરે ધીરે હાથ ફેરવી રહ્યા છે ! કોણ જાણે એ હાથમાં એવું તે શું હતું કે એના શરીરમાં ફરીથી ઉષ્ણતા આવવા માંડી. એ અજાણ્યા પુરૂષના મુખ ઉપર કંઇ વિચિત્ર તેજ છવાઇ રહ્યું હતું. એની આંખોમાંથી પ્રેમ તથા દયાની વૃષ્ટિ થઇ રહી હતી. મુસાફર એકદમ ઉભો થઇ ગયો. એ મહાપુરૂષના ચરણમાં તેણે પોતાનું મસ્તક નાંખી દીધું. એ મહાપુરૂષે તેને ઉઠાડયો અને એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય પોતાની પાછળ પાછળ આવવાનો ઇશારો કરીને તે એક તરફ ચાલવા લાગ્યા. મુસાફરે તેનું અનુકરણ કર્યું. હવે તેનામાં સાહસ અને શક્તિ બન્ને આવી ગયાં હતાં.

( ૨ )

મી. અલબર્ટ ઘણા દિવસોથી ભારત ભુમીના યોગીઓ વિષે અવનવી વાતો સાંભળતો હતો. યોગમાં એને ખુબ શ્રદ્ધા હતી. અંગ્રેજી ભાષામાં પ્રગટ થયેલા આ વિષયના અનેક ગ્રન્થો તેણે સંઘર્યા હતા. કોઇ પણ પ્રસિદ્ધ ભારતપુત્ર લંડન આવતો તો એ જરૂર તેને મળતો, અને ત્યાંના યોગીઓ વિષે પુછપરછ કરતો. એણે પોતે પાશ્ચાત્ય પદ્ધતિથી ત્રાટક અને ઇચ્છા શક્તિની સાધના કરી હતી, પણ એને એટલાથી સંતોષ ન થયો. એની ઇચ્છા તો કોઇ ભારતીય યોગીના શિષ્ય થઇને યોગ સાધવાની હતી. પુસ્તકો ઉપરથી અથવા ભારતીય પ્રવાસીઓને પુછવા ઉપરથી તેને જોઇતી હતી તે વાત તેને નજ મળી શકી. અંતે એણે જાતેજ ભારતની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો. તે જાતેજ અહીંયાં આવીને ઉપયોગી યોગી ગુરૂની શોધ કરવા ઇચ્છતો હતો. એમ કરવામાં તેને કંઇ અંતરાય નડે તેવું નહોતું. એક પ્રતિષ્ઠિત અને સાધનસંપન્ન કુટુમ્બનો તે સભ્ય હતો. જરૂર જોગી સામગ્રી સાથે રાખીને તે હિંદ આવવા નીકળી પડયો. મોટી મોટી આશાઓ સેવતાં વહાણમાંથી તેણે હિંદના કિનારા ઉપર પગ મુકયો પરન્તુ એની એક પણ આશા ફળીભુત થતી ન લાગી. કોઈ અજાણ્યા દેશમાં ત્યાંના મહાત્માઓને શોધી કાઢવા એ થોડીજ કંઈ રમત જેવી વાત હતી ? પોતાના હિંદવાસી અંગ્રેજ મિત્રો, તીર્થના પંડયાઓ અથવા પોતાના નોકરો મારફત જ્યાં જ્યાં એને કોઈ મહાત્માનો પત્તો મળતો ત્યાં ત્યાં તરત તે પહોંચી જતો. ખર્ચની તો કંઇ

ચીંતા નહોતી, પરન્તુ એમ પૈસાથી કંઇ મહાપુરૂષોનો પત્તો લાગતો હશે ? વચમાં વચમાં એણે હીન્દી ભાષાનો થોડો અભ્યાસ પણ કરી લીધો.

મુખ્ય મુખ્ય બધાંય તીર્થસ્થળો અને બધાંય પ્રસિદ્ધ સ્થાનો તે જોઇ વળ્યો. કેટલાય સાધુઓને મળ્યો પણ ખરો. પરન્તુ ક્યાંય તેને સંતોષ ન થયો. એને ઉપયોગી ગુરૂ ન લાધ્યા. પહેલાં એણે વાંચ્યું હતું કે હિમાલયના બરફવાળા પ્રદેશમાં મોટા મોટા યોગીઓના વાસ હોય છે. હિંદમાં આવીને તેણે જેને જેને પુછ્યું તેણે આ વાતને જો કે પુષ્ટિ તો આપી, પરન્તુ એવા યોગીનાં દર્શન દુર્લભ છે એમ પણ કહ્યું. પહાડી પ્રદેશના માર્ગની મુશ્કેલીઓનાં વર્ણનો આ દઢ નિશ્ચયી અંગ્રેજને ચલીત ન કરી શક્યાં. એને તો યોગ દર્શનની ધુન લાગી હતી. એણે સંકલ્પ કરી લીધો. એ તો ચાલ્યા હિમાલયના યોગીઓની શોધમાં; એનો અંતરાત્મા એક જ વાત પુકારતો હતો– " હું કોઇને કોઇ સાચા યોગીનાં દર્શન જરૂર કરીશ. " એણે ભારતનો નકશો જોયો. હિમાલયની પર્વતમાળાઓનું વર્ણન વાંચ્યું અને છેવટે હરદ્વારથી બે ત્રણ નોકરોને સાથે લઇ કેદારનાથજીની યાત્રા માટે નીકળી પડયો. અહીં સુધી તો યાત્રા ખુબ આનંદથી કરી, પરન્તુ એને તો જવું હતું ત્યાંથી પણ આગળ. એક પણ નોકર કેદારજીથી આગળ જવા તૈયાર ન થયો. પંડયા અને બીજા લોકો આ ' સાહેબ 'ને ખુબ વારવા લાગ્યા. પરન્તુ એમાં કંઇ ન વળ્યું. કોઇ સાથે ન આવે તો કંઇ નહીં. એણે એકલાએ જ આગળ જવાની હામ ભીડી. બે ત્રણ વખત ભોજન કરી શકાય એટલી પાઉં રોટી તથા થોડાંક કપડાં એણે ખડીયામાં રાખી લીધાં, શરદીથી બચવા માટે એણે ગરમ કપડાં પણ શરીર ઉપર ધાબડયાં, દુર્બીન, લાકડી* અને બીજી થોડીક જરૂરી વસ્તુઓ સાથે રાખીને કોઇ પણ ભોમીયાને સાથે રાખ્યા વગર અગર કોઇ પણ પ્રકારનાં માર્ગ દર્શન વગર કેવળ અનુમાનની મદદથી બરફથી છવાયેલા એ પ્રદેશમાં મી. 'આલબર્ટ' આગળ વધ્યો. લોકોએ એને ગાંડો ગણી કાઢયો. બધાય જાણતાં હતાં કે એ મોતને ભેટવા જાય છે. એ જીવતો પાછો આવે એ વાત તદ્દન અસંભવીત !

ત્યાં રસ્તો તો શાનો હોય ? ત્યાં તો શીલાઓ ઉપર ઠેકી ઠેકીને જવાનું હતું. કયાંક પગ કાચા બરફમાં ઘુંટણ સુધી ઉતરી જતા હતા. કયાંક ઠેકડા મારવા પડતાં–કયાંક ઉંચે ચડવું પડતું તો કયાંક લપસીને નીચે ઉતરવું પડતું. કોઇ કોઇ સ્થળે તો બરફનું એક પ્રકારનું ઘાસ જામી ગયું હતું. થોડેક સુધી તો અહીં તહીં ઝાડો પણ નજરે પડતાં. ભોજન તો સાથે હતું જ એટલે આખો દિવસ એણે ચાલ્યા જ કર્યું, સદ્‌ભાગ્યે રાતને વખતે એક ઝાડ મળી આવ્યું. આ છેલ્લામાં છેલ્લું વૃક્ષ હતું. કેમે કરી નિંદ્રા તો આવતી જ નહોતી. કપડામાં લપેટાઇને જેમ તેમ ટુંટીયું વાળીને તે રાતભર પડયો રહ્યો. રાતની શરદી અને પહેલા દીવસના થાકને લીધે આગળ વધવાની એના શરીરમાં શક્તિ નહોતી. વારંવાર પાછા વળવાની ઇચ્છા થતી હતી, પરંતુ હવે પાછા વળવું એ તો લાજી મરવા જેવું હતું. વિચારોની ગડમથલ કરતો તે આગળ વધ્યો. હવે આગળ કેવળ બરફનો જ પ્રદેશ હતો. અગાઉ જેવું બરફનું ઘાસ પણ ત્યાં ન હતું. ભોજન પણ થોડું બચ્યું હતું. પોતાના પ્રાણને હોડમાં મુકીને તે આગળ ચાલી રહ્યો હતો. નહોતો પાછળના માર્ગનો પત્તો કે ન આગ-

* લાંબી મજબુત લાકડી.

જાને. દુર્બીનથી તે આમ તેમ જોયા કરતો, પરન્તુ ત્યાં ગુફાઓ કે આશ્રમો ક્યાં હતાં ? કેવળ આશા જ એને આગળ ને આગળ ધકેલતી હતી.

( ૩ )

આમ આગળ ને આગળ વધતાં એ બેભાન બન્યો અને એની મુરછા આપણે અગાઉ જોયું તે પ્રમાણે એક પ્રતાપી મહાત્માના સ્પર્શથી ઉતરી. એ મહાત્માના આદેશ અનુસાર તેની પાછળ પાછળ કેટલીક પળો સુધી ચાલ્યા બાદ મી. અલબર્ટની નજરે એક ઠેકાણે ગુફા જેવું કંઇક જણાયું. અંદર બારનું નામ નીશાન નહોતું, પત્થરની બનેલી તે ગુફા અતિ સ્વચ્છ હતી. તેમાં એક ફાટેલું મૃગચર્મ અને કમંડળ પડ્યાં હતાં. આ બે વસ્તુઓ એજ એ ગુફાની સાધન સામગ્રી !

મહાત્માની પાછળ પાછળ એ ગુફામાં ગયો બે પુરૂષો સુઇ શકે એવડી જ મોટી એ ગુફા હતી. હવે એનામાં અજબ હિંમત આવી ગઇ. એને વિશ્વાસ બેઠો કે જરૂર આ કોઇ મહાયોગી લાગે છે. પોતાના આદર્શની સિદ્ધિ થતાં એની પ્રસન્નતાનો પાર ન રહ્યો. કોણ જાણે એનો થાક અને શરદીની પીડા ક્યાં ઉડી ગઇ. નવીન સ્ફુર્તિ, નવીન વિચાર અને નવું જીવન એને સાંપડ્યું.

મહાત્માએ પોતાના હાથમાંથી એક ફળ કાઢ્યું. મુસાફરના ખડીયામાંથી પ્યાલો કઢાવીને યોગીએ એમાં એ ફળનો રસ નીચોવ્યો અને કહ્યું ‘ તારી ક્ષુધા તૃપ્તી માટે આટલું બસ છે, એને પી જા. ’ આલબર્ટે આજ્ઞાનું પાલન કર્યું. “ હવે આજે સુઇ જાવ, કાલ સવારે વળી જોયું જશે. ” મહાત્માના મુખમાંથી એટલી જ વાણી નીકળી. મુસાફર લમ્બો ટાંટીઆ વીંટાળીને સુઇ ગયો. યોગી મૃગચર્મ ઉપર બેસી જ રહ્યાં.

બીજા દિવસે નેત્રો ઉઘાડતાં મુસાફરે જોયું કે ગુફામાં પોતે એકલો જ છે. એણે ધાર્યું કે મહાત્મા નિત્યકર્મથી પરવારીને જરૂર અહીં આવશે. વાટ જોઇ જોઇને તે થાક્યો. ત્યાં બેસી રહેતાં તેનું મન ન માન્યું. બહાર નીકળીને જુવે તો ખુબ આંધી ચઢી હતી. તે ગુફામાં પાછો ભાગ્યો. ખુબ લક્ષપૂર્વક ગુફાના એકે એક ભાગને તે ટીકી ટીકીને જોવા લાગ્યો. ગુફામાં શું હતું ? કેવળ પત્થર ! પેલું મૃગચર્મ પણ જ્યાંનું ત્યાં જ પડયું રહ્યું હતું. સુતી વખતે પોતે ઓશીકું કર્યું હતું તે તરફ તેની નજર ગઇ. એકાએક તે બોલી ઉઠ્યો, ‘ અરે આ નોટબુક અને કલમ ખડીયામાંથી કોણે કાઢી ! ’ તરત જ નોટબુક ઉપાડી લઇને તે પાનાં ફેરવવા લાગ્યો. તેમાં એક વાળેલો કાગળ રાખ્યો હતો તે ધબ લઇને નીચે પડ્યો. મુસાફર કાગળ વાંચવા લાગ્યો.

“ જ્યાં સુધી પ્રાણની જરાપણ મમતા બાકી હોય-શરીરનો મોહ હોય-જીવવાની ઇચ્છા હોય, ત્યાં સુધી આ દિવ્ય પ્રદેશ માણસ માટે અગમ્ય છે. વ્યર્થ દુઃસાહસનું પરીણામ સારૂં નહીં આવે. ઇચ્છા હોય તો ટીબેટમાં રહીને સાધના કરી શકો છો. એક નકશો છે તેની મદદથી તમે સીધા કૈલાસ પહોંચી શકશો. પાછા ફરો. ”

વારંવાર તેણે એ પત્ર વાંચ્યો, નકશો જોયો, કંઇક વિચાર કરીને મૃગચર્મના આસનને પ્રણામ કરીને તે ત્યાંથી ચાલી નીકળ્યો. તેજ દિવસે તે નકશા પ્રમાણે ચાલીને ટીબેટ ભેળો થઇ ગયો.

( ૪ )

લ્હાસાથી થોડે-દુર એક પહાડની તળેટીમાં એક અંગ્રેજનો નાનો શો બંગલો

હતો. કહોને કે ઝુંપડી હતી. લોકો એને ગાંડો સમજતા હતાં. એ ફક્ત કમ્મર ઉપર એક વસ્ત્ર વીંટીને, આખું શરીર ખુલ્લું રાખીને અહીં તહીં ફરતો હતો. કોઈ કોઈ વખતે તો કેટલાય દિવસ પછી પાછો આવતો હતો. કેટલાક નામાંકિત લામાઓ તેને યોગી તરીકે ઓળખતા. એ શું ખાતો હતો તેની કોઈને ખબર નહોતી પડતી.

કોઈ એની પાસે જતું તો એ પુછતો, " તમને પ્રાણુનો મોહ છે ? " કદાચ કોઈ ' હા ' કહેતું તો તે મ્હોં મચકોડીને ચાલ્યો જતો. કોઈ મશ્કરીમાં પણ ' નહીં ' એવો જવાબ આપતું તો એ તરતજ એના ચરણ પકડી લેતો અને પોતાના અશ્રુઓનો એ પગો ઉપર અભિષેક કરતો. સજળ નેત્રે એ કહેતો, ' મારા ગુરૂદેવ પાસે જઈને એમને બોલાવી લાવો. ' તે કહેતો કે ' મારા ગુરૂદેવ ત્યાં દુર દુર પર્વતોમાં રહે છે. ત્યાં સુધી એજ જઈ શકે જેને પ્રાણુનો મોહ ન હોય. '

એક દિવસ પ્રાતઃકાળે તે ઉઠયો અને એ દૂરના પર્વતો તરફ ચાલ્યો ગયો. પછી તો લોકોએ તેને કદી પણ જોયોજ નહીં. લંડનથી એનો કોઈ ખાસ સંબંધી એનો પત્તો મેળવતાં મેળવતાં ટીબેટ સુધી પહોંચી ગયો હતો. પરંતુ એને બીચારાને નીરાશ થઈને પાછું જવું પડયું. *

* ' કલ્યાણ માસીકમાંથી-ખાસ પરવાનગીથી




લેખક : રા. 'પ્રમોદ', બી. એ.

[ જાન્યુઆરી અંકના પાન ૩૪૨થી ચાલુ ]

## પ્રકરણ ચૌદમું ( ચાલુ )

પાંચેક મિનીટમાં એ પાછો આવ્યો અને ચંપા તથા મુકુન્દને પોતાને ત્યાં તેડી ગયો.

બરાબર એક વાગ્યે પ્રાણજીવનદાસ આવ્યા. વિશ્વનાથ બારણામાં જ ઉભો હતો. એમણે ટુંકામાં જ જણાવી દીધું કે મુકુન્દ અને ચંપાશેઠાણી હમણાં જ અહિંથી કાન્તિને ત્યાં જમવા ગયાં છે અને કાન્તિને એમના અહિં આવવાની ખબર જણાય છે. એટલે સારો રસ્તો એ છે કે એમણે એઓ પાછાં આવી જાય ત્યાં સુધી પોતાને ત્યાંજ રોકાવું.

બાજુના મકાનમાંથી મુકતાબાઇ કદાચ કાન્તિને ત્યાં ગયાં જણાય છે. એ વાત એમણે ન કરી, તેમ શેઠે પણ મુકતાના સમાચાર ન જ પૂછ્યા.

અરધો કલાક ગઈ-પોણો કલાક ગઇ-કલાક ગઇ પણ કોઇ પાછું ન ફર્યું.

કશી પણ બીજી વાતચીત કર્યા વિના શેઠ ચાલતા થયા ! એમણે ચાલતાં ચાલતાં સ્હેજ ઇસારો કર્યો કે: વિશ્વનાથે મુકતાને થોડા દહાડા મુંબઇ જઈ આવવું હોય તો પૂછી જોવું.

થોડીવાર પછી કાન્તિ વગેરે જમીને પાછાં આવ્યાં; વિશ્વનાથ એકલોજ વિચારગ્રસ્ત બેઠો હતો.

" ચંપાબ્હેન, તમારી નવ-યુગની ફિલસુફી હવે તો વિસ્તારથી કરવી પડશે જ." કાન્તિએ ઓરડામાં પગ મૂકતાંજ આગ્રહપૂર્વક જણાવ્યું.

" કાન્તિલાલ, તમે પણ રાજા માણસ છો. કેટલીક વાતો રહસ્ય-મંદિરના સભ્યો આગળ જ કહેવાની હોય છે. એનું શું ?" મુકુન્દે ટીકા કરી.

ચંપાને આ અપમાન લાગ્યું.

" મુકુન્દ, તમે હમણાં હમણાં કાંઇક બદલવા માંડ્યા છો, કેમ જાણે તમે દુશ્મનો સાથે વસતા હો ? " ચંપાએ કચવાટ દર્શાવ્યો.

" ભાભી, તમે આમ બોલશો એ કેમ ચાલશે તમે ક્યાં નથી કહેતાં કે મને તો તમારી પાસેથી વાતો કરાવવાની આ ચાવી જડી ગઇ છે. "

ચંપાએ ક્યારેક આમ કરેલ એ યાદ આવતાં તદ્દન શાંત થઇ હસીને કહ્યું: " એવા છે ને તમને તો કેમે કરી ન પહોંચાય. "

વિશ્વનાથ હજુ બોલ્યો ન હતો. એને હજુ કાંઇ સૂઝ ન્હોતી પડતી,

"ચંપા બ્હેન, હું રહસ્ય-મંદિરમાં નથી જાણતો. હું નવા-યુગમાં નથી જાણતો. મને જો કાંઇ પણ પરિચય આ યુગનો થયો હોય તો એ તો માત્ર આ વિશ્વનાથને લીધે અને એ પણ અજીઠાં 'ભાષણોથી. એ યુગની માન્યતાઓ મુક્તાબ્હેન પાસેથી એણે જાણી. અને એણે મને જણાવી. વળી એ કહે છે કે આપ એ ફિલસુફી બરાબર સમજો છો તો પછી આવો લાભ મને ક્યારે મળે!"

"કોઇના ઘરમાં બેસવું અને એને જ કાંઇ કહેવું એ સારૂં નહિં દેખાય!"

"એમાં શું? કહોને, મારી ભૂલ હશે તો સુધરશી!" વિશ્વનાથે વિવેક કર્યો.

"નવા-યુગની જે હકીકત તમારે કાને પહોંચી છે કે એનું જે દર્શન તમોને થવા પામ્યું છે એ સાચું દર્શન નથી!" ચંપાએ ગંભીર થઇ શરૂ કર્યું.

"ભાભી! તમને સેતાનની અસર થવા માંડી લાગે છે. તમે આજે કાંઈક જુદું જ ભાષણ કરો છો?"

"કયા સેતાનની વળી?"

"એ સેતાન! આયુર્વેદાચાર્ય!"

"ના મુકુન્દ, એ સેતાનની નહિ! તદ્દન જુદું જ! કલ્પના કરી શકો તો કહો?"

"આપણને ખબર નથી એ, તમે કદી એવું બોલ્યાં નથી." મુકુન્દે જવાબ દીધો.

"તો સાચી વાત જૂદી છે. જૂના કાળમાં જેમ ધર્મને નામે ધતિંગ થતાં એમ આ કાળમાં વળી સ્વાતંત્ર્યને નામે પણ થાય છે. અમે જ્યારે વાતો કરતાં હોઇએ ત્યારે અમારે તો આગળના જમાનાની બન્ને સ્થિતિ ઉપર ટીકા કરવી હોય એટલે જરા અતિશયતા વાપરીએ. એનું પરિણામ એવું આવ્યું કે તમે અમને સ્વેચ્છાચારી માનવા માંડયા. પણ અમે એ ન ગણકાર્યું. અમે તો કરતાં હોઇએ તે કરીએ અને બોલતાં હોઇએ તે બોલીએ, છતાં કોઇ કાર્ય વખત આવે કરવા નીકળ્યાં કે બોલવું એટલું કરવું; બલ્કે જે અતિશયતા અમારા બોલવામાં માત્ર બોલવા પૂરતી જ હતી એ એઓએ આચરણમાં ઉતારી, અમે તો એ તરફ દુર્લક્ષ્ય કરતાં-એમ માનીને કે એ તો બધા જમાનામાં હોય જ છે. પણ હવે તો નવાયુગના ઉપર કલંક રૂપે એ ચોંટવા માંડી છે. અને અમારા ઘરમાં વિષ-વૃક્ષો ઉગવા માંડયાં છે. હવે અમને જણાવા માંડયું છે કે મજા ખાતર અતિશયતાનો ઉપયોગ થયો એ પણ ખોટો થયો છે.

"કાંઇ હરકત નહિં, અતિશયતા કાઢીને વાત કરો. પણ વાત તો કરવી જ પડશે." કાન્તિએ આગ્રહ કર્યો.

"અતિશયતા કાઢયા પછી બાકી શું રહે? પછી તો માત્ર હાડપીંજર જ છે અને એ તો બીહામણું જ હોયને?"

"કેવું ક? અમારા જૂના સંસાર જેવું જ કે?"

"એવું જ."

"કાંઈ ફરક નહિ?"

"કશો યે નહિં."

"તો પછી હવે લડવાનું માંડી વાળો."

"ગુહાનો ફેર છે ત્યાં સુધી લડવું તો તો પડશે જ."

"એ વળી કેવો?"

"આરંભમાં જ!"

"વિગતથી કહોને."

"જૂના સંસારની એવી માન્યતા છે કે બાલ્યાવસ્થામાં જ લગ્ન કરી નાખવાં. કદી લગ્ન મોટી ઉંમરે કરવાં તો પણ તે માબાપો જ કરે; કદી માબાપો ન કરે અને પોતે જ કરે તો તે પોતાની નાતમાં જ કરે; છોકરીઓએ જરાતરા પણ છૂટ તો લેવાય જ નહિં! ઘરમાં સ્ત્રીઓએ તો પૂતળાંની પેઠે જ રહેવું! સ્ત્રીઓને કશા પ્રકારના હક તો ભોગવવાના જ નહિં જ. સિવાય કે પતિની,

સાસુ સસરાની, નણંદ જેઠાણીની સૌની ગુલામી સેવવી! પૈસો તો એનાં હાથમાં આવે જ નહિ. પુરૂષો પચીસ સ્ત્રીઓ કરે અને તો સાઠ વરસનો પરણે. સ્ત્રીઓએ તો ચાર મંગળ વરતાયાં પછી કશું બોલવાનું જ નહિં.' આની સામે અમારે વાંધો છે. અમે કહીએ છીએ કે સ્ત્રીઓ અને પુરૂષોનાં શરીર કે માનસમાં કશો ફેરફાર છે નહિં. સ્ત્રીઓ પણ પુરૂષોની સાથે સ્વતંત્ર રીતે રહી કરી શકે. લગ્નો પુખ્ત ઉંમરે જ થવાં જોઇએ. ન્યાત જાતનો ખ્યાલ એ ખોટો ખ્યાલ છે. નાણાંં પ્રકરણી રીતે સ્ત્રી પુરૂષ સાથે સહ હિસ્સેદાર છે. સ્ત્રીઓ પણ ધારે તો પુરૂષોથી છૂટી થઇ શકે અને એ પણ બીજું લગ્ન કરી શકે."

"આ બધા તો સીધા સાદા સામાજીક પ્રશ્નો છે. એનો તો નિવેડો આવી શકે એવું છે અને એવા પ્રશ્નો તો જ્યારે જ્યારે ઉઠે ત્યારે સમાજ લાવે છે. પણ વિશ્વનાથ તો બીજું જ કહે છે."

"સત્યાનાશ કોઈ કાઢતું હોય તો એ વિશ્વનાથો જ કાઢે છે અને એથી વધારે તો તો મુક્તાઓ કાઢે છે."

વિશ્વનાથ જવાબ દેવા તૈયાર થયો.

"જરા ખામોશ રાખો. તમારે નહિં બોલવું પડે. કાન્તિલાલ, તમે આ ખોટું સ્થળ પસંદ કર્યું. પણ થયું એ થયું. હું કેટલીક વાતોનો નિર્ણય કરી નાખવા માગું છું. આ વિશ્વનાથને હું તો ઓળખતી નહિં. મુક્તા આવ્યા પછી એને હું ઓળખવા માંડી. મારે જે એને તો માત્ર ચાર દહાડાનો પરિચય છતાં એ ચાર દહાડામાં એણે અમારા સંસારમાં શું કાંટા વેર્યા એ તમને કોઇને ખબર છે. મુકુન્દ બાઇને તો બીજે જ દહાડે લડવાનો પ્રસંગ આવ્યો. અને મારે મુક્તા સાથે ત્રીજે દહાડે લડવાનો પ્રસંગ આવ્યો. અને ચારે મુક્તા સાથે ચીજે દહાડે રાત્રે લડાઈ થઈ. કાલે બપોરે હું સમજી છું એમ હોય તો એણે સુંદરલાલને તકલીફમાં મૂક્યા છે...!..."

એ વખતે કોઇને બારણું ખખડાવ્યું.

"કોણ છે?" વિશ્વનાથે પૂછ્યું.

"એ તો હું ભીમો!" કાન્તિના નોકરે કહ્યું.

"શું છે ભીમા?" કાન્તિએ પૂછ્યું.

"આવ્યાં આવે છે. હમણાં આવશે. હું જાઉં?"

"હા, જા."

"કોણ આવે છે?" ચંપાએ પ્રશ્ન કર્યો.

"આપણે આવ્યાં ત્યારે મેં નોકરને કહ્યું કે હું જઇને યશોમતિને અને ત્રિવેણીને અહિં મોકલ, તે એ જઈ બોલાવી લાવ્યો."

બધાં એઓની રાહ જોતાં બેસી રહ્યાં.

એઓ આવ્યાં અને પરસ્પર નમ્યાં.

"ચંપા બ્હેન, માફ કરજો, મારે આપને તકલીફ આપવી પડી છે. એ માટે પણ એક વિનંતિ કરી લઉં? જો પાંચ મિનીટ રજા આપો તો બાજુના મકાનમાંથી મુક્તાબ્હેનને બોલાવી લાવું એટલે બધી વાતનો નિવેડો આવી જાય."

"મને શું હરકત છે? એ નાસી આવી છે. મેં થોડી એને કાઢી મૂકી છે."

યશોમતિ સ્તબ્ધ થઈ ગઈ.

"યશોમતિ, ત્હારે પણ મુક્તાબ્હેનને મળીને ખુલાસો કરવો છે ને? અહિં જ બધો ખુલાસો.

એ મુક્તાને બોલાવી લાવ્યો.

મુક્તાએ આવતાં વેંત જ ચંપાને જોઇ અને એ પાછી વળવા માંડી.

"મુક્તા, પાછી શું કરવા જાય છે? હું નડતી હોઉં તો હું ચાલી જાઉં. પણ ત્હારી બ્હેનને તો મળી લે. તેં તારા પિતાના ઘરમાં શું સ્થિતિ કરીએ તો જરા જાણી લે?"

મુકતાએ ફરીવાર જોયું તો ત્રિવેણી, યશોમતિ બધાં હતાં. એ આવી અને તીચું જોઈ બેસી ગઇ. ત્રિવેણી કે યશોમતિ સામે મ્હોં પણ ન મરકાવી શકી.

"મુકતાબ્હેન, જરા સાંભળશો. આ ચંપાબ્હેન વાત કરતાં હતાં એ?" કાન્તિએ વિવેક કર્યો.

"એ નવા યુગની વાત કરે છે." વિશ્વનાથે મુકતાને ચમકાવવા પ્રયત્ન આદર્યો.

મુકતા કશું ન બોલી.

"વિશ્વનાથ, તારી ચાલાકી રહેવા દે. તું ચંપાબ્હેન, આવ્યાં ત્યારે તારી ચાલાકીના પરિણામે શું શિક્ષા ભોગવતો હતો એના અહિં એ સાથી છે. નકામી તારી મૂઠી ખોલી શા માટે તારી કિંમત કરાવે છે." મુકુન્દે કહ્યું.

વિશ્વનાથથી ચૂપ થઇ જવાયું.

"હં. હું વિશ્વનાથની વાત કરતી હતી:" ચંપાએ શરૂ કર્યું ?

"હું તો એને ચાર દહાડાથી ઓળખવા લાગી, એ પણ આ મુકતાને લીધે. એ ચાર દહાડામાં અમારા ઘરમાં શું શું નથી થયું? એ અને મુકન્દ લડયા: હું અને મુકતા લડયાં; મારે અને મુકુન્દને ઉચક મન થવા માંડયાં. સાચું કહું તો મુકુન્દે મને આજ સુધી મ્હોટી બ્હેન જેવી રાખી છે. હું અને મુકતા તો કૉલેજના દહાડાથી ભેળાં રહેતાં. અમે બન્ને તો પાકી દોસ્તારણો. પણ થવા કાળ છે. હું એના રસ્તામાં આવી કે એ મારા રસ્તામાં આવી એ તો એનું મન કહેતું હોય એ સાચું. મારૂં મન તો કહે છે કે એ મારા રસ્તામાં થોડા વખત આવી; પણ અંતે મારૂં બધું જ થયું. છતાં એના મનમાં હું જે કહેતી હતી નવાયુગની અતિશયતાવાળા સંસ્કારો ભરાઈ બેઠેલા એટલે એનાથી મારી આડે આવ્યા જ કરાયું તે છેક ગઈ કાલ સુધી, કાલે મારાથી જ્યારે સહન ન જ થયું ત્યારે હું બોલી ઉઠી અને એણે તો નકકીજ કરી રાખેલ, એ પણ હું તો અત્યારેજ જાણી શકી છું. એણે આવી નવું ઘર વસાવ્યું. હશે, એ પણ ભૂલી જવા જેવી વાત છે; પણ મુકતા, તને ખબર છે કે તેં ત્હારા જીવનની યોજના ખ્યાલમાં તારાં મા-બાપની શું દશા કરી છે? એઓએ આજે બે દહાડાથી ખાધું નથી! કાલે તારા બાપા ઘર વેચી નાખતા હતા. અને એ ત્હારા પ્રાણજીવનદાસ રાખતા હતા. પગ પૂજ અહિં એક સેતાન આવેલ છે એના કે એણે રાત્રે બધું ચાળે પાડયું; તારા મા-બાપ અત્યારે તો સરસામાન બાંધી બેઠા છે. અને રાત્રે જાય છે. કાંઇ લગભગ અજાણ્યાને ત્યાં ફક્ત ત્હારી જ ઉપાધિમાં ગાંડાં થઇ જતાં કે દુનિયાં પરવારતાં બચીને આ ત્હારી બ્હેન, એને પૂછતો ખરી કે એણે અત્યાર સુધીમાં કેટલાં આંસુ વહેવડાવ્યાં. અને એથી એક વિશેષ; તું જો નવા-યુગના અવતાર સરખી થઇને ફરતી હો તો જરા વિચાર તો કર કે તારે લીધે કેટલી બીજી સાલસ અને સુશીલ સ્ત્રીઓ લોકોની અને છાપાંની ગાળો ખાય છે? જો ડાહી હો તો સીધીસમી લડત લડજે પણ ઇશ્વરને ખાતર દેહની આગની હોળીમાં સ્ત્રીઓના પ્રશ્નને બાળી મૂક માં."

મુકતાએ ઉંચુ જ ન જોયું, પણ એના શ્વાસોશ્વાસ વધતા જતા હતા એમ તો સૌને લાગતું હતું.

"મુકતાબ્હેન, બાપા પાસે જશું?" યશોમતિએ પૂછ્યું.

એણે ઉંચુ જોયું. એ રડતી હતી, એણે જવાબ ન આપ્યો.

"યશોમતિ, બાપા પાસે રહેવા દે. ત્રિવે-

ણીને ત્યાં જાઓ. વૈદરાજ એને બાપા પાસે લઇ જશે કાં બાપાને એની પાસે તરકીબથી લઇ આવશે. સીધે સીધા મળતાં ક્યાંક બગડી જશે." કાન્તિએ સૂચવ્યું.

"એ ઠીક છે યશોમતિ." ત્રિવેણીએ ટેકો આપ્યો.

યશોમતિ અને ત્રિવેણી ઉઠ્યાં અને મુક્તા એની સાથે ચાલી નીકળી.

મુક્તાને રડતી જોઇ ચંપાનું સ્ત્રીત્વ વધારે બહાર આવ્યું; પોતાની માન્યતાઓ સર્વે લાગણીના પૂર આગળ ધસડાઈ ગયાં. એ નરી સ્ત્રી તરીકે દેખાઇ આવી.

"કાન્તિલાલ, આપણે અત્યાર સુધીમાં કેટલીયે વાર મળ્યાં પણ ત્યારે તમે મને તો કાંઇક ભણતરના તોરમાં છકી ગયેલી સ્ત્રી માની હશે. મને પોતાને પણ ઘણીયે વાર એકલી બેઠી હું વિચાર કરું ત્યારે એવું લાગે છે. પણ સાચી વાત એ નથી, મારાથી એવું વલણ અમારી લડતના, ખ્યાલને લીધે લઇ લેવાય છે. સિદ્ધાંતનો પણ નિસ્સો રહે છે. અત્યારે મારો એ નિસ્સો ઉતરી ગયો છે. કોઈ કોઈ વાર એ નિસ્સો વધુ ચડી જાય છે અને એ વેળા બુદ્ધિ ભ્રમિત થઇ જાય છે. એવે વખતે તો કદાચ માણસાઈ પણ ચાલી જતી હશે. છતાં અત્યારે અભિમાનથી કહું છું કે નરી સ્ત્રી, કે મિજાજવાળી સ્ત્રી સારી પણ દેહની કે મનની નિર્બળતાને વશ થયેલી સ્ત્રી-ગમે તે કક્ષાની હોય......" ચંપા વાક્ય પૂરૂં ન કરી શકી.

"બ્હેન, તમે નકામાં સ્ત્રીઓને માથે આળ ચડાવો છો, જે કોઇ તમે છો તેવા જ પુરૂષો છે. કદાચ તમારા કરતાં યે બધી રીતે આગળ વધેલા. ટુંકામાં કહોને કે વિવેકભ્રષ્ટ થયેલાં નર અને નારી બન્ને એવાં જ."

"બહુ વખત થઇ ગયો હવે તો." ચંપાએ ઘડીયાળ સામે જોઇને કહ્યું.

"જઇએ હવે." મુકુન્દે કહ્યું.

"કેમ તમને કાંઇ ગમ્યું અહિંઆં?" ચંપાએ પૂછ્યું.

"ગમે જ તો આ......" વિશ્વનાથ સામે જોઇ હોઠે આવેલો શબ્દ એણે પાછો ઉતારી દીધો.

"કહી જોતો જે કહેવું હોય તે! હું તો અત્યારે એકલો છું! બોલો, વઢો, મારો-તમને છાજે એ કરોને!" વિશ્વનાથે દીનતાનો ડોળ કરી જણાવ્યું.

"વિશ્વનાથ, તું તારી ચાલાકી મૂકી દે. તું જો કાંઇ ભોગવતો હો તો એ પણ ચંપાબ્હેન કહે છે એમ તારી અતિશયતાનાં ફળ છે. પણ એ ગમે તેમ, હું તને કહી રાખું છું કે તું ભલો થઇને હવે અમારામાંના એકને પનારે ન પડતો." કાન્તિએ ઉઠતાં ઉઠતાં કહ્યું.

બધાં રસ્તા ઉપર આવ્યાં ત્યારે કાન્તિએ બાજુનું મકાન બતાવ્યું અને જણાવ્યું કે એ વિશ્વનાથનું પોતાનું ઘર હતું. એઓ બેઠાં હતાં. એ ટુંકા વખત માટે ભાડે રાખેલું મકાન હતું. વિશ્વનાથ તદ્દન એકલો હતો. મા-બાપ હતાં નહિં. અને જ્યાં જ્યાં એ બેસે એ એ ડાળ કાપવાની એને ટેવ હતી.

(ચાલુ)



સૌ. લીલાવતી પટેલ

## નાના બાળકો માટે હાથી

**હાથી ગુંથવામાં જોઇતી ચીજો—** ૪ ઔંસ રાખોડી રંગનું ઊન. થોડું સફેદ અને લાલ રંગનું ઊન. હાથીના દાંત અને મોઢા માટે. અગિયાર નંબરના સોયા. બે બુટનાં કાળાં બટન અને હાથીમાં ભરવા માટે રૂ અગર કાગળ. ( જે યોગ્ય લાગે તે ). આ હાથી લગભગ ૧૦¾ ઇંચ ઉંચો અને ૧૧¾ ઇંચ લાંબો થાય છે. હાથી ૨ ટાંકા ઉંધો અને એક સાદો અને બીજી લાઇનમાં ઉંધા ટાંકા ઉપર સાદો અને સાદા ઉપર ઉંધો એ રીતે ગુંથાય છે.

હાથીની શરૂઆત પાછળના ભાગથી થાય છે. સોયા ઉપર ૮૪ ટાંકા લેવા અને એક લાઇન એક સાદો અને એક ઉંધો એ પ્રમાણે ગુંથવું. ૨ જી લાઇન-૪૧ ટાંકા અને એક સાદો અને ઉંધો એ પ્રમાણે ગુંથવા, વચ્ચેના બે ટાંકામાં બે બે ટાંકા ગુંથવા અને વળી ૪૧ ટાંકા એક સાદો એક ઉંધો એ પ્રમાણે ગુંથી જવા (૮૬ ટાંકા) ( એક સાદો અને એક ઉંધો એને માટે હું મોસ શબ્દ વાપરીશ ). બીજી લાઇન પ્રમાણે ૧૧૬ ટાંકા થાય ત્યાંસુધી ગુંથવું. આ વખતે ૧૭ લાઇનો પુરી થશે. ૧૮ મી લાઇન ટાંકા વધાર્યા વગર ગુંથી જવી. હવે પાછળના પગનો ભાગ આવશે. ૧૯ મી લાઈન-મોસ ૬, પાછા ફરવું. પહેલો ટાંકો ગુંથ્યા વગર ઉતારી લેવો અને પાંચ ટાંકા મોસ ગુંથવા. પાછા ફરી મોસ ટાંકા ગુંથવા અને વચલા બે ટાંકામાં એકેક ટાંકો વધારવો ( પહેલાં ૫૭ ગુંથવા, પછી બે ટાંકા વધારવા અને પછી ૫૭ ગુંથવા ). ૨૦ મી લાઇન ૬ મોસ ટાંકા ગુંથી પાછા ફરવું. ૧ પહેલો ટાંકો ગુંથ્યા વગર ઉતારી લેવો અને ૫ ટાંકા મોસ ગુંથવા. અને પાછા ફરી આખી આખી લાઇન ગુંથી જવી. ૧૯ મી અને ૨૦ મી લાઇન ફરીથી બે વખત ગુંથવી અને પછી ૧૯ મી લાઇન ગુંથવી. ( શરૂઆતથી ૨૫ લાઇનો થશે. ૧૨૪ ટાંકા ). હવે ૨૦મી લઇન ૧૨ વખત ગુંથવી. ૩૮ મી લાઇન-મોસ ૧૦૮, પાછા ફરી જવું, ૧ ટાંકો ઉતારી લેવો. અને ૯ આખી લાઇન ગુંથી જવી. ૩૯ મી લાઇન-એક પગ માટે ૨૪ ટાંકા ઢીલા બંધ કરવા અને લાઇન મોસ ટાંકામાં ગુંથી જવી. ૪૦ મી લાઇન બીજા પગ માટે ૩૯ મી લાઇન પ્રમાણે.

હવે દસ લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. ( ૬૬ ટાંકા રહેશે. ) ૧૮ લાઇનો ટાંકા વધાર્યા વગર મોસ ટાંકામાં ગુંથવી. ૬૯ લાઇન-આગળના એક પગ માટે ૧૨ ટાંકા લેવા ( ૭૮ ટાંકા ) અને લાઇન ગુંથી જવી. ૭૦ મી લાઇન આગળના બીજા પગ માટે ૬૯ મી લાઇન પ્રમાણે ગુંથવી. ( ૯૦ ટાંકા ) હવે દરેક લાઇનની શરૂઆતમાં નવ ટાંકા વધારવા. ચાર લાઇનો

સુધી (૧૨૬ ટાંકા) ૭૪ લાઇનો પુરી થશે. ૧૮ લાઇનો ટાંકા વધાર્યા વગર મોસ ટાંકામાં ગુંથવી. ૯૨ લાઇનો થશે.

હવે ૧૪૦ ટાંકા સોયા ઉપર થાય ત્યાંસુધી ૧૯ મી અને ૨૦મી લાઇન ગુંથવી. (એક વખત ૧૯મી અને બીજી વખત ૨૦ મી. બધી મળી ૧૦૬ લાઇનો થશે. ૧૦૭ મી લાઇન–મોસ ૬, પાછા ફરી ૧ ટાંકો ઉતારી લેવો, ૫ મોસ, પાછા ફરી ૨૧ ટાંકા બંધ કરવા, વચ્ચેના બે ટાંકામાં એકેક ટાંકો વધારવો અને લાઇન મોસ ટાંકામાં ગુંથી જવી. ૧૦૮ મી લાઇન–મોસ ૬, પાછા ફરી ૧ ટાંકો ઉતારી લેવો. મોસ ૫, પાછા ફરી ૨૧ ટાંકા બંધ કરવા અને લાઇન ગુંથી જવી. ૧૦૯મી લાઇન–૩ ટાંકા બંધ કરવા અને વચ્ચેના બે ટાંકામાં એકેક ટાંકો વધારવો અને લાઇન ગુંથી જવી. ૧૦૯ મી અને ૧૧૦ મી લાઇન ફરી બે વખત ગુંથવી. ૮૮ ટાંકા સોયા ઉપર રહેશે. ૧૧૫ મી લાઇન–આખી લાઇન મોસ ટાંકામાં ગુંથવી. ૧૧૫ મી અને ૧૬ મી લાઇન ફરી એક વખત ગુંથવી. ૧૧૯ મી લાઇન–૪ ટાંકા બંધ કરવા, વચ્ચેના બે ટાંકામાં એકેક ટાંકો વધારવો અને લાઇન ગુંથી જવી. ૧૨૦ મી લાઇન–૪ ટાંકા બંધ કરવા અને લાઇન ગુંથી જવી. ૧૧૯ મી અને ૧૨૦ મી લાઇન ફરી બે વખત ગુંથી જવી. (૭૪ ટાંકા થશે અને ૧૨૪ લાઇનો થશે) હવે માથાનો ભાગ આવશે.

હવે ૮૦ ટાંકા થાય ત્યાંસુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો વધારવો. * પહેલા ટાંકામાં એક ટાંકો વધારવો, ૮ મોસ (૧૦ ટાંકા) પાછા ફરી ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૯. *. (* આ નિશાનીની અંદર લખ્યા પ્રમાણે ફરી ત્રણ વખત ગુંથવું.) હવે મોઢાના એક તરફના ભાગ માટે ૧૨ ટાંકા બંધ કરવા અને લાઇન ગુંથી જવી **.

* આ નિશાથી ** આ નિશાની સુધી મોઢાના બીજા ભાગ માટે ગુંથવું. (૬૪ ટાંકા રહેશે.) હવે બે લાઇનો ટાંકા વધાર્યા કે ઘટાડયા વગર ગુંથવી. અને પછી લાઇનની શરૂઆતમાં ૧૬ ટાંકા બંધ કરવા અને ફરી પણ તેજ પ્રમાણે ગુંથવું. (૩૨ ટાંકા રહેશે).

હવે લખ્યા પ્રમાણે ગુંથવું: મોસ ૨૪, પાછા ફરવું; ૧ ઉતારી લેવો, મોસ ૧૫, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૧૬, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૧૭, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો મોસ ૧૮, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૧૯, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૦, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૧, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૨, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૩, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૪, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૫, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૬, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૭, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૮, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૨૯, પાછા ફરવું; ૧ ટાંકો ઉતારી લેવો, મોસ ૩૦; મોસ ૩૨. ૭૪ ટાંકા થાય ત્યાં સુધી દરેક લાઇનની છેવટે એકેક ટાંકો વધારવો. અને પછી ૧૮ લાઇનો ટાંકા વધાર્યા વગર ગુંથવી. ૪૨ ટાંકા થાય ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો વધારવો. એક લાઇન ટાંકા વધાર્યા વગર ગુંથી જવી. હવે ૩૦ ટાંકા બાકી રહે ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. આટલા સુધી ગુંથ્યા પછી રંગીત દોરાથી નિશાની કરવી કારણ હવે સુંઢની શરૂઆત કરવાની છે.

સુંઢ—બે લાઇનો ટાંકા ઘટાડયા વગર ગુંથી જવી. હવે બે લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. છેલ્લી ચાર લાઇનો

ફરી એક વખત ગુંથવી. ( ૨૬ ટાંકા ). ૧૦ લાઇનો ટાંકા ઘટાડયા વગર ગુંથવી. બીજી બે લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. છેલ્લી બાર લાઇનો ફરી એક વખત ગુંથવી. (૨૨ ટાંકા). ટાંકા ઘટાડયા વગર બે લાઇનો ગુંથવી. બીજી બે લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. છેલ્લી ચાર લાઇનો ફરી બે વખત ગુંથવી. ( ૧૬ ટાંકા ). ૧૦ લાઇનો ટાંકા ઘટાડયા વગર ગુંથવી. ૧ લી લાઇન—મોસ ૬, બે ટાંકા ભેગા ગુંથવા, ફરી બે ટાંકા ભેગા ગુંથવા, મોસ ૬. ( ૧૪ ટાંકા ). બીજી લાઈન—ટાંકા ઘટાડયા વગર ગુંથવી. ૩ જી લાઇન—મોસ ૫, બે ટાંકા ભેગા ગુંથવા, ફરી બે ટાંકા ભેગા ગુંથવા, મોસ ૫, ( ૧૨ ટાંકા ). ૪ થી લાઇન—ટાંકા ઘટાડયા વગર ગુંથવી. ૫ મી લાઇન—મોસ ૪, બે ટાંકા ભેગા ગુંથવા, ફરી બે ટાંકા ભેગા ગુંથવા, મોસ ૪, ( ૧૦ ટાંકા ). ૩ લાઇનો ટાંકા ઘટાડયા વગર ગુંથવી. પછી બધા ટાંકા બંધ કરી દેવા અને મોઢા આગળ જ્યાં રંગીત દોરાની નિશાની કરી છે ત્યાં સુધી શીવી નાંખવું.

કાન ( બંને સરખા )—એક સોયા ઉપર ૯ ટાંકા લો અને તેજ સોયા વડે માથા આગળ જ્યાં ૧૬ ટાંકા બંધ કરેલા હતા ત્યાં આગળથી ૯ ટાંકા ઉપાડવા. અને નીચેના ૭ ટાંકા એમજ રહેવા દેવા. ( પહેલાં સોયા ઉપર જે નવ ટાંકા લીધા છે તે કાનની ઉપરના ભાગમાં આવવા જોઇએ ). હવે ૨૭ ટાંકા સોયા ઉપર થાય ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો વધારવો. પછી ૬ લાઇનો ટાંકા વધાર્યા વગર ગુંથવી. હવે ૨૩ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. ૧ લાઇન ટાંકો ઘટાડયા વગર ગુંથવી. ઉપર પ્રમાણે ફરી એક વખત ગુંથવું. (૧૯ ટાંકા.). હવેની બે લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. પછીની લાઇન ટાંકો ઘટાડયા વગર ગુંથવી. છેલ્લી ૩ લાઇનો ૯ ટાંકા સોયા ઉપર રહે ત્યાં સુધી ગુંથવું. હવેની બે લાઇનોને છેડે એકેક ટાંકો ઘટાડવો. બાકી રહેલા ૫ ટાંકા બંધ કરવા. ( બીજો કાન પણ ઉપરના કાન પ્રમાણે કરવો અને ચિત્રમાં બતાવ્યા પ્રમાણે કાનના ઉપરના ભાગ જોડી દેવા ).

**હાથીના નીચેનો ભાગ**—સોયા ઉપર ૭૫ ટાંકા લો. * ૧૦ લાઇનો મોસ ટાંકામાં ગુંથો. ૧૧ મી લાઈન—મોસ ૬, પાછા ફરવું; એક ટાંકો ઉતારી લેવો, મોસ ૫, પાછા ફરવું; પછી આખી લાઇન ગુંથી જવી. ૧૧ મી લાઇન ફરી ત્રણ વખત ગુંથવી. * * હવેની બે લાઇનોની શરૂઆતમાં ૨૪ ટાંકા ઘટાડવા. હવેની આઠ લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. બાકી રહેલા ૧૯ ટાંકા ઉપર ૨૦ લાઇનો ટાંકા ઘટાડયા વગર ગુંથવી (શરૂઆતથી ૪૪ લાઇનો થશે). હવેની ૬ લાઇનોની શરૂઆતમાં ૧૦ ટાંકા વધારવા ( ૭૯ ટાંકા ) હવે આગળના પગ માટે * નિશાનીથી * * આ નિશાની સુધી ગુંથવું. ( શરૂઆતથી ૬૪ લાઇનો થશે ). હવેની બે લાઇનોની શરૂઆતમાં ૩૮ ટાંકા બંધ કરવા. બાકી રહેલા ૧૯ ટાંકા ઉપર બે લાઇનો ગુંથવી. છેવટે એક ટાંકો રહે ત્યાં સુધી દરેક લાઈનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. ઊન તોડી નાંખો. હવે હાથીનો ઉપરનો ભાગ અને અંદરનો ભાગ શીવી લેવો. હાથીના પગનાં તળીયાં શીવવાં નહિ.

**હાથીના પગનાં તળીયાં ( Pads ).** ( ચારે સરખાં )—સોયા ઉપર સાત ટાંકા લેવા. આમાં બધી લાઇનો સાદી ગુંથવાની છે. ૧૪ ટાંકા થાય ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો વધારવો. હવેની ૧૨ લાઇનો ટાંકા વધાર્યા વગર ગુંથવી. હવેની





# આપની ચામડીના સૌંદર્ય માટે—

" કેટલી સુંદર અને મુલાયમ ચામડી ! " કોઇ પણ સ્ત્રીના સૌંદર્ય માટે આનાથી આનંદદાયક બીજી પ્રશંસા કઇ હોઇ શકે બીજી કોઇ સ્ત્રી માટે વપરાયેલા આ શબ્દો સાંભળીને ઇર્ષ્યા થાય છે ? પણ અફસોસ કરશો નહિ ગમે તેવી આર્થિક હાલત કે સામાજીક દરજ્જો ધરાવતી કોઇ પણ સ્ત્રી પોતાની ચામડીને સમ્પૂર્ણ રીતે સુંદર બનાવી શકે છે.

પોંડ્ઝ ક્રીમનો બરાબર ઉપયોગ કરવાથી તમારી ચામડી મુલાયમ અને યૌવનભરી બની જશે આજથીજ પોંડ્ઝનો ઉપયોગ શરૂ કરો દરરોજ રાત્રે અને સવારે લગાવો થોડુંક ક્રીમ લઇને અવળા હાથે આંગળા વડે તમારી ચામડી પર મસળો, ચામડી પર જમા થયેલા ચીકાશવાળા કચરાને દૂર કરવા થોડીક પળો સુધી ક્રીમને ચોપડેલું રહેવા દો, અને ત્યારબાદ મુલાયમ કપડાથી કે પોંડના ખાસ કપડાથી એને લુછી નાખો. બે વાર આ પ્રયોગ દરેક વેળાયે કરવો તમને તરતજ જણાશે કે તમારી ચામડી અતિશય મુલાયમ, ચકચકીત અને તાજગીભરી બની ગઇ છે

પોંડ્ઝક્રીમ તમામ આગેવાન સ્ટોરોમાંથી ખરીદી શકાય છે, અથવા તો લખો—

**' પોંડ્ઝ ' પો. બો. નં. ૧૪૪, મુંબઇ**



પોંડ્ઝ કોલ્ડ ક્રીમ ચામડીને સમ્પૂર્ણ રીતે સ્વચ્છ બનાવી સુંવાળી બનાવે છે, દરરોજ સવારે અને રાત્રે વાપરવું.



પોંડ્ઝ વેનીશીંગ ક્રીમ સૂર્યના તાપ અને પવન સામે ચામડીને રક્ષણ આપવા દિવસે વાપરવું— ચામડી એથી મુલાયમ બને છે.

# પોંડ્ઝ ક્રીમ

સાત લાઇનોની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો અને પછી લાઇનની છેવટે એકેક ટાંકો ઘટાડવો. એક ટાંકો રહે એટલે ટાંકો બંધ કરી દેવા.

મોઢું—લાલ ઊન લઇ સોયા ઉપર ૧૨ ટાંકા લેવા અને ૧૮ લાઇનો સાદી ગુંથવી. ટાંકા બંધ કરી દેવા.

સુંઢ—( બંને સરખી ) સફેદ ઊન લઇ સોયા ઉપર ૧૨ ટાંકા લેવા. આમાં એક લાઇન સાદી અને એક લાઇન ઉંધી લેવી. એમ ૧૮ ટાંકા થાય ત્યાં સુધી દરેક સાદી લાઇનને છેડે એકેક ટાંકો વધારવો. પછી એક લાઇન ગુંથવી અને ટાંકા બંધ કરવા. ઉંધી બાજુ ઉપર રહે તેવી રીતે શીવી લેવી. અને સૂંઢના આકાર પ્રમાણે અંદર કાગળ અગર રૂ ભરી વાળવી.

પૂછડું—સોયા ઉપર ૨૦ ટાંકા લેવા. આમાં એક લાઇન સાદી અને એક લાઇન ઉંધી ગુંથવી. ૨૬ ટાંકા થાય ત્યાં સુધી દરેક સાદી લાઇનને છેડે એકેક ટાંકો વધારવો. ૩ લાઇનો એમજ ગુંથવી. ૨૦ ટાંકા રહે ત્યાં સુધી દરેક સાદી લાઇનને છેડે એકેક ટાંકો ઘટાડવો. પછી ટાંકા બંધ કરી દેવા. પુંછડાને છેડે થોડા દોરા રહેવા દેવા અને તેમાં કાગળ અગર રૂ ભરવું.

હવે હાથીના શરીરમાં કાગળ અગર રૂ બરાબર ભરી મોઢાના ચારે ખૂણા લાલ ઊનના કકડા સાથે ખૂણા મેળવી શીવી લેવા. અને પછી આ અંકના મુખપૃષ્ઠના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આંખ, સૂંઢ અને પૂછડું શીવી લેવું. આખા શરીરમાં બરાબર રૂ અગર કાગળ ભરાય એટલે પગે તળીયાં ચોંટાડી દેવા. અને પગે સફેદ ઊનથી ચિત્રમાં બતાવ્યા પ્રમાણે દોરા ભરવા.

( આખો હાથી એક ટાંકો ઉંધો અને એક ટાંકો છતો એ રીતની ડીઝાઇન છે માટે આખા હાથીમાં એજ પ્રમાણે ભરવું. ડીઝાઇનમાં દાણા પડશે. ).




## કેરીનાં અથાણું

લેખિકા : સૌ. ડાહીબ્હેન ઠક્કર

### (૧) મેથીયાં (સંભારીયાં)

એક મણ કેરીનાં મેથીયાં કરવાં હોય તો નીચે પ્રમાણે જણાવેલી વસ્તુઓ જોઇએ:—

૪ શેર મેથી, ૨ શેર મરચાં, ૪ શેર મીઠું, ૧ શેર ચોકખુ તલનું તેલ, ૦।। શેર હળદર, નવટાંક આખાં મરચાં, ૦।। શેર દીવેલ ૧ તોલો હીંગ.

પહેલાં મેથીયાંમાં ભરવા માટે નીચે પ્રમાણેની રીતથી મસાલો તૈયાર કરવો.

મેથીને શેકવી અને પછી ભરડવાની. ત્યાર પછીથી તેને ઝાટકી એક વાસણમાં લેવી. તેમાં મીઠું, મરચું, હળદર વગેરે ભેગું કરવું. પછીથી સગડી ઉપર તપેલામાં તેલ મુકી તેલ ગરમ થાય એટલે આખાં મરચાં નાખવાં. મરચાં લાલ થાય એટલે પેલા તૈયાર કરેલા મસાલાને દીવેલનું મોણ દઇ મસાલામાં હીંગ નાંખી તપેલામાં નાંખવો. અને પછી મસાલો નીચે ઉતારી લેવો.

પછી કેરી જીન વગરની લેવી અને તેમાં એક આડો અને એક ઉભો એમ બે કાપા પાડવા તેમાં ઉપર પ્રમાણે તૈયાર કરેલો મસાલો ભરવો. એ કેરીઓને બરણીમાં ભરી



લેવી. પછીથી ત્રીજે દીવસે તે બરણીમાં ચોકખું તલનું તેલ તે કેરીઓ ડુબે ત્યાં સુધી રેડવું.

## (૨) ગોળ કેરીનું અથાણું

એક મણ કેરીનું ગોળ કેરીનું અથાણું તૈયાર કરવામાં નીચે પ્રમાણે જણાવેલી વસ્તુઓ જોઇએઃ—

૪ શેર રાઇ, ૧૬ શેર ગોળ અગર ખાંડ, ૨ શેર ખારેક, ૦॥ શેર સૂકું લસણ, નવટાંક ધોળાં મરી, નવટાંક વલીઆરી, ૦। શેર હળદર, ૦। શેર મીઠું, ૦। શેર તેલ.

પ્રથમ કેરીઓને ધોઈ નાંખી સાફ કરવી. પછીથી તેના કકડા કરી નાંખવા અને તેને કલઇવાળી તપેલીમાં ભરી લેવા અને તેમાં ૦॥ શેર મીઠું નાંખવું. પછીથી તેને ઉછાળી લેવા અને ઢાંકીને મુકી દેવા. બે દિવસ સુધી દીવસમાં ત્રણ ત્રણ વખત ઉછાળવા અને ત્રીજે દિવસે એક સ્વચ્છ લુગડામાં પહોળા કરી મુકવી દેવા. રાઇને પણ ધોઇને તડકે મુકવી દેવી સુકાઇ ગયા પછીથી બધડવી અને ઝાડકવી. પછીથી ચાળી નાંખી તેને બારીક ખાંડી નાંખવી અને તેનો લાડવો બનાવવો. પછીથી છટો કરી તેમાં તેલ તથા પાણી લઇ રાઇને ફીણવી. રાઇ સારી ઉડે એટલે ખારેકના બે કકડા કરી રાઇના ભેગા નાંખવા અને તેમાં વલીઆરી, હળદર, મીઠું, મરી, ગોળ અગર ખાંડ, ફોલેલું લસણ, નાંખવું, પછીથી એક મોટી કલાઇવાળી કથરોટમાં કેરીના કકડા તેમજ આ તૈયાર કરેલો મસાલો ભેગા કરી સારી રીતે રગદોળી એક બરણીમાં ભરી લેવા.

## (૩) છુંદો (ઝાકળ તડકાનો)

એક મણ કેરીનો છુંદો કરવા માટે નીચે પ્રમાણે જણાવેલી વસ્તુઓ જોઇએઃ—

૧ શેર મીઠું, ૦॥ શેર મરચું અને બે પૈસાભાર જીરૂ.

પ્રથમ કેરીઓને છોલી નાંખવી અને તેને છીણી નાંખવી. પછીથી તેમાં ૦॥ શેર મીઠું નાંખી છીણને નીચોવી નાંખવો. પછીથી જેટલો છીણ હોય તેટલી ખાંડ લેવી અને બન્નેને ભેગાં કરી એક કલાઇવાળા વાસણમાં ભરી લેવું. તેને બરાબર હલાવી લઇ પછીથી એક સ્વચ્છ સફેદ કપડામાં બાંધી તેને અગાસીમાં પાંચ દિવસ સુધી રાત દિવસ રાખી મુકવો. પરંતુ દરરોજ સવારમાં કપડું છોડી છીણને હલાવી લેવો. છઠ્ઠે દિવસે ૦॥ શેર મીઠું, મરચું તથા જીરૂ નાંખી હલાવી ફરીથી કકડે બાંધી બે દિવસ સુધી ઉપર જણાવ્યા પ્રમાણે અગાસીમાં રહેવા દેવું. ત્રીજે દિવસે તેને બરણીમાં ભરી લેવો.



## [ ૧ ] ચીનની સૌથી બહાદુર સ્ત્રી

ચીનની રાજધાની ચુંગકિંગમાં વિમાનમાંથી એક બુઢ્ઢી ઓરત ઉતરી પડી. એના ચહેરાપર ખુબ કરચલીઓ વળી ગઇ હતી. એ તદ્દન કાળા લેબાસમાં સજ્જ થઇ હતી. નેતરની એક જાડી સોટીપર જૈફ શરીરનો બાર ટેકવીને એ વિમાનમાંથી કૂદી પડી. ચીની લોકોનું એક મોટું ટાળું તેનો સત્કાર કરવાને ઉભું હતું. એક નાની બાલિકાએ તેને પુષ્પગુચ્છ સમર્પણ કર્યો. એ જ રાતે અપાયેલી એક મોટી મિજબાનીમાં ચીનના સેનાધિપતિ ચિઆંગ કે શેકની પત્નીએ એ વૃદ્ધ ઓરતને "ચીનની સૌથી બહાદુર ઓરત" તરીકે ઓળખાવી.

એ જ અઠવાડિયામાં જપાનની સરકારે એ બુઢ્ઢી ઓરતને મુવેલી કે જીવતી પકડી લાવવા માટે ૫૦,૦૦૦ યેનનું ઇનામ જાહેર કર્યું.

બહારથી નિર્દોષ લાગતી, મીઠી જબાનથી સૌનાં અંતઃકરણ જીતી લેતી એ ૬૫ વરસની ડોશીએ ૧૦ વરસની જપાની સરકાર સામે બહારવટુ ખેડવા માંડ્યું છે. એનો પહેરવેશ તદ્દન સાદો છે. એક ઇજાર ને કુડતું. વૃદ્ધાવસ્થાથી ગળી ગયેલી કમરે બાંધેલા પટ્ટાપર એક રિવોલ્વર હંમેશાં લટકતી હોય છે. એ ડોશીનું નામ શાઓ યુ તંગ છે. પણ મા મા મૉસ્કવીટો (મચ્છર ડોશી)ના ઉપનામથી જ સમગ્ર ચીની પ્રજા એને પિછાને છે. પાઇપીંગનાં જંગલ ને ટેકરીઓમાં ૩૦,૦૦૦ બહારવટિયા સિપાઇઓ એ બુઢ્ઢીની સરદારી નીચે લડે છે !

જપાનની કમર તોડવાનો એક જ ઉપાય છે. બહારવટીઆઓની રસમ પ્રમાણે લડવું. દુશ્મનનો મુકાબલો કરવા માટે સામું લશ્કર ન મોકલવું. લશ્કર આવે તો ટેકરીઓમાં ચાલ્યા જવું. લશ્કર ગાફેલ હોય ત્યારે તેના પર તૂટી પડવું ને બની શકે એટલું તેનું નુકશાન કરીને પાછા ચાલ્યા જવું. શિવાજી મહારાજે આવી રીતે લડાઇ કરીને ઔરંગઝેબ જેવા સમ્રાટને હેરાનપરેશાન કરી મૂક્યો હતો. મા મૉસ્કવીટોના સૈનિકો ધંધાદારી સિપાઇ નથી. જપાની લશ્કર સામે તેઓ જો અર્વાચીન લશ્કરી પદ્ધતિ પ્રમાણે લડવા જાય તો તેમની ચટણી થઇ જાય. પણ રાત પડે ત્યારે તેઓ જપાનની લશ્કરની પલટનો પર તૂટી પડે છે.

જપાનના શહેનશાહ મિકાડોની સામે માદામ શાઓએ ૧૯૩૧ થી બહારવટુ ખેડવા માંડ્યું છે: જપાનીઓએ મંચુરિયા લીધું ત્યારથી એ વખતે તેણીએ પોતાના બે દીકરા ને તેમના ચાર કૉલેજ મિત્રોને બહારવટાની દીક્ષા આપી; ક્યાંઇકથી દસ રાઈફલો ઉછીની માગી લીધી ને તેમને દુશ્મનો સામે જંગ ખેલવા મોકલ્યા. પોતાના ઘરમાં તેણીએ નીચે એક ભોંયરૂં બનાવ્યું; એમાં એક નાનકડી હોસ્પીટલ ખોલી; હથિયારો ને ખોરાકનો સંઘરો કરવા માંડ્યો ને ૫૬ વરસની ઉમરે તેણીએ પિસ્તોલની નિશાનબાજીની તાલીમ લેવા માંડી. ત્યાર પછી તેણે પોતે દુશ્મનના બે સંત્રીઓને ઉડાવી દીધા. પછી જે ગામડામાં એ રહેતી હતી ત્યાંના લોકોને તેના પર ઇતબાર બેઠો. તેમણે તેની સરદારી સ્વીકારી ને થોડાજ વખતમાં તેના લશ્કરમાં ૧૦૦ લોકો ભરતી થયા.

ત્યારથી તેણે અત્યાર સુધીમાં કરેલા બધા હુમલાની વિગતવાર નોંધ રાખી છે. સૈનિકોમાં તેનો પોતાનો ૭૫ વરસનો બુઢ્ઢો પતિ, જીવતા રહેલા બે દીકરા ને કૉલેજમાં તાલીમ પામેલા

એક દીકરીનો પણ સમાવેશ થાય છે. એના છેલ્લા અહેવાલમાં નીચેની નોંધ નજરે પડે છે: " જપાની સૈનિકો મરણ પામેલા ૫૦૦૦, ચીની બહારવટિયા મરણ પામેલા ૭૦૧, જપ્ત કરેલો સામાન: ૬૦૦૦ રાઇફલો, ૧૫૦ મશીનગનો, ૧૦૦૦૦૦ કારતુસ; ૨૩૦ મિલીટરી ટ્રક ને મોટરો" કેદ કરવામાં આવેલા એકે સૈનિકને જીવતો રહેવા દેવામાં નથી આવ્યો, એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

૧૯૩૪ માં માદામ શાઓ જે ગામડામાં રહેતી હતી ત્યાં જપાની લોકો આવ્યા, ગામના રહેવાસીઓને બોલાવ્યા; એમાંથી પાંચ આગેવાનોને પકડયા ને તેમને માદામ શાઓને લગતી બધી માહિતી આપવાનું ફરમાવ્યું. એ પાંચે જણાએ ઇન્કાર કર્યો. તેમના પર સિતમ વરસાવવામાં આવ્યો. છતાં પણ કોઈએ જબાન ન ખોલી એટલે ભર બજારમાં એ પાંચે જણાને જીવતા બાળી મૂક્યા !

થોડા દિવસ પછી ખુબ માદામ શાઓ જપાનીઓના હાથમાં સપડાઇ ગઈ. પાંચ ચીની જાસુસોને લઇને ૧૦૧ જપાની સૈનિકોની એક ટુકડી એ ગામડામાં આવી પહોંચી. એને ઘરમાંથી બહાર ખેંચી કાઢવામાં આવી. ચીની જાસુસોએ એના મ્હોં આગળ ફાનસ રાખીને બરાબર નિરખી જોઇ.

પછી એક જણ બોલી ઉઠયો: આ એ જ બુઢ્ઢી ડાકણ છે.

જ્યારે તેણીનો મુકદ્દમો ચાલવા લાગ્યો ત્યારે તે માંડ માંડ ઉભી રહી શકી ને ન્યાયાધીશને સભ્યતાપૂર્વક સલામ કરી.

તેણે કહ્યું: હું તો એક બુઢ્ઢી ઓરત છું. બહારવટીઆઓને લડાઇના મેદાનમાં દોરી જવા જેટલું જોર મારામાં હોય એમ તમને લાગે છે ?

ન્યાયાધીશ માથું ધુણાવતો હતો; જાણે કે દુબળી ડોશીની વાતને એ પણ ટેકો આપતો હોય ! પણ પ્રોસીક્યુટરે તેના પર બહારવટીઆઓને માહિતી આપવાનો બીજો આરોપ પણ મૂકયો હતો.

' ચોખાની ગઇ ઉતરણી પછી મેં ઘર બહાર પગ મૂકયો જ નથી. ' ધીમે ધીમે તેણીએ કહેવા માંડયું: ' પણ મારા જેવું કાને કેટલીક વાતો અથડાય છે. આ ગામમાં પાંચ માણસો એવાં છે કે જેઓ બંને બાજુએથી પૈસા મેળવે છે. તમારું લશ્કર ક્યારે આવે છે એની ભાળ રાખીને એ હકીકત જણાવવા માટે બહારવટીઆઓ પાસેથી તેમને પૈસા મળે છે. '

" મને એમનાં નામ જણાવો તો હું તમને છોડી મૂકું. " ન્યાયાધીશ ગરજી ઉઠયો.

જે પાંચ ચીની જાસુસોએ તેને પકડાવી દીધી હતી તેમના તરફ એ ડોશીએ આંગળી ચીંધી !

એ પાંચે જણાની કત્તલ કરવામાં આવી. મા મા ગૅરકવીટો છુટી ગઇ.

જપાની છુપી પોલીસના દરેક આદમીને એ ડોશીનો ફોટો આપવામાં આવ્યો છે. જે પ્રદેશમાં જપાનની સત્તા ચાલે છે ત્યાં દરેક ચીની ઓરતને તપાસવામાં આવે છે. પણ ટીન્ટ્સીનમાં શાકભાજી વેચવા માટે ગાડામાં બેસીને જતી એક આંધળી ડોશીને તેઓ ઓળખી શક્યા નહીં. પાઇપીંગમાં કિલ્લાની ભીંતમાં એક ઠેકાણે કાણું છે; એ કાણામાંથી આ ડોશીએ ઘણીવાર સિપાઇઓને હાથતાળી આપીને આવજા કરી છે.

બીજો એક પ્રસંગ આ રહ્યો. એ વખતે હૅંકો ચીની લોકોના તાબામાં હતું. અમલદારોએ માદામ શાઓને સ્ટેશનપર પહોંચાડવા માટે મોટર મોકલી. એ તડૂકી ઉઠી: ' મોટર ? હું મોટરમાં લહેર કરું ? મારા બહારવટીઆઓને એમ જ લાગે કે તેઓ ટેકરીઓમાં રાતદિવસ ગાજે છે એ વાત જાણે હું ભૂલી ગઈ છું. ' પોતાની જરીપુરાણી પેટી ઉઠાવી લઇને પીઠપર મૂકીને પગે ચાલતી એ સ્ટેશન પર પહોંચી ગઇ. ગાડી ઉપડી ત્યારે લશ્કરી અમલદારોએ લશ્કરી ઢબે ઉભા રહીને તેનું સન્માન કર્યું.

હવે પણ મુશીબતોની સાથે ઝગડતાં ઝગડતાં તેની શક્તિ ઓછી થતી જાય છે. થોડા દિવસ પહેલાં જ જપાની લોકોએ એના લશ્કરી મથકનો કબજો લેવા માટે ૬૦૦૦ સિપાઇઓ ને ૫૦ વિમાન મોકલ્યાં હતાં. જ્યારે બધો કોલાહલ શાંત થઇ ગયો ત્યારે માદામ શાઓ પાઈ પોતાના ભોંયરામાં ઘુસતી ઘુસતી જતી રહી. માત્ર ૧૭ બહારવટીઆના ભોગે એ વિજય મળ્યો હતો. હજી જંગલથી છવાયલી ટેકરીઓમ માદામ શાઓ પોતાની સ્વતંત્રતા સાચવી રહી છે, જપાનીઓ તેને પકડી શકયા નથી.

—સા.



# સ્ત્રીજગત

## હિંદ સંરક્ષણ ધારા હેઠળ બહેનોની ધરપકડો અને સજાઓ

**શ્રી. બચુબહેન અંબાલાલ :** નડિઆદમાં યુદ્ધવિરોધી સૂત્રો પોકારવા માટે શ્રી. બચુબહેનને કોર્ટ ઉઠતા સુધી એક દિવસની સજા અને રૂ. ૨૦૦) દંડ થયો છે.

**સૌ. સયૂર્કાન્તા દેસાઈ :** પંચમહાલના પ્રથમ સ્ત્રી સત્યાગ્રહી છે. તા. ૩જી ફેબ્રુઆરીએ કાલોલમાં તેમની ધરપકડ થઇ હતી તેમને કોર્ટ ઉઠતા સુધીની સજા અને રૂ. ૨૦૦) દંડની સજા થઇ છે. જો રૂ. ૨૦૦) ન ભરે તો ત્રણ માસની કેદ ફરમાવી છે.

**શ્રી. સુમિત્રા ઠાકોર :** મહાસભાના સેવાદળના સ્ત્રીવિભાગના ઓર્ગેનાઇઝર શ્રી. સુમિત્રાબેનની ધંધુકા તાલુકાના ભડિઆદ ગામેથી ધરપકડ થઇ છે.

**શ્રી. સુકન્યા પટેલની** પ્રાંતીજ તાલુકાના મોવેદ ગામથી ધરપકડ થઇ છે.

**શ્રી. પાર્વતીબા ડૉક્ટર ધૂળીઆને** એક દિવસની સજા અને રૂ. ૧૦૦) દંડ કર્યો છે.

**શ્રી. દેવીબહેન પાટીલને** છ માસની કેદ થઇ છે.

**શ્રીમતી શાન્તાદેવીને** મથુરા મુકામે કોર્ટ ઉઠતા સુધીની સજા તથા રૂ. ૨૦)નો દંડ થયો છે.

**શ્રીમતી વાસવ** તથા **શ્રીમતી નેગને** ગંતુર મુકામે છ માસની જેલની સજા કરવામાં આવી છે.

**શ્રીમતી જાનકીદેવીને** બીહાર ખાતે ચાર મહીનાની સજા કરવામાં આવી છે.

**શ્રીમતી સક્સેનાને** લખનૌ ખાતે ત્રણ મહીનાની સજા કરવામાં આવી છે.

**શ્રી. તુલસીદેવી :** આંબલાપુરના રહીશ વૃદ્ધ હરિજન બાઇ છે. તેને સત્યાગ્રહને અંગે એક અઠવાડીઆની સજા થઇ છે.

**કુ. વનબાળા પરીખ :** અમદાવાદ મુકામેથી પકડાયા છે.

**શ્રી. જયાબેન દેસાઈ :** આણંદ મુકામેથી પકડાયા છે.

**શ્રી. વાસંતી ઓફ** બી. એ હાલમાં જેલવાસ સ્વીકાર્યો છે.

**શ્રી. ચતુરલક્ષ્મીબેન દીવાનને** તેમના રહેવાના મકાનેથી પકડવામાં આવ્યા છે.

**શ્રી. લાલદેવી રાયજાદા :** હંસરાજનાં પત્નિને જલંધરમાં ત્રણ માસની સજા થઇ છે.

**શ્રી. મણીબેન પારેખ :** ઉ. વ. ૬૪ ઘાટકુપરના ખાદીપ્રચારમાં મુક શ્રમજીવી કાર્ય સેવિકા એઓએ તા. ૧૦-૨-૪૧ ને સોમવારે ઘાટકુપરમાં યુદ્ધ સુત્રો ઉચ્ચારી સત્યાગ્રહ કરવાની જીલ્લા કલેક્ટરને નોટીસ આપી છે.

**શ્રી. ચતુરલક્ષ્મીબ્હેન દિવાનને વિદાયમાન :** અમદાવાદના જાણીતાં સ્ત્રી કાર્યકર્તા શ્રી. ચતુરલક્ષ્મીબ્હેન જીવણલાલ દિવાન ગઇ તા. ૧૪મીએ સત્યાગ્રહ કરનાર હોવાથી ગઇ તા. ૧૩મીએ ખાડીઆ વોર્ડ સમિતિ તરફથી તેમને વિદાયમાન આપવા એક સભા યોજાઇ હતી. સભાની શરૂઆતમાં ખાડીઆ વોર્ડ સમિતિના પ્રમુખ શ્રી. કૃષ્ણલાલ દેસાઇએ ચતુરલક્ષ્મીબ્હેનની ઓળખ આપી હતી. શ્રી. જીવણલાલ દિવાને સૌને ખાદી અને રચનાત્મક કાર્યમાં જોડાવાની વિજ્ઞપ્તિ કરી હતી. મ્યુ. પ્રમુખ શ્રી. મણીલાલ ચતુરભાઇએ શ્રી. ચતુરલક્ષ્મીબ્હેનના કાર્યની ઓળખ આપતાં જણાવ્યું હતું

કે તેઓ ૧૯૨૦ માં, ૧૯૩૦ માં અને ત્યારપછીની મહાસભાની દરેક પ્રવૃત્તિમાં આગળ રહ્યાં છે. તેમણે ગાંધીજીના આદેશોનું પાલન કરવા પર આગ્રહ મૂકયો હતો. શ્રી. ચતુરલક્ષ્મીબ્હેને એ પછી ટૂંક પ્રવચન કરતાં જણાવ્યું હતું કે, "ગાંધીજીએ આપણને ખાદી વાપરવાનું ૨૦ વર્ષથી કહ્યું છે, પણ હજી આપણે તેનું પાલન નથી કરતાં. હવે એ ઉદાસીનતા કાઢી નાંખી આપણે આપણું કર્તવ્ય બનાવવાનું છે." કાર્યક્રમના અન્તમાં શ્રી. મૃદુલાબ્હેને લડત અને આંતરરાષ્ટ્રીય સ્થિતિનો ખ્યાલ આપ્યો હતો. એ બાદ કાર્યક્રમ પૂરો થયો હતો.

**સ્ત્રીઓને શસ્ત્રના કારખાનામાં** નોકરીમાં લેવામાં આવે છે. શસ્ત્ર ઉત્પાદનના કાર્યને અંગે બ્રીટનમાં કરોડો ઉપસ્થિત થઇ છે. આથી અન્ય સ્થળોએ કામ કરતી સ્ત્રીઓને શસ્ત્રના કારખાનાંમાં કામ માટે લેવામાં આવશે.

**બેગમ જૈતુન અટગરના** પ્રમુખપદે બીરગાંવ મુકામે મોમીન મહિલા પરિષદનું બીજું અધીવેશન મળ્યું હતું. તેમાં ૫૦૦૦) મુસ્લીમ મહિલાઓ હાજર હતી. તેમણે પાકીસ્તાનની યોજનાને વખોડી કાઢતો ઠરાવ કર્યો હતો.

**કુ. ઇન્દુમતી સાઠે :** મુંબઇના કલાપ્રદર્શનમાં રજુ કરેલા શીલ્પકામ માટે એમને રૂપાનો ચંદ્રક મળ્યો છે. લંડન આર્ટ એકેડેમી તરફથી એમને ડીપ્લોમા પણ આપવામાં આવ્યો છે.

**કુ. કપિલા ખાંડવાળાએ** મુંબઇ યુનીવર્સીટીમાં શ્રી હંસા મ્હેતાની ખાલી પડેલી બેઠક માટે ઉમેદવારી નોંધાવી છે.

**શ્રી સુરજબેન રંગીલદાસ કાપડીઆ :** જાણીતા કાર્યકર શ્રી રંગીલદાસ કાપડીઆના પત્નિનું શોકજનક અવસાન થયું છે.

**અલીગઢ કોલેજની** બસો વિદ્યાર્થીનીઓ અઠવાડીઆથી ઉપવાસ પર છે. આ હડતાળનું કારણ ત્યાંની મેટ્રને કોઇ છોકરીને કાંઇ અનુચિત કહ્યું છે. હજી નિર્ણય આવ્યો નથી. કોલેજની પ્રિન્સિપાલ મીસીસ હૈદર મેટ્રનને રજા આપવાની ખુશી બતાવે છે મામલો ગંભીર છે.

—o—

# નોંધ



### યુદ્ધ અને કોંગ્રેસ :

કોંગ્રેસે મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે યુદ્ધ વિરૂદ્ધ પ્રવૃત્તિ આગળ ચલાવી છે. અહિંસાના પોતાના સિદ્ધાંતને કોંગ્રેસ છોડે તેમ નથી. અને પુનામાં કોંગ્રેસે જે ઠરાવ કરેલો તે હવે મુદત બહારનો ગણી મહાત્મા ગાંધીજી કોઇપણ સંજોગોમાં-બ્રીટીશ સરકાર મધ્યસ્થ કારોબારીમાં કોંગ્રેસની વધુમતિ સ્વીકારે કે સંસ્થાનીક સ્વરાજ્ય તરત આપે-યુદ્ધમાં સહાય કરવા તૈયાર નથી.

તાજેતરમાં મધ્યસ્થ ધારાસભામાં સરદાર સંતસીંગે પ્રાંતીય પ્રધાનોનો સમાવેશ થતો હતો. જેમાં કોંગ્રેસના રાજીનામા આપેલા પ્રધાનોનો અને જુદી જુદી કોમો અને સંસ્થાઓના પ્રતિનિધિઓની એક કોન્ફરન્સ બોલાવવા દરખાસ્ત પાછી ખેંચી લીધી અને તેના કારણમાં જાહેર કર્યું કે મહાત્મા ગાંધીજીના ટાઇમ્સ ઓફ ઇન્ડીઆમાં પ્રકટ થયેલા છેલ્લા નિવેદન પછી તેમની દરખાસ્તનો કાંઇ ઉપયોગ નથી.

આવા સંજોગોમાં બ્રિટીશ સરકાર સાથે કોંગ્રેસનું સમાધાન થાય એવો સંભવ જણાતો નથી.

*

### લગ્ન પ્રસંગે ખોટો ખર્ચ :

લગ્ન પ્રસંગે જે તે જગ્યાએ કેટલોક આગળ પડતો થતો ખર્ચ લાગે છે. થોડાંક વર્ષો પહેલાં લગ્ન પ્રસંગોમાં સાદાઇની શરૂઆત થઇ હતી. અને ધીમે ધીમે ખોટાં ખરચો નીકળી જાય એવું લાગતું હતું. પણ પાછું એનું એ જ થવા માંડયું છે. વરઘોડા ને બેન્ડ, ગાડીઓને મોટરો, વરઘોડાની પાછળ રંગબેરંગી સાડીઓ પહેરેલી સ્ત્રીઓનું ટોળું. એ બધું એનું એજ છે. સ્ત્રીઓના ટોળા માટે કહેવાનું હોય જ નહિ પરંતુ વધતી જતી ફેશનના પ્રદર્શન અને વિલાયતી વસ્તુઓને અપાતું ઉત્તેજન તરી આવે છે. આપણે ગુજરાતીઓ સાદાઇની આવશ્યકતા બરોબર સમજીએ છીએ છતાં પણ લગ્ન વેલાં થઇ એક એકથી ચઢીયાતાં વસ્ત્રભૂષણોમાં અઢળક ખોટો ખર્ચ કરીએ છીએ. હવે જમાનો એવો આવ્યો છે કે આવાં ખોટાં ખર્ચો નભી શકવાનાં નથી. તો દેખાદેખી ખરચ કરી ખોટી શોભા ન કરતાં લગ્ન પ્રસંગે સાદાઇ જાળવી ઓછામાં ઓછે ખરચે લગ્ન પ્રસંગ ઉકેલાય એ પ્રયાસ કરવો.

*

### પીરસણ પદ્ધતિ :

ગુજરાતમાં જમણવારો ખુબ થાય છે. પરંતુ પીરસણ પદ્ધતિ બીલકુલ સારી નથી, જમવા આવેલી આમંત્રિત મંડળીને વ્યવસ્થિત રીતે પીરસી જમાડવું એ વરો કરનાર માણસની ફરજ છે. પણ ખાય તેના કરતાં ત્રણ ઘણો બગાડ થાય એ ઇચ્છવા જેવું નથી. કોઇ એક ખાસ ન્યાત ઉપર નથી પરંતુ બધી જ ન્યાતોમાં પીરસવામાં ખામી છે. ખુબ મોટું પતરાવળ હોય છે. તેમાં દરેક વસ્તુને મોટા પ્રમાણમાં પીરસવામાં આવે છે. જે વસ્તુનો એક તૃતીયાંશ ભાગ જમાય છે અને બાકીનું ફેંકી દેવામાં આવે છે આને બદલે જો રીતસરનું દરેકને પોતાની મરજી અને રૂચી પ્રમાણે પીરસવામાં આવતું હોય

તો બગાડ ન થાય. દક્ષણી બ્રાહ્મણોમાં (વડોદરામાં) બધી વસ્તુ થોડી થોડી પહેલાં મુકવામાં આવે છે અને પછીથી પીરસનારા આખો વખત બધી વસ્તુઓ લઇને જમનારની આગળ હાજર રહે છે. જેથી જેને જે વસ્તુની પસંદગી હોય તે લઇ શકે છે, બગાડ થતો નથી અને એઠવાડો ફેંકી દેવો પડતો નથી. તો આશા છે કે આપણી પીરસણ પદ્ધતિ સુધારીશું.

*

ભીખારીઓ :

અખિલ હિંદ મહિલા પરિષદની વાર્ષિક બેઠક હોય છે ત્યારે દરેક શાખાઓ તરફથી ભિખારીઓની સંસ્થાનો નાશ કરવા માટે પગલાં લેવા માટે સૂચન થાય છે. પણ કોઇ રીતે અમલમાં મુકાતું નથી. મુંબઇમાં ભિખારીને માટે પગલાં લેવાય છે પણ સંતોષકારક નહિ અને ગુજરાતના બીજાં મોટાં શહેરોમાં તેમાંએ ખાસ કરીને અમદાવાદ જેવા મોટા શહેરોમાં ભિખારીઓનો ત્રાસ અસહ્ય છે.

રોજ ભીખ માગવા આવે ને મોટર બસોના સ્ટેન્ડ પાસે ભિખારીઓ ઉભા રહે, મંદીરો પાસે ઉભા રહે. પોળોમાં નિયમિત દસ અને બારની વચમાં તેમજ રાત્રે માંગવા આવે. તે ઉપરાંત કોઇ જગ્યાએ ન્યાત કે જમણવાર હોય ત્યાં તો જમનાર કરતાં ભીખારીઓનું મોટું ટોળું જામેલું હોય છે. જેઓ મારથી નથી ડરતા કાઢી મુકે નથી જતા. ખાવાનું એઠું જુઠું પણ લે. આ ભિખારીઓમાં ફક્ત ખાવાનું લેવાની દાનત જ હોય છે એવું નથી હોતું. એમનું લક્ષ ચોરી તરફ પણ હોય છે. કોઇનું ઘરાણું, કપડું, વાસણ, લાગ ફાવે તે ઉઠાવી પણ જાય છે. નાનાં છોકરાના પહેરેલા દાગીનાની સલામતી પણ નથી રહેતી. ભીખારીઓ ભીખ માગે છે તેમાંના કેટલાક તો શાકના અથવા બીજી એવી નાની વસ્તુના વહેપારી હોય છે. પરંતુ ભીખ માંગવી એ પણ એક જાતનો ધંધો માની બેઠા હોય એમ લાગે છે. આપણા દેશમાં બધું સુધારવા માંગીએ છીએ અને હરીજનોનો ઉધ્ધાર ઇચ્છીએ છીએ તો શું ભીખારીઓને સુધારવા તરફ બેદરકાર રહીશું તો પરવડશે ? બને તેટલી મહેનત લઇને ભિખારીઓને સુધારવા જોઇએ.

*

આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી. જયકૃષ્ણ વર્મા : હાલ દિવાન સાહેબ : લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ

તંત્રી :
શ્રી. જયવતી દેસાઈ

સહતંત્રી :
ડૉ. રમા દેસાઈ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી : બાલવિભાગ
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ. ઠક્કર

વર્ષ ૧૮ ::: અંક ૨
એપ્રિલ : ૧૯૪૧
પુસ્તક ૩૬મું



# તમારાં બાળકોને
# ભૂખે ન મારો.......

તમે શીરો, બાસુદી ખવડાવતાં હશો, પણ તેની માનસિક ભૂખ નહિ મટે. તેમને નક્કર વાંચન આપી તેમના મનને પુષ્ટ બનાવો ને જીવનસંગ્રામ માટે તૈયાર રહો.

# ગાંડીવ બાળપખવાડિક

**એ એને માટેનું સર્વોત્તમ સાધન છે.**

ભણતરમાં મદદ કરે છે. * વહેવાર કુશળ બનાવે છે. * સરસ ટેવો પાડે છે.
ફુરસદ સન્માર્ગે વાળે છે. * ચતુર બનાવે છે. * હોંસિલા કરે છે.

વાર્ષિક લવાજમ રૂપયા પાંચ

---

# આફ્રિકાનો અવાજ

આપના તરફનું " ચાલો ભજવીએ " પ્રકાશનના દસે ય ભાગ વાંચ્યા. ખુબ જ રસિક અને રંગભૂમિ પર મુકવા લાયક છે. મેં પણ મારી શા[ળા]ના બાળકોને એમાંના બે સંવાદ તૈયાર કરાવી ભજવાવેલા. લોક જનતાએ તેમને વધ[ાવી] લીધા. બાળકોને જો ઉત્તેજિત કરવા હોય તો મારી સલાહ પ્રમાણે પ્રથમ હું 'ગાંડીવ બાલોદ્યાનમાળા' બીજ કોઈને પણ સેવન કરવાની સલાહ આપું. મેં બે સંવાદ નામે સમર્પણ-સિદ્ધરાજના સમયનું દશ્ય તથા દેશનો દીવાનો લીધેલા. તે ઉપરાંત ક્યા ભાગમાંથી એક પાત્ર-વાળા ત્રણ જેવા કે 'બેકારીનો ઉપાય' 'ગ્રેજ્યુએટ', 'બે બોલ' મૂકેલા. લોકોએ હર્ષના પોકારથી વધાવી મુકયા, બલ્કે ખૂબજ વખાણ્યા .........હોયમાની ઈંડિયન પબ્લીક સ્કુલના હેડમાસ્તર શ્રી રાવજીભાઇ સોમાભાઈ ઉપર મુજબ લખે છે.

# ચાલો ભજવીએ : ભાગ ૧ થી ૧૨

ભજવી શકાય એવા સંવાદો, નાટક નાટિકાઓ, પ્રહસનોની એકલી ગ્રંથમાળા : : કેવળ પુરૂષપાત્ર તથા કેવળ બાળા-પાત્રની વસ્તુઓ : : ઠેર ઠેર ભજવાયાં-જ્યાં ત્યાં વખણાયાં.

આખા સેટની કિંમત ઘા રૂ. ૮. ખ. ૧૧ રૂા. આ એક જ સેટમાંથી સભા સમારંભો પરિષદો માટે જોઇએ તેટલી તમામ વાનીઓ પૂરી પડશે.

તાકીદે મંગાવો. દરેક લાયબ્રેરીમાં બારે ભાગ હોવા જ જોઇએ.

# ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

---આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, ડાક વિભાગ સાહેબ: દુધાવાળા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
સુહાસમિત્ર પ્રેસ. વડોદરા.

તંત્રી :
શ્રી. જયંવતી દેસાઇ

પ્રકાશક :
અંબાલાલ વિ. ઠક્કર
વડોદરા.

પુ. ૩૬ મું ] એપ્રિલ : ૧૯૪૧ [ અંક ૨ જો

## અનુક્રમણિકા



### બાલ—વિભાગ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દસ આના.

સાડીની કિનારી,

ચણિયા, પોલકાં,

બાબાનાં ઝભલાં, બેબીનાં ફ્રાક

વિગેરે ઉપર

તમને ગમે એવી સુન્દર રંગોમાં

મનપસંદ ભાત ને તરાહો

છાપતાં શીખવું છે

તો

આજે જ ચાર આનાની ટપાલની ટીકીટો મોકલાવી

# ચિત્રરેખા

મંગાવો, ગુજરાતી ભાષામાં આ જાતનું એ પહેલું પુસ્તક છે. સ્ટેન્શીલીંગને નામે ઓળખાતી કલાનો ૩૦ ચિત્રોને સ્ટેન્શીલના નમુના સાથે વિગતવાર પરિચય આપ્યો છે ને કામ કેવું દેખાશે એ બતાવવા ત્રણ રંગમાં છાપેલું કવર આપ્યું છે.

આજે જ મંગાવો ને આ
નવી કલા શીખી લો

**બાલવિનોદ કાર્યાલય,**

મલાડ [ મુંબાઈ ]



પુસ્તક ૩૬મું — એપ્રિલ : ૧૯૪૧ અંક ૨ જો

# અબોલા

: રાસ :

દૂર વાગે છે વેણુ, કાલિંદીને તીર રાધાલાલની
આભ પાટે છવાયાં છે મેઘનાં પૂર મનોહર રે !
ક્યાંરે છુપાયો કહાન કુંજે ?
બંસી ગુંજે !
ત્યારે મધુરો મોર બોલે,
દેલ ડોલે,..............દૂર વાગે...

રાધિકા ભૂલી, બનીજ ઘેલી, વનનીવેલી ફુલી શું ખીલી ?
શ્યામને વિનવે યમુના તીર, રાધા રસીલી....દૂર વાગે....

શાને રીસાયા ? શ્યામ છોગાળા ? મોહનલાલા, જસોદા પ્યારા,
અબોલા છોડશો કહાન ન આજ ? આશા ન ખીલે ?
........દૂર વાગે...

શ્રી. મનુ દેસાઇ

# મંદોદરી દિલ ખોલે રે*

મય દાનવની દીકરી ને રાવણની રાણી
દિયર વિભીષણની પાસે ડાહ્યાં પટરાણી
મંદોદરી દિલ ખોલે રે.
તમારા ભાઇને સમજાવી સમજાવી થાકી
તમે ઘણું કીધું હશે પણ એકવાર કહો હજી
મંદોદરી દિલ ખોલે રે.
ત્રાસ ન આપે જગતને ન લાવે બહેન દીકરી
શ્રેય નથી એમાં કુળનું નિજ આપત્તિ છે ઘણી
મંદોદરી દિલ ખોલે રે.
શક્તિ અજમાવે દુષ્ટો પર ડાબી દે જુલ્મી
ગરીબની વહારે ચડે ને આપે બહુ શાંતિ
મંદોદરી દિલ ખોલે રે.
વારૂ, કહી વિભીષણ બોલ્યા યત્ન કરીશ ભારી
પણ મોટાભાઈ નહીં જ માને નિશંક કહું ભાભી
વિભીષણ દિલ ખોલે રે.
દેવ દાનવ ગંધર્વ જાતિની હરી લાવો દીકરી
અઘટિત કર્મ ન છાજે, ભાઇ ! વળી સીતા આણી
વિભીષણ દિલ ખોલે રે.
ભાઇ થઇ નથી પડખે રહેતા એ જ વિચિત્ર શકિત
મોટાને શિખામણ દેવા આવ્યો દુષ્ટ ભકિત
રાવણ દિલ ખોલે રે.
ઈંદ્રિ[1] મેઘ[2] કુંભ[3] વજ્ર[4] ગયો ને ગયા પતિ મુજ હળી
સીતા ! આ તેં શું કર્યું ? જોને હું વિધવા બની !
મંદોદરી દિલ ખોલે રે.
સીતાની નથી શકિત એવી શાપ દીએ, આ ભલી !
જગન્નિયંતા સૌનું જુએ, રાણી કેમ ભૂલી !
સીતાજી દિલ ખોલે રે.
લઇને સીતા રામ પધાર્યા નિજ અયોધ્યાપુરી
દિલથી દુનિયાએ વધાવ્યા દિવસો એ દિવાળી
મંદોદરી દિલ ખોલે રે.

શ્રી. સરળ

---

* શ્રી. નાનાભાઇ લિખિત " મંદોદરી પરથી " સૂચિત.

૧. ઇંદ્રજિત ૨. મેઘનાદ ૩. કુંભકર્ણ ૪. વજ્રદંષ્ટ્ર સેનાપતિ.

# ડૉ. રમેશ

લેખક :
શ્રી. કુમાર ડોંગરે

મેડિકલ કૉલેજમાં રમેશને પ્રેમલતાની ઓળખાણ થઈ. રમેશ ઘણોજ હોંશીઆર તથા ઘણોજ સુંદર હતો. તેથી બધા જ તેના તરફ આકર્ષક દૃષ્ટિથી જોતાં. જેમ જેમ રમેશની હોંશીઆરી પ્રેમલતા જોતી ગઈ તેમ તેમ તેની તરફ તેની ભાવના રૂપમાં દીપી નીકળી.

તેના અખંડ સહવાસને લીધે રમેશનું મન પણ તેના તરફ ઘેરાયું. દિવસે દિવસે તેઓનો પ્રેમ વધતો ચાલ્યો.

એક દિવસ રમેશના આગ્રહથી બેઉ જણ સમુદ્ર કિનારે ફરવા ગયા. આથમતા સૂર્યનાં કિરણો પાણી પર પડતાં હતાં, તેથી પાણી સોનેરી રંગનું દેખાતું હતું. તે જોઈને રમેશને ઘણી નવાઈ લાગતી. સમુદ્ર કિનારા પર પડેલી રેતી સાથે રમતાં રમતાં આથમતા સૂર્યનાં કિરણો તરફ દૃષ્ટિ કરતાં કરતાં પ્રેમલતા તરફ જોવાઇ ગયું. તો તેના મુખ પર પણ સોનેરી કિરણો દેખાયાં. તેનો પ્રફુલ્લીત થયેલો ચહેરો જોઇ રમેશે પોતાના મનનું ભાન ભુલી જઈ એકદમ પ્રેમલતાનો હાથ પકડયો. અને પુછ્યું: "પ્રેમલતા, તું મારા સંસારમાં ભાગ લેશે ?"

પ્રેમલતા ને રમેશનું કહેવું યથાયોગ્ય લાગ્યું અને તેનાથી તેનું સમાધાન પણ થયું. પરંતુ રમેશની વૃત્તિ તેને કંઇક વિચિત્ર લાગી. તે જરા મુંઝાઈ ગઇ. તેથી તેણીએ કંઈ જ ઉત્તર ન આપ્યો.

જવાબ ન મળવાથી રમેશને ખોટું લાગ્યું. અંધારૂં પડતાં બેઉ જણા પોતાના રૂમ તરફ વિહાર કરવા લાગ્યાં. રસ્તામાં બેમાંથી કોઇ પણ એક બીજા સાથે બોલ્યું નહિ.

તે રાત્રે પ્રેમલતાને ઉંઘ આવી નહિ. બીજે દિવસે સવારે કૉલેજમાં જતી વખતે ઘરથી જવાબ આપવો એવો નિશ્ચય કરીને ગઇ હતી. પણ તે દિવસે રમેશની શોધ કરવા છતાં પણ તેને રમેશ દેખાયો નહિ. છેવટે તેને ત્રીજે દિવસે ખબર મળી કે રમેશ તો ફક્ત કૉલેજ છોડી નહિ, પણ મુંબઇ છોડી ગયો છે.

તે દિવસથી પ્રેમલતાનું મન અભ્યાસ તરફથી ઉડી ગયું. લેશન થતું નથી તેથી તે ઘેર બેઠી. હાલમાં ખાસ કરીને તે માંદી જ રહેતી. તે પહેલ્લાંથી જ નાજુક હતી. પ્રેમલતા તેના બાપની એકની એક દીકરી હતી. તેથી તેના પિતા તેને મેડીકલ કૉલેજમાં ભણાવતા હતા. બે ત્રણ વરસ લેશન કરીને વચમાંથી જ તેણીએ કૉલેજ છોડી. કૉલેજ છોડયે ઘણો વખત પસાર થયો, તો પણ પ્રેમલતાની તબીયત સુધરી નહિ. દિવસે દિવસે તે સુકાતી ચાલી. કદાચ મુંબઇની હવા તેને માફક આવતી ન હોય એમ ધારીને તેને તેના કાકાને ત્યાં મોકલી. તે હાઇસ્કુલમાં હતી, ત્યારે તે હંમેશ પોતાના કાકાને ત્યાં જતી પરંતુ કૉલેજમાં આવી ત્યારથી તે ગઇ નહોતી. આ વખતે તેની કાકીને પ્રેમલતાની તબીયત જરા એવી જ લાગી. તે છતાં તેની પ્રવૃત્તિ કંઇ જુદી જ લાગી. પ્રેમલતા મુળથી-જ આનંદી અને ઉત્સાહી હતી. તેની કાકીને તેનો સ્વભાવ ઘણો જ પસંદ હતો. કાકીને છોકરા છોકરી કોઇ નહોતા, તેથી તેના તરફ તેનો પ્રેમ વધારે હતો. પ્રેમલતા કાકીને ત્યાં જાય ત્યારે તે કાકા સાથે પ્રેમળ વાર્તાલાપ

કરતી, હંમેશા તેના કામમાં તે ભાગ લેતી. તેની વાગ વર્તણુકમાં પહેલાના જેવો કંઇ સ્વભાવ લાગતો નહિ. પરંતુ આ વખતે તેનો સ્વભાવ કંઇક જુદો જ લાગ્યો. તેનો પહેલાનો સ્વભાવ ન દેખાતો. તેના મુખ પર ઉદાસીની છાયા લાગતી, હંમેશ પ્રમાણે તે છુટથી વાત ન કરતી તેથી તેની કાકીને નવાઇ લાગતી.

કાકા દેવલાલીમાં નામાંક્તિ ફોટોગ્રાફર તેમજ આર્ટીસ્ટ હતા. ઘેર બેસવાથી પ્રેમલતા કંટાળતી તેથી તેના કાકા તેને સ્ટુડીઓમાં લઇ જતા. ઉત્તમ ચિત્રકાર તરીકે તે દેવલાલીમાં પ્રખ્યાત હતા. સુંદર સુંદર ચિત્રો કાઢી પોતાના સ્ટુડીઓમાં ટાંગેલા.

× × ×

સુરેશ ચિત્રકળામાં કાંઈ સામાન્ય ચિત્રકાર તરીકે ન ઓળખાતો, તેની ઉજ્વળ પ્રતિમા જોઇને લોકો છક થઇ જતા. તો પણ તેનાં ખરાં ચિત્ર ત્રણ જ. આ ત્રણ ચિત્રોએ તેની કીર્તિ ફેલાવેલી. તેનું પહેલું ચિત્ર એક ઓગણીસ વર્ષની મનોહર કુમારીકાનું. આ ચિત્ર કાઢયું તે વખતે સુરેશની ઉમર બાવીસ વર્ષની હતી. આ ચિત્રથી તેને ધનનો લાભ થયો. કીર્તિ વધી ને સમાજમાં માન પણ મળવા લાગ્યું.

એક વખત સુરેશે પોતાના મિત્ર રમેશને તેના બનેવીને લઇ સ્ટુડીઓમાં આવવા આમંત્રણ આપી આવ્યો હતો. રવિવારનો દિવસ હતો. સાંજના તડકો ઓછો થતાં બેઉ જણ સુરેશના સ્ટુડીઓમાં જવા નિકળ્યા.

હંમેશના નિયમ પ્રમાણે પ્રેમલતા પોતાના કાકાના સ્ટુડીઓમાં ગઇ. તે દિવસે તેના કાકાને ત્યાં ઘણા ઘરાકો આવેલા હતા. કાકા લોકોનાં છાયાચિત્રો દોરતા હતા. પ્રેમલતા આગલા ઓરડામાં સુંદર ચિત્રો જોતી ઉભી હતી. એટલામાં બહારથી કોઇએ " સુરેશ......ઓ......સુરેશ......" એવી બુમ મારી, તરત પ્રેમલતાએ પાછું વળી જોયું તો કાકા કામમાં દિઠા તેથી તે જવાબ આપવા બહાર આવી. બહાર ઉભેલા ગૃહસ્થે ફરી સવાલ કર્યો, " સુરેશ છે કે ?"

પ્રેમલતાને તે અવાજ જરા ઓળખીતો લાગ્યો તેથી તે ચમકી, પરન્તુ તેણે તેને સામો સવાલ કર્યો " કોણ રમેશ ! " તેને તરત ચક્કર આવવા લાગ્યાં. તે નીચે પડવાની તૈયારીમાં હતી એટલામાં તે ગૃહસ્થે તેને પકડી લીધી. " કોણ પ્રેમલતા ?" એવા શબ્દો તેના મોઢામાંથી નીકળ્યા.

પ્રેમલતાને ઘર લઇ જવામાં આવી. રમેશ ત્યાં ડૉક્ટરીનો ધંધો કરતો હતો તેથી તેણે પ્રેમલતાનો કેસ પોતાના હાથમાં લીધો. થોડા વખત પછી તેઓ પાછાં સ્ટુડીઓમાં આવ્યાં.

તે બાજુમાં પેલી છોકરીનું ચિત્ર દેખાય છે ને ( મેં પેલા ચિત્ર તરફ આંગળી કરી બતાવ્યું. ) તે ચિત્ર એમણે કાઢયું છે. તેમણે પોતાનું કૌશલ્ય ને, પોતાનું આખું અંતઃકરણ રેડયું. તેથી તેની કીર્તિ બધે ફેલાઇ. આ છોકરીને તે ભુલતો જ નથી.

" એમ કે " એમ કહી આશ્ચર્ય પૂર્વક મારા બનેવી બોલી ઉઠયા.

" સુરેશ અત્યંત દુઃખી મનુષ્ય છે. અને તે કેવળ છોકરીને લીધે જ. ' કેટલી સુંદર છે તે છોકરી !' 'છે ને ?' આ ચિત્રથી તેનો મોટો વિજય થયો. આ ચિત્રથી તેને પાંચ હજાર રૂપીઆ મળ્યા પરંતુ કાંઇ કારણોને લીધે તેણે દસ હજાર આપી પાછું લીધું. ફરી મારા બનેવીએ તે ચિત્ર તરફ જોયું. ચિત્રમાંની તે કુમારી શું સુંદર, અત્યંત મોહક, ને હસતો ચહેરો. એનું નામ રનેહલતા. "

" તેણે તે પાછું કેમ વેચાતું લીધું ? "

" કેવળ ભાવનાને લઇને " મે કહેવા

માંડયું. આ છોકરી ઉપર સુરેશને પ્રેમ થયો. તેનો પણ તેના પર તેવો જ પ્રેમ થયો. તે મોટા શ્રિમંત ઘરની છોકરી હતી. તેણીના માત પિતા તેની સાથે લગ્ન કરવા ના પાડતા હતા, પણ પ્રેમને લઇને તેણે કુટુંબનો ત્યાગ કર્યો. તેના સ્ટુડીઓમાં આવી પોતાનું ચિત્ર કાઢવા દેવા દિવસોના દિવસો એકલી આવી બેસતી. સુરેશની ગરીબ સ્થિતિને તેણે મદદ કરી."

સુરેશે પોતાના બનેવીને પ્રશ્ન કર્યો, "તમે જ કહોને કે આટલા મોટા શ્રીમંત ઘરમાંથી તરણ છોકરી સ્ટુડીઓમાં આવી એકલી આખો દિવસ બેસી રહે એ કંઇ સહેલું છે? તેને તેના બાપે બીજા વારસ ઠરાવીને ઘરમાંથી કાઢી મુકી."

× × ×

બીજે દિવસે સવારે રમેશ પ્રેમલતાને તપાસવા આવ્યો. તે વખતે તે ઉંઘેલી હતી. તેથી તે ત્યાંજ બેઠો. તેની દૃષ્ટિ તે શાંત ને સુકાઇ ગએલા ચહેરા પર પડી.

પ્રેમલતા ઉંઘમાં બોલતી હતી. "રમેશ, રમેશ તું મને છોડીને ન જા. હું તમારૂં મન ફરી કોઇપણ વાર દુઃખાવીશ નહિ."

રમેશને વેદના થવા લાગી. એકદમ ઉઠી પ્રેમલતાને જાગૃત કરવી કે નહિ? "પ્રેમલતા જો હું અહીં જ છું. હું કોઇપણ દિવસ તને છોડી જનાર નહિ." એ કહેવા ઉઠયો પણ તેને ફરી શું વિચાર આવ્યો તે ખબર ન પડી ને પાછો બેઠો અને પ્રેમલતાના ચહેરા તરફ જોતો રહ્યો.

એટલામાં પ્રેમલતા જાગી ગઇ ને તેટલા જ વખતમાં રમેશ પણ જરા ભાનમાં આવ્યો, ને તરત ઉઠી તાવ જોવા પ્રેમલતાનો હાથ ઉચક્યો. રમેશે પુછયું "કેમ કેવું લાગે છે?" જવાબમાં પ્રેમલતાએ ઘણું સારૂં છે." એમ કહી ગરદન ફેરવી. પ્રેમલતાની આંખમાં અશ્રુ વહેવા લાગ્યાં, તે સંતાડવા પોતાની ગરદન ફેરવી.

કંઇક વખત પછી પ્રેમલતા બોલી "રમેશ, કેવી અણધારી રીતે આપણી ગાંઠ પડી."

રમેશ તેના તરફ ટગર ટગર જોતો હતો, એટલે પ્રેમલતા જ બોલી "હું ખરેખર તે વખતે ગુંચવાઇ ગઇ, તેથી તે વખતે શું જવાબ આપું તે સુઝયું નહિ." "પ્રેમલતા, તેં મારા જીવને કેટલો નિરાશ કર્યો? મારા જીવનને કંટાળો એટલો બધો આવ્યો કે ....."

"રમેશને પુરૂ ન બોલવા દેતા પ્રેમલતા બોલવા લાગી, હવે મારા પર તો ગુસ્સો ન રહે ને? રમેશ! તમે મને માફી નહિ આપવાના કે?"

"પ્રેમલતા આવું ગાંડકું શું કરવા બોલે છે?" એવું કહીને રમેશે તેના બેઉ હાથ પોતાના હાથમાં દાબી ધરીને કહ્યું. "પ્રેમલતા હું આ ગુમ થયેલો પ્રેમ પાછો તે કેમ કરીને છોડું."

પ્રેમલતાનો હાથ રમેશના હાથમાં ખુબ વખત રહ્યો......

એક દિવસ રમેશને એના એક નિકટના સગા તરફથી જેમ બને તેમ જલદી આવવાનો તાર મળ્યો. તેથી તેને ન છુટકે દેવલાલીથી જવું પડયું. રમેશના વિયોગથી, પ્રેમલતાનું દીલ દુભાયું, અને પાછી તબીયત લથડી તે પાછી સારી થવા પામી જ નહિ. રમેશ પાછો આવ્યો તે પહેલાં તો પ્રેમલતા આ દુનીયાનો ત્યાગ કરી ચાલી ગઈ.

× × ×

એક દિવસ સ્નેહલતાનું માથું ઘણું જ દુઃખતું હતું તેથી સુરેશ તેને રમેશના દવાખાનામાં લઇ ગયો. રમેશે કહ્યું "આવો" ને સુરેશ સાથે સેઇકહેન્ડ કરી, ત્યારે સ્નેહલતાએ મનમાં વિચાર કર્યો કે મારી સાથે સેઇકહેન્ડ કરી હોત તો કેટલું સારૂં થાત. (આપણે ઉપર જોઇ ગયા કે રમેશ કેવો

સુંદર, હોંશીયાર છે ) તેણે દવાનો એક ડોઝ આપ્યો. ત્યાર પછી તેઓ વાતચીત પર ચઢયા પણ ખાસ કરીને સ્નેહલતાને રમેશ બેજ જણ વાત કરતાં હતાં. સ્નેહલતાનું રમેશ તરફ આકર્ષણ થયું. થોડી વાર પછી તેઓ જવા ઉઠયાં, સ્નેહલતાએ કહ્યું " All Right we shall see again."

તેઓ ઘેર ગયા. સ્નેહલતાને બેચેની લાગતી હતી. રાત પડી તો પણ તેને ઉંઘ આવી નહિ, તબીયત બગડવા લાગી. છેવટે સુરેશે રમેશને બોલાવ્યો. તેને જોઇને સ્નેહલતાને ઘણો હર્ષ થયો. તેણે ઘણી દવાઓ આપી પણ રોજને રોજ એમજ ચાલ્યું. રોજ તેને રમેશ તપાસવા આવતો. એક દિવસ સ્નેહલતાએ જોયું કે ઓરડીમાં કોઇ નથી, તેનો લાભ લેવા તે ચુકી નહિ. તે એકદમ ડોકટરને વળગી પડી ને કહ્યું " ડોકટર તમે જ મારા " એમ કહી થોડીવાર પછી છુટા થયા. સ્નેહલતાએ કહ્યું ઠીક ત્યારે " હું કાલે બપોરે તમારા દવાખાને આવીશ. " " ડોકટરે પ્રત્યુત્તર આપ્યો " Yes ! I will wait for you. "

× × ×

બીજે દિવસે સુરેશને મુંબઇમાં ખાસ કામ હોવાને લીધે જવું પડયું અને થોડા વખત માટે ત્યાંજ રહેવું પડયું.

× × ×

સ્નેહલતા દવાખાને ગઈ. ડોકટર તેની મોટરનો હોર્ન વાગતા જ નીચે જઈ પહોંચ્યા, પછી ઉપર આવતા જ રમેશે દરવાજો બંધ કરી દીધો.

ડોકટર કોચ પર બેઠા ને સ્નેહલતા તેના તરફ જોતી સામે એક ખુરશી લઈ બેઠી. વાતચીત પુરી થતા સ્નેહલતા ઘેર ગઈ.

સ્નેહલતાને દિવસો રહેવા લાગ્યા. આ વાતની સુરેશને ખબર ન હતી. ત્યાર પછી સ્વરાજની ચળવળ શરૂ થઈ. તેમાં સુરેશે ભાગ લીધો. ચળવળમાં તેને જેલમાં જવું પડયું.

× × ×

એક દિવસ રમેશ સ્નેહલતાને ઘેર ગયો તે વખતે સ્નેહલતા વિચારો કરતી હતી. ' શું હું મારું ભાન ભુલી તેની સાથે પ્રેમમાં પડી. મેં કેટલું ખરાબ કામ કર્યું ! હું શું કરવા બેઠી છું એની મને ખબર પડતી નથી. સ્નેહલતાએ તે ગુસ્સામાં ને ગુસ્સામાં કહ્યું " જાવ અહીંથી. જાવ છો કે નહિ ? " તોપણ રમેશ ત્યાંથી ગયો નહિ. છેવટે સ્નેહલતાએ પાસે પડેલી એક બાટલી તેના કપાળમાં મારી, લોહી ઘણું નીકળ્યું. થોડીવાર પછી બંધ પડયું. પછી તે જતો રહ્યો.

તબીયત સારી ન રહેવાને કારણે તે મુંબઇ પાછો ગયો ત્યાંજ તેણે કાયમને માટે મુકામ કર્યો. ત્યાં તેને આગળ ભણવાની ઇચ્છા થઇ, તેથી તે ઇંગ્લંડ જવા નિકળ્યો. તેણે સ્નેહલતાને કાગળ લખ્યો.

કાગળમાં નીચે મુજબ હતું.

મુંબઇ

પ્રિય સ્નેહલતા,

મેં આગળ ભણવાનો વિચાર કરેલો હોવાથી મારે ઇંગ્લંડ જવું છે તો આપણે બે જણ મુંબઇ મળશું એવો મારો વિચાર છે.

આશા છે કે તરતજ નીકળશો.

તને હમેશ યાદ કરનાર ત્હારો
રમેશ

કાગળ સ્નેહલતાએ વાંચ્યો. તે વાંચી એકાદ અજાણ્યા ગૃહસ્થ તરીકે કાગળ લખી ખોટી સહી કરી. તેમાં " સ્નેહલતા તો મરી ગઇ છે, " એમ લખી દીધું.

રમેશે ભણી આવી નાસીકમાં દવાખાનું ખોલ્યું.

થોડા વર્ષ પછી સુરેશ જેલમાંથી આવ્યો. તે બારણામાં આવી જોય છે તો તે વખતે સ્નેહલતા એક બેબીને રમાડી રહી હતી.

તેણે પૂછ્યું " આ બાળક કોનું છે. તેણે ઉત્તર આપ્યો. " આપણું " તેને આશ્ચર્ય લાગ્યું. થોડા વખત પછી તેણે કહ્યું " બાળકને આશ્રમમાં મૂકી આવ." તેણે ના પાડી, કારણ કે તે પોતાનાથી પણ સુંદર હતી. તેને જરા પણ છોડવાનું મન ન થતું. હંમેશ સુરેશ બેબીને મારતો.

એક દિવસ સુરેશ સાયકલ પર બેસીને જતો હતો. રસ્તામાં બેબી રમતી હતી. સ્નેહલતા તેને લેવા જાય એટલે તો બેબીને છુંદી નાખી તેમજ ઉચકીને પાસે એક દવાખાનું હતું. ત્યાં લઈ ગઇ. ડૉકટરે કહ્યું કે આને તો ઓપરેશનની જરૂર છે. સ્નેહલતાએ પૂછ્યું તે કોણ કરશે. તેણે ઉત્તર આપ્યો નાસીકમાં એક વિજયચંદ્ર કરીને નવા ઓપરેશનને માટે જાણીતા ડૉકટર આવેલા છે. તે કરશે. ( તેમની હૉસ્પીટલનું નામ સ્નેહ હૉસ્પીટલ છે. ) સ્નેહલતાએ કહ્યું એ તો પૈસા લેશે, મારી પાસે તો પૈસા નથી. ત્યારે ડૉકટરે પૈસા કાઢી આપ્યા.

દેવલાલીથી નાસિક કંઇ બહુ દુર નથી જલદી આવવા ભાડાની મોટર કરી તેમાં આવી. દવાખાના પાસે મોટર ઉભી રહી. તે બેબીને લઈ અંદર ગઈ. ત્યાં જઇ તેણે કલાર્કને પૂછ્યું, "Where is Doctor" " ડૉકટર સાહેબ ઓપરેશન રૂમમાં છે. " " સાહેબ ક્યારે આવશે ? " તેણે ઉત્તર આપ્યો. " હવે બારમાં પાંચ કમ છે તો હવે નહિ આવે. સાંજના ચાર સાડા ચાર વાગે આવશે. " " ત્યારે, ત્યાં સુધી મારી બેબી જીવે એમ નથી. " તે બોલી. કારકુને જવાબ આપ્યો. " અમે શું કરીએ. " તોપણ સ્નેહલતાએ રીંગ વગાડી ત્યાંથી તરતજ પટાવાળો બોલ્યો " ' હેલાવ ' કોણ છો. " " હું સ્નેહલતા " " કેમ શું કામ છે ? " " ડૉકટરનું કામ છે. " " સાહેબ કામમાં છે. " " ક્યારે છુટા થશે ? " પટાવાળાએ કહ્યું, " એક બે મીનીટ થોભો. "

ચાર પાંચ મીનીટ. પછી ડૉકટર બોલ્યા, " હેલાવ કોણ છો ? " " હું સ્નેહલતા " તેને જરા અવાજ ઓળખીતો તો લાગ્યો, અને જરા શંકા ઉત્પન્ન થઇ. તેથી તેણે ફરી પૂછ્યું. " કોણ છો ? " " હું સ્નેહલતા. " " કેમ શું કામ છે ?" " બેબીનું ઓપરેશન કરવું છે." "થોડી વાર પછી તે કદાચ મરી જશે, માટે જલદી થવું જોઇએ. " " ઠીક ત્યારે બેસો, હું આવું છું. " ડૉકટરે કહ્યું.

થોડી વારમાં ડાકટર ત્યાં આવીને જોય છે તો, સ્નેહલતા તે જ પેલી સ્નેહલતા. એવા શબ્દો તેના મોંમાંથી નીકળ્યા. સ્નેહલતાએ પણ તેમને તરત જ ઓળખી કાઢ્યા, ને પુછ્યું, " નામ કેમ બદલી નાખ્યું છે ? " " અમરતુજ ! " ઓપરેશન કરવું હતું એટલે બેઉ જણ વધારે બોલ્યા નહિ, ને સીધા ઓપરેશન રૂમ તરફ ગયા. ઓપરેશન કર્યું પછી બેબી સુદીમાં આવી થોડા વખત પછી તેમનો પ્રેમળ વાર્તાલાપ શરૂ થયો. રમેશે પ્રશ્ન કર્યો " કેમ સ્નેહલતા તો મરી ગઇ હતી ને ? " " ના ..ના...ના...તે તો મારાથી અમરતુજ લખાઇ ગયેલું. " " આ બેબી કોની છે ! " સ્નેહલતાએ કહ્યું " મારી ને તમારી બેઉની. કેમ ભુલી ગયા. મેં કહ્યું હતું ને કે ડૉકટર હવે તમે જ મારા. " ત્યાર પછી બેઉ જણ આખી જીંદગી સુખમાં ગાળે છે. બે ત્રણ દિવસ પછી રમેશને સ્નેહલતા પેલા ડૉકટરના રૂપીઆ આપવા જાય છે. ને તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

× × ×

ત્યાર પછી સુરેશ સ્નેહલતાને ઘણી શોધ કરે છે. પણ જડતી નથી. તે ગાંડા જેવા થઇ જાય છે. સ્વરાજ્યની ચળવળ શરૂ છે તેમાં તે પાછો ભાગ લે છે. ત્યાં તેને છ, સાત વર્ષની સખત કેદની સજા થાય છે. છેવટે સ્નેહલતાને યાદ કરી કરી મરણ પામે છે, મરતી વખત પણ તેના મોઢામાંથી સ્નેહલતા...સ્નેહલતા...એજ શબ્દો નિકળ્યા.

અષ્ટ-કવિ

વિરચિત

## અષ્ટ મંગલાષ્ટક

સંસારે સુગલો રચી અવનવાં જે અંતરે રાચતા,
ને એ સુગ્મ નિમિત્ત લગ્ન નિજનું પ્રાચીન જે માણતા,
દેહાત્મા સમ ઓતપ્રોત થળી જે સૌ મંગલોના નિધિ,
એવા મંગલકારી નિત્ય તમને હો અર્ધનારીશ્વર. ઉમાશંકર જોષી

બાલ્યે મંગલદર્શના, સુવ્રતિની કૌમાર ને યૌવને,
પૂર્ણી આત્મવિલોપને, અમરના અંધોળ જેના જગે,
સોહે સાશ્વત બીજ રૂપરસની સૌ સૃષ્ટિઓમાં નભે,
માતા તે પરમાત્મશક્તિ વરસો સૌભાગ્ય મ્હેની ! તને. દેશળજી પરમાર

ચંદા, વ્યોમવિહારિણી, અણગણ્યાં નક્ષત્રવૃન્દોતણી
રાણી, તો ય અધૂરી સાવ અધૂરી ત્યાંની હતી જિંદગી,
તેથી શું પૃથિવી પરે અવતરી પૂર્ણત્વને પામવા ?
હા ? તો લે ઘટ પૂરી શું રતિતણો, પાતી પીતી સર્વદા. સુંદરમ્

જે સાયુજ્યથી ઊર્વિ ને રવિતણા મ્હોરે વસંતડું ને
જે સાયુજ્યથી સ્વાતિ ને ઘન તણા છ રિદ્ધિવંતો નિધિ,
જે સાયુજ્યથી શક્તિ ને શિવ તણા સૌ વિશ્વ કેરી ગતિ,
તે સાયુજ્યથી આજ જીવન રચી બંને રચો મંગલ. રાજેન્દ્ર શાહ

મ્હેકે માઘ, વસંત આજ તપતો, ને ફાલ્ગુની આવતી,
આવે ગ્રીષ્મ, પ્રચંડ સૂર્ય તપશે, વર્ષા ય આવે પછી,
ને આવે ક્રમમાં વળી, શિશિર તો, એ યે ભલે આવતી,
એવો આ ક્રમ, દંપતી, નિયતિનો કુર્યાત્ સદા મંગલમ્. હરિશ્ચન્દ્ર ભટ્ટ

જેવું કોઇ મહાન સર્જકતણા ચિત્રે ન પ્રીછાય કે,
રેખા સુન્દર છે સ્વયં ? વિલસતી વા રંગથી ? કે રહો
રેખા એ થકી શોભી રંગ ? ત્યમ આ અન્યોન્યનાં ભૂષણ
જેવાં થૈ નિત શોભજો વરવધૂ અદ્વૈત સાચું લહી. સ્નેહરશ્મિ

જે સંસારી સુરેખ છે, તદપિ છે સંસારનો સંયતિ,
જેનું દીર્ઘ સુભાગી ને સમરસે વ્યાપ્યું સુદામ્પત્ય છે,
જેણે કાંતી, વણી, જીવી સૂતર સૌ સંસારનાં તાણિયાં,
તે ગાંધીજી સમું નવા યુગતનું આદર્શ દાંપત્ય હો. સાહિત્યપ્રિય

જેણે ભાસ્કરભર્ગમાં રજનીના સૌન્દર્યને . મેળવી
સીંચી રમ્ય કુમાશ જીવતણા કલેશો કર્યાં સહ, ને
મોંઘી કાવ્યસુધા થકી જીવનના દીધો ભરી જામને,
तत्त्वं बुद्धिवचःपरं किमपि तत्कुर्यात् सदा मङ्गलम् ॥ મનસુખલાલ ઝવેરી

### આશીર્વચન

સૌભાગ્યથી જગતના વિધિ રાચનારો
આવી સુઆશિષ વદે સહુને તમારે:
દાંપત્ય જે સુહવતું જગસંધ નિત્ય
તેને સુહાવી સુહજો નવદંપતી હો ! મુરલી ઠાકુર

શ્રી. મનુભાઇ રાવતનાં પુત્રી શ્રી ચંદાબ્હેનના લગ્નપ્રસંગે રચાયલું

# સત્સંગ

[ એક ટાગોર કૃતિ ]

લેખક :
શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ
બી. એ.

[ અંગદેશમાં અનાવૃષ્ટિ ટાળવા, લોમપાદ રાજવીના પ્રધાને મહર્ષિ ઋષ્યશૃંગની નગરમાં પધરામણી કરવાનો નિશ્ચય કર્યો. વિલાસવતી વારાંગનાઓના અનેક નિષ્ફળ પ્રયાસો પછી, મંત્રીએ એક પતિતાને પ્રેરી. ઋષિને છળીને લાવવાનું તેણીએ બીડું ઝડપ્યું. પરંતુ ઋષિકુમારના પુણ્ય-તપના પ્રભાવે તેનામાં અજબ પરિવર્તન થયું. પૂર્વના પાપી જીવન માટે તેને પશ્ચાતાપ થયો. પોતાનામાં રહેલા આત્મતત્વની તેને ઓળખ થઇ. તપસ્વીને તેડી લાવવા પ્રધાને આપેલી દોલત, સર્વ લાલચ તેણીએ પ્રધાનના જ પદોમાં પરત સુપ્રત કરી. કવિવરે, તે સમયનું તેનું સુંદર ભાવકથન આ કાવ્યમાં વ્યક્ત કર્યું છે. ]

: અનુષ્ટુપ :

અંગદેશે અનાવૃષ્ટિ, દુષ્કાળે વસુધા બળે,
લોમપાદ તણો મંત્રી ચિંતા-ચિતામહીં જલે.
મેઘની કરૂણાધારા ભીંજવે રસગુંદથી.
રાજધાની મહીં પગલી જો પડે ઋષ્યશૃંગની.
કૈંક વારાંગના ચાલી મોહમસ્તી મદે ભરી,
નિષ્ફલા ફરતી પાછી,–એક તો પલટી ગઇ.

× × ×

: અનુષ્ટુપ :

ધન્ય, હું પ્રણમું મંત્રી ! આપના પાદપંકજે,
હેમમુદ્રા અને ભેટો સોગાદો સહુ આપની;
રાજમંત્રી ! સ્વીકારો તે પાછી, ના કોઇ કામની,
સજાવી રક્તસુવા કૈં રત્નાભૂષણથી વને–
મોકલી લલના, છળીને લાવવા ઋષ્યશૃંગને–
તેહ સૌન્દર્યગર્વિતા હુંય છું મદમોહિની.

: મંદાક્રાન્તા :

તંદ્રામાંહી દિવસ સઘળા વ્યર્થ એણે વીતાવી
ને જાગીને અમતચમને દેવ ! રાત્રી ગુમાવી,
સન્ધ્યાદીપો, ક્ષિતિજરકના સિંહદ્વારામ મોટા
ઉભી ધોળાં ઝગમગવીએ વેરીને હાસ્ય ખોટાં.

: ઉપજાતિવંશસ્થ :

છો બુદ્ધિમાન્ રાજસચીવ ! આપ,
ધંધા ઘુરા છે અમથી અમાપ;
ઓથે સદા રાજસિંહાસનોના
ફસાવતા જીવ પ્રજાજનોના;

કર્યું મને આજ તમારૂં છૂપું !
જાણો મને તો હૃદયાત્મ ના શું ?
–કર્યો કદા મેં મુજ ધર્મ-ત્યાગ,
કરે સદા તેથી શું ધર્મ ત્યાગ !
" ના કર્મ લજ્જા, મુજને પ્રતિષ્ઠા,
આ જન્મમાં જાણ્યું નહિ સતીપ્રથા "
–એવું કહીને મુજને ભૂલાવી ?
ને જીવ મારૂં ?–કહું શી કહાણી !—
તપોવને નિર્મલ વાયુ વ્હે જ્યાં
આવી ભૂરી શોભત શૈલમાળા,
શું સ્નિગ્ધપૂણ્યા કલગીતિ ધારા
એ પૂરની શું નવ નાટ્યશાળા !
થયું મને,–અંતર સર્વ પીડા
સ્થળે સ્થળે દૂર ફરેથી થાય—
ઢાંકી મને દે, વનભૂમિ ! ચારૂ
વિસ્તારીને નીલ દુકૂળ તારૂં.
આકાશ રે ! ઉજ્જવળ તું ઉદાર
આ દીન પે રેડ પ્રસાદધાર,
એ તારી નૈસર્ગિક નિર્મળી તણી
(પછી મને છો ખસ) સો કરી ઘડી.

હા, રુદ્ધ આવાસ અધો અમારો
પીળી સદા જ્યોત જલે પ્રદીપની,
વિસ્તારતા જ્યાં અતિવ્યગ્ર વાયુઓ
ને ઉષ્ણ નિશ્વાસ દહે પ્રચંડ
—જાણે જલે પાવક શીખપૂર્ણ
મુક્તામણિ કુંતલ, ને અમારા

રતને ઝગે કીરણ કેરું બિંબ,
પ્રમત્તતા શીકરસેક્ત ન્હેકતું
આકાશ ઘેરું ઘનઘોર થાતું.
પ્રમોદ રાત્રી તણી માળ ગુંથવા
જાતાં પ્રભાતે નવ પુષ્પ-બાગમાં
લજ્જા-સૂતા મ્લાન બની, સમાવા
ભૂગર્ભ તત્કાળ, ક્ષું વાંછતી તદા.

: માલિની :

મૃદુ નવકુલ ન્હેની ! જાણિયું આટલું મેં:
મધુર વનસુગંધી, પ્રાણના કૈંક ખૂણે
મુજ પરમ, અજાણે ગુપ્ત છૂપી રહી તે.

: મંદાક્રાન્તા :

આંકી રેખા પ્રથમ અરુણે હેમરંગી દિને તે
ધીરે તીરે તરુણ મુની ત્યાં સ્નાન માટે પધાર્યો,
ઉષા સોહે ઉદયગિરિ પે, તેમ ભાલે જટા ત્યાં
પીળી, શોભે નવદ્યુતિલતા સેંકડો વીજ ઘેરી
કાયાકાંતિ, દિસત નવલી, તેમ આભા મઢેલી.

: પૃથ્વી :

નવીન મુજ શુભ જીવન બની, (મને લાગ્યું કે)
અહા ઉદયશૈલ રમ્ય મુજ જન્મનો ઉજ્વલી,
પ્રકાશકિરણે ભરેલ અમીપૂર્ણ જાણે ઉગ્યું
પ્રભાત નવ ઊજળું શિશિરધૌત સોહામણું !

: સ્રગ્ધરા :

ગાતી યુવા તરુણી મધુરસ મધુરાં,
ગીત સૂરો સુણે જે
મોહે ડૂબી તપસ્વી, ચકિત રઈ રહી
કાન માંડી કુમાર
ગાનો સુણી થયો એ, હરિણશિશુ શો
લીન સંગીતસાર;
નૌકાથી સૌ કૂદીને પડી ઝટ જળમાં,
સર્વ દિશાન્તરોએ
ઘેરી લીધો, તપસ્વી કર કર ગ્રહીને
મંડળાકાર રૂપે
કીધું સોહામણું ત્યાં મધુર અવનવું
નૃત્ય નિજાંગ ભંગે

: પૃથ્વી :

નદી જલતટે નુપૂર-પદતાલ તાલે, રહી
શીલા ઠણકતી, મીઠી ઠુમકતી જ તાને રહી;
તપી નિરખતા સરોષ નયને જ ચંડાંશુ ત્યાં
બધી અમ, મહાંધકા નિઠુર કેરી મસ્તીલીલા.

: દ્રુતવિલંબિત :

ચકિત કૌતુહલે ઋષિબાલ શો
પ્રથમ ત્યાંહિ કુમાર નિહાળતો
પગતલે અણજાણજ આવિયું
કંઈથી તેજ પડ્યું અણચિંતવ્યું ?
તરત, ભક્તિ-સુભર્ગ-પ્રભાકણી
પરમ બાલ અહા, શું ઝગી રહી !
શુભ સ્હવાર તપોધન દેવનો
નવલ તેજસમૂહ સમો દીઠો.
વિપલ વિસ્મિત વિસ્તૃત આંખમાં
વિલસતી શુકતાટક જોડલી
મુની રચી કરસંપૂટ ભાવથી.

: માલિની :

કરણ મધુર છૂટયો કોકિલા-બાલકંઠે
અમૃતરસફુવારો ઊડતો-કેમ જાણે !
સ્થિર થઈ વન થંભ્યું, રમ્ય શાંતિ વછૂટી
મૃદુલ સ્મિતલહેરો પાન પાનેથી ફૂટી,
કદિ ય સુલલિતાને, કોઇએ ના સુણાવ્યું
પ્રિય સ્તવન-સુગાણું-એ ઉષાએ જ માણ્યું
વિમલ, નિરવ ધીમું શૈલશૃંગે વહેતું.
જલધીતલ વહેતી નીલ ને શાંત સન્ધ્યા
વળી વનતણી તે છે બની ગીતભોક્તા.
શિશિર શીતલ અશ્રુધારથી, સુણતાં તે.
હૃદય પણ સહેજે આર્દ્ર થાતું ગળીને.

: શાર્દૂલ :

નારીવૃંદ સમસ્ત પાલવ મુખે ઢાંકી,
હસી ઊઠતાં,
એકાએક સ્ફુરી ઋષિનયનમાં,
સ્નેહશંપા જરા;
ચિંતાગ્રસ્ત ઉદગ્રચિત્તથી ભરીને
પાય ઉતાવળા

જોડી હાથ નમાવી મસ્તક,
રહી ઉભા તપસ્વી કને
બોલીઃ સ્વામી! "શિરોમણી મુનિતણા!
પાદે પડી આપને
દાસી દીન અહા ! મહા અધમ હું",
આથી મહર્ષિ કને
ભેદ્યું તીર લઈ જ અંગ મુનિનું,
મારા મહા ચીવરે
બેસી ઘુંટણ પે લળી પદયુગો,
લુંછ્યા વળી કેશને;
ઉન્મુખે ધરી મીટ મેં,
કુસુમ શું ઉધ્વાનનાં, ત્યાં મને
નિહાળે મુનિરાજ નિમ્નવદને;
જે મુગ્ધ સ્ત્રી દર્શને
પ્હેલાં તે દ્રગયુગ્મ નિર્મળ દીઠા,
નારીમહત્તા લહી,
ઉઠયો નાદ ઉરમહીં વિજયની
વેણું ગજાવી રહી.

: વસંત૦ :

છે ધન્ય જન્મ મુજ, ધન્ય અહા, વિધાતા!
આપે દીધું લલિત સ્ત્રીતનુરૂપ દાતા!
મારો ઉઠયો જય ઉગી તનુ તેહ વ્યાપી
દીપી ઉઠી વિજયકાંતિ (તેહને) સુનેન મારી;
માતૃત્વનેહનીતરી મમતા મધુરી,
મુગ્ધાકુમારી જનની રમણીય પ્રીતિ,
ત્યાં તો સુધા વરસતી મુજ અંતરેથી
વીણા પરે, મધુર તાલસુબદ્ધ ગીતિ
સંયોજને સુરતણા, મધુ ગુંજતી'તી.

: મંદાક્રાન્તા :

બોલ્યા જોઈ, મુનિ મુજ મુખે,
"દેવના દર્શને મેં
આહા! કેવો શુભ દિન થયો
ધન્ય છે-આજ મારો.
કેવો શીળો અમૃતસમ છે
આપનો સ્પર્શ મીઠો
ને આ આંખે ઉભય હસતી
દિવ્ય તેજાંશુ દીઠા."

: અનુષ્ટુપ :

હસો ના મંત્રી! વેરો ના હાસ્ય આ ઉર ના ગમે
કટારી ધાર મારો ના પીડામાં અહંકો તમે.
આભોકું ધૂસરાણમાં, થઈ છું અપમાનિતા,
સતાવો ના અનાદરથી, નાંખશો તૂપ અગ્નિમાં!

: ઉપજાતિ'શસ્ય :

આ દેહને સ્વર્ગ સમાન માની
કે ભાન ભૂલ્યા નિજ, મોહમુગ્ધ
બની વદે ચાર, મધુનિશાએ-
ન એકની સત્ય સુણી સુવાણી.
મેં જે કહ્યું છે, ઋત તત્વ તેમાં,
બડાશ ના જલ્પન અંશ જેમાં;
મિથ્યા ન દ્રષ્ટિ, ઋત ઋષિનેનની
મિથ્યા ન વાચા રસના વિહારની.

: મંદાક્રાન્તા :

મોટા મંત્રી! વિષય વિષયી, દ્વૈતભાવે નિહાળો
સૃષ્ટિ આખી વિષમ નજરે વૃદ્ધ છો તોય બાળો,
ધૂલિ લાગી તપનયનને પુરીમાંથી ઉડી જે
હું ઊભી છું, વિમલ દ્રગથી જોઈ ના શું શકો કે?

: રથોદ્ધતા :

દેવતા મુનિદ્રગે ખરી હું હા!
ઋષિનો દિવસ ધન્ય મેં કર્યો
દર્શને, મધુર સ્પર્શ માહરો—
સૌમ્ય જે અમૃતશીત, ને વિભા
દિવ્યતા ભરી દ્રગે ઝગે મહા.

: સ્ત્રગ્ધરા :

રે રે મંત્રી! તમારી હવસતરસને
ના હું છીપાવનારી
સેવા કાજે ઘડી હું નહિ વળી વનિતા
માત્ર વારાંગનારી,
પૂજાના અર્ધ્યમાંહી યદિ કદિ મુજને
દ્યો તમે ભૂમિ ભારે
તો તો અર્પું તમોને અમરરસસુધા
સ્વર્ગની તેહ સાથે.

મારી એ દેવતા પે પરમ પુનિત ના
કોઈએ પ્યાર કીધો,
સૌને રૂચ્યો અનેરો ચમકભભકતો
માટીનો દેહ મારો;
સૌએ કીધી ઉપેક્ષા–અતિ અવગણના,
દેવતાને ( અવર્ણ્યે )
દીધો તેને હૃદયવિપિનનો દૂર આવાસ સખ્ત.

: અનુષ્ટુભ :

પધાર્યા મુનિ મારે ત્યાં પરિપૂર્ણ કરી કૃપા,
હતો એકાંત વેરાને અટૂલો આશ્રમ મહા
રહ્યો'તો ત્યાં સુધી કેવો શાન્ત નીરવ ગૂઢ એ !
આવ-જા નહિ કોઈની–દ્રષ્ટિ કો જનની ઠરે !

: મંદાક્રાન્તા :

નિદ્રા ઘેરી જલધિપુલિને એકલી ભક્તશૂન્ય
રોમાંચે ત્યાં પ્રથમ, દઈને દેવતા પુષ્પ પુણ્ય
કીધી પૂજા બટુકમુનિએ તત્ર તેની, પધારી
ધારી હૈયે પરમશુચિતા ભાવભક્તિ વધારી

: સ્ત્રગ્ધરા :

જામંતા દેવતા એ મુજ ઉર ઉભરી
હર્ષ, આનંદ જાગે
ભક્તિભાવે ભરેલા હૃદયમહિં, કથા
એ ન કો અન્ય જાણે
મૈ વિના–દેવતા ને ઋષિતનુજ વિના–
સૌમ્ય બોલ્યા કુમાર
મીઠી વાણી, મધુરું મમ મુખ નીરખી,
" આપ આનંદસાર
આનંદે છે બેઠેલી સુસ્વરૂપ પ્રતિમા,
બાહુયુગ્મે ઉડે છે
ધારા આનંદ કેરી, તવ ચરણ ચૂમી
આજ આનંદ વ્હે છે. "

: વસંત :

વાણી સુણી, નયન પાવન બેઉ જોતાં
ને આંખથી મુજ ઝરી વળી અશ્રુધારા,
આવી નિમેષ પળમાં ઉભી બ્હાર બાળા
સૌદામણી શુચિ પવિત્ર કુમારિકા ત્યાં.

: પૃથ્વી :

અનેક દિનથી જ્વલંત મુજ મોહરંગી નિશા
શતાધિક પ્રદીપજ્યોત થકી સોહતી સર્વદા
સુદૂર અતિ દૂરથી પ્રબળ દીર્ઘ નિશ્વાસ–હા !
થઈ અદય, સદ્ય સર્વ દીવડા બુઝાવી દીધા.

: માલિની :

અરૂણ કરથી મારા કેશ આવી પ્રભાતે
ગુંથી દઈ, નિજ બ્હેની શાં, કર્યાં લાડ ઘેલાં
વિપિન –અનિલ આવી મંદ, મારે લલાટે
ચૂમત, જ્યમ વસંતે, પુષ્પ મ્હાલે ચૂમેલાં.

: સ્ત્રગ્ધરા :

મિથ્યા બુદ્ધિ તમારી કુટિલ જટિલ આ
સેંકડો ધિક્ક ધિક્ક !
ધિક્કારો, વૃદ્ધ આસ્યે તવ કપટ ભર્યાં
હાસ્યને તો અધિક;
સૃષ્ટિ સારી તમોને, તમ છલછલકતા
ચિત્ત જેવી જણાતી.
પાપે પ્રૌઢા પતિતા તણું સહુ દલ
એ હાસ્ય આવું હસેલું,
ભ્રૂભંગાદિવિલાસે ચપલ છલનથી
વૃંદ એ હાસ્યઘેલું;
ઘેરી ચોમેર સૌએ દશદિશ થકી
સૌ સ્ત્રીઓએ કુમાર.
સૌએ કીધાં અનેરાં ઉરઉપરણાં
વેગળા વક્ષથી ને
વેણી છોડી ગ્રથેલી અલકલટ થકી
ઊડતી મૂકી દીધી,
દંડો જેવા (સફીડા) નવકમલ તણા,
હાથથી ત્યાં વિલાસે
ધીમે કીધા પ્રહારો ઋષિવરતનુના
અંગ અંગે ફૂલોથી.

: પૃથ્વી :

' તપોનિધિ કુમાર ! હે હૃદય ! ક્યો,
પ્રિય ! કો સ્થળે
છુપાવું તમને, અપાયમયિત
મારા અંતરે

કરી પટ હું આવરૂં તવ દ્રગો !–
ચહું એ ઉરે.'
પ્રભાત ! તુંજને હું ઘેરી શકું તો–
રચી આદરો
ઉષાઘન સમી રતાશ સહ
રક્તે લજ્જા તણો
વિશાળ પટ ઘેરયુક્ત–
મુનિ, ઢાંકું હું તે વડે.

: વસંત :

હ્યો આકૃતિ મમ મુનિ ન પ્રકાશપુંજ !
આ હ્યો તમે ન, તમને હું છવાઇ ઢાંકું
દીધી મને ન વિધિએ પરિપૂર્ણ શક્તિ.
ધિક્કાર છે વિધિ ! શતાધિક છે તને તો
નિર્લજ્જ નારી !–રમણીકુલના અનેક
ધિક્કારમાન ગજવી ભર તું દિશાઓ !"

: અનુષ્ટુપ :

અપાત્રતા મહા કષ્ટે, ક્ષુધાર્તો હું લચી પડી
છિન્ન ભિન્ન લતા જેવી, તપસ્વી પ્રતિ તો વદી
" ધર્મ ને કરુણાનિધિ ! દયાળુ આપ છો મુની
ક્ષમા છે આપનું શસ્ત્ર, ઘોર હું રંક પાપિની !"
મર્મ બાણોથી વીંધાઇ આવી શી મૃગલી ધરી.

: ઉપજાતિ વંશસ્થ :

બોલી રહી હું કરુણાર્દ્ર કંઠે
"આ નીચને પાવન પુણ્યશાળી ! ઓ !
કરો મને માફ" કહી લચી પડી
ને અંગના ભંગ કરી હું બોટી
કરી પૂંઠે હાસ્ય પિશાચિનીઓ,

: પૃથ્વી :

તપોવન તણા બધા તરુવરો કરુણા કરી
સહર્ષ મુજ મસ્તકે નવ કુસુમે વધાવી રહ્યાં
અને મધુર વાંસળી શું મધુરા સૂરો દૂરથી
અચાનક ગભીર જે શ્રવણને ગજાવી ઉઠ્યા.

: મંદાક્રાન્તા :

" પૂર્ણાનંદે ઝરતી પ્રતિમા !
દેવના દર્શને કો
આહા ! કેવો શુભ દિન થયો
ધન્ય છે આજ મારો,
કેવો શીળો અમૃતસમ છે
આપનો સ્પર્શ મીઠો !
ને આ આંખે ઉભય હસતી,
દિવ્ય તેજાંશુ દીઠો."

: ઉપજાતિ વંશસ્થ :

દેખી શકો આ ક્ષણું દેવતાને,
મુનિ ! ન જો ચંચલ નેત્ર ભૂલે;
પૂજા તણા પુષ્પ સમર્પશો મને
આ પુણ્ય હસ્તે, લઇ હું સિધાઉં.
સોહામણો પૂજનનો પરાગ
આ આત્મનું મંદિર છાઇ રહેશે,
મારા, ભવે આ, સુધી જીવનાન્ત
તે દ્વાર ને સ્થાન હું બંધ રાખું.

: વસંત :

રે કૂટ મંત્રી ! તમ તે ફરી વક્ર હાસ્ય
ના, હું નહી, મુજ વિષે નહિ દેવતાસ્થ;
ચૈતન્યહીણ જડ મૃત્તિકમૂર્તિ કેરા
શિલ્પી તણી કરત સાધક સૌ અનેરા
પૂજા વિશાળ જગમાં, બની બુદ્ધિહીણા.
તે મૂર્તિપૂજન થઇ ગયું એક દિન,
ને તેનું ચિરહી વિસર્જન એક દિન;
તેની હવે રમતપૂતળી શું બનાવી
તેની પૂજા કરી શકે પુરલોક પાછી ?
જો આ ભવે મુજ થઈ બધી પૂર્ણ પૂજા
તો તો થઇ સકુ ભવે પરિપૂર્ણ ક્રીડા.
ને હું હવે કરૂં લીલા મુજ દેવતાની
પૂરી બધી, ડુબવી ફેંકી જલે પ્રતિમા
આ માટીની, બસ થઇ પછી પૂર્ણ લીલા.

: અનુષ્ટુપ :

હસો છો તો હસી લ્યોને પરિપૂર્ણ પ્રધાનજી !
તમારા અભિમાને આ હસી લો પૂર્ણ હાસ્યથી,
હેમમુદ્રા અને ભેટો સોગાદો સહુ આપની
રાજમંત્રી ! સ્વીકારો તે પાછી, ના કોઈ કામની.

: પૃથ્વી :

ન્યૂનાધિક કહી કથા અતિ, વૃથા તમોને તથા
અતીવ પરિતાપવી હૃદયને વ્યથા માહરા,
સદૈવ સ્મરણે સુધીર અધમ નારીનું વેણુ આ
લખી તું મુકજે;–તમે સમજતા સુબુદ્ધિ બધે
બધું બધા પળે, પરંતુ રહી બાકી છે બે કથા
હજી સમજવી; જરૂર નિજ લક્ષ્ય રાખો સદા.
અચાનક સુદૈવથી અલ્પ એ લહાયે કથા,
ન કોઈ કળી વા શકે અકલ એ કહીએ વિના.'

# પાણીડાં

: રાગઃ—' જા કે મથુરાં હાં કાનાને ' :

જલભરી ગગરી છલછલ છલકેઃ
કયમ કરી ભરીએ હો !
પાણીડાં !
કયમ કરી ભરીએ હો !

છલછલ છલકે ને ચુંદડી ભીંજવે;
કયમ કરી ભરીએ હો !
પાણીડાં !
કયમ કરી ભરીએ હો !

સાખી : સરકે સાળુ શીરથી, વેણી વીખરાઇ જાય !
ઇંઢોણુલી પણ હઠ કરે, શો કરવો ઉપાય !,

ક્ષણુ ક્ષણુ નગણી ગાગર નમતી;
કયમ કરી ભરીએ હો !
પાણીડાં !
કયમ કરી ભરીએ હો !

સાખી : રજકણીકાનું બેડલું, ધાર્યું શીર પર છેક
હલકુ પાત્ર સદા હસે, સમજે નહિ વિવેક

માન ભર્યાં મુખડે મીઠું મલકે;
કયમ કરી ભરીએ હો !
પાણીડાં !
કયમ કરી ભરીએ હો !

સાખી : કોમળ નારી દીલડાં, કોમળ ઉરના ભાવ !
કઠોર જળનું બેડલું, કેમ શીરે સહવાય !

અંગ અંગ ભીંજવે હલકે હલકે;
કયમ કરી ભરીએ હો !
પાણીડાં !
કયમ કરી ભરીએ હો !

જળ ભરી ગગરી છલછલ છલકે;
કયમ કરી ભરીએ હો !
પાણીડાં !
કયમ કરી ભરીએ હો !

શ્રી. જગુભાઇ રાવળ

# —: નોંધપોથીને પાનેથી :—

લેખક : શ્રી. 'હરિતમ્'

દીવાળીની આ વખતની રજાઓમાં અમે નાગપુર ગયા હતા. નાગપુર મધ્યપ્રાન્તનું પાટનગર અને પ્રવૃત્તિ કેન્દ્ર છે. આજે પણ હિન્દની ભૂગોળમાં એ એક મહત્વનું સ્થાન કહી શકાય. કલકત્તા, મુંબઇ, દિલ્હી અને મદ્રાસ સમાં ચતુષ્કોણ રચતાં મહાનગરો વચ્ચેના ચૌટા સમું એ નાગપુર મધ્યપ્રાન્તની સરકારનું કારભાર કેન્દ્ર છે. વિવિધ પ્રકારના વ્હેપાર-ઉદ્યોગથી ધમધમતું વ્યાપાર ધામ છે અને આગગાડીઓનું અગત્યનું થાણું છે. પરન્તુ દીવાળીના મંગલ દિવસો અમે નાગપુરમાં નહિ પણ બીજાં જ સ્થળોએ ગાળેલા, અને તેથી આ પ્રવાસ-નોંધપોથીમાં એ જ લખવાનો વિચાર છે.

**તા. ૩૦-૧૦-૪૧ (ધનતેરસ)**

ધનતેરસની ખુશનુમા સ્હવારે અમ્હે અમ્હારી મોટરમાં જબલપુર જવાને ઉપડયા. નાગપુર અને જબલપુર બન્ને મ્હોટાં અને મહત્વનાં મધ્યપ્રાન્તનાં શહેરો હોઇ તથા એ બન્ને વચ્ચે વાહન વ્યવહાર વિશેષ રહેતો હોઇ એ બન્ને નગરો વચ્ચે એક સળંગ અને સરળ રસ્તો મોટરો માટે છે. સાત-આઠ કલાકમાં સહેલાઇથી આ સફર પૂરી થાય છે. અમ્હે તો આનંદ-ક્રીડા કરતાં કરતાં જ મજલ કાપેલી. કચવાઇ કચવાઇને વિદાય લેવાની તૈયારીઓમાં પડેલાં. અંધકારમાં અને પવનની અણગમતી રમતો સ્હામે અસંતોષ સેવતા મોટરમાં આગળ તણાયા. નગર છોડયું ત્યાં લગી તો ઠેરઠેર ઘરોમાં, ઝૂંપડાઓમાં અને બંગલાઓમાં દીવડાઓ ઝગી રહ્યા હતા-એ તો દીપોત્સવીનું સ્વાગત !

દોડતી મોટરને 'પડી-આખડીને' પણ બાઝી પડતી અને અમ્હારી વાળની લટો સાથે નિરંકુશ ખેલન કરતી અનિલ લહેરીઓની પજવણી હવે શરૂ થઇ અને થોડીએક ક્ષણો અમ્હે એ સહન કર્યું. પણ ધીમે ધીમે ઊગતા સૂર્યના કોમળ કિરણો પણ પોતાની જવાબદારી સ્હમજીને અનિલરાજને ફોસલાવવા, પટાવવા અને છેવટે ધમકાવવા માંડયા. અને અનિલના અટકચાળાં ઓછા થયા !

લશ્કરી સૈનિકોની છાવણી કામ્ઠી ! હિંદુઓનું પવિત્ર ઐતિહાસિક યાત્રાધામ રામટેક, નાગપુર-જબલપુર વચ્ચેના અંકોડાસમું શીવની વગેરે વટાવતી વટાવતી અમારી મોટર આગળ વધી. રસ્તે ઉડતી ધૂળના ગોટાઓ ધીમે ધીમે ઉગ્ર બને જતા તાપની સતામણીઓ અને 'આપણી 'શહેરી ટાપટીપ'ની બરાબર ખબર લેતા પવનના સુસવાટાથી આપણે ઘણીવાર ત્રાસી જઇએ છીએ. પણ મોટર રસ્તે જતાં પણ મહાન સાહસ ખેડતા હોઇએ એવી વૃત્તિ ધરાવતાં પહેલાં આપણે આજથી થોડાએક સૈકા પહેલાંના મુસાફરોની દશાનું ભાન સતેજ રાખીએ તો ? જે વખતે મુસાફરો કાશી-બંગાળાથી ગુજરાત સુધી અને મદુરાથી મથુરા સુધી પગપાળા ગાડાંઓમાં અને અશ્વો:ઉપર સફરો કરતા હશે-કઇ ઘડીએ કયાંથી કોણ લૂંટી લેશે, જીવ લેશે, તેની સતત ભીતિ રાખતા સાહસો ખેડતા જતા હશે-આજના જેવા સરળ પ્રવાસ-માર્ગોની ઉણપને લીધે લાંબા-ટૂંકા ને ઉંચા-નીચા રસ્તાઓ ઉપરથી ચાલ્યા જતા હશે-અરે, આજે પણ સહરા જેવાં સુક્કાં અને ખાવા ધાતાં, રેતીનાં

સૌજાંઓને ખૂંદતાં ખૂદતાં ધપે જતાં રોળાંઓ પ્રવાસો કરે જતા હશે–સાચે જ ! યંત્રે મનુષ્યને વિપુલતા બક્ષી, ગતિ અર્પી, જો માનતા હોઇએ તો આકર્ષણે આપ્યું, પણ એણે એને પ્રમાદી, આળસુ, જડ અને સાહસ શૂન્ય પણ બનાવવામાં ઘણીવાર મદદ કરી છે.

વિચાર–પ્રવાહમાં તણાતી ' મન–દૃષ્ટિ ' મ્હારી ' સ્થૂલ–દૃષ્ટિ 'ને પણ રોકી રહી હોની. આજુબાજુ જુદાં જુદાં ખેતરો, મોસંબીના બગીચાઓ અને શીંઘોડાનાં તળાવો આવતાં. હવે તો થોડા થોડા અન્તરે સોળ સોળ ચડવાની સીડીનું ભાન કરાવતા દોઢ–અઢી માઇલના ઘાટો આવવા માંડયા. અલબત્ત બાજુના અને અશીરગઢના ઘાટ આગળ તો આ ઘાટ કશી વિસાતમાં નહિ !

વચ્ચે અમેં પગ છૂટા કરવા એક ન્હાનું મંદિર જોઇ ઊતર્યા. મંદિર મારૂતીનું હતું. બાજુમાં જ મીઠા અને ઠંડા જલનો એક કુવો અને આગળ કુમળી વેલીઓના ચંદરવામાંથી ઝરતી શીતળ ચિત્ર વિચિત્ર છાંયડીથી પથરાએલું આંગણું હતું. દર્શન કરીને નાસ્તો ખાતા અમેં ત્યાં બેઠા. પૂજારી સાધુ હતા. એમણે થોડીવારમાં પોતાના કોઇ સાગરીતને ચાહ પીવા બોલાવ્યો એ આવ્યો. ચાહ પીતાં પીતાં બન્ને વાતોએ ચડયા, અને મેં સાંભળ્યું, " મહારાજજી ! યહાં તો ક્યા હે ? ગુજરાત કાઠીઆવાડમેં તો જ્યાં દેખો વહાં બસ ચાહ ઔર ચાહ !" સાચે જ હું ચોંક્યો. ગુજરાતની અસ્મિતાની ઘોષણાઓ કરવા મથતા ગુજરાતની અને અનેક શૌર્ય–કથાઓની જન્મભૂમિ કાઠીઆવાડની પણ આજે અહિંયા પણ આવી જ ખ્યાતિ ? ? વિશ્વની મહાન વંદ્યવિભૂતિ મહાત્માજી, આર્યધર્મની જ્યોતિ જગાવનાર મહર્ષિ દયાનંદના ગુજરાતની આવી પરાગ ?? શું આ આક્ષેપ સત્ય નથી ? શું એ એકલા ગુજરાત–કાઠીઆવાડને જ ઓઢાડી શકાય એવો આક્ષેપ છે ? સત્યાગ્રહ, અસહકાર, સવિનયભંગ વગેરેની તાલીમ પામેલા ગુજરાતી નરનારો માટેના આવા ખ્યાલનું કારણ શું ગુજરાતને સ્હેલાણી, પ્રમાદી, વાતોડીયું, પોચું, વિલાસી અને ધનવાન માનનાર શું તદ્દન જ ખોટો છે ? એ સ્થિતિ આજે બીજા પ્રાન્તમાં હોય યા ના હોય, પણ આપણી તપવૃત્તિ અને કષ્ટ સહનશક્તિનો આ ઉપહાસ આપણે ટાળવો જ જોઇએ. ચાહ સરખી દેખાતી ન્હાની વસ્તુ ઉપરનું આ ' પ્રકરણ ' કોઇને અર્થહિન લાગે, પણ મ્હારે મન એ ફેંકી દેવા લાયક વાત નથી. આજે આપણાં ગામડાંઓ તરફ જુઓ–કવિઓને ગાયોની ઘંટડીઓ સંભળાય, ખેતરોમાં લીલા મખમલના ગાલીચા દેખાય, ગંદાં અને દૂબળાં બાળકોને ' નિર્દોષ ગુલાબના ગોટા જેવાં ફુલકાંઓ ' કહી કલમને ચકચવાનું મન થાય, ક્ષણે ક્ષણે આર્થિક સંકડામણમાં પીસાતા ગામડીઆમાં પૌરૂષના ધબકારા સંભળાય, અને વ્હેમ–અજ્ઞાનના વંટોળમાં ફસાઇ રહીને નિત્યનો વ્યવહાર ઘસડે જતી ગામડીયણોમાં ' પુર્ણિમાના ચંદ્ર સમુ મુખ દેખાય– ઘમ્ઘમ્ છાશ વલોવતા ભરાવદાર આકર્ષક બાહુઓ ' પણ નજરમાં રમી રહેતા લાગે. પરન્તુ મ્હને તો સ્હેલી નજરે ઘણાં ગામડાંઓમાં ચાહની હોટલો અને બીડી–તમાકુનાં ખોખાંઓ દેખાય છે. ધારો કે કોઇ ભાવનાશાળી યુવક એકાદ ગામડામાં બેસી જઇ ત્યાંથી દારૂ, બીડી, તમાકુ ને 'હરામ' ગણાવે, ' ચાહના કોપ 'ને સદાની તિલાંજલિ અપાવે તો એવું એ ગામડું કેવું દેખાય ? એ બધાંની હાજરી પૂરવા તકલીઓ અને રેંટિઆ આવે, રાષ્ટ્રભજનો અને પ્રભાતફેરીઓ આવે, સ્વચ્છતા અને સાચી

ખેલદીલી આવે તો તો એ ગામડું સાચે જ દૈવી બને ! અને આ 'દૈવી' શબ્દથી ભડકવાનું કારણ નથી, કેમ કે આ બધું અમુક અંશે તો અમલમાં મૂકી શકાય એવું પણ છે. અને આ માટે પ્રયત્ન કરવાનું જ મૂકી દઇશું તો પછી અલબત્ત એ બધું હવામાંજ લટકી રહેવાનું છે.

આ પ્રવાસ અમે આગળ ધપાવ્યો તેમ તેમ આપણી ગામડાંની પ્રજાનું સાચું દર્શન થવા માંડયું. ગામડાંના મોટર-મથકે એકાદ ચાહની હોટેલ અને પાન-બીડીનું ખોખું હોય, મોટર આવે અને ગામડાંની જનતાનાં પ્રતિનિધિસમા મનુષ્યો એમાં મળ્યાં જ હોય, દૂબળાં, નબળાં, ચિંતાગ્રસ્ત, દાઝેલાં, નિસ્તેજ અને અજ્ઞાન, નાગાંનાગાં, ગંદાં, ધૂળવાળા પગ-હાથ અને વાળવાળાં તથા ફૂલેલાં ગાગર જેવાં પેટવાળાં બાળકો દેખાય, અને સાચેજ આપણે રડી ઊઠીએ ! મેં ગામડાંઓ બહુ ઓછાં જોયાં હશે, પણ જે જે જોયાં છે અને જોઉં છું ત્યાં ત્યાં આજ દેખાવ ! ભાગ્યે જ દેખાય છે આપણને ત્યાં આશાભર્યાં, રોનકદાર અને ઉત્સાહી મોં ! ગરિબી કરજ-વરા-બેકારીની સાંકળોમાં એ ઠીક પીસાતી જતી લાગે છે ! ખરે જ ! બહુજ દયાજનક દેખાવો મારી દૃષ્ટિએ આ પ્રવાસ દરમિઆન પડયા છે. આપણે તેઓને કવિતાઓથી ભલે ખૂબ સુખી અને ભાગ્યશાળી ગણાવવાનું પાપ વ્હોરીએ પણ ગ્રામ્યપ્રજાનો મોટો ભાગ એ આપણી કવિતાઓથી અને વર્ણન ચમત્કૃતિઓથી તદ્દન ઊંધોજ હોય છે !

વિચારમાં ઘેરાએલા મને બાજુમાંથી ઢંઢોળ્યો—" હવે જબલપુર ત્રીસ માઈલ જ રહ્યું-જુઓ આમ ! " મોટર તાણે જતી હતી દેહને અને વિચારગાડી ખેંચે જતી હતી મગજને ! અને ત્યાં તો તીલવાડાનો ઘાટ આવી પહોંચ્યો. જબલપુર અહીંથી દસ-બાર માઈલ દૂર છે. નર્મદાનાં નિર્મળ નીર ડોલતાં ડોલતાં વહે જાય છે, રેતીના વાળુઓ ઉપર ગામડીઆં છોકરાંઓનું અર્ધનગ્ન એક ટોળું વળેલું છે અને પૂલ ઉપરથી પસાર થતાં વાહનોમાંથી લંબાતા હસ્તોમાંથી ભક્તિભાવપૂર્વક નર્મદાજીને અર્ધ્યરૂપે અપાતા પૈસા-આના ઉપર ગીધ-દૃષ્ટિ નાંખી ડૂબકીઓ મારીને કીલકીલાટ મચાવી મૂકતું એકાદ નાનું કિશોરજૂથ પાણીમાં રમી રહ્યું છે, સામી જ બાજુએ થોડેક અન્તરે ડોક લંબાવીને એકીસપાટે પીવાય એટલું રેવાજલપાન કરતું એક વાછરડું અને સામેની ટેકરીની લીલીછમ લીલોતરીને જોઇને હૃદય હારતો એક ન્હાનો આકર્ષક પાડો છે-આ બધું વાતાવરણને સૌંદર્ય અર્પી રહ્યું લાગ્યું.

હરખાતા હરખાતા બપ્પોરના ત્રણેકના સુમારે અમે પાણીમાં ન્હાવાને પડયા. પાણી છીછરૂં પણ વેગવાળું હતું. સ્થળ રમ્ય અને મધુર હતું. નર્મદાનો પટ વિશાળ હતો પણ ભયંકર ન્હોતો. ગામડાંની ભાગોળે આવી કોઇ સરિતા હોય, એમાં છબછબીયાં કરવાનું અને તરવાનું હોય તો ખરેખર એ ખૂબજ સુંદર કસરતશાળા બની જાય. શહેરી લોકો તો ઘણે ભાગે આવું રમણીય પ્રકૃતિચિત્ર જોઇ-માણી હર્ષઘેલા થઇ જાય છે. જુવાની વટાવી ગએલાઓ પણ નદીમાં પડતાંની વારેજ ઘણીવાર બાળક બની જાય છે-સ્હામ સ્હામી જલફુવારીઓ ઉરાડતા હોઇએ, લાંબો સમય પાણીમાં ડૂબકીઓ મારવાની શરત કરીને-જો સ્હામેનાનું ધ્યાન ન હોય તો વચ્ચે બહાર આવીને શ્વાસોશ્વાસ લઇ આરામ લઇને વળી પાછા પાણીમાં સરી જઇને મોડા બ્હાર નીકળીએ અને એમ કરતાં કોઇવાર પકડાઈ પણ જઇએ, આવાં ઘુંટણપાણીમાં તો સાત-તાલીની રમતો કરતાં કરતાં કિલ્લોલી રહીએ, અને પાણીની અંદર હાથ રાખીને

કોની હથેલીઓ ગુલાબની પાંદડીઓને પણ ટપી જાય એવી છે એમ હરિફાઇની વાતો કરીએ અને ત્યાંજ જો કોઇ આપણી હથેલી બીજા બધાની હથેલીઓને મ્હાત કરતી જોઇને આપણને પુરૂષજાતિના દ્રોહી લેખી બીજાને હસાવે અને આપણે મ્હોડાઇને ઘડીભર ધુંવાંપુંવાં થઇએ-સાચે, આવા અનુભવો તો ઘણાને મ્હોટી ઉમ્મરે પણ થાય છે જ.

નર્મદાનાં આ નીર પવિત્ર છે, અને સાથે સાથે ઐતિહાસિક પણ છે. અહિં જ ત્રિપુરી મહાસભાનું લાખોની હાજરી વચ્ચે અધિવેશન ભરાયું હતું, અહિંજ હિન્દની આ મહાન રાષ્ટ્રિય સંસ્થાના બે પક્ષો વચ્ચે સખ્ત ગુંભેશ જામેલી, અહિંથી જ જનતાએ હિન્દી મહાસભાની ગંભીર અને કમનસીબ ઘડીઓનું દર્શન કર્યું અને છતાં અહિંથી જ અનેક રાષ્ટ્રપ્રેમથી ધગધગતાં હૈયાંવાળા હિન્દીઓ 'આત્મશુદ્ધિ' અને 'આગળ ધપો' ના મંત્રો લઇને આગળ વધ્યા. આજે પણ એ બધાંની યાદ આપતો ત્રિપુરીનો ત્રિરંગી ઝંડો આકાશમાં ઊંચે, એક ટેકરી ઉપર ખાસ ચણેલી પીઠિકા ઉપર ઊભો ને વહે જતી રેવાની ખંજરી સાંભળીને ડોલતો-ફરફરતો સગર્વ દીપી રહ્યો છે. અહિં ત્રિપુરી નગરના સ્મરણાવશેષ સમો એક મનોહારી દરવાજો પણ હજુ છે. સરકાર તરફથી આ નદી ઉપરના પૂલ બાંધવાના ખર્ચનો ખાડો પૂરવા જવા-આવવાનો વેરો લેવાય છે. મોટરો પાસેથી રૂ. ૦-૮-૦ લેવામાં આવે છે.

દોઢેક કલાક નર્મદા નદીના ખોળામાં આમ પસાર કરીને અમે જબલપુર ભણી આગળ ધપ્યા અને જબલપુરે તો અમ્હારા સત્કાર માટે એક પગે ઊભું હોય એમ લાગ્યું.

શરૂઆતમાં, અનેક વર્ષોથી તડકી-છાંયડીઓ વેઠી વેઠીને પીઢ થએલા, એકને માથે બીજો ઊભીને 'એ પડયા-એ પડયા' નો ભ્રમ પેદા કરતા, અનેક પ્રકારની-વૈરાગ્યતપ્ત નિઃસ્પૃહીઓથી માંડીને વિલાસ ઘેલાં યુવક-યુવતીઓ અને કાલું કાલું બોલતાં બાલકોની દૃષ્ટિઓથી ભીંજાઇ ભીંજાઇ ઠરી ગયા હોય એવા, વર્ષોની જોરદાર ઝડીઓ અને કંપાવી નાંખે તેવા તોફાની ઝંઝાવાતોના સપાટાઓ ઝીલી ઝીલીને જડ બની ગયા હોય એવા, અનુભવતા ઊંડા પાતાળમાં ચક્ષુઓ મીંચીને સ્થિત પ્રજ્ઞ થઇ ગયા હોય એવા કાળા, વિવિધ આકારના કાળમીંઢ પત્થરો બન્ને બાજુઓ પર સ્વાગત-વંદના કરતા હોય એમ ઊભા હતા. પછીથી આવી-બન્ને બાજુઓ પર અનિલના સૂરમાં તલ્લીન બની સત્કારગીત ગુંજતી અને ગાતી, આથમતા રવિનાં કિરણોને ખાળી ખાળીને એમાંથી મુદ્રાઓ બનાવી પોતાની છાંયા-સાડીમાં મઢી દેતી વૃક્ષવલિઓ પણ હવે દેખાઇ. પ્રકૃતિ દેવીનું આવું હેતાળ સ્વાગત સ્વીકારતા સ્વીકારતા અમે આખરે શિઆળાની રહાંજે જબલપુરમાં પ્રવેશ્યા.

[ અપૂર્ણ ]

# ઉર્મિલા

લેખકો :
શ્રી. શિવનારાયણ જાની
અને
શ્રી. હરિપ્રસાદ આચાર્ય

બ્રહ્માન્ડને ભાલે સૂર્યશો
એને ભાલ કુંકુંમ ચંદ્રક પ્રકાશતો'તો.
સાગરના જલ તરંગશો
તેનો પાલવ ફરફરતો'તો.
કનકશા કરમાં, મોતીડાંશી ફૂલમાળ
ફૂલવેલ શી નમી નમી
પ્રિતમની પ્રતિમાને તે આરોપતી'તી
મુખડે ફુલની કોમળતા હતી
નયનમાં જીવનની મસ્તી હતી
ને દેહમાં વિફુલ્લતા હતી.
દીલની ભરતી અક્ષર દેહ પામતી
ત્યારે તે પરિમલ શી ગાતી હતી,
" ચંપો ચમેલડીના ફૂલડે વધાવશું
ને હૈયાના હિંચકે ઝુલાવશું;
હો નાથ મન્દિરીએ આવજો રે. "
કવચિત્ કવચિત્ હૈયા રોશે તે કહેતી;
" સખિ ! વસન્તે ફૂલડે ફૂલડાં ખીલે
ને પરિમલ પમરે.
આજ ઉર દેહની વસન્ત વિસ્તરી !
તો યૌવન ! વ્હાલા ! ન પમરે ? "
આજ પ્રભાતના ઝાકળ બિન્દુશો
પ્રીતમનો પ્રેમાત્મા
શબ્દદેહે ઝરતો હતો.
વાદળીની વિજળી
મેઘરાજની હૈયા સોડે
આશાભરી ચમકતી'તી.
ઉર્મિલા ! સ્નેહની ભાગીરથી
સાગર વિના ટળવળતી'તી.
સરિત સરિતના સંયોગ
સાગર વિનાના તો અપૂર્ણ જ હોય.
" સખે ! જીવનની ભરતી
ચંદ્ર વિના અધુરી જ રહેને ! "

આમ, એકાકી ઉર્મિલા,
કરે છે આત્મમંથન
સાગર મન્થને
ચૌદ ચૌદ રત્નો જગત્ ચરણે ધર્યાં
તેમજ હૃદય મંથન
ધરે છે જગત્ ચરણે અમૃત શો પ્રેમ
કે વિષ શો વિખવાદ ?
ફૂલ પાંગરી ડાળ, ફૂલડે નમી
વણુ વિકસી ડાળને ચૂમે
લ્હેમ લક્ષ્મણનો ખીલ્યા ગુલાબ શો ગાલ
વણુ ખીલી કળી શા ઉર્મિલાના ગાલને અડકી
પરિમલ શબ્દ કહે છે.
" પ્રિયે ! પ્રાણુ મૂકી પ્રતિમાને જ પૂજશો ?'
"મહારાજ! મંદમંદ સમિર સૌરભ લેશે કે પુષ્પ ?
સૌરભે પુષ્પ શોભાવન્તું
પ્રેમી દીલ પ્રેમજ વાંચ્છે
પ્રેમ એ તો જીવન સૌરભ
નાથ ! હું તો એ પ્રેમજ પીતી'તી "
" જનકપુરનાં રાજકુંજમાં વિહરનારી
સુકુમાર છે એ સારિકા
શબ્દ પિંજરે, મહારાજ ! એ સલુણી નહિ પુરાય " .
ચન્દ્ર જોતાં કુમુદિની વિકસે
તેમ ઉર્મિલા ઉંચુ જોઇ બોલી,
" મહારાજ ! આ જીવન સારિકાજ પઢાવી છે !
ત્યારે પઢાવજો આ કુંજ વિહારી સારિકાને
સ્નેહ શબ્દે પકડીને પ્રેમપીંજરે પુરજો હોં કે !"
વર્ષા વાદળી ચંન્દ્ર આડી ઘેરાય
તેમ શરમ વાદળી ઉર્મિલાના મુખે ઘેરાણી

૨

પ્રીતમ પઢાવેલ પોપટ સાથે
એકાકી ઉર્મિલા,

હૈયા ભાર હોઠેથી હળવા કરે છે
" પ્રેમ એટલે જ પરવશતા ?
પ્રેમમંજરી શા પ્રાણના પ્રાણેશ્વર,
આજ ત્હું અને હું છીએ એકાકી
વર્ષો વર્ષો અને વસન્ત વસન્તનાં પ્રેમ
પ્રીતમને અડયા સરીખાએ નહિ
ચૌદ ચૌદ વર્ષનો વિયોગ
ઘડીભરના સંયોગે હું જીરવી શકત
નાથ છેલ્લે છેલ્લે,
દીલ લીધું તો મળવાનો અધિકાર ક્યાં છીનવ્યો ?
હશે દીલને ગમ્યું તે દેહને ગમશે. "
પોપટને હૈયા સોડે દાબી દાબી કહે છે
" પ્રેમ પીંજરમાં પૂરેલ પોપટ તો ઉડી ગયો
તું તો નહિ ઉડી જાય ને !
ત્હું એ ઉડી જાય
ગુરુના ભાવ શિષ્યમાં ઉતરેજ ને !
પણ ગુરુપૂજનમાં ભૂલતો નહિ કે,
ગુણપૂજા એ જ ગુરુપૂજા છે. "
" બા, મહારાજ રામચન્દ્રને મળવા
રાજકુમાર ભરત ચિત્રકૂટ જાશે
થાશો સંગાથી એ ધર્મસંધના ? "
આમ કો દાસીજને—
ભરત સન્દેશ પાઠવી—
પ્રણામ કર્યા
" રાજકુમાર ભરતને કહેજો કે,
એકલ ઉર્મિલા આવશે.

૩

" વ્હાલા નીચું કયાં જૂઓ છો ?
ત્હમ આંગણે વણનોતરી આવી ઉભી
તો શું ત્હમે મ્હને તરછોડશો !
ત્હમે તો મન્દિરીએ મળ્યાએ નહિ
ને ચાલી નીકળ્યા વનમાં
આજ ત્હમ પગલે હું મળવા આવી
તો કાં તરછોડો છો આમ ? "
" સીતા ભગીનિ ! ચૌદ ચૌદ વર્ષ માટે
રામજી વન ભોગવે
ને મ્હને, અનુજને, રાજસુખ શોભે !
સીતાજીએ રામચંદ્રજીને
" પતિ છે પત્નીનું જીવન જળ,
એ જીવન જળ જાતાં
માનશી પત્ની શે જીવે ?
કહી સંગાથ સાધ્યો રામજીનો
બ્હેનનો દાખલો દઈ
મ્હારા સત્કાર્યને તું અવરોધશે જ,
માટે હું ચાલી નીકળ્યો'તો મળ્યા વિના;
આજથી ચૌદ ચૌદ વર્ષ માટે
ભૂલી જજે આપણા રણવાસને
" સખે ! રણવાસને-ઉપવનને
હું કવચિત્ ભૂલી શકું
કિન્તુ, એ ઉપવનના હરિણને હું શે ભૂલું ?
ત્હમે મ્હને ભૂલી જજ
ચૌદ ચૌદ વર્ષનાં પાળજો બ્રહ્મચર્ય
હું નિશદિન આપના જાપ જપી જપી
ચૌદ ચૌદ વર્ષના પાળીશ પતિવ્રત. "
ઓ મ્હારા ઉપવનના હરિણ !
વનચારી બનો, બાંધીશ નહિ હું પ્રેમપાશે. "
" ઉર્મિલે, ઉર્મિલે ! સ્નેહિનું દિલ ત્હેં વાંચ્યું
ત્હું સીતા નથી સુરાંગના છો "
ઉર્મિલાનો ફૂલડાં કેસરીશો પાલવ
અમૃત બિન્દુ શાં આંસુડા ઝીલે છે.

૪

"સખિ ! ચૌદ ચૌદ વર્ષે આજ આવશે લક્ષ્મણજી
તો કાં નથી શણગારતા ત્હમ દેહમન્દિરીઆ !
પડછન્દ કાય રાક્ષસોને મારી,
સુરેપણી કીર્તિવન્તા એ વીરને વધાવવા
મોતીડે ભર્યો સુવર્ણ થાળ
ત્હમ સરખી કો નાર નહિ લે તો લેશે કોણ !
ચૌદ ચૌદ વર્ષનો વિયોગ
આજના સંયોગે વિસરો,
ને આનન્દો, સખિ ઉર્મિલે આજ આનન્દો.
ચૌદ વર્ષના વિયોગ પછીનો આજ આનન્દ છે"
" બ્હેની ! દીલની પ્રીત દીલ ઉપરેજ હોય

મોતીડાં શા ઝાકળ બિન્દુ
ફુલ પાન્દડેજ હોય
ભાવ્યા છે કદિ કનક પાદન્ડે ?
અન્તર સ્મર્યો નાથ !
પહેલો આવશે મુજ મન્દિરે વણુ નોતર્યો.
સખિ ! આજ કાં ભૂલે છે વળી કે
ચૌદ ચૌદ વર્ષના વિયોગે
યૌવન તો ઉડી ગયું
યૌવન ગયું ને યૌવન ઉન્માદે ગયો
ખોયું ધન પાછું મળે ખરૂં ?
રૂપે રૂપ ભાળ્યું છે કદિ ?"
ત્યાં દૂરથી વનવાસી પહોંચ્યો
ડાબે ખંભે શરભાથો ને ધનુષ ધરી
કોઇ આવે છે યોગી શો વનવાસી
કાયા બાળી બાળી
વનનાં તપ પુરા કીધાં
આજ અધુરાં તપ પૂરવાં

કૃતાપરાધ શો ઉર્મિલા સામે ઉભો રહ્યો
તેના હૈયા ભાવ ઓષ્ટે ઉતરતાં નથી
પણુ આંખે નીતરે છે
ઉર્મિલા સ્નેહની સાધવી
સ્વર્ગ સંગાથી કૃપ હાથે ઉભી
સાગર જોતાં નદીના જળ ઉછળે
ત્હેમ ઉર્મિલાના ભાવ હૈયા મૂકી હોઠે આવ્યા
"નાથ ! ચૌદ ચૌદ વર્ષે સ્મરીશ હું રણુવાસ
ચૌદ વર્ષનાં બ્રહ્મચર્યમાં ભૂલ્યા તો નથી ને ?
હું ત્હમારી છું, ત્હમે મ્હારા છો ને ?
લક્ષ્મણુ ચૌદ ચૌદ વર્ષનો બ્રહ્મચારી
આજ મૌન સેવે છે
( ઉર્મિલા નાથને આનન્દવા
દીલનો ભાર હળવો કરવા મૂક્ત કંઠે ગાય છે )
" પ્રેમ ભર્યો હીંચકે ને સ્નેહભરી દોરીએ,
ઝુલશું ઝુલાવશું સ્વર્ગને આંગણે; :
જગ પારણે નાથજી ઝુલશે રે. (!)

---

## બેવફાઇ

લલિત

" જીવન તુજમાં ભેળી આ દઉં;
દિવસ રાત હું નામ તારૂં લઉં.
તવ સુખે સુખી દુઃખમાં રહું;
વદન તુજનું નિત્ય રહે ખડું.
પ્રથમ જ્યારે તું મુજને મળ્યો;
તુરત તે દિને ઉરમાં ભળ્યો.
પુનરપિ ન એ દિન આવશે;
પ્રભુ મળી હવે મૃત્યુ લપશે.
કહી જતા તમે દેવ મંદિરે;
મુજ વિના અરે ના જવું ગમે.
કવિત જ્યાર તું સર્જ તો કદા
જીવન સાથમાં મેં કીધું અદા.
કવિ ! તું બેવફા, " એમ કહી રડી;
પડી બહાર જઇ ચંપલો જૂની.

મીઠુ બરજોરજી દેસાઇ

## આણું

સાત સાત ભાઈની બેનડી,
મારે માતા-પિતાની ખોટ રે,
આણાં મોકલે રે.

નથી નણદી, નથી સાસુ ને સસરો
નાના દીયરીયાની જોડ રે.
આણાં મોકલે રે.

ભીંતે ભાતીગળ ચાકળા
મંહી ભરીયલ ઝાઝાં હીર રે,
આણાં મોકલે રે.

ભાભી તળાઇ ભરી મોકલે,
મહી પોઢે નણદલ વીર રે,
આણાં મોકલે રે.

મોતી મઢયો મારો વીંઝણો,
મહી મેના પોપટ ને મોર રે.
આણાં મોકલે રે.

ભર્યું ભર્યું મારું આંગણું ને,
મારા ભર્યા સવાર ને બપોર રે.
આણાં મોકલે રે.

નાના દીયર વિના સુનું સુનું,
સુનો ભાભી તણો અવતાર રે.
આણાં મોકલે રે.

કેશવલાલ ધનેશ્વર દ્વિવેદી

## વૈરાગ્ય

રાગ : જે ગમે જગત ગુરૂ

(૧)

ચંદ્ર રૂપેરી રસથી રસી વિશ્વને,
નિરખતો ઉચ્ચ આકાશ ઊભો;
ઉછળી વારિધિ નીર ધીરમી જતાં,
જોઈએ ભેટવાને ઝુરંતો.

(૨)

કૌમુદી સરવરે મસ્ત થઇ ગ્હાલતાં.
તારલા સાન કરતા ગણુંતો;
વદન પર છાંય વિષાદની છાવરી;
યુવક વિહ્વલ બની કાંઇ ઉભો.

(૩)

વ્યર્થ સંસાર આ ! મારૂં કોઇ નહિ ?
માત આ, તાત આ, ભ્રાત એ શું ?
એક મૃત્યુ થતાં બીજું જન્મતું,
અંત ઘટમાળનો છે જ નહિ શું ?

(૪)

મીઠડાં જળતણાં ઝરણ જ્યાં વહી રહ્યાં
ટહિલ હરીયાળી પર રુપ રમતાં;
સ્થાન એવા મહીં પર્ણકૂટી કરી;
ગાળીશું દિન વિભુ ધ્યાન ધરતાં,

સૌ. લીલા જોષી

# વિજ્ઞાન ..................અને.................. ધર્મ

લેખિકા : શ્રી. નિપુણિકા કલ્યાણરાય દેસાઇ

ખરું વિજ્ઞાન અને ખરો ધર્મ એ બંને જોડકી બ્હેનો છે. વિજ્ઞાન અને ધર્મના દૃષ્ટિબિંદુ જુદા છે એમ ધારીને વિજ્ઞાન અને ધર્મની વચ્ચે, ધર્માધિકારીઓ અને વૈજ્ઞાનીકો વચ્ચે વિરોધ ઘણીવાર ઘણા દેશોમાં જામેલો છે.

ધર્મ સત્ય વસ્તુને સ્વીકારે છે. અસત્ય વસ્તુ સ્વીકારતા કેટલાકને ભોગ પણ આપવો પડે છે. કેટલીક વખત કોઇક નવી વસ્તુ મોટા ધર્મધુરંધરો સુચવે છે પણ તે વસ્તુ લોકો સત્ય હોવા છતાં સ્વીકારતા નથી. જ્યારે તે માણસ મૃત્યુ પામે છે ત્યારે તે વસ્તુ સ્વીકારવામાં આવે છે.

માનવ સંસ્કૃતિ ધર્મને લીધે જળવાઇ રહી છે. મનુષ્યનો ધર્મ તેના જન્મથીજ તેની સાથે છે. ધર્મ એટલે ફરજ અથવા તો અમુક સંપ્રદાય પ્રમાણે ચાલવું એમ બધા માને છે પણ એટલાથી સંતોષ માનવાનો નથી. આપણા કરતાં વધારે મહાન અને ઉચ્ચ શક્તિ સાથેના સંબંધ અને સહકારના પ્રત્યક્ષ અનુભવથી પ્રાપ્ત થએલા આનંદ અને દીનતાની મિશ્ર સ્થિતિનો અનુભવ કરાવનારી લાગણીઓ એ ધર્મનું મૂલ છે. ધર્મની સાદી વ્યાખ્યા એ છે કે " પરમેશ્વરને ઓળખવો, તેને ભજવો તેને મનગમતાં કાર્ય કરવાં અને એ રીતે આપણું તથા સૌ જીવનું કલ્યાણ કરવું એનું નામ ધર્મ. " ધર્મ એટલે ખરું જોતાં કોઈ પણ માણસ સંકટમાં આવી પડયું હોય તેને મદદરૂપ થવું અને એમાંજ ખરો ધર્મ સમાયલો છે.

ધર્મનો આધાર સ્થંભ નીતિ છે. નીતિ વગરનો ધર્મ એ ધર્મ નથી. જ્યાં નીતિનો વિરોધ થાય ત્યાં ધર્મ ટકી શકતો નથી. દરેક ધર્મમાં નીતિના સિદ્ધાંતો મનુષ્યના જીવનને આવશ્યક નૈતિક નિયમો પર ન્યાય, દયા, ફરજ વગેરે ભાવનાઓ પર ઓછોવત્તો ભાર મુકવામાં આવે છે.

વાસ્તવિક ધર્મભાવના મનુષ્યના નૈતિક જીવનને પોષે છે. મનુષ્યનું મુખ્ય અંગ આત્મા છે અને આત્મા તેને હંમેશાં ઉચ્ચતર લઇ જવા મથે છે. મનુષ્યની ઉચ્ચ અભિલાષા પોતાના કરતાં કંઇ ઉચ્ચ અને અલૌકિક શક્તિ સમીપ જવાની હોય છે. અહીંથી મનુષ્યના ધાર્મિક જીવનની શરૂઆત થાય છે.

વિજ્ઞાન પણ સત્ય વસ્તુનેજ સ્વીકારે; અસંભવિત અથવા શંકાશીલ વસ્તુઓ વિજ્ઞાનમાં છેજ નહિ. વિજ્ઞાનીને પોતાની સત્ય વસ્તુના સંશોધન માટે સાબીતી આપવી પડે છે અને તેમ કરતાં જો તે વસ્તુ કોઇ ગણકારે નહિ અને તેને ભોગ આપવો પડે તો તેમ કરતાં તે અચકાતો નથી. આમ પોતાની વસ્તુ સાબીત કરવા માટે કેટલાએ વિજ્ઞાનીઓને ભોગ આપવો પડયો છે. જગતને સ્વતંત્ર વિચારશક્તિ અને સત્યસંશોધનની વિશાળ શક્તિ આપનાર વિજ્ઞાન છે. આથી વિજ્ઞાન ખુબ આગળ વધેલું છે એમ માનીએ તો ખોટું નહિ. સૈકા પહેલાંનો જમાનો ધર્મનો હશે. પણ હવે વિજ્ઞાનનો જમાનો આવ્યો છે. વિજ્ઞાનીઓ નાસ્તિક હોય છે એમ કેટલાકોનું માનવું છે. વિજ્ઞાનીઓ માથે જડવાદીઓ હોવાનું તહોમત મુકાયું છે પણ એ ખોટું છે. વિજ્ઞાનીઓ તો જડ વસ્તુમાંથી પણ ચેતન શોધી શકે છે,

વિજ્ઞાનીઓ ઇશ્વરના સાકાર રૂપને માનતા નથી, તેથી વિજ્ઞાન અને ધર્મ વચ્ચે જ્યારે વિરોધ હોય એમ ભાસે છે; પરંતુ તેમની વચ્ચે વિરોધ છે જ નહિ

વિજ્ઞાન એ વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન છે. એ વિશિષ્ટતા તેની વ્યવસ્થા અને પદ્ધતિમાં છે. પોતાના યત્નને અંગે જે તથ્યો (વસ્તુઓ) ચોક્કસ લાગે તેમના સંબંધી સમજૂતી અને સાબીતી એ વિજ્ઞાનનો વિષય છે. તેનું મુખ્ય કાર્ય તથ્યો સિદ્ધ કરવામાં અને તેમાંથી વિશ્વ નિયમો ઉપજાવવાનું છે. તેનો હેતુ જ્ઞાનનો પ્રચાર કરવાનું છે. તેનું અંતિમ ધ્યેય સત્યનું સંશોધન છે. વિજ્ઞાન કોઇ એક પ્રજા, સંસ્કૃતિ કે દેશનું નથી પણ સમસ્ત માનવ જાતિનું છે.

શંકા–જ્વલંત શંકા એ દરેક વસ્તુને પળે પળે તપાસવાની ટેવ એ વિજ્ઞાનના અભ્યાસમાં જાગૃત હોય છે. વિજ્ઞાન દરેક વસ્તુ ઝીણવટથી અને બુદ્ધિપુર્વક તપાસે છે અને તેમાંથી સત્ય વસ્તુ શોધવા મથે છે જ્યારે ધર્મનો આધાર શ્રદ્ધા પર છે. કોઇ વસ્તુ સત્ય ન હોય પણ એના પર શ્રદ્ધા હોય તો એ વસ્તુ ધર્મ સ્વીકારવા તૈયાર થાય છે. ધર્મમાં અશ્રદ્ધાને સ્થાન નથી અહીં જ એને વિરોધ છે પણ મહાન ધર્મચિંતકો શંકાશીલ વસ્તુની ઉપર શ્રદ્ધા મુકતા નથી અને દરેક વસ્તુ સત્ય છે એમ માનતા નથી.

નીતિ અને વિજ્ઞાનને વિરોધ છે જ નહિ; વિજ્ઞાન નીતિનું વિરોધક નહિ પણ પોષક છે. સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સુપ્રજનનશાસ્ત્ર વગેરે નિયમોએ વિજ્ઞાનની નૈતિક ભાવનાને પોષી છે. ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદના નિયમોમાંથી પણ નીતિને પોષક એવાં ઉદાહરણો અતિ મહત્વનાં છે. 'વાવે તેવું લણે' અને 'કર્મ તેવાં ફળ' એ નૈતિક સિદ્ધાંતો વિજ્ઞાન પણ સ્વીકારે છે. ધર્મભાવનાના નૈતિક અંગને વિજ્ઞાનથી કંઇ હાનિ થતી નથી.

હકસ્લીના શબ્દોમાં કહીએ તો 'વિજ્ઞાન અને ખરો ધર્મ એ બે જોડકી બ્હેનો છે. તેમને જુદા કરવાથી બનેનું મૃત્યુ જ થવાનું. વિજ્ઞાનમાં જેટલી ધાર્મિકતા હોય તેટલી જ તેની પ્રગતિ વધારે અને તેવીજ રીતે ધર્મ વિજ્ઞાનના ઊંડા રહસ્યો પર રચાએલો હોય છે અને તેજ ધર્મનો પ્રચાર વધારે થાય છે.

વિજ્ઞાનનો ખરો વિરોધ સાકાર ઇશ્વિરની કલ્પના સાથે છે. ઇશ્વરને આકાર હોય જ નહિ તે તો નિર્વિકાર અને નિરાકાર છે. ધર્મમાં ઇશ્વિરના જુદા જુદા આકાર આપેલા છે વિજ્ઞાન સૃષ્ટિ પર સંપૂર્ણ કાબુ મેળવવા મથે છે પરંતુ ધર્મ મનુષ્યની ઇચ્છા અને સિદ્ધિની વચ્ચે એક અદૃશ્ય સાકાર ઇશ્વરની ભાવનાને મુકે છે. વિજ્ઞાન આ ભાવનાને પોષતું નથી. આથી વિજ્ઞાનીઓ નાસ્તિક કહેવાય છે.

ધર્મભાવના અને વિજ્ઞાનને વિરોધ નથી, એટલુંજ નહિ પણ ઉત્તમ પ્રકારની ધર્મભાવના વિજ્ઞાનના પ્રચાર અને પ્રગતિને લીધે પુષ્ટિ પામે છે. વિજ્ઞાનની પ્રગતિથી ધાર્મિક સંજીવનનો માર્ગ બંધ થયો છે એમ કહી શકાય નહિ પણ તેથી ઉલટું વિજ્ઞાનને લીધે મનુષ્યની જીજ્ઞાસા વધી છે અને જીજ્ઞાસાના શુદ્ધ અને અને તીવ્ર સ્વરૂપને લીધે ઇશ્ર પ્રાપ્તિનો માર્ગ સરળ થતો જાય છે.

વિજ્ઞાન અને ધર્મભાવનાનો વિરોધ બહારનો જ છે. બંનેની દૃષ્ટિ સત્ સંશોધન તરફ છે. એમ કરતાં કેટલાક ધર્મધુરંધર અને વૈજ્ઞાનિકોને પોતાની જીંદગીનો ભોગ આપવો પડયો છે. વિજ્ઞાન વિશ્વની બધી ક્રિયા વીષે સત્ય શોધવા મથે છે. પહેલાં ધર્માંધ મનુષ્યો કેવળ ધર્મને ધિક્કારતા પણ હવે તે સમય ગયો છે. વિજ્ઞાન અને ધમ એ એકબીજાના અપૂર્ણ તત્વોના પૂરક છે, વિજ્ઞાન બુદ્ધિમુલક છે, શંકા વિના જ્ઞાનની પ્રગતિ નથી, ધર્મ શ્રદ્ધા મુલક છે તે છતાં શંકા અને બુદ્ધિ શ્રદ્ધાને તિમ કરે છે. મનુષ્યનો સાર્વદેશીય વિકાસ થાય એમ વિજ્ઞાન ઇચ્છે છે.

સાચો ચિતાર આપ્યો છે અને જ્યારે પ્રમદા તેને લગ્ન એટલે શું ? એમ પૂછે છે ત્યારે તે ( યશ ) કહે છેઃ—

" હસ્ત મેળાપન નહિ,
પ્રાણ મેળાપન એટલે લગ્ન
આત્મતારોનું અનુકમ્પી સંગીત,
જીવન જીવનનું Perfect attaning"

અને સ્નેહલગ્નમાં સ્નેહ હોય તે વિષે બદ્રરાજ કહે છેઃ—

" સ્નેહ એટલે એ યશ રાણી !
અણુ ઉચ્ચાર્યે એ અનુભવીએ છે.
માનવ ઉરમાં દેવામૃતની એ ભરતી
હૈયામાં હૈયાની ઉષ્મા
આત્મામાં આત્માનું પ્રતિ સ્થાપન. "

અને છેવટે સ્નેહ લગ્ન વિષે કહે છેઃ—

" નથી એ પૂર્વનાં વેવ્હારની કજોડાં
વયનાં, વિક્રયનાં, રૂપનાં, ગુણનાં.
કે નથી એ પશ્ચિમના પલકહરિયા વા કરારનામાં,
મોહનાં, લોભનાં, ઉન્માદનાં, સગવડતાનાં,
પશ્ચિમની પરસ્પરની પસંદગી,
પૂર્વની પરસ્પરની જીવન પરાયણતા;
કરારે નહિ ને વિક્રયે નહિ,
પુણ્ય વર્ચસ્વીઓનો જીવન યજ્ઞ.
નરનારના રસયોગ તે સ્નેહલગ્ન. "

બ્રહ્મચર્યનું એક વર્ષનું વ્રત લીધું છે વા ઇન્દુકુમારને પણ આઠમા પ્રવેશમાં ગ્ન એટલે શું ? એમ જણાવવાનું મન વ. છે. બદ્રરાજ કહે છે કેઃ—

" સતિયા સંવનનો પરિપાક તે લગ્ન,
રસોપાસકોની સ્નેહદીક્ષા તે લગ્ન,
દેવવિધિ કે દેશવિધિ તે બ્રહ્માચાર,
આત્મનવિધિ તે લગ્ન. "

જેમણ પણ એને જ મળતું બોલે છેઃ—

" પુણ્યનાં પુષ્પોનાં સ્નેહલગ્ન
નથી વિધિ કે નથી વિલાસ
પ્રેમભાવેનું રસગૂંથન એ લગ્ન
આત્મમાં આત્માની રસપ્રતિષ્ઠા. "

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે લગ્નમાં ધાર્મિક વિધિઓ વિગેરેને કવિશ્રી બાહ્યાચાર જ માને છે. ધાર્મિક વિધિઓ થઇ અને હસ્તમેલાપ થયો એટલે કાંઈ લગ્ન થઇ જતાં નથી. તેઓશ્રી કહે છે કે લગ્ન એ કાંઇ વિધિ કે વિલાસ નથી; પણ 'પ્રેમભાવનું રસગુંથન' છે. 'આત્મામાં આત્માની રસપ્રતિષ્ઠા છે.' લગ્ન એ કાંઈ દેવવિધિ કે દેશવિધિ નથી; પણ 'આત્મન્‌-વિધિ છે.' કાન્તિકુમારી પણ કહે છેઃ—

" લગ્નવિધિ તે લગ્ન નથી બધા
ધનના ઢગ પૂજવાના, કે પતિને !
માથે મુગટ માંડવાના, કે હૈયે ! "

'ઇન્દુકુમાર' અંક ૧ લામાં સ્નેહલગ્નની વાતો કાન્તિકુમારીમાં મૂકયા પછી એને ઘણી મોટી થઈ હોવા છતાં કુમારિકા હોવાથી સમાજમાં બીજી બાજુ પ્રચલિત છે એનું પણ ચિત્ર દોરે છે. બાળલગ્નો મટી "આત્મા ઓળખે તે વર"ની શોધમાં અને માત્ર દેખાવ પૂરતાં જો સ્વતંત્રતાનાં લગ્ન કરવામાં આવે તો "નવા જમાનાના નવા રોગ" ફેલાશે એમ વિલાસના પાત્રદ્વારા દર્શાવ્યું છે. વિલાસ માત્ર વિલાસને જ પ્રાધાન્ય આપે છે. અમૃતપુરમાં ૧૮ વર્ષ પછી કુમારિકા, આજીવન બ્રહ્મચારિણી સિવાય બીજું કોઈ ન રહે, એ યુગ ગયો એમ વિલાસ કહે છે. કારણ કે પોતે ૧૮ ઉપર ગઇ છતાં કુમારી છે પણ બ્રહ્મચારિણી નથી. પરિણામે ગર્ભપાત કરાવ્યો અને લગ્ન સિવાય એને બીજું બાળક જન્મે છે. જો નવા જમાનામાં સંસ્કારી સંયમ વગરની છોકરીઓને મોટી ઉમરની કરવામાં આવશે તો આવું પરિણામ આવશે એમ કવિશ્રી નિર્દેશ કરે છે; ઇન્દુકુમાર કહે છેઃ—'કળિયુગની કુંતાજીઓ' 'બાળલગ્નના બળબળતા ચૂલામાંથી સંસાર પ્રૌઢ-લગ્નના ભડભડતા હોલામાં પડે છે.'

અન્યોન્યને શણગારે ને શોભાવે
આત્માના ઓજસ અને શરીરનાં સૌન્દર્ય
વિલસાવે ને વિકસાવે;
સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે
એક બીજાની સફળતા સધાવે;
અને કલ્યાણ પંથની પ્રેરણાઓ સમા.
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે."

આવા લગ્નનું ઉદાહરણ કવિશ્રીએ 'ઇન્દુકુમાર'માં યશદેવીના પાત્રદ્વારા મૂક્યું છે ' ઓજ અને અગર 'માં પણ કવિશ્રી ગૃહજીવનમાં પતિની મહત્તા દર્શાવતા કુલ કલ્યાણી પત્નીઓને કહે છેઃ—

" પતિ ત્હમારૂં ઇન્દ્રાસન છે,
પતિ ત્હમારૂં પુણ્ય છે,
પતિ ત્હમારૂં પ્રારબ્ધ છે,
પતિ ત્હમારો પ્રકાશ છે."

અને પત્નીની મહત્તા દર્શાવતાં 'ગૃહસ્થો' ને કહે છેઃ—

" પત્ની ત્હમારી ગૃહલક્ષ્મી છે,
પત્ની ત્હમારી પ્રાણેશ્વરી છે.
પત્ની ત્હમારી સ્નેહદેવી છે,
પત્ની ત્હમારી જીવન વિધાત્રી છે."

આ પ્રમાણે પતિપત્નીને 'ગૃહસંસારધુરાના ધુરંધરો' તરીકે વર્ણવી, 'ચંદ્રસૂર્ય સમા સહરાસંગાથી' કહી ફક્ત ગૃહજીવન જ અજવાળવાનું કહેતાં નથી; પરંતુ 'જયા જયંત'માં જયા પાસે 'સીતાવાડી'ને જયંત પાસે 'રામવાડી'નાં મંડાણ કરાવી તેના ઉદ્દેશમાં કવિ શ્રી કહે છેઃ—

" પ્રભુની આજ્ઞા છે સુન્દરી સંઘને
જગત જન્માવવું ને ધવરાવવું.
ને માનવીઓના દેવ ઉછેરવા."

એટલે કવિશ્રી ગૃહજીવનની સાથે સાથે અખિલ બ્રહ્માંડ અજવાળવાનું કહે છે.

( ૭ )

હવે આવા લગ્ન સંબંધથી જોડાયેલાં માનવીઓએ પુનર્લગ્ન કરવું જોઇએ કે નહિ અને જો કરવું તો કયા સંજોગોમાં અને કયા ઉદ્દેશથી વગેરે પ્રશ્નોની ચર્ચા કરીશું. કવિશ્રીએ જે ઉચ્ચ આદર્શવાળા સ્નેહલગ્નની હીમાયત કરી છે તે સ્નેહલગ્નવાળી વિધવાને પુનર્લગ્ન કે વિધવાવિવાહનું સ્વપ્ન માત્ર પણ આવવું નહિ જોઇએ એમ તેઓશ્રીનું માનવું છે. જ્યાં 'प्राणने पद्मासने प्रतिष्ठा' થયેલી હોય, જ્યાં 'हस्त मेळापन नहि पण प्राणमेळापन'થી લગ્ન થયાં હોય, જ્યાં 'પ્રિયા પ્રિયની પરમ પાંખ' થઇ પ્રિયને 'પ્રભુના પદમાં' ઊતારવાના કોડ સેવતી હોય, જ્યાં પ્રિયા 'પ્રાણનાથની પ્રેરણા રૂપે પ્રગટી' જીવનના જય ધ્વજ ઉડાવવા મથતી હોય અને જ્યાં પ્રિયા 'સંસાર આરે સ્વર્ગ માંડવા, તલપાપડ થઇ રહી હોય ત્યાં કવિશ્રી કહે છેઃ—

" નથી કૌમારના કરમાશ
કે વૈધવ્યની વિરૂપતા.

ત્યાં તો "સહુ એલડી એ વિહરે છે" "પાવનકારી લગ્ન તો હોય જીવનના ને જન્માન્તરનાં" વળી 'ઇન્દુકુમાર'માં દેવના પાત્રદ્વારા પણ તેઓશ્રી જણાવે છે કેઃ—

" સ્નેહના સતિયાને વૈધવ્ય નથી કદી,
તેમ કૌમારે નથી કુમારી
આત્માના પુણ્ય પવિત્ર ધામમાં
શરીર તેમને સાંભરતાં યે નથી."

આ ઉપરથી એમ ફલિત થાય છે કે કવિશ્રી એક પત્નીવ્રત અને એક પતિવ્રતમાં માને છે. પરંતુ દેહલગ્નની વિધવાને તેઓશ્રી વિધવા જ માનતા નથી; કુમારિકા જ માને છે. જ્યાં સુધી કુમારિકાએ ઉરઉરના ઐક્યવાળા લગ્ન ન કર્યાં હોય ત્યાં સુધી તે

પૂર્વક થયો કવિશ્રીએ 'સકલ સંસારી-ઓની સંસાર કથા' 'ઉષા'માં કરી છે. તેઓશ્રીનું એવું માનવું છે કે ઉષાને જે આદર્શ ગૃહકેળવણી આપવામાં આવી છે તેવી આદર્શ ગૃહકેળવણી પ્રત્યેક સ્ત્રીએ લેવી જોઈએ; વળી લગ્ન પહેલાં સ્ત્રી અને પુરુષને સંવનનની પણ છૂટ હોવી જોઈએ. (ઉષા પ્ર. ૬ પાન ૬૭) પરંતુ કવિશ્રી એમ માને છે કે આ સંવનન પશ્ચિમ જેવાં નહિ પરંતુ સંસ્કારી સંયમવાળાં હોવાં જોઈએ. અને હું પણ માનું છું કે જ્યારે સંસારમાં આવાં સંસ્કારી સંયમવાળાં સંવનન અને સ્નેહ થશે ત્યારે જ!—"સંસારની સુંદર વાડીમાં સ્નેહલગ્નનાં મંડપ રોપાશે, એમના ફૂલની ફૂલમંડળીઓ રચાશે, ને માનવીના મંદિરે મંદિરે સ્વર્ગને સ્વર્ગના સ્વામીની તરણી આંખને આંખી થશે." છેવટમાં કવિશ્રીનાં જ શબ્દોમાં હું આપ સર્વને અંતઃકરણપૂર્વક વિનંતી કરું છું કે:—

" પ્રથમ પ્રીછજો, પારખજો, નાણજો,
પણ પરણે પરદેશી મા. "

[ ઓજ અને અગર ]

( સંપૂર્ણ )

卐

# વસંત

'આવી', આવી વસંત પુરબહારમાં,
સાહેલડી, આવી વસંત પુરબહારમાં...ટેક.

પ્રાણજીવન ઉત્સાહી બનાવવા,
હોળી ખેલે સહુ, ઉલ્લાસમાં,...સાહેલડી૦

આવી, મઝાના ફુવારા ઊડાડતી,
ફૂલડાની ફોરમ ફેલાવવા,...સાહેલડી૦

આંબાવાડી શું ખૂબ ખીલવતી,
કોયલના ટહૂકા સુણાવવા,...સાહેલડી૦

ફર ફર કેવો ? પવન ફૂંકાતો,
વૃક્ષોનાં વસ્ત્રો પલટાવવા,...સાહેલડી૦

ભ્રમર ગુંજે; કોકિલ ગુંજે,
જાઈએ નંદનવન મ્હાલવા,...સાહેલડી૦

મીઠી શી ખુશબો મંદમંદ મ્હેકે,
આનંદે ઉર બહેલાવવા,...સાહેલડી૦

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# એકલ હંસી

[ રાગ : નાગરવેલીઓ રોપાવ ]

સુંદર સરોવરીયાને પાળ હંસી એકલી ઝુરે
એનો હંસલો આકાશ હંસી એકલી ઝુરે

તારલીયા શું ખેલે, રૂડી ચાંદની રસ રેલે
ફુંળા કાળજડા કચવાય, હંસી એકલી ઝુરે
એના કાળજડા વિંધાય, હંસી એકલી ઝુરે

કાળજડાં કંઈ કોર, એનું ચિત ચડ્યું ચકડોળ
વિરહે જોતી વિજોગણ વાટ, હંસી એકલી ઝુરે
વિરહે વ્યાકુળ જોતી વાટ, હંસી એકલી ઝુરે

પ્રીત કરી નીભાવો, આ હૈડાં ના તરસાવો
આશા નિરથી સીંચેલ, હંસી એકલી ઝુરે
આશા પાસથી બાંધેલ, હંસી એકલી ઝુરે

આભલીયાને આરે, કંઈ દિવ્ય વિભુતી પારે
ઉભી જોતી વાલમ વાટ, હંસી એકલી ઝુરે
લાગ્યાં ઉરમાં શાં ઉચ્ચાટ, હંસી એકલી ઝુરે

શ્રીમતી ઈંદુબ્હેન યાજ્ઞિક

# સુરેખા

લેખિકા :
શ્રી. ડીકીબ્હેન દુર્ગેશ્વર ત્રીવેદી

( જાન્યુઆરી અંકના પાન ૩૦૩ થી ચાલુ )

૩

શહેરની દૂરના એક ખંડેરમાં એક ત્રીપુટી આવી પહોંચી. તેઓમાં બે સ્ત્રીઓ અને એક હતો પુરૂષ. સાયંકાળનાં શાંત અને મનોહર સૌંદર્યને નિહાળતાં વાતો કરતાં તેમણે ચાલ્યા જ કર્યું. આખરે સ્ત્રીઓના પગ થાક્યા. " મામા, વાતોમાં આપણે બહુ દૂર નીકળી આવ્યાં. હવે મામીને બહુ ચાલવાનો શ્રમ ન આપવો જોઇએ " સત્તરેક વર્ષની લાગતી બાલિકાએ કહ્યું. " હા, બ્હેન પણ મ્હેં સાંભળ્યું છે કે પાસેના ખંડેરમાં એક મહાત્મા રહે છે. આટલે આવ્યાં છીએ ત્યારે તેમના દર્શનનો લાભ લેતાં જઇએ. " સાથેના યુવકે ઉત્તર આપ્યો. ને ત્રણે જણ ખંડેરના મધ્ય ભાગમાં ગયા. વચ્ચે એક ચોક જેવું હતું ત્યાં વ્યાઘ્રાંબર ઉપર શાંત, તેજસ્વી, આનંદી ચહેરાવાળી સ્વરૂપવાન વ્યક્તિ નજરે પડી. તેમને જોતાં જ પગે લાગવાનું મન થતું. અણિયાળાં નેત્રોમાં બુદ્ધિનું તેજ ચમકતું અને સામા મનુષ્યની શંકાઓ પર વિજય મેળવતું. તેમના મંદસ્મિતના મીઠા આવકારથી ચાલ્યાનો શ્રમ જતો રહ્યો. હાથ જોડી તે ત્રીપુટી બેઠી. પોતાના આત્માને જેણે વિશ્વમાં પરિપૂર્ણ સ્વરૂપે અનુભવ્યો છે એવા તે મહાત્માએ " કલ્યાણમય આનંદ સ્વરૂપે સ્થિત થાવ " એવો આશીર્વાદ આપ્યો. તે યુવકે નિર્ભયપણે પ્રશ્ન પુછ્યો. " પ્રભો, એ આનંદ સ્વરૂપ સ્થાયી શી રીતે રહે ! આ સંસારની અનેક ગુંચોમાં વિંટાયલો આત્મા આનંદનો આસ્વાદ હંમેશ લઇ શકતો નથી. " સુરેખા પોતાને ગમતો પ્રશ્ન થયો તેથી ઉત્તરની રાહ જોતાં ઉત્સુક બની. નિર્દોષ શ્રદ્ધા ભરી મુગ્ધ બાલિકાને જોતાં તે મહાત્મા બોલ્યા. " બચ્ચા, તારી વાત ખરી છે. દરેક મનુષ્યના આનંદનો વિષય જુદો જુદો હોય છે. જો કે એ અખંડ આનંદ સ્વરૂપ તો દરેકમાં એકનું એક જ છે. અને વિષયોમાં આનંદ પણ આત્માની સત્તાને લીધે જ અનુભવીએ છીએ. પણ વિષયો નાશ પામતાં જાણે સર્વસ્વ ગયું હોય, તેમ દુઃખના સમુદ્રમાં મનુષ્ય ડુબે છે. પણ મારા વહાલાં બાલકો ! તમે નિરાશ ન થશો. આપણા આત્માનું બળ અનુપમ છે. તેના જ આધારથી જે મેળવવાનું હોય, તેને જ માટે ખંતપુર્વક મહેનત કરો. ઉપરના દંભ–ડોળથી કોઇનું દુઃખ ભાગતું નથી. તમારી ધ્યેય વસ્તુ મેળવવા દેહભાન, બાહ્યભાન ભૂલી જજો. જરૂર તે મેળવશો. અને તમારો આનંદ નિરંતર ટકશે. " આટલું કહેતાં તેઓ ધ્યાનસ્થ થઇ ગયા.

સૂર્ય પણ ઉપદેશ સાંભળી રહ્યો હોય, તેમ ક્ષિતિજમાં ઉતરી ગયો. અને વિવેકી મનુષ્યો અનેક સદ્‌ગુણોથી હૃદયાકાશને દિપાવે તેમ મેઘ ધનુષ્યે આકાશની શોભામાં વૃદ્ધિ કરી, તેઓ ઉઠયાં. ગામમાં આવતે રાત્રી થઇ. સૂર્યકુમારીનો ખેલ નવો પડયો હોવાથી જોવા ગયાં. રાત્રે પાછા ફરતાં સુરેખાએ એક વણીયરને મોંમાં કંઇક લઇ જતાં જોયું. દોડીને મૂકાવતાં કપડામાં વીંટેલું ત્રણેક માસનું બાળક હતું. તેને પણ જોડે ઘેર લીધું ને સુરેખા ઉછેરવા લાગી.

સુરેખાના મામા વિજયરાય સમજુ પુરૂષ હતા. સુરેખા જેવી ડાહી છોકરીને સુખી કરવા તે અનેક યત્ન કરતો. સુરેખાનું મન ડૉક્ટરનું ભણવા તરફ હતું. તેથી તે ત્રણ વર્ષ અમદાવાદમાં જ રહી. મામાની સહાયથી તેણે પોતાનું કાર્ય આરંભ્યું.

૪

આજે બિહારીલાલ બહાર જવાની ઉતાવળ કરતો હતો. તે ગર્ભશ્રીમન્ત હતો. ગાયનનો જન્મથી જ તેને શોખ હતો. અભ્યાસમાં તેણે એલ. એલ. બી. સુધી કુચ કદમ કરી હતી. તેમના બહોળા કુટુંબ ઉપર તેના પિતા એકધારો અમલ ચલાવતા. વિપુલ લક્ષ્મી, ને તિવ્ર બુદ્ધિના તેમના તેજમાં સર્વ તણાતાં, પણ તેમના અભિમાની ને ક્રૂર-મમતાહિન હૃદય તરફ સર્વની છુપી તિરસ્કાર વૃત્તિ અનુભવાતી. બિહારીની દરેક જરૂરીઆતોને ઇચ્છાઓ પુરી કરવા તેના પિતા કાળજી રાખતા. આથી ગૃહસંસાર કે પોતાના જીવનની જરૂરીઆતોમાં બિહારીને સ્વતંત્ર મત આપવાની જરૂર રહેતી નહિ. ૨૨ વર્ષની નાની વયે તેનો અભ્યાસ પૂર્ણ થયો. રજાઓમાં તે ઘેર આવતો. સુરેખા સાથેનું પોતાનું લગ્ન તેને મન સ્વપ્ન સમાન હતું. સુશિલા બે વર્ષથી તેને ત્યાં આવી હતી. તે પણ ડાહી અને પતિ-પરાયણ સ્ત્રી હતી. વળી બિહારી જેવો ખુશ-મીજાજી સરળ પતિ મળવાથી પોતાને ભાગ્યશાળી માનતી. સંસારમાં પોતે સંપૂર્ણ સુખી છે. તેવો સંતોષ તેને હૃદયે વસ્યો હતો. અને આટલું સાચવી રાખવા જ તે મહેનત કરતી. બીજી મહત્વકાંક્ષાઓ તેનામાં જન્મી નહોતી. બહારનું જગત ક્યાં-કેટલું છે? તેનું તેને ભાન નહોતું. વિદ્યાભ્યાસમાંથી તાજા છુટેલા બિહારીને તેનો સ્નેહાળ સમાગમ આદરણીય ખુબ પડ્યો.

અમદાવાદમાં થોડા વખતથી એક જ વાત દરેકને મુખે સંભળાતી. કોઈ રાજવંશી યોગીકુમાર ગામ બહારના શિવાલયમાં પધાર્યા છે. સાંજે શિવજી સમીપ ભજન ગાય છે. બિહારી ભગવત ગાયનનો શોખીન હતો. સંગીત તેનું જીવન હતું. તેણે જ્યારથી તે બાળયોગીનાં ધ્યાનસ્થ-પ્રેમલ ભક્તિતાનનાં ભજન સાંભળ્યાં હતાં, ત્યારથી જરૂરનાં કાર્યો પરવારી ત્યાં જઇ બેસતો. સુશિલાને પણ પોતાની સાથે આવવા કહેતો. "નવરાશ મેળવી જરૂર એક દિવસ આવીશ." એમ સુશિલાએ વચન આપ્યું હતું. પોતાની ગેરહાજરી માટે ક્ષમા યાચતી એક નજર નાખી તે ચાલ્યો. બિહારી જેવા ઘણા શ્રોતાઓની ભીડ તે મંદિરમાં થતી. કોઇ તેમના રૂપથી અંજાઇને, કોઇ તેમના બાલવયના વૈરાગ્યથી, કોઈ દમામથી લોભાઇને, ને કેટલાક તેમના મુળની શોધમાં ત્યાં આવતા. કેવળ શિવ સીવાય તેમને મન વિશ્વ જ નહોતું. એક જ દષ્ટે ભજનની ધૂનો ચલાવતા. બહાર બે ભૈયાઓ ચોકી-પહેરા પર હતા. શ્રોતા તેમને આ અદ્દભૂત બાલકની કથા પુછતા. સાયંકાળે દરેકને મંદિરમાંથી જવું પડતું. બિહારીને ઉઠવું ગમતું નહિ. તેણે ભૈયાઓની મૈત્રી સાધવાનો વિચાર કર્યો. પણ મલ્લ સરખા એકનિષ્ઠ સેવકો જોઇ, તે પંચાયો. છેવટે જતે જતે તેણે થોડાંક ફળ ભૈયાજીને ધર્યાં ને શિવજીને પ્રસાદ ધરાવવા કહ્યું. બીજે દિવસે શિવપ્રસાદ તરીકે પવિત્ર ગંગાજળમાં બનાવેલી ભાંગ ધરી. બિહારી પી ગયો. ભજન પૂરાં થયાં. મંદિર ખાલી થયું. પણ બિહારીની લહેર તંદ્રાવસ્થા ગઈ નહિ. તે ત્યાં જ પડ્યો રહ્યો. "કયું, બિહારીલાલજી! ઘેર જવું નથી." ભૈયાએ તેને જગાડયો. બિહારી શરમાયો. પ્રસાદીની અસર અનુભવી. વાતોએ ચડયો.

"તમે કોના તરફથી આ મહાત્માની સેવામાં રોકાયા છો ?" તેણે પૂછ્યું.

"હમારા રાજાજીએ તેમના બાલકના રક્ષણ માટે હમને રાખ્યા છે. આ હમારા ભાવી મહારાજ છે." અમે તો તેમના વંશ પરંપરાના સેવકો છીએ. કોઇ પૂર્વ સંસ્કારથી તેમને શિવ-સાક્ષાત્કાર થયો છે. અને એ દિવ્ય પ્રભુ પ્રેમમાં આ સંસારને તેઓ ભૂલી ગયા છે. તેમને કોઇ પણ રીતે હરકત ન આવે, તેવો બંદોબસ્ત હમારા રાજાજીએ કર્યો છે. એમને ખબર ન પડે તેમ તેમની પાછળ પાછળ અમે ફરીએ છીએ." સૈયાએ ટૂંકાણમાં ઇતિહાસ કહ્યો. બિહારી પણ થોડી વાતચીત કરી ઘેર ગયો. સુશિલા દ્વારમાં ઉભી હતી. પતિને દેખી મોડું થયા માટેનો રોષ ભૂલી ગઇ. અને જમાડવાની તૈયારીમાં પડી.

૫

"હમે તો કાંઇ બહુ ધર્મિષ્ઠ બની ગયા. એ યોગી-કુમાર ખરેખર અદ્ભૂત છે." સુશિલાએ કહ્યું. "જો સુશિલા, આ અગીઆરશે મ્હને તેમની સાથેનો વાતચીતનો પ્રસંગ મળશે. તેમને ભેટ ધરવા માટે આ સોનાની ફ્રેમની શિવજીની છબી લાવ્યો છું. તું પણ સાથે આવીશ જ ને ?" બિહારીએ ભાવયુક્ત શબ્દોથી સુશિલાને સમજાવી. "હા, હા, જરૂર, મ્હારા પ્રાણેશ ! જ્યાં તમે ત્યાં હું." પ્રેમના આવેશથી ભોળી સુશિલા બોલી ઉઠી.

"પણ આ તો ધર્મનું કાર્ય છે. મહાત્માજી જે આજ્ઞા કરશે તે પાળવી પડશે. આ જમાનામાં શિવ-સાક્ષાત્કાર સહેલી વસ્તુ નથી." તેણે ગંભીર વદને કહ્યું.

કોણ જાણે શાથી આ સ્નેહી યુગલને તે યોગી રાજની મોહિની લાગી હતી. એકાદશીને ત્રણ દિવસની વાર હતી. તે ત્રણ દિવસ ત્રણ યુગ સમા વિતાવ્યા. અને એક જ ધ્યાનથી તેઓ સર્વ કાર્ય કરવા લાગ્યાં.

છેવટે એકાદશી આવી. આખા દિવસના અપવાસ પછી કેટલાંક ફળો તથા ભેટની વસ્તુ લઇને, સાંજે ભજનમાં તેઓ આવ્યાં. યોગીરાજ અર્ધમીંચેલા નયનોએ ભજનની ધૂનો જમાવતા. તેઓનો સુર યુગલહ્રદયોને રણઝાવતો ઘંટ વાગ્યો. આરતી થઇ. સૌ સહુને રસ્તે પડયા.

યોગીરાજ પણ મેડી ઉપર ચાલ્યા ગયા. ધીમે પગલે ઇશારતથી એક સૈયાએ પેલા યુગલને બોલાવ્યું. ત્રણે જણ ધ્યાનસ્થ યોગીરાજની સમાધિભંગની રાહ જોઈ રહ્યાં.

થોડીવારે તેમની નેત્રપ્રભા ઉઘડી. દંડવત્ પ્રણામથી બંન્ને જણે આશિર્વાદ માગ્યો. અમૃત સરીખી વાણી સંભળાઈ. "તુમારી શી ઇચ્છા અધુરી છે ?" "શિવ સાક્ષાત્કાર અને આપનો નિત્ય સહવાસ." "અમે તો આપનેજ શિવ માનીએ છીએ." બિહારી તથા સુશિલાએ કહ્યું. થોડીવાર ધ્યાનસ્થ બની યોગીરાજ બોલ્યા. "વત્સો, શિવજીનો હુકમ છે કે તમારે માટે પૃથ્વીમાં એક સ્નેહ તરસ્યો આત્મા વસે છે. મનુષ્ય જ્યાં સુધી પોતાને પૂર્ણપ્રેમથી ચ્હાતા આત્માને તેવોજ પ્રેમ અર્પિ શકતો નથી ત્યાં સુધી પ્રભુપ્રેમના સાક્ષાત્કાર માટે તેની માનસિક ભૂમિકા તૈયાર થઇ ગણાતી નથી. કોઇના નિર્મળ સ્નેહનો તિરસ્કાર કર્યો છે ?"

બિહારી સાંભળી રહ્યો. મંગળફેરા ફરતે ચોરીમાં જોયેલાં, નિર્મળ પ્રેમલ નયનો તેના હ્રદયમાં રમી રહ્યાં. "સુશિલા, સુરેખા યાદ આવે છે ?" સુશિલાનું સ્ત્રી હ્રદય ધવાયું. અત્યારના વાતાવરણમાં કેવળ શુદ્ધ પ્રેમનુંજ સામ્રાજ્ય હતું. સ્ત્રીઓનું જીવન-મરણ સર્વસ્વ પતિજ છે એવો તેને જાતીઅનુભવ હતો.

પોતાના પતિને કોઈ લઈ જાય, ને જેવું દુઃખ થાય, તેવુંજ બીજી સ્ત્રીને થાય. એવો સુહૃદ્-શુદ્ધભાવ તેને સ્ફુર્યો. તેણે સજળ નયને બિહારી સામું જોયું. "હા, આપણે પ્રભુનાં અપરાધી છીએ. સુરેખાબ્હેનને જલદી બોલાવી લાવો. અમે બહેનો માફક રહીશું." તેણી બોલી.

મહાત્માએ કૃપાપૂર્ણ નેત્ર તે દંપતિ સામું જોયું. "તમે પ્રભુ-પ્રેમનાં અધિકારી છો. મારો આશિર્વાદ છે કે તમે સમસ્ત વિશ્વમાં શિવ-કલ્યાણનો સાક્ષાત્કાર કરી શકશો. અને તમારી સ્નેહપૂર્ણ ત્રીપુટીનો આદર્શ વિશ્વ-સમક્ષ ધરી શકશો. પ્રાણીમાત્ર પ્રત્યે, નિર્મળ અખંડ પ્રેમ, એજ પ્રભુને પામવાનું પગથીયું છે." બૈરાએ ઘડીઆળ સામે જોઇ, ઇશારતથી બિહારીને બહાર બોલાવ્યો. મહાત્મા સમાધિમાં બેઠા.

૬

સર્વ ગભરાયલે ચહેરે ફરતાં હતાં. બિહારીના પિતા માંદા હતા અને દિવસે દિવસે તેમની માંદગી વધતી હતી જીવનમાં સર્વ તરફ તલવારની ધાર જેમ વર્ત્યા હતા. તે માંદગીમાં તેમને સાલતું. સર્વ કોઇ તેમની બરદાસ્ત કરતું. નિયમિત કાર્ય કરતું અને હવે શો વાંક નીકળશે? એવા ભયભરત નયને તેમના તરફ જોઇ રહેતું. રૂક્ષત્વ, એ ફરીથી મનુષ્યને બાલક બનાવે છે. જીવનનું સાફલ્ય સ્નેહજ છે એમ હવે તેને લાગ્યું. કોઇમાં પોતા તરફ સ્નેહની ઉષ્મા તેણે અનુભવી નહિ. "પ્રભુ, શું તેના અપરાધોની ક્ષમા આપશે? મરણ ના હોત, તો જગતમાં દયા-પ્રેમ ભક્તિ ને પવિત્રતા ન હોત, મરણનો વિચાર કેટલાં અન્યાયપૂર્ણ કૃત્યોને-વિચારોને અટકાવે છે? એવા મૃત્યુના ઓળા પોતાની સમિપ આ વૃદ્ધને અનુભવાયા. તેણે પોતાના જીવનનો ઇતિહાસ તપાસ્યો " શા માટે આ બધાં આમ વર્તે છે?" "તે એ સર્વ તરફ કદી પ્રેમભાવ બતાવ્યો છે?" પ્રેમ વિનાની ફરજ-કર્તવ્ય આંધળું છે. ત્યારે કર્તવ્ય વિનાનો પ્રેમ લુલો છે. તેના અંતરમાંથી અવાજ આવ્યો. હવે તેની દ્રષ્ટિ બદલાઈ. નિત્યના સહવાસી કરતાં કોઇ નવા મનુષ્ય તરફ તેનો વાત્સલ્યભાવ ખેંચાયો. તેણે જીવનમાં પ્હેલીવારજ દિન હૃદયે પ્રભુને પ્રાર્થના કરી. "કે જો થોડાં વર્ષ જીવન આપે તો સર્વ તરફ નિષ્કામ પ્રેમ રાખું" અંતર આ વિચારે બેભાન બન્યું હતું. બહાર ડૉક્ટર નાડી પકડી બેસી રહ્યા હતા. સૌ કોઇ બારણા ભણી બિહારીની વાટ જોઇ રહ્યાં હતાં કે તે આવશે કે તરતજ આ ટકી રહેલો આત્મા ઉડી જશે.

તાર મળતાંજ બિહારી સુશિલા સાથે આવી પહોંચ્યો. બિહારીને પિતાની સ્થિતિ ભયંકર જણાઇ. તેણે પાસે બેસી ધીમેથી માથે હાથ મૂક્યો ને મૃદુસ્વરે કહ્યું. "પિતાજી! હું આવ્યો છું." "કોણ મારો બિહારી. મારી અંતિમ આશા પુરીશ?" તેમનાં નેત્રોમાંથી અશ્રુ ઉભરાવા લાગ્યાં. સમય ઘણો બારીક હતો. "પિતાજી, તમને આરામ થઇ જશે. તમારે મનમાં કાંઈ લાવવું નહિ. જે ઇચ્છા હોય, તે બેધાશક કહો." બિહારી બોલ્યો. "બેટા, આપણે પ્રભુનાં અપરાધી છીએ. સુરેખા જેવા નિર્દોષ આત્માને દુઃખી કરી, સ્વર્ગનાં દ્વાર મેં બંધ કર્યાં છે. તે નિર્દોષ બાલકીના નીઃશ્વાસ પ્રત્યક્ષરૂપ ધરી મને બીવરાવે છે. અંત વખતે શાંતિ નથી હા...ય. ક્રુરતા અને અભિમાનનું મુળ જજો. મને વચન આપ કે તેના પર સંપૂર્ણ પ્રેમ રાખી તું એને બોલાવીશ. બોલ એકવાર તારા પાપી પિતાને વચન આપ, તોજ મારો આત્મા સદ્‌ગતિ પામશે."

આટલું બોલતાં ઉશ્કેરાઈ તે પુનઃ બેભાન બન્યો. બિહારીએ વચન આપ્યું, પણ તેમણે જાણ્યું નહિ, ચિઠ્ઠી લખી તેણે પોતાના સસરાને તેડવા મોકલ્યું ને સર્વ હકીકત સમજાવી. હિરાલાલ તથા રૂક્ષ્મણીએ અમદાવાદ તાર કર્યો. સુરેખાને તેના મામા મૂકી ગયા. સુરેખા સમજુ છોકરી હતી. વખત વિચારી તેણે સસરાની ખૂબ ચાકરી કરી. પરિણામે તે સૌને વહાલી થઈ પડી ને તેના સસરાને પણ મટયું.

બિહારીને રજા ન હોવાથી, સુરેખાને ત્યાંજ મૂકીને તે અમદાવાદ ગયો. પણ મહાત્મા તો ઉપડી ગયા હતા. તેની શિવ-દર્શનની લાલસા અતૃપ્ત રહી. હજી સુરેખાની સાથે તેણે હૃદય ખોલ્યું નહોતું. તેના સ્વભાવની માહિતી નહોતી. સુશિલાને પુરા મહિના થયા હોવાથી તે આવી શકે તેમ નહોતું. એકાકી જીવનથી તેનું મહાત્મા તરફનું આકર્ષણ વધ્યું. રોજ તે તપાસ કરતો. એક દિવસ તે મંદિર પાછું મનુષ્યોથી ઉભરાયલું લાગ્યું. મહાત્માજી છેલ્લી વખત દર્શન દઇ હિમાલયની યાત્રાએ જવાના છે એમ લોકોને મુખે સાંભળ્યું. માનવ મેદની ખૂબ ઉભરાઇ હતી. સૌ પોતાને મનગમતી ભેટ લાવ્યા હતા. મહાત્મા મુખ્ય આસન પર સ્થિર દ્દષ્ટિથી શિવ-ભજનમાં લીન હતા તેમનાં દર્શન અને શિવ-ભક્તિરસનાં કિર્તનથી જ લોકોનાં હૃદયમાં શાંતિ અને શ્રદ્ધા જન્મ્યાં. વિકસ્યાં હતાં. અને જામી ગયાં હતાં જોત જોતામાં ત્યાં રૂપીઆનો ઢગલો, અને અન્ય વસ્તુઓથી મંદિરનો ચોક ભરાઇ ગયો. મહાત્માજીએ મૃદુલ સ્વરે કહ્યું. "વ્હાલા બંધુ ભગિનીઓ, આ સર્વ શિવજીનું છે. ફલ-ચાદી સર્વને-પ્રસાદી રૂપે વહેંચો. અને દ્રવ્યનો ઉપયોગ સ્ત્રીઓમાં-પુરુષોમાં; આર્ય સંસ્કાર જાગે તેવી કેળવણી, કુરૂઢીના નાશ, હુન્નર-ઉદ્યોગની ખીલવણી અને સ્વદેશપ્રેમી સ્નેહ-સંયમ યુક્ત નિડર-નિરોગી બાલકો બને તેવી એક સંસ્થા ઉભી કરી, તેમાં વાપરજો, ગંભિર વદને સૌએ પ્રણામ કરી, જયઘોષ ગજાવ્યો, મહાત્માજી તરફથી રૂ. ૫૦૦૦ આ સંસ્થાને ભેટ તરીકે આપેલા ભૈયાજીએ જાહેર કર્યો, અને શ્રી. વિજયરાગને તેની વ્યવસ્થા સોંપી. પુષ્પ સમા કોમળ હાસ્ય ઝરતા મુખે મહાત્માજી સૌને આશિષ દેતા પોતાની સમાધિના સ્થાનકે ચાલ્યા ગયા.

બિહારીનો આત્મા કકળી ઉઠયો. "ફક્ત એક જ વાર તે મહાત્મા પોતાને બોલાવે તો! સુરેખાને પોતે તેડાવી. પિતાજીની બુદ્ધિ પલટાઇ" તે સર્વ આ મહાત્માના આશિર્વાદ તેને લાગતા. એક જ વખત તેની ચરણ રજ લેવા તેને તીવ્ર ઇચ્છા હતી. બધાં વિખેરાયાં પણ તેણે ભમ્યા કર્યું. મન જેની પાછળ પડે છે. તેનો પીછો છોડતું નથી.

રાત્રે ભૈયાઓ દ્વાર વાસવા આવ્યા. ત્યારે બિહારીને દીઠો. "કયું. તુમ ઘરે નહિ જાના?" ભૈયાએ પુછયું, "ભૈયાજી! ફક્ત એક જ વાર તે પ્રભુ-મહાત્માનાં દર્શન કરાવો? તમારો જન્મોજન્મનો ઋણી રહીશ." બિહારી ગળગળે સાદે બોલ્યો. "અત્યારે તેઓ ધ્યાનમાં છે." ક્યારે ધ્યાનમાંથી જાગશે?" "વખત ના કહેવાય! જેવી સમાધિ!" ભૈયાએ કહ્યું.

પણ તીવ્ર મનોવેદનાના અગાધ અંધકાર પછી પ્રકાશ ને સુખ નિર્માયા હતાં. અંદરથી બીજા ભૈયાએ બિહારીને ઉપર લાવવા સંજ્ઞા કરી. તેજ ઓરડો હતો કે જ્યાં તેણે એક વાર તેમનાં વચનામૃતનો સ્વાદ લીધો હતો. ભૈયો તેમને મૂકી ચાલ્યો ગયો. ધ્યાનસ્થ યોગીએ નેત્રો ખોલ્યાં. "પ્રભુ તમારો આશિર્વાદ ફળ્યો. હવે શિવજીની ઝાંખી કરાવો." બિહારીએ દંડવત્ કરતાં કહ્યું.

" તિમિર જશે ને પ્રભાત ઉઘડશે
ને સ્મિત કરશે ગોપાળ
દિવ્ય જનોનાં વદન મનોહર,
મ્હારે નયન વસ્યાં ચિરકાળ—
જે મ્હેં ખોયાં હતાં ક્ષણુ વાર
પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
મુજ જીવન - પંથ ઉજાળ.

મહાત્માએ ગંભિર વાણીએ ઉપલી કડી ગાતાં કહ્યું. " બિહારીજી, તમારામાં શિવ પ્રત્યક્ષરૂપે રહે છે. " " હું નથી દેખતો. આપનામાં આટલી વિભૂતિ અને અગણિત મનુષ્યોની શ્રદ્ધા શાની પર અવલંબીને રહે છે ? " બિહારીએ શ્રદ્ધાયુક્ત સ્વરે પુછયું.

" પોતે પોતાને શિવ સ્વરૂપ હોવા છતાં, માયાજાળથી જીવ સ્વરૂપ માનીયે તેની જ ભ્રમણા છે. જુવો જે મૂર્તિના ધ્યાનથી આટલા લોકોની શ્રદ્ધા ફળી છે તે શિવમૂર્તિ !!" આટલું કહી મહાત્માએ પોતાના ધ્યાનનો શિવમૂર્તિનો ફોટો હતો તેના પરનો પડદો ખસેડી લીધો. બિહારી આતુર નયને ઉઠી તેને નમસ્કાર કરવા જાય છે. ત્યાં તે અટકી ગયો. આ તો પોતાનો જ ફોટો હતો. તેને ઘણું આશ્ચર્ય થયું. મહાત્મા આજે કોના જેવા લાગતા હતા. શું તે મનુષ્ય છે ? પ્રભુ, મને કાંઇ સમજાતું નથી. આપ કોણ છો ? " બિહારીએ પુછયું. " જુવો ત્યારે તો " કહી મહાત્માએ પોતાની કફની કાઢી નાંખી. " કોણ મારી સુરેખા ! કહી તે તેને ભેટી પડ્યો. સુરેખાનું હૃદય હર્ષાશ્રુથી ભરાયું. ઘણા પરિશ્રમ અને તપથી મેળવેલા પ્રભુના હૃદયમાં તે લીન થઇ. બિહારીની મહાત્માજીને મેળવવાની અભિલાષા ફળી. " સુરેખા ! તું આદિ કર્યાંથી ? પિતાજીને કેમ છે ? " આ બધું શું માયાજાળ હતી ? બિહારીએ પુછયું. " ના, ના, એ તો મારા બિહારીની બંસરી હતી. પ્રિયતમ્ હવે હું તમારી પાસે જ છું ને ! હવે મહાત્મા હિમાલયની શાંતિ ભોગવશે સમજ્યા મારા શિષ્ય. શિવ મળ્યાને ! " સુરેખાએ ગમ્મત કરતાં કહ્યું. " હા, હા, હવે સમજ્યો. મને કલ્યાણી શિવા મળી. ".

૭

આજે અમદાવાદમાં નાનો શો ઉત્સવ ઉજવાઇ રહ્યો છે. સૌ. કસ્તુરબા ગાંધીને હાથે એક " ભારત શક્તિ સમાજ " નામની સંસ્થાનું વિશાળ મકાન ખુલ્લુ મૂકવાની ક્રિયા થવાની હતી. સુરેખાએ પોતાનું અઢળક દ્રવ્ય એ સંસ્થાને અર્પણ કરી, તેનું ભવ્ય મકાન બંધાવ્યું હતું. વિજયરાયને મહાત્માએ સોંપેલી રકમ પણ લોકોની સંમતિથી આ સંસ્થાના નિભાવ માટે કાયમફંડ કરવામાં રોકી હતી. સુરેખા ડોકટરનો અભ્યાસ પૂરો કરી રહી હતી. બિહારીનું જીવન કોઇ અનેરા તેજ આનંદથી ચમકતું હતું. તેના પિતા તથા સુરેખાના માત-પિતા સર્વ અમદાવાદ આવ્યા હતા. સુશિલા પણ પોતાની નાની બેબીને લઇ આવી હતી. સુરેખા-સુશિલા પ્રેમથી ભેટયાં અને ગંગા-યમુના માફક શોભતાં હતાં. સુરેખાની આંગળીએ પાંચ વર્ષનો સુંદર બાંધાનો તેજસ્વી બાળક હતો. સુશિલા તેના સામે જોઈ રહી. હજી બહારનાં કોઇ આવ્યાં નહોતાં. બિહારી ફરતો ફરતો ત્યાં આવ્યો. સર્વ વ્યવસ્થા સુરેખાને માથે હતી. અને દરેક જણ તેને મદદ કરતું. આ નાનુ મંડળ બેઠું અને સુરેખાએ કહ્યું. " સુશિલા બ્હેન, આ મારો કુમાર આજના યાદગાર દિને આપને ભેટ આપું તો ? " " બ્હેન, એ કોનો બાળક છે ? મને દરરોજ પુછવાનું મન થાય છે. પણ ક્ષોભથી પૂછી શકતી નથી. બહુ ચાલાક ને સુંદર છે. " સુશિલાએ હસતાં કહ્યું. " તમે નથી ઓળ-

ખતાં, પણ હું ઓળખું છું. કુમાર ! તારા ગળાનું માદળીયું સુશિલાબ્હેનને , દેખાડ જોઇએ !" કુમારે આવી તે ગળામાંથી કાઢી સુશિલાના હાથમાં આપ્યું. સુશિલાની માતાએ બારમે વાસે પોતાના પહેલા સંતાન બચુને તે બાંધ્યું હતું. અને તે બચુ ત્રણ મહિનાનો એક રાત્રે અગાશીમાંથી ગુમ થઈ ગયો હતો. આટલે વર્ષે એ તાવીજ જોઇ સુશિલા રોઈ પડી. "કોણ માગે બચુ છે આ ! સુરેખાબ્હેન હું તમારી બહુ ઋણિ છું. કહો ! કહો ! શી રીતે તમે એને મેળવ્યો ? સુશિલા સુરેખાને ભક્તિભાવથી જોઇ બોલી. બિહારી પણ અચંબો પામ્યો. પોતાના પ્રથમ સંતાનને જોતાં કયાં માતપિતા રાજી ન થાય ? સુરેખાએ એક રાત્રે કપડામાં વિંટાયલું બાળક વણીઅરના મ્હોંમાંથી છોડાવ્યાની વાત કહી. " ઉપકાર તમારે મામીનો માનવાનો છે. તેમના દુધ ને કાળજીથી તે આવો થવા પામ્યો છે. " સુરેખા બોલી.

" સુરેખાબ્હેન ! હું તો તમારોજ કુમાર છું. જેને જે, કહેવું હોય તે કહે ! કહી. તે બાળક સુરેખાની ગોદમાં લપાઇ ગયો. સુરેખાએ જીવનની ધન્યપળોએ પોતાનાં દોઇબાને માનસિક પ્રણામ કરી આશિષ યાચી. તેના નેત્રમાંથી હર્ષ-વિરહનાં અશ્રુ ખર્યાં અને પ્રમુખશ્રી આવી પહોંચ્યાં. સંમેલન સારી રીતે પૂર્ણ થયું. સૌ. પૂ. કસ્તુરબાએ આશ્રમનું ઉદ્ઘાટન કરતાં નીચેનો સંદેશો આપ્યો.

બાઇઓ અને બ્હેનો, આજના પ્રસંગે મને પસંદગી અપાઇ છે, તો બે શબ્દો કહું છું. ભારતની નારીશકિત અલૌકિક છે. શીલ-સંયમ તેનું અમુલ્ય ગૌરવ છે. નિસ્વાર્થ સ્નેહ પતિ-પરાયણતા એ તેનું કર્તવ્ય છે. તે પુરૂષોની હરીફ નથી. પણ મનુષ્યને પૂર્ણપદે પહોંચાડવાના માર્ગમાં સહાયભૂત થનાર અર્ધાંગ પુરવણી છે. આજની નારીશકિતએ પોતાનું સ્રીત્વ વિકસાવી. શરીરે બળવાન હૃદયથી નીડર, આપણા ભારતના સંસ્કારયુકત શીલ-સ્નેહની કેળવણીવાળી બની, સમાજનાં નકામાં બંધનો, અધમતાએ પહોંચાડનારી કુરૂઢીઓનો નાશ કરી, સ્વતંત્ર, ઉન્નતિકર માનવજીવન તરફ કુચ કરવાની છે. અને એવાં સંતાનોજ દેશને સ્વતંત્ર કરી શકશે. જે મહાપુરૂષનાં ચરણ સેવવાનું સદભાગ્ય મને મળ્યું છે. તેમાંથી આ સિવાય બીજો જીવનપાઠ હું આપી શકું તેમ નથી.

સૌ તાળીઓના ગડગડાટથી વધાવી ફુલહાર કરી વિખેરાયા.

( સંપૂર્ણ )




લેખક : રા. ' પ્રમોદ ', બી. એ.

[ માર્ચ અંકના પાન ૧૨ થી ચાલુ ]

## પ્રકરણ પંદરમું

### સ્ત્રીત્વ !

ચંપા જ્યારે બંગલે ગઈ ત્યારે બંગલાનું વાતાવરણ ધુંધવાયેલું દેખાતું હતું; નોકરનાં મોં ચડ્યાં હતાં; છોકરીઓ કસાણું મોં કરી એક ઓરડામાં ભરાઇ બેઠી હતી.

ચંપાને જોતાં જ સૌનાં મોં ઉપર કાંઇક ઉજાસ આવ્યો. ઇસારેથી જ ચંપા સમજી કે શેઠ એમના ઓરડામાં બેઠા છે.

ચંપાએ પોતાનું મોં હસતું કર્યું અને ઓરડામાં પેસતાં જ એ ખખડાટ હસી.

" કેવા રાખી દીધા ? ભારે મજા આવી, કાન્તિલાલનાં મા વગેરેનો સ્વભાવ બહુ મજાનો હો. જાણે કેમ એ તો કોઇ નવ-યુગની સ્ત્રી હોય ! "

" આનંદી સ્વભાવ એ હું જાણું તમારો ઇજારો હશે ? " પ્રાણજીવનદાસે પણ ચ્હેરા ઉપર આનંદ લાવી કહ્યું.

" હું તો એમજ માનતી કે જૂના જમાનાનાં માણસો બારે મોં રાખી ફરતાં હશે. વહુઓ અને સાસુઓ ચડ્યું ચડ્યું બોલતાં હશે. નણંદો ભાભીઓની ખણખોદ જ કરતી હશે. પિતાઓ પુત્રો સાથે બોલતા જ નહિં હોય અને પુરૂષો સ્ત્રીઓને પોતાના પગ આગળ જ બેસારી રાખતા હશે ? "

" તેં કેમ જાણે કોઇ દિવસ જૂનાં કુટુંબો જોયાં જ ન હોય ? "

" કે દિવસ જોયાં હતાં મેં ? હું પોતે તો મા-બાપ વિનાની જેના તેના કટાક્ષ સહી સહી કોઇકની કૃપાથી મોટી થઇ; કોઇકની કૃપાથી બોર્ડિંગ હાઉસમાં વસી અભ્યાસ કર્યો; કોઇની કૃપાથી પત્નીપદને પામી-એમાં મને કુટુંબનો અનુભવ ક્યારે મળ્યો ? "

" તને કાંઇ મીણો ચડ્યો છે બલા ! "

" કાંઇ નહિં. હું તો આ કે દહાડાની કહેતી આવી છું. અને મેં પ્રથમ કહ્યું એ તમે કે દહાડાના કહેતા આવ્યા છો. ગાંડપણ જેવું આમાં લાગે છે કાંઇ ? "

" જૂનાં કુટુંબનું વર્ણન જરા એવું લાગ્યું."

" તમે નથી કહ્યું એ ? અને મને પતિને પગલે ચાલવું નથી શોભતું કાંઇ ? "

" તું ખરેખર આજે કાંઇક જૂદા જ મિજાજમાં દેખાય છે. આવી હસમુખી હંમેશાં રહેતી હોય તો ! "

" વારુ, ઉતરો આ તો ચોર કોટ-વાળને દંડવા લાગ્યો. કસાણાં મોંતો હમણાં હતાં નોકરચાકરનાં, છોકરીઓનાં, અને..."

" મારું, પણ ? "

" નહિં તો. શું હતું કાંઇ ? ચાહ ન કરી આપ્યો કોઇએ તમને ? કરી લાવું ? "

" ના, કોઇકને કહે. એટલે સાથે પીએ."

" કેમ જાણે કોઈ દિવસ ન પીતાં હોઇએ ? "

" મને એમ લાગ્યું કે જાણે આપણે ભેળા ચા પીધી જ નથી ! "

" ચાર દહાડામાં એટલું બધું લાગવા માંડયું ? ખાલી બનાવટ આદરી કે ? તમને કયાં ફુરસદ હતી હમણાં તો ? " ચાનું કહેવા બહાર જતાં જતાં પાછું વાળી જોઇ ચંપાએ ટીકા કરી.

થોડીવારમાં એ પાછી આવી અને બેસી.

પ્રાણજીવનદાસ કાંઇક વિચાર શીલ થઇ ગયા હતા.

" સાચી વાત કરશો ? તમને શું થયું છે આજે ? "

" કંઇ નથી. "

" ખોટું શા માટે બોલો છો; ? તમે એમ માનો છો કે હું હજુ બાળક જ છું ? કે તમને ઓળખતી નથી ? "

" તારે કહેવું હોય એ કહી નાખને ! એટલે તારો બોજો તો હળવો થાય ! "

" તો શું તમારી ઇચ્છા હજુ મને બોલી નાખવા દઇ, તમારે કરવું હોય એ કરવાની છે ? "

" તું હોશિયાર થવા માંડી છે હો ! "

" એવું બધું પ્રમાણપત્ર આપી દીધું આજે તો ! "

" મને એમ દેખાય છે હમણાં હમણાં. "

" કેવી રીતે દેખાયું ભલા ? "

" તેં મુકુન્દને એવો મક્કમ કરી દીધો કે એ પેલા વિશ્વનાથ સાથે લડી પડયો ! તું એવી મક્કમ થઇ ગઇ કે મુક્તા સાથે લડી અને એને નસાડી મૂકી, આ બધી તારી મૂળ ખાસીયતો નહિં. "

" તો મેળવેલી હશે, પણ મેળવેલી તો તમારી પાસેથી ને ? જૂનાં પુસ્તકોમાં એમ લખ્યું છે કે ભાર્યા પતિના ગુણવાળી હોય. "

" આ ખાસીયતો મારી પાસેથી મેળવેલી નથી લાગતી. આ લક્ષણો તો કોઇક ખોર્યોટ માણસની છે ! રખેને તને પણ આપણા વૈદ્યરાજનું શિક્ષણ મળતું હોય ! "

" ગમે એમ કહો. વૈદ્યરાજ ખરેખર મર્દ માણસ હો. ગઇ કાલે રાત્રે મુક્તાનો બાપ કાં જીવતો ન હોત અને કાં ગાંડો થઇ ગયો હોતઃ પણ બચ્યો માત્ર એ વૈદ્યરાજને પ્રતાપે. "

" શું થયું હતું ? " શેઠે અજાણતા બતાવી.

ચંપાને શંકા આવીઃ આ અજ્ઞાનતા બનાવટી છે કે સાચી ? ધારી ધારીને એણે શેઠ સામે જોયું. શેઠ પણ એની શંકા કળી ગયા, એણે તદ્દન સાફ દીલથી કહ્યુંઃ " ચંપા, મને ખરેખર ખબર નથી. શું થયું હતું ? આ સંબંધમાં મારા ઉપર શંકા ન કર. "

" મુક્તા અહિં આવી એ શેઠને ખબર નહિ. એને કાલે ખબર પડી હશે. બપોરે એ અહિં આવ્યા. હું તો એને ઓળખતી ન હતીઃ મુક્તા એને મળી નહિં. એમાં એક છોકરીએ કહ્યું કે એ તો સૂતાં હશે. અને એ વળ્યા ત્યારે તમારો વિશ્વનાથ એને મળ્યો. એ બોલ્યો કે મુક્તા ઘરમાં જ હશે. બપોર સુધી એને અને શેઠને તો હું પણ મળી શકતી નથી ! બુઢ્ઢો માણસ ! અને વળી બાપા આ શબ્દોમાં ઓછું નથી કહેવાયું હોઃ એનું મગજ ભમી ગયું. એણે તો સીધે સીધા કોઇને કહ્યા કારવ્યા વગર દલાલને ગોત્યો અને મકાનનું વેચાણ કર્યું. જે તમે રાખતા હતા એ મકાન ! રાચરચીલું વેચવા વેપારીને ઘેર બોલાવ્યાઃ અને ઘરમાં ધાંધલ મચી રહી, પણ વૈદ્યરાજની જાણમાં આ બધુંએ. એણે રાતે મકાનનું આડું છટકાવ્યું

અને બુઢ્ઢાને પોતાને ત્યાં આજે રાત્રે તેડી જવા ગોઠવણ કરી. મને તો આ જાણી રડવું આવી ગયું."

"એટલું બધું થઈ ગયું અને મને કોઈએ કહ્યું નહિ ?"

"તમને કહીને શું ફાયદો ઉઠાવવાનો ? તમે અને મુકતા તો નવાયુગનાં નર-નારીઓ ! તમને આની અસર શું થાય-તમે તો સાફ મગજ અને લોઢાની છાતી વાળાઓ ! તેને તો તમારાં દીલ ફર્યાં. કામો કરવામાં આડે આવતી તમામ અડચણોને મક્કમ હાથે દૂર કરનારાંઓ ! તમને કે મુકતાને ક્યાં પડી છે કોઈની ? ગમે તો જૂના વિચારના વૈદરાજ કહે અને ગમે તો નવા વિચારની હું કહું- અમારી આંખે તો સ્થિતિચૂસ્તતાનાં કે ઇર્ષ્યાનાં આવરણ ખરાં ને ? તમને એ ક્યાંથી રૂચે ? પણ ગમે એમ હોય, તમારા કરતાં મ્હોટા અને ન્હાના, તમારા કરતાં જુનો અને નવો-યુગ વધુ ચાહતાં હોય એવા વચ્ચે આવ્યા. અને એ આફત ટળી. બિચારાં બુઢ્ઢાંઓ જીવે ત્યાં સુધી પોતાની જીંદગીની કમાણીને રૂવે એ સ્થિતિમાંથી તો બચ્યાં. હવે વધારે કરવું- એના દીલમાં જે કાંઇ ઘા થયા હોય એને ઉંડા થતા અને સડતા અટકાવવા એ તમારા ઉપર રહ્યું છે."

"ચંપા, હું શું કરૂં એમાં ? મને તો આ બાબતની ખબર નથી પણ કદી હોય તોએ એથી મને કાંઇ અસર થાય એમ હું નથી માનતો; આ બાબતમાં તો મારૂં હૃદય સંતોષાય વજનું છે."

"તમે મારૂં અપમાન કરો છો."

"માનતી હો તો એમ. પણ મેં તો આપણે લગ્ન કર્યાં ત્યારથી કહી દીધું છે કે મારા વર્તનમાં તું કાંઇ પણ આડી આવીશ એ નહિં ચાલે ! અને તેં એ કબૂલ કર્યું છે.

"મારા રસ્તામાં કોઇ આડું આવશે એ નહિં પોસાય."

"તો તમે પણ ધ્યાનમાં રાખજો કે હવેથી જ્યારે મને જરા પણ એવું દેખાશું ત્યારે આપણા ઘરમાં જે આગ થશે એમાંથી બચવું મુશ્કેલ થશે." ચંપાની આંખમાં એ વખતે આગ વરસતી હતી.

"રખેને આગ કરવા જતાં તું જ બળી મરે એમાં." મને કશું થવાનું નથી. મારો તો સીધો રસ્તો છે. નવો યુગ હોય કે જૂનો! હું તો એકજ વાતમાં માનું છું ! દુનિયાં માનતી આવી છે એમાં."

"તમારા જેવાજ જો બધા હોત તો સમાજ ચાલત નહિં. પણ ખેર, એ વાત બંધ કરો. નકામાં લોકો સાંભળે એથી શું!"

ચંપા ચાલી ગઈ.

શેઠે વિશ્વનાથને બોલાવવા માણસ મોકલ્યું.

વિશ્વનાથ આવ્યા પહેલાં મુકુન્દ આવી ગયો હતો. એ એની ભાભી પાસે સીધો ગયો અને જાણ કરી કે વૈદરાજે સુંદરલાલને બોલાવી મુકતાને તેની સાથે ઘેર મોકલી છે.

"આજે જવાનાં હતાં એ બંધ રહ્યું !"

"ના. ના. મુકતા પણ સાથે જવાની!"

"પણ મુકુન્દભાઇ, આમારે તકરાર થા છે. અને એ તો ખૂલ્લું કહે છે કે હું તે ગતે તેમ કરીશ. અને એમ પણ સૂચવે દ કે મારે પણ દીલ ચાહે એ કરવું. હું આ વાત પડતી મૂકી. અહિં આવતી રહી પણ એણે વિશ્વનાથને બોલાવા માણસ મોકલ્ છે. રખેને એઓ મૂકતાને બોલાવવા કરે ?

"કર્યાં, કર્યાં; ભાભી બેફીકર રહે પહેલાં તો જાણે વિશ્વનાથ આવશે નહિ અને કદી આવશે તો હવે લાંબી પંચાત ઉતરશે નહિં. એને તો કાન્તિલાલે એ ચોખ્ખો કર્યો છે કે વાત નહિં."

"ઠીક કર્યું. પણ આપણે ખ્યાલ રાખ જોઇએ. એ શું ન કરે ? એને થોડું ક ગીરું આપવાનું છે ?"

" ભાભી, તમે બીશો નહિં, હું એકલો એને પૂરો પડીશ. જૂવો તો ખરાં. અને એ ત્રણે બે છે અને કદી બે ભાડુતી માણસો રોકે તોય અમે બે જણા ઓછા નહિં ઉતરીએ. એટલું નક્કી."

" અને વૈદરાજ !"

" એ તો રાત્રે ચોક્કસ જવાના જ."

" એ ગયા પછી ત્યાં કોઇક ધાંધલ થાય તો ?"

" વૈદરાજ પહોંચી વળશે એને !"

" ભગવાન કરે એ ખરૂં ! મુકુન્દભાઇ!..."

" બોલો."

" આપણે જુદાં રહીશું ?"

" કાં ?"

" અમારે તકરાર થઇ છે, અને એમણે છેવટને પાટલે બેસી વાત કરી છે."

" મારી ના નથી."

" પણ ભાભી......"

" મુકુન્દભાઇ કાંઇ બીજું ન કહેશો હો ! હું ગમે તેમ બોલી ચાલી હોઉં પણ મારે હૃદય છે. મેં કેટલાંએ એવાં સંસ્મરણો જાળવ્યાં છે કે કાંઇ કહેશો તો મને દુઃખ થશે."

" ક્યારથી જૂદા રહેવા ધાર્યું છે."

" તમે કહો ત્યારે !"

" કાલથી જ."

" ખૂશીથી."

" વૈદરાજને વાત કરૂં ?"

" કરજોને !"

" વિશ્વનાથને આવી જવા દો."

" થોડીવારે વિશ્વનાથ આવ્યો અને લપાતો લપાતો પ્રાણજીવનદાસના ઓરડામાં ગયો.

લગભગ સાંજ પડવા આવી ત્યારે બન્ને છૂટા પડયા. અને પ્રાણજીવનદાસ એકલા જ ફરવા ગયા.

રાત્રે મોનો વિશ્વનાથ પાસે આવ્યો.

વિશ્વનાથ બહાર જવાની તૈયારી કરતો હતો.

" કેમ મોના ?"

" તમને અચલબા બોલાવે છે."

" અચલબા કે ઓલ્યો ભામરો ?"

ભામરો કહેતાંની સાથે જ મોને બૂસટ લગાવી દીધી અને વિશ્વનાથ કાંઇ કહે કારવે તે પહેલાં તો ગળચી પકડી મ્હોં આડો હુચો દઇ માથે ચડી બેઠો.

" બોલી દે, સાલા કુતરા, કયાં નીકળ્યો છો તું ?"

મ્હોં આડો હાથ દાબ્યો છે એમાં વિશ્વનાથ બોલે કયાંથી ?

" બોલ," બાજુમાં ઘુસ્તો લગાડતાં મોને કહ્યું.

" વિશ્વનાથે મ્હોં ઉપરથી હાથ ખસેડવા આંખની ઈસારત કરી.

" જો હાથ ઉપાડું છું. પણ જો બીજી ત્રીજી કરી તો જીવતો નહિં મૂકું."

" ફરવા " વિશ્વનાથે જવાબ દીધો

' ત્યારે ઓલા શેઠનો માણસ આવી કહી ગયો એ ખોટું !"

" શું કહી ગયો ?"

" મને પુછે છે. તું વાત કરો દે નહિં તો મૂવો સમજ" મોનાએ ફરી પાંસળાં ઉપર લગાવતાં કહ્યું; એ વખતે પણ એ મોંએ હાથ દઇ દેવાનું નહોતો ચૂકયો.

વિશ્વનાથે કહ્યું કે એ અત્યારે ખરેખર કયાંય જતો ન હતો. પણ એક દિવસ પછી વૈદરાજ પાછા ફરે ત્યારે મુક્તાને મળવા જવાનો હતો.

મોને પુછ્યું; " એ નહિં. મુક્તા સિવાય બીજી કોની વાત થઇ છે ?"

" ત્રણે જણીઓની !"

" તો જા, અને તારા શેઠને કહે કે તારા મકાન પર મુક્તા આવેલી છે."

" એ નહિ માને !"

" ન માને તો મનાવ, પણ બોલાવી

લાવ, કહેજે કે રવાના થતાં પહેલાં એકવાર તો તમે મળી જ જાવ. વૈદ્યરાજની આંખમાં પહેલી વાર ધૂળ નાખવી છે-એમ સમજાવજે. હજુએ ફરીને ઘેર નથી ગયા. અહિં નજી-કમાં જ છે. જા. "

" જાઉં ત્યારે ? " વિશ્વનાથે કાંઇક તર્ક કરી જવાબ દીધો.

" જાઉં એમ નહિં. શેઠને જ બોલાવ. ધ્યાન રાખજે કે જો બીજું ત્રીજું કાંઈ કર્યું છે તો મરી જવાનો છે. જો પોલીસ બોલીસની જંજાળ ઉભી કરવાનું કરતો નહિં."

વિશ્વનાથે વિચાર્યું કે મોનો પોલીસથી બીતો હશે !

વિશ્વનાથ રવાના થયો અને મોનો પાછળ ચાલ્યો.

વીશ મિનિટમાં તો એ શેઠને ફરવા ગયા હતા ત્યાંથી તેડીને પોતાને મકાને આવ્યો. મોનો લગભગ વાંસોવાસ હતો.

વીશેક મીનીટ પછી શેઠ બહાર નીકળ્યા ત્યાં જ વૈદ્યરાજ એની સાથે હતા. બન્ને વાતો કરતા કરતા આગળ જતા હતા. મોનો પાછળ પાછળ જતો હતો.

ત્રિવેણીનું ઘર આવ્યું. અને વૈદ્યરાજે અંદર આવવા આગ્રહ કર્યો.

" ના જી, હવે મોડું થઇ જશે. "

" એટલું બધું મોડું નથી હજુ ! "

' પણ તમારે જવું છે ને અત્યારે ? "

" હાજી. આપ કૃપા કરી વધુ તસ્દી ન લેતા હવે ! " '

' હીરા, ત્રિવેણી, યશોમતિ એ સૌ આપની બ્હેનો જ થાય હો "

" અરે, શું બોલો છો આપ ! "

" તમે તો સમજો છો પછી શું ? "

બન્ને જૂદા પડયા.

પ્રાણજીવનદાસ હોઠ કરડતા કરડતા ઘે- પહોંચ્યા ત્યારે મુકુન્દ અને ચંપા એની રા જોતાં હતાં.

હંમેશની પેઠે સૌ જમવા સાથે ન બે..

પણ એમ કરવામાં મુકુન્દ અને ચંપાને ઈરાદો બર ન આવ્યો. એને ના પાડવા તક ન મળી.

શેઠ પોતે જ એકલા બેસી ગયા.

રાત્રે વાતોચીતો કરવા પણ કોઈ ભેળાં ન થયાં. રાત્રે કાંઇક ટપાલ જ લખ્યા કરી.

દીયર-ભોજાઇએ કેટલીયે વાતો કરીઃ એકાદી વાર ચંપા રડીઃ જૂદી જૂદી જૂદી રહેવાની યોજનાઓ કરી. પણ એમને વૈદ્ય-રાજની સલાહની એમાં ખામી દેખાણી. મુકુન્દ એકવાર ત્રિવેણીને ત્યાં જઇ આવ્યો પણ વૈદ્યરાજ ન્હોતા મળ્યા. હવે એ તો પાછા આવે ત્યારે એની સલાહ લેવાય. પણ ત્યાં સુધીમાં જૂદું તો થવું જ.

" મુકુન્દભાઇ, ત્રિવેણીને ત્યાં રહીએ તો !"

" તો કાંઇ હરકત નહિં ! "

" તમારા ભાઇને બહુ ઈચ્છા છે હીરાને અહિં રાખવાની. પણ હીરાને તો એણે સાચવી રાખી છે. હું પણ ખરું કહું છું કેટલીક રીતે હીરા જ છું. મને પણ એ સાચવે. "

" એમ કાં બોલો ? "

" સાચું કહું છું. હું તો હીરા કરતાં ખરાબ છું. એનામાં કુળ છે એ મારામાં નથીઃ એનામાં તાકાત છે એ મારામાં નથી એનામાં ડહાપણ છે એ મારામાં નથી. "

' ત્યારે હું ? "

" તમે ત્રિવેણીના ભાઇ થઇ રહેજો !

(ચાલુ)



લેખિકા : શ્રી. કુસુમબેન મુનશી

ઉષા ! તું ફોઇબાને ત્યાં ગઇ ત્યારે તારી બેનપણીઓ વાસંતી અને સૌદામિની આવેલાં—થોડીવાર બેઠાં પણ તું આવી નહિ એટલે રાહ જોઇને બંને ગયાં.

બા ! એ બીચારીઓને ખરેખર ફેરા પડયો. આજે સાંજના અમારે ત્રણે આપણે ત્યાં મળવું એવું અમે નક્કી કરી રાખેલું તે મુજબ એ બન્ને આવ્યાં પણ હુંજ એ ભૂલી ગઇ.

બા ! એ લોકો ક્યારે પાછાં આવવાનાં છે કાંઇ કહી ગયાં છે ખરાં ?

હા, કહેતાં તો હતાં કે આવતી કાલે બપોરના સાડાત્રણે લગભગ આવીશું.

× × ×

વાસંતી—સૌદામિની, માફ કરજો હોં, શું માફ કરે. આવા લોકોનાં છોકરાઓને ફેરા ખવડાવવાના કેમ ?

હો હો હો હો...જાણે મેમલાંગીઓને પગે રસ ઉતરી આવશે એમ.

ચાલ હવે એ મશ્કરીની વાત જવાદે પણ સ્કુલની જ્યાફતનું માથે લીધું છે તેનું શું કરીશું.

શું શું કરીશું ડીનર. (જમણવાર)

હા. પણ જમણવાર બોલવું અને ખાવું



જેટલું સહેલું છે એટલું બનાવવું સહેલું નથી. પહેલાં તો શું જમણવાર કરવું એ નક્કી કરો.

**સૌ**—જલેબી ને દુધપાક કરીયે ?

ઉષા—જલેબી ઘેર બનાવવી પડશે હોં.

સૌ—નારે બા એ કામ આપણું નહિ.

ઉષા—તો પછી બધી વાનીઓ ઘરગથ્થુ બનાવવાની છે અને તે પણ સૌ છોકરાંઓએ હાથોહાથ કરવાની, વાસંતી? તું તો કાંઈ બોલ, શું બનાવીએ ?

વાસંતી—મને તો સમજાય છે કે માલપુડાને દહીંવડાં કરીએ તો,

હા, તેં ઠીક શોધી કાઢયું. પણ સાંભળ્યું છે કે માલપુડા કરવા તો બહુ અઘરા, આવડે તો તેમ નહિ તો લાંદા લચકા અને દહીંવડાનું પણ એમજ સમજી લેવું હોંકે.—

અને જો ભૂલેચૂકે બગડયું તો બીજી બેનપણીઓ આપણી હુરીઓ બોલાવવામાં બાકી નહિ રાખે.

વાસંતી—હવે આ આડીઅવળી વાત જવા દો. દીવસ રહ્યા છે હુંકા. જે તે નક્કી કરીયે, ઉષાની બા પાસેથી માલપુડા તેમ દહીંવડાંની માહીતી મેળવીએ.

બા, આવતા રવિવારે અમારી સ્કુલની અમારા કલાસ પુરતી જ્યાફત રાખી છે. અમારાં બ્હેનેં અમને ત્રણેને આગેવાની સોંપી છે, આ વાસંતી કહે છે કે માલપુડા ને દહીંવડાં બનાવીયે.

હા, બનાવો હું તમને એની બધીયે સમજ આપું.

માલપુડામાં લોટ, ઘી અને ખાંડ, એ ત્રણેનું એક સરખુંજ પ્રમાણ હોય. ઘઉંના લોટને સારો બીલકુલ. મેંદો ચાળવાની ચાળણીથી ત્રણવાર ચાળી નાંખવો કારણ માલપુડાના લોટમાં સ્હેજ પણ થૂલાનો ભાગ રહે તો એ કઢાઈ સાથે ચોંટી જશે.

એક શેર લોટ પર એક શેર ખાંડ લઈ ખાંડ પળલીને ઓગળી જાય એ પ્રમાણે ખાંડમાં પાણી નાંખવું. એ ખાંડના પાણીથી લોટને બાંધવો. ખાંડનું પાણી ઓછું પડે તો ઉપરથી છુટુ પાણી લઇ શકાય. પછીથી ખાંડના પાણીથી બાંધેલા આટાને ધીમે ધીમે વધારે ઢીલો કરી જવો અને ફીણવો. જેમ વધારે ફીણવામાં આવે તેમ વધારે સારા માલપુડા ઉતરી શકે. ફીણતાં ફીણતાં આટાની જે કાંઈ ગડી, ગાંગડી નાની મોટી બાઝી હોય એ બધી ઓગાળી નાંખવી. અને એક રસ થાય એવું પુષ્કળ ફીણવું અને પાતળુ કરવું. વેસણ જેમ પાતળુ તૈયાર થાય તેવાજ પાતળા અને મઝેના જાળી પડે એવા માલપૂડા ઉતરશે. આટાને ખાંડના પાણીથી ફીણતી વખતે બશેર આટાએ લગભગ નવટાંક જેટલું ચોખ્ખુ ઘરનુ મેળવેલું તાજુ મોળુ દહીં નાંખી આપવું.

આવી રીતે દહીં નાખવાથી જાળી પડવામાં સારી મદદ થાય છે. વળી ખેસણ તૈયાર કરી તેમાં એલાયચી સારી બારીક વાટીને નાંખવી અને માલપૂડાને માટે કઢાઈ સરખા સીધા તળીયાની જોઇએ. ત્યારે અંદર ઘી એક સરખુ રહી શકે. વળી ખાસ તો એકે કઢાઇને બીલકુલ કાટ કે એવું કંઈ નહી હોવું જોઇએ લીસી ચાંદી જેવી કઢાઇ. ચોખ્ખી કરાવી હોય તો માલપૂડો તરત ઉપર આવી જશે.

વારૂ બા, હવે દહીંવડાંનું કેમ ?

અડદની દાળને ચાર પાંચ કલાક પાણીમાં પલાળી રાખવી. પછીથી એને બરોબર બે ચાર વખતના પાણીથી ધોઇને ચોખ્ખી કરવી. ધોયા પછી નીસારના પથ્થર પર વાટવી. અંદર દાળના આખા કે અડધીયા દાણા રહે નહી એવી સારી વાટવી.

તેમાં દળેલું મીઠું, સ્હેજ હીંગ, અને

આદુ તથા લીલાં મરચાં સારાં ઝીણાં વાટીને નાખવાં. કઢાઇમાં તલવાં માટે તેલ મુકવું એ તેલ ઉનુ થાય તેમાંથી લગભગ શેર દાળ હોય તો નવટાંક ઉનુ તેલ વાટેલી દાળમાં નાંખવું જેથી વડાંમાં જાળી સારી પડશે. વળી શેર દાલે, બશેર દહીં. સારૂં તાજુ ઘર મેળવેલુ હોય તેને ચરખીથી વલોવી તેમાં રાઇ થોડી વાટીને નાંખવી તથા થોડું દહીંના પ્રમાણમાં મીઠું વાટેલું નાંખવું. વડાંનો ઘાટ બનાવવા માટે. ડાબા હાથની હથેલી પાણીવાળી કરી જમણા હાથથી વડાંનો ઘાટ બનાવી તેમાં વચમાં આંગળીથી કાણું પાડવું અને કઢાઇમાં તળવા મુકવું કઢાઇમાંથી તૈયાર થઇને નીકળે એટલે દહીંમાં મૂકી દેવું.

માલપુડા ને દહીંવડાં સાથે બીજું શું શું બનાવીએ ? એની સાથે સારા સુરતીવાલની સળંગ દાળ, ભાત, મીઠા લીમડાંની કઢી, બે ત્રણ શાક બનાવવા જોઇએ. ચટનીઓ પણ બે ત્રણ જાતની બનાવજો.

બા, ચટનીઓ તો બનાવી લઇ શું પણ શાક કયાં કયાં બનાવવાં.

હમણાં રવૈયા વેગણ ઠીક તાજાં મળે છે માટે તે બનાવજો. બીજું તળાઉ શાક બનાવજો અને ત્રીજુ બટાકાનું.

ત્યારે તો માલપુડા, દહીંવડાં, સળંગદાળ, ભાત, કઢી, ત્રણ શાક અને ચટનીઓ એ જ પ્રમાણે કરીયે.




સૌ. લીલાવતી પટેલ

## ત્રણ વર્ષની બાળકી માટેનું ફ્રોક

**ફ્રોક ગુંથવા માટે જોઈતી વસ્તુઓઃ-** ૩ ઔંસ ઊન. ૨ રેશમની આંટીઓ. (જે રંગનું ઊન હોય તેના કરતાં ઘાડો રંગ લેવો). ૧૦ નંબરના સોયા.

**ફ્રોકનો આગળનો ભાગઃ—**સોયા ઉપર ૧૧૪ લેવા અને આઠ લાઇનો સાદી ગુંથી જવી. પછીથી દરેક વખત એક લાઈન સાદી અને એક લાઇન ઉંધી એ પ્રમાણે ગુંથવું. હવે આઠ લાઇનો સાદી ગુંથ્યા પછી દરેક સોળમી લાઇને બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. આ પ્રમાણે ૧૧½ ઈંચ થાય ત્યાં સુધી ગુંથવું. (૧૦૨ ટાંકા). હવે નીચે પ્રમાણે ગુંથવુંઃ—

૧ લી લાઇનઃ—૪૭ ઉંધા, ૮ સાદા, ૪૭ ઉંધા. ૨ જી લાઇનઃ—સાદી. આ બે લાઇનો ફરી ગુંથવી. અને ૧ લી લાઇન ફરી એક વખત ગુંથવી.



૬ ઠ્ઠી લાઈનઃ—૫૧ સાદા, પછી ફરી જવું અને આ ૫૧ ટાંકા ઉપર હવે ગુંથવું.

૭ મી લાઇનઃ—૪ સાદા, ૪૭ ઉંધા. ૮ મી લાઇનઃ—સાદી. ૯ મી લાઇનઃ—૪ સાદા, ૪૭ ઉંધા. ૧૦ મી લાઈનઃ—પહેલા ૩ ટાંકા બંધ કરવા, ૧૦ સાદા, ચૌદ વખત બે બે ટાંકા ભેગા ગુંથવા. ૧૦ સાદા. ૧૧ મી લાઈનઃ—૪ સાદા, ૬ ઉંધા, (૧ સાદો, ૧ ઉંધો) સાત વખત, ૧૦ ઉંધા. ૧૨ મી લાઇનઃ—૧ સાદો, બે ટાંકા ભેગા ગુંથવા, ૭ સાદા, (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત. ૧૦ સાદા. ૧૩ મી લાઇનઃ—૪ સાદા, ૬ ઉંધા, (૧ સાદો ૧ ઉંધો) ૭ વખત, ૯ ઉંધા. ૧૪ મી લાઇનઃ—૧ સાદો, બે ટાંકા ભેગા ગુંથવા. ૬ સાદા, (૧ સાદો ૧ ઉંધો) ૭ વખત, ૧૦ સાદા. ૧૫ મી લાઇનઃ—૪ સાદા, ૬ ઉંધા, (૧ સાદો, ૨ ઉંધો) ૭ વખત, ૮ ઉંધા. ૧૬ મી લાઇનઃ—૬ સાદા, (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત ૧૦ સાદા. હવે ૧૫ મી અને સોળમી લાઇન રીબીનની ૨૦ લાઇનો થાય ત્યાં સુધી ગુંથવું. (રીબીન એટલે ૧ સાદો અને એક ઉંધો ગુંથ્યો છે તેને રીબીન કહેવાય છે). ૩૧ મી લાઈનઃ—૪ સાદા, આખી લાઇન ઉંધી. ૩૨મી

લાઇનઃ—સાદી. ૩૧ મી અને ૩૨ મી લાઈન ફરી એક વખત ગુંથવી. ૩૫ મી લાઈનઃ—૧૦ સાદા, આખી લાઇન ઉંધી. ૩૬ મી લાઈનઃ—સાદી. ૩૭મી લાઇનઃ—૧૧ સાદા, આખી લાઇન ઉંધી, ૩૮મી લાઇનઃ—સાદી ૩૯ મી લાઇનઃ—૧૨ સાદા, આખી લાઇન ઉંધી, ૪૦ મી લાઇનઃ—સાદી, ૪૧ મી લાઇનઃ—પહેલા આઠ ટાંકા બંધ કરવા, ૪ સાદા, આખી લાઈન ઉંધી, ૪૨ મી લાઇનઃ—સાદી ૪૩ મી લાઇનઃ—૪ સાદા, આખી લાઇન ઉંધી, ૪૪ મી લાઇનઃ—સાદી, ૪૫ મી લાઇનઃ—૪ સાદા, ૧૨ ઉંધા, પછી ફરી જવું, ૧૬ સાદા, ૪૬ મી લાઇનઃ—૪ સાદા ૪ ઉંધા, આ ૨૪ ટાંકા બંધ કરી દેવા. અને બીજી બાજુના ૫૧ ટાંકા ઉપર ગળા તરફથી ઊન જોડી શરૂઆત કરવી. પહેલાં ૬ લાઇનો ગુંથી છે એટલે હવે સાતમી લાઇનથી શરૂ કરવું. ૭ મી લાઇનઃ—૫૧ સાદા. ૮મી લાઇનઃ—૪૭ ઉંધા, ૪ સાદા, ૯મી લાઇનઃ—સાદી ૧૦ મી લાઇનઃ—પહેલા ૩ ટાંકા બંધ કરવા, ૧૦ ઉંધા, ચૌદ વખત બે ટાંકા ભેગા ઉંધા ગુંથવા, ૬ ઉંધા, ૪ સાદા. ૧૧ મી લાઇનઃ—૧૦ સાદા, (૧ સાદી, ૧ ઉંધી) ૭ વખત, ૧૦ સાદા. ૧૨ મી લાઇનઃ—૧ ઉંધો, ૨ ટાંકા ભેગા ઉંધા ગુંથવા. ૭ ઉંધા, (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત, ૬ ઉંધા, ૪ સાદા, ૧૩મી લાઇનઃ—૧૦ સાદા, (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત, ૯ સાદા. ૧૪મી લાઇનઃ—૧ ઉંધો, બે ટાંકા ભેગા ઉંધા ગુંથવા, ૬ ઉંધા, (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત, ૬ ઉંધા, ૪ સાદા. ૧૫મી લાઇનઃ—૧૦ સાદા (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત, ૮ સાદા. ૧૬ મી લાઇનઃ—૮ ઉંધા, (૧ સાદો, ૧ ઉંધો) ૭ વખત, ૬ ઉંધા, ૪ સાદા.

૧૫ મી અને સોળમી લાઈન રીબીનની ૨૦ લાઇનો થાય ત્યાંસુધી ગુંથવી. ૩૧ મી લાઇનઃ—સાદી. ૩૨ મી લાઇનઃ—૨૮ ઉંધા, ૪ સાદા. ૩૩ મી લાઇન ફરી એક વખત ગુંથવી. ૩૬ મી લાઈનઃ—૨૨ ઉંધા, ૧૦ સાદા. ૩૭ મી લાઇનઃ—સાદી. ૩૮ મી લાઈનઃ—૨૧ ઉંધા, ૧૧ સાદા. ૩૯ મી લાઇનઃ—સાદી. ૪૦ મી લાઇનઃ—૨૦ ઉંધા, ૧૨ સાદા ૪૧ મી લાઇનઃ—સાદી. ૪૨ મી લાઇનઃ—૨૦ ઉંધા, ૪ સાદા, ૮ ટાંકા બંધ કરવા. ૪૩ મી લાઇનઃ—સાદી. ૪૪ મી લાઇનઃ—૨૦ ઉંધા, ૪ સાદા. ૪૫ મી લાઇનઃ—૧૬ સાદા, પાછું ફરી જવું, ૧૨ ઉંધા, ૪ સાદા. ૪૬ મી લાઈનઃ—૮ સાદા, પાછું ફરી જવું, ૪ ઉંધા, ૪ સાદા. પછી ટાંકા બંધ કરી દેવા.

ફ્રોકનો પાછળનો ભાગઃ—સોયા ઉપર ૧૧ ટાંકા લેવા અને આગળના ભાગની



7

माफक १२३ ईच (१०२ टांका) थाय त्यांसुधी गुंथवुं. पछी नीचे प्रमाणे गुंथवुं:— १ली लाइन—पहेला त्रण टांका बंध करवा, २२ सादा, २६ वखत बे बे टांका भेगा गुंथवा, २५ सादा, २जी लाईन—पहेला त्रण टांका बंध करवा, २२ उंधा, (१ सादो, १ उंधो) १३ वखत, २१ उंधा. ५मी लाईनः— १ सादो, २ टांका भेगा गुंथवा, १८ सादा (१ सादो, १ उंधो) १३ वखत, २१ सादा. ६ ठी लाइनः—१ उंधो, बे टांका भेगा उंधा गुंथवा, १८ उंधा, (१ सादो, १ उंधो) १३ वखत, २० उंधा. ७ मी लाइनः—१ सादो, बे टांका भेगा गुंथवा, १७ सादा, (१ सादो, १ उंधो) १३ वखत, २० सादा. ८ मी लाइनः—१ उंधो, बे टांका भेगा उंधा गुंथवा, १७ उंधा, (१ सादो, १ उंधो) १३ वखत, १९ उंधा. ९ मी लाइनः—१९ सादा, (१ सादो, १ उंधो) १३ वखत, १९ सादा. १० मी लाइनः—१९ उंधा, (१ सादो, १ उंधो) १३ वखत, १९ उंधा. ९ मी अने १० मी लाईन रीबीननी २१ लाइनो थाय त्यां सुधी गुंथवुं. २३ मी लाइनः—सादी. २४ मी लाइनः—उंधी. २५ मी लाईनः—सादी. २६ मी लाइनः— २२ उंधा २० सादा, २२ उंधा. २७ मी लाईनः—सादी. २८ मी लाइनः—२१ उंधा, २२ सादा, २१ उंधा. २९मी लाइनः—सादी. ३० मी लाईनः—२० उंधा, २४ सादा, २० उंधा. ३१मी लाइनः—सादी. ३२ मी लाइनः — २० उंधा, ४ सादा, १६ टांका बंध करवा, ४ सादा, २० उंधा. हवे आ २४ टांका उपर गुंथवुं. ३३ मी लाइनः—२४ सादा. ३४ मी लाइनः—४ सादा, १२ उंधा, पाछुं फरी जई १ टांको गुंथ्या वगर उतारी लेवो, १५ सादा. ३५ मी लाइनः—४ सादा, ४ उंधा. बधा टांका बंध करी देवा. हवे बीजी तरफ बाकी रहेला २४ टांकाने गळा बाजुथी ऊन जोडी शरूआत करवी. ३३ मी लाइनः—सादी. ३४ मी लाईनः—२० उंधा, ४ सादा. ३५ मी लाइनः—१६ सादा, पाछा फरी जवुं, १२ उंधा, ४ सादा. ३६ मी लाइनः— ८ सादा, पाछा फरी जई ४ उंधा, ४ सादा, बधा टांका बंध करी देवा.

**बांय ( बंने सरखी ):**—सोया उपर ६ टांका लेवा. एक सादी लाइन गुंथवी. हवे दरेक लाइननी शरूआतमां १०० टांका सोया उपर थाय त्यां सुधी बे बे टांका वधारवा. पछीनी लाइनः—१ सादो, ४८ वखत बे बे टांका भेगा गुंथवा, १ सादो. हवे ६ लाइनो १ टांको सादो अने १ उंधो ए प्रमाणे रीबन गुंथवी. पछी टांका बंध करवा. फ्रोक शीववानी रीतः—पहेला खभा जोडी देवा. पछी बांयो सांधी, फ्रोकनी बाजुओ सांधी लेवी. हवे आगळना भागमां दोरी परोववा माटे नानां नानां ६ काणां गुंथवा ( गाज गुंथीए छीए तेवी रीते पण गोळ ). फ्रोकमां आगळ, पाछळ रीबीननी ऊपरलाइन गुंथी छे तेमां चित्रमां बताव्या प्रमाणे ' स्मोक ' टांका भरवा. बांयमां पण भरवा. आगळनी दोरी माटे अंकोडीथी सांकळी गुंथवी.



## [૧] બ્હેનોને બોધ

પહેલાંની સ્ત્રીઓ ગુણોમાં ખૂબસુરતી માનતી. પરદેશી કપડાં પહેરનારી તે કુબડી છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમાં તો વેશ્યાનો ભાવ છે. આપણે કેવાં સીતાજી અને દમયંતીને પુજીએ છીએ ? ઝીણાં કપડાં પહેરનારી દમયંતીને કે ઝીણા કપડાં પહેરનારી સીતાને ? નહિ. અર્ધ વસ્ત્રે વનમાં ભમનારી દમયંતીને, ૧૪ વર્ષ વનવાસ ગાળનારી સીતાજીને આપણે પુજીએ છીએ. હરિશ્ચંદ્રની રાણીએ દાસત્વ ભોગવ્યું તે શું ઝીણાં કપડાં પહેરતી હશે ? એ વખતે તો પાંદડાથી એબ ઢાંકતાં. બહારની શોભાથી સુંદર દેખાવવું તે વેશ્યાનો ભાવ છે. તમે તમારો ધર્મ પાળવા ઇચ્છતાં હો તો પહેલું પગથીયું એ છે કે તમે સ્વદેશી ધર્મ સમજી લ્યો. પોતાને જ હાથે કતિલુ સુતર અને પોતાના જ પુરુષોએ ગાતાં ગાતાં વણેલું કાપડ વાપરવું એનું નામ સ્વદેશી ધર્મ. હું પોતે સાચો ખૂબસુરત છું, કારણ કે મ્હેં પહેરેલાં કપડામાં બ્હેનોને હાથે કંતાયેલું સુતર પુરૂષોએ પ્રેમથી વણેલું છે. જો તમારે રાવણ રાજ્યમાંથી સ્વતંત્ર થઇ રામ રાજ્ય સ્થાપવું હોય, તો તમારે સ્વદેશી ધર્મનો અંગીકાર કરવો, રેંટિયો ઘરમાં દાખલ કરવો. રેંટિયો શીખવનાર તો અત્યારે તમને ઘણા જ મળશે. ઓછામાં ઓછું પ્રત્યેક બ્હેન ઇશ્વર ભજન કરતી એક કલાક તો કાંતે જ.

રામરાજ્ય સ્થાપવાનો માર્ગ સીતાનો માર્ગ છે. સીતાજીએ રાવણે મોકલેલી મીઠાઇઓ, આભૂષણો, ઇત્યાદિનો ત્યાગ કર્યો હતો, તેમ હિંદુસ્તાનની પુત્રીઓએ કરવો રહ્યો. ગરીબોની ભૂખ ભાંગે નહિ ત્યાંસુધી તેમની આંતરડી દુવા દે નાહ. એ ભૂખ રેંટિયો જ ભાગે. પવિત્ર સ્ત્રીનો આશિર્વાદ જ ફળે, તેથી સ્ત્રીઓએ વધારે પવિત્ર, સાદાં, અને સારા બનવું રહ્યું.

પરદેશી મલમલ છોડીને હાથનું વણેલું પહેરવું પ્રથમ તમને ભારે પડશે જ. પરંતુ તમે કપડાનો ભાર ઓછો કરીને તમે તમારો પોતાનો ભાર આજ સુધી હલકો કર્યો છે. સ્ત્રીઓ નવ માસ સુધી જે ગર્ભનો ભાર આનંદ સાથે ઉંચકે છે. પ્રસવકાળની ભારે વેદનાઓ સુખે સહન કરે છે. આજે તો ભારત વર્ષનો પ્રસવકાળ છે. આ નવા ભારતના પ્રસવકાળમાં તમે જાડાં કપડાનો ભાર ઉપાડવા જેટલા પણ તૈયાર ના થાવ ? એ ભાર ઉપાડશો તો જ હિંદુસ્થાનને સ્વતંત્ર બનાવી શકશો હિન્દુસ્થાનને નવો જન્મ આપવો હોય તો દરેક સ્ત્રીએ નવ માસ શું નવ વર્ષ પણ ભારે ખાદીનો ભાર ઉપાડવો જોઇએ.

હિન્દુસ્થાનને ખાતર, હિન્દુસ્થાનની ગરીબ સ્ત્રીઓની પવિત્રતાની રક્ષાને ખાતર ગુજરાતની બ્હેનોએ ઇરાદાપૂર્વક ખાદીની સાડીનો ભાર ઉંચકવો ઘટે છે.

જો તમારે સીતાજી જેવાં પવિત્ર થવું હોય, અનેક જાતનો સુક્ષ્મ માનસિક વ્યભિચાર છોડવો હોય અને તમારી બીજી બ્હેનો પાસેથી છોડાવવો હોય, પાખંડમાંથી પવિત્ર ધર્મ શીખવવો હોય તો તમારે આ સ્વરાજ્યની હિલચાલમાં પૂરો ભાગ લેવો જોઇએ. પાખંડ શું અને ધર્મ શું એની પરિક્ષા તો દરેક જણને આવડવીજ જોઇએ.

પૂજ્ય મહાત્મા ગાંધીજી
[ ગાંધી-શિક્ષણમાંથી ]

---

## [ ૨ ]

જેમ સાદાઇ તેમ ચોખ્ખાઇ વધારે, રોમ અને ગ્રીસનાં રાજ્યો, તેમાં વસતી સ્ત્રીઓએ સાદાઇ સાચવી ત્યાં સુધી ચાલ્યાં, અને મોજ-શોખનાં અનેક સાધનો થતાં તે ભાગ્યાં.

× × ×

હિંદમાં જેટલા પુરૂષો તેટલી સ્ત્રીઓ, સોળ કરોડ સ્ત્રીઓમાંથી એક કરોડ સ્ત્રીઓજ જો ભેગી થાય તો જરૂર સ્વરાજ મળી શકે.

× × ×

સ્ત્રીઓ બંડ જગાડશે નહિ ત્યાં સુધી તમે પુરૂષો એમને આગળ આવવા દેશોજ નહિ, સ્ત્રીઓ અને અંત્યજ શું બન્ને દલિત વર્ગમાં નથી આવતાં ? બન્ને પરાધીન ! અંત્યજ ઉચ્ચ વર્ગની મહેરબાની ઉપર જીવે, સ્ત્રી પુરૂષવર્ગની કૃપા ઉપર દિવસ ગુજારે. અંત્યજ નર્યું દાસત્વ ભોગવે : સ્ત્રી દાસી પણ બને અને રમકડું પણ બને ! સમાજ બન્નેને નિરર્થક અન્યાય શું નથી કરતો ?

**શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ**

---

## [ ૩ ]

કોઇ પણ મહાપ્રજાની સંસ્કૃતિ પારખવી હોય તો તેનાં સુંદરીરત્નોને પારખજો. સુંદરીઓ સંસ્કૃતિની અવતાર ધારિણી છે.

× × ×

સુંદરી ને કવિઓ જગતમાં હોત નહિ તો સૌન્દર્યપૂજા હોત નહિ. કવિઓજ ઉજવાવે છે જીવનના ઉત્સવ.

× × ×

સ્ત્રીજાતી એટલે અવિરામ મહાશક્તિ છે; આથમે, અજવાળામાં કે અંધારામાં, જીંદગીની પાનખરમાં, કે વસન્તમાં, અખંડ એક શું જાણે છે વણ થાકી.

**કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ**

---

## [ ૪ ] સ્ત્રી શિક્ષણ

હિંદમાં પુરૂષ શિક્ષણનું પ્રમાણ તો દરિદ્ર છે પણ સ્ત્રી શિક્ષણ તો મશ્કરી રૂપ છે. હિંદના શિક્ષણ સંબંધી વિચાર કરતાં સ્ત્રી શિક્ષણનો પ્રશ્ન અવગણી શકાય એમ નથી. અસમાન શિક્ષણ આપણા સમાજ જીવનમાં કેવી રીતે અને કેવી મુશ્કેલી અને દુઃખો ઉભાં કરે છે એ હિંદના ઇતિહાસમાં અજાણ્યું નથી. એટલે સ્ત્રી શિક્ષણની અગત્ય ન સમજનાર ભાગ્યેજ કોઇ હશે. સ્ત્રીઓને સમાન દરજ્જે લાવવાનો, તેમને સામાજિક ગુલામીમાંથી છોડાવવાનો તથા આપણી સંસ્કૃતિને તારવાનો એક ઉપાય તે શિક્ષણ છે. સ્વતંત્ર થવા ઇચ્છતો પરાધીન દેશ કે ઉન્નતિ ઇચ્છતો સ્વતંત્ર દેશ પોતાની વસ્તી વા સ્ત્રી વિભાગના શિક્ષણ પ્રત્યે બેદરકાર ન જ રહી શકે. હિંદુસ્થાનમાં સ્ત્રી સમુદાયનો મોટો ભાગ અભણ છે. આ અધમ દશા દૂર કરવી એ હિંદની પવિત્ર ફરજ એટલુંજ નહિ પણ જરૂરિયાત છે.

[ 'હિંદમાં શિક્ષણ'માંથી ]

---

## [ ૫ ] કુરબાનીની યશગાથા

ઇન્સાફ અને આઝાદીની ખાતર કરેલી કુરબાની કે વેઠેલી યાતના કદાપિ નિષ્ફળ જતાં નથી.

**શ્રી. સરોજિની નાયડુ**



# સ્ત્રીજગત

**મહારાણી શ્રી. શાન્તાદેવી બાઇસાહેબ** શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય વડોદરામાં ભરાયેલું ભરત-શીવણ પ્રદર્શન જોવા પધાર્યાં હતાં.

**રાષ્ટ્રિય સ્ત્રી સમાજ વડોદરા :** કાંતણની હરીફાઇમાં શ્રી. બાળાબેન ઠાકર, શ્રી. આનંદીબાઇ ફડકે, શ્રી. ગુલાબબેન દેસાઇ અને શ્રી. વિજુબેન પાલ ઉત્તીર્ણ થયાં છે. ઇનામ સમારંભનો કાર્યક્રમ શ્રી. ગંગાબેન છોટાભાઇ પટેલને હસ્તે થયો હતો.

**અખિલ હિંદ મહિલા પરિષદની** બેંગ્લોરમાં મળેલી બેઠક વખતે લેડી મીરઝા ઇસ્માઇલ શ્રી વિજયાલક્ષ્મી પંડિત, શ્રી શારદાબેન મહેતા નવા વર્ષનાં ઉપપ્રમુખ ચૂંટાયાં છે.

**શ્રી. ગુણવંતબેન ચંપકલાલ ઘીઆ :** સુરત મ્યુનીસીપાલીટીની નવી ચુંટણીમાં બીનહરિફ ચૂંટાયા છે.

**શ્રી. કૃષ્ણાબાઇ ગાડેલ હિંદથી મશીનરી** ધર્મના પ્રચાર અર્થે ન્યુઝીલાંડ ગયા છે.

**પેટલાદમાં** કુ. બેન તરલિકા દવે એમ. એ. તેમજ કુ. શશિવદના યાજ્ઞિક બી. એ. તેમજ અન્ય બેનોને વિશ્વવિદ્યાલયોની ઉપાધિઓ મેળવવા બદલ સમાજ તરફથી અભિનંદન આપવાનો ભવ્ય મેળાવડો વડોદરાની વરિષ્ટ કોર્ટના જડજ મે. ઝાલાસાહેબના પ્રમુખપણા હેઠળ ગઇ તા. ૧૫ મીએ સ્હાંજે ઉજવાયો હતો.

**સૌ. ચંદ્રાબેન ઇન્દુલાલ દવેના** પ્રમુખપણા નીચે પેટલાદ નાગર બ્રાહ્મણ મહિલા મંડળ તરફથી એક સંમેલન ગઇ તા. ૧૭ મીએ સ્હાંજે યોજાયું હતું.

**શ્રી કમળા નહેરૂ ઇસ્પિતાલનું** ઉદ્ઘાટન પૂ. મહાત્માજીને હસ્તે ગઇ તા. ૨૮ મીએ થયું છે.

**કમળા સ્મારક ઇસ્પીતાલ :** સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલ તથા શ્રી. ભૂલાભાઇ દેસાઇએ જેલમાંથી મહાત્માજી ઉપર તાર મોકલી જણાવ્યું હતું કે આપના આશિર્વાદ મેળવીને ખુલેલી ' કમળા સ્મારક ઇસ્પીતાલ ' હિંદની મહિલાઓમાં સેવાને બલિદાનનું જે ઉમદા ઉદાહરણ સ્વ. કમળા નહેરૂએ રજુ કર્યું છે તેને અનુસરવા માટે હિંદની સ્ત્રીઓને પ્રેરણારૂપ બનો.

**આંતરજ્ઞાતીય લગ્ન :** અમદાવાદમા બ્રાહ્મણ પારસણનું આંતરજાતીય લગ્ન થયું છે, મુંબઇની સેન્ટ્રલ મર્કન્ટાઇલ ઇન્સ્યુરન્સ કંપનીના મેનેજીંગ ડાયરેકટર શ્રી. ચીમનલાલ પંડયા જેઓ ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ છે તેમણે હિંદુ વિધિ અનુસાર ન્યુ ગર્લ્સ હાઇસ્કુલનાં શિક્ષિકા શ્રીમતી ફરીન ખંભાતા સાથે લગ્ન કર્યું છે.

**કન્યા વિક્રય :** માળીયા હાટીના એક વણીકે પોતાની પુત્રીને કન્યા વિક્રય કરીને એક વયોવૃદ્ધ મુરતીયા સાથે પરણાવી દીધી છે. કન્યાએ ખુબ જ વિરોધ બતાવ્યો હતો પણ પિતાએ પુત્રીને આપઘાતની ધમકી આપી. સમજાવી ચોરીમાં પધરાવી દીધી હતી.

**લગ્ન :** જાણીતા હરિજન સેવક અને મહાત્માજીના એક વખતના સેક્રેટરી શ્રી. છગનલાલ નથુભાઇ જોષીના પુત્રી કુ. વિમળાબેનના લગ્ન શ્રી. નરેન્દ્ર ગીજુભાઇ બધેકા સાથે થયાં છે.

**જયંતી :** જોધપુરનું મારવાડ રજપુત એસોસીએશન આવતા ડીસેમ્બરમાં મેડતા સીટીમાં મીરાંબાઇ જયંતી ઉજવશે.

**પ્રસુતિગૃહો :** વડોદરા રાજ્યના સ્ત્રી બાળકોને વધારે પ્રમાણમાં વૈદકીય મદદ મળી શકે તે માટે શ્રીમંત સરકારે શ્રી મહારાણી શાંતાદેવી નિધિની યોજના તા. ૪-૬-૧૯૪૦ ના રોજ મંજુર કરી હતી, તે મુજબ મંજુર થયેલાં ૧૨ પ્રસુતિગૃહો ઉપરાંત શિનોર, ધીણોજ અને ચાણસ્મામાં એમ ત્રણ પ્રસુતિગૃહો સ્થાપવાનાં છે.

**શ્રી. સોફિયા વાડિયાએ** વડોદરા કોલેજમાં વિદ્યાર્થીઓ સમક્ષ ' કોમી પ્રશ્નનો ઉકેલ સાચી કેળવણી કરશે ' એ વિષય ઉપર ભાષણ

કર્યું હતું. આ ઉપરાંત રોટરી કલબમાં પણ તેઓનું ભાષણ યોજાયું હતું.

**ઓલ ઇન્ડિઆ વિમેન્સ કોન્ફરંસ :** બેંગલોર બેઠક વિષે માહિતી આપનારી સભા વડોદરા વીમેન્સ એસોસીએશનના આશ્રય હેઠળ તા. ૧૬ મીએ સાંજે શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયમાં શ્રી. ગંગુબાઇ પટવર્ધનને પ્રમુખપદે મળી હતી.

**મહિલા સેવામંડળનો વાર્ષિક મેળાવડો :** મહિલાઓ માટેની ઔદ્યોગિક શાળાનો વાર્ષિક ઇનામી મેળાવડો રવિવાર તા. ૧૬-૩-૪૧ ને રોજ લેડી મહમદ સુસુફના પ્રમુખપદે મળ્યો હતો.

**દાદરની આંધળાઓની શાળાનો ઇનામી** સમારંભ મીસીસ એ. ડી. શ્રોફ ઇનામો વ્હેંચે છે.

**હડતાળ :** સ્ત્રીઓ માટેની લાહોરની ફતેહચંદ કોલેજની ત્રણસો ઉપરાંત વિદ્યાર્થીનીઓએ હડતાલ પાડી છે. પ્રીન્સીપાલ મીસીસ એ. કે. વર્માનું રાજીનામું ટ્રસ્ટીઓએ સ્વીકારવાના વિરોધ તરિકે આ હડતાલ પાડવામાં આવી છે.

**મૃત પીતા માટે માન :** ભરવાડ-રબારીની સ્ત્રીઓ મોટે ભાગે તેમના બાપનું નામ ન આપતી, ઘણી પુછપરછ પછી કહે કેઃ " કાગળીઆમાં બાપનું નામ લખાવીએ ને કાગળીયો ફાટીને જ્યાં ત્યાં ઉડે ને કોકના પગ હેઠે કચરાય તે કરતાં નામ ન લખાવવું સારૂં.

" એક વૃદ્ધ માજીને તેના બાપનું નામ લખાવવાનું કહેતાં જવાબ મળ્યો કે મારો બાપ ઉપર ગયો છે. ત્યાં જઇને પુછી આવો. "

મુંબાઇમાં કુરલા ખાતે રહેતી ગોકુળબાઇ બાંડુ નામની ૩૦ વર્ષની સ્ત્રી પતિના ત્રાસથી ગ્યાસતેલ છાંટી બળી મરી છે.

**અવસાન :** જાણીતા ગુજરાતી નાટ્યકાર શ્રી. ચંદ્રવદન ચીમનલાલ મહેતાના માતુશ્રી ગં. સવિતાબેનનું ગઇ તા. ૧૪ મીએ અવસાન થયું છે.

મુંબાઇના ' જયભારત 'નાં તંત્રી શ્રી. રમણીકલાલ સરૈયાનાં પત્ની શ્રી સુશિલાબેનનું ગયા રવિવારે અવસાન થયું છે.

**હિંદી સંરક્ષણ ધારાહેઠળ ધરપકડો :** લાહોરના નેતા લાલા શામલાલના પત્ની શ્રી. ચાંદબાઇને સત્યાગ્રહ માટે ૬ માસ સાદી સજા કરી ' અ ' વર્ગમાં મુકયા છે.

શ્રીમતી ફેડા લેડી નામનાં આંગ્લ સત્યાગ્રહીને લાહોર નજીક સત્યાગ્રહ કરવા માટે ૭ માસ કેદની સજા થઇ છે.

" દિલ્હી ફોરવર્ડ બ્લોક "વાળા શ્રીમતી રાજદુલારીની વાંધાભર્યા ભાષણ માટે ધરપકડ થઇ છે.

**નાઝી મહિલાઓને ધન્યવાદ :** લગભગ પોણા કલાક સુધી હિટલરે પાછલા ઇતિહાસનું વર્ણન કર્યા પછી નાઝી મહિલાઓને ધન્યવાદ આપ્યા. નાઝી સ્ત્રીઓએ ઘણા કપરાં કાળમાં પણ મને હંમેશાં ટેકો આપ્યો છે. ઘણાને નાઝી પદ્ધતિ લુચ્ચીલચ્ચ જેવી લાગે છે, પણ હું તો ઘરમુળથી સોલ્જર રહ્યો એટલે ખટપટથી ટેવાયેલો જ છું.

**એબીસીનિયાની રાણીએ** થોડા દિવસ ઉપર રેડિયો ઉપર ભાષણ કરીને હિંદી સૈનિકોનો આભાર માન્યો હતો. કારણ કે તેમણે હેલે સેલાસીને તેનો રાજમુકુટ પાછો મેળવી આપવાને ખુબ શ્રમ લીધો છે. એ જ રીતે રાજકન્યાએ પણ જણાવ્યું હતું કે એબીસીનિયાની મહિલાઓ હિંદી સૈનિકોની સાથે ઉભી રહીને લડવાને તૈયાર છે.

**તુર્કી મહિલાઓ વિમાની દળમાં :** અઢિસો તુર્કી મહિલાઓ તાજેતરમાં પોતાનું શિક્ષણ પુરૂં કરી તુર્કી વિમાની દળમાં જોડાઇ ગઇ છે. આ સંબંધમાં તુર્કી અખબાર 'જમહુરીયત' લખે છેઃ તુર્કી મહિલાઓએ પુરવાર કરી આપ્યું છે કે તુર્કી નારીઓ વાયુ ઉપર વર્ચસ્વ મેળવવાની પાત્રતા ધરાવે છે. સમય આવે માત્ર સુશિક્ષિત નારીઓ જ નહિ પણ તુર્કીની એક એક મહિલા પોતાની ફરજ કુશળતાપૂર્વક બજાવવામાં પાછળ રહેશે નહિ.






### યુદ્ધ અને કોંગ્રેસ :

'કોંગ્રેસની યુદ્ધ નીતિ છે 'તેવીજ ચાલુ છે અહીંસાના ધ્યેયને વળગીને મહાત્મા ગાંધીજી યુદ્ધ વિરૂદ્ધ સત્યાગ્રહને દોરવણી આપે છે. સેંકડોની સંખ્યામાં મહાસભાના આગેવાનો જેલમાં જાય છે. દરમીયાન ' હરિજન ' ' હરિજનબંધુ ' જે યુદ્ધ વિરૂદ્ધ પ્રચારબંધીના કારણે મહાત્માજીએ બંધ કર્યાં હતા તે તા. ૨૯ મી માર્ચથી પ્રગટ થશે.

*

### મુંબાઇની નેતા પરિષદ :

મુંબાઇની નેતા પરિષદ ભરાઇ અને વીખરાઇ. એના ઠરાવો કેવા થશે એ વિચારમાં સૌ કોઇ ગુંચવાતા હતા. આ ઠરાવો જાણે મહાસભાના ઠરાવો ન હોય ! આવાજ ઠરાવો મહાસભાએ કરેલા છે—એથી ઓછી માંગણીથી સંતોષ માન્યો હતો. સર જગદીશપ્રસાદે જે ઠરાવ મૂક્યો તે મહાસભાના ડોમીનીયન સ્ટેટસથી વધારે માંગણીથી ભરેલો હતો. યુદ્ધ પછી જ્યારે હિન્દને સ્વરાજ્ય પ્રાપ્ત થાય ત્યારે તે ખુદ ઇંગ્લાંડની બરોબરીમાંજ બેસે એ પ્રધાનસુર હતો. યુદ્ધ દરમીયાન મધ્યસ્થ સરકારના બધાજ સભ્યો હિન્દી હોવા જોઇએ અને લશ્કરીખાતુ સુદ્ધાંત તેમનેજ સોંપાવું જોઇએ મધ્યસ્થ સરકારના સભ્યો એકામતે એકાજથી જવાબદાર રહેવા જોઇએ ભલે યુદ્ધ દરમીયાન તે તાજને જવાબદાર હોય.

*

### દેશના મુખ્ય રાજદ્વારી પક્ષો :

કોંગ્રેસ અને મુસલીમ લીગ રાજ્ય કારભારથી વેગળા રહે છે એટલે મધ્યસ્થ સરકારના સભ્યો સરકાર ભલે નીમે. દરમીયાન કોંગ્રેસ અને લીગને સમજાવી રાજ્યકારભારમાં ભાગ લેતા સમજાવી લેવાશે. દેશમાં ૧૦–૧૫ પ્રતિષ્ઠીત મહરથો જરૂર મળી રહેશે. જેનામાં આ બન્ને પક્ષો તેમજ હિન્દની જનતા વિશ્વાસ રાખતી હશે અને અત્યારની મુખ્ય જરૂરીઆત યુદ્ધમાં સહાય આપવાની છે તે જરૂર આપી શકાશે.

મહાસભાની માગણીમાં લશ્કરી ખાતુ અમુક વર્ષ સુધી બ્રીટીશ સરકારના હાથમાં રહે તો હરકત જણાતી નહોતી. તેટલે દરજ્જે મુંબાઇની પરિષદે વધારે માગણી કરી.

આ નેતાઓ—અત્યારે ભલે નેતૃત્વ ન ધરાવતા હોય. વિશાળ જ્ઞાની, અનુભવી અને સરકાર તેમજ પ્રજાના વિશ્વાસુ મોટેરા છે. પરિષદનો ઠરાવ સર્વાનુમતે થયેલો જાહેર થયેલો છે.

એમાં બે સર-મુંબાઇના વિનીતોના સર ચીમનલાલ સેતલવાડ અને સર કાવસજી જહાંગીર વિરૂદ્ધ હતા પણ ઠરાવ પસાર થાય તે પહેલાં એ બન્ને મહરથો સભાસ્થાન છોડીને ચાલી ગયા હતા એટલે પસાર થયેલો ઠરાવ સર્વાનુમતે પસાર જાહેર થયો.

સર ચીમનલાલે જણાવેલું કે સરકારે નીમેલા સભ્યો કાંઇજ કામ કરી શકશે નહિ. આ સભ્યોને મધ્યસ્થ ધારાસભામાં સ્થાન નથી એટલે તેમણે ધારાસભાના વિરોધનો સામનો કરવો પડશે, લોકમતના ટેકા સિવાયની સરકારને ફત્તેહ મળેજ નહિ.

બ્રીટીશ સરકારે મહાસભા અને લીગને સમજાવી સંતોષવી જોઇએ. તે શક્ય ના હોય અને આ બન્ને પક્ષ ન્યાયબુદ્ધી પ્રવૃતી ન કરતાં હોય તો લોકમત આપણે કેળવવો જોઇએ અને તેને માટે પ્રચાર કામ કરવું જોઇએ. લોકમત આપણને સહકાર આપે તો આપણે રાજ્યનું સુકાન ચુંટણીદ્વારા હાથમાં લેવું જોઇએ. આજ

દલીલ વાસ્તવીક હતી પણ નેતાઓમાં તેને ટેકો જણાયો નહિ.

સરકાર આ ઠરાવને કેટલું વજન આપે છે તે જોવાનું છે. તેની માગણી સ્વીકારાય તો તે શું પ્રવૃતી હાથ પર લે છે તે પણ જોવાનું છે.

**સર બી. એન. રાવને :**

હિંદુ સ્ત્રીઓને વારસાઇ હક્ક, લગ્ન, છુટા છેડા, બીજા કેટલાએ જરૂરી હક્કો આપવા બદલ કેટલાંએ વર્ષોથી જુદી જુદી દીશાઓમાંથી પોકાર ઉઠાવવામાં આવે છે.

ડૉ. દેશમુખે અને મિ. એ. સી. દત્તે આ દિશામાં યત્નો કર્યા છે. પરંતુ ડૉ. દેશમુખના બીલમાં હજી ખામીઓ છે અને જોઇએ તેટલો સુધારો નથી. સરકારે આ કામમાં રસ લઇ હિંદુ લૉને કાયદેસર સુધારવા માટે પ્રયત્ન કરવા માંડયો છે. આ કામ ફળીભૂત કરવા ત્રણ હિંદુ કાયદા શાસ્ત્રીઓની કમીટી નીમી છે. આ કમીટીના પ્રમુખ સર બી. એન. રાવને મુકયા છે. આ કમીટી કેવા સુધારા લાવે છે તે જોવાનું. આ કમીટીને અમારે એટલીજ વિનંતી કરવાની છે કે સ્ત્રીઓને ન્યાયની દ્રષ્ટિએ કાયદામાં ન્યાય આપવો ઘટે છે. પુરૂષો પાછળ રહી જશે કે સ્ત્રીઓ આગળ વધી જશે કે પુરૂષોનું ચલણ કે હાથ નહિ રહે સ્ત્રીઓ ગમે તેમ મિલકત વેડફી મારશે કે સ્વતંત્રતાનો દુરૂપયોગ કરશે એવી ટુંકી ભાવના ન રાખતાં. સ્ત્રી પુરૂષોની અર્ધાંગના છે, સમભાગી છે, એ ભાવના રાખી કાયદો સુધારવો જરૂરી છે. બીજું સ્ત્રીઓ આપ ઘેર દીકરી, ને પર ઘેર વહુ છે. આપણી પોતાની દીકરીનું હીત સાધતા હોઇએ એજ દ્રષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખી કાયદામાં સુધારો કરવા વિનંતી છે. હવે સ્ત્રીઓમાં અસંતોષ રહેશે તો સ્ત્રીઓ મુંગે મોઢે સહન નહિં કરે.

*

**કાયદાથી જીતેલા સસરાનું હલકું માનસ સ્વાર્થી !**

છેલ્લી કેટલાક વર્ષોથી ગુજરાતનાં ઘણાંખરાં માસીકોમાં બેન જનકવિદ્યા દવેને કાયદાનો લાભ લઇ એમના સસરાએ ભરણપોષણ આપવા ના કહેલી અને કેસમાં સસરા જીતેલા. તે પછી એ બાઇ બીચારી પોતાના નિર્વાહ અર્થે અમદાવાદ નોકરી માટે ગયાં. ત્યાં વિદ્યાર્થીનીઓના છાત્રાલયમાં સુપ્રીન્ટેન્ડન્ટ નીમાયાં. ટુંક વખતમાં તેમનું અવસાન થયું. તે પછી તેમના સસરા જેઓ ઘણા પૈસાવાળા છે. તેમણે છાત્રાલયના મંત્રી ઉપર એક કાગળ લખ્યો છે. તે નીચે પ્રમાણે છે.

"મરનાર બ્હેનનો હું સસરો થાઉં છું એમનો સાચો અને એકલો વારસ મારો નાનો પુત્ર એટલે કે મરનાર બાઇનો દીયર છે માટે તેમના જે કાંઇ પૈસા કે પગાર હોય તે કોઇને ન આપતાં અમને પહોંચાડવા." છાત્રાલયના મંત્રીએ એ. બાઇના સસરાને પ્રત્યુતરમાં જણાવ્યું કે, "એ બાઇના વારસ તમારા પુત્ર છે એ જાણી અમને એક પ્રકારની રાહત મળી છે. એ બાઇની સારવારમાં લગભગ એંશી રૂપિયા જેટલું ખર્ચ થયું છે અને તે કોણ ચુકવશે એ વિચારમાં હું હતો. તમારો પત્ર મળ્યા પછી હવે ડૉકટરોને મેં લખી દીધું છે કે આપના નાના પુત્ર જે મરનારના સાચા વારસ છે તેના ઉપર એ બીલ મોકલાવી દે."

બીચારી સ્વર્ગસ્થ બાળવિધવાને જીંદગીભર દુઃખી કરનાર સસરો તેના મર્યા પછી પણ એના સંબંધીઓની મશ્કરી કર્યા વગર ન રહ્યો એ અતિશય ખેદની વાત છે. ખરૂં જોતાં એનું પુરૂં કરવા માટે ધાર્મિક રીતે એ બંધાયેલો જ હતો છતાં કાયદાથી એ છટકી શકયો. ખાવા પીવા કે રહેવાને આશ્રય ન આપ્યો અને એ બાઇને દુઃખ દેવામાં બાકી ન રાખી તે પછી પણ એ બાઇની સ્વઉપાર્જીત મીલકતમાંથી જો કોઇ જુજ રકમ બચી હોય તો તેના ઉપર ધરાવવાનો પોતાનો હક્ક એ અધમતાની નીશાની છે. પારકુ ખાવાની દાનત અને વિધવા તરફ ગેરઇન્સાફનો પ્રત્યક્ષ પુરાવો. નાગર જેવી ઉચ્ચ ન્યાતમાં આવું દ્રષ્ટાંત નીકળે તો બીજી હલકી વર્ણોમાં આવું થાય તો શી નવાઇ.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૪ પુસ્તક ૧૧ એપ્રિલ : ૧૯૪૧

## ફૂલવાડીનો માળી

રોજ સવારે વહેલો જાગે
શરીરમાંથી આળસ ત્યાગે
ખંત થકી એ કામે લાગે
ફૂલવાડીનો માળી.

ફૂલ ઝાડને પાણી પાતો
ફૂલ ચુંટતાં ગીતડાં ગાતો
ગજરા ગુંથી એ મલકાતો
ફૂલવાડીનો માળી.

સુંદર એ ફૂલહાર બનાવે
છાબ મહીં એ સોહે ભારે
વેચે એને જઈ બજારે
ફૂલવાડીનો માળી.

ગોળ મઝાના ક્યારા કરતો
ફૂલવાડીમાં હરતો ફરતો
સદાય કેવો મે'નત કરતો ?
ફૂલવાડીનો માળી.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

## પ્રભુનાં બાલુડાં

[ ગઝલ ]

મધુરૂં હાસ્ય એ ત્હારૂં,
શ્રવણમાં પ્રિય લાગે છે;
અધુરી વાણી પણ મધુરી,
હૃદય દીલ ખુશ કરાવે છે.

દિપે જ્યમ બાગ પુષ્પોથી,
ગૃહ મંદિર ત્યમ દીપાવે છે;
વદિ કાલું હસી ઘેલું,
હૃદય દુઃખડાં ભુલાવે છે.

ગરીબો કે અમીરોમાં
ભલે જ્યાં વાસ હો ત્હારો !
ગરીબી કે અમીરી પર,
ન પરવા લેશ આવે છે.

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

## ઘોડાગાડી

[ બાલકાવ્ય ]

૧

દડબડ દડબડ ઘોડા....દોડે.
રાત દિવસ ગાડીમાં....જોડે.
ગાડી ચાલે ઝડપ....ભેર.
બેસે તેને આવે લ્હેર.

૨

સારા ઘોડાની ચાલ રેવાલ.
દુબળા ઘોડા હોય બેહાલ.
ખુટને બદલે પગમાં નાલ.
ખખખબ કરતો આપે તાલ.

૩

માલીક તેનો સ્વાર્થ....સાધે.
ચાબુક મારે....વીણ-અપરાધે.
નાણાવાળા તેમાં...બેસે.
ગરીબ નીચે ચાલે હેસે.

શ્રી. નર્મદાશંકર એલ. દવે

# ગધેડાનો છાંયો

એક હતી સરાઇ

એમાં મુસાફરો રાતવાસો રહેતા અને સવારે ઉઠીને રસ્તે પડતા.

ચારે તરફ રેતીનું રણ હતું. વચ્ચે વચ્ચે થોડો લીલો પ્રદેશ આવતો. તેમાં પાણી મળતું ને કોઇ કોઇ ઠેકાણે વસ્તી પણ હતી. એ દેશનું નામ અરબસ્તાન ને એના રહેવાસી તે આરબ.

પેલી સરાઇને બારણે સવારના પહોરમાં એક આરબ ઉભો હતો. એની પાસે એનો એક ગધેડો હતો.

ગધેડો સામાન ઉચકીને જવાના ને સવારી કરવાના કામમાં આવતો. આરબ એને ભાડે ફેરવતો ને જે કાંઇ મળે તેમાં એનું ગુજરાન થતું.

આરબે એક મુસાફર સાથે દૂરને ગામ જવા ગધેડો ભાડે આપવાનું નક્કી કર્યું. રણમાં ગામ પણ દુર દુર હતાં ને ઉનાળાનો સખ્ત તાપ પડતો હતો એટલે વહેલા નીકળ્યા સિવાય છુટકો ન હતો.

ભાડું નક્કી થયું કે તરત જ ગધેડાની પીઠે સામાન ભર્યો અને ત્રણે જણ ચાલી નીકળ્યા.

ગધેડાની પીઠ પર મુસાફર બેઠો અને એ બેઉની પાછળ પાછળ આરબ ચાલવા લાગ્યો. આરબને તો આ રીતે રોજનું પાછળ ચાલવાનું હતું ને એ ટેવાઈ ગયો હતો.

આગળ ને આગળ એ ચાલ્યે ગયા. ગધેડો મુસાફર ને આરબ ત્રણ જણા. એ ચાલતા ગયા ને સુરજ ઉંચે ચઢતો ગયો.

સુરજ માથે આવ્યો. તડકો તો ઘણો થયો. મુસાફરે બપોરી ગાળવાને થોડો વખત આરામ કરવાનું નક્કી કર્યું, રણમાં કંઇ ઝાડ તો હતું નહિ છતાં નીચે બેસીને થાક ખાવાનો એણે વિચાર કર્યો ને ગધેડો ઉભો રાખ્યો.

ગધેડો ઉભો એટલે એનો છાંયો પડયો. એ છાયામાં પેલો મુસાફર આરામથી બેઠો અને ટુંટિયું વાળીને સુતો.

ગધેડાના છાયામાં આરબ બેસે એટલી જગ્યા ન હતી. એ બીચારો ઉના રણમાં ગરમ રેતીમાં ખરા તાપે બેઠો. પરસેવાના રેલે રેલા એના શરીરે ઉતરવા લાગ્યા.

એવામાં એને એક વિચાર આવ્યો. એ ઉઠયો. ગધેડાને પકડયો ને એને જરા આગળ ચલાવ્યો અને થોડેક જઇને ઉભો રાખ્યો.

ગધેડો ઉભો ને છાંયો પડયો. તેમાં પેલો આરબ ઠંડે કલેજે બેઠો.

પેલો મુસાફર તો ઉંઘી ગયો હતો. ગધેડો આગળ ચાલ્યો એટલે છાંયો ખસ્યો ને એના માથા ઉપર તાપ આવ્યો. એ સફાળો ઉઠયો ને જોયું તો ગધેડો દુર જઇને ઉભો હતો અને એના છાયામાં આરબ બેઠો હતો.

એ ગધેડા પાસે ગયો ને છાયા નીચે બેસવા લાગ્યો ત્યાં તો આરબે એને કહ્યું: ' જો ભાઇ ! ગધેડો મારો છે ને એનો છાંયો પણ મારો છે. સમજ્યોને ! '

' અરે વાહરે ! છાંયો તારો છે ! ' મુસાફર બોલ્યો. ' પણ ભલા માણસ ! ગધેડો મેં ભાડે લીધો છે એટલે એનો છાંયો પણ એની સાથે ભાડામાં આવી ગયો.'

' ખોટી વાત ! ગધેડો મેં ભાડે આપ્યો છે, પણ એનો છાંયો ભાડે આપ્યો નથી. છાંયો ભાડે લેવાની વાત થઈ હોત તો મેં એનું ભાડું જુદું ઠરાવ્યું હોત. છાંયો તો મારો છે !' આરબે રોકડું પરખાવ્યું.

દલીલ કરવાને બદલે પેલા મુસાફરે ગધેડાને આગળ ચલાવ્યો ને થોડે છેટે ઉભો રાખીને એના છાંયામાં પોતે બેઠો.

આરબ ઉઠયો તે એણે પણ ગધેડાને ત્યાંથી આગળ ચલાવ્યો ? એવામાં મુસાફર વચ્ચે પડયો એટલે આરબે એને એક ધપ્પો લગાવ્યો.

મુસાફરે આરબને સામો ધપ્પો માર્યો. બેઉ જણા મારામારી કરવા ને બુમ બરાડા પાડવા લાગ્યા.

એમની ધાંટાધાંટ સાંભળીને ગધેડો ભડકયો. એણે કુદાકુદ કરી મુકી. મુસાફરનો સામાન એની પીઠ પરથી પડી ગયો. આડું અવળું જોયા સિવાય એ તો જાય રે નાઠો ! જાય રે નાઠો ! સીધો સરાઇ ભેગો થઇ ગયો.

આ તરફ મુસાફરને આરબ છાયા માટે ખુબ લઢયા ને ખુબ વઢયા. પછી બેઉ જણની નજર પુર ઝડપે દોડી જતા ગધેડા ઉપર પડી. ગધેડાને પાછો લેવાય એવું હતું નહિ. સામાન બધો નીચે પડયો હતો તે બેઉ જણે રોદું ચઢાવીને ઉપાડયો ને પરસેવાથી રેબઝેબ થતા પેલી સરાઇ પાસે આવી પહોંચ્યા.

ગધેડાને બદલે એની છાંયા માટે લઢવા બદલ બેઉની પુરી ફજેતી ને હેરાનગતિ થઇ

શ્રી. નાગરદાસ ઇ. પટેલ

# અસ્પૃશ્યતા

મિત્રો, તમે ભૂલે ચૂકે જો કોઇ અંત્યજને અડી ગયા તો તો તમારૂં આવી જ બન્યું, બા અને બાપા ડોળા કાઢી, ધમકાવી તમને નવરાવે ત્યારે જ તમારો છૂટકો. કદી તમને પ્રશ્ન થયો કે 'ઢડને કેમ ન અડાય ?' જરા બાપુજીને જ પૂછી જોજોને. પણ મને ખાત્રી છે કે તમારા બાપુજી તમને સીધો જવાબ નહિ આપે અને તેમની પાસે સંતોષકારક જવાબ પણ ક્યાં છે ?

ચાલો ત્યારે આપણે જરા વધુ વિચારીએ. ઢડ નીચ કેમ થયો ? સરસ પ્રશ્ન. અને જવાબ પણ એટલો જ સરસ છે. જરા આશ્ચર્ય થાય તો મને માફ કરજો. આપણે જ તેમને નીચ બનાવ્યા છે. 'નવી શોધ !' આવો ઉદ્દગાર કદાચ તમારા મોંમાંથી નીકળી પણ પડે. છતાં થોડી ધીરજ રાખો સાબીતી પણ મારી પાસે છે. જો ઇશ્વરને તેમને નીચ જ બનાવવા હતા તો કંઇ ખાસ ફેરફાર કેમ ન કર્યો ? ગાય અને ભેંસને જુદી ઓળખાવા કેવા ફેરફાર કર્યા છે ? તો પછી તેમને નીચ કહેવા માટે આપણી પાસે શી નિશાની છે ? કદાચ તમે-કે તમારાં માબાપો જવાબ આપશે કે આપણાં ધર્મશાસ્ત્રોએ. પણ જરા વિચારને દોડાવજો. એ ધર્મશાસ્ત્રો બનાવ્યાં કોણે ?

છોકરાંને અમારી સાથે નહિ ભણાવાય, ( જો કેળવણી લે તો પોતાની સ્થિતિ સમજી જાય અને ક્રાંતિ પણ ઉઠાવેને ? ) અમારી કથાઓમાં તમારાથી નહિ અવાય, અમારા દેવનાં દર્શન નહિ કરાય.' હવે તમેજ જવાબ આપોને કે તેઓની શી સ્થિતિ થાય ? અજ્ઞાન, જંગલી અને અસભ્ય બને તો શું આશ્ચર્ય ? ધર્મથી તેઓ વંચિત રહ્યા, ખરાબ આબોહવાએ તેમને માયકાંગલા બનાવ્યા અને અત્યાચારોએ તેમને મૂગે મોંએ સહી લેવાની આદત પાડી. સારા સંસ્કારોના અભાવે તેઓ મેલા રહ્યા. અને સમાજે તેમની નોકરીઓ લઈ લીધી. હિંદુઓની બજારમાં તેમનાથી હવે વેપાર ન થઈ શકયો. ગરીબીને લીધે અને અનાજના અભાવે લાચારી સાથે તેઓ માંસાહારી બન્યા. હિંદુઓના અત્યાચારોનું દુઃખ તથા કૌટુંબિક પીડા વિસરવા તેમને દારૂનું સેવન કરવું પડયું. ( તેમનાં જીવનને આદર્શ બનાવવામાં આપણે ફાળો આપ્યો હોત તો આવી સ્થિતિ હોત ? ) તેમનો સંપૂર્ણ અધઃપાત થવા લાગ્યો.

છતાં તેમનાં દીલ ઉદાર હતાં. ' શત્રુ પ્રત્યે પણ ક્ષમા ' દાખવવાનો ગુણ તેમનામાં રહ્યો હતો. ' મરીને જીવી જાણવાનો ' મંત્ર તેઓ વિસર્યા નહોતા. ભલે નાનામાં નાના જીવ પ્રત્યે પણ દયા બતાવનારના દીલમાં પોતાનાજ જાતિભાઈ પ્રત્યે દયા નહોતી. છતાં જેટલી બને તેટલી સમાજની સેવા કરી છુટવાનું તેઓ ન ભૂલ્યા. તેમનાં આંગણાં, રસ્તા અને જાજરૂ વાળી-ઝુડીને સ્વચ્છ રાખતા. ગાળો ખાઈ, પ્રહારો ઝીલી, અપમાનને ગળી જઈને પણ તેમનું બતાવેલું કામ કરવા લાગ્યા. કેટલો બધો આત્મભોગ ! પોતાનાં ઘર સ્વચ્છ રાખવાનું કોરાણે મૂકી, સ્નેહીઓની આવજત દૂર કરીને પણ તેમણે સમાજને પોતાનો વખત આપ્યો.

છતાં હિંદુઓ ઉપર આની કંઈ અસર ન થઈ. ' એમાં શું ? એ તો એમનો ધર્મ છે.' આવાં વાકયો ઉચ્ચારતાં પણ ન શરમાયા. ઇશ્વર પાસે પણ પરાણે આવો જાતિભેદ પળાવનાર સનાતનીઓ આટલેથીજ ન અટકયા. સિદ્ધરાજ જેવા રાજા આવ્યા અને અંત્યજોને પગલાં લુછવા પાછળ સાવરણો બાંધવો પડતો. રસ્તા ઉપર તેમનાથી થુંકાય ? એટલા માટે તો એમને ગળે કોડીયાં બાંધવાં પડતાં. આવી જીવતી જેલ તેમની સેવાઓની કદર તરીકે મળી. પણ શું કરે ? રાજકારણમાં તેમને સ્થાન કયાં હતું ? કાયદો ઘડતાં તેમનો ભાવ પણ પૂછવાની દરકાર કોણ કરતું ? હિંદુઓને આવાં રાજા ખૂબ ગમ્યા. તેમણે ' પ્રજાપાલક 'નું બિરુદ પણ આપી દીધું અને તેમનાં નામ ઇતિહાસમાં સોનેરી અક્ષરે ( ! ) લખ્યાં.

કેવો ન્યાય !

કેવાં ઉમદા હૃદય ! ( ? )

નરસિંહ મહેતા જેવાએ આ ભેદ ટાળવા ઘણુંએ કર્યું. પણ આ બીને ઉગી નીકળતાં ખૂબ વાર લાગી. તેમાંથી ફણગો ફુટયો. એકનાથનો જન્મ થયો. તેમણે

અંત્યજોના ઉદ્ધાર માટે આખી જાત ખર્ચી નાખી. પણ હિંદુઓનાં સંકુચિત હૃદયો આ ન સમજી શક્યાં. હજુ તો ફણગો જ ફૂટયો હતો. અંત્યજોનાં બંધન તૂટવાને તો હજુ બહુ વાર હતી.

રોપો થયો. જગત્વંદ ગાંધીજીએ અંત્યજોની હાડમારીઓ જોઇ અને તેમનું અંતર કકળી ઊઠયું. પોતાની જ જાતનો–પોતાના જ એક અંગનો આવો તિરસ્કાર તેમનાથી સહન ન થયો. તે દિશામાં ઝંપલાવ્યું. તેમને જણાયું કે યુગજુની આ માન્યતા તોડવા ખુબ તપશ્ચર્યા આદરવી પડશે. પણ એમ ધીરજ છોડે તો તો મહાત્મા શાના ? તેમણે 'અંત્યજ' ને 'હરિજન'નું બિરુદ આપ્યું. તેમના ઉદ્ધારને માટે ઠેરઠેર જાગૃતિ આણી. પણ સનાતનીઓ પોતાની સત્તા એમ તે કંઇ જતી કરે ? છતાં યુવાનોના હૃદયમાંથી અસ્પૃશ્યતાની ભાવનાએ દેશવટો લીધો છે. 'child is the father of the man' એ ન્યાયે આજના યુવાનો જ્યારે પિતાઓ બનશે ત્યારે તો જરૂર આ ભાવના નાશ પામી જશે. સનાતનીઓ અમર તો નથી ને ? આપણી તપશ્ચર્યાઓ શું તેમનાં હૃદય નહિ પલટાવી શકે.

આફ્રીકાના હબસીઓ પણ ગુલામ–અસ્પૃશ્ય જ હતા ને ? મુડીવાદીઓએ પોતાના સ્વાર્થની ખાતર તેમને નીચ ગણી પોતાના ગુલામો બનાવ્યા. પણ બુકર ટી વૉશીંગ્ટન જેવાઓએ બતાવી આપ્યું કે તેઓ પણ દરેક બાબતમાં તેમના સરખા જ છે; તેઓ વધુ વખત ગુલામીનાં બંધન નહિ રાખી શકે. આ વિરાટ શક્તિ પાસે મુડીવાદીઓ નમી પડ્યા.

એ તો ઠીક. પણ જરા આપણેજ વિચારોને ? પહેલાં વિદેશોમાં આપણી કેવી સ્થિતિ હતી ? અંત્યજો કરતાં કેટલી વધુ સારી ગણત્રી હતી ? કેટલા જણા વિદેશીઓના લત્તામાં વસી શકતા ? કેટલા જણા તેઓ જાય તે રસ્તેથી જઇ શકતા ? જવાબમાં શૂન્ય જ આવશે. પણ માણુસ પોતાની સ્થિતિ ભૂલી જાય છે ને બીજાનો તિરસ્કાર કરે છે. તે વખતે આપણેજ વિરોધ ઊઠાવેલો કે તમે ગોરા અને અમે કાળા છીએ એથી અમે નીચ નહિ રહી શકીએ. આપણે લડત ઉપાડી. શાની ? આપણા હક્કની–આપણી અસ્પૃશ્યતા ટાળવાની. એક બાજુ આમ ન્યાય માગવા તૈયાર થયા પણ આપણેજ જેને નીચ ગણતા તેની દરકાર પણ ન કરી. આ શું યોગ્ય હતું ? ના ના. એ તો હિંદુ સમાજને માથે કલંકની કલગી હતી.

ઇસ્લામીઓ કયારનાએ આપણા દેશમાં આવી વસ્યા હતા. તેઓ માંસ ખાતા, દારૂ પીતા ( અને આઠ દહાડે નહાવા જેટલા તો તે સ્વચ્છ રહેતા ) વધારામાં આપણી બહેન દીકરીઓની આબરૂ લેતા (અને અનેક હિંદુને ત્રાસ આપી વટલાવી મુસલમાન બનાવતા) કેટલા હરિજનોએ આબરૂ લીધાના કિસ્સા ઇતિહાસમાં નોંધાયા છે ? એક

પણ નહિ. છતાં મુસલમાનો સ્પૃશ્ય અને અંત્યજો-મૂગા સેવકો અસ્પૃશ્ય ! શું મુસલમાનો ઝનુની ને સશક્ત છે તેટલા માટેજ પવિત્ર ? તમારાજ જાતિ બંધુ અંત્યજો નિર્બળ છે એટલા માટેજ નીચ ? જો એમ હોય તો યે શરમાવા જેવું છે. અપંગ હોવા છતાં તંદુરસ્ત હોવાનો દાવો કરનાર માણસની જેવી વાત છે. આપણું જ અંગ અંત્યજો અશક્ત હોય તો આપણે તંદુરસ્ત કેવી રીતે કહેવાઈ શકીએ ? કેવો પક્ષપાત ! એક તમારા સામો પડે છે, તમારા ધર્મને નિંદે છે અને તમારા ઉપર અત્યાચારો ચલાવે છે તે પવિત્ર ? અને બીજો તમારા અત્યાચારો સહીને, તમારાં અપમાનો ગળી જઇને પણ સેવા ઉઠાવે છે તે નીચ-અસ્પૃશ્ય ! આ કલંક ક્યારે ધોશો ?

'બેની લડાઈમાં ત્રીજાનું કામ' સનાતનીઓ અને અસ્પૃશ્યોના આ ઝઘડાનો લાભ ખ્રિસ્તીઓ અને મુસલમાનો ઉઠાવે છે, અંત્યજોને લોભાવી પોતાના ધર્મમાં દાખલ કરી પોતાનું સમુહબળ વધારે છે. ત્યારે હિંદુ સમાજ આંખ આડા કાન કરે છે. અસંખ્ય અંત્યજો ખ્રિસ્તી અને મુસલમાન બને છે. (બનેજ ને ? પહેલાં જે અંત્યજને મંદિરમાં પેસતાં જ દંડા પડતા તેજ અંત્યજ ખ્રિસ્તી થવાથી પગે બુટ પહેરીને પણ છેક દેવ પાસે જઇ શકે છે, તેને અડકી શકે અને તેની મશ્કરી પણ કરી શકે છે. છતાં પૂજારી તેના ઓદ્દાને માન આપી તેને પ્રસન્ન રાખે છે) હિંદુઓની વસ્તી ઓછી થાય તેની સનાતનીઓને-કંઇ જ પડી નથી.

દયાનંદ સરસ્વતી જન્મે છે અને વટલાએલા અંત્યજોને ફરી પાછા હિંદુ બનાવે છે. આમ રોપામાંથી ધીમે ધીમે વૃક્ષ બનતું જાય છે. પણ પાછું તેમના ચાલ્યા જતાં અંધારૂં જ થઇ રહે છે. એ અંધકાર ક્યારે ટાળીશું ? 'આજ આજ ભાઈ અત્યારે'નો નિશ્ચય ક્યારે કરીશું ?

આપણે યુવાનો ( કે જેમની તરફ દેશ લાંબી મીટ માંડી રહ્યો છે ) તો અસ્પૃશ્યોને જરૂર અપનાવીશું. હવે સમાજનું એકજ અંગ બે ભાગોમાં નહિ રહી શકે. સ્પૃશ્યાસ્પૃશ્યના ભેદ આપણને ન પાલવે. ભલે માબાપો આ વાત ન સમજે. છતાં આપણી તપશ્ચર્યા કંઇ અફળ નહિ જાય, હવે અત્યંજોને અત્યાચારોમાંથી, સમાજની કુપ્રથાઓમાંથી, તેમનાં ગંદાં રહેઠાણોમાંથી, તેમની ધર્મજડતામાંથી અને તેમના કુસંસ્કારોમાંથી મુક્તિ અપાવીશું, તેમને રાજકારણમાં અને વેપારમાં સ્થાન આપીશું, તેમના દુર્ગુણો દૂર કરીશું અને સમાજના બધાં કાર્યો તેમનો ખભેખભો મીલાવી આદરીશું. બિરાદરો, આટલું કરી શકશોને ? સ્વતંત્રતાના પૂજારીઓ, આ ભેદની ભીંત તોડશોને ? યુવાનો, આ સમાજનું કલંક મટાડશોને ? ચાલો ત્યારે આજથી જ અસ્પૃશ્યતા નિવારણના શ્રી ગણેશ માંડીએ. 'હિંમતે મરદા તો મદદે ખુદા'

શ્રી. રતિલાલ સાંકળચંદ નાયક

યા ૧૫૧૦૦૦૦૦૦૦ એકસો એકાવન કરોડ

## રેક ધંધાદારી

પેઢી માટે જરૂરી —

મારો ધંધો વધારવા માટે મહાયુધ્ધ પ્રસંગે હિંદના પારમાંથી કયી રીતે વધુ કરી શકાય તથા તમારો પાર, હુન્નર ને ઉદ્યોગ રીતે જમાવી શકાય તે જાણવા માટે તમારે

મર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ

યાને

ન્નર ઉદ્યોગ અને વ્યાપાર

(ભાગ ૧–૨–૩ સાથે)

નું પુસ્તક વાંચવું જરૂરી છે.

—:૦:—

### શ્રી માણુલાલ દેવકરણ નાનજી

આ પુસ્તક વ્યાપારી જનતામાં ઉપયોગી થાય તેમ ઇચ્છે છે. તમારે એક પ્રત અવશ્ય વસાવવી જોઇએ. સુંદર ને આકર્ષક બોકસમાં પેકબંધ મળશે. આ પુસ્તકમાંનાં કિંમતી ને અનુભવી પ્રયોગો-માંથી એકાદ અજમાવી સામાન્ય માણસ પણ માસીક રૂા. ૫૦૦ થી ૮૦૦ સુધી (પ્રયાસ મુજબ) ની કમાણી કરી શકે છે.

જે પ્રતી વર્ષે પરદેશ જઈ રહ્યા છે તેને તમારા ઘરમાં રાખો

તે

કે

થી

રી

તે

તમારા ઘરમાં રાખવા તે તમોને

કોમર્સ એન્ડ

ઇન્ડસ્ટ્રીઝ

યાને

હુન્નર ઉદ્યોગ

અને

વ્યાપાર

(ભાગ ૧–૨–૩ સાથે)

નું પુસ્તક બતાવે છે

કિંમત

ફકત રૂપીયા દશ

વી. પી. ખર્ચ બાર આના જુદું

આફ્રિકા માટે વીશ શીલીંગ

(પોસ્ટેજ સાથે)

## હિંદના ઉદ્યોગપતિઓ

— માટે ઘણુંજ જરૂરી —

તમારી મુડી વધારવા માટે તમારે શું શું કરવું જોઇએ તેની તમોને માહિતી છે? તમારી મુડીનું સલામત રોકાણ શેમાં છે તે જાણો છો! કારખાના, મીલો, ખેતી યંત્રો, કાચો માલ, શરાફી, વહાણવટું, એંજીન ચલણ, કોલસો, લોઢું, ચોખા, પેટ્રોલ, કાપડ, ખાંડ, ઇલેક્ટ્રીક, જુટ સીમેન્ટ, કાગળ, ચાહ, આમલા, ઉન, ધાતુઓ, સોનું, રેશમ, મોટર, સાઇકલ, રબર, દવાઓ, ઓરાજીની ચીજો, મીઠું, ફીલ્મો, રંગ, કરીઆણા, કાચનો સામાન, તમાકુ સીગારેટ, ઝવાહીર, લાકડું વિગે. આ બધા ધંધામાં સલામત રીતે મુડીનું રોકાણ કેમ કરવું ને તમારો વ્યાપાર ઉદ્યોગ કેમ ખીલવી શકાય તે જાણવા માટે તમારે આ પુસ્તક વાંચવું અતિશય જરૂરી છે. આ પુસ્તકની ઉપયોગીતા માટે બેમત છેજ નહિં. ઈંડીઅન મર્ચન્ટસ ચેમ્બરના સેક્રેટરી શ્રી જયસુખલાલ કૃ. મહેતા એમ. એ. એ આ પુસ્તકની ઉપયોગીતા દર્શાવતી પ્રસ્તાવના લખી આ પુસ્તકની જરૂરીઆત જણાવી છે. તેનો એકેક પ્રયોગ તેનો એક વિચાર તમોને હજારોને લાખો રૂપીયા મેળવી આપશે. આવા પાયેદાર કિંમતી પ્રયોગોનું આ પુસ્તક દરેક ઉદ્યોગપતિએ વાંચવા જેવું છે.

*

## એન. એસ. ઠક્કરની કું.

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

# વાંચીને વસાવવા યોગ્ય નવાં પુસ્તકો

## શરદબાબુ

| | | |
|---|---|---|
| ૧ જ્ઞાનદા | રૂા. | ૨-૮-૦ |
| ૨ અક્ષયા | ,, | ૨-૦-૦ |
| ૩ રેલુની મા | ,, | ૩-૮-૦ |
| ૪ પથેરદાબી ભા. ૧-૨ | ,, | ૪-૮-૦ |
| ૫ શુભદા | ,, | ૨-૮-૦ |
| ૬ ચારિત્રહીન | ,, | ૩-૮-૦ |
| ૭ શેષ પ્રશ્ન | ,, | ૩-૦-૦ |
| ૮ બડી દીદી | ,, | ૧-૧૨-૦ |

## બંકીમબાબુ

| | | |
|---|---|---|
| ૧ રાજકુમારી | રૂા. | ૨-૮-૦ |
| ૨ કૃષ્ણકાંતનું વીલ | ,, | ૨-૮-૦ |
| ૩ દુર્ગેશનંદીની | ,, | ૩-૦-૦ |
| ૪ રાજમોહન | ,, | ૧-૮-૦ |

## કવિવર ટાગોર

| | | |
|---|---|---|
| ૧ વિભાવરી | રૂા. | ૨-૮-૦ |
| ૨ ભાભી | ,, | ૨-૮-૦ |
| ૩ ભાઈબહેન | ,, | ૨-૮-૦ |

## નિરૂપમાદેવી

| | | |
|---|---|---|
| ૧ બહેન | રૂા. | ૩-૮-૦ |
| ૨ અન્નપૂર્ણાનું મંદિર | ,, | ૨-૦-૦ |

## રમણલાલ વસંતલાલ દેસાઈ

| | | |
|---|---|---|
| ૨ મારૂં જીવન ને કાર્યક્ષેત્ર (શ્રી દેસાઈ અનુવાદીત હેનરી ફોર્ડનું જીવન ચરીત્ર .... ....) | ,, | ૧-૧૨-૦ |

## બેકાર, ધનસુખલાલ મહેતા, મસ્તફકીર, ખંધડીયા, જ્યોતિન્દ્ર દવેનાં હાસ્યરસીક પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ મારાં માસીબા | રૂા. | ૨-૮-૦ |
| ૨ રમતારામ | ,, | ૨-૦-૦ |
| ૩ હું રાજા હોઉં તો ? | ,, | ૨-૦-૦ |
| ૪ અક્કલના ઇજારદાર | ,, | ૧-૮-૦ |
| ૫ ઉકરડો ફાલ | ,, | ૩-૦-૦ |
| ૬ રંગલીલા | ,, | ૦-૧૪-૦ |
| ૭ મારી નોંધપોથી | ,, | ૧-૮-૦ |
| ૮ દોઢ ડહાપણ સાગર | ,, | ૧-૮-૦ |
| ૯ નવનવી વાતો | ,, | ૧-૮-૦ |
| ૧૦ કેળાંવાળીને બીજી વાતો | ,, | ૧-૦-૦ |

## કવિવર ખબરદાર

| | | |
|---|---|---|
| ૧ કલ્યાણીકા | રૂા. | ૨-૦-૦ |
| ૨ દર્શનીકા | ,, | ૩-૦-૦ |
| ૩ ભારતનો ટંકાર | ,, | ૧-૦-૦ |
| ૪ રાષ્ટ્રીકા | ,, | ૨-૮-૦ |
| ૫ પ્રભાતનો તપસ્વી | ,, | ૦-૮-૦ |

**એન. એમ. ઠક્કરની કં.** બુકસેલર્સ અને પબ્લીશર્સ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપ્યો અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૩-૪૧

# ગુણસુંદરી
## અને સ્ત્રીહિતોપદેશ


તંત્રી:
શ્રી. જયવતી દેસાઇ

સહતંત્રી :
કુ. રમા દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી : બાલવિભાગ
ાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ. ઠક્કર

ર્ષ ૧૮ ::: અંક ૩
મે : ૧૯૪૧
પુસ્તક ૩૬મું




# ગુણસુન્દરી


વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

તંત્રી : શ્રી. જયવતી દેસાઇ

પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.

પુ. ૩૬ મું ]        મે : ૧૯૪૧        [ અંક ૩ જો


## અનુક્રમણિકા



## બાલ—વિભાગ




વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ છ : છુટક નકલ દસ આના.

સાડીની કિનારી,

ચણિયા, પોલકાં,

બાબાનાં ઝભલાં, બેબીનાં ફ્રૉક

વિગેરે ઉપર

તમને ગમે એવી સુન્દર રંગોમાં

મનપસંદ ભાત ને તરાહો

છાપતાં શીખવું છે

તો

આજે જ ચાર આનાની ટપાલની ટીકીટો મોકલાવી

# ચિત્રરેખા

મંગાવો, ગુજરાતી ભાષામાં આ જાતનું એ પહેલું પુસ્તક છે. સ્ટેન્શીલીંગને નામે ઓળખાતી કલાનો ૩૦ ચિત્રોને સ્ટેન્શીલના નમુના સાથે વિગતવાર પરિચય આપ્યો છે ને કામ કેવું દેખાશે એ બતાવવા ત્રણ રંગમાં છાપેલું કવર આપ્યું છે.

આજે જ મંગાવો ને આ

નવી કલા શીખી લો

**બાલવિનોદ કાર્યાલય,**

મલાડ [ મુંબાઈ ]



…ક ૩૬મું | મે : ૧૯૪૧ | અંક ૩ જો

# દીસે ગ્રીષ્મ ઋતુ કંઇ ન્યારી

[ રાગ :—' સખીરિ મેં તો એવું સરોવર દીઠું ' ]

સખી રિ ! દીસે ગ્રીષ્મઋતુ કંઇ ન્યારી...
હસતી ઝૂલે આમ્ર ડાળી...
સખિ રિ ! દિસે ગ્રીષ્મ ઋતુ કંઇ ન્યારી.

બોલે બપૈયા, ને કોયલ ટહુકે...
મંદ મંદ સમીર-લહેર વા'તી...
સખી રિ ! દીસે ગ્રીષ્મ ઋતુ કંઇ ન્યારી.

ધરી ઘટા વૃક્ષ ગગને ચુમી...
મુગુટ મંજરી પહેરી...
સખી રિ ! દીસે ગ્રીષ્મ ઋતુ કંઇ ન્યારી.

ઝુમે ને ઝુમે નીલમ-ઝૂમખાં...
રસની લેતાં જન લ્હાણી...
સખી રિ ! દીસે ગ્રીષ્મ ઋતુ કંઇ ન્યારી.

સૌ. સવિતાલક્ષ્મી બુચ

# ભતવારી

મારે ખેતર દરશન દેજે ગોરસ લૈ ભતવારી;
ધરતી ખોળે ખેડુત ભૂખ્યો, ભાતુ દેજે ભતવારી.

અમૃતજલ કુપે-ભર્યાં સ્થળ સ્થળ લીલાં ધાન .
પ્રાણ ટહુકે પાંદડે સંજીવન પરિધાન .
તોયે અક્ષર ક્ષર ભાતાની ક્ષુધા જાગી ભતવારી,
નિબોધન ના, ઉર બોધન આ, કામુકુ યાચે ભતવારી.

વેલી વૃક્ષો નિઝરા વિહગ વિટપ વિતાન
આશાની શતપત્ર શી ચક્ષુના અવધાન !
તારે કુણે હાસ્ય ખીલશે મીઠા ચેતન ભતવારી.
ચેતનવન્તે પગલે તારે જીવન પાજે ભતવારી.

શાન્તિ ગાતી ગીતડાં યૌવન આશા ગાન
હૃદય કમળની પાંદડી વિલસે એક જ તાન
કુમકુમવન્તી પગલી પંથે, સુભગા પાડો, ભતવારી.
જીવનપટ – મજ જગ ઓવારે – અંકિત થાશે ભતવારી.

અનુપમ! શુભદા યોષિતા! ઉપમા હીન મુજ વાન.
જીવનની પળ વહી જશે ધરતાં તારૂં ધ્યાન
યોષિત પાણ્ડુ આશા યૌવન, શ્રાન્ત હલેસાં ભતવારી.
જીવન જલધિ; ક્ષુબ્ધ મુસાફર; નૌકા ભાંગી ભતવારી.

તારે આવ્યે, તારે ભાતે, ભરખ મીટશે ભતવારી.
ક્લાન્ત નયન, જીવન, સહુ અંગે, પ્રાણ ખીલશે ભતવારી.

શ્રી. ચંપકકુમાર તલસાણીયા



# રાજકીય વિષયમાં સ્ત્રીઓનું સ્થાન

લેખિકા : કુ૦ સવિતા લક્ષ્મીદાસ પટેલ

આ પ્રશ્ન જગત આગળ અત્યારે ખુબ ચર્ચાઇ રહ્યો છે, તેમાં દરેક દેશ પોતપોતાની દૃષ્ટિએ તેનો ઉકેલ કરવા મથે છે. ઇગ્લેન્ડમાં પ્રથમ સ્ત્રીઓનો દરજ્જો કેટલીક બાબતોમાં બહુ નીચો માનવામાં આવતો હતો. અને તેમના મીલકત સંબંધી અધીકારો પુરૂષની સરખામણીમાં બહુ ઓછા હતા. હજુ પણ અસમાનતાઓ છે. પરંતુ આ વિશ્વયુદ્ધ દરમ્યાન સ્ત્રીઓને પણ લશ્કરી તાલીમ આપવામાં આવે છે અને યુદ્ધ કાર્યનાં કારખાનાંઓમાં તેમજ રક્ષણ ટુકડીઓમાં, વગેરેમાં દાખલ કરેલી છે. જર્મનીમાં આટલે અંશે બ્હેનો ભાગ લઇ શકતી નથી પરંતુ માત્ર કારખાનાંઓમાં જ કામ કરવાની રજા તેમને આપવામાં આવે છે. પશ્ચિમમાં સ્ત્રીઓ આ પ્રમાણે ભાગ લે તે કદાચ તે દેશોની પરિસ્થિતિને લઇને હશે. ખરી રીતે તો સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર યુદ્ધમાં ભાગ લેવાનું નથી. જ્યારે સ્ત્રીઓ વિનાશક પ્રવૃત્તિમાં ભાગ લેશે ત્યારે જગત જીવવાનું નથી. સ્ત્રીશક્તિ રક્ષણ માટે છે. લડાઇ અટકાવવા માટે છે. એક રીતે જોઇએ તો હાલની લડાઇનું કારણ પણ સ્ત્રીઓજ છે. નહિ કે સ્ત્રીઓએ લડાઇ સળગાવી છે પણ તેઓએ લડાઇ થતી અટકાવી નથી. જો દરેક દેશની સ્ત્રીઓ માતૃપ્રેમ પ્રબળ બનાવે અને દરેક દેશનાં બાળકો પોતાનાં બાળકો છે એમ માને તો પુરૂષોની તાકાત નથી કે તેઓ સ્ત્રી જગતની સામે જઇને લડાઇમાં ઝંપલાવી શકે. હજી પણ સ્ત્રી જગત જો ધારે તો થોડીવારમાં જ જગતમાં શાન્તિ લાવી શકે.

સ્ત્રીનું ખરેખરું કાર્ય પુરૂષના પ્રતિસ્પર્ધી થવાનું નથી. બંનેની કાર્યદિશા ભિન્ન છે. કુદરતે પણ શારીરિક સંપત્તિ તથા વિકાસમાં ફેર રાખ્યો છે. સ્વભાવમાં પણ ફેર રાખ્યો છે. પુરૂષોનું કાર્ય રક્ષણ કરવાનું છે જ્યારે સ્ત્રીઓનું કાર્ય વ્યવસ્થા, સુંદરતા, ચેતન આણવાનું છે. એકબીજા સિવાય ચલાવી શકાય નહી. બંને મળીને 'એકમ' થાય છે. સૃષ્ટિની પ્રથમ રચનાનાં પ્રભુનાં ચિત્રોમાં ઇશ્વર તથા શક્તિનું એકજ ચિત્ર છે; એક બાજુ ઇશ્વર અને બીજી બાજુ શક્તિ: પુરૂષ અને પ્રકૃતિ. કોઇ પણ દેવ હોય તેની શક્તિ તો દેવીજ છે. આ ઉપરથી સહજ જણાઇ આવશે કે સ્ત્રીની સહાય વિના પુરૂષ કાંઇ પણ સક્રિય કામ નિર્વિધ્ને કરી શકવાનો નથી. હિંદુધર્મમાં તો સ્ત્રીની સહાય વિના કોઇ પણ પૂજા પુરૂષ એકલો કરી શકતો નથી. સ્ત્રી એટલે સહધર્મચારિણી, સહચરી, સખી, મિત્ર–આ પ્રમાણે સ્ત્રીનું સ્થાન પુરૂષની સાથેજ છે. તેની વિરૂદ્ધ અગર સ્પર્ધામાં નથી. બંને મળીને એકબીજાની ઉણપ પુરી કરે. આ પ્રમાણે હોવા છતાં સ્વભાવ તથા પ્રકૃતિથી સ્ત્રીની વિશિષ્ટતા પ્રમાણે રાષ્ટ્રિય જીવન કાર્યમાં સ્ત્રીનો હિસ્સો હોઇ શકે તેનો વિચાર કરીએ. ખરેખર રીતે જીવન તેમજ કાર્ય તો એક જ છે–અવિભાજ્ય છે, ગૃહજીવન, ગૃહકાર્ય–એ એક રાષ્ટ્રિય જીવન–કાર્યનો ભાગ જ છે રાષ્ટ્ર તો સમગ્ર કુટુંબોનો સમુહ છે. ગૃહ એ Unit ('એકમ') છે. જો Unit બરાબર હશે તો જ રાષ્ટ્ર બરાબર રચાશે.

હવે ગૃહમાં સ્ત્રીનું સ્થાન નક્કી કરીએઃ—સ્ત્રી એ પુરૂષની ગુલામ નથી. સ્વચ્છતા,

સુંદરતા, કળા, પવિત્રતા, પ્રેમ, શાન્તિ, ધર્મ, નીતિ, વ્યવસ્થા, પ્રેરણા વગેરેનાં આંદોલનો ઘરમાં પ્રસરાવવાનું કાર્ય સ્ત્રીનું છે. સ્ત્રી પોતાના ઘરને સ્વર્ગ બનાવી શકે. પુરુષ બહારની દુનીયામાં ગમે તેટલો દુઃખી હોય, પરંતુ પોતાના ઘરમાં–જ્યાં સ્ત્રીનું શાંતિનું સામ્રાજ્ય છે, ત્યાં પ્રવેશ કરતાં જ બહારનું જગત ભુલી જાય અને પરમશાંતિ અનુભવે. પતિને પોતાના ઉપર કહેલા વાતાવરણમાં રાખીને ઘરની આજીવિકા જે પતિ કમાવી લાવે તેને માટે સુયોગ્ય રહે એવો બનાવે છે. ઘરના સામ્રાજ્યમાં પુરુષે પડવાનું નથી. પડે તો બગાડે, તેમ સ્ત્રીએ બાહ્ય જગતમાં આજીવિકા માટે રખડવું પડે એ સ્થિતિ ખરેખર અસહ્ય છે, તે કામ પુરુષનું જ છે. આ પ્રમાણે પવિત્ર અને શાંત વાતાવરણમાં જે બાળકો જન્મ લે તે પણ ઉચ્ચ કોટીનાંજ જન્મે, સુસંસ્કાર લઇને જ આવેલાં હોય. તેમને પોતાના ગુણો માતા સહજ આપી શકે. અને વિકસાવે. નાનપણથી જ બાળક માતૃ વત્સલ હોય છે અને માતાની અસર વધારે હોય છે. આ રીતે માતાની જવાબદારી સારાંમાં સારાં રાષ્ટ્રપ્રેમી બાળકો ઉછેરવાની છે. આ રીતે ગૃહજીવન અને રાષ્ટ્ર જીવન સાથે સંકડાયેલું છે. આજનું જગત આવું છે તે માટે વધારે પ્રમાણમાં સ્ત્રીઓની જવાબદારી પોતાની ફરજ બજાવવામાં ત્રુટિ છે એજ છે. ભવિષ્યમાં દેશને–જગતને કેવું બનાવવું છે તે સ્ત્રીઓ જ નક્કી કરે અને તે પ્રમાણે અત્યારથી પોતાના ઘરથી શરૂઆત કરે તો અંતદશામાં દેશ–દુનીયા નંદનવન સમું બની જાય એમાં શંકા નથી.

સ્ત્રી પોતે પોતાના ઘરમાં ઉપર કહ્યા પ્રમાણે વાતાવરણ સર્જી શકે, તેથી આગળ જતાં પોતાના પડોશીઓ તરફ પ્રેમ કેળવે અને પોતાના ઘરને મંદિર બનાવે. તેની આજુબાજુ તેની અસર ફેલાયા શિવાય નહિ રહે, પછી જે ગામ કે શહેરમાં પોતે રહેતી હોય તેના પ્રશ્નોનો અભ્યાસ કરે અને પોતાની સ્થિતિ–શક્તિનો વિચાર કરી પોતાનો હિસ્સો આપે. જેવી રીતે પોતાના ઘરની વ્યવસ્થા પોતે કરી છે તેવી જ સુંદર રીતે પોતાની પોળની તથા શહેરની વ્યવસ્થા કરવામાં મદદ કરે તો કામ ઘણું સરળ પડે.

**નીચેની બાબતોમાં સ્ત્રીઓ ખાસ હિસ્સો આપી શકે:—**

૧ કોઇ પણ વિદેશી વસ્તુ પોતાના ઘરમાં આવવા ન દે.

૨ પોતે તૈયાર કરેલું કાપડ પોતે પહેરે. નીદાન ખાદી શિવાય જરા પણ કપડું ઘરમાં આવવા ન દે.

૩ ઘરની તંદુરસ્તી સારી રહે તે માટે ગૃહઉદ્યોગ પોતાના ઘરમાં દાખલ કરીને સારા, લોટ, દાળ, વગેરે તૈયાર કરે. તંદુરસ્તી હશે તોજ દેશ માટે સારૂં કામ થઈ શકશે.

૪ બાળકોની કાળજી રાખે, ભણાવે અને ચારિત્ર્ય તરફ નજર રાખે.

૫ કોઈ પણ જાતનું વ્યસન ઘરમાં ન આવવા દે.

૬ અતિથિ સત્કાર કરે.

૭ ભક્તિનું વાતાવરણ ઘરમાં રાખે.

૮ ટુંકમાં ઘરને સ્વર્ગીય બનાવે.

પોળ માટે પણ આજ પ્રમાણે વ્યવસ્થા કરે, શહેર માટે પણ પોતાની શકિત પ્રમાણે વ્યવસ્થા કરે. શહેર માટે પણ પોતાની શકિત પ્રમાણે ફાળો આપે. આ રીતે ઘરથી માંડીને દેશ સુધી એ ફાળો આપી દરેકના આકર્ષણને યોગ્ય બનાવે.

મારા મત પ્રમાણે સ્થાનિક રચનાત્મક સંસ્થાઓમાં બની શકે તેટલી વધુ સ્ત્રીઓને ભાગ લેતી કરવી જોઇએ. ઉપર કરેલા

આ કાર્યથી બ્હેનો આપોઆપ કામ કરવા લાગી જશે.

પુરુષનું વિશિષ્ટ કાર્ય રક્ષણ કરવાનું છે–અંગ મહેનતનું છે. ( Police & Military ) સિપાઇ અને સૈનિક શિવાયનાં સહકારી બીજાં તમામ ખાતામાં પણ સ્ત્રી- બની શકે તેટલે દરજ્જે પુરુષો કરતાં સ્ત્રીઓજ સારૂં કામ કરી શકે. એ કાર્ય જ સ્ત્રિઓનું છે. માતા તો જન્મથી જ શિક્ષક તથા વૈદ છે. પ્રેમાળ સ્વભાવ તથા અમીદષ્ટિ વાતથી જ શિષ્યાને પુત્રી સમાન ગણી અને દર્દીને બાળક સમાન ગણી તે કાર્ય કરશે. ન્યાય ખાતામાં પણ સ્ત્રીઓ સારૂં કાર્ય કરી શકે. જન્મથી સ્ત્રીઓમાં ન્યાય બુદ્ધિ તથા Justice tempered in the Mercy–હોય છે–દયા ભાવ હોય છે. આ પ્રયોગ કરવાથી થોડા વખતમાં જ ખાત્રી થશે કે દેશ ઝપાટાભેર આગળ વધી રહ્યો છે.

સ્ત્રીની બુદ્ધિ અને શક્તિ પુરુષ કરતાં ઓછી છે એમ માનવું તે તદ્દન ભૂલ છે. જમાનામાં તેમજ ભૂતકાળમાં પણ સ્ત્રીઓએ અજાયબ પમાડે એવાં કાર્યો કર્યાં છે. પ્રધાન- પદાં જેવી મહાન જવાબદારીવાળી જગ્યાઓ બ્હેનોએ શોભાવી છે. રાષ્ટ્રિય આદોલનમાં પણ સ્ત્રીઓનો ફાળો ઓછો નથી. મારા ધારવા પ્રમાણે સ્વરાજ્ય કુચમાં બ્હેનોએ જેલ જવું પડે છે તે પુરુષો માટે તો શર- માવા જેવું છે. એક સ્ત્રી જેલમાં જાય તે પહેલાં દેશનો દરેક સ્વદેશાભિમાની પુરુષ જેલના સળીયા પાછળ પુરાયલો હોવો જોઇએ. બ્હેનોનું કાર્ય તો તેમને પ્રોત્સાહન આપ- વાનું, વીરને વિદાય આપવાનું, તેનામાં ડામાડોળ થતી શક્તિને પ્રેરણા આપી જોમ આપવાનું છે. ભૂતકાળમાં જ્યારે સૈનિક લડાઇમાં જતો ત્યારે તે પોતાની પ્રિયતમા પાસે કમરપટો બંધાવતો અને આ રીતે તેને જીતની ખાત્રી રહેતી. સ્ત્રીના આશીર્વાદ અને સ્મરણ સમરાંગણમાં પણ બળ આપ્યા કરતાં કે મારા પટાને પવિત્ર સ્ત્રીએ ( Sanctify ) પવિત્ર અને શુદ્ધ કર્યો છે. આ ઉપરથી મારૂં કહેવું એમ નથી કે સ્ત્રિઓએ જેલમાં ન જવું પરંતુ મારો આશય એવો છે કે એ કાર્ય મુખ્યત્વે પુરુ- ષોનું જ છે. પુરુષોની ગેરહાજરીમાં સ્ત્રીઓ પુરુષને લાયક કામ કરી શકશે, સ્ત્રીની ગેર- હાજરીમાં પુરુષો સ્ત્રીનું કામ નહિ કરી શકે. સ્ત્રી શિવાય ઘર તે મંદિર ન રહે.

આટલા અપવાદો શિવાય સ્ત્રીએ દરેક રાષ્ટ્રિય ક્ષેત્રમાં ભાગ લેવો જોઇએ. ખાસ કરીને તમામ રચનાત્મક કાર્યમાં બ્હેનોએ વિશેષ ભાગ લેવો જોઇએ. દરેક બાળક પ્રભુનાં છે અને ઉચનિચનો ભેદ કૃત્રિમ છે એમ જો બ્હેનો જ માત્ર સમજતી થશે તો અસ્પૃસ્યતા નિવારણ આપોઆપ થઇ જશે. બ્હેનો કાંતતી થશે અને સ્વદેશીનો આગ્રહ રાખશે તો પુરુષની તાકાત નથી કે તે પર- દેશી માલ ઘરમાં દાખલ કરી શકે. તેવી જ રીતે દરેક કાર્યમાં બ્હેનો ભાગ લેતી થશે તો જ દેશનો ઉદ્ધાર થશે, -એક પાંખે પક્ષી ન ઉડી શકે તેવી જ રીતે માત્ર એકલા પુરુષથી જ કે માત્ર સ્ત્રીથી જ દેશનો ઉદ્ધાર ન થાય બંનેએ સાથે ભાગ લેવો જોઇએ. આમ થવાથી બંને આગળ પ્રવૃત્તિ કરી શકશે. જે સંસ્થાઓમાં બ્હેનો નથી તે સંસ્થાઓ ચાલવાની નથી, પુરુષોને નિશ્ચયી, ચારિત્ર્ય શુદ્ધ, પ્રેરણા યુક્ત, થવા માટે સ્ત્રીઓના સંપર્કની જરૂર રહેશે. સ્ત્રીઓમાં પ્રભાવ છે, પવિત્રતા છે, બીજા પણ અનેક દેવી ગુણો છે, તે વડે તે દરેક સંસ્થાને દીપાવશે અને પુરુષોને કાર્યમાં આગળ ધપા- વશે. એકલા પુરુષો ભેગા હશે તો કદાચ બિભત્સતા, તોફાન, કજીઓ વગેરે રહેશે

# ઊછળો આઝાદી છોળો

આજ ભારતતણા ભવ્ય ઉદ્યાનમાં
મૃત્યુ નોબત બજે ઘોર દર્પે
ભારતી માતના પુત્ર જાગી ઉઠી
ત્વરિત નીજ નીજ પ્રાણ અર્પે
તાલ દઈ મૃત્યુને બાથ ભરતા
દઇપ સૌ આગમાં ભભુકી ઉઠતાં
માવડી ભારતી આંસુ ખાળી રહી
આગ ભરી લોમ સહ જ્વાલ ઝરતી
મત્ત કો માનવી માત મળતા ભુલ્યા
નિજ સમુદ્ધારની આશ ન હતી
રુદન માતા કરે મુખ છુપાવી
યોગીએ ત્યાં અહાલેક જગાવી.
સુર અહિંસા અને સત્યના કંઈ દીધા
માવડી દીનના દુઃખ ગાતા
બાળ લાખો જતા આજે મૃત્યુ તટે
માત આઝાદીના ગુણ ગાતા
પાશવી, દશ્ય, હસતા નિહાળી
માત રુધિરેજ છોળો ઉછાળી.
આજ યોગી તણી ભવ્ય આંખો થકી
તેજની ઉજ્જવલી ધાર આવી
તેજ-બિંદુ મહીં માત દીલ છે તહીં
બાળોને બાળને હામ આપી
માવડીનો છતાં જીવ રૂંધાતો
રક્તનો સ્વેદ નીરખી મુંઝાતો.
યોગીના શબ્દથી મૃત્યુને દિલ દે
બાળના સંઘકો આજ દોડે
મસ્ત યુવક હજો હૃષ્ટ હૃદયે થઈ
માત આઝાદીના ગીત જોડે
માત દિલમાં છતાં છે ન શાતા
બાળ નિજ ત્યાં હશે તોય, માતા!
ચકિત થઈ યોગીની ભવ્ય વાણી થકી
માનવી દીલ આકાશ દીઠે
બાળને યુવકો સૌ હૃષ્ટ હૃદયે થઈ
અંક જનની તણું ભેટ લીધે
યોગીનો આજ ઉપકાર મ્હાણો
ઊછળો નિત્ય આઝાદી છોળો.

શ્રી. પ્રબોધ દેસાઈ

# ધ્યેયવાદી (ટૂંકી વાર્તા)

લેખક :
શ્રી. કૃષ્ણરાવ મોહિલે
બી. એ. (ઓનર્સ)

નરેન્દ્ર સુંદર ન હતો, પરંતુ ઉમદા અને ખેલાડી વૃત્તિનો એક ધ્યેયવાદી તરૂણ હતો. કોલેજનાં ત્રણ વરસ ગુજરાત કોલેજમાં ગાળી ચોથા વર્ષ માટે એ વડોદરા કોલેજમાં આવ્યો. એ ગરીબ હતો, પરંતુ એના પિતાના એક મિત્ર-જગમોહનદાસે એને શિક્ષણ આપવાનું માથે લીધું. જગમોહનદાસ રેલ્વે નોકર હતા. એમની બદલી વડોદરે થઇ એટલે નરેન્દ્રને ગુજરાત કોલેજ છોડી વડોદરે આવવું પડયું. એ સી. બી. એ. ના વર્ગમાં હતો.

તા. ૨૦ મી જુનના દિવસે કોલેજ ઉઘડી, પણ નરેન્દ્ર અમદાવાદથી વહેલો આવી શકયો નહિં. એણે પ્રીન્સીપાલ કનેથી પોતે મોડો આવશે એવું કારણ જણાવી, રજા મેળવી હતી. જુલાઇની ૧ લી તારિખે એ પોતાના વર્ગમાં જઇ બેઠો.

આ વર્ષ નીલા પણ ઇન્ટરની પરીક્ષા પાસ કરી, બી. એ. ના વર્ગમાં આવી હતી. આખી યે કોલેજમાં એ સૌથી સુંદર લેખાતી. એને સૌ 'White Angel' કહેતા. એ પણ હતી—એક ધ્યેયવાદી યુવતી. સ્ત્રીજાતિના ઉદ્ધાર માટે, એ અનેક સ્વપ્નાઓ સેવતી હતી. નરેન્દ્રને નિહાળતાં વાર જ, કોલેજમાં નવો જીવ કે નવું ચેતન આવ્યું હોય, એમ એને લાગ્યું. અણુકલ્પ્યું આકર્ષણ એના હૃદયને નરેન્દ્ર તરફ ખેંચવા લાગ્યું. ઘડીભર સ્વાતંત્ર્યની ભાવના એના હૃદયમાંથી ઊડી ગઈ. સ્ત્રી એકલી સદાય અપૂર્ણ છે એ ઉક્તિ એને સત્ય લાગી. પરંતુ તરત જ એણે સ્વાસ્થ્ય મેળવ્યું ને એની સ્વાતંત્ર્યની ભાવના ફરીથી ભભૂકી ઉઠી. પોતાની નિર્બળતા ઉપર એને તિરસ્કાર આવ્યો. આ પ્રકારની નિર્બળતા પૂર્વે એણે કદિ ય અનુભવી ન હતી.

નીલા ઉત્સાહ અને ધમકથી કાર્ય કરતી. સ્ત્રી સ્વાતંત્ર્યના કાર્યમાં એને ઘણો ઉત્સાહ હતો. એ માટે સહાધ્યાયીનીઓના સહકારથી 'સ્ત્રી સમાજ' નામની એક સંસ્થા એણે સ્થાપી. સ્વાતંત્ર્યના પ્રશ્નો એમાં વિશેષ ચર્ચવામાં આવતા. નીલાએ ઘણી વખત પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું હતું કે 'સ્ત્રીઓએ સ્વતંત્ર થવું હોય, તો લગ્ન ન કરવું.' અને લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા લેવાની પહેલ નીલાએ પોતે જ કરી હતી. એની સ્વતંત્રતાની લડતમાં અનેક તરૂણ યુવતીઓએ સાથ આપ્યો અને ઘણી છોકરીઓએ નીલાનું અનુકરણ કરી લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા લીધી.

વખત જતાં નીલા અને નરેન્દ્રની ઓળખ થઇ અને ધીમે ધીમે એમની મૈત્રી વધવા લાગી. બંનેનો માર્ગ એકજ હતો અને તે સેવાનો. નીલાને સ્ત્રીસ્વાતંત્ર્ય મેળવી સ્ત્રીજાતિની સેવા કરવાની હોંશ હતી, જ્યારે નરેન્દ્રને માતા, સમાજ અને દેશની સેવા કરવાની ઉત્કંઠા હતી. જન સેવા એજ સાચી પ્રભુસેવા છે, એ સૂત્ર એના મનમાં હંમેશાં ઘૂમતું હતું. બંને હતા ધ્યેયવાદી. અને તેથી જ બંનેનાં હૈયાં એકતાલે નાચવા લાગ્યાં. 'સ્ત્રીસમાજ'ના કાર્યમાં નરેન્દ્ર નીલાને ઘણીજ મદદ કરતો. એ કાર્યમાં એ વધારે રસ લેવા લાગ્યો. નીલાએ એક દિવસ, સ્ત્રીસમાજની સભામાં વ્યાખ્યાન આપવા એને વિનંતી કરી. નરેન્દ્રને એની વિનંતી સ્વીકારવી પડી અને એ દિવસે એણે બહુજ સુંદર વ્યાખ્યાન આપ્યું.

" આજ, તમે બહુ સરસ બોલ્યા, હં." સભા પુરી થતાં નીલા હસતાં હસતાં બોલી.

" ઠીક છે હવે. "

" ઠીક, કેમ ? નરેન્દ્ર! તમારી મદદથી મારૂં કાર્ય ઘણું જ સહેલું ને સરળ થતું જાય છે અને થશે. "

" ને મારૂં કાર્ય પણ તમારી મદદથી ઘણું જ સહેલું ને સરળ થતું જાય છે અને થશે. "

" ને મારૂં કાર્ય પણ તમારી મદદથી થશે ને ! "

" જરૂર. હું તો તમને મદદ કરવા તૈયાર જ છું. "

" નીલા ! જો આપણો ધ્યેય એક છે, માર્ગ એક છે તો પછી આપણે એક થઇએ તો કંઇ હરકત છે ? " નરેન્દ્ર નીલા તરફ એક નજરે નિહાળી રહ્યો.

" એટલે ? "

" એટલે એમ કે આપણે લગ્ન કરીએ."

" આ શું બોલો છો નરેન્દ્ર ! "

" સાચું કહું છું. આપણે એક છીએ અને એક થવા સર્જાયા છીએ. "

" એ શી રીતે બને ? મેં મારૂં જીવન એક મારા ધ્યેયની પાછળ વ્યતીત કરવા પ્રતિજ્ઞા લીધી છે. મારાથી લગ્ન ન થાય. લગ્ન કરૂં તો મારે મારી સ્વતંત્રતા વેચવી પડે; હું તમારામાં ભળી જાઉં અને મારામાંથી મારાપણું મટી જાય. "

" નીલા, ભૂલે છે તું. લગ્ન એ બે અર્ધા આત્માને જોડનારી પવિત્ર સાંકળ છે. એને વખોડીશમાં. લગનથી કંઇ સ્વતંત્રતા ખોવાતી નથી. પણ સ્વતંત્રતા તે શું ? લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા લઇ, એકલાં ને અટુલા રહી, સંસારમાં ભ્રમણ કરવું; એનું નામ સ્વતંત્રતા ? પ્રભુએ સરજેલી પુરૂષ જાતિની નિંદા કરી, દ્વેષબુદ્ધિથી તિરસ્કારવી: એનું નામ સ્વતંત્રતા ? પુરૂષ હૃદયને આકર્ષી, ઉવેખી ને અવગણના કરવી: એનું નામ સ્વતંત્રતા ? પોતાના મનની લાગણી દબાવી ભભૂકેલા અગ્નિમાં હૃદયને બળવા દેવું એનું નામ સ્વતંત્રતા ? નીલા ! સ્વતંત્રતા જોઇતી હોય તો બીજાને સ્વતંત્રતા આપવી ઘટે છે. સામાજીક દૃષ્ટિએ જોતાં નથી પુરૂષ સ્વતંત્ર કે નથી સ્ત્રી સ્વતંત્ર. જે સમાજમાં છે એને સમાજની સેવા કરવાની હોય છે; સંસાર કરી સંસારી તરીકેની પોતાની ફરજો બજાવવાની હોય છે; અને દેશસેવા કરવાની હોય છે. એ પ્રમાણે તો એ એક સેવક જ છે. અને સેવક હંમેશાં પરતંત્ર જ હોય છે. માત્ર તફાવત એટલો જ છે કે એ સ્વેચ્છાએ સ્વીકારેલી પરતંત્રતા છે. કોઇને એ પરતંત્રતા ખૂંચતી નથી કારણ દરેકનો ધર્મ એ માની લે છે. નીલા ! જો, વિચાર કર. લગ્નથી સ્વતંત્રતા જતી હોત તો પ્રભુએ બે જાતિ નિર્માણ ન હોત. "

" આપણે એક છીએ, એક કાર્ય લઇ બેઠા છીએ પછી લગ્ન કરવાથી શું વધારે છે ? "

" સ્ત્રી કે પુરૂષ, બંને એકલા અપૂર્ણ છે. લગ્નથી એ બંનેની ઊણપો પુરી થાય છે. અને તેથી જ લગ્નની જરૂર છે. નીલા ! તું જ તારા હૃદયને પૂછી જો કે જ્યારે તું એકલી હોય છે ત્યારે તને એકલવાયું નથી લાગતું ? આમ લગ્ન ન કરવાની હઠ કરી, તું તારા હૃદય ઉપર વજ્રપ્રહાર કરી, તારી લાગણીઓ શા માટે દબાવે છે નીલા ! આપણે એક છીએ એમ તને નથી લાગતું ? "

" બસ, કરો. નરેન્દ્ર ! બસ કરો. તમને તો સરસ્વતી પ્રસન્ન છે. મન પીગળાવે એવી તમે વાતો કરો છો. મને તમારા જેવી દલીલો કરતાં ન આવડે. પણ મારી પ્રતિજ્ઞા છે. મારાથી લગ્ન ન કરી શકાય. "

" એક જ વિચાર ? "

" હા. એક જ. "

" ઠીક ત્યારે હું જાઉં છું. "

" કેમ, બેસો તો ખરા. ચા લીધા વિના એમ જવાય ! "

નરેન્દ્ર બેઠો પણ એના આત્માને શાન્તિ ન હતી. એટલામાં ચા આવી. બંનેએ ચા લીધી અને નરેન્દ્ર ઘેર જવા નીકળ્યો. નીલા એને દરવાજા સુધી મૂકવા આવી. " આવજે નરેન્દ્ર ! " એ લુખ્ખું હસી.

" ઠીક. " નરેન્દ્ર ચાલી નીકળ્યો. નીલા એને દૂર સુધી જોઇ રહી અને પછી અંદર આવી. " હું કેટલી અવિચારી ને ક્રુર છું ? બિચારા નરેન્દ્રના જીવન ઉપર પાણી ફેરવ્યું. એનો ઉત્સાહ, એની ધગશ કે શક્તિ–એમાનું કશું ય હવે રહેશે નહિ. " એણે ખુરસી ઉપર પડતું મૂકયું.

નરેન્દ્ર નીલાને ત્યાંથી ઘેર આવ્યો. એના મુખ ઉપર નિરાશા સ્પષ્ટ દેખાતી હતી. વિચાર કરતો એ ખુરસી ઉપર બેઠો. હજી એને એના આત્મામાં વિશ્વાસ હતો. નીલા એક દિવસ એની થશે એમ એને લાગતું હતું. એની બા એની પાસે આવી.

" નરેન્દ્ર ! મારે તને એક વાત કહેવી છે. "

" શું છે ? બા. "

" તારે લગ્ન ક્યારે કરવું છે ? એક છોકરી આવે છે. આપણા ગરીબના ઘરને દીપાવે એવી છે. "

" બા. છોકરી તો એક મેં પણ જોઇ છે. " નરેન્દ્ર અચકાતાં અચકાતાં બોલ્યો.

" હેં ! કઇ ? "

" કિશોર શેઠની દીકરી નીલા. અમારા જ વર્ગમાં છે ને સારી છે. "

" એની સાથે તારાં લગ્ન ન થાય. "

" કેમ ? "

" એક તો જો, એ આપણી જાતની નથી. અને બીજું તો એવું છે કે તારા બાપુએ કિશોર શેઠ પાસે કરજ કાઢયું હતું. તારા બાપુ તો સ્વભાવે બહુ ભોળા હતા. એટલે એમને સમજાવી, ફસાવી કિશોર શેઠે કરજ પેટે આપણું ઘર લઇ લીધું, અને આપણને ઘરવિનાનાં રખડતાં રઝળતાં કર્યાં. એની દિકરી આપણા ઘેર કેમ આવે ? "

નરેન્દ્ર વિચારમાં પડયો, આ તો વળી નવી આફત આવી. " ઠીક છે. જોઇશું. " એ બોલ્યો.

થોડા દિવસ પછી નરેન્દ્રની માતાને સખ્ત તાવ ભરાયો. નરેન્દ્રના પિતાને ગુજરી ગયે લગભગ આઠ દશ વરસ થયાં હશે. નરેન્દ્રની માતા, ખાંડી, દળી કે કોઇને ત્યાં વાસીંદુ વાળી, બે જણ પુરતું ખાવાનું લાવતી. નરેન્દ્રને મેટ્રીક સુધીનો અભ્યાસ કરવામાં ઘણી અડચણો આવી. એના બાપના મિત્ર જગમોહનદાસ એમને બંનેને બોલાવતા પણ નરેન્દ્રની માતા ના કહેતી. નરેન્દ્ર મેટ્રીક પાસ થયો એટલે એની માતાએ કોઇ જગ્યાએ નોકરી શોધવા એને કહ્યું. પરંતુ નરેન્દ્રને મન આગળ અભ્યાસ કરવાની હોંશ હતી. જગમોહનદાસે એને અમદાવાદ બોલાવ્યો અને પોતાને ત્યાં રાખી, એને અભ્યાસની સગવડતા કરી આપી. થોડા દિવસ રહી, એની માતાને પણ એમણે બોલાવી પોતાને ત્યાં જ રાખી.

નરેન્દ્રની માતાની તબિયત દિવસે દિવસે વધારે બગડવા લાગી. રોજ રોજ એને સખ્ત તાવ ભરાતો. ડૉકટરે એની આશા છોડી. એની માતા મરણ પથારીએ પડી હતી. પાસે એક બાજુએ, નરેન્દ્ર એના

માથા ઉપર હાથ મૂકી બેઠો હતો. નરેન્દ્રે એનાં મુખમાં પાણીનાં બે ટીપાં મૂક્યાં અને થોડો મોસંબીનો રસ પાયો. એણે આંખો ઉઘાડી નરેન્દ્ર તરફ જોયું. "નરેન્દ્ર !" ધીમા અવાજે એ બોલી."

"શું છે બા."

"જો હું તો જાઉં છું, પણ જતાં પહેલાં મારે તને એટલું જ કહેવાનું છે કે એ નીલાની સાથે લગ્ન નહિ કરતો. તારો સંસાર સુખી થશે એવો મારો તને આશિર્વાદ છે. જગમોહનભાઇ ક્યાં છે ?"

"હું બોલાવું છું." નરેન્દ્ર જગમોહનદાસને બોલાવવા ગયો. "કાકા ! તમને બા બોલાવે છે."

"ચાલ." જગમોહનદાસ તથા એમની પત્ની નરેન્દ્રની માતા પાસે આવ્યા ને એની પથારી પાસે બેઠા.

"જગમોહનભાઇ ! તમે અમારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. આજ સુધી તમે અમને બહુ જ મદદ કરી, તમારી મિત્ર તરીકેની ફરજ તમે અદા કરી છે. હવે આ મારા નરેન્દ્રને સંભાળજો. હું તમને જ સોંપું છું." એટલું બોલતાં એનો શ્વાસ રુંધાયો, આંખો બંધ થઇ. નરેન્દ્રની માતા, નરેન્દ્રને એકલો મૂકી, પ્રભુને ધામ ગઇ.

નરેન્દ્ર બી. એ. ની પરીક્ષામાં પાસ થયો. એ પહેલા વર્ગમાં આવ્યો. નીલા એને અભિનંદન આપવા આવી. જગમોહનદાસને અપૂર્વ આનંદ થયો. પોતાના કર્તવ્યનું સુફળ એમને મળ્યું. એમણે નરેન્દ્રના મિત્રોને ચાનાસ્તો કરાવ્યો. એ ધમાલ રાતના દશેક વાગ્યા સુધી ચાલી. થાકેલો નરેન્દ્ર આરામ ખુરસી ઉપર પડ્યો. એની નજર સમક્ષ નીલાની મૂર્તિ ખડી થઇ. બીજી બાજુથી એની માતાની મૂર્તિ આવી.

"નરેન્દ્ર ! નીલા સાથે લગ્ન નહિ કરતો." એમ કહેતી હોય એવું એને લાગ્યું. એક નીલા તો બીજી બાજુથી એની માતા એને ખેંચવા લાગી. એ અકળાયો–ગભરાયો અને છૂટવા માટે એણે બન્ને હાથના આંચકા માર્યા. ખુરસી હાલી ઉઠી. સ્વપ્નમાંથી જાણે જાગતો ન હોય એમ એ ઝબકી ઉઠયો. આંખો ચોળી એ પથારી ઉપર જઇ સૂતો. પણ એ રાતે એને ઊંઘ ન આવી.

બીજે દિવસે નીલા એને મળી.

"નરેન્દ્ર ! હું મૂર્ખ છું, તમે કહેતા હતા તે સત્ય છે. આપણે એક છીએ–એક એક થવા સરજાયાં છીએ." એક કટાક્ષની દૃષ્ટિ ફેંકી એણે નરેન્દ્ર તરફ જોયું.

"નીલા ! શું તું સાચું કહે છે !" નરેન્દ્રને અપૂર્વ આનંદ થયો.

"સાચું કહું છું." એ હસી ને શરમથી નીચું જોવા લાગી. નરેન્દ્રે નીલાના બંને હાથ પોતાના હાથમાં લીધા અને એક ક્ષણ પછી એના મુખ ઉપર ગંભીરતા છવાઇ. નીલાના હાથ છોડી, એક ડગલું પાછળ ખસીને એ ઉભો.

"કેમ, વિચારમાં પડયા ?" નીલાએ પૂછયું.

"મારી પ્રતિજ્ઞા યાદ આવી." એનો અવાજ ગંભીર બન્યો.

"શી ?"

"લગ્ન ન કરવાની."

"એટલે ! એ દિવસે તો તમે જ કહેતા હતા કે આપણે એક છીએ !"

"એ દિવસે મેં પ્રતિજ્ઞા લીધી ન હતી." એણે શાન્તિથી જવાબ આપ્યો.

"નરેન્દ્ર ! મેં મારી પ્રતિજ્ઞા બંધ કરી. તમે તમારી ગરીબ નીલા માટે પ્રતિજ્ઞા

ભંગ ન કરો ? " નીલાની આંખમાં આંસુ આવ્યાં. નરેન્દ્ર પણ એની સામે એક નજરે નિહાળી રહ્યો.

"નીલા, મારાથી પ્રતિજ્ઞા ભંગ ન થાય. આપણે 'એક છીએ' તથા એક થવા સરજાયાં નથી.

" આ શું કહો છો, નરેન્દ્ર !

" સાચું કહું છું. યત્ન કરીશું તો બીજે ભવ એક થઈશું. જો પેલો સૂર્ય, એ અસ્ત થવા આવ્યો છે. એ પ્રમાણે જ અસ્ત થાય છે. આજ તારું ને મારું ભાગ્ય "

નરેન્દ્ર અને નીલા, એ અસ્ત થતા સૂર્યની તરફ ઘડીઓની ઘડી સુધી એક દૃષ્ટિએ નિહાળી રહ્યાં. સૂર્યાસ્ત થયો, જગત ઉપર ઘોર અંધારું છવાયું. એક સ્નેહાળ ભાવના શીલને ધ્યેયવાદી યુગલ ઉપર, ભીષણ અને ઘોર અંધકારે પોતાનો કાળો પડદો નાખી, એમને ઢાંકી દીધાં.

---

## ચંદ્રનનું ક્રંદન

: મંદાક્રાન્તા :

સંધ્યા વીતી જગત ધવલા તેજ પુંજે છવાયું
ઉછંગે મા નિજ સુત લઇ જાય ચાલી અકેલી.
એને આવાહન દઇ રહ્યાં જંગલી વૃક્ષવેલી.
કૂવા જેવું દૂર સ્થળ તહિં શુભ્ર તેજે જણાયું.

ચક્ષુ વિષે નિરવ જડતા મો પરે નિશ્ચયોના
જૂદા જૂદા અડગ કલિતા ત્યાં નિરખી શકાતા.
પુણ્યો કેરી વિષમ પગથી થી સરેલી બિચારી
હૈયે એને રુદન, મુખમાં 'નાથ ! હે તું ઉગારી.'

ધીમે ધીમે સરતી થપતી જીન્દગાની સમાજ.
આવી કૂવા નિકટ શિશુએ મૃદુ કિધો અવાજ.
'છાનું રે' તું હજિ નથી પડી આવી મૃત્યુ તણી'ને
કે'તી નેનો મિચી કુદી પડી સુંદરી કૂપ વિષે.

દેખી આવી અવનિ પરની રૌદ્ર લીલા, શશાંક
રુવે છાનું જગત જનનાં નિંદમાં કૂબે નાક.

ડૉ. રજનીકાન્ત મ્હેતા



# સાગર રાણાને

થોડાં થોડાં મોતીડાં દેજે, સાગરના રાણા.
જનની કેરાં જતન કરવા રતન
રત્નાકર રાણા—

ત્હારે ભંડારે તો બહુયે ભર્યા છે
ઘરાના ઘરાણા
આવ્યા છે ટાણા, એવા ટાણા
ખુટ્યા છે ખાણા—થોડાં થોડાં.

બહુયે છુપાવ્યા તેં ભુત વિરોને
જેના નથી એંધાણા—
જગને પાછા સોંપી દોને
એના પુતર શાણા—થોડાં થોડાં.

ઘરઘરની છે દિવાળી જુદી
રૂદનના છે વ્હાણા
કોઇના બાળક ઘુઘરે રમતા
કોઇના ખાલી ભાણા—થોડાં થોડાં.

કિનારે કિનારે સન્દેશા કહેજો
મોકલજો આણા
એકલ માના પેટ લજાણા
મોકલજો નાણા—થોડાં થોડાં.

શ્રી. અવિનાશ વ્યાસ




# સંગીતની જીવન ઉપર અસર

લેખિકા : કુ. વનબાળા હરિપ્રસાદ દેસાઇ

કોઈ પણ સંસ્કૃતિ જ્યારે પરિપક્વ થાય છે. ત્યારે કલા પ્રગટ થાય છે. કાવ્ય, ચિત્ર, સંગીત, શણગાર વગેરે. આપણાં જીવનનાં આર્વિભાવો તે કળા છે. તે કચરારૂપે નહિ પણ જીવનનાં સાર રૂપે બહાર આવે છે. પૂ. ગાંધીજી તો કળાની વ્યાખ્યા કરતાં કહે છે કે "જે કલા સત્ય તરફ-પ્રભુ તરફ દોરી જતી હોય તે કળા સ્વીકારવા તે તૈયાર છે. વળી તે કહે છે કે આત્મમંથનને પરિણામે નીપજતી વસ્તુ તે કળા." કળા તે જીવનમાં ઉચ્ચ ભાવનાઓ ને પ્રેરણાઓને પોષે છે, ને વિકસાવે છે. કળા તે વિશ્વમાં વ્યાપી રહેલી અનંત સલંગ્નના (eternal harmony) નો જીવનમાં પડઘો પાડે છે. માટે જ કળાને જીવનમાં ઉચ્ચ સ્થાન આપેલું છે. આ કળા તે દરેક બાળકમાં રહેલી છે. ને જીવનમાં સંજોગો પ્રાપ્ત થતાં તે આપોઆપ પ્રગટે છે. નહિતર તે સર્જવાની શક્તિ ક્ષીણ થઇ જાય છે. પણ આગળ જતાં બાળક કળા વખાણી તો શકે જ છે.



કુ. વનબાળા હરિપ્રસાદ દેસાઇ

કળાઓ અનેક પ્રકારની છે. સંગીત તે બધી કળાઓમાં મુગટરૂપે છે. બધી જ તેમાં ફેલાય છે ને તેમાં સમાય છે. આ કળાની અસર જીવન ઉપર અદ્દભુત છે.

ભારતવર્ષની પ્રાચીન લલિતકળાઓમાં સંગીત અત્યંત પ્રાચીન વિદ્યા છે. શિવનું તાણ્ડવ નૃત્ય, દેવોમાં ગાન્ધર્વોનું સંગીત અને અપ્સરાઓનાં સંગીત વિષે આપણે જાણીએ છીએ. નારદનું ભજન તે પણ અતિ પ્રખ્યાત વસ્તુ છે. પ્રાચીન સમયમાં ઋષિલોકો પર્વતો અને અરણ્યોમાં રહેતા હતા અને ઘણા જ હર્ષથી ત્યાં વીણા વગાડતા, ને વેદ પાઠ કરતા હતા. લવ અને કુશ રામચન્દ્રજીનું ચરિત્ર વિણા સાથે જ ગાતા. અને મહાપ્રતાપી રાવણે સંગીત ઉપર ઉત્તમ ગ્રંથો લખ્યા હતા. શ્રીકૃષ્ણની મધુર મોરલીની ધૂન સાંભળી ગોપ અને ગોપી મોહિત થયા હતા તે સુપ્રસિદ્ધ છે. ભારત વર્ષના રાજાઓએ તેમનાં દરબારોમાં સંગીતને સ્થાન આપ્યું હતું. અને લોકો વેદની માફક સંગીતને પૂજતા

હતા. આમ સંગીતકળાનું સ્થાન પ્રાચીન-કાળથી આજસુધી સર્વોત્તમ ગણાયું છે. આ કળા આટલી બધી પ્રાચીન છે માટે જ જીવનની સાથે ખૂબ વણાએલી છે. હાલનાં પ્રગતિનાં યુગમાં આ કળાને ખૂબ ઉંચું સ્થાન આપવામાં આવ્યું છે. ને મોટા ભાગનાં લોકો સંગીતને સમજી તેમ જ વૈખાણી શકે છે. હાલ સંગીતની કલાને વિકસાવવાં બે સમર્થ પુરૂષો પ્રખ્યાત છે. સ્વ. પંડીત વિષ્નુ-શાસ્ત્રી દીગમ્બર અને બીજા તે ભાંતખંડે. આ બન્ને પદ્ધતિઓ હિન્દમાં પ્રખ્યાત છે. નિશાળોમાં બાળકોને આ બેમાંની જ એક પદ્ધતિથી સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન અપાવાય છે. તે ઉપરાન્ત લોકગીતો, દુહા ને ગરબા બધા જ સંગીતના જુદા જુદા પ્રકાર છે. લોકગીતો ઉપરથી તો માનવજીવનનાં ઇતિહાસો તારવવામાં આવ્યા છે. દુહા એ કાઠિયાવાડનાં ગિરી પ્રદેશોનાં પ્રખ્યાત ગાયનો છે. ને ખાંયણાં એ પણ આપણી સ્ત્રીઓનાં મુખે ચઢી ગએલો એક સંગીતનો જ પ્રકાર છે.

કવિત્વ અને સંગીત એ બેનું મિશ્રણ ગીતમાં હોય છે. અને સુભાગ્યે આપણાં બધાં જ ગીતો સંગીતમય છે.

બીજા બધા કલાકારો કરતાં સંગીત-નો કલાકાર તે વધારે ઉચ્ચ કોટિનો છે. તેને તો કવિઓનાં કાવ્યને અગર ભજનોને સુંદર રાગઃઅને તાલમાં ગાઇને તેની અસર આખા સમાજ ઉપર પાડવાની છે. તેને તો બીજાની કૃતિમાં આત્મીયતા કેળવવાની છે. અને સાચું સંગીત તેમાં સફળ થાય છે જ. તેની અસર મન અને હૃદય બન્ને ઉપર થાય છે. ઘડીક મનુષ્ય પોતાનું દુઃખ ભૂલી જાય છે. અરે ? સાંભળનાર માણસ સંગીતનાં અનન્ત સૌન્દર્યનો ઉપભોગ કરીને અંતે અલૌકિક શાન્તિ અનુભવે છે. અસલનાં વખતથી આજ સુધી પણ આપણા જીવનમાં દરેક પ્રસંગોમાં સંગીતને સ્થાન છે. બાળક જન્મે છે ત્યારથી જ તેને આ કળા ગમેલી છે; તે પણ માતાનાં હાલરડાં સાંભળીને તરત જ ઉંઘી જાય છે. લગ્નનો પ્રસંગ તો સંગીતથી જ ભરપૂર છે. એ સંગીતની સુવાસમાં વરકન્યા લગ્નગ્રંથીથી જોડાઈ નવજીવનમાં પ્રવેશ કરે છે. એજ સંગીત પ્રેમનાં પાઠો ભણાવે છે. Music is the food of love. સંગીતપ્રેમની તૃષાને પ્રગટાવે છે. જીવનમાં કોઇ પણ ક્ષણે જો સંગીત સ્ફુરે તો તેજ વખતે કે જ્યારે પ્રેમીઓ રસકુંજોની અંદર વિહાર કરતા હોય. પ્રેમી સાચો ગાયક થઇ શકે છે. આપણા જીવનનાં પર્વોમાં પણ શું છે ?-સંગીત જ છે ને ? દિયરભોજાઇનો પ્રેમ; ભાઇબ્હેનનો પ્રેમ એ પ્રકારો જુદે જુદે પર્વે આપણે જોઈ શકીએ છીએ. તે દરેક પર્વનું પણ સંગીત છે. ને લોકગીતોમાં આ જીવ-નનાં પર્વો આપણે જોઇ શકીએ છીએ.

મૃત્યુ વખતે આવતો રાજીઓ પણ એક સંગીતનો જ પ્રકાર છે. અલબત્ત તેને સંગીત કહેવું કે કેમ તે શંકા ઉદ્‌ભવે પરંતુ તે પણ તાલબદ્ધ રાગવાળા હોય છે અને તે રાજીયા માનવનાં હૃદયને ભેદી નાખે તેવા કરૂણ હોય છે અને ભલભલાને અશ્રુ સરાવે છે.

સંગીત માત્ર રાજાઓ કે શ્રીમંતોની-કલા નથી તે તો દરેકનાં હૃદયને સ્પર્શે છે. કામ કરનાર મજુરો, વહાણ ચલાવનાર ખલાસીઓ, કોબા કુટનારીઓ, ભરવાડ લોકો બધા જ સંગીતથી તેમના કામનો કંટાળો તેમજ થાક દૂર કરીને તેમાંથી કાર્યનો રસ મેળવે છે. ભિખારીઓ પણ ગાઇને જ ભીખ માગતાં સેંકડો વાર નજરે પડે છે. સામાન્ય ગૃહિણીઓ પણ ઘરકાર્ય કરતાં લોકગીતો, ગરબા કે અન્ય પ્રકારનાં ગીતો

ગાય છે ને દિવસ આનંદથી કામ તથા સંગીતમાં લીન થઈ પસાર કરે છે. પ્રભાતમાં પ્રભાતિયાં ગાવાં એ તો આપણો સુજન જુનો નિયમ છે. એ પ્રભાતિયાં ગાવાથી આખુંએ વાતાવરણ પવિત્ર ને શાન્ત બને છે. આ દૃષ્ટાન્તો પરથી સહેજે સમજી શકાય કે સંગીતકલા તે આબાલ વૃદ્ધ સ્ત્રી અને પુરુષો, જ્ઞાની અને અજ્ઞાની, ગરીબ અને તવંગર દરેકની આનંદ આપનારી કલા છે. આ કલા માત્ર વ્યક્તિની નથી. તે સમષ્ટિની છે. દરેક જાહેર પ્રસંગે સંગીત પ્રથમ જ હોય છે. કોઈ પણ કલા કરતાં સંગીત પ્રભુમય વાતાવરણ ઉભું કરવાને માટે સમર્થ છે. તે પવિત્ર વાતાવરણ ઉત્પન્ન કર્યા પછી જ મેળાવડાઓનાં કાર્યક્રમો શરૂ થાય છે.

આ કળા માત્ર મનુષ્યને જ સ્પર્શે છે તેમ નહિ પરંતુ તે પ્રાણીઓને પણ સ્પર્શે છે. મદારીની વાંસળી સાંભળીને સાપ બહાર આવે છે ને ડોલવા માંડે છે. કૃષ્ણની મોરલી સાંભળીને ગાયો પણ ડોલતી તે કથાઓ આપણી સમક્ષ મોજુદ છે, અરે, આ કુદરતની

## વાણીના પુષ્પ

[ રાગ માંડ-રાસ ગીત ]

વાણીના પુષ્પ કોઇ વેરશો હો રાજ
વાણીના પુષ્પ કોઇ વેરશો ?

રાત દીન વિષજ્વાલ ઉર જલે કારમી
અંતરના અમૃત કો પ્રેરશો ? હો રાજ
વાણીના પુષ્પ કોઇ વેરશો ?

મૌન મૃદુ રમ્ય ને સુવાસ ભરી શબ્દમાં
સ્નેહીને સ્નેહ થકી તેડશો ? હો રાજ
વાણીના પુષ્પ કોઇ વેરશો ?

અંતરના અંધારાં વ્યાપ્યા કૈં વર્ષથી
અંધારાં ક્યારે કહો ફેંડશો ? હો રાજ
વાણીના પુષ્પ કોઇ વેરશો ?

પડઘા એ પ્રેમ તણા ઉર ઉર ઊઠશે
હૈયાના ભેદ નહીં ખોલશો ? હો રાજ
વાણીના પુષ્પ કોઇ વેરશો ?

વર્ષાની વાદળીઓ, ભૂમિને ભીંજાવતી
વર્ષામાં સ્નેહતણી ભીંજશો ? હો રાજ
વાણીના પુષ્પ કોઈ વેરશો ?

શ્રી. વિબુધ મહેતા

અંદર પણ મધુર સંગીત ફેલાઈ રહ્યું છે. સાગરનો ઘુઘવાટો, રૂમઝુમ કરતાં ઝરણાંનો ખળખળ અવાજ, ઝાડોમાંથી પસાર થતાં પાંદડાંનો ખખડાટ, ખળખળ વહેતી નદીઓ, પક્ષિઓનાં ગાનો આ બધું જ પ્રકૃતિનું સનાતન સંગીત. તારાગણો પણ પોતપોતાના ભ્રમણમાં અદ્ભુત સંગીત ગાઇ રહ્યાં છે. સર્વત્ર વિશ્વમાં એક ભવ્ય સંગીત યોજાઇ રહ્યું છે. તેનો યોજક, દ્રષ્ટા અને શ્રોતા તે પરબ્રહ્મ પોતે જ છે આકાશમાં નક્ષત્રો નૃત્ય કરી રહ્યાં છે. ને આખુંએ બ્રહ્માંડ એક દિવ્ય રાસ રમી રહ્યું છે. તે દિવ્ય સંગીતની અંદર આપણા સંગીતની મિલાવટ કરીને આપણે મનુષ્યોએ દિવ્ય જીવનની ઝાંખી કરવાની છે. ખરેખર ક્યુપાર સાચુ જ કહે છે કે સંગીત એ ઈશ્વરના ઘરની સુંદર અને મહિમાવાન બક્ષિસ છે. તે કળા સહાનુભૂતિની માતા છે, ધર્મની સખી છે ને નીતિનું ભાન કરાવે છે. સંગીતની બલિહારી કેવી ? તેના સ્વરો સાત જો તીવ્ર અને કોમળ લઇએ તો ચૌદ. આટલા ઓછા સૂરોથી કળા આખીએ સૃષ્ટિને ને

સમષ્ટિઓને ડોલાવી રહી છે. એ સંગીતકાર પોતાની કલાવડે મનુષ્યોનાં જીવનને ઉત્તમ માર્ગે વાળે છે, ને પ્રભુની ઝાંખી કરાવે છે. આ સંગીતથી જ મીરાં, નરસિંહ, અંધકવિ સુરદાસ, કબીર, બધાએ પ્રભુપ્રાપ્તિ સાધી છે. સંગીત પોતે જ ઇશ્વરની ભક્તિ છે. અરે! પરમેશ્વર પોતે જ સંગીતમય છે. આપણો સામવેદ આખોએ સંગીતમાં છે. શ્રીકૃષ્ણે પોતે જ કહ્યું છે કે "**વેદાનાં સામવેદોસ્મિ**" વેદોમાં સામવેદ હું છું. આથી સામવેદ તે ઉત્તમ ગણાય છે. એટલે એ સાબીત થાય છે કે આ કળા પણ ઉત્તમ છે. ન્યુમેન કહે છે કે સંગીત એ અખંડ અને ગૂઢ વાણી છે. અને આપણને અનંતતાને કિનારે લઇ જાય છે. સંગીત તે હૃદયનાં કેવાં ગૂઢ આન્દોલનો, તીવ્ર મનોવિકાર અને અદ્દભુત ભાવનાઓ ઉત્પન્ન કરે છે! આ કળાને ક્ષણભંગુર કોણ કહી શકે? એ તો સનાતન છે. સૃષ્ટિની ઉત્પત્તિ ને સ્થિતિ સંગીતજ છે. જગતનું હાર્દ તેજ સમજાવે છે.

ગાયન, વાદ્ય, અને નૃત્ય તે ત્રણે મળીને સંગીત પૂર્ણ થાય છે. આજે નૃત્યકળાને પણ સંગીતમાં સ્થાન આપવાથી તે કળા વધુ જીવંત અને તાદૃશ બની છે, એટલે આ કળા પણ ચિત્રકારની માફક નૃત્યોથી દરેક ભાવો પ્રગટ કરે છે. શિવનાં તાંડવ નૃત્યની છબી જોઇએ તેના કરતાં સમર્થ નૃત્યકારનું તાંડવ નૃત્ય જોઇએ તેની અસર હૃદય ઉપર વધારે થાય છે.

જ્ઞાન અને સૌન્દર્યને માર્ગે શાન્તિ પામો. આ શેરિકનું વચનામૃત છે. આ કળા જ્ઞાન, સૌન્દર્ય પ્રેમ અને શાન્તિને માર્ગે જ લઇ જાય છે. સંગીત વગર માનવી રહી શકે જ નહિ. આ સમગ્ર સંગીત સમજવાને માટે ઇશ્વરે દરેકને શક્તિ અર્પી છે. તેને સમજવી તેનો ઉપભોગ કરવો ને પ્રભુમય જીવન કરવું તે મનુષ્યના હાથમાં છે. આ કળાથી ઇશ્વર મનુષ્ય અને સંસાર વચ્ચેના ભેદો ખુલી જાય છે. ક્ષણે ક્ષણે બદલાતાં નાશવંત જગતમાં સંગીતની અસર જ સનાતન રહેવાની છે.

ભારતવર્ષમાં જ્યારે આવા કલાકારો થશે ને કળાની અસર થશે ત્યારે તે કળાઓ પૂજા સમાન બનશે. ને તે કળાઓ જીવનને ઉન્નત બનાવશે.



## સર્વને કૈંક સ્હેવું

: મંદાક્રાન્તા :

કેવાં વ્હેતાં જળ નિરમળાં શાં ગભિરા અવાજે
તેને પંથે પણ અધિક છે, પત્થરો કૈં પડેલા
ને ઉભા છે ખડક, ઉરમાં સાગરોના પ્રચંડ
ને સોહંતુ વદન કુસુમું પુષ્પનું કંટકોમાં
હારો ઉભી ગગન અડતી ડુંગરા પ્હાડ કેરી
પૃથ્વી પેટે, નિશદિન રહ્યું સર્વને કૈંક સ્હેવું.

# ચિત્રલેખા મથુરાબાઈ ઘાટેની ચિત્રકળા

[ એક-પ્રસંગ ]

લેખક : કાન્તિલાલ વિષ્ણુરામ ત્રિવેદી

"કાન્તિભાઇ ! મારે એક છાની વાત તમને કહેવી પડશે."

"તો મારે સાંભળવી પડશે એમને ?"

"હા, જરૂર."

એક દિવસ, હંગેરિઅન ચિત્રલેખા મીસીસ સાસ બ્રુનર અને મીસ ઇલીઝાબેથ બ્રુનરના દિવાનખાનામાં એક આંગ્લ-યુવતિ સાથે મારે વાતચીત ચાલતી હતી.

એ આંગ્લ યુવતિ, વડોદરા રેસીડેન્સીના પહેલા વર્ગના અમલદારના પુત્રી થાય. લગભગ છ માસ અગાઉ અમારી મૈત્રી બંધાઇ હતી. કળાની સાચી કદર કરનાર એ આંગ્લ યુવતિ સાથે હું, હંગેરિઅન ચિત્રલેખાઓના નિવાસે ગયો એ વિદેશી ચિત્રકારોની જગતયાત્રા, એમની ચિત્રકળા, સ્વભાવ, રહેણીકરણી વિગેરે પર વાતચીત ચાલી. દિવાનખાનામાં ગોઠવાએલા તૈલચિત્રો, એક પછી એક નિરખતાં, છેવટે અમે 'કાઠીયાવાડની રબારણ' ચિત્ર પાસે આવી પહોંચ્યા.'

ઉપર થએલી અમારી વાતચીત આગળ ચાલી.

"તમને. વિવેચકોને પારકું બધું જ પ્રિય લાગે છે." તેણે મ્હેણું આપ્યું.

'કેમ ?"

"કેમ શું ?"

અને એટલામાં તો મીસ- ઇલીઝાબેથ બ્રુનર અમારી તરફ આવતાં જણાયાં. અમારી વાતચીત અટકી પડી.

× × ×

આ વાતને અઠવાડીયું વીતી ગયું. આંગ્લયુવતિના, 'તમને પારકું બધું પ્રિય લાગે છે.'' એ શબ્દો હજુ મારા કાનમાં ગુંજતા હતા

એક દિવસ રેસીડેન્ટ સાહેબને બંગલે જવાનું થયું. બંગલામાં પ્રવેશતાં જ પેલાં આંગ્લયુવતિ મારી- સામે આવ્યાં. મારા હાથમાંનું ચિત્ર લઇ લેતાં કહ્યું:—

"આજે તો બ્રુનરનું ચિત્ર લઇને આવ્યા લાગો છો ?"

"જી, ના. આજે તો એક હિન્દી ચિત્રલેખાનું ચિત્ર લાવ્યો છું."

"વાહ, ખુશી થવા જેવું."

એમણે ચિત્ર જોવું શરૂ કર્યું.

"કયા સ્થળનું આ ચિત્ર છે ?"

"કામનાથ મહાદેવનું મંદિર."

"કોણે દોર્યું છે ?"

'ચિત્રલેખા- મથુરાબાઈ ઘાટેએ."

"વડોદરામાં રહે છે ?"

'જી. હા. મહારાણી ગર્લ્સ' હાઇસ્કૂલમાં છેલ્લા વીસ વર્ષથી ડ્રોઇંગ શિક્ષિકાનું કામ કરે છે."

"અરે વાહ ! ડ્રોઇંગ શિક્ષિકાનું આટલું સુન્દર કામ !"

અને પછી તો આડીઅવળી વાતો ચાલી. થોડીવાર થઇને વળી એ આંગ્લયુવતિ બોલી ઊઠી:—

"કાન્તિભાઇ ! તમે જ્યારે ને ત્યારે વિદેશી ચિત્રકારોની વાતો મને કહો છો, વિદેશી ચિત્રોપર કલમ ચલાવી, પ્રશંસા કરો છો. પરન્તુ મોટાભાઇના શબ્દો.જ હું તમને કહું: એક દિવસ, એમણે જ મને કહેલું કે 'હિન્દીઓમાં મોટી ખોડ જ એ

છે કે એમને પારકું બધું પ્રિય લાગે છે. પારકાઓને વખાણવા દોડે છે. દર વર્ષે કેટલીયે વિદેશી ચિત્રલેખાઓ હિન્દમાં આવી, હજારો રૂપીયા લઇ જતી હશે. જ્યારે અમે, દર વર્ષે, ખુંણેખાંચરેથી પણ એકાદ શ્રેષ્ઠ હિન્દી ચિત્રકારને શોધી, ઉત્તેજન આપીએ છીએ."

અમારી વાતચીતમાં ભળવાના ઇરાદાથી મીસીસ નીડહામ અમારા તરફ આવતાં જણાયાં. અમે વાતચીત અટકાવી, શાન્ત થઇ બેઠાં. યુવતિ, મથુરાબાઇનું ચિત્ર જોવામાં તલ્લિન બની. એમણે, એ ચિત્ર ફેરવી ફેરવીને જોયું. શાંતિથી બોલ્યાંઃ

"આ ચિત્ર મને ગમે છે. દહેરાં, પગથીયાં, ઓસરી, તુલસીકયારા, થાંભલા, દરવાજા, અને માણસોની ગતિના ભાવો, એમાં પૂરેલા રંગો, કેટલા નૈસર્ગિક છે? વાહ, મારે આ ચિત્રલેખાને મળવું. એમની બીજી કલાકૃતિઓ જોવી પડશે. મને એમને ત્યાં લઇ જશો કે?"

"જરૂર."

"મને પણ." મીસીસ નીડહામ બોલ્યાં.

"વાહ, ખુશી થવા જેવું." મેં કહ્યું.

ઘડીઆળ સામે જોયું ને હું ચમકયો.

"મારે મોટાભાઇને મળવું છે. એ તો ચાલ્યા જશે. આપણે તો વાતોમાં તલ્લીન થઇ ગયા."

"કંઈ હરકત નહિ. ગભરાવાની જરૂર નથી."

"કેમ?"

"કેમ શું? મોટાભાઇ, બહારગામ ગયા છે સાંજે આવી જશે. તમારૂં ચિત્ર મુકતા જાવ. મોટાભાઇને તમારા આવ્યાની વાત કરીશ ને ચિત્ર આપીશ."

જગવિખ્યાત યુરોપ ચિત્રલેખાઓની ચિત્રકલા જોયા પછી, પણ વડોદરાવાસી મથુરાબાઇ ધારેના ચિત્રને વધારે પસંદ કરતી આ આંગ્લ યુવતિના શબ્દો હજુ પણ મારા કાનમાં ગુંજતા હતા.

× × ×

એક દિવસ, મારા પર ચીઠ્ઠી આવી. એ આંગ્લયુવતિને મળવા હું રેસીડન્ટ સાહેબના બંગલા પર ગયો.

"હલ્લો! કાન્તિભાઇ, અભિનંદન, અભિનંદન."

"શા માટે?"

"આપે આપેલું ચિત્ર, દિલ્હી રાજ-પ્રદર્શનમાં મોકલવા હું વ્યવસ્થા કરી શકી તેથી."

"રાજ-પ્રદર્શનમાં?"*

"હા. જી. એ ચિત્ર લઇને હું મોટાભાઇ પાસે ગઇ. એમને ગમી ગયું ને, 'કળાની ખરી કદર તો પ્રદર્શનમાં' એમ કહી, મને દીલ્હી મોકલવા સુચના કરી."

"ધન્ય છે, તમને! રાજપ્રદર્શનમાં તો મહાન કલાકારોને જ સ્થાન હોય છે. એ સ્થાન લેવા કેટલી મુશ્કેલીઓ ભોગવવી પડે છે. દરેક ચિત્ર દીઠ, રૂા. ૫૦) તો દાખલ ફી હોય છે. શું ખરેખર, મથુરાબાઇના ચિત્રને ત્યાં સ્થાન મળ્યું છે?" ઉલ્લાસમાં આવી જઈ મેં પૂછ્યું.

"હા, એ ચિત્ર રવાના પણ થઈ ગયું છે." પસાર થતાં મી. જેમ્સે કહ્યું. જેમ્સ સાહેબ, મોટાભાઇના સેક્રેટરી છે.

આનંદના એ વાતાવરણમાંથી હું ઘર તરફ ફર્યો. મારા મગજમાં વિચારોની પરંપરા જન્મી.

"ચિત્રકળાના કદરદાનીઓને કયાં ખબર છે કે મહારાણી ચમનબાઇ હાઇસ્કૂલનાં ડ્રોઇંગ શિક્ષિકા મથુરાબાઇ ધારે, મહાન કલાકારોનાં ચિત્રો વચ્ચે, સ્થાન પામી શકયાં છે. આજે વીસ વીસ વર્ષોથી અખંડ સેવા આપતી એ હિન્દી ચિત્રલેખાની કોણે કદર કરી છે? વડોદરાના એક અજાણ ખુણામાં, પોતાની કલા સર્જતી ચિત્રલેખાને ગુજરાત પિછાને તે એની ચિત્રકલાની સાચી કદર કરે તો ગુજરાતને માથેથી 'પારકાનું બધું પ્રિય લાગે છે' નું મ્હેણું ટળે.

* દીલ્હીમાં રાજામહારાજાઓ માટે જ ભરવામાં આવતા સરકારી પ્રદર્શનોને રાજ-પ્રદર્શન કહેવાય છે.

# હિંદની બે મહાન વિભૂતિઓ

અનુવાદક : કુ. રમા દેસાઇ

૧

## કવિસમ્રાટ પૂજ્ય રવિન્દ્રનાથ ટાગોરની ૮૦ મી જન્મતિથિ

### ' સંસ્કૃતિના બારિક સમય ' માટેનો પ્રેરક સંદેશો

તા. ૧૪ મી એપ્રીલે શાંતિનિકેતનના ' ઉત્તરાયન ' મેદાનમાં ' વિશ્વભારતી 'એ પૂજ્ય રવિન્દ્રનાથ ટાગોરની ૮૦ મી જન્મતિથિ ઉજવી. " વિશ્વભારતી "ના પ્રત્યેક વિભાગો તરફથી કવિશ્રીને સપ્રેમ ભેટો અર્પણ થયા બાદ તેઓશ્રી તરફથી આવેલો " સંસ્કૃતિના બારિક સમય " એ મથાળા નીચેનો પ્રેરક સંદેશો વંચાયો હતો:



"આજે નિર્દયતાનો દૈત્ય બધાં નિમિત્તો મૂકી ઉઘાડે છોગે પોતાના અણીયાળા દંતોથી વિશ્વનો ઉચ્છેદ કરવા તૈયાર થયો છે. દ્વેષનો ઝેરી વાયુ દુનિયાને ચારે છેડે વાતાવરણ ગુંગળાવી રહ્યો છે. પશ્ચિમની સંસ્કૃતિમાં ગુપ્ત રીતે પ્રવેશેલો આ મરકીનો ઉપદ્રવ છેવટે અત્યારે ભભૂકી ઉઠયો છે. આ ઝેરી વાયુએ માનવ શક્તિને પતિત કરી એનો કચ્ચરઘાણ વાળી દીધો છે.

હિંદ સંબંધી પૂ. કવિશ્રી કહે છે, " કોમી અને પ્રાન્તિય વિખવાદને અને અન્યોઅન્યના વિશ્વાસને અભાવે આપણાં કેટલાક ગુપ્તમંડળો જે હિંદના રાજ્યબંધારણમાં ઉચ્ચ જવાબદારીઓ ધરાવે છે તેમના તરફથી જો આટલી હદ સુધી ઉત્તેજન ના મળ્યું હોત તો હિંદની તવારીખ આટલી બધી વિરૂપતાની પરાકાષ્ઠાએ પહોંચી ના હોત.

છેવટમાં ડૉ. ટાગોર કહે છે, " હું એક વખતે એમ ધારતો હતો કે સંસ્કૃતિનાં ઝરણાં યુરોપની ભૂમિમાંથી ફૂટશે. આજે જ્યારે મારો આ દુનિયામાંથી મુક્ત થવાનો સમય પાસે આવે છે

ત્યારે મારી આ દઢ શ્રદ્ધા સરી પડી છે. હવે તો મારી છેલ્લી અભિલાષા એજ છે કે આપણા ગરીબાઈના દુઃખમાં પીડાતા આ દેશમાંથી એક પયગંબર જન્મે ને માનવતાની નષ્ટ થએલી આશાઓમાં જલ સીંચી પૂર્વમાંથી જગત સમક્ષ એ હૃદયોની મૃત આશાઓને સજીવન કરતાં પયગામ પૂકારે.

એક દિવસ એવો આવશે જ્યારે કોઈ અજબ અજીત પુરુષ પોતાના પ્રભાવથી દુનિયાએ ગુમાવેલો માણસાઈનો વારસો પાછો મેળવી, વિશ્વમાં 'શાંતિ'નો વિજય ધ્વજ ફરકાવે."

આ જન્મતિથિને શુભ પ્રસંગે પૂજ્ય ટાગોરજીને ઘણા સંદેશાઓ મળ્યા જેઓમાં પૂજ્ય મહાત્માજીનો નીચે પ્રમાણે છે.

"ચાર વીસીઓથી સંતોષાયા નથી. પાંચ વીસીઓ જ પૂરી થાય એવી અંતરની અભિલાષા!"

ડૉ. ટાગોર ઉત્તર આપે છેઃ "તમારી શુભ લાગણી માટે આભાર. ચાર વીસીઓ નકામી ગઈ. પાંચ વીસીઓ અસહ્ય થઇ પડશે!"

કેટલાક ચીની નેતાઓ તરફથી પણ શુભ લાગણીના સંદેશાઓ મળ્યા હતા.

['હિંદુસ્તાન ટાઇમ્સ'માંથી સંક્ષિપ્ત અનુવાદ.]

અમે ઇચ્છીએ છીએ કે પૂજ્ય ટાગોર બીજી ચાર વીસીઓ આયુષ્ય ભોગવે. એમના જેવા પયગંબરોની અને કવિઓની હિંદની પ્રજાને ખૂબ જરૂર છે ઘણું જીવો એ વિશ્વ વિભૂતિ કવિસમ્રાટ!!!

૨

## શ્રીમતી સરોજિની નાયડુ

શ્રીમતી સરોજિનીદેવી સંપૂર્ણ પ્રભાવશાળી સ્ત્રી રત્ન છે. ભારતવર્ષના એ સાચા પ્રતિનિધિ છે.

આ મહાન પુત્રી રત્નની ૬૦ મી જન્મતિથિ ઉજવવાનું કાર્ય હિંદ ભૂલ્યું છે. (૧૩ ફેબ્રુઆરી ૧૯૪૦). હિંદુઓમાં આવા મહાન આત્માઓની અમુક જન્મતિથિઓને માર્ગસૂચક ગણવામાં આવે છે જેમાં નિર્વિઘ્ન પસાર થયેલાં ભૂત-જીવન માટે આભાર માનવામાં આવે છે. આ જન્મતિથિ દિનની દરેક ક્ષેત્રમાં આબાદી અને ચઢતી કળા પામે એજ ઇચ્છા સેવતાં આપણે એમના જીવનકાર્યમાંથી શિક્ષણ અને બોધ લેવાની તક નહિ જ ગુમાવીએ.

જનતાના મહાન ઉપદેશક અને મદદગારની યાદગીરી સમા નાતાલના (જન્મ સંબંધી) દિવસો દેશભરમાં ખૂબ કિંમતી છે. વિશ્વની મહાન વિભૂતિઓની—કવિઓ, ફિલસૂફો અને પયગંબરોની—જન્મતિથિઓનું મહાત્મ્ય એક દેશને નહિ પરંતુ સારીયે માનવતાને



કરોળનું એક વિરલ પુષ્પ એ બુદ્ધ ભગવાન છે. માનવતાનાં દુઃખો સહન કરવાની શક્તિ અને જગતના રોગો નાશ કરવાનું અને અજ્ઞાનતા દૂર કરવાનું ઐશ્વર્ય તેઓ પોતાનામાં મૂર્તિમાન કરે છે. આવી રીતે એમનાં અંતઃ્યો દાખલો બેસાડી જનતાને એવાં કાર્યો કરવા પ્રેરે છે. સર્વોત્કૃષ્ટ જ્ઞાની પુરૂષ કરતાં આવા પરગજુ પુરૂષને માટે આ વસ્તુ સાચી છે.

આ સૂત્ર શ્રીમતી સરોજિનીદેવીના જીવનનાં કાર્યોને લાગુ પાડી, જો એમના અનુભવોને હિંદની મહાન વિભૂતિઓનાં કાર્યો સાથે સરખાવીએ તો ઘણું સરખાપણું તરી આવશે. હિંદ માટેનો શ્રીમતી નાયડુનો પ્રેમ અને તેમની તે માટેની સેવાઓ અપ્રતિમ છે. તેમનો આંતરિક જુસ્સો એ તેમની હિંદની સેવાઓનો સ્પષ્ટ અને સીધો કાર્યસાધક છે, તે હિંદુમૈયાનાં બીજા બાળકોને, દેશના વ્યક્તિત્વ ઉપર કુલિનતા અને ખાનદાની મુદ્રાંકિત કરતાં સરોજિનીદેવીના સરળ અને સુંદર કાર્યોની ખૂબીનો અનુભવ કરાવે છે. જનતાને આ કાર્યો પ્રેરણારૂપ બને છે. તે ઉપરાંત પવિત્ર રાષ્ટ્રપ્રેમને માટે બલિદાન દેવા ઉશ્કેરે છે.

હિંદુમૈયાની આ વ્હાલી પુત્રીની આ છુપાયેલી શક્તિ હિંદના આત્માને જે દુઃખો અત્યારે સહન કરવાં પડે છે તેને નવું જીવન ધાવવા તરફ દોરે છે. આ શારીરિક, માનસિક, અને હૃદયની વેદનાઓએ જ શ્રીમતી નાયડુને મહાન કવયિત્રી બનાવ્યાં છે અને હિંદની રાજનીતિમાં પાઠ ભજવવાને પ્રેર્યાં છે.

સરોજિનીદેવીના કાર્યોને બે વિભાગમાં વહેંચી શકાય. એક કવયિત્રી તરીકેની એમની અનન્ય સેવાઓ બન્ને સેવાઓનો જન્મ

દુઃખ અને પીડાની માટીમાંથી જ થયો છે. અને તેથી દુઃખી હિંદને સંદેશારૂપ છે. એમના કાવ્ય માટેનાં મંતવ્યો એમના પોતાના જ શબ્દોમાં કહીએ તો "લગ્ન-ગીતો કે હાલરડાંમાં કરુણ રસના સૂર તો ઓતપ્રોત થયેલા છે." શ્રીમતી સરોજિની-દેવીએ રાષ્ટ્રિય દુઃખોને પોતાનામાં મૂર્તિમાન કર્યાં છે એ તદ્દન સાચું છે અને તેથી જ તેમનો સ્વર અને શબ્દના પડઘારૂપે પ્રત્યુત્તર ના હોય એમ લાગે છે. ભારતના હૃદય ધબકારનો જુસ્સો સરોજિનીદેવીમાં કેન્દ્રિત થયો છે. માતાના દુઃખે દુઃખી થતી અને માતાની માફક જ સહન કરતી આ પુત્રી, સામર્થ્ય અને ખૂબીઓનું દર્શન કરાવવા દુઃખોને ભૂલી જયનાદ પણ પોકારે છે. હિંદનું સૌન્દર્ય, તેની વેદના અને બલિદાનોમાં જ છુપાયેલું છે. સરોજિનીદેવી પોતાના જીવન દ્વારા જ આ સંદેશો આપણને આપે છે. એડમન્ડ ગુસે શ્રીમતી નાયડુની કવિતા માટે જે કહ્યું છે તે તેમની રાજ્યનીતિને પણ લાગુ પાડી શકે છે.

"શ્રીમતી સરોજિની દેવી હિંદના શુદ્ધ અને સાચાં પ્રતિનિધિ રૂપ છે. તેમની શક્તિ જો કે અંગ્રેજી ભાષાદ્વારા ખીલી છે. તો પણ તે સિવાય તેમને પશ્ચિમ સાથે બીજો કાંઇ સંબંધ નથી. આ શક્તિ તેઓના ક્રાંતિકારક અને પ્રાચીન મનોભાવ પ્રસિદ્ધ કરે છે. સરોજિની દેવીની કૃતિઓ પૂર્વના અંધકારને અજવાળવાને શક્તિમાન છે...... વગેરે."

એમની રાજકીય સેવાઓ એમની કવિ તરિકેની જીંદગી પછી શરૂ થાય છે. તેઓ "હિંદ અને તેનો આત્મા" એ નિબંધમાં લખે છે કે "ઇગ્લેન્ડની હિંદ પ્રત્યેની હદ વગરની બેદરકારી તેમના કલ્યાણકારી માનસનો નમુનો હશે...તેમની શિક્ષણની નીતિ ભલે તેઓની દષ્ટિએ ખામી વગરની અને ફલદ હશે, પરંતુ આપણી જનતાની વિલક્ષણ બુદ્ધિને તે અયોગ્ય અને પ્રતિકૂળ છે. કારણ કે શિક્ષણ તો દેશની અવિનાશી અને સજીવન સંપત્તિ છે. તેથી તે વ્યક્તિત્વ ખીલવે એવું અને રાષ્ટ્રની શક્તિનું સાચું સ્વરૂપ બતાવે એવું હોવું જોઇએ......વગેરે."

શ્રીમતી સરોજિનીદેવીનાં આવાં કેટલાંયે ક્રાન્તિકારી કથનોએ પરદેશીઓને ચમકાવ્યાં છે. કેટલાકને તો એમ લાગ્યું કે તેઓને બ્રીટીશ રક્તની તૃષા લાગી છે! અરે! એડવીન મોન્ટેગે પણ કહ્યું કે "કવયિત્રી શ્રીમતી સરોજિનીદેવી આકર્ષક અને બુદ્ધિશાળી સ્ત્રી તો છે જ પરંતુ વધારામાં તેઓ ક્રાન્તિકારી છે. ખરેખર! તેઓ ક્રાન્તિકારી તો છે જ, પરંતુ હિંદના મંત્રીએ એ શબ્દ જે અર્થમાં ધાર્યો એ અર્થમાં તો નહિ જ!

કવિ શેલી અને આપણાં કવયિત્રી સરોજિની વચ્ચે બહુ જ સામ્ય છે. પવિત્ર દુઃખની દેવીએ ઉછેરેલાં આ બન્ને કવિઓ પોતાની સરકારની દષ્ટિએ સંદેહના કારણરૂપ બન્યા! આ બન્ને-બુલબુલ અને કોકિલા-દૈવી શક્તિ ધરાવતા સંગીત શાસ્ત્રીઓ છે. સ્વતંત્રતાને ખાતર પ્રાણ પણ અર્પવા તૈયાર થાય એવાં કવિ શેલિ અને કવયિત્રી સરોજિનીદેવીએ પોતાના દેશની નહિ પરંતુ માનવતાની અનન્ય સેવાઓ કરી; એકે દેશવટો ભોગવ્યો-બીજાં જેલ મહેલના ભોગી બની દેશની સેવા કરે છે.

સરોજિનીદેવી, કવિ શેલિની જ આશાઓ સેવે છે! શેલિએ કહ્યું કે "અન્ય એથેન્સ જન્મશે!" શેલિ જે કાર્ય નહોતાં કરી શકયા તે કાર્ય શ્રીમતી નાયડુ કરે છે અને તે અન્ય હિન્દને ઉછેરવાનું! હિન્દને સદ્ભાગ્યે, અને શ્રીમતી સરોજિનીદેવીના 'કર્મે' તેઓ સહેજે કાર્ય કરવાને ભાગ્યવંત નિવડયાં છે. અને

આશાવંતા કવિ શૈલિ ત્રીસ વર્ષની જુવાન વયે મરણ પામ્યા. આપણું આ અણમોલું સ્ત્રીરત્ન માનવતાને વધુ માર્ગસૂચક નિવડે અને દિર્ઘાયુ ભોગવે એ જ ઇચ્છા.

શ્રીમતી સરોજિનીદેવીને આપણું સન્માન અને પ્રેમ અર્પણ કરતાં પહેલાં એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ કે આ શિઘ્રબુદ્ધિવાળાં અને જાદુઇ શક્તિવાળાં સ્ત્રી હિંદમૈયાની પ્રતિમા જ છે. હિંદમૈયાને તેઓ પૂજે છે. અને પોતાની સેવા અર્પી દરરોજ વિનંતી કરે છે કેઃ

"હે વ્હાલી માતા! શું અમે ત્હારા નથી-ત્હારી શક્તિના અને ત્હારા અનેરા ગર્વના શું અમે વારસ નથી? અમે તને કોઇ દિવસ ભૂલવાના નથી-તને ત્યજવાના નથી-તારી પાસે કોઇ દિવસ અચકાવવાના નથી. હમારૂં હૃદય ત્હારૂં ગૃહ છે-ત્હારી ઢાલ છે. ત્હારો યજ્ઞકુંડ છે. જુવો! તમારે નામે મહાન તારલાઓને વિંધીશું અને તમને જ કીર્તિના સિંહાસને બેસાડીશું, વ્હાલો મૈયા!

["આર્યન પાથ"માંથી સંક્ષિપ્ત અનુવાદ]



# બદલાયેલાં વહેણ

: : : : લેખક: શ્રી. ચંદ્રકાન્ત જ. મજમુદાર

નજરે જોનારને એમ ન લાગે કે શેરીના ખુણામાં આવેલા એ નાના સરખા મકાનમાં રહીને, એક કોલેજીયન પોતાનો અભ્યાસ આગળ વધારી રહ્યો હશે. નિર્ધનતાના પ્રતીક-સમા એ મકાનમાં મધ્યરાત્રિ વિતિ ગયા છતાં પણ દિવો સળગતો માલુમ પડતો. ભૂતિયા લાગતા એ મકાન તરફ શંકાની નજરે જોતા વ્હેમીલાઓના શરીરમાંથી ભયની કોઇ અકથ્ય લાગણી પસાર થઇ જતી. પણ અવિનાશ તો કોઇ ધ્યાનસ્થ યોગીને છાજે એ રીતે તેનું કાર્ય કર્યે જતો હતો.

બે માળનું એ મકાન હતું. પ્રવેશદ્વાર ઉઘાડીને જમણી બાજુએ આગળ જાઓ એટલે રસોડું માલુમ પડે. રસોડાની આગળની બાજુએ અને પ્રવેશદ્વારની નજીક બીજા માળ પર જવા માટે રાખેલો દાદર આવેલો છે. દાદર ચઢીને ઉપર જાઓ એટલે અવિનાશનું અભ્યાસગૃહ આવે. દિવાનખાના તરીકે આ 'અભ્યાસગૃહ'નો જ ઉપયોગ થતો. એકાદ ખુરસી, નાનું સરખું ટેબલ, પુસ્તકો રાખવાનું કબાટ, પ્રાયમસ, ચ્હા-ખાંડના ડબ્બા, થોડાં વર્તમાનપત્રોનો ઢગલો —પહેલી નજરે જોનારને દિવાનખાના તરીકે ઓળખાતા ખંડની આ બધી વિચિત્રતાઓ આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવી હતી. આ દિવાનખાનાની જમણી બાજુએ એટલે કે રસોડાના ઉપરના ભાગમાં એક નાની ઓરડી આવેલી છે. શયનખંડ તરીકે આ ઓરડીઓનો જ ઉપયોગ થાય છે.

હોશિયાર વિદ્યાર્થી તરીકે અવિનાશ પ્રોફેસરોનું તેમજ વિદ્યાર્થીઓનું પ્રીતિપાત્ર બની શકયો હતો. હોશિયાર વિદ્યાર્થીને જરૂરી એવા બુદ્ધિ ચાતુર્ય, ઉત્સાહ, ખંત વગેરે ગુણો તેનામાં જરૂર હતા પરંતુ 'હોશીયારી'ની સાથે ઘણીવાર દેખાવા દેતા બીજા ગુણોનો તેનામાં સદંતર અભાવ હતો. ગંભીર મુખ રાખીને એકચિત્તે પ્રોફેસરનું ભાષણ સાંભળતા હોવાનો ઢોંગ કરવો, બીજા વિદ્યાર્થીઓ તરફ બુદ્ધિમત્તાને કારણે તિરસ્કાર બતાવવો, પ્રોફેસરો પાસે ખાનગીમાં જઇને વારંવાર પ્રશ્નો પૂછ્યા કરવા, વગેરે વિદ્યાર્થી શ્રેષ્ઠોમાં એકરૂપ થઇ ગએલા ગુણોએ તેની સાથે રીસામણાં લીધાં હતાં. સુટ અને હેટમાં સજ્જ થએલા તેના સહાધ્યાયીઓ વિદ્યાર્થીનીઓની મશ્કરી કરી જીવન તૃપ્તિનો આનંદ અનુભવતા. અવિનાશ આવી બાબતોથી ઘણું ખરું દૂર જ રહેતો.

"અવિનાશ કે વ્યાસ કોનું નામ?" એક દિવસ પ્રોફેસરે વર્ગમાં આવતાંવેંત પ્રશ્ન કર્યો.

તોફાની સિવાય બીજા વિદ્યાર્થીઓનાં નામ યાદ રાખવાની પ્રોફેસરો ભાગ્યે જ તસ્દી લે છે એ વાતની અવિનાશને બરાબર ખબર હતી. તેથી તેમના મુખે પોતાનું નામ બોલતું સાંભળી પ્રથમ તો તે ચમકી ઉઠયો. ગભ-રાટની લાગણી ઘડીભર તેના ચહેરા પર ચમકી ચાલી ગઇ. "તોફાન કરનારાઓમાં તો મારું નામ નહિ આવ્યું હોય?" વિજળી વેગે તેના મગજમાંથી એક વિચાર પસાર થઇ ગયો. પણ અત્યારે વિચાર કરવાનો વખત ન હતો. તે ઝૂજતે પગલે બેઠક પર ઉભો થયો. અમંગળ ભાવિની શંકાએ તેનું મન ઘેરી લીધું.

"સાહેબ, મારું નામ......" હજી થઇને તે મહામહેનતે વાકય પુરું કરી શકયો. વર્ગના ચારે ખુણા તરફ ફરી રહેલી પ્રોફે-

સરની દૃષ્ટિ અવિનાશને ઉભો થએલો જોતાં જ તેના પર સ્થિર થઈ. ગંભીર લાગતા તેમના ચહેરા પર સંતોષની રેખાઓ તરવરી રહી.

"મી. વ્યાસ જેવો નિબંધ ખુદ હું પણ લખી શકત કે કેમ તેની મને શંકા છે." પ્રોફેસરે નિખાલસતાથી કહેવા માંડ્યું. "એમના લખાણમાં વિચારપ્રવાહ સાથે વાણીપ્રવાહનો જે સુભગ સંયોગ જોવા મળે છે તે બીજે ક્વચિત જવલ્લે જ જડી આવે છે. મને આશા છે કે......"

વ્યગ્ર થએલું અવિનાશનું ચિત્ત ધીરે ધીરે શાંત થવા લાગ્યું. ઉભરાઈ આવેલી ભયની લાગણી ઓસરવા લાગી. અદૃશ્ય થએલું હાસ્ય પુનઃ તેના ચહેરા પર ચમકવા લાગ્યું. શાંતિનો શ્વાસ લઈને તે આસન પર બેઠો. બેસતાં બેસતાં તેણે આજુબાજુ નજર નાખી–નખાઈ ગઈ.

એ જ વખતે સામેથી આવતી કોઈ દૃષ્ટિ તેની સાથે અથડાઈ પડી. એ દૃષ્ટિમાં રહેલી મુંગી પ્રશંસા, એમાંથી પ્રકટ થતી દિવ્યપ્રેમની અકથ્ય ભાવના, એમાંથી નીતરતાં પ્રેરણાનાં પિયુષ (બધું કાવ્યમય લાગે છે નહિ?)–અવિનાશ આ દૃષ્ટિ વધુ વખત ન ઝીરવી શક્યો. હાસ્યવિલસિત મુખ તરફ તેણે એકવાર ફરીથી નજર નાખી ને તરત જ મુખ બીજી બાજુએ ફેરવી લીધું. પણ એ અજાણ્યું મુખડું તે જલદી ભૂલી ન શક્યો–જાણે તે તેના હૃદયમાં જડાઈ જતું હોય એમ લાગ્યું!

× × ×

"મી. વ્યાસ! તમારી નોટ્સ આપશો?" એક દિવસે માલતીએ અવિનાશને રસ્તામાં રોકીને પૂછ્યું.

"નોટ્સ!" પૂછનાર યુવતિ સામે અવિનાશ આશ્ચર્યચકિત થઈને જોઈ જ રહ્યો. હૃદયમાં ઘર કરી બેઠેલી એ યુવતિ આમ રસ્તામાં પોતાની સાથે વાત કરશે એમ તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો!

"હાં, કેમ આપશો તો ખરાને!" માલતીએ હસતાં હસતાં કહ્યું.

યુવતિ સાથે પહેલી જ વખત વાતચિત કરતાં થાય છે એવો સહજ સંકોચ અવિનાશે અનુભવ્યો–પણ તે એક ક્ષણ માત્ર જ બીજી જ ક્ષણે તે સાવધ થયો ને અવાજમાંથી શક્ય એટલો સંકોચ દૂર કરતાં હસીને બોલ્યો, "વાહ, કેમ નહિ?" એક નોટબુક કહાડી તેણે માલતી સામે ધરી.

"'લૉજીક'ની નોટ છે?"

"હા. કેમ બીજા કોઈ વિષયની જોઈએ છે?"

"આપને તકલીફ તો પડશે," નોટ લેતાં લેતાં માલતીએ કહેવા માંડ્યું.

"પણ જો દરરોજ એક એક વિષયની નોટ આપતા રહેશો તો ઉપકાર થશે."

"એમાં ઉપકાર શાનો?"

બન્ને કોઈ દમ્ય મુંઝવણમાં પડ્યાં હોય એમ લાગતું હતું. વાત કેવી રીતે આગળ વધારવી તેની બન્નેમાંથી કોઈને સમજ પડતી ન હતી. મુંગા બનીને તેઓ આગળ વધવા લાગ્યાં.

"'સંસ્કાર' માસિકમાં આપની જ વાર્તાઓ આવે છે, નહિ?" શાંતિ રાખવી અસહ્ય બનતાં માલતીએ વાત કરવા માટે બ્હાનું શોધી કાઢ્યું.

"હા" ઉત્તર આપતાં અવિનાશના મુખ પર સંતોષની છાયા પ્રસરી રહી.

"નવલિકા સાહિત્યમાં પણ તમે ઠીક પ્રગતિ કરી રહ્યા છો." માલતીએ પ્રશંસા-સુચક વાક્યો ઉચ્ચારતાં કહ્યું.

'આપ'થી શરૂ થઈને 'તમે' સુધી આવી પહોંચેલું સંબોધન સાંભળી અવિનાશે

ન સમજી શકાય તેવો ચમકારો અનુભવ્યો. આશ્ચર્યચકિત નયને તેણે માલતીના મુખ તરફ નજર કરી. તે દિવસે જોઇ હતી તેવી જ મુંગી (?) પ્રશંસા, તે જ પ્રકારની દિવ્ય-પ્રેમની અકથ્ય ભાવના, તે જ પ્રકારનાં પ્રેરણાનાં પિયુષ-આવું મુખડું જાણે તેના હૃદયના ઊંડાણમાં ઊંડા પડોમાં કોતરાઇ જતું હોય એમ લાગ્યું ! પરંતુ બીજી જ પળે તે સાવધ થયો. લાગણીનાં વહી જતાં પૂર સામે તેણે તરત જ સંયમનો એક મજબુત કિલ્લો ઊભો કરી દીધો. દૃષ્ટિને બીજી બાજુ ફેરવી લઇને તેણે આસપાસનું કુદરતી સૌંદર્ય જોવામાં મન પરોવવા માંડયું.

માલતીના મગજમાં પણ કાંઇક આવા જ વિચારો ઘોળાયા કરતા હતા. બોલ્યા-ચાલ્યા વગર તે પણ આગળ વધી રહી હતી. બન્ને પોતપોતાના વિચારમાં મશગુલ હતાં.

"નમસ્તે, મી. વ્યાસ !" છુટા પડવાનો રસ્તો આવતાં જ માલતી ઊભી રહી. અવિનાશ ઝબકીને જાગી ઊઠયો. ઉદ્ભવ પામતા આશ્ચર્યના ભાવોને દબાવતાં તેણે યંત્રવત્ જવાબ દીધો, "નમસ્તે."

આ તેમની પ્રથમ મુલાકાત. એક બીજા સાથે વાત કરવા ઉત્સુક રહેતાં હૈયાં આખરે મળ્યાં તો ખરાં પણ, કોણ જાણે કેમ, કહેવા ધારેલી વાતો હૃદયમાં ગુંગળાઇ રહેતી હોય એમ લાગ્યા કરતું હતુ.

"તમે તો બહારની પ્રવૃત્તિમાં પણ આગળ પડતો ભાગ લો છો, "બીજે દિવસે રસ્તામાં ચાલતાં માલતી વાત કરતી હતી, "લખવા બોલવામાં તો ઘણા યે શૂરા હોય છે. પરંતુ કરવાનો સમય આવી પહોંચે ત્યારે અડગ રહેનારા તો, તમારા જેવા, બહુ થોડા જ નીકળે."

"તમને લખાણ કરવાનો વધુ પડતો શોખ હોય એમ લાગે છે." અવિનાશે મજાકમાં કહેવા માંડયું, "કોઇ વસ્તુ સાચી લાગે તો એના પ્રચાર માટે હું પ્રયત્ન કરું ખરો પણ એમાં તમે કહ્યું તેવું કોઇ ભગીરથ કાર્ય નથી કરતો. એ તો ઇંદ્રિયોને સંતોષવાના જુદા જુદા માર્ગો છે એટલું જ."

અપાર આશ્ચર્ય વચ્ચે અવિનાશે બીજે દિવસે માલતીને શુદ્ધ ખાદીના પોશાકમાં આવેલી જોઇ. બન્નેનો પરિચય દિન પ્રતિદિન એટલો વધતો ચાલ્યો કે તેઓ પસાર થતાં હોય ત્યાં 'લયલા-મજનું' કે 'માલતી-માધવ' જેવાં વિશેષણો પાછળ સંભળાય જ

× × ×

"મજનું ઘેર ગયો છે."

એક દિવસ વર્ગમાં પેસતાં જ પોતાને ઉદ્દેશીને લખાયેલું વાક્ય માલતીએ પાટીયા પર વાંચ્યું. ગભરાટભરી નજરે તેણે છોકરાઓ તરફ જોયું પણ અવિનાશ ત્યાં નહતો. નિરાશા ભર્યા હૈયે તે આસન પર બેઠી. એને જરા પણ ચેન નહોતું પડતું. હૃદયમાં શૂન્યકાર વ્યાપી જતો હોય એમ લાગતું હતું. પ્રયત્ન કરવા છતાં પણ પ્રોફેસરનું 'લેકચર' સાંભળવામાં તેનું ધ્યાન ન રહ્યું. ધીમે ધીમે પણ ચોક્કસ નિરાશાની કાળી વાદળી તેના ચહેરા પર પથરાતી જતી હતી. મહા મહેનતે તેણે છુટી પડતા સુધીના પિરિયડ પૂરા કર્યા. 'રીસેસ' પડતાં જ તે બહાર આવી.

"સુરેશભાઇ ! તમારા મિત્ર એકાએક ઘેર કેમ ગયા ? તાવબાવ આવ્યો હતો કે શું ?" અવિનાશના મિત્ર સુરેશને જોતાં જ તેણે ગભરાટભર્યો પ્રશ્ન કર્યો.

'ના, એની માતાની માંદગીનો તાર આવ્યો હતો." સુરેશના વાક્ય પાછળ રહેલો નિરાશાભર્યો રંક માલતીને સ્પષ્ટ સંભળાયો. આંખમાં ધસી આવતાં આંસુને છુપાવવા તે બીજી બાજુ ફરી ગઇ. તેનું

વર્તન જોઈ ચકિત થએલો સુરેશ વિચાર કરતો રસ્તે પડયો !

× × ×

" અવિનાશ ! હવે માતાજીને કેમ છે?" અવિનાશને જોતાં જ માલતીએ આશંકા અને જિજ્ઞાસાભર્યો સવાલ કર્યો.

માલતીના હૃદયમાં પોતાનું સ્થાન ઊંચું હશે એની અવિનાશને અત્યારે જાણ થઈ. 'મારી માતાની કાળજી ? અને તે પણ માલતીને ? ' આ એક જ વિચારે તેનું હૈયું આનંદ ઘેલું કરી મૂકયું. માલતી માટે પહેલાં નહોતો એવો આત્મીયભાવ તેને અત્યારે લાગવા માંડયો.

" તું પણ એમને માટે ઠીક કાળજી રાખી રહી છે. " તેણે સહેજ હસીને જવાબ આપ્યો.

" પરંતુ ફિકર કરવા જેવું કાંઈ જ નથી. ઇશ્વરકૃપાએ તેમની તબીયત પાછી સુધરી ગઈ છે. "

એક વચનમાં થતું સંબોધન સાંભળી માલતી ચોંકી તો ખરી પરંતુ તેના રોમેરોમમાંથી વિરોધદર્શક લાગણી ઉદ્ભવી નહિ. જાણે આખું શરીરતંત્ર એક પ્રકારની સંગીનતા અનુભવી રહ્યું હોય એમ લાગતું હતું. તેણે અવિનાશ તરફ એક મીઠી નજર ફેંકી.

" હું તો ખરેખર ગભરાઇ ગઇ હતી." તેણે હસતાં હસતાં કહ્યું.

" અરે ગાંડી ! " અવિનાશને આ વાકય બોલવાની ઇચ્છા થઇ આવી પણ સ્વચ્છંદી બનતી જતી લાગણી પર તેણે સંયમ મેળવ્યો.

" લયલા-મજનું " ઘણા દિવસથી નહિ સાંભળેલું વિશેષણ તેમના કાન પર પડયું. દરરોજ હસી કાઢતાં હતાં તે વિશેષણ સાંભળીને બન્નેએ રોમાંચ અનુભવ્યો. તેમણે પાછળ જોયું પરંતુ આસપાસમાં કોઇ માણસ ન જણાયું.

" ત્યારે શું એ હવાઇ શબ્દો હતા ? " બન્ને વિચાર કરતાં હતાં.

× × ×

" અવિનાશ ! એક કામ કરશો ? "

" ફરમાવો. શો હુકમ છે આ સેવક પર ? " આટલા દિવસની મૈત્રી બાદ અવિનાશને મજાક કરવાનો હક્ક મળી ચૂકયો હતો.

પણ માલતીના મુખ તરફ નજર કરતાં જ એ સ્તબ્ધ બની ગયો. તેનો દરરોજનો હસમુખો ચહેરો આજે ગંભીર લાગતો હતો. હંમેશ ચળકાટ મારતાં તેનાં નયનોમાં ઝાંખપ આવી હોય એમ લાગતું હતું. મજાક કરવા બદલ જાણેઅજાણે પણ અવિનાશને પશ્ચાતાપ થવા લાગ્યો.

" અવિનાશ ! કાલથી આપણે જુદાં જુદાં ઘેર જઇએ તો ? " ચિરાતે હૃદયે માલતીએ પ્રશ્ન પૂછયો.

" જેવી ઇચ્છા. " તેણે દબાતે હૈયે જવાબ આપ્યો. જીવનમાં આશા-નિરાશા હોય પરંતુ પ્રેમમાં પણ આશા-નિરાશા હોય એ વાત અવિનાશને આજે પહેલી જ વખત સમજાતી હતી !

" ખોટું લાગ્યું ?" માલતીએ જરા વાર અટકી અવિનાશનો ચહેરો જોઇને પૂછયું.

" ના, રે ના. " હસવાનો પ્રયત્ન કરતાં અવિનાશે જવાબ આપ્યો.

" દરરોજ આપણને બધાં ખીજવ્યા કરે તેના કરતાં છૂટાં જઇએ તે સારૂં. " માલતીએ બચાવનું કારણ રજુ કર્યું.

લોકોની પરવા નહિ કરનારી માલતીને આવી ડાહી ડાહી વાતો કરતી સાંભળીને અવિનાશને આશ્ચર્ય થયું. કાલ સુધી લોકનિંદાની અવગણના કરનાર માલતી આજે આટલી બધી ફરી જઇ શકે એ વાત તેના માન્યામાં ન આવી. ' પણ એમ નિરાશ થયે કાંઈ વળવાનું નથી, ' તે વિચાર કરતો હતો,

'જીવનમાં આવતી મુશીબતોનો એક પુરુષને છાજે એવી રીતે સામનો કરવામાં જ પૌરૂષ છુપાયું છે.'

"આપની વાત સાચી જ છે." તેના સિવાય જતા મુખમાંથી આટલાજ શબ્દો સરી પડ્યા. તેમની વચ્ચે આથી વધુ કાંઈ પણ વાતચિત થઈ નહિ. મુંગાં મુંગાં તેઓ રસ્તો કાપી રહ્યાં. રસ્તો ફંટાતાંજ માલતી અટકીને ઉભી રહી.

"નમસ્તે" તેણે અવિનાશ તરફ બે હાથ જોડતાં કહ્યું.

"નમસ્તે." અવિનાશ તેને છેલ્લીવાર જોતો હોય એવી દૃષ્ટિ નાખતાં કહ્યું.

"આખરે તું મૂર્ખ જ નીકળ્યો" પથારીમાં આળોટતા અવિનાશનું મન તેને ઠપકો આપી રહ્યું હતું.

"તને મેં કેટલીવાર રોક્યો હતો કે 'બાઈ,એ રસ્તે જવામાં માલ નથી. આપણા જેવાનું એ ગજું નહિ,' પણ સાંભળવું છેજ ાને ? હવે નિરાશ થયો ત્યારે એક સ્ત્રીની માફક ખુણામાં શાનો બેઠો છે ? મેં તને નહોતો સમજાવ્યો કે એ મોટરવાળી સાથે આપણે ન શોભીએ ? એનો બંગલો તો તેં જોયો હતો ને ? તું તારી કઈ મિલ્કત પર એને આવી અંધારી ઓરડીમાં લાવવા માગતો હતો ? તારામાં એવી તે કયી શક્તિ છે કે એ ઐશ્વર્યને ઠોકરે મારીને તારી જીવન–સાથીની થવાનું પસંદ કરે ? એનાં લુગડાં તરફ તો નજર નાખ પચીસ પચીસ રૂપીયાની ખાદીની સાડી પહેરનારને તું તારી કયી મિલ્કતના બળ વડે ખુશ કરવા નીકળ્યો હતો ? તમારા આદર્શો ભિન્ન હોવા છતાં તું શા માટે તેના તરફ દોડી જતો હતો ? હવે ઠોકર ખાધીને ! તું તો એજ શિક્ષાને લાયક છે. હવે ઘરને ખુણે બેસીને આંસુ સારી કર ને ગઇ ગુજરી સંભારીને મનમાં મુંઝાયા કર."

"બરાબર; તારૂં કહેવું સાચું જ છે." નિર્ણયાત્મક સ્વરે અવિનાશ બબડ્યો.

"મારે એની પાછળ ફરવાનું કાંઈજ કારણ ન હતું. ઘડી ઘડી ધસી આવતી વાસનાઓને સંતોષવાનો એ એક ઉપાય માત્રજ હતો ને એ ઉપાય પણ કેટલો ભયંકર! ઓ પ્રભુ ! તુંજ મારૂં શરણ છે. એનાથી દૂર રહેવાનું–એના આકર્ષણથી જીવનભર મુક્ત રહેવાનું તું મને બળ આપજે..." પાસેની ઘડીઆળમાં એકનો ટકોરો પડ્યો. વિચારવંમળમાં ગોથાં ખાતા અવિનાશે આખરે નિદ્રાદેવીના ખોળામાં ઝુકાવ્યું.

× × ×

અવિનાશ માલતી સાથેનો સંબંધ ઓછો ને ઓછો કરતો ગયો. સામે મળી જતી છતાં પણ હવે તે તેને ભાગ્યેજ બોલાવતો. કૉલેજમાં આવવા જવાના વખતમાં પણ તેણે ફેરફાર કરી નાંખ્યો. જાણે માલતીને તે ઓળખતો ન હોય, માલતી જેવી કેઇ વસ્તુજ દુનિયામાં ન હોય, એ રીતે તે વર્તવા લાગ્યો.

દિવસો પર દિવસો પસાર થતા ગયા. વાર્ષિક પરીક્ષાનો સમય પાસે ને પાસે આવતો ગયો. અવિનાશ તેની શક્તિ એકજ ધ્યેય પાછળ કેન્દ્રિત કરવા લાગ્યો. પુસ્તકો સાથેનો તેનો મૈત્રી સંબંધ ગાઢ બનતો ગયો.

"અવિનાશ ?" રીસેસમાં પંખા નીચે બેસીને એક દિવસ તે લખતો હતો ત્યાં ચિરપરિચિત અવાજ તેના કાને પડ્યો.

તેણે લખવું ચાલુ જ રાખ્યું–જાણે માલતીનો અવાજ ન સાંભળ્યો હોય તેમ !

"અવિનાશ !" માલતીનો ધ્રૂજતો કંઠ તેણે ફરી સાંભળ્યો.

એ ધ્રૂજારીમાં કાંઇક એવું અકથ્ય દર્દ છુપાયું હતું કે પ્રયત્ન કરવા છતાં અવિનાશ જાત પર કાબુ ન રાખી શક્યો. આજ પૂર્વે કરેલો નિશ્ચય–કોઇ પણ સંજોગોમાં

માલતી સાથે નહિ બોલવાનો કરેલો નિશ્ચય-ડગમગી રહ્યો હોય એવી તેને ક્ષણિક ભ્રમણા થઇ આવી. પણ આક્રંદ કરતાં સ્ત્રી-હૃદયને તે વધુ વખત અવગણી શક્યો નહિ. લખવું બંધ રાખીને તેણે સામે ઊભેલી માલતી તરફ નજર નાખી.

" અવિનાશ ! મારા જન્મ પ્રસંગે આજ સાંજે મારા ઘેર આવી શકશો ? '

" માફ કરજો. મારે એક અગત્યનું..."

લાગણી પ્રવાહમાં ખેંચાઇ જતી જાત પર મહામહેનતે કાબુ મેળવ્યો.

" અવિનાશ ! પહેલેની વાતો ભૂલી જાવ. મારે ખાતર પણ આવજો. "

માલતીની ભીની આંખ સામે ઊભા રહેવાની અવિનાશમાં તાકાત ન રહી.

-" હું આવીશ. " એક ટૂંકા વાક્યમાં તેણે જવાબ આપ્યો.

" અહિંથી છુટીને સાથે જ જઇશું. "

માલતીનો હસતો ચહેરો થોડીવારમાં જ અદૃશ્ય થયો. ગહન વિચારમાં ડુબી ગયો હોય એ અવિનાશ ત્યાં જ બેસી રહ્યો.

× × ×

" ઘરમાં કેમ કોઇ જણાતું નથી ! બધા બહાર ગયા છે કે શું ? વિશાળ બંગલામાં રહેલી એકલતાએ આજે અવિનાશને પહેલીવાર મુંઝવ્યો.

" એક સગાને મળવા ગયાં છે. થોડા વખતમાં આવી પહોંચશે. " અવિનાશને ખુરશી પર બેસાડતાં માલતીએ જવાબ આપ્યો.

" તે દિવસે તમને ખોટું લાગ્યું હતું. નહિ ? " માલતીએ વાતચીતની શરૂઆત કરતાં કહ્યું.

" એવું તો ખાસ કંઇ નહિ પણ... "

" કાંઇ નહિ કેમ ? " માલતીએ હસતાં હસતાં કહેવા માંડ્યું, " નહિતર આટલા બધા રીસાઇ જાઓ ખરા ? અમારા તરફ જોવું નહિ, અમને બોલાવવા નહિ ને અમે રાક્ષસ હોઇએ એમ અમારાથી દૂર ને દૂર ભાગ્યા કરવું-આ બધું તો તમને પાલવી શકે ભાઇસાબ ! અમારા તરફનો તો કાંઇ વિચાર કરવો હતો-અમારાં ફુલ જેવાં કોમળ હૃદયને તો જરા પારખવું હતું ! "

પાસે જ વાગતા ગ્રામોફોનમાંથી અવાજ આવતો હતોઃ—

"ડંખ લાગ્યા દિલના
ન રૂઝાસે કદિ"

આ સત્ય માન્યામાં ન આવતું હોય એમ અવિનાશે માથું ધુણાવ્યું.

મારી વાત નથી સમજાતી, નહિ ? ક્યાંથી સમજાય ? " તેને માથું ધુણાવતો જોઇ માલતીએ કહ્યું.

વિચાર વમળમાંથી બહાર નીકળીને અવિનાશે માલતીના મુખ સામે નજર કરી. જાણે અજાણે પણ તેને એમ લાગ્યા વગર ન રહ્યું કે માલતી વધુ ને વધુ મોહક બનતી જાય છે !

"એ તો તમને એવું લાગે ! આખી આપણા બન્નેની સલામતીનો વિચાર કરતાં એ જ માર્ગ શ્રેષ્ઠ હતો." આટલા બધા દિવસ અતડા રહેવા બદલ અવિનાશે કારણ રજુ કર્યું.

"તમે સલામતીમાં માનો છો ખરા ? તમારો અરણ્ય ( એક વાર્તાનું પાત્ર ) તો સલામતીના વિચારને નબળાઈનું પરિણામ સમજી હસી કાઢતો હતો."

પોતાની ગમે ત્યાં છપાયેલી વાર્તાથી પરિચિત રહેતી આ યુવતિ અવિનાશને અદ્દભુત લાગી.

"કેટલીક વસ્તુઓ લખવામાં જ સારી લાગે. વાસ્તવિક જીવનમાં તેમની કિંમત જોવા જઈએ તો શૂન્ય જ માલુમ પડે."

"આ જ તમારો બચાવ કે ?"

"ત્યારે બીજું શું કહું ? મોર્ટન ( હેન્રી સાતમાના સમયમાં ગરીબ અને તવંગર બન્ને પાસેથી પૈસા પડાવતો એક નામચીન ધર્માધ્યક્ષ )ના ચીપીયાની માફક તમે મને બન્ને બાજુથી સપડાવી નાખ્યો છે. 'હા' કહું તો એ દુઃખ અને 'ના' કહું તો પણ દુઃખ."

ખટ......ગ્રામોફોનનું ઢાંકણું અચાનક રેકર્ડ પર પડયું ને એક અવાજ થયો.

ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય બન્ને ઊભાં થયાં ને ગ્રામોફોન પાસે પહોંચી ગયા.

"રેકર્ડ ભાગી ગઈ," ગ્રામોફોન ઊઘાડતાં જ અવિનાશના મુખમાંથી શબ્દો સરી પડયા.

"ચાલો, ઓછી થઈ," તેના મુખ પર ગભરાટનાં ચિહ્નો જોઈ માલતીએ હસીને કહ્યું.

"એને સાચવવા......"

તેનું વાક્ય અધુરૂં જ રહ્યું. અજાણતાં જ તેનો પગ અવિનાશના પગ પર પડી ગયો. અવિનાશના શરીરમાંથી વિજળી વેગે એક આછી કંપારી પસાર થઈ ગઈ. તેની નસોનું લોહી ગરમ થઈને બમણા વેગથી ફરવા માંડયું. પગ ઉઠાવી લેવાની ઈચ્છા છતાં તે તેમ ન કરી શકયો.

માલતી પણ વાજાને ટેકો દઈને એ સ્થિતિમાં ઊભી રહી.

સાંજના સમયનો મૃદુ પવન, કલ્લોલ કરતાં પક્ષીઓનાં ગાન, વિશાળ બંગલાનો એકાંતવાસ, સ્ફુટ થતા યૌવનની ફોરમ–બન્ને ભાન ભૂલ્યા, ઘડીભર અવિનાશ પોતાની આર્થિક સ્થિતિ વિસરી ગયો. કૃત્રિમ સામાજિક બંધનો તેને બાંધવાને અશક્ત નીવડયાં.

રેકર્ડ પર રાખેલો હાથ તેણે ઉંચો લીધો ને વાજા પર સ્થિર રહેલા માલતીના હાથ પર મુકયો. માલતીને વિરોધ કરવાનું મન ન થયું. તેણે પણ પોતાનો બીજો હાથ એક હાથ પર રહેલા અવિનાશના હાથ પર મુકયો. બન્નેનાં મુખ વધુ ને વધુ નજીક આવવા લાગ્યાં. એક બીજાનો શ્વાસોશ્વાસ પણ લાગવા માંડયો. એક જ ક્ષણ વધારે અને......

પણ ઘણી વાર ક્ષણ માત્ર જ માનવ–જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. એ મનુષ્યને કાં તો પાડે છે કે કાં તો ઉગારે છે. અવિનાશ અને માલતીના જીવનમાં પણ કાંઈ આવું જ બન્યું, એ ક્ષણ માત્રમાં જ તેમના પ્રેમ–પ્રવાહના વહેણ બદલાયાં.

ખેંચાઈ જતા મુખને અવિનાશે સ્થિર રાખ્યું. ડુબતો માણસ આખરે ફેંકે એવી, અગમ્ય ભાવોથી ભરેલી દૃષ્ટિ તેણે માલતીના મુખ તરફ નાખી, જેને આટલો અગત્યનો ભાગ ભજવ્યો હતો તે માલતીની આંખમાંથી નીકળતી મુંગી પ્રશંસા તેમાંથી પ્રકટ

થતી દિવ્ય પ્રેમની અકથ્ય ભાવના, એમાંથી નીતરતાં પ્રેરણાનાં પિયુષ-અવિનાશને લાગ્યું કે સૌંદર્યને પૂજવાને બદલે તેને ચૂંથવા તે તૈયાર થઈ રહ્યો છે.

" માલતી ! બ્હેન, માફ કર. " માલતીના પગ પાસે બેસી જઈને તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો.

" ભા...ઇ. " દિવ્ય પ્રેમના પ્રતીક સમા માલતીના મુખમાંથી બે જ અક્ષરો નીકળ્યા.

" માલતી, નીચે આવો છો કે ? " નીચેથી તેના માતપિતાની બૂમ સંભળાઇ.

" ચાલો, ભાઈ જઈશું ? "

" હા, બ્હેન, ચાલો. " અવિનાશે ઉભા થતાં કહ્યું.

---

## આશાનું મૃત્યુ

મૃત્યુ રમે ઉર મહીં તહીં બોલ શેનો ?<br>
મૃત્યુ ગમે, જીવનનો સુખ અંત લાધ્યો !<br>
પ્રેમી જનો મળી રહે તહીં ધન્યતા છે !<br>
આશા નથી નવી કશી પછી મૃત્યુ વાંછે !

શ્રી. અંબાલાલ ન. શાહ

# મહાજનોની માતાઓ

## જે માતાઓએ સંસ્કાર આપી તેમના પુત્રોને મહાન બનાવ્યા

સંપાદક : શ્રી. મણિલાલ પ્રભાશંકર વ્યાસ

એક હિન્દુ વિચારકે કહ્યું છે કે, "ગુણવતી માતાનું મૂલ્ય હીરા-માણેકો કરતાં કયાંય ચડિયાતું છે. તેના મોંમાંથી હમેશાં ડહાપણના ઉદ્‌ગારો જ નીકળે છે અને એની જીભમાં હમેશાં માયાળુપણાનો વાસો હોય છે. તેનાં બાળકો ઉચ્ચ કક્ષાએ ચડી જતાં તેને તે માતાના આશીર્વાદરૂપ લેખે છે." આપણા હિંદી મહાજનોની માતાઓએ આ આદર્શને સત્ય રીતે ચરિતાર્થ કરી બતાવ્યો છે. તેમાંના અનેકોએ પોતાની એ ઉચ્ચ સ્થિતિ તેમની માતાઓને આભારી હોવાનું જાહેર કર્યું છે. ઘણા દાખલાઓમાં આપણે અજાયબીભરી રીતે જોઈએ છીએ કે, આપણા મહાજનોને તેમના પિતા બાલ્યકાળમાં તેમની માતાના ખોળે મૂકી પરલોકે પ્રયાણ કરી ગયા હોય છે અને પરિણામે માતાની હૂંફભરી ગોદમાં તે ઊછરેલા હોવાનું માલૂમ પડે છે. એ માતાઓને કંઈ આધુનિક શિક્ષણ મળેલું ન હોતું; પણ તેમનામાં પૌર્વાત્ય સંસ્કારો સાથે બુદ્ધિકૌશલ્ય અને તે ઉપરાંત વધારામાં ધાર્મિક શ્રદ્ધાએ મુખ્ય ભાગ ભજવ્યો હોય છે. તેમનાં જીવન નિઃસ્વાર્થતાની વિશિષ્ટતાથી ભરપૂર હતાં. તેમજ તેમનાં બાળકો પ્રત્યેની ઊંડી ભાવના અને સેવાના ઉચ્ચ આદર્શોથી તેમનાં અંતર ઓતપ્રોત થયેલાં હતાં. આધુનિક શિક્ષણ અને તેનાં પરિણામોથી તેઓ તદ્દન અજ્ઞાત હતાં. તેમના ભાઈઓ અથવા તો પતિઓ ૨૦ થી ૩૦ રૂપિયા કમાતા—આજથી અર્ધો સૈકા પહેલાં આ આવક સારી ગણાતી—તેમની એકમાત્ર આકાંક્ષા તેમનાં બાળકોના ચારિત્ર્યને ઉત્તમ બનાવવા પૂરતી જ રહેતી.

[ ૧ ]

હિંદના દાદા દાદાભાઈ નવરોજી તેમની માતા માટે કહે છેઃ

"આ આત્મ કથામાં જે છેવટે આવે છે તે મારી માતા જે અગ્રસ્થાન ધરાવે છે તે છે. હું જ્યારે તેનું એકમાત્ર બાળક નાનો હતો ત્યારની તે વિધવા થયેલી—જેનો તેણે સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરેલો. તેણે તેના સર્વસ્વથી મને લપેટી લીધો હતો. તે અભણ છતાં મારા પ્રત્યે તેનો અગાધ પ્રેમ હતો. છતાં તે એક ડાહી માતા હતી. કદી કદી તે મારા પ્રત્યે ખૂબ તકેદારી રાખતી. વળી પાડોશમાં રહેતા લોકો માટે એ એક આદર્શ સલાહકાર હતી. મારા સ્ત્રીશિક્ષણના તેમ જ અન્ય સામાજિક સુધારાઓમાં તે દિવસના પૂર્વગ્રહો છતાં પ્રયત્નોમાં તે મને હાર્દિક સહાય આપતી. "આજે હું જે છું તેવો તેણે મને બનાવ્યો છે." દાદાભાઈના ચરિત્રલેખકોમાંના એક ડૉ. આર. પી. મસાણીએ લખ્યું છે કે "એ માતા એના પુત્રની સતત સાથીદાર, ઉછેરનાર, શિક્ષિકા, અને દૈવી દેખરેખ રાખનાર—એ બધું આ માતાજી હતી અને તેની આ સેવાઓ તેણે લગભગ પચાસ વર્ષસુધી આપી હતી." એ માતાએ એમને માટે મહેનત કરવાની હતી એટલું જ નહિ પરંતુ પડોશીઓનાં કુછંદોથી તેનું રક્ષણ પણ કરવાનું હતું. અન્ય મહાન સ્ત્રીઓની માફક

તેના પર પણ તેના મહાન પુત્રની છાપ પડી હતી. આગળના દિવસોમાં જ્યારે એના પુરાણા વિચારો અને એના પુત્રના નૂતન વિચારો વચ્ચે મતભેદ પડેલા ત્યારે એ માતા પુત્રના વિચારોને નમતું આપતી. એક વાર એવી અફવા ફેલાઈ હતી કે, દાદાભાઈ ઇગ્લેન્ડમાં એક અંગ્રેજ બાઈ સાથે લગ્ન કરવા તજવીજ કરે છે, ત્યારે એ માતાને બહુ જ લાગી આવેલું. આ વાતની દાદાભાઇને ખબર પડતાં તરતજ એ વિધેની ખરી ખાતરી કરાવવા માટે દાદાભાઇએ પહેલીજ બોટ પકડી જાતે હિંદ આવી ગયેલા. અને આ માતા અભણ છતાં તેઓ તેને ઇગ્લેન્ડની સફરે પણ લઈ ગયેલા.

[ ૨ ]

મહાત્મા ગાંધીજી પણ એમનાં માતાનું જ એક વિશ્વાસપાત્ર પ્રતિબિંબ છે. ગાંધીજીએ એમનાં માતાને અનેક વાર અર્પેલી અંજલિ આજે ક્યાંય અજાણી નથી. તેઓ કહે છેઃ

"મારી માતા મારા પર જે એક અનોખી છાપ મૂકી ગઇ છે તે સંતપણાની છે. તે અત્યંત ધાર્મિક હતી. તે દરરોજની પ્રાર્થના કર્યા સિવાય જમવાનો વિચાર પણ કરતી નહિ." મહાત્માજીની ઉપવાસપ્રથાથી આજે કોણ અજાણ્યું છે? સંભવ છે કે આ ઉપવાસ તેમનાં માતાના એ સંસ્કારમાંથી તેમને મળ્યા હોય. કોઇ વખત પણ એ માતા ચાતુર્માસના ઉપવાસ કે એકટાણાંને ચૂકતાં નહિ, એટલું જ નહિ પણ શરીરસ્વાસ્થ્ય સારું ન હોય ત્યારે પણ તેમાં બાધ આવતો નહિ એ માતા સામાન્ય બુદ્ધિ અને ડહાપણવાળી છતાં ઘરની તમામ બાબતોથી સદા પરિચિત રહેતી. તે પોતાના પુત્રની દુનિયાઇ કારકિર્દી કરતાં તેના ચારિત્ર્ય પર વધુ ધ્યાન આપતી. પોતાના પુત્રની ચારિત્ર્યભ્રષ્ટતાના ભયને લીધે તે તેને વિલાયત જવા દેવા તૈયાર નહોતી, પરંતુ જ્યારે તેણે પંચ મકારના ત્યાગની પ્રતિજ્ઞા લીધેલી ત્યારે જ તેણે તેને તે માટેની છૂટ આપી હતી.

[ ૩ ]

હિંદના મહાન નેતાની પત્ની અને માતા થવાનું સદ્દભાગ્ય સ્વ. સ્વરૂપરાણી નહેરૂને પ્રાપ્ત થયું હતું. પરંતુ આ સદ્દભાગ્ય સાથે દિલગીરી પણ સંકળાયેલી હતી. આ માતાએ તેના જે પતિ અને પુત્રને વૈભવ વિલાસમાં ઉછરેલા જોયા હતા તેમને જેલજીવનની કઠિનતાઓ વેઠતા જોવાના પ્રસંગો પણ આવ્યા હતા. આ માતાએ પણ સ્વાતંત્ર્યસંગ્રામમાં પ્રવેશ કર્યો હતો અને રાષ્ટ્રીય સરઘસોને મોખરે રહીને લાકીઓના ફટકા ઝીલ્યા હતા, જેનાથી તે લગભગ મરણતોલ જેવી સ્થિતિ ભોગવતાં હતાં. પં. નહેરૂ લખે છે કે જ્યારે એ માતા તેમને જેલમાં મળવા આવ્યાં ત્યારે તેમના માથા પર પાટો બાંધેલો હતો, છતાં સ્વયંસેવકો સાથે રહીને સોટીમાર અને લાકીમાર ખમીને આનંદ અને ગૌરવ અનુભવતાં હતાં.

શ્રીમતી નહેરૂને, હિંદના અન્ય મહાજનોની માતાઓ કરતાં પશ્ચિમ સાથે વધુ સંપર્ક હતો, છતાં તેઓ રહેણી-કરણીમાં સંપૂર્ણ પૌર્વાત્ય આદર્શ દાખવતાં. તેઓ અત્યંત ધર્મશ્રદ્ધાળુ હોઇને ગંગાસ્નાનનો નિયમ પાળતાં. પિતાની પ્રખર દેખરેખ વખતે આ માતા પુત્રને શીતળ છાંય આપતી. તેઓ અત્યંત માયાળુ અને નમ્ર સ્વભાવનાં હતાં, તેમના કુટુંબમાં પુત્રને જેલ લઇ જવાતો જોતાં વારંવાર વેધક દશ્યો નજરે પડતાં.

[ ૪ ]

અને ગોપાલ કૃષ્ણ ગોખલેનાં માતા પણ

એમના જીવનનાં પ્રેરક બળોમાં અગ્રભાગ ભજવે છે. એ એટલાં બધાં ધર્મભીરુ હતાં કે પાપ કરતાં અત્યંત ડરતાં. આ માતા તો પતિ અને પુત્રની સેવામાં પોતાની ધર્મભાવનાનો વિશાળ સ્રોત વહાવતાં હતાં. ગોખલેજીનાં માતા એ એક આદર્શ માતા હતાં. એમનો પરિચય આપતાં સ્વ. ગોખલેજીના જીવનીકાર શ્રી. જુગતરામ દવે લખે છે:

"ગોખલેજીનાં માતા સત્યભામાબાઇ ભલાં, ભોળાં અને ભક્તિવાળાં હતાં. ગોપાળરાવને પોતાની પ્રેમાળ માતા ઉપર ઘણો જ પ્રેમ હતો. તે મોટા થયા અને માતા મરણ પામ્યાં ત્યાર પછી તેમનો એવો નિયમ હતો, કે જ્યારે જ્યારે માતાની મૃત્યુશય્યાવાળા ઘર પાસેથી પોતે પસાર થતા ત્યારે પળ વાર ઊભા રહી માતાનું સ્મરણ કરી નમસ્કાર કરવાનું તે કદી ચૂકતા નહિ. પતિવ્રતા સત્યભામાબાઇ પોતાના પતિના મૃત્યુ પછી પતિનું એક ધોતિયું પુણ્ય સ્મૃતિચિહ્ન રૂપે બહુ જ જતન અને ભક્તિથી સાચવતાં. માતા ગુજરી ગયા પછી તેને પ્રિય એવું એ સ્મૃતિચિહ્ન ગોખલેએ પોતે ઘણા જ સન્માનપૂર્વક સંભાળી રાખ્યું. ગોખલેનાં વાણીવર્તનની કોમળતા અને મધુરતા આ પ્રેમાળ માતાનો જ વારસો હતી."

આપણા દેશના અનેક મહાપુરુષો તેમની માતાના સંસ્કારોથી સંસ્કારિત થઇને મહાન બન્યાનાં સંખ્યાબંધ દૃષ્ટાંતો મળી આવે તેમ છે. પરંતુ સ્થળાભાવે આ ચાર જ મહાપુરુષોની માતાઓએ તેમના પુત્રો પર જે છાપ પાડેલી તેનું યત્કિંચિત્ ખ્યાન આપવા પ્રયત્ન કર્યો છે.×

× Indian Readers' Degestના માર્ચ '૪૧ ના અંક પરથી સૂચિત.



## પંથે

હું તો ઉડ્યું ગગન કેરી ગોદમાં રે લોલ,
 મારો પંથ જાય દૂર દૂર જો...
મેં તો ચાંદા સૂરજ આંજ્યા આંખમાં રે લોલ,
 મારી વાટે અંધારાં ઉભરાય જો...
મેં તો સાગરના અમૃત ડોળિયાં રે લોલ,
 મારા કંઠે તો શુષ્કતા સુહાય જો...
મેં તો પત્થરના દેવ પૂજ્યા રે લોલ,
 ખાલી હૈયું ન જરી ભરાય જો...
મેં તો સાચા માનવને ઉપાસિયા રે લોલ
 મારાં પ્રેમે અંધારાં ઉલેચિયાં જો...
મેં તો શીલ સમાનતાના સેવીયાં રે લો,
 મારા ઉરે તો જગની મોઢાશ જો...
હું તો ઉડ્યું ગગન કેરી ગોદમાં રે લોલ,
 મારા પંથ જાય દૂર દૂર જો...

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

# સ્ત્રી : સમગ્ર સંસ્કૃતિનું કેન્દ્ર*

વ્યાખ્યાતા :
સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ.

આશિષ આપવાનો, જ્ઞાન આપવાનો અધિકાર મર્યાદિત હોય છે. એ માટે ભારે પાત્રતાની જરૂર છે. પરન્તુ આશીર્વાદ તો સહુ કોઈ આપી શકે. જ્ઞાનિ, અજ્ઞાનિ, પાપી કે પુણ્યવાન. હૃદયની ઉર્મીએ આશીર્વાદ માટેની પાત્રતા હોય તો આપના દીક્ષાન્ત કાળે હું આપને આશીર્વાદ આપું છું.

સ્ત્રી જેટલે અંશે પરતંત્ર એટલે અંશે આખી પ્રજા પરતંત્ર. સ્ત્રી જેટલે અંશે અજ્ઞાન તેટલે અંશે આખી પ્રજા અજ્ઞાન. સ્ત્રી જેટલી સંસ્કારહીન એટલે અંશે આખી પ્રજા સંસ્કારહીન. સ્ત્રી જેટલી નિર્બળ એટલે અંશે આખી પ્રજા નિર્બળ. સ્ત્રી એટલે સમગ્ર સંસ્કૃતિનું કેન્દ્ર. સ્ત્રીની આસપાસ સૃષ્ટિ સર્જાય છે. ભૌતિક તેમજ ભાવનાત્મક. હિન્દની સમસ્ત પ્રજાને મારો પ્રશ્ન છેઃ હિન્દ સ્વતંત્ર છે ? હિન્દ જ્ઞાન સમૃદ્ધ છે ? હિન્દના સંસ્કારને કોઇ ગણતરીમાં લેખે છે ? હિન્દની શક્તિનો સ્વીકાર થાય છે ? અરે, હિન્દને કોઇ સાંભળે છે ખરૂં ? સત્તા હાથમાં આવતાં પહેલાં, સત્તા માટેની લાયકાત મેળવતાં પહેલાં સત્તાની-પારકા વજ્રદઢ હાથમાં રહેલી સત્તાની વહેંચણીમાંજ-વહેંચણીની કલ્પનામાં જ લઢી પડેલા હિન્દુ મુસ્લીમોને મારો આ પ્રશ્ન છે. એકબીજાની ઉપર મિથ્યા સીરજોરી કરી રહેલા હિન્દવાસીઓને ખડખડ હસતું જગતનું વાતાવરણ પ્રશ્નનો જવાબ આપી રહ્યું છે. હિન્દ પરતંત્ર છે ! હિન્દ અજ્ઞાન છે ! હિન્દ શિષ્ટતાહીન છે ! કારણ તે નિર્બળ છે અને જે કાંઇ રહ્યું સહ્યું બળ તેની પાસે છે તેનો ઉપયોગ અન્દર અન્દર લઢવામાં અગર સત્તાધીશોની ઇચ્છા પ્રમાણે તેમના લાભાર્થે થઇ શકે છે. પરતંત્ર, અજ્ઞાન, અશિષ્ટ અને નિર્બળ હિન્દને શા માટે કોઇ હિસાબમાં લેખે ?

આપના દીક્ષાન્ત સમયે આપને અને આપના દ્વારા સર્વદીક્ષિત સન્નારીઓને મારી નમ્ર પરન્તુ આગ્રહભરી વિનંતિ છે. આર્યાવર્તની પરિસ્થિતિ આપ જુઓ અને તેને સુધારો. આપને વિનંતિ હું એટલા માટે કરું છું કે સંસ્કારી સન્નારીઓમાં મને ખૂબ વિશ્વાસ છે, શક્તિ સંપન્ન ,સ્ત્રીઓમાં મને ખૂબ શ્રદ્ધા છે. જ્ઞાન સમૃદ્ધ સ્ત્રીશક્તિમાં મને ખૂબ આસ્થા છે. કવિની કલ્પના સ્ત્રીને સૌન્દર્યમૂર્તિ તરીકે જુએ છે. જ્ઞાનવાનનો આદર્શ બ્રહ્મચારિણી સરસ્વતિનો વિશુદ્ધ આકાર ધારણ કરે છે. અને કુદરતે-નિસર્ગ માતા સમૃદ્ધિની ભાવના લક્ષ્મીમાં વ્યક્ત થાય છે, ને આખી માનવ જાતને જીવંત રાખી છે. આ કરતાં વધારે શ્રેષ્ઠ સત્ય બીજું કોઇ નથી. સ્ત્રી સર્જે માનવતા સ્ત્રીમાં જ મર્યાદિત થતી સંસ્કૃતિને ઉપજાવે છે. એ સંસ્કૃતિ હજી પ્રફુલ્લિત નથી, પ્રફુલ્લે છે ત્યાં પાછી કરમાઇ જાય છે, સમગ્ર માનવ જાતને તે પહોંચી વળતી નથી, અને જ્યાં પહોંચે છે ત્યાં તે ઘમંડી સત્તાપ્રિય બની દાસત્વ ઉપજાવે છે. દીક્ષિત બ્હેનો, જગતમાંથી દાસત્વ દૂર કરો. જ્યાં સુધી જગતમાં દાસત્વ છે, ઉચ્ચનીચતા

* આર્યકન્યા મહાવિદ્યાલય વડોદરાના ચતુર્થ દીક્ષાન્ત સમારંભ પ્રસંગે આપેલું પ્રેરક દીક્ષાન્ત અભિભાષણ

ભેદ છે, સત્તા છે, શોષણ છે ત્યાં સુધી આપણી સંસ્કૃતિમાં વિનાશ છે. માણસે જન્માવેલા જગતમાં દાસત્વ ન શોભે, સત્તા ન શોભે, શોષણ ન શોભે.

જગતમાં અને ખાસ કરી હિન્દ જેવા પરાધીન દેશમાં સ્ત્રી વર્ગ ઉપર દાસત્વની, શોષણની છાપ દૃઢ પડી રહી છે. સ્ત્રી એટલે પુરુષની મમતા સાચવનારી, પુરુષની સુખવાસના પોષનારી, અને પુરુષનાં હિત બદેલાવનારી આધીન માનવ સંસ્થા કહીએ તો ચાલી શકે. માત્ર પુરુષની પડખે અને પુરુષને પડખે જ એનું સ્થાન ગણાય. હિન્દની સંસ્કૃતિને હસી કઢાનાર પશ્ચિમ આજ પણ ખંડકનો ખોરાક ઉપજાવવા સ્ત્રી વર્ગને લલચાવે છે, પ્રેરે છે એટલું જ નહી, તેને ખાતા કરે છે. ઘર અને રસોડું સંભાળવાની જ સ્ત્રીની પ્રાથમિક અને મુખ્ય ફરજ નાખી તથા શારીરિક ટીપટાપીમાં મનાવરી છે અને એ ટીપટાપીમાંથી વિલાસની રાજનીતિએ તેને ખુલ્લે છોગે બજારમાં પણ મૂકી છે. સ્ત્રી જાતિનું આથી ભારે અપમાન બીજું હું જોઈ શકતો નથી. કુદરત તો કહે છે પુરુષ અને સ્ત્રીએ પરસ્પરની પડખે અને પરસ્પરને પાછળ રહેવાનું છે. દેહભેદ કે કાર્યભેદ ઉચ્ચ નીચની ભાવના ઉપજાવવા માટે સર્જાયેલા નથી, પરંતુ પરસ્પરની અનિવાર્યતા, પરસ્પરના અવલંબનને સ્પષ્ટ કરવા માટે સર્જાયા છે. સ્ત્રી વગર સૃષ્ટિચક્ર અટકી પડે છે. પુરુષ વગર સૃષ્ટિચક્ર અટકી પડે છે. બન્નેનું મહત્ત્વ સરખું છે એ કુદરત પોકારી પોકારીને કહે છે, રસોડું કે ઘર એજ સ્ત્રીનો પ્રદેશ હોય તો પણ એ ઘર કે એ રસોડાની રચનામાં માનવ જગતની મોટી રચના સમાયેલી છે, અને ઘર કે પાકગૃહની આસપાસ જ જગત રચાયું, કેવી માનવતા રચવી એનો યોજના અધિકાર પુરુષના જેટલો જ સ્ત્રીનો છે.

આટલું આપણે સમજી લઈએ તો આજ છે એના કરતાં જગત વધારે સારું થાય. સ્ત્રીઓ આ અધિકાર સમજે અને વાપરે તો યુદ્ધમાં પરિણામ પામતી પુરુષ પ્રેરિત સંસ્કૃતિ વધારે કુમળી અને માનવતાભરી બને.

આ અધિકાર સમજવા અને મેળવવા માટે જ્ઞાનની જરૂર, શક્તિની જરૂર, બાલિકાઓને, બ્રહ્મચારિણીઓને જ્ઞાન આપવાની પ્રત્યેક વ્યવસ્થા આજ તો આવકારપાત્ર છે. જ્યાં જ્ઞાન જ નથી ત્યાં જ્ઞાનનું કિરણ જે પ્રકારે પડે એ ઇચ્છવા યોગ્ય છે.

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते**

હિન્દની નેવું ટકા વસ્તી અભણ અને દસ ટકા ભણેલાઓમાં પણ બે ટકા સ્ત્રીઓ ભણેલી. એવી દુર્દશાવાળા દેશમાં જ્ઞાન પ્રસારની નાની મોટી સર્વ પ્રવૃત્તિઓ આપણને આવકાર લાયક જ લાગે છે. અને તેમાંયે સ્ત્રીઓમાં જ્ઞાન સીંચવા મથતી કાર્ય પ્રણાલિકા સર્વથા આવકાર જ નહીં પરન્તુ ઉત્તેજનને પાત્ર છે, સહાયને પાત્ર છે, સહાનુભૂતિને પાત્ર છે. પરાધીન દેશમાં પોતાના પગ ઉપર ઊભી રહેતી કોઈ પણ સંસ્થા આપણી પરાધીનતા ટાળવાનું શિક્ષણ જ આડકતરી રીતે આપી રહે છે.

જ્ઞાન અર્થે જ્ઞાનની એક સંભાવના જગતમાં પ્રચલિત છે. તત્ત્વતઃ એ સાચી સંભાવના છે. હજારોના પગાર મેળવી સુખ વૈભવને ચારે પાસ ખડકીને બેઠેલા પૂર્વ પશ્ચિમના પ્રોફેસરો, મન્ત્રીશ્વરો, વાઇસચૅન્સલરો કે વિદ્વાનો એના ઉપર ભાર દેઈને બોલી શકે. અમર જ્ઞાનને માટે સાધુ કે સંન્યાસી બની જગતના વૈભવને ઠોકરે મારી એક ઝુંપડીમાં વસનારાની તાકાત જગતનો કોઈ ઋષિ મુની એ સંભાવનાને સત્યસ્વરૂપે સમજતી હો. સાથે સાથે ઉદર અર્થે જ્ઞાનની પણ સંભવના છે તે વિસારે પાડવા સરખી નથી.

વ્યકિતના કે સમાજના ઘડતરમાં જે જ્ઞાન એક અગર બીજી રીતે ઉપયોગમાં ન આવે એ નિષ્ફળ જ્ઞાન જગતને નિરુપયોગી છે. જ્ઞાન ઉપર જીવન ઘડાય, જ્ઞાન પ્રમાણે જીવાય તોજ જ્ઞાનનો પ્રવૃત્તિ સાચી ગણાય. જીવનનો અર્થ સતત ચાંચલ્ય થતો હોય તો પણ એ ક્ષણે બદલાતી પરિસ્થિતિને પહોંચી વળવા જેટલી આવડત જ્ઞાનમાંથી ન આવે તો એ જ્ઞાન નકામું છે. એટલું જ નહીં, પણ એ જ્ઞાન બંધનરૂપ બની જાય છે. બંધનરૂપ બની જતા જ્ઞાનને આર્યસંસ્કૃતિએ ઓળખવાની જરૂર છે. કારણ જ્ઞાનને બંધન બનાવી દેવાની કોઇ અજબ આવડત આપણે ખીલવી છે. અને એ આવડત ઓછી કરવાની શકિત ચાલી જવાથી આપણો આર્યાવર્તજ નહીં પણ આપણી આખી આર્યસંસ્કૃતિ સંકોચાતી. આજ પરાધીન અને પારકાની મુઠીમાં રમે એવડી નાની બની ગઈ છે. નહીં તો ચીન જાપાનથી તુર્કસ્થાન સુધી પોતાની શિષ્ટતાના અવશેષો વેરતી સંસ્કૃતિમાં 'અટક' આગળ અટકાવાનું કેમ હોય ? નૌયાન માટે પ્રાયશ્ચિત કરવાનું શા માટે હોય ? નિરૂપયોગી જ્ઞાન બંધનરૂપ બન્યું અને પૃથ્વિ પ્રદક્ષિણાની શોખીન પ્રજાને દરીયોપાર કરવામાં પાપ લાગી ગયુ છે.

જ્ઞાન જેમ એક પાસ બંધનરૂપ બને છે તેમ બીજી પાસ તે બંધનો સર્જે છે. પરમ જ્ઞાન એટલે જ મુકિત. આપણી તેમજ સર્વની. પરન્તુ આજ તો જ્ઞાન બોમ્બ રચી રહ્યું છે, વિનાશિકાઓ રચી રહ્યું છે, ઝેરનાં પડ પાથરી રહ્યું છે. મૃત્યુના ભયંકર પડછાયા પાથરી રહ્યું છે, એટલું જ નહીં, પરન્તુ કરોડો માનવીઓને બંધનમાં રાખી જગત સ્વાતંત્ર્યને નામે યુદ્ધ પોકારી રહ્યું છે. આપણી આર્ય ભાવનામાં સંહારના દેવને શિવ કહ્યા છે. શિવનો અર્થ કલ્યાણ. કલ્યાણની ભાવના, કલ્યાણનો આદર્શ, કલ્યાણની યોજના અને કલ્યાણની શકિત વગરના સંહાર એ પાપાચાર છે, ભ્રષ્ટાચાર છે, અસુરાચાર છે. પશ્ચિમ પ્રેરિત સંહારોની આજ પરીક્ષા થઈ રહી છે. ગયા યુદ્ધમાં જગતનું કેટલું કલ્યાણ સધાયું અને આજના યુદ્ધમાંથી કેટલું કલ્યાણ સધાશે એની અહીં વિચારણા કરવાની જરૂર નથી. જ્ઞાનની વિનાશક શકિતને ભયંકરમાં ભયંકર પરચો આજનું યુદ્ધ દર્શાવી રહ્યું છે એટલું તો આપણે પરખી શકીએ છીએ. સુતેલા મુચકુન્દની તેજદષ્ટિએ એક કાલ યવનને બાળ્યો. તપભંગ કપીલ મુનીની આંખે સાઠ હજાર સગર કુમારોને બાળ્યા. આજના મુચકુન્દો અને કપીલ મુનીઓની બાળવાની તાકાત એટલી બધી વધી ગઇ છે કે આપણા શાપ સમર્થ ઋષિ મુનિઓની સંહાર શકિત 'એ તાકાત આગળ તુચ્છ લાગે છે !

મારો સર્વ જ્ઞાન પીપાસુઓને પ્રશ્ન છેઃ જ્ઞાને સંહાર બનાવવાની જરૂર છે ખરી ? જ્ઞાનને આશ્રયે રહેલો સંહાર પોષવા કે પૂજવા યોગ્ય છે ખરો ? જ્ઞાને અગ્નિ બની માનવ જાતને બાળવાની આવશ્યકતા કલ્પી શકાય છે ? જ્ઞાન મલીનતાને બાળે, ભિન્નતાને બાળે, ભેદને બાળે, અસમાનતાને બાળે, દુઃખને બાળે, કલેશને બાળે, પાપને બાળે, પરન્તુ એ જ્યારે માનવ જાતનેજ બાળી મલીનતા, ભેદ અને દુઃખ વધારે ત્યારે એ જ્ઞાનને ગ્રહણ કરવા યોગ્ય કહેવાય ખરું ?

બંધન બનતું જ્ઞાન જડ છેઃ સંહાર સાધતું જ્ઞાન ઝેર છે. બંધન રહિત, સંહાર રહિત જ્ઞાન એજ સાચું જ્ઞાન.

આપણાં શાસ્ત્રોમાં સિદ્ધિઓની એક સંભાવના છે. તપમાંથી જ્ઞાન અને જ્ઞાનમાંથી સિદ્ધિઓ જાગે છે. એ સિદ્ધિઓ એટલે મહા

શક્તિઓ, માનવી એ સિદ્ધિઓને પ્રતાપે અણુ કરતાં પણ વધારે હલકો બની શકે, પહાડ કરતાં પણ વધારે ભારે બની શકે. પૃથ્વિને પેલે કિનારે ઉપજતા નાદને સાંભળી શકે, અને ગાઢું તિમિર કે સ્થળકાળનાં આવરણ ભેદી સર્વે બનાવો નિહાળી શકે. સિદ્ધને સૃષ્ટિમાં કશુંજ અશક્ય નથી. એની શક્તિને સીમાજ નથી. રેડીયો, ટેલીવીઝન, વિમાન અને જળગર્ભવાહીની નૌકા માનવ જાતની સિદ્ધિના નમૂના આપણને અજાણ્યા નથી. એ શીમા રહિત શક્તિને એકજ માત્ર સીમા. એ શક્તિઓમાં–એ સિદ્ધિઓમાં જે ક્ષણે મોહ ઉપજે તે ક્ષણથીજ એ સિદ્ધિઓ મુક્તિના માર્ગને રોધી રહે છે. મોહ એટલે અંગત ઉપભોગની લાલસા. અને સિદ્ધિઓનું આકર્ષણ ભલભલાને ચળાવે છે. સિદ્ધિનું મોહ સ્વરૂપ એજ અપ્સરા. ગીત, નૃત્ય, વાજીંત્ર અને રૂપના અર્ક રુપ બનેલું મોહીની સ્વરુપ મુક્તિ માર્ગે આગળ વધતાં કૈંક તપસ્વિઓને પૃથ્વિ ઉપર પાડે છે. સિદ્ધ ને મોહીની મળે–અપ્સરા મળે સિદ્ધિ મળે, એ ખરૂં, ન મળે માત્ર મુક્તિ. અને મુક્તિ રહિત સિદ્ધિ એટલેજ શોષણ, સ્વાર્થ, પરાધીનતા, બંધન અને યુદ્ધ–સંહારની સાંકળ.

જુનું જ્ઞાન બંધન રુપ બની ગયું હતું. નવું જ્ઞાન શોષણ અને સંહાર બની રહ્યું છે. જ્ઞાનપ્રચારકોએ આ બન્ને ભયથી શિક્ષણને દૂર રાખવાની જરૂર છે.

હિંદની પ્રગતિમાં સુંદર ફાળો આપી ચુકેલા આર્યસમાજનો શિક્ષણ પ્રયોગ ધ્યાન ખેંચે એમાં નવાઇ નથી. કારકુનો અને કાયરોનાં કારખાનાં સરખી યુનીવર્સીટીઓનાં હોય!, છગ્ગીશજ્ઞાન કેન્દ્રિત શિક્ષણમાંથી જે સારાં નરસાં ફળ પ્રાપ્ત થયાં છે તેમાંનું એક ફળ અસંતોષ. પુણ્ય પ્રકોપની માફક અસંતોષમાં પણ પુણ્યનો અંશ રહેલો હોય તો તેમાંથી આપણે પ્રગતિ સાધી શકીએ. પરન્તુ આજની કેળવણીમાંથી પ્રગટ થતો અસંતોષ વ્યક્તિગત સ્વાર્થ ભર્યો ઝુંટાઝુંટમાં માનનારો અને હિંસક હોય છે. સ્વાર્થ, વ્યક્તિગત સુખ વિચાર અને આત્મભોગનો અભાવ હિંસાને પ્રેરે છે, માનવની શક્તિને સમાજ વિરોધી બનાવી દે છે અને જ્ઞાન તથા ધનને એકજ ત્રાજવે તોલાવે છે. જે જ્ઞાન શક્તિની કિંમત થાય, જે જ્ઞાન કે શક્તિ વેચાય એ પુણ્યહીન બને છે, અને એમાંથી પ્રગટ થતો અસંતોષ વ્યક્તિના લાભમાં સંતુષ્ટ બની સમાજદ્રોહી બની જાય છે આનાં ઉદાહરણો જોવા બહુ દૂર નજર નાખવા જવું પડે એમ નથી. બહોળીને ભારે પગારે વટાવી ખાતી પેલી આઇ. સી. એસ. અને એના સરખી જ નોકરીઓ. દેશી રાજ્યોની દીવાનગીરીઓ અને મહેલાતો બંધાવતી વકીલાત અને વૈદકીય કારકીર્દિ આપણી શિક્ષણ સફળતાની નહીં પણ નિષ્ફળતાના માર્ગ સ્તંભો છે. શિક્ષણ વેચાયું કે તત્કાળ તે સ્વાર્થી બની જાય છે. વર્તમાન શિક્ષિત યુવક યુવતીનો આદર્શ બંગલો, કાર અને રસોઇયાની આસપાસ બધાય છે. વિલાસનો હું દુશ્મન નથી. ભોગ અને સુખનો હું વિરોધી નથી, કલા અને રસિકતા માટે મને મોહ છે. બંગલો, કાર કે રસોઇયા વ્યક્તિગત અદેખાઇ મને ઉપજાવતા નથી છતાં જો વિલાસ આપણને બિભત્સ બનાવે, જો ભોગ આપણને દુર્બલ બનાવે, જો સુખ અન્યના શોષણ ઉપર આપણે રચ્યું હોય, જો કલા આંસુ અને નિઃશ્વાસને જ આધારે રચાતી હોય, જો રસિકતા અંગત ઉપભોગ માત્ર બની જતી હોય અને જો સૌંદર્યની પાછળ સંયમ અને મર્યાદા ન હોય તો ખરેખર પડછાયા રૂપ–આભાસ રૂપ જ બની જાય છે. આજનો ન્યાયાધીશ જ્યારે ચોરી માટે ફટકા કે દંડની સજા કરે છે ત્યારે મને

આ ન્યાયાધીશનો પગાર પુછવાનું મન થાય છે. બંગલો બંધાતો નીહાળી ઝુંપડીઓની ગણતરી કરવાની મને વૃત્તિ થાય છે. કાર જોતાં પગે ચાલનારના હૃદયમાં વાંચવાનું મન થાય છે અને રસોઇયાને હુકમ કરતાં શેઠ શેઠાણીઓને સાંભળી એ જમનાર અને જમાડનાર વર્ગ વચ્ચે વધેલી જતા ભેદનું ઉંડાણ નજરે પડે છે. સાચો બંગલો એ કે. જેમાં ઝુંપડી નિવાસીઓને આમંત્રણ મળતાં હોય. સાચી કાર એ કે જે સાર્વજનિક હોય. સાચો શેઠ એ કે જે રસોઈ કરનારને સાથે લઇ જમે. અમેરિકાના ઇન્ડિયનોમાં એક કલ્પના છે. સુવર્ણ તેઓ સૂર્યનાં આંસુ માને છે ! ખરે, સુવર્ણ સામુદાયિક ન બને ત્યાંસુધી એ આંસુ જ છે ! સૂર્યનાં આંસુ સૂર્ય વડે જીવતી સમસ્ત સૃષ્ટિનાં આંસુ.

આર્યભાવના તો એ જ. કે ધનિક ગરીબ રહે, જ્ઞાની ધનને હાથ ન અડાડે, ત્યારે જ જ્ઞાન શક્તિ બને—ત્યારે જ જ્ઞાની પયગંબર અને ઋષિ બને. ધનમાંથી નથી સર્જાતું. ધનાઢ્યોને પુછીશું તો તેઓ જરૂર કહેશે કે ધન તો શૂન્યમાંથી સર્જાયું છે. માટે જ ધન ઉપર અવલંબન રાખી રહેલી સંસ્કૃતિ શુન્યમાં જ પરિણમે છે.

આ બધું આપને કહેવાનું એક જ કારણ છે. આપ આર્ય છો, આપ આર્યકન્યકાઓ છો, આપ આર્ય સન્નારીઓ બનશો. સ્વાર્થ ત્યાગનું જીવંત પ્રતિક તે સ્ત્રી. આત્મભોગની જીવંત પ્રતિમા તે સ્ત્રી. સહાનુભૂતિનું આદ્ય ઝરણુ તે સ્ત્રી. સ્ત્રીના હાથમાં જ્ઞાન શક્તિ બની શકે એમ છે, અમૃત બની શકે એમ છે, સંજીવની બની શકે એમ છે. (અપૂર્ણ)



## વિભાપ્રભાવ

નભે લતબ્યા ગાઢા તિમિર-પટ શોભે તરલિકા,
સૂતેલાં હૈયાં સૌ મનુજ-જગ કેરાં ચમકતાં;
યુગોના યુગો યે વહી વહી વિભાચેતન ઝગે,
અને આલે કેવી ચમક ચમકેઃ શૈત્ય પ્રગટે !

શ્રી. અંબાલાલ ન. શાહ




લેખક : રા. ' પ્રમોદ ', બી. એ.

[ એપ્રીલ.અંકના પાન ૭૦૮થી ચાલુ ]

## પ્રકરણ સોળમું

### બદલાયેલાં.

અચલબા, ત્રિવેણી, યશોમતિ, અને હીરા આજે ઘરમાં એકલાં જ હતાં: કાન્તિ આજે વૈદ્યરાજ અને સુંદરલાલ. નંદુભાઇ, મુકતાને સ્ટેશને મૂકી આવ્યા પછી આવ્યો ન હતો. હીરાની મા તથા મોનો સાથે ગયા હતા.

કોઇને કાંઇ વાત કરવાનું યાદ ન્હોતું આવતું. કદી કાંઈ વાત નીકળે તો એ થોડીવાર ચાલી અટકી જતી હતી: સૌનાં મનમાં એકની એક વાત બોજા જેવી પડી હતી.

એકાએક સૌ થોડીવાર મૂંગાં બેઠાં પછી યશોમતિ બોલી: " ત્રિવેણી, આપણે ભણીએ છીએ અને કાલે કદાચ પાસ થશું ત્યારે આપણું શું થશે ? "

" બીજાંનું થશે એ આપણું થશે ? "

" તાજાં પાસ થયેલાં તેં જોયાં છે ? જમીન ઉપર પગ નથી માંડતાં. એ જાણે એમજ માનતાં હોય છે કે આજ સુધી કોઇ ભણ્યું હતું નહિ; હવે કોઇ ભણવાનું છે નહિં. પોતે તો એક જ છે અને અદ્વિતીય છે, બોલવા ચાલવામાં પોતાને તોલે જ જાણે કોઇ નથી. "

એ શું કહેવા માગે છે એ સૌ સમજી શકયાં. કોઇ કાંઈ બોલ્યું નહિં.

યશોમતિએજ આગળ ચલાવ્યું: "એકલાં પાસ થનારાં જ નહિં: ભણતાં હોય એ પણ ઘણાંએ એવાં હોય છે. વિચાર નથી કરતાં કે દુનિયાંને એઓની પડી નથી: અને બીજાં અનેકની સરખામણીમાં કોઇએ વિસાતમાં નથી. આખરે સૌની કિંમત તો સમાજના એક અતિશય નજીવા અંશ જેટલીજ છે એ કેમ વિસરી જવાતું હશે ? "

" સાંકડી નજર. " અચલબાએ જવાબ દીધો.

" બા, એમજ છે. મુકતાબ્હેન ગયાં. તમે જોયાં હતા ને એને અહિં આવ્યાં હતાં ત્યારે ? જેને ને તેને તરછોડી નાંખે: ત્રિવેણીને કહે કે તું ગામડીયેણ લાગે છે સુવાવડ વખતે તો સૌને થથી વરાણીયે રાખતાં: એ તો માનોને કે છોકરી આવી ગુજરી ગઈ. પણ બા કહેતાં હતાં કે જો છોકરો આવ્યો હોત તો એ કોઇને અને કોઇને મારી દેત-જો ખૂન ન કરત તો પણ, પણ એજ મુકતાબ્હેન .. . ... "

યશોમતિ આગળ ન બોલી શકી: તેમ

કોઈએ એનું વાક્ય પૂરું ન કર્યું. આજે એ પૂરું કરવાનો બીજાનો વખત ન હતો.

યશોમતિ જ થોડીવારે બોલવા માંડીઃ " લોકો કહે છે કે ગુન્હો રાંક છેઃ મુક્તાબહેન તો ગુન્હામાં માનતાં નહતાં. એ તો ભણેલાં હતાંઃ જે નથી દેખાતું, જે દલીલથી સિદ્ધ નથી થતું, જેમાં કેટલીયે માન્યતાઓને પાયા તરીકે લેવી પડે છે, જેમાં પાયા તરીકે માત્ર તર્કને જ રાખવો જ પડે છે એવી વાતો માનવાની એની સાફ ના હતી. એણે આજે એકાએક શું માનવું શરૂ કર્યું ? એ ઘેર આવ્યાં ત્યારથી તે રવાના થયા સુધી એક શબ્દ બોલ્યાં નથી. ઘડીક વારમાં એનો આખો રંગ ફરી ગયો છે. એ બધું શું થઇ ગયું એને ? "

" દબાઇ ગયેલી ભાવના જાગૃત થઇ–અને એને શરમ લાગી. " ત્રિવેણીએ જવાબ દીધો.

" આ ફેરફાર કાયમ રહેશે ? યશોમતિએ શંકા કરી.

" એ તો કેમ ખબર પડે ? " ત્રિવેણી બોલી.

" બા, તમને શું લાગે છે ? રમણનાં તે દહાડાથી આજસુધી જે વિચારોને એ એ કચરતાં જ આવ્યાં છે. એ પાછાં જૂના વિચાર પર ક્યાંથી આવે ? " યશોમતિએ અચલબાનો અભિપ્રાય માગ્યો.

" કાલે જ તમારે સાંસારીક ઝટકાની વાત થઇ હતી ને ! હું તો માનું છું કે આ એક ઝટકો છે. સખ્ત ઝટકો છે. બાબાપ દુનિયાં–તાગ મૂકાઇ જાય એ નજર આગળ જોવું–અને એ પણ પોતાને માટે, અથવા તો પોતાને શીરે થતું જોવું એ તો તદ્દન પત્થરનું હૃદય હોય તો જ થઈ શકે મને તો લાગે છે કે એણે ઉંડેથી સરણા થઇ છે અને એ એ વાત ઉપર ટકી જશે ! વૈદરાજ પણ એમ જ માને છે. વળી એનો મૂળ સ્વભાવ પણ લાગણીવાળો જ. એ આંખ આગળ કોઈ પણ વાત તદ્દન બગડતી. દેખી શકે એવી ન્હોતી જ. " અચલબાએ ખૂલાસો કર્યો.

" બા, હું તો કાંઇ નથી કહી શકતી. એવું તો થાય એ ખરૂં, પણ હું તો સ્થિર થઈ ગઇ. એના ભેગી થોડા દહાડા રહી ત્યાં તો હું બદલાવા માંડી હતી. એની ચાલે ચાલતાં તો મને ઘણું ફાવે. પણ મારી ગમે તેવી રમતિયાળ પ્રકૃતિ છે છતાં એની સામે બળવો ઉઠતો અને માંડ માંડ બચતી. હવે એ રમત બમત સુકાઇ ગયાં. " યશોમતિએ આત્મંપૃથક્કરણ કરતાં કહ્યું.

" સારૂં બ્હેન, બદલવા માંડેલી દિશા એ પાછી બદલાઇને સ્થિર થઇ ગઇ એ તો ? " અચલબા બોલ્યાં.

" એમ જ તો ? " ત્રિવેણીએ પણ ટાપસી પૂરાવી.

" ઇશ્વર કરે એ સારા સારૂ ? " આવી બાબતમાં બધાંયે બોલવું જ જોઇએ એ માન્યતાએ હીરાએ કહ્યું.

" આટલું આટલું થઇ ગયું તો ય ?" યશોમતિએ ' ઇશ્વર સારૂં જ કરે ' એ સામે લેવા ખાતર જ હળવા તોરમાં વાંધો લીધો.

" આટલેથી ન અટક્યું હોત તો ! " હીરાએ જવાબ દીધો.

" પણ થઈ ગયું એ ? " યશોમતિએ પોતાનો વાંધો ફરી રજુ કર્યો.

" એ વધારે ખરાબ થયું હોત તો ? " હીરાએ ફરી જવાબ દીધો.

યશોમતિનું મગજ વધારે ખરાબની કલ્પના કરવા માંડ્યું. અને એ કલ્પના એટી દોડવા લાગી કે બોલવાનું સુઝ્યું જ નહિં.

સૌ મુંગાં થઇ ગયાં.

અચલબાને બગાસું આવ્યું. અને બોલ્યાં; "છોકરાં, અરધી રાત મટી ગઇ છે હો. હવે સૂવું નથી ?"

"બા, તમે તો સૂઈ જાઓ; અમને તો નિંદર નથી આવતી," હીરાએ જવાબ દીધો.

અચલબા ઉઠયાં અને ચાલતાં થયાં.

એણે જતાં જતાં ફરી કહ્યું: "હવે બ્હેલાં સૂઇ જજો હો.' પછી ક્યાંક ઉથલી પડશો. બે રાત થઇ ગઇ છે."

થોડી વારે યશોમતિએ ફરી શરૂ કર્યું; ત્રિવેણી, મને તો એક જ વિચાર આવ્યા કરે છે. આ પળે જે તદ્દન સ્વતંત્ર વિચારમાં, સ્વતંત્ર પ્રેમમાં, લગ્નના આર્થિક કરારમાં જે માનતાં તે બીજી પળે કેવાં બદલી ગયાં ! બીજી પળથી એ કેવા વિચારનાં થયાં એ ભલે આપણે પૂરે પૂરૂં નથી જાણતાં છતાં એટલું તો દેખાયું કે પ્રથમના નવા વિચારોનો એ વખતે તો તદ્દન લોપ થઇ ગયો હતો. આ ફેરફાર ચમત્કાર જેવો નથી લાગતો ?"

"યશોમતિ, આમાં એક જ વાત છે: માણસ હરકોઈ પ્રકારનો વિચાર પકડે: છતાં જો એ સ્વતંત્રપણે, મક્કમતાપૂર્વક, અને સમજપૂર્વક પકડાયો હોય, તો તજાવો મૂશ્કેલ પડે છે: સહજ જ તજાઇ જાય એ વિચારો તો, વાતની વાતમાં પોતાના માની લીધેલા, ઉછીના વિચારો હોય છે. અને એક બીજું પણ છે. તું ઘણીયે વાર મુક્તાબ્હેનના વિચારો નવા વિચારો તરીકે ઓળખાવે છે. ખરૂં કહીએ તો એના વિચારો ચંપાબ્હેનની દલીલોની માત્ર છાયા જેવા હતા: ચંપાબ્હેનનું હૃદય એ ક્યારેય સમજ્યાં હોય એમ હું નથી માનતી. એણે એટલું જ પકડી રાખ્યું કે માણસની શારીરીક ઈચ્છાઓની તૃપ્તિ અને માણસના અંગત સ્વાર્થની સિદ્ધિ–એજ માનવ જીવનનું લક્ષ્ય છે: એણે બીજો કશો વિચાર ન કર્યો; શરીરથી ઉપર મન છે, મનથી ઉપર અંતઃકરણ છે એ માનવાની એને પરવા ન હતી: પણ એવી પળ આવી પહોંચી કે જ્યારે એકાએક એને શરીરસુખથી ઉપર કાંઈક છે એ દેખાયું. અને એનાથી પલટાયા વિના ન રહેવાયું. હવે હું એમ કહું છું કે એ પલટયાં છતાં એ નવા વિચારનાં ન રહ્યાં હોય એમ ન કહેવાય."

યશોમતિએ આ સાંભળી લીધું. પણ કાંઇ બોલી નહિં.

"બ્હેન, હું વચ્ચે બોલું છું. પણ આજે બોલ્યા વિના નથી રહેવાતું. તમે રોજ રોજ નવા અને જૂના વિચારોની વાતો કર્યા કરો છો એમાં કાંઇક આખી વાત ખોટી રીતે જોવાતી હોય એમ નથી લાગતું ?" હીરાએ પૂછ્યું.

"લાગે છે. હું પણ એજ કહું છું ને ! કહું છું કે મુક્તાબ્હેન હજુ નવા વિચારનાં ન હોય એમ કેમ કહેવાય ? નવા અને જૂના વિચારોનો ભેદ, લોકો માની લ્યે છે એમ, ચાલતી આવતી તમામ પ્રથા, અને એ તમામ પ્રથાને તોડી નાખવાની પ્રવૃત્તિ–એ રીતે પાડવો એ ભૂલ છે. મારી સમજ તો એવી છે કે ચાલતી આવતી તમામ પ્રથાઓનો ઇતિહાસ તપાસવો ઘટે અને પછી એમાં આજના સંયોગો જોતાં કે જે તે પ્રથા દાખલ કરવામાં થયેલી ગણતરીની ભૂલ દેખાતાં, કે જે તે પ્રથાનું ખરાબ પરિણામ સમગ્ર સમાજ ઉપર આવ્યાનું દેખાતાં કે કોઇ પ્રથામાં માણસ જાતના મૂળભૂત હક્કોનું ઉલ્લંઘન દેખાતાં, એ પ્રથાને દૂર કરવા બને એટલો પ્રયત્ન કરવો એજ નવા વિચારો કહી શકાય: વ્યકિત, જાતિ, કે દેશના વિકાસની-સર્વદેશી વિકાસની આડે આવે તે દૂર કરવું એ હંમેશાં પ્રસિદ્ધ પુરૂષોનું લક્ષ્ય રહેતું જ આવ્યું છે. આ લક્ષ્ય

આજેજ સમજાયું અને આગળ કોઇ નહોતું જ સમજાતું એ તો એક પ્રકારનું અભિમાન છે. ફરક એટલોજ કે આજે આજના દેશ-કાળને અનુરૂપ હોય. દેશકાળના સંયોગો હંમેશાં જેટલા જેટલા ફરતા જાય એટલો એટલો ફેરફાર પ્રથાઓમાં કરવો જોઇએ: પણ સાધારણ સમાજ પોતાના પેટનું કરવામાં એટલો ગુંથાયેલો રહે છે-એને એટલું બધું ગુંથાયેલું રહેવું પડે છે-કે વિચારક લોકો એને ધુણાવી પ્રથાઓમાં ફેરફાર ન કરે ત્યાં સુધી એ એ ન કરે. અલબત્ત, વ્યક્તિગત રીતે જેના પગમાં બળે એ ક્યારેક ક્યારેક માથું ભારે કરી પોતાને ફાવતું કરી લ્યે પણ એની દરકાર સાધારણસમાજને કરવાની ફુરસદ હોય નહિં એટલે એ કિસ્સો તો એ દહાડે વિસારે પડી જાય. એવા કિસ્સાઓ કાંઇ સિદ્ધાંતને ખાતર, બુદ્ધિપૂર્વક, સમાજની આંખ ખોલવા નથી થયા હોતા. અને એ દરજ્જે સમાજ પણ એને ગણકારતી નથી હોતી. સમાજ તો ત્યારે ગણકારે કે વિચારકો આગળ આવે, સમાજને પોતાના કુટુંબનાં ભરણપોષણની ઉપાધિમાંથી પણ રજા મેળવવા ફરજ પાડે, અને એને સમજાવટથી કે બળજબરીથી, નવી વાત ગળે બેસાડે: આવી વિચારપૂર્વકની પ્રવૃત્તિ સિવાયની અંગત રાગદ્વેષની કે અંગત લાભહાનિની સ્વાર્થી વાતોને ' નવા વિચારો ' તરીકે ઓળખાવવી એ તો ભૂલ છે. "

યશોમતિ સાંભળ્યાજ કરતી હતી. એની બોલવાની શક્તિ ઉપર પડ દરી વળ્યું હતું.

" બ્હેન, એક બીજું કહું ? આપણે કેટલીએ વાર ચંપા બ્હેનને મળ્યાં હશું પણ તમને કદાપિ એમનામાં, એઓને ત્યાંની રહેણીકરણી અને સંગતને લીધે જે કાંઇ સ્વાભાવિક જ બોલાઇ જવાય-ભલે ક્યારેક વાયડાઇ જેવું અને કદાપિ અભિમાન જેવું- એ સિવાય ચાલી નીકળ્યાપણું દેખાયું ? મને તો ન દેખાયું. " હીરાએ વાત લંબાવી.

" એ સાવ સાચું છે. ચંપા બ્હેનનું મન, જરૂર, ઉંચી કોટિનું છે. એમાં શંકા કરાય એવું નથી. "

ત્રિવેણીએ હીરાને અનુમોદન આપ્યું.

" એને પણ આજે ઝટકો નહિ લાગ્યો હોય ? " યશોએ પ્રશ્ન કર્યો.

" બ્હેન, તમને ઝટકો બહુ યાદ રહી ગયો લાગે છે ? " હીરાએ હસતાં હસતાં પૂછ્યું.

" એ તો ભૂલાશે નહિ, હીરા. મને લાગ્યો. ભોને આવીને સાંજે વાત કરી એ ખરી હોય તો ચંપા બ્હેનને લાગ્યો, આપણે જોયું એ સાચું હોય તો મુક્તા બ્હેનને લાગ્યો. પછી ?" યશોમતિએ જવાબ દીધો

" એક પ્રાણજીવનદાસને ન લાગ્યો. હજુ તો એ મને પોતાને ત્યાં તેડી જવા માગે છે ! આજે પણ ! નિર્લજ્જ નહિં તો ? માણસ ભૂલે પણ માણસ હોય એ તો સમજે ! ખાનદાન એ ખાનદાન ને હલકું એ હલકું ? "

કોઇ બોલ્યું નહિ.

ત્રિવેણીએ બગાસું ખાધું. અને સૌ ઉઠયાં.

એ વખતે હજુ મુકુન્દ અને ચંપા સૂતાં ન હતાં. દીયર-ભોજાઇની બળતરા કેમે કરી મટે એમ હતું નહિં.

" હું આટલી મૂરખ હઇશ એમ મેં, ખરેખર આજ જાણ્યું. "

" ભાભી, કેટલીવાર હવે આનું આ કહ્યા કરશો ? "

" મને આ વિચાર કેમ કરી છોડતો નથી. હું બધી રીતે મૂરખ ઠરી; શેઠને ઓળખવામાં, મુક્તાને ઓળખવામાં, તમારા તમામ સંબંધીઓને ઓળખવામાં, બૈરાંઓને ઘરમાં પડયાં સડતાં જોયા પછી એકદમ

ખૂલ્લી હવામાં ફરતાં દેખી મેં એમ જ માન્યું કે એ કિલકિલાટ નિર્દોષ સ્વાતંત્ર્યનો છે. પણ આજે અચાનક દેખાઇ આવ્યું કે ના; એમાં હું ભૂલી છું. એ તો ચોકખે ચોકખો પશુવૃત્તિનો ઉશ્કેરાટ છે."

"તમે જ્યારે વાત કરતાં હો છો ત્યારે મને એક બાબતમાં રંજ થાય છે તમે બૈરાંઓને ઘરમાં પડયાં પડયાં સડયા કર્યાંનું જ માન્યું છે. એ માન્યતામાં જરાક ફેરફાર ન કરો? પુરૂષોને તમે ફાલ્યા ફૂલ્યા દેખ્યા. એઓની જીંદગી એક યા બીજી રીતે નથી સડતી હોતી? અને એમની જીંદગી કરતાં સ્ત્રીઓનો જીંદગી શું ખરાબ જ છે? સુધારો માગે છે એ બન્ને. પ્રાણજીવનદાસનાં પત્ની અને મુક્તાના પતિ-એમાં કોણ સુખી? હીરા અને હીરાનો વર એ બેમાં કોણ દુઃખી? હું તો જાણું કે લોકોની સ્થિતિ અને માનસમાં સાર્વત્રિક સુધારો ન થાય ત્યાં સુધી બધાં ફાંફાં છે. અને એ એક જ રીતે થશું. આધુનિક પરિસ્થિતિનો પૂરો અભ્યાસ અને એની સુધારણા માટે પૂરતું પ્રચાર કાર્ય. મારી વાત માનશો? હું તો કહું છું કે માણસ જાતમાં ટેકીલાં અને ટબેલ હોય જ છે. ટેકીલું ટબે નહિં અને તેમ છતાં યે ટબે તો એને સુધરતાં વાર નહિં. ટબેલ ટકે નહિં અને છતાં યે ટકે તો એને બગડતાં વાર નહિં. આ એક નિયમ, એ નિયમ ખ્યાલમાં રાખી ટેકીલાંને ટબવા પ્રસંગ ન આવે અને ટબેલને ટેકીલાં થવા પ્રસંગ આવે એવી જ યોજના થાય ત્યારે સુધારો દેખાય!" મુકુન્દે કહ્યું.

"તમને અત્યારે સુધારાનું સૂઝે છે. મને તો મારી પડી છે. મારે શું કરવું એનું કાંઈ કહું?"

"ભાભી, હું આ બધું તમારૂં જ કહું છું. આજ સુધી ઘણાંને મ્હોંએ સ્ત્રી-પુરૂષોની વાતો કરી; હવે તમને એઓ માટે કામ કરવા વખત મળ્યો છે, હિંમત રહે તો ભાઈ સાથેનો સંબંધ તોડી નાખવાનું કહો છો. એમાં મક્કમ રહી તમારૂં હૃદય અત્યાર સુધી એક જ સ્થળે વ્યક્તિ પ્રેમમાં લાગ્યું. એને એક ધ્યેય નક્કી કરી ધ્યેય પ્રેમમાં વળગાડી દ્યોઃ અને એમ ન થાય તો બધીએ બળતરા કોઠામાં રાખી મૂકી ભાઇની આગળ નમી જાવ."

"તમે જો મારી બાજુમાં ઉભા રહો તો મને હરકત ન આવે. જે કહો એ સંગાથ હોય તો થાય."

"મને તો નકામાં કહો છો! મેં તો કે દહાડાનું કહી રાખ્યું છે કે હું કાંઇ આ ઘરમાં ટકવાનો નથી! આજે ચાર દહાડાથી તમને કહું છું કે હવે મારી ઘડીઓ જાય છે."

"પણ તમે ચાલ્યા જાવ એ કેમ ચાલે? હું એકલી શું કરૂં? પછી ત્રિવેણીને ત્યાં જવું? એ તો કાંઇ ઠીક નહિં. એટલે તમે તો અહિં રહો તો જ થાય."

"પણ તમે તો મક્કમ હો તો."

"મક્કમ, મક્કમ! તમને એકલાં ન મૂકું, એ અહિંથી જાય તો ભલે પણ આપણે ન ખસીએ."

"અને રોટલા બગાડીએ!" મુકુન્દે મશ્કરી કરી.

"હું જેમ જેમ તમારા ઉપર ભાર મૂકતી જાઉં છું એમ એમ તમારામાં અભિમાન પેસતું જાય છે. ભલા, એક વાત પૂછું? હું તમારા ભાઇને પરણી એમાં મને એનાં નાણાંનો મોહ હતો એમ તમે માનો છો?"

"જરાયે નહિં!"

"તો પછી મને એને પરણવામાં જે તકલીફ પડી અને મારાં મા-બાપને હંમેશને માટે તજવાનું સાહસ ખેડયું એમાં કાંઇ શક્તિ નહિં જોઇ હોય?"

મુકુન્દ મૂંગો થઈ ગયો.

" મુકુન્દભાઈ, હું અત્યારે જાળવી જાળવી બોલું છું એનું કારણ તો મેં કહ્યું પણ તમને એ યાદ નથી રહેતું. મેં કહ્યું કે એને માટે જે લાગણી મારામાં છે એ, એના વર્તન ઉપરના ગમે તેટલા તિરસ્કારથી પણ, ઓછી થઈ શકે એમ નથી. કદી ઓછી થવા માંડે તો પણ એને પૂરા માપમાં રાખવા હું પ્રયત્ન કરું છું. કારણ, હૃદય-હૃદયનો સંબંધ એકધારો અને બને તો વિશેષ ને વિશેષ કર્યે રાખવો જોઈએ એમ હું શીખી છું અને સમજી છું."

" ઘણું થયું હવે. માણસની વાતનો ગંભીર અને હળવો સૂર તો વરતી શકતાં નથી અને પાછાં ભાષણ કરો છો ? "

" ફરી ગયા કે ? "

" હું નથી ફરી. તમને મારા બોલવાનો એવો ભાસ થઈ ગયો કે તમને હું બ્હીકણ માનું છું પણ મારો ઇરાદો એ હતો જ નહિં. તમને પણ એ યાદ ન રહ્યું કે તમને કોઈ આ ઘરમાં ઓળખી શક્યું હોય તો હું એકજ. "

" એ તો છે જ. અને એટલા સારૂ તો દીયરજીને વિનવું છું કે તમે મને એકલી મૂકો માં. "

" નહિં મૂકું, જાઓ. "

" તો આપણે દુનિયાં હલાવી નાખશું."

" બીજાના ભાગ્યમાં એ કામનો થોડો હિસ્સો તો રાખશું ને ? "

" પહેલાં તો જાણે હજુ આપણે કોઈ સાથે ઉભાડવા જેવું નક્કી નથી કર્યું, અને બીજું દુનિયાં એવી છે કે આજે હલવીએ તો કાલે ય પાછી હલાવવી પડે. એટલે ઇચ્છા હોય ને તાકાત હોય તો એ લાભ ગમે ત્યારે ગમે એ લઈ શકે છે. "

" ભાભી તમે પહેલી વાત ખોટી કરીઃ આપણે એક માણસ શોધ્યું છે ને ! "

" કોણ વળી ? "

" સેતાન ! "

" અરે, મેં તો જાણ્યું કે યશોમતિ ! " ચંપાએ ખખડાટ હસતાં હસતાં પ્રતિઉત્તર દીધો.

" તમારો પણ દિવસ ઉઠી ગયો છે ને? "

" ભાવ ખાશો માં નકામો ! એ છોકરી અને તો ગભીઃ અને તમને કાંઇ ઓછી નથી ગમી મુક્તાની બ્હેન હોવા છતાં ! "

" જાવ, જાવ, ત્યાંથી ! "

" ચાલો જઇએ. ક્યાંક દિવસ ઉગી જશે ! "

બન્ને થોડીવારને માટે તમામ ફીકર વિસરી ગયાં અને સૌ સૌની પથારી તરફ ચાલતાં થયાં.

( ચાલુ )

## વિજપતન

આકાશમાં તારા તણી લૂમો પ્રકાશિત શોભતી !  
વાદળ આચ્છાદને એ તેજ-રેખા ડૂબતી !  
ઘનઘોર વારિદ-ગર્જનામાં વીજ ચમકારા કરે !  
ખરી સ્થાનભ્રષ્ટ બને પછી એ કોલસા સમ ઠોકરે !

શ્રી. અંબાલાલ નૃ. શાહ



### કેટલીક ખાવાની વસ્તુઓ વિષે

# આપણા વહેમ

### લેખાંક ૧ લો

લેખક :
ડૉ. અમૃતલાલ એચ. પટેલ,
ડી. પી એચ.
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત મ્યુનિસિપાલિટી.

આપણા દેશમાં ખાવાની કેટલીક વસ્તુઓ વિષે ઘણી જાતના વ્હેમ પ્રચલિત છે અને આપણે એવું વંશપરંપરાથી માનતા આવ્યા છીએ કે અમુક વસ્તુ અમુક સમયે ખાવાથી તન્દુરસ્તીને નુકસાન થાય છે અથવા અમુક વસ્તુ જો બાળક ખાય તો તે તેને બારે પડે છે. અમુક વસ્તુ જો ગર્ભવતિ સ્ત્રી ખાય તો તેનો ગર્ભ ટકી શકતો નથી અને અમુક વસ્તુ ધાવણા બાળકવાળી સ્ત્રી ખાય તો બાળકને નુકસાન થાય છે. આમાંની કેટલીક માન્યતાઓ કદાચ થોડી ઘણી સાચી હશે પણ મોટે ભાગે તે ખોટી હોય છે તે બતાવવાનો આ લેખનો ઉદ્દેશ છે.

આવી માન્યતા કાં તો આપણે ડોશીશાસ્ત્રને આધારે રાખીએ છીએ અથવા તેનું કારણ અમુક વસ્તુઓના વૈદકશાસ્ત્ર અનુસાર શું ગુણદોષ છે તેનાથી આપણે અજ્ઞાત હોઈએ તે છે. હવે આપણે એક પછી એક



આવા ગુનેગાર ફળોના વૈદક શાસ્ત્રની દૃષ્ટિએ ગુણદોષ તપાસીશું.

### કેળાં

આપણા ગુજરાતમાં આપણા આવા વ્હેમનો મોટામાં મોટો ભોગ, કેળાનું ફળ છે. કેળા વિષે આપણા પ્રાન્તમાં અનેક જાતના વ્હેમ છે. નાનું બાળક જો કેળું ખાય તો તે તેને ભારે પડે છે તેમ આપણે ચોક્કસ માનીયે છીએ. ગર્ભવતિ સ્ત્રી જો કેળાં ખાય તો ગર્ભના બાળકને પણ તે ભારે પડે છે તેમ ડોશી શાસ્ત્ર કહે છે. જો સ્ત્રીને બાળક ધાવતું હોય તે જો ભુલેચુકે કેળાં ખાય તો કાઠીયાવાડમાં તો આ ગુનાને બાળકના ખુન કરવા બરાબર માનવામાં આવે છે! સંયુક્ત કુટુંબમાં જો નાની ગર્ભવતિ વહુએ ભુલેચુકે કેળું ખાધું હોય તો સાસુ જરૂર એમ કહે કે આ વહુ- મારા છોકરાનો વંશ રાખવા માગતી નથી! આ બધા આરોપથી કેળું બિચારૂં તદ્દન મુક્ત છે હા, એટલી વાત ખરી છે કે કાચું કેળું જો ખાવામાં આવે અને તેને બરાબર ચાવવામાં ન આવે તો તે જલદી પચતું નથી અને કોઇને પેટમાં જરા દુઃખાવો થાય પરંતુ જો તેનું શાક બરાબર બાફીને કરવામાં આવે તો અથવા તેને બરાબર ચાવીને ખાવામાં આવે તો. કાચું કેળું પણ જરાયે નુકશાન કરતું નથી. પાકું કેળું તો તદ્દન નિર્દોષ છે એટલું જ નહિ પણ તંદુરસ્તી વર્ધક છે. અહિં એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે પાકું કેળું કોને કહેવું. લીલી છાલના કેળાં જ્યારે પાકવા માંડે છે ત્યારે તેની છાલ પીળી થઇ જાય છે તે પછી તેના ઉપર જરા જરા અને છુટા છુટા કાળા ડાઘ પડવા માંડે ત્યારે એમ સમજવું કે કેળું તદ્દન પાકી ગયું છે અને ખાવા લાયક થયું છે. આવું કેળું નાના બાળકને, ઘરડા માણસને, ગર્ભવતી સ્ત્રીને અથવા બાળકને ખવરાવનારી માતાને પણ જરા પણ નુકસાન થતું નથી.

કેળાં તે આપણા ખોરાકની એક અગત્યની વસ્તુ છે. એ તેની ખોરાક તરીકેની ખરી કીંમત આંકવાની જરૂર છે માટે તેમને વિષે અહિં સહેજ લંબાણથી લખવામાં આવે તો અસ્થાને નહિ ગણાય.

કેળું તે ગરિબ માણસનું ફળ છે તેમ હવે આ દેશમાં ધીમે ધીમે મનાવા લાગ્યું છે. અંગ્રેજીમાં તો આના માટે નીચે મુજબ નવી કહેવત પણ ગોઠવી કાઢવામાં આવી છે. " A Banana a day keeps ailments away."

" ખાઓ જો રોજ કેળું એક
તો રોગો દુર થાયે છેક."

કુદરતે કેળાંની બનાવટ, રસાયણ શાસ્ત્ર, વૈદક શાસ્ત્ર, સ્વાસ્થ્ય શાસ્ત્ર અને શરીર શાસ્ત્રના સિદ્ધાન્તોને અનુસરીને કરેલ છે.

કેળામાં બિનાશનો ભાગ આશરે ૭૫ ટકા છે જેને લીધે તે એકલું ખાઈ શકાય છે. તેની સાથે ફરજીયાત રીતે બીજી પ્રવાહિ વસ્તુ ખાવાની જરૂર પડતી નથી. વળી તેનો ગલ એટલો પોચો હોય છે કે દાંત વગરનું બાળક અને દાંત વગરનો માણસ પણ તેને વગર મહેનતે ખાઈ અને પચાવી શકે છે. કેળાની ઉપરની જાડી છાલ કુદરતે કેળાનું જંતુઓ અને કીડાથી રક્ષણ કરવા બનાવેલી છે. કેળાંની અંદર નીચેના પદાર્થો હસ્તી ધરાવે છે.

૭૫.૦ ટકા બિનાશ.
૧૯.૯ ,, સાકર
૧.૨ ,, કાંજી (સ્ટાર્ચ)
૧.૩ ,, પ્રોટીન ( માંસ વર્ધક તત્ત્વ નત્રીલ )
૨.૬ ,, ક્ષાર, ચિકાશ વગેરેનાં તત્ત્વો.

કુલ ૧૦૦ ટકા

કેળાંની અંદર જે આશરે ૨૦ ટકા સાકર છે તેમાંથી અડધોઅડધ તો ગ્લુકોઝ નામની સાકર છે. આ સાકર શરીરની પાચનક્રિયાને જરાપણ તકલીફ આપ્યા વગર તરતજ હજમ થઈ જાય છે અને શરીરને એકદમ તાકાત આપે છે. અતિશય ગંભિર માંદગીમાં સહેલાઈથી પચી શકે અને શક્તિ આપે તેવા ખોરાક તરીકે ગ્લુકોઝનો ઉપયોગ થાય છે. થાકેલો માણસ ચાર ચમચા ગ્લુકોઝ પાણીમાં પીગાળીને પી જાય તો તેના શરીરમાં જોમ આવે છે. આવા ગુણવાળા ગ્લુકોઝ તે સારા પ્રમાણમાં કેળામાં હસ્તી ધરાવે છે. કેળામાં રહેલાં બીજાં તત્ત્વો જો કે થોડા પ્રમાણમાં છે છતાં તે નકામાં નથી. આપણને જાણીને અજાયબી થશે કે કેળામાં સેંકડે ફક્ત અડધોજ ટકો નિરૂપયોગી તત્ત્વો છે બાકીનાં બધા ઉપયોગી છે.

વળી કેળાં-આપણી સામાન્ય માન્યતાની વિરૂદ્ધ તદ્દન જલદીથી પચી શકે તેવો ખોરાક છે તેમ વૈદકશાસ્ત્ર કહે છે. આટલા માટે જે લોકોને પોતાના વ્યાપાર અથવા નોકરીના અંગે બહુ કસરત કરવાનો સમય મળતો ન હોય અને જેમને ખુરસી અથવા ગાદી પર બેઠાં બેઠાં કામ કરવું પડતુ હોય તેમને માટે એક ઉપયોગી ખોરાક છે. નવા કેળામાં વીટામીન એ, બી અને સીનાં તત્ત્વો પણ ઠીક પ્રમાણમાં છે જેને લીધે, શરીરના રોગો સામે ટક્કર ઝીલવાની શક્તિ વધે છે, પાચનક્રિયાને ઉત્તેજન મળે છે અને હાડકાં મજબુત થાય છે, માંસની વૃદ્ધિ થાય છે અને લોહી તંદુરસ્ત બને છે.

કેટલાક વાંચકને જાણીને અજાયબી થશે કે તદ્દન પાકાં કેળાં અને દુધની પ્રવાહિ "મલાઇ" સંગ્રહણીના રોગીઓને ખોરાક તરીકે અપાય છે. ( દુધની પ્રવાહી મલાઇને સુરતમાં " રગડો " કહેવામાં આવે છે. ) એક લાંબા વાસણમાં દુધને આશરે ચાર કલાક સ્થિર રહેવા દીધાથી ઉપર જાડું રગડા જેવું ઘીના તત્ત્વવાળું દુધ રહે છે તેને પ્રવાહી મલાઈ કહેવામાં આવે છે. )

કેળાંને ખુબ છુંદીને જો દહિં સાથે મેળવવામાં આવે અને ખાવામાં આવે તો એ ઘણોજ પૌષ્ટિક ખોરાક આપણને મળે છે તેમજ કેળાંને બરાબર છુંદીને દુધ સાથે મેળવી ખાવામાં આવે તો તે એક સ્વાદિષ્ટ પીણા ઉપરાંત પુષ્ટિકારક ખોરાકનું કામ આપે છે.

કેળાંના ઉપયોગ વિષે બે શબ્દો ચેતવણી રૂપે લખવાની જરૂર છે. નાનાં બાળક તેમજ જે માણસોની પાચન શક્તિ મંદ હોય અને જેઓ બિમારીમાંથી તુરતમાં જ ઉભા થયા હોય તેમને તદ્દન પાકાં કેળાં પણ છુંદીને આપવાં જોઇએ. કેળાં પોચાં એટલે આવા માણસો એમના એમ ચાવ્યા વગર પેટમાં ઉતારી જાય તો તે બરાબર પચે નહિ અને તેથી પેટ ભારે લાગે. કેળાં છુંદીને તેમાં સાકર અને ઘી મેળવવાનો આપણા પ્રાન્તમાં રિવાજ છે. આમ કરવાથી કેળું ભારે પડતું નથી તે વાત ખરી નથી. સાચી વાત તો એ છે કે કેળાંને ખુબ છુંદવાથી જ તે પચવા યોગ્ય થઇ જાય છે બાકી ખાંડ અને ઘી તેની પચી જવાની શક્તિ વધારે છે તે ખરું નથી, કદાચ આ બે વસ્તુઓ મેળવવાથી કેળું સ્હેજ ઓછું પચે ખરૂં. કેળામાં ચિકાશ (ઘી) નું તત્ત્વ ઓછું છે એટલે તેમાં થોડું ઘી મેળવવું તે અસ્થાને ન ગણાય પણ તેમાં ખાંડ મેળવવી તે તો કોલસાની ખાણમાં બહારથી કોલસો લઈ જવો તેની બરાબર છે. કેળામાં ચાર પાંચ જાતો છે. જંગલી કેળાં, ખાસડીયા કેળાં અને તળવાના કેળાં જલદી પચી શકતા નથી. બાકીનાં લીલી છાલનાં, પીળી છાલનાં સોનેરી અને લાલ છાલના કેળાં ખાવા માટે ઘણાં સારાં છે. હવે પછીના લેખમાં ખાવાતી બીજી બે ચાર જ્હેમવાળી વસ્તુઓ વિષે કાંઇક લખવામાં આવશે.

---



## [૧] સ્ત્રીઓની ફરજ

સ્ત્રીઓ પોતાને અબળા માની રાષ્ટ્રિય કામોમાંથી મુક્ત નથી થઇ શકતી. અબળા એ વિશેષણ આત્માને વિષે તો લાગુ નાજ પડે. એ તો શરીરને વિષે કહેવાતું છે. એક બાલિકા જેનો આત્મા ઉજ્જવલ છે, જેને તેનું ભાન થયું છે, તે સાડાછ ફુટ લાંબા ઉદ્ધત અંગ્રેજની સમક્ષ ઉભી તેને મ્હાત કરી શકે છે. જે સ્ત્રીને પોતાપણાનું ભાન આવ્યું છે, તેનું સ્ત્રીત્વ તેના આત્મબળ વડે શોભે છે. પોતાના શરીરની નબળાઇ સ્વીકારી નબળી બની સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ શોભાવી નથી શકતી. સીતા, દ્રૌપદી આદિ સ્ત્રીઓએ પોતાનો પ્રભાવ દુષ્ટોપર પાડ્યાનું આપણને શાસ્ત્રો શીખવે છે. જેમ હાથીનું શરીરબળ મનુષ્યના બુદ્ધિબળ આગળ કામ નથી કરી શકતું, તેમ મનુષ્યના એટલે સંપુરૂષ હ્રદયના આત્મબળ આગળ મનુષ્યનું બુદ્ધિબળ અને શરીરબળ તૃણવત થઇ જાય છે.

તેથી હું ઇચ્છું છું કે હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાને અબળા માની પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો અધિકાર નહિ તજે. જે સ્ત્રી જાતિએ હનુમાન આદિ વીરોને પેદા કર્યા છે તે સ્ત્રીને અબળા કહેવામાં અજ્ઞાન રહ્યું છે. અથવા તેને અબળા કહી છે તે પુરુષને કેવળ પોતાની ફરજ સુઝવવાને; કે તેણે શરીરે બળવાન હોઇ અબળા સ્ત્રીને પોતે રાક્ષસની જેમ ઉદ્ધત બની સતાવવાની નથી પણ તેનું રક્ષણ કરી તેના આત્માનો વિકાસ થાય એવાં સાધનો તેના હાથમાં મૂકી તેની સેવા કરવાની છે.

આ જમાનો કેવળ શરીરબળનો છે એવી ભ્રમણામાં પડી આપણે મુંઝાયા કરીએ છીએ અને માનીએ છીએ કે આપણે હિંદુસ્તાનની રાંકડી પ્રજા શું કરી શકીએ ? આમ માની પુરૂષવર્ગ પણ અબળા બની ગયેલ જેવો લાગે છે. પણ તેવું કાંઇજ નથી, એમ હિંદુસ્તાન સમજી જાય એ ઇચ્છવા જેવું છે. હિંદુસ્તાનની પ્રજાને પોતાના સ્વમાનનું ભાન આવે ત્યારે તે પ્રજા સબળ બનશે.

એવું બળ કેમ આવે ? ભારે તાલીમની જરૂર નથી. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી આપણે કોઇના શરીરબળથી નજ ડરવું. શરીરબળીઓ વધારેમાં વધારે આપણા શરીરનો નાશ કરવાની સત્તા ધરાવે છે. તે શરીર વિષે આપણે નીડર બનીએ ત્યારે આપણે સિંહ છીએ. એટલે બળ રાક્ષસી શરીર મેળવવામાં નથી પણ મનની મજબુતીમાં, આત્માની ઓળખમાં, મોતની નિડરતામાં રહેલું છે.

પૂજ્ય મહાત્મા ગાંધીજી

[ 'નવજીવન' તા. ૧૮ જુલાઇ ૧૯૨૦ માંથી ]

---

## [ ૨ ] રાષ્ટ્રધ્વજની વિશેષતા

આપણો ઝંડો અસાધારણ છે. આપણા દેશમાં કેટલાંય વર્ષોથી એક ઝંડો ફરકતો હતો અને હજુય ફરકે છે, તે ઝંડો આપણી ઇચ્છા વિના ફરકે છે. આ ના ફરકે તે જોવાનું આપણું ધ્યેય છે. તે ઝંડા-યુનિયન જેક-સાથે પણ આપણે રાષ્ટ્રઝંડાની સરખામણી કરવી જોઇએ. યુનિયન જેકનો ઇતિહાસ લોહીથી ખરડાયેલો છે. એની પાછળ વેરઝેર વેરાયેલાં છે. આજે તો જે વસ્તુને લીધે તેનું નામ યુનિયન જેક પાડયું હતું તે વસ્તુ યુનિયન તેમાં રહ્યું નથી. એટલે તેને યુનિયન જેક કહેવાનો કંઇ અર્થ છે કે કેમ તે શંકા છે અને જ્યારે યુનિયન હતું ત્યારે એની પાછળ શોષણ અને વેરઝેર હતાં. એની પાછળ સામ્રાજ્ય-

વાદ હતો. આપણા ઝંડા પાછળ કાંઇ પણ ઇગલ–ગરૂડ નથી, પણ આપણી પાછળ રેંટીઓ છે. જે અહિંસાનું સાચું પ્રતીક છે. બીજે એક વાવટો ફરકે છે અને તે લાલ વાવટો. તેના પ્રતીકમાં દાતરડું અને હથોડો છે જે સરસ છે. મજુર અને ખેડુત વર્ગનાં એ પ્રતીક છે. પણ એ ઝંડાથી આપણા આ ઝંડામાં જે મોટી વિશેષતા છે, તે એ છે કે પેલાની પાછળ ડીક્ટેટરશીપ–સરમુખત્યારી છે જ્યારે આપણા ઝંડોની પાછળ એવું કંઇ નથી અને જો થાય તો ૪૦ કરોડ પ્રજાની સરમુખત્યારી હોય. આ રેંટિયા પાછળ અહિંસા રહેલી છે. અહિંસા આવી એટલે કોમી ઐક્ય આવ્યું જ છે. એ રીતે આપણો ઝંડો બીજા ઝંડાઓમાં અપૂર્વ સ્થાન ભોગવે છે. આપણે તેને વંદન કરીએ છીએ, આપણે તેને ઉડાડીએ છીએ, એને માટે આપણે લાકડીઓ ખાધી છે; એને માટે આપણે લોહી આપ્યું છે; લોહીની છાંટો ઉડાડી છે પણ કોઇનુંય લોહી લીધું નથી, કોઇનાં લોહીની છાંટ સરખી પણ ઉડાડી નથી, આપણે એની પાછળ બલિદાન આપવાનું છે. કોઇનું લેવાનું નથી.

[ અમદાવાદમાં રવિવાર તા. ૬–૪–૪૧ ને રોજ ધ્વજવંદન પ્રસંગે...શ્રી મહાદેવ દેસાઇએ કરેલા ભાષણમાંથી ].

---

## [ ૩ ] સૂગ અને સંકુચિતતા છોડો

આપણો સમાજ કેટલો દુષ્ટ છે અને કેવા કેવા અત્યાચારો થઇ રહ્યા છે તે આપણે જાણીએ છીએ. માણસ જ્યારે વિષયાંધ બને છે ત્યારે ન કરવાનો પાપાચાર ને અત્યાચાર તે કરી બેસે છે. ( અત્રે તેમણે ચકચારભર્યા ખાપા ખુન કેસની યાદ આપી હતી ) સમાજના અત્યાચારોની ભોગ થઇ પડેલી બ્હેનોને મૃદુલાબ્હેન અહીં સંઘરે છે. માણસને મલીનતાની, અપવિત્રતાની સુગ હોવી જોઇએ પણ માણસની સુગ ન હોવી જોઇએ. એવી સુગ રાખનાર ઈશ્વરના ગુન્હેગાર છે. સનાતનીઓ ધર્મને નામે પતિંગ ચલાવે છે. એમને બહુ બળેલી બ્હેનોની સુગ હોવી ના જોઇએ. એને જોઇને આંખમાંથી આંસુની ધારા વહી જવી જોઇએ. કોઇ બ્હેનથી ભુલ થઇ હોય તો એની ભુલ તરફ સુગ ભલે હોય પણ એના તરફ ન હોવી જોઇએ. એવી બ્હેનને પણ તમે તમારી કરી છાતી સરસી ચાંપો તો એને પણ પોતે કરેલી ભુલની સુગ થશે. આવી બ્હેનોને રાખનારી વિકાસગૃહ જેવી સંસ્થાને જનતાએ અપનાવી લેવી જોઇએ. મારે તમને બે વાત જ કહેવાની છે. એક એ કે માણસ પ્રત્યેની સુગ છોડો ને બીજી વાત એ કે મનની સંકુચિતતા છોડો અને પ્રવૃત્તિઓ ચાલી રહી હોય તેમાં યથાશક્તિ ફાળો આપો.

શ્રી. મહાદેવ દેસાઇ

[ સોમવાર તા. ૭–૪–૪૧. જ્યોતિસંઘની બહેનો સમક્ષ ]

---

## [ ૪ ] જેવા વિચાર તેવા આચાર

ઉન્નત વિચારોવાળી વ્યક્તિ અધમ આચાર કરતાં હમેશાં અચકાશે. તેથી કોઇ પણ પ્રજામાં ઉન્નત વિચાર કરનારી વ્યક્તિઓનો સારી રીતે વધારો થાય તો જ તે પ્રજા ઉંચે ચઢી શકે. આપણે પણ જો આપણી અવદશામાંથી છુટવું હોય તો ઉન્નત ભાવના અને વિચારોવાળી વ્યક્તિઓ પ્રજામાં વધે તે માટે પ્રત્યેક જાતના ઉપાયો યોજવા જોઇએ. ચારિત્ર્યવાન માણસોને હાથે લખાયેલાં સારાં પુસ્તકોનો બહોળો ફેલાવો કરવો તે આવા ઉપાયોમાંનો એક સચોટ ઉપાય છે.

અત્યારે આપણે પરતંત્ર છીએ. આપણી અધોગતિની પણ હદ રહી નથી. આપણામાંનો મોટો ભાગ એટલો બધો પતિત થઇ ગયો છે કે મહાત્મા ગાંધીના જેવી ભવ્ય અને પ્રભાવશાળી વ્યક્તિ સમસ્ત દેશમાં સ્વતંત્રતાનો શંખનાદ કરી રહી છે. તેવે સમયે પણ તે સ્વતંત્રતા શું છે, એ પણ કલ્પી શકતો નથી, તો પછી પરતંત્રતામાંથી છુટવા માટે વિચાર સરખોયે તેને ક્યાંથી સ્ફુરે ? જો સ્વાતંત્ર્ય ભાવના અને સ્વાર્થત્યાગને પોષે એવા વિચારો પ્રજામાં ખૂબ રમી રહ્યા હોત તો અત્યારે મહાત્માની ચળવળને પ્રતાપે આપણે જગતને કાંઇ અજબ પાઠ શીખવી ગયા હોત; પરંતુ કમનસીબે એમ નથી બન્યું. મહાત્માજીએ તો પોતાના તપોબળથી, આખા

જગતમાં ઊંડી છાપ પાડી-છે; પણ હિંસા પ્રત્યે તો નથી જ પાડી, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આવી આપણી દુર્દશામાંથી મુક્ત થવા માટે જેમ બને તેમ પ્રજામાં સ્વમાન ખાતર તન, મન અને ધન કુરબાન કરતાં શીખવે, તેવા સબળ વિચારો ફેલાવવાની જરૂર છે.

ડૉ. ચંદુલાલ મણીલાલ દેસાઈ
[ "સ્વતંત્રતાના સિદ્ધાન્તો"માંથી ]

---

## [ ૫ ] ગુજરાતનું નારીજીવન

એના સીલમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્માન્ધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; તેમાં પુરૂષના સમાન થવાની હોંસ છે; છતાં પુરૂષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે. નવા નવા ઉલ્લાસો છે; છતાં દુઃખ સહન કરવાની હિંમત છે; અને પુરૂષો અને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે...એના કૌટુંબિક જીવનમાં સ્વચ્છન્દ નથી; અને સંકોચ પણ જતો રહેવા માંડ્યો છે...ઘેર ઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

શ્રી. કનૈયાલાલ મુન્શી
["ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ"એ ભાષણમાંથી]

## [ ૬ ]

પોતાનો ઉદ્દેશ ફળીભૂત કરવા માટે જીવન સમર્પણની તૈયારી હોવી જોઇએ.

× × ×

જ્યાં સુધી હિંસાવાદી પોતાનો હેતુ જગ સરખો ના બનાવે ત્યાંસુધી આગળ વધવાની બધી વાત નિરર્થક છે.

× × ×

હિંસા વગર-એટલે દુશ્મન બન્યા વગર હેમ લડી શકાશે તે હિંદ બતાવશે એટલે માનવરાષ્ટ્રનો પાયો નંખાશે.

× × ×

જ્યાં જ્યાં આત્માનું બલિદાન આપવાની તૈયારી હોય ત્યાં ત્યાં મહત્તા જ છે. પછી ભલે તે ભલ ભરેલો માર્ગ હોય.

× × ×

જેલજીવન એટલે સર્વોત્તમ અનુભવી જીવન. રાષ્ટ્રને માટે જેલમાં જતાં કોણ કહેશે કે ભણતર બંધ પડ્યું ? ચોપડીઓના જ્ઞાન કરતાં આ જ્ઞાન વધારે અનુભવ અપાવશે.

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

## પૂર્ણિમા

તારા ઉંચા આકાશમાં જગ-કાલિમા અજવાળવા,
ને ચન્દ્રમા વિના સકળ સૃષ્ટિ છતાં આનન્દતી;
કિન્તુ નવલ સૃષ્ટિ બની, શી પૂર્ણિમા શોભી રહી !
શત તારકો ગગને છતાં શશિ જો નહિ તો કંઇ નહિ !

શ્રી. અંબાલાલ નૂ. શાહ



# સ્ત્રી જગત

**શ્રીમતી કપિલા ખાંડવાળા :** મુંબાઇ વિદ્યાપીઠની સેનેટની શ્રીમતી હંસાબેન મહેતાની ખાલી પડેલી બેઠક માટે ચુંટણી થતાં મોટી બહુમતીએ ચુંટાયાં છે.

**સ્ત્રીઓ પગભર અને સ્વતંત્ર** થઇ શકે તે માટે તાલીમ આપતી અમદાવાદની જાણીતી સંસ્થા જ્યોતિર્સંઘને ગ્રાન્ટ આપવાનો ઠરાવ, ઘણી ચર્ચાને અંતે અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં પસાર થયો છે.

સર હરીસિંગ ગૌરનાં પત્ની જેઓ વડી ધારાસભાનાં સભ્ય હતાં તેમનું દિલ્હીમાં અવસાન થયું છે. સર હરીસિંગ હાલ ઇંગ્લાન્ડમાં છે.

ભાવનગરના ના. મહારાણી સાહેબને હસ્તે ગઢડાની તાલુકા સ્કુલનું ખાત મુહુર્ત થયું છે.

અમદાવાદમાં કન્યા હાઇસ્કુલ સ્થાપવા માટે લેડી વિદ્યાગૌરી નિલકંઠ, શ્રી. સવિતાબેન ત્રિવેદી, જેઠાલાલ શાહ તેમજ ગટુભાઈ ધ્રુવ નિવેદન બહાર પાડયું છે.

બ્રીટનમાં ૪૧ થી ૪૫ વર્ષ સુધીના પુરૂષો અને ૨૦ થી ૨૧ વર્ષ સુધીની ઉમરની સ્ત્રીઓને રાષ્ટ્રિય કાર્ય માટે એપ્રીલ માસથી નોંધાઇ જવાનો હુકમ થયો હતો.

વડોદરા રાજમાતા શ્રી. ચીમનાબાઇ બાઇસાહેબને માટે રાજ્ય તરફથી મુંબઇમાં ખંબાલા હીલ ઉપર નવ લાખ રૂપિઆની જમીન લઇ તે ઉપર ત્રણ લાખનો બંગલો બંધાવાશે.

હિંદુ સ્ત્રીઓને વારસાહક્કના પ્રશ્નની તપાસ કરવા માટે નિમાયેલી રાવ કમિટી તરફથી જાહેર પ્રજાના અભિપ્રાય મેળવવા માટે પ્રગટ થયેલી પ્રશ્નાવલિ વિષે વિચાર કરી તેના ઉત્તર મોકલવા માટે, ગુજરાત સંસાર સુધારા સમાજ, અખિલ હિંદ મહિલા પરિષદ (અમદાવાદ શાખા) તથા વિમેન્સ કાઉન્સીલ એ સંસ્થાઓના ઉપક્રમથી અમદાવાદના શહેરીઓની જાહેરસભા તા. ૩૧-૩-૪૧ ને રોજ પ્રાર્થના સમાજ હોલમાં મળી હતી.

મુસોલેનીનાં પુત્રી અને કાઉન્ટ સીઆનોની પત્ની કાઉન્ટેસ ઇડા જે વ્હાણમાં મુસાફરી કરતી હતી, તેને આલ્બેનીઆ નજીક બ્રીટીશરોએ ટોર્પીડોથી ડુબાડી દીધું હોવાનું સમાચાર જાહેર કર્યું છે. કાઉન્ટેસને બચાવી લેવામાં આવી છે કે નહિ તે બહાર પાડવામાં આવ્યું નથી.

**મીસરી મહિલાઓ મેદાને :** મીસરના લશ્કરમાં 'સ્વયંસેવિકાઓ' તરીકે હજારબંધ મીસરી મહિલાઓ જોડાઈ છે. તેમને તાલિમ કેન્દ્રોમાં તાલિમ અપાઇ રહી છે. શહેર સંરક્ષકો અને વોર્ડનો તરિકે તેમને જરૂર પડતાં ફરજો સોંપાશે.

**મીસ નાનાલાલવરી :** એ ડંકી કાર્પોરેશનમાં નોકરી કરતી ઠુંઠી સ્ત્રી છે. તેનાં આંગળાં કપાઇ ગયેલાં છે, છતાં કાંડા વડે જ મિનિટમાં ૫૫ શબ્દો ટાઇપ કરે છે. તે વયે ૧૮ વર્ષની છે. ઠુંઠી છતાંયે ટાઇપ-રાઇટર પર અજબ કાબુ ધરાવવાથી તેણે ઘણાનું માન સંપાદન કર્યું છે.

**શ્રીમતી વિજયાલક્ષ્મી પંડીતને** નૈની જેલમાંથી તા. ૨-૪-૪૧ ને બુધવારે મુક્ત કરવામાં આવ્યાં છે.

ધરપકડ ; માતરના શ્રી. ડાહીબ્હેન પટેલને ૧ માસની સજા અને ૨૦૦ રૂપિયા દંડ. મદ્રાસના શ્રીમતી દુર્ગાબાઇ ... છ અઠવાડીયાની સજા થઇ છે. શ્રીમતી શાંતાબ્હેન પટેલ, લીલાવતી બ્હેન પટેલ અને યશોદાબ્હેન પટેલને એક માસની સજા અને ૨૦૦ રૂપિયા દંડ અગર વધુ ત્રણ માસની સજા થઇ. મુંબાઇમાં શ્રીમતી મનોરમા નાયક અને પુના પાસેના ગામમાં શ્રીમતી પુષ્પાવતી પેન્ટરની ધરપકડ થઇને વર્ધામાં 'સર્વોદય'ના તંત્રી દાદા ધર્માધિકારીની

પત્ની દમયંતીબાઇ ધર્માધિકારીને ૭ માસની સજા થઇ મલકાપુરમાં 'માતૃભૂમિ'ના તંત્રી અને જાણીતા સ્ત્રી કાર્યકર શ્રી પ્રમિલાબાઇ ઓક, રાધાબાઇ ઓક અને શ્રી પ્રભાબાઇને મધ્ય પ્રાન્તની હદ ઓળંગતાં ગીરફતાર કરવામાં આવ્યાં છે. પંજાબમાં શ્રીમતી મુન્નીદેવીને ૭ માસની સજા થઇ છે.

હિંદમાં બ્રિટિશ મીલીટરી મેડીકલ સર્વીસમાં અંગ્રેજ સ્ત્રી ડોકટરની ભરતી કરવાનું હિંદી સરકારે ઠરાવ્યું છે.

**શ્રીમતી રામેશ્વરી નહેરૂ** : અખિલ હિંદ હરિજન સેવકસંઘની કારોબારીમાં પ્રમુખ શ્રી. બીરલાએ શ્રીમતી રામેશ્વરી નહેરની ઉપપ્રમુખ તરીકે નીમણુંક કરી છે.

**સુરત મ્યુનિસીપાલિટી:** પ્રાથમિક શિક્ષણ મંડળના કારોબારી મંડળમાં શ્રીમતી હિરાલક્ષ્મી બહેન શાહ અને શ્રીમતી લલિતાબહેન મજમુદાર નવા વર્ષ માટે ચુંટાયાં છે.

**ઝાંસીની** આયુર્વેદિક વિદ્યાપીઠે ત્યાં એક આયુર્વેદિક મહિલા વિદ્યાલય સ્થાપવાનું નક્કી કર્યું છે.

ધારકર, શ્રી. વત્સલાબાઇ આંબેગાવકર, શ્રી. કમળાબાઇ ટીલક, શ્રી સ્નેહલતા પ્રધાન, અને શ્રી. અમીનાબ્હેન તૈયબજી, ખજાનચી : શ્રી. જયવતીબ્હેન દેસાઇ, અને મંત્રીઓ : કુ. સુશીલાકુમારી પંડીત અને શ્રી. ઇન્દિરાબાઇ ચાકનીસ ચૂંટાયા છે. મહિલા મંડળના પ્રતિનિધિ શ્રી. કૃષ્ણાબાઇ ક્રીસ્તી, તથા ભગિની સમાજના પ્રતિનિધિ શ્રી. આનંદીબાઇ જયવંત છે.

**વસોમાં મહિલા પુસ્તકાલયનાં** મકાનમાં રોજ આઠથી ૭ સુધી ત્યાંના દવાખાનાની સરકારી નર્સે સ્ત્રીઓને સુવાવડ સંબંધી સલાહ, તેમજ માહિતી આપવા વ્યવસ્થા કરી છે.

**કપુરથલાનાં** મહારાણીશ્રીને જર્મનીએ ફ્રાન્સમાં કોઇ સ્થળે નજર કેદ રાખ્યાં કહે છે.

**શ્રીમતી સાધના બોઝ** અને તેમની નૃત્યમંડળીના નૃત્ય વાદન, અને સંગીતનો કાર્યક્રમ અમદાવાદમાં થયો હતો.

ખેડા જીલ્લામાંથી તાજેતરમાં મુક્ત થએલી પાંચ સત્યાગ્રહી બ્હેનોએ ફરી સત્યાગ્રહ કર્યો હતો.

વડોદરામાં રાષ્ટ્રિય સ્ત્રી સમાજ તરફથી રાષ્ટ્રિય સપ્તાહને અંગે કાકાસાહેબ કાલેલકર

ામકા પોર્ટ પર ફરજ ઉપર જોડાઇ ગઇ છે. અને જેમ જેમ બ્રીટીશ શસ્ત્રસજ્જ ફોજોમાં વધુ પુરુષો જોડાતા જશે તેમ તેમ આવી પ્રમદાઓની સંખ્યા વધતી જશે.

**સૌ. મંગળાગૌરી શ્રોફના** પ્રમુખપદે રાજકોટમાં તા. ૯ એપ્રીલે મળેલી સ્ત્રીઓની સભામાં રાજકોટ મહિલા મંડળની સ્થાપના થઇ છે. તેની ફી માસિક બે આના ઠરાવવામાં આવી છે.

**શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયને** શ્રી. સયાજી જનરલ હૉસ્પીટલ અને ચીમનાબાઇ હૉસ્પીટલમાંની નર્સો, સ્ત્રી દરદીઓ અને બાળકો વગેરે માટેનું બધું શીવણ અને ગુંથણકામ આપવા ઠર્યું છે.

**શ્રી કમળા નહેરૂ સ્મારક ઇસ્પિતાલની** સ્થાનિક વ્યવસ્થાપક સમિતિની પ્હેલી બેઠક આ માસની આખરે મળવાનો સંભવ છે. સમિતિના મંત્રી શ્રી. વિજયાલક્ષ્મી પંડિત ઇસ્પિતાલને લગતી બાબતો પર દેખરેખ રાખી રહ્યાં છે.

**શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજ–વડોદરા**નું ૧૯૪૧ ની સાલનું કાર્યવાહી મંડળ ચુંટાતાં પ્રમુખ: શ્રી. હિરાબ્હેન નાણાવટી, ઉપપ્રમુખ: શ્રી. અવન્તિકાબ્હેન આચાર્ય, શ્રી. જયવતીબ્હેન દેસાઇ, શ્રી. ગજરાબ્હેન મણીભાઇ દેસાઇ, શ્રી. બાળાબ્હેન ઠક્કર, મંત્રીઓ શ્રી. કુમુદબ્હેન ઠાકોર, શ્રી. પ્રમિલાબ્હેન દિક્ષીત, કુ. નાનીબાઇ પાલિઆ અને શ્રી. મનુબ્હેન દેસાઇ, તથા કાર્યવાહીના સભ્યો તરીકે શ્રી. ચંદ્રબાળાબ્હેન ટૅકટર, શ્રી. વિદ્યુલત્તા દેસાઇ, શ્રી. સુભદ્રાબ્હેન મ્હેતા, શ્રી. ચંચળબ્હેન પરિખ, શ્રી. સરલાબ્હેન દિવાનજી, શ્રી વેણુદાબ્હેન મ્હેતા, શ્રી. સવિતાબ્હેન બુચ, શ્રી. શ્રિમતીબ્હેન મજમુંદાર, શ્રી. વિણાબ્હેન મજમુંદાર, શ્રી. ચંચળબહેન અમીન. સલાહકાર: શ્રી. સમજુબા દેસાઇ. ખજાનચી: શ્રી. સરલાબ્હેન મ્હેતા અને ઓડીટર શ્રી. ગુલાબભાઇ વાડિયા ચુંટાયા છે. શ્રી. ચી. સમાજનો ૧૯૪૦ની સાલનો વાર્ષિક રીપોર્ટ તથા હિસાબ પણ બહાર પડ્યો છે.

**શ્રી. ઇન્દિરાબેન જોગલેકર :** સુરત સ્ત્રી મંડળના મંત્રી ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયાં છે.

**અમદાવાદમાં** થયેલાં કોમી રમખાણમાંથી જનતાને ઉગારવા શ્રી. ઇન્દુબેન શેઠ, મૃદુલાબેન સારાભાઈ અને ખાડિયામાં રહેતી બ્હેનોએ ઘણી મદદ કરી હતી.

**રાષ્ટ્રિય સ્ત્રી સમાજ–વડોદરા**માં રાષ્ટ્રિય સપ્તાહને અંગે થયેલી નિબંધની હરિફાઇમાં પહેલું ઇનામ કુ. સવિતા પટેલ, બીજું કુ. રમા દેસાઇ અને ત્રીજું પ્રવિણાબેન દેસાઇને મળ્યું છે.

**સ્ત્રી મતદારોની નોંધણી** અંગે મુંબાઇ સરકાર તરફથી તાજેતરમાં એક યાદી પ્રગટ કરી જણાવવામાં આવ્યું છે કે મુંબાઇ ધારાસભાના મતદારોની યાદી નવેસરથી તૈયાર કરવાની છે.

આ નવી યાદીમાં મતદાર તરીકે નામ નોંધાવવાનો જેમને કાયદેસર હક હોય અને જેમનાં નામ હજુ નોંધાયાં ન હોય એવી બહેનોનાં નામ મતદારોની યાદીમાં નોંધાય તે માટે અમદાવાદમાં બહેનોનું કામ કરતી જ્યોતિસંઘ નામની સંસ્થા પ્રયત્ન કરી રહી છે.

વર્ષે ૩૬ રૂપિયા ભાડું ભરનાર કે રૂ. ૧૫૦૦)ની કિંમતનું મકાન ધરાવનાર કોઇ પણ પુરુષની ૨૧ વર્ષ કે તેથી વધુ ઉમરની સ્ત્રીને મતદાર તરીકે પોતાનું નામ નોંધાવવાનો હક છે. વળી વાંચી લખી જાણતી કે પોતાની સહી કરી જાણતી સ્ત્રીને પણ મતદાર તરીકે નામ નોંધાવવાનો હક છે.

સ્ત્રીઓને મળેલા આ વિશાળ અધિકારનો સ્ત્રીઓએ લાભ લીધો નથી. સ્ત્રીઓ આ અધિકારનો લાભ ઉઠાવે તે માટે જ્યોતિસંઘે અમદાવાદમાં પ્રવૃત્તિ હાથ ધરી છે. એ સુંદર પ્રવૃત્તિમાં પૂરેપૂરો સાથ અને સગવડ આપવા શહેર સમિતિ અને મજૂર મહાજને એક સંયુક્ત નિવેદન પ્રગટ કરેલું છે. મજૂર બાઇબહેનોને અમારી વિનંતિ છે કે જ્યોતિસંઘ તરફથી જે બહેનો આ કામ માટે તેમની પાસે આવે તેમને તેમના કામમાં જરૂરી મદદ અને સહકાર આપવો.

# નોંધ



### કોમી રમખાણ અને સ્ત્રીઓ :

હિંદના રાજકીય ક્ષેત્રમાં અત્યારે એવાં કોકડાં ગુંચવાયાં છે કે એનાં પરિણામ શું આવશે તે સમજી શકાતું નથી. પ્રજા ગરીબાઈમાં એટલી પીડાય છે કે એનો હવે છુટકારો કર્યા સિવાય બીજો ઉપાય નથી. દેશના નેતાઓ આ કાર્યો પાર પાડવા ખૂબ મથી રહ્યા છે. પરંતુ પ્રજાને કમનસીબે કહો કે દેશને કમનસીબે કહો, કોમી અને પ્રાન્તિય વિખવાદ આપણા દેશમાં એવો પ્રવેશ્યો છે કે એને નાબુદ કેવી રીતે કરવો એ એક પ્રશ્ન છે. હિંદુ માટે કે મુસ્લીમ માટે એ સારૂં કે ખોટું એ જુદો પ્રશ્ન છે પરંતુ હિંદને માટે આ વિખવાદ છે. હિંદુ હોય કે મુસ્લીમ હોય એક જ સિદ્ધાન્ત અત્યારે આપણી સમક્ષ રાખવાનો છે અને તે એક હિંદી બનવાનો. આપણે હિન્દના છીએ અને હિંદ આપણું છે એજ સૂત્ર અત્યારે પાઠ કરવાનું છે

રાજકીય વાતાવરણ ખૂબ તંગ બનતું જાય છે. આ જોતાં એમ લાગે છે કે દેશના મુખ્ય નેતાઓ અને રાજ્યધુરંધરોના રાજનીતિજ્ઞો આ પ્રશ્ન ઉકેલવાને અશક્તિમાન નિવડયા છે. પૂ. ગાંધીજીનો બંધુત્વનો સિદ્ધાન્ત હવે પુરૂષો મારફત નહિ જ સમજી શકાય એમ લાગે છે. આ પ્રશ્ન ઉકેલવા સ્ત્રીઓએ જ જવાબદાર બનવું રહ્યું. વિશ્વ બંધુત્વની અને માતૃત્વની ભાવના સ્ત્રીઓ જ સમજાવી શકશે.

તાજેતરમાં અમદાવાદમાં થયેલાં કોમી રમખાણમાં જો સ્ત્રીઓ બહાર નિકળી હોત તો વાતાવરણ આટલું ઉગ્ર ના બનત. અખબારોમાં આવેલી વિગત ઉપરથી આપણે જોઇ શકયાં છીએ કે માત્ર એક કલાકમાં શ્રીમતી ઇન્દુબહેન શેઠે ટુંક સમય માટે વાતાવરણ શાન્ત કર્યું હતું. એક બહેન જો આટલું કાર્ય કરી શકયાં તો અમદાવાદની બધી બહેનો જાગી હોત તો કરફ્યુ આર્ડરની કે મીલટરીની બીલકુલ જરૂર ના પડી હોત. આવી જ રીતે જો સમગ્ર દેશની બહેનો જાગે તો આ કોમી વિખવાદનો પ્રશ્ન સહેલાઇથી ઉકલી જાય.

અખિલ ભારતીય પરિષદમાં હિંદની સ્ત્રીઓ એકકે અવાજે કાર્યો કરે છે. કેટલાકનું માનવું એમ છે કે આ સંસ્થા કાંઇ જ કાર્ય નથી કરતી અને આનંદ ઉત્સવ ઉજવી વીખરાય છે. આ વસ્તુ જુદી છે. પરંતુ હિંદુ, મુસ્લીમ, પારસી અને યુરોપીઅન, દરેક કોમની બ્હેનો સાથે બેસી પોતાનું કાર્ય સાધવાનો પ્રયત્ન કરે છે. જુદા જુદા પ્રાન્તની સ્ત્રીઓ આ પરિષદમાં રસ લે છે. આ સંસ્થા આ કાર્ય હાથ લે તો જરૂર કોમી અને પ્રાન્તીય વિખવાદનો પ્રશ્ન જ ના રહે. સમગ્ર દેશની બ્હેનો જો ભેગી મળી હિન્દને સ્વતંત્ર કરવા ઝુંબેશ ઉઠાવે તો પુરૂષો જે કાર્ય કરવાને અશક્તિમાન નિવડયા છે તે કાર્ય સ્ત્રીઓ જરૂર પાર પાડશે.

દિન પ્રતિદીન ઉગ્ર બનતા આ પ્રશ્નને હવે હાથ ધર્યા વગર છુટકો નથી. પ્રજા-હિન્દુ કે મુસ્લીમ-ભયમાં જે દિવસો પસાર કરે એ વસ્તુ નાબુદ કરવીજ જોઇએ. આપણે કુસંપમાં હિંદુસ્તાન ગુમાવ્યું છે. આટઆટલા કડવા અનુભવો પછી પણ આપણે એકયતા નથી કરી શકયા તે આપણી કમનસીબી છે. હવે હિન્દને શું ગુમાવવાનું બાકી રહ્યું છે ? જે હતું તે ગયું છે,

આપણું ધન ગયું, સંસ્કૃતિ ગઇ, બળ ગયું, કોમી રમખાણો કરી અંદર અંદરના કલેશથી આપણે સ્વમાન પણ ગુમાવવા તૈયાર થયાં છીએ. અત્યારે તો પેલી બાળકની વાંદરા–બીલાડીની વાત જેવું થાય છે.

બેની લડાઇમાં ત્રીજો ફાવી જાય છે. અંગ્રેજોને તો એક બહાનુ મળે છે. અંદર અંદરના કલહને જો દૂર નહિ કરીયે તો હિંદની પ્રજા સ્વતંત્ર થવાને નાલાયક છે એમ દિલગીરી સાથે કહેવું પડે છે. આપણા અંદર અંદરના અવિશ્વાસને પરિણામે આપણા હિન્દનો ઇતિહાસ અધોગતિની પરાકાષ્ટાએ પહોંચે છે.

આ સ્થિતિ હવે લાંબો વખત રહે તે ઇચ્છનીય નથી જ. હિન્દની બ્હેનોએ હવે જાગવું જ પડશે. એને માટે તાલિમ લેવી પડશે. બ્હેનોને માટે આ વસ્તુ અઘરી નથી. રાજકીય ક્ષેત્રનાં આ મુખ્ય અંગને દુરસ્ત કરવાનું કાર્ય હવે બ્હેનોએ જ કરવાનું છે. ગુજરાતની અને હિન્દની બ્હેનો આ કાર્ય વહેલી તકે સાધવાની તૈયારી બતાવશે જ એવી આશા છે.

*

## કોંગ્રેસ અને યુદ્ધ :

કોંગ્રેસની નીતિ યુદ્ધ માટે પુ. મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે હતી તેવીજ ચાલુ છે. તાજેતરમાં મુંબાઈના ટાઇમ્સ ઓફ ઇન્ડીયાએ ગાંધીજીને સત્યાગ્રહ પાછો ખેંચવા આગ્રહ કર્યો હતો તેના જવાબમાં મહાત્માજીએ જણાવ્યું છે કે તેમની શ્રદ્ધા અહિંસામાં હતી તેવીજ છે. હિન્દુસ્થાનની પ્રજાને પુછયા વગર લડાઇમાં સંડોવવામાં આવે તો હમે લડાઇમાં ભાગ ન લઇ શકીએ તે તદન સરળ વાત છે.

મદ્રાસના ' હિન્દુ 'એ મહાત્માજીને વિનંતી કરી છે કે કોંગ્રેસને હવે છુટે હાથે કામ કરવા દેવું અને પુનામાં ઠરાવ થયેલો ત્યારે જેમ મહાત્માજી કોંગ્રેસથી અલગ રહેલા તેમ અલગ રહેવું. કોંગ્રેસે અહીંસાત્મક વ્યક્તિગત અસહકાર થોડો વખત કર્યો છે તેનું પરિણામ અસરકારક જણાતું નથી. કોંગ્રેસ જેવી મોટી રાજદ્વારી સંસ્થાએ જડતાથી એક નીતિને વળગી રહેવું ડહાપણ ભરેલું નથી. સમયાનુસાર તેણે વિધ વિધ જાતના ઉપાયો અમલમાં મૂકવા જોઇએ. કોંગ્રેસ નેતાઓ ફરી પરિસ્થીતિનો વિચાર કરે એ જરૂરી છે.

' હિન્દુ 'ની આ સુચનાની શું અસર થાય છે તે જોવાનું છે.

*

## મુંબાઈ નેતા પરિષદ ને બ્રીટન :

નેતા પરિષદના ઠરાવોની નકલ બ્રીટીશ રાજ્ય કર્તા પુરૂષોને પહોંચી. સર તેજબહાદુર સપ્રુ વિગેરે ગૃહસ્થો દિલ્હી ના. વાઇસરાયને મળી આવ્યા. હિન્દીવજીરે પાર્લામેન્ટમાં જાહેર કર્યું કે ઓગસ્ટ ૧૯૪૦ માં અને વખતો વખત બ્રીટને હિન્દ પ્રત્યેની નીતિ જાહેર કરી છે. હિન્દમાં અંદર અંદરના ઝગડાને લીધે કંઇ કરી શકાતું નથી. બ્રીટને યુદ્ધ પછી સ્વરાજ્ય આપવા વચન આપેલુંજ છે. અત્યારે બ્રીટન જીવન સંગ્રામ લડી રહ્યું છે તે વખતે બીજો પ્રશ્ન વિચારવાનો હોયજ કેમ ? બ્રીટને આમ ઠંડુ પાણી રેડ્યું છે.

આ જવાબ પર મુંબાઇના વિનીત નેતાઓએ ટીકા કરતાં જણાવ્યું છે કે મી. એમરીનો જવાબ પહેલેથીજ હમે જાણતા હતા. આપણી ફરજ એકજ છે કે અંદર અંદરના કલેશ દૂર કરવા અને પછી એક સહ બ્રીટન પર દબાણ કરી સ્વરાજ્ય પ્રાપ્ત કરવું. પણ " વો દિન કહાં કે–"

આ વિનીત નેતાઓજ કોમ એકતા હાથમાં કેમ નેતૃત્વ લેતા નથી ? કેમ લોકમત કેળવવા પ્રયાસ કરતા નથી ? આ અભિપ્રાય બહાર પડે છે તેજ વખતે મુંબાઇ અને અમદાવાદમાં વિકાળ સ્વરૂપમાં કોમી રમખાણો દેખાવ દે છે તે એ દાબવા કેમ આ મુરબ્બીઓ બહાર નીકળતા નથી ?

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૫ પુસ્તક ૧૧ મે : ૧૯૪૧

## ચાંદલિયા હો !

ચાંદલિયા હો !
આપણે રમીયે, સંતાકૂકડી દાવ !
તું ધીરે ઓરો આવ.

*

આભલાં રૂનાં ગાભલાં જેવાં
આભમાં કરી બિછાત,
ખડકી એના ડુંગર પૂંઠે
સંતાજે પડ સાત,
તો યે શોધીશ સાથેસાથ !
ચાંદલિયા હો !

*

શાક છાઈને શાગમ ઉભો
વડલો છે ઘેઘૂર,
સંતાઈશ હું ઘેરી ઘટામાં
શોધજે તું આતૂર
લાંબે હાથે જરૂર જરૂર !
ચાંદલિયા હો !

જોઈ તને પેલો ઉછળે સાગર
ઉછળે મારાં યે પૂર,
ચાંદલિયા હો ! ભેટવાને તને
રમવાને દૂર દૂર,
હૈયે હોંશ ભરી ભરપૂર
ચાંદલિયા હો !

*

શ્રી. નાગરદાસ ઈ. પટેલ

# પરપોટો



બાલે ફુંકતાં એ પરપોટો
ધીમે ઉતરે ભૂમિ પરે
મેઘ ધનુષ્યની રમ્ય પરી જયમ
રૂપેરી પ્યાલામાં ઉતરે.

"ન્હાનકડા પરપોટા થોભ
તુજ સાથે રમવાનો લોભ ?"
બાળે એ વિનતી ઉચરી.

નહિં ! પણ એ પરપોટો ઉડયો
સીધો જઇ નીજ સ્થાનક-જડયો
કહો બન્યું એ કેમ કરી ?

એક બાળકે પરપોટો એ
ફુંકયો'તો બહુ યત્ન કરી
અન્ય બાળ જે ખેલતું હતું તે
હસી ઊઠયું નીજ છબી નીરખી.

"ન્હાનકડા પરપોટા ! સુંદર
છબી લાવ્યો કયાંથી મુજ અંદર ?"
બાલ ધીમે એ બોલી ઉઠયું

એ પરપોટો બાળ ભૂલે કાં
સર્જાયો જુજ સ્થાન જવા જ્યાં,
પંથ પુરાણો જે જગ મારે
પરપોટા પડતો તે વાટે !

શ્રી. નવલકાંત ભાવસાર

# એક હતા તરવાડી

એક હતા તરવાડી.

એમનું નામ તો ખાસ્સું દલપતરામ હતું પણ બધા એમને દલો તરવાડી કહે.

દલો તરવાડી ભણેલા પણ ઠીક ઠીક. કથા વારતા કરે, જોષ જુએ, મુરત કાઢે, સરાવે ને પરણાવે.

નાનું સરખું ગામ હતું ને તરવાડીનાં માનપાન પણ ઠીક હતાં.

*

તરવાડીનાં વહુ ખાધા પીધાનાં ભારે રસિયાં.

જજમાનને ઘેર જમવાનું હોય કે સીધાં આવ્યાં હોય તો એમને ભારે લહેર! એમના આનંદનો પાર ન રહે.

પણ વચ્ચે કોઈ કોઈ વખત દહાડાના દહાડા સુધી જમણ પણ ન હોય ને સીધાં પણ ન આવ્યાં હોય. એવે વખતે તરવાડીનાં વહુને કૈં ને કૈં ખાવાનું મન થાય.

*

એક વખત એમને વેંગણ ખાવાનું મન થયું. વાત એમ થયેલી કે તરવાડીનાં વહુ નદીએ નહાવા ગયેલાં ને ત્યાંથી આવતાં એમણે વશરામ ભુવાની વાડીમાં ખાસ્સાં મઝાનાં રીંગણાં જોયાં એટલે એમના મોઢામાં પાણી આવી ગયું. એમણે ઘેર આવીને તરવાડીને વાત કરી કે આજે તો મને રીંગણાંનું શાક ખાવાનું બહુ મન છે.

*

તરવાડી કહે: 'લાવીશું જોગ ખાશે તો આજકાલમાં '

' આજે જ લાવોને. વશરામભાઈની વાડીમાં ખૂબ થયાં છે. '

' વશરામ ભુવો આપણો જજમાન નથી છતાં જોઇશું. સમજાવીને લઈ આવીશું. તરવાડીએ જવાબ આપ્યો.

' પણ આજે ને આજે જ લઈ આવો. ' તરવાડીનાં વહુએ આગ્રહ કર્યો. તરવાડી તો તરતજ ઉઠયા ને ગયા વશરામ ભુવાની વાડીએ.

*

' અરે વશરામભાઈ! ઓ વશરામભાઇ! કયાં ગયા ? ' દલા તરવાડીએ બૂમ મારી.

પણ વાડીમાં કોઇ નહોતું..

તરવાડીએ આમ જોયું ને તેમ જોયું. એમની નજર લાંબાં લાંબાં ને કાળાં કાળાં રીંગણાં ઉપર પડી. એમના મોંઢામાં પણ પાણી આવ્યું.

' અરે જીવ! અહીં તો કોઈ નથી. રીંગણાં લેવાં છે એ વાત તો નક્કી છે ત્યારે કોને પૂછવું ? વશરામભાઇ નથી તો વાડી કૈં નાસી ગઇ છે ? એને પૂછીને રીંગણાં લઇ લોને ' એમ વિચાર કરીને તરવાડી બોલ્યા :

*

ભાઈ, અહીં આ રસ્તા પર શું કરો છો ? આ કાંઇ નિશાળ નથી. રસ્તે ચાલતાં તો પુસ્તકોને બાજુએ મુકો.

એણે જવાબ આપ્યો—ભાઈ સમસ્ત જગત મારી પાઠશાળા છે.

× × ×

એક દિવસની વાત, એ ગણિત ગણવા બેઠો. તેમાં એક દાખલો બેસતો નહતો. શિક્ષકની મદદ વગર દાખલો ગણવો, એવો એનો નિયમ હતો. તેણે નિશ્ચય કર્યો; દાખલો બેસાડું તો જ ખરો. એ કેમ બેસે નહિ ? ગણતાં ગણતાં રાત પડી. મધરાત થઈ. ચાર વાગ્યા પણ દાખલો બેઠો નહિ. તે અકળાયો. તાજી હવા લેવા અગાસીમાં ગયો. ત્યાં આમ તેમ ફરવા લાગ્યો. આંટા મારતો જાય, ને વિચાર કરતો જાય. પણ કાંઇ યુકિત જડે નહિ. એ હઠીલો હતો. ઝટ દઇ મરવાનો નિશ્ચય કર્યો. મરવા તૈયાર થયો ત્યાં તો દાખલાની રીત એકાએક એને સમજાઈ ગઈ. દાખલો બેસી ગયો.

× × ×

પોતાની ઓરડીમાં તે દરરોજ કસરત કરતો. એક ખાટલાને ભીંતની સાથે સીધો ઉભો કરી દેતો. પછી બંને હાથે એને પકડીને જેટલો ઉંચે લઈ જવાય, એટલો ઊંચકતો. પછી ધીમે ધીમે નીચે લાવતો. મોં બંધ રાખીને બહુ જલદી જલદી ઘણીવાર સુધી આ કસરત એ કરતો.

× × ×

ઓળખો છો એ મહાન વિદ્યાર્થીને ? ગરીબાઇમાંથી એમ. એ. થનાર નિશ્ચયી બાળકને ? પાછળથી વેદાન્તના ધુરંધર આચાર્યપદની પ્રાપ્તિ કરનાર અને જાપાન, મિસર ને અમેરિકામાં વેદાંતનો ડંકો વગાડનાર એ વેદાંત કેસરીને ? કોણ ન ઓળખે, એ ભારત માતાના લાડીલા પુત્રને ? એના પિતાનું નામ ગોસ્વામી હીરાનંદજી. એનું મૂળ નામ તીર્થરામ. એ પછી પડયું **સ્વામી રામતીર્થ.**

ફસનજી મ. દેસાઇ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦-૪-૪૧



પુસ્તક ૩૬મું — જુન : ૧૯૪૧ — અંક ૪ થો

# હેત

(૧)

હેતભર્યું હૈયું આ કેવું !
સકળ સૃષ્ટિનું તત્વ અનેરું
વિલસે હો ! જગ સત્વ મધુરું
એ હૈયું મારું !

(૨)

હેત ભર્યું હૈયું ચેતનને !—
જડ સૃષ્ટિના ભાવ ભણાવે !
દિવ્ય સમૃદ્ધિ–સમાધિ અપાવે !
ભેદ વિનાનું એ !

(૩)

એ હૈયે રસ દિવ્ય ઝરે શો !
પ્રભુતાથી મન પ્રાણ ભરે શો !
ઉજ્વલ ઉન્નત આત્મ કરે શો !
પૂર્ણ સમાધિને !

(૪)

હેત ભર્યું એ જ્વલંત હૈયું !
પ્રાણ ! પ્રેમ ! ને પ્રભુનું બનેલું !
મણિમય દિવ્ય પ્રભાથી ભરેલું !
જીવન ! જીવન ! એ !

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ



# મા



[ રાગ : દૂધે ભરી તલાવડી ]

મીઠી તે મીઠી મારી માવડી,
હૈયે અદ્‌ભુત પ્રેમ,
ખારા સાગરમાં મીઠી વીરડી,
હૈયું તે સાચું હેમ. મીઠી૦

હૈયે તે હેતની તલાવડી, મીઠી તે અદ્‌ભુત પ્રીત,
હૈયામાં ભાવના ભરપુરે, ઘેલું બને જોઇ ચીત. મીઠી૦

આત્માકેરી જ્યોતીએ, આત્મા કેરી પાંખ,
આત્માનો આધાર સાચો, આત્માની છે આંખ. મીઠી૦

હૈયું ખીલ્યું તે શું ચાંદની, વેણે સુધા છલકાય,
આનંદે નિત્ય માવડી, મુખ દેખી મલકાય. મીઠી૦

હૈયાના શોણિત પાઇને, ઉછર્યો જેણે દેહ,
માતાના ઉપકાર એ, કેમ દવાયે- છેહ ? મીઠી૦

શ્રી. પ્રેમચંદ બુદ્ધ

# પ્રેમ કે કર્તવ્ય

## [ ટૂંકી વાર્તા ]

લેખક :
શ્રી. કૃષ્ણરાવ મોહિલે,
બી. એ. ( ઑનર્સ )

તે એક પ્રેમઘેલો યુવક હતો. જગતની દૃષ્ટિએ એ સદ્‌ગુણ ઠરે કે દુર્ગુણ ઠરે પણ ઉત્કૃષ્ટ પ્રેમની ઉત્કૃષ્ટતા એના સ્વભાવમાં વિશેષ હતી. એક વખત કોઇના ઉપર એ પ્રેમ કરવા લાગ્યો કે જગતની અન્ય વસ્તુને ભૂલી જતો. નાનપણમાં પોતાની એક નાની બહેન પ્રત્યે એણે એટલો બધો પ્રેમ ને લાગણી દર્શાવી કે અન્ય ભાઇબહેનોની ઇર્ષાને એ પાત્ર બન્યો; વિદ્યાર્થી અવસ્થામાં તેના મિત્રપ્રેમથી અન્ય વિદ્યાર્થીઓની ઇતરાજી વહોરી લીધી; યૌવનના પ્રારંભમાં એનો પત્નીપ્રેમ ઊંચે ને ઊંચે શિખરે એટલે સુધી પહોંચ્યો કે એનાં સગાંસંબંધીઓએ એનો બહિષ્કાર કર્યો; અને પછી એના ઉત્કૃષ્ટ પ્રેમનો ઝરો એના અપત્ય ઉપર ઢોળાવા લાગ્યો. પોતાના નાનકડા બાળકને રમાડવા માટે એ અનેક મર્કટચેષ્ટાઓ કરતો. એની આ મર્કટચેષ્ટાઓ કોઇ જોઈ જાય કે સાંભળે તો લોકો શું કહેશે એની જરાએ પણ પરવા એને ન હોતી. એક સમયે પોતાના ગૃહસૌખ્ય આગળ એને જગતનાં સર્વ સુખો તુચ્છ લાગતાં. કોઈ વખતે એના મિત્રો એને નાટક કે સિનેમા જોવા બોલાવતા ત્યારે એ કટાણું મ્હોં કરતો અને કંઇ ને કંઈ બહાનું કાઢી ના કહેતો. ઘરકુકડીની માફક એને ઘર છોડી જવાનું જરાય ગમતું ન હતું. કેટલેક પ્રસંગે ખોટું બોલી કે ઑફીસરને ગમે તેવી તાલી આપી ઘેર આવી રહેવાની એણે હિંમત કરી હતી.

એક વખતે, છોકરો માંદો છે કહી, એ ઓફીસમાં ન ગયો. એનો બાળસ્નેહી, અરવિંદ એજ ઓફીસમાં કામ કરતો હતો. અરવિંદની જ સિફારસથી એને નોકરી મળી હતી. બે દિવસ પહેલાં અરવિંદને ખબર પડી હતી કે એના છોકરાને સાધારણ તાવ આવે છે, એટલે આજ વધારે થયો હશે એમ એને લાગ્યું. એટલે સાંજે ઘેર ન જતાં અરવિંદ સીધો એને ત્યાં જ ગયો. જઇને જોયું તો ભાઇસાહેબ છોકરાને રમાડવા માટે, આજુબાજુની પરિસ્થિતિને વિસારી, જુદા જુદા પ્રાણીઓના સૂર કાઢવામાં મશગુલ થયો હતો. " સુધાકર ! " એણે બૂમ પાડી.

" કોણ ? " એણે પાછળ ફરીને જોયું. " અરવિંદ ! આવ, આવ. કેમ ઓફીસ છૂટી ! "

" બાબુનો તાવ હવે કેમ છે ? " અરવિંદ હસતાં હસતાં બોલ્યો. માથા ઉપરની ટોપી ઉતારી ટેબલ ઉપર મૂકી ને એક ખુરસી ઉપર બેઠો.

" તું પણ ખરો છે ! બાબુને રમાડવા બહાનું કાઢીને રહી પડ્યો. "

' શું કરું ત્યારે ? બે દિવસથી ઊઠ્યો ન હતો. આજે જ તાવ ઊતર્યો છે તો જરા રમાડવાનું મન થયું. "

" અરે, શું ભલા માણસ ! તારામાં આવડત છે; લાયકી છે; હોંશિયારી છે છતાં આ એક જ કારણના લીધે તું આગળ આવી શકતો નથી. આર્થિક દૃષ્ટિએ એમાં તને કેટલું નુકશાન થાય છે એ નથી જોતો ? "

" લાખ મળવાના નથી ને લખેસરી થવાના નથી. એ ચિંતા શા માટે કરવી ? "

આમ બંનેની વાતો ચાલતી હતી એટલામાં ચા આવી. બંને મિત્રોએ ચા લીધી. અરવિંદ ઊઠી ઘેર ગયો.

પ્રેમીજન આગળ એને પૈસો તુચ્છ લાગતો. એની એ પ્રકારની ઘેલછા જોઇ સૌ કોઇને વિચાર આવતો કે આ ઘેલછાજ એના દુઃખનું કારણ થશે. એ પ્રમાણે જ્યારે બીજી સુવાવડમાં એની પત્ની મરણ પામી ત્યારે બધાને લાગ્યું કે હવે એની ઘેલછા ગંડાઈમાં પરિણમશે. એની પત્નીના મૃત્યુના બીજેજ દિવસે એનું સાન્ત્વન કરવા જવાનું અરવિંદના માથે મોટું સંકટ આવી પડયું કારણ કે આવા પ્રસંગે એનું સાન્ત્વન પણ શી રીતે કરી શકાય ?

અરવિંદ એને ત્યાં ગયો તે સમયે બાર્ઈસાહેબ છોકરા સાથે આનંદથી રમતો હતો.

" પહેલાં તું તારા મુખ ઉપરની શોકની છાયા દૂર કર અને મહેરબાની કરી મારું સાન્ત્વન કરવાનું માંડી વાળ, સમજ્યો ? " અરવિંદે ઉંબરામાં પગ મૂકયો કે એનાં મુખ ઉપરની ગંભીરતા જોઇ, કંઈક દુઃખથી સુધાકર બોલ્યો. એના આ શબ્દો સાંભળી અરવિંદ તો સ્તબ્ધજ થયો. એને લાગ્યું કે 'હું અહીં ક્યાંથી આવ્યો !' તેનું આવું ફરમાન સાંભળી ઘડીભર એને આશ્ચર્ય ઉત્પન્ન થયું. પરંતુ વિશેષ આશ્ચર્ય તો અરવિંદને ત્યારે ઉત્પન્ન થયું કે જ્યારે એણે એના દ્વિતીય વિવાહની વાત છેડી. હવે માત્ર અરવિંદને માનવી સ્વભાવની ગૂંચ ઉકેલવી મુશ્કેલ થઇ પડી. તરતજ અરવિંદને વિચાર આવ્યો કે અત્યાર સુધી સુધાકરનાં પત્નીપ્રેમની બાબતમાં એની ધારણા ખોટી હતી. એને લાગ્યું કે એ તો માત્ર પ્રેમનો આડંબર હતો.

મનુષ્ય એ પરિસ્થિતિનો દાસ છે. જે પરિસ્થિતિમાં એ મૂકાય છે તે પ્રમાણે એણે વર્તવું જોઇએ. એ મહાસૂત્રના આધારે અરવિંદે પોતાના મનનું સમાધાન કર્યું. હજુ તો યૌવનના પૂર ઉતર્યા યે નથી ત્યારેજ વિધુરાવસ્થા ગાળવી કઠિણ છે, એવા દીર્ઘ-વિચાર આવવાથી કદાચ એણે આ દ્વિતીય વિવાહનો વિચાર કર્યો હશે.

એનાં પ્રેમાળપણાથી એના સહવાસમાં જે વ્યક્તિ આવે એને સુખજ મળશે એવી અરવિંદને ખાત્રી હતી. પોતાની પત્ની ઉપર એને કેટલો ઉત્કૃષ્ટ પ્રેમ હતો એ એને ખબર હતી. તેણે કોઈ પણ વાત પોતાની પત્નીથી છૂપાવી રાખી નહોતી; તેની સંમતિ વિના એણે કંઇ પણ કાર્ય કર્યું ન હતું; અને કોઇ પણ વખતે એના વિના એકલાએ આનંદના પ્રસંગમાં ભાગ લીધો ન હતો. આ બધું જોઇ અરવિંદ એને કેટલીક વખત કહેતો પણ, " તારી પત્ની ખરેખર ભાગ્યવાન છે. આવું ભાગ્ય હિંદુસમાજમાં બહુ થોડી સ્ત્રીઓના લલાટે લખાયું હોય છે. "

" સુધાકર ! જો તારો વિચાર હોય તો મારાં ફોઇની દિકરી સારી છે. આપણે નક્કી કરીએ. " અરવિંદે વખત જોઇ ટૂંકો મૂકયો.

" હા. એ સારી છે, કરો. ", કંઇક વિચાર કરતાં એ બોલ્યો.

એની સંમતિ મળતાં અરવિંદે એની ફોઇની દિકરી સાથે એનાં લગ્ન બહુ ઠાઠ-માઠથી કરી આપ્યાં. અરવિંદની ફોઇએ પણ દિકરીના માટે રાખેલો પૈસો એને સ્વાધિન કર્યો. એણે એક ઘર વેચાતું રાખ્યું અને ત્યાં આગળ આનંદથી કાલક્રમણ કરવા લાગ્યો.

સુધાકરની નૂતન વિવાહિત પત્ની સુશિક્ષિત, સુગૃહિણી અને અત્યંત પ્રેમાળ હતી. અને તેથી જ એનો સંસાર પૂર્વવત ચાલવા

લાગ્યો. પોતાના સાવકા પુત્રની પણ એ સારી સંભાળ લેતી હંમેશાં એ આનંદમાં રહેતી પણ એના હૃદયના ઉંડાણમાં દુઃખ હતું. સુધાકર એના તરફ ઉદાસ વૃત્તિ રાખતો. અરવિંદના કાને એ વાત આવી ને એને દુઃખ થયું. એક સંસ્કારી બાલાનું પોતે નુકશાન કર્યું એ વિચારે એનું હૃદય કકળી ઉઠ્યું. આવી નાજુક બાબતનો તડ, કે ફડ નિકાલ પણ મુશ્કેલ હતો. કારણ એક બહેન પડી તો બીજો મિત્ર પડ્યો. કોઇને બે શબ્દ ચાંપીને પણ ન કહેવાય. અરવિંદ બીચારો મનમાં જ મુંઝાવા લાગ્યો. આ સ્થિતિમાં પણ કેટલાક દિવસ વીતી ગયા.

એક દિવસ સુધાકરને સખ્ત તાવ ભરાયો. અને દિવસે દિવસે એની માંદગી વધવા લાગી. જીવલેણ માંદગીમાંથી એ મરતાં મરતાં બચ્યો. અરવિંદે જ્યારથી પોતાના બહેનના દુઃખની વાતો સાંભળી હતી ત્યારથી સુધાકર સાથે પૂર્વના સરખો એનો સંબંધ રહ્યો ન હતો પરંતુ એક બે વખત એના સમાચાર લેવાએ ગયો હતો-અને એ પણ એક વ્યવહારિક દૃષ્ટિએ ખોટું ન દેખાય એટલા માટે જ.

પંદરેક દિવસ મંદવાડ ભોગવી લીધા પછી સુધાકરની તબિયત દિવસે દિવસે સારી થવા લાગી. હવે એને ત્યાં જવાની પણ કંઇ ખાસ આવશ્યકતા રહી નહતી અને તેથી જ અરવિંદ વિશેક દિવસથી એને ત્યાં ગયો નહતો-અને જવો રહ્યું ન હોત, પરંતુ એક દિવસ સુધાકરે એને તેડું મોકલ્યું. "એક વખત આવીને મળી જા." એટલે બીજે દિવસે અરવિંદ એને મળવા ગયો.

અરવિંદ ગયો તે સમયે સુધાકરની આગળ એક પેટી પડી હતી. અંદરનો સામાન એની આજુબાજુ પડ્યો હતો. અરવિંદને જણાયું. એના મનમાં શંકા ઉત્પન્ન થઇ. પોતાની બહેનનાં દુઃખનું કારણ આ ફોટો જ હોવો જોઇએ એમ એને લાગ્યું. એની પ્રથમ પત્નીનો ફોટો કઢાવેલો એની એને ખબર ન હોતી. તેમ જ એવો એકાદ ફોટો એણે એના ઘરમાં જોયો પણ નહોતો.

સુધાકરે નીચે પડેલો ફોટો હાથમાં લીધો અને બોલવાની શરૂઆત કરીઃ—

" અરવિંદ ! મારા આજસુધીના વર્તન ઉપરથી હું એક હૃદયશૂન્ય અને પાશવી વૃત્તિનો માણસ છું એવી તમને બંનેને ખાત્રી થઇ હશે. પણ તને ખબર હશે જ કે મારી પ્રથમ પત્ની ઉપર મારો-કેટલો ઉત્કૃષ્ટ પ્રેમ હતો-તેના સહવાસ માટે ગમે તેટલો સ્વાર્થ ત્યાગ કરવાની મારી તૈયારી હતી-એક એના સહવાસ માટે હું કેટલીએ વખત ખોટું બોલ્યો છું, મને એ વખતે એકજ વિચાર આવતો. એનો સહવાસ પરમેશ્વરે મારા નસિબમાં કેટલા સમય સુધી લખ્યો હશે. કદાચ એ કાલે પૂરો થતો હોય તો ? તો તે વખતે એવો વિચાર આવ્યો હોત કે અરેરે ! કાલનો દિવસ ઘેર રહ્યો હોત તો કેટલું સારું થાત. પ્રેમ આંધળો છે એમ કહેવાય છે. જેટલે અંશે પ્રેમ આંધળો છે તેટલે જ અંશે એ એકનિષ્ઠ પણ છે. પ્રેમ સાંકળમાં જકડાયા પહેલાં મનુષ્ય કદાચ પ્રેમીના રૂપ કે ગુણ જોતો હશે પરંતુ એક વખત પ્રેમપાસમાં સપડાયા પછી એ અવિચળ રહે છે. બીજી તરફ ખરું કહું તો તારી બહેન પણ એક દૈવી સ્ત્રી છે. મારી પ્રથમ પત્ની કરતાં એ વધારે રૂપાળી છે. જેટલે અંશે એ રૂપવતી છે તેટલે જ અંશે એ સદ્ગુણી પણ છે. એની કર્તવ્યનિષ્ઠા એક આર્ય પત્નીને શોભાવે એવી છે. મારી માંદગીના દિવસોમાં એણે જે શ્રમ લીધો એ ન લીધો હોત તો હું સારો પણ થયો ન

હોત. નિરપેક્ષ પ્રેમ કેવો હોય છે એ એણે આજ મને બતાવ્યું. છતાં હું આવી સ્નેહાળ પત્નીને મારું હૃદય ન આપી શક્યો; એનું કારણ એક જ છે–અને તે મારી પ્રથમ પત્ની. કેમે કરી હું એને વિસારી શકતો નથી. તારી બહેનનો નિર્હેતુક પ્રેમ જોઈ મને વિચાર આવે છે કે અરેરે ! મેં એને નિષ્કારણ ફસાવી. "

થોડો સમય એ વિચારગ્રસ્ત બેસી રહ્યો. એણે આગળ ચલાવ્યું. " એક સંસ્કારી યુવતિના જીવન ઉપર પાણી ફેરવવું એના કરતાં પહેલેથી જ લગ્ન ન કરવું વધારે યોગ્ય છે એમ તું કહીશ અને આખું જગત કહી શકે. સત્ય છે. ખરેખર, મેં એક મૂર્ખાઈભર્યું પગલું ભર્યું છે. એક અધમ સ્વાર્થ વૃત્તિ પાછળ તણાઇ મેં આ લગ્ન કર્યું. કોઈ સારા માણસ વિના મારા પુત્રની સંભાળ ન લેવાય એમ મને લાગ્યું. મારા પુત્ર માટે મને કેટલો પ્રેમ છે એ હું શી રીતે કહી શકું ? એની ખાતર મેં પત્નીના મૃત્યુના દુઃખને હૃદયના ઊંડાણમાં ઉતાર્યું. મારા પુત્ર તરફ જોઇ મેં આનંદમાં રહેવાનો દુર્ઘટ પણ સફળ પ્રયત્ન કર્યો. પત્નીના મૃત્યુના બીજે જ દિવસે મને આનંદથી હસતાં જોઇ તને કલ્પના પણ આવી હશે કે ' આ તો માણસ છે કે પશુ ? પોતાના પત્નીપ્રેમનું પ્રદર્શન કરતો હતો તે એક નાટક તો ન હતું ? " ખરું ને ? " એ અરવિંદ તરફ એક નજરે જોઇ રહ્યો. અરવિંદ શું ઉત્તર આપે ? એ તો માત્ર શાન્તિથી સાંભળતો હતો. સુધાકર આગળ બોલવા લાગ્યો.

" પુત્રપ્રેમને લીધે મારા હાથે તારી બહેનનો અક્ષમ્ય અપરાધ થયો. આવી પરિસ્થિતિમાં પણ એણે પોતાનું કર્તવ્ય બજાવ્યું ને મારી આંખ ઉઘાડી. એની કર્તવ્યનિષ્ઠાથી મારું કર્તવ્ય શું છે એ હું સ્પષ્ટ જોઈ શક્યો. એ મારા અક્ષમ્ય અપરાધની, તારી સમક્ષ એની ક્ષમા માગવા મેં તને બોલાવ્યો છે. મારી માંદગીના દિવસોમાં ' પ્રેમ કે કર્તવ્ય ' એ વિચાર મને એક ક્ષણ પણ છોડતો ન હતો. ઘણા વિચારના અંતે મેં નિર્ણય કર્યો–એકનિષ્ઠ પ્રેમને વળગી રહી પોતે સુખી રહેવું એના કરતાં પોતાનું કર્તવ્ય બજાવી બીજાને સુખી કરવા પ્રયત્ન કરવો વધારે શ્રેયસ્કર છે. કર્તવ્યની ખાતર ભાવના મારવી જ જોઇએ. "

સુધાકર બોલતો હતો ત્યારે એ પોતાના પત્નીપ્રેમને બેઇમાન થતો ન હોય એમ એને લાગતું. તેની પત્નીના મૃત્યુના દિવસે એને જે વિયોગ ખૂંચ્યો ન હશે તેટલો આજે ખૂંચતો હતો. એની દૃષ્ટિએ તો આજે એમનો વિયોગ થયો. એની પત્નીનો જડ દેહ જો કે દૃશ્ય જગતમાંથી અદૃશ્ય થયો હતો છતાં સ્મૃતિરૂપે એના હૃદયમાં વાસ કરી રહી શકતો. આજ એ હૃદયમાં બીજાને જગ્યા કરી આપવા માટે, સ્મૃતિરૂપે અવશેષ રહેલી એની પ્રથમ પત્નીને ત્યાંથી દૂર કરતાં એને અસહ્ય દુઃખ થયું.

" આ ફોટો કોનો છે, એ ખબર છે તને ? " બોલતાં બોલતાં એણે ફોટો આગળ ધર્યો. " એક વખતે ધૂન ફરી અને એની ઇચ્છા ન હોવાં છતાં મેં એનો ફોટો –બસ્ટ લીધો. ફોટામાં એની મોહકતા વધારે મનોહર લાગી. હું સહેજ હસીને બોલ્યો. ' આ ફોટામાં છે એવું સુંદર નાક તારું હોત તો કેટલું સારું ' " એ સાંભળી એને આઘાત થયો. આ ચિત્રમાં છે એવી પત્ની તમને શા માટે ન મળી ? મળી હોત તો તમે વધારે સુખી થયા હોત. " તે બોલી.

એ સમયે એના મુખ ઉપરની સુરખી જોઇ મને વિષાદ થયો. ચિત્ર કેમ ન હોય

પણ તે એનાં કરતાં સુંદર દેખાયું. એનો અર્થ એ જ કે મારો પ્રેમ એકનિષ્ઠ હોત તો જગતમાં એના કરતાં વધારે બીજું કંઇ જ ગને વધારે સુંદર ને મોહક ન દેખાત. પછી તો મેં એને ગમે તે પ્રકારે સમજાવી અને એણે પણ એ બધું ભૂલી ગઇ છે એમ દેખાડ્યું. પરંતુ એ ફોટો ત્યારપછી એના મૃત્યુ પર્યંત મારી નજરે ન પડ્યો. આજ તે ફોટો." એણે અરવિંદ સ્હામે એ ફોટો ધર્યો.

"ફોટોમાં સરળ નાસિકા જોઇ મારું મન વિચલિત થયું, હું એક નિષ્ઠ પ્રેમી ન રહ્યો, અને હવે તો એ મને મૂકીને ચાલી ગઇ. હવે આ ફોટો પાસે રાખવાનો મને શો અધિકાર છે? એને એનલાર્જ કરાવી કરાવી બાજુની ઓરડીમાં રાખવાનો મેં વિચાર કર્યો છે." ગદ્ગદિત કંઠે છેવટના વાક્યો એના મુખમાંથી તૂટક તૂટક બહાર પડ્યા. એના ચહેરા ઉપર ગંભીરતા છવાઈ આ પ્રસંગ ટાળવા માટે અરવિંદે એના છોકરાને એની આગળ લાવીને ઉભો કર્યો અને યુક્તિપ્રયુક્તિથી આ ગંભીર પ્રસંગ ટાળ્યો.

કર્તવ્ય માટે પોતાની નાજુક ભાવનાઓ મારવી એ સાધારણ વાત નથી એ અરવિંદને તે સમયે સમજાયું. અને તેજ સમયે સુધાકરના મોટા મનની ખરી પરીક્ષા થઇ.

ॐ

## છાબ મ્હારી છલકાણી

( મ્હારી હુંડી સ્વીકારો મહારાજ રે શામળા ગિરધારી )

મ્હારો ખીલ્યો હૈયાનો બાગ રે, છાબ મ્હારી છલકાણી;
રૂડાં પુષ્પો પમરે છે અથાગ રે, છાબ મ્હારી છલકાણી.

: સાખી :

સ્નેહબગીચો શોભતો, હરિયાળો જ રસાળ;
વેલી વૃક્ષો ઝાડનાં, ફોરે ફુલડાંના સુંદર ફાલ રે.
છાબ મ્હારી છલકાણી.

: સાખી :

કળીએ કળીએ મઘમઘે મધમીઠેરી મીઠાશ;
ઝુમને ઝુમને મલપતી શીળી અંતર ઠારતી સુવાસ રે.
છાબ મ્હારી છલકાણી.

: સાખી :

ભાત ભાતનાં ફુલડાં રંગ બેરંગી લાલ;
હસતાં હસતાં ઉરમાં ભાળી થાયે સહુ રળિયાત રે.
છાબ મ્હારી છલકાણી.

: સાખી :

દેવદૂત છે બાળુડાં બીજાં મંગલ ફૂલ;
પાવન કરતાં પ્રેમથી એની ઉપર દિલડાં ડૂલ રે.
છાબ મ્હારી છલકાણી.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# સાસુને વહુ શું સમજાવે ?

[ લોકગીત ]

રણઝણ રણઝણ રે રેંટીયો વાગે,
સાસુ જાણે વહુ કાંતશે રે; મ્હારી વહુ રે સમાણી.

વહુ રે વહુ, મને સુતર દેખાડો,
સુતર સુતરીયાને ઘેર રે, મ્હારી બાઇ રે સમાણી.

વહુ રે વહુ મને પૈસા દેખાડો,
પૈસાની આણી ઝારી રે, મ્હારી બાઇ રે સંમાણી.

વહુ રે વહુ મને ઝારી દેખાડો,
ઝારી તો ભાંગી ગઇ રે, મ્હારી બાઇ રે સમાણી.

વહુ રે વહુ મને કઠકા દેખાડો,
કઠકા સામી વાડમાં રે નાખ્યા, મ્હારી બાઇ રે સમાણી.

વહુ રે વહુ મને વાડો દેખાડો,
વાડો તો બળી ગઇ રે, મ્હારી બાઇ રે સમાણી.

વહુ રે વહુ મને રખીયા દેખાડો,
રખીયા દરીયામાં નાખી રે, મ્હારી બાઈ રે સમાણી.

સાસુ ને વહુ બેઉએ ચાલ્યા,
દરીયા ઓપવા જાય રે, મ્હારી સહી'રે સમાણી.

આગળ બાઇજી ને પાછળ વહુજી,
દરીયા ઓપવા જાય રે. મ્હારી સહી'રે સમાણી.

બાઇજી બડચા ને સાલ્લા તરે છે,
જુઓ જગતના લોક રે, બાઇજી ઝારી આપે છે.

સંપાદક : શ્રી. મધુરલક્ષ્મી દેસાઇ

# રૈડ્ડત ૧ આનો

લેખક :
શ્રી. વાસુદેવ હરદેવ ત્રિવેદી

**: પાત્રો :**

મનહરલાલ : લાલજીનો માલિક શેઠ.
તુલસીદાસ : તેમનો વિશ્વાસઘાતી મેનેજર.
પ્રભાકર : પ્રથમ વિદ્યાર્થિ, પાછળથી પ્રખ્યાત પરગજુ બેરિસ્ટર.
કનક : પ્રભાકરનો ભાઇ અને ખાનગી ડિટેક્ટીવ.
દુર્ગાપ્રસાદ : મારવાડી શેઠ.
મી. મોહન : ઇન્ડિયન બેન્કનો પ્રતિનિધિ.
ફિદાઅલ્લી : બધા જ પરચુરણ વેપાર કરનાર વહોરા શેઠ.
કોચમેન : મનહરલાલનો પટાવાળો.
ગ્રીણો : પ્રભાકરનો નોકર.
મેજિસ્ટ્રેટ :
નસરવાનજી પટાટાવાલા : આરોપીના વકીલ.
લાલજી : પ્રભાકરનો મદદનીશ વકીલ.

### પ્રવેશ ૧

સ્થળ : નિશાળ પાસેનો સરિયામ રસ્તો.

**મનહરલાલ :** તુલસીદાસ, જુઓ તો આ છોકરો અહીં કેમ બેઠો છે !

**તુલસીદાસ :** હશે કોઇ નિશાળેથી નાસી આવેલો !

**મનહરલાલ :** ( પાસે જઇ )–છોકરા, તું અહીં કેમ બેઠો છે ?

**પ્રભાકર :** ( ધ્રુજતો ) મને તાવ ચઢ્યો છે.

**મનહરલાલ :** તો પછી ઘેર કેમ નથી જતો?

**પ્રભાકર :** મારાથી ચલાતું નથી.

**મનહરલાલ :** તો ટ્રામમાં જા.

**પ્રભાકર :** પાસે પૈસા નથી. હું ગરીબ છું.

**મનહરલાલ :** લે આ આનો. ઘર આગળ ઉતરી પડજે. તુલસીદાસ, જરૂર હોય તો તમે એને ઘેર પહોંચાડી આવો.

**પ્રભાકર :** ( આનો લેતાં તમારો આભાર. હું ટ્રામમાં એકલો જઇ શકીશ.

**તુલસીદાસ :** ( તેનું દફતર ઊંચકી લઇ ) ચાલ, હું તને ટ્રામમાં બેસાડી આવું. ( સ્વગત ) શેઠ પણ કેવા છે કે આવી નકામી વેઠ ઊભી કરે છે !

[ પંદર વર્ષ પછી ]

### પ્રવેશ ૨

**મનહરલાલ :** તુલસીદાસ, હજી કાલે તો ત્રીસ હજારનો ચેક ભર્યો હતો અને આજ આ પચીસ હજારનો ચેક શાનો?

**તુલસીદાસ :** શેઠ, આપ ભૂલી ગયા, ખરું? કાલે આપણે કપાસના વેપારીઓને નાણાં મોકલ્યાં હતાં. આ ચેક કલકત્તાની ટ્રેચર એન્ડ કો. નો છે.

**મનહરલાલ :** શું કંઈ નવાં યંત્રો મંગાવવાં પડયાં ?

**તુલસીદાસ :** આપ ફરી ભૂલી ગયા, ખરું ને? કેટલાંક નવાં મંગાવ્યાં અને બાકીનાં દુરસ્ત કરાવ્યાં.

**મનહરલાલ :** ( કલમ મૂકી દઇ ) મને કાંઇ જ સમજાતું નથી. શું બધાં જ યંત્રો બગડી ગયાં હતાં ?

**તુલસીદાસ :** આપણા એન્જિનિયરની સલાહથી આપે જ તેવો હુકમ આપેલો.

**મનહરલાલ :** ( માથું ખંજવાળી ) તુલસીદાસ, આમાં મને કાંઇ ગમ પડતી

નથી. દર મહિને મોટી મોટી રકમના ચેક ભરાય છે. આ ચેક ભર્યા પછી બેંકમાં કાંઈ જ રહેતું નથી.

**તુલસીદાસ** : સાહેબ, તેમાં મારો શો વાંક ? દુનિયામાં હાલ વેપાર મંદ ચાલે છે. ભલા ભલા વેપારી દેવાળાં કાઢે છે. વખત બહુ બારીક આવ્યો છે !

**મનહરલાલ** : ત્યારે, તું મને દેવાળું કઢાવવા ઇચ્છે છે ?

**તુલસીદાસ** : ( રિસાઇને ) સાહેબ, આ મારું રાજીનામું.

**મનહરલાલ** : ( નરમ થઇ ) તુલસીદાસ, આમ છેલ્લે પાટલે જઇ બેસતાં તમને શરમ નથી આવતી ? મારા કહેવાની મતલબ એ છે કે તમારે એક સામટો આટલો બધો ખર્ચ કરવો જોઇતો ન હતો. લ્યો આ ચેક.

[ સહી કરી આપે છે. ]

**દુર્ગાપ્રસાદ** : ( બહારથી ) શેઠ છે કે ?

**તુલસીદાસ** : ( ઝડપથી ) હું અત્યારે બરૂચ જાઉં છું. આપણા દલાલોને મળવાનું છે હું પરમ દિવસે આવીશ.

**મનહરલાલ** : ઠીક જાઓ.

[ જાય છે. ]

[ દુર્ગાપ્રસાદ પ્રવેશે છે. ]

**મનહરલાલ** : આવો દુર્ગાપ્રસાદ. કેમ ચાલે છે ? ઘણે દિવસે દર્શન થયાં ?

**દુર્ગાપ્રસાદ** : દર્શનકી શી નવાઇ હે ? પણ મોકો ધરયો લાગ્યો કે લાવ આજ શેઠ સહેબકા દર્શન કરતો આવું.

**મનહરલાલ** : ( હસીને ) કંઇ કામકાજ ?

**દુર્ગાપ્રસાદ** : કામ તો દુસરો કાંઇ નથી. જરા હુંડીકો કામ થો.

**મનહરલાલ** : હુંડી ? શાની હુંડી ?

**દુર્ગાપ્રસાદ** : યમારી જીનકી. પાંચ હજાર કી છે. આજ પાકે છે. મ્હાંકો તો એક પંચ અરૂ.દો કાજ.

**મનહરલાલ** : ઠીક, તમે પરમ દિવસે આવજો.

**દુર્ગાપ્રસાદ** : ભલે. ભલે. ઇસમે હરકત શો હુઓ ? જય જય.

[ જાય છે. ]

[સિપાઇ કાર્ડ લઇ અંદર આવે છે. કાર્ડ જોઇ]

**મનહરલાલ** : એમને અંદર મોકલ.

[ મી. માદન પ્રવેશે છે. ]

**માદન** : ગુડ મૉર્નિંગ, સાહેબ. આપે જાનિયું તો હોસે જ કે હું ઇન્ડિયન બેન્કનો પ્રટિનિઢી છેઉં.

**મનહરલાલ** : હાજી.. શું કામ છે ?

**માદન** : આપ સાહેબની જીનની આ ૫ દસહજારની હુંડી છે.

**મનહરલાલ** : આપ મહેરબાની કરી પરમ દિવસે આવજો. મારા મેનેજર બહારગામ ગયા છે.

**માદન** : વારૂં જી. વારૂં જી. એમાં ચઇ ખી સું ગિયું ? સાહેબ જી !

[ જાય છે. ]

**ફિદાઅલ્લી** : સેથ સાહેબ છો કે ?

**મનહરલાલ** : આવો ફિદાઅલ્લી શેઠ. કેમ આવવું પડયું ?

**ફિદાઅલ્લી** : હેંહેંહેં. કાંઇ નહિ રે સેથજી. બીજું ટો કંઇ બી નઠી પન આપરે જાને આપરી મિલમાં રંગરોગાન લગાવો, કદર લખાવા, ડિવાલો ઢોલાવી, છાપરાં પર નવાં પટરાં જરાવાં અને નવાં કેરા જાલી સુકાવા ટેના બિલ માટે આવો ટો. ફગટ બે હજાર બસો ને વીસનું બીલ છે.

**મનહરલાલ** : ફિદાઅલ્લી, મેનેજર બહારગામ ગયા છે. તમે પરમ દિવસે આવજો.

**ફિદાઅલ્લી** : ટેમાં બી સી હરકટ છે, સેથ સાહેબ ? અવ્વલ વાટ છે. આપની કિરપા જોઇએ. સલામ સાહેબ.

[ જાય છે. ]

**મનહરલાલ** : (વિચારમાં પડી) આ બધું શું છે તે સમજાતું નથી. હુંડીઓ કાઢેલી

તે વાત સાચી, પણ નાણાં હજી ભરપાઈ થયાં નથી એ નવાઈ.

(ઘંટડી વગાડી) કોચરા, હિસાબી કારકુનને ચોપડો લઈ મોકલ.

**કોચરો :** (કાને હાથ રાખી) કોને મોકલું ?

**મનહરલાલ :** એકાઉન્ટ ક્લાર્કને.

**કોચરો :** કાલુને મોકલું ? અને સાથે શું લાવે ?

**મનહરલાલ :** કપાળ તારું. બહેરોબબ મુઓ છે. (મોટેથી) હિસાબી કારકુનને હિસાબનો ચોપડો લઈ મોકલ. કોણ જાણે તુલસીદાસ આવા નોકરો ક્યાંથી રાખે છે !

*

## પ્રવેશ ૩

**સ્થળ :** ચોપાટીનો એક નિર્જન ભાગ.

[મનહરલાલ ચીંથરેહાલ સ્થિતિમાં પ્રવેશે છે]

**મનહરલાલ :** ગયું-બધું જ ગયું. દેવું પતાવતાં જીન ગઈ; ઘરબાર ગયાં, વાડી વજીફા ગયાં, જમીન જાગીર ગઈ. રહ્યો માત્ર હું: રણમાં ઊગેલા એકાદ ઝાડ જેવો એકલો અને અટૂલો. આ નિર્ભાગી દેહ સર્વવિનાશ જોવા જીવતો રહ્યો છે !

ખાવાને અન્ન નથી, બેસવાને ઓટલો નથી, સૂવાને સાથરો નથી. પત્નીને પિયર વળાવી, બાળકોને મોસાળ મોકલ્યાં. હું ક્યાં જાઉં ? એ લોકોને શું મ્હોં બતાવું ? હાય કમનસિબ !

: ગઝલ :

વિધાતાએ અરે મારી, લખી જન્મોતરી કાળી,
લખ્યા લેખો લલાટે આ, ભૂંસાયે ના, ખમાયે ના.
હતી માડી, હતી વાડી, હતી શી પ્રેમીલી લાડી
હતું સઘું હતું જ્યારે, હવે ના કાંઇ અત્યારે.
જીવનની રાત અંધારી, સુઝે ના વાટ કે બારી.
જીવન મારું થયું ખારું, હવે શી આશ હું ધારું ?

અનેકને આશરો આપનાર આજ પોતે આશરો ખોળે છે. રોજ સેંકડો ભૂખ્યાને ભોજન આપનાર આજ બે દિવસથી સૂકો રોટલો પણ પામ્યો નથી. હતું ત્યારે બધુંય હતું અને નથી ત્યારે કાંઇ નહિ !

ગાડી અને મોટર દોડાવતો જે થાકતો
ખુલ્લે પગે એ ચાલતો, કંઇ આંસુ નયને સારતો.

પણ ગરીબનાં આંસુની શી કિંમત ! ગરીબોનાં આંસુ લૂછવાનો શ્રીમંતોને અવકાશ હોય છે, ખરો ? મિત્રો અને સગાંની મદદ માગું ? હતા ત્યારે ઘરમાં માતા પણ નહિ!

મિત્રો સંબંધી ને સગાં, મળતાં હસીને સર્વદા,
સામું પણ ભાળે નહિ, વળતી દશા આવે જદા.

નોકરી ખોળું ! પણ નોકરી કોણ આપે ? વળી ખુરશી પર બેસી હુકમ કરનાર શેઠની બીજી લાયકાત પણ શી ?

ભીખ માગું ? એક વખત એવો હતો કે ભીખારીઓને વગર માગે યથાશક્તિ દાન દેતો. તે જ મનુષ્ય આજ ભીક્ષાની ઝોળી ધરતો ઉભો છે. ઓ જગતના ધનવાનો, આ કંગાળને ભીક્ષા આપશો ! કોણ સાંભળે ? ગરીબોના પોકાર સાંભળવાને શ્રીમંતોને કાન હોય છે ખરા ? તેમની ચીંથરે હાલ હાલત જોવાને આંખ હોય છે ખરી ?

તમે હસો છો, નહિ ? ભૂખેથી જેનામાં રડવાની પણ તાકાત નથી, તેને જોઇ તમને હસવું આવે છે. પાષાણ રડે છે ત્યારે પવન તેનાં આંસુ લૂંછે છે; માનવી રડે છે ત્યારે બીજા માનવી તેને જોઇ હસે છે ! ચેતન ચડે કે જડ ?

આ સર્વ દુઃખોમાંથી બચવાનો ઇલાજ? છે. (ખીસામાંથી છરો કાઢી) આ રહ્યો. એનો એક જ ઘા અને ગરીબાઈ ખલાસ. અપમાન ખલાસ, જીવન ખલાસ અને તે સાથે ક્ષુધા પણ ખલાસ ! સૌથી સુખી જીવન તે મરણ દુઃખી જીવનનો અંત તે. સુખી જીવનનો આરંભ

ઓ હાય ! તું કેમ ધ્રુજે છે ! સોહિણી યાદ આવે છે ? એ બાપડી જાણશે ત્યારે પ્રેમની મૂર્તિ સમી એ રંકની શી વલે ? અને મારાં બાળકો ? બાપ વિનાનાં બાલુડાં કોના ખોળામાં જઈ બેસશે ? કાંઈ જોઈતું હશે તો કોના પાસે જઈ માગશે ?

પરમાત્મા મારી આ દશા ભલે તેં કરી, પણ તારામાં દયાનો પડછાયો પણ હોય તો મ્હારી બ્હાલસોઈ પત્ની અને મારાં નાનાં ગભરૂ બાળકોને સંભાળજે; જો કંઈક વધુ દયા હોય તો આ કમનસિબ પિતા અને પતિની સ્મૃતિ તમને ન રહે એટલું કરજે.

મૃત્યુ, હવે આવ. તને ભેટવા હું તૈયાર છું. હાથ દૃઢ થા. હૃદય ધબક ના. આ પળ હવે છેલ્લી જ છે !

[ છરાવાળો હાથ ઊંચો કરે છે. પાછળથી એક મજબુત હાથ તેને પકડી લે છે. ]

**પ્રભાકર :** સબૂર, ઓ મૂર્ખ માનવી ! આવું હીચકારૂં કામ કરનાર મહા પાપી છે.

**મનહરલાલ :** મને અટકાવનાર તમે કોણ ? કૃપા કરી મને મારે રસ્તે જવા દો.

**પ્રભાકર :** જરૂર જવા દઉં ! ( છરો દૂર ફેંકી ) હવે તમે છૂટા છો. ( પ્રેમથી ) ભાઇ, અણમોલા માનવજીવનને વેડફી નાખવા તૈયાર થયેલા તમે કોણ છો ? આ કરમાયલા મુખ પર પણ શ્રીમંતાઇનો પડછાયો પડેલો છાનો રહેતો નથી. તમારાં કાંડાં અને આંગળીઓ પર પડેલા ઘરેણાના ડાઘ છૂપાતા નથી. સાચું કહો, તમે કોણ છો ? આવું નિંદ્ય કર્મ કરવા કેમ તૈયાર થયા હતા ?

**મનહરલાલ :** ભાઇ...પણ નહિ. હવે મારે સાહેબ કહેતાં શીખવું જોઇએ. સાહેબ, તમને એક સવાલ પૂછું ? જે દુઃખ બીજાને કહ્યાથી મટે નહિ, તે જણાવ્યાનો શો ઉપયોગ ? દુઃખના પંકમાં મને પડેલો હડસેલનાર તમે કોણ છો ?

**પ્રભાકર :** મારૂં નામ પ્રભાકર. તન, મન ધનથી સહેજ પણ મદદ થતી હશે તો હું કરીશ.

**મનહરલાલ :** ( રડતાં ) એકવારનો લાલ જીનનો માલિક હું મનહરલાલ, અને મેનેજર તુલસીદાસના પ્રતાપે બનેલો આજનો ભીખારી મનોર. કહો, હજી વધુ સાંભળવું છે ?

**પ્રભાકર :** ( આશ્ચર્યથી ) કોણ મનહરલાલ શેઠ ?

**મનહરલાલ :** શેઠ ! એ ઉપનામ હું ઘણા દિવસથી ભૂલી ગયો હતો !

**પ્રભાકર :** લો આ મારૂં કાર્ડ. તમે કાલ સવારે નવ વાગે મને મળજો અને તમારી હકીકત સમજાવજો.

[ જાય છે. ]

**મનહરલાલ :** પ્રભાકર બેરીસ્ટર ! પણ કાર્ડ સાથે આ શું ? પાંચ રૂપિયાની નોટ ? પરમાત્મા, તું નિર્દય છે કે દયામય ! અત્યારની ઘડી સુધી હું તને નિર્દય માનતો હતો. હવે ? મને કંઇ સમજાતું નથી. પ્રભાકર, પ્રભુ તારૂં ભલું કરે !

❀

## પ્રવેશ ૪

સ્થળ : પ્રભાકરની ઓફિસ

**પ્રભાકર :** ( આમતેમ આંટા મારતાં ) મનહરલાલ ખરે જ કમનસિબ છે. ચોપડા તપાસતાં હિસાબ બરાબર લાગે છે. ત્યારે દગો થયો ક્યાં ? ( ઘંટડી દાબી ) ઝીણા, કનકને મોકલ.

**કનક :** ( ચણા ખાતો આવી ) કેમ મોટાભાઇ, શું કામ પડ્યું ?

**પ્રભાકર :** બેવકૂફ, આ શું ચાવે છે ?

કનક : ભૂખ લાગી છે તે જરા શુશ્રુરવારિયું ખાણું ખાઉં છું. (ફાંકો મારી) હવે ફરમાવો. બંદા તૈયાર છે.

પ્રભાકર : કનક, હું જાણું છું કે તું બહુ હોશિયાર છે. (એક ફોટો આપી) જો આ તુલસીદાસ નામનો માણસ. મનહરલાલની લાલ જીનમાં મેનેજર હતો. તેણે કોઈ પણ પ્રકારે શેઠને ભિખારી બનાવ્યા છે. હિસાબ દેખીતો બરાબર છે. પણ શેઠના કહેવા મુજબ જીન એવી તો સારી ચાલતી કે ખોટ આવવાનો કદિ સંભવ ન હતો. માટે આમાં તુલસીદાસનો કંઇ પ્રપંચ હોવો જોઇએ. એમ મારું માનવું છે. એ શોધી કાઢવાનું કામ હું તને સોંપું છું.

કનક : તુલસીદાસ રહે છે કયાં ?

પ્રભાકર : સાન્ટાક્રુઝ. લાલ જીન પણ તેણે જ ખરીદી લીધી છે.

કનક : ઠીક. હું જાઉં છું. (જતાં જતાં) તુલસીદાસ–નામ પરથી વાણિયો લાગે છે. ઉમર ફોટો જોતાં ૪૫ નો આસરો. શરીર માતેલા સાંઢ જેવું. શેઠને પૈસે ખૂબ તાગડધિન્ના કરેલી સ્પષ્ટ જણાઇ આવે છે. ફિકર નહિ. તુલસી ! તને હવે ભગવાનને ચઢાવી દઉં એટલી જ વાર.

*

## પ્રવેશ ૫

પ્રભાકર : મનહરલાલ શેઠ, તમારો કેસ લગભગ તૈયાર થઇ ગયો છે. એકાદ પુરાવો મેળવવાનો બાકી છે. પ્રભુ-ઇચ્છા હશે તો આજે જ સર્વ મળી જશે.

મનહરલાલ : (નિરાશાથી ડોકું ધુણાવી) મને તો એક પણ પુરાવો મળે એમ લાગતું નથી.

પ્રભાકર : (હસીને) તમને ભલે ન લાગે; પણ મને તો પુરાવો મળ્યા છે. લો, આ કનક આવ્યો. કેમ કનક, સિંહ કે શિયાળ ?

કનક : (પ્રવેશી–શરમાઈ) તમારા પ્રતાપે સિંહ લ્યો આ તુલસીદાસની ડાયરી. શેઠનો ખરો હિસાબ તેમાં લખેલો છે.

પ્રભાકર : (હસતાં) કનક, ડાયરી ચોરી કરીને તો લાવ્યો નથી ને ?

કનક : જરૂર પડયે તે પણ કરત. પણ આ તો મારા મિત્ર તુલસીદાસે મને સાચવી રાખવા આપેલી થાપણ છે.

પ્રભાકર : એટલે ? તું એનો મિત્ર બન્યો હતો, એમજને ?

કનક : એનો શરાબી મિત્ર.

પ્રભાકર : હવે સમજ્યો. મનહરલાલ, પાપનો ઘડો ફૂટવાનો વખત હવે દૂર નથી.

મનહરલાલ : (આંખમાં આંસુ લાવી) આ ઉપકારનો બદલો હું શી રીતે વાળીશ ?

પ્રભાકર : મનહરલાલ, મેં આ કામ બદલાની આશાએ કર્યું જ નથી. જુઓ. હું તમને મારા બાલપણની એક વાત કહું:

હું નિશાળમાં ભણતો હતો ત્યારે એક વાર નિશાળમાં તાવ ભરાયો. માસ્તરે ઘેર જવા રજા આપી. ઘેર જવા નીકળ્યો પણ ચલાયું નહિ. ઘરની ગરીબ સ્થિતિ અને પાસે પાઈ પણ નહિ. તાવથી ધ્રુજતો હું રસ્તા પર બેસી પડયો.

તે સમયે એક પરગજુ માણસ આવ્યો, નહિ ઓળખાણ, નહિ પીછાણ, છતાં મને એક આનો આપ્યો અને ટ્રામમાં બેસાડી ઘેર મોકલ્યો. હું સાજો થયો, ભણ્યો, વિલાયત ગયો, બેરિસ્ટર થયો, પણ એ વાત હું ભૂલ્યો નહિ. તે દયાળુ ગૃહસ્થે દુઃખીની સેવા કરવાનું જે બી મારામાં વાવ્યું હતું, તે કાળક્રમે વિકસ્યું, ફૂલ્યું, અને ફાલ્યું. મારામાં આ ઉચ્ચ સંસ્કાર પાડનાર

સખી ગૃહસ્થનું નામ ઠામ હું જાણતો નથી. છતાંય તેનું સદા કલ્યાણ થાય એમ ઈશ્વરની પ્રાર્થના કરું છું.

શેઠ, હવે સમજ્યા ? આ મારા જીવનનું રહસ્ય. આ જ મારા સદાચારની ચાવી.

**મનહરલાલ :** ( ધ્રૂજતા અવાજે ) તમને તે માણસની કોઈ પણ નિશાની યાદ નથી?

**પ્રભાકર :** લગભગ નહિ. કારણ તે વખતે હું તાવથી ભરેલો હતો. માત્ર એટલું જ યાદ છે કે તેમના જમણા પાસે એક લંબગોળ ચાઠું હતું.

**મનહરલાલ :** ( વાળ ખસેડતા ) બેરિસ્ટર સાહેબ, જરા જુઓ: એ ચાઠું આવું હતું કે જુદી જાતનું ?

**પ્રભાકર :** ( આશ્ચર્યથી ) તમે પોતે જ !

**મનહરલાલ :** તમે વાત કરતા હતા, ત્યારે મને એ છોકરાની વાત યાદ આવી. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મારું આવું નજીવું ભલાઇનું કામ તમારા જીવનને ફેરવી નાખશે.

**પ્રભાકર :** એ પણ પ્રભુની ઇચ્છા. હવે મનહરલાલ શેઠ, કૉર્ટનો ફેંસલો આવતા સુધી તમારે આ ઘરમાં જ રહેવાનું છે. આ ઘર આજથી તમારું જ છે !

ૐ

## પ્રવેશ ૬

સ્થળ : ન્યાયકચેરી

**વકીલ પેરેરાવાળા :** નામદાર કૉર્ત, મારા આબરૂદાર અસિલ પર ચગાઇ કરવાનો, વિસવાસઘાટ કરવાનો, ખોતી સહી કરવાનો, પૈસા ઉચાપટ કરવાનો. આમ જાત જાતના આરૌપ મૂકવામાં આવિયા છ. પન નામદાર કૉર્તે કેવારનું જોવું છ કે આય બધું તરકટ છે અને નોકરી દરમિયાન મારા અસિલ સાથ થયેલી કેતલીક તકરાર અને ભાંજગર ને લઇને ફરિયાદીએ આય તૂત ઊભું કીધું ચ. પન લોકો બી અંધ નથી, તેમ નામદાર કૉર્ત બી નથી. ફરિયાદીએ કીધેલી તમામ દલીલ વાંસની ભૂંગળી જેવી પોલી છે. મારો અસિલ પોતે બી શેઠ છે. તેમણે ફરિયાદીની લાચાર હાલત જોઈ પોતાની ભરચમાં એક જીન છતાં ફરિયાદીની આબરૂ બચાવવા લાલજીન પોતાના બાપીકા પૈસામાંથી ખરીદી લીધા. ફરિયાદી પર કીધેલો પાડ કહીં બી જતો રિયો અને સામો તેને ઉતારી પારવાની આય તરકીબ સામા પક્ષે કીધેલી છ. એ બાબત પર નામદાર કૉર્તનું હું ધિયાન ખેંચું છ.

સરકારી ઍકચુઅરી બી જનાવેચ કે હિસાબ કિતાબ બરાબર છે. એમના સાકસી બી ઢીલા માલુમ પરેલા છે જ. આ સબબથી મારા અસિલને નિરદોસ આઇ મિન નૉત ગિલ્તી થરાવવા હું નામદાર કૉર્તને અરજ કરુંચ.

**મૅજીસ્ટ્રેટ :** આ બાબતમાં ફરિયાદીના વકીલને કંઈ કહેવાનું છે ?

**લાલજી :** મારા વિદ્વાન મિત્ર મી. પેરેરાવાળાએ જે દલીલો આરોપીની બાબતમાં કરી છે તે સત્યથી કેટલી દૂર છે તે મારા વિદ્વાન બેરિસ્ટર મિત્ર મી. પ્રભાકર જણાવશે. તે પાંચેક સેકંડમાં અત્રે આવવા જોઇએ.

**પ્રભાકર :** ( પ્રવેશી ) મારે નામદાર કૉર્ટને કહેવાનું બહુ થોડું જ છે. આરોપીની પોતાની આ ડાયરી હું નામદારને રજૂ કરું છું. તેમાં લાલજીનનો સાચો હિસાબ આરોપીએ પોતાના જ હસ્તાક્ષરથી લખેલો છે. તેમજ કંપનીનાં અસલ બીલ પણ આ ફાઇલમાં સામેલ છે.

મને આશા છે કે આથી ના. કૉર્ટને એક પણ વધુ પુરાવાની અગત્ય રહેશે નહિ.

**તુલસીદાસ** : ( ચીસ પાડી ) મારી ડાયરી! ઓ ભગવાન ! હવે શું થશે ?

**પટાવાળો** : ( ધમકાવીને ) મુંગો મર આવા આ મ સો ભંગડો વાતે છ !

**પ્રભાકર** : તુલસીદાસ, આ ડાયરી તમારી છે?

**તુલસીદાસ** : હા. ( પટેરાવાળા સામે જોઈ ) ના...મારા જેવી છે, પણ મારી નથી.

**પ્રભાકર** : ( હસીને ) તમારું કહેવું હું કબૂલ કરું છું. માત્ર આકાર, રૂપ અને રંગથી કોઈ ડાયરી મારી છે એમ કહેવાય નહિ. માત્ર ડાયરીમાં પોતે લખેલું પોતાનું નામ, પોતાના જ હસ્તાક્ષરથી લખેલો લાલ મિલતો ખરો હિસાબ જ્યારે નજરે પડે ત્યારે જ તે પોતાની છે એમ ચોક્કસ કહેવાય. બાકી માત્ર બહારના દેખાવ પરથી મારી છે એમ કહેવાની તરફેણમાં તો હું પણ નથી.

**મેજીસ્ટ્રેટ** : આ ડાયરી જુઓ અને ખાત્રીથી કહો કે તે તમારી છે ?

[ તુલસીદાસ ડાયરી લે છ અને મૂંગે મ્હોંએ પાનાં ફેરવે છે. ]

**મેજીસ્ટ્રેટ** : બોલો ડાયરી તમારી છે કે નહિ?

**પ્રભાકર** : લાલજીના પૈસાથી બીજી નવી જીન ઊભી કરનાર બુદ્ધિશાળી તુલસીદાસ ! તમે આવા એક સરળ પ્રશ્નનો ઉત્તર આપતાં ગભરાઓ છો શું ?

**પટેરાવાલા** : હું મારા વિદ્વાન મિત્રની આપ બોલવાની ધમ સાંમે સખત વાંધો ઉથાવુંચ.

**તુલસીદાસ** : ( હાથ જોડી ) મને બચાવો. મને છોડી દો.

**પટેરાવાલા** : નામદાર કૉર્ત, મારો અસિલ ગભરાઈ ગિયેચ આર્ઈ મીન નર્વસ થઈ ગિયેછ. એનથ્રે મુદત નાંખવા નામદાર કૉર્તને હું વિનંતિ કરું છ.

**મેજીસ્ટ્રેટ** : ( સખ્તાઈથી ) ચાલતા કામે દખલ ન કરો. તુલસીદાસ તમે ગુન્હો કબૂલ કરો છો કે નહિ ?

**તુલસીદાસ** : ( નીચું જોઈ ) હા જી. હું ગુન્હો કબૂલ કરું છું.

**મેજીસ્ટ્રેટ** : ( ઊઠતાં ) ઠરાવ માટે મુલ્તવી.

## પ્રવેશ ૭

**પ્રભાકર** : મનહરલાલ શેઠ, તમને મુબારક બાદી. આજથી તમે લાલ જીન અને ન્યુ ભરૂચ જીન બન્નેના માલિક બન્યા છો.

**મનહરલાલ** : ( ગળગળો થઈ ) એ સૌ પ્રતાપ તમારા જ છે.

**પ્રભાકર** : છટ્. એ પ્રતાપ તમારા સદાચરણનો જ છે. માણસ પોતાના કર્મથી જ પોતે પોતાનો મિત્ર કે શત્રુ હોય છે.



દુઃખી દિલને સમજવાને સુખો સ્વાદ઼ા ઘટે કરવાં !
દુઃખી દિલને સમજવા શુષ્ક આશ્વાસન વૃથા ધરવાં !
દુઃખી ડામ દેવાથી તમોને દામ શા મળશે ?
દુઃખીનાં અશ્રુ ધોવાથી પ્રભુ-પ્રીતિ નકી ફળશે !

શ્રી. અંબાલાલ ન્. શાહ



# પ્રવાસ

[ રાગ:—દુર્ગા ]

હોડલી હો ! ઝૂલે મારી, હોડલી હો ! ઝૂલે,

જમુનાના જલમાં મારી હોડલી હો ! ઝૂલે
કુમુદિનીને ચંદ્ર ઝૂલે, કમલિનીને સૂર્ય ઝૂલે;
તારિકાનું વૃંદ પેલું આભલે હૂલે....હોડલી હો !

મહેકી ઊઠે મારી કલ્પનાની ક્યારીઓ (૨)
થનગને જીવનિયું મારું, મલકી ઊઠે મન રૂપાળુંઃ
ઉત્સવનો ઘંટનાદ દેહમાં બજે...હોડલી હો !

ફુલે હો ! સઢને ફરકે મારો સાળુડો (૨) –
ઘડીએ ઘડીએ હો ! એની, સમીરની છોળ પેલી
રૂમઝૂમતી આવી અલક લટને અડે....હોડલી હો !

આઘી આઘી મારી આશાની વાટડી (૨)
આંખડીની મીટ રેખ, દિન રાત જ્યોતિ એક
સ્મરણોને દીવડે ઝગે ને બૂઝે...હોડલી હો !

શ્રી. સરસ્વતીચંદ્ર મજમુદાર

# ત્યાગની..................પ્રતિમા

લેખક : શ્રી. સુકાની

સૌન્દર્યમયી દેહલતા એ ઐશ્વરદત્ત આશિષ જ લેખાય. સુડોળ કરકમળથી ઘેરાતાં પ્રણય વર્તુલો એ તેમાં વિશિષ્ટતાજ. યૌવન વસન્તની પધરામણીથી જ તેમાં સૌરભ અને સુગંધ મિશ્ર થાય છે. અગુરના ગુચ્છશા શિર પરથી કપોળ પ્રદેશ પર એક લટ આવી પડી, સ્નિગ્ધ નયને, વસુધાને જાણે આખી ને આખી જ પોતાની ગોદમાં ન સમાવી દેતી હોય ! તેમ ગર્વિષ્ઠ દષ્ટિ સંધાયલી છે. ભગવાન્ બ્રહ્માએ કદાચ તેની પ્રતિમા ઘડવા ફુરસદ તો શોધી જ હશે ! જીવનમાં ભરતી આવે છે, એ તો દરેક હૈડાં એક વખત અનુભવે છે. પછી ઓટ તો જાણે કુદરત ક્રમાનુસાર આવનાર જ છે, પરંતુ વસંતના હરીઆળા સમીરમાં ઝુલતા પુષ્પને ક્યાં ખબર હોય છે કે, એ જ સમીર લહરી જો મસ્તક ઘેરી આવશે તો ? આ તો વિચિત્ર લાગશે જ, પરંતુ ગમે તેમ પ્રકૃતિ સુંદર અને સરળતો ખરી જ. આવી અત્યંત સુંદર પ્રકૃતિ હોવા છતાં પણ અખિલનું દિલ તો હરનિશ નિશ્વાસ ઘેરું અને નિરાશ જ રહેતું. જીવન ઐક્ય હોવા છતાં આંતર ઐક્ય પર તો પડદો જ પડેલો લાગતો. એ એક દીર્ઘ નિશ્વાસ જ છોડતો હતો, અને પ્રકૃતિ ઉઠી ઘરમાં આવી. રસોઇની તૈયારી કરવા માટે ગૃહના ગર્ભ ભાગમાં તેણી ગઇ. લગભગ અર્ધો એક કલાક થયો હશે અને અખિલ બહારથી આવ્યો. સીધો કપડાં કાઢી, એક આરામ-ખુરશીમાં પડયો. તેના હાથમાં એક પત્ર હતો. વાંચવાની શરૂઆત કરતાં જ તેણે એક કમકમી અનુભવી. જેમ જેમ વાંચતો ચાલ્યો તેમ તેમ મુખ પ્રદેશ શુષ્ક અને રસહીન બનતું ચાલ્યું. અરે ! પણ ચકોર પ્રકૃતિ રસોડામાંથી છુપી દષ્ટિએ આ બધી જ અખિલના હાવભાવ અને વર્તણુંક નિહાળી રહી છે. પા કલાક પછી તો તેઓ ઉભય જમી પરવારી દીવાનખાનામાં આવ્યાં; પાન બનાવી પ્રકૃતિએ અખિલને આપ્યું.

" ગ્રામોફોન વગાડું ? " હળવેથી નાના છોકરાને ન પૂછતી હોય તેમ પ્રકૃતિ બોલી.

" મારી ઇચ્છા નથી, તમારે વગાડવું હોય તો..." આડી નજરે સીગારેટ ચેતાવતાં અખિલ બોલ્યો.

" પણ તમે આટલા બધા નિષ્ઠુર કેમ છો ? "

" શાથી ? કયી નિષ્ઠુરતા નિહાળી આપે...! "

" અખિલ, અખિલ, મેં હજાર વખત ના કહ્યું કે મને માનાર્થે ન બોલાવો. મને શરમ લાગે છે. " નરમ બનતાં પ્રકૃતિ બોલી.

" ઠીક, પ્રયત્ન કરીશ. " કહેતાં એક દાબી રાખેલ છુપો નિશ્વાસ છૂટી ગયો.

સંયુક્ત જીવનની બીજી વસંત, કવિર પૂકારીને કહે છે, વસંત એ વિરહી હૃદયોની શીતધારા છે, વસંત એ પ્રણય ઝરણાંનું મૂળ છે, વસંત એ પ્રેમ અને પ્રેમીઓની ઐક્યદાત્રી છે. છતાં કયા અપવાદે પ્રકૃતિ-અખિલ આમ યૌવન શિશિરને સહારે આવે છે ?

" હૃદયની વ્યથા, આમ છુપાવશો તો તેનાથી તમે સ્વાસ્થ્ય ગુમાવશો, અખિલ, મને નથી સમજાતું, આમ શાથી લગ્નિત જીવનના બે બે વર્ષ થયાં છતાં તમારા

દિલનો અગ્નિ ભારેલો જ રહે છે; અખિલ, ક્યાં તો એ અગ્નિને પૂર્ણ પ્રગટાવો યા તો સદંતર ભસ્મિભૂત કરો. ક્યા દુર્ભાગ્યે આપ મારું જીવન ધૂળ કરી રહ્યા છો ?" કોણ જાણે કેમ પણ આજે તો પ્રકૃતિ જબરી હિંમત ભીડવા લાગી અખિલને પણ આશ્ચર્ય જ ઉપજ્યું.

"પ્રકૃતિ, કેમ આમ આજે ?"

"નહિ, અખિલ મારી સહનશીલતાની હદ આવી ગઈ છે. આજે મને સ્પષ્ટ સમજાવી દ્યો. બોલો ?"

જરા વધુ ઉત્તેજીત પ્રકૃતિ બનતી ચાલી. પરંતુ અખિલમાં પુરૂષ જાતની પાશવહઠમર્દાઈ અને સત્તામદ ન હતાં. અને હશે તો પણ મૃતપ્રાયઃ બની ગયાં હશે.

"મારું કયું વર્તન ત્હારા પ્રત્યે અણગમાનું કારણ થઇ પડયું છે ? તને ક્યાં હું સર્વ રીતે ખુશ રાખવાના યત્નો કરતો નથી ? છતાં......"

"અખિલ ! અખિલ ! સ્ત્રી હૃદયો બસ ખાવાપીવાને ઓઢવાની જ ઇચ્છા અને આદર્શ ધરાવે છે તેમ સર્વ કાંઇ મારે માટે કરો છો, પરંતુ હૃદયની વિમુખતા વડે જ. અખિલ ! હું નાદાન નથી. તમારા દીલની આગ તમારા નયનમાં જ વંચાય છે. ખરેખર તમે છુપાવવા મહત યત્નો કરો છો વળી બીજી સાધારણ સ્ત્રી સમજી-વાંચી પણ ન શકે જ અને તમે બનાવી જાવ; પરંતુ હું ભોટ નથી."

"પ્રકૃતિ મારા જીવનમાં એવું કાંઇ જ નથી, જે તું ધારે છે; કલ્પે છે" કહેતાં અખિલ તેના શયનખંડમાં ચાલ્યો ગયો. પ્રકૃતિ ચિત્રવત બેસી જ રહી. વિચાર તન્દ્રામાં પડી એક વિચાર આવતાં જ ઉઠી-ઉભી થઇ, ટેબલના ખાનામાંથી ભૂલથી અખિલ પત્ર લેવાનું ભૂલી ગયો. વળી આવી હૃદય વ્યથાના મંતવ્યમાં તો તદ્દન ભૂલી ગયો. પ્રકૃતિ કદી પણ અખિલનો પત્ર ન વાંચતી. આજે જ કોણ જાણે શું થઈ ગયું, તેણીએ પત્ર ખોલ્યો, વાંચવા લાગી—

અખિલ,

તેં લખ્યું કે પત્રો હવેથી ન લખતી, પરંતુ સારું જીવન હું ત્હારા જ જાપ જપતી જીવવાની મહદ્ પ્રતિજ્ઞા કરી ચૂકી છું, ત્યાં એક પત્રનું પણ આશ્વાસન ન ઇચ્છું ? અખિલ આ જીવન આપણી કસોટી અને તપશ્ચર્યાનું જ નિર્માયું, હશે ને ? આહ ! આગામી જીવન કેટલું અલૌકિક અને ઉત્તમ આવશે ? આપણું તપ ફળશે. અખિલ તને નારાજ નહિ કરૂં. આજથી પત્ર પણ નહિ લખું. અખિલ, આજે તું મને એ જણાવે છે કે હું તને ભૂલી જાઉં ? આ લખતાં તારી હિમ્મત કેમ ચાલી ? એટલી નિષ્ઠુરતા તારા હૃદયમાં સ્વપ્ને પણ નથી જોઇ, તો પછી કલમ પર ક્યાંથી ઉતરી હશે, એમ પણ જો હું તારી આજ્ઞા પાળું છું, કારણ તારા દિલની નારાજી એ મારા તપની ડગમગતાનું એક અંગ. ખરેખર, લખું છું અખિલ ! હવેથી આ જીવનમાં તને નહિ મળું, તો પછી પત્ર તો શું ? પરંતુ યાદ રાખજે મારા આટલા શબ્દો, 'પ્રકૃતિની આંતરડી જરા પણ ન કકળાવતો. તમારા ઉભયના જીવનમાં જરા પણ ઝેર ન આવવા દેતો. એક સત્પ્રેમી બની તેના હૃદયને નવાજજે. એમાં જ તું મારી પ્રતિકૃતિ નિહાળજે. પ્રકૃતિ મોટા દિલની દરિયાવ છે, અખિલ, તેને નિરાશ અને દુઃખી ન કરીશ. પુનઃજીવન માટે વહેલી જઇશ તો રાહ જોતી રહીશ.'

ઉર્વશી ચરણરજ પત્ર દ્વારા લઈ લઉં છું. પ્રભુ તમને સુખી રાખો.

ઉર્વશી પુનઃ જીવનની
તારી પ્રતિમા

પણ આમ કેમ? પ્રકૃતિની આંખો આંસુથી છલોછલ છલકે છે. આવો શોક્ય સરખીનો પત્ર તો તેના હૃદયમાં ઘુઘવી અને ક્રોધના તાંડવોર્જ જન્માવે, ત્યાં આમ શાથી? સાંભળો કંઈક બબડે છે.

" પ્રતિમા, શું તારા હૃદયની નિખાલસતા, મોટાઈ, ઓ દેવિ! તારાં ચરણો ધોઈને પીવા જોઈએ. અખિલ, હું તો તને શું નવાડી શકવાની હતી? ક્યાં ઘમંડી પ્રકૃતિ અને ક્યાં સૌજન્યમયી પ્રતિમા? છતાં અખિલ એક કરડી નજર પણ તેં મારી તરફ નથી કરી અત્યાર સુધી. શું તમારી સહનશીલતા? આટલું હોવા છતાં, તેણીના જીવનમાં દાવાનળ મેં પ્રગટાવ્યો છતાં પણ મને સુખી કરવાની પ્રભુ પાસે તું માગણી કરે છે? દયામયી પ્રતિમા! તું તો મારી ગુરૂ છે. જીવનભર તને કેમ ભૂલું. અખિલ, ધન્ય છે જીવન, આવી પ્રતિમાથી. હું દુર્ભાગિન્ ક્યાં તમારા જીવનમાં ઝેર બની." એક નિશ્વાસ છૂટયો. દૂર ભિષણ રાત્રિમાં બારના ટકોરા ખખડયા. નજદીકમાંજ એક ઘુવડ કરૂણ અને ભયજનક સુરથી બોલ્યું. એક બીકની ધ્રુજારી પ્રકૃતિને છૂટી. ચુપચુપ તેણી વિચારમાં પડી અને શયનખંડના આશરે દોડી ગઈ.

× × ×

બીજે દિવસે અખિલ ઓફીસે ગયો. પ્રકૃતિએ આજે છાનીમાની તેના કોટમાંથી કબાટની ચાવી લઈ લીધી હતી. બપોરે જમી પરવારીને તેણીએ કબાટ ખોલ્યું. તપાસ કરી પત્રો શોધવા લાગી, ફક્ત એક ચિઠ્ઠી મળી આવી જે પ્રતિમાના શિરનામાની હતી. બીજી એક શીશી તેણીની નજરે પડી ઉઠાવી તો તેના પર એક ચિઠ્ઠી ચોંટાડેલી હતી. તેના પર લખ્યું "'સ્મરણો' પ્રકૃતિ સમજી ગઈ કે અખિલે ઉર્વશી પત્ર લખતાં પૂર્વેજ, તેણીના સ્મરણોને જલાવી દીધા છે. તેણીની શોકજનક શોધક નજર આગળ તરી આવી. થોડી રાખ એક કાગળમાં કાઢી તેને અવલોકવા લાગી. રાખોડીમાં થોડીક ગડીઓ જોતાં જ, તેણીની આંખ સજળ બની અખિલ આ સ્મરણોના અવશેષને તારા નયન નીરથી પ્રાણ અને પવિત્રતા બક્ષી છે. શું ત્યાગની ભાવના? બધું પછીથી તો તેણીએ ઠેકાણે મૂક્યું. ચિઠ્ઠી લઈને એક કાગળ ઉપર કાંઈક શબ્દો લખ્યા. નોકરને તે આપી તાર ઓફીસે રવાને કર્યો. પછીથી નિશ્ચિંત બનીને બેઠી. જરા સ્મિત આવ્યું. "આજે જ મારા જીવનની-ધન્યતા બતાવું. અખિલ તમે જરૂર સુખી થાવ. ઓ મહાન્ આત્મા! ત્હારો ત્યાગ અને સંયમ જાણવા છતાં શા માટે હું મારું બનતું ન કરું? એક પત્નિ તરીકે પણ તને સુખી જોવાની એક આર્ય સ્ત્રીની ભાવના મારામાંથી નથી લય પામી."

અને પછીથી તો તેણી આરામ લેવા ચાલી ગઈ સાંજે અખિલ ઓફીસથી આવ્યો. ચ્હા પીધા બાદ ફરવા ગયો. પ્રકૃતિમાં આજે તેણે એક જ જોયું જે તેને વિચાર તન્દ્રામાં ઘસડતું ચાલ્યું. દરરોજ કરતાં આજની પ્રકૃતિ વિશેષ આનંદી હતી. અને જ્યારે અખિલની દૃષ્ટિ મળતી ત્યારે દયાર્દ્ર અને સરળ બની જતી. જાણે ભારે ઉપકાર ન થયો હોય તેમ ..

લગભગ છ વાગે એક ઘોડાગાડી ઘરના આંગણે આવી અટકી. તેમાંથી એક ત્રીસ વર્ષની સ્ત્રી ઉતરી અને ભાડું ચુકાવી

દબાતા પગે ઘરમાં આવી. પ્રકૃતિએ તેને નિરખી લીધી સહસા તેની સામે આવી. "બ્હેન આવો." પરન્તુ અરે ! આગંતુક તો ધ્રુજી ઉઠી આશ્ચર્યમાં જ ગરક થઇ ગઇ. પ્રકૃતિ સર્વ વસ્તુ સમજી ગઇ અને બોલી "બહેન ગભરાશો નહિ. આવો ઘરમાં આવો, આમ બહાર ક્યાં ઉભા રહેશો. આશ્ચર્ય ઉપજે જ પણ હું તમને ઓળખું છું. બહેન" કહી કાંડું પકડી તેણીને અંદર લઇ ગઇ. એક છોકરાને તેની માતા સાધારણ રીતે હાથ પકડી ઘસડે તેમ પ્રકૃતિએ બરોબર કર્યું. બન્ને ઘરમાં ગયાં અને બેઠાં. હજુ આશ્ચર્ય તો મટયું જ નથી, આગંતુક ચમકી ઉઠી એટલામાં જ અખિલ આવી ચઢ્યો, તેણે પ્રકૃતિ સાથેની સ્ત્રીને જોતાં જ ફાંસો પડ્યો દષ્ટે દષ્ટ મળી. બન્ને ચમક્યાં. પ્રકૃતિ સહસા સમયસૂચકતા વાપરતાં બોલી; "અખિલ આટલો નિષ્ઠુર કેમ છે ?" આજે જ પ્રકૃતિએ અખિલ માટે 'તું' સંબોધન વાપર્યું. આજ પર્યંત મારી મોટી બ્હેનને દુઃખી કરી અને વળી જીવનભર ટળવળાવવા મનસુબો કર્યો છે. બ્હેન ! તમે પણ આટલાં બધાં નરમ કેમ છો ? હવે બધું આશ્ચર્ય જવા દયોને બેસો અખિલ" કહેતી પ્રકૃતિ ઉઠી ને અખિલને પોતાની જગ્યાએ બેસાડી દીધો; અને તેણી ચા બનાવવા ગઇ. હવે અખિલનો શ્વાસ હેઠે બેઠો. 'આ શું ? પ્રતિમા, આમ એકાએક, કેમ ?' સહસા અખિલ બોલ્યો. "હું પણ પૂછું છું. તમે મને તમારી માંદગીનો તાર કરેલો અને તમે ઠીક છો. આમ કેમ ?" બન્ને ક્ષણભર તો વિચારમાં પડ્યાં. અખિલે વસ્તુસ્થિતિની સાંકળની કડીઓ ગોઠવવા માંડી. "હં, પ્રકૃતિનું જ કામ. વાત બધી જાણી લીધી હશે." છેવટે સંશય આગળ કર્યો. 'પરન્તુ તેમ કરવાની શી જરૂર ? શા માટે મને અહિ બોલાવે ?" પ્રતિમાએ પ્રશ્ન કર્યો. "અરે વાહ ! મોટી બ્હેન શું નાનીને ત્યાં ચાર દિ' રહેવા પણ ન આવે ? " એકદમ પ્રકૃતિ બોલી નીકળી. બન્ને તો આમ અચાનક ધડાકે સ્તબ્ધ બની: ચ્હા દરેકના આગળ મુકી, પ્રકૃતિ બેઠી. "અખિલ ! જરાપણ ગુસ્સો ન લાવતા. તમને તથા પ્રતિમા બ્હેનને ડધાવવા માટે મ્હેં આ પગલું નથી ભર્યું. આજે એક ગુન્હાની પેહેલાં માફી માગી લઉં છું. મ્હેં તમારી ચાવીથી કબાટ ખોલી, પ્રતિમાબ્હેનનું શીરનામું લીધું હતું, અને ગઇ કાલે તમે ભૂલથી પત્ર ટેબલના ખાનામાંથી લેવાનું ભૂલી ગયા હતા તે મેં રાત્રિના વાંચ્યો; પછીથી મને જે કંઇ સુઝ્યું તે મેં કર્યું છે. અખિલ આ જગ્યાએ બીજી સ્ત્રી હોત તો તે જુદુ જ કરી ચૂકી હોત., પરન્તુ અખિલ હું હૃદયો ઓળખું છું. પ્રભુએ મને, હતભાગિને તમારા ઉભયના જીવનમાં ઝેર ઉપજાવવા જન્માવી હશે. આજે મારા પ્રાયશ્ચિતની અણુમોલ ઘડી છે. અખિલ અને પ્રતિમાબ્હેન આજે એક ભીખ માંગુ છું. કહો આપશો ? હા કહો" દયાર્દ્ર બનતાં પ્રકૃતિ ઘુંટણીએ પડી. "પ્રકૃતિ તું ગાંડી તો નથી બનીને ? આ શું બકયા કરે છે ?" "નહિ અખિલ બોલો એક ભીક્ષા નહી આપો ? પ્રભુને ખાતર બોલો." "શું બોલો? કંઇ સમજાય તેમ તો બોલ ?" એજ, એજ કે, તમો જીવનની એકયતા સેવો અને તમારા આદર્શ પ્રણયીઓની હું સેવા કરૂં એ જ મહેચ્છા છે, અખિલ ! તેમાંથી ઝરતી મીઠી નજરોનું હું પાન કરીશ. અને તમને સુખી જોઇ કૃતાર્થીશ."

"આટલો ત્યાગ પ્રકૃતિ તું કરીશ ? જરાક મજાક ખાતર પ્રશ્ન થયો, "અખિલ,

એક આર્ય સ્ત્રી સર્વ કંઇ કરી શકે છે, તેનું ભાણુ હજી તમને નથી લાગ્યુ. પ્રતિમા બહેન જ તમારા જીવનની અધિષ્ઠાત્રિ છે. મેં નાહક, અજાણ્યે તેનું સ્થાન ઝુંટવી લીધું. પરંતુ પ્રભુએ મને આજે સવેળાથી જ સમજ પાડી કે; ઓ નિર્દય સ્ત્રી, અખિલ એક શીતદાહી હૃદય છે, તેને તું વધુ ડંખીશ નહિ, અને પ્રતિમા, દેવી! ખરેખર નિખાલસ અને ઉદારતાની સૌજન્યમયી પ્રતિમા આજે જ તમારૂં જીવન ઉજાળો અને અતુટ હૈયાં વજ્રલેપ બનાવી, તમારાં કાર્યો અડગપણે કરી, જીવનની ધન્યતા સાધજો અને હું તમારા સિદ્ધાંતો ઝીલી તેનો સંગ્રહ કરી આદર્શ પ્રેમના પ્રણયમંત્રોની મહત્તમ વિશિષ્ટતાઓ અને ધન્યતાનો પ્રચાર કરીશ." શું એક આર્ય સ્ત્રીનું હૃદય ધગશ અને ત્યાગ!

પરંતુ પ્રકૃતિએ ધારેલું તો ન જ બન્યું, કારણ પ્રતિમાએ એક બાળ મંડળની સંસ્થા સ્થાપી હતી, અને પોતાની પ્રતિજ્ઞા આગળ કરી. અન્તે એટલી ખાત્રી તો આપી જ કે, પ્રતિમા અને પ્રકૃતિ એ બે એક માતાની બે પુત્રી જેમ વર્તશે, અને આ જીવન રેંશે. અખિલ તો આશ્ચર્યતાની મૂર્તિ જ બન્યો, 'વર્ષમાં ત્રણ માસ તેઓ સહનિવાસાર્થે પ્રતિમાના સ્થાન પર ગાળવા!' આ વચન પ્રતિમાએ પ્રકૃતિ પાસેથી લીધું, અને એક મહાન વસ્તુની માગણી તો હજી બાકી રહી. અને તે એ કે પ્રકૃતિનું પ્રથમ બાળક પ્રતિમાને સોંપવું. પ્રકૃતિએ હસતા મુખે કબુલ કર્યું. આટલી ત્યાગી નિખાલસ અને મહાન્ ભાવનાઓની ઝાંખી જે દેશની સ્ત્રીઓમાં થાય તે દેશની કેટલી ધન્યતા! આજે પણ આવી મહદ્ ભાવનાઓ આર્ય સ્ત્રીમાં ક્યાં ખૂટી ગઇ છે?

---

# સોનલ દિવ્ય પ્રદેશ

આજ લગી મેં એમ જાણ્યું જે દેશ નથી કોઇ ધર્મઃ
હવે જાણ્યું કે દેશના ધર્મો અદ્ભુત આનન્દ કર્મઃ–
સહિયર ! અદ્ભુત આનન્દ કર્મ ! (૨)

ભારતવર્ષની ભૂમિ રસાળી, ઊજળી કાઢે કલેશઃ
પ્રેમતણી આવી ભૂમિકા નવતર, શોધ્યો જડે નવ દેશ–
સહિયર ! સૃષ્ટિ મહીં નથી દેશ ! (૨)

રામાયણ ને મહાભારત શા જડે શું ગ્રન્થ વિશેષ ?
શ્રી રામ કૃષ્ણ, દ્રૌપદી, સીતાઃ નૂતન શ્રીનો પ્રદેશ–
સહિયર ! નૂતન શ્રીનો પ્રદેશ ! (૨)

વિશ્વ હિંચોળી અમૃત પાયું એવો બનાવો છે દેશ ?
આશનાં અમૃત પીતાં અનેરાં–સ્વાર્પણ જાત વિશેષઃ
સહિયર ! સ્વાર્પણ જાત વિશેષ ! (૨)

વિશ્વામિત્ર વળી મેનકા સાથે શકુંતલા દઢ વેશઃ
શાંન્તિભર્યાં વનજીવનમાં કંઈ ઉંડા ઉંડા ય પ્રવેશઃ
સહિયર ! ઉંડા ઉંડા ય પ્રવેશ ! (૨)

શ્રીમંત, ધીમંત, શ્રમિત સૌએ સાથે ઉદે ઘણું દેશઃ
ઉના ઉના નહોતા શ્વાસ કદી ત્યારેઃ મારે ન કોઈ દેશઃ
સહિયર ! મારે ન કોઇ દેશ ! (૨)

ઓ પુરૂષમાં ઊંચ નીચની વાતો ન ઉપજાવે કલેશઃ
સોનલ દિવ્ય પ્રદેશ વસી શકું એવો તું દે પરમેશ !
સહિયર ! એવો તું દે પરમેશ ! (૨)

અંબાલાલ ન. શાહ

હાસ કાંતી વિદુષી કિરણ અને 'શ્રીકાન્ત' માં હૃદયહીન હિંદુ સમાજ સામે બળવો પુકારતી અભયા આના ઉત્તમ ઉદાહરણ છે.

છતાં ય આ રીતે સ્ત્રીનું મૂલ્યાંકન કરી પુરુષોના ઘોર અન્યાય અને અસહ્ય જુલમો, તેની અખંડ સ્વાર્થ પરાયણતા અને ચારિત્ર્યશીથીલતા તેનામાં રહેલી નિર્માલ્યતા ને નિર્લજતાનો બચાવ કરવા શરદબાબુ ન જ માગે. આ વસ્તુ તેમણે ગંજેરી હારાણુ અને ગારૂડી શાહજી તથા અભયાના તાડન શાસ્ત્રમાં માનનાર જંગલી પતિ, નિર્બળ ચંદ્રનાથ અને કાયર શેખર તથા ધરાર પરેલ બની બેઠેલ સમાજના ખટપટી આગેવાનો અને કુટીલ નિતિમાં માનતા જુલ્મી જમીનદારો દ્વારા બતાવી આપી છે. આ રીતે પુરુષ જાતિએ સ્ત્રીને દબાવી રાખી, તેના સ્વાભાવિક મૂલ્યથી વંચિત રાખી શું મેળવ્યું તેનું સમગ્ર નિરૂપણ કરતાં તેઓ કહે છે કેઃ—

"સ્ત્રીને પુરૂષ આમ રમકડાની પેઠે રમાડે છે તેથી, પુરૂષની આ સ્વાર્થ પરાયણતાથી, ગાંડી પાશવ વૃત્તિથી ફક્ત નારી જાતી જ અપમાનિત થઇ હલકી પડી છે તેમ નથી. પણ એની સાથે સાથે પુરૂષને, સમાજને, અને સમસ્ત માતૃભૂમિને અધઃ પતિત કરી છે."

અને આ અન્યાયના બદલામાં પણ શરદબાબુના સ્ત્રીપાત્રોએ પુરુષજાતિ પ્રત્યે પ્રેમ અને ભક્તિ ભાવજ રાખ્યા છે. તેનો આ પ્રેમજ રૂવાનંદ જેવા પતિત આત્માનો હૃદયપલટો કરાવવામાં વિજયવંત નિવડયો છે. સાથોસાથ શરદબાબુ એ પણ કહી દે છે કે "સ્ત્રીના આ ગૌરવથી પુરૂષનું અગૌરવ ઢંકાઇ જતું નથી." જેમ તેમણે પુરૂષજાતીના સ્વેચ્છાચાર અને અન્યાયો દર્શાવતા પાત્રો દોર્યાં છે તેવીજ રીતે તેમણે બ્રહ્મીષ્ઠ આદર્શવાળી ઉદારતમ માનવતાના પરીચલક સમા શ્રીકાન્ત, વિપ્રદાસ, મહીમ અને કુલીન જેવી માનવજયોતિની ભેટ ધરી દઈ કોઇ ભવ્યતમ આદર્શની ઝાંખી કરાવી છે. સ્ત્રીના મૂલ્યાંકનનો ભાર તેઓ આવા માનવપુરુષો ઉપર છોડતા જણાવે છે કેઃ—

"નારીનું મૂલ્ય તો પુરુષના સ્નેહ, સહાનુભૂતિ અને ન્યાયધર્મની ઉપર નિર્ભર રહે છે. ભગવાને નારીને દુર્બળ ઘડી છે. બળનો એ અભાવ પુરૂષ આ બધી વૃત્તિઓથીજ પુરી શકે...આવા પુરૂષની ઇચ્છા અભિરૂચી એજ મુખ્ય વાત છે, અને એજ ખરી સુનીતિ છે. જેમનું શિક્ષણ હૃદયને વિશાળ બનાવી સાર્થક થયું છે. તેઓનેજ સ્ત્રીનું મૂલ્યાંકન કરવાનો અધિકાર છે. ધર્મપુસ્તકની ચુંથાચુંથને અબોધ્ય અર્થથી અથવા મનુ, પારાશર અને હારીતના નામ દેવાથી કશો અર્થ સરે તેમ નથી."

શરદચંદ્ર સ્ત્રીજીવનની ચરમ સાર્થકતા તેના માતૃત્વમાંજ છે એમ માને છે. માતૃત્વની આ ભાવના સંતાન વત્સલતાની હૃદયમાં સ્ફુરતી ભાવના છે. તેમના સ્ત્રીપાત્રોની આ ભાવના અપરિમીત છે. શ્રી. રા. વિ. પાઠક જણાવે છે કે "માતૃપ્રેમનો આ આવિર્ભાવ જગતની કોઇ પણ માતા વિહોણી વ્યક્તિ તરફ થાય છે." "રામેરૂસુમતિ'માં નારાયણીને તેના પોતાના સંતાન હોવા છતાં તેની માતૃભાવના તેના દુઃસહસી કિશોર દીયર રામલાલમાં પ્રકટેલી છે. "બિન્દુરછેલે" માં બિન્દુ પોતાની જેઠાણીના પુત્રની માતા બની જીવન સાફલ્ય માને છે. જ્યારે 'બાળબ્હેન'માં હેમાંગીનીનો માતૃપ્રેમ પોતાની જેઠાણીના ઓરમાન ભાઈ કેષ્ટો પ્રત્યે ઢળ્યો છે. તો વળી "શ્રીકાંત" માં રાજલક્ષ્મીનો માતૃ-પ્રેમ પોતાની શોકયના પુત્ર બંકુમાં સંતાન વત્સલતા ઢુંઢે છે. આ પાત્રો તેમની માતા તરિકેની

સમાજને ડરવાની, ચોખલીયાઓને ચોંકી ઉઠવાની જરાય જરૂર નથી. પ્રેમના પ્રબળ વ્હેણમાં, સત્યના જોશીલા પુરમાં બધું યથાકાળે વિરોધી તથા સહકારી તત્વોના ઘર્ષણો સમતા આપોઆપ ધોવાશે. તણાતું અદ્દશ્ય થઇ જશે. વ્યક્તિનું ચારિત્ર્ય એ સમાજગત ધૈર્ય તે કામ્ય વસ્તુ છે તેની ના નહિ. પરંતુ 'શેષપ્રશ્ન'માં કમલ કહે છે તેમ, "કોઇપણ દેશની વિશિષ્ટતા ખાતર જ માણસ નથી પણ માણસ ખાતર જ એ એ વિશિષ્ટતાનું માન છે. માણસ કરતાં માણસની વિશિષ્ટતા ચઢીયાતિ નથી અને એ જ્યારે ભૂલી જઇએ છીએ ત્યારે વિશિષ્ટતા પણ જાય છે અને માણસ પણ ખોઇ બેસીએ છીએ. ખરેખર સરખાવા જેવું ત્યાં છે.

શરદબાબુએ આજનું શિક્ષણ પામેલ પાત્રો પણ પોતાની નવલકથામાં દાખલ કર્યાં છે. બુદ્ધિચાતુર્ય, કાર્યદક્ષતા, નિડરતા વિગેરે ગુણો સંપૂર્ણપણે તેમનામાં વિકસેલા હોય છે. છતાં એમના પાસે કોઇ ચોક્કસ જીવન દ્રષ્ટિ હોતી નથી. તેઓ પોતાની શક્તિથી જે થોડું ઘણું જ્ઞાન પુસ્તકદ્વારા તથા "સોસાયટી"માં ફરીને મેળવેલું હોય છે તેના ઉપર મુસ્તાક હોય છે. અને આ મુસ્તાકપણામાં જ તેઓ જે સનાતન સત્ય હોય છે તેની અવહેલના કરતા ય અચકાતા નથી. તેમનાથી તેમની ત્રૂટીઓ પ્રત્યે ધ્યાન દોરી શકાતું નથી. અહીં શરદબાબુ આવી નવી દષ્ટિ સામે જુની આર્ય દષ્ટિ ધરાવતા પાત્રો મૂકી તેમનામાં જે સાચી જીવન દ્રષ્ટિ છે, જીવન સત્વ રહેલું છે, તેના પ્રત્યે સમભાવ જગવી દૂર રહ્યા, તેમણે જે ટીકા વૃત્તિ ગ્રહણ કરેલી હોય છે તે દૂર કરાવે છે. એટલું જ નહિ પરંતુ તેમનામાં તે ગુણો હોય તો સારૂં તેવી ઇચ્છા પ્રગટાવે છે. અચલા કે વંદના જેવી શિક્ષિત અને તેજસ્વી સ્ત્રીઓ પણ આવી પ્રભાવશાળી વ્યક્તિઓના પરિચયમાં આવતા જે માનસ પરિવર્તન, હૃદય પલટો અનુભવે છે તે નોંધપાત્ર બની રહે છે. "વિપ્રદાસ"ને કંઇક અંશે "ગૃહદાહ" આ વિચારદ્વારા પર દોરતી નવલકથાઓ છે.

બાકી શરદબાબુના સ્ત્રીપાત્રોને જે સહન કરવું પડે છે તે તેમના દોષને બદલે સ્ત્રીત્વને અંગે જ છે. આવી સ્ત્રીઓનું જેમ જન્મવું દોહ્યલું છે તેમ આવા અપમાન, લાંછના વેઠવાય દોહ્યલા છે.

# આપવીતી

લેખક : શ્રી. અમૃતરાવ

નાતાલની રજા પુરી થઇ. કાલે સવારમાં વડોદરા જવાનું હોવાથી મેં સામાન બાંધવા માંડયો. કાયદાનાં બધાં પુસ્તકો એક પેટીમાં ગોઠવી ગોઠવી મૂકવાં માંડયાં. કપડાં, હેરબ્રસ, ટુથબ્રસ, આરસી વગેરે પણ બીજી પેટીમાં મૂકયાં.

" દોડો મારી વહુ બળી ગઇ ! કોઈ મારી વહુને બચાવો ! " કારમી ચીસ મારા કાન પર અથડાઇ. હું તરત બહાર દોડી આવ્યો. કઈ બાજુથી ચીસ આવી એ જોવા લાગ્યો.

" મને કોઈ બચાવો ! હું બળી મરું છું; કોઇ આવો. " બીજી બુમ આવી.

મારા ઘરથી ત્રીજે ઘેર આ બુમો પડતી હતી. હું ત્યાં ગયો. એક યુવાન બાઈ બળતી હતી. આખું શરીર બળી ગયું હતું. દાઝ્યાની વેદનાથી તે પૃથ્વી પર બેભાન થઇ પડી અને છેલ્લા શ્વાસ લેવા લાગી.

હું તરત આણંદ દવાખાને તે બાઇને લઇ ગયો. ત્યાં બાઈની ડોકટરે જુબાની લીધી.

" મને મારી સાસુએ ઘાસલેટ છાંટી બાળી છે ! હું બુમ ન પાડું માટે મારા મોઢામાં ડુચા મારવામાં આવ્યા હતા. જ્યારે મારી સાસુને ખબર પડી કે હવે હું બુમ પાડું એવી સ્થિતિએ નથી એટલે મોઢામાંથી ડુચો કાઢી નાખ્યો, બહાર જઇ બુમો પાડવા લાગી. "

મેં બાઇને આશ્વાસન આપ્યું અને મટી જશે એમ કહ્યું.

" મારે જીવવું નથી. હવે હું વધારે દુઃખ વેઠી શકું એમ નથી. પ્રભુ ! મને લઇ લે તો સારું. "

હું રૂમમાં એકલો છું એમ ધારી મને પોતાની ઉપર વીતેલાં દુઃખ કહેવા લાગી.

તેનાજ શબ્દોમાં હું તેની દુઃખદ કથા આલેખું છું.

આજે હું આપવીતી કહેવા બેઠી છું તે કહું છું. પરંતુ મારા શત્રુને પણ એવો અનુભવ ન મળો એમ ઇચ્છું છું. મેં જે ભોગવ્યું છે ને ખમ્યું છે, તે આજે પણ યાદ આવતાં કમકમી થઇ આવે છે, ને એમ થાય છે કે તે વખતે મેં એ મનની પીડા શી રીતે સહી હશે !

કુળવાન પાટીદાર કુટુંબમાં મારો જન્મ થયો હતો. મારે કોઇ ભાઈ કે બ્હેન નહોતી. મૂળથી મારા બાપને સ્ત્રી કેળવણી પ્રત્યે સુગ હતી જેથી મને નિશાળનું શિક્ષણ આપવામાં આવ્યું નહોતું. તે વખતે છોકરીઓ ભણે એ લોકોને ગમતું નહિ. હું જરા શરીરે પહોંચતી એટલે સગાં વહાલાં મારા બાપને હંમેશાં પજવ્યા કરે. છોકરી કેટલી મોટી થઈ, હજી વિવાહ કરતા નથી. છોકરાને વધતાં વાર લાગે નહિ, છોકરીની માટીને આટલાં લાડ શાં, વગેરે વચનો રોજ તેમને અને મારે કાને અથડાતાં હતાં. મારી બા બીચારી બહુ ભલી ને કહ્યાગરી હતી. એટલે મારા બાપ જેમ ફાવે તેમ કરી શકતા, પણ આખરે તે કંટાળ્યા, અને મારો વિવાહ તેર ગામની અંદર એક કુટુંબના હાઇસ્કુલમાં ભણતા યુવાન છોકરા સાથે કરી નાખ્યો.

મારું લગન પાસે આવ્યું. બાના આગ્રહથી ને ખર્ચના બચાવ માટે મારું અને મારી કાકાની છોકરીનું લગન એકી સાથે–એક દિવસે ને એક જ પળે લેવાયાં. બંને વર એક કુટુંબના હતા. એટલે બંને જાનો સાથે આવી. એ વખતે મારી ઉંમર બાર

વર્ષની હતી. મારા વર મારા જેવડા પણ ઉંમરે સોળ વર્ષના હતા. મારી લગ્ન વીધી પૂરી થઈ, અમારી નાતમાં તો તેજ રાતે કન્યાને વળાવવાનો રિવાજ હતો, એટલે વર સાથે જ જાનીવાસે કન્યા જાય, ને પછી ઘેર પાછી આવે. અંને જાન સંધાતે અમને વળાવવામાં આવ્યાં, ને સવારે અમે પીયર પાછાં આવ્યાં એમાં કંઇ જાણવા જેવું બન્યું નહિ.

× × ×

ઉપરની વાતને બે વર્ષ થઈ ગયાં. મારો વર કાન્તિલાલ કોલેજના બીજા વર્ષમાં અભ્યાસ કરે છે, અને તેથી હાલ વડોદરા જ કોલેજની છાત્રાલયમાં રહે છે. હું ભણેલી નહિ એટલે તેમને ગમતી નહિ. મારા પતિ પોતાના મિત્રો આગળ પોતાના મારા ઉપરના અણગમાની રોજ ફરીયાદો કરતા. અને હું જીવતી હયાત છતાં ફરી લગ્ન કરવાની વાતો કરતા. કોલેજમાં કોઇ વિદ્યાર્થીની સાથે તે પ્રેમમાં પડેલા. તે મારા કરતાં રૂપગુણમાં વધારે હતી અને લગ્ન કરવા પણ તૈયાર હતી. પણ હું જીવતી હોઉં ત્યાંસુધી લગ્ન કરવાની ના પાડતી હતી. તેથી મારો કાંટો દૂર કરવાના પ્રયત્નો કરતા હતા. અધુરામાં પુરૂં મારે અને મારી સાસુને મેળ નહોતો, અને તેથી મારૂં કાસળ કાઢવા ચારે કોરથી પ્રયાસો થઇ રહ્યા હતા. પરિણામે હું ઘણો વખત પીયર અને ઘણો વખત સાસરોમાં કાઢતી.

એક દિવસ મારી સાસુએ મારા ખોરાકમાં કાચનો બારીક ભુક્કો ભભરાવ્યો પણ મને ખબર પડી જતાં મેં તે ખોરાક ખાધો નહિ.

બીજી વખત હું રાતના મારી પથારીમાં સુતી હતી, તે વખતે કોઇ મારા ગળા ઉપર હાથ નાખી ગળું દાબવા લાગ્યું, હું ઝબકીને જાગી અને બુમો પાડવા માંડી. મારી બુમ સાંભળી ફળીનાં લોક ધસી આવ્યા અને હું બચી ગઇ. પણ મેં જાણી લીધું કે મારૂં ગળું દાબનાર મારાં વહાલાં (?) સાસુજી હતાં તેથી મારી સાસુ મારા પર વધુ અત્યાચાર કરવા લાગ્યા.

ઘણા પ્રયાસો કર્યા પણ બધા નિષ્ફળ જતાં અંતે મારી સાસુ વધુ ઘાતકી બન્યાં; અને મને આજે રસોડામાં કંઇ કામ સર બોલાવી, હું રસોડામાં ગઇ કે તરત મને મારી સાસુએ ઝાલી અને મારી ઉપર ઘાસલેટનો મોટો શીશો ઢોળી દીધો અને દીવાસળી ચાંપી દીધી. દીવાસળી ચાંપી દેતાં પહેલાં હું બુમ ન પાડું માટે મારે મોંઢે ડુચો માર્યો.

હું બળવા લાગી. મારાથી બુમ પડાય એવી પરિસ્થિતિ નહોતી એટલે સળગતી જ રહી. જ્યારે મારો અંતિમ સમય આવ્યો ત્યારે મારી સાસુ મોંઢામાંથી ડુચો કાઢી નાખી, ફળીયામાં આવી બુમો પાડવા લાગ્યાં. માણસો જમા થઈ ગયા, ને મને તરત જ દવાખાને લાવવામાં આવી.

આવી મારી દુઃખદ કથા છે. હવે મને વધુ પીડા થાય છે. હું હવે વધુ વખત જીવું એમ લાગતું નથી.

ભાઇ! તમે મારી આટલી સેવા કરી તે હું તમારો હૃદયથી આભાર માનું છું. હવે મારાથી વધુ બોલાતું નથી. મારી જીભ ખેંચાય છે."

બસ! થઇ રહ્યું, તે બાઇનું પ્રાણપંખેરૂ ઉડી ગયું.

વાચક! આ વાત વાંચી પાટીદાર જ્ઞાતિમાં આવા અનિષ્ટ પ્રથાઓને કારણે ખાસકા જેટલી સસ્તી બનેલી આવી અનેક ગભરૂ બાળાઓ સમાજની સીતમ ચક્કીમાં હોમાતી અટકે એવો થોડો પ્રયત્ન કરજો.



# નવલી ખેડુતણુની વર્ષાઋતુ.

અષાઢ માસે ઝરમર ઝરમર મેહુલો વરસે
મેહુલો વરસે ને પૃથ્વી રાચે
મેહુલો વરસે ને પૃથ્વી રાચે
ખેતરો ધાન્યે ભરાય
તીતર મોરં પપૈયા બોલે
પંખી રાચે ડાળ

વર્ષાઋતુ જગે સંપુર્ણ વિકસી
પૃથ્વી જળે છવાય
ધીમું ધીમું કંઈ વાદળ ગરજે
ચમકે વિજળી આકાશ

નવલી ખેડુતણુ ખેડુત કાજે
ભાથું લઇને જાય
ધાન્યે ભરપુર ખેતર જોતાં
હર્ષે હૈયું છલકાય

ધીરે ધીરે કોયલ કંઠે
સ્વામીને પાડે સાદ
ખેડુત ને એની નવલી ખેડુતણુ
આનંદે ભાથું ખાય.

શ્રી મેના

નાગપુરની માફક જ એ આગગાડીઓના વ્યવહારનું એક મહત્વનું મથક હોઈ અહીંની બજારો પ્રાણવાળી લાગે છે. જબલપુરમાં મધ્યપ્રાન્તની લશ્કરી છાવણીઓનું થાણું છે એમ પણ ખબર પડી. વળી જબલપુરમાં ઠેર ઠેર જ્યાં જઈએ ત્યાં હોળીઓ પ્રગટયા વગરની હજુ જેવી ને તેવી સ્થિતિમાં દેખાઈ. સાંભળવા મુજબ, હોળીના દિવસોમાં કોમી તોફાન-ઝઘડાનો સંભવ ઊભો થતાં ૧૪૪ મી કલમ જાહેર થતાં એના વિરોધરૂપે શહેરની હિન્દુજનતાએ ૧૪૪ હોળીઓ પ્રગટાવ્યા સિવાયની સ્થાપી છે. જબલપુર કોમી કુસંપ અને કલેશોનું કેન્દ્ર બની ગયું છે એમ તો ઘણું વાંચેલું. આજે પણ એ ભીતિ એવા ને એવા સ્વરૂપમાં ઘણા હિન્દુ સ્નેહી મિત્રોમાં જાગતી પડી રહેલી જોઈ મને દુઃખ થયું. આપણી આઝાદીના આદર્શને પહોંચવામાં આ કોમી વૈમનસ્યની કારમી ભૂતાવળ કેટલી ઝેરી અને રોધક છે તેનો ખ્યાલ આપણને ઘણીવાર ભાવશે અને લેખનોમાં જ રાખી મૂકવો ગમતો લાગે છે. અહીં તો ઠીક-કારણ આ દશા તો અનેક જબલપુરોમાં હશે-પણ માનવતાને જડબાંગરત બનાવી દેનાર સક્કર વગેરે જગ્યાની તો વાત જ શી ? અને ફરી પાછું પૂછવાનું મન થાય કે આ માટે કોણ કારણભૂત ?

( અપૂર્ણ )

# સ્ત્રી : સમગ્ર સંસ્કૃતિનું કેન્દ્ર

વ્યાખ્યાતા :
સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ.

[ મે અંકના પાન ૧૨૪ થી ચાલુ ]

ગુરુકુળની સંસ્થાને જીવંત બનાવી આર્ય સમાજે હિન્દને અનુકૂળ શિક્ષણ વ્યવસ્થાનું બહુજ સ્પષ્ટ સૂચન કર્યું છે. અને તેમાંએ સ્ત્રીઓ અને શૂદ્રોના ખૂંચવાતા જ્ઞાન અધિકારની સ્થાપના કરી દેશોન્નતિનો સાચો ચીલો પાડી આપ્યો છે. ગુરુકુલ એટલે નિસર્ગ સંયોજીત સ્થાન. ગુરુકુલ એટલે જ્ઞાન, સાદાઇ, સદાચાર અને અંગ મહેનતનો સુમેળ. ગુરુકુલ એટલે સંયમ, મર્યાદિત રસ અને કલા. ગુરુકુલ એટલે સંપતિ, પ્રલોભન અને ચમકાટ ઉપર વિજય મેળવવાની તપોભૂમિ. ગુરુકુલ એટલે નિર્ભયતા, આસ્તિકતા અને સજ્જનતા. ગુરુકુલ એટલે જીવન વિધાનની પ્રયોગશાળા. આપણાં પ્રાચીન ગુરુકુલોમાંથી વિકસેલાં આરણ્યકો અને ઉપનિષદોને એક બાજુએ મુકો, આજની યુનીવર્સીટીઓમાંથી વિકસેલું આખું જ્ઞાન કે સાહિત્ય, જેને માટે કશું નામ પણ જડતું નથી, છે તે મુકો. ચળકાટ ભરી યુનીવર્સીટીએ આપેલી જ્ઞાન સામગ્રી વધે ? કે ગુરુકુલોએ વિકસાવેલાં દર્શનોની સામગ્રી વધે ? એનો ઉત્તર આપવાની જરૂરેજ નથી. હજારો વર્ષનાં વેદ ઉપનિષદો આજ પણ આપણને પ્રેરણા આપે છે. યુનીવર્સીટીનાં વ્યાખ્યાનો, અભ્યાસ લેખો, સામયિકો એ સર્વ આપણે કેટલી ઝડપથી બાજુએ ફેંકી દઇએ છીએ એનો વિચાર કરીશું તો ગુરુકુલ સંસ્થાનું સાચું મહત્વ આપણને દેખાઇ આવશે,

એ ગુરુકુલોમાંથી વિશિષ્ઠ કન્યા ગુરુકુલો કે વિદ્યાલયો વિકસે એ સાચે હર્ષનો જ વિષય બની જાય છે. સહશિક્ષણ સારું કે સાચું એ પ્રશ્ન આપણા અશિક્ષિત દેશમાં હજી વધારે પડતો વહેલો છે. શિક્ષણનાં જ સાધનોનો અભાવ હોય ત્યાં કોઇપણ રીતે અપાતું શિક્ષણ આજ તો આવકારદાયક છે. અને કન્યાઓને ઉપયોગી થઇ પડે એવાં સાધનથી સજ્જ થયેલું કોઇપણ વિદ્યાલય અમુક અંશે આપણી સાચી જરૂરીયાત પૂરી પાડે છે એમ માન્યા વગર ચાલતું નથી. સ્ત્રીને-કન્યાને શિક્ષણ અપાય જ નહીં એ વિચારભૂમિકામાંથી આગળ વધી આપણે કન્યાઓ માટેની શિક્ષણ સંસ્થાઓ સરકાર સહાય વગર ઉભી કરી શકીએ તો તે ખરેખર અભિનંદનને પાત્ર કાર્ય છે. એથી સ્ત્રી કેળવણી સરળ અને સફળ બને છે. એ રીતે કે સ્ત્રીઓ કેળવણીને પાત્ર છે, જ્ઞાનને પાત્ર છે, એવી એથી સાબીતી મળે છે એટલુંજ નહીં પણ સ્ત્રીઓ સ્વતંત્ર રીતે શિક્ષણ આપી લેઇ શકે છે, નિર્ભયપણે જીવનમાં પોતાનું સ્થાન લેવાની પાત્રતા મેળવી શકે છે, અને પુરુષપ્રેરિત વિકરાળ સમાજ રચનામાં તે સ્થાન મેળવી સમાજ રચનાને કુમળી બનાવવાના સક્રિય પ્રયત્નો આદરી શકે છે.

નવી અને જૂની વિચાર પ્રણાલિકાના આજના ધર્ષણ કાળમાં સ્ત્રી સંસ્થાઓની વ્યવસ્થા બહુજ મુંઝવણભરી ...

બન્ને વિચાર મૂર્તિઓની આંખ એવી સંસ્થાઓ ઉપર ચોકી માંડી મુકે છે, અને જેનો લાગ આવે તે ફટકો લગાવી દે છે. કન્યાઓ નૃત્ય કરે હોય એમાં વાંધો નીકળે-જાણે પ્રાચીન કે અર્વાચીન આર્ય સ્ત્રીઓને નૃત્ય અજાણ્યું હોય. કન્યા ઘોડે બેસે હોય તેમાં ભૂલ નીકળે ! જાણે લક્ષ્મીબાઈ કે દુર્ગાવતી કદી ઘોડે બેઠી ઇતિહાસે ઓળખી જ ન હોય ! ધનુષબાણથી તે કુલવૃષ્ટિ કરતી હોય તેમાં દુષણ દેખાય, અને વેદોચ્ચાર કે સંસ્કૃત વ્યાખ્યાન કરે તો તે ગીબ્રાહ્મણનો આરોપ વહોરી લે ! સીઝર ગમે તેવો હોય પણ સીઝરની પત્નીએ તો શંકાથી પણ પર રહેવું પડે.

માનવી અને માનવી રચી સંસ્થા હજી સુધી તો પૂર્ણ નિર્દોષ નીવડ્યાં દેખાતાં નથી. એનો અર્થ એ નહીં કે હું દોષને આવકારું છું. દોષનો બચાવ થાય જ નહીં અને બચાવ થાય તો પણ દોષ બચે જ નહીં. પરન્તુ દોષદર્શન અનેક રીતે ઉપયોગી છે એ આપણે કદી ન ભૂલીએ. દોષ હોય તો આપણે તે પરખી દોષ મુક્ત થવા મથીએ, દોષ ન હોય તો નિર્ભયતાપૂર્વક આપણું કામ આગળ વધારી દોષ દૃષ્ટિનું નિવારણ થાય એવા સન્માર્ગો લઇએ. વ્યક્તિ કે સંસ્થાની વિશુદ્ધિ માટે આમ વિવેચન-ટીકા જરૂરી છે. ગાંધીજી સરખા પુણ્યશ્લોક પુરુષનો પણ આક્ષેપ લેતી ટીકા આપણી નિર્મળતા વધારે, આપણા કાર્યને વિશુદ્ધ બનાવે અને આપણા પવિત્ર ઉદ્દેશ સાધવાની શક્તિ વધારે પ્રમાણમાં સર્જાવે એજ ટીકા, વિવેચન કે આક્ષેપ આરોપનું સાચું પરિણામ હોય. સ્ત્રી સંસ્થાના વ્યવસ્થાપકોએ તો ખાસ આવું જ વલણ રાખવું ઘટે.

દોષ દર્શનનો પ્રત્યક્ષ જવાબ તો આ વિદ્યાપીઠની દીક્ષિત કન્યાઓ જ આપી શકે. પોતાના વર્તનથી, ચારિત્ર્યથી, સેવાથી અહીંનું શિક્ષણ મેળવી જીવનના વિવિધ પ્રદેશોને ઉજાળતી સન્નારીઓ જેટલે દરજ્જે આપણી આર્યતા, આપણી શિષ્ટતા, આપણી સંસ્કૃતિ અને આપણું જ્ઞાન જીવનમાં ઉતારશે એટલે દરજ્જે આપણે જરૂર ઉન્નત થઇશું. માનવીએ બહુ મોટા બનવાની જરૂર નથી. મને પોતાને આ માન્યતા ગમે છે, સર્વને સુગમ પડે એવી સપાટી ગમે છે. હીમાલયનાં શિખરો ભવ્ય ખરાં, પૂજ્ય ખરાં, પરંતુ તેની ખીણો એટલીજ ઉંડી અને એની કરાડો એટલીજ બીહામણી. અતિશય ઉંચાઈ અને અતિશય ઉંડાણની ભયાનકતા ટાળી કહાડી સામાન્યતા, સરળતાથી ઉકલે એવા ઢોળાવ અને નિરર્થક થાક ન વધારે એવું ચઢાણ એ ગોઠવ માનવતા રહેલી છે. ભવ્યતાની સાથે સામાન્યતા પણ મને તો પૂજનીય લાગે છે. આપણી સામાન્ય કક્ષા સુંદર, સરળ, જીવવા યોગ્ય બને એ પણ મને મોટી ફળ પ્રાપ્તિ લાગે છે.

આપના શિક્ષણમાં આપે જૂની સંસ્કૃતિ જોઇ છે અને નવી સંસ્કૃતિ પણ જોઈ છે, હિંમતભરી મર્દાનગીનાં શિક્ષણ પણ આપે લીધાં છે અને કુમળી કલા ભાવનાના પ્રયોગો પણ આપે કર્યા છે, કુટુંબ પણ આપે જોયું છે અને જાહેરજીવન ઘડતી શાળામાં કુટુંબથી દૂર રહેલું સાહેલીઓના સમૂહનું કુટુંબ આપે અનુભવ્યું છે, માનવ જાતના ગુણનું પણ આપે દર્શન કર્યું છે અને માનવ જાતના અવગુણના પણ ઓળા આપે ઓળખ્યા છે. ગુજરાતના, આર્યાવર્તના, જગતના જીવન વિધાનમાં આપનો ઉચ્ચ ફાળો છે.

ધન નહીં પણ સંસ્કાર, સાહેબી નહીં પણ સેવા, સંકુચિત પરાધીનતા નહીં પણ પ્રફુલ્લ સ્વાતંત્ર્ય, કલેશ નહીં પણ સ્મિત, રૂદન નહીં પણ ગીત, ઘા નહીં પણ રક્ષણ,

આ સઘળાં જીવન વિધાનનાં તત્વો. સ્ત્રી જાતિ તેને વધારે સારી રીતે ઓળખે છે. વધારે સારી રીતે વાપરે છે. ગૃહમાં, કુટુંબમાં, શેરીમાં, ગામમાં, દેશમાં કે જગતમાં જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં સંસ્કાર, સેવા, સ્વાતંત્ર્ય, રમત, ગીત અને રક્ષણનાં વાતાવરણ સૃજો. વિશુદ્ધ આર્યતાને પ્રદીપ્ત કરો એજ મ્હારી આશિષ. આર્યત્વ એટલે જગતભરની શિષ્ટતાનો અર્ક. પછી એ ગમે તે કોમ કે ધર્મમાં સમાયલો હોય. સાચી આર્યા તે સ્ત્રી. શિષ્ટતાનું રક્ષણ બન્નારીઓ નહીં કરે તો પુરૂષની કઠોરતા તેનો ધ્વંસ કરી નાખશે એવી મને ભીતી છે.

ગુજરાતની આ કન્યા સંસ્થામાં આપે લીધેલી દીક્ષાની સફળતા આપ નિત્ય જીવનમાં સિદ્ધ કરો અને તેમ કરી સ્ત્રી કેળવણીની સફળતાનાં જળહળતાં દૃષ્ટાંત આપ બની રહો.

આપ સહુ સુખી થાઓ એ મારી આશિષ. પરન્તુ અન્યને સુખી કરવામાં સાચું સુખ રહેલું છે, એ સુખની વ્યાખ્યા પણ આપ ન વિસારો. ( સંપૂર્ણ )

---

## તેથી-બની કાળી ?

સલિલ ચંદ્રે અમીરસ પાયું,
પ્રખર તાપથી ભાસ્કરે બાળી;

શું તેથી બની કાળી ?
કોયલડી ! બોલ જરા.

સાગરનું લલિત-ગીત કંઠે ભર્યું
સાગરે પાયું ક્ષાર પ્યાલી,

શું તેથી બની કાળી ?
કોયલડી ! બોલ જરા.

આમ્રકુંજે સંતાઇ ટહુકાર કર્યો,
વિરહીએ આહ ઠાળી;

શું તેથી બની કાળી ?
કોયલડી ! બોલ જરા.

*શ્યામ બંશીના પીધા મધુ,
અભય વરદાન પામી ભાગ્યશાળી;

શું તેથી બની કાળી ?
કોયલડી ! બોલ જરા.

અમોલ બોલથી મુગ્ધ થયા સહુ,
કાગા બન્યા ખાલી ખાલી;

શું તેથી બની કાળી ?
કોયલડી ! બોલ જરા.

નિશ દીન-દીપક રાગ ગાવાથી,
અપ્રકટ જ્વાલાએ બાળી;

શું તેથી બની કાળી ?
કોયલડી ! બોલ જરા.

શ્રી. " મૌન "

* શ્યામ એટલે કાળુ નહિ પણ કૃષ્ણ.

જ્યારે જ્યારે હિંદની પડતીનાં ચિન્હો જણાયાં છે, ત્યારે ત્યારે હિંદની સ્ત્રીઓએજ એને ઉગાર્યું છે. આપણી નવ દુર્ગાઓ અને ચોસઠ જોગણીઓથી આપણે ક્યાં અજાણ્યા છીએ? અને આપણાં ચાંદબીબી અને ઝાંસીની રાણી ક્યાં ભુલાયાં છે? આપણે પણ હવે જગદમ્બા સ્વરૂપ ધારણ કરી ભયંકર વાઘનેજ આપણું વાહન કરવું પડશે ત્યાં સુધી એ રાવણરાજ્ય નષ્ટ નહિ થાય.

રાજકીય ક્ષેત્રમાં આપણું સ્થાન જેવું તેવું નથી. એ ક્ષેત્રમાં સ્ત્રીઓનું કયું સ્થાન છે એ પ્રશ્નજ નથી કારણ કે આપણું સ્થાન તો આગળ જ છે. સ્ત્રી વગર પુરૂષોથી એક ડગલું આગળ ભરાવવાનું નથી. એ વિષયમાં જે સ્ત્રીઓનું સ્થાન ચોક્કસ ના હોય તો સ્ત્રીઓજ એ પ્રશ્ન હાથમાં લે. સ્ત્રીને જે ભૂખ લાગી હશે તો પુરૂષ કાંઇ રોટલો ઘડવા નહિ બેસે. આપણું સ્થાન ચોક્કસ કરવાનો પુરૂષોને-શો હક્ક? હવે તો આપણે જ આપણી ભૂખ ટાળવાની છે. પુરૂષાર્થ વિના પ્રારબ્ધ નથી. ઉપર જણાવ્યા ઉપરાંત રાજકીય ક્ષેત્રમાં કાર્ય કરવાના બીજા ઘણા માર્ગો છે. કાર્ય કરીશું એટલે ક્ષેત્ર તો આપોઆપ ખુલશે. સ્ત્રીઓના કાર્યની ખોટને લીધેજ સ્વરાજ આવતું અટક્યું છે. સ્ત્રીઓ જરૂર જેમ બને તેમ પોતાનું સ્થાન લઇ લે. એ 'શક્તિ'જ હિન્દની દબાયેલી શક્તિ ખીલવશે.




લેખક : રા. ' પ્રમોદ ', બી. એ.

[ મે અંકના પાન ૧૩૦ થી ચાલુ ]

## પ્રકરણ સતરમું

### ઉચાટ

બીજે દિવસે સવારે પ્રાણજીવનદાસે મુકુન્દને બોલાવ્યો અને કશી લાંબી વાતચિત વગર જણાવ્યું કે, પોતે થોડા રોજ મુંબઈ જાય છે. તો ઘરની સંભાળ રાખવી. પછી એ રવાના થઇ ગયા. સ્ટેશનેથી એણે એક કાગળ ચંપા ઉપરનો મોકલ્યો, એ જોતાં જ ચંપાના મ્હોં ઉપર પરસેવો આવી ગયો. વાંચતાં એમાં એટલું જ નીકળ્યું કે ' મારૂં રહેવાનું અચોક્કસ છે; દરમ્યાન ઘેર કોઇ આવે જાય તો તમારા મનનો કલેશ એમને સાચવવા સંભાળવામાં આડો ન આવે એનો ખ્યાલ રાખવો. અને તમને યોગ્ય લાગે તે પ્રમાણે તમારે કરવું. '

ચંપા ક્રોધે સળગી ઉઠી. મુકુન્દની પાસે જઇ બોલી.

" શું કહેવા માગે છે આ ? "

એના હોઠ ધ્રુજતાં હતા. કાગળ ધ્રુજતો હતો.

" શું છે ? ભાભી ? "

" આ સમાચાર મોકલ્યા છે એ વાંચો તો ! "

મુકુન્દે કાગળ વાંચ્યો અને ચંપા સામે જોયું.

" જુઓ છો, એ શું કહે છે એ ! કેમ જાણે હું તો ઘરની આબરૂનો ધજાગરો કરતી હોઉં ! અને એની પેઠે....."

ચંપાની આંખમાં આંસુ આવી ગયાં હતાં એ કશું બોલી શકી નહિ. મુકુન્દની સામે જોતાંની સાથે એનાથી રડી જવાયું.

" ભાભી, તમે નકામાં આવો અર્થ કરી બેઠાં છો, હું તો કહું છું કે આ કાગળનો અર્થ બહુ સરળ છે. જે વિટંબના કાલે ઉભી કરી છે એનો નિવેડો તમારે ઠંડા દીલથી કરી લેવો. એ પ્રમાણે કરવાની તમને છૂટ છે. "

" તમે પણ એમ જ કહો છો ને મુકુન્દભાઇ ? " ચંપા વધુ ને વધુ રડતી બોલી.

" ભાભી, હું તો અહિં સામે જ ઉભો છું, મારા કહેવાનો આશય સમજાવવાની મને પૂરી સગવડતા છે છતાં તમે જુઓ છો ને કે તમે શું અર્થ કર્યો. એવું નથી ભાભી, એક માણસે જાળ ઉભી કરી હોય પણ એ કદાચ સમેટી ન શકે. એવે વખતે એ કામ પોતાના જેવા જ અકડલકડીયા માણસને સોંપાય એવું એને ન લાગે ત્યારે

પછી સરળ અને સદર કાનતવાળાં માણસને આશ્રય લેવાનો રિવાજ છે અને ભાઈ સાહેબે હવે બોજો વધી જવાથી આ જોખમદારી તમારા ઉપર નાખી છે."

"પણ મારે કરવા જેવું છે શું કે મને એ સોંપે?"

"કોને ખબર છે? તમારો માસ્તર હજુ કાંઈક ઉંધાચિત્તું કરવાનું માથે લઈ ફરતો હોય, સુકતા આવતી રહેવાની હોય, એનો વર કદાચ આવે, સુંદરલાલને કાંઈક સમજાવવું પડે-કેટલીયે વાતો ઠેકાણે પાડ્યા વિનાની ઊભી છે. એ તો હવે જાણીએ ત્યારે ખબર પડે. રાતના ટપાલ હંસડતા હતા એમાં કેટલીયે જાળો નાખી હશે. સવારે એ સમેટવાની તાકાત નહિ રહી હોય એટલે ભાગી નીકળ્યા બીજું શું?"

ચંપા કાંઈ બોલી નહિ.

જમીને બપોરે બન્ને બેઠાં હતાં ત્યારે મન ઉપરનો બોજો સારી રીતે હળવો થઈ ગયો હતો. બન્ને આનંદથી વાતો કરતાં હતાં. વાતે એકાએક જૂદો જ પલટો લીધો.

ચંપાએ કહ્યું: "મને તો એ થયા કરે છે કે બિચારી યશોમતિનું શું થયું હશે?"

"એને કાંઈ હરકત નહિ હોય; એ લોકો અજબ છે! અચલબા, ત્રિવેણી, હીરા, વૈદરાજ એ તો બધાં યે મર્દ. ભાભી માનશો? મને ઘણીયે વાર એ વિચાર આવ્યા કરે છે કે પ્રભુલાલ કેવી પ્રકૃતિના માણસ હશે?"

"વૈદરાજ જેવા હશે!"

"કદાચ ભાવનાશાળી વિશેષ હશે અને લાગણી પ્રધાન પણ વિશેષ હશે. સંયોગવશાત્ ઘર બંધાઈ ગયું હશે અને એવી જ એણે જીંદગી વિતાવી હશે."

"વૈદરાજ એમાં જ કાંઈક વિશેષ માને છે. આપણા લોકોની જાહેર જીવનની તમન્ના જુની રૂઢીવાળાઓમાં દેખાતી જ નથી; કાંઈક એવી જ માન્યતા ઘર કરી ગઈ છે કે માણસે સંસારી થવું અને હોદ્દા કર્યા વિના જે નિત્ય-યસો કહ્યા છે એ કર્યા કરવા અને જે રૂણો કહ્યાં છે એને ફેડવામાં પ્રવૃત્ત રહેવું. આ છાનાં નિત્યક્રમ જેવાં કાર્યોમાં પછી રસ શું?"

"રસ હોય કે ન હોય, પણ જો સૌએ કર્યે જ જાય તો પછી તમારી જાહેર ધમાલ જેનો હોદ્દા સિવાય કે ભિક્ષા માગી માગી ઉભાં કરેલાં મંડળોને ખલાસ કરનારો ટુંક જીવી સંસ્થાઓ સિવાય કશો અર્થ નથી—એ તો ન કરવી પડે."

"તમે આજની જાહેર પ્રવૃત્તિઓને હમણાં હમણાં ચાહી ચાહીને ફવખોડતા નથી તો બીજું શું કરો છો? તમને એમ નથી લાગતું કે તમે અનેક નિઃસ્વાર્થી કાર્ય કર્તાઓનું અપમાન કરો છો."

"નિઃસ્વાર્થી કાર્ય કરનારાઓનું અપમાન કરવાનો મારો જરાયે ઉદ્દેશ નથી! હું તો માત્ર પરિણામ જણાવું છું. ઘેર ઘેર જે જે પ્રણાલિકાઓ પરહિત માટે યોજાયેલી ચાલુ થઈ ગઈ છે એ ચાલુ કરનારાઓ નિઃસ્વાર્થી હશે અને આજે પણ એવા જ નિઃસ્વાર્થી માણસો કામ કરે છે છતાં બન્નેની લાંબી ટુંકી નજરને લીધે જે પરિણામ આવે છે એનો વિચાર કરું છું તો મને એમ દેખાય છે કે પ્રચાર કાર્ય કરી એક સંસ્થા ઉભી કરવી એ કરતાં ઘેર ઘેર માત્ર એક સંદેશ જ પહોંચાડવો એ વધારે સંગીન કાર્ય છે."

"તમે ચાહેએ કહો! સંસ્થા એ સંસ્થા અને એકાદી માણસનો પ્રયત્ન એ તો ઠીક."

"એમ નહિ, પ્રત્યક્ષ દાખલો લઈએ: ભાઈને એક સંદેશ પહોંચ્યો એમ માનો: એવી એક સંસ્થા છે ખરી કે જ્યાંથી ભાઈએ

આ રહેણી કરણી અખત્યાર કરવાની શિક્ષા લીધી ? માઠું ન લગાડશો હો ! અને એવી એકે બીજી સંસ્થા છે ખરી કે જ્યાંથી તમે જે રહેણી કરણી અખત્યાર કરી એની શિક્ષા લીધી હોય ? તમોને બન્નેને જૂદા જૂદા સંદેશ પહોંચ્યા છે. અને વગર સંસ્થાએ તમે આ રીતે વર્તી રહ્યાં છો. સાચે સાચો રસ્તો તો કુટુંબમાં સંસ્કારો પહોંચતા કરવાનો જ છે. આપણા દેશના મહાપુરુષોએ સંસ્થાઓ નથી બાંધી ! એઓ તો એક નાનુ સરખું કુટુંબ–પછી એ બૈરાં છોકરાંવાળું હોય કે મિત્રો અને શિષ્યોનું હોય–પણ કુટુંબના જેવું કુટુંબ બાંધી પોતાનો સંદેશ દેશ પરદેશ કહેતા ફર્યા છે. અને એ સંદેશાઓ જેવા ઝીલ્યા એવા દેશ ઝીલતો આવ્યો છે. કાળ બળે પાછળની પ્રજામાંથી કોઈ એમના વ્યક્તિત્વના પ્રભાવ ઉપર કે એમના સંદેશા ઉપર વ્યાપાર ચલાવવા માંડ્યું હોય કે એ સંદેશા પ્રજા ભૂલવા માંડી હોય અને બીજે રસ્તે દોરવા માંડી હોય તો તે એ દરેક કાળમાં નીકળવા જોઈતા એવા જ મહાભાવી પુરુષોના અભાવને લીધે છે. હું તો ભાભી, આટલું માનું છું. અને એ માન્યતાને લઈને અખબારોમાં જાહેરાત પામતા સંસ્થાધારીઓ કરતાં પોતાના જ ક્ષેત્રમાં પોતાની ભાવનાઓ બળે રી કામ કરતાં માણસોને હું વધારે પવિત્ર માનું છું. ”

“ મુકુન્દભાઈ, આ ચર્ચા નકામી છે. મને કોઈ રીતે એ સમજાતું નથી કે ઘેર બેઠાં માણસ જનસેવા કેમ કરી શકે. માનોને કે વિધવાવિવાહ. કુટુંબની જંજાળમાં જ જો એક માણસે ફસાઈ રહેવાનું છે, અને ફુરસદને વખતે કે ફુરસદ મેળવીને પણ પ્રચાર કાર્ય નથી કરવું તો એક માણસ વિધવા વિવાહમાં ગમે તેટલું માને- એ સંદેશ કેમ કરીને જનતાને પહોંચાડે ? ”

“ જેના દીલમાં ભાવનાઓ પેદા થઈ છે એ તો મોકો મળે એટલે એનો ઉપયોગ ગમે તેમ કરીને પણ કરવાનો જ. એના કાંઈ છાપેલા નિયમો નથી હોતા. પણ સાચી વાત છે, આ ચર્ચા નકામી છે. તમને કદાચ, જાહેરમાં કામ કરનારાઓનો મોહ છે; મને એકાંતમાં રહી કામ કરનારાઓનો મોહ છે: આપણે તદ્દન સામસામે છેડે ઉભી વાત કરીએ છીએ. એમાં નિર્ણય પામવો મૂશ્કેલ છે, બહેતર છે કે આપણે એ વાત જતી કરીએ. થશે થવું હશે એ, આપણે ક્યાં બેમાંથી એકે રસ્તે અત્યારે કામ કરવા નીકળ્યાં છીએ ? વખત આવે થઈ રહેશે બધું. ”

ચંપાએ માન્યું કે મુકુન્દ, વાતને, તંતે ન ચડવા દેતાં આ રીતે બંધ કરી દેવા માગે છે. એ ઘણીવાર એમ કરતો. ચંપાને પણ એ ઠીક લાગ્યું. એટલે એ ભૂલાઈ ગયેલા છેડા ઉપર આવી.

“ પણ તમે બોલતા તો નથી ! યશોમતિ બિચારી શું કરતી હશે ? ”

“ ભાભી, હું થોડો ત્યાં જઈ આવ્યો છું કે મને ખબર હોય ? ”

“ ત્યારે જઈ આવો તો ખરા; આપણે એની ખબર કાઢવી જોઈએ ! ”

“ હુકમ થતો હોય તો જઈ આવું; પણ ભાભી, તમને બીજાં કોઈનો વિચાર આવ્યો ? ”

“ બીજાંનો કોનો ? ”

“ તમે ખરેખર સ્વાર્થી છો. ત્રિવેણીનું આખું ઘર આજે ચાર દહાડાથી એક યશોમતિના સંબંધને ખાતર હેરાન પરેશાન છે. વૈદરાજે જે તપાસ રાખી અને જહેમત ઉઠાવી એ તમે કહો છો એવું કોઈ આખું મંડળ હોય તોયે ન ઉઠાવે; સોનો–બિલકુલ છૂભ વિનાનો અને રસ વિનાનો દેખાતો

મોનો-જુવાન થઇ ગયો અને સંસ્કારી દેખાવા માંડયો; કાન્તિ દિવસરાત એક જ પેરવીમાં ફર્યાં કર્યો. અચલબા અને ત્રિવેણી અને હીરા એક પળ પણ મુંઝાયા વિના પ્રસંગ સંભાળી ચેતતાં રહ્યાં અને બધું જાળવતાં ગયાં. ત્યારે જો નાણાંની સ્થિતિએ વાત કરતાં હો તો એઓની કેવી સ્થિતિ ભલા ? અને શિક્ષણ, સંસ્કાર, સોબતની વાતો કરતાં હો તો તમે એઓ બધાંનાં કરતાં બહુ જ ઉંચી કક્ષાએ બેઠાં હો એમ નથી માનતાં ? છતાં કહો જોઇએ. એઓએ કેટલું કર્યું ? આજે એને ત્યાં જવા વિચાર આવ્યો હતો, અને કદી આવ્યો હતો તો તમે કાંઇ કર્યું ખરૂં ? "

ચંપા જોઈ રહી હતી.

" ભાભી, આપણાં બધાંના માથે આજે કાંઇક આપત્તિનું ચક્ર ફરે છે એટલે કોઇએ કોઇના બોલવા સામે જોવાનું નથી. હું તમને કહું છું એથી દુઃખ નથી લગાડવાનું...હું જાણતો જ હતો કે તમે અવળું માનશો અને રાશો...હું સાચોસાચ કોઈ પણ કહેવાના ઈરાદાથી નથી કહેતો. પણ તમને જેમ થાય છે એમ મને પણ થાય છે. અને હું અત્યારે મારો વાંક તમારા ઉપર ઢોળું છું; મને કાં ન સુઝ્યું કે હું તપાસ કરી આવું ? આપણને કાંઈ સુઝ જ નથી પડતી ! આપણે આ પ્રસંગમાં પોતે જ સંડોવાયાં છીએ એટલે હશે કદાચ, ...પણ જશું ? ચાલોને આપણે બેય જઈએ ! "

ચંપાએ જવાબ ન દીધો ? કેટલીયે વાર સુધી એક બીજા સામે જુવે અને દષ્ટિ સહન ન થયે બીજે ફેરવી લે. અંતે ચંપાએ પહેલી સ્વસ્થતા મેળવી.

" મુકુન્દભાઇ, ચાલો જઇએ. આપણે મુરખ જ છીએ. "

બન્ને ત્રિવેણીને ત્યાં પહોંચ્યાં ત્યારે એ ઘરમાં એઓની જ વાત થતી હોય એમ લાગ્યું:

" આ આવ્યાં લો ! અરે અમે તો ચિંતામાં અરધાં થઈ ગયાં. ચંપા બ્હેન ! મોનો નથી ! મુકુન્દભાઇ ન દેખાયા ! અમે તો હમણાં ત્રણે જણાં તમારે ત્યાં આવતાં હતાં. અમે માન્યું કે તમે કદાચ માંદાં પડી ગયાં હશો ! હીરાએ એઓને બારણામાં પેસતાં જ કહ્યું.

" અમને ઘણી તમારી ચિંતા થાય; પણ અહિં આવવાનું જ યાદ ન આવ્યું. અત્યારે માંડ નીકળાયું. " ચંપાએ પરાણે પરાણે હસીને જવાબ દીધો.

" બ્હેન, એમ થઇ જાય ! પોતાની ઉપાધિ પોતાને થાય ત્યારે મગજમાં આંધી થઇ જાય. પણ ઠીક થઇ ગયું બધું યે. છોકરાં કાંઇક રમો તો ખરો. હવે તો વખત થવા આવ્યો છે !" અચલબાએ વાત ઉપાડી લઇ ફેરવવા કહ્યું.

હીરા ચાદ કરવા ઉઠી.

" ત્યારે હું કાન્તિલાલને મળતો આવું ? " મુકુન્દે ઉભા થઇ જવા માટે તૈયારી કરતાં પૂછ્યું.

" આવશે એ તો એની મેળે. " ત્રિવેણીએ મુકુન્દને જતા અટકાવવા કહ્યું.

" આવતો રહીશ, હમણાં જ. "

" નકામો ધક્કો શા માટે ? આવશે એની મેળે અહિં ? " ત્રિવેણીએ પાછું કહ્યું.

" ત્રિવેણી, પણ તપાસ કરી આવવામાં શું ? " ચંપાએ કહ્યું અને ઉમેર્યું ! " મુકુન્દ જાઓ, ખબર તો કાઢવી જોઇએને ? "

" મુકુન્દભાઇ બેસોને, આવશે એ તો ! " ત્રિવેણીએ પાછો જવાબ દીધો.

" હજુ ચાલ્યા આવો છો ત્યાં ક્યાં જશો ! બેસોને ! " યશોમતિએ પણ કહ્યું.

ચંપા, યશોમતિ અને ત્રિવેણીના મોઢ-

વાનો, ખ્યાલ કરતી હતી ! એ બન્ને મુકુન્દ અને કાન્તિને તે શું માનતાં હતાં ? 'આવશે એની મેળે !' 'હજુ ચાલ્યા આવો છો ત્યાં ક્યાં જશો ? બેસોને ' એ બધું શું હતું ? એને ઉંડે ઉંડે હસવું આવ્યું.

અચલબાએ રસ્તો કાઢ્યોઃ " મુકુન્દભાઇ, રહેવા દોને ! હમણાં. ચાહ થઈ રહેવા આવ્યો હશે. પી કરીને જવું હોય તો જજો. હું તો કહું છું કે-બેસોને! આવશે એ તો!"

મુકુન્દભાઇ, બા કહે છે ને-રહેવા દો, આવશે. " જરૂર કાન્તિ ઘેર હશે જ નહિં અને કાંઈ પગદોડમાં પડયો હશે જ એમ સમજી ચંપાએ કહ્યું.

મુકુન્દ બેસી ગયો. ચંપા વિચાર કરતી હતી કે આ જૂદા જૂદા ચાર ઘરનાં માણસો આટલાં સંપીને કેમ રહેતાં હશે ?

હીરા ચાહ લઇને આવી. અને સાથે સાથે સમાચાર આપ્યાઃ " ભગત આવી ગયા ! "

અચલબા થોડીવાર તો વિચારમાં પડયાં. એને એક વાર તો એમ પૂછવા મન થયું કે સમાચાર પૂછવા પછી એને ચંપાની હાજરીનો ખ્યાલ આવ્યો અને એ વિચાર માંડી વાળ્યો ! એણે ટુંકામાં પતાવ્યુંઃ " ઠીક. "

ચંપા અને મુકુન્દે એક બીજા સામે જોયું. અચળબા સમજી ગયાં કે આ લોકોને મોનો વૈદરાજની સાથે ગયો હતો એ ખબર છે.

" મોના ! " અચલબાએ મોનાને બોલાવ્યો.

" જી. "

મોનો અંદર આવ્યો. અને બધાંનાં મોં જોઇ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ઉભો રહ્યો.

" કેમ આવતો રહ્યો ? "

" રસ્તેથીજ વૈદરાજે કહ્યું હતું કે મારી જરૂર નહોતી. ઘેર પહોંચ્યા પછી તો બધાં કહેવા લાગ્યાં કે તમે અહિં એકલાં છો એટલે પાછો જા. હું વળતી ગાડીમાં જ ચાલી નીકળ્યો. '

" બધાં ખુશીમાં ને ? "

" સહુ કલ્લોલ કરતાં હતાંઃ તેમાં ય વૈદરાજનું મકાન જોઇને તો સહુ આનંદ આનંદ થઇ ગયાં. ભારે સરસ મકાન છે ! શું દરદી ? માણસોને ખબર પડયા ભેળાં તો ઉમટી પડયાં'તાં, હજુ દિવસ ઉગ્યો ત્યાં તો બા. વૈદરાજે ગાયો પણ ભારે રાખી છે. "

યશોમતિને થયું કે મોનો મુક્તાબહેનનું કાં કાંઈ નહિં કહે.

મોનો પાછો વળતો - વળતો ફર્યો અને યશોમતિ સામે જોઈ કહ્યું ? " બહેન, મુક્તાબહેને તમને કાંઈ પણ ઉપાધિ ન કરવા કહેવરાવ્યું છે. "

" નંદુબાઈ કાંઇ ન બોલ્યાં ? " અચલબાએ કહ્યું.

" એમણે તો તમને કહેવરાવ્યું છે કે ' તમે અમારી દીકરી રાખી છે અને રાખ્યા કરજો. અત્યારે તો તમારા વિના બીજું કોઇ નથી. ' "

" હશે, એ તો ઘેલાં થઇ ગયાં છે. જા, તું તારે. "

ચંપાને નંદુબાઇનો સંદેશો સાંભળી શરમ આવી, મોનો ચાલ્યો ગયો.

સૌએ ચાહ પીધી અને ધીમે ધીમે વાતે ચડયાં.

કાન્તિને બોલાવવાની વાત ઉડી ગઇ હતી.

( ચાલુ )



કેટલીક ખાવાની વસ્તુઓ વિષે

# આપણા વહેમ

## લેખાંક ૨ જો

લેખક :
ડૉ. અમૃતલાલ એચ. પટેલ,
ડી. પી. એચ.
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત મ્યુનિસિપાલિટી.

### સીતાફળ, જમરૂખ બોર વગેરે

આપણા પ્રાન્તમાં સીતાફળ વિષે એવી માન્યતા છે કે તે ખાવાથી જરૂર તાવ આવે છે. આ માન્યતા સત્યથી વેગળી છે. આ માન્યતાનું કારણ એ છે કે સીતાફળ જે ઋતુમાં આવે છે તે ઋતુમાં તાવ પ્રચલિત હોય છે. એ તેનું કારણ ઋતુનું છે નહિ કે સીતાફળ ખાઈએ તે છે. ચોમાસા પછી હમેશાં અનેક જગ્યાએ પાણી ભરાઈ રહે છે, તેમાં મચ્છર પાકે છે અને મચ્છરોમાંની એક જાત જેને એનોફીલીસ મચ્છર કહે છે તે, ટાઢીયા તાવથી પીડાતા માણસને કરડે છે અને આ રોગના જંતુઓ પોતાના શરીરમાં દાખલ કરે છે અને તે જંતુઓને પરિપકવ થવા દેય છે અને આ મચ્છર જ્યારે બીજા તંદુરસ્ત માણસને કરડે છે ત્યારે તે માણસના શરીરમાં પણ આ રોગ ઉત્પન્ન થાય છે.



મચ્છરની વધારેમાં વધારે ઉત્પત્તિ ભાદરવા મહિનામાં થાય છે અને તે મહિનામાં જ તાવથી અનેક માણસો પીડાય છે. આ મહીનામાં સીતાફળ મોટે ભાગે આવે છે અને તે ખાવાથી તાવ આવે છે તેમ લોકો માને છે. બાકી સીતાફળ ખાવાથી કોઈપણ જાતનું નુકસાન થતું નથી. તેમાં વીટામીન 'સી'નું તત્ત્વ રહેલું છે.

જમરૂખ વિષે પણ આવી જ માન્યતા છે પણ જમરૂખમાં તાવ લાવવાનો ખાસ ગુણ નથી, પણ એટલી વાત ખરી છે કે જમરૂખમાં બી ઘણાં હોય છે અને તે ચાવી શકાતાં નથી. વળી જમરૂખ ઘણા છોકરાઓ કાચાં અથવા અડધાં પાકાં થયાં હોય તેવા ખાય છે તેનાથી પાચનશક્તિ મંદ થાય છે, જેથી શરીરને પોષણ ઓછું મળે છે અને અશક્તિ વધે છે અને અશક્ત માણસ કોઈ પણ રોગનો અને ખાસ કરીને તાવનો ભોગ થઈ પડે છે. પાકાં જમરૂખ બરાબર ચાવીને ખાવામાં જરા પણ વાંધો નથી.

### ખજુર અને ભીંડા

ખજુર એક પુષ્ટિકારક ફળ છે અને ભીંડા એક જાતનું ઉત્તમ શાક છે છતાં આ બન્નેમાં ભારેપણાંનો એક ખાસ અવગુણ છે તેમ આપણે માનીયે છીયે કાઠીયાવાડમાં તો ખજુરને પચવામાં એટલો ભારે અને શરીર માટે એટલો ગરમ ગણવામાં આવે છે કે તે નાના છોકરાને તો ખાવા આપવામાં આવતો જ નથી. બાળક ધવરાવતી જો કોઈ બહુ ખજુર ખાય તો કાઠીયાવાડની સાસુ એમ માને છે કે વહુ પોતાના બાળકને માંદુ પાડવા ઇચ્છે છે એટલે મા જો ખજુર ખાય તો તે દુધ મારફતે બાળકના પેટમાં જઈ બાળકને ભારે પડે અને બાળકને ઝાડા અને મરડો થાય! મોટી ઉમરના માણસોને પણ જો ખજુર ઘીની સાથે ન ખાય તો ભારે પડે તેમ ઘણા માને છે. ખરૂં જોતાં ખજુર એક ગુણકારક અને પૌષ્ટિક ખોરાક છે ખજુર અને ખારેકમાં ૫૦ ટકા ઉપરાંત તો સાકરનું તત્ત્વ છે, ત્રણ ટકા નત્રીલ (પ્રોટીન) તત્ત્વ છે, સારા પ્રમાણમાં લોખંડ છે અને વિટામીન 'એ'થી તો ખજુર અને ખારેક ભરપુર છે. વિટામીન બી પણ ખજુર અને ખારેકમાં સારા પ્રમાણમાં છે. ખજુરમાં ખામી એટલી છે કે તેમાં જરા ચીકાસ અને રેસા છે. પણ જો તેને બરાબર ચાવીને ખાવામાં આવે તો તે એક ઉત્તમ ખોરાકનું કામ આપે છે. ખજુરને પચાવવા માટે સાથે ઘી ખાવાની જરા પણ જરૂર નથી.

ભીંડાને પણ આપણે ભારે માનીયે છીએ તેનું કારણ તેમાં રહેલી ચિકાશ હશે. ખરૂં જોતાં ભીંડા તે એક ઉત્તમ અને પૌષ્ટિક શાક છે. તેમાં બે ટકા જેટલું નત્રીલ, ૮ ટકા જેટલી ખાંડ અને કાંજીનાં તત્ત્વો અને એ, બી અને સી વિટામીન સારા પ્રમાણમાં રહેલાં છે. ભીંડામાં જો પાણી નાંખ્યા વગર, તેલ અથવા ઘીમાં ઓછા તાપે પકાવવામાં આવે તો ચિકાસ જરા પણ રહેતી નથી અને બાળક, ગર્ભવતિ સ્ત્રી, બાળક ધવરાવતી હોય તેવી સ્ત્રી, વૃદ્ધ તેમજ સાધારણ પાચન શક્તિવાળા માણસ તે જરાપણ નુકસાન કરતા નથી એટલું જ નહિ પણ ફાયદો કરે છે.

### અડદ અને વાલની દાળ

અડદ તો આપણે પચવામાં લોખંડના ચણા જેવા માનીયે છીયે જ્યારે પંજાબ અને સંયુક્ત પ્રાન્તમાં તો અડદની દાળ નાના બાળકો પણ ખાય છે. અડદની દાળ પકાવવાથી તેમાં જરા ચિકાસ આવે છે તેને લીધે આપણી કદાચ આવી માન્યતા હશે. પણ બરાબર પકાવેલી અને એક રસ થઈ

ગણથી અડદની દાળ પચવામાં અઘરી અને ઘણીજ પુષ્ટિકારક છે. પંજાબમાં તો આને "માંસ દાળ" કહેવામાં આવે છે. અડદમાં આશરે ૨૭ ટકા જેટલું નત્રીલ હોય છે અને તે ખાવામાં માંસ જેટલો પૌષ્ટિક ખોરાક ગણાય છે. અડદની દાળમાં ઘી લેવામાં આવે તો તે ભારે ન પડે તે માન્યતા ખરી નથી. ઉલટું ઘી વગરની જ અડદની દાળ જલદી પચી શકે છે.

વાલની દાળ વિષે કેટલાકનો એવો મત છે જેને શરીરે ગુમડું પાકતું હોય, ગૂમડાં જગાએથી શરીરમાંથી રસી વહેતી હોય અને જો વાલની દાળ ખાવામાં આવે તો રસી વધારે આવે છે: આ માન્યતા તદ્દન ખોટી છે. વાલની દાળને બરાબર ચડવા દઈ ખાવામાં આવે તો તે અડદ જેટલી જ ફાયદાકારક છે તેનાથી પેટમાં વાયુ ઉત્પન્ન થાય છે તે વાત ખરી છે. તેને માટે તેની સાથે મરી અને અજમો ખાવામાં આવે તો આ ખામી દૂર થાય છે. વાલની દાળ પણ એક પુષ્ટિકારક ખોરાક છે.

### આમલી અને લીંબુ

જેને શરીરે વાગ્યું હોય તે જો ખાટી ચીજ ખાય તો શરીરે અને આંખે સોજા ચડે અને શરીરને ભારે નુકસાન થાય તેમ ઘણા માને છે, પણ લીંબુના રસ અને આમલીમાં આવા કોઈ દોષ નથી. આમલી રેચક છે ઉપરાંત તેમાં વિટામીન એ મોટા પ્રમાણમાં ને થોડુંક વિટામીન સી પણ છે. ખોખંડ પણ છે અને નાત્રીલ ૩ ટકા અને સાકર અને કાંજી ૬૭ ટકા છે. યોગ્ય પ્રમાણમાં આમલી ખાવાથી નુકસાન થતું નથી. સખત ઉનાળામાં આમલી અને ગોળ અથવા સાકરનું પાણી તરસ છીપાવે છે અને શક્તિ આપે છે અને ઠંડક પણ આપે છે.

લીંબુના પણ ઉપર મુજબ જ ગુણ છે. અને તેનો ઉપયોગ લગભગ આમલીની બરાબર છે. શરદી સળેખમ સીવાયના કોઈ પણ રોગમાં લીંબુ ખાવામાં બાધ નથી.

### ગોળ

આપણા દેશમાં ગોળ એ ગરમ વસ્તુ છે તેમ ઘણા માને છે. ગોળના ઉપયોગ વિષે તો એક આખો લેખ લખી શકાય. ગોળ સાકર કરતાં ખોરાક તરીકે વધારે ઉપયોગી, ગુણકારીને સારો છે. ગોળમાં રહેલી સાકરમાંની લગભગ ૨૦ ટકા તો ગ્લુકોઝને મળતી સાકર છે જે પેટમાં જતાં તરત જ પચી જાય છે અને શક્તિ અને અગ્નિ ઉત્પન્ન કરે છે. ગોળમાં લોખંડ પણ સારા પ્રમાણમાં છે અને તેની અંદરના ક્ષાર પણ ઉપયોગી છે. ગોળ તે ગરીબ માણસના "ગ્લુકોઝ" છે જ્યાં બની શકે ત્યાં ખાંડને બદલે ગોળનો ઉપયોગ કરવો તે ફાયદાકારક છે તેમાં ગરમ પડે તેવાં કોઈ તત્ત્વો છે જ નહિ. મધુપ્રમેહથી પીડા પામતા દરદી સીવાયના દરેક માણસ માટે, બાળક, યુવાન, વૃદ્ધ દરેકને માટે ગોળ સારો છે. દૂધની સાથે ગોળ ખાવાથી ઝેર ઉત્પન્ન થાય છે તે માન્યતા ખોટી છે. દૂધ સાથે ગોળ ખુશીથી ખાઈ શકાય.

### દહીં

આમલી અને લીંબુ માટે જે વહેમ આપણને છે તેવો જ વહેમ દહિં માટે પણ ઘણાને છે. શરીરે વાગ્યું હોય તો દહિં ખવાય નહિ, તેથી ઘા પાકી જાય, આંખે સોજા ચડે, શરદી થાય એમ ઘણા માને છે. દહિં આ અવગુણોથી તદ્દન રહીત છે. ઉલટું દહિં, દૂધના કરતાં જલદી પચે તેવી વસ્તુ છે, છાશ તો ઘણી જ સહેલાઈથી પચે છે, તરસ છીપાવે છે અને આંતરડાના રોગકારક જંતુઓનો

નાશ કરે છે. દહિં બહુ ખાટું ખાવું ન જોઇએ. દહિં માંદા માણુસ અને બાળકો, વૃદ્ધો, ગર્ભવતિ સ્ત્રીઓ અને બાળક ધવરાવતી સ્ત્રીઓ પણ ખાઇ શકે છે તેટલું જ નહિ પણ તેનાથી તંદુરસ્તી સુધારી શકે છે. જેને ગળામાં શરદી થઇ હોય તે સીવાયના કોઇ પણ દરદીને તાજુ દહિં કે છાશ ખાવામાં નુકસાન નથી. દહિં જો વધારે ખાટું હોય તો તેમાં દુધ મેળવીને ખાવામાં જરા પણ વાંધો નથી. કેટલાક એમ માને છે કે દહિં દુધ ભેગા ખાવાથી શરીર રૂપી જગતમાં ઉલ્કાપાત મચી જશે. આ વાત તદ્દન ખોટી છે. ઉલટું ખાટું દહીં. ખાવાથી નુકસાન થાય તે માટે તેમાં યોગ્ય પ્રમાણમાં દુધ મેળવી ખટાશ ઓછી કરી ખાવાથી ફાયદો થાય છે. સંયુક્ત પ્રાન્તમાં તો લોકો બરફીની સાથે દહિં ખાય છે જ્યારે ગુજરાતીઓ આ બે વસ્તુઓ ભેગી ખાવાથી શરીરને પારાવાર નુકસાન થાય છે તેમ માને છે ! જે માણસો દુધ પચાવી શકતા નથી તેમને માટે દહિં તો અમૃત સમાન છે.

છાશના એક અગત્યના ઉપયોગ તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે. બીસ્કીટ અને ડબલ રોટી બનાવનારા જેમ તાડીનો અથવા બેકીંગ પાઉડરનો ઉપયોગ કરે છે તેવી જ રીતે છાશનો ઉપયોગ ખોરાકની વાનીઓ પોચી બનાવવામાં અને ફુલાવવા માટે ઉપયોગ થઇ શકે છે. ઢોકલાં, ઢેબરાં, ખમણ, ખારા શક્કર પારા વગેરેમાં પાણીને બદલે છાશનો ઉપયોગ દરેક રીતે વધારે સારો છે. તેનાથી વાનીઓ સ્વાદિષ્ટ થાય છે અને જલદી પચી શકે તેવી બને છે.





## [ ૧ ] કોમીવાદ

ધર્મને પાટીએ બેસી તરનાર આ માનવતા માનવીને તરાવશે કે ડુબાડશે ? ઝઘડામાં, મારામારીમાં, કાપાકાપીમાં પરિણામ પામતો ધર્મ અધર્મ નથી શું ? જગતમાં વેરઝેરમાં ઉમેરો કરી રહેલી ધર્મભાવના તોડવાને પાત્ર શું નથી ? પછી તેનું નામ હિંદુ ધર્મ રાખો કે મુસ્લીમ ! દુષ્ટમાં દુષ્ટ હૃદય ભાવો પોષાય, ક્રૂરમાં ક્રૂર કાર્યો કરવાની પ્રેરણા જાગે, નીચમાં નીચ યુક્તિઓ અને યોજનાઓ રચાય અને માણસાઇનો અંત પણ ઉઠી જાય એવી સ્થિતિ કોઇપણ ધર્મ ભાવનામાંથી ઉત્પન્ન થતી હોય તો પહેલી તકે એ અધર્મી ધર્મનાં મૂળ ઉખેડી નાખવા જોઇએ-યૂરોપનો ખ્રિસ્તી ધર્મ, હિન્દના હિંદુ-મુસ્લીમ ધર્મ અને જાપાનનો બૌદ્ધ ધર્મ ઉખાડવા પાત્ર છે ખરા ?

હિંદુઓ કહે છે: અમે હિંદનું સ્વાતંત્ર્ય ચાહીએ છીએ. મુસ્લીમો કહે છે, અમે હિંદ સ્વાતંત્ર્યની ઇચ્છામાં હિંદુઓથી આગળ રહીએ એવા છીએ.

-હિંદુઓની અને મુસલમાનોની લાંબી જીભોએ તો સ્વાતંત્ર્યનો લોપ ક્યારનોએ કરી નાંખ્યો છે ! પરસ્પર સામે ઘૂરકતા કુતરા ભૂલી જાય છે કે બંને સાંકળે બાંધેલા પશુ છે, અને એ સાંકળ તો કોઇ ત્રીજાના હાથમાં છે.

ધર્મની રેખા ઉપર દેશ જીવે ખરો ? ધર્મની રેખાએ શાળા બનાવવાને બદલે માર્ગ રૂંધતી ખાઇઓ બની જાય છે, એનો ખ્યાલ આવવો જોઇએ છતાં કેમ આવતો નથી ? સાવરકરે શું દેશાભિમાન માટે ઓછું સહ્યું ? ઝીણાની બુદ્ધિ વિષે કોઇને શંકા છે ? ત્યારે આ બન્ને આગેવાનો ધર્મને નામે હિંદને ક્યાં ખેંચી જાય છે ?

—રમણલાલ વસંતલાલ દેસાઇ.
[ શોભનામાંથી. ]

—–

## [ ૨ ] વિશ્વપ્રેમનો સિદ્ધાંત

સૈકાઓ વીતવા છતાં માનવજાત જે ગ્રહણ નથી કરી શકી તે ગૌતમ બુદ્ધે બોધ્યું હતું કે: દ્વેષનું શમન દ્વેષથી થતું નથી પણ પ્રેમથી થાય છે અને હિંસાથી હિંસા નથી અટકતી પણ અહિંસાથી અટકે છે. અમે આજે હિંદમાં બૌદ્ધો તરીકે નથી ઓળખાતા, પણ આ સિદ્ધાંતને અમે અમારા પ્રાચીન ધર્મ સાથે મેળવી દીધો છે. અમારા ધર્મનું એક સૂત્ર છે કે ' અહિંસા પરમો ધર્મ ' બુદ્ધ ભગવાન જ નહિ, પણ જૈન ધર્મના સંસ્થાપક મહાવીર ભગવાને પણ વિશ્વપ્રેમનો એ જ સિદ્ધાંત બોધ્યો હતો. બુદ્ધ અને મહાવીર પછી વૈષ્ણવોએ પણ એ મશાલ જલતી રાખી હતી.

આજે અમે અમને બડભાગી માનીએ છીએ કે એ જ વિશ્વપ્રેમના એક પ્રચારકની સાથોસાથ અમે જીવી રહ્યા છીએ. જે સમયે સમગ્ર જગતને યુદ્ધ અને હિંસાએ છિન્નભિન્ન કરી નાખ્યું છે અને દ્વેષ તથા અહંતાથી ભરપૂર બનાવી દીધું છે એ સમયે પ્રાચીન ધર્મને ઉદ્બોધતો અવાજ અમારા દેશમાંથી ઊઠ્યો છે. તમારા ભગવાન બુદ્ધે જે સિદ્ધાંત પ્રબોધ્યો હતો એ જ સિદ્ધાંતને ગાંધીજી આજે પરિપૂર્ણ કરી રહ્યા છે.

જો કોઇ સિદ્ધાંતનો વિકાસ કરવો હોય તો તેના ક્ષેત્રને વિસ્તારવું જ રહ્યું; નહિ તો એ

બંધાઇ જાય. એ સમયના સંયોગો અનુસાર ભગવાન બુધ્ધે પ્રેમના સિદ્ધાંતને વ્યક્તિગત, કૌટુંબિક અને સામાજિક સંબંધોમાં વાપર્યો હતો. માનવીના મોક્ષ માટે એનો ઉપયોગ કર્યો હતો. માણસના વૈયક્તિક અને સામાજીક ઉદ્ધાર માટે એ જેટલો કામ આવે છે, તેટલો એ રાજકીય ક્ષેત્રમાં સફળ નહિ થાય એમ એ સમયે મનાતું હતું. પણ જો રાજકીય ક્ષેત્ર પર જંગાલિયતના સિદ્ધાંતનું વર્ચસ્વ રહેશે તો પ્રેમનો જે સિદ્ધાંત વૈયક્તિક અને સામાજિક ક્ષેત્રમાં સંકડાઇને પડયો છે ત્યાંથી પણ તે રૂખસદ લેશે. એથી જો ભગવાન બુદ્ધના સિદ્ધાંતને કાર્યસાધક બનાવવો હોય તો એના ક્ષેત્રને વિસ્તારવું જ રહ્યું. એ માત્ર વ્યક્તિગત અને સામાજિક વ્યવહારો તથા જીવનને જ નહિ પણ રાજકીય સંબંધોને પણ સ્પર્શવો જોઇએ. અમારા નેતા આ શકય કરવા પ્રયાસ કરી રહ્યા છે.

—શ્રી. કૃપલાનીજી

[ ચીન સદ્દભાવ સંઘનો-સત્કાર કરતાં કોંગ્રેસ તરફથી મુખ્ય મંત્રી તરીકે કરેલ ભાષણમાંથી ]

—

## [૩] સ્ત્રીઓનો વ્યાપાર

આપણા આ હિન્દ દેશમાં સ્ત્રીઓનો વ્યાપાર દિનપરદિન વધતો જાય છે. કોઇપણ અઠવાડિક કે દૈનિક પત્રના પાના ઉપર દષ્ટિ ફેરવશો તો તરતજ તમે એવા સમાચાર વાંચશો કે અમુક સ્થાનેથી એક કે બે કે પછી પાંચ દસ સ્ત્રીઓને નસાડવામાં આવી છે કે તેમનાં અપહરણો કરવામાં આવ્યાં છે કે તેમને ઉંચી નાતની સ્ત્રીઓ ઠરાવી લઇ પૈસા લઇ તેમનાં ગમે તેની સાથે ઠગાઇથી લગ્ન કરી દેવામાં આવેલાં છે. આવી જાતની ભયંકર પરિસ્થિતિનું પરિણામ શું આવશે તેનો આપણને ખ્યાલ આવે છે ખરો ? તમને એ વાત સાંભળી નવાઇ લાગશે કે આપણા આ હિન્દુસ્તાન દેશમાં દરવર્ષે પાંચ લાખ હિન્દુઓ પોતાનો હિન્દુધર્મ છોડી બીજા ધર્મોમાં વટલાઇ જાય છે. આ પાંચ લાખમાંથી ચાર લાખ તો સ્ત્રીઓ જ હોય છે. હિન્દુ નારીઓની આ ક્ષતિ માત્ર ધર્મ પરિવર્તન નથી પણ એની પાછળ તો સ્ત્રીઓ ઉપર થતા ભયંકર અત્યાચારોનો ઇતિહાસ છે.

સ્ત્રીઓના વેચાણ માટે પરધર્મીઓ તરફથી જે ઉપાયો લેવામાં આવે છે અને જેનાથી હિન્દુ નારીઓની સંખ્યા દિનપરદિન ઘટતી જાય છે, તેનો તો આપણને ખ્યાલ સરખો આવી શકે એમ નથી. માતા પિતાને લાલચો આપી કે તેમને પૈસા આપીને તેમ મોટું મોટું બોલી તેમને ઠગીને તેમની નિર્દોષ પુત્રીઓને ખરીદ કરવામાં આવે છે. માત્ર એટલેથીજ તેમના માબાપ પ્રત્યે તિરસ્કાર પ્રદર્શિત કરવાનો રહેતો નથી. કેટલીક વાર એવું પણ બને છે કે માબાપો જાણીજોઇને પોતાને હાથે પોતાની છોકરીઓને વિધર્મીઓને વેચી દે છે. કેટલેક ઠેકાણે એવું પણ બને છે, કે માબાપો શ્રીમંત વિધર્મીઓ પાસેથી મહીને કે વર્ષે અમુક રકમ લે છે અને તેના બદલામાં પોતાની યુવાન પુત્રીઓને તેમની પાસે વ્યભિચાર માટે મોકલી આપે છે. કેટલીક વાર એવું પણ બને છે કે પિતાઓ પૈસા લઇ પોતાની પુત્રીઓને વિધર્મીઓ સાથે વિધિપૂર્વક લગ્ન કરી પરણાવે છે. ખાસ કરીને આવાં અસંખ્ય દષ્ટાંતો અછુત વર્ગોમાંથી મળે છે.

ઘણીવાર એમ પણ બને છે કે પતિ કે સાસુ સસરાના અસહ્ય જુલમથી કંટાળી યુવાન અને અણસમજુ સ્ત્રીઓ માહોબોલા વિધર્મીઓનો આશ્રય શોધે છે અને છેવટે તેમની સાથે નાસી જઇ ધર્મ પલટો કરી લગ્ન કરે છે. કેટલીક ઉંચી નાતની યુવાન વિધવાઓ સામાજિક રૂઢીઓના જુલમથી ત્રાસી જઇ ધર્મપલટો કરી વિધર્મીઓ સાથે પુનર્લગ્ન કરે છે.

હમણાંજ થોડા દિવસ ઉપર બિહાર પ્રાંતમાં સ્ત્રીઓનો વેપાર કરતી એક ટોળીને ગીરફતાર કરવામાં આવી હતી. તેઓ યુવાન કુમારીકાઓ કે પરણેલી સ્ત્રીઓ કે બાળવિધવાઓ અને એવી એવી નિર્દોષ સ્ત્રીઓને ફોસલાવીને તથા પૈસાની કે નોકરીની લાલચો આપીને પંજાબ તરફ મોકલી આપતા હતા; અને બદલામાં તેઓ ગુપ્ત રીતે ભારે રકમ પડાવતા હતા. તેમનું આ ભયંકર કૃત્ય ઘણા કેટલાક વર્ષોથી ચાલી રહેલું હતું. આવી સ્ત્રીઓનો

વ્યાપાર કરતી ભયંકર ટાળીએ કેટલીએ યુવાન બાળાઓના જીવનનું પતન કર્યું હશે તે તો પ્રભુ જાણે.

જો હિન્દુઓએ આવી ભયંકર બદીમાંથી બચવું હોય તો તેમણે સાંપ્રદાયિક પ્રયત્ન કરવો જોઈએ; નહિ તો હિન્દુ સ્ત્રી વર્ગનું નૈતિક પતન થયે જવાનું અને સ્ત્રીઓનું પતન એટલે જોડે જોડે પુરૂષોનું પતન અને સમસ્ત હિન્દુ કોમનુંએ પતન અને રાષ્ટ્રનુંએ પતન.

" મહાગુજરાત "

## [ ૪ ] હિંદીઓ

સ્વરાજ્ય મળે તો હિંદ સુખી થાય એ વાત ખરી; પણ એ સ્વરાજ્ય મેળવે કોણ ? વેંતિયા હિંદવાસીઓ ? સામાજીક સુધારો કોણ કરે ? વીસ વર્ષે વૃદ્ધ થઇ, ત્રીસ વર્ષે આયુષ્ય પુરૂ કરનાર અલ્પજીવી હિંદવાસી ? વિજ્ઞાનમાં આગળ વધવું જોઇએ. પરંતુ બે કલાક કામ કરી થાક ઉતારવા માટે ચા પીતા ગુજરાતી કે ભાગ પી મસ્ત બનવાનો ડોળ કરનાર પૂરબૈયાથી એ વિજ્ઞાનની અટપટી ઘટનાથી મગજ રોકી સકાય એમ છે ? અને અંગ્રેજો અથવા પઠાણોની સામે આંખ ના માંડી શકનાર દુર્બળ હિંદી હિંદુ-મુસ્લીમ ઐક્ય શી રીતે સાધી શકવાનો હતો ?

—રમણલાલ વ. દેસાઇ

## [ ૫ ]

કઠોરતાનો ઘા કુણી મહેચ્છાઓને કદી મારી શકે નહિ. ઝંઝાવાતે ડાળીઓ નમે, એમ મહેચ્છા નમે ખરી, પણ તુબડી તો ના જ પડે. સત્યનું ખાતર જેના મૂળને જરાક પણ ચોંટ્યુ હશે, તેને કની આંચ નહિ આવે. નમી નમીને એ તો ઉલટી પોતાના અંગને વધારે દૃઢ કરશે. કસરતથી જેમ આપણે શરીર કેળવીએ છીએ.

—ઇન્દુલાલ ગાંધી

× × ×

લગ્ન માટે સ્ત્રીને તૈયાર થવું હોય તો પ્હેલાં આત્મસન્માનને કચરી રાખવું પડે અને ન્યાય અન્યાયની બુદ્ધિ વ્હેરી કરી દેવી પડે.

—પૂ. રવિન્દ્રનાથ ટાગોર

× × ×

ગરીબની જીભ તે કટાર,
તાલેવન્તની જીભ તે ફુલપાંદડી.
અલ્લાએ ગરીબ શાને સર્જ્યાં સૃષ્ટિમાં ?

× × ×

જીન્દગી જ છે અંધારી રાત,
એ અન્ધારામાંજ ફેલાવાનાં છે
સહુએ જીન્દગીના નિશાન.

—કવિ ન્હાનાલાલ



# સ્ત્રી જગત

**શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય-વડોદરા:** શ્રી. ચિમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયમાં અનેક ઉપયોગી અને નફાકારક હાથ ઉદ્યોગોનું શિક્ષણ સ્ત્રીઓને આપવામાં આવે છે. જેમાંનો એક વર્ગ કાપડ પર છાપકામ કરવાની તાલીમ આપે છે. આ તાલીમ છેલ્લામાં છેલ્લી ઢબે આપી શકાય તે માટે શ્રીમંત સરકારે પ્રાથમિક જરૂરીઆતો ખરીદવા માટે રૂ. ૩૦૦ અને વાર્ષિક ખર્ચ માટે રૂ. ૭૦૦ મંજુર કર્યા છે. એ રૂ. ૭૦૦ માંથી રૂ. ૬૦૦ વિદ્યાર્થીનીઓને શિષ્યવૃત્તિ આપવા અને બાકીની રકમ છેલ્લામાં છેલ્લી ઢબનાં બીબાં ખરીદવા માટે છે.

**શ્રી મ. ચી. મહિલા પાઠશાળા:** આ સંસ્થા વડોદરામાં ૧૯૩૩ના જુલાઇથી સ્થપાઇ; વડોદરાની વીમેન્સ એજ્યુકેશન સોસાયટી ચલાવે છે, શ્રી. ના. દા. ઠાકરશી વીમેન્સ યુનીવરસીટી તરફથી માન્ય થયેલી છે. અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. ત્રીજા વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને જી. એ ( એમ. એ. ) ની ડીગ્રીઓ મળે છે. મુંબાઇ સરકારે જી એ ડીગ્રીને બી. એ. જેવી માન્ય કરી છે. શ્રી. ઠાકરશી યુનીવરસીટી એંટ્રેંસ કે મુંબાઇની યા હિંદની બીજી કોઇ યુનીવરસીટીની મેટ્રીક પાસ કરનાર આ પાઠશાળામાં દાખલ થઈ શકે છે. અભ્યાસ સ્ત્રીઓને અનુલક્ષી રૂખાયલો છે. વિષયોનો તથા સવારના વખતમાં રાખેલો છે. પાઠશાળાની સત્ર ફી રૂ. ૩૦ છે છાત્રાલયની પણ સગવડ છે. સંસ્થાને આશરે રૂ. ૬૦ હજારની આર્થીક મદદની જરૂર છે.

**વડોદરા મહિલા મધ્યવર્તી સમિતિના** પ્રમુખ લેડી કૃષ્ણામાચારીએ સમિતિ તર્ફે રૂા. ૫૦૦ રીલીફ ફંડમાં જમા કરાવ્યા છે.

**સ્ત્રીઓની હોકી મેચ:** યંગમેન્સ ક્રીશ્ચયન એસોસીએશન વડોદરામાં સ્પોર્ટસ સેક્રેટરી મી. મોઝીસે ગઇ તા. ૨૨ મીએ સદર મેચ ગોઠવતાં મીસ ફ્રોન્સીકા તથા મીસ કામીની ટીમ વચ્ચે રમાઇ બન્ને પક્ષ તરફથી સ્કોર કર્યાથી પરીણામ ડ્રો. માં આવ્યું છે.

**ગુજરાતી મરાઠી લગ્ન:** મુંબાઇના શ્રી. રોમેશ કાંતિલાલ મહેતા કુ. અનસુયા ચાંપાનેરકર સાથે ગઇ તા. ૯ મીએ સીવીલ મેરેજ એક્ટ અનુસાર લગ્નગ્રંથીથી જોડાયાં છે.

**જાગીરદારની સ્ત્રીનું ખુન:** ઔરંગાબાદ નજીક પરસાણીના એક જાગીરદારનાં પત્નીનું ધોળે દિવસે કોઇ હરામખોરે કરપીણ ખુન કર્યું છે.

**બેંડમીંટન સીંગલ્સ:** નાગપુર વિદ્યાર્થી પરિષદમાં જુદી જુદી સંસ્થા માર્ફત બેડમીંટન ની રમતમાં કુ. ઇંદુ ગડકરી ભગિની મંડળ તરફથી વિજયી થયા છે.

કુ. વેણું ફાટકને પુનાના ભારત ગાયન સમાજ તરફથી કૈ. સૌ. લક્ષ્મીબાઇ રાનડેના સ્મરણાર્થે થએલ વાયોલીન હરીફાઇમાં રૂા. ૫૦નું ઇનામ મળેલ છે.

**કુ. સવિતાબેન નાનજીભાઇને** શ્રી. રાજકોટ લોહાણા મહાજનવાડીમાં ગઇ તા. ૮-૫-૪૧ ના રાત્રે હાજર રહેલ હજારો જ્ઞાતિબંધુ તથા ભગિનીઓની અપૂર્વ મેદની સમક્ષ શ્રી. સમસ્ત લોહાણા મહાજન તરફથી માનદમંત્રી શ્રી. ગોકળદાસ ડાહ્યાભાઇએ વાંચેલ તથા પ્રમુખશ્રી લાલજીભાઇ ગણાત્રાએ સન્માન પત્ર અર્પણ કર્યું હતું.

**વાંકાનેરમાં વડોદરા આર્યકન્યા મહાવિદ્યાલયની બાળાઓએ** દરબારગઢના ચોગાનમાં ના. રાજસાહેબ તથા જાહેર મેદની સમક્ષ સુંદર વ્યાયામ પ્રયોગો કરી બતાવ્યા હતા.

**મુંબાઇમાં માતુશ્રી કાનબાઇ:** સ્થાપિત શ્રી લોહાણા કન્યાશાળા તરફથી કળાના નમુનાનું ખાસ પ્રદર્શન ભરાયું હતું જેમાં ભરતકામ,

જરીનું કામ, ગુંથણ કામ, શિવણ કામ, ચિત્ર કામ, માટી કામ, ફેરાયાફેરી, વગેરેનાં નમુનાઓ હતા. કન્યાઓએ સાધેલી પ્રગતી અભિનંદનીય છે.

**ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ** તરફથી હસ્ત-કલા હુન્નર ઉદ્યોગ પ્રદર્શન શેઠ નંદલાલ બૂતાના હસ્તે માટુંગા ખાતે ખુલ્લું મુકાયું છે.

**મીરાંબેન** મહાત્મા ગાંધીજીની અંગ્રેજ શિષ્યા છે, તેઓ થોડા વખત માટે પોરવાડ હવા ખાવા ગયાં છે. ચોવીસ કલાકમાં ભાગ્યેજ અર્ધો કલાક બોલે છે. સ્હવારથી સાંજ સુધી એમનો મોટા ભાગનો વખત કાંતવામાં જ જાય છે. રોજનું દોઢ હજાર વાર કાંતે છે. તેઓ પોતાનું બધું જ કામ હાથે કરે છે.

**જલાલપુર** તાલુકામાં પૂર્ણા નદીને કીનારે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી વ્યાયા-મનો વર્ગ શરૂ કરવામાં આવ્યો છે તેમાં કુલ ૨૬૨ વિદ્યાર્થીઓ છે આમાં સત્તર બેનો છે.

**કડીઆદરા** કન્યાશાળાનો રૌપ્ય મહોત્સવ ઇડરના દીવાન મી. ભંડારીના પ્રમુખપદે ઉજ-વાયો હતો.

**શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત :** મહાત્મા ગાંધીજીની મુલાકાત લઇને અલ્હાબાદ પાછાં ફર્યાં છે. મહાત્માજીએ તેમને ચીન જવાની રજા આપી છે એમ જણાય છે. ચીન ખાતે તેઓ ત્રણેક અઠવાડિયાં રોકાશે એમ લાગે છે.

**કુમારી ઇન્દિરા નહેરૂ :** તા. ૨૬ મી એપ્રીલે અલ્હાબાદથી લખનૌ આવ્યાં હતાં. તેજ સાંજે દહેરાદુન જેલમાં તેમણે પંડિત જવાહર-લાલની મુલાકાત લીધી હતી.

**મીસ જેનેટ માર્ગેસન :** તે બ્રીટીશ યુદ્ધ ખાતાના પ્રધાનની પુત્રી છે. તેમના પ્રમુખપણા નીચે લંડનમાં એક સભા મળી હતી. આ સભામાં હિંદી પ્રધાન મી. એમેરીએ હીંદી પ્રજાના સ્વાતંત્ર્યનો ઇન્કાર કર્યો છે તે સામે સખત વિરોધ દર્શાવતો ઠરાવ કર્યો છે.

**સ્ત્રીઓ સીગ્નલ મેનની** જગ્યા ઉપર-લંડનમાં રેલ્વે સ્ટેશનનોની કેબીનોમાં સીગ્નલ મેનોની જગ્યા હવે સ્ત્રીઓએ લીધી છે કારણ કે પુરૂષો યુદ્ધમાં ગયા છે.

**હિંદ સંરક્ષણ ધારા હેઠળ ધરપકડ**

**બોરસદ** તાલુકામાં શ્રી સુશીલાબેન પટેલ, શ્રી મણીબેન પટેલ, અને શ્રી કમળાબેન પટેલને એક એક દીવસની સજા કરી હતી.

**શ્રીમતી મીનાક્ષી કરહાડકરને** તેમની એક વર્ષની સજા પુરી થતાં છોડવામાં આવ્યાં હતાં. પરંતુ જેલને ઝાંપે જ પાછાં ફરી પકડવામાં આવ્યા છે. તેઓ સોલાપુરના મજુર કાર્યકર બેન છે. હાલમાં તેઓ યરોડાની જેલમાં છે.

**શ્રી સ્મિતપ્રભાબેન અને ગોદાવરી-બેને** તા. ૨૮ મી એપ્રીલે યુદ્ધ વિરોધી સુત્રો ઉચ્ચારી જંબુસરમાં સત્યાગ્રહ કર્યો હતો.

**શ્રીમતી વિદ્યાવતી શેઠ અને શ્રીમતી ભાગવતીને** તા. ૩૦ મી એપ્રીલે લખનૌમાં જીલ્લા મેજીસ્ટ્રેટે હિંદ સંરક્ષણ ધારાની રૂએ નવ માસની આસન કેદની સજા કરી હતી.

**શ્રીમતી ફેડા બેદી** નામના એક અંગ્રેજ બેન સત્યાગ્રહને અંગે પંજાબની જેલમાં ગયેલાં હતાં. તે છુટયાં છે.

**પરીક્ષામાં ઉત્તીર્ણ**

ઠાકરસી યુનીવર્સીટીની પરીક્ષાઓમાં અમ-દાવાદની મહિલા પાઠશાળાના ઉમેદવારોની પરિક્ષાનું પરીણામ નીચે મુજબ છેઃ

**જી. એ.**—કુમુદ ભટ્ટ, મનોરમા ભટ્ટ, શાંતા દેસાઇ, વનબાલા દેસાઇ, માલતિકા દ્વિવેદીઆ, માલતી કાપડીઆ, સુશીલા નાણાવટી, શારદા નીલકર, એસ પરમાર, ગુણવન્તી પટેલ, **શારદા પટેલ**, ચંદ્રાવતી શાહ, વિમળા શાહ, કંદર્પબાળા ઠાકોર, નિર્મળા વકીલ, **સૂર્યકુમારી યાજ્ઞિક**, સવિતા ઝવેરી.

**એસ વાય. એ.**—તારા ભગત, સરલા દેસાઇ, સરયુબાળા દેસાઇ, વિનોદા દેસાઇ, કુમન દિવાનજી, નીલા નીમાવત, ચંદ્રિકા પરીખ, સુમતી પરીખ, વિદ્યા પરીખ, હીરા શાહ, વીણા ઠાકર, કેથરીન ઠાકર, સરોજ તીજોરીવાળા.

**એફ. વાય. એ.**—પુષ્પા અમીન, સુમિત્રા દલાલ, શાન્તા દેસાઇ, પદ્મા ફડીઆ, મૃદુલા જગદ, શાંતા જોશી, નિર્મળા મહેતા, વિમળા મહેતા, સરલા નાયક, નીલા નીમાવત, ઉમા પારેખ, ઇંદિરા પટેલ, કાન્તા પટેલ, ચંદ્રા રાવત, ચંદ્રાવતી શાહ, ઇન્દુમતી શાહ, લક્ષ્મીદેવી શુકલ, અરવિન્દા ઠાકોર, ઇન્દુમતી ત્રિવેદી, સવિતા ત્રિવેદી, સુશીલા વૈદ્ય, શારદા વ્યાસ.

શારદા પટેલને દેશપાન્ડે અંગ્રેજી પ્રાઇઝ, મંગળાગૌરી કાઝી પ્રાઇઝ અને કર્વે જ્યુબિલી પ્રાઇઝ એ ત્રણે ઇનામો મળે છે.

સૂર્યકુમારી યાજ્ઞિકને સાઇકોલોજીનું ઇનામ અર્ધે ભાગે મળે છે.

મુંબાઇમાં કર્વે યુનીવર્સીટીનું (બેનોની) પરીક્ષાનું પરીણામ **વડોદરા કોલેજનું** નીચે પ્રમાણે છેઃ—

**ઇન્ટરમીડીએટ ઇન આર્ટસ : સેકંડ કલાસ**—પંજાબી અમનાબી (મેજર) યુસુફખાન.

**થર્ડ કલાસ**—શ્રીગોડેકર કાશી જી., ઠાકર સુલેખા યુ.

**સેકંડ ઇયર આર્ટસ : સેકંડ કલાસ**—કાયબંદે કમલીની વી., રાઇરીકર જાનહવી આર.

**થર્ડ કલાસ**—રણદીવે ઇન્દુમતી કે., તારકર કમળ જે.

**ફર્સ્ટ ઇયર આર્ટસ : સેકંડ કલાસ**—કરનીક કમળ, જી., પ્રધાન સુમતિ બી.

**થર્ડ કલાસ**—ચોકસી સુલોચના કે., દલાલ કઇલાસ સી., દવે માલવીકા નગીનદાસ, દીક્ષીત ઉષાબેન અનંત એન., પટેલ ધનલક્ષ્મી એમ., શાહ પુષ્પાવતી એન., શાસ્ત્રી વસુબાળા આર.

**પાસ કલાસ**—કરનીક લીલા જી., રણદીવે ઇન્દુમતિ કે.

**એન્ટ્રન્સ એકઝામિનેશન : સેકંડ કલાસ**—દવે શાન્તા એન.

**થર્ડ કલાસ**—નાડકર્ણી અનસુયા કે., રાવ ઇન્દીરા એન., શીવણેકર શરયુ સી., વાકસકર મીનાક્ષી વી.

**પાસ કલાસ**—દલાલ દમયંતિ એન., કરનીક તારામતિ જી., કરનીક વીમળ જી., કોઠારી લલિતા એમ., કોઠારી શાન્તા એમ., પંડિત શકુંતલા એચ., પારેખ ચંદ્રકાન્તા એમ., પરીખ કુસુમ એમ., શાહ રમા પી., વણીકર ઇન્દીરા જે.

**સેકંડરી સ્કુલ સર્ટીફીકેટ : પાસ કલાસ**—ભોકરે શશિકળા વી., પંડયા દેવીબ્હેન, એ., વર્મા મણી એન.

મુંબાઈ યુનીવર્સીટી બી. એસ. સી. પરિક્ષાનું **વડોદરા સેન્ટરમાં** બેઠેલ બ્હેનોનું પરીણામ નીચે પ્રમાણે છેઃ

**ફર્સ્ટ કલાસ ડીસ્ટીંકશન**—પરલીકર કુસુમ કાશીનાથ.

**સેકંડ કલાસ**—નાયક તારા કુંવરજી.

**પાસ કલાસ**—અંતરીયા શાંતા કાલીદાસ.

**પાસ સબ સીડીયરી**—મહેતા કોકીલા કીષ્ણારામ, ત્રિવેદી શારદા અંબાલાલ.

# નોંધ



યુદ્ધ :

યૂરોપીય યુદ્ધ વિકાળ સ્વરૂપ લે છે. જર્મની અચંબો પમાડે તેવી ઝડપથી એક પછી એક દેશ કબજે કરે છે અને જબ્બર યુદ્ધ સામગ્રી, દુર અંદેશી લશ્કરી તાલીમ, અને વ્યવસ્થા શક્તિના સંગઠીત બળથી આંખના પલકારા જેટલા સમયમાં શરૂઆતથી અત્યાર સુધી વિજય પામતું આવ્યું છે. પોલાંડ, ફ્રાન્સ, યુગોસ્લાવીઆ, ગ્રીસ આ બધી લડાઇઓ લશ્કરી શક્તિનો પુરાવો છે. ક્રીટ ટાપુ પરની હવાઇ હુમલો અને હવાઇ માર્ગે જમીન પર ઉતરવાના તેના સફળ પ્રયાસ નવીન યુદ્ધ રીતનું પ્રસ્થાન છે, ક્રીટના મુખ્ય બ્રીટીશ મથકમાં જર્મનો ઘુસી ગયા છે. બ્રીટીશ સામનો સખ્ત છે બ્રીટીશ જીતશે એમ થોડી ઘણી આશા રહે છે. પણ જો જર્મની ક્રીટનો કબજો લઇ લેશે તો બ્રીટન માટે ઇજીપ્ત અને સુએઝ સાચવવાનું કામ લગભગ અસંભવીત થશે. બ્રીટીશ નૌકા કાફલો જર્મનીનું નૌકાદળ ક્રીટમાં જતું અટકાવશે એવી આશા રાખીએ.



ઉત્તર પશ્ચીમમાં આંટલાંટીકમાં તેમજ ઉત્તરે ગ્રીનલેન્ડ પાસે નૌકા યુદ્ધ પણ દારૂણ છે. ઇંગ્લાંડ ઘેરાતું લાગે છે અને તેના વહેપારી જહાજો ડુબતાં જાય છે.

હમણાં જ ઇંગ્લાંડનું મ્હોટું દરીયાઇ બારકસ 'હડ' ડુબ્યું. આવે પ્રસંગે ઇંગ્લાંડના રાજ્યધારી પરૂષો હિન્દના પ્રશ્ન પર મૌન સેવે છે. વાઇસિરાય સાહેબ હિન્દની આમ પ્રજા કોંગ્રેસ પ્રત્યે બેદરકાર દેખાય છે. યુદ્ધમાં સહકાર માંગે છે, તે સહકાર દેશી રજવાડાઓ અને મુસ્લીમ પ્રદેશોમાંથી મળી રહે છે,

રાજકીય મામલો ગંભીર છે. દેશમાં વ્યવસ્થીત કોમી રમખાણો થાય છે.

આ વસ્તુસ્થીતી ગંભીર વિચારણા માંગે છે. પણ સરકાર કે મહાસભા વિનીત પક્ષ કે અપક્ષી રાજ્ય પુરૂષો કાંઇ ભેદ લાવી શકતા નથી. આ શોચનીય દશા છે. આ અંધકારમાં ઇશ્વર કાંઇ પ્રકાશ ફેંકે તો જ રસ્તો જડે.

*

કોંગ્રેસ અને યુદ્ધ :

મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે કોંગ્રેસની નિતી પ્રથમ હતી તેવી જ છે. બ્રીટીશ સલ્તનત તેમની સામ્રાજ્યની સત્તા ઓછી કરવા ઇચ્છતા હોય તેમ લાગતું નથી. યુદ્ધ મધ્ય યુરોપમાં સુએઝની નહેર પાસે વિકાળ સ્વરૂપ ધારણ કરે છે. ઉપર-

*

કોમી રમખાણ અને ગ્રંથિઓ

હજુએ કોમી દાવાનળનો અગ્નિ નથી ભભૂકી ઉઠતો કે નથી હોલવાઇ જતો. ભડકા થાય છે ને પાછો ધૂંધવાય છે ને ધુમ્રના ગોટામાં જનતાને ગભરાવી મૂકે છે. અમદાવાદ ને મુંબઇ, ઢાકા ને બિહાર અને કાનપૂર જ્યાં જુવો ત્યાં કોમિ હુલ્લડો ફાટી નિકળ્યા છે,

અમારા 'મે' મહિનાના અંકમાં અમે "કોમી હુલ્લડ અને સ્ત્રીઓ" એ મથાળાથી નોંધ કરી હતી. અમે તો મક્કમપણે માનીએ છીએ કે જો દેશમાં કોમી વાતાવરણને શાંત પાડવું હોય અને જો કોમ કોમ વચ્ચે ભ્રાતૃત્વના સાંધણા સાંધવા હોય તો સમગ્ર દેશની બ્હેનો જાગે અને હિંદુ-મુસ્લીમ જનતાને શાંત પાડી તેને એક બનાવે.

'પ્રજાબંધુ'ના 'સંસારના રંગ'ના લેખક 'સંસારશાસ્ત્રી'ને અમે ખાત્રીપૂર્વક જણાવીએ છીએ કે કોમી હુલ્લડને અહિંસક રીતે શમાવવાને પુરૂષ કરતાં સ્ત્રી વધારે શક્તિશાળી બનશે. જો સ્ત્રીઓ આ કાર્ય ઉપાડશે તો જરૂર સફળ થશે. આ સુચના ઉતાવળી કે અવિચારી છે એ ભાવના પુરૂષ લેખકને જરૂર સંભવે. અમે સ્ત્રી તરિકે નહિ પરંતુ પરિસ્થિતિને ધ્યાનમાં લઇને આ સુચન કર્યું છે. આવા હુલ્લડો શમાવવાની ફરજ સ્ત્રી અને પુરૂષ બન્નેની છે એ વસ્તુ સાચી છે પરંતુ અહિંસક રીતે શાંતિ સ્થાપવાની યોજનામાં સ્ત્રીઓ સફળ નિવડે જ એવી અમારી સચોટ માન્યતા છે જ.

સ્ત્રીઓમાં માતૃત્વની ભાવના ઓતપ્રોત થયેલી છે. માનસશાસ્ત્રની દ્રષ્ટિએ પણ એક વસ્તુ ચોક્કસ છે કે પુરૂષનું માનસ ભાંગફોડનું-Destructive, જ્યારે સ્ત્રીઓનું માનસ સાંધવાનું અગર Constructive છે.

આ કોમી હુલ્લડોમાં હુમલાઓ સામી છાતીએ થતા નથી. નિર્દોષ, શાંત રાહદારીઓ પર પીઠ પાછળ ઘા થાય છે. આ ઘા કરનાર ગુંડાઓ નિર્દય, ઘાતકી પણ બીકણ છે. તેને પકડાવાની કે માર ખાવાની બ્હીક છે. અમારા પ્રત્યે માન, લાગણી ઉત્પન્ન કરવાની અમારી શક્તિનું અમને ભાન છે. એજ કારણે શાંતિ જાળવવાનું કાર્ય હાથપર લેવા અમે સ્ત્રી શક્તિને જગાડીએ છીએ.

પુરૂષો પ્રત્યે ગુંડાઓ વેરભાવ રાખે છે. એટલે વેર વધારવું હોય તો પુરૂષોને આ કાર્ય સોંપવાનું હોય જે જગ્યાએ જેની જરૂર તેને તે કામ સોંપીએ તો કામ પાર પડે. આ વિચાર ધરવનાર અમે એકલા નથી. અખિલ હિન્દ સ્ત્રી સભાના કાર્યકરો પણ આ વસ્તુ સમજે છે.

આ સંબંધમાં તા. ૨૩ મેના હિંદુસ્તાન ટાઇમ્સના અગ્રલેખમાં "Women united"ના મથાળા નીચે કુ. મેરી સોરાબજી પણ અમારા મતને લગતા મંતવ્યો ઉચ્ચારે છે. કે કોમી મત મતાંતરોથી અલગ રહેલી સ્ત્રીઓ હિંદમાં અત્યારે છે. તેઓ આવા કોમી મતમતાંતરોને ધૂતકારી નાખે છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ આ પ્રશ્નને સફળ રીતે ઉકેલી શકયા છે, તેઓ વધુમાં સૂચન કરે છે કે આ પ્રશ્નના ઉકેલ માટે હિંદના જુદા જુદા વિભાગોમાં સ્ત્રી પ્રતિનિધીઓને પ્રચાર અંગે મોકલી એકયતાની ભાવનાને પ્રબળ કરે.

અમારૂં કહેવું એમ નથી કે પુરૂષો ઘરમાં બેસી સ્ત્રીઓને હુલ્લડો અટકાવવા મોકલો. પરંતુ અમે એટલું તો ચોક્કસપણે માનીએ છીએ કે પુ. મહાત્માજીના સૂચન પ્રમાણે જો અહિંસાત્મક રીતે કોમી એકયતા સાધવી હોય તો સ્ત્રી વધુ સફળ થશે. અને તેથી જ પુ. મહાત્માજીએ કુ. મૃદુલાબેન અને ઇન્દુબેન શેઠને સમિતિમાં લીધા છે.

રખે એમ માનતા કે કોમી હુલ્લડનો પ્રશ્ન ઉકેલતાં સ્ત્રી-પુરૂષ વચ્ચે હુલ્લડ થઈ ગયું ! આ તો માત્ર પેલા શ્રીયુત "સંસાર શાસ્ત્રી"ની મુંઝવણનો ઉકેલ જ અમે કર્યો છે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૬ પુસ્તક ૨૧ જુન : ૧૯૪૧

## ધન્ય ભૂમિ ગુજરાત

વ્હાલી હો ગુજરાત,
અમારી ગરવી ગુર્જર માતઃ ધન્ય ભૂમિ ગુજરાત.

અમે બાળકો સર્વે, તારાં,
તારા દૂધે બન્યાં દુલારાંઃ
છો મોંઘા મૂલની માતઃ ધન્ય ભૂમિ ગુજરાત.

ગિર, આબુ - શેત્રુંજય સોહે,
તિર્થ સ્થળોએ મનડું મોહે;
તું, વિશ્વ વિષે વિખ્યાતઃ ધન્ય ભૂમિ ગુજરાત.

તાપી નર્મદા સરસ્વતી ત્યાં,
પવિત્ર નિર્મળ નીર વહે જ્યાં;
ઉષા સમ ઉજળી જાતઃ ધન્ય ભૂમિ ગુજરાત.

સિંહ સમા નરવીર વસે ત્યાં;
ન્યાય, ધર્મના ધોધ વહે જ્યાં.
જય જય ગુણિયલ માતઃ ધન્ય ભૂમિ ગુજરાત.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા.

# બિલીપત્ર

## ભગાનું કુટુંબ ડુબાવો.

સોળે સસ્તાં હીરનાં ચીર
ચીર ચૂંદડી દેતો વીર
વીર વીરતા વિષે વખાણો
ભણતર ભાઇ ભગાનું જાણો
ભગો ભણી થયો વિદ્વાન
પણ અકકલનું ન મળે નામ
ઉતરી નદી પાણી ભરપૂર
નિજ કુંટુંબ લઇ જાવું દૂર
દૂર દૂરનું કાઢયું માપ
ડુબ્યું કુટુંબ થયો સંતાપ.

## ઉષાને જોતી ઉભી રાખો.

ઉગે અઢારે ઉષા આભ
ખીલે વિરંગી ફૂલની છાબ
છાબ ભરી ફૂલડાં તું લાવ
ઓ માલણ દીલની દરિઆવ
આવ લાવ ગજરા ફૂલવેલ
વેલ વિભૂનાં દેવળ આપ
તે ગજરા મુજ વીરને હાથ
હાથ હથેલી ભેગી કીધી
બેનીને ફૂલકળીઓ દીધી
ઉષા બેન આ જોતી ઉભી.

## ગુરુને નસાવો.

સત્તર સુંદર સરિતા નીર
નીર વહેતાં તોડી તીર
તીરે રહેતા દિ ને રાત
ગુરુ શિષ્ય નીકળ્યા સંઘાત
સંઘાતે પહોંચ્યા શુભ સ્થાન
(જ્યાં) મૂરખ મૂઢ બધા બેભાન
ભાજી ખાજા એક જ ભાવ
ગાંડો રાજા ગાંડું ગામ
શિષ્ય કહે કયમ છોડી જવાય
સજ્જન ગુરુજી નાશી જાય.

શ્રી. મહીપત જોષી

# ચકોરાણા

એક હતો ચકલો.

અને એક હતી ચકલી.

બેઉ જંગલમાં રહે.

એક દહાડો એમને શહેર જોવાનું મન થયું.

ઊડતાં ઊડતાં શહેરમાં ગયાં.

એવામાં ચકલીને તરસ લાગી.

મોચીની દુકાનમાં એક વાસણમાં પાણી ભરેલું હતું તે જોઇને ચકલી પાણી પીવા ગઇ.

*

પાણી પીતી જાય ને ચકચક બોલતી જાય.

મોચી બેઠો બેઠો કુંવરની મોજડી સીવતો હતો.

ચકલી ચકચક કરતી હતી તે સાંભળીને એનો મિજાજ ગયો. એણે હાથ હલાવ્યો પણ ચકલી ઉડી નહિ.

ચકલીને ખૂબ તરસ લાગી હતી. તે એ તો પાણી પીતી જાય ને બોલતી જાય: ચક, ચક, ચક, ચક!

મોચીએ તો ખીજાઇને એના પર મોજડી ફેંકી.

*

મોજડી ચકલી ઉપર પડી ને ચકલી તરફડીને મરણ પામી.

ચકલાએ એ જોયું.

એનો મિજાજ ગયો પણ અત્યારે એનો કશો ઉપાય ન હતો. એ એકલો મોચીને શું કરે?

એ બિચારો મનમાં બળતો બળતો ઘેર ગયો.

કોઈપણ ઉપાયે એણે મોચી ઉપર વેર લેવાનો વિચાર પાકો કર્યો.

એણે તો મલોખાંની ગાડી બનાવી. પોતાના ચાર દેડકા ભાઈબંધ હતા, તેમને સમજાવીને એ ગાડીએ જોડયા ને ચકલાભાઈ ગાડી હાંકતા હાંકતા રૂવાબભેર ચાલ્યા.

*

ચકલાભાઇને આ રીતે જતા જોઇને કબૂતરે પૂછયું:

'કયાં ચાલ્યા ચકારાણા!'

ચકલાએ જવાબ આપ્યો:

'અટક મટકકી ગાડી બનાવી મેડક જોડયા ચાર;
મોચીએ મારી ચરકલી ચકાભાઇ વેર લેવા જાય.'

'ઓહો ! એમ છે કે ! ' કબૂતરે કહ્યું: 'ત્યારે હું આવું ? '

'ભલે ભાઈ, એકથી ભલા બે. તમે પણ ચાલો. ' ચકલાએ કહ્યું.

*

કબૂતર ગાડીમાં બેસી ગયું.

થોડે ગયા ત્યાં વીંછી મળ્યો. વીંછી પૂછેઃ 'ચકારાણા ! ચકારાણા ! ક્યાં ચાલ્યા ?'

ચકલો કહેઃ

'અટક મટકકી ગાડી બનાવી મેડક જોડયા ચાર;
મોચીએ મારી ચરકલી ચકોભાઈ વેર લેવા જાય ! '

'સારી વાત છે ! ' વીંછીએ કહ્યું. 'તમારી સાથે હું આવું ? '

'ભલે ભાઈ ! બેથી ભલા ત્રણ. તમે પણ બેસી જાવ ગાડીમાં. ' ચકલે કહ્યું ને વીંછી ગાડીમાં બેસી ગયો.

*

ફુદુક ફુદુક ગાડી ખેંચતા દેડકા થોડાક આગળ ગયા ત્યાં તો રસ્તા વચ્ચે એક પોદળો પડેલો. એણે પૂછ્યું:

'વાજતે ગાજતે ક્યાં ચાલ્યા ? ચકારાણા ! '

ચકલે જવાબ આપ્યો:

'અટક મટકકી ગાડી બનાવી મેડક જોડયા ચાર;
મોચીએ મારી ચરકલી ચકોભાઈ વેર લેવા જાય ! '

'ઠીક ભાઈ ! ત્યારે તમારી સાથે હું આવું ? ' પોદળાએ પૂછયું.

*

ત્રણથી ભલા ચાર. ચાલોને ભાઈ ! તમે પણ બેસી જાવ. ' ચકલે કહ્યું એટલે પોદળો ગાડીમાં બેસી ગયો.

વળી ગાડી આગળ ચાલી.

ખળામાં વટાણા પડયા હતા તે ચકારાણાને જતા જોઈને પૂછવા લાગ્યાઃ

'ચકારાણા ! ચકારાણા ! ક્યાં જાવ છો ? '

ચકલે જવાબ આપ્યો.

'અટક મટકકી ગાડી બનાવી મેડક જોડયા ચાર;
મોચીએ મારી ચરકલી ચકોભાઈ વેર લેવા જાય ! '

*

'ચકાભાઈ ! અમે આવીએ ? વટાણાએ પૂછ્યું.

'ભલે ભાઈ ! ચારથી ભલા પાંચ. તમે પણ બેસી જાવ. ચકલાએ કહ્યું.

વટાણા પણ કૂદતા કૂદતા ગાડીમાં બેસી ગયા.

એવામાં બાવળના કાંટા રસ્તાની બાજુએથી પૂછવા લાગ્યાઃ 'ચકારાણા ! ચકારાણા ! કઈ બાજુ ઉપડયા ? '

# લાકડાના બોલતા કકડા

'આ બેઉ લાકડાના સમચોરસ કકડા છે તે જુઓ.' એમ કહીને પંડિતજીએ અમને લાકડાના બે સમચોરસ કકડા જોવા આપ્યા. અમે તે જોયા તો બેઉ સરખા માપના, સરખા દેખાવના ને સરખા વજનના હતા.

'હવે એ બેઉ કકડાને હું જુદા જુદા રંગના કાગળોમાં બાંધી દઉં છું. એક કકડાને લાલ રંગના કાગળમાં ને બીજાને વાદળી રંગના કાગળમાં બંધ કરીને એ બેઉ કાગળો ઉપર સીલ મારું છું.'

એમ કહીને પંડિતજીએ અમારા દેખતાં જ એ બેઉ લાકડાના કકડાને બંધ કરીને એના ઉપર લાખથી સીલ લગાડી.

'હવે આ કકડાઓમાં એવી કરામત છે કે એ જાતે પોતે જ મને એમના કાગળનો રંગ કહી આપશે.'

'શી રીતે?' મનુએ પૂછયું.

'તમારામાંથી કોઇ પણ બહાર જઇને એ કકડાઓને પોતાના જુદા જુદા ખીસ્સામાં મૂકી આવીને મારી પાસે ઊભા રહેશો એટલે દરેક કકડો મને કહી જશે કે એના ઉપર કયા રંગનો કાગળ લગાડેલો છે.'

'ભારે નવાઇ જેવું! લાકડાના કકડા તે કાંઇ બોલતા હશે!

અમારામાંથી સાત આઠ જણ ઊભા થઇ ગયા. તે જોઇને પંડિતજીએ કહ્યું: 'આટલા બધાની જરૂર નથી તમારામાંથી એક જ જણને પસંદ કરો ને મારી પાસે મોકલો.'

અને અમે કનુને પસંદ કર્યો. કનુ પંડિતજી પાસે ગયો. પંડિતજીએ એને પેલા બેઉ કકડા આપ્યા. એ એણે લીધા ને બહાર ગયો. બહાર જઇને કોઇ ન દેખે એ રીતે એણે એક કકડો ડાબા ખિસ્સામાં મુકયો ને બીજો કકડો બીજા ખિસ્સામાં મુકયો. એ અંદર આવ્યો ને પંડિતજી પાસે ઊભો રહ્યો.

પંડિતજીએ એનું ડાબું ખિસ્સું બહારથી પકડયું ને પૂછવા લાગ્યા: 'બોલરે કકડા! તારા કાગળનો રંગ કયો છે?'

ને જાણે કકડો બોલતો હોય ને પોતે સાંભળતાં હોય તેમ કાન આગળ હાથ રાખીને પંડિતજી બોલ્યા: 'એમ! ભલે! કકડો કહે છે કે લાલ રંગ છે.'

અને જમણા ખિસ્સા તરફ આંગળી કરીને બોલ્યા: 'એ તો વગર પૂછયે જ કહે છે કે એના કાગળનો રંગ વાદળી છે.'

કનુએ કકડા કાઢયા તો પંડિતજીએ કહ્યું તે મુજબ જ હતા.

એ જ રીતે મનુ ગયો ને એના ખિસ્સા જોઇને પણ પંડિતજીએ ઉપર મુજબ જવાબ આપ્યો.

ભારે નવાઇ જેવું! આ નાના નાના લાકડાના કકડા શી રીતે બોલતા હશે? એ બોલે છે તો અમે કેમ સાંભળતા નહિ હોઇએ!

પંડિતજીએ પછી ખુલાસો કરવા માંડયોઃ વાત એમ છે કે આ બેઉ કકડામાંના એકમાં મેં લોખંડનું પતરૂં દબાવ્યું અને બીજામાં પિત્તળનું પતરૂં દબાવેલું છે. લોખંડનું પતરૂં દબાવેલો કકડો મેં લાલ રંગના કાગળમાં બંધ કરેલો ને પિત્તળના પતરાવાળો વાદળી રંગના કાગળમાં બંધ કરેલો. કોઇ એની અદલાબદલી ન કરે તે સારૂ એના ઉપર સીલ કરેલી. પછી પૂછવાને બહાને મેં ખિસ્સા જોયાં. એ વખતે મારા હાથમાં મેં લોહચુંબકનો કકડો રાખ્યો હતો એટલે લોખંડના પતરાવાળો કકડો હતો તે ખિસ્સું હાથમાં લગાડતાં વેંત જ જણાઇ ગયું. લોહચુંબક તમને જણાય નહિ એવી રીતે રાખેલું હતું.

'જાણ્યો કોયડો કોઠીનો !'

શ્રી. નાગરદાસ ઇ. પટેલ

## યુક્તિબાજ વાણિયો

એક ગામમાં ચાર ચોર રહેતા હતા. તેઓ પોતાનું ગુજરાન ચોરી કરીનેજ ચલાવતા હતા. એક વખતે તેઓ ચોરી કરવા નિકળ્યા. રસ્તામાં એક કોઇની જાન મળી. ચોરોએ જાનને લૂંટી લીધી. અને બધો માલ પડાવી લીધો.

આગળ ચાલતાં તેમને એક વાણિયો મળ્યો. વાણિયો ચોરોને જોઇને બબડયો કે જરૂર આ ચોરો માલ લઈ જશે એટલે તેણે એક યુક્તિ રચી કાઢી. ચોર નજીક આવ્યા એટલે વાણિયો પોતાની કોથળી છોડાં પૈસા ખખડાવવા લાગ્યો. ચોરોએ પૂછયું, "અલ્યા એમ વાણિયા ! આ બધા પૈસા કયાંથી લાવ્યો ?"

વાણિયાએ કહ્યું, "ભાઇ ! પાસેના ગામમાં રાજાનો દીકરો પરણે છે. એટલે રાજા દરેક માણસને એક કોથળા ભરીને રૂપિયા આપે છે. જો તમારે લેવા હોય તો આ રસ્તે જાઓ "

ચોરોને આ વાત ખરી લાગી. તેથી તેઓ તે તરફ જવાને તૈયાર થયા. પણ વાણિયાએ કહ્યું: "ભાઈ ! આ તમારી પાસે પૈસાનું પોટકું છે એટલે રાજા તમને પૈસા આપશે નહિ. કારણ કે એ તમને માલદાર સમજશે.. માટે, હું અહિયાં બેઠો છું મારી પાસે લાવો !"

ચોરોને વાણિયાની વાત ખરી લાગી અને પેલું પૈસાનું પોટકું વાણિયા પાસે મૂકયું. ચોરો ત્યાંથી થોડે દૂર ગયા એટલે વાણિયાએ પોતાના ઘર તરફ ચાલતી પકડી. ચોરો પેલા ગામમાં ગયા પણ કંઇ મળ્યું નહિ અને વાણિયો પણ માલ લઇને નાશી છૂટયો હતો. એટલે ચારે ચોરોના મ્હોમાંથી ઉદગાર નિકળ્યા કે માળો ઠગી ગયો !

શ્રી. અલ્લારખા યાકુબભાઈ મંડલી

# ઘોડા ઘોડા

' ચાલો આપણે ઘોડા ઘોડા રમીએ. છગન ને મગનની જોડી દીપશે. મનુ ને કનુની જોડી મઝાની થશે. રમા ને ઈંદુ પણ રમી શકશે. '

' પંડિતજી ! એ રમતમાં શું શું જોઈશે ? ' કનુએ પૂછયું.

' લગામ માટેની દોરી જોઈશે. દરેક જોડીમાંથી એકેક જણ ઘોડા થાય ને બીજો એનો હાંકનાર થાય. '

' હું ઘોડા થઈશ. ' મનુ બોલી ઉઠયો.

' ને હું હાંકીશ. ' કનુએ કહ્યું.

' એ રીતે છગન ને મગન પણ નક્કી કરો. ' પંડિતજીએ સૂચના આપી.

' હું ઘોડા થઈશ. ' છગન બોલ્યો.

' ઘોડાનું કામ હું કરીશ. ' રમા બોલી.

' બાકીના બેઉ હાંકનાર થાય. ' પંડિતજી બોલ્યા. ' હવે ઘોડાની લગામ પેઠે દોરીને ઘોડા થનારની ડોક ઉપર નાખી એની બગલમાંથી-પાછળ બેઉ છેડા કાઢીને હાંકનારે લગામ પકડવી. '

ત્રણે જોડીએ એ રીતે ઘોડાઓને લગામ નાખીને હાંકનારે હાથમાં પકડી.

' હવે ઘોડાએ ખુંખારવું, હણહણવું, રવાલ ચાલે ચાલવું ને દોડવું ને હાંકનારે લગામ સણુસારવી તેમજ બાજુ બાજુ બોલતા જવું. હું એક બેને ત્રણ કહું એટલે ઘોડા દોડવા માંડે. જે ઘોડા સૌથી પહેલો ચક્કર મારીને પહેલો આવે તે જીત્યો ગણાશે. ' પંડિતજીએ સૂચના આપીને પૂછયું:

' ચાલો તૈયાર ? '

' તૈયાર ! ' સૌએ કહ્યું.

' એક, બે, ત્રણ....'

ઘોડા દોડયા. તબડક્, તબડક્, તબડક્.

શરૂઆતમાં મનુ કનુની જોડી આગળ હતી પણ પછીથી છગન ને મગનની જોડી એમને ટપી ગઈ.

છગન ને મગન પહેલા આવ્યા.

' શાબાશ ! તમે બેઉ જીત્યા. '

' આજે તો ભારે મઝા પડી. ' સૌ બોલી ઉઠયાં.

શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

આ અંકનો વધારો



હિન્દુઓના પવિત્ર વેદગ્રન્થો અને ઋષિમુનિપ્રણીત શાસ્ત્રો,
મૂલ તેમજ સાદા સરલ લોકભોગ્ય અર્થી સહિત
સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરનાર હિન્દુસ્થાનની એક અને અજોડ સંસ્થા
—: વૈદિક તત્વજ્ઞાન પ્રચારક સંઘ :—

# સ્વાધ્યાય મંડલ

( ઔંધ, જિલ્લો સતારા )
એનાં કાર્યો તથા પ્રકાશનો સમ્બન્ધી

## પરિચય—સૂચિપત્ર

તેમજ દેશનેતાઓ અને વિદ્વાનોના

## અભિપ્રાયો

પ્રકાશકઃ

શ્રી, નટવરલાલ જેઠાલાલ મહેતા, વકીલ
બી. એ. એલએલ. બી.
માનદ મંત્રીઃ

શ્રી. ચુનીભાઈ જીવાભાઈ પટેલ
વ્યવસ્થાપકઃ

**સ્વાધ્યાય મંડલ, ગુજરાતશાખા**

રાવપુરા, વડોદરા.

ગુજરાતીમાં શરુ થતી સ્વાધ્યાય ગ્રંથમાલા

વાર્ષિક રૂ. ૫) : પરદેશ માટે શિ૦ ૧૦) માં ૧૨૦૦ પાનાનું સંગીન ધાર્મિક સાહિત્ય. : પ્રથમ છપાય છેઃ—(૧) વેદામૃત રૂ. અઢી, (૨) શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમ્પૂર્ણ ગ્રન્થની કિંમત રૂ. ૯).

ગ્રાહક તરીકે જલદી નામ નોંધાવો.

સ્વાધ્યાય મંડલ સમ્બન્ધી નાણાંની લેવડદેવડ તથા પુસ્તકો ખરીદવા સમ્બન્ધી પત્રવ્યવહાર વ્યવસ્થાપક સાથે કરવો.

યોગેશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રની સનાતન તત્વવાણી

# શ્રીમદ્ભગવદ્ગીતા

વિદ્વદ્વર્ય પંડિતશ્રી શ્રીપાદ દામોદર સાતવળેકરની હિન્દી 'પુરુષાર્થ બોધિની ટીકા' સાથે ગુજરાતી ભાષાંતર તૈયાર થાય છે.

વેદ, ઉપનિષદ્ તથા ગીતામાંથી ભારતીય જીવનના પ્રધાન સુર સમા પુરુષાર્થની પ્રબલ પ્રાણવાન્ ઘોષણા સાંભળવી છે ?

૧ વેદ, ઉપનિષદ્ અને ગીતાનું તાત્પર્ય એકજ છે, એ વેદ, ઉપનિષદ્ તથા અન્યશાસ્ત્રોનાં મૌલિક અવતરણો અને દૃષ્ટાન્તો સાથે જાણવું છે ?

૨ આ વિશ્વમાં વિવિધતાની પાછળ એકતા છે, વિભિન્ન તત્વોમાં અભિન્નતા વ્યાપે છે એની ઝાંખી કરવી છે ?

૩ અધ્યાત્મવાદ તથા સાર્વભૌમિક તત્વજ્ઞાનનાં સિદ્ધાન્તો સમજવા છે ?

૪ વેદાન્ત અને વ્યવહારનાં રહસ્યોને જાણવાં છે ?

૫ જ્ઞાન, કર્મ તથા ભક્તિની ત્રિવેણીનાં દર્શન કરવાં છે ?

૬ સાંખ્ય તથા યોગના ભેદ અભેદને પીછાનવા છે ?

૭ સ્વાર્થ, પરાર્થ, પરમાર્થ, પુરુષાર્થ, કર્મ, સંન્યાસ, આસક્તિ, અનાસક્તિ, લોકસંગ્રહ, જન્મ, મરણ, પુનર્જન્મ અને મોક્ષનાં રહસ્યો સમજવાં છે ?

૮ યોગ, યજ્ઞ, દાન, અહિંસા, પ્રેમ, સંયમ સેવા અને સમર્પણના અર્થ તથા તાત્પર્યને જાણવા છે ?

૯ મનુષ્યનાં વિવિધ શરીરો, અવતારવાદ, વર્ણાશ્રમધર્મ, જાતિનિશ્ચય, સિદ્ધિનાં સાધન તથા પરમેશ્વર પ્રાપ્તિ સમ્બન્ધી શાસ્ત્રીય જ્ઞાન મેળવવું છે ?

૧૦ ગુરુ, શિષ્ય, શિક્ષણ, સંસ્કાર, સ્વધર્મ અને સ્વરાજ્યના વિષયમાં ઉન્નત વિચારો જાણવા છે ?

**તો પંડિત શ્રી સાતવળેકરજીની વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ પુરુષાર્થબોધિની ટીકાવાળી**

**શ્રીમદ્ભગવદ્ગીતાને અવશ્ય વાંચો-ખરીદો**

## ગુજરાતી ભાષાન્તરના ગ્રાહક થવા કિંમત મોકલી નામ નોંધાવો.

**દરેક ભાગના રૂ. ત્રણ ત્રણ ભાગના રૂ. નવ, ટપાલ ખર્ચ જુદો.**

# વૈદિક સમ્પત્તિ

**લેખક : સ્વર્ગસ્થ પંડિત રઘુનંદન શર્મા, સાહિત્ય ભૂષણ**

મુંબાઇના સુપ્રસિદ્ધ દેશસેવક દાનવીર શેઠશ્રી શૂરજીભાઇ વલ્લભદાસ, એઓશ્રીએ આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરવા ઉદારતાપૂર્વક સંમતિ આપી છે. આસરે ૬૦૦ પાનના આ બૃહદ ગ્રન્થની કિંમત રૂ. ૬ થશે. ટપાલ ખર્ચ જુદું.

આ અદ્વિતીય ગ્રન્થમાં એના વિદ્વાન્ લખકે વૈજ્ઞાનિક, ભૌતિક, આધ્યાત્મિક, રાજનૈતિક, સામાજિક, વિષયોનું અને પ્રાચીન તથા અર્વાચીન સાહિત્ય પુરાણાં શાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર, ભૂગોળ, ખગોળ, જ્યોતિષ, લિપિ તથા ભાષા આદિ અનેક વિષયોનું દિગ્દર્શન કર્યું છે. તેમજ જુદા જુદા વિષયો પર લખાએલા અનેક પાશ્ચાત્ય તથા પૌર્વાત્ય વિદ્વાનોના વિવિધ ગ્રન્થોનું વિવેચન કરી આર્ય-સિદ્ધાન્તોને યુક્તિ તથા પ્રમાણોવડે પુષ્ટ કર્યા છે. આ પુસ્તકમાં વેદ અને વૈદિક સભ્યતાનું સુંદર વિવેચન સમર્થન કરેલું છે. યજ્ઞોમાં આયુર્વેદ જ્યોતિષ, ભૂગોળ, વાસ્તુ, પદાર્થ વિજ્ઞાન, પશુપાલન, સાર્વભૌમ-રાજશાસન આદિ સંપૂર્ણ શાસ્ત્રોનો સમ્બન્ધ કેવો છે એ યોગ્ય પ્રમાણો સાહત દર્શાવ્યું છે. વૈદિક સભ્યતા તથા સંસ્કૃતિના દરેક ઉપાસકને આ વિરલ પુસ્તક જોવાં-ખરીદવાં અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. ગુજરાતી ભાષાન્તરના ગ્રાહક થવા નામ નોંધાવો.

**વ્યવસ્થાપક, સ્વાધ્યાય મંડળ-ગુજરાત શાખા, રાવપુરા, વડોદરા**

ॐ

હિન્દુઓના પવિત્ર વેદ ગ્રન્થો અને ઋષિમુનિ પ્રણીત શાસ્ત્રોના મૂલ તેમજ સાદા સરલ લોક ભોગ્ય અર્થોસહિત સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરનાર હિન્દુસ્થાનની એક અજોડ સંસ્થા

વૈદિક તત્વજ્ઞાન પ્રચારક સંઘ

# સ્વાધ્યાય-મંડલ

ઔંધ ( જીલ્લો-સતારા )

## પરિચય તથા દેશનેતાઓ અને વિદ્વાનોના અભિપ્રાય

સૂચિપત્ર સહિત

પરિચય લેખક :

શ્રી નટવરલાલ જેઠાલાલ મહેતા, વકીલ,

બી. એ. એલ્એલ. બી., વડોદરા.

માનદ મંત્રી : ગુજરાતી પ્રકાશન વિભાગ,

વડોદરા.

[ વેદસ્તુતિ, વેદસાહિત્યનું અતુલ બળ, અર્વાચીન મહાપુરુષોનું વક્તવ્યઃ સ્વાધ્યાયમંડલના વિદ્વાન્ સંસ્થાપક શ્રી પંડિત સાતવળેકરજીએ વેદ સાહિત્યનું ઉપાડેલું પ્રચંડ કાર્ય, ગુજરાતી પ્રજાને તે દ્વારા તેનો લાભ મળે તેથી ગુજરાત શાખા વડોદરાની સ્થાપનાઃ ગુજરાતીમાં શરૂ થતી **સ્વાધ્યાય ગ્રંથમાલાઃ વાર્ષિક રૂ. ૫) માં ૧૨૦૦ પાનાંનું સંગીન ધાર્મિક સાહિત્ય** અપાશેઃ પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ કરવા ધારેલા ગ્રંથો, ( ૧ ) **વેદામૃત** ( ૨ ) **શ્રીમદ્ ભગવદ્ ગીતાઃ** પુસ્તકોના વાર્ષિક ગ્રાહક થઇ, સ્વાધ્યાય મંડલની યોજના મુજબ કાયમી ગ્રાહક થઇ તેમજ અન્ય રીતે આ ધર્મકાર્યને ઉત્તેજન આપવા વિનતિ. વેદામૃતમાં લેવામાં આવનાર યજુર્વેદનું સરલ ગુજરાતી ભાષાંતર, તેમજ અન્ય વેદ સાહિત્યની રૂપરેખાઃ દેશનાયકો, સાહિત્ય સ્વામીઓ વિગેરેના અભિપ્રાય. ]

" **पश्य देवस्य काव्यं न ममार, न जीर्यति.** ' અથર્વ ૧૦,૮,૩૨

દેવનું તે કાવ્ય (વેદ, ઉપનિષદો વિગેરે) જુઓ, જે મરતું નથી તેમ જીર્ણ પણ થતું નથી.

—અથર્વ વેદ.

" **पिताहमस्य जगतो माता धाता पितामहः**

**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च.** " શ્રીમદ્ ભગવદ્ગીતા.

વળી, સમગ્ર જગતનો પિતા, માતા, ધારણ કર્તા, પિતામહ તથા જાણવા યોગ્ય પવિત્ર ૐકાર ઋગ્વેદ, સામવેદ, તથા યજુર્વેદ પણ હું જ છું.

—શ્રી० ભગવદ્ગીતા. અ. ૯, શ્લોક ૧૭

" બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના મનુષ્યોએ એ પ્રમાણે નિવાસ કરી પોતાના અધિકાર પ્રમાણે તથા શક્તિ પ્રમાણે અંગો અને ઉપનિષદો સહિત વેદાધ્યયન કરી તેના અર્થનું જ્ઞાન સંપાદન કરવું. × × અને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. "

—શ્રીમદ્ ભાગવત સ્કંધ ૭ અ. ૧૨ શ્લોક ૧૩-૧૪

" વેદે જેની આજ્ઞા કરી છે તે ધર્મ છે, અને વેદે જેનો નિષેધ કર્યો છે તે અધર્મ છે. કારણ કે અમે સાંભળ્યું છે કે, વેદ એ સ્વયંભૂ સાક્ષાત્ નારાયણ છે; તે વેદ નારાયણે સ્વસ્વરૂપમાં જ આ સત્વ ગુણ, રજો ગુણ તથા તમો ગુણમય પ્રાણી પદાર્થોનું તેઓના ગુણો, નામો, ક્રિયાઓ તથા રૂપો વડે યથાવત્ વિવેચન કર્યું છે."

—શ્રીમદ્ ભાગવત સ્કન્ધ ૬ અ. ૬ શ્લો. ૪૦-૪૧

ગુજરાતમાં ભગવતી નર્મદા, મહી કે તાપીને પવિત્ર કિનારે અથવા મુંબાઈમાં કે દ્વારકામાં સમુદ્રના કિનારે આપણે કોઇ નાની સરખી સ્નાન જેવી પણ ધાર્મિક ક્રિયા કરવા જઇએ તો નાનકડો અબોધ બ્રાહ્મણ બટુક આપણી પાસે એક નાગરવેલનું પાન, તે ઉપર સોપારી અને તે ઉપર કંકુ ચોખા ચઢાવડાવી બોલાવે છે કે: " ઋગ્વેદાય નમઃ, યજુર્વેદાય નમઃ, સામવેદાય નમઃ, અથર્વવેદાય નમઃ" શું ભાવ ! શું ભક્તિ ! શું શ્રદ્ધા ! કેટલો સુંદર ઋષિમુનિઓનો ચાલતો આવેલો ભવ્ય વારસો ! પણ જ્યાં આપણી પાસે ચારે વેદની પુરી સંહિતાઓ જ ન મળે, તો પછી તેમાંના જ્ઞાનની વાત જ શી કરવી ? ચારે વેદને દરેક ધાર્મિક ક્રિયામાં ફરજ્યાત નમસ્કાર કરવાનું ઋષિમુનિઓએ કેમ અનિવાર્ય માન્યું તેનો મર્મ જ આપણે ભૂલી ગયા છીએ. આવા ભૂલાઈ જતા-ગયેલા-પવિત્ર ગંભીર અને મહાજ્ઞાનના સમુદ્ર સરખા વેદની સંહિતાઓના સંશોધનનું કાર્ય અને તેઓનું લોકભોગ્ય ભાષાંતર રાષ્ટ્રભાષા હિન્દીમાં મૂળ સાથે બહાર પાડવાનું કાર્ય સ્વાધ્યાય-મંડલ સ્થાપી શ્રી. પંડિત શ્રીપાદ દામોદર સાતવલેકરજીએ ઉપાડ્યું છે, તેનો કેટલોક પરિચય અહીં નીચે આપ્યો છે.

અત્યારના આપણા જીવનમાં પશ્ચિમની સંસ્કૃતિની છાયા ઘણી જ જોવામાં આવે છે, અને સ્વાભાવિક રીતે જ ઘણા કહેવા લાગશે કે " વેદ " જે દેખાતા જ નથી, સંતાઈ ગયા છે તે ભલે સંતાએલા જ રહે. વેદ પ્રસિદ્ધ કરવાથી કાંઈ ફાયદો થવાનો નથી; તેના જ્ઞાનથી આપણો કાંઈ જ શુક્કાર વળવાનો નથી. વેદ પ્રસિદ્ધિની માથાકુટથી શક્તિનો, પૈસાનો દુર્વ્યય થશે અને હાલના જમાનામાં ફાયદો તો ખચીત નહિ જ થાય. પરંતુ આ અભિપ્રાય જેમણે હિન્દુ ધર્મ તથા હિન્દુ સંસ્કૃતિનો અભ્યાસ જ કર્યો નથી તેમનો છે. વેદમાં સાપ છે કે ઘો છે, વેદ કયા ઝાડનું મૂળીયું છે તેની તપાસ જો આપણે હિન્દુઓના જ ઘરમાં કરીશું તો આપણને નિરાશ જ થવું પડશે. આવી પરિસ્થિતિને લીધે જ ઉપરના જેવો અભિપ્રાય કોઇ બીનમાહિતગાર વ્યક્તિ આપે તે દેખીતું છે; તેથી રોષ કરવાનું આપણને કારણ નથી.

### વેદસાહિત્યનું અતુલ બળ

ભારતવર્ષના પુનરુત્થાનમાં મહત્વનો ભાગ ભજવનાર મહાન તત્વચિંતકો જેમની રગેરગમાં હિન્દુ સંસ્કૃતિ માટે પ્રેમ ભરેલો હતો અને જેમના જીવનની દરેક ક્ષણ એની સેવામાં જોડી દીધી હતી તેઓ શું કહે છે તે હવે જોઇએ.

### સ્વામીશ્રી વિવેકાનંદજીની હાકલ

સનાતન આર્ય સંસ્કૃતિનાં મહામૂલાં તત્વોનો પૂર્વ અને પશ્ચિમમાં સુંદર પ્રચાર કરનાર, શ્રીમત્ પરમહંસ રામકૃષ્ણ દેવના પરમભક્ત શ્રી સ્વામી વિવેકાનંદજી કહે છેઃ " વેદનો વાક્યસમૂહ અતિ સુંદર અદ્‌ભુત, હૃદય-સ્પર્શી અને પરસ્પર વિરોધી હોવાને

બહુધે અપૂર્વ સમાનતાવાળો છે. એ સમગ્ર વેદવિભાગને હિન્દુઓ અપૌરુષેય અર્થાત્ ઇશ્વરપ્રણીત માને છે. કદાચ તે સાહિત્ય મનુષ્યપ્રણીત હોય તોપણ એક એવી માનવ જાતિનું તે ઉત્પન્ન કરેલું હોવું જોઇએ કે, જે જાતિએ એ વખત સુધીમાં પોતાની પ્રજાના વીર્ય અને પ્રભાવનું એક બીંદુ પણ ગુમાવ્યું નહોતું. તેના એકેએક પાનામાં આપણે **અપૂર્વ તેજ, વીર્ય અને પ્રભાવની વાતો વાંચી શકીએ છીએ. બલવાન્ થાઓ, તેજસ્વી થાઓ, દુર્બળતા દૂર ફેંકી દો. અતુલ બળ અને આત્મશકિત એ** તમારા પૂર્વજોનો વારસો છે. ઉપનિષદ્‌ના પ્રત્યેક પાનાઓમાંથી એજ અવાજ સંભળાય છે. તમે હૃદયબળ મેળવો. શક્તિમાન્ થાઓ, બળવાન બનો, દુર્બળતાની ગાદી ઉપરથી ઉઠીને ઉભા થાવ અને વીર્યવાન્ તથા મજબુત બનો. હું ઇચ્છુ છું કે તમારામાંના દરેકના હૃદયમાં એવો દૃઢ આત્મવિશ્વાસ જાગ્રત થાય. તમારામાંનો દરેક રાક્ષસી બળ પ્રાપ્ત કરીને, વીરમદથી ઉન્મત્ત થઇને પ્રબળ બુદ્ધિ બળથી આંગળીને ઇસારે આ જગત્ ચલાવનારો નિવડે. અનંત બળવાન્ ઇશ્વર તુલ્ય મહાપુરૂષ તમે થાઓ. અને સર્વ પ્રકારની દુર્બળતાને દૂર હઠાવીને દુનીયામાં ભારતીય આત્મજ્ઞાનના ડંકા વગાડો. હું તમોને બધાને એવા જ પ્રતાપી, બળવાન્ અને પરાક્રમી બનેલા જોવાને ઇચ્છું છું. **વેદ અને ઉપનિષદ્‌માંથી તમે એવું બળ મેળવી શકશો. બધી શક્તિ અને બધાં સામર્થ્યોનો તેઓ અખૂટ ભંડાર છે** " અને આજ કારણથી તેઓશ્રીએ એક સ્થળે એમ કહેલું છે કેઃ-" મારે હિન્દુઓના દરેક ઘરમાં શ્રી શાલીગ્રામની મૂર્તિ સાથે વેદ પણ પધરાવવા છે. " **આ વેદ સાહિત્યનું જ્ઞાન માત્ર સંન્યાસીઓ અને જગત્ ત્યાગી સાધુઓ માટે જ નથી. આ ખોટો ભ્રમ છે. જગતનાં તમામ કામકાજ કરતા સર્વ વર્ગો માટે આ જ્ઞાન જરૂરી છે. તેનો પ્રચાર કરવો જોઇએ.** પૂજનીય સ્વામીજી આગળ કહે છે કેઃ કેટલાક લોકો એમજ માને છે કે આ સાહિત્ય તો માત્ર સંન્યાસીઓને માટે જ છે ! સંસાર ત્યાગ કર્યો વિના અને વનવાસ લીધા વિના ઉપનિષદોને અડકાય જ નહિ. પરંતુ શ્રીમદ્ શંકરાચાર્ય મહાન દયાળુ હતા, તેમણે કહ્યું છે કેઃ " ગૃહસ્થાશ્રમી પણ ઉપનિષદ્‌નું અધ્યયન કરી શકે છે. ઉપનિષદ્‌નો અભ્યાસ તેમને પણ લાભકારક થશે. અને તેમનું કાંઇ અનિષ્ટ થવાનું નથી. " છતાં લોકોના મનનો ભ્રમ હજી દૂર થયો નથી. અને કેટલેક અંશે ચાલુ છે. પણ આ ભૂલ છે. આ સઘળાં મહાન્ તત્વો અને મહાન્ સત્યો વનમાં અથવા ગિરિગુહાઓમાં ભરાઇ રહેવાને માટે સર્જાયાં નથી, પણ ન્યાયમંદિરમાં, રાજમંદિરમાં, ધર્મસભામાં, ભજનમંદિરમાં, ગરીબની ઝુંપડીમાં, ઘરમાં, અને વિદ્યાર્થીના અભ્યાસ ગૃહમાં સર્વત્ર તેનો પ્રચાર કરવાની જરૂર છે-થવો જોઇએ. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં તેનો પ્રચાર કરવો જોઇએ, કે જેથી મહાન્ સત્યો પ્રચંડ અગ્નિની પેઠે સમગ્ર દેશમાં વિસ્તાર પામીને પૂર્વથી પશ્ચિમ તેમજ ઉત્તરથી દક્ષિણ ચારે દિશામાં વેગથી ફેલાઇ જાય."

## શ્રી૦ અરવિંદનું મંતવ્ય

સવાર સાંજ શ્રદ્ધા ભક્તિપૂર્વક પોપટની જેમ પાઠ કરવા જેટલી જ માત્ર વેદ સંહિતાઓ ઉપયોગી છે એમ કેટલીક બીનઅભ્યાસી અજાણી વ્યક્તિઓનું ધારવું છે; પરંતુ તે સંબંધમાં શ્રી અરવિંદ ઘોષનું મંતવ્ય ટાંકવું બસ થશે.

શ્રી અરવિંદે એક જગોએ એમ કહ્યાનું યાદ છે કે:

Swami Dayanand has not overstated the fact when he said that the Vedas contain truths not only of modern science but truths not still covered by it:

**ભાવાર્થ:**—પશ્ચિમના વિજ્ઞાનનાં સત્યો વેદમાં છે એટલું જ નહિ પણ જે સત્યોની શોધ તેણે કરી નથી તે સત્યો પણ વેદોમાં છે, એમ કહેવામાં સ્વામી દયાનંદે અતિશયોક્તિ કરી નથી.

**શ્રીમતી એનીબીસેન્ટ કહે છે કે:**

"The Upnishads are unique in the sacred literature of the world. They stand alone as beacon lights on a mountain-peak, showing how high man may climb, how much of the light of the self may shine out through the vessel of clay, how truly God may speak through man. To speak on them, to write on them, seems presumption for such a one as myself, and yet it may be that help will come to some of my brethren even in this way."

**ભાવાર્થ:**—'જગતના ધાર્મિક સાહિત્યમાં ઉપનિષદોનું સ્થાન અનેરું છે. મનુષ્ય કેટલો ઉચ્ચ બની શકે છે, માટીના દેહવાળો માનવી આત્માની કેટલી તેજસ્વીતા પ્રગટ કરી શકે છે, જીવ કેવો શિવ સ્વરૂપ બની શકે છે તે આ પર્વતના ઉચ્ચ શિખર ઉપર મુકેલી દિવાદાંડીની જ્યોતિ સમાન ઉપનિષદો આપણને બનાવે છે. ઉપનિષદો સંબંધમાં લખવું, બોલવું એ મારે માટે એક ભારે કામજ ગણાય છતાં મારા આત્મબંધુઓને સહાયરૂપ થઈ પડશે એમ માની હું એ ઉપર લખું છું.''

**પૂજનીય સ્વામીશ્રી દયાનંદની વેદ ધારણા**

વીર્યવંતી આર્ય સમાજના સંસ્થાપક આદર્શ બાલ બ્રહ્મચારી શ્રી સ્વામી દયાનંદજીએ હિન્દુ સમાજને બતાવી દીધું છે કે આર્ય-સંસ્કારની પરંપરા અને પવિત્રતા જાળવવા માટે વેદ સાહિત્યના અધ્યયન સિવાય, અને વૈદિક પ્રણાલિકાઓ ઉપર ગયા સિવાય પોતાનું કે જગતનું પણ કલ્યાણ થવાનું નથી. કારણ કે "અખિલ ધર્મનું મૂળ વેદ છે." જગતનાં લૌકિક અને અલૌકિક સર્વ શાસ્ત્રનું આદિ મૂળ વેદ છે. આર્ય પ્રજાના સમગ્ર જીવનની સર્વ દિશાઓ-જગત્‌ની તમામ ગોચર અને અગોચર આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક શક્તિઓનાં સ્વરૂપોનો શાસ્ત્રીય સર્વ સંગ્રહ એનસાઇક્લોપિડીઆ-વેદ છે.

**ઔંધમાં સ્વાધ્યાય મંડલ સ્થાપી શ્રી પંડિત સાતવલેકરજીએ ઉપાડેલું કાર્ય: પંડિતજીનું સુંદર વ્યક્તિત્વ**

સ્વાધ્યાય મંડલના વિદ્વાન, પવિત્ર અને ઉત્સાહી સંસ્થાપક શ્રી પંડિત સાતવલેકરજીએ આ વેદના રત્નભંડારો પ્રજા સમક્ષ સરલ સાદી ભાષામાં ખુલ્લા મુકવાનું કામ ૨૨ વર્ષથી ઉપાડયું છે. સંવત ૧૯૭૫ સને ૧૯૧૮ થી એકધારી રીતે એઓશ્રી આ કાર્ય સાતારા જીલ્લાના ઔંધ ગામમાં એકનિષ્ઠાથી કરી રહ્યા છે. પંડિતજી પોતે વેદ સાહિત્યના અઠંગ અભ્યાસી તથા ધુરંધર વિદ્વાન્ છે; સાથે સાથે અષ્ટાંગ યોગ માર્ગના અનુસરનાર

હોઈ રાષ્ટ્રપ્રેમથી તેમનું હૃદય પરિપૂર્ણ છે; અને જનતા જનાર્દનની સેવા કરવા માટે શ્રીમદ્ ભગવદ્ ગીતા કથિત નિષ્કામ કર્મ યોગના ઉજ્જ્વલ ઉપાસક છે; તદુપરાન્ત જબરજસ્ત પણ સૌમ્ય, ગંભીર તથા ચિંતનશીલ પ્રચારક છે. વેદ વિદ્યાનો પ્રસાર તેમની રગેરગમાં વ્યાપી રહેલો છે; છતાં નમ્રતા, શાન્તિ, શ્રદ્ધા અને ભક્તિના તેઓ જાણે મૂર્ત સ્વરૂપ છે. આવા સર્વ રીતે સુયોગ્ય કાર્યકર્તાના કાર્યને ઉત્તેજન આપવું અને તેનો જેટલો લાભ લેવાય તેટલો લાભ લેવો એ આપણી ફરજ છે. સ્વાધ્યાય મંડળના સંશોધન વિભાગ, મુદ્રણાલય વિભાગ, વેચાણ વિભાગ વિગેરેમાં લગભગ ૬૦ કાર્યકર્તાઓ હાલમાં કામ કરી રહ્યા છે. પરમ પવિત્ર અને સમગ્ર જગતને ઉપકારી મહાન વૈદિક સાહિત્યનું તેમના શુદ્ધ સ્વરૂપમાં સંરક્ષણ, પ્રચાર અને વૃદ્ધિ માટે શ્રી પંડિત સાતવળેકરજી ઘણી જ જહેમત ઉઠાવી રહ્યા છે. લોકભોગ્ય વેદ સાહિત્ય પ્રસિદ્ધ કરી શ્રી પંડિતજીએ માતૃસંસ્કૃતિ, માતૃભાષા અને માતૃભૂમિની અથાગ સેવા બજાવી છે. તેઓશ્રીએ હિન્દીમાં પ્રસિદ્ધ કરેલા ગ્રંથોનું સૂચિપત્ર આ સાથે છાપેલું છે, તેથી તેઓશ્રીના પ્રકાશન કાર્યનો કંઇક ખ્યાલ વાંચકોને આવશે. ઘણુંખરા ગ્રંથોનાં મરાઠી ભાષાંતરો પ્રસિદ્ધ થયેલાં છે અને કેટલાકની ચાર ચાર આવૃત્તિઓ બહાર પડી ચુકી છે, એજ તેની સંગીનતા અને લોકપ્રિયતાનો પુરાવો છે. તેઓશ્રીનાં અથર્વવેદભાષ્ય, યજુર્વેદભાષ્ય, ઇશ ઉપનિષદ્ કેન ઉપનિષદ્, શ્રીમદ્ ભગવદ્ ગીતા, શ્રી મહાભારત સંપૂર્ણ, શ્રી રામાયણ, યોગસાધન માલાના ગ્રંથો, આગમ-નિબંધમાલાનાં પુસ્તકો, દેવતા પરિચય ગ્રંથમાલાનાં પુસ્તકો વિગેરેથી ખાત્રી થશે. સનાતન હિન્દુ ધર્મના ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું કાર્ય તેઓએ ખૂબ સંગીન રીતે કર્યું છે. અત્યાર સુધી રૂ. ૬,૦૦,૦૦૦ નાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. મંડળનાં પુસ્તકોના આખા સેટની કિંમત આશરે રૂ. ૧૫૦) થાય છે, સ્વાધ્યાય મંડળ તરફથી "વૈદિક-ધર્મ" નામનું માસિક હિન્દીમાં અને "પુરૂષાર્થ" નામક માસિક મરાઠીમાં પ્રસિદ્ધ થાય છે. આ ઉપરાંત તદ્દન શુદ્ધ અને સસ્તી વેદસંહિતાઓ છાપવાનું કાર્ય ઉપાડવામાં આવ્યું છે. સનાતન હિન્દુ ધર્મના પાયારૂપ વેદ અને બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદો છાપવાનું કામ ઉપાડી લેવામાં આવ્યું છે. આ કાર્યમાં લગભગ રૂ. ૨,૦૦,૦૦૦ નો ખર્ચ થાય તેમ છે. તેમાં અત્યાર સુધી લગભગ રૂ. ૪૮,૦૦૦ મળી શક્યા છે. તેથી સનાતન ધર્મ પ્રેમીઓને પંડિતજીના આ મહાન વેદજ્ઞાન-યજ્ઞમાં દાન આપવા વિનતિ છે.

**નીચેના ગ્રંથો છપાઇને તૈયાર થયા છે**

| | | |
|---|---|---|
| ૧. | ઋગ્વેદ-સંહિતા, અનેક અનુક્રમણિકાઓ સહિત | કિંમત રૂ. ૫) |
| ૨. | વાજસનેયી શુક્લ યજુર્વેદ-સંહિતા | ,, રૂ. ૨) |
| ૩. | (શુક્લ યજુર્વેદ) કાણ્વ-સંહિતા, (કાણ્વ પાઠ ભેદ સાથે) | ,, રૂ. ૩) |
| ૪. | સામવેદ સંહિતા, ( અનેક અનુક્રમણિકાઓ સાથે ) | ,, રૂ. ૩) |
| ૫. | અથર્વવેદ સંહિતા, ( અનેક પાઠભેદ સાથે ) | ,, રૂ. ૩) |

**છપાય છે**

| | | |
|---|---|---|
| ૬. | મૈત્રાયણી-સંહિતા ( યજુર્વેદ ) | છપાય છે. |
| ૭. | કાઠક-સંહિતા ,, | ,, |
| ૮. | તૈત્તિરીય સંહિતા ( કૃષ્ણ યજુર્વેદ ) | ,, |
| ૯. | સામગાન | ,, |

નીચેના ગ્રંથો છાપવાના છે, તેની તૈયારી ચાલે છે તેમાં પણ મદદની જરૂર છે

૧૦. પિપ્પલાદ સંહિતા ( અથર્વવેદ )
૧૧. જૈમિનીય સંહિતા ( સામવેદ )
૧૨. (જમિનીય) સામગાન ( ૩૬૮૧ ગાન )

આ દરેક ગ્રંથોના ખર્ચ તેના કદના પ્રમાણમાં કમથી કમ રૂ. ૫૦૦૦) અને વધારેમાં વધારે રૂ ૧૨૦૦૦) થાય તેમ છે. આ પછી તમામ બ્રાહ્મણ ગ્રંથો, આરણ્યક, બધાં ઉપનિષદો અને સઘળી સ્મૃતિઓ છાપવાનું કામ હાથ ઉપર લેવામાં આવશે. આ ગ્રંથોનાં ભાષાંતર પણ કરવાનાં છે જ. તેથી સર્વ સનાતન હિન્દુ ધર્માભિમાનીઓને મદદ કરવા વિનતિ છે.

પંડિતજીના આ કાર્યને હિન્દુસ્થાનના દરેક ભાગના વિદ્વાનો, ચિંતકો, દેશનાયકો, સાહિત્યસેવકો, પુસ્તકાલયોના અધ્યક્ષો, યુનીવર્સીટીના પ્રોફેસરો, સંસ્કૃત પાઠશાળાના અધ્યાપકો, ધર્મપ્રેમીઓ, સાધુ સન્યાસીઓ, પંડિતો વગેરેએ આવકાર આપેલો છે. જેની માહિતી આ સાથે આપીએ છીએ. તેઉપરથી વાંચકો પોતે પ્રેરણા પામી આ મંડલનાં પુસ્તકો પોતાને ત્યાં વસાવવા પ્રેરાશે એવી આશા છે.

**સ્વાધ્યાય મંડલના ગુજરાતીમાં છપાનાર ગ્રન્થોના વાર્ષિક રૂ. ૫) માં સ્વાધ્યાય ગ્રંથમાલાના ગ્રાહક થઈ તેમજ રૂ. ૧૦૦) ના કાયમના ગ્રાહક થઈ તેમજ અન્ય રીતે દાન આપી આ મંડલને ઉત્તેજન આપવા વિનતિ.**

" એન્સાઇક્લોપિડીયા બ્રિટેનીકા " જેવા બૃહદ્ ગ્રંથો હોંશપૂર્વક પોતાને ત્યાં વસાવનાર ભારતીય ધનપુત્રો આ આર્યસંસ્કૃતિના સર્વસંગ્રહોને-વેદોને-પોતાને ત્યાં વસાવે એમ ઇચ્છવું વધારે પડતું નથી. પંડિત સાતવળેકરજીની યોજના મુજબ માત્ર રૂ. ૧૦૦) જેવી સરખામણીમાં નાની રકમ ભરી કાયમી ગ્રાહક થવાથી, સ્વાધ્યાય મંડલના ગ્રંથો ઘણી જ સસ્તી કીંમતે મળી શકે છે. હિન્દીમાં થયેલા આ ભગીરથ કાર્યનો ગુજરાતી પ્રજાને લાભ મળે તે માટે સ્વાધ્યાય મંડલનું તમામ સાહિત્ય ગુજરાતીમાં ભાષાંતર કરી છાપવાની શ્રી. પંડિતજીએ અનેક અડચણો છતાં ઉદારતાપૂર્વક હા પાડી છે; અને આ કાર્યમાં સુગમતા થાય અને સામાન્ય જનતા પુરતો લાભ લઇ શકે તે માટે ગુજરાતના વિદ્યાધામ સમા વડોદરામાં ગુજરાતી પ્રકાશન વિભાગ શરૂ કરવામાં આવ્યો છે. હાલ તુર્ત વાર્ષિક રૂ. ૫) ની " સ્વાધ્યાય-ગ્રંથમાલા " શરૂ કરવામાં આવનાર છે. જેમ જેમ વધુ આર્થિક સગવડ મદદ મળતી જશે તેમ તેમ બીજા ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું કામ હાથ ઉપર ધરવામાં આવશે. ગુજરાતી પ્રકાશનનું કાર્ય પોતાના જ પગ ઉપર ઉભું રહી શકે અને સાથે સાથે પ્રજાનો સામાન્ય વર્ગ આ સાહિત્યનો પુરેપુરો લાભ એક સામટી વધુ મુડી રોકયા શિવાય ઉઠાવી શકે એ ઉદ્દેશથી અમદાવાદની સુપ્રસિદ્ધ સસ્તા સાહિત્ય સંસ્થા તરફથી ચાલે છે તેવી વાર્ષિક " સ્વાધ્યાય-ગ્રંથમાલા ".શરૂ કરવાનું યોગ્ય ધાર્યું છે. તેને વિવેકી સજ્જનો પુરતું ઉત્તેજન આપશે એવી આશા છે. આ ગ્રંથમાલાના ગ્રાહકોને રૂ. ૫) માં ક્રાઉન સોળ પેજી સાઇઝનાં ૧૨૦૦ પૃષ્ઠોના અગર મોટી ક્રાઉન આઠ પેજી સાઇઝનાં ૬૦૦ પૃષ્ઠોનાં પુસ્તકો ઘેર બેઠાં પહોંચાડવાની યોજના છે.

## વડોદરા રાજ્યના રા. ક્યુરેટર ઓફ સ્ટેટ લાયબ્રેરીઝનો અભિપ્રાય

જેઓ હિન્દી જાણતા હોય તેમને માટે સ્વાધ્યાય મંડલની રૂ. ૧૦૦)ની કાયમી ગ્રાહકની યોજના બહુજ અનુકૂળ અને સસ્તી છે. રૂ. ૧૦૦) ભરનાર જે તારીખથી તે ગ્રાહક થાય તે તારીખથી પ્રસિદ્ધ થતાં મંડલનાં તમામ હિન્દી પ્રકાશનો તેમ જ 'વૈદિકધર્મ' હિન્દી માસિક વિના મૂલ્યે મેળવવાને અધિકારી થાય છે. જેવો આ હિન્દી વિભાગ છે તેવો જ મરાઠી વિભાગ છે. અને તે વિભાગમાં નામ નોંધાવનારને તમામ મરાઠી પ્રકાશનો અને 'પુરુષાર્થ' મરાઠી માસિક વિના મૂલ્યે ઘેર બેઠાં મળે છે. વડોદરા રાજ્યના સુયોગ્ય ક્યુરેટર ઓફ સ્ટેટ લાયબ્રેરીઝ શ્રી વાકનીસ સાહેબે આ યોજનાની પ્રશંસા કરેલી છે. જે પૃષ્ટ: ૧૩ ઉપર છાપેલી છે. તે જોવા ખાસ ભલામણ છે. જેમનાથી બની શકે તેમ હોય તે ગૃહસ્થો આ યોજનાનો જરૂર લાભ લેશે એવી આશા છે. રૂ. ૧૦૦) ની યોજનાના ગ્રાહક થનારને આજ સુધીમાં લગભગ રૂ. ૩૦૦)નું સાહિત્ય પહોંચી ગયું છે. જેમાં સંપૂર્ણ મહાભારત ભાષાંતર સહિતનો સમાવેશ થઇ જાય છે. બે ત્રણ માસમાં શ્રી વાલ્મિકી રામાયણ હિન્દી ભાષાંતર સહિત શરૂ થાય છે. સ્વાધ્યાય-મંડલના મહાભારતના કાર્ય માટે શ્રી. પૂજનીય સ્વામી અખંડાનંદજી ( અમદાવાદ, સસ્તુ સાહિત્ય કાર્યાલયના સ્થાપક ) નો અભિપ્રાય જોવા ભલામણ છે ( જુઓ પૃષ્ટ: ૧૦ ) આ આખું મહાભારત રૂ. ૬૫) ના પ્રથમ ગ્રાહક થનારને વિના મુલ્યે મલ્યું છે. શ્રી રામાયણનો લાભ તેવો જ મલનાર છે, તો તે લાભ લેવા ભલામણ છે ગુજરાતમાંથી રૂ. ૧૦૦) ની યોજના મુજબના પુરતા ગ્રાહક થતાં શ્રી વાલ્મિકી રામાયણ મૂળ સહિત ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા તેમજ ગુજરાતીમાં "વૈદિક-ધર્મ" અને "પુરુષાર્થ" જેવુ માસિક કાઢવા શ્રી પંડિતજીએ સંમતિ આપેલી છે.

### ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા ધારેલા ગ્રન્થો

(૧) વેદામૃત. (૨) શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ ભાગ; (આખા ગ્રંથની કિંમત રૂ. ૭)

"વેદામૃત"માં નીચેના વિષયો લેવામાં આવશે.

( ૧ ) સ્વાધ્યાય-મંડલનો પરિચય. તમે કયાં ઉભા છો ? આત્મજ્ઞાનનો ખરો અર્થ.

( ૨ ) "વેદસ્તુતિ" પ્રાચીન અને અર્વાચીન આચાર્યો, પંડિતો પ્રોફેસરો દ્વારા.

( ૩ ) મહાત્મા ગાંધીજી વિગેરે દેશનેતાઓ, સાહિત્યસેવકો, સરકારી કૉલેજોના સંસ્કૃતના પ્રોફેસરો, સંસ્કૃત પાઠશાળાના અધ્યાપકો, પુસ્તકાલયોના સંચાલકો, વિદ્વાન સાધુ સંતોના સ્વાધ્યાય મંડલના કાર્ય માટે અભિપ્રાય. ( જુઓ, નમૂના દાખલ પાન ૮-૧૨ ઉપર આપ્યા છે ).

( ૪ ) યજુર્વેદનો પ્રથમ અધ્યાય-શ્રી પંડિતજીની પ્રભાવ ભરેલી સુબોધ વ્યાખ્યા સહ-ગુજરાતી ભાષાંતર જાણીતા અનુવાદક શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસીએ કરેલું છે.

( ૫ ) અથર્વવેદમાંથી પસંદ કરેલા કેટલાક ઉત્સાહપ્રેરક મંત્રો-શ્રી પંડિતજીની પોતાની વિશિષ્ટ શૈલી મુજબની વ્યાખ્યા સહિત-ગુજરાતી ભાષાંતર ઉપર પ્રમાણે.

( ૬ ) ચારે વેદમાંથી પસંદ કરેલા જુદા જુદા અમૃત સરખા ઉત્સાહ પ્રેરક મંત્રો જેમાં જીવનને સુદૃઢ બનાવવા તેમજ તેજસ્વી બુદ્ધિ, સ્થિર મન, તેજ, પરાક્રમથી જીવનને પુષ્ટ કરવા અને સ્વકર્મપરાયણ નીતિમય જીવન ગાળવાનો ઉપદેશ છે.

( ૭ ) "વૈદિક-ધર્મ" માસિકમાં અવારનવાર લેખો આપનાર ગુજરાતના સુપ્રસિદ્ધ

ચિંતક અને શ્રી અરવિંદ સાહિત્યની પુનિત ગંગાનું ગુજરાતીમાં અવતરણ કરનાર **શ્રી અંબાલાલ પુરાણીનો** " વૈદિકસરસ્વતી–ખોવાએલી નદી " નામક અભ્યાસ પૂર્ણ મનનીય લેખ.

( ૮ ) " વૈદિકધર્મ " માસિકમાંથી સ્વાધ્યાયમંડલના વેદકાર્યનું દિગ્દર્શન કરાવનાર કેટલાક લેખો.

( ૯ ) સ્વાધ્યાય મંડલનાં પુસ્તકો ઉપર ઉડતી નજર.

ઉપર પ્રમાણે " વેદામૃત " પ્રથમ ગ્રંથ પ્રસિદ્ધ કરવા નક્કી કર્યું છે. ત્યારબાદ " શ્રીમદ્ ભગવદ્ ગીતા " જેવા સર્વમાન્ય જગત્ પૂજ્ય ગ્રંથનું શ્રી પંડિતજીની " પુરુષાર્થ બોધિની "ટીકા સહિત ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થશે. ભાષાંતરકર્તા ગુજરાતના સંસ્કારી લેખક અને વક્તા શ્રી નટવરલાલ સેવકલાલ પેરીખ બી. એ. એલ એલ. બી. છે.

આવા પવિત્ર કાર્યમાં સહકાર આપવા ગુજરાતને આ પરિચયથી નમ્રતાપૂર્વક વિનતિ છે. " વેદામૃત " થી શરૂ થતી " **સ્વાધ્યાય ગ્રંથાવલી** "ની વાર્ષિક રૂ. ૫)ની યોજનાને દરેક ધર્મપ્રેમી તેમજ ભારતીય સંસ્કૃતિના અનુરાગી વધાવી લેશે, એટલું જ નહિ પણ રૂ. ૧૦૦) વાળી હિન્દી પુસ્તકોની યોજનાને ઉપાડી લેઈ, તેમજ શ્રી. પંડિતજીના આ કાર્યને જુદી જુદી રીતે દાન આપી, ખાસ વિશેષ કાર્ય માટે ટ્રસ્ટ સ્થાપી તે મંડલને સુપ્રત કરી, આશ્રય દાતા થઇ, પુસ્તકોનાં સંશોધન કાર્યમાં મદદ કરી, જેટલું બને તેટલું ઉત્તેજન આપવા વિનંતિ છે.

છેવટે આ સ્વાધ્યાય ગ્રન્થમાલા લડાઇની સખત મોંઘવારીમાં શરૂ કરવાના અમારા સાહસને ઉત્તેજન આપનાર ગૃહસ્થોનો આભાર માની આ પરિચય બંધ કરીશું. બાજવા નિવાસી **શ્રી. રણછોડલાલ હરગોવિંદદાસે** રૂ. ૧૦૦૦) વિના વ્યાજે તેમજ સોજિત્રા હાલ વડોદરાના **શ્રી. રામભાઇ નારણભાઇ પટેલે** ૩ વર્ષ માટે રૂ. ૫૦૦) વગર વ્યાજે આપ્યા છે, તેથી સ્વાધ્યાયમંડળ ઉભય ગૃહસ્થોનું ઘણું આભારી છે. તેમજ " વૈદિક સમ્પત્તિ " નામક ગ્રન્થનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ કરવા માટે રૂ. ૨૦૦૦)નું દાન આપનાર આફ્રિકા નિવાસી **શ્રી શનાભાઇ બબારભાઇ પટેલનો** (નૈરોબી) તેમજ તેમના ભાઇ **શ્રી. છોટાભાઇ બબરભાઇ પટેલનો** (કપાલા) સ્વાધ્યાય મંડલ (ગુજરાત શાખા) ઘણાજ આભાર માને છે.

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते** —मनु

સર્વ દાનમાં ધર્મનું દાન–આધ્યાત્મિક જ્ઞાનનુ દાન સર્વથી ઉત્તમ છે.

—ભગવાન મનુ

## સ્વાધ્યાય મંડળના કાર્ય સંબંધી અભિપ્રાયો

સ્વાધ્યાય મંડળના સુયોગ્ય સંચાલક શ્રી પંડીત સાતવલેકરજીએ છેલ્લાં ૨૨ વર્ષમાં, અનેક નાના મોટા ગ્રંથો સરલ રાષ્ટ્રભાષા હિન્દીમાં, મરાઠીમાં અને સંસ્કૃતમાં લખીને તથા છપાવીને, ભારતવર્ષની મહાન્ સેવા કરી છે. આ ગ્રંથો ઘણા જ વિદ્વતાભર્યા અને ગંભીર સાહિત્યની ચર્ચા કરતા હોવા છતાં સાધારણ મનુષ્ય સમજી શકે તેવા સરલ, સુંદર અને સંગીન છે, એટલું જ નહિ પણ આપણી અર્વાચીન રાષ્ટ્રીય જરૂરીયાતોને પહોંચી વળી જે નવીન રાષ્ટ્રવિધાન આપણે કરવા માગીએ છીએ તેનું સ્પષ્ટ દિગ્દર્શન આપણને કરાવે છે. અમારા આ નમ્ર મત સાથે આપણા દેશના નેતાઓ, સાહિત્યસેવકો, યુનિવર્સીટીના તેમજ સંસ્કૃત પાઠશાળાના અધ્યાપકો અને વિદ્વાન સાધુ સંન્યાસીઓ સંમત થાય છે તેની નીચે ટાંકેલા થોડા અભિપ્રાયોથી ખાત્રી થશે:—

વિશ્વવંદ્ય, હિન્દી પ્રજાના તારણહાર, નવ રાષ્ટ્રીયતાના અંતઃ સ્ફુરિત પ્રેરક તથા નિરંતર થઈ ગએલાં આપણાં જીવનના તમામ ક્ષેત્રોમાં સત્યાગ્રહનું નવજીવન પ્રેરનાર **મહાત્મા ગાંધીજી** સેવાગ્રામથી લખે છેઃ—

सेवाग्राम
ता. २-२-४१

**भाई सातवलेकरजी,**

वेदोंके पुस्तक प्रकाशनके लिये धन्यवाद। आपके प्रचार कार्य पर मैं तो हमेशा मुग्ध रहा हूं।

बापूका आशीर्वाद.

× × ×

પૂજનીય મહાત્માજીએ ગુજરાતને બક્ષેલી એક અમૂલ્ય ભેટ તે શ્રી. કાકા સાહેબ કાલેલકરજી. શ્રી કાકા સાહેબની પ્રખર વિદ્વત્તા, ગંભીર ચિંતન અને રાષ્ટ્રની એકનિષ્ઠ સેવાથી–ખાસ કરીને કેળવણીના ક્ષેત્રમાં–કોઈ ગુજરાતી અજાણ્યો તો નથી જ. "જીવન વિકાસ" "જીવનનો આનંદ" "હિમાલયનો પ્રવાસ" "ઓતરાતી દિવાલો" અને બીજા અનેક ગ્રંથોના લેખક, ગુજરાતી સાહિત્યના તલસ્પર્શી અભ્યાસક તથા વિવેચક અને રાષ્ટ્રીયભાષાના પ્રખર કાર્યકર્તા તરીકે આપણે સૌ તેઓને જાણીયે છીએ જ. આવા પવિત્ર બ્રાહ્મણ કાકા સાહેબ કાલેલકર અભિપ્રાય આપે છેઃ—

वर्धा,

पं० श्रीपाद दामोदर सातवलेकरजीके कार्यसे कौन परिचित नहीं है ? स्वाध्याय मंडलद्वारा उन्होंने संस्कृत भाषा, वेद विद्या और भारतीय संस्कृति प्रचारके लिये अनन्य निष्ठासे जो मेहेनत उठाया है, वह शायद आजकल जमानेमें अद्वितीय है। हिंदी और मराठी भाषाद्वारा उन्होंने वैदिक और भारतीय संस्कृतिका परिचय भारतको कराया है। सदाचार, सेवा और तेजस्वितका वायुमंडल देशमें फैलानेमें वैदिक साहित्यसे कितनी मदद मिल सकती है, यह अगर देखना हो तो पं० सातवलेकरजीके अनन्य ग्रन्थ ध्यानसे पढने चाहिये।

दुनियाके आद्यतम साहित्यका अर्थ करनेमें मतभेदके लिये अवकाश रहेगा। पर मेरा अनुभव है कि प० सातवलेकरजी जिस ढंगसे अपनी दलीलें पेश करते हैं, उसपरसे यह भी ख्याल मनमें उठता है कि उनके अच्छे अर्थ सच्चे भी हो सकते हैं। वे वैदिक मन्त्रोंके केवल अर्थ ही नहीं करते हैं, किन्तु मन्त्रोंका दोहन करके उनमेंसे जितना अमृत-दुध-निकल सकता है, वह सारा दुहकरके हमारे सामने धर देते हैं। उपनिषदोंके अर्थ लगानेमें भी पंडितजीने अपनी प्रतिभाका अच्छा परिचय दिया है।

( सही ) काका कालेलकर.

× × ×

"आपका भेजा ऋग्वेद मिला। बहुत उपकार, अनेक धन्यवाद। सस्करण हिंदके प्रकाशनको गौरव प्रदान करता है। आपने बहुत परिश्रम किया वह सफल है।"

पांडीचेरी
२५-१-४१

अम्बालाल पुराणी
श्री अरविंदाश्रम.

ગુજરાતમાં હિન્દુ-ધર્મ સાહિત્યના પ્રવાહને અમદાવાદમાં " સસ્તુ સાહિત્ય વર્ધક મંડળ " સ્થાપીને વહેતો રાખનાર, સન્યસ્તના પવિત્ર નામને સાર્થક કરનાર, સ્વનામધન્ય, નિષ્કામ યુગ કર્મયોગી પૂજનીય **સ્વામી શ્રી અખંડાનંદજી મહારાજ** પોતે ગુજરાતીમાં પ્રસિદ્ધ કરેલા શ્રી મહાભારતમાં સ્વાધ્યાય મંડલના સ્થાપક શ્રી. પંડિત સાતવેલકરજી સબંધમાં તેમજ તેમના હિન્દી ભાષાંતર સહિત પ્રસિદ્ધ કરેલા મહાભારત સંબંધમાં લખે છે કેઃ—( આવૃત્તિ ૨ જી, સને ૧૯૨૭ પૃ. ૨૮-૨૯ )

**" મહાભારતની સમાલોચના "**ને લગતો જે લાંબો વિષય પૃષ્ટ ૧૭૯ થી ૩૧૨ સુધીમાં અપાયો છે, તેના મૂળ લેખક શ્રીપાદ દામોદર સાતવલેકર છે. એમના તરફથી દોઢ-બે વર્ષ પર હિંદીમાં નીકળેલા મહાભારતને વાંચવા સમજવાની આંખ પણ કહી શકાય, ને પ્રાચીન સમયના ઐતિહાસિક ઉડ્ડયન-ઉડાણમાં ઉડવા-ઉતરવાની પાંખ પણ કહી શકાય. એમાંથી જે ઉત્તમ આંખ અને પાંખ પ્રાપ્ત થાય છે, તેના પ્રતાપે મહાભારતમાં વર્ણવેલી અનેક વિચિત્ર વિચિત્ર બાબતો સમજવી સુગમ થાય તેમ છે. શ્રીમાન્ સાતવલેકરજીની સૂક્ષ્મ બુદ્ધિએ એ દ્વારા મહત્વ પૂર્ણ પ્રકાશ નાંખેલો હોવાથી એને સૂક્ષ્મદર્શક યંત્ર અથવા તો દેવતાઇ ફાનસ પણ કહી શકાય. સાતવલેકરજીના એ બંને ભાગ અનેકવાર વાંચવા છતાં એમાંથી પડતુ મૂકવા જેવું જણાયું નહિ તેથી જ એમાંનું બધું લખાણ લેવાયું છે. આશા છે કે સમજુ વાંચનાર ભાઇ બ્હેનો એ લાંબો લેખ પણ એકવાર પૂરેપૂરો વાંચી જશે.

એઓ એક સંસ્કૃત પંડિત અને મહારાષ્ટ્રીય વિદ્વાન્ હોવા સાથે હિંદીના પણ પ્રસિદ્ધ વિદ્વાન્ છે. ' મહાભારત ' ગ્રંથ એઓ અત્યારે મૂળ તથા હિંદી ભાષાન્તર સહિત માસિક પત્રરૂપે પ્રસિદ્ધ કરી રહ્યા છે. એ પૂરેપૂરા સચિત્ર મહાભારતનું મૂલ્ય, પ્રથમથી નાણાં ભરનાર માટે તેમણે રૂ. ૫૦) રાખ્યું છે. નવીન ભાષાન્તર, નવાં ચિત્રો અને બીજા અનેક પ્રકારના ખર્ચ તરફ જોતાં એમણે એ કાર્ય કેવા શ્રમથી અને નિસ્વાર્થ ભાવથી ઉઠાવ્યું છે, એ તો તેમણે રાખેલી કિંમત જ કહી આપે છે. માત્ર મહાભારત જ નહિ, પરંતુ હિંદી તેમજ મરાઠી ભાષામાં મહત્વના વિષયો ઉપર ઊંડા અભ્યાસ અને આયાસ પૂર્વક તેઓ ઉત્તમ માસિકો પ્રસિદ્ધ કરી રહ્યા છે. આવી વિદ્વત્તા, શ્રમશીલતા, વિચારણા, શોધક વૃત્તિ, સાદાઇ અને કશા પણ ડોળ દમામ વગર કામ કર્યે જનારા એમના જેવા દેવ દૂત સમા વિદ્વાન્ આ તરફ તો પાકે ત્યારે ખરા ?*

---

* એ મહોદયનું સ્થળ ' સ્વાધ્યાય મંડળ ' મુકામ ઔંધ, જીલ્લા સતારા છે, એ મંડળના આત્મા તેઓ છે. તેમના તરફથી હિંદીમાં નીકળતા માસિકનું નામ વૈદિક ધર્મ છે; તથા મરાઠી માસિકનું નામ પુરુષાર્થ છે. જેમને વેદ, યોગ, ભક્તિ, આરોગ્ય, ઇત્યાદિના સંબંધમાં મહત્વના લેખો વાંચવા હોય, તેમણે એ માસિકોના જરૂર ગ્રાહક થવું જોઇએ. " વૈદિક ધર્મ "ની હિંદી ભાષા બહુ જ સરળ અને ગુજરાતી વાચકોથી સમજી શકાય તેવી છે. મહાભારતના મૂળ રચયિતા ઋષિ મુનિઓએ જે અપાર વિદ્વત્તા અને અતિ ઉન્નત હૃદય ઠાલવ્યાં છે; તેની મઝા માણવા ઉપરાન્ત જેમને ભારત મૈયાની રાષ્ટ્ર ભાષા-હિંદી-નું પણ આસ્વાદન લેવું હોય તો અત્ર તરફનું મહાભારત લેવાનું બંધ રાખીને પણ એ જ સ્થળનું ખરીદવું જોઇએ, મૂલ્ય એનું રૂ. ૫૦) રખાયું છે તે તરતને માટે અને પ્રથમથી પૈસા ભરી દેનાર માટે છે. માટે એના ઇચ્છુકે સત્વર ગ્રાહક થવું જોઇએ. એ મહાભારતના નીકળેલા અંકો તરત જ ગણી જઇ બાકીના નીકળશે તેમ તેમ મળશે. પાછળથી એની કિંમત ઘણું કરીને બમણી કરાવેલી ધાર છે. માટે ઇચ્છા હોય તેમણે તરત જ એ ઠેકાણે લખીને જોઇતી હકીકત મેળવવી.

વડોદરાના વિદ્યાવિલાસી કૈલાસવાસી મહાન્ હિન્દી સદગત્ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના પ્રીતિપાત્ર, ગાયકવાડ ઓરીયેન્ટલ સીરીઝના પ્રખર સંચાલક અને સંસ્કૃતના અનેક ગ્રંથોના વિદ્વાન્ સંશોધક અને સંપાદક રાજ્યરત્ન, શ્રી. વિનયતોષ ભટ્ટાચાર્યજી એમ. એ. પી. એચ. ડી. સ્વાધ્યાય મંડળની પ્રશંસા કરતાં લખે છેઃ—

The Swadhyaya Mandal of Aundh is engaged in the most laudable work of popularizing amongst the Hindi knowing public, the noble teachings embodied in the Vedas and the Puranas. The Hindi translation of the Atharvaveda and the Mahabharata will for ever stand as a glorious monument of the industry, labour and foresight of the organisers of the Mandal. Popular books on Vedic subjects as have some bearing on the present day life, are likely to prove very beneficial for the well being of the society as a whole.

I wish the Mandal all success and it will give me the greatest pleasure if the books reach the masses more freely.

Oriental Institute
Baroda, 18-1-40

B. Bhattachariya
Director.

× × ×

મુંબાઇ યુનિવર્સીટી સાથે સંકળાએલી સુપ્રસિદ્ધ વડોદરા કૉલેજના સંસ્કૃતના મુખ્ય પ્રોફેસર, ભગવદીય પરમ વૈષ્ણવ, સૌજન્યમૂર્તિ શ્રી. ગોવિન્દલાલ હરગોવિન્દદાસ ભટ્ટ એમ. એ. એઓ સાહેબ લખે છે કેઃ—

પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરના નેતૃત્વ નીચે ઔંધનુ સ્વાધ્યાય મંડળ કેટલાંય વર્ષોથી વૈદિક સાહિત્ય, યોગ, મહાભારત તથા ગીતા વિષેનાં અનેક ઉત્તમ પુસ્તકો પ્રસિદ્ધ કરીને વિદ્વદ્વર્ગની ખરેખરી સેવા બજાવી રહ્યું છે. તે ઉપરાંત પંડિત સાતવળેકર અને પંડિત તડિત્કાન્તજી વેદાલંકારની દેખરેખ નીચે 'વૈદીક ધર્મ' નામનું માસિક છેલ્લા અગીયાર વર્ષથી ચાલી રહ્યું છે. અત્યારસુધીમાં સ્વાધ્યાય મંડળે ચાર વેદોની સંહિતા, બે ઉપનિષદો, અથર્વવેદનું સુબોધ ભાષ્ય, યોગ સાધન માલા, આગમ નિબંધમાલા, સંસ્કૃત પાઠમાલા, સંપૂર્ણ મહાભારત ( ભાષાન્તર સાથે ), મહાભારતની સમાલોચના, શ્રીમદ્ ભગવદ્ગીતા ( ટીકા સહિત ), ગીતા સમન્વય, ગીતાશ્લોકાર્ધસૂચી ઈત્યાદી અતિ મહત્વના ગ્રંથો પ્રકટ કર્યા છે; અને હજુ અન્ય વૈદિક સંહિતાઓ અને ગ્રંથો પ્રકટ થવાના છે.

× × ×

પોતાની નવલકથાઓથી ગુજરાતી સાહિત્યમાં નવીન જ ભાત પાડનાર અને નવીન યુગોપયોગી સર્જન કરનાર, ગુજરાતી સાહિત્યના અનન્ય સેવક સાક્ષરશ્રી. રમણલાલ વસંતલાલ દેશાઇ એમ. એ. અભિપ્રાય આપે છે કેઃ—

સ્વાધ્યાય મંડલ, ઔંધ, દ્વારા એક બહુ સુંદર અને ઉપયોગી પ્રવૃત્તિ ચાલી રહી છે તેનો ખ્યાલ શ્રી. ચુનીભાઇ જીવાભાઇએ મને આપ્યો ન હોત તો ખરેખર એ પ્રવૃત્તિથી હું અજ્ઞાત રહેત. આપણા પડોશી મહારાષ્ટ્રમાં શું શું ચાલી રહ્યું છે એ જાણવાની બહુ જરૂર છે. આપણે તેમાંથી ઘણું શીખી શકીએ એમ છે.

# સ્વાધ્યાય ગ્રંથમાલા.

વાર્ષિક ૫) પરદેશ માટે શીલીંગ ૧૦) માં ૧૨૦૦ પાનાનું સંગીન ધાર્મિક સાહિત્ય.

## બીજા વર્ષમાં છપાનાર પુસ્તકો.

( ૧ ) મૃત્યુને દૂર કરવાનો ઉપાય :

ભગવાન્ વેદની વિવિધ શૈલીથી મનુષ્યે મૃત્યુને દૂર કેમ કરવું તેના સરલ સુગમ ઉપાયો આ પુસ્તકમાં બતાવ્યા છે. કિં. ૦-૪-૦

( ૨ ) શ્રીમદ્ ભગવદ્ ગીતા ભા. ૨ :

શ્રી. પંડિત સાતવળેકરજીની પુરુષાર્થ બોધિની ટિકા સહિત.

( ૩ ) માનવી આયુષ્ય :

જ્યારે ઇંગ્લાન્ડ, જાપાન, જર્મનીનું સામાન્ય આયુષ્ય ૬૦ વર્ષ છે ત્યારે હિન્દુસ્થાનમાં માત્ર ૨૫ વર્ષ જ છે. ભગવાન્ વેદ " शतं जीवेम शरदः "ની ઘોષણા કરે છે. તમારે દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવું હોય, મહાવીર અર્જુનને રણમાં પાછા હઠાવનાર શરશૈયામાંથી ઉપદેશ આપનાર આદર્શ બ્રહ્મચારી ઇચ્છામરણી ભીષ્મ પિતામહનો તેજસ્વી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાના ઉપાયો સંબંધી સાચો ઉપદેશ સાંભળવો હોય તો, વાંચો— કિં. ૦-૪-૦

૪ ) એકાદશીનો અપવાસ :

આમ તો હિન્દુઓના ઘેરે ઘેર એકાદશીઓ થાય છે અને પછી બારસનાં પારણાં થાય છે. પરંતુ એકાદશીની કથાઓ પ્રમાણે વિમાનો નીચે ઉતરી આવતાં જણાતાં નથી. સ્વર્ગનાં વિમાનો નીચે કેમ ઉતારી શકાય, પડવો, બીજ કે ચોથના દિવસે ઉપવાસ ન ગોઠવતાં ખાસ દરેક માસની એકાદશી જ ઉપવાસ માટે કેમ પસંદ કરવામાં આવેલી છે, પૂર્ણિમા અને અમાસને દિવસે ચંદ્રની ગતિથી જેવી રીતે સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, તેવી જ રીતે " चन्द्रमा मनसो जायते " એ વાક્ય અનુસાર મનુષ્યના મન અને શરીર ઉપર ચંદ્રની વધઘટની કેવી અસર થાય છે. તે સમજાવનાર શાસ્ત્રીય પુસ્તક " The fasting cure " " ઉપવાસથી આરોગ્યનો" ભવ્ય સંદેશો આપણા શાસ્ત્રકારોએ પેઢીપેર મોકલી આપણા જીવનમાં, તે કેવી સુંદર રીતે વણી લીધો છે. તે સમજાવનારું પુસ્તક. આ પુસ્તક વાંચ્યા બાદ એકાદશી કર્યા સિવાય કોઇ હિન્દુ રહેશે જ નહિ. કિં. ૦-૫-૦

## સ્વાધ્યાય મંડળ, ગુજરાત શાખા.

સ્વાધ્યાય મંડળનાં સઘળાં પ્રકાશનો મળવાનું ઠેકાણું. } વ્યવસ્થાપક : ચુનીભાઇ છોટાભાઇ પરેલ,
રાવપુરા—વડોદરા.

# આસન

( યૌગિક-વ્યાયામ )

"રીટર્ન ટુ નેચર" "કુદરત તરફ પાછા વળો" એવી સલાહ, દવાઓના રગડા પીને, ઇન્જકશનોના સોયા ખાઇને, પેટન્ટ બાટલીઓનાં મોહક સ્વરૂપો જોઇને થાકેલા દર્દીઓને પશ્ચિમના સ્વાસ્થ-વિજ્ઞાન-નિષ્ણાતો આપવા લાગ્યા છે. શરીરમાંથી વપરાઇ ગયેલા ખોરાકના થયેલા કચરાને મળ, મૂત્ર, પસીના રૂપે નિયમીત રીતે બહાર કાઢી નાખવામાં આવે તો જ નિસર્ગદેવતા પ્રસન્ન રહે અને "શતં જીવેમ શરદ:"ની પ્રાર્થના સફળ થાય. મોટી મોટી હોસ્પીટલોથી થાકીને હવે "નેચર-ક્યોર-સેનીટોરીયમ"માં યોગ્ય કસરતથી શરીરનો મૂળ બાંધોજ સુદૃઢ બાંધવાની-બનાવવાની સલાહ હવે અપાવવા લાગી છે. આસનની યૌગિક વ્યાયામ પદ્ધતિ શોધી કાઢી તેને દૈનિક-યોગ-સાધનમાં વણી લઇ ઋષિમુનિઓએ શરીર-મંદિરનો સુદૃઢ પાયો નાખવા ઘેર ઘેર પહોંચાડી હતી. યોગ-સાધન-માળાના "આસન"ની ચાર ચાર હિન્દી આવૃત્તિઓ થઇ ગઇ છે તેજ તેની લોકપ્રિયતા અને સફલતા બતાવે છે. તેનું આ ભાષાંતર છે. પશ્ચિમનાં સુંદર સુંદર "ફીઝીકલ-કલચર" પુસ્તકોની જોડમાં બેસે તેવું સંગીન આ પુસ્તક છે. આ પુસ્તક ઘરમાં વસાવી, દૈનિક યોગ સાધન સાધી શરીરને સુદૃઢ બનાવો.

કિં. ૨-૦-૦

આ માસિક વડોદરા-રાવપુરામાં શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૫-૪૧

Registered No. B. 1775

# ગુણસુંદરી
## અને સ્ત્રીહિતોપદેશ

તંત્રી:
શ્રી. જયવતી દેસાઇ

સહતંત્રી :
કુ૦ રમા દેસાઈ

વ્યવસ્થાપક:
નટવરલાલ ઠક્કર

તંત્રી : બાલવિભાગ
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ. ઠક્કર


વર્ષ ૧૮ ::: અંક ૫
જુલાઇ : ૧૯૪૧ .
પુસ્તક ૩૬મું




આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્યે

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.

પુ. ૩૬ મું ] જુલાઈ : ૧૯૪૧ [ અંક ૫ મો

## અનુક્રમણિકા



## બાલ–વિભાગ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દસ આના.



પુસ્તક ૭૬મું • જુલાઇ : ૧૯૪૧ • અંક ૫ મો

# વર્ષાની વીણા

: : રાગ : પરદીપ : :

મીઠી વર્ષાની વીણા વા...ગે
વર્ષાની વીણા વા...ગે—મીઠી૦

ધોધમાર ધાર એની, વ્યોમ થકી આવતી
ધરતી આગ પરે અમી છાંટણાં રેલાવતી
—મીઠી૦

નાચી રહી વ્યોમ મહીં ઘેરી ઘેરી વાદળી
આભ સકળ આવરી લે, તેજ થકી વિજળી
—મીઠી૦

ઊર એક ચિત્ત થાય, ગાનમાં મયૂરના
દ્રષ્ટિ વ્યોમ વીંધી ઊડે કોક સમીપ દુરમાં
—મીઠી૦

બંસી સૂણું દુરમાં, હું રંગભીના શ્યામની
આપતી એ ઉરયાદ, શારદની રાતની
—મીઠી૦

કૂંળા અંતરમાં સોણલાઓ જા...ગે
વર્ષાની વીણા વા...ગે—મીઠી૦

શ્રી. વિબુધ મહેતા



# સ્વાધીન પતિકા

મ્હારે બીજું નથી કોઇ વાનું,
કાજી સા'બ કહેવાનું;
તેમ ખોટું કે સાચું બહાનું,
નકામું દેવાનું !

૨

ઝટ ફેંસલો દેજો જોખી,
પરદ મેલી પડતી. રે;
'કરી દારૂના ગુનાની ચોકી,
તેમાં સજા મળતી રે.'

૩

ભલે એમાં ગુન્હો આપ ભાળો,
નથી લેશ વાંધો રે;
કેક દાખલા એવા સાધો,
કે કાયદે બાંધો રે !

૪

મ્હારાં સાસુ ધવાઇ દવાખાને,
પારા પીડા પામે રે;
માર મીઠા લાઠીના માને,
સભા બંધી સામે રે !

૫

મ્હારા સસરા તે કાળેપાણી,
વર્ષોના વાસી છે;
કરે જીવનની સાચી કમાણી,
કાશીના નિવાસી છે !

૬

જેઠ પુરાવે હાજરી પહેલી,
પોલીસને હાથે રે;
બા'ર મૂકવા ડગલું ડહેલી,"
મનાઇ હજી માથે રે !

૭

મ્હારાં જેઠાણી સાચવે ભાણું,
પતિનું પ્રિત્યે રે;
મળ્યું સ્વામી સેવાનું ટાણું,
રાખે ભલી રીત્યે રે !

૮

નાનાં નણદી તે કેસરી સાડી,
પહેરી ફેરી ફરતાં રે;
છાપી વ્હેંચે પત્રિકા છાની,
ઉમંગે તરવરતાં રે !

૯

મ્હારા દિયરજી ભણતર સાચું,
સભામાં લેતા રે;
ધરી ઝંડા ને મોખરે, ચાલે,
ધીમે ડગ દેતા રે !

૧૦

મ્હારા પરણ્યાનો બીજો ફેરો
કારાગૃહ કેરો રે;
મ્હારો નાથજી પૂરો નમેરો,
અર્ધાંગી અનેરો રે !

૧૧

હું નાનાં નસીબની એક,
પાછળ રહી ગઇ છું;
છેક મોડી તોયે રૂડી ટેક,
સૌની હારે થઇ રહી છું !

શ્રી. ઉમેશ કવિ

# ઓસરતું વાત્સલ્ય

લેખક : શ્રી. કનૈયાલાલ જ. રાવળ

બપોરે મધ્યાન્હ તપતો હતો. આગગાડીના ડબ્બામાં એક ડોશી આઠ–દસ માસના બાળકને ખોળામાં લઈને બેઠી હતી, અને તેનું મન પ્રસન્ન કરવા મથતી હતી.' ડોશી શબ્દ સાંભળીએ એટલે એ વિધવા જ હોય એમ ઝટ માની લઈએ છીએ; પરંતુ એ ઘણીવાર સાચું નથી હોતું. જો કે આ ડોશી ખરેખર વિધવા-જ હતી એમ અમને જણાયું. તેની સાથે સરસામાન નહિવત્ હતો એ અમે ડબ્બામાં દાખલ થતાંની સાથે એક સર્વગ્રાહી નજરે જોઈ લીધું હતું.

થોડી વારે સુદામાની અનેક ચીંથરાથી વીંટાયેલી ચીંદડીની યાદ આપે એવી એક પોટલીમાંથી ડોશીએ કંઈક બહાર કાઢ્યું. અમારી કુતૂહલવૃત્તિ વધુ અને વધુ ઇંતેજાર બનતી જતી હતી; પણ તરત અમને સમજાયું કે તેમાંથી તેણે રોટલાનો એક સુકો કટકો બહાર ખેંચી કાઢયો ને બાળકને આપ્યો. કંઈક ચુસવાનું મળતાં બાળકને થોડી શાંતિ મળી.

પરંતુ અમારે પરાયાને આ બધું ઊંડાણથી પારખવાની પડી ન હતી. અમે અમારા તાનમાં મસ્ત હતા. મારા મિત્ર તો મદઝરતા માતંગના ગતિ ઢોલ જેવી ચાલથી ચડી સીટ ઉપર લ્હેકાથી બિરાજ્યા અને ઊની ઊની લૂની લીજ્જત માણતા બગાસાંને આવાહન કરતા હતા. મને કંઈ ખાસ ખ્યાલ ન હતો. જીવનમાં ગાંભીર્ય જેવી એક ચીજ હસ્તિ ધરાવે છે તેનો ઝાંખો પણ આભાસ અમારા ચિદાકાશમાં ઊગ્યો ન હતો. બે કિશોરઈની ફોરમ અને ટીખળ ભરી મઝાકવૃત્તિ યૌવનના ઉમટતા થનગનાટ સાથે અમારી આસપાસના બીજા જુવાનીઆઓમાં પણ છતી થતી હતી. એવામાં એક ઉતારૂએ આશ્ચર્ય ભરી આંખે એ ડોશીને પ્રશ્ન કર્યો, "ડોશી, આ છોકરાની મા નથી? સાથે કેમ દેખાતી નથી?"

"એની મા મરી ગઈ છે, ભાઇ!" ડોશીના અવાજમાં જરાક કરડાકી સાથે દીનતા દેખાતી હતી.

આટલા મિત ભાષી ઉત્તરથી એ પૃચ્છકની જીજ્ઞાસા વૃત્તિને સંતોષ ન વળ્યો. "હરિ! હરિ! બીચારો મા વગરનો થઈ ગયો. ત્યારે હવે આમ તમે ક્યાં લઈ જાઓ છો? તમારી દિકરીનો દિકરો હશે?"

"દિકરીનો નહિ, મારા દિકરાનો દિકરો છે, બાપુ, મારે ઘેર લઈ જાઉં છું."

અત્યાર સુધી અમારૂં લક્ષ્ય આ બાળક પર પરેપૂરૂં ગયું ન હતું. જ્યારે બાજુએ બેઠેલા સૌભાગ્યવતીએ. આ પૂછપરછ આદરી ત્યારે સૌના કાન સરવા થયા; સૌની ડોક એ તરફ મરડાણી; એ બાળક સૌની આંખોનો ધ્રુવ તારક બન્યું.

સાઠેક વર્ષની ડોશી ખોળાના આ બાળકને ઊંઘાડવા માટે ઘણું ય કરે પણ કેમે કરીને છોકરો જંપે જ નહિ. ડોશીએ સ્તનપાન કરાવવા સુધીનો અખતરો અજમાવી જોયો પણ તેને મુદ્દલ ચેન પડતું ન હતું; એના મોં પર ઉલ્લાસની એકે રેખા ઉપડતી ન હતી.

ઉતારૂઓના તર્કવિતર્ક ગતિમાન થયાઃ "આટલા છોકરાને પણ સગી મા વિના કર્યાથી સોરવે?" "દિ ઠે ભૂખ જાય એવો રૂપાળો છે," "બાળક ઉછેરવું એ તો હાથા

પાણો પકવવા સરખું છે " વગેરે સ્વરૂપમાં સૌ મતપ્રદર્શન કરવા લાગ્યા. બાળકનો એકંદરે ઘાટ સુડોલ હતો; સોનાવર્ણોવાળી, ભૂરી આંખો, અનુકંપા જગવતો ચહેરો, વગેરે હકિકત સામાન્ય ઉતરતી ગણાતી કોમમાં આવા નમણા બાળકો જન્મે છે એની સાક્ષી આપવા બસ હતી.

" ડોશીમા કોઇનો ઉપાડી તો નથી લાવ્યા ને ? "

આવા સવાલ પૂછનારા પણ હોય છે ! પણ સંયોગવશાત્ એ કાતીલ વેણ ડોશીના કાન સુધી પહોંચી ન શક્યું.

" ગામડામાં વસતી ડોશીમાં પણ સંસ્કાર અને ડહાપણભરી માવજત આપણાથી રજભાર પણ ઊતરે એમ નથી. " ગામડાની હવા નહિ ખાધેલ એવા એક સજ્જને જાણે મહા કૂટ પ્રશ્નનો ઉકેલ આણ્યો હોય એવી રીતે અભિપ્રાય વ્યક્ત કર્યો.

" ઘરડાં વગર ઘર ચાલવાનું નથી, એ લોકોક્તિ ખોટી નથી. " મારા મિત્રની ઊંઘ સરી જતી લાગી.

" ડોશીઓ વગર બાળબચ્ચાં ઉછેરવાં કઠણ ખરાં. "

" ભાઇ, ડોશી તો ઘરને જીવતું તાળું છે તાળું. "

એવાં બે ચાર વાક્યો ઉપરાછાપરી ફેંકાયાં.

" ઇ બધું તો ઠીક, પણ સગા પેટ કરતાં કાંઇ વધુ હોય ? " ડોશીનું બોલવું સાંભળી લાગ્યું કે ડોશી ઓછાબોલાં હશે.

" ડોશીમા, ક્યાંથી આવો છો ? "

" આ છોકરાને, બાપુ, એની મા પાસેથી છોડાવી લાવી છું. "

" હેં, શું કો' છો ? " ડોશીનું વેણ સાંભળતાંજ આખા ડબ્બામાં અરેરાટીની તીણી આહ ફેલાઈ ગઇ. ઘડિએકમાં તો ડોશી રાક્ષસી લાગી, એટલા માટે કે તેણે માતાની સુંવાળી ગોદ બાળક પાસેથી છીનવી લીધી. સૌની નજરમાં તિરસ્કાર અને ઠપકાની છાયા ફરી વળી. આંખોના અણસારામાં સમાયેલી લિપિ ન ઉકેલી શકે એટલી ગમાર ડોશી ન હતી.

" બાપુ, તો લઇ આવું તો મારો એકનો એક દિકરો ખોઈ બેસું ને ! દિકરાના મૂલનો છે મારે તો. ને દિકરાના જેવો દિકરો. મારો જીવ કેમ ચાલે ? ભગવાનના વાંકમાં આવી હઇશ, નહિ તો મારો દિકરો શેદને મરી જાય ? "

ડબ્બામાં ચોગમ શાંતિ ફેલાઇ ગઇ. ગાડીના ધડધડાટ સિવાય બીજો કશો સુર ન હતો. થોડીવાર અટકી ડોશીએ આગળ ચલાવ્યું: " ગામડામાં બટકુ રોટલો રળી ખાતા'તા ને દિ' ગુજારતા'તા; ત્યાં નશીબ બે ડગલાં આગળ હાલ્યું. દરરોજ સવારે મારો શવલો બે ગાઉ ઉપર કારખાને જાય ને ઝાલર ટાણે પાછો આવે. એક દિ' માઠા ખબર આવ્યા કે ઇને સંચામાં આવી જવાથી કારમુક વાગી ગયું છે. મારો તો રોયો, જીવ ઊડી ગયો. આગલે દિ' એની વહુની હારે કજીઓ થયેલો. એમનો કંકાસ ક્યારેક ક્યારેક થાતો. આ છોકરાના જનમ પછી પગાર તો વધ્યો'તો પણ શવલાને મનમાં મૂંઝવણ વધી હતી. કે'તો નો'તો ને મનમાં સે'તો'તો. ને મરવાને દિ વેલો પ્રાગડ વાસ્યે તો વહુએ હોંશથી ભાતું રાંધી દીધું હતું. મને અચરજ થયું ને વે'મ પણ ગ્યો. પણ વળી થયું કે સંસારના ઘાટ છે ને વરવહુનો કજીયો ઝાઝો નો હાલે. પણ ઇ બાઇ કાળી નાગણ નીકળી. મારો છોકરો તો બાર વાગ્યે છૂટી રોંઢો કરી કામે ગ્યો ને એના પેટમાં કાળી અગન જેવી બળતરા હાલી નીકળી. એની છાતી બેસી ગઇ એમ કોકે કાધું. ડાગતરને પૂછવા જેટલોય સમો નો રીયો. આંખે અંધારા

આવતાં સંચામાં પડી ગ્યો ને મોડે મોડે છેક છેલ્લી ઘડીએ ડાગતરે આવી એને જોયો: પણ ત્યારે એમાં કાંઈ નો'તું; હાથ ખંખેરીને એણે કઈ દીધું કે માથું ફૂટી જ્યાથી મરી ગ્યો. ને હું આ રોઈ કકળીને બેઠા ગઈ."

ડોશી ગળગળી થઈ ગઈ; એની આંખે શ્રાવણ ને ભાદરવો હતા. એક જણે નિશ્વાસ નાખી પૂછ્યું: "તમારે બીજા દિકરા દિકરી નથી, માડી?"

"ના, બાપુ. દેવે દીધેલ એક હતો ઈ ગ્યો. પછી કાંઈ એની બાયડી રે' છે? એણે તો જવાના પેંતરા કરવા માંડયા. સંઈ લઈને સમજી જાવું'તું. પણ હું ગાંડી નો'તી. મેં કહ્યું: ખૂણો પાળવા વગર નો જવાય વરસ-છો મહિના નહિ તો મહિનો માસ તો ખૂણે રે'વું જોયએ. પણ એમ માને? એના કોક ભાઈને કેવરાવ્યું કે ડોશી દખ દે છે. ઈ એનો ભાઈ-કોક આવે આવીનો-આવીને કપક તરકટ તોફાન પછી તેડી ગ્યો. નો આવી એને દુનિયાની લાજ; નો આવી ઓલ્યા મર-નારની સરમ; નો આવી એની નજરમાં મારી ઘરડી આંખોની કામારોળ. મેં કીધું આ છોકરાને પણ આવવા દે, એટલું આઈ રે'. પણ ઈ દસકડની જાત, એકની બે નો થઈ. એને જાણે છોકરાની માયા જ નો'તી. ઈ તો કે: તમને લાગતું હોય કે હું વઈ જાશ, તો તમે છોકરાને રાખો. મને થ્યું: અરે જીવડા! આ બચ્ચાને-આ ફૂલને રાખી શું કરું? મા વગર નીસાસા જ મૂકે ને! પણ એના ભાઈએ કીધું કે ઈ ચેચાર મહિના પછી વઈ આવશે; એને અહીં ગોઠે નહિ. મેં તો વાત પડતી મૂકી ને ઈ ગઈ. મેં એક ભગવાનનો આશરો લીધો. પણ ઈ આટલી વઈ જશે એની મને ગમ નો'તી."

ધીમે ધીમે ડોશીની ફરતો ડાયરો જામ્યો. સૌનાં મન પંખો ગયાં હતાં. ડોશી પ્રત્યે અનુકંપાની લાગણી સૌને થઈ આવી. બાજ-કનો પસીનો લૂછી જરાક રહી એણે શરૂ કર્યું. "ગયે આસાઢિયે સાંભળ્યું કે વહુએ નાતરું કર્યું ને મારો જીવ કાચબી મારી ગ્યો. હું તાબડતોબ પહોંચી ને છોકરાને છોડાવી આવી."

દુનિયાના રંગથી અણજાણ એક જુવા-નીઆએ પ્રશ્ન કર્યો: "તે એમાં છોકરાને શું કામ લઈ આવ્યાં? છોકરું તો એની મા પાસેજ હોય ને!"

"હાય હાય! માડી, મારો રતન જેવો દિકરોજ ખોઈ બેઠું ને. ઓલ્યા પારકા જણ્યાને શું દયા હોય! કાસળજ કાઢી નાખેને! આ એની સગી આનેય લાગણી નહિ તો ઓલ્યાને શું? હશે આવરદા હશે તો જીવતો રે'શે. ભગવાન સામું જોશે પણ જાણી જોયને કસાઈને ત્યાં અમારો જીવ નો હાલે આવું પાતળું ઓઢી પેરીને. આછી પાતળી ઘેંશ ખાઈને એની પરોજણ કર્યા વગર છૂટકો છે! આ દેહ નો હાલે તોય વેઠ કરીને પૂરું કરીશ. નહિ તો ઈશ્વરના મનામાં આવીએ. કયે ભવ છૂટીએ!"

"પણ માડી માણસ આટલાં બધાં નીચ થતાં હશે એ કળ્યામાં નથી આવતું."

"શું કઉં ભાઈ, આ અમારાજ પાડો-શમાં ને ગામમાંય મારા જાણ્યામાં બનેલા દાખલા છે. વાણુ વખતે નખર્માય રોગ નો હોય ને ને બગાડે ઈ નો હોય. અરે ભાઈ, માણસ ભાન ભૂલે છે ત્યારે શું નો કરે? ખાટકીનાં કામ કરતાં પાછું વાળીને જોતો નથી. ગમે તે રસ્તે સાફ કાઢી નાખે. આ અમારા ઘરઘરણાની જાત ને આજકાલ લોકમાં કાટય બહુ વધી ગઈ. નાની વહુવારુને ય કાંઈ કે'વાય નહિ. એની મેળે હાલવા દઈએ તો રાજી. ને આ કળજુગનાં કાળાં કામો વધી પડયાં છે કાંઈ! પણ ઈ મારા સરવાના

બાપ દેવ થયા પછી મેં'જ શવલાને ઉછેરીને મોટો કર્યો. અમારા સમામાં આટલી હદ નો'તી આવી; આ તો હડહડતો કળજુગ !"

એટલામાં છોકરો જાગ્યો ને વળી ડોસી એની દેખરેખમાં પડી. બાળકને પોતાની જનેતાની શી જાણ્ય ! સારી ખોટી માનો ભેદ એના મનમાં નથી. એને તો ગમે તેવી પણ એને પાળનાર પોષનાર તેની મા; મા વગર ન ચાલે.

' છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય ?' વાળી કહેવત મને અહીં ઉલટી માલુમ પડતી લાગી; હેમ્લેટનું દૃષ્ટાંત સુઝ્યું. હેમ્લેટની માએ બીજું શું કર્યું હતું ? પણ તે મોટો હતો તેથી વેર લેવાનો નિશ્ચય કર્યો. પરંતુ આ બાળક મોટો થયે શું કરી શકવાનો છે ? જીવશે તો બીજું કંઇ નહિ પણ તેના મનપર પડતા સંસ્કારો અને સ્મૃતિની મ્હોરછાપ જીવનભર તેની નજર આગળથી ખસવાની નહિ; એ સૂળની માફક ખટક્યા જ કરે. રશિયામાં મહાત્મા ટોલસ્ટોયને અતુલ જહેમત ઉઠાવવાનું આ જ પ્રયોજનઃ પોતાના દુન્યવી સ્થૂલ અયશ–આરામ ને વિલાસની વેદી ઉપર ખુદાઈ ફિરસ્તાસમા બાળકોની નિર્દોષ કુમળી જીન્દગીનું બળીદાન આપવું, છોકરાંને છતે માબાપે નમાયાં કરવાં–અનાથ કરવાં, એ ક્યાંનો ન્યાય ? સગી મા છતાં છોકરાંને રઝળવું પડે ત્યાં ત્યાં, આવાં હૃદયવેધક દશ્યો ઘણીવાર નજરે હડફેટે ચડે છે. બાળકનું સ્થાન છેવટ અનાથાશ્રમ બનવા ભાગ્યશાળી થાય છે. બાળકનું રક્ષણ પોષણ કરવાની ત્રેવડ ન હોય કે દાનત ન હોય તો બહેતર છે કે તેના જન્મ માટે જવાબદાર ન બનવું. પણ અત્યારે તો સામાન્ય માન્યતા એવી છે કે બાળકો By-product છે. પશ્ચિમની હવાના તરંગો આપણે ત્યાં ન લોઢે તો આપણે કેળવણી લીધી શા કામની ? પિતાની નહિ તો માતાની અચૂક ફરજ તો છે કે બાળકોનું પાલનપોષણ કરવું જ જોઇએ. પશુ અને પક્ષીઓમાં પણ આ સહજવૃત્તિ દેખા દે છે. હા, પણ માનવ તો સંસ્કારી છે ને !

આ ગ્રામ્ય સમાજમાં અથવા કહો ઊતરતી કોમમાં થતા આવા સડાઓને બનતી કોશીશે ઉગતા જ ડાંભવા જોઇએ. ગ્રામજીવનની સાલસાઇ, નિખાલસતા, શુદ્ધ પ્રેમનો ઉછળતો ઉદ્રેક અને કુદરતી મનોભાવોમાં બટ્ટો લગાડનાર આવાં દૂષણો નાનાં જેવાં હોય તો પણ દિલ કંપાવનારાં પરિણામો લાવે છે.

કવિ ખોટાદકરે ગામડાની આદર્શ ગૃહિણીઓનાં અનુપમ શબ્દચિત્રો આપી અદ્ભુત સૌંદર્યદર્શન કરાવ્યું છે, પણ તે તો જાણે વાસ્તવિકતાની માત્રા મૂકતાં હોય એમ લાગે છે. કવિએ ગરબે રમતી સુન્દરીને પોતાનો પારણિયે પોઢેલ ' નંદકુવર ' યાદ આવતાં દોડી જતી બતાવી છે, તેની સાથે આ પ્રસ્તુત પ્રસંગને સરખાવો. માતાનો સ્નેહ જ ઓર છે. કવિએ તેનું યથાર્થદર્શન કરાવ્યું છે. છતાં સમાજમાં ભયંકર બનાવો પણ બની રહે છે, તે તરફ આપણે આંખ આડા કાન કરવા પોસાય જ નહિ. આંગ્લકવિ કાઉપરે પણ સ્ત્રીની પુત્રપ્રેમની લાગણીનાં મુક્તકંઠે ગુણગાન કર્યાં છે. **There is enduring tenderness in the affection of a mother.** માતૃપ્રેમ એ સર્વપ્રકારના પ્રેમ કરતાં સર્વોપરિ છે. પરંતુ આથી ઉલટા બનાવો આપણી આંખ જોરથી ઉઘાડે છે. ખરેખર જમાનાનું આ ફળ છે કે પુનર્લગ્નની પુનિત (!) પ્રણાલિનું આ ફળ હશે ?

ગમે તે હોય; પણ આદર્શના વનોપવનમાં વિહાર કરનારાઓને, સ્વપ્નસોમના મધુરા આનંદની મિજબાનીઓ ઉડાવનારાઓને,–

કવિત્વના કાવ્યમય કલ્પના પ્રદેશમાં ગગનો-ડ્ડયન માણનારાઓને આવી અનેક અરસિક અને શુષ્ક ઘટનાઓથી કદાચ સૂગ ચડશે!

નીતિ અનીતિની મક્કમ માન્યતાવાળાઓ તો માને છે કે છૂટાછેડા અને પુનર્લગ્ન એ એક દૃષ્ટિએ પાપાચાર જ છે, જીવનકલહ અને અજંપો અને જીવનના રોદણાં વધારનાર છે. હા, પણ હવે તો પુનર્લગ્ન અને છૂટાછેડાના સમાજની બત્રીસીએ ચડેલા પણ હવે ઇષ્ટ મનાતા ક્ષેત્ર તરફ આપણે પ્રગતિ કરીએ છીએ, ત્યાં આવી અણધારી બલા ને રૂકાવટ ક્યાંથી ઊતરી આવે છે? આપણે તો સમાનતા સ્થાપવા માગીએ છીએ. ઊંચી નીચી કોમ વચ્ચેથી ભેદ ભૂંસાતો જાય છે; અને આમ નીચી કોમની રીતરસમો આપણને ઊંચી કોમને-નવતાવાંછુને મળી રહેશે.

બાળકના આર્તમય રુદનસ્વરે મને તંદ્રામાંથી જગાડયો. એમાં સૂર પૂરાવતો હોય તેમ એક ભિક્ષુક છોકરાએ બીજી તરફ "આ બાલ્યવયમાં કોઇનાં માતા પિતા મરશો નહિ," દર્દભરી જબાનમાં શરૂ કર્યું. મારી બાજુપર બેઠેલા મિત્રે કહ્યું, "જોયું ને, ભાઇ!"

મને ડોશીના શબ્દો સાચા લાગ્યા. છોકરાની મા મરી ગઇ છે. 'સુરભી મરતાં જેવું વચ્છ, જળ વિણુ તફડે મચ્છ.' એવી જ રીતે આ કુમળા બાળકનો તરફડાટ અસહ્ય લાગ્યો.

સ્ટેશન આવ્યું ને એક બાજુ પોટલી અને બીજી બાજુ છોકરાને લઇ કેડથી નમેલી ડોશી ઊતરીને ચાલી. અમે સૌ એકીટશે સહાનુભૂતિથી છલકતી લાગણીભરી નજરે જોઇ રહ્યા.



## બાળક બધાં તહારાં

જગદીશ વિશ્વંભર આ બાળક બધાં તહારાં,
વંદી રહ્યાં છે તુજને બાળક બધાં તહારાં.

હિંદુ અને મુસલમીન નિર્ધન અને તવંગર
જ્ઞાની અને અજ્ઞાની બાળક બધાં તહારાં—જગદીશ૦

બ્રાહ્મણ અને હરીજન દરજી, સુથાર, મોચી,
ના ઉચ્ચ નીચ કોઈ બાળક બધાં તહારાં—જગદીશ૦

રાજા, દિવાન, મુન્સફ પોલીસ અને ટપાલી
લેખક, કવિ ને સાક્ષર બાળક બધાં તહારાં—જગદીશ૦

લેજે ખબર તું સહુની સદ્‌બુદ્ધિ આપીને તું
ગાંડાં ઘેલાં છતાં પણ બાળક બધાં તહારાં—જગદીશ૦

શુભ માર્ગે ચાલવાનું બળ આપજે સદા તું
એ પ્રાર્થના કરે છે બાળક બધાં તહારાં
જગદીશ વિશ્વંભર આ બાળક બધાં તહારાં.

શ્રી. નટવરલાલ ચુનીલાલ મોદી



# હેંડો'લ્યાં, શેતરે જઇએ

[ રાગ : ગોરંદે ગામડે આવો ]

હેંડો'લ્યાં, શેતરે જઇએ !
આંબલીયાની લ્હેર લઇએ !—હેંડો'લ્યાં.

વ્હાણું વલોણું ખેંચીને તું
લેજે તાંબડી છાશ,
ઢેબરાં રોટલા બાંધીને તું
ચોરીએ પાડજે સાદ—હેંડો'લ્યાં.

રૂડે રૂપાળે આંબલે બેસી
વેઠીશું સાખીયાં આજ
કાચાં પાકાં તોડી–વેણીને
ભરશું કેરી – છાબ—હેંડો'લ્યાં.

ડાળે ડાળે છોડીશું હીંચે
ગાને ગજાવે આભ
કોયલ કૂજે મોર ટહુકે
મેઠા મધુરા એ સાજ—હેંડો'લ્યાં.

ગોપ–ગોવાલણુ જોડી ઓળીને
કુંદડી ફરતાં ફેર
ઘુંઘટ તાણી દેતાં તાલી
જઇએ આપણુ ઘેર—હેંડો'લ્યાં.

સૌ. સવિતાલક્ષ્મી બુચ

# એમા ગોલ્ડમેન

## એક રશીયન ક્રાન્તિકારી મહિલાની આત્મકથા

લેખક :
શ્રી. જમિયત પંડ્યા

**આ** ક્રાન્તિકારી મહિલા એમા ગોલ્ડમેનનો જન્મ ૧૮૬૯ માં રશીયામાં થયો હતો, ઘણું કરીને હજુ પણ તે જીવિત હશે. જ્યારે " Living my Life " નામક તેનું લખેલું પુસ્તક મેં વાંચ્યું ત્યારે મને લાગ્યું કે બાકુનિન્, પ્રિન્સ ક્રોપોટકિન, મેલટેસ્ટા કે લુઇ માયકેલથી તેની પ્રગતિશીલતા સહેજ પણ ઉતરતી નથી.

૧૯૩૪ માં તેણે લખ્યું છે કેઃ—

" દુનિયા જેને સફળતા કહે છે, અથવા તો ધનસંગ્રહ, ઉચ્ચ પદાધિકાર, વા સમાજમાં ગૌરવભર્યું સ્થાન ભોગવવું તેને હું ઘોર અસફળતા માનું છું. મેં હરહંમેશ મારી જાતને પ્રગતિશીલ બનાવવાની જ કોશીશ કરી છે. આત્મસંતોષના ચક્કરમાં પડીને પત્થરની માફક નિષ્ક્રિય જીવન જીવવાની મેં તમન્ના સેવી જ નથી. યદી જો ફરીથી મને નવે નામે જીવન વ્યતિત કરવાની તક મળે તો ગૌણવાતોમાં ભલે પરિવર્તન થાય પરંતુ જીવનના મહત્ત્વપૂર્ણ કાર્યોમાં હું પાછળના જીવનને વીતાવવાનું પસંદ કરૂં. ક્રાન્તિવાદની સફળતામાં મારો દૃઢ વિશ્વાસ છે."

જ્યારે તેનું એક હજાર પાનાનું Living my Life મેં સંપૂર્ણ કર્યું તે દિવસે કંઈ કંઈ વિચારોથી હૃદય હલમલી ઉઠયું. ખ્યાલ આવ્યો કે આ તે મેં તેનું જીવન ચરિત્ર વાંચ્યું કે કોઈ સિનેમા ફિલ્મ જોઈ ! ઝિન્દગીનું સાચું નાટક કાલ્પનિક નાટકોથી કંઈક વધુ મનોરંજક અને હૃદય વેધક હોય છે. અને એમા ગોલ્ડમેનની ઝિન્દગી પણ-તેટલી જ રોમાંચક છે.

### બાલ્યકાળ

ધડ, ધડ, ધડ, ૧૧-૧૨ વર્ષની છોકરીની પીઠ પર હંટરની તડામાર વરસી રહી છે. તે છોકરીનો નાનો ભાઈ આવીને પિતાની પિન્ડીપર બચકું ભરી લે છે. મોટીબેન આવી પિતાને સમજાવી તેને બચાવે છે, પંપાળતી પંપાળતી પોતાના નાના કમરામાં લઈ જાય છે. પોતાની છાતીએ લગાવે છે, બન્નેવનાં આંસુ એકબીજાથી મળે છે. બહાર પિતાજી કહી રહ્યા છેઃ " એ બદમાશને હું મારી નાંખીશ. નહિં છોડું, મારૂં કહેવું જ નથી માનતી. "

આ છે આપણી ચરિત્ર નાયિકા એમા ગોલ્ડમેન. તેનો બાપ કાયમ કહ્યા કરતો હતો કે:—આ છોકરી આવી પાકશે એમ હું કદી ધારતો નહોતો. છોકરો જન્મ્યો હોત તોય સારૂં હતું. પણ આ સુવરની બચ્ચી (પત્ની)-એ છોકરીને જન્મ આપ્યો. "

× × ×

" લે આ પાણી ભરેલું ગ્લાસ લઈને ઉંધે માથે શિર્ષાસન કરીને પેલે ખુણે જા. જો એક પણ ટીપું નિચે પડયું તો ખાલ ઉખેડી નાંખીશ. "

નિર્દય પિતાની તે આજ્ઞાને એમાએ માથે ચઢાવી અને તે પછી માનસિક શ્રમે કઈક મિનીટો સુધી અસ્વસ્થ બની રહી તે મનમાં બબડે છેઃ—

" ભગવાન્ મને બિમારી આપ, લાંબો મંદવાડ આપ કે જેથી પિતાજીનું પાષાણુ હૃદય પિગળે અને મને કંઈક વ્હાલ કરે. "

### સન ૧૮૮૫

આજ સોળ વર્ષની એમા પોતાના પિતાને માતાને અને રશિયાને છોડીને એન હેલેના સાથે અમેરિકા જઈ રહી છે. એક બહેન તો પહેલેથી ત્યાં પહોંચી ગઈ છે. રોચેસ્ટરમાં તેને દરજણ તરિકેનું કામ મળે છે. સાડાદસ કલાક કામ કરવાનું અને એક રૂપીઓ વેતન તરિકે લેવાનો, અમેરિકા જેવા દેશમાં એ ગુજરાન માટે ઘણોજ નજીવો ગણાય.

### સુહાગરાત

ફેબ્રુઆરીની ૧૮૮૭ ની એક રાત છે. એમાનાં લગ્ન જેકબ કાર્શનરની સાથે થઈ ચૂક્યાં છે. તે સંબંધી તે લખે છે કે,

My feverish excitment of that day, my suspense and ardent anticipation gave way at night to a feeling of utter bewilderment. Jacob lay tribling near me; he was impotent.

દિવસભર એક અજબ તરેહની જાણે તાવ આવ્યો હોય તેવી ઉત્તેજના રહી, મનમાં કંઈક આશંકા અને આશાઓના ભાવો જન્મ્યા, પણ રાતના એ બધાય ભાવો બધીય ઉર્મિઓ ઘોર આશ્ચર્યમાં પલટાઈ ગઈ. હું સ્તંભિત બની ગઈ. જેકબ મારી પાસેજ પલંગ પર પડ્યો પડ્યો કંપી રહ્યો હતો, તે નપુંસક હતો.

તે પછી છુટાછેડા.

એમાનું હાર્દિક જીવન ખરેખર અદ્દભુત છે. અને તેમાંય વધુ અદ્દભુત છે તેની સ્પષ્ટવાદિતા. પોતાના ગુરૂ પ્રિન્સ ક્રોપોટ્કિન સાથે જાતીય ( sexual ) વિષયમાં ગરમાગરમ ચર્ચા કરનારી, લેનિનના મોઢા પર તડફડ જવાબો દેનારી અને પોતાના સિદ્ધાન્તો ખાતર દરદમ હથેળીમાં ઝિંદગાની લઈને ઘૂમનારી એમા પોતાના જ વિષયમાં શા માટે દાંટ પિછોડો કરે ?

ઉદ્દાલક ઋષિની એક વાત છે, કે તેમણે પોતાની માતાને કહ્યું હતું કે " મા ! લોકો મારા પિતાનું નામ પૂછે છે તું બતાવ. " માતાએ જવાબ દીધેલો કે " બેટા મેં અનેક ઋષિઓ સાથે રમણ કર્યું છે કોનું નામ બતાવું ? " આ વાત સમાજવ્યવસ્થા સ્થપાઈ તે પહેલાંની છે. એમા ગોલ્ડમેનમાં ઉદ્દાલકની માતાથી પણ વધુ સ્પષ્ટવાદિતા છે. તેના પુરૂષ પરિચયના પ્રસંગોનું વૃત્તાંત વાંચતાં જ પ્રશ્ન થાય છે કે શું એમા વૈદિક કાલ પહેલાંની સ્ત્રી હશે ? કે કોઈ ભાવી યુગની નારી હશે ? અથવા તો મંગળના ગૃહપરથી ઉતરી આવેલી મહિલા આલોકનું નિરીક્ષણ કરી રહી છે ?

### સંતાન કે અરાજકવાદ ?

પ્રત્યેક નારીના જીવનમાં પુત્રપ્રાપ્તિની ઇચ્છા બળવત્તર હોય છેજ. એમાના જીવનમાં પણ તેવી ઇચ્છા હતી. જ્યારે તે ચાર વર્ષની હતી ત્યારે તેના ભાઈ હર્મનનો જન્મ થયો, ત્યાં સુધી તે ઢીંગલા ઢીંગલી સાથે રમતી હતી. પડોશની છોકરીઓ પાસેનાં રમકડાં જોઇને ઇર્ષા પણ કરતી હતી. પણ આ ગરિબ માબાપની દીકરીને તેવાં રમકડાં દુર્લભ હતાં, પણ ઢીંગલા જેવો ન્હાનો ભાઈ હવે તો તેને રમવા મળી ગયો.

એક દિવસ તેની મા નાનાભાઇને તેની પાસે સુવાડીને ક્યાંક કામે ચાલી ગઈ. પોતાના જીવન ચરિત્રમાં એમા લખે છે કે, " માતાજીના જવા પછી ભાઇએ રડવા માંડ્યું મ્હેં વિચાર્યું કે જરૂર ભાઇ ભૂખ્યો થએલો. મને ખ્યાલ આવ્યો કે જ્યારે પણ ભાઈ રડે છે ત્યારે મા પોતાનું દુધ પીવડાવીને તેને શાંત કરે છે. મ્હેં પણ તે પ્રમાણે -

બાળને ગોદમાં લીધો. તેનું નાનું મોઢું છાતીએ લગાડીને બોલી, "લ્યો બેટા ! પી લ્યો." પીવું તો દૂર રહ્યું; પણ તે ખૂબ ચીસો પાડીને રડવા લાગ્યો અને તેનો શ્વાસ રૂંધાઈ ગયો. તેની આ ચીસો સાંભળીને મા દોડી આવી અને બોલીઃ "તેં બાળને કેમ હલાવી રાખ્યો છે ? કુત્તી" મ્હેં બધો ઇતિહાસ કહી સંભળાવ્યો. મા હસી હસીને લોથપોથ થઈ ગઈ. બે થપ્પડો મારા ગાલ પર લગાવીને તેણે કહ્યું: જા, જા, પગલી ! " હું તો રડી પડી. થપ્પડ વાગી તેથી નહિ, પણ બાળને માટે દુધ કેમ ન નિકળ્યું ! તે કારણથી; હું તે સમયે પાંચ વર્ષની હતી."

તે પછી ઘણાં વર્ષો બાદ પગ અને કમ્મરમાં અસહ્ય પીડા થવાના કારણે જ્યારે અમેરિકામાં એમા એક ડૉકટર પાસે ગઈ, તો તેણે કહ્યું કે:—" તમારે ઑપરેશન કરાવવું પડશે, તે સિવાય આ દર્દ કાયમને માટે દૂર નહિ થાય. જો ઑપરેશન થશે તો સંતાન સુખ પણ મળશે. શું તમે સંતાન સુખ નથી ચહાતાં ? "

હકીકત એવી બનેલી કે વિવાહ થતાં પહેલાં એમાને રજસ્વલા થવાના દિવસેજ ચોરી છુપીથી જર્મની છોડવું પડેલું અને બરફ ભરેલી નદી પાર કરવી પડેલી. ત્યારથી તેને આ રોગ લાગુ પડેલો.

એમા પુત્રવતી બનવાના કોડભરી તો હતીજ પણ તેણે હજારો બાળકોનાં સંકટમય જીવન જોયાં હતાં, તેમજ તેની પોતાની બાલ્યસ્મૃતિઓ પણ નરી કટૂતાથી ભરેલી હતી. તે ગરિબ હતી અને દાણા દાણા માટે માર્યાં માર્યાં ફરતાં ગરિબોનાં સંતાનો તેણે જોયાં હતાં. શું એવા દીનહીન ગરિબોની સંખ્યામાં વધારો કરવો તે ઉચિત છે ?

એમાએ વિચાર્યું અને જ્યારે ઑપરેશનની વાત ચાલતી હતી, ત્યારે એમાની ઉમ્મર ૨૦–૨૨ વર્ષની હતી, અરાજકવાદના સિદ્ધાંતો પર જીવન નિછાવર કરી ચૂકી હતી.

તેણે પોતાના હૃદયથી વિચાર્યું:—

"મારી આકાંક્ષા છે કે હું મારો સંપૂર્ણ સમય મારા આદર્શોના પ્રચાર પાછળજ વિતાવું, એટલા ખાતર માતૃત્વની ભાવનાઓને મારે દળવીજ જોઇશે. ઘણાય આદર્શવાદીઓ સિદ્ધાંત ખાતર શહીદ બની ગયા છે, શું હું આટલું પણ નહિં કરી શકું ? ધ્યેય સિદ્ધી કંઈ મફતજ નથી થતી, તેનીય પણ કિંમત ચૂકાવવી પડે છે, ભલે જીવનભર દર્દ સહન કરવું પડે. ભલે પુત્રવતી બનવાની લાલસાનું હૃદયમાંજ દફન થાય. બધાંય સંતાનો મારાંજ સંતાનો છે; બસ હું ઑપરેશન નહિં કરાવું."

## મારૂં ફૂલ

ફૂલ રત્ન સમુ, મમ વાડી તણું
દિન રાત મને, પ્યારેજ ઘણું
વિલસે હરરોજ વસન્ત ફૂંજે
પ્રીય સંત અમૂલ, એ ફૂલ ગૂંજે

પ્રભૂતા સમતા ભર્યું રોજ ખીલે
હસતું રમતું નવરંગ દીલે
દીલે રોજ ઉમંગ ભર્યું લીંચતું
નવરંગ પરાગ મને સીંચતું

અતિ હોંસ ભર્યું ફૂલડું અમીતું
છલકે મલકે ભર્યાં રંગ ભીનું
મમ ઉર ભરે પ્રીય પ્રાણ જડે
ઉજળાં કરે કામ પ્રભુજી સ્મરે

શ્રી. કેશવલાલ ગિ. પંડયા

અને એમાએ ઓપરેશન કરાવવાનો વિચાર માંડી વાળ્યો.

## આત્મ સમર્પણ

રવિવારનો દિવસ હતો ન્યુયોર્કની એક સુપ્રસિદ્ધ મહિલા ભાષણ આપવા આવવાની હતી. તેનું નામ હતું જોન્નાગ્રે. એમા આ ભાષણ સાંભળવા ગઇ. પાંચ અરાજકવાદીઓ કે જેઓ હડતાળીઆઓના આગેવાન હતા, તેમને ફાંસીની સજા થવાની હતી, ગ્રે તેઓના જ સંબંધમાં ભાષણ આપવાની હતી. ભાષણ સમાપ્ત થયા બાદ ગ્રેએ એમા તરફ ઇસારો કર્યો. એમાના પગ થરથરવા લાગ્યા. તેનો હાથ પોતાના હાથમાં લેતાં ગ્રેએ કહ્યું:

"તારા ચહેરા પર જેટલા પ્રબળવેગથી ભાવ ઝળહળી રહ્યા હતા એટલાં વેગીલાં પ્રતિબિમ્બ કોઈના ચહેરા પર અંકિત થયેલાં જોયાં નથી એમા! ભાવી દુર્ઘટના માટે તું ખૂબ લાગણીભરી બની છે. શું તું તે હડતાળીઆઓને ઓળખે છે!"

કંપતી એમાં બોલી:—

"દુર્ભાગ્ય છે કે તેઓને હું નથી ઓળખતી. પણ મારું રોમરોમ આ દુર્ઘટનાઓથી બળી રહ્યું છે. અને આપનું ભાષણ સાંભળીને મને એવું પ્રતિત થયું છે કે જાણે તે લોકો મારા ઘણા જુના પરિચયવાળા છે."

તેના સ્કંધપર હાથ રાખીને ગ્રે બોલી:

મને વિશ્વાસ છે કે જ્યારે તું તે હડતાળીઆના આગેવાનોના આદર્શોને સમજતી થશે ત્યારે તેમને પણ ઓળખી શકશે. તેમના ધ્યેયને પણ સાથોસાથ પોતાનું બનાવી લેશે!"

એમાએ પોતાના જીવનચરિત્રમાં લખ્યું છે કે:—

"હું ત્યાંથી ઘેર જવા નિકળી. જાણે કશુંક સ્વપ્નમય હું જોઈ રહી છું. પગલાં ક્યાંક માંડતી હતી, અને મારા અનુભવો કોઇકને સંભળાવવા હું એટલી તડપી રહી હતી કે હેલેનાને ઢંઢોળીને મેં જાગૃત કરી, તમામ વ્યાખ્યાન શબ્દે શબ્દ બ્હેનને સંભળાવ્યું, હેલેના જાણે કંઇ નાટક જોઈ રહી હતી. અંતે એક લાંબો નિશ્વાસ નાંખીને તે બોલી કે:—

"હવે, કોઈ ને કોઇ એક દિવસ હું સાંભળીશ કે મારી નાની બ્હેન એમા પણ ખતરનાક અરાજકવાદી બની ગઈ છે."

તે પછી થોડાક દિવસો બાદ તે અરાજકવાદીઓને ફાંસી અપાઇ ચૂકી. મારી બ્હેન સમાચારો સાંભળતાં જ ખૂબ ખૂબ રડી. પરંતુ મારી આંખમાંથી આંસુ ન નીકળી શક્યાં. હૃદયમાં એટલી ચોટ લાગી કે આંસુ પડવું અસંભવ હતું.

બીજે દિવસે ઉઠતાં જ મને લાગ્યું કે મારી જિંદગી પલટાઇ ગઇ છે. મેં દૃઢ નિશ્ચય કર્યો કે તે અરાજકવાદીઓનું મારું જિવનધ્યેય હશે, અને તેમના તેજસ્વિ જિવનની સમસ્ત કથા હું જગતને સંભળાવીશ."

આજ એ ઘટનાને પચાસ વર્ષ વીતી ગયાં છે. આ વર્ષોમાં એમાએ જે મહાન કાર્યો કર્યાં છે, તે જગતના ઇતિહાસમાં રોમાંચક અને મહત્વપૂર્ણ બની રહેશે. તે એમાના પુનર્જન્મની કહાણી છે. જો કોઇ તેની ઉમ્મર પૂછે છે તો તે વીસ વર્ષ બાદ કરીને કહે છે. તે કહે છે કે:—'' જિંદગીનાં પ્રથમ વીસ વર્ષ તો હું ઘાસચારાની માફક ઉગતી રહી, તેને થોડાંજ દાખલ થાય છે!'

## બર્કમેનથી પરિચય

થોડા દિવસથી બર્કમેન નામના એક અરાજકવાદી સાથે તેનો પરિચય થયો, અને બન્નેવમાં ઘનિષ્ટ મિત્રતા જામી ગઇ. તેનો જન્મ પણ રશીઆમાંજ થયો હતો. તેઓ બન્નેય એક પ્રાણ બે શરિરની માફક મળી

ગયાં, એટલું સાચું કે એમા એ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ કદી ખોયું નથી.

૧૮૯૨ માં કાર્નેગી સ્ટીલ કંપનીના મજુરોએ પિટ્સબર્ગમાં હડતાળ પાડી, અને તે સમયે કમ્પનીના મેનેજર હેનુરીકલે એ હડતાળીઆઓ સાથે હૃદયહીન વ્યવહાર ચલાવ્યો. બર્કમેને નિશ્ચય કર્યો કે હું આ અત્યારનો સંપૂર્ણ બદલો લઇશ. પોતાના ગામમાંથી આ કારણે તે પિટ્સબર્ગ પહોંચ્યો, મેનેજરના કચરામાં ગયો અને ધાંય ધાંય ધાંય ત્રણ ગોળીઓ હેનુરીકલે પર તેણે છોડી. પણ આયુષ્યબળે કલે બચી ગયો, ઘાયલ ખૂબ થયો પણ બર્કમેન પર કામ ચાલતાં તેને બાવીસ વર્ષની જેલ મળી.

એમા પણ બર્કમેન સાથે જવા ઉત્સુક હતી, પણ બર્કમેને તેને મના કરેલી અને કહેલું કે " એમા, તું જીવીત રહે. અમેરિકાની જનતાને બતાવજે કે હું કોઇ મામૂલી હત્યારો નહોતો પણ આદર્શવાદી હતો. હું કલેને મારી નાંખીશ અને તે પછી આત્મહત્યા કરીશ. "

બર્કમેન ૧૪ વર્ષો સુધી જેલમાં રહ્યો. પણ વર્ષો દરમિઆન એમા એ જરી પણ વિશ્રામ લીધો નથી. પોલીસે એમાના ઘરની જપ્તી લીધી હતી, પરંતુ તેણે પહેલેથીજ અરાજકવાદી સાહિત્ય સલામત જગ્યાએ ફેરવી નાંખ્યું હતું. કંઇ પણ ક્રાંતિકારી સાહિત્ય પોલીસને ન મળ્યું છતાં પણ ત્યારથી પોલીસ ખાતું તેને માટે શંકાશીલ બની ગયું અને એમા Red Emma–લાલ એમાના નામથી ઓળખાવા લાગી.

એમાને લગન લાગી હતી, અને પ્રકૃતિએ તેની જબાનમાં જાદુભર્યું હતું. હજારો શ્રોતામણો પર તેનો પ્રભાવ પડતો હતો. જ્યાં પણ મજદૂરોની હડતાળ હોય, એમા ત્યાં વ્યાખ્યાન આપવા જતી. પોલીસોના હૃદયમાં ફાળ પડતી. બોકોએ તેના સબંધમાં કંઈ કંઈક કિંવદંતીઓ ફેલાવી હતી. કોઇ કહેતું તે બોમ્બ બનાવે છે. તો કોઇ વળી તે હિંસક મંડળી જમા કરે છે.

૧૮૯૪ માં પોલીસે તેને પકડીને મુકદમો ચલાવ્યો. જેમાં તેને એક વર્ષની સજા થઇ.

### વિયેનામાં

જેલમાંથી છૂટીને એમાએ નર્સનું કામ શિખવાનો નિશ્ચય કર્યો. રાજનૈતિક કાર્ય કરવા માટે સમય જોઇએ અને તે માટે પૈસા પણ જોઇએ. જ્યારે એમાને કંઇજ આવક નહોતી. કદી કદી ખાવા માટે પણ પૈસા મળતા નહોતા, અપવાસ પણ કરવા પડતા. આરામની વાત તો વળી દૂર રહી.

મિત્રોની સહાયતાથી તે વિએના ગઈ. ત્યાં અનામી રહીને ( ધણુંખરૂ મીસીસ ઇ. જી. બ્રેડિયત નામથી ) તે નર્સનું કામ શિખવા લાગી. છતાં પણ તેનો વધુ સમય રાજનૈતિક કાર્યોમાંજ વ્યતિત થતો હતો.

એમાએ પોતાના ધ્યેયની પ્રાપ્તિ માટે શું શું નથી કર્યું ? ફેક્ટરીમાં મજુરી કરી, દરજણનું કામ પણ કર્યું, નર્સનો ધંધો હાથ કર્યો. એક વખત એવો આવ્યો કે ડૉક્ટરો તેના નામથી ડરવા લાગ્યા. જેઓ પહેલાં તેની સિફારશ કરતા હતા, તેઓ તેનું નામ લેતાં પણ ડરવા લાગ્યા. પરિણામે તેનો ધંધો ખતમ થઇ ગયો. આખર તેણે દરજણનો ધંધો અખ્તીયાર કર્યો.

સને ૧૯૦૬માં બર્કમેનને જેલમાંથી મુક્તિ મળી. તેની તબીયત તદન નબળી બની ગઇ હતી. અને તેનું મગજ સાવ ચકરાઈ ગયું હતું; તે સમયે એમાએ તેની ખૂબ ખાતરબરદાસ્ત કરી તેને બચાવ્યો.

Mother Earth. ધરતીમાતાનો જન્મ માર્ચ ૧૯૦૬ માં થયો. એમાએ તે નામનું એક માસિકપત્ર શરૂ કર્યું; સને ૧૯૧૭ માં

એટલે યુદ્ધના દિવસોમાં સરકારે આ પત્રિકાને પ્રસિદ્ધ થતી અટકાવી.

સને ૧૯૧૭ ના જુનમાં યુનાઈટેડ સ્ટેટની સરકારે આ બન્નેય ક્રાંતિકારીઓને પકડી લીધાં કારણ કે તે દિવસોમાં તેમણે યુદ્ધ વિરોધી ભાષણો આપ્યાં હતાં, આ બન્નેય પર કેસ ચાલતાં તેમને બબ્બે વર્ષની સજા અને ૧૦ હજાર ડૉલરનો દંડ થયો.

જેલ જતાં પહેલાં બન્નેયે પોતાના મંડળના સભ્યો પર નિચે લખેલ પત્રિકા મોકલી:—

મિત્રો અને બંધુઓ !

આનંદમાં રહો. પ્રસન્નતાપૂર્વક અમે જેલમાં જઇ રહ્યાં છીએ. હમારે માટે બ્હારણે રહીને મુંગા રહેવું તે કરતાં જેલમાં જવું જ વધુ હિતકર છે. આપણા જોશને કોઇ જ દબાવી શકે તેમ નથી, અને આપણી દ્દઢ મનચ્છાશક્તિને કોઇ રોકી શકે તેમ નથી. સમય આવતાં અમે બન્નેય પાછાં આપણા સનાતન પ્રિય કાર્યમાં જોડાઇ જશું.

અમારા પ્રણામ સ્વિકારજો. સ્વાધિનતાનો પ્રકાશ અત્યારે મંદ છે, પણ મિત્રો ! નાઉમેદિની કોઇ વાત નથી. તે ચિનગારી પ્રદિપ્ત થઇ છે તેને બુઝવા દેશોમા. સદાય રાતનો અંધકાર રહેતો નથી, થોડા સમયમાં જ પ્રકાશની ઝાંખી થશે અને આ દેશનો ઉદય કરશે. બધા જ બિરાદરો સમજે કે કોઇ મહાન જાગૃતિને ખાતર અમે અમારા કર્તવ્યનું પાલન કર્યું છે.

એમા ગોલ્ડમેન
એલેકઝાન્ડર બર્કમેન

૧૯૧૯ માં બન્નેવ સાથીઓને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યાં. પરંતુ ૧૯૧૯ ના ડીસેમ્બરમાં સંયુક્ત રાજ્યની સરકારે દેશનિકાલની સજા કરી. ૨૮ દિવસની લાંબી યાત્રા પછી તેઓ રશીયા પહોંચ્યા. એમા ત્યારે ૫૦ વર્ષ સુધી પહોંચી હતી. અને તેના જીવનનો અધિકાંશ લગભગ ૩૪ વર્ષોનો સમય અમેરિકામાં વિત્યો હતો. આટલાં વર્ષો પછી તે પોતાની જન્મભૂમિમાં આવી હતી. છતાં પણ તેનો ઉત્સાહ તો તેનો તેજ રહ્યો હતો. તેને નવેસરથી જીવનનો પ્રારંભ કરવાનો ઉત્સાહ હતો. નવીન રશીયાની સેવા કરવાની તેને આકાંક્ષા હતી.

## નિરાશા

પરંતુ રશિયાની પરિસ્થિતિ જોતાં જ બન્નેવની આંખો ખુલી ગઈ. એમા સ્વાધિન રૂસ માટેનું જે સ્વપ્ન જોઇ રહી હતી, તેનો લય થઇ ગયો. આટલાં વર્ષો સુધી અમેરિકામાં રહેવાથી અને અંગ્રેજી ભાષા બોલવાથી તો તેને પોતાની બાલ્યાવસ્થાની ભાષા યાદ કરવામાં ખુબ મુશ્કેલી પડી. પણ ધીરે ધીરે તે રશીયન ભાષા બોલવા લાગી. તેઓ બન્નેય લગભગ બે વર્ષ રશીયામાં રહ્યાં. દરમિઆન તેમને લીટ્વીનોફ, લેનીન, ગોર્કી વિગેરે મળવાનો લાભ મળ્યોજ પણ સિવાયની અનેક વ્યક્તિઓ સાથે પણ સંપર્ક સંધાયો. પણ આ બધાયથી વધુ મહત્વ તેઓ પ્રિન્સ ક્રોપોટ્કીનની મુલાકાતને આપે છે.

રશીયાની બોલ્શેવીક ખોફનાકી, પોલીસોનો જુલ્મ, ઝારના જવાથી પોલીસના અત્યાચારો વિગેરે માટે તેમણે ખુબ જોયું અને જાણ્યું, અનેક સહાજકવાદીઓ જેલમાં સડી રહ્યા હતા સિપહીઓનો વા પણ તે સમયે જેલમાં હતી.

જ્યારે એમાએ પ્રિન્સીક્રોપોટકીનને કહ્યું કે "શું આ અભાગી દેશમાં કોઇ એવો નથી કે જે આ બોલશેવીકોના અત્યાચારોનો વિરોધ કરી શકે ? કોઇ એવો નથી કે જેના વિરોધનો લેનિનપર કંઇ પ્રભાવ પડે ? વ્હાલા કોમરેડ ! તમે કેમ મુંગા બેસી રહ્યા છો ?".

ત્યારે તે સિત્તેર વર્ષનો બુઢ્ઢો તપસ્વિ સેર હસ્યો તેના ચહેરા પર ખેદની રેશાઓ અંકિત્ થઇ રહી હતી, તેણે કહ્યું.

દુનિયામાં કોઇ પણ સ્થળે સ્વાતંત્ર્યનું ગળું આટલા જોરથી નથી ઘુંટાયું. જેટલું રશિયામાં ઘુંટાઇ રહ્યું છે. મેં અને બિરા ફીગનરે પણ વિરોધ કરેલો અને મેકિસમ ગોર્કીએ પણ વિરોધ કર્યો હતો પણ કોઇ સાંભળનાર નથી. દરેક અવસરે પોલીસો દરવાજો ખખડાવી જ રહ્યા હોય છે, સાથીઓને ફસાવાની ધારતી હરપળે લાગતી જ રહે છે. ભયને કારણે નહિ પણ એ ભાવનાથી કે આપણા વિચારો રશીયાની બહાર ફેલાવવા બીલકુલ અસંભવ છે. એટલે આપણે ચુપ રહ્યા છીએ. બીજી મુસ્કેલી એ છે કે જો બોલ્શેવીક સરકારનો આપણે વિરોધ કરીએ તો રશીયાની ચારે બાજુ જેઓ દુસ્મનો છે તેઓ સમય પર ફાયદો ઉઠાવી જાય તેમ છે. અને કોઇ પણ હાલતમાં રશીયાના દુસ્મનોને તો આપણે સાથ આપી શકીએ તેમજ નથી આપણા જેવા અરાજકવાદીઓ માટે આમ ખાડી છે ને આમ કળણ છે. એટલે આપણે તો માત્ર સાધારણ જનતાની સેવા જ કરવી રહી. "

આ દિવસોમાં ક્રોપોટકીન ખુબ દુઃખભરી જીંદગી વિતાવી રહ્યા હતા. ભોજન પણ તદન હલકુ મળતું હતું ઉપરાંત આ સિત્તેર વર્ષના તપસ્વિને એક ધુંધળી રોશનીમાં પોતાનું છેલ્લું પુસ્તક Ethics નીતિશાસ્ત્ર—લખવું પડતું હતું Reference માટેની ચોપડીઓ ખરીદવા પાસે પૈસા પણ નહોતા. તે દિવસોમાં ઇંગ્લાંડના મજુર નેતા જ્યોર્જ બેન્સબરી એમા અને ક્રોપોટકીન બેઠાં હતાં ત્યાં આવી પહોંચ્યા તેમણે ક્રોપોટકીનની હાલત જોઇને કહ્યું હતું કે:—

" It is impossible teat the big people in the soviet Government woned let so great a personality as Peter Kropotkin want for the weessaries of Life. We in England would not stand for such an ontrage."

એ અસંભવિત છે કે સોવીએટ સરકારના ઉચ્ચપદાધીકારી ક્રોપોટકીન જેવા મહાપુરૂષને જીંદગીની જરૂરી ભરણપોષણ માટેની વસ્તુઓથી પણ વંચિત્ રાખવામાં આવે. ઇંગ્લાંડમાં આ પ્રકારનો અત્યાચાર કદી સહન ન થઇ શકે. "

પણ શાસકોને હૃદય જેવી વસ્તુ કદી હોય છે ? તો તે માર્કસવાદી હો, કે ગાંધીવાદી, હૃદયહીન બનવુંજ પડે છે. *

ક્રોપોટ્કીન પોતાના સ્વમાન ખાતર દુઃખ વેઠતાજ રહ્યા અને તેજ અવસ્થામાં ૮ મી ફેબ્રુઆરી ૧૯૨૧ ના સવારના ચાર વાગે, આ સંસારનો મહાન વિદ્વાન શાસ્ત્રી ભવિષ્ય દૃષ્ટા, અને નિર્માતા અવસાન પામ્યો. મરવાના બે કલાક પહેલાં તેણે ગોલ્ડમેનને યાદ કરી હતી. કે તે આવી છે કે નહિં એમા તેને પોતાના ગુરૂ માનતી હતી પણ તે મરણ પામ્યા પછી બે કલાકે આવી.

રશીયાની આ ગુંગળામણ સહન કરવી તે એમા કે બર્કમેન, બન્નેવ માટે ઘણું કઠીન હતું, એટલે તેઓ જેમ તેમ કરીને ત્યાંથી ભાગી છુટયાં બન્નેવને એકથી બીજે

---

* 'And with the best will no one Can be an official and a man.' કોઇ પણ માણસ તે ગમે તે હો, પણ સત્તા મળતાં તેનામાં બલાઇ નથી રહેતી. તે માણસ નથી રહેતો. ઇબ્સન્

દેશ ધ્રુસવું પડયું, કોઇ દેશ આ અરાજક-વાદીઓને આશ્રય આપવા તૈયાર ન હતો. બાદ જર્મનીમાં રહેવાની તેમને આજ્ઞા મળી. ત્યાં ૧૯૨૪ ના જુલાઇ સુધી તેઓ રહ્યાં. તે બાદ ઇગ્લેંડમાં આવ્યાં.

### વિવાહ

૫૫ વર્ષની ઉમ્મરે એમાને લગ્ન કરવાં પડયાં વિવાહ કર્યા સિવાય કોઇ દેશમાં રહેવાનો તેમને અધિકાર નહોતો. માતૃભુમિમાંથી તે વિદાય લઇ ચુકી હતી, અમેરિકામાં દેશનિકાલ કરવામાં આવેલો એટલે કોઇ પણ સ્થળે રહેવા માટે નાગરિક બનવાની જરૂર હતી જ. તેણે લગ્ન કર્યાં જેથી બ્રિટીશ પ્રજા બની ગઇ તે પછી તેને યુનાઇટેડ સ્ટેટ્‌માં આવવાની આજ્ઞા મળી અને તે સ્થાયી કૅનેડામાં રહેવા યોગ્ય બની. આજકાલ કદાચ તેણી ત્યાંજ છે. એમ ઘણાએ માને છે.

### અદમ્ય આશાવાદ

હજી પણ એમાના જીવનમાં તેજ આશાવાદ છે–ઉત્સાહ છે. તેણી કહે છે કેઃ હજી પણ જગતમાં તેવાઓનીજ બોલબાલા છે કે જેઓ શાસનમાં ને સરકારમાં વિશ્વાસ ધરાવે છે. આ સમયમાં અરાજકવાદીઓના સિદ્ધાંતોને કલ્પનાવી દેલામાં આવ્યા છે. પણ હું નિરાશ નથી થઇ. ઘણા દેશો પોતાનામાં અરાજકવાદીઓને આવવા નથી દેતા, બધાજ પક્ષો, પછી ભલે તે સાચા હો કે ખોટા. લાલપક્ષી હો કે દક્ષિણપક્ષી, અરાજકતાને તેઓ દુશ્મન સમજે છે.

કોઇ કલ્પનાહીન વાચક એમ પ્રશ્ન કરશે કે "એમાનું જીવન સફળ થયું કે વિફળ ?"

તેઓને હું એટલુંજ કહીશ કે અરાજકવાદ એવો છોડ નથી કે જે મહિના બે મહિનામાં ઉગી નિકળે તેમાં મિનિસ્ટ્રીને લાયકનાં ગોદડાં નથી-ગાદીઓ નથી જેના પર કાલના ક્રાંતિવાદીઓ આજે આસન જમાવી દે. તે કોઇ એવી જાતનો રંગમંચ નથી જેના પર ગમે તે ચઢી જાય. ગૌરીશંકરના જેવું તે સર્વોચ્ચ લક્ષ છે અરાજકવાદી તો ઘણા હોય છે પણ જેમણે જીવનમાં તેને ઉતારેલ હોય તેવા તો ઘણા જ થોડા છે. અરાજકવાદી સત્યયુગ છે, અને માનવ સમાજ હજારો વર્ષોથી જેની કલ્પના કરી રહેલ છે તેના નિર્માતાઓમાં એમાનું નામ એવી રીતે સ્મરણીય રહેશે કે જેવું તારા, મંદોદરી કે અહલ્યા જેવાં પાંચ કન્યાઓના નામ સ્મરણીય છે.*

* બનારસીદાસ ચતુર્વેદીના એક લેખપરથી.

# ઝુંપડી

[ સોનેરી બંગલો : એ રાહ ]

નાની શી ઝુંપડી, નીચી શી ઝુંપડી
ફરતી છે લીમડાની છાંય, ગામડાની મીઠી શી ઝુંપડી ૧

ઝુંપડીને આંગણે ગોધન ઉભરાય છે
ગોરસનાં માટ મંહી ગોરસ છલકાય છે
ગોરસમાં ઘેલડી, વલોણે વેલડી
નાની નવેલડી, ચમકંતી ચુડલી
સોહાવે ગોરસી, ફરતી છે લીમડાની છાંય
ગામડાની મીઠી શી ઝુંપડી. ૨

બાગ ને બગીચામાં ખેતર સોહામણા
ખેતરે ખેતરે કુવા રળીયામણા
કુવામાં દોરડી, સીંચે અળબેલડી
અમીરસ ઘેલડી સાથે સાહેલડી,
સોહાવે બેડલા, ફરતી છે લીમડાની છાંય
ગામડાની મીઠી શી ઝુંપડી. ૩

નદી તળાવે રૂડા નાવાને ઘાટ છે
આંબલીયા ડાળે ઝુલવાને ખાટ છે
ઝુલંતી જોડલી, રીઝે વન વેલડી
નાચંતી ઢેલડી, કુજે કોયલડી
સોહાવે હીંચકો, ફરતી છે લીમડાની છાંય
ગામડાની મીઠી શી ઝુંપડી. ૪

શ્રી. ઈન્દુબ્હેન યાજ્ઞીક



# વ્યાયામની જરૂરીયાત

લેખિકા :
શ્રી. કૃષ્ણાબાઇ બિરતી.

શરીર એ એક યંત્ર છે. યંત્ર સારી સ્થિતિમાં રાખવાનું હોય, તો તેને હમેશાં ઉપયોગમાં મૂકવું જોઇએ. નિરૂપયોગી પડી રહે તો નાદુરસ્ત થઈ જાય ઍ. આપણા પૂર્વજોનું જીવવ આપણા કરતાં બહુજ જુદું હતું. તેમને ( પુરુષોને અને સ્ત્રીઓને ) જીવનમાંની જરૂરીયાતો મેળવવા માટે બહુ જ શારીરિક શ્રમ કરવા પડતા હતા. જંગલમાં જાય, શિકાર કરી લાવે, ત્યારે પેટની તજવીજ થાય. એટલે તેમને તન્દુરસ્તી માટે જુદો વ્યાયામ કરવાની જરૂર રહેતી નહોતી. તેમનું શરીર આવા પરિશ્રમથી તન્દુરસ્ત રહેતું હતું, એટલું જ નહિ પણ તેઓના સ્નાયુઓ સુંદર અને સુદૃઢ થતા હતા. અવયવોની અને ઇન્દ્રિયોની કાર્યશક્તિ જેમ જેમ વધારે કામ કરે તેમ તેમ વધતી હતી. કાર્ય કરવાથી જ કાર્ય શકિત વધે છે શારીરિક તથા માનસિક વિકાસ થવો એ કુદરતી નિયમ છે. આવું એટલે જેની કાર્ય શકિત કાર્ય કરવાથી જ વધે છે તેવું શરીર, આપણને આપણા પૂર્વજો પાસેથી મળેલ છે. તેમાં સુધારા તો આપણાથી થતા નથી જ. એટલું જ નહિ પણ શરીર તંદુરસ્ત રાખવાની કોશીશ પણ કરવામાં આવતી નથી. તેથી દિવસે દિવસે શરીર યંત્ર નબળું, આકારમાં નાનું થતું જાય છે. આ ઉપરથી આપણી ખાત્રી થાય છે કે શરીરનું બંધારણ જો સુધારવાનું હોય તો શારીરિક શ્રમની આવશ્યકતા છે. શહેરી જીવનમાં કુદરતી રીતે વ્યાયામ મળતો નથી, અને તેથી કૃત્રિમ ઉપાયો કરી શરીર સુદૃઢ રાખવું એ દરેક માણસનું રાષ્ટ્રના ઘટક તરીકે કર્તવ્ય છે. ખાવાનું મેળવવા માટે શિકાર કરવાની હવે જરૂર નથી પણ પૂર્વજો પાસેથી પરિશ્રમ કરવા ટેવાયલું શરીર અને મન આપણી પાસે છે અને તેને તન્દુરસ્ત રાખવા માટે, તેની ટેવ પૂરી કરવા સારૂ આપણે સૌમ્યસ્વરૂપમાં શિકાર અને લઢાઈ કરવાની તક બાળકોને આપવી જ જોઇએ. કારણ કે અન્તરેન્દ્રિયોની, મનની, શરીરની એ માગણી છે એટલે પૂરી કરવી જ જોઇએ. પૂરી નહિ કરશો તો શરીર યંત્ર બગડી જશે, કેટલાક પ્રમાણમાં બગડી ગએલું જ છે. રમતો દ્વારા સ્નાયુઓને જોઇતા શ્રમ અને લઢાઇની હોંશ પૂરી કરવા માટે જીવનમાં વ્યાયામની ઘણી જ જરૂર છે. શિકાર કરવાની બધાને તક નહિ મળે તો સહેલ કરવા જંગલમાં જવું. ( ત્યાં દોડવું કુંદવું, ઝાડ ઉપર ચઢવું, ટિંગાવું ) પણ આ માનવવંશની પ્રવૃત્તિઓ મારી નાંખવાનો પ્રયત્ન કરશો તો શરીર ઉપર તેની ખરાબ અસર થશે. પરિસ્થિતિને લીધે કાર્યનું, હીલચાલ માટેનું ક્ષેત્ર બદલાઇ જાય તો વાંધો નથી પણ લાંબી મુદત કામ બંધ રાખવું એ હાનિકારક છે.

ઇતિહાસમાં માનવવંશના સ્નાયુઓ ઉપર જ વધારે કામ પડયું અને તેથી શરીર બંધારણમાં મગજના બંધારણ કરતાં વધારે સુધારો થયો. સુધારક યુગમાં માનસિક કેળવણીનું મહત્ત્વ વધી ગયું, તે એટલું કે ઘણા વર્ષ સુધી શારીરિક કેળવણી તરફ તુચ્છતાથી જોવામાં આવ્યું એ ફેશનની વાત થઇ. બાળકોની બુદ્ધિનો વિકાસ થાય, એ તરફ ધ્યાન આપવું જ જોઇએ, પણ એ વિકસિત થએલી બુદ્ધિ સાચવવા માટે, તે જીવનમાં વધારે ઉપયોગ કરી લેવા માટે સુદૃઢ શરીરની-

જરૂર છે, બાળક એટલે ફક્ત બુદ્ધિ નથી, બાળકને શરીર પણ છે અને કેળવણી માટે શરીર અને મન છૂટાં પડી શકે તેમ અને શરીર બન્ને મળીને બાળકનું અસ્તિત્વ છે અને જે પ્રગતિ કરવાની હોય તે બન્નેની સાથે જ કરવી જોઇએ, એ વાત હવે દરેક જણ સમજી શકે છે. દિવસે દિવસે શારીરિક કેળવણી તરફ લોકોનો આદરભાવ વધતો જાય છે એ આનંદની વાત છે. જગતના બીજા બધા દેશો કરતા આપણે શિક્ષણની આ શાખામાં બહુ જ પાછળ પડી ગયા છીએ, એ વાત સાચી છે. પણ જાગૃતિ થાય છે અને તે વધારે થશે એમ આશા રાખી શકાય. શારીરિક શિક્ષણ ફરજીયાત થયું છે, અને તે અમલમાં પણ આવ્યું છે, પરંતુ તે કેટલાક પ્રમાણમાં.

શરીર શાસ્ત્રીઓ અને માનસ શાસ્ત્રીઓ એમ કહે છે કે દરેક બાળકનો, શારીરિક તથા માનસિક વિકાસ સારી રીતે થવા સારૂ, બસો ચોરસ (૨૦૦) ફૂટ જગ્યા અને ત્રણથી પાંચ કલાક વખત છૂટી રમતો રમવા માટે હોવો જોઇએ. અને આ વાત અનુભવ ઉપરથી સાબિત કરેલી હોવાથી તે વિશ્વાસને પાત્ર છે. આજે દરેક બાળક માટે આટલું બધું કરી શકાય તેમ નથી. સાધનોની તૂટ પડે છે. પણ આ ધ્યેય તરફ દૃષ્ટિ રાખી, સાધનોમાં સુધારો કરવાનો વખત આવી ગયો છે આટલી જાણ તો હવે દરેકને થવી જોઇએ,

[ વ્યાયામમાંથી ]

---

## અંતરનાં દ્વાર

:: રાગ : મિશ્ર કાફી તાલ-દાદરા ::

[ લય—કાળી કાળી વાદળીમાં વિજળી ઝબુકે. ]

કયાંથી ચઢયો એ ક્રુર કરવા મને દુર, ઉભી અલબેલા ઉરદ્વાર
ઉઘડે ના અંતરનાં દ્વાર.

કાટ કઠોરે કંથ કળ શું કદાઇ, કુંચી કસોટી કરનાર.
ઉઘડે ના અંતરનાં દ્વાર.

હઠીલી કળ કે શું કુંચી ખોવાઇ, પુર્વ વેર હા: વાળનાર.
ઉઘડે ના અંતરનાં દ્વાર.

વર્ષાને શરદ તો વીતી ગઇ સખી, ઘેલી વસંત ભણકાર.
ઉઘડે ના અંતરનાં દ્વાર.

મુંઝાતી વર્ષોનાં ન્હાણલે ઉભી સખી, અધિર ઉરકળ તોડનાર.
ઉઘડે ના અંતરનાં દ્વાર.

સાલે ના વજ્ર હૃદય વેદના કંઇ સખી, ભગ્ન હૃદય આંસુડાં ચોધાર.
ઉઘડે ના અંતરનાં દ્વાર.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# જય ગુર્જરી



જય જય જય ગુર્જરી (૨)
પ્રાણવંત ચૈતન્ય પ્રફુલ્લિત; સ્વાભિમાનની છોળે વિલસિત
જ્વલંત ગૌરવ ઉર ઉર ગુંજે
અદ્દભુતતાજ સ્મરી.... .... .... .... ....જય. ૧

અણમુલા ઇતિહાસો જુના, જગવે પ્રગતિ પ્રયોગ અધુના
ધન્ય ધન્ય એ પદરજ ચુંમી
અંતર જાય ઠરી.... .... ... .... ....જય. ૨

પુનિત પ્રભાવ ચિરંજીવ ત્હારો; દિવ્ય નુતન સ્મારક ઘડનારો
અમ જીવન જીવનમાં પ્રેરકરૂપે
રહે જ્યાં નીંતરી.... .... ... .... ....જય. ૩

વીરત્વનાં દે ધાવણ માતા; માગે બાલક એ હરખાતા
નર નારીના રોમે રોમે
દે વીર શક્તિ ભરી.... .... .... .... ....જય. ૪

રઢીયાળી રસદ્રવિત ભૂમિકા; જાણે રસવલ્લભની નૃત્તિકા
વરદાયક તુજ અભય શરણ નિત
માગું ઇશ્વરી.... .... ... .... ....જય. ૫

નુતન વર્ષારંભ પ્રભાતે; કરીએ વંદન હૃદય ફુલાતે
અમર કીર્તિની વિજય માળ
થૈ સ્વાધીન લઇયે વરી... .... ... .... ....જય. ૬

શ્રી, દ્વીવેદી સાંકળેશ્વર હરગોવિંદ

# સ્ત્રી અને વાસના

પ્રયોજક : શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ,
બી. એ. એલએલ. બી., વકીલ

સજ્જન કલ્પના પણ કરી ન શકે એવા ભયંકર ગુન્હાની આ કથા છે. સામાજીક દષ્ટિએ હું સજ્જન હતો છતાં પણ મને એક યુવતીની છેડતી કરવા બદલ સજા કરવામાં આવી છે. એથી મારે મારું સુંદર ઘર, મારા મિત્રો ને મારી સજ્જનતાનો ત્યાગ કરવો પડયો છે. ને લાંબાં વર્ષો આ ગંદી કોટડીમાં વીતાવવાનું મારા કર્મે લખાયું છે. આની કલ્પના માત્ર મને વિષણ્ણ બનાવી મૂકે છે. આ કોટડીનો મારો મિત્ર ને સાથીદાર ગફુર છે, એવા જ કોઈ ગુન્હા માટે ઘણાં વર્ષોની સજા પામેલો છે.

દરેક રાત્રિની પેઠે આજે પણ ગફુર એની પથારી પર પડયો પડયો સંતોષભર્યાં નસકોરાં બોલાવી રહ્યો છે. એ મારા જેવો નવો સવો નથી. વળી સજ્જન તો એ કદી હતો પણ નહિ. કેદ ભોગવવાથી એને કશું ખોવાનું પણ નથી.

મારી કોટડીની બારીમાંથી હું ચંદ્ર જોઈ શકું છું. ગફુર અમે તેટલાં જોરથી નસકોરાં બોલાવે છતાં ચંદ્ર તો નિર્મળ આકાશમાં ચમકયા કરે છે ને હું એના તરફ કરુણ દૃષ્ટિ નાંખી રહ્યો છું. મને એથી દુઃખ થાય છે એ હું જાણું છું, મારું આવું વર્તન દુઃખમય આશ્ચર્ય છે. ભવિષ્યની ઘણીયે નિર્મળ રાત્રિઓમાં એજ ચંદ્ર મારી કોટડીની જાળીમાંથી પ્રકાશવાનો છે ને ત્યારે હું સજ્જનતા ભૂલી ગયો હોઈશ. ક્ષુધા સિવાયની મારી દરેક ભૂખ મરી ગઈ હશે. મારા ધૂળ-ધોયા શ્યામ માનસમાં એટલીજ શક્તિ બાકી રહી હશે ત્યારે એ ચંદ્ર તરફ કોઈ ધ્યાન આપશે નહિ એ પરિસ્થિતિ સમજતાં મારા જીવનમાં કડવાશ ઉભરાય છે છતાં ત્યારે મને ભૂખ ને ઉંઘ સિવાય બીજા કશાનું ભાન નહિ હોય.

આ કડવાશ મારા જીવનમાં ઉતરવાની જ છે એ જ્ઞાનથી જ હું મારી આ કથની લખી નાખવા તૈયાર થયો છું. એથી હું નથી મારો બચાવ કરવા માગતો કે નથી કોઈની દયા માગતો મારા બચાવ માટે હું કયાં મજબૂત કારણો રજુ કરી શકું તેમ છું? કાયદાનાં ઠંડાં કિરણો સામે શું ટકી શકે એમ છે? ને દયા તો હું કોની માગું? કોને માટે માગું? મારું સ્વજન કોણ છે? કદાચ તું સ્વજન લેખાય ખરી. પરંતુ હું ભયંકર ગુન્હેગાર હોઈશ છતાં હું મૂર્ખ તો નથી જ. એક બનાવટી વાતોથી મારી નિર્દોષતા સાબીત કરવાનો હું તારી આગળ નિષ્ફળ પ્રયત્ન શું કામ કરું! એમ કરતાં તો હું શરમથી દબાઈ જાઉં મારી અપકીર્તિમાં એથી તો ઉલટો વધારો થાય. તારા ઘરની અગાશીમાં હાથમાં હાથ મીલાવી તું ને હું આવી જ એક સંપૂર્ણ રાત્રિએ ઉભાં હતાં એ સ્મરણ જ મને સૌથી વધારે સતાવી રહ્યું છે. એ પવિત્ર પળ હતી ત્યારે તેં આપણા લગ્ન માટે સંમતિ આપી હતી. મારા જીવનની એ ધન્ય પળ હતી. સંપૂર્ણ ત્યાગ ભાવનાથી તારો હાથ મારા હાથમાં થંભી ગયો હતો. એ ચંદ્રજ્યોત્સ્નામાં તારા સ્થિર નયનથી વરસતા અમૃતનું હું પાન કરી

રહ્યો હતો. આજે એ સ્મરણો તને સતાવતાં હશે ત્યારે તું રાત્રિદિવસ સંકોચ પામતી હોઈશ; ધ્રૂજી ઉઠતી હોઈશ અન્તે તું બચી ગઇ તે માટે પ્રભુનો પાડ માનતી હોઇશ. અણીની પળે તું છટકી શકી ? નહિ ? એક મહિનાથી પણ ઓછી મુદત હતી ને તું મારી સાથે લગ્નબંધનની અતૂટ ગાંઠથી બંધાઈ ચૂકી હોત. એ વિચારે જ તું કંપી ઉઠે છે. મારા સહાઇભર્યો જીવનની ચમક પછી તે, મારી કાવ્ય કલ્પનાઓની ભીતરમાં ને છેવટની ઘડીએ તું છટકી શકી એ વહાલભર્યા દિલની પાછળ ભયંકર આત્મા છૂપાયલો જોઇ તું આશ્ચર્યચકિત બનીશ. તારા દિલમાં સીસું રેડાશે. મને પણ એ મીઠાં સ્મરણો ઓછાં સતાવતાં નથી. મારા અંતરના ઉંડાણમાં, ચમકતા તીવ્ર પોલાદના શલ્ય પેઠે એ મારા હૈયામાં ખૂંપી રહ્યાં છે.

પણ એ બધી વાતો રહેવા દે. દર્દભરી નજરે ચંદ્રને નિહાળવાનું મારૂં ભાન હું ભૂલ્યો નથી ત્યાં સુધીમાં આત્મસંતોષ ખાતર પણ મને એ સ્મરણો સંકલિત કરવા દે. દૂર દૂરના મારા શ્યામ ભાવિ માટે હું લખું છું. ત્યારે ધુળધોયા શ્યામ માનસ ધારણ કરી હું મારા દિવસો જેમ તેમ પસાર કરતો હોઇશ ત્યારે આ ચમકતો ચંદ્ર પણ મને ચમકાવી શકતો નહિ હોય. આ જીવનની પેલી પાર હું કેવો હતો તેની મને યાદી આપવા હું આ પ્રયત્ન આદરી રહ્યો છું.

૨

મારૂં જુનું મકાન છોડી નવામાં આવી વસ્યે મને ત્રણ મહિના પણ થયા નહોતા. મારો વસવાટ મકાનના બીજે માળે હતો. ફકત બે જ ખંડને ફરતું છજું. મારા જેવા એકલવાયા માટે એટલું બસ હતું. દક્ષિણ દિશા ખુલ્લી હોવાથી મારા ખંડોમાં હંમેશાં ઠંડી અનિલ લહરીઓ વહી રહેતી. હું સ્વેચ્છાએ મારો સમય વીતાવતો. ઉંઘતો વાંચતો કે નકામો રહેતો. લક્ષ્મીદેવીની મારા પર કૃપા હતી. સારી રીતે જીવન વીતાવતાં મને કોઇ રીતે હરકત આવે તેમ નહોતી. હું ભાગ્યશાળી હતો બીજા યુવાનો મારી અદેખાઇ કરતા. જીવનની જે પળે મનુષ્ય ભાગ્યેજ આરામ ભોગવી શકે છે તે પળે મને લહેર કરતો જોવો એ અસામાન્ય નહોતું ?

હું સંતોષભર્યું શાન્ત જીવન ગુજારી રહ્યો હતો. જગતજંજાળો ઘણી જ ઓછી હતી. મારી જરૂરીઆતો પણ ઓછીજ હતી.

પહેલે માળે, મકાન માલિકજ રહેતો હતો. કમર પર ફકત ટુવાલ વીંટાળીને જ તે મારૂં મકાન બતાવવા આવ્યો હતો. ત્યારે મારે ઘણીજ થોડી વાતચીત થઇ હતી. ઘર બદલ્યા પછી અમારે વાતચીતના પ્રસંગો બનતા પરંતુ એની ટેવો એની એજ હતી. કમરે ટુવાલ વીંટાળી ફરવામાં એને મોજ પડતી. એનું વદન પણ જોવા જેવું હતું. જાણે ચીમળાઇ ગયેલી મગફળી. જાણે કોઇ જૂના વડની અક્કડ વડવાઇ. દુઃખની કોઇ અજ્ઞાત રેખાઓ એના કપોલપ્રદેશ પર અંકાઇ રહેલી હતી. એની દંતાવલિ પણ એકસરખી નહોતી. સંભાળભરી કાતરેલી મુછો કોઇ કોઇ સ્થળે ટટાર રહેતી. એનું માથું સફાચટ મુંડાવેલું હતું. નવા ઉગતા ખરચા કોઇ કોઇ સ્થળે નજરે પડયા વિના રહેતા નહિ. બે બાજુએ બે રકત શિરાઓ ઉપસી આવેલી હતી. એની વાંકડિયા ભમરોને ફરતી વાંકડી રકત શિરાઓ પણ ધ્યાન ખેંચતી. એ અમારા શેઠ કેશવલાલ.

ઉપર્યુકત વર્ણનથી અમારા કેશવલાલ શેઠ સજ્જન નહોતા એમ માની લેવાની ગંભીર ભૂલ કોઇ રખે કરી બેસે. એ ઘણુંજ ઉતાવળીયું ને અન્યાયી અનુમાન લેખાય.

કેશવલાલ સંપૂર્ણ રીતે સજ્જન હતા. એક પણ દિવસ પાડ્યા સિવાય દરેક સુંદર સંધ્યાએ એમની ઝીણી ધોતીની કિનાર વસુંધરાને આરે ચંપસો ચૂમતી એમનું મલમલનું બારીક પહેરણ ઘૂંટણ સુધી ફરફરતું. સજ્જનતાની આ નિશાનીઓ પૂરતી નહોતી ? એમનો તાજો મૂડાવેલો ભાલપ્રદેશ તાજા તેલમર્દનથી ચમકી રહેતો. કાનમાંથી કોઇ કડક અત્તરની સુવાસ પણ મ્હેકતી, એમણે એક સીધી સાદી પત્ની હતી. મૂગે મોઢે એમની તમામ સેવાઓ ઉઠાવતી ને એમની સજ્જનતા વિરૂદ્ધ આંગળી ઉંચી કરવાની ભાગ્યે જ હિંમત કરી શકતી.

નવા મકાનમાં રહેવા આવ્યા પછી ઘણે દિવસે એ શ્રીમતીજી મારી નજરે પડેલાં, એ ક્ષણથી જ મારી કથની શરૂ થાય છે. જાણે કાલે જ સહુ બનાવો બની ગયા હોય એમ મને સઘળું યાદ છે. હું આંખ મીંચી ઉઘાડું ને વિચાર કરૂં તે પહેલાં તો આ ગંદી કોટડીના પનારે પડયો છું ને મારૂં એ બીજા માળ પરનું ઠંડું, પ્રકાશિત, હવા ઉજાસવાળું સ્વર્ગ સનું પડયું છે. એ શ્રીમતીજી જોડે મને પ્રથમ દૃષ્ટિએ પ્રણય સાંપડયો નહોતો, છતાં મારા પર છોતી કરવાનો આરોપ મૂકયો હતો

ગ્રીષ્મ હજી હમણાં જ શરૂ થઇ હતી. એટલે સૂર્ય ચડતાં બહાર જવાનું વસમુ પડયું હતું. આખો દિવસ જાણે શહેર આખુંય જંપી જતું. સંધ્યાકાળ થતાં જ નવું જીવન ઝળકી ઉઠતું. ત્યારે હું મારા ખંડોનાં તમામ બારીબારણાં ખુલ્લાં કરી દેતો. જે દક્ષિણની અનિલ લહરી મને તાઝગીથી ભરી દેતી.

એક દિવસે આવા પ્રચંડ ગરમી ભર્યા બપોરે મારે બહાર જવાનું થયું. બેન્કમાંથી થોડાક રૂપિયા લઇ આવવાની મારે ખાસ જરૂર હતી. ધંધા રોજગાર વિનાનો હું લહેરી જવાન હતો એટલે મારી ખર્ચી માટે નાણાં લેવા પણ મારે બેન્કમાં જવું પડતું. પરંતુ આજનો પ્રસંગ ખાસ અગત્યનો હતો. નકકી કર્યા પ્રમાણે અમારો લગ્ન દિવસ એટલો બધો નજીક આવી ગયો હતો કે રાચરચીલા ને બીજી અગત્યની ચીજો માટે મારે તાકીદે તજવીજ કર્યા વિના છૂટકો નહતો. મારી આળસે છેક છેલ્લી ઘડી સુધી મારા પર વિજય મેળવ્યો હતો. પરંતુ હવે મેં તેને બીલકુલ મચક ન આપવા નિર્ધાર કર્યો હતો.

હું નીસરણીથી નીચે ઉતરવા ગયો કે મારી નજર બંજા માળના બારણા ઉપર પડી, કેરી વેચનાર વૃદ્ધ ફેરીઓ ત્યાં બેઠો હતો. તેની પડખે એક ખૂબ જ સુંદર યુવતી ઉભી ઉભી એક હાથે બારીનો પડદો હટાવી રહી હતી. એનામાં શાંત તાઝગીભરી સુંદરતા હતી, તે એટલી બધી અસાધારણ ને સીધી હતી કે મારામાંનો કલાકાર એકદમ એની શાંત કદર કરી રહ્યો, એની સાડીનો છેડો મસ્તક પરથી સરી પડયો હતો ને એક લાંબો શ્યામ ગુચ્છાદાર કેશકલાપ એના સ્કંધ ઉપરથી છેક કમર સુધી પ્રસરી રહ્યો હતો. એના સાફ કપોલ પ્રદેશ પર કુંકુમચંદ્રક નહોતો એ કળતાં મને વાર લાગી નહિ. મને લાગ્યું કે સ્નાન કરી બહાર આવતાં એને ચાંલ્લો કરવાની પણ ફુરસદ મળી નહિ હોય.

હું સ્મણા નજીક પહોંચ્યો કે કંઇક એવું બન્યું કે હું વિસ્મયચકિત થઇ ગયો. કેશવ શેઠની આ સુંદર પત્નીએ જરા દૃષ્ટિ ઉંચી કરી મારા તરફ નજર કરી ને જાણે મારા પ્રત્યે ધ્યાન ન ખેંચાયું હોય તેમ ફરીથી ફેરીઆ સાથે વાતે વળગી. ને ઝડપથી પાછળના ખંડમાં સરી ગઇ. અજાણ્યાને

જોતાં કોઈ પણ સ્ત્રી એમજ વર્તે. એમાં કશું જ નવાઇ જેવું નહોતું પરંતુ આ ઝડપી બનાવથી હું તો ઘડીક ત્યાં જડાઇ જ ગયો. પછી બહાર રાજમાર્ગ પર આવ્યો ત્યારે તો હું સઘળું વિસરી પણ ગયો હતો.

રાત્રે ઘણો મોડો હું ઘેર આવ્યો. થાકેલા શરીરે પરાણે દાદર ચઢયો કે બપોરનો બનાવ મારા સ્મરણમાં આવ્યો. સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી. ફરતી ચારે દિશાના દીપકો બુઝાઇ ચૂકયા હતા. માત્ર દાદરમાં ટમકતો એક નાનકડો રાતો દિવો પ્રકાશ કરતાં છાયા વધારે પ્રસારતો હતો. મારાં પગલાંનો અવાજ બીજે કોઇ પ્રસંગે તો કોઇનું ધ્યાન પણ ન ખેંચે પણ એ ઘડીએ તો ઉંઘતી રાત્રિને ક્રૂર રીતે ઝબકાવી રહ્યો હતો. મારી કાંડાની ઘડીઆળ હાથ જોડી મધ્યરાત્રિને વંદન કરતી હતી.

મધ્યરાત્રિ ! બધાને નિદ્રાધીન થવાની મીઠી પળ. હું પણ ઠંડે પાણીએ સ્નાન કરી મારી પથારીમાં લપાઈ જઇશ. સખત ઉકળાટથી પરસેવે હું પલળી ગયો હતો એટલે થાકેલો હતો છતાં સ્નાન કર્યા વિના તો છૂટકો જ નહોતો એવામાં એકાએક મને વિજળીનો આંચકો લાગ્યો. માથાથી પગ સુધી ધ્રુજારી વછૂટી. દાદરના પહેલા રમણા આગળ બારણું સહજ ખુલ્લું હતું. જરાક ને ત્યાં અંધારામાં કેશવ શેઠની પત્ની ઉભી હતી. મને આવતો જોઇ તે એક ડગ પણ ખસી નહિ ઉલટું એની ચમકદાર આંખો ભેદભર્યા અંધકારમાંથી મને તાકી રહી.

એ રાત્રે હું પથારીમાં પડયો હોય બનેલો એ બનાવ મારા સ્મૃતિપટ પરથી દૂર ખસી શકયો નહિ. પેલા અર્ધનાગા ડોચવાયલા માણસની આવી પત્ની ! માત્ર સુંદર જ નહિ પણ મધ્યરાત્રિ સુધી પતિને પાછા આવવાની વાટ જોઇ બેસી રહેનારી પત્ની. પૂર્વપરિચિત પગલાંનો મનગમતો અવાજ શ્રવણ કરવા અધીરી બનેલી પત્ની કદાચ રાતભર એ ધન્યઘડી પ્રાપ્ત ન પણ થાય છતાં પતિ માટે તલસતી પત્ની.

બે દિવસ પસાર થઈ ગયા.

એટલામાં તો ઘણીયે વાર મેં ઉપર નીચે ચઢ ઉતર કરી દરેક વખતે કશાકની વાટ જોતી. એ ત્યાં મારી નજરે પડતી, હવે તો પ્રથમ જેવી સ્ત્રી સુલભ લજ્જાની મને ઝાંખી થવા પણ ન લાગી. હવે પડદો અંદર હડી જવાનું પણ થતું નહિ. પહેલા દિવસની પેઠે ખંડમાં સરી જવાનો તો પ્રસંગ નહોતો.

એક દિવસે સવારે હું બહાર ગયો હતો ને પાછો ફરતાં મને બપોર થઈ ગયા. ભુખ તો કકડીને લાગી હતી એટલું જ નહિ પણ માથું ફાડી નાખતી ગરમીથી હું અકળાઇ રહ્યો હતો. ઉપર જઇ સુંદર સ્નાન કરવાની કલ્પનામાં હું વિહરી રહ્યો હતો. હું મારા વિચારોમાં એટલો બધો તલ્લીન હતો કે રોજીંદા સ્થળે રોજીંદી ચિરપરિચિત વ્યક્તિ ઉભેલી હતી તેનો મને ખ્યાલ પણ આવ્યો નહિ. હું તો સીધો ઉપર જ ચાલ્યો. અને પછી—

" ઘેર આવતાં બહુજ મોડું થયું, નહિ ?"

બીજા દાદરે વચમાં જ મારા પગ ચોંટી ગયા. આશ્ચર્યના પહેલા મોજાથી કળ મેળવતાં મને થોડી વાર લાગી કેવો મીઠો સ્વર !—

" હા, તેથી શું ?" મારાથી જવાબ અપાઇ ગયો.

" તે દિવસે પણ તમે મધ્યરાત્રિ પછી આવ્યા હતા. ગમે તેમ રખડવા મુખત્યાર છો, નહિ ? કંઈ કામકાજનો નિયમજ નહિ."

" અરે ! " હવે મારાથી પણ બોલ્યા સિવાય ન રહેવાયું " હું તો ઉલ્ટો ઘણોજ નિયમિત છું. એટલું બધું છે કે અનિયમિત રહેવાની મારી આ નિયમિત ટેવ હું ફેરવીજ શકતો નથી સમજ્યાં ને. "

પરંતુ મારી એ મજાક પર એણે ધ્યાન આપ્યું જ નહિ. મારી મજાક એને ખૂંચી નહિ. એણે તો શાંત વિશ્વાસભર્યા સ્વરે કહ્યું. "આમ રઝળશો તો તબિયત સારી નહિ રહે. તમારી સંભાળ રાખનાર કોઇ નથી એટલે તમે તમારા શરીર માટે ગમે તેમ બેપરવા રહી શકો નહિ. માણસે જીવવું હોય તો શરીર પણ સાચવવું જોઇએ."

આ બધી ડાહી ડાહી વાતો ઘણીજ મીઠી, માયાળુ ને માનુષી હતી. મધુર ભાવનાશીલ ગુજરાતી બાઇ સ્વભાવેજ માયાળુ ને ભાવનાશીલ હોય છે. એના દિલમાં અખંડ પ્રેમ નીતરી રહે છે. મેં પણ આવું ઘણુંયે પુસ્તકોમાં વાંચ્યું હતું. પરંતુ ઘણી વાર એવી વાતો કુદરતી રીતેજ મને ગમતી નહોતી. મારૂં મન સંકોચ પામતું. એટલે આ ભાવનાપ્રદર્શન મને મુઝવી નાખે એવું હતું. બીજા કોઇને નહિ ને આને આટલી બધી મારી શી પંચાત? કેવી હીંમત?

મારા સ્વરનો કટાક્ષભર્યો રણકાર મેં જરા ય છૂપાવ્યો નહિ. "ને આપના પતિ કેશવ શેઠ" મારા સ્વરમાં કુદરતી કર્કશતા આવી "પોતાના શરીરની બરાબર કાળજી રાખે છે -એની તો તમને ખાત્રી છે ને? એમને માટે પણ આપને મધ્યરાત્રિ સુધી ઉજાગરા કરી વાટ જોવી પડે છે ને?"

પરંતુ ફરીથી મારે હાર ખમવી પડી. મારી ટીકાની પ્રથમની મજાક પેઠે તેના પર કશી જ અસર થઇ નહિ. એણે પોતાની સુંદર નિર્દોષ ભ્રમરો ઉંચી કરી "મારા પતિ!" તે આશ્ચર્યથી બોલી ઉઠી. 'આપ કોની વાત કરો છો? અરે રે! આ પ્રાણીને તમે મારો પતિ માની બેઠા છો? તમારે આંખો પણ છે કે નહિ? મારા હાથ જુઓ, મારૂં કપાળ જુઓ."

તેણે પોતાના નાનકડા કુમાશભર્યા હાથ બહાર કાઢ્યા. ત્યાં બંગડી નહોતી, કપાળે કુંકુમચંદ્રક પણ નહોતો.

હું સાવ બની ગયો હતો. શું જવાબ આપવો તેની પણ મને ગમ પડી નહિ. "પરંતુ મને સમજાતું નથી" હું ગમે તેમ બબડયો "એ તમારા પતિ નહોય તો તમે શા માટે—

"મારા પતિ, મારા પતિ!" તેણે દીર્ઘ નિશ્વાસ મૂકયો. "મારા પતિનું સ્મરણ પણ કરવાનો હકક મેં ખોઇ નાખ્યો નથી?" તે મનમાં જ બબડી ને પછી અર્ધ સ્વપ્ન પેઠે તે પડદા પાછળ સરી ગઇ.

શિલા ખંડ પેઠે હું ત્યાં ઉભો જ રહ્યો. હાલવા ચાલવાની પણ મારામાં શક્તિ રહી નહિ.

એજ મોડી રાતે કાચનાં વાસણો ફુટવાનો અવાજ આવ્યો. હું નિદ્રાધિન થવા મથતો હતો ત્યાં ધીમો પણ સ્પષ્ટ કલ્પાંત સ્વર મને સંભળાયો. રાત્રિની ભયંકર શાંતિમાં એ દીર્ઘ નિશ્વાસો હૃદયભેદક હતા. નાગણના વળાંક પેઠે એ મારી નિદ્રાને વીંટળાઇ વળ્યા. કંઇક અસાધારણ બનાવ બની રહ્યો હતો. મારૂં કલ્પનાશીલ માનસ રમણે ચઢયું હતું. કેશવ શેઠ ને એની મનોરમ પત્નીનો ભેદ મને મુઝવી રહ્યો જેમ જેમ એના વાર્તાલાપ પર હું વધારે વિચાર કરતો ગયો તેમ તેમ હું વધારે મુઝાતો ગયો.

સવાર પડયું.

દાદર પર આવતાં જ સ્વાભાવિક રીતે મારી નજર રમણા પર પડી. ત્યાં એ ઉભેલી જ હતી. હજી વહેલું પરોઢ હતું. કાલની પેઠે મારી તબિયત માટે એને ચિંતા કરવા દેવા હું તૈયાર નહોતો. ગઈ રાતના બનાવો પછી એને પૂછવા જતો હતો ત્યાં તે બોલી—

" મારે તમને કાંઈક કહેવું છે. "

હું એની સામે જ ઉભો હતો. " રાત્રે આઠ વાગે પાછા ફરવાથી મનુષ્યપ્રકૃતિ ખરાબ થઇ જાય છે, એમ તો તમારે કહેવું નથી ને ? " મેં મારા કાંડાની ઘડીયાળ જોઇ કહ્યું.

પરંતુ હંમેશની પેઠે મારી પરવા કર્યા વિનાજ રોજની શાંત રીતે તે બોલી " તમારે માટે નહિ. મારા વિષે કહેવું છે. " એના સ્વરમાં મને દુઃખની છાયા દેખાઇ. એનું મોં સહજ ફીકકું પડેલું જણાયું.

" ખરેખર ! " હું બોલ્યો " હું તમને મદદગાર થઇ શકું એમ છું ? "

" મારૂં નામ રાધા—" તે બોલતાં બોલતાં અટકી પડી.

" ઘણું જ રસિક નામ. પણ હવે તમારૂં કહેવાનું પૂરૂં કરો, આ જરાક વિચિત્ર લાગે છે નહિ ? આ સ્થળે આપણે એકલાં ઉભાં રહી વાતો કરીએ, એ ઠીક નહિ. ખાસ કરીને તમારા પતિ—ના—ના. કેશવ શેઠ આવી—"

" મહેરબાની કરી એ માણસનું મને સ્મરણ ન કરાવશો. " એના વદન પર ધિક્કારની છાયા પ્રગટી " એ તો શયતાનનો અવતાર છે. શયતાન જાતે જ છે. ગઇ કાલે મેં તમારી સાથે વાત કરી એની એને ખબર પડી ગઇ. કોણ જાણે કેવી રીતે ? ને ગઇ રાતે એણે મારી પર જુલમ ગુજાર્યો. ગજબ થાય છે. હવે મારાથી વધારે સહન થઇ શકે તેમ નથી. "

" પરંતુ એ તમારા પતિ ન હોય તો—" મેં પરાણે કહેવા માંડયું.

" હા. હા. હું એ વાત પર જ આવું છું. હું એજ તમને કહેવા જતી હતી. " તેણે દુઃખભરી રીતે મને કહ્યું. " પરંતુ તમે એવા અસ્થિર ને અધીરા છો કે શાંતિથી મારી વાત પણ સાંભળતા નથી તમે સંસ્કારી ને સુધરેલા યુવાનો કેટલાં નિષ્ઠુર હો છો તે હું જાણું છું. તમે માત્ર બોલતા મશીન જેવા જ છો. તમે બધા આત્મસંતોષી જીવડાઓ છો. તમારી માન્યતાઓ ને તમારા સિદ્ધાંતો અમલમાં મૂકવાનો પ્રસંગ આવે છે ત્યારે તમને ફુરસદ હોતી નથી ને આવી રીતે મારી સાથે વાત કરતાં કેવું ખરાબ દેખાય એવા તમને વિચારો આવે છે. પરંતુ હું તો મારી વાત કહેવા આવી છું ને કહીશ જ. તમારા વેરાન દિલમાં એ દયાનું ઝરણું જરૂર પ્રગટાવશે જ. સાંભળો. મારૂં નામ રાધા. મારા પતિ—મારે પતિ હતા જ. તે ઘણાજ વિદ્વાન હતા. એક વિદ્યાલયમાં આચાર્ય હતા. અમે સુખી હતાં. ઘણાં જ સુખી હતાં. અમે સીધું, સાદું ને સંતોષી જીવન ગાળતાં. પરંતુ એ જીવન ઘણુંજ ટુંકું નીવડયું. એ સંપૂર્ણ શાંતિની વચ્ચે શયતાનનો શિષ્ય ઉપસ્થિત થયો. આ કેશવ શેઠ. મારા પતિનો એ નાનપણનો ઓળખીતો. એકાએક એને મારા પતિ પર વહાલ ઉભરાઇ આવ્યું. એની પત્ની માટે ખૂબ વહાલ થઇ આવ્યું એમ મને પાછળથી સમજાયું. એમના ખાસ મિત્ર તરીકે અમારી એ અવારનવાર મુલાકાત લેવા લાગ્યો. અમારો સંબંધ ખૂબજ ગાઢ બની ગયો. ત્યારે તો એ કેવું સુંદર વર્તન રાખતો. દરેક વિગતે કેવું સંપૂર્ણ ! ને હવે મારી સાથે વાત કરવાની હોય છે ત્યારે એ ગાળ દઇને જ શરૂઆત કરે છે. ધીમે ધીમે મારા પતિ એના જાદુમાં ફસાયા. એટલે સુધી કે જ્યારે મારી માતાની માંદગીની ખબર આવી તે તેમને રજા ન મળી શકી ત્યારે તેની સાથે મને મુંબઈ મોકલી. અને એ મુંબાઈ લઇ આવ્યો પરંતુ

એવું બને તેમ હોત તો હું મારી જાતે જ તેમ કરી નાંખત. કોઇપણ આપની વાત વધાવી લેવા તૈયાર થશે નહિ એની મને ખાત્રી છે. મારી માતા જીવતી હોત તો કાંઇ બની શકત. મારી માતાને જીવલેણ આઘાત પહોંચાડવા બદલ મારા પિતા મને કદી માફ કરવાના નથી. મારા પતિ કલંકિત પત્નીને ઘરમાં લઈ પોતાની પ્રગતિશીલ કારકિર્દીને ધુળમાં નહિ મેળવે. કોઇપણ પ્રકારની એમને મારી ખોટ સાલવાની નથી. એ તો કયારના ય બીજીવાર લગ્ન કરી ચૂકયા હશે. મારાં સગાંવહાલાં દુનિયાનાં ડાહ્યાં માણસો છે. પ્રભુથી ડરીને ચાલે છે. એમને કહેવાથી કાંઇ જ અર્થ સરે તેમ નથી. ''

" ભલે એ વાત જવા દો " મેં કહ્યું, " પોલીસને ખબર આપવાનું જ ઠીક પડશે. એ પેલા નરાધમની ખબર લેશે. "

" પોલીસને ખબર આપવી છે? અત્યંત નિરાશામાં તે વ્યાકુલ બની રહી, હું પોલીસની સૂચના કરીશ એવી એણે કદીયે કલ્પના નહિ કરી હોય. " એથી કેટલી બધી ધમાલ થશે ને કલંક જાહેર થશે. પણ એથી તો મારી સ્થિતિ ઘણી જ કફોડી બનશે ને જગતભરમાં મારૂં કોઇ જ આશ્રયસ્થાન રહેશે નહિ. ના ના પોલીસને ખબર આપશો નહિ. "

એ પોતાની વાતમાં ખૂબ જ મક્કમ હતી. ' હું હાલ કાંઇ વિચારી શકું તેમ નથી. હું થાકી ગયો છું. મારા મગજ પર ખૂબ ભાર પડયો છે. થોડા વખત વાટ જો. હું જરૂર રસ્તો કાઢીશ. " પછી હું ઉપર ગયો ને મારી પથારીમાં પડયો.

બે વધારે દિવસો પસાર થઈ ગયા.

મારૂં મગજ વિચાર ચગડોળે ચઢયું. ચાલુ વિચાર કરવાથી હું વધારે ગૂંચવાઇ ગયો. મારા શાન્ત જીવનમાં જે પ્રશ્ને ઉલ્કાપાત મચાવી મૂકયો હતો તેને દિલમાંથી એકદમ કાઢી નખાય તેવો નહોતો, તેમ તેનું જલ્દી નિરાકરણ પણ થઇ શકે તેમ નહોતું. એકદમ કામે લાગી જઈ એનો નિવેડો આણવાની મને નૈતિક ફરજ લાગી.

એ બપોરે હું બહાર જવાની તૈયારી કરતો હતો ત્યાં આકાશમાં ગોરંભો ઘેરાયલો જોઇ હું અટકી પડયો ચોમેર વાતાવરણ શાંત ને ગંભીર હતું. જાણે કોઇ ભયંકર તોફાન ઝઝૂમી રહ્યું હતું. હું છજામાં જઈ ઉભો ને ઝડપથી બદલાતા આકાશના રંગોનો વિચાર કરવા લાગ્યો. થોડી જ વારમાં ખૂબ જ અંધકાર વ્યાપી ગયો. પવન પણ ખૂબ જોરથી ફુંકાવા લાગ્યો. જોતજોતામાં પ્રલયતાંડવ કરતું તોફાન તૂટી પડયું. બારી બારણાં જોરથી અથડાવા લાગ્યાં. અંધારૂં એટલું બધું વધી ગયું કે જાણે રાત્રિ વહેલી પડી.

પવનના ઠંડા સપાટાને લેતો હું શાંતિથી જોઇ રહ્યો હતો ત્યાં પાછળ મેં અવાજ સાંભળ્યો. પાછળ નજર કરતાં મેં જે જોયું તેથી મારૂં લોહી ઠરી ગયું. રાધાએ મારા ખંડમાં પ્રવેશ કર્યો. મેં એના તરફ નજર કરી એટલે પવનથી ઉડી જતી સાડી વાળવા તે ઘડીક થંભી એણે એકલી સાડી જ પહેરેલી હતી એટલે એની મોહક આકૃતિનો ને જાદુભર્યાં અંગોનો મને સ્પષ્ટ ખ્યાલ આવ્યો. એનો શ્યામળો કેશકલાપ છૂટી ગયો હતો ને ચોમેર ઉડી રહ્યો હતો.

" તમે અહીં છો ખરા, " તે ઉપર ચઢી આવી છેક મારી પાસે આવી ઉભી રહેતાં તે બોલી, " છેલ્લા બે દિવસથી કેમ બીલકુલ દેખાયા નથી? "

" પણ આમ એકદમ મારા ખંડમાં.

ક્યાં ઘુસી આવ્યાં " હું અસ્વસ્થ બની ગયો. " મારા પર આફત આણશો. એટલું પણ સમજાતું નથી ? "

રાધા સહજ હસી. એ સુક્કા ટુંકા સ્મિતનો અર્થ હું કદી ભૂલીશ નહિ. " તમારા પર આફત આણીશ ? ને તે પણ હું ? પણ કેમ ન આણું ? મારી આફતનો તમે વિચાર સરખો પણ કર્યો નથી. "

"સાંભળો" મેં કહ્યું, "મેં તમારી વાતનો ઘણોય વિચાર કર્યો છે. પોલીસને કહેવા સિવાય મને બીજો કશો જ માર્ગ જડતો નથી. એ નર્કના કીડાને એના જીવનનો પાઠ ભણવાનો મળશે. અને તમને કોઇપણ આશ્રમમાં ગોઠવી દેતાં વાર લાગશે નહિ. હવે એવી સ્ત્રી સંસ્થાઓનો ટોટો નથી-તમને ગમે ત્યાં આશ્રય મળી જશે—"

એવામાં ધોધમાર વરસાદ તૂટી પડયો. હું મારૂં વાક્ય પૂરૂં કરૂં ત્યાં તો તે ખંડમાં ગઈ ને હું પણ પાછળ ગયો.

ખંડના ભેજવાળા શ્યામ અધકારમાં મેં એનો સ્વર સાંભળ્યો. તે વિચિત્ર રીતે શાન્ત હતો. દૂર જતો જણાયો " તમારી આશા રાખવામાં મેં ભૂલ કરી છે. " પછી તે એકાએક સખત બની ગઇ " જાઓ. પોલીસને ખબર આપો, આખા જગતમાં જાહેર કરો. એકેએક વર્તમાનપત્રમાં છપાવી મારો એટલે પ્રત્યેક જણ મને ગટરનો આશ્રય લેવા આંગળી ચીંધે. હોલામાંથી ચૂલામાં. મારી વાતથી હાથ ધોઇ નાંખવાનો બહુ સારો રસ્તો શોધી કાઢયો. જાણે તમારી હથેલીમાં અંગારરૂપ હોઉં એમ તમે વાતો કરો છો ને મને દૂર દૂર ફેંકી દેવા ઇચ્છો છો. પરંતુ મારે તમારો આભાર માનવો જોઇએ. પતીત સ્ત્રીઓના આશ્રમમાં મને ધકેલી દેવાની તમારી યોજના માટે ખાસ આભાર માનવાનો છે. "

પછી ચોમેર શાંતિ પ્રસરી રહી. વરસતા વરસાદના કિલકિલાટ સિવાય રાત્રિની અજોડ શાંતિનો ભંગ થાય તેમ નહોતો. થોડીવાર પછી વળી તે બોલી, " કેમ શો વિચાર કરો છો ? "

" હા, વિચાર કરૂં છું. "

" શાનો વિચાર ? "

" કે બધું ગુમાવી દીધા પછી પણ સ્ત્રી પોતાની અનંત સ્ત્રીશક્તિ ગુમાવી શકતી નથી. "

એનો સ્વર નરમ ભાવભર્યો ને દયામણો હતો. " **હું પતીતા છું તે હું જાણું છું મારા કરતાં એ હકીકત કોઈ વધારે સમજતું નહિ હોય.** પરંતુ એને માટે સંયોગો જવાબદાર છે. પાંચ પાંચ વર્ષના લાંબા ગાળા સુધી મેં શાં શાં દુઃખ સહન કર્યાં છે એનો વિચાર કરો. " પછી તે એકાએક ઉભી થઇ ગઈ ને સાડી દૂર કરી તેણે પીઠ બતાવી " જુઓ મારી પીઠ પર પડેલા સોળથી તમને ખાત્રી થશે. કેટલાક તો તદ્દન તાજા જ છે. ચામડી ફુલી ગઈ છે. લોહી ભરાઈ આવ્યું છે. મારા આખા શરીર પર તમને એવાં જ નિશાન જણાશે. આથી પણ આપને મારે માટે દયા નથી આવતી ? "

એનાં ધીમાં દબાયલાં ડૂસકાં-વાતાવરણની ગંભીરતામાં કરૂણતા ભરી રહ્યાં. દુઃખને કડવાશ ભર્યાં એ ડૂસકાં એવું દીલ કોરી ખાતાં હોય એમ લાગ્યું.

' પણ હું શું કરું ? ' દયાથી વિવશ બની નિરાધારતા અનુભવતાં મેં કહ્યું.

" ગાલીપ્રદાન કે ફરિયાદોથી_ તારું કશું જ નહિ વળે. મારી સૂચના ન ગમતી હોય તો તમારા દિલની વાત કહો. "

તેણે પોતાની આંખો લુછી નાખી. જરા સ્વસ્થ થઈ. જરાક અકળાયલા સ્વરે બોલી, " તમે જ મને બચાવી શકશો. તમે જ મારો માર્ગ મોકળો કરી શકશો. "

" પરંતુ મને પોતાને સમજ નથી પડતી કે હું કેવી રીતે ?—"

નાટકી હવે એ મારે પગે પડી. મેં ઝડપથી પગ ખેંચી લીધા. " હા તમે જ " તે બોલી, " હા. હું કહું છું કે તમે જ મારો ઉદ્ધાર કરી શકશો. તમારી ચરણ-રજની દાસી બનાવી–મારો સ્વીકાર કરો. ત્યારે જ મને નીરાંત વળશે. તમે સંસ્કારી છો, કેળવાયલા છો; જૂના જમાનાના માણસ જેવા અંધ રૂઢી-પૂજક નથી. તમે જ મને આ જીવતા દોજખમાંથી ઉદ્ધારી શકશો. બદલામાં હું તમારી જીવનપર્યંત ઋણી રહીશ. તમારી દાસી બની ચરણસેવા કરીશ. "

આમ એણે ખરા દિલની લાગણીથી મને વિનવણી કર્યા જ કરી. પરંતુ મારાથી કશું જ સંભળાયું નહિ મારું મગજ ઘૂમ બની ગયું હતું. એની કોઇ પણ વાત મારે ગળે ઉતરી નહિ. પડતા વરસાદમાં મારું મગજ બહેર મારી ગયું હતું. મારું દિલ ચગડોળે ચઢયું હતું.

પછી તે ઉભી થઇ. એની સાડી એના સ્કંધપ્રદેશ પરથી સરી ગઇ. પવનના સપાટાની પેઠે તે મને વીંટળાઇ વળી. એના અધરદ્વયની ગરમી મેં અનુભવી. તે મારી પથારીમાં પડી

આખું જગત મારી દૃષ્ટિથી અદશ્ય થયું. મારી મૂંઝવણનો પાર રહ્યો નહિ. વરસાદનો અવાજ પણ મને સંભળાયો નહિ. ઉડતા સમયની પાંખે પારખું દીધું. તોફાન આવ્યું ને શમી ગયું.

ત્યાં મારા ખંડનું બારણું ઉઘડી ગયું. ખંડમાં ચોમેર વીજળીનો દીપકપ્રકાશ ઝળહળી રહ્યો. કેશવ શેઠ મારી સામે આવી ઉભા હતા હંમેશ માફક કમરે એમણે ફક્ત રૂમાલ જ વીંટાળેલો હતો. એક કટુ હાસ્ય તેમના વદન પર રમી રહ્યું હતું. મારા દિલમાં તેલ રેડાયું.

ઝડપથી કપડાં સમાં કરી રાધા તેની બાજુથી નીચે ઉતરી ગઈ. અકળાયલી લજ્જાની ગજબ પ્રતિકૃતિ. એ જતી હતી ત્યાં એની પીઠ થાબડી કેશવ શેઠ બોલ્યા " શાબ્બાશ-પ્રિયા ! "

પછી તે આગળ આવ્યો ને લહેરમાં બોલ્યો, " આમ મુંઝાયલા કેમ લાગો છો ? આમ મૂર્ખા જેવા કેમ દેખાઓ છો. હજી અંધારામાં કેમ ઉભા છો ? " મશ્કરીમાં આગળ વધી તે ખડખડાટ હસી પડયો.

" લાવો, તમારો અંધકાર દૂર કરૂં " તે બોલ્યો, " પાંચ હજાર બસ થશે. તમારે એટલી રકમનો કાંઇ જ હિસાબ નથી. "

" એટલે ? " મહ પરાણે હું ધુરકયો, " તું શું સમજે છે ? "

" ઓહ..તમે મને નાહક ઉંડી વિગતમાં ઉતરવા ફરજ પાડો છો ? " નાફ્ફટાઇ દર્શાવતો તે બોલ્યો, " બસે. આ મારી પત્ની છે. સમજ્યા ? તમે પરસ્ત્રી પર હુમલો કરી ફોજદારી-ગુન્હાહિત કૃત્ય કર્યું છે. હવે તમારે બે વાતમાંથી એક પસંદ કરવાની છે. પાંચ હજારનો એક ફાડી આપો. પછી આજનો કમનસીબ બનાવ આપણે ભૂલી જઇશું.

નહિ તો કોર્ટનું સંગીત સાંભળજો. તમે જાણો છો કે એથી તમારું આખું જીવન બરબાદ થઇ જશે."

"આ તમારી પરણેતર ઓરત છે!" હું બબડયો.

"અરે! એણે કહ્યું એ બધું તમે સાચું તો માનતા નથી ને?" અધીરાઇથી તે બોલ્યો, "એ મારી પત્ની છે એ વિષે જરા પણ શંકા ન રાખશો. મહેરબાન! હું પવિત્ર ધાર્મિક માણસ છું. પરમેશ્વરથી ડરતો રહું છું. નવા જમાનાના સહવાસી લગ્નમાં કે એવા ફશામાં હું માનતો નથી. મેં તમામ ધાર્મિક વિધિ સંપૂર્ણ રીતે કરી છે. તમારી ઇચ્છા હશે તો એ બધું જ હું પૂરવાર કરી આપીશ. આ નાનકડા પ્રસંગના જેમ સાક્ષીઓ છે તેમ મારા લગ્નના પણ સાક્ષીઓ છે. માટે જ હું તમને સલાહ આપું છું કે તમે મને ચેક લખી આપો ને કોર્ટે ચઢવાનું માંડી વાળો. મારી આ સીધી સાદી સલાહ ન ગમતી હોય તો તમે જાણો."

એ ચીમળાયલા સુક્કા વદન પર તાકીને મેં એક મુક્કી લગાવી દીધી, એ પાછો હઠયો. સમતોલપણું જાળવી ન શકવાથી ઉથલી પડયો. એ બેભાન થઇ ગયો પણ મરણ ન પામ્યો.

નહિ તો હું ખૂનના ગુન્હા માટે અહીં આવ્યો હોત. પરંતુ મારો ગુન્હો સાપરાધ હલ્લો કર્યાનો બદલે ચેક નહિ લખી આપ્યાનો હતો. ચેક ઉપર સહી ન કરી આપી એ જ મારો સાચો ગુન્હો છે.

# ચંદ્રિકા લજ્જાભરી

રાસ

[ કાલે સાંઝે એકલડી જાણી—
રીસામણાં રમતી'તી—એ રાહ. ]

ગગન ગોખે—
ઘનઘૂંઘટે લપાટી
શાને શરમાતી—
ચંદ્રિકા લજ્જાવતી.
આછા મલીરની આડશ કરીને
નયનો ભરીને જાણે નીરખંતી નાથને—
સર્જન જૂની હોય—
નવોઢા શી ન્હાની
ને સ્હેજમાં રીસાતી
ચંદ્રિકા લજ્જાવતી.
રજનીનો રૂપેરી સાળુ, તારા દીપડીની ભાત
સાગરને સોહે કટિમેખલા, શોભા અમાપ
વ્યોમની વિહારી
રસભીની ને રૂપાળી
ચંદ્રિકા લજ્જાભરી.

શ્રી. શીવકુમાર શુકલ

# નવરંગ ચુંદડી

નવાનગરની નવરંગ ચુંદડી,
ઓઢું નહિ હું આજ; પ્રીતડી ના કહે છે.
સફરે ગયો મારો સાહ્યબો રે,
હું તો વિજોગણનાર; પ્રીતડી ના કહે છે.
સફરેથી આવ્યો સાહ્યબો રે,
વધાવ્યો હૈયાહાર, પ્રીતડી જાગે છે.
નવાનગરની નવરંગ ચુંદડી,
કોઇ લાવો દોશીડા આજ; પ્રીતડી જાગે છે.
ચુંદડી કાં તારો રંગ ચૂએ રે,
સાહ્યબે શોધી શું શોક્ય; પ્રીતડી ભાંગે છે.
સો સો સલામો મારા સાહ્યબાને,
શોક્યને અખંડ સૌભાગ્ય; પ્રીતડી ભાંગે છે.
નવાનગરની નવરંગ ચુંદડી,
પહેરેલ મૂકી આગ; પ્રીતડી ભાંગે છે.

શ્રી. જમનાપ્રસાદ રૂદેતા

# નૃત્યની જીવન ઉપર અસર*

લેખિકા : શ્રી. વનમાળા હરિપ્રસાદ દેસાઇ

જ્યારે સંસ્કૃતિ પરિપક્વ થાય છે. ત્યારે કલા પ્રગટ થાય છે. કાવ્ય, ચિત્ર, સંગીત, નૃત્ય, વગેરે આપણા જીવનના આવિર્ભાવો તે કલા છે. તે કચરારૂપે નહિ પણ જીવનના સારરૂપે બ્હાર આવે છે.

મહાન કલાકાર ગેટે, કલાને " મનુષ્યત્વે ખોવાએલું ગૌરવ પાછું આપનાર તત્વ છે " એમ માને છે. કલા એટલે જીવનનો આનંદ. પણ જો આપણે ઉંડા ઉતરીએ તો આપણને સમજાશે કે કલા તે માનવજીવનની ઉત્તમમાં ઉત્તમ શક્તિશાલી પ્રેરણા છે.

મનુષ્યના જીવનમાં આંતરિક ભાવો પ્રદર્શિત કરવાની જે કલા છે તેમાં નૃત્ય તે સૌના મૂળમાં છે. તે ઘણીજ જુની કલા છે. જુના કાળમાં જ્યારે મનુષ્યમાં ભાષા પણ ન હતી ત્યારે તેમનો પ્રત્યેક વ્યવહાર તે નૃત્યથીજ થતો.

આ કલા તે માત્ર મનુષ્યોતીજ નથી. પરંતુ જ્યારે પૃથ્વિ ઉપર મનુષ્યો હતા પણ નહિ માત્ર પક્ષિઓ હતાં તો તેમનાં જીવન તપાસતાં માલમ પડશે કે તેમનામાં આ કલા હતી. મયુરનું નૃત્ય તે અતિપ્રચલિત નૃત્ય છે. તે નૃત્યો તેમની સાચી ઉર્મિઓમાંથી જ પ્રગટ થતી કલાઓ છે. માત્ર મનુષ્ય કે પક્ષિઓ તો શું પણ આખુએ વિશ્વ એક ભવ્ય રાસ રમી રહ્યું છે. એ નૃત્યનાં સૂરો કોઇ વિરલ કવિ કે કલાકાર સાંભળી શકે છે.

આમ હોવાથી નૃત્યની અસર જીવન ઉપર ઘણી ઉંડી છે. અને તેનું આકર્ષણ પણ સનાતન છે. બાળકો હંમેશા નૃત્ય જ કરે છે. તેમનાં નિર્દોષ કિલકિલાટમાં અને નવું નવું શિખવાની વૃત્તિમાં નૃત્ય જ હોય છે. વૈજ્ઞાનિકો જે નિહારિકા, ગ્રહો વગેરેનું જ્ઞાન મેળવે છે તેમાં એક પ્રકારનું નૃત્ય જ રહેલું છે. જો કે બાળક તેમજ વૈજ્ઞાનિક બન્ને આનાથી અજ્ઞાન છે પણ એ અજાણતામાં જ જે સૃષ્ટિમાં તાલબદ્ધ નૃત્ય થઇ રહ્યું છે તેનું જ અનુકરણ કરે છે. પુરાણી પ્રજાઓનાં દેવો પણ નાચતાં અને નાચવું તે દેવો તથા તારાઓને પગલે ચાલવા જેવું તથા મહાન વિભૂતિઓનું અનુકરણ ગણાતું. આમ મનુષ્યનાં કર્તવ્યકર્મોમાં દેવો ભાગ લેતા એવું મનાતુ ને

" મા, તું પાવાની પટરાણી,
કે ગરબે નીસરી રે લોલ "

આ પંક્તિઓ એજ બતાવે છે કે દેવો પણ મનુષ્યોની સાથે નૃત્ય કરતાં. અને તેથી જ મનુષ્યોની મનોકામનાઓ સિદ્ધ થતી. નૃત્યકલા તો દેવોના ઇતિહાસરૂપે પ્રગટ થઇ છે. ભક્ત એ નાટકમાં પોતાનું સ્થાન સમજી જાય છે. અને પછી કર્મકાંડ ને પૂજાવિધિ યોજાય છે. નૃત્યની ઉલ્લાસમય ગતિથી એક જાતનો ભક્તિભાવનો નશો ચડે છે. અને એ ધન્ય ક્ષણોમાં ભક્ત પ્રભુની સાથે લીન થઈ જઇને યોગનું ઉચ્ચ સુખ અનુભવે છે.

આર્ય લોકો હિન્દમાં આવ્યા તે પહેલાં ડમરૂ સાથે નૃત્ય કરતા, અને શિવનાં ભક્તો તાંડવ નૃત્ય કરતાં એ નૃત્ય પણ જીવ અને

* " ગુણસુન્દરી " કાર્યાલય તરફથી યોજાયેલ બ્હેનો માટે ઇનામી નિબંધ હરિફાઇમાં આ બ્હેનના નિબંધને ઇનામને પાત્ર ગણવામાં આવેલ છે. તેઓને પાંચ રૂપિયાનાં પુસ્તકો ઇનામ આપવામાં આવશે. —તંત્રી

શિવની એકતાનો અનુભવ કરાવે તેવું છે. નટરાજનું નૃત્ય શાન્તિનું સૂચક ગણાય છે.

જ્યારે ધર્મ અધોગતિએ ન્હોતો પહોંચ્યો ત્યારે નૃત્યકળા પણ તેને ઉચ્ચ સ્થાને જ હતી. કારણ કે ધાર્મિક જીવન ઉપર તેની અસર અગાધ હતી. પહેલાના વખતનાં લોકો નૃત્યથી જ ધર્મ સમજાવતા અને ભક્તો નૃત્ય કરતા. અત્યારે પણ જ્યાં ધર્મ તે માત્ર ડાહપણ કે બુદ્ધિનો નહિ પણ જીવનધર્મ મનાયો છે ત્યાં આવી કલા ઉચ્ચ સ્થાને જ છે. તે એ જીવન ઉપર નૃત્યની અસર પણ અપૂર્વ છે. આમ ધર્મ સાથે નૃત્યનો ગાઢ સબંધ જોયા પછી આપણે જોઈશું કે તેની પ્રેમ સાથે પણ ગાઢ મૈત્રી છે. નૃત્ય એ તો પ્રેમનું અંગ છે. પશુ, પક્ષિઓ, નર્તન કરીને જ માદાને આકર્ષે છે. ને તેમાંથી પ્રેમનું પ્રાકટ્ય થાય છે. જુના કાળમાં અને હાલ સુધરેલા સમાજમાં પણ લગ્ન પ્રસંગે નૃત્યને સ્થાન મળ્યું છે.

આ કલા માત્ર પૃથ્વિ પર જ બિરાજમાન થતી નથી. પરંતુ આ કલા દેવોને પણ વરી છે. શિવનું તાણ્ડવનૃત્ય, નટરાજનું નૃત્ય એ દેવોનાં અતિપ્રચલિત નૃત્યો છે. ઇન્દ્રના દરબારમાં પણ અપ્સરાઓ નાચતી અને તે નૃત્યો વડે તો ઇન્દ્રદેવે તેમનું ઇન્દ્રાસન સાચવી રાખ્યું છે. મહર્ષિઓએ જ્યારે દેવોની આરાધના માટે પ્રખર તપો આદર્યાં ત્યારે દેવોએ તેમની કસોટી અર્થે અપ્સરાઓને મોકલીને તેમને વશ કરવામાં આજ કળા વપરાઇ. ગન્ધર્વોનાં નૃત્ય વિષે પણ આપણે ઘણી માહિતી મેળવી શકીએ છીએ.

નૃત્યકળા ને સંગીતકળા તે જોડીયા બ્હેન જેવી છે, કારણ નૃત્યથી સંગીત જીવન્ત બને છે.

આપણા દેશમાં વચમાં થોડોક કાળ એવો ગયો કે નૃત્ય તે હલકી કલા ગણાઇ. જે નૃત્યે નીતિશાસ્ત્રને જન્મ આપ્યો તે જ કલાએ નીતિને અધોગતિએ પહોંચાડી છે; તે વાત તદ્દન ખરી છે. પરંતુ તે કલાએ નીતિ નથી બગાડી. આપણું જીવન જ તેને માટે જવાબદાર કેમ ન હોઇ શકે ? અત્યારે સમષ્ટિઓમાં કલાનો શોખ દિનપ્રતિદિન વધતો ગયો છે. અને જીવનમાં કલાએ સ્થાન લીધુ ત્યારે નૃત્યકલાને પણ જીવનમાં જનતાએ અપનાવી.

હાલ નૃત્યના પ્રકારો ઘણા છે. અને તે બધા નૃત્યોની મુદ્રાઓ સમજવી તે ભાષા સમજવા બરાબર છે; કારણ મુદ્રા તેજ નૃત્યની ભાષા છે. તેના પ્રકારોમાં મુખ્ય કથક, કથકલ્લી, મણીપુરી તથા ભારત નૃત્ય પ્રખ્યાત છે. આ શાખાઓના નૃત્યકારો પણ સાચા કલાકાર તરીકે પ્રખ્યાત છે. ઉદયશંકર, સીમ્કી, તથા રૂકૂમણી દેવી, એ કલાને વર્યા છે, અને સમગ્ર ભારતવર્ષમાં એનો પ્રચાર ઉત્તમ રીતે થાય અને લોકોની કલા તરફ રૂચિ વધે તેમ જનતાને ઉચ્ચ કલાનું ભાન કરાવે છે.

નૃત્ય કલા અને પ્રજા જીવનનો ઇતિહાસ જોતાં સમજાશે કે નૃત્યકલા એ જીવનમાં કેટલી બધી ઉપયોગી છે !

'કલાની શરૂઆત' એ નામના લેખમાં ગ્રોસે લખ્યું છે કે "મનુષ્ય સમાજની સ્થાપના અને સંસ્કૃતિનો ઉદ્દભવ નૃત્યમાંથી થયો છે. જો બારીકાઇથી અવલોકન કરીએ તો સમાજની અનેક વિધ પ્રવૃત્તિનું મૂળ તે નૃત્ય જ છે, કલા જ મનુષ્યના આત્માને ઘડે છે, પ્રકટાવે છે ને સંસ્કારી બનાવે છે. નૃત્ય એ તો સંસ્કૃતિનો શણગાર છે. નૃત્યથી જીવનમાં તાઝગી આવે છે. પ્રેમ, સત્ય, ને સૌન્દર્યની ઝાંખી આ કલા કરાવે છે. અને આ પ્રેમ, સત્ય, ને સૌન્દર્ય તે પરબ્રહ્મ

પોતે જ. સંયમ જે જીવનનું આભૂષણ છે તે નૃત્યથી શોભે છે. નૃત્યથી શરીરને કસરત મળે છે. તેના અવયવો ચપળ થાય છે. સૌન્દર્ય ને લાવણ્ય વધે છે. ને જીવનમાં માધુર્ય આવે છે. રસિકતા, સૌન્દર્ય ગ્રાહક શક્તિ અને ઉદારતા ખીલે છે. માટે આ કલાકાર તે દૃષ્ટા ને સૃષ્ટા બન્ને બને છે.

આ કલાનો ઉત્તમ રીતે વિકાસ કરવો તે આપણો ધર્મ છે. કલા વિહોણું જીવન આ સંસ્કૃત દેશોમાં કેમ કલ્પી શકાય ?

કલાનો સમાજ સાથે નિકટ સંબંધ છે. ચીનાઓ બહુ સ્પષ્ટ કહે છે કે " હે માનવ તારી પાસે બે રોટલા હોય તો તેમાંનો એક વેચીને પણ કમળનું ફુલ ખરીદજે." કલાને સંપૂર્ણ સ્વરૂપમાં નિહાળનાર આ જાતિનું ભવ્ય કથન છે. આ ઉપરથી સમજાય છે કે જે સૃષ્ટિનું રહસ્ય નરી આંખે જોઇ શકાતું તે નૃત્ય જેવી ઉત્તમ કલા દ્વારા આપણે જોઇ શકીએ છીએ. નૃત્ય કલા તરફ જો આપણે બેદરકાર રહીએ તો પાર્થિવ જીવનનું દિવ્ય દર્શન સમજવામાં નિષ્ફળ નિવડીએ તે ઉપરાંત આધ્યાત્મિ જીવનનું સર્વોત્કૃષ્ટ સૂચન કરવા માટે અશક્તિમાન બનીએ છીએ. જીવન જીવવું છે તો મનુષ્ય કરતાં દેવ તરીકે શા માટે ન જીવવું ?

卐

# —: નોંધપોથીને પાનેથી* :—

લેખક : શ્રી. ' હસિતમ્ '

[ જુન અંકના પાન ૧૭૪ થી ચાલુ ]

**તા. ૩૦-૧૦-૪૦ ( દીવાળી )**

જબલપુરના ગોવાલીઆ ઘટની ખાયા ખુબ મનહર નીવડી, અને આજે-દીવાળીના મંગલ પ્રભાતે પણ અમે ત્યાં જ આનંદ કર્યો. આજે બધાં હર્ષાતુર બની વાતો કરતાં હતાં કારણ બપોરે અમે ધુંવાધાર અને આરસપહાણના ખડકોવાળો ભેડાઘાટ જોવા જવાના હતા.

ધુંવાધાર જબલપુરથી નાગપુર આ માર્ગે થઇને જવાય છે. જબલપુરથી એ માત્ર ૧૪ માઇલ દૂર છે. ધુંવાધાર જતાં સુપ્રસિદ્ધ ભેડાઘાટ આવે છે. લીલીછમ વનસ્પતિઓથી ઢંકાએલી ટેકરીઓ પણ આવે છે. :

આખરે અમ્હે ધુંવાધારના ધોધના રમણીય અને ભવ્ય સ્થળે આવી પહોંચ્યા. નર્મદાનાં નીર ઊતાવળાં ઊતાવળાં એક ભેખડ ઉપર આવે છે, અને નર્મદાની એ મસ્તી પસંદ ન પડી હોય તેથી એ હાથે એનો પ્રવાહ ઝાલીને રકંધેથી આસાની પછડાટ આપતી હોય એમ ભેખડ મગરૂબીમાં હસતી હસતી ધુંવાધારના રમ્ય દશ્યને જન્મ આપે છે. એ પ્રકૃતિ-ચિત્ર નજરે ચડે ન ચડે ત્યાં તો આપણે કહી ઉઠીએ કે, " સરસ-ઉન્નત ! " રેવાનાં બીલોરી કાચ જેવાં પાણીને ફેંકી-ઉછાળીને ખેલ કરતા ધુંવાધારનું ગંભીર ગર્જન દશ્યની ભવ્યતામાં પૂર્તિ કરે છે. ચાલીસેક ફીટ નીચે ટુંટીયાં વાળી પડેલી શિલાઓ ઉપર માન ભંગ થએલાં નર્મદા-નીર ધુમાડાના ગોટા જેવાં જલ શીકરો ઉછાળી ઉન્મત્ત બને છે. આજુબાજુ આ વિરાટ દશ્યની ' નીરખ ' કરતી, અકકીને ગોઠવી મૂકેલા ગ્રન્થો સમી, તો કોઈ વળી બેદરકાર ડોક લંબાવીને એકીટસે દશ્યમાન કરતી, ડુચેર અને કાળ બિહામણી શિલાઓ પ્રેક્ષક સમૂહ બનાવીને ઊભી હતી, દશ્યની ભવ્યતાથી ભડકવા છતાં એની મનોહરતાના ઘુંટડા પીવાની ઇચ્છા ન રોકી શકવાથી ઊંચે થોડેક દૂર નાનાં નાનાં લીલાંછમ વૃક્ષ-ઝાળાંડો ટોળે વળ્યાં હતાં, અને લઘુતા તથા પામરતાના પરિવેશથી વીંટાઇને અમે યે પ્રકૃતિના આ ઉન્નત અને અવર્ણ્ય કલા પ્રદર્શનનું રસ-પાન કરી રહ્યા.

અમે આ દશ્ય જોતાં ધરાતા જ નહોતા, તેથી પ્રેક્ષકસમૂહ બનાવી ઊભેલી પેલી ઊંચી ભેખ્ખડમાંની એકની પીઠ ઉપરના ઘૂંટણ-ડૂબ વ્હેણમાં આમ તેમ છબછબીયાં કરી અમારી ક્ષુદ્ર ક્ષુલ્લક ચેષ્ટાઓ કરવા માંડયા-દશ્યની મોહક અસર અમારા પર અતિગાઢ હતી, તેથી અમારી મંડળીમાંના એકે કહ્યું, કેટલું સરસ ! " અને બ્હેન બોલી " આનું તો વર્ણન પણ ન થાય હોં!"

મારી સાહિત્ય રસિકતાની હંમેશ ટીખળ કરતા મોટાભાઇએ બેનનો હાથ દબાવી મારી તરફ ફેંકયું, " નાનાલાલ હોય તોયે કેમ ? "

હું ગભરાયો-પણ ધીમે રહી મૂકયું, " તો તો ધુંવાધાર ભાષા-રથમાં બેસે જ ! " અને પાણી ઉછાળવાનાં તોફાનોની ઉપરવટ

---

* આ વિભાગ પત્ર રૂપે છેલ્લા બરોડા કોલેજ મેગેઝીનમાં પ્રગટ થયો છે.

થતાં બધાં ખડખડાટ હસી પડયાં. નર્મદાનાં નીતર્યાં આવતાં નીરે અમારી વિનોદ-લહરીઓ વચ્ચેથી છાનું છાનું મલકાતાં મલકાતાં વહ્યે જતાં હતાં. પણુ મોટાભાઇએ મને એટલેથી ન જ છોડયો–" હું વર્ણન કરું ? જાણે...જાણે...બેન તું જ કહી દે ?" " હું ? જાણે...દૂધના દેગડા ઢોળાતા હોય !"

" વાહ...વાહ...હવે તો મને યે આવડશે જાણે . દૂધપાક ન પડતો હોય ને શું ?" મોટાભાઇની બોલવાની રમૂજી શૈલીથી ફરી પાછાં બધાં ખડખડ હસી રહ્યાં. ફરી પાછાં બધાં મંડયાં અને કહે, " હવે તમે કહો !"

વર્ણવું ? " જાણે નિહારિકાની શ્વેત સાડીઓના રેવા ગાતી ગાતી તાકાના તાકા ઉખેડી રહી છે–" હું કદાચ કલ્પનાની પાંખો ફફડાવતો કાદમ્બરીકારની નકલ કરવાનો ડોળ કરત પણુ ત્યાં તો વળી પાછી પાણીની ભરતીમાં 'બસ-બસ-હવે બસ 'ની બૂમો સંભળાઇ રહી. નાહી કરીને ફરી પાછાં અમે પીયૂષ-સૌંદર્યપાન કરવા બેઠાં.

સૂર્યનાં કિરણો ધુંવાધાર ઉપર વરસી રહ્યાં હોઈ મેઘધનુષ્યની કલ્પના કરતાં કવિઓ યાદ આવ્યા. એ સંયોગ બહુજ હૃદયંગમ અને મનમોહન રંગકલા પ્રદર્શન કરાવતો હતો-સફેદ, સુફીયાણે માંય એવા મલમલની અંદર રંગબેરંગી ચળકતી તારલીઓ અને ટીકીઓ ગૂંથી દીધી હોય અને એવો બેનમૂન પડદો ' क्षणे क्षणे नवताम् ' ધારતો હોય, અગર તો ઝીણાં-અતિ ઝીણેરાં અનેક રંગના કુસુમોનો મોગરાનાં ફૂલોથી ઢંકાએલા લતામંડપ ઉપર અવિરત અભિષેક થઇ રહ્યો હોય એમ મને લાગ્યું–અને ઊડતાં જલફોરાંઓનો પારદર્શક સમૂહ તો જાણે ત્યાં વરુણદેવ સ્વયં વાસ કરતા બેઠા હોય એવો આભાસ પેદા કરતો હતો, આ ભવ્ય ધુંવાધારની અડોઅડ જ સપીકારી રૂપેરી જલધારાઓ શરીરને સંકોચતી સંકોચતી નીચે અથડાઇ-પછડાઇને થાકી ગયેલાં. શાંત થઇ રહેલાં નીરમાં સમાઇ જતી હતી. પ્રકૃતિના આ વિશાળ અને ઉન્નત મહાકાવ્યની સ્મરણુ-પ્રસાદી લઇને અમે પાછા મોટરમાં બેસી નીચે ઉતર્યાં.

ભેડાઘાટ ઉપર Marble-Rocks નામે સુપ્રસિદ્ધ આરસપાણુના ખડકો વચ્ચે નર્મદાનાં નીર લલિત વળાંકો કરીને ગોઠવાઈ ગયાં છે. અમે પણ આ જોવા ગયાં. હવે, ધુંવાધારની સુંદરતા નહિ તો પણુ ભજાતાને ય ભૂલાવે એવું આ-શું કહું ?–આરસનું નન્દ મઝાનું સ્થળ છે. એકાદ માઇલના વિસ્તારમાં આ આશ્ચર્યકારક આરસપાણુની ટેકરીઓ ઊભી છે. અહીં નાની અને મોટી હોડીઓ પ્રવાસીઓને આ બધું દેખાડવા લઇ જવા માટે હોય છે. અહીંની લોકલ બોર્ડની દેખરેખ હેઠળ એ બધી હોડીઓ ચાલે છે. મોટી બોટમાં પ્રત્યેક નાવિકને ૦–૨–૦ મળે છે, અને નાની બોટમાં તો બે જ જણાં બેસી શકે છે. આખા માઇલના ચક્કરમાં યંત્રવત્ હલેસાં મારતા એ શ્રમજીવીઓને જોઇ આપણને લાગે કે આ પરિશ્રમને અને આ હાડ-ઘસ કામને બદલામાં માત્ર..."

અમે મોટી નાવમાં બેઠા !

આ બે માઇલના ચક્કરમાં ધુંવાધારનાં પાણી સરોવરરૂપે પથરાયાં છે: એકની એક નર્મદા પણ ક્યાં એ બલવાડાની તરલ નર્મદા, ક્યાં એ ધુંવાધારની ચંડિકા શી નર્મદા, અને ક્યાં આ શાન્ત-વિશાળ અને ત્રણસો ત્રણસો ફીટ ઊંડાં જલથી ભરી ભરી સરોવરરૂપી નર્મદા ! નર્મદાનો પટ અહીં એટલો બધો નિરંકુશ બની આડાઅવળા પલટા લે છે કે આપણી નાવ થોડેક જાય અને આપણે હવે કીયે માર્ગે આગળ જઇશું

એની મૂંઝવણુ ઘડીભર થાય. ધારતા હોઇએ ડાબી બાજુએ અને નીકળે જમણી બાજુએ. આપણી નાવને આગળ વધવાનું માર્ગદ્વાર ! જલપ્રવાહની એ અટપટી ભૂલભૂલામણીઓથી રીઢો થઇ ગએલો નાવિકોનો નાયક તો જો કે ટૂંકે ટૂંકે હલેસે અમને વાતોમાં રસમય બનાવી રહ્યો હતો. આખે રસ્તે 'વાદળથી વાતું કરતા' હોય એવા ભુખરા, ભુરા, કાળા, પીળા અને શ્વેત રંગના Marble rocks–આરસ પત્થરો બન્ને બાજુએ ઊંચી નીચી ભીંતો ચણીને ઊભા હોય છે. વચ્ચે વચ્ચે એકદમ સાંકડા તો વળી પાછા પલાંઠી વાળીને એક પંજો ઘુંટણે જમાવી બીજી હથેલી પર હડપચી ટેકવતા વિચારમૂઢ માનવી જેવા ખડકો જોવામાં આવે છે. રાણી દુર્ગાવતીની ટેકરી, 'શૃંગાર'–ટેકરી ચૌદીની રોચ, ઇન્દોરની મહારાણીનું શિવલિંગ, ચાંદો–સૂરજ, દત્તાત્રેયની ગુફા, બંદર કુદી ( વાંદરૂં એક રોચથી બીજી સામેની રોચે જઈ શકે એવી રીતે ખડકો ગોઠવાયા છે. ) હાથીના પગો, ઘોડાના પગો, નીલકંઠનો વૃષભ, વગેરે જગ્યાઓ નાવિકોના નાયકે અમને બતાવી.

કિનારા પર આ પત્થરોમાંથી જ બનાવેલી વિવિધ કલામય વસ્તુઓ પ્રવાસીને શોભાવી દે છે. એને ગજવું હળવું કરકરવાનું મન થાય છે–અને પાછો એ જબલપુરની કોલાહલમય હવામાં ગુમ થઈ જાય છે.

( અપૂર્ણ )

---

## એકજ પ્યાલો દૂધ

એકજ પ્યાલો દૂધ માગું હું એકજ પ્યાલો દૂધ.
કેશરી એકજ પ્યાલો દૂધ
રસાળુ એકજ પ્યાલો દૂધ.
સોડા પીધા, જીંજર પીધી-નારંગી નિરન્તર પીધી.
ચહા કૉફી વળી ગુલાબ પીધી છતાં ટળ્યું ના દુઃખ
હૃદયમાં ચાલે-ભારે યુદ્ધ
માગું હું એકજ પ્યાલો દૂધ
—એકજ પ્યાલો દૂધ૦
પાણી પીધું તેલ પીધું-જુલાબ માટે દીવેલ પીધું
મીઠું કડૂ સબ કુછ પીધું તોય ટળી ના ભૂખ
સદા રાખી મન મુજ શુદ્ધ
માગું હું એકજ પ્યાલો દૂધ.
—એકજ પ્યાલો દૂધ૦
ક્રોધરૂપી ઝેર પીધું ને મીઠું મજેનું મધ પીધું
બહુ બહુ આજું પીધું પણ ના તત્વ કોઇએ દીધું
ખરેખર ! બને હૃદય મુજ શુદ્ધ
મળેજો એકજ પ્યાલો દૂધ
કેશરી એકજ પ્યાલો દૂધ
રસાળુ એકજ પ્યાલો દૂધ
—એકજ પ્યાલો દૂધ૦

શ્રી નટવરલાલ ચુનીલાલ મોદી

# અંતરની વરાળ

**આ લેખ અવશ્ય વાંચજો. એમાં સત્યકથાઓનું ઝુમખું છે. એમાં તલસ્પર્શી વિચારો છે. એમાં નારીજીવનની ભૂત અને વર્તમાનદશાનો કરૂણ તેમજ આશાજનક ચિતાર છે. આ શુષ્ક પ્રવચન નથી; વર્ષોના ચિંતન અને અવલોકન પછીના હૃદયોદ્‌ગાર છે. સ્ત્રી શું છે, કોણ છે, પુરૂષે આદિકાળથી એની સાથે કેવો વ્યવહાર રાખ્યો છે, પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીઓની સ્થિતિમાં કોઈ તફાવત છે ? ઈત્યાદિ અનેક પ્રશ્નોના જવાબો આ પ્રવચન આપે છે. એમ લાગે છે કે આપણે વાંચતાં નથી, પણ સાંભળીએ છીએ.**

અમદાવાદના જ્યોતિ-સંઘ સમક્ષ
સ્વામી આનંદે કરેલું પ્રવચન
એમના સુધારા-વધારા સહિત

**આ**જે ૭ સાત વર્ષ જેટલા લાંબા ગાળા પછી હું તમારા સંઘની મુલાકાતે આવ્યો છું. સંઘ ખાડિયામાં હતો ત્યારે એકવાર ઉડતી નજરે સંઘ જોવા આવેલો. તે વેળાએજ મેં બહેન મૃદુલા તથા શ્રીમતી બહેન લીલાવતીને ગુજરાતમાં સ્ત્રી-જાગૃતિની જ્યોત પ્રકટાવનાર આવી સ્ત્રી-સંસ્થા શરૂ કર્યા બદલ અંતઃકરણપૂર્વકના ધન્યવાદ આપેલા. તે પછી તો સાબરમતીના પુલ નીચે થઈને ઘણાં પાણી વહી ગયાં, ને તેના ઉપર નવા પુલો પણ બંધાયા. આ અરસામાં તમારી આ નવચેતનથી ધીકતી સંસ્થાએ જે ઉન્નતિ અને વિકાસ કર્યો છે તે હું આજે જોઉં છું અને તમો બહેનોને કુમારકાદી આ રતાં મારી છાતી ગર્વથી ફૂલે છે. તમે ગુજરાતમાં સ્ત્રી-શક્તિનું 'પાવર હાઉસ' ખોલ્યું છે તેની પાછળ આજની દુનિયાના સર્વશ્રેષ્ઠ સંતની પ્રેરણા કામ કરી રહી છે. તમને મારાં વંદન છે.

* * *

ગઈ કાલેજ મારાં મા-જણ્યાં બહેન આશ્રમમાં મને મળવા આવેલાં, મારાથી મોટાં. એમને ખબર મળેલી કે હું અમદાવાદ આવનાર છું. બહુ વર્ષે અમે મળ્યાં. શ્રી. નરહરિભાઈએ તથા મણિબહેને એમને રોકાઈ જવા બહુ આગ્રહ કર્યો. મેં કહ્યું, 'બા, રોકાઈ જાઓને. હું આજે ગાયોને સુધારવાનું 'ભાષણ' કરવાનો છું. આપણાં નાનપણમાં તમે કેવાં હોંશિયાર હતાં ને હું તમારા કરતાં ઠોઠ હતો ! આજે જુઓ તો ખરાં કે હું એવો ને એવો ઠોઠ રહ્યો છું કે કાંઈ હોંશિયાર થયો છું ?' બા-બહેન કહેઃ 'બાપુ, મને તારા ભાષણમાં શું સમજ પડે ? ગાયોનું સુધારો છો તો ભેળાભેળું દીકરીઓનું પણ સુધારજો. દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. બેઉની દશા સરખી છે. મારે તો તને જોયો એટલે બધું આવી ગયું. હવે મને બીજું કશું ન જોઈએ. એમ તો રાત્રે માળા ફેરવું ત્યારે પણ તું યાદ આવે. ક્યાં હશે ? શું કરતો હશે ? પણ ટપાલનું એક પત્તું પણ હું કોની કને લખાવવા જાઉં ? મને કોણ લખી આપે ?' મણિબહેન તરફ વળીને કહે, 'અમારી જિંદગી આવી નોંધારી. મને કંઈ લખતાં આવડે છે બેન ? કોઈ આડોશીપાડોશી

કે 'ગામવાળા પાસે જઈને કાલાવાલા કરીએ ત્યારે ને?' નરહરિભાઈને કહે, "મારા બાપા નિશાળ ભણાવતા. અમને નાની છોકરીઓને ભાઈ ભણવા બેઠો હોય ત્યાં જઈને બેસવાનું ઘણું યે મન થાય. પણ હું આઠ વરસની થઈ ત્યારથી જો ભૂલેચૂકે પણ ઘરમાંથી નીકળીને ભાઈના કલાસના બારણા તરફ જવા કરું તો બાપા પૂજામાં બેઠા હોય તો યે બૂમ પાડીને કહે, 'બેટા, એ તરફ છોકરીઓથી ન જવાય. ઘરમાં બેસો.' પરણીને સાસરે ગઈ પછી ત્યાં ચોરીછૂપીથી મહાપરાણે ગીતાજીના ત્રણચાર શ્લોક ગુજરાતીમાં વાંચતાં શીખી. રાત્રે ૧૧–૧૨ વાગે બધાં ઉંઘી જાય તે પછી કે સવારે ત્રણ વાગે ઉઠીને ખૂણે ઘીનો દીવો કરી છાનીમાની એટલા ત્રણચાર શ્લોક વાંચવા બેસું એટલામાં જો દૈવયોગે કોઈ જાગ્યું કે જોઈ ગયું તો ભોગ ફરી વળ્યા. કહેશે, 'એ તો ગન્યાન કરે છે' 'ગન્યાની થયાં છે' આવાં આવાં મેણાંટોણાં વરસે."

* * *

આ કરુણ પવિત્ર કિસ્સો તમારા આગળ એટલા સારૂ સંભળાવ્યો કે થોડા દાયકા અગાઉની સ્થિતિ અને આજની સ્થિતિ વચ્ચે કેટલો ફેર પડયો એનું તમને માપ મળે. આજ તમે વગર સંકોચે અહીં વર્ગોમાં આવો છો, શીખો છો, અનેકવિધ જાહેરપ્રવૃત્તિઓ ગોઠવો છો, ચલાવો છો; સભાસરઘસોમાં પણ બેધડક ભળી શકો છો. જે બહેનનો કિસ્સો મેં તમને સંભળાવ્યો તે તમારા જ જેવાં, મારા જેવાં, મારાથી વિશેષ બુદ્ધિમાન હતાં એ બીનાનો હું સાક્ષી છું. હું તો ત્યાર પછી કંઈક દેશપરદેશ ખૂંદી વળ્યો. જગતના દોજખમાં ઝંપલાવ્યું ને ટીચાઈ અફળાઈને ઘડાયો. આ મા-જણી બહેન પરણ્યા પછીનાં બેતાળીસ વર્ષ દરમ્યાન ભાગ્યે બે વેળા પણ એમનું ગામડું છોડીને ચાર દિવસ બહાર નીકળ્યાં હશે! આ સ્થિતિ તમે વિચારી જુઓ એટલે આજે પડેલો તફાવત તમારા લક્ષમાં આવશે.

* * *

આપણા શાસ્ત્રકારોમાં ગીતાકાર સૌથી વધુ ઉદારમતવાદી છે છતાં એણે પણ સ્ત્રી, વૈશ્ય, તેમજ શુદ્રોને એક દરજ્જે સાંભળ્યા છે અને એ પણ પરમ ગતિના અધિકારી છે એમ કહ્યું છે! કઈ કમનસીબ પળે પુરૂષે સ્ત્રી ઉપર પોતાનો માલેકી હક બજાવવા માંડયો અને સ્ત્રી-પુરૂષનું મઝિયારું મટીને પુરૂષ રળનાર રક્ષક અને સ્ત્રી બેઠાડુ ને અપંગ થઈ, આર્થિક દષ્ટિએ પરાધીન બની. એનો ઇતિહાસ જેટલો રસભર્યો તેટલો જ દુઃખદ છે. સાચી ન્યાયવૃત્તિ જળવાઈને પુરૂષને હાથે તે કદી લખાશે કે કેમ એ શંકાભર્યું છે.

* * *

આપણાજ સમાજમાં પુરૂષે સ્ત્રીજાતિ ઉપર જુલમ કર્યો છે એવું ન સમજતા. દુનિયાભરનો ઇતિહાસ એવોજ છે. ઇતિહાસના આદિકાળથી એમ બન્યું છે. સ્ત્રી એ પુરૂષની સાથી અને જોડાજોડ ચાલનારી સહચરી મટીને તેની મિલકત ગણાવા લાગી, એ માનવ ઉન્નતિના ઇતિહાસની સૌથી કમનસીબ પળ હતી એમ મને હંમેશાં લાગ્યું છે. સૃષ્ટિના આરંભથીજ પુરૂષ અને પ્રકૃતિની જોડી ગણાઈ છે. જંતુ, કીટ આદિ યોનિમાં જ્યાં લિંગભેદ નથી ત્યાં સંતતિ પેદા કરવાની સાથે જ માવતર કીડો ટાળી પડે છે. પશુયોનિમાં માદા મરતી નથી પણ ચોકકસ ઋતુકાળે સંતતિનું સર્જન કરે છે માનવને કુદરતી દેહ ધર્મની પ્રેરણા ઉપરાંત પરમેશ્વરે વિવેકવિચારની બક્ષીસ આપી તેથી દેહધર્મનો મનસ્વી ઉપભોગ–સારો તેમજ નઠારો–કરવાની સ્વતંત્રતા પણ બક્ષી. આ સ્વતંત્રતાની કિંમત સમજીને એ ઇશ્વરી બક્ષીસનો ઉપભોગ

માનવીએ પોતાની ભીતર પડેલી સૂક્ષ્મ શક્તિઓને ખીલવવામાં કરવો અને કોલસામાંથી જેમ ગેસ થાય છે તેમ એ દેહશક્તિઓની રક્ષા તથા સંયમ કરીને તેમાંથી તેજ અને ઓજ નિર્માણ કરવાં, અને અંતે એ તમામ શક્તિઓનો ઉપયોગ માનવજાતિના કલ્યાણને અર્થે, સામુદાયિક સાર્વજનિક હિત અને સેવાને અર્થે કરવો, એનું જ નામ બ્રહ્મચર્ય છે એમ મહાત્મા ગાંધીજીએ આપણને શીખવ્યું છે.

* * *

જીવનનિર્વાહ માટે પુરૂષની જોડાજોડ જીવનનાં સાહસો અને જંદોઝદ ખેડવાની સ્ત્રીની શક્તિ ઘટી એમાંથી જ આપણા ગૃહજીવનનો આખો વિસંવાદ ઉભો થયો છે, એ વાત તમે સમજ્યા અને તેના ઈલાજો અહીં ખીલવી રહ્યા છો. દુનિયામાં માણસે આદિકાળથી માંડીને કઈ રીતે જુદી જુદી દિશાઓમાં પ્રગતિ કરી એનો ઇતિહાસ રસમય છે. પં. જવાહરલાલજીએ દુનિયાનો આવો એક સુપ્લેસર ઇતિહાસ ઝાંખી રૂપે લખ્યો છે. તમારામાંથી જે બહેનોએ એ ન વાંચ્યો હોય તેમને હું તે વાંચવાની ભલામણ કરું છું. માનવવંશની પ્રગતિનું સ્વરૂપ એમાંથી આપણને જાણવા મળે છે.

* * *

ચાહે તેવા શુભ કે સ્વાર્થી હેતુથી પણ પુરૂષે સ્ત્રીને અપંગ કરીને તેના ઉપર ધણીપણું ભોગવ્યું એ દુર્ઘટના પાછળ આજના આપણા સામાજિક પતનનો કરૂણ ઇતિહાસ છુપાએલો છે. શિકારમાં સાથી બનીને વનપશુઓની પાછળ દોરો દેતી અને જંગલે જંગલ ભટકતી સહચરીને શ્રમવિભાગ કામની વહેંચણી-ને નામે જે દિવસે માણસે ઘરરખુ કરી તે દિવસથી જ સ્ત્રીની અપંગતાનો આરંભ થયો. માણસ એટલેથી જ અટકયો નહિ. સાથે ફરતી ત્યાં સુધી પુરૂષને એની ફિકર નહોતી; ઘર ઝાલીને બેસતી થઈ ત્યાર પછી પુરૂષને એની રક્ષાની ફિકર થવા લાગી. સ્ત્રીની આત્મરક્ષા કરવાની શક્તિ વિષે એને વિશ્વાસ ન રહ્યો. કંઇક અણુવિશ્વાસની પણ એના અંતરમાં શરૂઆત થઇ હશે. આનો ઉપાય એણે સ્ત્રી ઉપર નવાં નવાં બંધનો લાદીને કર્યો. એક સાંજે એ આવ્યો ને કોઇ ધાતુના સળિયાનું કડું કરી લાવ્યો. આભૂષણને નામે એણે એ બેડી સ્ત્રીના પગમાં નાખી. વળતે દિવસે બીજો પગ અડવો દેખાય છે કહી બીજા પગમાં પણ નાખી. આમ જ હાથે પણ કડાં ( વલય-બલઇયાં ) નાખ્યાં. હાથપગ બંધાયા, છતાં તે તો મજબૂત અવયવ એટલે તેટલાથી સ્ત્રી પર જોઇએ તેટલો અંકુશ ન જમાવી શકવાની આશંકાએ પછી એણે આસ્તે રહીને સ્ત્રીના ગળામાં હાંસડી, કમ્મરે કટિમેખલા, બાવડે બાજુબંધ, એમ એક પછી એક બંધન નાખ્યાં અને અંતે નાકકાન કોચીને તેમાં પણ વાળાવાળીઓ ઘોંચીને સ્ત્રીને પાળેલ પ્રાણીની જેમ વશ કરવાની ક્રિયા એણે પૂરી કરી ! આમ કરવામાં એણે પોતાનાજ અંગને શ્રેષ્ઠ અંગ ( better-half, ) ને પક્ષપાત ઉપજાવ્યો એ એના ધ્યાનમાં આવ્યું નહિ.

આ તો મેં તમને ઇતિહાસ અગાઉના આદિકાળમાં સંસારનાં માવતર એવા આદિ સ્ત્રી-પુરૂષના ઘરસંસારમાંથી નિપજેલી હજારો વર્ષની કથા કે વ્યથાની ઉડતી ઝાંખી વિનોદને હાજે આપી. પણ એ ઇતિહાસ જેટલો રોમાંચક તેટલો જ કરૂણ નિવડયો છે. આટઆટલાં હજારો વર્ષ માણસ સૃષ્ટિનો સ્વામી રહ્યો પણ હજુ આજની ઘડી લગી એણે સૃષ્ટિનાં ઇતર પ્રાણીઓ જોડે, માનવ માનવ જોડે-અરે, જીવનયાત્રાની ચિર સાથી

એવી સહચરી સ્ત્રી જોડે પણ-કઇ પેરે રહેવું, વર્તવું એની કળા કેળવી જાણી નહિ. પરિણામે આટઆટલા યુગ વિત્યા અને આજે વિક્રમની વીસમી સદી અસ્તાચળે આવી તો યે આજે એ કલિના અવતાર સમો સંસારના તમામ પશુપ્રાણી અને માનવ સમુદાયોને મહાભયનું સ્થાન બનીને જીવી રહ્યો છે. એની વિકરાળતાનું પ્રત્યક્ષ દર્શન આજે આપણે રોજેરોજ કરી રહ્યાં છીએ. સૃષ્ટિના-સંસારનાં-સ્વામી આ મનુષ્ય પ્રાણીના દોર હેઠળ આજે કોઇની ખેર નથી. માણસ, પશુ, પલીત, સૌ કોઇ એના કરતૂકોથી હાય પોકારી ત્રાસી-નાસી રહ્યાં છે. કહે છે કે માણસને પરમેશ્વરે પોતાના જાતનમૂના પર ઘડયો. આખી સૃષ્ટિની રચના કરીને થાકેલા પ્રભુને છેલ્લીવારે આને ઘડતાં ઘડતાં શું ઝોકું આવ્યું હશે? નહિ તો અનંત કોટિ બ્રહ્માંડનો ઘડવૈયો ઇશ્વર આવડી છક્કડ કેમ ખાય?

આમ પુરૂષે પોતાની બેલડી સમી સ્ત્રી-જાતિ પ્રત્યે આણેલા અવિશ્વાસ અને આચરેલા અધર્મમાંથી માનવપુરૂષનું આખું પતન થયું છે એમ પુરવાર કરી શકાય એવું છે. એમાંથી જ સમાજની આજની અતિ ઉદ્વેગ ભરી દશા જન્મવા પામી છે. આ પાપને પરિણામે આજે આખી સમાજવ્યવસ્થા છિન્નભિન્ન થઇ ગઇ છે. પશ્ચિમના મુલકોમાં બહારથી સ્ત્રીસન્માનનો દેખાડો કરવામાં આવે છે. ટ્રામ, ટ્રેન કે રસ્તા પર પુરૂષ લટકું કરીને સ્ત્રીને માન આપવાનો આભાચાર કરે છે. પણ ત્યાં યે સ્ત્રીની સાચી દશા કેવી છે? ગુજરાનને માટે કે પતિ મેળવવા માટે વર્ષો સુધી ત્યાંની સેંકડો હજારો સ્ત્રીઓ કેવાં વલખાં મારતી હોય છે એનો આબાદ ચિતાર આપતો એક જબ્બર લેખ મરહૂમ દેશભક્ત લાલા હરદયાળે વર્ષો અગાઉ 'મોડર્ન રિવ્યુ'માં લખેલો. "વુમન ઇન ધી વેસ્ટ" (પશ્ચિમના મુલકોમાં સ્ત્રીનો દરજ્જો) એવા મથાળાવાળા એ લેખ ઉપર તે વખતે ભારે ઉલ્કાપાત મચેલો. લગન-બજારોની રૂખના હૃદય વલોવી મુકનારા ચિતાર આપતા કોઇ યુરોપી ગ્રંથકાર કે નાટકકારના લખાણમાંથી એક અઠંગ કરૂણ કિસ્સો એ લેખમાં એણે ટાંકેલો. એ ભાવ તો કયાંથી લાવું, પણ પુરાણી યાદદાસ્તને તાજી કરીને મારી ભાષામાં એ હું તમને સંભળાવીશ.

બાઇ મોતી (માર્ગરેટ) નામની એક ગરીબ ગભરૂ કુમારિકા અરધીઅધિક ઉમ્મર વિત્યા સુધી વલખાં માર્યા પછી કોઇ એક પુરૂષને પોતાની સાથે ઘર માંડવા રાજી કરવામાં સફળ થાય છે. બેઉ પરસ્પર કોલ આપીને બંધાય છે, બાઇનો હરખ હૈયે સમાતો નથી. પણ એક વાતની ગમગીની એના અંતરને પીડે છે. એના અદરાએલા ધણીને બીડી પીવાનું નઠારૂં વ્યસન છે. બાઇને તમાકુની અતિ સૂગ. હિંમત પકડીને બાઈ મોતી ધડકતે હૈયે અતિ વહાલપૂર્વક ભાવિ પતિને આ અળખામણું વ્યસન પોતાના પ્યારને ખાતર તજી દેવા વિનવે છે, કાકલૂદી કરે છે. પેલો મોઢું કટાણું કરે છે. આવી તરેહવાર જક ન કરવા મોતીને સમજાવે છે. પુરૂષના વ્યવહારક્ષેત્રમાં પદનિક્ષેપ કરવામાં સ્ત્રીને સારૂ રહેલાં જોખમોનું સૂચન કરે છે. ભોળી બાઇ મોતી પતિને અંતરથી ખમા ખમા કરવા છતાં પોતાની માગણીમાં મક્કમ રહે છે અને પોતાના શુદ્ધ અપાર્થિવ પ્રેમની શકિત ઉપર મુસ્તાક રહી માને છે કે આવી ક્ષુલ્લક માગણીના ખડક ઉપર એની ઘડાઇ તૈયાર થયેલી સંસારનૌકાના ભુક્કા કદી ન જ થઇ શકે. લાંબી રકઝકને અંતે ભાવિ પતિરાજ એક રાતની મહેતલ માગી લે છે'

મને વળતી સવારે પોતાનો નિર્ણય જણાવ્યા કહી છૂટા પડે છે. પતિરાજ વિમનસ્ક ચેતે ઘેર પહોંચી મેડાના કાતરિયામાં આંટા મારે છે ને વિચારવમળે ચડી વિમાસણમાં પડે છે: "હું અસ્થા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજ્યે...?" આવી મહા મૂંઝવણ વચ્ચે સહેજે એનો હાથ ખીસામાંની સિગારેટની ડબી ઉપર પડે છે! વીજળી વેગે એના મગજ પરનાં વાદળાં વિખેરાઈ જાય છે. તમામ ધુમ્મસ હટી જાય છે. એના અંતરમાં અજવાળાં ઝોકાર થઈ જાય છે. સંશયમાત્ર શીટી જાય છે. નિર્ણય એને સહેલોસટ થઈ જાય છે.

Now open my cigar-box
  and let me consider anew,
Pray, who is this Maggie
  that I should abandon you?
A thousand surplus Maggies
  are ready to bear the yoke
A woman is a woman
  but a cigar is a smoke!

[ મારી સિગારની પેટી ખોલ અને મને પુનઃ વિચારણા કરવા દે કે આ 'મેગી' કોણ છે કે જેને માટે હું તારો ત્યાગ કરું? અસંખ્ય મેગીઓ ભાર વહેવા તૈયાર છે; સ્ત્રી એ તો આખરે સ્ત્રી જ છે પણ સિગાર તો માત્ર ધુમાડો જ છે. ]

આમ, સ્ત્રી પ્રત્યેના વર્તાવમાં પુરુષ બધે સરખો છે. એમાં પૂર્વ-પશ્ચિમે એક-બીજાને હસવું કે આંગળી ચીંધવી એ કયરોરે કલેડાને હસવા સરખું છે. ઘેરઘેર માટીના ચૂલા છે.

આ જ શહેરમાં અગાઉનાં વર્ષોમાં હું 'નવજીવન' પત્રોનું સંચાલન કરતો ત્યારનો એક કરુણ કિસ્સો યાદ આવે છે. સાસુ સાસરિયાં અને માવડિયા પતિનો અતિ ત્રાસ વેઠતી એક ગરીબગાય કુલવધૂ માબાપનાં રાતદિવસનાં ચોધારાં આંસુનો વિષય બની છે. અસહાય પીપેરિયાં અગતિક બન્યાં છે. દુઃખ-ગણ દીકરીને દુઃખે દુખિયારી જનેતા દિવાળી કે એવા કોઈ તહેવારનું ટાંકણું જોઈ બહેનને બે દિવસ ઘેર તેડી લાવવા દીકરાને મોકલે છે. ભાઈ સંધ્યાઆરતી ટાણે કોઈ પોળમાં બહેનને સાસરે પહોંચીને બહેનને મોકલવા માગણી કરે છે. જવાબમાં પેલા કસાઈઓએ "લે તારી બહેન" કહીને ગાજાના વર્ષાવ સાથે બિચારી ગરીબ રાંક વહુને ત્રીજે માળેથી ઘર વચ્ચેના પથ્થરે જડેલા ચોકમાં પડતી મેલી! એનાં લમણાં, પાંસળીઓ, પગ, થાપા, બધું ભાંગીને રોટલો થઈ ગયું! ત્રણચાર દિવસ ઇસ્પિતાલમાં ભયાનક વેદનાઓ વેઠીને દેવાંગના સરખી એ બિચારી બહેન મૃત્યુ પામી. એક મિત્ર એને જોવા મને ઇસ્પિતાલમાં લઈ ગયેલા. પોળ-પડોશનાં તમામ લોકો આ બાપડી બહેન ઉપર જે ઘાતકીપણું એનો પતિ તથા સાસુ સાસરિયાં રોજ ગુજારતાં તે જાણતાં. છેલ્લે દિવસે બન્યું તેની વિગતોથી પણ રજેરજ વાકેફ હતાં. પણ પોલીસ તપાસ થઈ ત્યારે પેલાં અપરાધીઓને શાસન કરવા સારુ આગળ પડવાનું તો દૂર રહ્યું પણ ઊલટી સામી સાક્ષી આપવા આગળ આવ્યાં ને "બાઈને વાઈ આવતી," "પગ લપસ્યો," "તોલ ગયો," એવું જ કંઈ કારણ બતાવીને બાઈ અકસ્માતથી પડી ગઈ એવા પુરાવા આપ્યા ને પેલાં દુષ્ટોને બચાવી લીધાં!

* * *

હિંદુ સંસ્કૃતિના અડગ અભ્યાસી અને ઉપાસક સ્વ૦ સર નારાયણ ચંદાવરકર અમારા નાનપણમાં મુંબઈ પ્રાર્થનાસમાજમાં ઘણીવાર ઉપાસના ચલાવતા. એવી જ ઉપાસના પ્રસંગે એમણે કરેલું પ્રવચન મારા હૈયામાં જીવન-ભરને સારુ જડાઈ ગયું છે. એમણે કહેલું: સંસારના તમામ પુરુષાર્થની પાછળ સ્ત્રીની

પ્રેરણા જ કામ કરી રહી છે. પ્રેમ અને પ્રેરણાની એ તલાવડી છે. પુરુષ યુદ્ધનો સુભટ બનીને રણમેદાન પર ઝૂઝે છે ને અતુલ પરાક્રમ કરી સમરાંગણ પર સૂવે છે; પુરુષ જાવે જાય છે. દેશદેશાવરની સફરો ખેડે છે, અનેક જહેમતો ઉઠાવે છે, દૂરદેશોમાં પડ્યો મૂંગે મોઢે વસમા વિયોગ વેઠે છે; બોલ્યા બોલને ખાતર કે આંટ-ઇજ્જતને ખાતર ફના થઇ જવા તૈયાર થાય છે. એ એકેએક પુરુષાર્થની પાછળ કોઇ ને કોઇ માતાનું ધાવણ, કોઇ મા-માશીનું શિક્ષણ, કામ કરી રહ્યું હોય છે; કોઇ વીરભગિનીની યાદ, કોઇ દૂરદેશના ગામડામાં વસતી એની 'નાની શી નાર'ની કે એનાં બાળકોની માની કે દીનતાની મૂર્તિ સમી એની વિધવા બહેનની પ્રેરણા કામ કરી રહી હોય છે. જગતભરના પ્રથમ શ્રેણીના મહાન પુરુષો ને સંતો મોટેભાગે રેંટિયો કાંતીને કે દળણાં દળીને જીવનની જહોજહદમાં એકાકી ઝૂઝનારી નિરાધાર વિધવા માતાઓના પરિશ્રમ અને ઉછેરની નીપજ હતા એ જોશો તો સ્ત્રી-શક્તિની ઝાંખી તમને મળશે, સાચે જ સ્ત્રીની શક્તિ આગળ પુરુષના તમામ પુરુષાર્થ અને પરાક્રમ મેરુ આગળ તરણા સમાન છે. સ્ત્રી એટલે જ શક્તિ, સ્ત્રી એ સચરાચર સૃષ્ટિના પાયામાં પડેલી કલ્યાણકારી શક્તિનું પાર્થિવ સ્વરૂપ છે. શાસ્ત્રો આ જ વાત પોકારી પોકારીને કહે છે. સંસારના તમામ શાણા પુરુષોનો આ જ નિર્ણય છે.

* * *

હિંદુ વિધવા સંસારની એક અલૌકિક સૃષ્ટિ છે. ગાંધીજીએ એને ત્યાગમૂર્તિ કહી છે. ગંગામૈયા જેવી એ પાવનકારી છે. હિંદુ સંસારનો એ અસાધારણ આશ્રય અને આધારસ્તંભ છે. એની શક્તિનો, એના ઉદ્યમ ને આવડતનો, એની સેવા, ભક્તિ, સમજણ અને પરાયણતાનો પાર નથી. દુનિયાની કોઇ નર્સ કે દાઇ તિતિક્ષામાં કે નિસ્વાર્થ સેવા-ભાવમાં એની બરોબરી કરે એમ નથી, કોઇ સમાજમાં, કોઇ સંપ્રદાયમાં, કોઇ મઠ-મંદિરમાં એનો જોટો જડવો મુશ્કેલ છે. હિંદુ વિધવાની મૂર્તિનું જ્યારે હું ચિંતવન કરું છું ત્યારે એક પછી એક, માતાઓ અને બહેનોની હારમાળાઓ મારી આંખ સામે ઊભી રહે છે અને હિંદુઓ એમનાં દેરાં ને દેવસ્થાનોમાં કે ચૌટેચકલે આટઆટલી પથ્થરમૂર્તિઓ અને દગડાધીંડા શા સારુ બેસાડતા હશે એ વાતની ગમઓનીથી મારું હૃદય અકળાઈ ઊઠે છે.

* * *

બિહાર ધરતીકંપ વેળાએ આવી દેવમૂર્તિ સમી વિધવાઓની એક આખી દુનિયા મેં જોઈ. કોઇ પ્રાચીન મઠ-મંદિર કે ગુફાઓની છતે કે ભીંતે આળેખેલાં ચિત્રોમાં નહિ, પણ પ્રત્યક્ષ જીવનની વ્યથાઓ વેઠતી, મૂંગા ઉદ્યમમાં પરોવાયેલી, રાંક પારેવડી સમી વિધવાઓની. દરભંગા જિલ્લાની ઉત્તરે નેપાળની તળેટી નજદીકના પ્રદેશમાં મૈથિલી બ્રાહ્મણ કોમની બાળવિધવાઓની એક આખી કોમ વસે છે. અને હજુ આજે પણ ઊંછવૃત્તિથી રહેનારા પ્રાચીન યુગના બ્રાહ્મણોની યાદ આપે એવું નિષ્પાપ શ્રમપ્રધાન જીવન ગાળે છે, ઘરને આંગણે તુલસીક્યારાની જેમ દેવકપાસનાં એકબે ઝાડ ઉછેરે, તેના સફેદ કે કોકડી રંગના કપાસ ચૂંટી હાથે તેનું રૂ કરે, ડાંગરના પરાળનું તરણું હથેળીનો વળ દઇ હાથ લાંબી વાંસકામડીને બાંધી અરધા દિવસની મહેનત પછી તોલા વજનની પૂણી તૈયાર કરી લે, ને હાથે છોલેલ વાંસની સળીને છેડે લીસી ઠીકરીની ચકરડી પરોવેલ તકલી ઉપર ૬૦, ૮૦ થી ૧૫૦ આંકનું અડવાડિયે તોલો સૂતર કાંતે! પીંજણતાંત, રેંટિયા,

નરપશુ વ્યસનના ઘેનમાં કે અંતરરિપુના ઝંઝાવાતમાં પડીને પોતાની જન્મદાત્રી માતું કુહાડીથી નિષ્ઠુરપણે ખૂન કરે છે. વસ્તી આખીમાં હાહાકાર વ્યાપે છે. બંધવા ઉપર ખૂનનો મુકદ્દમો ચાલે છે. મદમસ્ત નઠોર પુરૂષ મગરૂરીભર્યા બકવાદ સાથે ગુનાનો એકરાર કરે છે. અદાલત આખી - ચીત્કાર કરી ઊઠે છે. કોઈને પેલા નરરાક્ષસ પ્રત્યે બિન્દુમાત્ર સહાનુભૂતિ નથી.

ચુકાદો ઘડાય છે. ટૂંકો છે. બંધવાને દેહાંતસજા સંભળાવવા ન્યાયમૂર્તિ ન્યાયાસન ઉપરથી ઊભા થવા કરે છે. કંઈક અંતરાય, કંઈક રોકાણની એને આશંકા થાય છે. એમના પગ જાણે કે કશાકમાં અટવાય છે. જાણે ઊભા થવા ના કહે છે. ન્યાયમૂર્તિ ચુકાદો મુલતવી રાખી ઊઠી જાય છે. વિમાસણમાં પડે છે. વળતે દિવસે વળી એવું જ કૌતક થાય છે. ન્યાયાસન નીચેની બિછાયત જાણે કે ફાટી ગઇ છે, અને એના આડાઊભા ધાગા જાણે ગૂંચળા વળી વળીને ગોમટાના દોરાની જેમ ન્યાયમૂર્તિના પગમાં અટવાય છે. વળી એકવાર ચુકાદો મુલતવી રહે છે. વળતે દિવસે આપવા કહી ન્યાયમૂર્તિ ઊઠી જાય છે. ઘેર જઇ ગમગીન ચિત્તે સુનમૂન બેસે છે. અંતે સાંજવેળાએ હૈયાનો ભાર હળવો કરવા પડોશમાં વસતાં એક ડોશીમા પાસે જઇ મનની મૂંઝવણ રજૂ કરે છેઃ

" કહેશો મા, આ તે કૌતક કે ચેતક? અમે અંગ્રેજી ભણેલા આવું કશું ન માનીએ. પણ સાચે જ મા! આ તો નવાઇ ભાળી. નવી નક્કોર શેતરંજી બરોબર પગ તળેથી જ ફાટીને ખાસું ગાબડું પડ્યું, ને એટલાબધા ધાગાદોરાના ગૂંચળાનાં ગૂચળાં નીકળી પડીને બૂટવાળા પગમાં કોણ જાણે કેમ અટવાવા માંડ્યાં! મારાથી જાણે ઊભાં જ થવાય નહિ. લાગલાગટ બે દિવસથી આમ જ થાય છે. આ તે ભૂતાવળ શું હશે મા?"

ડોશી ક્ષણવાર વિચારમાં ડૂબે છે. પછી લાગલાં જ બોલી ઊઠે છેઃ

" ના સમજ્યા મારા બાપ? વિલાત લગી જઇને આટઆટલાં ભણતર ભણી આવ્યા તોય આટલું ન પારખ્યું બાપલા? દોરા શેના ને ધાગા શેના? ઇ તો ઓલ્યા બંધવાની મૂઇ જણેતાની આંતરડી! મારા બાપ, તમારા પગમાં આવીને ધા નાંખે છે. કહે છેઃ 'ન્યાના તોળનારા વીર! મારા દીકરાનું લોહી ન લઇશ. ભલે એણે મને મારી. મારી આંતરડી કકળી એટલી મારા મારતલની ઠરજો. ને ભેળી તારી ઠરજો. ને તારી જણેતા તને સાંભરજો. ભૂલનાં લેખાં ભગવાન કરશે, બાપ! તું મારા બંધવાને છોડ. તું યે મારા જેવી માએ જણેલો દીકરો છો.'"

શંકરાચાર્યે ગાયું: कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।

પેગમ્બરનું વચનામૃત છેઃ " તારી માતાના પગની પાની હેઠળ તારૂં સ્વર્ગ છુપાયેલું છે."

આવા મહામહિમામય વારસાનાં તમે વારસદાર છો. પુરૂષે સ્ત્રીજાતિ સામે જે અન્યાય આચર્યા છે તેનું વર્ણન કર્યું જાય તેમ નથી. પણ સ્ત્રી એ જગતની માતા છે. પુરૂષની પણ એ જ માતા છે. પુરૂષે-આખી પુરૂષજાતિએ-તમારા અનંત દોષ કર્યા હશે. છતાં આખરે એ તમારૂં ફરજંદ છે. તમારા ઉદરમાં જ એ પાકે છે. પેટના સંતાનને એના તમામ દોષ ગળી જઇને પણ માફ કરવું અને એની કલ્યાણકામના જ કર્યા કરવી, એ તમને જ એકલાંને બક્ષીસમાં

મળ્યું છે. આજે જે બંધનમુક્તિ તમે અનુભવવા લાગ્યાં છો તેની તમને પ્રેરણા પાનાર મહાત્મા ગાંધીજી પણ તમારા જ ઉદરમાં પાકયા છે. એના સામું જોશો, એ એક પુરૂષનાં તમારે માટેનાં કર્મો સ્મરશો, ત્યારે પછી નમેરી પુરૂષજાતિના અનેક અપરાધ તમને યાદ નહિ રહે. એ ભૂલવાનું તમને સુલભ બનશે. એ એક સંત પુરૂષ જેમણે તમને સજીવન કર્યાં, તમને આત્મભાન આપ્યું અને જેણે આખી પ્રજાના જીવનનો આજે કાયાકલ્પ કરી સ્ત્રીજાતિનો અવતાર બદલી નાંખ્યો, તે એક જ એકલા તમારા પ્રત્યે પુરૂષે આચરેલા અનંત અપરાધોને અત્યારે ફેડી રહેલ છે. એને યાદ કરીને પુરૂષનાં કર્યાં ભૂલજો.

તમે જગન્માતા છો. જગજ્જનની, જગદ્ધાત્રી, એવાં એવાં તમારાં નામ અને તમારા કાર્યપ્રદેશ છે. ગયે વર્ષે ગાંધીજીએ ' સ્ત્રીનું કાર્યક્ષેત્ર ' એવા મથાળા હેઠળ એક અલૌકિક લેખ ' હરિજન 'માં લખેલો. એ લેખ તમારામાંથી જેમણે ન વાંચ્યો હોય તેમને તે અવશ્ય વાંચવાની હું ભલામણ કરૂં છું. આ કહણ કળિકાળમાં સંઘશક્તિને મુક્તિનું પરમ સાધન કહ્યું છે. એ સંઘશક્તિ તમે અહીં કેળવી રહ્યાં છો. એ તમારૂં ભાગ્ય છે. તમે અબળા મટીને જગતનું પરમ મંગલ સાધનારી જગદંબા થાઓ અને આજે ઝનૂને ચડેલી માનવજાતિનો ઉદ્ધાર કરવામાં ખાસ ભાગ ભજવો એવું માગું છું.

* * *

તા. ક. મહિનાઓ અગાઉ આ કહેવાયું હતું. ત્યારપછી તાજેતરનાં અમદાવાદનાં રમખાણો દરમ્યાન સંઘની બહેનોએ તેમજ બહેન ઈંદુમતી શેઠે સ્ત્રીશક્તિનો તાદશ પરચો બતાવી આપીને ઉપલા વ્યાખ્યાનમાં કરેલી અપેક્ષાને સિદ્ધ કરી આપી છે. એમણે અમદાવાદની કારકીર્દીમાં સૌથી સુવર્ણમય પાનું ઉમેર્યું છે ને ગુજરાતનું મુખ ઉજ્જ્વળ કર્યું છે.—રવા૦

# યૌવનને આંગણે

શ્રાવણનાં સરોવર ખીલતાં, રે લોલ,
એનાં છલકંતા નીર વહી જાય રે,
ગૌરી-મહેશ મારે પૂજવા, રે લોલ.

આછી કસુંબલ ચુંદડી, રે, લોલ,
હું તો ઓઢું ઓઢું ને સરી જાય રે,
ગૌરી-મહેશ મારે પૂજવા, રે લોલ.

ઉરના સરોવર હંસલા, રે લોલ,
તારી વાડીનાં ફૂલ ખરી જાય રે,
ગૌરી-મહેશ મારે પૂજવા, રે લોલ.

આશા-અંકુર ભર્યાં કાંઠડે, રે લોલ,
કંઇક જીવનની હેલ ભરી જાય રે,
ગૌરી-મહેશ મારે પૂજવા, રે લોલ.

યૌવનનાં ધાર મહીં આવતી, રે લોલ,
જાણે ધરતીના પાય મુછી જાય રે,
ગૌરી-મહેશ મારે પૂજવા, રે લોલ,

શ્રી. કેશવલાલ ધનેશ્વર દ્વિવેદી

# દૂધવાળી

ગરબો

[ રાગ-તડકા નમીયાને કંઇક છાંયડી ઢળી હતી ]

પીળુડા રંગની ચૂંદડી ઓઢીને
હે આલી મલકંતી નાર
હો દૂધડાં વેચવાને ...પીળુડા૦ ૧

શીર પર તાંબડી ચકચકતી રે
હે મહિ મોંઘેરાં દૂધડાં છલકાય
હો ગોરી તે ગાયનાં દૂધલડાં...પીળુડા૦ ૨

શેરીએ શેરીએ સાદ રેલાવતી
હે મીઠડાં દૂધ કોઇ લ્યો
હો રસીલાં દૂ ધ ડાં લ્યો...પીળુડા૦ ૩

મીઠડાં ગોરાં ગોરાં દૂધલડાં રે
હે પીવાને મનડું લોભાય
હો કામધેનુનાં મીઠાં દૂધડાં...પીળુડા૦ ૪

સૌ. વસુમતી દિવેટીયા

# શિવજીની વારતા

લેખિકા : સૌ. લક્ષ્મીબહેન પટેલ

આ નીચે આપેલી વાર્તા આપણે ત્યાં અનેક ભાવિક બહેનોમાં કર્ણોપકર્ણ શ્રાવણ માસમાં સાંભળવાનો રિવાજ છે. કહે છે કે શ્રાવણ માસમાં એની ખાસ મહત્તા ગણાય છે. એની સત્યાસત્યતા કે વાર્તાકલાથી આકર્ષાઈને નહિ, પણ આ ઘર ઘરની લોકવાર્તા જે બહેનોમાં એક બીજીને કહેવા-સાંભળવાની પરંપરા ચાલે છે તે ક્યાંય મુદ્રાંકિત થયેલી નહિ હોવાથી આ પ્રયાસ લખનાર બહેને કર્યો છે. આશા છે, એ વાચક બહેનોને વાર્તા કહેવામાં અનુકૂળતા આપશે —તંત્રી

એક વાર શિવ પાર્વતી બેઠાં હતાં. શિવજી રથ જોડી જંગલમાં જવા તૈયાર થયા. પાર્વતી કહે: "હું તમારી સાથે આવીશ."

ત્યારે શિવજીએ કહ્યું: "ત્યાં પાણી મળશે નહિ, તેમજ જંગલમાં તાપ તડકો તથા ઠંડી વેઠવી પડશે; ભૂખતરસ લાગશે અને જંગલી જાનવરો જોતાં જ બીક લાગશે. વળી જંગલમાં રહેવા માટે ઝાડની છાલનાં જ કપડાં મળશે માટે, તમો મારી સાથે આવશો નહિ."

શિવજીએ આમ કહેવા છતાં પાર્વતીએ તો હઠ પકડી. આથી ન છૂટકે શિવજી તેમને તેમની સાથે તેડી ગયા. થોડેક ગયાં હશે ત્યાં રસ્તામાં પાર્વતીને તરસ લાગી. તેમણે શિવજી પાસે પાણી માગ્યું. આસપાસ શિવજીએ નજર કરી તો થોડેક છેટે પાણીથી ભરેલું એક સરોવર દેખાયું.

શિવજીએ કહ્યું. "જુઓ, પેલા સરોવરમાંથી ત્રણ જ ખોબા પાણી પીજો. ચોથો ખોબો પીશો નહિ"

શિવજીનું કહેવું સાંભળી પાર્વતી સરોવરના ઓવારે ગયાં, ત્રણ ખોબા પાણી પીધું; પણ પાર્વતીને તો ખુબ તરસ લાગેલી તેથી તેમણે વિચાર્યું કે, "શિવજી ક્યાં જાણવાના છે? લાવને, ચોથો ખોબો પાણી પીજ લઉં!" એમ વિચારી તેમણે ચોથો ખોબો પણ પાણી પીધું. પાણી પીતાં જ તેમણે જોયું તો ત્યાં સરોવર જ ન મળે! એ સરોવરને ઠેકાણે સોપારી, ચોખા અને સૂતરનો દોરો જ તેમના હાથમાં આવ્યો! આથી તેમને ખુબ જ પસ્તાવો થયો. અને કહેવા લાગ્યાં. "અરેરે, હવે તો શિવજી જાણી જ જશે!"

આમ છતાં હતી તેટલી હિંમત એકઠી કરીને પાર્વતી શિવજી પાસે ગયાં, પોતાને મળેલી ચીજો શિવજીને અર્પણ કરી. આ જોતાં જ શિવજીએ કહ્યું: "પાર્વતિ! મેં તમને ના કહ્યું હતું છતાં ચોથો ખોબો પાણી પીવાનો તમે લોભ કર્યો. તો હવે આ ચીજો બજારમાં જઈને વેચી આવો; મારે એ ન જોઈએ."

શિવજીનાં આ વચન સાંભળી પાર્વતી સરોવરમાંથી મળેલી ચીજો બજારમાં વેચવા ગયાં.

રસ્તે બોલતાં બોલતાં હતાંઃ “ કોઈ બાઇને મહાદેવનો દોરો લેવો છે ? ” આ રીતે બોલતાં બોલતાં જતાં હતાં એટલામાં એક બાઇ મળી. તેણે કહ્યુંઃ

“ બાઈ! આ દોરો લેવાથી શું થાય ?”

જવાબમાં પાર્વતીએ કહ્યુંઃ “ પતિનું માન ન હોય તો માન થાય, પુત્ર ન હોય તો પુત્ર મળે, ધન ન હોય તો ધનવાન થાય; આમ આ દોરો બધી રીતે લાભ આપનારો છે. ”

આ સાંભળી પેલી બાઇએ કહ્યું: “ મારે તો બધું જ છે. ”

આથી પાર્વતી આગળ ચાલ્યાં. થોડેક દૂર ગયાં હશે ત્યાં તેમને એક બીજી બાઇ મળી. તેણે પણ પહેલી બાઇની પેઠે જ પૂછ્યું: “ આ દોરાથી શું થાય ? ”

જવાબમાં પાર્વતીએ જણાવ્યુંઃ “ ધન ન હોય તો ધન થાય, પુત્ર ન હોય તો પુત્ર મળે, પતિનું માન ન હોય તો તે પણ મળે.”

પેલી બાઇએ કહ્યું: “ બહેન ! મારે આમાંનું કશું જ નથી. અને દુઃખમાં દહાડા કાઢું છું. તો લાવોને, હું જ એ લઉં. કહો બહેન ! આને માટે શો વિધિ કરવાનો છે ?”

પાર્વતીએ કહ્યું:શ્રાવણ માસ આવે અને સોમવારનો દિવસ હોય ત્યારે ચાર શેર કાચા સૂતરની ચાર ગાંઠ વાળવી. ચોમાસાના ચાર માસના સોમવારનું વ્રત કરવું. સવારમાં કંઇ પણ જમતા પહેલાં મહાદેવજીની વાતો સાંભળવી. વાત કહેનાર કે સાંભળનાર કોઇ ન હોય તો ગાયના ગાળે જઇ તે કહેવી. અથવા તુલસી ક્યારે જઇને કે પીપળાના ઝાડ પાસે જઇને આ વાર્તા કહેવી. આવી રીતે આ વાર્તા સાંભળવી. વાર્તા સાંભળી મહાદેવના મંદિરમાં જઇ દીવો કરવો, દીવો કર્યા પછીથી જમવું, અને ના, દીવો કરી શકાય તો જ ઘી જમવું, નહિ તો લૂખું અનાજ ખાવું. પછી તેણે એક વરસ, બે વરસ, ત્રણ વરસ, ચાર વરસ-વ્રત પાળવું. દર વરસે કારતક માસ આવે, ત્યારે ગમે તે એક સોમવારના દિવસે મહાદેવને નૈવેદ્ય ધરવું. સવાશેર લોટ, સવાશેર ઘી, સવાશેર ગોળ મેળવી મહાદેવજીના લાડુ કરવા. મહાદેવના મંદિરમાં, તુલસી ક્યારે, તથા પીપળાના પાનમાં અને ગાયને મૂકવા, કીડીઓનાં દર પૂરવાં, રમતાં બાળકને આપવા, અને શતનાશી રાખવું નહિ. આવી રીતે સોમવાર ઉજવવો. બની શકે તો બ્રાહ્મણ પાસે કરાવવા, અને ના બને તો દૂધના બનાવવા ” આમ કહી પાર્વતી દોરો વેચી શિવજી પાસે ગયાં.

* * *

પછી તો એ દોરો લેનાર બાઇએ વ્રત પાળવું શરૂ કર્યું. એક માસ, બે માસ, ત્રણ માસ, એમ કરતાં ચાર માસ આવ્યા ગયા. પછી તો તેના પતિને તેનો વિચાર આવ્યો.

“ લાવ, જરા જઇને એને પૂછી તો જોઉં, કે બાઇ ! તમારે શું જોઇએ છે ? ” આમ એ બાઇ તરફનો એના પતિનો અભાવ ઓછો થવાના સંજોગો જાણે ઊભા થયા.

બાઇને ઉપર પ્રમાણે તેના પતિએ પૂછતાં તેને આશ્ચર્ય થયું કે કોઇ દિવસ નહિ અને આજે એ મને આમ પૂછે છે તેમાં જરૂર મહાદેવજીની મહેર થઇ છે. આમ વિચારી તેણે તેના પતિને કહ્યું:

“ મારે ઘી જોઇએ, લોટ જોઇએ, ગોળ જોઇએ; વાણિયાના હાટમાં જઇને લાવી આપો. ”

તેના કહેવા પ્રમાણે તેના પતિએ તેને સર્વ વસ્તુઓ લાવી આપી. એણે એનું વ્રત ઊજવ્યું.

* * *

પછી તો બાઇને પેટે દિકરો જન્મ્યો. તે દિવસે દિવસે મોટો થતો ચાલ્યો.

એક દિવસ એ બાઇને શિવજીનું વ્રત ઉજવવું હતું. આ દિવસે મહાદેવજીને નૈવેદ્ય ધરાવવાનું હતું. એ માટે છોકરાએ હઠ લીધી. છોકરો કહે કે હું મૂકવા જઇશ; એટલે બાઇએ તેને આવડે નહિ એમ જણાવી પોતે જાતે જવા જણાવ્યું. પણ છોકરો તો હઠે ભરાયો હતો. આખરે એની માતાએ એને મોકલ્યો.

છોકરો તો હજી બાળક હતો. એને કંઇ ગતાગમ નહોતી. એ તો લાડવો લઇને મહાદેવ પાસે ગયો. એ તો મહાદેવ સામે લાડુ ધરીને ઊભો રહ્યો. અને કહેવા લાગ્યો:

" લ્યો; મહાદેવજી ! આ લાડુ લ્યો ! "

પણ મહાદેવજી શાના બોલે !! એ તો ન કંઇ બોલે કે ન ચાલે ! પણ આ બાળક કંઈ હઠ છોડે એવો ઓછો જ હતો ? ! એટલે શિવજીએ સાક્ષાત્ થઇ બાળકના હાથમાંનો લાડુ લીધો.

મહાદેવજીએ આ બાળકના હાથમાંનો લાડુ લીધો તે એની ઓરમાન મા જોઇ ગઇ. એને આથી ખુબ અદેખાઇ ઊપજી. એણે એ છોકરાને ( એનું નામ મહાદેવિયો પાડ્યું હતું ) બોલાવ્યો, અને તે બાળક એની પાસે ગયો કે તરત જ તેણે તેને એક ભોંયરામાં સંતાડી દીધો. એની ઓરમાન માતાને થયું કે, ખરેખર, આ મહાદેવિયા પર સાચે જ મહાદેવજી પ્રસન્ન થયા તેથી તેનો લાડુ હાથોહાથ લીધો ! ! એનાથી આ ખમાયું નહિ. અને તેથી જ તેણે તેને સંતાડ્યો હતો.

મહાદેવિયાને વેળાસર ઘેર આવેલો ન જોવાથી તેની સગી મા તેને શોધવા નીકળી; પણ ક્યાંયથી તે ન જડ્યો ! આખરે ઘરના બારણે ઊંબરે-ઉશીકું મૂકી નિરાશ થઇને સુઇ ગઇ, અને તે પડી તેવી જ ઊંઘી ગઇ. ઊંઘમાં ને ઊંઘમાં તેને સ્વપ્ન આવ્યું. મહાદેવજીએ જાણે તેને કહ્યું:

" બાઇ ! તું રડીશ નહિ, કકળીશ નહિ; તારા પુત્રને તારી શોક્યે ભોંયરામાં સંતાડ્યો છે. સવાર થતાં ગામના સિપાઇને તેડી જઇ તપાસ કરજે. "

સવાર થયું. પહેલું જ કામ તેણે સિપાઇને તેડાવી ભોંયરૂં ઉઘડાવવાનું કર્યું. અને ભોંયરૂં ઉઘાડતાં જોયું તો છોકરો હસતો-રમતો બહાર આવ્યો.

જેવા શિવજી તેને પસંદ થયા તેવા સૌ કોઇને થજો.




લેખક : શા. 'મગોર', બી. એ.

[ જુન અંકના પાન ૧૮૬ થી ચાલુ ]

## પ્રકરણ અઢારમું

### નિર્ણય !

કાન્તિ સાંજ સુધી દેખાયો જ નહિં. પણ એમને બોલાવવાની વાત મુકુન્દે પડતી મૂકી એટલે ચંપા અને મુકુન્દે માન્યું કે એ જરૂર કાંઈક કામકાજમાં ફસાયો હશે.

દીયરભોજાઈ ઉઠવાની તૈયારી કરતાં હતાં ત્યાં એ આવ્યો અને આવતાં વેંત જ સમાચાર આપ્યા કે: મુક્તાબ્હેન આવતી કાલે એમના સાસરાને ત્યાં જવાનાં છે. અને ચંપા તરફ ફરી કહ્યું કે: પ્રાણજીવનદાસ તો હમણાં થોડા દહાડા મુંબઈમાં રોકાશે.

ચંપા કે મુકુન્દે પ્રાણજીવનદાસ સવારમાં ચાલ્યા ગયા છે એ વાતની કોઈને ખબર ન્હોતી કરી એટલે એ જરા ઝંખવાણાં થયાં.

" તો શું એમાં ? ચંપાબ્હેન, એક વિનંતિ સ્વીકારશો ? તમે અહિં રહેવાનું રાખોને ? ત્યાં એવડા બંગલામાં એકલાં નોકરવશ રહેવું એ કરતાં અહિં અમને પણ સંગાથ અને તમને પણ સંગાથ;" અચલબાએ એઓની મુંઝવણ ટાળી નાખવા કહ્યું.

ચંપાથી ન રહેવાયું: " બા,' સાચું કહું ? કાલે રાત્રે જ મને તો થયું કે અહિં તમારી સાથે રહેવાની હોત તો કેવું સારું."

" એમ વિચાર આવ્યો; અને હવે એમ રહેવાનું કારણ પણ ઉત્પન્ન થયું છે: તો આવોને, અહિં તો જુવો છો ને. આપણે એક પંથ કાંઈ ઉપાધિ છે ! " અચલબાએ એવા નિખાલસ ભાવથી કહ્યું કે ચંપાને એનો જવાબ દેવો ન સૂઝ્યો.

અને એણે જવાબ તૈયાર કર્યો. " ત્યાં પણ એ જ્હેનો છે: માણસ તૂણસ છે. વસેલ મકાન છે એટલે બહુ પંચાત થાય."

" ચંપાબ્હેન, એક વાત પૂછું ? " ત્રિવેણીએ પૂછ્યું.

" પૂછો ને ! "

" તમે જુદાઈ માનો છો ? "

આનો શું ઉત્તર દેવાય ? એમણે મુકુન્દ સામે જોયું. અને મુકુન્દે કાન્તિલાલ સામે જોયું.

" ત્રિવેણી, એક રસ્તો છે. પ્રાણજીવનદાસ જો લાંબો વખત મુંબઈ રહેવાના હોય અને ચંપાબ્હેન બંગલો કાઢી નાખી અહિં રહેવા પરવાનગી માગે તો થાય." કાન્તિએ કહ્યું.

" એ હા પાડે ખરા ? " ચંપાએ પ્રશ્ન કર્યો.

' તમે જૂદાઈ ન માનતાં હો તો એ જરૂર રજા આપે " ત્રિવેણીએ જવાબ દીધો.

" ચંપાબ્હેન એ કાંઈ નહિં ચાલે, એ પરવાનગી આપે કે ન આપે. બંગલો ભલે રહ્યો તમે અને બ્હેનો અહિં આવી જાવ, અમે અહિંઆં છીએ અને તમે ત્યાં રહો એ કેમ ચાલે ? " અચલબાએ ફરી આગ્રહ કર્યો

" ત્રિવેણીબ્હેન, આટલાં બધાં માણસો અહિંયા ભેળાં રહીએ તો તો આપણે......" મુકુન્દે જવાબ દેવા કહ્યું.

" શું આપણે ? " ત્રિવેણીએ વાક્ય પૂરું કરવા આમંત્રણ આપ્યું.

મુકુન્દે વાક્ય પૂરું ન કર્યું: " આ ઘરને ધર્મશાળા બનાવી દઈએ ક્યાંક ! " એ ઉત્તરાર્ધ બોલવા જેવો ન દેખાયો.

" કહી દોને કે 'આ ઘરને માથે લઈ લઈએ !' " હીરાએ મદદ કરી.

" મનેય એજ વિચાર આવ્યો હતો. પણ બોલાયું નહિં, હીરાબ્હેન, આપણે શાંત તો બેસીએ જ નહિં હો ! "

" મને નકામી તમારી ભેળી ભેળવો માં: તેમ આ ચંપાબ્હેનને પણ નહિં. "

" તું તો જાણે ડાહી ડમરી ! કેમ જાણે મ્હોંમાં જીભ જ ન હોય ? " અચલબાએ કહ્યું.

" બા, હું વધારે બોલ બોલ કરું છું કે બ્હેન ? " હીરાએ પૂછ્યું.

" કઈ બ્હેન ? " ત્રિવેણીએ સામે પૂછ્યું.

" તમે તો બ્હેન સાવ નામ પકાવો છો. " હીરાએ જવાબ દીધો.

" તું મને કહે છે કાં ? પણ ધ્યાન રાખજે, તારા પણ દિવસો ભરાઈ ચૂક્યા છે. કાન્તિભાઈ, કેટલી વાર છે ? " યશોમતિએ કહ્યું.

કાન્તિએ જવાબ દીધો—જો કે જવાબ દેવામાં પંચાત હતી: " હીરાનો શું ભરોસો ! એ તો બોલેય ખરી, અને ન યે બોલે. મોટે ભાગે બીજાં બોલતાં હોય ત્યારે બોલે એટલું ખરું. "

" કાન્તિભાઈ, દૂધ અને દહીં બન્નેમાં પગ રાખ્યો કે ? " હીરાએ જવાબ દીધો.

" મુકુન્દભાઈ, કાંઈ હરકત નહિં ? ઘરમાં તે કલ્લોલ સારો કે સૂમસામ સારું ? અને સંકડાશ નથી કાંઈ ? ઘણી જગ્યા છે—જૂદા જૂદા ઓરડા વસાવવા માટે પણ, હું તો કહું છું કે આવી જાવ અહિં: વૈદરાજ આવે ત્યાં આપણે એક 'કોલોની' કરી નાખીએ ! " અચલબાએ ફરી ફરી આગ્રહ ચાલુ રાખ્યો.

" બા, એમ કરીએ-સાંજે અહિં આવીએ અને સવારે ત્યાં જઈએ તો બન્ને સચવાય. " ચંપાએ વચલો રસ્તો કાઢ્યો.

" એમ કરો. " અચલબાએ એ કબૂલ કર્યું.

" ત્યારે હવે આપણે જઈએ, મુકુન્દભાઈ."

" કાલથી એ પ્રમાણે હોં ! " ચંપા અને મુકુન્દ ઉઠયાં. એટલે અચલબા અને ત્રિવેણીએ સાથે સાથે જ કહ્યું.

" હા જી. " ચંપાએ જવાબ દીધો અને બન્ને ચાલતાં થયાં.

સાંજે વૈદરાજ પ્રાણજીવનદાસને કેમ મળ્યા: પ્રાણજીવનદાસ અને વિશ્વનાથ કેમ રવાના થઈ ગયા: મુક્તાબ્હેન કેવાં પસ્તાયાં છે: એમણે સાસરે જવાનું કેમ નથી કહ્યું. અને ચંપા તથા મુકુન્દને પ્રાણજીવનદાસ કેવી રીતે અહિં રાખવાના છે: એ બધી વાતો બન્ને ગયા પછી કાન્તિએ કરી.

" અને બા, આપણું તો અહિં જરૂર 'કોલોની' થઈ જવાનું છે. " એમ કહી કાન્તિએ વાતનું છેવટ કર્યું.

" તો સારૂ ને ! એમનો આત્મા બહુ ખુશીથી એ જોશે. "

" કાન્તિભાઇ, તમને ખબર છે ? પ્રભુદાસ કાકા જ્યારે પ્રગણામાં ફરતા ત્યારે પણ એની સાથે તો કાંઇનાં કાંઇ માણસો રહેતાં. " યશોમતિએ જણાવ્યું.

" અને અહિં ? એમની તબીયત લથડયા પછી જ એણે જખીરો ઓછો કર્યો, નહિં તો આ ઘરમાં કયારેય એ એકલા નથી રહ્યા. " હીરાએ ટાપસી પૂરી.

" તું તો હાજર હઇશ, ત્યારે ? મંડી છો માલાફૂલી કરવા તે ? " ત્રિવેણીએ એને વારી.

" હશે ત્યારે ! પણ મારે શું છે એમાં ? હું ખોટી વાત કરતી હોઇશ તો હું આમ ખોટી પડવાની છું ? ભગત જાણે ને એની માલાફૂલી જાણે ! " હીરાએ જવાબ દીધો. અને ચૂપ થઇ ગઇ.

કાન્તિએ વચ્ચે પૂછ્યું: " પણ બા, આ 'સેટલમેન્ટનું ' નામ શું રાખશું ? "

" તું શોધી આપજે ને કાંઇક ? અગર તો તમે ભેળાં મળીને ગોઠવી કાઢજો. " અચલબાએ સૂચવ્યું.

" પણ એ વૈદરાજ આવતાં પહેલાં થવું જોઇએ. " યશોમતિએ ઉતાવળ કરવા સૂચના કરી.

" મને તો કે દહાડાનું સૂઝ્યું છે. પણ એક શબ્દનો તો ખરાબ રીતે ઉપયોગ થઈ ગયો છે " હીરાએ કહ્યું. એનાથી ન રહેવાયું.

" કયો શબ્દ વળી ? " કાન્તિએ પૂછ્યું.

" યશોમતિ તમને યાદ છે ? મુક્તાબહેન આવ્યાં હતાં ત્યારે હું ' મહિલા સહકારી ગૃહ' ની વાત કરતી હતી એ ! આ નામને વિશ્વનાથે 'આર્ય સહકારી સમિતિ' રૂપે ઉચ્છિષ્ટ કરી નાખ્યું એટલે વાંધો છે. નહિ તો હું 'સહકારી વસાહત' જરૂર સૂચવું. "

" એમાં શું હરકત. ' સહકાર ' શબ્દ ઉપર કયાં વિશ્વનાથની છાપ છે ? ' સહકારી વસાહત ' મજાનું છે. " અચલબાએ ટેકો આપ્યો.

" પણ કાંઇક વિશેષણ જોઇએ. " કાન્તિએ સૂચના કરી.

" લગાડી દઇએ ' નિર્ભય ' ' નિશ્ચલ ' ' નિશ્ચિંત ' કે એવું કાંઇક ! " હીરાએ જવાબ દીધો.

" હીરા, ઠીક કર્યું તે એટલેથી અટકી એ, તું કયાંક આપણને વાતોડીઆંને છાજે એવું વિશેષણ બોલી હોત તો પંચાત થાત ! કોઇ ' વાચાળ ' કે ' નિરૂદ્યમી ' કે એવું કાંઇક. " અચલબાએ રમુજ કરી.

" આપણને કોણ એવાં કહી શકે ? આપણે તો વાચાળ અને નિરૂદ્યમીઓની સામે જંગ આદર્યો છે ! "

આપવડાઈ થવા માંડી અને એ પણ પોતાની સૂચનાથી એ અચલબાને ન રૂચ્યું. એણે એ વાત બદલવા સૂચવ્યું; " કાન્તિ, તારે નામ સૂચવવું બાકી છે હો, શોધી રાખજે ને એકાદ, બે. "

" ભલે, આપણે સૌ શોધી કાઢીએ; યશોમતિ, તું પણ થોડાં શોધજે, ત્રિવેણી તું પણ, અને હીરા તું પણ થોડાં બીજાં. "

યશોમતિને તો એની બહેને પલટો કેમ ખાધો એ પ્રશ્ન જ મુંઝવી રહ્યો હતો. એનાથી એકાએક બોલી જવાયું: " પણ કેવો પલટો ખાધો ! " અને પોતાની જાણે કાંઈક ભૂલ થઇ ગઇ હોય એમ મ્હોંમાંથી જીભ બહાર કાઢી દેવાઇ.

એ શરમાઇ ગઈ.

સૌ એની મનોદશા સમજી શકતાં હતાં.

અચલબાએજ અતિશય કરૂણા ભરી રીતે જવાબ દીધો, " બહેન, તને એમાં શું આશ્ચર્ય લાગે છે ? માણસની ભૂલ ન સુધરે ? એવું હૃદયશૂન્ય તે કોણ હોય કે પોતાને હાથે

પોતાનાંને જ મારે ? એ વિચારજ હવે મુકી દે. બધું સુધરી ગયું એમ વિચારને !"

"અને યશોમતિ, એને વધુ તો તમે સુધાર્યાં. હાશે તમારા મોં ઉપર એવા ભાવ હતા કે એ તમારી સામે નહોતાં જોઈ શકતાં. એને એમ થતું હતું કે જાણે પોતે પૃથ્વીમાં સમાઇ જાય !-પોતાથી નાનાં, જેઓ આગળ પોતે ગર્વ કરી શકે, એની આગળ શરમિંદા થયા પછી શું થાય બીજું ? કાં આપઘાત કરવો પડે, કાં નાસી છૂટવું પડે, કાં ફરીથી તદ્દન બેશરમ થવું પડે. છેલ્લું થવું એ તો બા કહે છે. એમ હૃદયશૂન્યથીજ થાય. એ નાસી છૂટયાં અને એનું શરમિંદુ જીવન એણે તજી દીધું." કાન્તિએ અચલબાના જવાબમાં પૂરતી કરી.

સૌએ આ સાંભળ્યા કર્યું.

થોડીવારે અચલબાએ કહ્યું, "કાન્તિ તું થાક્યો છે. જા હવે સૂઇ જા."

કાન્તિ ગયો અને સૌ જમવાની તૈયારી કરવા માંડયાં.

બીજે દહાડે છેક સાંજે ચંપા અને મુકુન્દ આવ્યાં. કાન્તિ પણ સાથે જ આવ્યો. કાન્તિને સવારનો એઓને ત્યાં બોલાવેલ અને એ ત્યાંજ રોકાઇ રહ્યો હતો.

આવતાં વેંતજ અચલબાએ પૂછ્યું: "કેમ, ચંપાબહેન, બહુ મોડાં ? અને એ બહેનો ક્યાં ?."

"એ તો મુંબઇ ગઇ; કાલે સાંજે તાર હતો. મોટી ગાડી અને ત્રણ માણસો ગયાં. બેય બહેનો પણ ગઇ, શેઠ ત્યાં રોકાવાના લાગે છે. અહીં એક નાની ગાડી અને બે માણસો જ રહ્યાં."

"એ તો ઠીક, પણ એ નાની નાની છોડીઓ ત્યાં કેમ રહેશે ? તમારા વિના." અચલબાએ સ્વાભાવિક જ સવાલ કર્યો.

"એ મારી પાસે રહેતી જ નથી ! પહેલેથીજ-હું આ ઘરમાં આવ્યા પહેલાંનીજ એઓ અમારી નોકરાણી પાસે મોટી થઈ છે."

"એનાં મા-બાપ કયારેય તેડી નથી જતાં ?"

"એનાં મા-બાપને મેં તો દીઠાંજ નથી; શેઠનાં દૂરદૂરનાં સગાંઓનાં એ છોકરાં છે. અને કોઇ સાચવે એમ નથી એટલે એ નાનાં નાનાંજ અમારે ત્યાં આવ્યાં છે."

"બિચારાં ! ત્યારે એણે તો કદી મા-બાપનું સુખ જાણ્યું જ નથી. ભગવાન સારૂં કરે એને સાચવવાવાળી બાઇનું ! સારી રીતે રાખતી લાગે છે એ ?"

"બહુ સારી રીતે રાખે છે-પોતાનાં છોકરાંની જેમજ માનોને ? આજે ગઇ ત્યારે એઓ એવી ખુશી દેખાતી હતી નહિ, કાન્તિભાઇ ?"

કાન્તિલાલે ચંપાના કહેવાને અનુમોદન આપ્યું.

"પણ કાન્તિભાઇ, તમે કયાંથી ભેળા થઇ ગયા ?" હીરાએ પૂછ્યું.

"એને સવારમાંથી બોલાવ્યા હતા. ગાડી વગેરે મોકલવું હતું. બંગલાનું કામ હતું. માણસો વગેરે જવાનાં હતાં. એટલે મને થયું કે કાન્તિભાઇની મદદ લઉં તો વહેલું પતે. બા, એક બીજી વાત કરી દઉં. ભાઇ તો લખે કે ન લખે હું બંગલો કાઢી નાખું છું. એક નાનું સ્વતંત્ર મકાન, ગાડી રાખવાની ગોઠવણવાળું લઇ લઉં તો ?" મુકુન્દે જવાબ દીધો અને સલાહ માગી.

"એમાં શું હરકત ? પણ નવું મકાન નજ લ્યો તો. આપણે ત્યાં કશી હરકત નથી. બધું રહી શકે એમ છે. સગવડ છે. ઉપરનો ભાગ ખોલી નાખીએ. એટલે આપણે જોઇએ એટલી જગ્યા તો જરૂર છેજ."

"મકાન હોય તો ઠીક" ચંપાએ કહ્યું.

"ચંપાબહેન, ખુલ્લી વાત કરી નાખું ?

મારું જરાયે પાડોસણું એમાં નહિ ચડે. ઉલટું તમે મારા ભેળાં રહી, મને ઉપકાર નીચે મૂકો! એવાં ભાગ્ય ક્યાંથી કે તમે મારી સાથે રહેતાં હો, વધારે તો શું કહું ?"

"ભાભી, અચલભા કહે છે એમાં ખોટું શું ?"

"એમ કરીએ, પછી કાંઇ ? પણ વૈદ્યરાજ આવે ત્યારે રાણીએ તો ?" ચંપાએ શરતી કબુલત કરી.

"એની કાંઇ ખાસ જરૂર છે ? એને જલદી બોલાવીએ એમ હોય તો." અચલભાએ ઓછા ઓછા થતા અવાજે પ્રશ્ન કર્યો.

"એ આવે તો મજા આવે" ચંપાએ જવાબ દેવાની શરૂઆત કરી પણ આટલું બોલતાં કાંઇક ભાંગરો વટાઇ ગયાનું સમજાયું એટલે તુરતજ ઉમેર્યું "ચાબખાની પેઠે આવતા શબ્દો સાંભળીને એનું કહ્યું કરવાની."

"ચંપાબહેન, તમે આગાથી ભલે જૂદાઇ નથી રાખતાં પણ તમારા મન ઉપર જે કાંઇ વસ્તુ ભાર કરી રહી છે એ મને કહેતાં તમારો જીવ નથી ચાલતો. એટલે હું શું ખુલાસો કરી શકું ?"

"અચલભા, એવું તો ખાસ કાંઇ નથી." ચંપાએ ટુંકામાં પતાવ્યું. વધારે બોલવા જતાં પોતા ઉપરનો કાબૂ તદ્દન ખોઇ નાખવાની એને બીક લાગતી હતી.

"બહેન, એક વાર ખુલાસો કરી દઉં ! આ બધાં છોકરાંની હાજરીમાં કાંઇ અંગત વાત કરવામાં હરકત આવતી હોય તો આપણે બહાર જઇએ. એમ ન હોય અને અમારી આગળ વાત કરવા જેવું નજ જણાતું હોય તો કાંઇ નહિ. એ વાત આપણે પડતી મુકીએ. પણ જો તમને અહીં આવવામાં પૈસા સંબંધે કાંઇ સંકોચ થતો હોય તો એ કાઢી નાખજો. આપણે લોકો સાથે રહીએ એટલી સગવડતા તો મારી પાસે છે. અને કદી મને મુશ્કેલી આવે છે એમ તમને જણાય તો એ વખતે મને પૈસા આપજોને! આપણે જુના તેમજ નવા જમાનાનાં બૈરાંઓ હજુ સુધી તો પારકી કમાણી ઉપર રહેતાં આવ્યાં છીએ; એમાં અંદર અંદર વળી શરમ શાની ?" અચલભાએ સ્પષ્ટ કહી દીધું.

"ભાભી, આપણે જો અહિં રહેવામાં હરકત ન જોતાં હોઇએ તો પછી કાંઇ પણ ખાનું કાઢવું એનો અર્થ આપણામાં ભેદવૃત્તિ છે એમ થાય છે. અને કદી બીજું કાંઈ હોય તો એ વૈદરાજ આવે ત્યારે ક્યાં નથી કહી શકાતું." મુકુન્દે પણ કહ્યું.

"અચલભા, મુકુન્દભાઇ, હું તુરતાતુરત જવાબ ન આપી શકી એનો બહુ ખોટો અર્થ થાય છે એ હું સમજું છું. પણ હું નથી બોલી શકતી. કોઇના ઉપર અવિશ્વાસને લીધે નહિ. માત્ર મારી અશક્તિને લીધે. અચલભા, હું શી રીતે કહું તમને કે મને શું થાય છે......"

ચંપા દીલ ખોલીને રડવા માંડી હતી. યશોમતિથી આ ન દેખાયું, ને એણે રડવું શરૂ કર્યું.

સૌને સ્વસ્થ થતાં બહુ વાર લાગી. અને એ પછી મોડાં મોડાં સૌ જમ્યાં. કાન્તિ પોતાને ઘેર ગયો ત્યારે બાર ઉપર દશ મિનિટ થઇ હતી.

ત્યાં સુધીમાં એટલો નિર્ણય થઈ ગયો હતો કે-અત્યારથીજ ચંપાએ અહીં રહેવાનું રાખ્યું છે એમ માનવું. સવારથી મોટર અહીં લઇ આવવી. માણસો બંગલો ખાલી કરતાં સુધી બંગલે રહે. પછી એઓ મુંબાઇ રવાના થાય. મુકુન્દને એકલું ન લાગે એ માટે કાન્તિ પણ સાથે રહે.

કાન્તિ પોતાને ઘેર કહી પાછો આવ્યો ત્યારે મુકુન્દે પૂછ્યુંઃ "મોનો શું માનશે !"

"એ તો આ રીતે વર્ષોથી ટેવાયેલો છે."

[ચાલુ]



## [૧] કવિવર ટાગોરનો બ્રિટનને આદેશ

'કુમારી રેથબોનના પત્રથી મને ઊંડું દુઃખ થયું છે. કુ. રેથબોનને હું ઓળખતો નથી, પણ માની લઉં છું કે તેઓ સામાન્ય શુભાશયી અંગ્રેજનું માનસ વ્યક્ત કરે છે.

### ભારે કુસેવા

એમનો પત્ર મુખ્યત્વે પં. જવાહરલાલ નહેરૂને સંબોધીને લખાયો છે. મને શંકા નથી કે જો આઝાદી જંગના એ ઉમદા લડવૈયાને કુ. રેથબોનના દેશબાંધવોએ જેલમાં પૂર્યા ન હોત, તો તેમણે કુ. રેથબોનના વણમાગ્યા ઉપદેશનો બરાબર જવાબ વાળ્યો હોત, પણ પંડિત જવાહરલાલના મોંએ તાળું દેવાયું છે, એટલે મારે માંદગીને બિછાનેથી પણ મારો વિરોધ ઉચ્ચારવાની જરૂર ઉભી થઇ.

શ્રીમતી રેથબોને અમારા અંતરાત્મા સામે આવો અવિવેકી, તોછડાઈ ભર્યો પડકાર ઉઠાવીને એમના ધ્યેયની ભારે કુસેવા કરી છે.

### એમને રૂચતું નથી

અમારી કૃતઘ્નતાથી એ બહેન રોષે ભરાઇ ગયાં છે. 'અંગ્રેજ વિચારોનું પાન' કર્યાં છતાં પણ અમારા મનમાં હજીયે અમારા ગરીબ દેશનાં હિતોનો વિચાર રમતો હોય, એ એમને રૂચતું નથી.

પશ્ચિમની જ્ઞાનસમૃદ્ધિ ઉત્તમ તત્વો ધરાવે છે ત્યાંસુધી તો અંગ્રેજ વિચારોએ અમને ઘણું શીખવ્યું છે, એની ના નથી. પણ અમારામાંના જેમણે એ લાભ મેળવ્યો છે, તેમણે પણ બ્રિટિશ અધિકારીઓના એમને અજ્ઞાન રાખવાના પ્રયત્નો છતાં એમ કર્યું છે. પશ્ચિમના જ્ઞાન સંસ્કાર તો અમે કોઇપણ યુરોપી ભાષાદ્વારા પામી શક્યા હોત.

### આંધળું માનસ

શું દુનિયાની બીજી પ્રજાઓ જ્ઞાનપ્રાપ્તિ માટે અંગ્રેજોથી મદદની રાહ જોતી બેઠી હતી? અંગ્રેજોએ અમને શીખવ્યું ન હોત તો અમે હજીએ ભૂતકાળના અંધારામાં સબડતા હોત એમ માનનારા અમારા કહેવાતા અંગ્રેજ મિત્રો કેવળ તુચ્છકારભર્યું આંધળું માનસ જ વ્યક્ત કરે છે.

અંગ્રેજોએ અમારા બાળકોને ઈંગ્લાંડના શ્રેષ્ઠ વિચારો નથી જણાવ્યા, એમણે તો અમને કચરાથી જ નવાજ્યા છે ને પરીણામે અમારાં બાળકો, અમારી પોતાની જ સંસ્કૃતિથી ,વિખુટાં પડી ગયાં છે.

### ગરીબો માટે શું કર્યું

છતાં ધારો કે અમારે માટે અંગ્રેજી ભાષા એજ જ્ઞાન પ્રાપ્તિનું એક માત્ર એ. સાધન રહ્યું છે તો પણ સરવાળે શું બન્યું છે? બ્રિટીશ શાસનની બે બે સદીઓ પછીયે હિંદની વસ્તીનો એક ટકો જ માત્ર ૧૯૩૧ માં અંગ્રેજીમાં જાણતો થયો છે, જ્યારે રશિયામાં ૧૯૩૨ માં સોવીયેટ શાસનમાં કેવળ પંદર વર્ષોની અંદર ૯૮ ટકા લોકો લખતા વાંચતા હતા.

પણ એ કહેવાતી સંસ્કૃતિનાં કરતાંય વધારે જરૂર તો છે જીવનની પ્રાથમિક જરૂરીયાતોની અને બે બે સદીઓથી અમારા દેશની મૂડી કબજે કરી રાખનાર અને દેશના ઉત્પાદન સાધનોને ચુસી રહેલા અંગ્રેજોએ અમારા ગરીબ બંધુઓ માટે શું કર્યું છે?

### ભયંકર ગરીબાઇ

આસપાસ નજર ફેરવું છું તો રોટી માટે ચીસ પાડતાં દુબળાં શરીરો જ હું જોઇ રહ્યું છું. પાણીનાં થોડાંક ટીપાં પામવા માટે ગામડાંઓમાં કાદવ ખેતતી સ્ત્રીઓને મેં જોઇ છે. હિંદના ગામડાંઓમાં શાળાઓ કરતાંયે કુવાઓ વિરલ છે.

હું જાણું છું કે, ખુદ અંગ્રેજો આજે ભૂખમરાના ભયમાં આવી પડ્યા છે. મારી એમના પ્રત્યે હમદર્દી છે; પણ જ્યારે હું જોઉં છું કે ઈંગ્લાંડ ખાતે ખોરાકના જથ્થા સહીસલામત પહોંચ ડવાના કામમાં બ્રિટનની આખી તાકાત કામે લાગી ગઇ છે અને જ્યારે હું યાદ કરૂં

છું કે મેં મારા દેશબાંધવોને ભૂખે મરી જતાં જોયા છે ને છતાં પડોશમાંથી ચોખાનું એક ગાડું પણ આવ્યું નથી, ત્યારે ઇંગ્લાંડમાંના અંગ્રેજો અને હિંદમાંના અંગ્રેજો વચ્ચેનો ભેદ પાડ્યા સિવાય રહેવાતું નથી.

**કાયદો અને વ્યવસ્થા જાળવ્યાં છે ?**

ત્યારે કાયદો ને વ્યવસ્થા જાળવી રાખવા માટે તો આપણે અંગ્રેજોનો આભાર માનશું ને હું જોઉં છું તો દેશમાં ચારે પાસ હુલ્લડો ફાટી નીકળ્યાં છે, કોઈબંધ જાનો ખુવાર થાય છે. માલમિલકત લુંટાય છે, સ્ત્રીઓની ઇજ્જત જાય છે, તોયે બ્રિટનની જબરદસ્ત તાકાત સળવળતી નથી. માત્ર દરિયા પારથી અમારા ઘરને સલામત રાખવાની અમારી અશક્તિ માટે ઠપકાનો સૂર સાંભળવા મળે છે.

**બહાદુરોએ શું કર્યું ?**

શસ્ત્રોથી સંપૂર્ણ રીતે સજ્જ સૈનિકો પણ ચઢીયાતા જોર હેઠળ દબાઇ ગયાના દાખલા ઓછા નથી અને અત્યારના યુદ્ધમાં પણ બહાદુરમાં બહાદુર અંગ્રેજો, ફ્રેન્ચો ને ગ્રીકોને એમનાથી ચઢીયાતી તાકાતના દબાણ હેઠળ યુરોપનાં યુદ્ધ ક્ષેત્રો છોડી જવાં પડયાં છે. પણ જ્યારે અમારાં ગરીબ, નિઃશસ્ત્ર ને નિરાધાર ખેડુતો સશસ્ત્ર ગુંડાઓ સામે પોતાનું રક્ષણ નહી કરી શકતાં, પોતાના બાળબચ્ચાં સાથે ઘરબાર છોડી નાસી જાય છે ત્યારે બ્રિટિશ અધિકારીઓ કદાચ અમારા ડરપોકપણા પ્રત્યે તિરસ્કાર ભર્યું સ્મિત ફરકાવતા હશે.

**લાઠીની પણ મનાઇ**

ઇંગ્લાંડમાં આજે દરેક શહેરી પાસે રક્ષણનાં સાધનો છે, પણ હિંદમાં લાઠીની તાલીમ લેવાની પણ મનાઇ થઇ હતી. હંમેશ માટે દબાયલા રહે એવા હેતુથી ઇરાદા પૂર્વક અમારા શાસકોએ અમારા લોકોને નિઃશસ્ત્ર ને નિરાધાર બનાવી રાખ્યા છે.

અંગ્રેજો તો નાઝીઓએ એમના વિશ્વવર્ચસ્વ સામે પડકાર ઉઠાવ્યો એટલા માટે એમને ધિક્કારે છે, ત્યારે અમારી આસપાસ ગુલામીની બેડીઓ ભીડવા માટે અમે અંગ્રેજોના હાથ ચૂમીએ એમ શ્રીમતી રેથબોન ઇચ્છે છે ?

**કૃત્યો વડે બતાવો**

કોઇપણ સરકારનું માપ એના અધિકારીઓના દંભી ઉચ્ચારો વડે નહિ, પણ એનાં કૃત્યો વડે નીકળી શકે. અંગ્રેજો પરદેશીઓ છે માટે અમને પસંદ નથી એમ નથીઃ પણ અમારા કલ્યાણની બડી બડી વાતો કર્યા પછી એમણે આ દેશને ચૂસી જ લીધો છે. એટલા માટે એમનું સ્થાન અમારા દીલમાંથી ઉઠી ગયું છે.

મને એમ હતું કે વિચારશીલ અંગ્રેજ આ બધાં કુકૃત્યો પર મૌન સેવશે, ને અમે શાંત રહ્યા છીએ એ માટે અમારો આભાર માનશે, પણ હેરાન કર્યા પછી અપમાનવું એ અમારા જખ્મોમાં મીઠું ભભરાવવું, એ તો સુજનતાની હદ વટાવી જવા જેવું છે.

[ 'ગુજરાતી પંચ'માંથી ]

---

## [ ૨ ] અહિંસા

જગતને કોણ હલાવી શકે ? ડાહ્યા વામનજીઓ કે ધગધગતી ઘેલછાભર્યું વિરાટ માનવ સત્ત્વ ? જગત જવાબ આપે છેઃ ઘેલછા એટલે પ્રગતિ, વહેતાં પાણી. ડહાપણ એટલે સ્થિરતા, હલન, ચલનનો અભાવ,–ભરાઇ રહેલાં પાણી. સુધરેલા રાષ્ટ્રોએ તો ઝાંખુ ઝાંખુ જોઇ લીધું છે કે હિંસા મિથ્યા છે. હિંસારહીત સાધનો રાષ્ટ્રો વચ્ચે કેમ ના યોજાય ? અને તેમને અહિંસાના વિજયનો વાવટો રાષ્ટ્રસંઘ ઉપર જાણ્યે અજાણ્યે ચઢાવી દીધો. હિંસા વગર રાજ્યોના–રાષ્ટ્રોના ઝઘડા પતાવવાની બાંગ પુકારી, વિચારે-સંસ્કૃતિએ એક નવી ફાળ ભરી.

હિંસા વગર એટલે દુશ્મન બન્યા વગર કેમ લડી શકાશે તે હિન્દ બતાવશે એટલે માનવ-રાષ્ટ્રનો પાયો નંખાશે.

હજાર હજાર વર્ષની પરાધિનતાના પાપ બાળવા માટે તલવાર બંદુક કામનાં નથી. એ બાળવા માટે તો અહિંસા, અસ્તેય અને અક્રોધના પંચાગ્નિની જરૂર છે. એ અગ્નિમાં બીજાને બાળવાના નથી, પોતાને બળવાનું છે. જેટલી ઝડપથી પાપ બળશે તેટલી ઝડપથી હિન્દ મુક્ત બનશે. જીવનમુક્તિ માટેનો એ પ્રયોગ સ્વદેશમુક્તિ માટે કેમ ઉપયોગમાં ના લેવાય ?

અહિંસાવાદમાં કોઇ વ્યક્તિ પ્રત્યેની શત્રુતાને રહેજ પણ અવકાશ નથી. અહિંસાવાદને કોઇ સમાજ સાથે નહિ, એ સમાજઘટનાને શક્ય કરતી કોઇ વિચાર પ્રણાલિકા સાથે શત્રુતા હોય છે. વ્યક્તિ પ્રત્યે તેને વેર નથી, વ્યક્તિમાં આવિષ્કાર પામતા કોઇ બેડોળ માનસ પ્રત્યે

વેર છે. વ્યક્તિનો નાશ કર્યાથી નહિ, પરંતુ વ્યક્તિના માનસ ફેરવ્યાથી, પોતાનું કાર્ય સિદ્ધ થયું તે માને છે. બંધ અને મોક્ષના કારણરૂપ મન છે, શરીર નહિ; એ ગીતાના મહાવાક્યને ફીલસુફીના પટારામાંથી બહાર કાઢી, સામાન્ય જીવન વ્યવહારમાં પણ તેને ઉપયોગમાં લેવાનો અખતરો અહિંસામાં જ સમાયેલો છે.

રમણલાલ વસંતલાલ દેસાઈ.

[ દિવ્યચક્ષુમાંથી ]

## [ ૩ ]

સત્યની સેવા એ મોટો ધર્મ છે. સત્ય અને સ્વદેશી એ સેવાના ખાસ અંગો છે એ બે દીશાએ કરેલી સેવાના પરિણામે હિન્દી પ્રજામાં નિર્ભયતા, પરમાર્થવૃત્તિ અને આબાદી ઉત્પન્ન થાય. એમાં તો શક નથી. નિર્બળતા અને બ્હીકણપણું આપણે ત્યજવું પડશે. ઇશ્વરનો ડર રાખનાર મનુષ્યથી ના જ ડરે. નિડરતા કેવળ નિર્દોષ આચરણથી કેળવી શકાય. સત્યનું આચરણ એજ આપણી મુક્તિનું દ્વાર છે.

સત્ય વીના નિર્ભયતા નથી. અને સ્વદેશી વીના અર્થલાભ નથી. તેથી સત્ય અને સ્વદેશીના સેવનમાંજ સ્વરાજ્ય છે.

## [ ૪ ] શ્રદ્ધા

અનિષ્ટને ચિંતવવું નહિ, ઇષ્ટનેજ સ્મરવું, જે ભાવિત આવ્યું હોય તેને યાદ કરી કરીને લવ્યા કરવું નકામુ છે. માટે વિનાકારણ હૃદયને દુર્બલ ના બનાવવું. આપણે ઇચ્છાથી જન્મ્યા નથી. સ્વેચ્છાથી મૃત્યુ પામતાં નથી, જ્યારે એ ત્રણે સ્થિતિએ પરાધિન છીએ તો આપણે ક્યાં અને કેટલે ?

× × ×

બધીજ ક્રૂર શક્યતાઓને મન પાસે રાખી હંમેશાને માટે પોતે તૈયાર રહેવુંજ જોઇએ...જે અગ્નિથી ડરે તે અગ્નિને વાપરી કેમ જાણશે ? ...નિર્દય ન થવું પરંતુ ફરજ આવી પડે ત્યારે નિશ્ચંય થવુંજ પડે.

× × ×

ચોક્કસ પરિણામના આંકડા મુકી સૃષ્ટિ ચલાવવી પોસાય નહિ. અચોક્કસતાની પ્રયોગશાળાજ જગતના વિરાટ મંડાણ છે...પછી દૈવના આઘાત અમે સેટલા દારૂણ હોય છતાં એને સામી છાતીએજ ઝીલવાનાં હોય.

× × ×

ખરેખર ! પ્રેમ સામાન્યમાં અદ્ભૂત જુવે છે. આપણે દૈવિ નથી. શરીર તો સ્થુલ તત્વોનું છે. પરંતુ ચેતન તેજ, ભાવનામય ચિત્ર, અને પ્રેમભર્યું હૃદય એ ખરેખર દિવ્ય છે; અલૌકિક છે. જે મનુષ્યથી પે પર ઉર્ધ્વજીવનમાં સુચક બને છે; એ અમર તત્વોનું સ્થુળ રૂપોમાં ભાસ કરાવે છે. આપણું સુક્ષ્મજીવન આવું હોવુ જોઈએ. પ્રેમ, સૌન્દર્ય, શૌર્ય, અને પરમભાવનાઓના ઉપાસી અને અંતેવાસી આપણેજ છીએ.–આપણે એટલે આપણો આત્મા–એ અરૂપ છે, અને રૂપકલા દ્વારા પ્રગટ્યા કરે છે.

× × ×

આપણું શિક્ષણ આપણી સંસ્કૃતિને પોષક હોય તો જ આપણી કેળવણી તેજસ્વી અને આપણું જીવન પ્રાણવાન થાય.

## [ ૫ ]

...આખા હિંદી સમાજમાં કઇ વ્યક્તિ સ્વતંત્ર છે ? પોતે જે વ્યક્તિને ચહાય તે વ્યક્તિ જોડે વાતચીત એ પણ હિંદી-હિંદી-લોકોને મન ભયંકર ગુનો છે. પોતાને યોગ્ય લાગે તેવું આચરણ પણ હિંદીઓને મન ભારે નાસ્તિકતા છે. નકામા અને અર્થ વગરના ખાલીશ રિવાજો પાછળ હજારો રૂપીયાનું ખર્ચ કરવામાં રૂઢીવાદી હિંદી પોતાને ધન્ય સમજે છે જેઓએ એકબીજાને જોયા નથી, એકબીજા માટે સ્નેહની ભાવનાઓ કેળવી નથી એવા જોડકાઓને લગ્નની જવાબદારીમાં નાંખનાર હિંદીસમાજ કઇ રીતે આદરણીય છે ?...અને એ લગ્ન દુઃખદાયી નિવડે તો તેમાંથી છુટવા માટે મૃત્યુ શિવાય બીજો દરવાજો પણ ક્યાં છે ?...એક હિંદીના જન્મ, સંસ્કાર, લગ્ન, જીવન અને મૃત્યુ પણ પરતંત્ર રીતે થાય છે. હિંદીઓ રાજકિય નહિ તો પછી સામાજીક સ્વતંત્રતા ક્યારે મેળવશે ?

...રૂઢીવાદીઓ ભલે પોતાના મતનું સમર્થન કરે, પરંતુ પૂર્વજોની બુદ્ધિને અનુસરી, પોતાની નવિનતા અને મૌલીકતા ઉપર ઘા મારવો એના જેવું બીજું પાપ હોઇ શકે ખરૂં ?...' પૂર્વજો બહુ ડાહ્યા હતા અને તેથી તેઓએ કરેલું આપણે કરવું ' એ માન્યતા ધરાવનાર હિંદી પ્રગતિ કરે છે કે પછી પીછેહઠ ? આવી માન્યતા ધરાવનાર, અને તે પ્રમાણે વર્તનાર ઉચ્છીષ્ટ અન્ન નથી જમતો શું ?

[ રમેશ દેસાઇની રોજનીશીમાંથી



**શ્રીમતી ઉષાબાઇ ડાંગે અને કુ. ગોદાવરી ગોખલે :** હિન્દ સંરક્ષણ ધારા હેઠળ તા. ૧૩ જુને થયેલી કામદાર નેતાઓની ધરપકડમાં આ બે બ્હેનોને પકડવામાં આવ્યા છે.

**શ્રીમતી લીલાવતી મુનશીએ** વર્ધામાં ગાંધીજીની મુલાકાત લઇ રમખાણની પરિસ્થિતિ ચર્ચી હતી. ગાંધીજીએ શ્રીમતી મુનશીને રચનાત્મક કાર્ય કરવાની અને ખાસ કરીને મુંબઇમાં કોમી શાંતિ સ્થાપવામાં લાગી જવા જણાવ્યું હતું. ગાંધીજીએ તેમને ફરી સત્યાગ્રહ કરવાની પરવાનગી આપી નથી.

**સુરતવાળાં શ્રીમતી શીરીનબાઇ લશ્કરીને** કૈસરે હિન્દ રૌપ્ય ચન્દ્રક એનાયત કરવામાં આવ્યો છે.

**શ્રીમતી મણીબ્હેન પટેલ :** યરોડા જેલમાંથી છુટી, સરદારને મળી અમદાવાદ આવ્યાં છે અને શહેરની પોળોમાં ફરી શાંતિ સ્થાપવાનું અને મહાસભાનું કાર્ય કરી રહ્યાં છે.

**શ્રીમતી શારદાબ્હેન મ્હેતાનું** ભાવનગર વિદ્યાર્થી મંડળ તરફથી પ્રવચન યોજાયું હતું.

**"આઇડીયલ ગર્લ્સ હાઇસ્કુલ"ની ઉદ્‌ઘાટન ક્રીયા :** સાણંદના ઠાકોર સાહેબના માતુશ્રીના હસ્તે અને શ્રીમતી વિદ્યાબ્હેન નિલકંઠના પ્રમુખપદે એલિસબ્રીજ વિસ્તારમાં અગ્રણી નાગરિકોની હાજરીમાં ગુરૂવાર તા. ૧૨ જુને થઇ હતી.

**જામનગરનાં ના. મહારાણી સાહેબે :** જામનગરમાં હિન્દુ મંડળની સ્થાપનાની સભામાં કોમીવાદની નાબુદી કરવાની હાકલ કરી હતી.

**બ્રીટનમાં મજુરોની સ્ત્રીઓ :** લડાઇનો સામાન બનાવવાના કામમાં રોકાઇ હોવાથી તેમનાં છોકરાંઓને નર્સ સંભાળે છે.

**શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય-વડોદરામાં** સ્ત્રીઓને હાથ ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવે છે. જેમાંનો એક વર્ગ કપડા ઉપર છાપકામ કરવાની તાલીમ આપે છે. આ તાલીમ છેલ્લામાં છેલ્લી ઢબે આપી શકાય તેથી શ્રીમંત સરકારે પ્રાથમિક જરૂરીઆતો ખરીદવા માટે રૂા. ૩૦૦ અને વાર્ષિક ખર્ચ માટે રૂા. ૭૦૦ મંજુર કર્યા છે. એ રૂા. ૭૦૦ માંથી રૂા. ૬૦૦ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ અપાશે અને બાકીની રકમ છેલ્લામાં છેલ્લી ઢબના બીબાં ખરીદવા માટે અલગ રાખવામાં આવશે.

**બેગમ જહાનઆરા મીરઝા :** બંગાલી સાહિત્યના જાણીતાં લેખિકાને બંદુકના ઘાથી ઘાયલ થવાથી હૉસ્પીટલમાં લઇ જવામાં આવ્યા છે. આ સાહિત્યમાં તેઓએ ઘણી પ્રગતિ કરી હતી એમ કહેવાય છે. આ અકસ્માતની ખબરથી તેમના પતિ આંલમગીર મીરઝાની પોલિસે ધરપકડ કરી છે.

**લેડી લક્ષ્મીએ :** પુનાની ઘાયલ થયેલાઓની ઇસ્પીતાલની તા. ૧૯ મીએ મુલાકાત લીધી હતી.

**શ્રીમતી ભારતીદેવી રંગા :** અખિલ હિંદ કિસાન સભાના પ્રમુખે હજારીબાગની જેલમાં સ્વામી સહજાનંદની મુલાકાત લીધી હતી.

**મુંબઇની શ્રી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રી વિદ્યાપીઠનો** પદ્વિદાનનો વાર્ષિક સમારંભ શુક્રવારે તા. ૨૦ મીએ સાંજે થયો હતો. શ્રી. સી. આર રેડિએ તે પ્રસંગે ભાષણ કર્યું હતું. જે દરમિયાન સ્ત્રીઓની, વિદ્યાપીઠનાં કાર્યની અને તેમાં સ્ત્રીઓને અનુકૂળ અભ્યાસક્રમ વગેરેની પ્રશંસા અને ચર્ચા કરીને તેમણે રોમન કેથોલિક ધર્મમાં સાધ્વીઓની પ્રથા છે તેવી રીતે હિંદી બ્હેનોની સેવા સંસ્થા સ્થાપવાની હિમાયત કરી હતી.

**શ્રી. ધૈર્યબાળા પારેખ :** ભાવનગર મુંબઇ યુનિવર્સીટીમાં પ્હેલા દસ નંબરમાં આવ્

નોર બ્હેન છે. તેમને ત્રણ વર્ષ માટે રૂા. ૧૪ ની સર જસવંતસિંહજી શિષ્યવૃત્તિ તથા રૂા. ૮ ની સર જ્યોર્જ લિંઆન્ડ જેકબ શિષ્યવૃત્તિ એક વર્ષ માટે મળી છે.

**ભાવનગર :** માણેકવાડીના વિસ્તારમાં બાળ ક્રીડાંગણની ખોટ પૂરૂં પાડતું શિશુવિહાર અને મધ્યમ વર્ગની બ્હેનોને ઉદ્યોગની તેમજ શિક્ષણની તાલીમ આપતું જ્યોતિમંડળ રજા પછી પાછું ઉઘડી ગયું છે. જ્યોતિમંડળે ભાડાના નવા મકાનમાં કામકાજ શરૂ કર્યું છે.

**મીસ રેથબોનનું તહોમતનામું !** બ્રિટનના પ્રગતિવાદી મંડળની અને હિન્દી હિતોની પોતાને મિત્ર ગણાવતી પાર્લમેન્ટની એક જાણીતી મહિલા મીસ રેથબોને કોંગ્રેસી આગેવાનોને ઉદ્દેશીને તાજેતરમાં એક ખુલ્લો પત્ર લખ્યો છે. એમાં પંડીત નહેરૂ જેવા ઉગ્ર નાઝીવાદ વિરોધી કોંગ્રેસવાદીઓને આ વિગ્રહમાં બ્રિટન વિરોધી જર્મન અખત્યાર કરવાને કારણે " નાઝીઓના અહિંસક મિત્રો " તરીકે એ બાઇ ગણાવે છે. તેઓ કહે છે કે જ્યારે ચેમ્બરલેઇન પંથના ટોરીઓ શાહી સરકાર પાસે જર્મન પક્ષીનીતિનુ અનુશીલન કરાવતા હતા અને ચીન, એબીસીનીઆ ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ, વગેરે પરના નાઝી–ફાસીસ્ટ આક્રમણનો સીધો પ્રતિકાર કરવાને બદલે આક્રમણકારીઓને આડકતરી મદદ મળે એ જાતની કારવાઇઓ કરતાં હતાં તે વખતે બ્રિટિશ-નીતિને કડક શબ્દોમાં વખોડી કાઢનાર જવાહર-લાલ અને એમના મતના એમના સાથીઓ આજે જ્યારે બ્રિટન મનપ્રાણથી નાત્સી આક્રમણનો નાશ કરવા જીવ સટોસટનો જંગ આદરી બેઠું છે ત્યારે હિન્દમાંના ચેમ્બરલેઇન વિરોધીઓ આજે ચેમ્બરલેઇનના ભેરૂઓ બનીને બ્રિટનની વિમાસી પ્રવૃત્તિઓને હિન્દમાં ચાલબાજી રૂપ થઇ પડયા છે,

કવિવર શ્રી રવિન્દ્રનાથ ટાગોરે બ્રિટિશ પાર્લામેન્ટના સભ્ય શ્રીમતી એલીનોર રેથબોને હિંદીઓ જોગ લખેલા આ ખુલ્લા પત્રના જવાબમાં બહાર પાડેલું આ તલસ્પર્શી નિવેદન હિન્દના બ્રિટિશ વહિવટ સામેનું હ્રુદયદ્રાવક તહોમતનામું છે.

**અખિલ હિન્દ મહિલા પરિષદ :** મુંબઇમાં મળેલી અખિલ હિન્દ મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમિટીની સભા વખતે પરિષદના પ્રમુખ શ્રીમતી રામેશ્વરી નહેરૂએ "હિન્દુ લૉ કમિટી" અધ્યક્ષ બહુ પત્નીવ્રતની પ્રથાને નાબુદ કરવાની વિનંતી કરતો સંદેશો પાઠવ્યો છે. અને એ રીતે હિન્દુ લગ્ન વ્યવસ્થામાં સુધારો કરવાની સૂચના કરી છે. વધુમાં તેઓ જણાવે છે કે બીજી વખત પરણેલા પતીથી ત્યજાયેલી સ્ત્રીને જુદા રહેવાનું તથા ભરણપોષણ કરવાનું સાધન મેળવવાનો હક્ક પણ હોવો જોઇએ.

દાદર–માટુંગા શાખાઓના આશ્રય હેઠળ મળેલી સ્ત્રીઓની જાહેર સભામાં પ્રમુખ શ્રીમતી રામેશ્વરી ન્હેરૂએ, સ્ત્રીઓને જાહેર કાર્યમાં વધુ ભાગ લેવાની હાકલ કરી હતી. હિન્દને જ પોતાનું ગૃહ સમજી એની જનતાની સેવા કરવા, તથા ખાદી વાપરવા અને અસ્પૃશ્યતા નિવારણ કરવાની તેઓએ બ્હેનોને વિનંતી કરી હતી. શ્રીમતી માર્ગરેટ કઝીન્સ આ સભામાં ખાસ ધ્યાન ખેંચતા હતાં.

ત્યારબાદ શ્રીમતી લક્ષ્મીબાઇ રાજવાડેએ જણાવ્યું હતું કે વારસા હક્ક અને કેળવણીને લગતા, હિન્દુ લૉ કમિટીએ પૂછેલા પ્રશ્નોના જવાબો સ્ત્રી–પુરૂષ સમાનતાના ધોરણે જ ઘડાયેલા હશે.

રાજકુમારી અમૃતકુંવર અને શ્રીમતી અમુ સ્વામિનારાયણે કોમી એકયતા સ્થાપવાની હાકલ કરી હતી. જ્યારે કુ. સુશીલા કુમારી પંડીતે સ્ત્રીઓને શારીરિક કેળવણી આપવાની સુચના કરી હતી, ત્યારબાદ કુમારી ગોદાવરી ગોખલેએ આભાર માન્યા બાદ સભા વિસર્જન થઈ હતી.

**યુદ્ધકાર્યમાં બ્રિટિશ સ્ત્રીઓ :** ગયા મહાયુદ્ધમાં પુરૂષો રણક્ષેત્રે પરવર્યા ત્યારે, એમનો કામધંધો સ્ત્રીઓએ સંભાળી લીધો હતો તેથી યુરોપની સ્ત્રીઓનો આત્મવિશ્વાસ સારી પેઠે બઢયો હતો. એવા વધેલા આત્મવિશ્વાસે તેમને કેટલાક વધારાના અધિકારો પણ સંપડાવી આપ્યા હતા. યુદ્ધ એક અનિષ્ટ હશે, હિંસાખોરી એથી વધતી હશે, પણ એ તો એવું જે માનતા હોય તેમને જ માટે. જેઓ પોતાના રાષ્ટ્રના અસ્તિત્વ કે હિત માટે એને અનિવાર્ય સમજતાં હોય તેઓ તો આવે પ્રસંગે પોતાની શક્તિઓને પ્રફુલ્લાવવાની તજવીજ કરી રહ્યા હોય છે.

એવી તજવીજ ગત મહાયુદ્ધમાં થઇ હતી અને એથી પણ વધારે આ યુદ્ધમાં થાય છે. યુદ્ધની ભયાનકતા ગયા વખત કરતાં પણ વધી છે કેમકે યાંત્રિકતા ને વિજ્ઞાને યુદ્ધની સંહારશક્તિમાં અનેકગણો વધારો કરી મૂક્યો છે. યુદ્ધે ચડેલ રાષ્ટ્ર જો યાંત્રિક ને વૈજ્ઞાનિક સ્ફુર્તિ ન દાખવે તો નિઃસંશય એનો વિનાશ જ થાય. આથી ઉલટથી કામ કરનારાં ગમે તે દિશામાંથી મળી આવે તોપણ તેમનો ખપ તો પડે છે જ. સ્ત્રીઓનું મહત્ત્વ આ રીતે આ યુદ્ધમાં વધ્યું છે. પોતે સમજે છે તેવી રાષ્ટ્ર પ્રત્યેની પોતાની ફરજને જે ઉલટથી એ અદા કરે છે તે તો ખરેખર અનુકરણીય છે ને ઉંચા રાષ્ટ્રીય ખમીરની ને શિસ્તની એ વ્યંજક પણ છે.

યુરોપનાં બીજાં રાષ્ટ્રોની માહિતી આ સમયે નથી મળતી પણ બ્રિટનની સ્ત્રીઓ યુદ્ધકાર્યમાં જે ફાળો આપી રહી છે તે ઉપલબ્ધ છે. બે રીતે એ પોતાનો ફાળો નોંધાવે છેઃ જે વ્યવસાયો પોતાને માટે ખુલ્લા છે તેમાં પુરૂષની જોડાજોડ ઉભી રહીને એ કામગીરી બજાવે છે, અથવા પોતાનાં સ્વતંત્ર મંડળો ઉભાં કરીને રાષ્ટ્રીય ચળવળમાં એ સાથ આપે છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં એમનો ફાળો મોટામાં મોટો હશે એમ સહેજે માનવું પડે એમ છે. ૧૯૩૯ ના જુલાઇમાં ૪,૦૦૮,૯૦૦ સ્ત્રીઓ જે ધંધાના વીમા ઉતર્યા હતા તેમાં સામેલ હતી. તે પૈકીની ૪૭૦૦૦ ખેતીવાડીમાં, ૯૨૦૦૦ ઇજનેરી ખાતામાં, ૬૯૦૦૦૦ કાપડવણાટમાં, ૮૩૦૦૦૦ વેપારવણજમાં, ૪૪૦૦૦૦ મોટર, સાઇકલ ને વિમાનના ઉદ્યોગમાં અને ૩૩૦૦૦૦ વિવિધ ધાતુઓના ઉદ્યોગમાં મચી રહી હતી. અત્યારે કેટલી સંખ્યામાં આ પ્રવૃત્તિમાં તેઓ સાથ આપે છે તેના આંકડા મળતા નથી, પણ એ આંકડો ખાસ્સી રીતે વધ્યો હશે જ એમાં શક નથી. ધોબીકામ, રસોઇ, ગૃહકાર્ય ને સુરબ્બીઓની બનાવટમાં પરોવાયેલી સ્ત્રીઓ કેટલીયે સ્ત્રીઓને ઔદ્યોગિક કાર્યો માટે છૂટી કરી શકે છે. તેમનો ફાળો પણ નાનોસૂનો ન જ ગણાય.

લશ્કરમાં પણ સ્ત્રીઓ રસોયણ, કારકુન, ટેલીફોનિસ્ટ, સ્ટોરકીપર, ડ્રાઇવર વગેરેની કામગીરી બજાવે છે. અત્યારે લશ્કર સાથે જોડાયેલી ૨૫૦૦૦ સ્ત્રીઓ પૈકીની ૧૧૫૦૦ કારકુની, ૬૦૦૦ ઓર્ડરલીનું કામ અને ૧૮૦૦ ડ્રાઇવરનું કામ કરે છે. આ મુજબ તેઓ નૌકાદળ, હવાઇદળ ને ગૃહસંરક્ષણદળમાં કામ કરે છે. આવી સ્ત્રીઓને પગાર, ભથ્થુ ને રહેવાના ક્વાર્ટર્સ મળે છે. તેમણે ગણવેશ પણ પહેરવાનો હોય છે. અઠવાડિયામાં ૪૮ કલાકની તેઓ નોકરી ભરે છે ને કેટલાંક કામમાં તો તેમને ખરે પગે તૈયાર રહેવાનું હોય છે.

રાષ્ટ્રીય આપત્તિકાળે જો પ્રજામાં ખમીર હોય છે તો એનો પુરૂષાર્થ ઉંચો આવે છે ને વૃદ્ધિંગત પણ થાય છે. જેનો આજ દિન સુધી રમકડા જેવો ઉપયોગ થતો હતો, જેની કોમળતા ઉપહાસનો વિષય બનતી હતી તે મુલાયમ નારી પણ વખત આવ્યે પુરૂષનાં મનાયેલાં કામો કરી બતાવીને પોતાનું મહત્ત્વ ને ગૌરવ સ્થાપી શકે છે તેનો આ સચોટ પુરાવો છે.

**દાણચોરી :** ( Smuggling ) ને લીધે ગુન્હેગાર ઠરેલી સ્ત્રીઓઃ—નવસારીના જલાલપૂર તાલુકામાંથી મીઠું લેતી એકંદરે સત્તર સ્ત્રીઓ પકડાઇ છે. આ દરેક સ્ત્રીઓનો મીઠાના ધારા હેઠળ, મેજીસ્ટ્રેટે રૂા ૧૫ દંડ કર્યો છે.

**વડોદરા રાષ્ટ્રીય સ્ત્રી સમાજે :** બહેનો માટે હિન્દી વર્ગ ખોલવાનું ઠરાવ્યું છે.

**શ્રી. પાર્વતીદેવી :** ( બંગાળ ફોરવર્ડ બ્લોકના એક આગેવાન સભ્ય )ના નિવાસસ્થાનેથી વાંધાભર્યું સાહિત્ય મળી આવવાથી તેમના ઉપર કેસ ચાલતાં તેમને દોઢ વર્ષની સજા થઇ છે.

**આંતરપ્રાન્તીય લગ્ન : શ્રી.** રમેશ શાન્તિલાલ મ્હેતા, અને શ્રી. અનસૂયા ચાંપાનેરકર જેમણે તા. ૯ મી મે ૧૯૪૧ ને રોજ મુંબઇમાં સિવિલ મેરેજ એક્ટ અનુસાર લગ્ન કર્યું છે. શ્રી. મ્હેતા અમદાવાદના ગુજરાતી નાગરબ્રાહ્મણ છે. અને શ્રી અનસૂયા મહારાષ્ટ્રીય બ્રાહ્મણ છે.

# નોંધ



## યૂરોપીય યુદ્ધ અને કોંગ્રેસ :

કોંગ્રેસની યુદ્ધ પ્રત્યેની નીતિ હતી તેમજ ચાલુ છે. સરકાર હિન્દને માટે કાંઇ હક્ક આપવાનો વિચાર કરતી નથી. યુદ્ધ વિરૂદ્ધ પ્રચાર કરવાનો હક્ક પણ તે પહેલાં માફક સ્વીકારતી નથી.

ઇંગ્લાંડની યુનીવરસીટીઓના પાર્લામેન્ટના સ્ત્રી સભ્ય મીસ ઇલનોર રેથબોને હિન્દના કોંગ્રેસ નેતાઓને ખુલ્લો પત્ર લખેલો તેમાં તેણે જો ઇંગ્લાંડ જીતશે તો યુદ્ધ વિરૂદ્ધ ચળવળ કરી યુદ્ધમાં વિઘ્ન નાંખનારની ખબર લેશે એવી ધમકી આપેલી તેની અસર હિન્દના નેતાઓ પર બરાબર થઇ છે. ઇંગ્લાન્ડનું માનસ બરાબર સમજાઇ ગયું છે.

યુદ્ધ દારૂણ સ્વરૂપ લે છે. જર્મનીએ રશીઆ પર આક્રમણ કર્યું છે. આ આક્રમણનું કારણ સમજાય તેમ નથી. રાજ્યદ્વારી ખેલોમાં જુઠાણું એ નીતિ છે વ્યક્તિઓ બોલે લખે પણ આ વીસમી સદીમાં મહાન સામ્રાજ્યો પણ જુઠાણું ફેલાવે છે. લેખી દસ્તાવેજો ઉભા કરે છે તેને તાત્કાલીક રેડીઓ દ્વારા સારી દુનીયાના ખુણાઓમાં પ્રસરાવે છે. એ સમયે સાચા કારણો સમજવાં શક્ય નથી. ભવિષ્ય સમજાવશે,



## મેટ્રીકની પરીક્ષા :

મેટ્રીકની પરીક્ષાને મોટો ખાડો માનવામાં આવે છે. અને ખરેખર આ ખાડારૂપજ નીવડે છે. આ વર્ષે ૫૦ ટકા પરિણામ આવ્યું છે. એટલે અરધો અરધ વિદ્યાર્થીઓ પાછા આવ્યા છે. નિશાળોમાં જ્યારે પ્રીલીમનરી લેવાય છે ત્યારે મોટે ભાગે પાસ થએલાઓને અથવા તો પ્રીલીમીનરી પછીના મહિનામાં વાંચી પાસ થઇ શકે એવા વિદ્યાર્થીઓને ફાર્મો આપવામાં આવે છે. દર વર્ષે આ પ્રમાણે નિશાળોમાં થાય છે.

નપાસ વિદ્યાર્થીઓની મોટી સંખ્યા જોતાં સહેજે વિચાર આવે છે કે આપણી નિશાળોમાં બરોબર શિક્ષણ અપાતું નથી. નાનપણથીજ જો યોગ્ય તે વિદ્યાર્થીઓને પ્રમોશન આપ્યાં હોય અથવા ચીવટ રાખી ભણાવ્યાં હોય તો મેટ્રીકમાં આવડી મોટી સંખ્યા નિષ્ફળ વિદ્યાર્થીઓની ન નીકળે.

યુનીવર્સીટી તરફથી નીમાયેલા પરીક્ષકોનો અમુક ટકા પરિણામ આપવાની વાતો વિચાર કે ઇરાદો હોય એવું માનવાને કારણ નથી. એમ કર્યાથી ફાયદો પણ શો ? ઘણા પત્રોમાં પરીક્ષકોને દયા રાખવા માટે વિનંતી કરવામાં આવે છે પરંતુ તેથી શો ફાયદો ? પરીક્ષકો દયા રાખી થોડીક ઉદારતા બતાવી થોડુંક સારૂં રીઝલ્ટ આપે

તેથી વિદ્યાર્થીઓની હોંશીઆરી વધતી નથી. ત્યારે પરીક્ષકોને નિશાળો તરફ દ્વેષ પણ નથી હોતો કે જે ને લીધે કડક રહે. ખરી વસ્તુ એ છે કે નાનપણથી જ નીશાળોમાં સંગીન શીક્ષણ આપવું જોઇએ. અને મેટ્રીકમાં આવે ત્યારે નાસીપાસ થવું ન પડે.

ગમે તે કારણસર પરંતુ મેટ્રીકમાં વરસ બગડે છે તેને વરસ બગડયાનો ખુબ ધોકો લાગે છે જ્યારે નીચલા ધોરણમાં એટલું ન લાગે માટે ત્યાં ન ચાલી શકે એવું લાગે ત્યાંજ પાકુ થવા દેવું.

નિશાળોના પ્રિન્સીપાલોએ લાયક ઠરાવેલા-માંથી પચાસ ટકા ઘેર આવે એ ઇચ્છવા યોગ્ય નથી. પરીક્ષામાં મોકલનારાઓએ વિદ્યાર્થીઓને ખુબ તૈયાર કરવા જોઇએ.

*

**વળી પાછી એક પર બીજી :**

ભરૂચના વતની અને હાલમાં મુંબઇમાં રહેતા ભાઇ જગમોહન ઠાકોરરામ મુનશી, જાતે ભાર્ગવ, એમણે લગભગ પીસ્તાલી વર્ષની ઉમરે એક સ્ત્રી અને આઠ છોકરાં હયાત છતાં. કોઇ દક્ષણી મુક્તાબાઇ સાથે લગ્ન કર્યાં છે. મુક્તાબાઇની ઉમર ત્રીસ વર્ષની લગભગ છે. અને કુંવારી હતી.

આ લગ્નમાં વિશેષ એ હતું કે ભાઇ જગમોહનના પ્રથમ પત્નિએ હાજર રહી રાજીખુશીથી પોતાના પતિના આ બાઇ-સાથે લગ્ન કરાવ્યાં અને પછી પોતાને ઘેર લઇ આવ્યાં.

પ્રથમ પત્નિની સમંતિ ખરા દિલની હશે કે ઉપરની તે પ્રભુ જાણે.

આપણામાં કહે છે કે " હસતીએ પરણી ને રડતીએ પરણી. " એ સૂત્ર અનુસાર બીચારી આર્યંગૃહિણીએ હા પાડી. એટલી ઉદાર.

બાઇ મુક્તાને અને ભાઇ જગમોહનને તો અમારાથી દીલગીરી વ્યક્ત કર્યા વગર રહેવાતું જ નથી. એક સારા કુટુમ્બના ગૃહસ્થ થઇને એમણે જે આ પગલું ભર્યું છે તે અનેક રીતે નિંદ્ય છે. ભાઇ જગમોહનને પ્રથમ પત્નિ હયાત છે. પરંતુ એમની ઉમર અને વસ્તાર જોતાં તો એમણે ફરી કોઇપણ સંજોગોમાં લગ્ન કરવું ઉચિત ન્હોતું.

એકબાજુ એક પત્નીવ્રતની હીલચાલ ચાલે છે અને બીજી બાજુએ આવા બનાવો બને ત્યારે આપણને ખેદ થયા વગર રહેતો નથી. એક જમાનો એવો ગયો કે મરેલી શોકય પણ નડે એ માન્યતા ધરાવતો હતો જ્યારે છેલ્લાં વર્ષોમાં શોકય પર જવામાં લ્હાવો માનનાર યુવતિઓની સંખ્યા વધતી ગઇ છે.

આવી યુવતિઓ કયા સંજોગોમાં પરણવા તૈયાર થતી હશે તે સમજી શકાતું નથી એક સ્ત્રી થઇને બીજી સ્ત્રીનું હીત બગાડવું તેના કરતાં કોઇ ગરીબ અથવા વિધુર સ્ત્રી વિના-મુકાઇ જતા હોય તેવાને પરણવું એ વધારે ઇચ્છવા જેવું છે.

પ્રેમ કે સેવા બ્હાને કે સ્નેહના ઓઠા હેઠળ ઢોંગ કરી સામા બ્હેનની જીંદગી બગાડવી એના કરતાં પોતે ત્યાગ કરતાં શીખવું જોઇએ.

એક પત્નીવાળા પુરૂષે બીજી સ્ત્રી સાથે આ પ્રમાણે પરણવું એ ચારિત્ર્યની શિથિલતા સિવાય કશું કશું જ નથી. સ્ત્રી તરફ પરણવાની દૃષ્ટિથી વાત પણ ન કરવી જોઈએ.

જેમ બને તેમ આવાં લગ્નો જલદી અટકવાં જોઇએ. સામાજીક બહિષ્કાર એ ઘણું જ મોટું શસ્ત્ર છે. તેનાથી ન અટકે તો સરકારને વિનંતી કરી કાયદો કરાવી આવાં લગ્નો ગેર કાયદેસર ગણવા માટે કોશીષ કરવી જોઇએ.

"ગુણસુન્દરી"

બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૭ પુસ્તક ૧૧ જુલાઈ : ૧૯૪૧

# ગાવલડી

રંગે રાતી મજાની સોહે અમારી ગાવલડી !
બા, સાંજ-સવારે દોહે અમારી ગાવલડી !

ખીલે બાંધેલી સાંકળ વાટે અમારી ગાવલડી !
એ તો વાછરડાંને ચાટે અમારી ગાવલડી !

એ નિતનિત વગડે જાતી અમારી ગાવલડી !
ત્યાં જઈને ખૂબ ધરાતી અમારી ગાવલડી !

સાંજે ભાંભરતી એ આવે અમારી ગાવલડી !
એની વાછરડાં મલકાવે અમારી ગાવલડી !

એના ઘૃતના દીવડા થાય અમારી ગાવલડી !
એ આંગણિયે પૂજાય અમારી ગાવલડી !

એનું દૂધ અમૃતની ધાર અમારી ગાવલડી !
એના ઉપર સહુને પ્યાર અમારી ગાવલડી !

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# બિલીપત્ર

## આનંદથી હૈયું ઉભરાવો

ઓગણીસે એવી છે વાત
મેહુલો વરસે દિ ને રાત
રાતે વાદળ વરસી જાય
નદી સરોવર જળ છલકાય
આગબગીચે ફૂલ ફોરાય
કોયલ બેની ગીતો ગાય
મોર કળા કરી રાજી થાય
ખેડુત ખેતર ખેડી જાય
મીઠા રાગ મલ્હાર ગવાય
હૈયું આનંદે ઉભરાય

## ધન્ય નામ ધરાવો

વીસ વાણીયો માંડે હાટ
વિકટ જગતની વસમી વાટ
વાટ વટાવી વ્હેલો આવ
પ્રભુ ચરણે તું પ્રીતિ લાવ
લાવ લ્હાવો લઇએ નામ
પ્રથમ સ્મરણ કરી કરીએ કામ
કામકાજની જબરી જેલ
માનવથી તૂટવી મુશ્કેલ
મુશ્કેલીમાં મથજો વીર
ધન્ય નામ ધરજો રણધીર

## રૂડકી ગગલાને લે'ર કરાવો

વીસ ઉપર જો આવે એક
ગગલો કોળી વેચે થેક
થેક વેચતાં રાખી ટેક
ટેક પાળવા મુંબઈ જાય
સાથે રૂડકીને લઈ જાય
રૂડકી જાણે રાણી શા'બ
નીચી ધરતી ઉંચો આભ
આભે વાતો કરતા મોલ
મહેલે નાણું રેલમ છેલ
રૂડકી ગગલો કરતાં ગેલ.

શ્રી. મહીપત જોષી

# હીરો ઘોઘે જઈ આવ્યો

એક હતો વાણોતર.

એના બાપે એને ગાંધીની દુકાને મૂક્યો હતો.

એનું નામ તો ખાસ્સું હીરો હતો પણ કામમાં એ ટાઢો પથરો હતો, એનું એકકે કામ સીધું પાંસરું થાય જ નહિ ને !

જ્યારે જુઓ ત્યારે શેઠ એને વઢતા હોય કે ઠપકો આપતા હોય. અવારનવાર એ એને કહે કે હીરા તારા કામમાં ભલીવાર ક્યારે આવશે !

અને હીરાને પણ મનમાં એમ થતું કે હું એવું તે શું કરું કે જેથી શેઠનો અભિપ્રાય બદલાય. એ કરતો તો પોતાની નજરે સારું પણ શેઠને એમાં હજાર ખોડખાંપણ દેખાતી.

રાતનો વખત હતો. હીરો સૂઈ જવાની તૈયારી કરતો હતો ત્યાં એણે શેઠને શેઠાણીને વાતો કરતાં જોયાં.

વાતમાં ને વાતમાં શેઠ બોલ્યો કે આવતી કાલે હીરાને ઘોઘે મોકલવો છે.

હીરે એ સાંભળ્યું.

'એને એના બાપનાં વેણ યાદ આવ્યાં. બાપે કહેલું કે જો દીકરા ! કોઈ કામ આપણને ચીંધે ને તે કરીએ તેના કરતાં ચીંધ્યા વગર જ આપ મેળે કામ કરીએ તેના જેવું એકકે નહિ. અરધે બોલે કામ કરતાં શીખવું જોઈએ.

એને લાગ્યું કે પોતે શોધતો હતો તે તક સામે આવીને ઉભી છે. એ તકનો લાભ લેવો તે એના હાથની વાત છે. સવારે ઉઠીને શેઠ કહે અને એ ઘોઘે જાય એના કરતાં એ પાછલી રાતે ઉઠીને ઘોઘે જઇ આવે તો રંગ રહી જાય. શેઠનો અભિપ્રાય પણ બદલાય ને છાપ પણ સારી પડે.

આવા વિચારમાં ને વિચારમાં એ મોડો ઉંઘ્યો ને ખૂબ વહેલો જાગ્યો. મોઢું ધોઇ દાતણ કરી એ તો ઘોઘાને મારગે પડ્યો.

કામમાં એ પથરો હતો પણ એની ચાલવાની ઝડપ સારી હતી.

એ ઘોઘા પહોંચ્યો.

ઘોઘામાં શેઠનું કામકાજ રઘા શેઠ સાથે હતું ને રઘા શેઠનો ડેલો હીરાએ જોયો હતો.

એ રઘા શેઠને ડેલે ગયો. ડેલો બંધ હતો. પાછલી રાત હતી એટલે કોઇને ઉઠાડવાની હીરાને જરૂર ન લાગી એ તો ડેલે હાથ દઇને પાછો ફર્યો.

શેઠ ઉઠે તે પહેલાં તો એ પાછો આવી ગયો.

એના હરખનો પાર નહોતો. એણે આજે આપમેળે જ શેઠનું કામ કર્યું હતું. કહે તો તો સૌ કરે પણ વગર કહે કરે તેમાં જ કામ કરનારની કિંમત છે.

શેઠ ઉઠ્યા. દાતણ પાણી કર્યાં ને હીરાને બોલાવ્યો.

મલકાતો મલકાતો હીરો ગયો ને શેઠ પાસે ઉભો એ તો જાણતો જ હતો કે રૂઃ એને ઘોઘા મોકલવાના છે ને એ તો ક્યારનો ય ઘોઘે જઇ આવ્યો છે.

શેઠે એને કહ્યું: ' જોની હીરા ! આજે તારે ઘોઘે જવાનું છે. '

હીરો મલકાઇને બોલ્યો: " તે તો હું જઇ આવ્યો. '

શેઠને નવાઇ લાગી. એમણે પૂછયું: ' તું કયાં જઇ આવ્યો ? '

' ઘોઘે જઇ આવ્યો. ' હીરે હસીને કહ્યું.

' શી વાત કરે છે ! ' શેઠ બોલ્યા. ' શું કરી આવ્યો ? '

' ડેલે હાથ દઇ આવ્યો. ' હીરે જવાબ આપ્યો. કાલે તમે બાઇને કહેતા હતા તે મેં સાંભળ્યું એટલે રાતોરાત હું ઘોઘે જઇ આવ્યો ને ડેલે હાથ દઇ આવ્યો. '

' પણ ભલા માણસ ! એમ તે કૈં જવાતું હશે ? રઘા શેઠ પાસેથી પાંચસો રૂપિયા મંગાવવાના હતા તે સારૂ તને મોકલવાનો હતો.

એવામાં શેઠાણી આવ્યાં ને પૂછવા લાગ્યાં કે શી વાત થાય છે. શેઠે કહ્યું: ' જોયું', આપણો હીરો ઘોઘે જઇ આવ્યો ને ડેલે હાથ દઇ આવ્યો !

એ સાંભળીને શેઠાણી હસી પડયાં.

શેઠે રૂકકો લખી આપીને હીરાને ફરીથી ઘોઘે રવાના કર્યો.

તે દિવસથી અવાર નવાર શેઠ ને શેઠાણી બેઉને યાદ આવે કે હીરો ઘોઘે જઇ આવ્યો ને ડેલીએ હાથ દઇ આવ્યો.

બેઉ જણ ખૂબ ખૂબ હસે. હીરાના ભોળપણ ઉપર, હીરાની સૂખાંઇ ઉપર !

હીરો ઘોઘે જઇ આવ્યો
ને ડેલે હાથ દઇ આવ્યો !

શ્રી નાગરદાસ ઇ. પરેખ

卐

## કાલનો વીરનર

બાલક, બાલક, આજનો બાલક, કાલનો કાલિદાસ,
કાલનો વિક્રમ કાલનો રાજા, કાલ જુવે છે વાટ;
બાલક કાલનો વીરનર થાય !

પ્રેમ જનનીનો અખંડ ઝરતો, ચમકે તે ચોપાસ,
સંસ્કારો સુંદર સાંપડતાં, કીર્તિ દીપક પ્રકાશ;
બાલક કાલનો વીરનર થાય !

રાષ્ટ્રની આશા છૂપાઇ એમાં, દેશવિદેશે જાણ,
કોટિ કોટિને દોરવનારો, રાષ્ટ્ર તણો એ પ્રાણ;
બાલક કાલનો વીરનર થાય !

ગાંધી, જવાહર, વલ્લભ ઝળકયા, રૂડી એમની ભાત,
ચંદા ચમકે તેમ ચમકશે, નાનલ એહ સજાત;
બાલક કાલનો વીરનર થાય !

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# મારો કાશ્મિરનો પ્રવાસ

કુદરતનું અનેરું સ્થાન કાશ્મિર છે. તેના બરફથી છવાયેલા ઉંચા ગિરીશિખરો જોઈ કોઈને એમજ થાય કે આપણે જુદી જ દુનિયામાં વિહરતા હઈશું. ત્યાં કુદરતે પોતાનું બધું સૌંદર્ય દઈ દીધું છે અને ત્યાંના ગોરા ને સુંદર લોકો જોઈને પ્રવાસી છક થઈ જાય છે.

કાશ્મિર જવા માટે અમે બોમ્બે સેન્ટ્રલથી ફ્રંટીયર મેલમાં રાતના નવ વાગે ઉપડયા. અમે તરત જ ઉંઘી ગયા. સવારે ઉઠી જોયું તો જેહોદ સુધી અમે આવી પહોંચ્યા હતા. પછી ખુલ્લા મેદાનો આવવા માંડયા, અને દાહોદ છોડયા પછી જંગલો આવવા માંડયાં હતાં અને એક બે બુગદા પણ આવ્યા હતા. પછી રતલામ જંકશન આવ્યું. ત્યાંનું સ્ટેશન ગાડીમાંથી બજાર જેવું લાગે છે. આગળ કોટા આવે છે. તેનું સ્ટેશન એક નાનકડા કિલ્લા જેવું છે. સાંજના દિલ્હી આવ્યું. દિલ્હીનું સ્ટેશન ઘણું વિશાળ છે. સવારે અમૃતસર આવ્યું ત્યાં અમે ઉતર્યો, ત્યાં બે મંદીરો જોવા જેવાં છે. એક " સત્યનારાયણ " અને બીજું શીખ લોકોનું પ્રસિદ્ધ " ગોલ્ડન ટેમ્પલ. " સત્યનારાયણનું મંદીર હિંદુનું છે તે પણ ગોલ્ડન ટેમ્પલની માફક સરોવરની વચ્ચે આજુબાજુ પાણી ને વચમાં જ બાંધેલું છે, તેનો ઘુમટ સોનાનો છે, અને તે ઘણું મોટું છે.

પછી ગોલ્ડન ટેમ્પલ જોયું. અમૃત સરોવરના સ્વચ્છ, શાંત અને નિર્મળ પાણીથી છવાએલું એ જોવા જેવું મંદીર છે. અનેક શીખ કુટુંબો તેની ઝાડની છાયામાં આરામ કરતાં હોય છે. તે મંદિર તદ્દન સોનાનું છે. તેના ઉપર સુંદર નકસી કરેલી છે, મંદિરમાં ઘુમટ નીચે વચમાં શીખ લોકોનું પવિત્ર પુસ્તક ગુરૂ " ગ્રંથ સાહબ " છે. લોકો તેના ફેરા ફરે છે. એક ઠેકાણે ગાનતાન ચાલી રહ્યાં હતાં. એક ઠેકાણે ગ્રંથ સાહબ વંચાતા હતા. શીખ લોકોનું તે સૌથી મોટું પુણ્યધામ છે. અને શીખ લોકો પોતાના પવિત્ર પુસ્તકની ત્યાં પૂજા કરે છે. ત્યાં દરેકને શીરાનો પ્રસાદ આપે છે. ત્યાં જવાનો રસ્તો અમૃત સરોવર પરથી છે એટલે ગમે તેવી ગરમીમાં પણ નીચે પાણી હોવાથી રસ્તો ઠંડો હોય છે.

બીજે દિવસે સવારે મેલ પકડી અમે લાહોર ગયા, તે પણ ઘણું મોટું સ્ટેશન છે. ને શહેર પણ ઘણું જોવા લાયક છે, ત્યાંથી પાછા ઉપડયાં, લાલામુસા ને જેલમ નામના બે જંકશનો આવ્યા પછી સાંજના રાવળપીંડી આવ્યું. ત્યાં સ્ટેશન પર જ કાશ્મિરના ઉતારૂ માટે રાતના રહેવાની સગવડ છે ત્યાં રહ્યાં. સવારે મોટરમાં બેસી શ્રીનગર જવા ઉપડયા, મોટર શહેરમાંથી પસાર થાય છે, ત્યાંથી ૩૨ માઈલ ઉપર હિમાલયમાં આવેલું " મરી " આવે છે, ત્યાં ઉનાળામાં યુરોપીયનોની ઓફીસો રહે છે. શિયાળામાં ત્યાં ઘણો બરફ પડે છે. બપોરે ડોમેલ આવ્યું ત્યાં મુસાફરોને થોડીવાર આરામ કરવા માટે વેઈટીંગ રૂમ્સ છે ને ખાવાનું ખાવા માટે ત્યાં બધા થોભે છે. મોટર જેલમ નદીની પાસેથી જ પસાર થાય છે ને રાવળપીંડીથી શ્રીનગર સુધીનું કુદરતી સૌંદર્ય ઘણું જ સુંદર છે. રાતના શ્રીનગર આવ્યું તે કાશ્મિરનું પાયતખ્ત છે. રાતના હમે ખાલસા હોટેલમાં રહ્યા. સવારે શિકારા ( હોડી ) માં બેસી ફરવા નીકળ્યા. થોડી સુધી મુખ્ય નદીમાં જઈ એના ફાંટામાં ગયા, ફાંટામાં સીધાજ જઈએ તો ફરી પાછા જ્યાંથી ઉપડયાં હોઈએ ત્યાં અવાય છે. ત્યાં આગળ એક મેદાન છે. ત્યાં તંબુઓ ભાડે મળે છે. " ચીનાર બાગ " નામની

જગ્યા છે. ત્યાં ચીનારના ઝાડ ઘણા છે. ચીનારના પાતરા ઘણા સુંદર ઘાટના હોય છે ને ઝાડ ઘણું મોટું ને ઘટાવાળું હોય છે. તે પહેલા એક જ જગા હતી, પણ રાજાએ તેને ખોદાવીને નાના નાના ટાપુઓ બનાવ્યા છે, તે લગભગ એક માટી પૂર ઉંડી હશે. ત્યાં " દાલ સરોવર " નામનું એક સરોવર છે. ત્યાંનું પાણી સ્વચ્છ ને ઘણું ઉંડુ છે, પણ ત્યાં એક જગા છે ત્યાં લીલના ઝાડ છે. જો કોઇ તરવા પડે તો તેમાં તેના પગ ફસાઇ જાય છે અને નીકળી શકાતું નથી ને ડુબી જાય છે. ત્યાં યુરોપીયનોને તરવા માટે થોડીક જગામાંથી આ બધી લીલ કાઢી નાખવામાં આવી છે. દાલસરોવરની સામે રાજાનો મહેલ છે. મહેલ પાછળ મોટા ડુંગરો છે, જગા ઘણી સુંદર છે. અહિંયાં પાણીમાં એક જાતની વનસ્પતી થાય છે. તેના પાન પાણીની બહાર હોય છે તેના ઉપર માટી નાખી તેમાં શાક-ભાજી ઉગાડે છે. એના પર નાલકોલ ખુબ થાય છે. તે તરતા પાણીના બાગો કહેવાય છે. એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા હોય તો એક સાથે બાંધી ઘણા સાથે લઈ જવાય છે. આની ચોરી ઘણી થાય છે, રાતના ચોર આવી બાગોના બાગો હોડી સાથે બાંધી લઈ જાય છે.

ત્યાં " નિશાત ને શાલિમાર " એ જોવાલાયક બાગો છે. નિશાતમાં ઘણા ફુવારા છે તેમાં દિવા મૂકેલા છે. તેમાં દસ ધોધ છે. દરેકમાં પાણી જુદી જુદી રીતે પડે છે. કોઈ ઉભી લીટીમાં, કોઇ ગુંચળા ગુંચળા થઇને, કોઇ મોજાંની જેમ. એક ધોધની નીચે ગુફા જેવું છે. અને તે બન્ને બાજુથી ખુલ્લું ને ઉપરથી બંધ છે. ઉપરથી ધોધ પડે છે બરાબર ધોધની પાસે ફૂવારા મૂકેલા હોવાથી ધોધના છાંટા પડવાથી તે ઘણું સરસ દેખાય છે. ત્યાં ઘણી જાતના ને ઘણાં મોટાં ગુલાબો છે. બાજુની વાડ પણ ગુલાબના વેલાનીજ છે. આખો બાગ તેની સુવાસથી મઘમઘી રહે છે. શાલીમારમાં પણ ઘણા ફૂવારા છે. તે નિશાતથી તદ્દન જુદી જાતના છે તેમાં લાલ લીલી લાઇટ મૂકેલી છે. તેથી ઘણું સુંદર દેખાય છે, પાણી આવી એક ખુલ્લા બેસવાના ઓટલા જેવું છે તેમાંથી જઇ ધોધ થઇ પડે છે. આ બન્ને બાગો શહેનશાહ જહાંગીરના વખતના છે ને ત્યાં હજી શહેનશાહ જહાંગીરના વખતના ઝાડો છે. ત્યાં પાણી હરવન વૉટર વર્કસથી આવે છે, પછી અમે " ગુલમર્ગ " ગયા. શ્રીનગરથી ૩૧ માઈલ દૂર મોટરબસમાં જઇ . ટંગમર્ગ નામના સ્થાન પર ઉતરવાનું અને ઘોડા પર બેસી જવાનું છે. એ રસ્તો ૭ માઇલનો ઘણો વાંકોચૂંકો છે. ટૂંકે રસ્તે જઇએ તો ૧।। માઈલનો છે. કલાકેકમાં ગુલમર્ગ આવ્યું ત્યાં ખૂબ ઠંડી હતી. ગુલમર્ગની ચારે તરફ ડુંગરો છે. અને ત્યાં શિયાળામાં ખૂબ બરફ પડે છે. ત્યાં ત્રણ ચાર હોટેલો છે. પછી ત્યાંથી ડુંગર ચઢી ચાર માઇલ ખેલનમર્ગ છે ત્યાં ગયા. રસ્તામાં ઝાડો ખૂબ છે. ખેલનમર્ગમાં અમે પહેલીવાર બરફ જોયું. ત્યાં બારે માસ બરફ રહે છે. ઉનાળામાં પણ હોય છે. ખેલનમર્ગથી ગુલમર્ગ નાના રમકડાં જેવું સુંદર દેખાય છે. ત્યાંથી પાછા રાતના શ્રીનગર હાઉસબોટમાં અમારે મૂકામે પાછાં આવ્યાં. શ્રીનગર બે ત્રણ દિવસ રહી અમે પહેલગામ ગયા. ત્યાં ઠેઠ સુધી મોટરમાં જવાય છે. તે શ્રીનગરથી ૬૫ માઇલ દૂર છે. ત્યાં જતા રસ્તામાં મટન નામનું ગામડું આવે છે. પહેલગામ પણ નાનું ગામડું જ છે તે જેલમ નદી પર આવેલું છે અને પાસે ખૂબ ડુંગરો છે. ત્યાં ઘણા લોકો તંબુઓ લઈ તેમાં રહે છે. ત્યાં ખૂબ ઠંડી પડે છે.

( અપૂર્ણ )

શ્રી. આરબ મહેતા

# ગધેડાં ઘાટ ચઢે છે

'ભાઈ ! જુઓ તો ખરા ! ગધેડાં ઘાટ ચઢે છે !'

અમે ચાંદોદમાં મલ્હારાવના ઘાટે નહાવા જતા હતા તે વખતે અશોકે ગધેડાંને ઘાટ ચઢતાં જોઈને કહ્યું.

ઘાટનાં પગથીયાં માણસોને ચઢવા માટે કર્યાં હતાં. નવ નવ પગથિએ વિસામો રાખ્યો હતો. ઘાટ ખાસ્સો ચાળીસથી પચાસ ફુટ પહોળો હતો અને એને સોએક પગથિયાં હતાં.

એટલે નીચેથી પાણી ભરીને માથે બેડું મુકી અનેક સ્ત્રીઓ આવતી હતી. એમનાં ચકચકતાં બેડાં અને કસાયેલાં શરીર તંદુરસ્તીની નિશાનીરૂપ હતાં.

'ગઈ કાલે જ અમે ઘાટ ચઢીને થાકી ગયાં' સુમતિએ કહેલું, ત્યારે એક જણે કહેલું કે કાયા કેટલી કાજળરી થઈ ગઈ છે ! એકલી કાયા લઈને ચઢાતું નથી તો પાણીની હેલ લઈને ચઢાય જ શી રીતે.

'એની ટીકા વ્યાજબી હતી. અહીંના વાતાવરણમાં તમે ભાવ પાડો એટલે એ એવું જ કહે ને !'

એ નીચેના વહેણથી ઉંચો ઘાટ ચઢીને તેની બાજુના ટેકરાઓ પર પાણી પહોંચાડવાની મુશ્કેલી હતી. એ મુશ્કેલી ટાળવાને અને જેને બાધ ન હોય તેને પાણી પહોંચાડવાને ગધેડાંનો ઉપયોગ થતો હતો.

અને માણસને ચઢવા કરેલાં પગથીયાં ગધેડાં પણ ચઢતાં ઊતરતાં હતાં. એકલાં ગધેડાં જ નહીં પણ સાંઢ પણ ખરા ! એક વખત તો ઘાટના વીસામા ઉપર એ સાંઢને અમે લઢતા જોયેલા. એક સાંઢ થાકયો તે પગથીયાં ઉતરી બાજુ પર કુદીને ઊભી પુછડીયે નાઠો !

'ભાઈ ! ગધેડા ઉપર પેલું શું છે ?' અશોકે સવાલ કર્યો.

'એને કાઠું કહે છે. એ ગધેડાની પીઠ પર નાખી બાજુની જાળીમાં લાકડાં અથવા માલ ભરાય છે. આણે નાનાં નાનાં મટકાં ગોઠવ્યાં છે. મટકામાં પાણી ભરશે અને લઈ જશે.'

એવામાં બે ગધેડાં એવી રીતે પાણી ભરીને જતાં હતાં તે મેં અશોકને બતાવ્યાં.

દરેક ગધેડા ઉપર આઠ આઠ મટકાં હતાં. દરેક બાજુ ચાર ચાર મટકાં. એના ઉપર કપડાંના કડકા ઢાંકયા હતા કે જેથી રસ્તામાં ઉડતી ધુળ એમાં ન પડે !

આ રીતે ગધેડાં પાણી ભરતાં હતાં અને નર્મદાના ઘાટ ચઢતાં ઉતરતાં હતાં,

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ


તંત્રી:
**શ્રી. જયવતી દેસાઇ**

સહતંત્રી :
કુ. રમા દેસાઇ

વ્યવસ્થાપક:
**નટવરલાલ ઠક્કર**

તંત્રી : બાલવિભાગ
**નાગરદાસ ઇ. પટેલ**

પ્રકાશક અને માલિક::
**અંબાલાલ વિ. ઠક્કર**

વર્ષ ૧૮ ::: અંક ૬
**ઓગસ્ટ : ૧૯૪૧**
પુસ્તક ૩૬મું




આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.
પુ. ૩૬ મું ] ઑગસ્ટ : ૧૯૪૧ [ અંક ૬ ઠો

## અનુક્રમણિકા



## બાલ—વિભાગ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દસ આના.

માનવાધિકારોમાં દઢ વિશ્વાસ રાખનારા હતા, તેમણે બાળકોના લાલનપાલનમાં કંઈ ભેદભાવને સ્થાન ન આપ્યું.

તેઓ જાણી ચૂક્યા હતા કે તેમની પૌત્રી એક અસાધારણ બાલિકા છે. તેણી જ્યારે છ કે સાત વર્ષની હતી ત્યારથી તે કાવ્યો રચતી હતી. અને દસ વર્ષની ઉંમરે તો તેની આકાંક્ષા વિશ્વ ઇતિહાસ લખવા સુધી પહોંચી હતી. તે ઇતિહાસનું નામ તેણી " Un Historie Universelle " રાખવા માગતી હતી.

તેના પિતામહે સન ૧૭૮૬ માં ફ્રાંસની રાજ્યક્રાંતિમાં ભાગ લીધો હતો, તે સમયની બધી કહાણીઓ પોતાની પૌત્રીને તેઓ રસપૂર્વક સંભળાવતા હતા. લુઇ આ કહાણીઓ સાંભળીને ચકિત થઇ જતી હતી; એટલું જ નહીં પણ તેના હૃદયમાં ક્રાન્તિની ભાવનાઓ પણ સ્વયં જાગૃત થતી જતી હતી. સખી સાહેલીઓથી પણ તે ક્રાન્તિના ખેલ ખેલતી. ઘરની બહારના ચોકમાં તે લાકડીઓનો ઢગલો ખડકતી, તે પછી તેના પર બેસીને કલ્પના કરતી કે ક્રાંતિવાદી હોવાને કારણે તેને જીવતી ચિતામાં બાળી દેવામાં આવી છે. જે સમયે આ કલ્પિત આગની કલ્પિત જ્વાળાઓ ઝબૂકી ઉઠતી ત્યારે પોતાની સાહેલીઓ સાથે ક્રાન્તિવાદી ગીતો ગાતી.

તેણી લખે છે કેઃ—

"એક દિવસ એવું બન્યું કે જ્યારે કલ્પિત ફાંસી પર સ્વતંત્રતાનાં ગીત ગાતાં ગાતાં અમે ચઢી રહ્યાં હતાં, તેટલામાં દાદાજી આવી પહોંચ્યા. તેમણે કહ્યું: " સાંભળો બેટી! ફાંસીના પગથીઆ પર ચૂપચાપ ગંભીરતાથી શાંતિપૂર્વક ચઢવું જોઇએ. " અમે તે પ્રમાણે કર્યું અને જ્યારે હમે પેલા લાકડાના ઢગલાઓ ઉપર ચઢી ગયાં ત્યારે દાદાજીએ કહ્યું: " હાં, હવે એકવાર એ જગા પરથી તમારા ઉદ્દેશોની ઘોષણા કરો. જેને માટે તમને ફાંસીની સજા થઇ રહી છે. " તે પછી જ્યારે પણ હમે ફાંસીના ખેલ ખેલતાં ત્યારે દાદાજીની આજ્ઞાનુસાર પોતાના ઉદ્દેશોની ઘોષણા કરતી. "

બાલ્યાવસ્થાની આ રમતોએ લુઇના રોમેરોમમાં ઘર કરી લીધું. એ સંસ્કારો યુવાનીમાં વધુ ઘેરા બની ગયા અને તે સંસ્કારોએ જ આગળ જતાં મહોનગી સાથે તેણી ક્ષેત્રમાં પડી. પોતાના ૪૧મા વર્ષે એટલે ૧૮મી માર્ચ ૧૮૭૧ ના દિવસે તેણે જે કાર્ય કર્યું તે તેના જ શબ્દોમાં સાંભળીએ.

" પરોઢ હતું. આફતનું બ્યુગલ વાગ્યું. બર્છી ભાલા સાથે અમે બધાં તૈયાર થઇ ગયાં. હવે સમરાંગણમાં ઝૂઝવાનો સમય આવી પહોંચ્યો હતો. સ્વતંત્રતાની વેદી પર બલિદાન થવા બધા જ તૈયાર થઇ ગયા હતા. ઉત્સાહ અને ઉમંગનું કાંઇ કહેવાપણું નહોતું. હમારા પગ જમીન પર પણ ઠહેરતા ન હતા. એટલામાં જાણે શું જોઉં છું કે, મારી મા મારી પડખે આવી ઉભી છે. તેને માટે મારા હૃદયમાં ખૂબ ચિંતા ઉત્પન્ન થઇ. તેને મારી ઘણી ફીકર હતી અને તપાસ કરતી કરતી તે આ છાવણીમાં આવી પહોંચી હતી. જ્યાં સરકારી ફોજના અફસરે હુકમ આપ્યો કે " બળવાખોરો પર ગોળીઓ ચલાવો " એટલામાં તુરત જ સરકારી સૈન્યના એક અફસરે સૈનિકોને ઠપકો આપતાં કહ્યું: "સિપાહીઓ વિદ્રોહનો ઝંડો ફરકાવો, ક્રાંતિનો આરંભ થઇ ગયો છે." સરકાર અને જનતાના આ ઘોર યુદ્ધમાં લુઇએ સક્રિય ભાગ લીધો. તે તદન શાંત હતી. આ યુદ્ધનું વર્ણન કરતાં તેણે લખ્યું છે કેઃ જ્યારે કોઇ મનુષ્ય પહેલ વહેલાં જ પોતાના ઉદ્દેશોને ખાતર હાથમાં હથિયાર પકડે છે ત્યારે યુદ્ધનું

વાસ્તવિક રૂપ લીધતાથી તેની આંખ સમક્ષ ઉપસ્થિત થાય છે. જાણે તે પોતે જ બન્દૂકમાંથી નિકળતી ગોળીરૂપ બની જાય છે. "

તે દિવસોમાં કેટલીય રાતો લુઇને અખંડ ઉજાગરા કરવા પડેલા. જ્યાં જેને જગ્યા મળતી ત્યાં તે પડતો. સ્વાધીનતાના ઉપાસકોએ સર્વસ્વ બલી વેદીપર નિછાવર કરી દીધું હતું.

છતાં પણ બળવાખોરોનો પરાજય થયો સરકારી ફોજે નિષ્ઠુરતાપૂર્વક ૨૫૦૦૦, પુરૂષો સ્ત્રીઓ તથા બચ્ચાંઓને તલવારની ધાર પર તોળી લીધાં. છતાં પણ લુઇ નિર્ભયતાપૂર્વક સ્થિર રહી. તે ચાહતી હોત તો પોતાની રક્ષા કરવા યુદ્ધક્ષેત્રમાંથી ભાગી શકત પણ તેના દિલમાં તેવી કલ્પના પણ આવી નહોતી. મોન્ટમાર્ટી તથા ચૌસીના મોરચાઓ પર જે કોઇ છેલ્લામાં છેલ્લું પોતાના સાથીઓ સાથે હાજર હતું તે લુઇ માત્ર હતી.

એક ગલીમાં ભયંકર યુદ્ધ ધમસાણમાં લુઇને ધક્કો વાગ્યો. તે જમીન પર પડી ગઇ. પરંતુ હિંમતપૂર્વક તે બેઠી થઇ ગઇ. અને તે બચી ગઇ. તે વખતે પણ તે નાસી જઇ શકી હોત. પણ તે જાણતી હતી કે તે ગૂમ થઇ જાય તો સરકાર તેની નિર્દોષ માતાને કેદ કરી લે અને તે વૃદ્ધાને કષ્ટ ભોગવવું પડે. તેની માને છોડી મૂકવામાં આવી અને તેને આઠ વર્ષની ન્યુ કેલેડોનિયાના કારાવાસની સજા મળી.

તે બાળક હતી ત્યારે તેની બુદ્ધિ ઘણી તિક્ષ્ણ હતી. પોતાના દાદાજીને અનેક સવાલો તે પૂછતી. અને તેઓ ઘણા ધૈર્યથી તેને ઉત્તરો આપતા. કેટલાય ગ્રંથોનું અધ્યયન તેમણે પોતાની આ પુત્રી સાથે કરેલું. કઠીન શબ્દો અને વાક્યોના અર્થો પણ તેને બતાવતા હતા. તેને સંગીતનો પણ અભ્યાસ કરાવવામાં આવ્યો હતો અને જે દિવસે લુઇ એક પુરાણી લાકડી પર કોઇ તૂટેલા સિતારનો તાર બાંધી સારંગી બનાવી લાવી હતી ત્યારે ડોસાને ખૂબ આનંદ થયેલો. રાજનૈતિક વિષયો પર તો બાલ્યાવસ્થાથીજ તેને ખૂબ પ્રેમ થઇ ગયેલો. વિક્ટર હ્યુગોની તે પ્રશંસક હતી-ભક્ત પણ હતી. હ્યુગોએ તેને કવિતાઓ લખવા માટે પ્રોત્સાહન આપ્યું હતું. ઘેર નિષ્ક્રિય બેસી રહેવાનું તેને ઠીક નહી લાગતાં ઘણી વખત તે આજુબાજુનાં ગામડાંઓમાં જતી. દેશ વિદેશ ઘૂમવાની પણ તેને ખૂબ હોંશ હતી. વિધિની વિચિત્રતા જોઇએ કે ૪૧મા વર્ષે પહેલીવાર તેને સમુદ્ર-યાત્રાનો અવસર પ્રાપ્ત થયો અને ત્યારે તે યાત્રા દેશનિકાલની હતી.

જ્યારે તેણી સોળ સત્તર વર્ષની હતી, તેના પિતા પોતાના ગામ પર આવ્યા અને સાથે પોતાની ઉચ્ચ ખાનદાનની પત્નિને પણ લેતા આવ્યા. તે પત્નિએ લુઇને આવતાં વારજ સંભળાવી દીધું. " જો તું દાસી પુત્રી છે, વ્યભિચારથી ઉત્પન્ન થયેલી છે, તારી માતાના હલકા કૂળની યાદ ન ભૂલીશ. તારી ઔકાત પ્રમાણે રહેજે. " એટલુંજ નહિ પણ તેની માતાને નોકરોની ઓરડીમાં જઇને રહેવાનો હુકમ પણ આપ્યો. પરિણામ એ આવ્યું કે લુઈ પોતાની માતાને અધિક પ્રેમથી ચાહવા લાગી તે માતાની ચિંતામાં અહર્નિશ રહેતી.

જ્યારે લુઇના પિતાને ખબર પડી કે સ્વાભિમાનિની લુઇ તેની ખરાબ સ્વભાવવાળી પત્નિના શબ્દબાણોને નથી સહન કરી શકતી, ત્યારે લુઇને તેણે અધ્યાપિકાનું કામ શિખવા માટે એક શાળામાં મોકલી. ત્યાં તેણે યોગ્યતા સાથે બધી પરિક્ષાઓ પસાર કરી, અને પોતાના ગામની પાસેની જ એક સ્કૂલમાં અધ્યાપિકા તરીકે નિયુક્ત થઇ તે દિવસોમાં સમાચારપત્રોમાં તે લેખો વિગેરે

મોકલતી હતી. એક વખત તો પોતાના એક લેખને ખાતર પોલિસના સકંજામાં સપડાતાં સપડાતાં રહી ગઇ.

હજુ સુધી લુઇને પેરિસમાં શિક્ષિકા તરીકે કામ કરવું તેમજ ટયુશનો આપવા જવું, રાજનીતિક સિદ્ધાન્તોનો અભ્યાસ કરવો, ક્રાન્તિકારી કલબોમાં જવું તથા વૈજ્ઞાનિક પુસ્તકોનો પણ અભ્યાસ કરવો આ બધામાં એટલો અવકાશ પણ નહોતો મળતો કે તે વિધિ પુરઃસર કોઇ ગ્રંથ લખી શકે. છતાં અનેક પરિશ્રમે તે નવલિકાઓ લખતી, કવિતાઓ પણ લખતી. તે કળા, કળાને માટે છે એ સિદ્ધાન્તની ઘોર વિરોધી હતી. તેનું કહેવું હતું કે નવલિકાઓ તેમજ વાર્તાઓનું ધ્યેય પણ ક્રાન્તિકારી જ હોવું જોઇએ. તેણે લખ્યું હતું, Every artist must have a social mission, and every work of art must reflect political action. " એટલે કે પ્રત્યેક કલાકારનો ઉદ્દેશ કોઇ સામાજીક પ્રગતિ માટે હોવો જોઇએ, અને પ્રત્યેક કલાપુર્ણ રચનાના વિચાર સંબંધી પૃથ્વિ સમસ્તમાં રાજનૈતિક કાર્યનું પ્રતિબીંબ પડવું જોઇએ. "

તેણી વકતા પણ હતી. તેનાં વ્યાખ્યાનો સાંભળવા માટે હજારોની સંખ્યા એકઠી થતી. આ રીતે લેખિનીથી, વાણીથી, કવિતાઓથી અને વ્યાખ્યાનોથી તેમજ બરછી અને બંદુકથી પણ લુઇ પોતાના સિદ્ધાન્તોની રક્ષા માટે યુદ્ધ કરવા સદાય ઉત્સુક રહેતી હતી.

*

" ડોકટર સાહેબ ! મહેરબાની કરીને એટલું યાદ રાખજો કે હું ઓરત નથી પરંતુ યોદ્ધો છું. " આ શબ્દો લુઇએ એક સર્જનને કહ્યા હતા કે જે તેના ઘાવો પર પાટાપીંડા કરવા આવ્યો હતો. એ સામ્યવાદી મિટીંગમાં કોઇ પાગલે અચાનક આવીને રિવોલ્વોર ચલાવી હતી જેને પરિણામે લુઇને કાન પાસે એક જબરજસ્ત ઘાવ પડયો હતો.

તેનું મોઢું મર્દાની હતું, એટલી બધી સુવાળી પણ નહોતી. અને જ્યારે તે અક્કડાઇથી ઉભી થતી હતી ત્યારે એમ લાગતું કે કોઇ પુરૂષયોદ્ધો ઉભો થયો છે. સદાય તે કાળા રંગનાંજ કપડાં પહેરતી હતી. કોઇ ગંભીરતા અને વિદ્રોહની મૂર્તિ ચાલતી હોય તેમ તે ચાલતી. કારણ કે તેનામાં પૌરૂષભાવ હતા.

એક રાતની વાત છે,

પેરિસની ગલીમાં લુઇ ચાલી જતી હતી. એક ચંચળ મનના ગુંડાને તેની છેડ કરવાનો વિચાર આવ્યો, અને તેની પાછળ પડયો.

લુઇને આ બાબતની ખબર પડતાં જ તે ફરી અને મર્દાની અવાજમાં તેની એવી ખબર લઇ નાંખી કે, પેલા ગુંડાને ખરેખર લાગ્યું કે ઓરતના પોષાકમાં કોઇ મર્દ જઇ રહ્યો છે. અને તે નાસી જ ગયો. ૭૦ મા વર્ષમાં લુઇનો જે ફોટો ખેંચાયો છે તેને જોતાં એમ જ પ્રતિત થાય છે કે આ કોઈ પુરૂષ યોદ્ધાની તસ્વીર છે.

છતાં તેના હૃદયમાં સ્ત્રીઉચિત્ સૌંદર્ય પ્રતિ પ્રેમ હતો. તેનું વજ્ર કરતાં પણ કઠોર હૃદય માખણ જેટલું જ સુંવાળું અને નરમ હતું.

જ્યારે વિદ્રોહના દિવસોમાં ચારે પાસ ભયંકર ગોળીઓનો વરસાદ વરસી રહ્યો હતો ત્યારે એક ગલીમાં બિલાડીનું બચ્ચું જઇ રહ્યું હતું. લુઇ તે સમયે એક સુરક્ષિત સ્થાનમાં છુપાઇ રહી હતી. તુરત, સડક પર જતાં જ ગોળી વાગશે એવો ખ્યાલ રાખ્યા સિવાય જ તે દોડી અને બચ્ચાને ઉઠાવી લાવી. આ ગાંડપણ માટે તેના સાથી-

ઓએ તેને ખૂબ ધમકાવી પણ પોતાની ટેવોથી તે લાચાર હતી. અત્યાચાર પિડીતો માટે તેના હૃદયને આકર્ષણ હતું જ્યારે પશુઓ પર હૃદયહીન પુરુષોનો જુલ્મ તે જોતી, તો તેનું વિદ્રોહી મન કકળી ઉઠતું. તે કહેતી હતી: " આ અત્યાચારનો બદલો લેવાની જો પશુઓમાં શક્તિ આવે તો સમજ પડે. "

પોતાના જીવનના અંતિમ દિવસોમાં જ્યારે લુઇ એક સમય ઈંગ્લાંડમાં આવી વસી હતી ત્યારે તે વૃદ્ધાએ ઘણાં જાનવરોને પાળ્યાં હતાં. તેનું માતૃવત્ હૃદય કોઇનું કષ્ટ જોઇ શકતું નહિ. બીજી બાજુ સમાજના શત્રુઓ તરફ તે ખૂબ કઠોર વર્તાવ રાખતી.

તેનામાં દેવત્વ અને દાનત્વ બન્નેય પ્રબળ હતાં. તે દેવી હતી, દાનવી પણ હતી. તેની હિંસાત્મક વૃત્તિને આપણે જો કે અનુકુળ ગણી શકીએ તેમ નથી કેમકે તેનાથી લાભ થોડો છે જ્યારે હાની વધારે છે. જ્યારે લુઇને કોઇએ પુછ્યું કે તું કયા પક્ષની છે ત્યારે તેણે જવાબ દીધો કે.—

" કયા પક્ષની ? આપણે તો બધાં એક જ શત્રુ સામે લડી રહ્યાં છીએ, અને હું એટલું જ જાણું છું કે આપણે એક જ દુશ્મન છે. પક્ષાપક્ષીની મને કંઇ પરવાહ નથી, હું બધા જ પક્ષોની છું. જે જુદાં જુદાં હથીયારો સાથે વર્તમાન મહેલાતને જમીન સુતી બનાવવાના કામે લાગેલા છે. ચાહે પછી તેમની પાસે પાવડા હો કે કોદાળી હો, બોમ્બ હો યા આગ. " અહીં તેનું દાનવી રૂપ બોલી રહ્યું છે. આપણા દેશ માટે તો ઉપરોક્ત ત્રણેય ચીજો હાનીકારક છે.

સામાજીક વિષમતાએ લુઇના સિદ્ધાન્તો દૃઢ બનાવ્યા હતા. વિવેકે ક્રોધનું સ્થાન લીધું હતું અને તે જ ક્રોધે તેને ચંડી બનાવી.

ઇ. સ. ૧૮૫૬ એટલે તેની છત્રીસ વર્ષની ઉમ્મરે તેના હૃદયમાં વિચારોની અથડામણ પેદા કરી હતી. એક બાજુ કરોડાધિપતિઓના આલીશાન મહેલો હતા, જ્યારે બીજી બાજુ ગરીબોની ઝુંપડીઓ. અમીરોના મકાનમાં ચરિત્રહીનતા હતી, તેમના જીવનનો આદર્શ હતો-ખાઓ પીઓ આનંદ કરો. સટ્ટાબાજીની બોલબાલા હતી. શેઠશાહુકારોજ માત્ર સમાજના નેતાઓ બની ગયા હતા. એટલાજ ખાતર કે પોતાનો મુડીવાદ અમર રહે. આ દ્રશ્ય જોતાં, શરૂઆતમાં તો તે ખુબ ગભરાટમાં પડી ગઇ, બાદ તેણે આ વિષયનું પૃથક્કરણ કર્યું. આવી ભાવુક સ્ત્રીઓ તે જમાનામાં પેરિસમાં ઘણી હતી. જેઓ ક્રાન્તિ ક્રાન્તિના માત્ર ઘાંટા પાડતી હતી જ્યારે કોમલતા અને અસ્થિરતા પણ પુષ્કળ પ્રમાણમાં હતાં. લુઈ આવી સ્ત્રીઓથી પોતાની જાતને દૂરજ રાખતી હતી. તેણે રસાયણશાસ્ત્ર અને ભૌતિક વિદ્યાનો અભ્યાસ કર્યો. આ દિવસોમાં તે રીપબ્લીકન કલબોમાં જતી આવતી હતી. જ્યારે કાર્લમાર્કસે આંતરરાષ્ટ્રિ મજદૂર સંઘની સ્થાપના કરી ત્યારે લુઇને એ સમાચાર મળતાં ઘણોજ આનંદ થયો.

વચમાં વચમાં તેને પોતાના સાહિત્ય શોખને અભરાઇ પર મૂકવો પડતો હતો. એકવાર પેરિસના પ્રજાતંત્રવાદીઓએ Hotel de ville પર ચઢાઈ કરવાનો વિચાર કર્યો, ત્યારે લુઇ પણ પુરૂષ પોષાક પહેરીને તે લોકોની સાથે ગઇ. એક રીવોલ્વર તે પોતાની પાસેજ રાખતી હતી. એક વાર આ તમંચાની ધમકીથી પોલીસોને પોતાના કમરામાં આવતા તેણે રોકયા હતા.

એક સમય જ્યારે પેરિસ બે મહિના માટે Commune ને આધિન રહ્યું હતું ત્યારે લુઇ તેના પ્રધાનમંડળમાં પણ હતી,

અને હમેશાં એક સિપાહીની રીતે મુત્સદ્દીઓ સાથે કામ કરતી હતી. સંઘના પરાજય અને ક્રાન્તિની વિફળતા બાદ તેને દેશનિકાલ ની સજા મળી.

ન્યુ કેલેડોનિયાની જેલમાં તેને આઠ વર્ષ વિતાવવાં પડ્યાં. અહીં રહેતાં રહેતાં શાસન-માત્ર પર તેને ઘૃણા ઉત્પન્ન થઇ. તે માઇકેલ બાકુનિન અને પ્રિન્સક્રોપોટકીનના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખતી બની. આઠ વર્ષ પછી જ્યારે તેને ફરી સ્વાધિનતા મળી, તેણે ક્રાંતિકાર્ય ફરી શરૂ કર્યું. ફ્રાંસ ભરમાં ઘૂમી વળીને મિટીંગો ભરવી, મજદૂરોનું સંગઠન કરવું તેનું પ્રધાન કાર્ય બની ગયું તેનામાં ભાષણ કરવાની શક્તિ ગજબનાક હતી. કોઇની મજાલ નહિ કે વ્યાખ્યાનની વચમાં તેને રોકે કે ટોકે. તેનાથી અધિકારીઓ હયરાન પરેશાન બની ગયા. જે મનુષ્ય પોતાની જાનને હથેલીમાં રાખીને ફરે છે તેનાથી સલ્તનત ડરે છે.

સન ૧૮૮૨માં એક ક્રાન્તિકારીની વર્ષગાંઠના ઉત્સવમાં ભાગ લેવાના કારણસર તેને બે મહિનાની જેલ મળી. ૧૮૮૩ માં પેરિસના જાહેર રસ્તા પર જ્યારે ભુખ્યા હડતાળીઆઓએ દેખાવો કર્યા ત્યારે લુઇ માઇકેલ તેની આગેવાન હતી. તે હડતાળી-આઓએ કેટલીય અનાજની દુકાનો લૂંટી લીધી. લુઇ માઇકેલને તુરત ગીરફતાર કરવામાં આવી અને અદાલત સમક્ષ કામ ચાલતાં તેને ૭ વર્ષની સજા ઠોકી દેવામાં આવી. મુકદ્દમો ચાલતાં તેણે જણાવ્યું કેઃ—" છુપી પોલીસના માણસોએ જ હડતાળીઆઓને દુકાનો લૂંટવાની સલાહ આપી હતી. છતાં પણ મારી સમજ પ્રમાણે ભૂખ્યા આદમીઓને જ્યાંથી રોટલી મળે ત્યાંથી મેળવવાનો હક્ક છે."

આ ૭ વર્ષનો સમય જેલમાં તેણે નિરક્ષરોને ભણાવવામાં વિતાવ્યો. અને જેલના બંદીઓનાં કપડાં પણ સિવ્યાં. તેની કઠોર આંગળીઓ જેટલી તાકાતથી બન્દૂક પકડતી હતી તેટલી જ યોગ્યતાથી કપડાં પણ સિવતી હતી.

આજ અરસામાં ૧૮૮૫માં તેની માતાનો સ્વર્ગવાસ થયો. આ તેના જીવનમાં બધાથી મોટી દુર્ઘટના હતી. તેણે લખ્યું હતું કેઃ—

" હવે મારા વ્યવહારિક જીવનની સમાપ્તિ થઈ. ક્રાન્તિ સિવાય દુનિયામાં કોઈ ચીજ નથી જેને ખાતર હું જીવિત રહું. મારૂ ભવિષ્ય પણ સમાપ્ત થયું. અને ભૂતકાળની વાતો યાદ કરીને હવે હું જીવવા નથી ચાહતી."

જેલમાંના ગવર્નરે દયા લાવીને ૧૮૮૫ના જુલાઇની ૧૪મી તારીખે સરકારમાં ભલામણ કરીને તેને અન્ય કેદીઓ સાથે મુક્તિ અપાવી. પણ એ રીતે લુઇ છુટવા માગતી નહોતી. જેલનો માણસ જ્યારે મુક્તિના સમાચાર લઇને તેની પાસે આવ્યો ત્યારે તેણે કહ્યું કેઃ—"જેઓ અત્યારે મારા દેશપર શાસન ચલાવી રહ્યા છે તેમનાથી હું છુટી મેળવવા નથી માગતી."

જેલના ગવર્નરની માન્યતા હતી કે લુઇ હવે પંચાવન વર્ષની વૃદ્ધા થઇ છે તેમજ માના મૃત્યુથી નિરાશ થઇ છે અને જેલ-નિવાસથી નિર્બલ બની ગઇ છે. જેથી ભવિષ્યમાં તેનાથી સરકારને કોઈ જોખમ થવા સંભવ નથી. પણ ગવર્નર ભ્રમમાં હતો. લુઇના હૈયામાં તો હજી એજ આગ ભડભડતી હતી. તેણે લખ્યું હતું કેઃ—

" હું એમ નથી ચાહતી કે મારી મરેલ માતાના મુરદા પર દયા ખાઇને અધિકારી લોકો મને ક્ષમા કરે. આ દયાની ભીખ મને સ્વિકાર્ય નથી."

તે પછી ચાર વર્ષ બાદ સન ૧૮૮૯ માં

જ્યારે સમય પૂરો થતાં તે જેલમાંથી બહાર આવી, એટલે તુરત પોતાના કાર્યનો આરંભ કરી દીધો. સામ્યવાદીઓ ને અરાજકવાદીઓની મિટીંગોમાં તેણે હાજરી આપવા માંડી. એક વખતે એકહજાર આદમીઓની ભીડ જામેલી. ત્યાં એક આદમીએ ખૂબ શરાબ પીને ગોળી ચલાવી. જેણે તેના કાનને ઘાયલ કરી દીધો. તે જાણતી હતી કે તેમાં તેનો કંઇ દોષ નથી તે કોકનો ચઢાવ્યો ચઢયો હતો. તેને ક્ષમા તો આપી પણ તેની દુઃખી સ્ત્રીને સહાયતા પણ આપી. જડજો સમક્ષ તેણે નિવેદન કર્યું કેઃ " મારા પર આક્રમણ કરનાર આ માણસ નિર્બલતાનો અપરાધી છે દુષ્ટતાનો નહિ."

તેને બીજે જ વર્ષે એટલે ૧૮૬૦ માં જ્યારે તે ૬૦ વર્ષની ઉમરની હતી, એક જીલ્લાના ( પાઇનના ) હડતાલીયાઓને તેણે સહાય કરી અને કારખાનાઓ પર આક્રમણ કરવામાં તેમની સાથે જ રહી. જ્યાં પણ મજદુર આંદોલન પ્રબળ બની જતું ત્યાં નેતૃત્વ કરતી લુઇ હાજર થઇ જતી. તેને લાઇન્સમાં ફરી પકડવામાં આવી. અહીંની અદાલતે તેની સાથે ઘોર અન્યાય કર્યો. જેલના અધિકારીઓએ મસલત કરીને સિપાઇ મારફતે ખૂબ તેજ શરાબ પીવડાવી દીધો. કહેલું કે આ હલકો શરાબ તમારી થકાવટ દૂર થઇ જશે. વિશ્વાસ રાખી લુઇ તે પી ગઇ. બાદ તેને કચેરીમાં લઇ જવામાં આવી. શરાબના જોરે તેણે એલફેલ બોલવા માંડયું. પગ પણ સ્થિર રહેતા નહોતા. આથી જડજોને મોકો મળ્યો. તેમણે ઓર્ડર કર્યો કે " આ નલાયક સ્ત્રીને કોર્ટની બહાર કાઢી મૂકો." લુઇને તો ખબર પણ નહોતી કે શું કારણ છે. હોશમાં આવી ત્યારે ભેદ ખૂલ્યો અને ત્યારે આ પાડયંત્રનો ભંડો પણ ફૂટી ગયો, કે સરકાર તેને ગાંડી ઠરાવીને પાગલખાનામાં મોકલવા માગતી હતી.

તે સમયે થોડા વખત માટે તેણે હથીયાર બાજુ પર મૂકયાં અને ફ્રાંસ છોડીને જવાનો નિશ્ચય કર્યો. ત્યાં ગયા પછી પણ તેણે અરાજક વાદીઓનો સાથ ન જ છોડયો.

૧૮૯૬ માં ફરી લુઇ સ્વદેશમાં આવી અને ફરી ૬ વર્ષ સુધી તેણે ક્રાંતિવાદનો ઝંડો ફરકાવ્યો. જુવાન કાર્યકર્તાઓ પણ આ ૭૦-૭૫ વર્ષની વૃદ્ધાની કાર્યશકિતથી દંગ થઇ જતા હતા. થાકવું તો તે જાણતી પણ નહોતી. અંતિમ દિવસ સુધી તે કાર્ય કરતી રહી. જે દિવસે તે બિમાર પડી, તેના પહેલા જ દિવસે તે રશીયન ક્રાન્તિ પર ભાષણ આપી ચૂકી હતી. આઠમી કે નવમી જાન્યુઆરી ને દિવસે તેણે એક સહકાર્યકર્તાને કહ્યું કેઃ " રશીયા પર નજર રાખતા રહેજો. ગૉર્કી અને પ્રીન્સ ક્રોપોટકીનની એ માતૃભૂમિમાં મહત્વપૂર્ણ બનાવો બનશે. મને જણાઇ રહ્યું છે કે થોડા જ દિવસોમાં રશીયામાં ક્રાન્તિ જાગશે, જેથી ઝારને બહાર કાઢવામાં આવશે. અને મોરકો તથા પીટર્સબર્ગની ફોજ ક્રાંતિકારોને સાથ આપશે. અંતિમ મારો સંદેશો એટલો જ છે કે કિસાનો સારી રીતે સ્હમજે કે અન્યાયોથી તેમનો એમને એમ છુટકારો કદી નહી થાય. ભીખ ન માગતાં પોતાના જ બળથી તેમની મુકિત થશે.

મરણ સમયે તેની પાસે માત્ર પાંચ ફ્રાંક હતા. તેને ન્યુમોનીયા થયો હતો. તેમાં ૩। ફ્રાંક ઑકસીજન માટે ડૉકટરને આપવામાં આવ્યા. આવાં અપરિગ્રહનાં દષ્ટાંત જગતમાં જવલ્લેજ જોવા મળે છે. લુઇ જે રીતે ખાલી હાથે જગતમાં આવી હતી તેજ રીતે ખાલી હાથે વિદાય થઇ ગઇ તે દિવસે ૧૯૦૫ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખ હતી.

લુઇ જીવનની કલા સમજી હતી. ક્રાન્તિને ખાતર જીવનનું બલિદાન કરવાની તેને તમન્ના હતી. તેને વિશ્રામ માટે ફુરસદ નહોતી "સુખની પરિભાષા" તેના જ શબ્દોમાં સાંભળી લ્યો કેઃ—

"સુખ એ કોઇ દૂરના નક્ષત્ર પર રહેનારી માત્ર કલ્પના છે. આ જગતમાં તો સુખ પ્રાપ્ત થતું જ નથી. પરંતુ નિરંતર સંઘર્ષણમાંજ જે સુખ છે—સંતોષ છે, કોઇના પર શાસન ન કરવામાં જે સજીવતા છે અને કોઇ દૂરના આદર્શને ખાતર જીવવામાં અને મરી મટવામાં જે ભવ્ય આનન્દ છે તે બીજા કશામાં નથી."

પોતાના મૂઢ પતિરાજો સાથે રંગ બેરંગી સાડીઓ અને જુદાં જુદાં આભૂષણો અને આનંદ પ્રમોદ ખાતર લઢનારી આપણી મહિલાઓ આ સંતોષ સજીવતા અને આનંદને કદી જાણી શકશે પણ ખરી ?

આલીસાન હોટેલોમાં વીસ રૂપીઆના રોજંદા ભાડે કમરાઓ રાખનાર મહિલાઓ હમે જોઈ, મોટરમાં બેસી વીમા કંપનીના શેર વેચવાવાળી નેતા–સ્ત્રીઓનાં પણ દર્શન કર્યાં, શાસન–શોખીન દેવિઓનાં નિવેદનો પણ ખૂબ વાંચ્યાં, અને નજીવા ત્યાગની પૂંજીપર દેશભક્તિનો વ્યાપાર કરનારી મહિલાઓની પણ કમી નથી. પણ લુઇ માઇકેલની માફક લગની ધરાવનારી સાઠ વર્ષ સુધી તપ અને ત્યાગનો નિરંતર આદર્શ સેવનારી તથા વિદ્રોહી જીવન જીવનારી મહિલાઓ અત્યારે તો આપણા દેશમાં શોધી પણ જડે તેમ નથી.

આપણી માતૃભૂમિમાં લુઈ માઇકેલ જેવી એકજ રમણી હોત ! માત્ર એકજ ! ! !*

*Sevenwomen against the worldના આધારે.



## મોટા વીર !

નદી બ્હેનડી ન્હાનકડી ને
    દરિયો મોટો વીર જો:
દરિયો મોટો વીર તથી
    રાખી બેઠો ધીર જો:
        નદી બ્હેનડી૦

ચંદા ન્હાની બાબલડી ને
    દરિયો મોટો વીર જો:
દરિયો મોટો વીર તોયે
    નાચી રહ્યો અધીર જો:
        ચંદા ન્હાની૦

શ્રી. કૌશમી

# કૃષ્ણ-જન્મોત્સવ

[ વસંતતિલકા ]

આકાશમાં વિપુલ વાદળીઓ છવાઈ,
પૃથ્વીવિષે તિમિર ઘોરજ એ પ્રસારે;
ને વિશ્વશાંતિ મહિં શું કરવાજ ભંગ,
હા, મેઘરાજ ગરજે તહીં સિંહનાદે.

ભૂમિ તણો વિપુલ ભાર શું ફેડવાને,
દુષ્ટો થકી જગતને કંઇ તારવાને;
આવ્યા પ્રભુ અવનિમાં હણવા અધર્મ,
સંરક્ષવા સુજનને ગણી નિજ ધર્મ.

[ અનુષ્ટુપ ]

અધર્મનો કરી નાશ, સુધર્મને સંસ્થાપવા;
ભૂધરે માનુષી દેહે પ્રભુનાં પગલાં પડયાં.

[ વસંતતિલકા ]

રહે રહી રહીજ શ્રાવણ-વાદળીઓ,
છે અષ્ટમી દ્વિતીય પક્ષની મધ્યરાત્રિ;
એ ઇન્દિરાવરતણી શુભ જન્મ વેળા,
માંગલ્યનો સમય એ જન લેખતાં સૌ.

[ અનુષ્ટુપ ]

સ્વાતંત્ર્ય, ભક્તિ ને પ્રેમ, સુધર્મ ફરીથી હવે,
કારાગૃહ વિષે જન્મી પ્રકાશ્યા અવની પરે;
હજારો સૂર્ય ને ચંદ્ર ઊગ્યા ને આથમી ગયા,
છતાં એ શ્યામ મૂર્તિનાં, હજીયે સ્મરણો રહ્યાં.

[ દ્રુતવિલંબિત ]

હતી અમોલજ એ પળ તો ખરી,
જગતને ફરી ઉદ્ધરવા તણી;
સ્મરણ એ પળનાં નિત રાખવા,
ઉજવતા જન સૌ શુભ દિન એ.

[ અનુષ્ટુપ ]

સૂવાડી પારણે મૂર્તિ, કૃષ્ણની મનહારિણી,
મધુરાં ગીતડાં ગાતી, મન્દ મન્દ ઝુલાવતી;
અર્ચંતી ચન્દને એને, ભાવનાં કુસુમો લઈ,
દેવકી-સુતને આજે, પૂજતી ભક્તિ-ભાવથી.

રસબિન્દુ દુઃખદ હૃદયે, ધીમે પગલે પોતાની ઓરડી તરફ વળ્યો. ચિત્ર ઓરડીમાં ટાંગ્યું. એકીનજરે સામુ જોઇ રહ્યો. સાથે અખીલ હિંદ હુન્નરકલા તરફથી મેળવેલુ પ્રમાણ પત્રક જોયું, હાથમાં લીધુ વાંચ્યું.

" આ મારી કલા " કટાક્ષમય હાસ્ય સાથે જોય સાથે પંછાડયું. એક પછી એક દરેક પ્રમાણપત્રકની એજ દશા થઇ.

ફરી પોતાનું ચિત્ર જોયું-દરયો-એના તરફ દોડયો-એકદમ અટકી ગયો-હાથમાં લીધું. જોરથી દૂર ફેંકી દીધું.

ચિત્રને કલામય બનાવવામાં જે ભૂખ અને નિંદ્રાનો ત્યાગ કર્યો હતો તે સતેજ થઇ. રસબિન્દુએ ચિત્રકલાનો સઘળો સામાન કોથળીમાં ભરી, હાથમાં લઇ ઓરડીની બહાર નીકળ્યો.

એણે ખાદીનો ધોતીયો અને કફની પહેર્યાં હતાં. લુખ્ખાવાળ કપાળ પર ઝઝુમતા હતા. એની આંખમાં ઘેન ભર્યું હતું. પેટમાં ભૂખ લાગી હતી. તે રસ્તા પર આવ્યો. કયાં છે એનું તેને ભાન નહોતું. તેણે ચાલવા માંડયું. ચાલવાની તમામ શક્તિ કલાએ કચડી નાંખી હતી.

ધીમે ધીમે પ્રખ્યાત ચિત્રકાર ચોપાટીના ચોરંગ ચૌટામાં આવ્યો. મુંબા નગરીના નવરંગ નવજુવાનો, નવિનતાની નવિ નવિ મોજ ઉડાવતા, મુંબા નગરીની મોહિની રસબિન્દુએ દૂર એક ખૂણેથી નિહાળી.

ચોપાટીની ઠંડી વેલુમાં તે બેઠો. ઠંડો પવન અને સાગરનું અગમ્ય સંગીત સુણતો રસબિન્દુ ત્યાં નિદ્રાધિન થયો. મુંબા નગરીના મહાજનો ધીમે ધીમે વિખરાયા છતાં રસબિન્દુ ત્યાં જ પડી રહ્યો. થાકયો અને ભૂખ્યો કલાકાર કુદરતની કલામાં વિલિન થયો.

સાગરના નાના નાના મોજાએ રસબિન્દુના પગ સાથે તોફાન કરવા માંડયું. પરંતુ તેની દરકાર રસબિન્દુને નહોતી. તે તો ત્યાં જ પડી રહ્યો. ધીમે ધીમે પાણી આગળ વધવા માંડયું એની આસપાસ ફરી વળ્યું. ભરતીના ખારા પાણી રસબિન્દુને તેમની સાથે ત્યાંથી ખેંચી ગયાં.......

દરીયાના અંધકારની ગહનતા સમજાવી સાગર સમ્રાટે નાના સરખા રસબિન્દુને પાછો કાંઠાને એક ખૂણે ફેંકી દીધો.

ॐ

## જનનીને

[ મન્દાક્રાન્તા ]

ઓ માતા ! તું છે જગતજનની, દેવી મહા ભાગ્યશાળી !
ધન્ય તુજને જન્મદાતા, તું ખરે ? પૂન્યવાળી.
શિશુજીવનમાં માહરા તેં, કષ્ટ હા ! ખૂબ વેઠયું !
ક્ષુધા ફિટાવા આત્મની તેં, અમૃત શું પયપાન દીધું.
મારા સુખને માટ માતા ! જહેમત તેં બહુ ઉઠાવી,
હસિત મુખડું મુજ પેખી, તું હસે હેત લાવી.
કેવું ! તાહરૂં હૃદય ભોળું, વહાલથી હા ! ભરેલું,
નમું નિત્યે તુજ ચરણે, ઉપકાર હું કેમ ભૂલું ?

શ્રી. મગનલાલ ગૌરીશંકર પંડ્યા

# લડવૈયણ સ્ત્રીઓ

લેખક :
છોટાલાલ માનસિંગ કામદાર

વીરાંગનાઓ ! સ્ત્રી સૈનિકો ! જગતમાં કંઈ નવીન જ નથી. સમગ્ર ઇતિહાસમાં સ્ત્રીઓ પુરુષોની પડખે ઉભી રહીને લડી છે.

તેમના માનમાં જગતની મોટી નદીને તેમનું નામ આપવામાં આવેલ છે. સોળમી સદીમાં દક્ષિણ અમેરિકાની એક ઇન્ડિયન જાતિની સ્ત્રીઓ સ્પેનના આક્રમણ કરનારાઓ સામે તેમના પતિ સાથે લડી હતી. સ્પેનના લોકોને આ સ્ત્રીની શૂરવીરતાના વખાણ કર્યા શિવાય ચાલ્યું નહિ અને પાસેના પ્રદેશમાં થઇ તે વહેતી નદીનું નામ ' આમાઝોન રાખ્યું'.

પ્રાચીન ગ્રીસ અને રોમમાં પણ સ્ત્રી સૈનિકોની પ્રશંસા કરવામાં આવતી તથા તેમને માન આપવામાં આવતું હતું.

સૌથી મહાન સ્ત્રી સૈનિક જોન ઓફ આર્ક હતી. તે બાળાની બહાદુરીએ પંદરમા સૈકામાં ઓર્લીન્સમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાની ફ્રેન્ચોને પ્રેરણા આપી હતી. તેને અંગ્રેજ ટ્રોય્સ ખાતે ચાર્લ્સનો ફ્રેન્ચ રાજા તરીકે રાજ્યાભિષેક થઇ શક્યો હતો.

પરંતુ તેને ૧૪૩૧માં અંગ્રેજોએ પાખંડી તરીકે રૂએન ખાતે બાળી નાખી, મૃત્યુ પછી ૪૮૯ વર્ષે તેને સંત ગણવામાં આવી. બર્નાર્ડ શોનું નાટક ' સેઇન્ટ જોન ' તેના જીવનની વિગતોથી ભરપુર છે.

ચાલુ અને તાજેતરના યુદ્ધોમાં સ્ત્રી સૈનિકોની પ્રવૃત્તિ ફરીથી શરૂ થઇ છે. બ્રિટનમાં સ્ત્રીઓની ફોજ છે જો કે આ ફોજને જર્મનો સાથે તોપો તથા બોંબથી લડવાનું નથી. ઇટલિમાં સ્ત્રીઓનું લશ્કર છે. તેને પુરુષો માફક જ તાલીમ આપવામાં આવેલ છે.

ચીનની સ્ત્રીઓ પણ ખાઇમાં પુરુષ સૈનિકોની માફક હાડમારી તથા જોખમ વેઠે છે. સ્પેનની સ્ત્રીઓ પણ સારા લડવૈયા તરીકે સાબીત થઇ છે,

રશિયાના સત્તાવાર આંકડાથી આપણે જાણી શકીએ છીએ કે આઠ લાખથી વધારે સ્ત્રીઓએ વોરોશિલોવના લશ્કરમાં નામ નોંધાવેલ છે. ત્યાં તેમને જુદી જુદી બાબતની તાલીમ આપવામાં આવે છે.

રશિયાના લશ્કરની સંખ્યા વધારવા માટે ઓછામાં ઓછી સાડાચાર લાખ સ્ત્રીઓ પાયદળ લશ્કરમાં છે. ફિન્લેન્ડના અમુક ભાગોનો નાશ કરનારા ઘણાં એરોપ્લેનો સ્ત્રીઓ ચલાવી રહી છે.

બે લાખથી વધારે સ્ત્રીઓ 'લડાયક તાલીમ મેળવેલ કારખાનામાં કામ કરનારા' તરીકે નોંધાયેલ છે. અઢારથી વીશ વર્ષ સુધીની બાળાઓ તોપખાનામાં નામ નોંધાવી શકે છે. પેરેશુટની તાલીમ આપનારા રશિયાની બધી શાળાઓનું સંચાલન સ્ત્રીઓ કરે છે. તેઓ, લડાઇના કાર્ય માટે કુતરાઓને પણ તાલીમ આપે છે.

# કનૈયો કામણગારો



કનૈયો કામણગારો.
દેવકી દુલારો, હો નંદજીનો પ્યારો
કનૈયો કામણગારો.
એક અબળાને શાનો, સતાવે એ શાણો
કનૈયો કામણગારો.

પનઘટ ઝટ પહોંચી જાઉં,
કર ઘટ લઈ તીરે ગાઉં,
રસ બસ હું નીરે ન્હાઉં,
ત્યાં એ છાનોમાનો ક્યાંથી આવે મસ્તાનો
કનૈયો કામણગારો.

ઉપવનનાં દેખી ફૂલ
જાઈ ગુલાબ જુઈ બકુલ,
લોભ્યું મારૂં હૈયું ડૂલ,
ત્યાં ભૃંગ સંગ ગાતો, રસિક એ જણાતો
કનૈયો કામણગારો.

ઉછળે જ્યાં ઉર હિલોળ,
હૈયાંની હર્ષ છોળ—
ગરબે ફરતી હું ગોળ,
મોર મુગટવાળો, ત્યાં એ કાળો છોગાળો
કનૈયો કામણગારો.

શ્રી. મહેંદ્રકુમાર મોતીલાલ દેસાઈ બી. એ.

# સોદા

લેખક :
શ્રી. પુષ્કર ચંદરવાકર

## પ્રવેશ ૧ લો

[ ઉંચી ઓસરી ને માળ વગરનું તદ્દન સાદું ઘરનું આગલું પડાળ દેખાય છે. સીધી સોટા જેવી જરાય કારીગરીનો ચેપ લગાડ્યા સિવાયની ચાર થાંભલીઓ ને ચાર નાટ આગલા પડાળમાં છે. પાંચ લાકડાની ખીંટીઓ ભુજના કાટડામાં ખોસેલ છે. નાટ પર દંતાળી, સળેંથો એવા નાનાં નાનાં ખેતીનાં ઓજારો છે. ખીંટીઓ પર ધૂળમાં ખોસેલા જાડા વેળાનાં ફેરાયાં ને પછેડીઓ લટકે છે. ભીંજી પર ઓઢણી, કાપડાં ને ચણીઓ લટકે છે.

માથી પર ચઢી ધોળીમા રેંટીયો ઓસરીની કોર પરના જમણી બાજુ તરફ કાંતે છે. બાજુમાં તૈયાર સુતરનાં કોકડાં, પૂણીઓ ને સુતરનાં તાગડાં પડેલાં છે. ]

**ધોળીમા :** ( રેંટીયો કાંતતાં )

ભજરે મનડા રાજા રામને,
રામ ભજે ભીડ જાયજી—ભજરે.
રાવણ માર્યો એ પથરો તાર્યો
એ...ઉગારી સીતા માડીજી—ભજરે.

[ હીરા આવે છે. ]

**હીરા :** બાઇજી રોટલા થઇ ગયા સે, હાલો, ખાઇ લઇએ.

**ધોળીમા :** વહુ, હીરા, તું ખાઇ લે. હું આટલું કાંતી આવું સું.

**હીરા :** હવે ત્યારે તમારી ભેળી જ આવજો. કે સાકરવા આવું ?

**ધોળીમા :** ના, ના, જા, બેટા, જા, દીકરી; હું આવું સું. પણ મોડું થાય તો ખાઇ લેજે. હા, દીકરી મોડું થશે આજ તો ખાઇ લે જા.

**હીરા :** હારે જ ખાશું તો તો.

[ હીરા જાય છે. ]

**ધોળીમા :** શી ખબર ! આજ અમથું અમથું હૈયું ફડકી ઉઠે સે. ઘડીએ ઘડીએ ધ્રસકારા પડે સે. હૈયાને મહારવા ભજનિયું ગાયું તોય હૈયાનો ફડફડાટ હેઠો બેસતો નથી. અરે ! આજ સવારમાં કયા વાંઝીયાનું કે પાપીયાનું મોઢું ભાળ્યું સે તે હજી સુધીનો દી બગડ્યો સે ! આજની રાતેય કાળ જેવી લાગી'તી. સપનાએ મારા હૈયામાં ફફડાટ ઉભો કર્યો સે. આમાં ખાવું કયાંથી ભાવે ? આ ટીકડા જેવી વહુ ! કેવી આમાન્યા પાળે સે. મારા ખાધા પછી ખાય કાં તો હારે ખાય. પણ વે'લી તો નો જ ખાય. આજ ફોસલાવી ખવડાવી લઉં. રે રેંટીયા દેવ ! તારી ચાકરી કરતાં ધોળાં આવ્યાં. તું આજ આ વાતનો કોડ તો પાડય !

[ હીરા આવે છે ]

**હીરા :** માડી, ઉઠોને મોડું થાય સે.

**ધોળીમા :** દીકરી, તું ખાઇ લે ને પણ.

**હીરા :** એકલાં નથી ભાવતું.

**ધોળીમા :** હીરા, હજી મારે રામજી મંદિરે જવું સે આટલું કાંતવું સે...પછી...

**હીરા :** લાવો, હું કાંતી નાંખું.

**ધોળીમા :** ઘરનું કામ પતાવ્યું ?

**હીરા :** હા.

**ધોળીમા :** થાકી ગઈ હઇશ તારે. બેસ બા વિસામો ખા.

**હીરા :** અમ જવાનને થાક શું ? લાવો, કાંતી જ નાખું.

**ધોળીમા :** ખાઇને પછી આવજે. કાંતવા આલીશ. બસ, જા. મને પે'લાં રાજી કર. પછી તને હું રાજી કરીશ.

**હીરા :** ના, ના, મા. હારે જ તારે તો ખાશું. લ્યો હું ચણીયો લઇ આવું. માલીપાં ખાપું ભરવાની સે, તે બેઠી બેઠી ભરીશ.

[ હીરા જાય છે ]

**ધોળીમા :** કેવી ડાહ્ય દીકરી ? ઓરડે કેટલા પુન્ય કર્યાં હશે કે આવી રતન જેવી વહુ સાંપડી !

[ હીરા આવે છે. હાથમાં નાનકડો બચકો છે. હીરા બેસે છે. ]

**ધોળીમા :** તારે કેટલું'ક રે' સે !

[ હીરા ખાપુ'નાં ખાલી ખાનાં ગણે છે ]

**હીરા :** બે વીહું ને સાર.

**ધોળીમા :** તારે હાથે ઉકેલ સારો સે મા ! હજી પ'મ દી તો ચાકળામાં ખાપું ટાંકતી'તી ને આજ આનીય પુરી કરવા આવી ?

**હીરા :** બળ્યું, મા ! એવું તો ન બોલતાં હો તો ! ઉકેલ જુવાનના હાથે ન હોય ત્યારે કોના હાથે હોય ?

[ શાન્તિ ફેલાય છે. થોડા થોડા અંતરે રેંટિયો ગાંગરવાનો અવાજ આવે છે. ]

**ધોળીમા :** દીકરી ! આજે તો તું મારી વહિ ચોડવઇ ગઇ જા, ખાપુ ખઈ લે.

**હીરા :** કયાં વાર સે ! હારે જ ખાશું. ત્યાં સુધીમાં હું ય મારું સમેટી લઇશ.

**ધોળીમા :** મને પણ આજ ભૂખ નથી લાગી.

**હીરા :** નથી લાગી ? કાલ સોમવારનું એકટાણું સે ને આજ હજી ભૂખ નથી લાગી ?

**ધોળીમા :** હા. હજી પેટમાં ભૂખ નથી.

**હીરા :** ફોહલાવો મા.

**ધોળીમા :** દીકરી ! એક વાત કહું !... ના...ના. મને ઉદવેગ કરાવે સે. ભલે મારા પેટમાં જ રહી.

**હીરા :** ના મારા સમ શું સે'.

**ધોળીમા :** ના દીકરા ના ?

**હીરા :** આપણે તો સખદખના સરખા ભાગીદાર છીએ. તો મને વાત કરો ને ! તો હું કંઇક જાણું. ઘરડા માવતરના સખદખમાં અમે ભાગ નં'ઇ લેઇ તોરે કોણ લેશે?

**ધોળીમા :** દીકરી, પણ એવી વાતું કરી કશું કામ. ઘર આખાને ફફડાવું ?

**હીરા :** ( હસીને ) ઘરડા માવતરને દખનો ભાર ઓછો કરવો નથી ગમતો તારે ઠીક રવા દયો.

**ધોળીમા :** ના, દીકરી. મારે તારાથી છાનું રાખીને શું કામ હોય ? પણ હૈયું ફફડાવે તેવી વાત છે. માટે જ નો કેવી ઇ સારું. પણ આજ પરોઢીયે બરાબર હરણીયે આથમે સેં ને ઇ વેળાએ સપનું આવ્યું. જાણે મારે ને તારે બવ સારો મેળ. તું મને પૂછી પાણી પી. હું તને પૂછી પાણી પીઉં. તને હું ખાપુંય આલું. તું જ મારો જમણો હાથ. તને પૂછયા વગર મને કામમાં સમજ નો પડે.

[ બહારથી અવાજ આવે છે. "વહુ...સે કે...?" વાત અટકે છે. જડીફઇ પ્રવેશે છે. ઠીંગણી છે. શિયાળાના બુઢા રીંગણાં જેવાં. લગભગ પચાસ વર્ષ તો સેજે ગગડાવી ગયાં હશે. છતાંય હજી પહેલાંના જેવું જ ધીંગડકું શરીર છે. ]

**જડીફઇ :** કાં વહુ. શું થાય સે ? ખાધુ પીધું કે ?

**હીરા :** ના, ના.

**જડીફઇ :** હું જ ભૂલી. તમારા બાથે તો સો મણનાં સાસુ બેઠાં સે ને ?

**હીરા :** હા ! સાસુનો પ્રેમ. માડીના જેવી અમી નજરૂં.

**જડીફઇ :** હા. ભાળી અમી નજરૂં ! વાઢી વે' એવી અમી નજરૂં.

**હીરા :** ફઈ, બોદણી મેલોને ! કામ કાજ હોય એ કોને !

**જડીફઇ :** શિખામણ દેનારની છોકરી ! તારી સાસુ પર કંઇ છીં ? નો જોયા હોય તો જોવો સાસુ પર હેત ઉભરાય જાય સે ? આંયાં બેસે સે મારી ભૂખરાજ. મારા આવ્યે તમારા ઘર ભારે મરી જાય સે તો હું આ હાલી.

[ જડી ફઇ જાય છે. ]

**હીરા :** ( નિસાસો મેલીને ) વહુ ને સાસુ વચ્ચે માલનારેજ, સાસુ તે દરશમન શીખવાડી મેલ્યું.

**ધોળીમા :** ગામ હોય ત્યાં......

**હીરા :** (વચ્ચેથી જ) મરશે ! સૌના દી' આવશે ત્યારે સૌ......

**ધોળીમા :** દીકરી ! તું તો ડાઇ સે. તો કર્યા કોઈનું માન ઇમ સું ? નઇ તો—

**હીરા :** છોકરા દીઠ નવા સુંલા નખાવે.

[ પડદો ]

---

## પ્રવેશ ૨ જો

[ શાન્તીનું ઘર : નાનકડું ચાલું લઇ વાળ સમારી રહી છે. ગામડાના સ્વાંગને તજીને ગામડાના દરજી સીવજીએ સીવેલા શહેરી ફેશનવાળાં પોલકું ને સાડલો પહેર્યાં છે ]

[ જડી ફુઇ પ્રવેશે છે. ]

**જડી ફુઈ :** શાન્તીવહુ શું કરે સે !

**શાંન્તી :** આ વાળ સમારતી'તી.

**જડીફુઈ :** વહુ ! તારામાં તો શે'રનો પુરતો વા આવી ગોયો ને શું ?

**શાન્તી :** શું તારે ગામડામાં રહી ઢોર રે'વું !

**જડી ફુઇ :** દીકરી, તને ઢોર કહેવાય !

**શાન્તી :** આપણને ઢોર થઇ વૈતરું કુટવું ન ગમે. આપણે રડયા મન ગમતું કરનારા. મારે પેલા ઘેર સાસુ સાથે ન બન્યું તે તમારા છોકરા સાથે આવી. આપણને તો હૈયું હા કે' ત્યાં રહીએ, નહીં તો હું ને તું નહીં બકતા એવું સે.

**જડી ફુઇ :** જૂના ઘેર સાસુ હારે નો' બન્યું !

[ હીરા પ્રવેશે છે. ]

**હીરા :** ભાભીજી ! ઉલટીની દવા હોય તો આલોને ?

**શાન્તી :** કોના માટે ?

**હીરા :** મારી બઇજી કાજે.

**શાન્તી :** બેસને મુઇ. તું તો ઘડીએ, નવરી નથી પડતી.

**જડી ફુઇ :** ( કટાક્ષમાં ) શાન્તી વહુ એને રોકમા. બઇજી પાછાં માઠલાં જેમ તરફડશે. વહુની વના બઇજીને નથી હાલતું.

[ હીરા જડી ફોઇનો કટાક્ષ સમજે છે, મોં પર લોહીનો ઉભરો સ્પષ્ટ દેખાય છે. આંખોમાં આક્રકણું લોહી આવી લાલ ધૂમ આંખો કરી દે છે. ]

**શાન્તી :** હાં જડી ફોઇ, વાત કહું, જુઓ ! મારો સ્વભાવ તો તમે જાણો છો. ગુલામડીની જેમ કામ કરવું એક તો ન ગમે. બીજું એમ કે મારો સ્વભાવ વાતુડીઆળ. ભઈ હોય કે બઇ હોય, તોય વાતું હું તો કરું. ત્યારે સાસુડીઓને આવું ગમે કાંઇ ? પણ આપણે કર્યાં......

**જડીફોઇ :** ( મલકાતા ) બોલ મા બોલ મા એવું માઠું સાસુનું. જો આ સાસુ ભાવીને અપવાદ પડશે. પાપનું પ્રાચિત કરશે. રેવા દે.

**શાન્તી :** બાળ્યા હવે સાસુપેલા મે'મા'ન બે જ દી' મીઠા લાગે,

**જડી ફોઈ :** (હસતાં) અલી, રે'વા દે.

**શાન્તી :** હજી એ તો છોકરું સે. એ સાસુને શું જાણે, મેં તો બે બે સાસુ કાઢી નાખી કાંટા જેમ.

**જડી ફોઇ :** અલી બટકબોલી ! આનું લોઇ બળે સે. જોતી નથી ! મરવા પડશે. સાસુ તો ઇને મન મા જણેતા સે.

**શાન્તી :** સાસુ તે મા જણેતા થઇ સે તે કોઈ દિવસ આ કલીયુગમાં થાય ! સાસુ તે તો સાસુ રહેવાની.

**જડી ફોઈ :** શાન્તી રે'વા દે.

**શાન્તી :** વહુરાણી, ખોટું લાગ્યું. લ્યો એ વાત નહીં કરું બસ હવે બેસશો ને ?

જડી ફોઈ ! હા, અધુરી વાત કરૂં.

**જડીફોઈ :** કે' તારે પણ આને પાછું ખોટું નો લાગે.

**શાન્તી :** એ ઠેકાણેથી છેડો ફાડાવી લીધો હું કંઇ કેવા ન જાઉં.-પણ સાસુ જ પગે લાગીને કઇ દે કે બાપુ જા. શી ખબર ? જડીમા મારે ને સાસુ ને બનતું જ નથી.

**જડીફોઈ :** હા માડી ! મને રાંડયા આજ વીસ તરીહ વરહ થયાં પણ હું ય તારી જેવી. તરીહ વરહ ઇ ને સાર વરહ તારા કાકાજી જીવતાં. ઇમ તરી ને સાર વરહથી સાસુના પનારેથી સૂટી. સું અલી હીરા ? પરમ દી' સાંજે શું તારી સાસુ ચોક વચ્ચે હાંડલું લઇ હાલતી'તી

**હીરા :** ઇ તો રાંધણું દાઝયું 'તું.

**શાન્તી :** વોય બાપરે ! મારે તો એવી સાસુ સાથે ઉભાય ના બને. હું માર્યાંમર્યાંનું કાં આપણે નહીં કાં એ નહીં એવું કરીએ તારે બેસીએ નિરાંતે.

**જડી ફોઈ :** ને કાલ સવારમાં શું હતું ?

**હીરાં :** એ તો દળણું દળતા પાંસ પસીઇ દાણાં વેરાણા'તા તે ઠપકો આલતાં'તાં.

**જડી ફોઈ :** ( ગંભીર્યથી ) ઠપકો આલતા'તા કે ઉધડા લેતાં'તાં ? માથે માછલા ધોવે એ તોય "સાસનું સારૂં' દેખાડશો ?

**શાન્તી :** મારો તો આવા ઘરમાં જીવજ નો ટકે ને ! સાસુ શું પણ ધણી કચકચ કરે તોય આપણને ન પાલવે.

**જડી ફોઇ :** ભલાની દુનીયા જ કયાં છે ! આ વહુ બિચારી ગાના દાંત જેવી છે તે માથે ચોર વાવે છે. પણ મરનાર તો એવી હતી કે ઇની સાસુને હાય જીભ કઢાવતી.

**શાન્તી :** એ વીના સાસુ સીધા જ ન ચાલે.

**જડી ફોઈ :** અલી હીરા ના, નાં, પાછો તારો જીવ બળશે.

**હીરા :** ના, ના. કોને ? નઇ જીવ બળે.

**જડી ફોઈ :** કળીયે કળીયે જીવ કપાશે. સારૂં કવ સું.

**હીરા :** શી વાત સે. ઇ તો કે' ના પણ કોની સે ઇ તો કો ?

**જડી ફોઈ :** તારા વગોણાની વળી સે લે.

**હીરા :** મારા ?

**જડી ફોઇ :** હા. કાલ ખેતર કપાસ વીણવા ગઇ'તી.

**હીરા :** શી સે ?

**જડી ફોઈ :** જીવ નઈં બળે ?

**હીરા :** ના. લગીરકેય નઇ.

**જડી ફોઈ :** જો તારી સાસુ કે'તા'તા કે આ નભઇ આવી. બાંપના ઘરે વંશ નો રે'વા દીધો. બાપનું ઠેકાણું કર્યું. હવે અમારા ઘરનો વારો. આજ સાર સાર વરહ પરણ્યાં થયાં તોય હજી ખોળો ભરાતો નથી.

**હીરા :** મારી સાસુએ ?

**જડી ફોઈ :** તારી જ સાસુએ. વળી ઉપર જતાં લે લે કવ કે તારા ઉપર તારા વરની મરજી નથી, શોકની શૂળ ખોસવાના સે. આ તારી સાસુ. તે દી' મેં તને કીધું'તુ શું, દીકરી ?

**હીરા :** સાચેજ જડી ફોઇ, સાસુ તે સાસુ જ. ઇમા થાય કંઇ ?

**જડી ફોઈ :** કયીર રૂપું થયું છે તે થાય ?

[ હીરા ઉભી થઇ જાય છે. ]

**હીરા :** (ચાલતા જ) શું ઘર નહીં સંઘરે ? તારે હું મારા હાથે જ, મારગ કાઢી લઇશ ?

[ હીરા સંપૂર્ણ અદ્રશ્ય થાય છે. )

**શાન્તી :** જડી ફોઇ, બિચારી પર દુઃખના ડુંગર ત્યારે તો આવ્યા ?

જરી ફોઈ : હવે જો ને ! એમાં સે શુ સાચું. આજ તો સાસુ વહુની ધમાચક.

શાન્તી : જબ્બર ત્યારે તો ડોશી !

[ પડદો ]

---

## પ્રવેશ ત્રીજો

[ જીવકાનું ઘર ]

અવાજ : જીવલો છે ઘરે !

[ કંઈ પ્રત્યુત્તર મળતો નથી પુનઃ ]

જીવલો છે કે નહીં.

સામેથી અવાજ : જે હોય તે આવો.

[ માવલો આવે છે. ]

જીવલો : આવો, આવો માવલા રાણા આવો ઘણા દહાડે દેખાણાં.

માવલો : હા. ગામ ગયો 'તો એટલે ક્યાંથી ભાળો.

જીવલો : કામે કે અમથાં !

માવલો : કામે. અમથા શું લેવા જાય !

જીવલો : વેપાર અર્થે !

માવલો : હા.

જીવલો : ક્યાં !

માવલો : સોમલાને ને હમીઆને મળવા.

જીવલો : સોમલાને ને હમીઆને !

માવલો : હા.

જીવલો : સમાચાર લાવ્યો છે કંઈ !

માવલો : હા.

જીવલો : મોલ શું લાગ્યો છે !

માવલો : જાણે જો અતારે એક એકના સાતસો સાતસો ઉપજે છે. એવા સમાચાર હમીઆએ આલ્યા છે. એમાં આપણને હોરસો કેરા કટ મળે એમ છે.

જીવલો : પણ અતારે ગામમાંથી શિકાર પકડવો ભારે છે.

માવલો : બાઘ. જો વાત એમ છે તો પાંચ પચીસ યા પાણીનામ ખરચવા પડે. ત્યારે મળે.

જીવલો : હા, સાંભર્યું કંઈક. આ શાન્તી આવી છે ને એને કીધું હોય તો થાય ખરું. પણ કામ આકરું ખરું.

માવલો : હવે આકરું શું ! બાદશાહના બેટાનો ડોળ કરીએ તો ભલભલાં ઝડપઈ જાય. તે એ આપણે માથે. જા, તારે બોલાવ. કારણ કે આ કામમાં જેમ ઉતાવળ તેમ સારું.

[ જીવલો જાય છે. માવલો મોંથી હીસાબ ગણે છે. મહીવાર વેઠા ગણે છે. શાન્તી આવે છે.]

માવલો : આવો, આવો.

શાન્તી : હા. કેમ કામ છે કંઈ !

માવલો : જીવલે નથી વાત કરી !

શાન્તી : હા,

માવલો : ત્યારે છે કંઈ નજરમાં !

શાન્તી : છે તો ખરું. પણ કાપડાં કેટલાંના મળે !

માવલો : તમે રાજી થાવ એટલાં.

શાન્તી : ના. રાજી બાજી નહીં. રોકડી વાત કરો.

માવલો : પાંચ પચીસ.

શાન્તી : આપણે એવી ખોટી ટાંટીયા તોડ કરના નથી. ને હમણા મળે તેવું'ય નથી.

માવલો : ઘડીક પૈ'સા કહેતા'તા કે છે ને ઘડીકમાં નથી !

શાન્તી : સે. પણ મારા એકથી પતે તેવું નથી.

માવલો : ત્યારે બીજું ! બીજો હું છું ને !

શાન્તી : બીજા બાઘમાણુસ સે વાતમાં.

માવલો : ત્યારે એમ કરોને વાત. જાવ ચાળીસ રોકડા ને એક જોડ કાપડાં આલીશું. પછી કંઈ !

શાન્તી : આકરા કામનું મૂલ આટલું જ કેમ ! આગલા ઘર કેમ છોડયા એ ખબર છે ને ! ત્યાંય શું હતો. ત્યાંય તને રૂપાળા પોપટી જેવી લાવી આપી હતી. તે વાત

બહાર આવી તે મારે રાત લેવી પડી. ને આમાંય ચ્યાળી આપી પતાવવું છે. કાં ?

**માવલો** : પણ ભાવ બહુ મોળા છે.

**શાન્તી** : (હસીને) એટલે જ ભાવ પૂછતા ઘરે આવો છો ને ?

**માવલો** : ના, પણ શાન્તી. આમાં ઢીલ જેવું ન જોઇએ.

**શાન્તી** : તું જ ઢીલ કરાવે છે ને ?

**માવલો** : જાવ બેયને ત્રીશ ત્રીશ આલીશ. બસ રાજી.

**શાન્તી** : મનેય તરીહ ને તેનેય તરીહ. વાહ, વાહ તૂટી મરવું, અપજશનો પોટલો અમારે માથે. પોલીસદાદાની ધાક અમારે ને તરીહ વાહ. જાવ. કર્યો વેપાર !

**માવલો** : બીજું કોણ છે ? નામ દે ને ?

**શાન્તી** : નામ ? (વિચારીને) જડીડોશી.

**માવલો** : ઓહો ! ડોશીનું મન કેટલું. પાંચ રૂપીએ તો તે માની જશે. બાકીના બધા તું. તેને દશ આપીશ તો જીંદગીભર તારી આભારી રહી આવાં આવાં કામ કરી દેશે. ડોશીયુંનું મોં કેટલુંક ?

**શાન્તી** : ઠીક જોશું ત્યારે.

**માવલો** : જોશું નહીં જરૂર કરજે. આમાં કંઇ તને થોડું નળતર નથી. અમારે તો ઠીક.

**શાન્તી** : શું ઠીક તમારે ! બખા ને લીહોળાં સે. એ શું નથી જાણતી ?

**માવલો** : હા બાપુ હા. તારી જેવી તો ભલભલા પુરૂષમાંય આવડત નથી હોતી.

**શાન્તી** : રવા દે હવે ફૂલ ચઢાવવા.

**માવલો** : તો ઠીક. પણ પંદર દા'ડામાં કામ પતાવવું.

**શાન્તી** : એમાં તો મહીનોય થાય ને બેય થાય. બંધાયેલ નહીં ને કદાચ ન ય મળે.

**માવલો** : સારું બાપુ, તમને સારૂ લાગે તે અમને સારૂ.

**શાન્તી** : બસ, તો.

[ પડદો ]

---

## પ્રવેશ ૪ થો

[ જડી ફઇનું ઘરઃ જડી ફઇ ને શાન્તી બેઠા છે. ]

**જડીફોઇ** : શાન્તી ! તેં કીધું'તું કે આહીં આવે.

**શાન્તી** : હા બાપુ, હા.

**જડીફોઇ** : કઇ વેળાએ આવશે ?

**શાન્તી** : બપોર બે વાગ્યે.

**જડીફોઇ** : બેની ગાડી તો ગઇ. તોય હજી કેમ નહીં આવી હોય ?

**શાન્તી** : શી ખબર ત્યારે આપણને.

**જડીફોઇ** : ના. પણ માન કે ન માન પણ હવે સાસુની મટી ગઇ સે.

**શાન્તી** : તમારા કાંતામાં કેવાનું હોય !

[ હીરા આવે છે. ]

**જડીફોઇ** : સાંકળ મારતી આવ્ય તો.

[ હીરા પાછી ફરે છે. કમાડને સાંકળ મારી આવે છે. ]

કેમ મોડી આવી ?

**હીરા** : તમારા ભત્રીજા ખેતરથી અતારે આવ્યાં. તે ખવડાવ્યું કર્યું તે મોડું થીયું.

**શાન્તી** : વળી પાછું માથે સાસતું ટાંકણુંય સે ને ?

**હીરા** : ના એ તો ખેતર સે હજી.

**શાન્તી** : ખેતર સે ? હવે વાત મેલ. કાલ અમારા પડોશી ડોશીને કેતાં'તા કે મારે છોકરી જોવા જવું સે.

**હીરા** : છોકરી જોવા ?

**જડીફોઇ** : તારા મનથી જ વિચાર કરને કે છોકરો આવ્યો ને ડોશી કેમ ના આવે !

શાન્તી : જો તો ! પાંચ પંદર દા'ડામાં તમને સાસુ થણીએ ચડાવી મેલશે.

હીરા : પણ અમે બેય જૂદા રે'વાના છીં.

જડીફોઇ : ભાગ આલશે ત્યારે ને ? છોકરાને કે'વાના સે કે કાં તું ભેગો રે ને કાં તું અમારો વારસો ભૂલી જા.

હીરા : ઇમાં શું ? બે બાવડાં હશે તો ધરતીના પડ ઉપર ગમે ત્યાં પેટ ભરશું.

જડીફોઇ : એયને ભેળા રે'વા દેશે સો ને?

હીરા : તારે શું જુદા રે'વાના.

જડીફોઇ : હા. પંદર દી'માં તું હતી નો'તી થવાની.

હીરા : હતી નો'તી ?

જડીફોઇ : હા.

હીરા : ના. ના એવું શું કરે !

જડીફોઇ : રે'વા દે. અમે તો બોટા છંઈ તારે. આટલું આટલું માથે વીતે સે તોય ખબર નથી પડતી ઈ ડાકણના સ'ભાવની !

[ શાન્તી બહાર જાય છે. ]

જડીફોઇ : વઉ, તારી સાસુની નીચતાની ખબર સે ? તું ક્યાંથી જાણ્ય બા !

હીરા : નીચ ?

જડીફોઇ : એ હા. નીચ. ડાકણ જેવી, ખપ્પર ભરું.

હીરા : ખપ્પર ભરું ?

જડીફોઇ : વાત કરું સાંભળ. જૂની વઉ સામી થાતી'તી તે નો'તી ગમતી. શું ઇ બચારી ભૂખ સે ? આ ડાકણ ભરખી ગઇ સે. આખરે પેલો જોગટો આવે સે. ઇની પાંહે મંતર મંતર કરાવી જીવ લીધો. હવે તારો વારો સે. તું જીવતી હો તો સોકરો કરે ને ! કાલ મધરાતે જ જોગટા પાંહે જઇ દાણા મંતરાવી આવવાની સે. પછી તમારોય વારો. વાત પતી જાય.

હીરા : ( આક્રંદતાં ) મારી ઇ વેળા આવી પુગીસે ! મને ય ભરખશે ? મારે તો ભગવાન બેલી.

જડીફોઇ : શું ભગવાન બેલી ! ગામ છોડી ભાગી જા નઇ તો છાણા લાકડામાં.

હીરા : પણ એકલી ક્યાં જવ ?

જડીફોઇ : કાલ રાતે આંઇ આવતી રે'જે. પછી રાતમાં મારે પીયેર મૂકી આવશું દીકરી ? આ તો કસઇવાડેથી ગા' છોડાવ્યા જેવું સે. આમાં અમનેય કંઈ એછું મળવાનું સે ? સાચું ખબર પડે તો દશ્મન ઉભા કરવાના સે.

હીરા : સારું તારે હું જઇશ. ને કાલ સાંજે આવીશ.

જડીફોઇ : ઉભીરે બા ! થોડીક શિખામણ દેવાની સે. મારા પીરીયા કંઈ પૈસાદાર નથી. માટે બે પાંચ કાબેવા ઘરેણું હોય તે લઈ આવજે. તારે બે પાંચ મહીના રે'વું પડે તો વાંધો નહીં. બનતાં સુધી તો વેચવા નઇ પડે. પછી પરણુ જાણે.

હીરા : સારું, જાવ સું.

[ હીરા જાય છે. ]

શાન્તી : કાં, નકી કર્યું કે !

જડીફોઇ : હા પણ તું આવતાને ભળી આવી ? શું કીધું હશે.

શાન્તી : કાલ આવશે ચોક્કસ, પણ મંતવી કઇ રીતે !

જડીફોઇ : મેં તને વાત નો'તી કરી ઇજ મંતરતંતર નાખ્યા ઇની ઉપર તરત જ દા બળી ગઇ.

શાન્તી : સે આમ ભોળી બિચારી.

જડીફોઇ : અમથી તારે કંઇ ફાંસલામાં આવે ?

શાન્તી : વળી ઉપર જતાં ઘરેણાંનું કહ્યું ?

જડીફોઈ : હા, શું કરે તારે પાંચ

૬૬ રૂપિયામાં શું દી' વળે. આ પસાદ સો ઇ આવશે.

શાન્તી : કઇ બારે જબરાં.

જડીફોઇ : અમથા તારે તરીહ તરીહ વરહથી રાંડેલ જુવાની કાઢી હરો ! પણ કાલ સાંજે આવશો ચોક્કસ ને ? નહીં તો દઇેલ બધુંય ઢાંકણીમાં ઉધરાવવું પડશે.

શાન્તી : હા. હા જરૂર આવશે.

[ પડદો. ]

---

પ્રવેશ ૫ મો

[ સમય : કૂકડે કૂક વેળા સ્થળ : જડીફોઇનું ઘર. જડીફોઇ, શાન્તીને માવલો બેઠા છે. ]

જડીફોઇ : આંપા આવશે તો ખરી. શેણે લઇ જશું ?

માવલો : કેમ શેને ? આ મારી પાણી-પંથી સાંઢણી છે ને ?

જડીફોઇ : સામગ્રી કરી રાખી સે ?

માવલો : હજી આવે તો ખરી.

જડીફોઇ : હમણાં આવશે પણ સંઢણી પર નાખી કયાં લઈ જશું ?

માવલો : કેમ કયાં ! ત્યાં હબીઓ છે. સોમલો છે. એક દી' એમને ત્યાં રહેશે ને બીજે દિવસે નાયકાને ઘેર. બાકી ડોશી ! તમે જબરા. હીરતી માંઢ જેવા સાસુ વહુને મેળ ! એ તમે જોતજોતામાં તોડાવ્યો. ને ઉપર જતાં આન્ટં-પાન્ટ' સમજાવીને તૈયાર કરી દીધી.

જડીફોઇ : (મોં મલકાવીને) મારા રોયા. એના ફોઇએ બોલતો નહીં. કેને કે મારા પીઠીયાના પેર લઇ જવ સું.

માવલો : ડોશી બારે જબરા.

જડીફોઇ : બેસ હવે મુઆ. બોલતો કંઈ.

માવલો : હજી પણ આવી નહીં.

જડીફોઇ : આવશે બા આવશે. કંઈક લાગ મળે તારે આવે ને !

[ શાંતી પયરાય છે. થોડીવારે ધીમે ધીમે લાજ કાઢેલ હીરા આવે છે. ]

શાન્તી : લાજ કોની કાઢે છે ?

[ જડીડોશીના ડોળા ચકળવકળ થાય છે. શાન્તી સામે જોઇ ડોળા કાઢી નાકપર આંગળું મૂકી બોલવાની મના કરે છે. ]

જડીફોઇ : માવલા, જા તું સાંઢણી કર. વહુ, હીરા, ઇ તો તારો ભઇ કેંવાય. ઇની લાજ હોય ?

[ માવલો જાય છે. ]

દીકરા, રાતની સફર સે. લાવ ઘરેણાં હું માવલાને સોંપી દવ-લાવ.

[ હીરા ઘરેણાં ઉતારી ઉતારી જડી ફોઇને આપે છે ]

બા, તારું આવખું તો ઘણું જ સે. આમાં તારી સાસુ તને મારવા ઇછે સે. તને સંભારતાને તું આવી. સો સો વરહનું તું આવખું ભોગવવાની.

[ હીરા લાજ ખોલે છે. મોં પર મૃત્યુની કે બીજી અન્ય આપત્તિઓનો ભય ચોકખો દેખાય છે ] દોડીને હાંફતા ઘેટાંની જેમ હાંફ ચઢી છે. ]

શાન્તી : ઘરના ને વરના છેલ્લા દરશન કર્યાં કે નહીં !

હીરા : હા.

જડી ફોઈ : દીકરી, બી મા. જોને ! ઘડીમાં મારા પી'ર ભેગી. બચારો માવલો ય તૈયાર થયો ને. આ ઇની સાંઢણી લઇ પુણ્યનું કામ કોણ નો કરે !

[ માવલો આવે છે. ]

માવલો : સાંઢણી બા'ર તૈયાર છે.

જડીફોઇ: આવી છીં હમણે ના ઘમજ કરને, બા'ર બધા આવશું તો કોક જાણશે. માટે તુંજ ને હીરા સાથે જા. દીકરી, હીરા આવજે, બા ! ફકર ઉચાટ કરતી નઇ. કાગળ પતર લખજે.

[ હીરાનું કાંડું પકડી માવલો લઇ જાય છે. ]

**શાન્તી :** આવજો, વહુરાણી.

[ નતમસ્તકે હીરા જાય છે. જતો ઓછાયો એકદમ અદ્રશ્ય થઇ જાય છે. ]

**જડી ફોઈ :** હત શાન્તી ! ઓલ્યો માવલો બેઠો'તો ને ખબર ન પડી કે ઘરેણું સમજીને ઇ આવી'તી. જો એણે જાણ્યું હોત તો હાથમાંથી જાત.

**શાન્તી :** જમરાં બાપ તમે તો ! અમે ક્યાં તમારા જેટલાં ઘડાયેલાં છીએ.

**જડી ફોઈ :** તારે જ આવા મેરુ જેવાં કામ કરાય ને !

**શાન્તી :** પણ વાત બા'ર આવશે તો !

**જડીફોઈ :** હવે જોને ! માછલું પાણી બા'ર નીકળ્યા પછી સજીવન થાય છે. તે આ એકલમડી ઘર ભેળી થાય !

**શાન્તી :** બચારી ભોળી બહુ.

**જડીફોઈ :** સારુને ! બહુ ભોળું તેમ. નહીં તો આપણા જેવાંને-નભાવે કોણ !

**શાન્તી :** પણ નાયકાને ધંધા માટે મોકલવી એ તો નરકમાં જવા જેવું કામ.

**જડીમા :** બેસ હવે. આમાં મારા માથે કંઇ આવે તેમ નથી. તારી બધીય વાત હું જાણું છું. જો વાત ઉઘાડીશ તો તારૂં આવી લાગશે. માટે છાની મરજે.

[ શાન્તી ઘર તરફ જવા ફરે છે. ]

વહુરાણી, સાંભળ્યું ? જો વાત ફૂટી તો તું જીવતી નથી એમ જાણજે હાં ! કારણ કે બબ્બે છોડીઓનું નસાડયાનું માથે છે ને આ ત્રીજો કળશેય તમારા ઉપર.

**શાન્તી :** સારૂં.

**જડીમા :** સારૂં કે લારૂં કંઇ નહીં. કુવો ખોદશો તો ડૂબવું પડશે. બસ. જાવ હવે.

[ શાન્તી જાય છે. ]

**શાન્તી :** ( ચાલતાં ) ઘડપણમાંય આ ડોશી નહિં સુધરે ? ઘરડું તોય શિયાળને ?

[ પડદો ]

# પ્રભુ પ્યારી

( ૧ )

આજે પ્રભુની પ્રિય વાટિકાની,
ખીલી કળી સુંદરને અનોખી;
દીસતી ઉદાસી હતી વ્યગ્ર વામા,
વ્યાકુળ ચિત્તે અતિ શોક છાયા.

( ૨ )

આનંદથી જે હસતી સદાયે,
મધુ વેણુ વાદી રણકારતીએ;
કોંહિ નથી થઇ અતિ ઉગ્ર ઉરે,
શોકાગ્ર દીલમાં ઉલ્લાસ પુરે.

( ૩ )

એ'ને હશે શું ? કંઇ કષ્ટ એવું.
કો'એ કટુ વેણુ કીધું હશે શું;
અપરાધી એનો હશે કોણુ એવો,
જેણે વિછિન્યું સુખ સર્વ એનું.

( ૪ )

જ્યારે હતી એ અતિ બાળ નાની,
હર્ષે ઉમંગે સદા રાચતી તે;
એ'ને હતી હોંશ આદર્શતાની,
જીવન સુહર્ષે વિતાવવાની.

( ૫ )

બાળા મટી થઇ નવ યૌવના એ,
સ્વપ્નો પ્રણયનાં કદી સેવતી તે,
વિત્યા દીનો કંઇ યૌવન હિચોળે,
તનયા મટીને ગૃહીણી બની તે.

( ૬ )

કંઇ કાળ વિત્યો પતી સંગ સ્નેહે,
રાચી સુખે એ વિહરે સુહર્ષે;
બની ચિંધણું તે ઇરષીત જનોનું,
મિથ્યા ન થાતું વિધીનું લખેલું.

( ૭ )

બળતા જનો કંઇ સુખ જોઇ એનું,
પ્રપંચી બન્યો મિત્ર એના પતીનો;
ભર્યાં વહેમ એણે કટુ શબ્દ તાથી,
વિષે ભર્યું દીલ એના પતીનું.

( ૮ )

હતો સ્વામી તેનો નહીં સાન જેને,
હૃદય હીણો ને હૈયે બધીર જે,
વિચાર્યું નહિ શું હશે ? સત્ય તેમાં,
અળગી કીધી તે નિર્દોષ ભામા

( ૯ )

ચિમળાય આજે પ્રભુ પુષ્પ પ્યારૂં,
સુંદર, મધુરૂં, સુવાસ વાળું;
સુકતી લતા એ જળ વિણ આજે,
ઓ ઇપ એની તું સંભાળ લેજે.

શ્રી. જયંતકુમાર ભટ્ટ

# ખોટો આવિર્ભાવ અથવા સંતાકુકડી

લેખક : શ્રી. શ્રીપાદ વી. ડોંગરે

સામાન્ય રીતે આયુષ્યના ક્રમમાં સંતાકુકડીનું અગર ખોટા આવિર્ભાવનું સ્થાન મોટું છે ખરું, પરંતુ પ્રણયને અને સંતાકુકડીને જેટલો સંબંધ છે તેટલો જ બીજી કોઈપણ વૃત્તિને અગર ભાવનાને નહીં હોય. પ્રેમ અને સંતાકુકડીનું સાહચર્ય બહુ પુરાતન કાળથી છે. પ્રીતિ આવી કે શરમ ઉત્પન્ન થઈ જ ને શરમ અને સંતાકુકડી એમનું સૌખ્ય બહુ પાસેનું છે.

તરુણ તરુણીઓને એક બીજા તરફ મનસોખત જોવાની ઇચ્છા હોય છે. એ કંઈ જુદું કહેવાની જરૂર નથી. પરંતુ, કાલિદાસની શકુંતલાએ દુષ્યન્ત તરફ સરળ જોવાનું છોડીને પગમાં કાંટો ભાગ્યાનું કારણ કરીને તીરછા નેત્ર કટાક્ષથી દુષ્યન્ત રાજાને ઘાયલ કર્યો. તેમજ વાત મને લાગે છે કે નવલોકામાં અગર સમક્ષ નાયક નાયિકાઓનું હોય છે. પ્રેમ વસુલ કરવાની પણ એજ રીત. પ્રેમ થયો છે એમ કહેનારા પ્રણયી જન કેટલા જડશે? ઉલટું જુદી જુદી રીતે પ્રેમ સંતાડી રાખવાની વૃત્તિ વધારે.

અમારા સામેના બંગલામાં રહેનાર "શાંતા" નામની એક સુંદર છોકરી પર અમારા પડોસી વસંતનો પ્રેમ છે, બેઉ જણ એક બીજા તરફ અનુરક્ત છે, પણ તે એક બીજા સાથે વર્તે છે કેવી રીતે તે કહીએ તો "ભાઈ અને બેન." આખો દિવસ શાંતાની પછવાડે હોય છે. અર્થાત્ આ ભાઈ અને બેનની સંતા કુકડી બહુ દિવસ ચાલવાની નથી. એ ખરું, પરંતુ આ પ્રકારની સંતા કુકડી રમવાની માનવી સ્વભાવને બહુ હોસ હોય છે એ આના પરથી નથી સિદ્ધ થતું કે?

કેટલીક વખતે ખોટો આવિર્ભાવ રમવાથી સંસારમાં મનસ્વી રસ ઉત્પન્ન થાય છે એ મારા વિવાહિત મિત્ર કબૂલ કરશે. એવું ઘણી વખતે બને છે કે આપણા સંસારમાં કંઈક પ્રકારે અથવા ઉથલપાથલ ઉત્પન્ન થઈ શકતી નથી. તે સંસાર એક પ્રકારનો મોળો અને નીરસ લાગે છે. આવે વખતે પતિ પત્નીમાં ખોટા ઝગડા, અબોલા એનાથી સંસારનો રંગ ફરી ગુલાબી નથી થતો કે?

એકંદર, માણસનું સર્વ આયુષ્ય એટલે ખોટો આવિર્ભાવ છે. તે સમજતો થાય ત્યારથી પોતાની ભાવના વિશેષ રીતે લોકોને દેખાય નહી એવી રીતે તે વર્તવા શીખે છે. જગતને રંગભુમીની ઉપમા આપનાર શેકસપીયરના મનમાં આજ ભાવના હોવી જોઈએ. માણસોના મનમાં આજ ભાવના હોવી જોઈએ. માનવીના મનમાં અનેક દુઃસહ દુઃખો ઘોળ્યા કરતા હોય છે, નિરાશ થતા હોય છે, અપયશથી ભરપુર હોય છે. પરંતુ તે બધી વસ્તુસ્થિતિ મનમાં દાબી રાખીને માનવી જે ઉપર ઉપર સ્મિત હાસ્ય કરે છે, તે શું સંતાકુકડી નથી? આ સ્મિત હાસ્યની ઘોબીની ઘડી ફેંકી દઈને, જો પ્રત્યેક માણસ ખરા વિકારનું પ્રતિબીંબ ચહેરા પર કરે તો આ જગત ને કયું સ્થાન પ્રાપ્ત થશે એ ખબર નથી પડતી. જગતમાં મળનાર અનેક વ્યક્તિ સાથે આપણે સારું બોલીએ, તેના બધા અવગુણ મનમાંને મનમાં રાખાયે ને બહાર ફક્ત તેમની સ્તુતિ કરીએ. આ શું સંતા-

કુકડી નથી ? પરોણાઓ જે બોલાવ્યા વગર આવે છે અને તેની આપણે જરૂર ન હોવા છતા જે આપણે આગતસ્વાગત કરીએ, આપણે શત્રુ સાથે પણ ઉપર ઉપરથી હાસ્ય વિનોદ કરીએ આ બધી સંતા કુકડી હિતપદ નથી એમ કોણ કહેશે ?

સત્ય બોલનાર લોકોની જો એક યાદી કરીએ તો તેમાં અમારા મામાનો નંબર પહેલો આવે, એમાં કાંઇ શંકા નથી. મામાને સત્ય પર જેટલો પ્રેમ છે, તેટલો જ અસત્ય અને સંતા કુકડી પર તિરસ્કાર છે, અને આ ચીડ દરેક વખતે વ્યાખ્યાન રૂપે ઘરના માણસો આગળ કહે છે.

પરમ દિવસે હું એકવાર મારા મામાને ત્યાં ગયો હતો. મારે વિષે એમણે કંઈ અફવા સાંભળી હશે તેથી તેમનો પારો એકદમ ચડી ગયો. તેમણે મારી સામે એક વ્યાખ્યાન જ આપ્યું. તે બોલ્યા, 'જો તારે કામ નોતું કરવું તો તદ્દન 'નહીં' એમ કહેવું હતું. તારા પર કોઇએ બળજબરી થોડી જ કરી હતી. આમ ઠોક મારનાર લોકોની બહુ ચીડ છે. છોકરાઓની આવી સંતાકુકડી, જોઈ, કે મને તમારા ભાવી આયુષ્ય માટે મારે ફીકર ઉત્પન્ન થાય છે. "

મામાનો બોલવાનો આવિર્ભાવ એવો કે, અમે તરૂણ છોકરાઓ જ ઠોક મારીએ છીએ. પણ આ આવિર્ભાવ અને સમજ તદ્દન ખોટી છે. જગતમાંની પ્રત્યેક વ્યક્તિ, નિસર્ગમાંની પ્રત્યેક વસ્તુ જગતમાં સંતાકુકડી રમતા હોય છે. અને તેથી જ તેમના જીવનમાં એક પ્રકારનું રહસ્ય ઉત્પન્ન થાય છે.

સંતાકુકડી રમનાર લોકોની જો યાદી કાઢીએ તો જગતમાંના રાજકીય લોકોનો પ્રમુખપણાથી સમાવેશ કરી શકાય. તે બધાનો ધ્યેયમાં અને ઉચ્ચ સ્વરથી કરેલા વ્યાખ્યામાં સત્યનો સમાવેશ હોય છે કે ? માત્ર દુનિયા જીતનાર હીટલરના શબ્દ સાંભળીએ તો એમ જણાશે કે એને બધી દુનિયા કબજે કરી લેવાનો વિચાર છે અને પોતાનો ઝંડો ફરકાવવાની ઇચ્છા દેખાય છે. જે વસ્તુસ્થિતિ હીટલરની તેજ ઉગ્લીશ લોકોની. મોટાં મોટાં વ્યાખ્યાન દ્વારે તેઓ કહે છે કે, જગતમાં નાઝીશાહીનો નાશ કરીને ફરી આખા જગતમાં લોકશાહીનો ઝંડો ફરકાવવાનો વિચાર છે. પણ હિટલર શું, એને કોઇ એની ઠોક બાજી માટે દોષ આપતું નથી. બોલી ચાલીને રાજ કારણ જ તેમાં ચાલવાના જ આવા- પ્રકાર. એમ કહીને દરેક જણ પોતાની સમજૂત કરી લે છે.

પણ રાજકારણનો ધંધો કરનાર આગેવાન લોક જ ઠોક મારે છે અને લોકોની ભાવના સાથે જ સંતાકુકડી રમે છે એવું થોડું જ છે ? આવી સંતાકુકડી દરેક ધંધામાં અને દરેક વ્યવહારમાં ચાલે છે. જો તદ્દન હરિચંદ્ર રાજાનો યુગ શરૂ થાય તો કદાચ તે બંધ પડશે. તો પછી આપણા આ કલીયુગની મઝાનો નાશ થશે.

વકીલનો ધંધો તો બોલીચાલીને ખરાબું ખોટું કરવાનો જ ધંધો. કાળો લાંબો કોટ પહેરેલો ને માથા પર રાતો પોપટ મુકેલો વકીલ એટલે સંતાકુકડી રમનાર મુર્તિમંત ઉદાહરણ તરીકે આગળ મુકવા કોઇ જાતની હરકત નથી. ડોકટરના ધંધાનું પણ તેમજ. નિર્વિકાર ચહેરાથી રોગી તપાસવા આવવું અને રોગી તદન છેવટની પળ ગણતો હોય તો પણ છાતી પર હાથ મુકીને અગર નળી મુકીને કહે છે, કે કંઈ ગભરાવાનું કારણ નથી, રોગી ખરેખર સારો થશે. આ શું સંતાકુકડી નહી ?

કોલેજમાં ( કે જેને વિદ્યામંદિર આપણે

કરીએ છે તે ) છોકરીઓને મોકલવામાં આવે છે. આની પાછળ તેમના પિતાશ્રીઓની શું ભાવના હોય છે એ જો આપણે વિચાર કરીએ તો આપણને સમજાશે કે એ પણ સંતાકુકડી છે. કારણ તેમની પાછળ તેમનો ધ્યેય એવો હોય છે કે જો છોકરી ( કદાચ બેડોળ ) વધારે ભણે તો તેને સ્થળ સારું મળશે. લગ્ન જલદી થશે વગેરે.

કોલેજની વિદ્યાર્થીનીઓને પણ તેમના પિતાશ્રી ગમે ત્યાં તેમને ફરવા જવા દે છે અગર ગમે તે પ્રકારની છુટ આપે છે એ પણ એક સંતાકુકડી જ.

વેપારી લોકોનું તો કંઈ પુછો જ નહી. તેઓ તરાજુથી માલનું વજન કરતા નથી પણ ખરા ખોટાનો વેપાર કરે છે, એવી અમારી સામાન્ય- લોકોની માન્યતા છે. શિક્ષક લોકોનું પણ એવું જ. તે પણ છોકરીઓ સાથે પ્રેમની સંતાકુકડી રમે છે. અને બીજી પણ એવી ઘણી જાતની સંતાકુકડી રમે છે.

જો કોઈ પોતાના ગુણ માટે પ્રશંસા કરે તો માણસને ખરી રીતે આનંદ થવો જોઈએ. અને આનંદ થાય એ સ્વાભાવિક છે. પણ મારો મિત્ર રમણ છે તેની જો કોઈ વખતે તેની સુધા ટેનીસની પ્રવિણતા માટે જો સ્તુતિ કરે તો તેને આનંદ થવાને બદલે તે સ્તુતિ કરનાર વ્યક્તી તરફ ગુસ્સો ઉત્પન્ન કરે છે. પરંતુ સુધાને તે ચાહે છે છતાં તેણીએ આનંદ પ્રદર્શાવ્યાને લીધે તેણી પર ગુસ્સે થાય છે. જેમ જેમ રમણ ગુસ્સે વધારે થાય તેમ તેની સુધા વધારે સ્તુતિ કરે છે. આ શું રમણ તેની સાથે સંતાકુકડી નથી રમતો ? તેને મનમાં તો બહુ હરખ થતો છે. આવી રીતે મારી સાથે પણ કોઈક વાતોમાં એ સંતાકુકડી રમે છે.

દરેક માનવીને પોતાના મોટાપણા માટે કંઈક ઉચ્ચ ભાવના હોય છે. થોડા વખત પણ પોતાની આજુબાજુના લોકો પર છાપ પાડવા માટે પોતે મોટા છે એવું બતાવવા દરેક વ્યક્તિ પ્રયત્ન કરી રહે છે.

મોટાપણા માટે માણસ સંતાકુકડી રમે છે. કારણ પોતા માટે મુરબ્બીઓનું મત સારું થવા માટે કરે છે. ઘણા ખરા લોક, મુરબ્બી માણસો સામે ચહા, શીગારેટ, બીડી વગેરે વસ્તુઓ લેતા નથી. તેમાં તેમનો ઉદ્દેશ સંતાકુકડી રમવાનો હોય છે. કેટલાક લોકો ગમે તેમ ઘરમાં પડી રહે પણ એકદમ કોઈ માનનીય માણસ આવે કે તરતજ તે એક મુસદીના જેમ બેસે છે આ શું ખોટો આવિર્ભાવ નથી ?

તેવી જ રીતે સાહેબલોકો સાથે પણ તેઓના કારકુનો સંતાકુકડી રમે છે.

એક અમલદાર છે તે સારી જગા પર છે, તેના હાથ નીચેનો માણસ તેની જાતનો છે, તે અમલદાર કરતાં થોડુંક વધારે શીખ્યો છે. તેના હાથ નીચેનો માણસ તેની વિરૂદ્ધ કાવતરું કરે છે, અને તે અમલદાર સાથે મીઠું મીઠું બોલીને તેને ફસાવે છે. છેવટે તે અમલદારને તે કઢાવી મુકે છે. અને તેની જગા તે લે છે. આ શું સંતાકુકડી નહીં ?

જો એવા કારકુન રાખવો હોય તો પણ તેને ડોક્ટર પાસેથી તપાસી લેવાય છે, પણ જે એક પોતાની છોકરીને એક અપરિચિત સાથે જન્મનો સંબંધ કરાવવાનો તે બાબતમાં છોકરીઓની આ મહત્વની બાજુ તરફ ધ્યાન આપતા નથી. પણ ખોટો આવિર્ભાવ કરીને તે છોકરીનું લગ્ન ગમે તેની સાથે કરે છે આ શું ખોટો આવિર્ભાવ નથી ?

બીજો મારો એક મિત્ર બીજી રીતે જ

સંતાકુંકડી રમે છે. લોકો એને ભોળો અને ગાંડા જેવો ગણે છે. પરંતુ તે એટલો પાકો છે કે આવી રીતે લોકો સાથે મળી જાય છે ને બધી વાત કઢાવી લે છે. લોકોએ એને પદવી કેવી આપી છે તે જુઓ, " King of the Ladies " એ આખો દિવસ બૈરાંમાં જ ફરે છે, અને તેમનો વારા લે છે ( કાઢે છે. )

કેટલાક લોકોની આવક બહુ ઓછી હોય છે. પરંતુ કંઈક સંજોગોને લીધે તેમને બહુ મોટાઈ બતાવવી પડે છે. તેટલા માટે તેઓને મોટર, ગાડી, સીનેમા અને આવો બીજો ઘણો ખોટો ખર્ચ કરવો પડે છે અને આવો ખોટો આવિર્ભાવ કરવો પડે છે.

સંતાકુકડી અને ખોટા આવિર્ભાવ વિરૂદ્ધ અમારા મામા જેવા લોકો જો ગમે તેટલી બુમ મારે તો પણ સંતાકુંકડી રમવાના જ. લોક જગતના અંત સુધી સંતાકુંકડી અગર ખોટો આવિર્ભાવ એક જીવનનો ધ્યેય અગર પાયો છે.



## રક્ષાબંધન

[ રાગ : મેંદી તે વાવી માળવે ]

વીરાને બાંધુ આજ રાખડી
મારા અંતરનો ભાવ છલી જાય રે
વીર મારો અમર રહો

બેનીની ભાવભરી રાખડી ને
સ્નેહના ગુંથેલ એમાં તાર રે વીર.

બાપુનો કુળ આશ દીવડો
કાંઇ અંધારા ઘરનો ઉજાશ રે વીર.

માડીજાયાનાં લઉ ઓવારણાં એ
બેનીની અમોલરી આશ રે વીર.

વ્હાલુડો વીર છોડ ગુલાબનો
મારી ભાભી ચંમેલીની વેલ રે વીર.

વીરો મારો તે મોંઘો મોરલો
મારી ભાભી ઢળકતી ઢેલ રે વીર.

દેવના દીધેલ વીરા સ્વીકારજે
મારા અંતરની આજ આશિષ રે વીર.

તેત્રીશ કોટી દેવ રક્ષા કરો
તને સહાય થજો જગદીશ રે વીર.

સૌ. પ્રભાવતી જ. પજવાણી

# કેમ ગમે?

[ મારા દીન દયાળુનો વાસ નથી : એ રાગ ]

એતો માતાને હડેરે મીઠાળ તજી,
સૂતાં આલય સુંદર સેજ સજી;
એની વાતો પૂરી થઇ છે ન હજી.
એવાં આશા ભરેલાં અનેક તણી, જ્યારે બોમ્બથી જીવન જ્યોત શમે;
એવે ટાણે શેઠાણીને ઘૂમ નફા તણી વાત સુણાવ્યાનું કેમ ગમે ?

માને જાનથી જાજેરો જોન ગમે,
એની ભૂરી કીકીઓમાં જોન, રમે;
એની માતા છે માંદી વિદાય સમે.
એનાં અંગ પ્રત્યંગ કપાઇ જતાં, ભૂખી પંખીણીની કીકીઓમાં શમે.
એવે ટાણે નફાના નશામાં ભલા, તને ન્યાત જમાડ્યાનું કેમ ગમે ?

બહુ બાળક ધાન વિના ટવળે,
એના સ્ટોરોને આગ વીટાઇ વળે;
એના પાણીમાં કાતીલ ઝેર ભળે.
તું તો સ્હાંજ સમે ચપટી લઇને કીડીઆરાં પૂરીને પછીથી જમે;
એવા ચૂસ્ત અહિંસાના સેવકને આવે ટાણે કમાવાનું કેમ ગમે ?

વધતો ભય ખૂબ પળે ને પળે,
જ્યારે સૂરજ અસ્તાચળે ઉતરે,
લાખો મૂછ ફૂટેલાની લોથ વળે.
કીડીઆરી કરે, કણુસે બહુએ, એના દેહોને હિંસક પ્રાણી દમે.
એવે ટાણે વધ્યો વકરો લઇને, ગણવાનું ભલા તને કેમ ગમે ?

શ્રી. દેવકૃષ્ણ પીતાંબર જોશી.

# ચંદ્ર-સૌદામિની યાને જીવનમાં કરકસરની જરૂરીયાત

લેખક : શ્રી. ના. પુ. સુખડીઆ

સૌદામિનીએ જીવનની પંદરમી વસંતે જ્યારે પોતાના શ્વસુરગૃહમાં, પનોતાં પગલાં માંડયાં, ત્યારે, પોતાના પતિ શિવાય ગૃહમાં કોઇ જ નહોતું. ચંદ્રનાથનાં માતા, પિતા, લગ્ન પહેલાં ત્રણેક વરસ ઉપર કાળને આધિન થયાં હતાં. એટલે સૌદામિનીને આખાય ઘરનો કારભાર સંભાળવો પડયો

ચંદ્રનાથ હાલ વડોદરા રાજ્યમાં આવેલા પાટણ શહેરમાં ન્યાય ખાતામાં કારકુની કરતો હતો. મહીને ચાલીસ રૂપીયા મળતા હતા, તેમાં પોતાનું સંતોષપૂર્વક જીવન વ્યતિત કરવા ઇચ્છા કરતો હતો માતાપિતાએ બચાવેલ ધનમાંથી પોતે મનુપુરના ધનાઢય શેઠ વામનલાલની દીકરી સૌદામિની સાથે પાણી-ગ્રહણ કર્યું.

લક્ષ્મી સંપન્ન શેઠ વામનલાલ ભૂતકાળમાં બહુજ ગરીબ દશાએ હતા. અને તેમને તેમના ગામના એકજ નાતના ચંદ્રનાથના પિતા ચારૂદત્ત સાથે ઘનિષ્ઠ સંબંધ હતો, ચારૂદત્ત કાપડની દુકાન કરી વ્યવહાર ચલાવતા હતા. વામનલાલ પોતાની હુંશીયારીથી, મુંબાઈ જઇ રૂના વેપારમાં દલાલીથી શરૂ કરી આજ સારી સ્થિતિએ પહોંચ્યા હતા. પરંતુ એ કુટુંબ વચ્ચેનો સંબંધ ચાલુ રહેવાથી અને વામનલાલમાં સંપત્તિનું ગુમાન નહી ચઢવાથી ચારૂદત્તના પુત્ર ચંદ્રનાથ સાથે પોતાની પુત્રી, સૌદામિનીનો વિવાહ કરી મુકયો હતો. અકસ્માત તાવના કારણે વેવાઇ વેવાણ ગુજરી જવાથી અને જમાઇ ચંદ્રનાથ પોતાના આપ-બળે મેટ્રીક પાસ થઇ નોકરીમાં દાખલ થવાથી સૌદામિનીનું લગ્ન ત્રણ વર્ષ પછી ઘણા જ ઠાઠમાઠથી કરવામાં આવ્યું હતું.

મુંબાઇમાં સૌદામિની પોતાની અઢળક સંપત્તિની એક માલીક હોવાથી, તેના પિતાએ પુત્રીને પુત્રના લાડકોડથી ઉછેરેલી હતી. તેથી તેણીને સારૂં સારૂં ખાવું, પહેરવું, ફરવાનો શોખ વધી પડયો હતો.

અને તેણે જ્યારે તેના સાસરી પક્ષની સ્થિતિની વાત સાંભળી અને પોતે શ્વસુર ગૃહે આવી, ઘરનો કાર્યભાર સંભાળી લીધો, ત્યારે તેને સહજ અણગમો થયો. ઘરનું કામકાજ પોતાને કરવું પડતું, અને ચાલીસ રૂપીયામાં નીભાવવું પડતું તેથી, તેમજ વધુ આવક નહીં હોવાથી બચત થતી નહી હોવાથી મન અસંતુષ્ટ રહેતું હતુ. પોતાની પ્રિયાને ઉદાસીન હંમેશા જોતા ચંદ્રનાથ પણ તેનું કારણ કળી શકયો નહી, અને એક વખત સાંજે ભોજન કરતાં સહેજ પુછી જોયું.

" સુદુ ! હમણાં હમણાંની તું ખિન્ન કેમ જણાય છે ? "

" મને અહિંનું વાતાવરણ હજુ ગોઠતું નથી, તેથી જ આપને એમ જણાય છે. "

" વારૂં, બીજું કંઇ કારણ તો નથી ને ? હોય તો મન મુકી કહેજે તો ઉપાય કરીશું. "

" ના, ના, બીજું તો કંઈ નથી. "

આ પ્રમાણે વાતચીત થઇ ત્યાર પછી. સૌદામિની ગામમાં સારા અવસરે પોતાની ન્યાતજાતમાં જવા લાગી. અને વારંવાર પોતાના પતિને અમુકે આમ વસ્ત્રો પહેર્યાં હતાં, અને અમુકને આવો દાગીનો છે, એમ વારંવાર સુચના કર્યા કરતી હતી.

ચંદ્રનાથ સમજુ હતો, તે જાણી ગયો કે

સૌદામિની પૈસાદાર પિતાનું ફરજંદ હોવાથી, તેને સહજ આભુષણો, વસ્ત્રોનું મન થાય તેમ છે, પરંતુ પોતાની સ્થિતિ વિચારી સમસમી બેસી રહેતો.

એક વખત ન્યાયખાતાના ઉપરી અમલદાર પાટણ શહેરમાં આવ્યા હતા અને તેથી જ ચંદ્રનાથના ઉપરી સાહેબે તથા શહેરના અન્ય નાગરિકોએ તેમના માનમાં ઉપવન મંડળ ગોઠવ્યું હતું. ચંદ્રનાથનું કામ સારૂં હોવાથી તેના ઉપરી સાહેબનો તે માનીતો હતો અને તેથી તેને તથા પત્નિને પણ આમંત્રણ સહેજે મળી ગયું હતું.

એટલે ચંદ્રનાથે જ્યારે ઘેર આવી પોતાની પત્નિને પોતાને આમંત્રણ મલી પોતાના ભાગ્યને અભિનંદ્યુ, ત્યારે સૌદામિની સુન્યમનસ્ક બેસી રહી. પોતાની પત્નિને આમ બેસી રહેલી જોઇ ચંદ્રનાથ પુછવા લાગ્યો કે,

"પ્રિયા ! કેમ તું ઉપવન સંમેલનમાં આવીશ ને ?"

"ના, મારાથી નહી અવાય."

"કારણ ?"

"કારણ શું પૂછો છો. આવા સાદા વસ્ત્રે હું આવું ને, મને તો ગમે જ નહી ને, બીજી સ્ત્રીઓ સારાં સારાં કપડાં, દાગીના, પહેરીને આવે, ત્યારે મને તો કંઇ જ નહી ને ?" એમ કહી સૌદામિની રીસાણી.

સૌદામિનીની વાત સત્ય હતી, પરંતુ પોતે સારાં કપડાં, દાગીનાનો કર્યાથી ખર્ચ પડે તેમ હતો, તેથી મૂઢ જેવો થઇ ગયો. પોતે છ મહીના પછી ભરવાના વીમાના હપ્તાના બચાવેલા ત્રીસ રૂપીયા હતા. તેમાંથી સારાં વસ્ત્ર લઇ આવવાનું કબુલ્યું અને મનપસંદ સાડી સૌદામિનીને બીજે જ દિવસે અપાવી. પરંતુ દાગીના નહી હતા, તેથી મનમાં મુંઝાણી:—

ચંદ્રનાથે રસ્તો કાઢ્યો કે, તેની બહેનપણી સુભદ્રા પાસેથી એકાદ દિવસ માટે કોઇ સારો દાગીનો માગી લાવે, સૌદામિની સંમત થઇ, અને પોતાની પ્રિય સખી સુભદ્રાના ત્યાં જઇ પોતાને એકાદ દિવસ માટે, સારી બંગડીઓ આપવા જણાવ્યું. સુભદ્રાનો સૌદામિની પર અનન્ય સ્નેહ હોવાથી પોતાની બેગમાંથી હીરાજડિત બંગડીઓ બે, કાઢી આપી. બંગડીઓ જોઇ સૌદામિની ખુશ થઇ.

ઉપવન સંમેલન પુરબ્હારમાં ભરાયું હતું. સ્ત્રીઓ તેમજ પુરૂષો, આમતેમ હરીફરી મઝા કરતાં હતાં, કોઈ સ્થળે સોડા, લેમન તથા કોઇ ઠેકાણે મીઠાઇ ઉડતી હતી. બાજુમાં ગ્રામોફોન પોતાની બેઠક ઉપર ચાલુ થઈ "અખીયન મેં આય બસો" એ ગીત લલકારી રહ્યું હતું.

સૌદામિનીની બંગડીઓ તથા સારી ભરેલી ભરતની સાડી, તેમજ ગર્ભશ્રીમંત પિતાની પુત્રીને વરેલું સૌન્દર્ય, એ સ્ત્રી સમાજમાં ચર્ચાસ્પદ થઇ તેનાં બારોબાર વખાણ થવા લાગ્યાં, બંગડીઓ તો ઘણાંને ગમી જ ગઇ અને તેના પ્રમાણે બનાવવા માટે એક બીજી સ્પર્ધા થવા લાગી, આમ રાત્રે ૧૦ વાગે મંડળ વીખેરાયું.

ઘેર આવી સૌદામિનીએ હાથમાંથી બંગડીઓ પેટીમાં મુકવા માટે કાઢવા માંડી તો હાથ ઉપર દષ્ટિએ પડી નહી, બહુજ ગભરાણી અને પોતાના પતિને આ બાબત જાહેર કરી. પતિ તો ઉદાસ થઇ ગયો. અને મુંઝાવા લાગ્યો કે, હવે કેમ થશે ! જરૂર બંગડીઓ પેચ ઢીલો પડી જવાથી રેસ્તામાં પડી ગઇ હશે, અને હાથમાં પણ શું આવે ? આખી રાત્રી બેઉએ જાગ્રત દશામાં ચિંતાતુર ચિત્તે ગાળી.

સવારમાં ઉઠતાં જ ચંદ્રનાથે ધીરજ રાખી સૌદામિનીને કહ્યું કે, સુભદ્રાને કહેજે કે, તમારા જેવી બંગડી બનાવવી હોવાથી

થોડા દિવસ પછી આપી જઈશ, એ પ્રમાણે સૌદામિની જઈને કહી આવી. પરંતુ ભલા ચંદ્રનાથ કયાંથી બીજી બંગડીઓ કરાવી આપે ? પિતાની મીલકતમાંથી બચેલી રકમ છસોની હતી, તે તથા પોતાની પત્નિના દાગીના બે હજારના હતા તે વેચી તથા બાકીની રકમ ઓળખીતા પાસેથી ભારે વ્યાજે લઇ ચાર હજારની તે પ્રમાણે જ ઘાટની બંગડીઓ તૈયાર કરાવરાવીને પંદર દિવસ પછી સુભદ્રાને આપી આવી. સુભદ્રાએ જેવી ને તેવી જ પેટીમાં મુકી દીધી.

હવે બહુજ કપરો સમય આવ્યો. પતિ-પત્નિએ બહુજ કરકસરથી ઘર ચલાવવા માંડ્યું, સૌદામિની પોતે ઘરનું બધું કામકાજ, દળવું, ખાંડવું પાણી ભરવું, વિગેરે કરવા લાગી, અને જેમ તેમ કરી ૭ વરસે બચાવીને દેવું ભર્યું અને પોતાની ખરચેલી રકમ પાછી મેળવી.

ત્યારે જ તેને સંતોષ થયો, અને પોતે મનમાં પ્રસન્ન થવા લાગી, શરીરને બહુ જ કસવાથી કૌવત ઘટી ગયું હતું, આંખો નિસ્તેજ બની હતી, અને શરીર દમીયલ જેવું બન્યું હતું.

એક દિવસ દર્શનાર્થે એક મંદિરમાં સુભદ્રા તથા સૌદામિનીનું અચાનક મીલન થયું. સુભદ્રા સૌદામિનીને એકદમ ઓળખી પણ શકી નહીં, પરંતુ ધારીને જોવાથી ઓળખી અને આ પ્રમાણે શરીર કેમ થવા પામ્યું તે બાબત પૂછયું. તેના જવાબમાં સૌદામિનીએ સત્ય હકીકત કહી જણાવી અને છેવટે હાલમાં જ દેવામાંથી છુટયાં છે એમ જણાવ્યું. આ હકીકત સાંભળી સુભદ્રા આશ્ચર્ય પામી, અને સૌદામિનીને કહેવા લાગી કે, " બહેન તું ભુલી છે ! મેં તને જે બંગડીઓ પહેરવા આપી હતી. તે ખરી સોનાની ન હતી પરંતુ બનાવટી રોલ્ડગોલ્ડની હતી અને તેની કીંમત માત્ર સો રૂપીયાજ છે. માટે ઉદાસ ન થતાં તારા પ્રિય પતિએ બનાવેલી અને હાલ મારી પાસે આપેલી તે બંગડીઓ લઇ જજે, અને તે રકમનો તમો ઉભય, સારી રીતે વ્યય કરજો, કારણ એ રકમની માલિકી તમો બેઉની કરકસરથી ઘર ચલાવી બચાવેલ છે, તેથી તમારી જ છે. " એમ કહેવાથી સૌદામિનીના આનંદનો અવધિ થયો. પોતાના પ્રિય પતિને બધી હકીકતથી વાકેફ કરી બંગડીઓ લાવી અને પહેરી, ત્યારે તેના હર્ષની સીમા નહતી. કારણ પોતેજ ઉપાર્જન કરેલ મહેનતનો બદલો, પોતે લઈ રહી હતી અને શોભામાં વધારો કરતી હતી.

માટે આ ઉપરથી સમજુ સ્ત્રીઓએ સાર લેવાનો કે, પોતાનો પતિ ગમે તેવી સ્થિતિમાં હોય, તે સ્થિતિમાં પોતે રહી ન ઓડતાં, સારી સ્થિતિને પ્રાપ્ત કેમ થાય તેમ બનાવવા ધ્યેય રાખી, મન પ્રફુલ્લ રાખી કાર્ય કરવાથી સ્થિતિ સુધારી શકા છે. ઘરેણાં લુગડાં, માટે વારંવાર પતિને કનડવાનું હાલની સ્ત્રીઓને માટે ફેશનરૂપ થઇ પડયું છે. પરંતુ પોતાના પતિની આ. પર નજર રાખી. સંતોષથી ઘરસંસાર ચલ. વવો એ સુજ્ઞ ગૃહિણીનું કર્તવ્ય છે. ઉભય દંપતિના સંસાર વ્યવહારમાં કલેશ બીજ ઉગી, સંસાર સુખનો નાશ થાય અને લોક નિંદાને પાત્ર બને છે. પતિનું કર્તવ્ય છે કે, પોતાની પ્રિય પત્નીની ... શકય રીતે સાચવવી એ છે, અને મ રાખી, આનંદમાં રાખવા પ્રયાસ ક જોઇએ. ઘરઘરમાં આ પ્રમાણે ઉભય દં આનંદ પામો એવી પ્રાર્થના છે.

# સ્નેહના અંગારા

લેખક :
ધૈર્યચંન્દ્ર ર. બુદ્ધ

[ સંતસદીલની આહ પુકારતો એક પત્ર ]

જે પાયમાલીમાં હમારા છે ભરેલાં આંસુડાં
તે એક ટીપું લાખ દુનિયા વેંચતાં નાના મળે
× × ×
ન હાક છે કે વસમો મને આ
× × ×
જ્યાંથી ઝહાર્યાં શુદ્ધ આંસુડાં છે
ત્યાં અંધતાના પડદા તુટ્યા છે

[ કલાપી ]

પ્રિય પુનિતા

ત્હારો દર્દ ભર્યો પત્ર મળ્યો. ત્હારા નિખાલસ દીલનો એકરાર તો મ્હારા જીવનનો રાજ માર્ગ બની ગયો છે.

અરસપરસની યાદી અને સંસ્મરણોમાં ઐક્ય ભાવ પ્રકટાવવો અને સ્નેહી કાજે પોતાને ભુલી જવું એજ સાચો પ્રેમ છે–સંયમ અને પ્રેમ એ બે વચ્ચેનું ઘર્ષણ જ્યારે ઉગ્ર બને છે ત્યારે એમાંથી એક તત્વ નાબુદ થાય છે સાચો સંયમ તો એજ કહી શકાય કે ઇન્દ્રિયનું બધુ સામર્થ્ય પ્રેમને સમર્પણ કરી દેવા તત્પર બને છે ,અને પ્રેમ પણ તેને જ કહી શકાય કે ' ઇન્દ્રિય સુખના ખ્યાલ પણ ન કરે, આત્માના પ્રેમી બનવામાં જેટલી મહત્તા છે એટલી દેહના પ્રેમી બનવામાં નથી, પ્રેમ એ આત્માનું સાચું તત્વ છે પણ એમાં જ્યારે વાસનાનો અંશ માત્ર ભળે છે ત્યારે સંયમ તુટી જતાં વાર જ લાગતી નથી.

ઇન્સાન જ્યારે વેદનાથી ઘેરાય છે. ત્યારે અસહ્ય દર્દથી એ રડી પડે છે અને એ રૂદનમાં એનો ગર્વ 'ગળાતો જ, જાય છે. અને મદનું ઘેન ન ઉતરે ત્યાંસુધી એ શાંતિ અનુભવી શકતો નથી, બાકી તો વાસના મોટા બ્રહ્મજ્ઞાનીને પણ પામર બનાવે .છે પણ સ્ત્રી જો નિર્મળ હૃદયની પવિત્ર હોય તો અધમ હૃદયના પુરૂષને પણ પતિત થતો બચાવે છે. અને પોતે બચે છે.

પાણીમાં ડુબકી મારવા છતાં એક ટીપું પણ પેટમાં ન જવા દેવું તેનું નામ ચાતુરી કહી શકાય.

હૃદયમાં એક રહેજ લાલસા ઉત્પન્ન થઈ કે તુરત તો કર્તવ્ય ભ્રષ્ટ બન્યા સિવાય રહે જ નહિ, એટલે જ મારૂં મંતવ્ય છે કે પ્રેમના- બે સ્વરૂપ છે. એકમાં નિર્મળ પવિત્રતા અને બીજામાં વ્યભિચારની નીચતા પહેલામાં માર્દવ પવિત્રતા અને ચાંચલ્ય હોય છે ત્યારે બીજામાં ક્રુરતા ગાંભીર્ય અને વિષય પ્રીતિ હોય છે. પરિપૂર્ણ વિચાર વગરનું કોઇ પણ કૃત્ય માનવિને પશુ બનાવે છે. માનવી દેવ બનવા ઇચ્છતો હોય છતાં. બાકી પ્રથમ જણાવ્યું તેમ શુદ્ધ પ્રેમ હોય ત્યાં હૃદયની અંશ માત્ર પવિત્રતા હોય તો તે પણ ધોઇ નાખે છે ત્યાર પછી હૃદય જેવું શાન્ત બને છે તેવો નિર્મળ આત્મા જ માનવને, ઉચ્ચતર ભૂમિકાએ ચડાવે છે એવી

ઉચ્ચભાવના આંકાક્ષા અને આદર્શનો ચાહક માનવિ દુઃખ દર્દોથી અથવા કે વિપત્તિઓની વાદળીથી કદિ ગભરાતો નથી. મુંગે મોઢે એ સામનો કરે છે ત્યારે સામાએ નમતું આપવું પડે છે.

મારી આમ આદર્શ અને વ્યવહારની ફીલસુફી તને કંટાળો તો નથી આપતી ને ? આ બધું હું શા માટે લખીને સમયનો દુરૂપયોગ કરી રહ્યો છું. તે હું પણ નથી સમજી શકતો. કદાચ આ બધું લખવાની પ્રેરણા મને તારાથી જ મળી છે એમ કહું તો હું તારો દ્રોહ નથી કરતો; હવે ત્યારે આ બધું લખુ છું ત્યારે થોડા વધુ ખુલાસા અને વિચારો જણાવી દઉં.

તારા ઉછંગમાં મારા નિર્મળ આત્માએ જ્યારે શીર ઝુકાવ્યું હતું ત્યારે એમાં વાસના-તૃપ્તિની અંશ માત્ર પણ ઇચ્છા નહોતી મારી આ શુદ્ધ ભાવના તો તું પણ કબુલ કરશે નાનું બાળક પોતાની માતાના ઉછંગમાં જે અદાથી માથું મુકે અને કુતુહળપૂર્વક મુખ જોઇ રહે એ ભાવથી અન્ય કશો ભાવ આ પ્રસંગમાં નહોતો આત્મા ઉપર પ્રભુત્વ મેળવવું એનું નામ જ શુદ્ધ પ્રેમ બાકી તો કોઇપણ સુખનો પાયો છેતરપીંડી ઉપર રચાય તો એ ઇમારત વધુ સમય સલામત રહેતી નથી અને આદર્શની વાતો પાછળ ઘેલો બનનાર માનવ જ્યારે એજ આદર્શની અવગણના કરે છે ત્યારે તેનો આત્મા કલુષિત થાય છે બાકી માણુસ સહેલાઇથી કડવા ઘુંટડા પીતાં શીખ્યો નથી હોતો. આદર્શની સિદ્ધિ સપાદન કરવા માટે પુરૂષે તો આત્મભોગ આપતા શીખવું જોઇએ અને ક્ષમાવાન બનવું જોઇએ પણ સ્ત્રીમાં જો એક નિખાલસતાનો ગુણુ સર્વોપરી હોય તો એ જાતને વધુ આદર્શ બનાવી શકે છે.

આપણાં સ્નેહના અંગારા ઉપર રાખનો પડદો રહે એ ઇચ્છવા યોગ્ય છે કારણ કે કદાચ એ અંગારા ઉભયના લૌકિકને ન દઝાડે, આપણે સંસારથી પર થઇને કાંઇ થોડા જ જંગલના-વાસી બનીએ તેવી પરિસ્થિતિમાં છીએ ?

મારો આત્મા ઘણાં વખતથી એક એવા આત્માની શોધમાં હતો એવો પૂર્વપરિચિત આત્મા તેને સાંપડયો તેની સાથે એ મસ્તી અનુભવે છે આવી મસ્તી તેણે કદી અનુભવી નહોતી અને મહેંદીની માફક એ જેમ જેમ પીસાતો જશે તેમ તેમ વધુ ને વધુ તેના માનસનો રંગ ચમકદાર બનતો જશે બાકી તો જીવન એક રંગભૂમિ છે દુનિયાના તખ્તા ઉપર માનવિનો જન્મ પોતાનો પાઠ ભજવવા માટેનો હોય છે જેમ નટને નાટકનો પાઠ ભજવતાં પણ પોતાના જીવનનો ખ્યાલ રહે છે તેમ આત્માને પણ જગત રંગભૂમિ ઉપર પાઠ ભજવતાં પણ એ પોતાના આત્માના જીવનની ખુમારી અનુભવે છે

જીવનમાં આત્માનું ઐક્ય અનુભવતાં પાઠ ભજવતાં છતાં શુદ્ધ પ્રેમીઓ પરસ્પર આનંદ અને હાસ્ય પીરસે તેમાં જ સાચું સૌભાગ્ય વસે છે પવિત્રતા અને પ્રભુત્વના દર્શન સાધતો આત્મા ત્યારે જ સાચો ઉલ્લાસ આશા અને શ્રદ્ધા જન્માવે છે.

મારો આત્મા તારા નયનોમાં સમાઇ જાય છે અને તારા ઉછંગે મસ્તક મુકીને બાલક બની જવાની ખ્વાહીશ રાખે છે પછી દુનિયાની કોઇ અદેખી આંખને ઇર્ષા ન આવે અને પછાં આંખો ભરી ભરીને તારા આત્મરસને પીવામાં કેવી તૃપ્તિ મળે ? પણ કવિ કલાપી કહે છે તેમ "આશા એ તો મધુર કડવો અંશ છે જીન્દગીનો" હાલ આટલું, વિશેષ હવે પછી તારો પત્ર આવ્યા બાદ, બાકી તારી યાદી વારે વારે આંખમાં પ્યારનાં આંસુ ઉભરાવે છે.*

લિ. તારો

સુરેન્દ્ર

* લેખકના પ્રકટ થનાર "છુપા આંસુ" નામક પત્રકથામાંથી.

# રશિયાની એક નિરક્ષર સ્ત્રી

થોડા વખત પહેલાં લેનીનગ્રેડમાં બીલકુલ વાંચી ન શકે એવી એક સ્ત્રીને હું ઓળખતો હતો.

સોવિયેટ અમલદાર તરીકે એનો પતિ મહત્વનું સ્થાન ધરાવતો હતો. એ ચપળ, સમાજવાદ માટે ઉત્સાહી અને પોતાના કામમાં પાવરધો હતો ખુબ હોંશિયાર પણ હતો. એ સામાન્ય ગામડામાંથી આવ્યો હતો. એને ઉચ્ચ શિક્ષણ તો બીલકુલ મળ્યું જ નહોતું તોપણ પોતાના પ્રયત્નોથી એ ઘણું ઘણું શીખ્યો હતો. ના એટલુંજ નહિ પણ મોટી મોટી સભાઓમાં એ ભાષણો પણ આપી શકતો અને દરેક પ્રકારના નિષ્ણાતો અને વૈજ્ઞાનિકો સાથે બુદ્ધિપૂર્વકની સફળ ચર્ચાઓ પણ કરતો.

પણ એની સ્ત્રી પેલેગિયા ન તો વાંચી શકતી કે ન લખી શકતી. જો કે બંને સાથેજ શહેરમાં આવ્યાં હતાં તોપણ એ કંઈજ શીખી નહોતી. અરે, એની પોતાની સહી કરતાં પણ એને નહોતું આવડતું.

અને આથી એનો પતિ મુંઝાતો. શું કરવું એ એને નહોતું સુઝતું. અને ખાસ કરીને તો એ આખો દિવસ કામમાં રહેતો એટલે પોતાની સ્ત્રીને શીખવવાનો સમય પણ નહોતો મેળવી શકતો.

એ વારંવાર એને કહેતો, "કોઇ પણ રીતે તું વાંચતાં કેમ નથી શીખતી ? તારૂં નામ લખતાં તો શીખ. તને ખબર છે ને કે હવે તો આપણો દેશ સદીઓના અંધારામાંથી અને જંગલિયતમાંથી બહાર આવે છે ? હવે તો આપણે બધેથીજ અજ્ઞાનતા અને નિરક્ષરતાનો નાશ કરીએ છીએ; અને તું ખેતીવાડી ખાતાના એક મોટા અમલદારની પત્ની, એનેજ લખતાં કે વાંચતાં ન આવડે. આથી મને કેટલી મુંઝવણ થાય છે એનો તને ખ્યાલ પણ નહિ આવે."

પણ પેલેગિયાએ તો માત્ર હાથ હલાવી કહ્યું:

"ઓહો, દિવાન, આવી નકામી નકામી બાબતો માટે શું કામ મુંઝાય છે ? હવે વળી વાંચતાં શીખવામાં હું મારો વખત શું કામ બગાડું ? હું નાની હતી ત્યારે તો શીખી નહિ અને હવે આ ઉંમરે મારી આંગળીઓ ઓછી વળવાની હતી ? હવે હું કંઇ કક્કો ઓછો ઘુંટી શકવાની હતી ? મારે શું કામ શીખવું ? એ તો નાનાં છોકરાં માટે છે. હું તો હવે જીંદગી પુરી કરવા આવી. એ તો વગર શીખેજ પુરી થઇ જવાની."

એના પતિએ એક નિસાસો નાખીને કહ્યું: "અરેરે...પોલિયા"

એક વખત એ એક બાળપોથી ઘેર લાવ્યો. એણે કહ્યું: 'લે' પોલિયા, આ મોટી ઉમરના માણસોને શીખવા માટેની બાળપોથી. હું જ હવે તો તને શીખવીશ. અને હવે તું નકામી દલીલો ન કરતી, હોં.

પોલિયાએ અલબત્ત, દલીલો ન કરી પણ એ શાંતિથી હસી. એના હાથમાંથી બાળપોથી લીધી અને એને કબાટમાં સંભાળીને મુકી દીધી. એને લાગ્યું કે આ બાળપોથી કોક દહાડો કોઇનાં બાળકોને કામ લાગશે.

એક દિવસ એ એના પતિના કોટની બાંય સાંધવા બેઠી કોટમાં કંઇક કાગળિયાનો અવાજ થયો.

પોલિયાને લાગ્યું, "પૈસા તો નથી ?"

એણે ખીસ્સાં તપાસ્યાં. એક કાગળ નીકળ્યો સુંદર નાનું કવર હતું. એના ઉપર ચોખ્ખા અક્ષરે કંઇક લખેલું હતું. અને એમાંથી સરસ સુગંધ આવતી હતી.

પેલેગિયાનું તો જાણે હૃદય જ થંભી ગયું. એને વિચાર આવ્યો, "દિવાન મને

# શારીરિક સ્વાસ્થ્ય

## ૧. સગર્ભા બહેનો માટે પ્રાથમિક તૈયારી

પ્રિય બહેનો !

આપણા આ ચાલુ જમાનામાં સ્ત્રી કેળવણી વિષે હવે ઝાઝું કહેવાનું રહ્યું નથી. કારણ કે દરવર્ષે પરિક્ષાઓનાં પરિણામો જોઇએ છીએ તેમાં હવે બહેનોનાં નામ સારા પ્રમાણમાં જોવામાં આવે છે અને તેમાં પણ દરવર્ષે વધારો થતો જાય છે એટલે કેળવણી કેટલી અગત્યની છે તે તો આપણી બહેનોનાં ધ્યાન પર આવવા માંડયું છે. એટલે તેમાં તો ઉત્તરોત્તર વધારો થતોજ જશે એમ આશા રાખી શકાય છે.

પણ હવે સવાલ એ છે કે બહેનો માટે સ્કુલ તથા કોલેજની કેળવણી એકલી જ પુરતી નથી એ જ્ઞાન મેળવ્યા પછી બહેનોને હોમનર્સિંગ, હોમહાઇજીન, તથા આરોગ્ય શાસ્ત્ર શીખવાની ઘણીજ જરૂર છે અને તેમાં જીજ નાના જખમો પડે તે વખતે વપરાતાં ઓસડો તથા પાટા પુડી બાંધવાની રીત વગેરે શીખવું જોઇએ કે જેથી ઘરમાં નાનાં બાળકોને સહેજ નાનો ઘા પડયો હોય તો તેટલા માટે ડોકટરને ઘેર દોડવું પડે નહીં.

આપણાં હિન્દુસ્તાનમાં મુખ્ય સવાલ આરોગ્યશાસ્ત્રનો છે અને એ બાબતનું જ્ઞાન આપણા દેશમાં હજુ ઘણુંજ પછાત સ્થિતિમાં છે અને તેનો પ્રત્યક્ષ દાખલો જોઇયું તો ખાનગી ડોકટરોની ડીસ્પેન્સરીમાં તથા સરકારી દવાખાનામાં સ્ત્રીઓ તથા બાળક દર્દીઓ ઉભરાય છે અને આમ થવાનું કારણ થનાર માતાની અજ્ઞાનતાનું છે કારણ કે રોગ ઉત્પન્ન થયાં પછી દવાઓ પાછળ પુષ્કળ પૈસા ખરચી નાંખે છે પણ રોગ ઉત્પન્ન જ ન થાય તે માટે બીલકુલ સાવચેતી કે કાળજી રાખતાં નથી, અપવાદ તરીકે કેટલાંક શિક્ષીત બહેનો સારી ભાવજતથી તદુરસ્ત બાળકો ઉછેરે છે પણ કમનસીબે મધ્યમ વર્ગની બહેનોને તથા ગરીબ વર્ગનાં બહેનો તેઓના સંસર્ગમાં આવવાનો પ્રસંગ આવતોજ નથી એટલે તેઓનાં જ્ઞાનનુ અનુકરણ કરીને પણ પોતાની તથા પોતાનાં બાળકોની સુધારણા કરવાનું બની શકતું નથી એટલે જે બહેનોને એ જ્ઞાન હશે તે પણ મર્યાદિત જ રહી ગયું છે. તેમજ ઉપર જણાવેલા બે વર્ગની બહેનોને પણ પોતાનાં બાળકો શા કારણથી માંદાં અને અશકત રહે છે તે કારણ જાણવાની પણ જીજ્ઞાસા હોતી નથી, આમાં કેટલીક બહેનો આર્થિક કારણો બતાવે છે પણ તે ખોટું છે. એકલા પૈસાથી જ કાંઇ આરોગ્ય સાચવી શકાતું નથી. ગરીબાઇ હોય તો પણ રહેણી કરણીમાં સ્વચ્છતા, નિયમિતપણું તથા ખોરાક વિષેનું જ્ઞાન વીગેરેમાં કાંઇ પૈસાની બહુ જરૂર પડતી નથી. ઉલટું બધું જ પોતાને હાથે કરવાનું હોવાથી સ્વચ્છતા વધારે સાચવી શકાય છે.

હવે આગળ જણાવ્યા પ્રમાણે બની શકે એટલું જ્ઞાન મેળવ્યા પછી જે બહેનોને લગ્ન કરીને ગૃહ સંસાર માંડવાનો છે તેમણે તો પોતાની તંદુરસ્તી પર ઘણું જ ધ્યાન આપવું જોઇએ. કારણ કે તેમણે તો દ્દઢ અને સુન્દર નાગરીકો ને જન્મ આપવાનો છે.

આપણા પુરાતન કાળથી હજી સુધી એ રિવાજ ચાલ્યો આવે છે કે કોઇ ઉપયોગી અને પ્રખ્યાત ઇમારત બાંધવાની હોય છે ત્યારે શુભ મુહૂર્ત કરે છે તેમજ જેટલું મજબુત મકાન બનાવવાનું હોય છે તે પ્રમાણે તેના પાયાની મજબુતાઇ રાખે અને પાયો નાખ્યા પછી પણ તે વધારે મજબુત થાય તેને માટે એક બે ચોમાસાનું પાણી પણ તેમાં પચવા દે છે અને પછી તેના પર ઇમારત ઉભી કરે છે. તો આપણે વીચારવું જોઇએ કે મકાન જેવી જડ વસ્તુ કે જે પડી જાય તો પણ તેને ફરીથી સમરાવી શકાય છે તે છતાં આટલી બધી કાળજી રખાય છે તો પછી આપણે મનુષ્ય જેવી અમૂલ્ય જીંદગી સુજવાની હોય ત્યારે તો તેને માટે પ્રથમથી જ કેટલી મજબુત અને સુંદર તૈયારી કરવાની જરૂર છે ? કારણ કે ઇમારત જો તૂટે તો તે તો ફરીથી સમરાવી શકાય છે પણ કાચાં અને નબળાં બંધારણ વાળાં બાળકોની જીંદગી અકાળે તુટી તો પછી કરોડ ઉપાયે પણ સુધારી શકાતી નથી અને વેઠેલું દુઃખ બધું ફોગટ જાય છે.

આપણા પૌરાણિક કાળમાં ધર્મને નામે બધા તો નહિ પણ કેટલાક તો ધ્યાનમાં લેવા જેવા નિયમો છે.

તે કાળમાં પ્રજોત્પત્તિ માટે કેટલા બધા નિયમો કહ્યા છે ? તે વખતે શારીરિક તંદુરસ્તીનો તો સવાલ જ નહોતો પણ પક્ષ, તિથિ, નક્ષત્ર, વાર, અને સમય એ જોઇને જ પ્રજા ઉત્પન્ન કરવામાં આવતી અને તેથી પરશુરામ વિ. પ્રતિભાશાળી પુરૂષો તથા મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી તથા ગાર્ગી જેવી અનેક પ્રતાપી સ્ત્રીઓ પણ થઇ ગઇ છે અને એ બધું વિચારપૂર્વક થએલી ઉત્પત્તિનું પરિણામ છે એ તો પુસ્તકો વાંચનારાં બહેનો તથા કથા સાંભળનાર બહેનોથી અજાણ્યું નથીજ. કસમયે અને વગર પ્રચ્છાએ ઉત્પન્ન થએલા હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપનું દ્રષ્ટાંત બહેનોથી અજાણ્યું નહિ જ હોય.

ઉપલા દાખલાઓ સાથે આપણી સ્થિતિ સરખાવીશું તો જણાશે કે આપણામાં નથી જોવાતું આરોગ્ય કે નથી વિચાર કરાતો આર્થિક સ્થિતિનો તેમજ આગલાં બાળકની ઉમ્મર હજી કેટલી છે તે વિષે પણ વિચાર આવતો નથી તો પછી થનાર માતાની માનસિક સ્થિતિનો તો વિચાર સરખો ય ક્યાંથી હોય ! અને તેને પરિણામે બાળકો જન્મે છે તે બીચારાં માંદાં ને અશક્તિ લઇને જ જન્મે છે અને તેમાંથી થોડાં દવાઓ દીધી દીધીને નબળા બાંધાનાં ઉછરી આવે છે પણ મોટો ભાગ તો એક વર્ષનાં થતા પહેલાં જ રામશરણ થાય છે.

હવે આપણે આવાં બાળકોની માતાઓની સ્થિતિ જોઇશું તો જણાશે કે કેડમાં બાળક અને હાથમાં શીશી લઇને દવા લેવા માટે સવારનાં પહોરનાં હજાર કામ પડતાં મુકીને જવું પડે છે અને ત્યાં તો સ્વાભાવિક રીતે વાર લાગે જ તેથી બીજાં બાળકો ઘેર હોય તેમને તથા તેમના પતિને ખાવાપીવાની હાડમારી અને અકળામણ વેઠવી પડે છે અને સરવાળે ઘરમાં ક્લેશ અને અશાન્તિ પ્રસરે છે અને જીંદગી નીરસ થઇ જાય છે.

આ બાબતમાં પુરૂષો વધારે જવાબદાર છે. સ્ત્રીઓએ પોતાનું જ્ઞાન અને આરોગ્ય સારૂં રાખવું એ એની ફરજ છે પણ જેવી રીતે પૈસાની આવક જાવક, નફો-તોટો વીગેરેમાં ધ્યાન રાખે છે તેવું પોતાના સંસાર તરફ શા માટે ન રાખે ? કે આપણે કેટલાં બાળકોને કેળવી શકીશું, કેટલાંનું પોષણ કરી શકીશું તથા પોતાનાં બાળકોની માતાની

શારીરિક શક્તિ કેવી છે એ બધું વિચારીને જો સંતાનોને જન્મ આપવામાં આવે તો આટલી બધી હાડમારીઓ તથા બાળમરણ તથા સુવા રોગનાં મરણોમાં જરૂર સુધારો થાય. આપણા દેશમાં બાળ મરણનો આંકડો બીજા દેશો કરતાં કેટલો ભયંકર છે તે તો સૌ જાણે છે જ

હવે ખોરાક માટે ખાસ અભ્યાસ કરવાની બહેનોને જરૂર એટલા માટે છે કે કુંબના પોષણનો તથા આરોગ્યનો બધો આધાર સ્ત્રીઓ પર જ રહેલો છે. અને આપણા સંસારમાં મોટે ભાગે આર્થિક સ્થિતિ સંપૂર્ણ હોતી નથી પણ બહેનોને ખોરાક વિષે સારું જ્ઞાન હોય તો પોતાના હંમેશના ખોરાકમાં ફેરફાર કરી શકે અને એટલા જ ખર્ચમાંથી સાદો ને પૌષ્ટિક ખોરાક બનાવીને શરીરને જોઇતાં તત્વો સહેલાઇથી મેળવી શકે અને તેને માટે અત્રે એકજ દાખલો બતાવું તો તેથી સમજાશે—

આપણે દરરોજ દાળ કરીએ છીએ તો તેમાં મરચાં મશાલા વી. ખુબ ન નાખતાં તે બચતમાંથી કાજુ, શીંગ, ખારેક અખરોટ, પીસ્તાં, આલુ, લાલ દ્રાક્ષ વી દાળમાં થોડું નાખીને તે દાળ ખાવાથી ઇંગ્રેજી ખોરાકમાં સૂપ આવે છે તે પ્રમાણે શક્તિ આપનારો ખોરાક થશે. સુકો મેવો ઘણો જ પૌષ્ટિક છે પણ તે છુટો વાપરવો ન પાલવે તેથી આવી રીતે વાપરવાથી ઘરનાં દરેક જણને સરખા પ્રમાણમાં સારાં તત્વો એટલા જ ખર્ચમાં મળશે. અને મરચાં ગરમ મસાલા વીગેરેથી જે ગરમી તથા લુખસ વીગેરે રોગો થાય છે તેમાંથી બચી જવાશે અને ડોકટરનાં બીલ ઘટવા માંડશે. થોડા દીવસ કદાચ સ્વાદફેર થયાથી ભાવશે નહીં પણ ટેવ પડયા પછી કાંઇ લાગશે નહીં હવે પછી આપણે સગર્ભાની સંભાળ વિષે જોઇશું.

સૌ. શાન્તા મહેતા






લેખક : રા. 'પ્રમોદ', બી. એ.

[ જુલાઇ અંકના પાન ૨૫૪ થી ચાલુ ]

## પ્રકરણ ઓગણીસમું

### ચર્ચા

વૈદ્યરાજને આવતાં દોઢેક અઠવાડીયું નિકળી ગયું. એ આવવાના હતા તે દહાડે યશોમતિએ સામે જવા અચલબા પાસે રજા માગી.

મુકુન્દ અને યશોમતિ સામે ગયાં.

વૈદ્યરાજ તો એના એ હતા! પણ બન્નેને એ જાણે જુદાજ દેખાયા–એનાં કપડાંમાં જાણે અમીરાત, અને મ્હોં ઉપર જાણે પ્રભાવ.

અને બીજું યે કાંઇક હતું; બન્નેને દેખી 'એ હસ્યાઃ શું એ ખંધીલા મટી ગયા હશે! આ મીઠાશ ક્યાંથી આવી? ખંધીલાપણું સમજપૂર્વક મીઠાશમાં તો નહિ ફેરવાયું હોય!

"હું જાણતોજ હતો કે મને સ્ટેશને લેવા તમેજ આવશો."

"કાન્તિએ લખ્યું હશે તમને." યશોમતિ બોલી ઉઠી.

"જુદી, સાવ જુદી. ફરીવાર કહે જોઇએ?"

"તો હીરા યે."

"હજી જુદી" વૈદ્યરાજે માથે હાથ મુકી મોં પોતાની સાવ સામે ફેરવી ચાલતાં ચાલતાં કહ્યું.

મુકુન્દે જોયું કે એની સેતાનીયત હજુ ગઇ નથી.

"તો ત્રિવેણી નજ લખે!"

"એમાં પણ જુદી પડી! એણે જ કહ્યું છે મને."

"એ પણ એવી થઇ ગઇ?" યશોમતિએ આશ્ચર્ય બતાવ્યું.

"શું એવી થઇ ગઇ કે એ?" વૈદ્યરાજે બહુજ ખીલવટથી કહ્યું.

યશોમતિ સમજી કે વૈદ્યરાજ પામી ગયા છે. એ શરમાઇ ગઇ.

"ઠીક થયું ને હું આટલા દહાડા તને એકલી મુકીને ગયો એ!" વૈદ્યરાજ બહુ આગળ વધવા માંડ્યા હતા.

"શું ઠીક થઇ ગયું?" યશોમતિએ છણકો કર્યો.

"યશો. બહુ થયું હવે! નકામી વાત છુપાવીશ નહિ. એકવાર કહી દે કે હું સમજી ગયો છું."

યશોમતિએ જવાબ ન આપ્યો.

એઓ મોટર આગળ પહોંચ્યાં: મોટરમાં ગોઠવાયાં અને ઘેર આવ્યાં.

બધાં ઓસરીના બારણામાં ઉભાં હતાં. મોટર આવતાંની સાથેજ હીરા પગથીયાં ઉતરી મોટર પાસે આવી.

વૈદરાજે બહાર નીકળતાંજ હીરાના ગાલ ઉપર ટાપલી મારી અને કહ્યું. "હીરા, તું પણ ભારે બેપાન છે હો !"

"કાં વૈદબાપા !"

"હવે બાપો બનાવ મને !"

"પણ શું થયું છે કહેશો તો ખરાને !"

"નમસ્તે, ચંપાબહેન." પગથીયાં ચડતાં ચડતાં વૈદરાજે પ્રણામ કર્યો અને ઉમેર્યું: સાંભળો છો ને ? આ હીરાને કહું છું એ ? કહું છું કે ભારે બેપાન છે તું !"

"એના કરતાં બીજું કાંઈ નહિ હોય ?" ચંપાએ કહ્યું અને એ હસી.

"બીજું કોણ હું, એમને ?" વૈદરાજે પણ એમજ હસતાં હસતાં કહ્યું અને ઉમેર્યું "જૂઓ છો ચંપાબહેન. હું તો આ છોકરી આગળ સાંધણમાં તણાઇ જાઉં. એ તમારે ત્યાં આવવાને બદલે તમને પોતાને ત્યાં ખેંચી લાવી. કહો, એ બેપાન નહિ."

ચંપાને હસવું કે ગુસ્સે થવું એ ન સુઝયું. વૈદરાજે શું પોતે મ્હોં ચડાવવું જોઇએ એવા ઉદ્દેશથી કહ્યું હતું ? એ ગંભીર થઇ ગઇ.

"કેમ થયું ? એટલી વારમાં ભારેખમ થઇ ગયાં. મારી તો બહુ રાહ જોતાં હતાં. મારા મ્હોંમાંથી ફૂલ ઝરતાં તમે કે દહાડે જોયાં હતાં, કે મારે સારૂં તમારૂં હેત ઉભરાઇ નીકળ્યું ! હું તો એવો છું જ."

વૈદરાજ આ કહીને એવા તો ખડખડાટ હસ્યા કે એના સાલસપણા વિષેની શંકા ઉડી ગઇ અને ચંપા પણ હસી.

"હવે બરાબર. તમે એમજ સારાં દેખાઓ છો. ત્રિવેણી સાચું કહે જોઇએ. ચંપાબહેન મ્હોં ચડાવે ત્યારે કેવાં ખરાબ લાગે છે."

ત્રિવેણી જવાબ દે એ પહેલાં તો ચંપા બોલી ઉઠી: "વૈદરાજ તમે તો ગંભીર જ સારા લાગો છો હો."

"ત્યારે તો અત્યારે હું ખરાબ દેખાયો ને ? સારૂં થયું તમે સાચી વાત કરી દીધી એ; અમારે વૃદ્ધને વળી સારા લાગવાનું શું ? હવે હું આવો જ રહીશ."

સૌ ઘરમાં આવ્યાં અને બેઠાં.

મોને અંદર આવી ટાપલી ભરીને ફૂલ ટેબલ ઉપર મૂકયાં અને વૈદરાજને નમસ્કાર કર્યો.

"મોના, કેમ છો ? છો તો આનંદમાં ને ?"

મોને માત્ર માથું નમાવીને જ જવાબ દીધો. અને ચાલતો થયો.

"પણ એ નકામું પૂછું છું ?" વૈદરાજ બોલ્યા.

"પૂછયા વગર જ." યશોમતિથી બોલી જવાયું.

"મનમાં જ પ્રશ્ન ઉઠયો. અને એનો જવાબ દીધો. મને વિચાર આવ્યો કે આટલાં ફૂલ વગર વપરાયે કેમ રહ્યાં હશે. પણ પછી યાદ આવ્યું કે એ પ્રશ્ન જ અત્યારના અહિંના સ્ત્રી મંડળમાં નકામો છે."

"વૈદરાજ, તમે અમોને શું માનો છો ?"

"ઇચ્છા તો ઘણીયે શક્તિ માનવાની છે: પણ નબળાઇ બહુ દેખાય છે બ્હેન."

"ફૂલ વગેરેમાં રચ્યાં પચ્યાં રહીએ તો અમે શક્તિવાળાં કહેવાઇએ કાં ?"

"ના, ચંપા બ્હેન, બોલવામાં રચ્યા પચ્યાં રહો એટલે શક્તિવાળાં કહેવાઓ ! ફૂલ વગેરેમાં જ રચ્યા પચ્યા રહ્યાં હોત તો તમારી નબળાઇ તો બહાર ન આવત."

"વૈદ્યરાજ, હવે કપડાં ઉતારી કાંઇ ન્હાવું કરવું છે કે બસ આમ લડવું જ છે?"

"ચંપા બ્હેન, આપણે લડીએ છીએ? તમને મારી ભાષાનો શોખ નથી? એ ન હોય તો મને શું કરવા ઝંખો?"

"વૈદ્યરાજ, તમે કેટલાં છોકરાં રમાડયાં હશે?"

"આજે જ ગણી જુઓ. પછી એટલાં ઓછામાં ઓછાં પચાસ વરસનાં ગણો."

"જાઓ હવે, ગણી રાખું છું તમે પાછા આવો ત્યાં."

"વૈદ્યરાજ, તમારે પછી ચંપાબ્હેનને એકાંત આપવી પડશે. એ કેટલા દહાડા થયાં તમને યાદ કરે છે."

"ખુશીથી!" વૈદ્યરાજે પોતાના ઓરડા તરફ જવા માંડતાં કહ્યું.

"બુઢીયો બડો ખેરીટ છે!" ચંપાએ વૈદ્યરાજ સાંભળે એમ કહ્યું.

"એ વિના સંભળાવી પણ શકતો હશે—અને સાંભળી શકતો હશે" વૈદ્યરાજનો અવાજ પોતાના ઓરડામાંથી આવ્યો.

યશોમતિને ઓચિંતો જ એક વિચાર આવ્યો; વૈદ્યરાજ પોતાની, હીરાની, ચંપાની મશ્કરી કરે છે તો ત્રિવેણીને કેમ કાંઇ નહિ કહેતા હોય?

વૈદ્યરાજ અરધીક કલાકે પાછા ઓરડામાં આવ્યા ત્યારે એણે ચાંખડીઓ પહેરી હતી: લાંબી પાટલીનું ધોતીયુ પહેર્યું હતું: ખભા ઉપર બીજું પંચીયું હતું અને કપાળે-હાથે-છાતીએ ભસ્મ લગાવી હતી. ઉંચા, પાતળા, ગોરા વૈદ્યરાજનું વૃદ્ધ શરીર તાકાતવાળું દેખાતું હતું. રૂદ્રાક્ષની માળા પણ જાણે એને શોભતી હતી.

"ચાલો ચંપાબ્હેન, પહેલાં આપણે પેટભરીને વાતો કરી લઇએ. આ બધાં તો રોજ કર્યા કરે છે. વૈદ્યરાજનો કટાક્ષ કોના તરફ હતો એ એની આંખો કહેતી હતી: હીરા અને અચલબા એ જોઇ મૂંગું હસ્યાં. ચંપા પણ હસતી હસતી વૈદ્યરાજ સાથે બહાર ગઇ.

સવારમાં જ કાન્તિ બહાર ગયેલ. સ્ટેશને તો એને જવાનું હતું નહિં. એ એ-વખતે જ આવ્યો, નમસ્કાર કર્યાં; અને વૈદ્યરાજે ઉભા ઉભા જ ખબર અંતર પૂછ્યા.

"વૈદ્યરાજ, કાન્તિભાઇની ઉંમર ભલે નાની છે પણ એ એક હિંમતબાજ અને મજબૂત માણસ છે હો! અમોને એમણે બહુ મદદ કરી!"

"બહુ થયું ચંપાબ્હેન." કાન્તિએ જવાબ દેતાં દેતાં ઓરડામાં ચાલ્યા જવાનું કર્યું.

વૈદ્યરાજ અને ચંપા બાજુના ઓરડામાં ગયાં.

"મારી વાત પછી, એક વિચાર મને આવ્યો છે અને કાન્તિલાલ સામે જ મળ્યા એટલે તમને તુરત કહી નાખવા મન થયું છે." ચંપાએ વાતની શરૂઆત કરી.

"કહી નાખોને?" વૈદ્યરાજે કહ્યું. અને ઉમેર્યું; "પણ ચંપાબ્હેન એવી વાત ન કરી નાખતાં કે ઉતાવળી દેખાય?"

"એવું નથી: આ કાન્તિલાલ અને ત્રિવેણી......"

"સમજ્યો, એનો ખુલાસો પંદર મિનિટમાં કરાવી દઉં. એ જરા વજનદાર વસ્તુ છે. એને પાછળ રાખીએ. તમે તમારૂં શું કહેતાં હતાં?"

ચંપાએ માન્યું કે વૈદ્યરાજને પોતે કરી એ વાતમાં બરાબર સમજ પડી ગઇ છે. હવે પોતાની વાત કરવામાં જરાએ હરકત નથી.

"વૈદ્યરાજ, મને તો સમજ નથી પડતી કે આ બધું શું થાય છે? મારા ઉપર એકા-

એક એવો બોજો આવી પડયો કે મારે શું કરવું અને શું નહિ એની કાંઇ સમજ જ ન પડે. એ તો સારૂં થયું કે તમે મને બહુ રીતે બચાવી લીધી અને બધું સીધે સીધું પાર ઉતાર્યું; નહિ તો મારૂં શું થાત ? અને હજીએ મારૂં તે શું થશે ? અત્યારે તમે જે ગોઠવણ કરી એ થોડી જ હંમેશને માટે કાયમ રહેવાની ? વળી એવા ને એવા પ્રસંગો ઉભા થશે ત્યારે મારે શું કરવું ? અથવા તો હવે એવા સંજોગો ઉભા ન થવા દેવા માટે શું કરવું ? "

" બ્હેન, શ્રદ્ધાના વિષયની વાત આવે ત્યારે તમે ભડકી ઉઠો એ એક ઠીક વાત છે. પણ દુનિયામાં બુદ્ધિ કરતાં શ્રદ્ધા વધુ કામ કરે છે. આપણું આખું જીવન શ્રદ્ધા ઉપર જ ચાલ્યું જાય છે. તમે ઇશ્વરમાં શ્રદ્ધા રાખો. ઇશ્વર બધું સારૂં જ કરશે ? "

" વૈદરાજ, આ કાંઇ તોડ નથીઃ મારે તો એકને એક બે જેવો તોડ જોઇએ છીએ. મારે એક જ ઝટકે નિકાલ જોઇએ. "

" એક ઝટકે કોઇ દિવસ કયાંય નિકાલ આવ્યો નથી ! અને આવવાનો નથીઃ તમે પણ એક જ ઝટકે નિકાલ ઇચ્છો છતાં એ ન બને એવું છેઃ આપણી ભૂલોનાં કે આપણી ગણતરી ફેરનાં પરિણામો કયાં કયાં કયારે આવે એ આગળથી કેમ ખબર પડે ?"

" તો આજ સુધી મેં શ્રદ્ધા રાખી તો ચલાવ્યું છતાં પરિણામ જુવો છો ને ? "

" આ તમે આપફેસલામણીની રમત કરો છો. તમે આજ સુધી શ્રદ્ધા રાખી એમ કહેતાં હો તો એ તમારી ભૂલ છેઃ તમે, જો સ્પષ્ટ કહું, તો જે કાંઇ બન્યું એનું ફળ લણો છો. "

" કેવી રીતે ? મેં મારૂં બધુંયે પ્રાણજીવનદાસ સારૂ હોમી દીધું; એનું ન સહન થાય એવું વર્તન મેં આંખ આડા કરી ચલાવ્યું; શ્રદ્ધાથી એ કોઇક દિવસ મ્હને વફાદાર થશે એમ માનતાં માનતાં પરિણીત જીવનનાં વર્ષો ગાળ્યાં; વિચારકો જે વાતને તદ્દન સ્વાર્થી અને બીનજરૂરી માને છે એ વાત ઉપર મારૂં મન ચોક્કસ રીતે ટકાવી રાખ્યુંઃ એ બધું શું ? એ મેં ખરાબ કર્યું હતું કે આ પરિણામ આવી ઉભું ? "

" હું થોડું ઘણું જાણી શકયો છું એ ઉપરથી કહી શકું છું કે તમે ભૂલ ઉપર ભૂલ કરતાં આવ્યાં છો. અને એ બધી ભૂલો મનના વેગને સંતોષવાના સ્વાર્થ ખાતર, અંતરના અવાજને દાબી દઇને કરી છે ? તમે જાણતાં હતાં કે મુક્તાની સાથે પ્રાણજીવનદાસને પૂરો પરિચય છે. એટલું જ નહિ પણ પ્રાણજીવનદાસને બીજે સ્થળે ઘાડા સંબંધો છે. છતાં તમે એને વળગ્યાં. એણે જ્યારે તમને એકાદ બે વાર તરછોડયાં ત્યારે તમારે તમારા મનના વેગને દાબી દેવા જરૂર હતીઃ પણ ત્યારે તમે તમારી સ્ત્રીશક્તિનો ઉપયોગ કરીને મુક્તાને તજાવવાના યત્નો કર્યા. મુક્તા એ વખતે તજાઇ, પણ ભૂલાઇ તો નહિ જ; તમે પણ એ જોતાં હતાં છતાં એ વાત જતી કરી અને તમારૂં સ્થાન કાયમ રાખવામાં ઇતિ. કર્તવ્યતા માની. પરિણામ શું આવ્યું ? મુક્તા રખડી; તમે રખડયાં; મુક્તા માટે જો મને સાચું કહેવરાવો તો હું કહીશ કે એ એક ભોળી છોકરી છે. યશોમતિ અને મુક્તામાં કાંઇ ફેર નથી; એ રમકડું તો જાળવ્યું જળવાય. તમે સમજુ છો–દરેક વાતનો વિચાર કરી શકો છો; પણ શરૂ શરૂમાં ભૂલ થઇ ગઇ અને એ હવે સુધરે એમ નથીઃ હવે તો બે જ રસ્તા છે કાં તો તમારે તમારૂં પોતાનું વર્તન જ સંભાળ્યા કરી પતિ સાથે સહકાર્ય કરી લેવી; અને કાં તો તમારે તમારા પતિનાં સ્મરણો અંતરમાં

જાળવી રાખી તમારૂં વર્તન જાળવી રાખવું. એ સિવાય એક રસ્તો છેઃ એ તો હૃદયનું અને બુદ્ધિનું ખૂન કરવાનો છે-તદ્દન જડવાદી છે-પાશવી છે. ”

“ પ્રાણજીવનદાસ કોઇ પણ રીતે...”

“ આ તમારી ઘેલછા નથી ? શરીર શરીરનું કામ કરે છેઃ હૃદયના કાયમી સંબંધ જેવી દુનિયામાં કશી વસ્તુ નથીઃ સ્ત્રી અને પુરૂષ જે કરારથી બંધાય છે એ તો માત્ર ભેળાં રહી આર્થિક અને દૈહિક સગવડતા જાળવવા પૂરતો જ છેઃ સંયમ અને શીલ એ પુરૂષોના માલિકી હક્કો જાળવવા માટે પુરૂષોએ ઉભી કરેલી કલ્પના છે–એવા મત ધરાવનારાં તમે ઉઠીને પ્રાણજીવનદાસને સંયમ-ને દોરડે બાંધી પરતંત્ર કરવા ચાહો એ તમને શોભે ? ” બહુ જ હળવા તોરમાં હસતાં હસતાં વૈદરાજે જવાબ દીધો. ”

“ વૈદરાજ, તમને અત્યારે હસવું સૂઝે છે પણ એ તો એવા સંજોગો જેને વીત્યા હોય એ જાણે કે...”

“ શ્રાપ ન આપશો કૃપા કરીને. તમને માઠું લાગે છે હું બોલું છું એથી ! પણ બ્હેન, અત્યારે તમને એટલું તો સમજાય છે ને કે પતિનું અયોગ્ય વર્તન તમને કેટલું દુઃખદ છેઃ અને એ કેવા પતિનું ? જેને તમે એવી રીતે વર્તતો જોયેલ છે. ત્યારે વિચારો તો ખરાં કે એક સ્ત્રીના વર્તનનું એના પતિને પણ શું થયું હશે ? મુક્તાનો વર બધી હકીકત જાણતો હોય તો ? નિર્દોષ વાતચિતો–નિર્દોષ મિત્રમંડળી–નિર્દોષ મિત્રાચારીમાં માનનારો એક માણસ એકાએક એની સ્વપ્ન સૃષ્ટિનો ભંગ થતો જુએ, અને આ ભયાનક સંબંધને જ એ નિર્દોષ સમજતો હતો એમ જાણે, ત્યારે એનું શું થાય ? અત્યારે કદાચ તમને એવા પુરૂષોની સહાનુભૂતિ ઉપજશે. પણ એક આખો પ્રશ્ન કરૂં. તમે એક દહાડો જેના ઉપર ચાહ બતાવ્યો અને જેને પોતાનું હૃદય વહેતું કરવા પ્રોત્સાહન આપ્યું એ શ્રી. પારેખને એક દિવસ એકાએક તમે શ્રી. પ્રાણજીવનદાસ તરફ ઢળી જઈ જે સેહ આપી એ યાદ આવે છે ? તમે કદાચ એને ભોળો માની, મુરખ માની, હૃદયમાંથી ભૂંસી નાખ્યો હશે–પણ એવાઓ તમને ભૂંસી નથી શકતા. તમને ખબર છે કે એ શું કરે છે ? ”

( ચાલુ )



સૌ. લીલાંવતી પટેલ

## પુરુષો માટે સ્વેટર

**સ્વેટરમાં જોઇતી ચીજો:**—૮ ઔંસ ઊન, આઠ અને દસ નંબરના સોયા.

**સ્વેટરનો પાછળનો ભાગ:**—દસ નંબરના સોયા ઉપર ૧૨૪ ટાંકા લેવા એક ટાંકો સાદો અને એક ટાંકો ઉંધો એમ ત્રણ ઇંચનો પટો કરવો, અને છેલ્લી લાઇને શરૂઆતમાં અને છેડે એકેક ટાંકો વધારવો (૧૨૬).

હવે આઠ નંબરના સોય. પર ડીઝાઇન કરવી.

૧ લી લાઇન:—*૩ ઉંધા, બે ટાંકા ભેગા ગુંથવા, અને તે ટાંકા ઉતાર્યો વગર પહેલા ટાંકામાં ફરી ગુંથવું અને પછી ટાંકા ઉતારી લેવા, ૩ ઉંધા, ૧ સાદો; * આ નિશાનીથી ફરી ગુંથવું.

૨ જી લાઇન:—* ૧ ઉંધો, ૩ સાદા, ૨ ઉંધા, ૪ સાદા; * આ નિશાનીથી ફરી ગુંથવું.

આ પ્રમાણે દસ ઈંચ સુધી ગુંથાય ત્યાં સુધી ડીઝાઇનમાં ગુંથવું. હવે બાંયના ઘાટ માટે દરેક લાઇનની શરૂઆતમાં અને છેડે એકેક ટાંકો ઘટાડવો. બધી ગણી ૧૮ લાઇનો ગુંથવી. અને પછી ઘટાડ્યા વગર આઠ લાઇનો ગુંથવી.

**ખભાનો ઘાટ:**—પહેલી બે લાઇનોની શરૂઆતમાં ૭ ૭ ટાંકા બંધ કરવા અને પછીની ચાર લાઇનોની શરૂઆતમાં સાત સાત ટાંકા બંધ કરવા. પછી બાકી રહેલા ટાંકા ઉપર એક ટાંકો સાદો અને એક ટાંકો ઉંધો એમ ૧॥ ઇંચ સુધી ગુંથવું. અને પછી બધા ટાંકા બંધ કરી દેવા.

**સ્વેટરનો આગળનો ભાગ:**—આગળનો ભાગ પાછળના ભાગમાં બાંય સુધીનો ગુંથવો અને છેલ્લી લાઇનમાં બરાબર અડધા ટાંકા ત્રીજા સોયા ઉપર લઈ લેવા. અને પછી લાઇન પુરી કરવી.

આગળના ડાબા ભાગથી શરૂઆત કરવી. હવે બાંય તરફ એકેક ટાંકો ઘટાડવો. એમ ૧૮ લાઇનો ગુંથવી, અને સાથે સાથે ગળા તરફ પણ દરેક ત્રીજી લાઇને એકેક ટાંકો ઘટાડવો આ પ્રમાણે ૨૦ ટાંકા રહે ત્યાં સુધી ગુંથવું પછી નવ લાઇનો ટાંકા ઘટાડ્યા વગર ગુંથવી.

**ખંભાનો ઘાટ:**—બાંય તરફથી પહેલા ૭ ટાંકા બંધ કરવા અને પછી સાત સાત ટાંકા બંધ કરવા. (બે વખત) પછી બધા ટાંકા બંધ કરવા. હવે ડાબા ભાગ પ્રમાણે જમણો ભાગ ગુંથવું.

હવે દસ નંબરના સોયા વડે સ્વેટરની છતી બાજુએથી ગળાના એક ભાગ ઉપર ૯૦ ટાંકા ઉપાડવા આ ટાંકા ઉપર ૧ ટાંકો સાદો અને એક ટાંકો ઉંધો એમ ૧॥ ઈંચની પટ્ટી ગુંથવી અને બધા ટાંકા બંધ કરવા. એજ પ્રમાણે બીજી બાજુ પણ ગુંથવું.

હવે ખભા જોડી બાંયની છતી બાજુએ ૧૭૨ ટાંકા ઉપાડવા અને એક ઇંચની પટ્ટી ગુંથવી. આ પટ્ટી ગુંથતી વખતે દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. પછી બધા ટાંકા બંધ કરવા અને પછી બને બાજુઓ શીવી લેવી.

## [૧] સમાજ જીવનમાં સ્ત્રીઓનું સ્થાન

આધુનિકયુગમાં સ્ત્રીઓ સમાજમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવા માટે સામાજીક વિગ્રહ ચલાવી રહી છે. સ્ત્રી શક્તિનો પ્રતાપ હાલની દરેક પ્રવૃત્તિમાં દૃષ્ટિગોચર થાય છે. આ પરિસ્થિતિમાં સ્ત્રીનું સમાજમાં યોગ્ય સ્થાન શું હોઇ શકે, એ પ્રત્યેક વ્યક્તિએ વિચાર કરવો આવશ્યક છે.

સ્ત્રીઓનું મોટામાં મોટું કાર્ય તે ગૃહકાર્ય છે. જેને માટે પ્રભુએ તેને યોગ્ય શક્તિ અને ગુણોથી વિભૂષિત કરી છે. ગૃહકાર્યની આદર્શમયતા ગૃહસંસારને સ્વર્ગમય બનાવવો તેમાં રહેલી છે. ઘરની અધિષ્ઠાતા સ્ત્રી છે, એ ગૃહને સ્વર્ગમય બનાવવા શું કરે છે? સ્ત્રી એટલે આત્મભોગની મૂર્તિ. પોતાની જાતને ગમે તેટલું કષ્ટ પડે, જીવનનાં લ્હાવા પણ અળગા કરવા પડે, તોયે એ નવ પ્રજાના સર્જનનું જવાબદારી ભર્યું કાર્ય સતત શ્રમથી ઉઠાવે જ જાય છે. કૌટુંબીક જીવન સુખમય થાય એટલા માટે એ પોતાના જીવનને પતિના જીવન સાથે ઓતપ્રોત કરી દે છે. પતિના સુખમાં જીવનનું બધું સુખ માણવું એ આદર્શ સ્ત્રીના આત્મત્યાગની પરાકાષ્ટા છે. સ્ત્રીના જેટલું ધૈર્ય જીવનમાં વિવિધ પ્રસંગોમાં પુરુષો પણ ધારી શકતા નથી સ્ત્રીઓનું અત્યંત ધીરજ અને ખંતથી ભરેલું કાર્ય તે બાળ ઉછેર. કેળવાએલી અને સંસ્કારી માતા પોતાના બાળકને ઉત્તમ રીતે ઉછેરવામાં પોતાનો ઘણો સમય વ્યતીત કરે છે. આ જવાબદારી ભર્યાં કાર્ય દરમીયાન એને સંપૂર્ણ ધીરજ રાખવી પડે છે. જુની કહેવત છે કે, 'છોકરાં ઉછેરવાં અને પથ્થર પકવવા બરાબર છે.' આ દર્શાવે છે કે બાળ ઉછેરનું કાર્ય કેટલું કઠિન છે. સ્ત્રી એટલે સહનશીલતાની પ્રતિમા. ગૃહજીવનને કલેશમય થતો અટકાવવા આ ગુણ સ્ત્રીઓને કેળવવો જ પડે છે. સ્ત્રીઓ માતા થાય છે, ત્યારે તેમનો બાળક પ્રત્યેનો પ્રેમ દિવ્ય હોય છે. પ્રેમના આવેશમાં માતા પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે. માતા એ તો બાળકને ઈશ્વરની બક્ષિસ છે. માતા તરીકેનું સ્ત્રીનું સ્થાન ઉચ્ચ અને પૂજ્ય છે. માતા દ્વારા ઇશ્વર પોતાનો પ્રેમ મનુષ્ય પર વ્યક્ત કરે છે. એ આપણી પુરાતન સંસ્કૃતિ કહેતી આવે છે, એમાં તથ્ય રહેલું છે. આ ઉપરથી, જોતાં ગૃહમાં સ્ત્રીઓની સેવા પુરૂષો કરતાં વધારે છે, માટે એમનું સ્થાન વધારે ઉચ્ચ છે.

એવો પ્રશ્ન ઘણીવાર સંસ્કારી સ્ત્રીઓમાં ચર્ચાય છે કે સ્ત્રીઓની દુનીયા એટલે ગૃહના ચાર ખુણા એટલું જ ને? પરિણીત સ્ત્રીઓને ગૃહકાર્યની જવાબદારી બીજી કોઇ પણ પ્રવૃત્તિ કરતા વધારે હોય છે. આદર્શ ગૃહણીના હાથમાં નવીન પ્રજાનું સર્જન કરવાનું છે, અને કૌટુંબીક ગ્રંથીઓમાં રહી જીવનની સાફલ્યતા અનુભવવાની છે. ભાવી પ્રજાનો જવાબદારી ભર્યો પ્રશ્ન એમના પર અવલંબે છે. છતાંએ પોતાના નિવૃત્તિના સમયમાં ગૃહિણીઓ સાહિત્યમાં રસ લે—વર્તમાનપત્રો વાંચે, અને પોતાનું દૃષ્ટિક્ષેત્ર વિશાળ કરે. જે જે પ્રવૃત્તિઓ ગૃહકાર્યમાં અંતરાયરૂપ થાય તેવી પ્રવૃત્તિથી દૂર રહે. બાકીની બધી પ્રવૃત્તિઓમાં રસ ભર્યો ભાગ પડતો એ ભાગ લઇ શકે. હાલ આર્થિક સ્વાતંત્ર્યનો વાયરો સ્ત્રી સમાજમાં વાવા માંડયો છે, આર્થિક સ્વાતંત્ર્ય શું સ્ત્રીઓને ન જોઇએ? પરિણીત સ્ત્રીઓએ સમજવું જોઇએ કે આર્થિક સ્વાતંત્ર્ય આપવાને બહાને પુરૂષો પોતાની જવાબદારીથી મુક્ત થઇ જાય અને એ ચિંતા એમના પર ઢોળી દે. આર્થિક વ્યવસાયની ચિંતામાં ગૃહિણીઓ ન જ પડે તો જ ગૃહ જીવનનું કાર્ય ઉત્તમ રીતે થઇ શકે.

— [ 'સ્ત્રીબોધ'માંથી ]

## [૨] રશિયાનું મોટું સ્ત્રી-વિમાની દળ

જો કોઇ પણ દેશમાં પુરૂષ ઉપરાંત સ્ત્રી-વિમાનીઓ હોય તો તે રશિયામાં છે. તેવી/સ્ત્રી-વિમાનીઓની એક ટુકડીની રશિયાભરમાં જાણીતી આગેવાન વેરા નોસ્કોવા નામની છોકરી હતી.

રશિયન લશ્કર ખાતાને ગયા દશકામાં સ્ત્રીઓને વિમાનીઓનું સ્થાન આપવાનું ઠીક લાગ્યું હતું. શરૂઆતમાં રસાયણના, ગેસ વિરોધી કામમાં વિમાન વિરોધી સાધનો બનાવવાનાં કારખાનામાં યુવતીઓને તાલીમ આપીને તેમાં પાવરધી બનાવ્યા બાદ ઉડ્ડયન શીખવાડવામાં આવ્યું. લશ્કર ખાતાનો નિર્ણય હતો કે શરૂઆતમાં ૪/ ૫૦૦૦ કરતાં ઓછી છોકરીઓને વિમાનીઓની સંપૂર્ણ તાલીમ આપવી નહિ.

નાજુક બદનની સ્ત્રીઓને આવા જોખમભર્યા કામમાં ધકેલવાનું કાર્ય ત્યાંની સરકારનો એક તુક્કો નહોતો. તે પૂર્વે સોવિયેટ રશિયાના વિખ્યાત માનસશાસ્ત્રીઓની સાથે ચર્ચા કરવામાં આવી હતી. માનસશાસ્ત્રીઓએ રશિયન સ્ત્રીઓ વિષે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, પુરૂષો કરતાં સ્ત્રીઓ આ તનતોડ કાર્ય માટે વધુ લાયક છે. કટોકટીની ઘડીએ પુરૂષ કરતાં સ્ત્રી વધુ ઝડપથી એને ચોકસાઇથી વિચારી શકે છે. અને એ સાબીત થઇ ચુક્યું છે કે, વિમાની અંકુશની ચાવીઓ પરનો તેમનો સ્પર્શ પુરૂષોના કરતાં વધુ નાજુક હોય છે.

અને આમાં નાજુક સ્પર્શની જ અગત્ય સવિશેષ છે. વધુપરાંત એ પણ પુરવાર થયું છે કે, અતિશય શ્રમની સામે સ્ત્રીઓ પુરૂષો કરતાં વધુ સારી રીતે સામનો કરી શકે છે અને ટકી શકે છે. આ બધાં તત્ત્વોને લઇને ૫૦૦૦ સ્ત્રીઓને વિમાન ઉડાડવાની તાલીમ આપવાનો નિર્ણય કરવામાં આવ્યો.

આ ૫૦૦૦ સ્ત્રી-વિમાનીઓની આગેવાની ૨૦ વર્ષની ઉંમરની વેરા નોસ્કોવાને આપવામાં આવનાર હતી. જ્યારે તે ૧૮ વર્ષની હતી ત્યારે બીજી બહેનપણીઓ સાથે તે યાંત્રિક કારીગીરી શીખવા ગઇ હતી. દિવસે દિવસે તેમાં આગળ વધી અને છેવટે ઉડ્ડયન શીખવા માંડ્યું. તેની સાથોસાથ રશિયાના દરેક વિમાની કારખાનામાં પેરેશુટીંગ કલબ હોય છે તે કલબમાં હવાઇ છત્રીમાંથી કુદી પડવાનું શીખવાનું બન્યું.

સાહસિક છોકરીએ, વિમાન ઉડાવવાનું કામ શીખ્યે એક અઠવાડિયું થયું હશે ત્યારે હવાઇ છત્રી બાંધીને વિમાનમાંથી કુદવાનો પ્રયોગ કર્યો. વિમાન ૫૦૦૦ ફીટની ઉંચાઇએ ઉડતું હતું. તાલીમ આપનારની બધી સુચનાઓ તેણે સાંભળી લીધી અને પછી વિમાનમાંથી પેરેશુટ હવાઈ છત્રી-કમરે બાંધીને કુદકો માર્યો. છત્રી ઉઘાડવા છાતી પરનું બટન દબાવવું જોઇએ તે તેના ધ્યાનમાં રહ્યું નહિ, ને તે પથ્થરની પેઠે નીચે ફેંકાઇ રહી/ ભયથી તેનો જીવ અદ્ધર થઇ ગયો હતો, પણ તેના સદ્ભાગ્યે તે બીજી એક હવાઇ છત્રી પર આવીને પડી. પણ તેના વજનથી એની નીચેની છોકરી પોતાની છત્રી સાથે ભૂમિ પર પછડાઇ રહી હતી એમ તેની સમજમાં આવી ગયું તેથી તેણે એક જણનો જીવ બચાવવાની ખાતર પેલું બીજું પેરેશુટ છોડી દીધું. હવે જમીન માત્ર ૫૦૦ ફીટ નીચે હતી. તેણે ભયને છતી લીધો હતો. પોતાની ભૂલ સમજાઇ ગઇ હતી. એટલે એકદમ છત્રીની સાથે સંબંધ ધરાવતા બટનને તેણે દાબ્યું. છત્રી ઉઘડીને પહોળી થઇ ને તે ભૂમિ પર પછડાઇ મરતાં સહેજમાં બચી ગઇ. આ સાહસની નિશાનીમાં તેનો એક પગ ભાંગી ગયો હતો. તેની વાત આખા દેશમાં ફેલાઇ ગઇ ને બધાંની જીભ પર તેનું નામ રમી રહ્યું. આખા મોસ્કોમાં હવાઇ છત્રીનો ઉપયોગ કરવામાં તે સૌથી વધુ કુશળ બની.

( 'પ્રજાબંધુ'માંથી )



**શ્રી વિજયાલક્ષ્મી પંડીત :** અખીલ હિંદ મહિલા પરિષદનું આગામી અધીવેશન આંધ્રમાં ભરાવાનું નક્કી થયું છે તેના પ્રમુખ તરીકે ચુંટાયાં છે.

**ગર્લ્સ હાઇસ્કુલને ભેટ :** અંધેરી (મુંબાઇ)ની ગર્લ્સ હાઇસ્કુલની મુલાકાત ના. નામ સાહેબે લીધી હતી. આ સંસ્થાને રૂ. બે હજારની ભેટ આપી છે.

**શ્રી સવિતાબેન એચ. દેસાઇની:** શાન્તાક્રુઝમાં સત્યાગ્રહ કરવા બદલ ધરપકડ થઇ છે.

**શ્રી. દેશમુખનું સગોત્ર બીલ :** અમદાવાદની સનાતન વેદીક ધર્મ સભાએ વડી ધારાસભામાંના શ્રી જી. વી. દેશમુખના સગોત્ર પ્રવર લગ્ન મંજુર કરવાના બીલ સંબંધે ના. સરકાર તરફથી અભિપ્રાય પુછાતાં વિરોધી અભિપ્રાય મોકલી આપ્યો છે તે નીચે પ્રમાણે છે. (૧) આ સભા હિન્દુઓની ધાર્મિક બાબતમાં કોઇપણ જાતની દખલગીરી સામે વધો લે છે. (૨) અનેક કોમોના સભ્યોવાળી ધારાસભા આ પ્રશ્નોનો વિચાર કરવા ખાસ બીન લાયકાતવાળી છે. (૩) એકજ ગોત્રમાં લગ્ન કરવાં એ શાસ્ત્રથી તેમજ શિષ્ટ સદાચારથી વિરૂદ્ધ છે. અને (૪) આવાં લગ્નો પ્રજાના જાહેરહિતને સામાન્ય નીતિ નિયમોને અને જાતિના દીર્ઘાયુષને શાસ્ત્ર દૃષ્ટિએ તેમજ વિજ્ઞાન દૃષ્ટિએ નુકસાનકારક છે.

**મુંબઇની હિંદુ મહાસભાએ** દસ ખ્રિસ્તિ કુટુમ્બોની શુદ્ધિ કરી તેમને ફરીથી હિંદુધર્મની દીક્ષા આપી છે.

**અ. સૌ. શાંતાબેન રમણભાઇ ઝવેરીના** શુભ હસ્તે અમદાવાદમાં જૈન ઓસવાળ કલબ તરફથી "શ્રી જસોદાબાઇ પ્રસુતિગૃહની" ઉદ્‌ઘાટન ક્રિયા થઇ હતી. આ પ્રસુતિગૃહને નાણાવટી કલ્યાણભાઇ છગનભાઇએ રૂ. ૨૫૦૦૦)ની ઉદાર સખાવત કરી છે તે બદલ નગરશેઠ વિમળભાઇ મયાભાઇના પ્રમુખપણા નીચે અભિનંદન આપવામાં આવ્યું છે.

**શ્રી ગુજરાત સાહિત્યસભાએ :** ૧૯૪૧ ની સાલનો 'શ્રી રણજીતરામ સુવર્ણચંદ્રક' હાસ્યરસની ઉત્તમ કૃતિઓ રચવા બદલ ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતાને આપવાનું નક્કી કર્યું છે.

**સહસ્ત્રલીંગ તળાવના ખોદકામમાંથી** એક વિશાળ કુંડ નીકળ્યો છે. સરસ્વતી નદીમાંથી વાળવામાં આવેલી નહેર આ કુંડને ભરેલો રાખતી. સરસ્વતી પુરાણમાં આપવામાં આવેલી માહીતી મુજબ આ કુંડ 'રૂદ્રકુપ' હોવાનું ઓળખાય છે.

**શ્રી મણીબેન પટેલ તથા વિજયાગૌરી કાનુગા :** અમદાવાદ જીલ્લા સત્યાગ્રહમાં જોડાયાં છે.

**શ્રી લીલાવતીબેન દેસાઇ :** અમદાવાદમાં રથયાત્રાને દિવસે શાંતી જાળવવા માટે રથયાત્રાના રથની સાથે શાંતી જાળવવા સારૂ અન્ય ગૃહસ્થોની માફક તેઓ પણ શહેરમાં ફર્યાં હતાં.

**શ્રી વિનોદીની :** સુરતના નાગરબ્રાહ્મણ છે તેમણે સુરતના બ્રહ્મક્ષત્રિય શ્રી ચંદ્રવદન સાથે એક સ્ત્રી હયાત છતાં એ બીજી પત્ની તરીકે લગ્ન કર્યું છે. આવાં લગ્નો ખરેખર દુઃખ ઉપજાવે છે.

**શ્રી સરોજીની નાયડુએ** મુંબઇમાં ધ્વજવંદન ક્રીયા કરી હતી. સભાબંધી અને ભાષણો નહિ કરવાના હુકમોના કારણે મૌન જાળવવામાં આવ્યું હતું.

**શ્રી. નર્મદાબેન દેસાઇના** પ્રમુખપણા નીચે વડોદરાની શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજનો ગૌરી ઉત્સવ ઉજવાયો હતો.

**ઇંગ્લાંડમાં સ્ત્રીઓએ** એન્જીનીઅરીંગનું કામ શરૂ કર્યું છે. લડાઇને અંગે એક પણ ખાતામાં કામ કરવાનું બાકી નથી રાખ્યું.

**શ્રી. ચતુરલક્ષ્મી દીવાનને** જેલમાંથી બીનશરતે છોડયાં છે.

**મૌલાના આબેદુલ્લાએ** થોડા વખત પહેલાં અમદાવાદમાં પોતાનું જીવનવૃત્તાંત કહ્યું હતું તેમાં પોતે શીખધર્મમાંથી મુસલમાન થયા હતા. ઘણા વર્ષો પછી તેમના માતુશ્રીની સાથે રહ્યા હતા. માને બીજું કંઇ સંતાન ન હતું. એક દીવસ માની આંખમાં આસું જોતાં મૌલાના આબેદુલ્લાએ કારણ પુછ્યું. તેના જવાબમાં માએ જણાવ્યું કે તું મુસલમાન અને હું હિંદુ. મારા મરી ગયા પછી ગાય વિ. કોણ દાન કરશે? અને મારી શી ગતી થશે. તેના જવાબમાં મૌલાના આબેદુલ્લાએ માની શાંતીની ખાતર પ્રગટ ગાય જીવતી અપાવી હતી.

**શ્રી ચંચળબેન ગાંધીએ** સાવલીમાં કન્યાશાળા સ્થાપવા માટે રૂ. ૬૩૦૦) ની રકમ ભેટ કરી છે.

**શ્રી કપિલા ખાંડવાળા :** તેઓ મુંબઇ વનિતા વિશ્રામના પ્રીન્સીપાલ છે તેમને મ્યુનીસીપલ સ્કુલ કમીટીના સેક્રેટરી તરીકે નીમ્યા છે. ચૂંટણી 'બેલેટ' પદ્ધતિએ થઇ હતી. અને બીજા કેટલાએ પુરૂષ ઉમેદવારોની હરીફાઇમાં શ્રી કપિલાબેનને વધુ મત મળ્યા છે તેમને એક વર્ષ સુધી કામ કર્યા બાદ કાયમ કરવામાં આવશે, હિંદના આવા ક્ષેત્રો હિંદના ઇતીહાસમાં પ્રથમ આ પદવી ધરાવનાર આ બેન પહેલાંજ છે તેમની ઉંમર ૩૪ વર્ષની છે અને મુંબઇની સેનેટનાં સભ્ય છે. બી. એ. બી. ટી. થઇ યુ. એસ. એમ. એ. થઇ આવ્યા છે. યુનાઇટડ સ્ટેટમાં સ્રી વિભાગમાં એમી તરીકે કામ કર્યું હતું, અમેરીકામાં બોસ્ટનમાં, બાળવિભાગમાં અને સ્વાવલંબની સંસ્થાઓમાં કામ કર્યું હતું અને હિંદ પાછા ફર્યા પછી ભગીની સમાજ સેવા મંડળમાં મંત્રી તરીકે કામ કર્યું હતું. મંત્રી તરીકે રાજીનામું આપ્યું હતું. નીવડે. અમારાં અભિનંદન.

**શ્રી. વિનોબા ભાવેની** સત્યાગ્રહ અંગે ફરીવાર ધરપકડ થઇ છે.

**કુ. વાણી પોળ :** કલકત્તા યુનીવર્સીટીની દેશની પરીક્ષા બાર વર્ષ ને સાત માસની નાની ઉમ્મરે પાસ કરી છે.

**શીરીન :** નામની કેળવાયેલી મુસ્લીમ યુવતીએ મુંબઇ મુકામે પોતાની રાજીખુશીથી હિંદુ ધર્મ સ્વીકાર્યો છે.

**દીના દોરાબશા :** પારસી યુવતીએ સાન્તાક્રુઝ મુકામે હિંદુ નગીનદાસ છગનલાલ સાથે લગ્ન કર્યું છે. બાઇએ હિંદુધર્મનો સ્વીકાર કર્યો છે.

**મંજુલા :** નામની કપોળ યુવતિ તથા એક મરાઠીબેન તથા એક પદ્માવતીબાઇ ત્રણે મુસ્લીમ ધર્મ સ્વીકારી મુસ્લીમ યુવકો સાથે લગ્ન કરવાનાં છે. આથી મુંબઇમાં ભારે ખળભળાટ જાગ્યો છે.

**શ્રી યોગીની વોરાએ :** બીસેંટ વક્તૃત્વ વર્ગ વડોદરામાં "જીવનની સંગીત પર અસર" એ વિષય ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યું હતું.

**શ્રી. નર્મદાબેન દેસાઇના** પ્રમુખપણા નીચે રાજમહેલ રોડ સ્રીસમાજ તથા શ્રીમનાબાઇ સ્રીસમાજનો વડોદરામાં ગૌરી ઉત્સવ ઉજવાયો હતો.

**વડોદરા રાષ્ટ્રીય સ્રીસમાજ** તરફથી હિંદીનો કલાસ ખુલ્લો મુકાયો છે.

**ગુંડાઓની છરીઓ જર્મન** બનાવટની નીકળી છે. મુંબઇની મઝગાંવ કોર્ટના પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ મી. ફાઇલેટો જણાવે છે કે મુંબાઇમાં પકડાયેલા ગુંડાઓ પાસેથી મળી આવેલી છરીઓ મોટે ભાગે 'જર્મન બનાવટની છે. છરીઓ તદન જુદી જાતની છે. ખાસ ખુન કરવા માટે જ બનાવેલી છે.'

**વેરા નોસ્કોવાન** નામની વીસ વર્ષની યુવતિને રશીયાનું મોટું સ્રી-વિમાની દળ સોંપવામાં આવ્યું છે. કોઇ પણ દેશમાં નહિ હોય તેવું સ્રીઓનું વિમાની દળ રશીઆ ધરાવે છે (સ્રીઓની વિમાની દળ સોંપવાનું કારણ ફુલવેણીમાં વાંચો.)

**સ્રી પોલીસ દળ :** સ્રી હડતાળીઆઓ માટે સરકારે સ્રી પોલીસ દળ ઉભું કર્યું છે.

**વાંઝીયાં મેણું ટાળવા માટે** કાનપુરમાં એક બાઇએ હોસ્પીટલમાંથી નાના બાળકની ચોરી કરી. પાછળથી બાળકની શોધ કરતાં આ બાઇ પકડાઇ ગઇ હતી. સગાંવ્હાલાના વાંઝીયા મેણાંની ટીકાથી કંટાળી આ બાઇએ આ પગલું ભર્યું હતું એમ કહેવાય છે।

**સ્ત્રીઓની છેડતી :** વઢવાણમાં ધર્મતળાવ ઉપર સ્ત્રીઓની છેડતી થવાના બનાવો બનતા હતા. રાજ્યે ઘટતું કરવાની ખાત્રી આપી હતી-છતાં પણ એક વધુ બનાવ બન્યો છે. આશા છે રાજ્ય તરફથી યોગ્ય પગલાં લેવાશે.

**શ્રી. જયાબેન ઠાકોર :** અમદાવાદના એ બ્હેન કીસાન કાર્યકર છે. ૧૯૮ દ સંરક્ષણ ધારા-હેઠળ કોઇ પણ રાજ્યદ્વારી, સામ્યવાદી કિસાન કે કામદાર ચળવળ ચલાવવાની, તે અંગે ભાષણો કરવાની કે લેખો લખવાની મનાઇ થઇ છે. તેમજ તેમને અમદાવાદ જીલ્લો છોડવાની પણ મનાઇ થઇ છે.

**શ્રી. જ્યોત્સ્ના શુકલ :** સુરતના મહા-સભાવાદી કાર્યકર્તા છે. તેમને બનારસ સંસ્કૃત વિદ્યાપીઠ તરફથી "સાહિત્ય મનિષીણી"નો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો છે. અમારાં અભિનંદન.

**શ્રી. અરદેશર ખબરદારને** તેમની સાહિત્ય સેવાની કદર કરીને કાશીના સંસ્કૃત વિદ્યામંદીરે 'સાહિત્ય ભૂષણની' ઉપાધિ એનાયત કરી છે.

**અમરેલી મહિલા વિદ્યાલયમાં** શ્રી. જોશીએ રાષ્ટ્ર ભાષાના વર્ગો શરૂ કર્યા છે.

**કાઠિયાવાડ મહિલા મંડળ :** રાજકોટ ઉપરોક્ત મંડળ તરફથી પુખ્ત ઉંમરની બહેનો માટે ગુજરાતી, હિંદી, અંગ્રેજી, શીવણ, ભરત, તથા સંગીતના વર્ગો ખોલવામાં આવ્યા છે, આ સંસ્થાનું સંચાલન બેનોને જ હાથે થાય છે.

**કુ. કુંજલતા દવે :** મુંબાઇમાં દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે "કાયદાની દૃષ્ટિએ ગુજરાતી હિંદુ સ્ત્રીઓની સ્થિતિ" એ એ વિષય ઉપર પોતાનો ઇનામી નિબંધ વાંચ્યો હતો.

**સ્ત્રી-હમાલો :** લંડનના સ્ટેશન ઉપર પુરૂષોની જગ્યાએ સ્ત્રી-હમાલો કામ કરે છે.

**મીસ ક્રીપ્સ :** સર સ્ટેફર્ડ ક્રીપ્સ જે થોડા વખત પર હિંદની મુલાકાત લઇ ગયેલા, અને હાલ મોસ્કોમાં બ્રીટીશ એલચી છે, તેમનાં પુત્રી કરાંચીથી મુંબઇ ગયાં છે.

**મુંબઇ કોટ હીંદુ સ્ત્રીમંડળનો** વાર્ષિક ઉત્સવ શ્રીમતિ સુંદરબાઇ હંસરાજ પ્રાગજીના પ્રમુખપદે ઉજવાયો હતો.

**બ્હેન વત્સલા મહેતા :** યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં ઓનર્સ સાથે પાસ થયાં છે. તે બ્હેન ગુજરાતના પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ અને લગભગ અડધી સદી જેટલા લાંબા કાળ સુધી એકધારી અખંડ સ્ત્રીઓની સેવા કરનાર-છે તેમના સલાહકાર નેતા લેડી વિદ્યાગવરી નીલકંઠનાં દૌહીત્રી અને ગુજરાત સુપ્રસીદ્ધ સમાજસુધારક ડૉ. બટુકરામ મહેતાના પુત્ર ડૉ. નાનક મહેતા તથા શ્રી સરોજબ્હેનનાં પુત્રી છે આ ત્રણ પેઢી ગ્રેજ્યુએટોને હમારાં અભિનંદન.

## આ સમાજ

**દીકરીને દુધ પીતી કરી :** ગુજરાતમાં અને ખાસ કરીને રજપુતોમાં વર્ષો પહેલાં ખાનદાન કુટુંબોમાં દીકરીને દુધ પીતી કરવાનો-દુધમાં ડુબાડી મારી નાખવાનો રિવાજ હતો......એ બનાવની પુનરાવૃત્તિ કરતો એક બનાવ સુરત જીલ્લાના સુરાલી ગામમાં બની ગયો છે.

સુરાલી ગામના શ્રીમનલાલ છગનલાલની ધણીઆણી લાડુને પોતાની બાલિકા પર અભાવો આવ્યો અને પોતાની પાંચ વર્ષની છોકરી સુમનને પાણીમાં નાખી ડુબાડી દીધી. સેશન્સ કોર્ટમાં કેસ ચાલે છે.

**ગૃહકંકાસના ખપ્પરમાં :** સિનોરની એક કોળી સ્ત્રી ગૃહકંકાસથી કંટાળી પોતાનાં વ્હાલાં એ બાળકોને કુવામાં ફેંકી પાછળથી પોતે પણ કુવામાં ઝંપલાવ્યું પણ તાત્કાલિક લોકોને તે બનાવની ખબર મળતાં ત્યાં દોડી ગયાં અને બાઇને કુવામાંથી જીવતી કાઢી.

પોલીસે હવે તે સ્ત્રી પર આપઘાતની કોશિષ અને બાળકોને મારવાનો કેસ કર્યો છે.

**શંકા જતાં :** સિનોરના એક કોળીને પોતાની સ્ત્રીના ચારીત્ર્ય પર શંકા જતાં તેનું ખુન કરીને લાશને જમીનમાં દાટી દીધી. પાછળથી પોલીસને બનાવની બાતમી મળતાં પોલીસે આરોપીને પકડી લાશ જમીનમાંથી ખોદી કાઢી હતી.

**નાતરે જતા :** મહેસાણામાં એક ઠાકરડા બાઇ નામે અનુ પાછલા થોડાક માસથી ઠાકરડા નામે ધુળીયા સાથે રહેતી હતી. ગઇ તા. ૨૦ ના રોજ રાત્રે તેણીનો મુળ ધણી આવી પહોંચ્યો.

[ અનુસંધાન પાન ૩૧૮ ]

# નોંધ



**યુદ્ધ અને કોંગ્રેસ :**

રશિઆ, આટલાંટીક મહાસાગરમાં અને ભૂમધ્ય સમુદ્રમાં દારૂણ યુદ્ધ ચાલે છે. કોંગ્રેસનું વલણ યુદ્ધ પ્રત્યે હતું તેવું જ છે.

સર તેજ બહાદુર સપ્રુના નેતૃત્વ નીચે મળેલી મુંબાઇ કોનફરન્સના નામથી જાણીતી થએલી મીટીંગમાં સરકારને જે વિનંતીઓ કરેલી તેમાંની થોડી સ્વીકારી સરકારે મધ્યસ્થ કારોબારીમાં બીન સરકારી સભ્યોની નીમણુંક કરી છે. આ નિમણુંકથી મધ્યસ્થ કારોબારી સભામાં સભાસદો બીન સરકારી થશે. તેમાં જાણીતા સર્વપક્ષી નેતાઓ છે.

આ સભ્યો શહેનશાહને જવાબદાર છે. સર તેજ બહાદુરની કોનફરન્સે આ સભ્યો એકમતે ( Collecting ) જવાબદાર રહે એવી માગણી કરી હતી તે ન સ્વીકારતાં અંગત જવાબદાર રહેશે.

કોંગ્રેસ આ સભ્યો ધારાસભાને જવાબદાર રહે એમ માંગતી હતી તે સ્વીકારાઇ નથી. મહાત્મા ગાંધીજીએ જાહેર કર્યું છે કે આ નીમણુંક સાથે કોંગ્રેસને લેવાદેવા નથી. કોંગ્રેસને પૂછવામાં આવ્યું હોય તેમ તેમની જાહેરાતથી જણાતું નથી.

*

**ન્યાત તરફથી લગ્નની ઉંમર નક્કી કેમ કરી હશે ?**

અમદાવાદની વિસા શ્રિમાળી જૈન શ્વે. પં. જ્ઞાતિએ લગ્નની વય સંબંધી એક ઠરાવ કર્યો છે. એ જ્ઞાતિ ઠરાવે છે કે કન્યાની ઉંમર અઢાર અને વરની ઉંમર એકવીસથી વધારે થવી ન જોઇએ. આ ઉપરથી વધારે મોટા થનાર છોકરા છોકરીઓ ઉપર કાયદેસર પગલું લેવાશે. આમાં કોઇપણ અનિવાર્ય કારણ હશે તો જ્ઞાતિ તરફથી રાહત આપવામાં આવશે.

આ જ્ઞાતિ બીજી જ્ઞાતિઓના પ્રમાણમાં બીલકુલ પછાત નથી. છતાં પણ લગ્નની વય નક્કી કરવામાં આટલી બધી સખતાઇ કેમ કરી હશે તે સમજાતું નથી. બાળલગ્નો અટકાવવા માટે વર્ષો સુધી લડત કર્યા પછી સુધારો થવા માંડયો. પરંતુ એ સુધારો વધી વધીને ખુબ આગળ ગયો જેથી ઘણાંને કંટાળો અને ત્રાસ થવા લાગ્યો.

બીજું કેટલાંક લગ્નો ખુબ વિચિત્ર થવા માંડયા. નિશાળ કે કોલેજનું નામ દઇને જાય ને પરણીને ઘેર આવે. તે લગ્નો આંતર્જાતિય, આંતરપ્રાંતિય, પરધર્મિ, અસમાનવય, એક પર બીજી એવાં વગર સમજે યુવતિઓએ ઝંપલાવવા માંડયું છે અને જેની સાથે લગ્નગ્રંથીથી જોડાય છે તે કઇ કક્ષાના માણસ છે તેનો વિચાર સુદ્ધાં તે નથી કરતાં.

જ્ઞાતિબંધન તોડવાના ઇરાદાથી, પ્રાંતિય વિખવાદ દુર કરવાના ઉદ્દેશથી, કે ધાર્મિક ઝઘડા દુર કરવાના ઉદ્દેશથી જો ઉપર દર્શાવેલાં લગ્નો થતાં હોય તો આપણે સહર્ષ વધાવી લઇએ.

અસમાન વયના લગ્નોમાં તો પુરૂષો પોતાની ચાલાકીથી પારકી બાળાઓને ભોળવીજ જાય છે અને એક પર બીજી તરીકે જવામાં તો મૂર્ખામી છે જે હમણાં નથી સમજાતું પરંતુ દસકા પછી બરોબર સમજાશે.

આવા સંજોગોમાં વિસાશ્રિમાળી જૈનજ્ઞાતિએ

લગ્નની ઉંમર આવી જાતની નક્કી કરી હોય તો વિસ્મય થવા જેવું નથી.

*

**સેવાની સંસ્થાઓમાં કામ કરવું જોખમ ભરેલું નથી ?**

થોડા વખત ઉપર ગુજરાત સમાચારમાં અમદાવાદના અનાથાશ્રમના વહીવટ ઉપર કોઇ બાઇ તરફથી ટીકા લખેલી હતી તેનો ઉતારો 'સ્ત્રી શક્તી'માં લખાયો છે.

એ બાઇએ ખાસ કરીને લગ્નની બાબતમાં ખુબ લખ્યું છે. અને ખાસ કરીને રા. ગટુભાઇ ઉપર બધો રોષ ઠાલવ્યો છે.

મહિપતરામ રૂપરામ અનાથાશ્રમ એટલે વિધાબેનના કુટુંબીઓની પ્રવૃત્તિઓ અને ગટુભાઇની સેવાના અનેક ક્ષેત્રોમાંનું એક મુખ્ય ક્ષેત્ર.

કેટલાંએ નિરાશ્રય અને ગરીબોની જીંદગી આ સંસ્થામાં સુધરી ગઇ છે છતાં પણ ત્યાંના કાર્યકર્તાની પાછલી જીંદગીમાં તેમની સેવાઓને માટે ગમે તેમ બોલાય તે આઘાત જેવોતેવો નથી

અત્યારે ગુજરાતની સ્થિતિ જોતાં આપણને એમ જ લાગે છે કે આ જમાનો સેવાભાવીઓ તરફ શંકાની નજરે જોવાનો છે હાલમાં કેટલાક ઉછરતાં તો એમજ માને છે કે વગર પૈસે સેવા કરનારામાં કંઇક સ્વાર્થ હોવો જ જોઇએ અને તેઓ તરફ એવી ઝીણી નજરથી જુએ છે કે એમની સીધી સુચના હોય તેમાં પણ સેવા કરનારનો સ્વાર્થ હોવો જોઇએ અથવા સ્વાર્થ છે એવું સાબીત કરવા પ્રયાસ કરે છે. તેને માટે તેમની યશસ્વી કારકીર્દી ઉપર ગમે તેવા આક્ષેપો કરતાં પણ અચકાતાં નથી આવું ઘણી સંસ્થાઓમાં જોવામાં આવે છે તેવું અનાથાશ્રમની બાબતમાં પણ છે.

આવા સ્વાર્થી માણસોનું માનસ જ્યાં સુધી સુધરે નહિ ત્યાં સુધી સંસ્થાઓ ઉંચે ચઢવાને બદલે પાછળ હઠશે અને હઠે છે. ઘણી સંસ્થાઓને ધોકો લાગ્યો છે.

રા. ગટુભાઇને અમે ઓળખીએ છીએ એમની જીંદગી સેવામાં જ અર્પી છે તે અનાથાશ્રમમાં કામમાં ગફલત કરે તે વાત માનવામાં નથી આવતી પરંતુ આવાં પીછેહઠ કરાવનારાં ઉગતા માનસોને પ્રભુ સદ્બુદ્ધિ આપે અને સૌમાં સારૂં શું છે તે જોવાની બુદ્ધિ પ્રભુ અર્પે.

*

**'ગુણસુન્દરી'ની નવા વર્ષની ભેટ :**

આવતા અંકથી-સપ્ટેમ્બરથી "ગુણસુન્દરી" ૧૯ મા વર્ષમાં પ્રવેશે છે. આવતો સપ્ટેમ્બરનો અંક ૧૯ મા વર્ષના પહેલા અંક તરીકે બહાર પડશે. નવા વર્ષથી ગુણસુન્દરીનું કવર ડીઝાઇન પણ સુંદર બે રંગી નવીન બાયથી ભરપુર આકર્ષક રજુ થશે. તેમજ અંદરના વિષયો, વાર્તાઓ, રાસો, કાવ્યો પણ જેમ અને તેમ વધુ ને વધુ ઉપયોગી અને સુંદર રજુ થશે. તેમજ નવા વર્ષની ભેટ તરીકે "સુમિત્રા નામની એક સુંદર નવલિકા જાણીતા સાહિત્યકાર અને 'શારદા'ના તંત્રી શ્રી. ગોકળદાસ દ્વા. રાયચુરાની કલમથી લખાએલી છે અને તે સમાજમાં નવીન જ વસ્તુ રજુ કરતી એક સાંસારીક નવલકથા છે.

"ગુણસુન્દરી"નું
સને ૧૯૪૧-૪૨નું
ભેટ પુસ્તક
સામાજીક નવલકથા
**સુમિત્રા**
છપાય છે.
લેખક :
રા. ગોકુલદાસ દ્વા. રાયચુરા
તંત્રી : "શારદા"

*

**લવાજમ મનીઓર્ડરથી મોકલો :**

"ગુણસુન્દરી"ના જે ગ્રાહકોનું લવાજમ આ ઓગસ્ટ અંકથી ખલાસ થાય છે, તેઓ આ અંક મળેથી ૨૫ મી ઓગસ્ટ ૧૯૪૧ સુધીમાં તેમનાં લવાજમ મનીઓર્ડરથી મોકલી આપે. મનીઓર્ડરની સ્લીપમાં ગ્રાહકનો નંબર તેમજ પુરૂં નામ, એડ્રેસ જરૂર લખી મોકલે. જેમના તરફથી એ રીતે લવાજમની રકમ જો મનીઓર્ડરથી.

નહીં આવે તેમને આવતો અંક વી. પી. થી મોકલવો પડશે. જે ગ્રાહકો સ્વીકારી અમને આભારી કરશે એવી અમારી નમ્ર વિનંતી છે.

જેઓને ગ્રાહક તરીકે ન રહેવું હોય તેઓ પોતાનો ગ્રાહક નંબર તેમજ પુરું નામ ઠેકાણું લખી એક કાર્ડથી ખબર આપશે તો નાહકનો વી. પી. ખર્ચ તથા અમારી તકલીફ બચાવશે. પાછળથી વી પી. પાછું મોકલી નાહકના ખર્ચના બોજામાં ન ઉતારવા આથી વિનંતી છે. જેમનાં લવાજમ મળી જશે તેમને નવા વર્ષની ભેટ ચોપડી જે હાલ છપાઇ રહી છે તે તૈયાર થતાં તરત જ મોકલી આપવામાં આવશે.

*

**ગ્રાહકોને વિનંતી :**

અત્યાર સુધી ગુણસુન્દરીના ગ્રાહક તરીકે ચાલુ રહી અમોને જે જે ગ્રાહકોએ આભારી કર્યા છે તેમનો આ તકે અમે આભાર માનીએ છીએ. તેઓને વિનંતી છે કે નવા વર્ષમાં તેઓ તો ચાલુ જ રહે. ઉપરાંત તેમનાથી બને તેટલા તેમના સ્નેહી મિત્રોને આ માસિકના ગ્રાહક તરીકે નવા ગ્રાહક તરીકે નોંધાવવા બનતો પ્રયત્ન કરશે તો અમોને આવા લડાઇના વખતમાં બહુ ઉપયોગી થઇ પડશે. ચાલુ લડાઇના લીધે કાગળો વિ. ની મોંઘવારી એટલી બધી વધી ગઇ છે કે જેને પહોંચી વળવું ઘણું મુશ્કેલ થયું છે એવા વખતે ગ્રાહકો પોતે ચાલુ રહી નવા ગ્રાહકો તરીકે પોતાના મિત્રમંડળને ભલામણ કરી અમોને મદદ કરશે તો ઘણું જ ઉપયોગી થઇ પડશે.

મનીઓર્ડર મોકલવાનું ઠેકાણું :

વ્યવસ્થાપક : "ગુણસુન્દરી"
C/o લુહાણામિત્ર પ્રિં. પ્રેસ,
રાવપુરા–વડોદરા.

---

[ સ્ત્રીજગત : અનુસંધાન પાન ૩૧૫ નું ]

અને બાઇને પોતાને ત્યાં આવવા જણાવ્યું. તેની સાથે જવા ઇન્કાર કરવાથી તે બીજા ડાકરડાને બોલાવી લાવી બાઇને તેના ઘરમાંથી ખભે નાખી ઉપાડી ગયો, આ રીતે બાઇને ઉપાડી ગયા પછી ૨૧–મીએ સવારે એ આગલા ધણીએ બાઇનું નાક કાપી નાખ્યું. બાઇ હોસ્પિટલમાં છે.

**ભાજી ખાતર !** નડિયાદ તાલુકાના ફતેગામ-પુરા ગામમાં નણંદ ભોજાઇ વચ્ચે શાકની ભાજી માટે તકરાર થતાં ભોજાઇએ પોતાની નણંદના માથામાં ડફણું મારવાથી માથું ફાટી જતાં નણંદ મૃત્યુ પામી.

હકીકત એવી છે કે મરનાર છબાને ચકલાસી ગામે પરણાવેલી પણ તેને પોતાના ધણી સાથે બનતું નહિ હોવાથી ૩–૪ વર્ષથી પોતાના ભોરસાન બાપને ત્યાં રહેતી હતી. પિયેરમાં પણ ભોજાઇ સાથે બનતું નહિ હોવાથી કજીયો ચાલ્યા કરતો. ગઇ તા. ૧૮ ના રોજ ભાજી સંબંધી બોલાચાલી થતાં ઉપર પ્રમાણે બન્યું.

**કુવાનો આશરો :** રખીઆલ ગામની સીમમાં આવેલા કુવામાં એક લાશ તરતી જણાતાં તે વિસ્તારમાં ચકચાર ફેલાવા પામી હતી. આ અંગે તપાસ કરતાં એમ જણાય છે કે રખીયાલની સીમમાં ભીખાભાઇ પટેલ નામના શખ્સના કુવામાં એક લાશ તરતી હોવાનું જાણવામાં આવતાં તેને બહાર કાઢવામાં આવી હતી. તે લાશ એક અરાઢ વરસની યુવાન મારવાડી બાઇની જણાતી હતી. તેનું નામઠામ જણાયું નથી.

"ગુણસુંદરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૧ : અંક ૮ | પુસ્તક ૧૧ | ઑગસ્ટ : ૧૯૪૧

## ચોમાસું

૧
ચોમાસે આવે વરસાદ,
લાવે ચેવરીઓ પરસાદ.
તાપ સમે લુ ઓછી થાય,
ઠંડા મીઠા વાયુ ફૂંકાય.

૨
ટહુકા મોર તણા સુણાય,
ચોમાસુ આવ્યુ દેખાય.
આકાશે છાયે અંધાર,
વરસે વાદળ મુશળધાર.

૩
વિજળીના ઝબકારા થાય,
ગડગડ ગડગડ ગર્જન થાય.
બેબી ને બાબો બી જાય,
માતા પાસે દોડી જાય!

૪
ચોગમ પાણી વહેતું જાય,
ધરતી માતા ખૂબ ધરાય.
વર્ષા લીલા લહેર કરે,
ખૂશી થઇને ખેડૂત ફરે.

૫
પાણી રેલમછેલ જતાં,
રસ્તા સર્વે સાફ થતા.
નદીઓમાં પાણી ઉભરે,
ધસમસતાં દરિયાને મળે.

૬
લીલોતરી ચોગમ નિરખાય,
માણસનાં હૈયાં હરખાય.
ઝરમર મેહુલીઓ વરસે,
બાળક તો નાચે હર્ષે.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા.

# બિલીપત્ર

## દૂર દેશ જતાં વાર ન લગાડો

બાવીસે બાપુની ઘોડી
એક દિવસ ચરવા મેં છોડી
છોડી ત્યાં તો ભરે છલંગ
થનગન થનગન થાતું અંગ
અંગે ઉજળી એની વાન
સુંદર શોભે લાલ લગામ
લગામ લેઇ બન્યો બહાદૂર
જાણે રણઘેલો રણશૂર
રણશૂર હું લાકડા સ્વાર
દૂર દેશ નહિં જાતાં વાર.

## દિલ્હીના ઠગને દગાખોર બનાવો

ત્રેવીસે વીસા પટલની વાડી
ભાત લઇ જાતાં પટલાણી
લાણી લોટા પિત્તળના
ચોર ચુનંદા ચિત્તળના
ચિત્તળ ચકલી પકડી લાવ
ચંપા માથે આવે દાવ
દાવ દઇને દહિંરે જાય
દહેરૂં આવ્યું દાદરમાં
દાદર ચઢતાં થાકયા પગ
દગાખોર દિલ્હીના ઠગ.

## બાવાને બમબમ બોલાવો

ચોવીસ લીધી ચાદર એક
વાંદરભાઇની મોટી ટેક
ટેકટેકડા મારે ખૂબ
કૂદી કરતા હુકાહુક
હુક હુકકો બાપુનો
કકડો લાવ્યા સાબુનો
જોયો મેળો આબુનો
આબુ ઉપર ઉંચાં ઝાડ
ઝાડ પાંદડાં લીલાં છમ
બાવો બોલે બમબમ.

શ્રી. મહિપતરામ જોષી.

# મારો કાશ્મીરનો પ્રવાસ

[ જુલાઈ અંકથી ચાલુ ]

પહેલગામ ઉતરી સાંજના અમે પોઇંટ જોવા ગયા. જેલમ નદી ઓળંગી પહાડો ઉપર સપાટ ત્રણ જગ્યાઓ છે. તે પોઇંટ (૧) પોઇંટ (૨) પોઇંટ (૩) એવા નામથી ઓળખાય છે. સવારે ચંદનવાડી ગયા તે ત્યાંથી ૮ માઇલ દૂર છે અને ઘોડા ઉપર જવાય છે. પોઇંટ ઉપર થઇને આગળ ડુંગરો છે. ચઢવાનું ઘણું છે. રસ્તામાં એક બે જગ્યાએ એક બાજુ ડુંગર ને બીજી બાજુ તદન સીધી ખીણમાં નદી છે અને ફક્ત ત્રણ ફીટની ઘોડાને ચાલવાની જગ્યા છે.. અહીં બહુ સાવચેતીથી જવું પડે છે, ચંદનવાડી ઉપર રસોઇ થાય છે અને વેચાતી મળે છે. ત્યાં એક પુલ છે જે અમે જોયો હતો, તે આખો બરફનો છે. લગભગ ૧૦૦ ફીટ પહોળો છે. જેલમ નદી આ બરફના પુલ નીચેથી પસાર થાય છે આ દૃશ્ય અદ્ભુત છે. આ પુલ ઉપરથી ચાલતા તેમજ ઘોડા પર માણસો જઇ શકે છે. અમરનાથની ગુફા જોવા અહીંથીજ જવાય છે. રાતના પાછા પહેલગામ આવ્યા, ને ત્યાંથી શ્રીનગર થોડા દિવસ રહી રાવળપીંડીથી " ફ્રંટીયર મેલ "માં દીલ્હી ગયા.

દીલ્હીમાં પહેલાં કિલ્લો જોવા ગયા, તે ઘણો મજબુત છે, અને ઇંગ્લીશ લશ્કરના ચોકી પહેરા વચ્ચે છે. ત્યાં દીવાનેઆમ જોવા જેવું છે તેની જમીન આખી આરસપહાણની છે અને તેના પર ચિત્રકામ કરેલું છે. તેમાં પહેલાં હિરા માણેક વગેરે જડેલાં હતાં. પણ રાજાઓ આવ્યા તે બધા લઇ ગયા. અહીંયા એક જોવા જેવી વસ્તુ છે. ભીંત ઉપર ત્રાજવું ને તલવાર કોતરેલાં છે ત્યાં જહાંગીર ને નૂરજહાંના આસનો છે. કહેવાય છે કે જહાંગીર ત્યાં ફરીયાદ સાંભળતો ને ન્યાય આપતો. બાગમાંથી અંદર જતાં ઓટલા પર જ એક આરસપહાણનું ઉંચું નક્કર સ્ટેન્ડ છે તેની ઉપર આરસનું અંબાડીના છાપરા જેવું છે. તેમાં જહાંગીર સભાને વખતે બેસતો હતો. "દિવાને ખાસ"ની વચમાંથી જમુના નદીનો વહેવાનો માર્ગ છે તે અત્યારે તો સુકાઇ ગયો છે. છોકરાંઓને નહાવા માટે જમીનની અંદરથી પાણી લઇ બીજા ઓરડામાં હોજ કરેલો છે. રાણીઓને નહાવાની જગ્યાએથી પણ જમુના નદી પસાર થતી હતી. પાસેજ એક જગ્યાએ અત્તરના ફુવારા છે. કિલ્લાની બીજી બાજુથી પહેલાં જમુના નદી વહેતી હતી પણ હવે દૂર ચાલી ગઇ છે. ત્યાં જહાંગીરનું માછલી પકડવાનું આરસનું સ્થાન છે. પછી અમે જુમ્મા મસીદ જોઇ. પછી ન્યુ દીલ્હી ગયા. ત્યાં પહેલાં 'લક્ષ્મીનારાયણ'નું મંદીર જોયું. તે ઘણું ખરું બીરલાજીએ બંધાવ્યું છે. એટલે બીરલા ટેમ્પલ કહેવાય છે. તે તદન નવુંજ છે ને ઘણું સુંદર છે ત્યાં દરેક ઠેકાણે ભીંત પર રામાયણ, મહાભારત, વગેરેમાં સુંદર દૃશ્યો ચિતરેલાં છે ને દરેક ચિત્રની નીચે તેની સમજુત આપેલી છે. એક ઠેકાણે ચિત્રમાં ગૌતમ બુદ્ધની કથા જન્મથી તે સમાધી લીધી ત્યાં સુધીની બતાવેલી છે. બાગ પણ સુંદર છે. બાગમાં હાથી, સિંહ વગેરેની મોટી પત્થરની મૂર્તિઓ બનાવેલી છે. ત્યાંથી વાઇસરોયના મહેલ તરફ ગયા તેનો ઘુમ્મટ તેમાં વપરાયલા પથરાની જાત જોતાં આપણને એમજ લાગે કે એ મકાન જુના વખતનું છે. તેનો બાગ અતિશય મોટો છે તેમાં ઘાસ ઉગાડેલાં છે, તેમાં આગળ થઇ ગયેલા વાઇસરોયોનાં પૂતળાં મૂકેલાં છે. પાસે હિંદી ધારાસભાનું આલીશાન મકાન છે. તે તદન ગોળ છે. તેમાં બાજુથી ઓરડાઓ છે તેને બારણાંજ નથી. તે ઘણુંજ મોટું મકાન છે. પછી ઇન્ડીઆ ગેટ જોયો દીલ્હીમાં હજી ઘણું ઘણું જોવાનું હતું પણ ત્યાં ખુબ ગરમી હોવાથી અમે બીજેજ દિવસે ત્યાંથી નીકળ્યા ને ફ્રંટીયર મેલમાં પાછા ઘેર આવી પહોંચ્યા. (સંપૂર્ણ)

શ્રી. આરુણ મહેતા.

# દાદાભાઈ નવરોજજી

તમારા ઘરના દાદાને તો તમે સૌ ઓળખો છો, પણ આપણા દેશના–હિંદના દાદાને ઓળખો છો ?

આપણા દેશમાં સ્વરાજ્ય મેળવવાની હીલચાલ પ્રથમ શરૂ કરવાનું માન મેળવનાર, કન્યાશાળાઓ કાઢી કન્યા કેળવણી તરફ બધાનું પહેલ વહેલું ધ્યાન દોરનાર; ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં સભાસદ ચુંટાઇ ત્યાં હિંદની ગરીબાઇ રજુ કરી હિંદ વતી લડનાર એ મહાપુરૂષને કોણ ન ઓળખે ?

એમનું નામ હતું દાદાભાઈ. વહાલનું નામ હતું 'દાદી.' એ જન્મ્યા હતા ઇ. સ. ૧૮૨૫ ની સપ્ટેમ્બર માસની ચોથી તારીખે. વતન નવસારી. પિતાનું નામ નવરોજજી. માતાનું નામ હતું પુતળીબાઇ.

પિતા મોબેદ હતા. મોબેદ એટલે પારસીઓના ગોર. ધર્મગુરૂનું કામ કરે. ગરીબ હતા. દાદાભાઇ ચાર વરસના થયા, ત્યારે એ દેવલોક પામ્યા. માતાએ એમને ઉછેર્યા ને ભણાવ્યા.

× × ×

દાદાભાઇ મુંબઇ રહેતા હતા. ત્યાં મામાની દેખરેખ નીચે ભણતા હતા. એક દિવસ એમની નિશાળ જોવા કોઇ આવેલું. તેણે વર્ગમાં છોકરાઓને બે ત્રણ સવાલ પૂછ્યા. ઘણા છોકરાઓ જવાબ દઇ ન શકયા. પણ દાદાભાઇએ તો ટપોટપ જવાબ દઈ દીધા. જોવા આવનારે ખુશ થઇ ઇનામ આપવા માંડયું.

" તમારે ઇનામ આપવું હોય, તો મારા ગુરૂજીને આપો, મને નહિ. " આમ કહી એમણે ઇનામ ન લીધું.

જોયું, કેટલું ઉદાર હૃદય !

× × ×

દાદાભાઇ નિશાળમાં બહુ હોંશિયાર ગણાતા. વર્ગમાં પહેલો જ નંબર રાખે. ગણિત તો સૌથી સરસ આવડે. નિશાળમાં ચાલચલગત પણ સારી. કોઇને અડપલાં ન કરે; ગાળો ન દે; કે ન મારે.

ચોકખાઇ તો એમને બહુ જ ગમે. શરીર ચોકખું, કપડાં ચોકખાં ને બીજું બધુંય ચોકખું.

નિશાળના માસ્તરોનો પણ એમના ઉપર બહુ જ પ્રેમ. બધા જ કહેતા 'મોટપણે દાદાભાઇ એક મહાન પુરૂષ થશે.'

થયું પણ તેમજ.

× × ×

કેટલાક પારસીઓ જમતી વખતે દારૂ પીએ છે. દાદાભાઇના મામાને ત્યાં પણ દારૂ વપરાતો. એક દિવસ બધાં જમતાં હતાં, જમતાં જમતાં દારૂ મંગાયો. દારૂ ઘરમાં ન હતો.

મામા બોલ્યા—' અરે દાદી ! પાડોશમાંથી થોડો દારૂ માગી લાવ તો ? પાડોશી ન હતો. ઘરમાં બાઈ હતી તે કાંઇક કડવું બોલી દાદાભાઇને એ લાગી ગયું. એમનું સ્વમાન ઘવાયું એ દારૂ વગર પાછા ફર્યા. આવીને બોલ્યા—" મામાજી, બાઈ ન બોલવાનું બોલી છે. હવે હું દારૂ લેવા જઇશ નહિ."

મામા પસ્તાયા. તે જ દિવસથી દાદાભાઇએ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા કરી.

× × ×

વિદ્યાર્થી અવસ્થામાં દાદાભાઇ પોતાના પારસી–ધર્મનાં તથા બીજાં બહારનાં પુસ્તકો ખુબ વાંચતા. આથી એમના વિચારો ફેરવાઈ લોક–સેવા તરફ ઢળ્યા હતા. પાપી કામોથી તે બહુ ડરતા.

વિદ્યાર્થીઓને બરાબર બોલતાં આવડે, એ માટે એમણે જ્ઞાન પ્રચારક મંડળી સ્થાપેલી.

ભણી રહ્યા પછી એ કોલેજના પ્રોફેસર થયા. કોલેજમાં પહેલ વહેલા હિંદી પ્રોફેસર નિમાયા હોય તો તે દાદાભાઈ જ !

એ પછી વિલાયત ગયા. ત્યાં પણ 'લંડન ઇંડિયન સોસાયટી' નામની મંડળી સ્થાપી. આજે પણ તે ચાલે છે.

દાદાભાઇને દેશને માટે એટલી બધી લાગણી હતી, કે એઓ પોતાને પારસી ન કહેવડાવતાં હિંદી જ કહેવડાવતા. હિંદની ગરીબાઈ દુર કરવાના પોતાના પ્રયત્ન પાછળ એ જીવન પ્રયત્ન મંડયા રહ્યા. આથી એમને આપણે હિંદના દાદા કહીએ છીએ.

ઇ. સ. ૧૯૧૭ માં દેવલોક પામ્યાં.

શ્રી. કરસનજી મ. દેસાઇ.



## કાળી કોયલડી

મીઠું મીઠું તારું ગાન, કાળી કોયલડી !
તારું આંબો છે રહેઠાણ, કાળી કોયલડી !
તારાં મનહરનારા બોલ, કાળી કોયલડી !
તારૂં દિલ કોકિલનું ખોલ, કાળી કોયલડી !
તારે ટહુકે ભુલું ભાન, કાળી કોયલડી !
મીઠું મીઠું તારૂં ગાન, કાળી કોયલડી !

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

# કુકડો અને શિયાળ

એક વખતે કુકડાભાઈ લહેરથી ખાતા હતા, ત્યારે એક શિયાળ આવ્યો ને પૂછ્યું:

" કેમ છો કુકડાભાઈ ! મે સાંભળ્યું છે કે તમે ઘણા ચતુર છો. મને કહો તો ખરા ત ! કેટલી યુક્તિ કરી જાણો છો ? "

" ભલે. " કુકડાભાઈએ કહ્યું. " હું ત્રણ યુક્તિ જાણું છું. તમે કેટલી યુક્તિ કરી જાણો છો ? "

" હું ત્રણસો યુકિત કરી જાણું છું. " શિયાળે કહ્યું. " જો હું ખરેખરી કોશિશ કરૂં તો. "

" મને તેમાંની થોડી કરી બતાવો ને ? "

" સારૂં, " શિયાળે કહ્યું. " એક એવી યુક્તિ હું કરી જાણું છું કે મારી ડાબી આંખ બંધ કરી જોરથી અવાજ કરૂં છું. ઘણાં થોડાં જાનવર એ કરી જાણે છે."

" હા, હા, હા, " કુકડાભાઈ હસ્યા " તે ઘણી સહેલી છે. "

" તો જરા કોશિશ કરી જુઓ, તમે ધારો છો તેટલી એ સહેલી નથી. "

કુકડાભાઈએ તરતજ ડાબી આંખ બંધ કરીને જોરથી અવાજ કાઢયો, કુ....ક....ડે...કુ...ક.

હમણાં તેની ડાબી આંખ શિયાળની સામે હતી, તેથી તે જોઇ શકે તે પહેલાં શિયાળે તેને પકડયો ને ચાલવા માંડયું.

એક બાઇએ આ બધું જોયું હતું એટલે તેણે જોરથી બુમ પાડી.

" એ ! એ કુકડાને છોડી દે, એ મારો કુકડો છે. "

તે વખતે કુકડો શ્વાસ લેવા માટે બહુજ આતુર હતો, છતાં પણ તેને તૂટેલા અવાજે શિયાળને કહ્યું કે "તે....ને ક....હે કે....હ....વે હું....તારે....તાબે....છું."

હવે શિયાળ ભાઇએ તે બાઇને કહેવા પોતાનું મોંઢુ ઉઘાડયું. અને તરત જ કુકડાભાઈ કુદયા અને ઝાડની ડાળી પર બેસી ગયા.

પોતે બચીને સલામત ઠેકાણે પહોંચ્યા એટલે પોતાની ડાબી આંખ બંધ કરી કુકડાભાઇએ જોરથી અવાજ કર્યો: " કુ....ક....ડે....કૂ....ક... ".

શિયાળભાઇ પસ્તાવો કરતાં કરતાં પોતાની બખોલમાં ચાલ્યા ગયાં.

શ્રી. કનુભાઇ કૃ. મહેતા

# કાળાશમાં કુદરતની કરામત

કોણુ જાને શા કારણથી જગતના માનવીઓ કાળાશનું નામ સાંભળી મોં મચકોડે છે. પણ, ખુબ ધ્યાનથી અવલોકીશું તો, એમાં કુદરતની વિશેષ કરામત માલમ પડયા વિના નહિ રહે.

જુઓ ? જેને જગત, ભગવાનના નામથી સંબોધે છે તે; મહાત્માઓ ! શ્રીકૃષ્ણ, વિષ્ણુ, રામ, શિવ, શેષ અને નારાયણ પણ કાળા જ હતા. બધાનું વિવેચન ન કરતાં ટુંકામાં એટલું જ કહું છું કે, કાળા શ્રીકૃષ્ણની ટચકડી ગીતારૂપી બંસરીનો નાદ આખા જગતભરમાં પહોંચ્યો છે. તે છતાં પણ, હાલના વિદ્વાનો એની પૂરેપૂરી ટીકા કરી શકયા નથી.

સદ્‌ગુણની ભંડાર સતી દ્રૌપદીને પણ વ્યાસે શામળી જ કહી છે.

આખા જગતની શક્તિ તરીકે જાણીતી માતા, નામ પ્રમાણે કાળીકા અથવા ભવાની પણ કાળાં જ છે. દેવો મહિષાસુરનો વધ ન થઇ શકવાથી માતા કાળીકાની જ મદદે ગયા હતા. અને માતા સાહ્ય થયાં હતાં.

અરે ! ! આ મેઘ રાજાની મ્હેર તો જુઓ ! સાવ કાળું વાદળ ન હોત તો વરસાદ જ કયાં હતો. લોકો કાળા વાદળ સામું જ આભારની દ્રષ્ટીએ જુએ છે.

નાનાં બાળક રડતાં છાનાં ન રહેવાથી ' એ કાળો ભૂત આવ્યો ' કહી છાનાં રાખે છે. પણ, કોઇ એમ કહેતું નથી કે, ' એ ધોળો ભૂત આવ્યો ' ત્યારે એ કાળાશનો જ ચમત્કારને ?

સાપ, વિંછી, ગરોળી વિગેરે કાળા રંગનાં હોય તો જ વિષમાં પણ ભયંકર હોય છે. અને સૌથી વધુ કાળી નાગણની જ બીક વધારે લાગે છે. જેમ વિષમાં બળવાન તેમ કુદરતે રંગમાં પણ કાળાશ જ વધુ વાપરી છે.

અરે સુવાનો ? આખો દિવસ માથા ઉપર ટાપટીપ કરો છો તે કોના બળે ? જવાબ એજ કે, વધુ કાળા વાળાને અંગે જ ( બળે જ ). એક બાજુ વિખરાએલા કાળા વાળવાળા સુવાન તરફ જુઓ અને બીજી બાજુ અત્તર ચોપડી ઓળેલા ધોળા વાળ વાળાધરડા ડોસા તરફ જુઓ ? કોણ વધુ સુંદર ? જવાબ એજ કે કાળાશ ?

કયું શરીર તાકાતવાન ? ભુરૂ કે કાળુ ? ગામડામાં આવી જુઓ તો તરત જ સમજાય ? હું તો કહું છું કે ગમે તેવો અખાડામાં કેળવાએલો મલ્લ હોય તો પણ

ગામડાનો એક કાળો ખેડુત ખેતરેથી ભાંકિયો પાકયો આવ્યો હોય તો પણ તેને હંફાવ્યા વિના ન રહે ?

'મરદ તો મૂછાળા' એ કહેવત જાણે કે હાલતેર લાગુ પડતી નથી !! ! પણ એટલું તો કહેવું જ પડશે કે, મૂછ કાળી હોય તો જ શોભે છે.

અરે ? તમારી આંખ સામું તો જુઓ. એ આંખની કીકી કાળી જ શોભશે !

બધુ તો રહ્યું પણ; જેની પાસે પણ ન જવાય અને જેનો સ્પર્શ કરતાં છક્કા છૂટી જાય એવો અગ્નિ ! પણ તે શરૂઆતમાં લાલ અને અંતે તો કાળા રંગની જ જ્વાળા કાઢે છે.

સૌથી કિંમતી લાકડું તો કાળું સિસમ જ ? એનું તો કવિએ પણ ગીત બનાવ્યું છે સાંભળો ?

'સાવ સિસમના ઢોલીઆ ઢળાવું,
ઉપર મારા 'કાનજી' પધરાવું'–ઇત્યાદી.

કાળા કાગડામાં જ ચતુરાઇનો ભંડાર છે.

કાકા કોલસો કાળો છે. તેજ કાળા કોલસાથી જગતમાં કારખાનાં ચાલે છે. બીજું ઘણું ય છે પણ....

શ્રી. પંચાલ ચિમનલાલ રણછોડભાઇ



# "રીત"

૧. સુરેશ ! તમારી રીત મને બીલકુલ પસંદ નથી.
૨. ચંપક ! આ તારી રીત ના કહેવાય ?
૩. રડવા કૂટવાનો રીત રિવાજ તદન જંગલી છે.
૪. સાહેબ ! મને આ દાખલાની રીત બતાવોને ?
૫. સૌ કામ રીતે રીતે થાય. ઉતાવળે ન થાય.
૬. સાયગલની ગાવાની રીત મધુર છે.
૭. દોસ્ત ! મેં એક સરસ રીત કરી.
૮. હા ભાઇ ! તેની રીત ભાત સારી છે.

શ્રી. કુલવદન કા. બ્રહ્મભટ્ટ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૭-૪૧

Registered No. B. 1775

THE

# NGLISH AND EMPIRE DIGEST

WITH

COMPLETE AND EXHAUSTIVE

# ANNOTATIONS.

---

VOLUME XLI.

ગામઠાનો એક કાળો ખેડુત ખેતરેથી ઓંકિયો પાકયો આવ્યો હોય તો પણ તેને હંફાવ્યા વિના ન રહે ?

'મરદ તો મૂંછાળા' એ કહેવત જાણે કે હાલતો લાગુ પડતી નથી !!! પણ એટલું તો કહેવું જ પડશે કે, મૂછ કાળી હોય તો જ શોભે છે.

અરે ! તમારી આંખ સામું તો જુઓ. એ આંખની કીકી કાળી જ શોભશે !

બધુ તો રહ્યું પણ; જેની પાસે પણ ન જવાય અને જેનો સ્પર્શ કરતાં છક્કા છૂટી જાય એવો અગ્નિ ! પણ તે શરૂઆતમાં લાલ અને અંતે તો કાળા રંગની જ જવાળા કાઢે છે.

સૌથી કિંમતી લાકડું તો કાળું સિસમ જ ? એનું તો કવિએ પણ ગીત બનાવ્યું છે સાંભળો ?

'સાવ સિસમના ઢોલીઆ ઢળાવું,
ઉપર મારા 'કાનજી' પધરાવું'–ઇત્યાદી.

કાળા કાગળામાં જ ચતુરાઇનો ભંડાર છે.

કાકા કોલસો કાળો છે. તેજ કાળા કોલસાથી જગતમાં કારખાનાં ચાલે છે. બીજું ઘણું ય છે પણ....

શ્રી. પંચાલ ચિમનલાલ રણછોડભાઇ



## " રીત "

૧. સુરેશ ! તમારી રીત મને બીલકુલ પસંદ નથી.
૨. ચંપક ! આ તારી રીત ના કહેવાય ?
૩. રડવા કૂટવાનો રીત રિવાજ તદન જંગલી છે.
૪. સાહેબ ! મને આ દાખલાની રીત બતાવોને ?
૫. સૌ કામ રીતે રીતે થાય. ઉતાવળે ન થાય.
૬. સાયગલની ગાવાની રીત મધુર છે.
૭. દોસ્ત ! મેં એક સરસ રીત કરી.
૮. હા ભાઇ ! તેની રીત ભાત સારી છે.

–શ્રી. ફુલવદન કા. બ્રહ્મભટ્ટ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૭-૪૧

Registered No. B. 1775

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ




ઓગસ્ટ

૧૯૪૧

નવી રેકર્ડઝ

પ્રેમનગરના પ્રવાસીઓના માર્ગ કેવા વિકટ હોય છે તેનો બોધ તમોને

મા. અશરફખાન

એમ. એમ. ૭૧૬૭

રેકર્ડ પર

" જુદા પ્રવાસી પ્રેમનગરના "

રજુ કરી સમજાવે છે



મા. અશરફખાન

**સુમતિ દરૂ**

ડી. એ. ૬૪૪૪

આજ ઝુલે ઝુલે રે નંદજીના દેવ

અને

તાંડવ નૃત્ય

**બાબુ મહેતા**

ડી. એ. ૬૪૪૫ { કરમો ભૂલાવે મુજને / સમજી જવાબદારી

**ગઢવી અભયસીંગ**

ડી. એ. ૬૪૪૦ { આઇ નાગબાઇ ભા. ૧ / " ભા. ૨

કચ્છી ભાઈઓ !

કચ્છી ભાષાની રેકર્ડઝ બહાર પડી ચયેલ છે...

કચ્છના ભક્તકવિ શિવજીભાઇએ રચેલા અને ગાયેલા ગીતોની રેકર્ડઝ

ડી. એ. ૬૪૦૮

દીઠી દિવ્યમૂર્તિ મનોહારી રે

અને

ન્યારો, ન્યારો, બીરા માકે

ઉપરાંત

ડી. એ. ૬૪૪૨ { કચ્છડેજો પાણી દિપાઓ / વંદેમાતરમ બોલીને બોલો



કમલેશ ઠાકર

**કમલેશ ઠાકર અને પાર્ટી**

ડી. એ. ૬૪૪૧

વિરોધ-નિશ્ચય

ભા. ૧-૨

રજુ કરે છે

પ્રકાશ પીકચર્સ કૃત "દર્શન" અને કુમલા ટોકીઝ કૃત "સોહાના ગીત"ના ગાયનોની રેકર્ડઝ સાંભળવા તૈયાર રહો.

સચિત્ર મફત કેટલોગ માટે અમારા ઓથોરાઈઝડ ડીલર્સને મળો અથવા લખો

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કંપની લિ૦**

૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ ૧.

THE

# ENGLISH AND EMPIRE DIGEST

WITH

COMPLETE AND EXHAUSTIVE

# ANNOTATIONS.

---

VOLUME XLI.